# પરબ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

અંક પહેલો ઑગસ્ટ : ૧૯૯૬

તંત્રી
રમણલાલ જોશી

## ૭૩

## વાર્તા-વિશેષાંક-૨



# ઉદ્દેશ

વર્ષ સાતમું  અંક પહેલો  સળંગ અંક ૭૩

## અનુક્રમ  ઑગસ્ટ ૧૯૯૬





## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની [illegible] તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૦૦ વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦ (સીમેલ) રૂ. ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટાડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ અંદાજે મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૧૨ પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું

  **'ઉદ્દેશ' કાર્યાલય,**
  ૨, અચલાયતન સોસાયટી
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન નં. ૭૪૫૭૦૨૭ ૭૪૫૦૨૧૧
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,
રિલીફ રોડ, અમદાવાદ ૧
ફોન ૫૩૫૪૫૮૬

(૨) ગ્રંથાગાર
પો.બોક્સ નં. ૪૧૬૧
ધવલ કોમ્પલેક્સ(પહેલા માળે)
નવરંગપુરા પોસ્ટ ઑફિસ પાછળ
અમદાવાદ ૯ ફોન ૪૪૦૯૩

પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯
લેઆઉટ ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M, નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ☎ ૪૦૦ ૬૮૮
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

ઉદ્દેશ

ઑગસ્ટ ૧૯૯૬



*सर्वभाषा सरस्वती*

# रवीन्द्रनाथनी छप्पनमी पुण्यतिथि प्रसंगे

રવીન્દ્રનાથનો જન્મ ૭ મે, ૧૮૬૧ અને અવસાન ૭ ઑગસ્ટ, ૧૯૪૧. હમણાં તેમની છપ્પનમી પુણ્યતિથિ ગઈ. એક વાર કહ્યું હતું કે ભારતીય સંસ્કૃતિનો આત્મા અર્વાચીન ભારતની જે વિભૂતિઓમાં પ્રગટ થયો છે એમાં ગાંધીજીમાં સત્યાગ્રહીનું, શ્રી અરવિંદમાં યોગીનું અને રવીન્દ્રનાથમાં કવિનું સ્વરૂપ જોવા મળે છે.

કવિવર રવીન્દ્રનાથ મહાન સમન્વયકાર હતા. પૂર્વ અને પશ્ચિમની આકાંક્ષાઓ, ભાવનાઓ અને આદર્શોની મીમાંસા કરી તેમણે એક નવીન સંસ્કૃતિ રચી આપી. એ છે તપોવનની સંસ્કૃતિ — જે સંસ્કૃતિમાં હરણના બચ્ચાને અને પોતાના શિશુને માતા એકી સાથે ઉછેરે છે ! જ્યાં પ્રકૃતિ અને માનવ એકબીજાને સહકાર આપતાં વિકાસ પામે છે. માનવની સઘળી શક્તિઓ વિકાસપ્રેરક નીવડે છે. માનવી માનવીનું ભક્ષણ નથી કરતો. અન્યને મારીને જીવવાનો નિયમ અહીં નથી પ્રવર્તતો. અહીં માનવી, પ્રકૃતિ, પશુપંખી સઘળાં ખભેખભો મિલાવીને એક મહાવિકાસયાત્રામાં સહ-કૂચ કરે છે ! અહીં રંગ, વર્ગ કે વર્ણનો ભેદ નથી. જે સત્ય છે, જે સુંદર છે, જે શિવ છે એનું અહર્નિશ સ્વાગત છે. પરિહાર છે માત્ર વિરૂપ, અમંગલ અને ક્ષણિકનો. શાન્તિ અહીં વાતાવરણમાંથી નિર્ઝરે છે. અખિલ માનવજાતિનો કલ્યાણયજ્ઞ ચાલી રહ્યો છે. કાલિદાસ, વ્યાસ, વાલ્મીકિ, કબીર, તુકારામ, ચંડીદાસ, સૂરદાસ, નરસિંહ, મીરાં, મિલ્ટન, ટેનિસન, શેલી, કીટ્સ — સઘળા પોતપોતાના સ્થાને વિરાજિત છે. આ વિશ્વયજ્ઞના અતિથિ છે રવીન્દ્રનાથ અને યજ્ઞભૂમિ છે સ્વયં શાન્તિનિકેતન.

રવીન્દ્રનાથે અનેક અનુભવો એમની કૃતિઓમાં ગાયા છે, એમાં મૃત્યુના અનુભવ વિશે હમણાં એક સરસ પુસ્તિકા તરફ ધ્યાન ગયું ('તો ભલે તેમ જ હો': લે. સોમેન્દ્રનાથ બસુ, અનુ. મોહનદાસ પટેલ, પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ, કિં. રૂ. ૨૦). રવીન્દ્રનાથને પોતાના આયુષ્યકાળમાં અનેક કુટુંબીજનોનાં મૃત્યુનો અનુભવ થયો હતો. એમાંથી નાના પુત્ર શમીન્દ્રનાથ, વચેટ પુત્રી રેણુકા, સૌથી મોટી પુત્રી માધુરીલતા અને દૌહિત્ર નીતીન્દ્રનાથના મૃત્યુના પ્રસંગો કવિની ચેતનામાં કેવો પ્રતિભાવ જન્માવે છે તેની કથા અહીં કહેવાઈ છે. પત્ની મૃણાલિનીદેવીના સંદર્ભો પણ આવે છે. રવીન્દ્રનાથનાં કાવ્યો, પત્રો વગેરેનું સુંદર સંકલન કરી રવીન્દ્રનાથનો મૃત્યુ વિશેનો અભિગમ અને એમની સંવેદના અહીં અનાયાસ સુંદર શૈલીમાં વ્યક્ત થયાં છે. મૂળ બંગાળી 'તબે તાઇ હોક' એ સોમેન્દ્રનાથ બસુના બંગાળી પુસ્તકનો શ્રી મોહનદાસ પટેલે કરેલો આ અનુવાદ અત્યંત રોચક છે. સૌમ્યેન્દ્રનાથ ટાગોરના શિષ્ય શ્રી સોમેન્દ્રનાથ બસુએ આ પુસ્તક લખ્યું છે. સૌમ્યેન્દ્રનાથ અમદાવાદ આવેલા ત્યારે શ્રી ઉમાશંકર જોશીને ત્યાં એમને મળવાનું બન્યું હતું — કદાચ ૧૯૮૦માં. રવીન્દ્રનાથનું મૃત્યુ-દર્શન એમની જ પંક્તિઓમાં :

*દુઃખના તિમિરમાં જ્વલે જો*
*મંગળ આલોક તારો—*
*તો ભલે તેમ જ હો.*

કવિએ કહ્યું છે : "જે જાય છે તેની ખોટ તો માનવી જ પડે. પણ તેની સાથે જો સત્યનો પાયો સુધ્ધાં ચાલ્યો જાય તો આટલી મોટી ખોટનો ભાર ઉપાડવાની શક્તિ જગતમાં ક્યાંય છે ? પરંતુ સ્પષ્ટ જ તો જોઉં છું કે ખોટનો ભાર ઉપાડીને જ, 'ના'ને પીઠ ઉપર લાદીને જ 'હા' પોતાને હમેશા પ્રગટ કરે છે. એટલા માટે દુઃખશોકની વચ્ચે આ પ્રાર્થનાને વળગી રહ્યો છું. रुद्र, यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम्।" "વેદનાની મહેશ્વરી" પુત્રી મીરાંના દીકરા નીતીન્દ્રનાથના મૃત્યુટાણે પણ કવિ બોલી શકે છે કે "જે થયું તેનો સહજ ભાવે સ્વીકાર કરું, જે કાંઈ રહી ગયું છે તેને પણ જાણે સંપૂર્ણ સહજ ભાવે મનથી સ્વીકારવામાં ભૂલ ન થાય."

રવીન્દ્રનાથની પુણ્યતિથિએ એમનું આ મૃત્યુ- ચિંતન-દર્શન આપણને સૌને પ્રેરક અને પથપ્રદર્શક નીવડો !

**રમણલાલ જોશી**

તંત્રી

### આ અંક

આ અંક પણ 'વાર્તા-વિશેષાંક ૨' થયો આ કારણે 'સાંપ્રત પ્રવાહો'માં પણ ઘણી બાબતો આપી શકાઈ નથી આવતા અંકે આપીશું અન્ય સામગ્રી પણ

### ગુજરાતી જોડણી સુધારણા વિશેનો ગુજરાતી લેખક મંડળનો ઠરાવ

"કોઈ પણ ભાષા માહિતી જ્ઞાન માટેના માધ્યમથી વિશેષ તો તે જે તે સમાજ અને સંસ્કૃતિ સાથે અભિન્નપણે વણાયેલી હોય છે આજની સામાજિક-આર્થિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિમાં ગુજરાતી સમાજ, સંસ્કૃતિ અને ભાષા સામે જે પડકારો ઊભા થયા છે તેવા કપરા સમયે દરેક ગુજરાતીની ફરજ થઈ પડે છે કે ગુજરાતી સંસ્કૃતિ અને ભાષા પ્રત્યે જે ઉદાસીનતા અને વિમુખતાનું વાતાવરણ ઊભું થયું છે તે અંગે ચિંતિત બને અને સવેળા જાગે, અને આ સંદર્ભમાં અગત્યના એક કામ તરીકે ગુજરાતી ભાષા પ્રત્યેના વધી રહેલા અલગાવને રોકવાના કાર્યને અગ્રતાક્રમ આપે

કહેવાતી શિષ્ટ ગુજરાતી ભાષાનો બોજો અને ગુજરાતી જોડણીના અટપટા નિયમોને કારણે પ્રાથમિક શિક્ષણથી જ બાળકના મનમાં ભાષા તરફનો ભય અને નીરસતા ઊભી થાય છે તેને દૂર કરવાના વ્યાપક કાર્યક્રમના એક ભાગ તરીકે ગુજરાની જોડણીના નિયમો સાદા અને સરળ બને અને જેને લઈ પ્રાથમિક શાળાના બાળકથી માંડી તમામ ગુજરાતીઓ માટે પોતાની ગુજરાતી ભાષા સહજ બને તે આજના સમયની માગ છે અને તે માટે તાત્કાલિક સંચિત ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ, લેખકો, શિક્ષણશાસ્ત્રીઓ, સમાજસેવકો અને ગુજરાતીપ્રેમીઓએ ભેગા થઈ જોડણી-સુધારણા ઝુંબેશને નક્કર સ્વરૂપ આપી તેના અમલીકરણ માટે પ્રયાસ કરવો જોઈએ.

ગુજરાતી લેખક મંડળ, એક સંગઠન તરીકે ગુજરાતી જોડણી સુધારણા અંગેની વિવિધ વ્યક્તિઓ કે સંસ્થાઓ દ્વારા ચાલતી પ્રવૃત્તિને પોતાનો ટેકો આપે છે અને તે પ્રવૃત્તિને વેગવતી બનાવવા પોતાનાથી બનતો તમામ પ્રકારનો સહકાર આપવા અને પોતાનાથી શક્ય હોય તે પ્રવૃત્તિની જવાબદારી ઉઠાવી લેવાનો આજની સભામાં સંકલ્પ કરે છે"

### 'ઉશનસ્'ની સમસ્ત કવિતા

ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ શ્રી ઉશનસ્‌ના અમૃત મહોત્સવ સન્માન પ્રસંગે તેમના ૧૪ પ્રગટ અને ૩ અપ્રગટ કાવ્યસંગ્રહ એક પુસ્તકમાં ઉશનસ્‌ની 'સમસ્ત કવિતા' નામે પ્રસિદ્ધ થનાર છે તેના હજારથી અગિયારસો પાના થવા જાય છે તેની વેચાણ કિંમત રૂ ૪૦૦ છે પણ પહેલી સપ્ટેમ્બર પહેલા આગોતરા ગ્રાહક થનારને તે રૂ ૨૫૦માં આપવામાં આવશે નાણાં ડ્રાફ્ટ, મની ઑર્ડર કે રોકડેથી મોકલવા. ચેક કે ડ્રાફ્ટ 'કવિશ્રી ઉશનસ્ અમૃત મહોત્સવ સન્માન સમિતિ'ના નામનો મોકલવો નાણાં મોકલવાનું સરનામું

૧ લલ્લુભાઈ મકનજી પટેલ, મુ પો. મટવાડ ૩૯૬ ૪૩૯, તા નવસારી, જિ વલસાડ

૨ જગુભાઈ બા. પટેલ, ભગિની સમાજ નામે, હાલર રોડ, વલસાડ ૩૯૬ ૦૦૧

### ડૉ પ્રમોદકુમાર પટેલ સ્મૃતિનિધિ સમિતિની જાહેર વિજ્ઞપ્તિ

'પ્રસન્નનિર્મળ, વિદ્યાતપસ્વી ને સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ વિવેચક ડૉ

પ્રમોદકુમાર પટેલના અવસાનથી ગુજરાતે એક વિદ્વાન અભ્યાસી ને સદ્ચરિત મનુષ્ય ગુમાવ્યો છે. બધાં ભૌતિક સુખો છોડી એમણે જીવનભર વિદ્યાવ્યાસંગ કર્યો. એ વ્યાસંગનો તંતુ સઘનરૂપે જળવાઈ રહે, એમનાથી પૂરાં ન થઈ શક્યાં હોય એવાં અનેક વિદ્યાકીય કામો એમની સ્મૃતિમાં થાય એવી ઘણા શુભેચ્છકો અને મિત્રોની લાગણી છે. એટલે એક 'ડૉ. પ્રમોદકુમાર પટેલ સ્મૃતિનિધિ' સ્થાપવાનું વિચાર્યું છે. આ નિધિને ઉપક્રમે સંશોધન-વિવેચનની પુસ્તિકાઓ ઇત્યાદિ કાર્યો કરવાનું વિચારાયું છે.

ગુજરાતના વિદ્યાજગત સાથે સદ્ભાવ ધરાવતી દરેક વ્યક્તિ આ વિદ્યાયજ્ઞમાં પોતાનો ઉદાર હાથ લંબાવે એવી અમે જાહેર વિનંતી કરીએ છીએ. આપની રકમ 'ડૉ. પ્રમોદકુમાર પટેલ સ્મૃતિનિધિ'ને નામે ડ્રાફ્ટ (વલ્લભવિદ્યાનગર) /મની ઑર્ડરથી નીચેની કોઈ પણ વ્યક્તિને મોકલવા વિનંતી છે.

૧. જયંત કોઠારી: ૨૪, સત્યકામ સોસાયટી, સેટેલાઇટ રોડ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૧૫.

૨. જયંત ગાડીત: એ/૧૦, યુનિવર્સિટી કૉલોની, વલ્લભવિદ્યાનગર ૩૮૮ ૧૨૦.

૩. રમણ સોની: ઈ/૨, તારાબાગ, પોલિટેકનિક, વડોદરા, ૩૯૦ ૦૦૨.

૪. અશ્વિન દેસાઈ: ૮, મનન, રવિશંકર સંકુલ, ભટ્ટાર, સૂરત ૩૯૫ ૦૦૭.

૫. કાન્તિ પટેલ: ૨૭, હીરા એપાર્ટમેન્ટ્સ, પોલિકેમ પાસે, એસ.વી.રોડ, ગોરેગાંવ, મુંબઈ - ૪૦૦ ૦૬૨."

—ડૉ. પ્રમોદકુમાર પટેલ સ્મૃતિનિધિ સમિતિ







# ભરદોરે કપાયેલો પતંગ

મહેશ દવે

ક્ષણ ક્ષણ વહી જતી સમયની નદીને નીરખતી બેઠી છું. સમય કણ કણમાં વેરાય છે, વીખરાય છે. પણ તે તો ક્યારેક જ. હમેશાં તો ક્ષણો જોડાય છે. જોડાઈને રચાય છે અતીત અને વર્તમાનને જોડતા સેતુનું સાતત્ય. વિખૂટી પડેલી ક્ષણોને માણું છું. પણ જોડાયેલી ક્ષણોથી ઘડાયેલા સાતત્યથી દાઝું છું. માણવા જેવી જ મજા કદાચ દાઝવામાં આવે છે.

મારા અને વિશાખાના નાનપણથી જ બહેનપણાં. મુંબઈમાં એક જ માળામાં વસતાં. એક જ શાળામાં ભણતાં. બંને નાનાં હતાં ત્યારે માળાનાં છોકરા-છોકરીઓ સાથે રમતાં ત્યારે પણ મારી અને વિશાખાની જોડી. મોટાં થતાં ગયાં તેમ છોકરાઓની ટોળકી અને અમારી છોકરીઓની પાર્ટી અલગ થતી ગઈ. છોકરાઓ લખોટા, ગિલ્લીદંડા, કિત્તી-કિત્તી, આઇસ પાઇસ ને એવી બધી રમતો રમતા. અમે પાંચીકા જેવી ઘરેળુ રમતો રમતાં, દોરડાં કૂદતાં. એ વખતે મારાં અને વિશાખાનાં સહીપણાં પાક્કાં થયાં.

સ્કૂલમાં જવાનું આવ્યું ત્યારે અમે બંને એક જ કન્યાશાળામાં દાખલ થયાં. એ વખતે આજના જેવી છોકરા-છોકરીની મિશ્ર શાળાનો ચાલ બહુ ઓછો હતો. હું અને વિશાખા સરખી ઉંમરનાં, લગભગ સરખાં ઊંચાં અને એક જ ધોરણમાં. યુનિફોર્મ પણ એકસરખો. નવમા ધોરણ સુધી સફેદ ફ્રૉક અને કેસરી પટ્ટો. દસમા ધોરણ અને મેટ્રિકમાં સફેદ પંજાબી ડ્રેસ અને કેસરી ચુન્ની. પગમાં કથ્થાઈ રંગના કેન્વાસ શૂઝ. અમે સાથે જ નિશાળે જતાં અને સાથે જ પાછાં ફરતાં. લેસન પણ સાથે મળીને જ કરતાં. મને ભાષાઓની સારી ફાવટ. વિશાખા ગણિતમાં એક્કો. બધાં કહેતાં વિશાખા અને જાનકીની જુગલ જોડી છે.

એ સમયની ક્ષણોનાં સ્મરણો અત્યંત મધુર છે. આજે પણ તે આનંદથી વાગોળું છું. પણ એ ક્ષણોને આજની સાથે જોડું છું ત્યારે સમજાય છે. ભાષાપ્રેમે મને વાઙ્મય અભિમુખ કરી, મારાં સંવેદનોને પંપાળી પંપાળી ઉજમાળ્યાં, મને લાગણી-સભર બનાવી, મને અંતર્મુખ કરી. ગણિતે વિશાખાને ગણતરીબાજ બનાવી.

મોટાં થતાં ગયાં તેમ નવા નવા પરિચયો થયા. બહુ આ મોટાં થવું ! વિશાખાને કેટલી બધી છોકરીઓ સાથે બનતું. એ બધાં સાથે બોલતી-હસતી હોય ત્યારે મને લાગતું કે મારી વિશાખાને એ બધાં મારી પાસેથી ઝૂંટવી રહ્યાં છે. પણ એ બધાંને તો સ્કૂલના સમયમાં, કે બહાર મળી જાય ત્યારે, અટકનામ. વિશાખાને સતત સાહચર્ય તો મારું જ. સ્કૂલમાંથી છૂટી ઘર તરફ વળીએ ત્યારે હું અને વિશાખા એકલાં જ. મારી સાથે વિશાખામાં ભાગ પડાવનાર કોઈ નહિ. હું વિશાખાનો હાથ પકડી ચાલતી. એ ઘણી વાર હાથ છોડાવી દેતી. થોડી વાર પછી હું પાછો તેનો હાથ પકડી લેતી. વિશાખા આજુબાજુ બધું જોતી જાય, ચાલતી જાય અને વાતો કરતી જાય. મારું ધ્યાન તો ફક્ત વિશાખામાં જ હોય. હું વિશાખાને સાંભળ્યા રાખું. બોલું બહુ ઓછું.

સ્કૂલથી ઘર સુધીનો અમારો સંગાથ આજ પણ આંખ સામે તરવરે છે. મારા ડાબા હાથમાં અને વિશાખાના જમણા હાથમાં ચોપડાઓની બેગ હોય. મારા જમણા હાથે મેં વિશાખાનો ડાબો હાથ પકડ્યો હોય. છોકરાઓને તેમના દોસ્તના ખભે હાથ મૂકી ચાલતા મેં જોયા છે. છોકરીઓ એવી રીતે કેમ ન ચાલી શકે ? એક વાર વિશાખા સાથે એવી રીતે ચાલવા મેં પ્રયત્ન કરેલો. પણ બહુ અતડું લાગ્યું. એ પ્રયાસ છોડી, હાથમાં હાથ પકડી ચાલવાનું જ રાખ્યું. બહુ મહામૂલી છે વિશાખા સાથેના સંગાથની એ સ્મૃતિઓ.

પણ કોઈનોય સંગાથ ક્યાં કાયમ રહે છે ? વિશાખા સાથેના સંગાથની મીઠી સ્મૃતિઓને કારણે જ આજ તેનો વિજોગ શૂળની જેમ પીડે છે. પણ શું કેવળ તેનો જ વિજોગ પીડે છે ?

મારે બે મોટા ભાઈઓ. સૌથી મોટા ભાઈ કૉલેજમાં

સંસ્કૃતના અધ્યાપક હતા. બીજા નંબરના ભાઈ દૈનિક છાપાની કચેરીમાં કામ કરતા. બાપુજી એક ખાનગી પેઢીમાં નામું લખતા. મોટા ભાઈનાં લગ્ન થઈ ગયેલાં. જોકે છૈયુંછોકરું નહોતું. બીજા ભાઈને પરણાવવાના હતા. એ પછી માળાની રૂમ નાની પડે તેમ હતી. પાઘડી ખરચી બીજી રૂમ લેવી કે અહીંની જગા કાઢી નાખી, પરામાં મોટો બ્લૉક લેવો તેની ગડમથલ ચાલતી હતી. હું બીજી ઓરડી લેવાના પક્ષમાં હતી. મોટા ભાઈ સબર્બમાં બ્લૉક લેવાની તરફેણ કરતા હતા.

બીજી ઓરડી તો માળામાં જ મળી જાય તેમ હતી. નાના ભાઈ કહેતા કે છૂટાના છૂટા, ને ભેગાના ભેગા. પણ બા કહેતી : "અન જુદાં એનાં મન જુદાં." મોટા ભાઈને પરામાં રહેવા જવાનો બહુ રોમેન્ટિક ખ્યાલ હતો. આસપાસ ગ્રીનરી હોય, શાંતિ હોય, સાંતાક્રૂઝ કે પાર્લામાં જઈએ તો દરિયે ફરવા જવાય. મને અહીંયાં રહેવામાં જ રસ હતો. કારણ કે મેં અને વિશાખાએ એક જ કૉલેજમાં ઍડમિશન લીધું હતું. ઘરનો અને કૉલેજનો વિશાખાનો સહવાસ મારે છોડવો નહોતો.

પણ ધાર્યું તો અંતે બાપુજીનું જ થયું. એમનો હિસાબ ચોખ્ખો હતો. બીજી રૂમ લઈએ તો પાઘડીના વધારાના પૈસા જાય. બંને ભાઈઓ સાથે રહે તો ખર્ચા ઘટે, બચત થાય. મોટા ભાઈ બહુ સમજુ હતા. સબર્બમાં જવાના મારા અણગમાનું કારણ તે જાણતા હતા. એમણે મને સમજાવી, "જો જાનકી, અહીંયાં રહ્યે વિશાખાનો સાથ કાયમ રહેશે એમ તું માનતી હોય તો ખાંડ ખાય છે. કાલ સવારે એનાં લગ્ન થશે. કોણ જાણે ક્યાંનું સાસરું મળશે. તારું પણ એવું જ." એકાએક મને ખ્યાલ આવ્યો કે અમે છોકરીઓ તો પારકું ધન. કોણ જાણે ક્યાં પરહરશું ?

એક સાંજે મને મોટા ભાઈએ શકુંતલાની વાત કરી. પ્રિયંવદા અને બીજ સખીઓથી છૂટી પડી શકુંતલા જાય છે ત્યારે કણ્વ ઋષિ, આશ્રમવાસીઓ, અરે મૂક પ્રાણીઓ અને વેલ-વૃક્ષો પણ કેવો સંતાપ કરે છે, એની વાત મોટા ભાઈએ ગદ્‌ગદ કંઠે કહી. પણ મને સૌથી વધુ સહાનુભૂતિ પ્રિયંવદા માટે થઈ.

આજે ક્યારેક જૂના પાડોશીઓને ત્યાં પ્રસંગોપાત્ત જાઉં છું ત્યારે મને આશ્ચર્ય થાય છે. આટલી સંકડાશમાં, આટલા કોલાહલ અને ગંદકી વચ્ચે શી રીતે રહેવાય ? કૉમન ટૉઇલેટનો ખ્યાલ પણ મને કંપાવી મૂકે છે. પણ તે દિવસે તો માળો છોડતાં હું ખૂબ રડી હતી. વિશાખા રડતી નહોતી, મને હિંમત આપતી હતી. કહેતી હતી, હું થોડા દિવસ તારે ત્યાં રહેવા આવીશ, થોડા દિવસ તું અહીં મારે ત્યાં આવજે અને કૉલેજમાં તો રોજ મળશું જ ને ? અને ખરેખર, શરૂઆતમાં બેએક વાર વિશાખા મારે ત્યાં આવી પણ ખરી. પણ પાર્લાના અમારા બ્લૉકની મોકળાશ, સગવડ અને શાંતિ ભોગવ્યા પછી હું માળામાં તેને ત્યાં રહેવા જઈ શકી નહિ. કૉલેજમાં તો મળતાં જ. પણ વિશાખા હવે મને કૉલેજમાં મળતી બીજી છોકરીઓ જેવી ગણતી. ક્યારેક કૉલેજમાં એ ન મળે તો હું બધે ફરી વળતી. કેન્ટીનમાં, લાઇબ્રેરીમાં, લેડીઝ રૂમમાં ઘાંઘી થઈને વિશાખાને ખોળતી. પછી ખબર પડે કે એ તો બીજા ફ્રેન્ડ્ઝ સાથે સિનેમા જોવા ચાલી ગયેલી !

મોટા ભાઇને વાંચવા-લખવાનો ભારે શોખ. પુસ્તકો ખરીદતા તો ઓછાં. પણ તેમને ઘણાં પુસ્તકો ભેટ તરીકે મળતાં. લાઇબ્રેરીમાંથી પણ તે પુસ્તકો લાવતા. નાનો ભાઈ પણ છાપાની કચેરીમાં આવતાં પુસ્તકો, સામયિકો લાવતો. મારી સાંજ, રાત, સવાર અને રજાઓ વાંચવામાં જતી. ફરવા જાઉં તોપણ એકલી જ. બીજી બાજુ વિશાખાનું મિત્ર-વર્તુળ વધ્યું હતું, સિટીમાં જ રહેતી હોવાને કારણે તે કૉલેજની ઇતર પ્રવૃત્તિઓમાં ભાગ લઈ શકતી. પણ મારે માટે તો વિશાખાની સ્મૃતિઓ સિવાય બીજો કોઈ સાથ નહોતો. ધીમે ધીમે હું એ પરોક્ષ સાથ સાથે જીવતાં શીખી ગઈ. પણ વિશાખા મળે ત્યારે મારો ઉમળકો એટલો જ.

મારો વાન વિશાખા કરતાં ગોરો. નાક-નકશો પણ રૂપાળો. પણ હું બહુ સાદાં સોબર વસ્ત્રો પહેરતી. વિશાખાએ જ મને કહેલું કે મારી પાછળ બધાં મને મશ્કરીમાં 'મીરાંબાઈ' કહે છે. મને તો સારું લાગ્યું. મીરાં જેવી વહાલાની લગન લાગે તેનાથી ઊજળું શું ? પણ જ્યારે મને વિશાખાએ કહ્યું કે 'તારા જેવું રૂપ મને મળ્યું હોય તો હું ઊડતાં ચકલાં પાડું' ત્યારે મને આઘાત લાગ્યો. દલીલો કરીને વિશાખાને સમજાવવાનું મને ગમતું નથી. તે બોલે તે સાંભળતી રહું; ક્યારેક રાજી

થાઉ, ક્યારેક સમસમુ

ઇન્ટર સુધી તો અમારો વર્ગ સાથે હતો અમે સાથે જ બેસતા. પણ બી.એ.માં વિશાખાએ 'ઇકોનોમિક્સ' રાખ્યુ મને 'ઇકોનોમિક્સ' જરાય ન ગમતુ. એ બધી શી ગણતરીઓ, આકડાઓ, આયોજન અને નફા નુકસાનના લેખા જોખા ? તોય વિશાખા સાથે રહેવા 'ઇકોનોમિક્સ' રાખવાનું વિચાર્યું. પણ મોટા ભાઈએ સાચી સલાહ આપી. મને અગ્રેજી લેવડાવ્યુ. અગ્રેજી સાહિત્ય ભણવાની બહુ મજા આવી. કઈક સારુ ભણવાનુ આવે ત્યારે અચૂક વિશાખા યાદ આવતી. તેણે ગુમાવેલી મજાનો મને અફસોસ થતો. કમ્પલસરી ઈંગ્લિશના પિરિયડમા અમે ભેગા થતા. ત્યારે અચૂક એની સાથે બેસતી

મારા મોટા ભાઈ પાસે એક વિદ્યાર્થી સસ્કૃતમા માર્ગદર્શન લેવા આવતો. મોટે ભાગે તો તે મોટા ભાઈને કોલેજમા જ મળતો. પણ રવિવાર કે રજાએ ઘણી વાર ઘેર પણ આવતો. મોડેથી મને ખબર પડી કે તે મોટા ભાઈ પાસે પીએચ.ડી. કરતો હતો. પ્રમથેશ એનુ નામ. એવો સાલસ અને સોહામણો હતો કે રસ્તે જતો હોય તોય ધ્યાન ખેચાય, જ્યારે આ તો ઘરે આવતો હતો તેને ચા-નાસ્તો આપવાનુ ઘણી વાર મારે ભાગે આવતુ ક્યારેક મોટા ભાઈ એને જમવા પણ બેસાડતા. મોટા ભાઈ એની વાતો કરે તે સાભળવી મને બહુ ગમતી. એણે તો આખ ઊચી કરીને મારી સામે જોયુ પણ નથી. પણ મોટા ભાઈ પાસેથી જાણ્યુ એ બગાળી છોકરો બહુ ધનાઢ્ય કુટુબનુ ફરજદ છે બાપાનો રેયોનનો વેપાર છે ઘણી ભાષાઓ જાણે છે — હિંદી, ગુજરાતી તામિલ, ઊડિયા અને જર્મન અગ્રેજી અને બગાળી તો એના ઘરની જ ભાષા. 'સસ્કૃત ભાષાનો ભારતીય ભાષાઓ પર પ્રભાવ' એ વિષય પર પીએચ.ડી કરે છે મોટા ભાઈ કહે છે કે એમની પાસેથી પ્રમથેશ શીખે છે એના કરતા પ્રમથેશ પાસેથી મોટા ભાઈને ઘણુ શીખવા મળે છે

પ્રમથેશે એક દિવસ મોટા ભાઈને પોતાને ત્યાં જમવા નોતર્યા. મને પણ સાથે આવવા કહ્યુ મે હરખપદૂડીએ પૂછ્યુ "કપની માટે મારી બહેનપણી વિશાખાને લેતી આવુ ?" કોઈ પણ સારી વસ્તુ કે પ્રસગ હુ વિશાખા 'શેર' કરે એ વગર માણી શકતી નહોતી. સિનેમા હોય, કોઈ હોટલમા જવાનુ હોય કે ટ્રિપ પર જવાનુ હોય, વિશાખાને સાથે લેવાનો હુ આગ્રહ રાખતી. પ્રમથેશને મારી સખીને સાથે લાવવા સામે શો વાંધો હોય ? તેણે તરત જ હા કહી.

- વિશાખાને સાથે લીધી એ સારુ જ થયુ મોટા ભાઈ ગભીર વાતો કર્યા કરે. હુ મૂગીમતર વિશાખા જ ચબરાક વાતો કરતી રહી અમને બધાને અને પ્રમથેશને હસાવતી રહી. પ્રમથેશના નેપિયન સી રોડના મોટા સજાવેલા ફ્લેટમાથી બહાર નીકળ્યા ત્યારે મે અને મોટા ભાઈએ તો નમસ્તે કરી વિદાય લીધી. પણ વિશાખાએ તો ખાસ્સી વાર સુધી હાથ મિલાવ્યા. આ વખતે અમે સિનિયર બી એ મા હતા. પ્રમથેશનુ પીએચ.ડી. પૂરુ થવામા હતુ

હુ પરીક્ષાનુ વાચવામા પડી ગઈ હતી. પ્રમથેશ એ દરમ્યાન ત્રણ-ચાર વાર ઘરે આવેલો. મને અંગ્રેજીમા કોઈ મુશ્કેલી હોય તો મદદ કરવા ઓફર કરેલી પણ હુ અભાગણી કંઈ ન સમજી કોઈ વાર એને સ્ટેશન સુધી મૂકવા પણ ન ગઈ અમારી આખો મળતી કે તરત બને શરમાઈ જતા. આખો મેળવ્યા વગર વાતો કરતા હુ પગના અગૂઠા તરફ જોતી જોતી વાત કરતી, પ્રમથેશ દીવાલ પર ટાગેલા કેલેન્ડર તરફ જોતો જોતો બોલતો વચ્ચે એકબીજાને જોવા આખ એકબીજા તરફ જતી અને બને એકબીજાને પકડી પાડતા હુ વિચારતી 'પરીક્ષા પછી વાત. ભાઈને પણ કહીશ ને પ્રમથેશને પણ કહીશ.' 'પણ કેવી રીતે કહીશ ?' 'જોયુ જશે' એમ મનોમન નક્કી કરી પાછી વાચવા મડી પડતી માણસો બે પ્રકારના હોય છે એક પોતાના પગ પર કુહાડો મારે છે, બીજા કુહાડા પર પોતાનો પગ મૂકે છે

સિનિયર બી એ.નુ છેલ્લુ સત્ર હતુ તે વખતે વિશાખાનુ કુટુબ પેડર રોડ પર એક ફ્લેટમા રહેવા ચાલી ગયુ સાભળ્યુ હતુ કે વિશાખાના ભાઈએ આડાઅવળા ધધામા બહુ પૈસા બનાવ્યા હતા 'હશે. આપણે શુ ?' વાસ્તુ પૂજન પ્રસગે વહેલી સવારથી ગયેલી વિશાખાના ભાઈએ પ્રસગ સારી રીતે ઊજવ્યો. મોટે પાયે ઝાકઝમાળ હતી. જમવાની જિયાફત પણ ખાસ્સી મોટી અને

ચટાકેદાર હતી. પણ જ્યારે જમવાને સમયે પ્રમથેશને ગિફ્ટ લઈ આવતો જોયો ત્યારે હું છક્કડ ખાઈ ગઈ ! મને આંચકો લાગ્યો છે એ મારા મોં પર દેખાઈ આવ્યું હશે. પ્રમથેશને ક્ષોભ થયો એ પણ મને ચોખ્ખું દેખાઈ આવ્યું. એ મારી પાસે કંઈક ખુલાસો કરવા આવતો હતો. ત્યાં વચ્ચેથી જ તેનો હાથ પકડી વિશાખા તેને અંદર ખેંચી ગઈ. અંદર ધમાલમાં પ્રમથેશ ખોવાઈ ગયો. હું ઝાઝું રોકાઈ નહિ. જેમ તેમ બુફે લઈ વિશાખા કે પ્રમથેશને મળ્યા વગર નીકળી ગઈ.

ટ્રેનમાં પાછાં વળતાં મને મારા પર બહુ ચીડ ચડી. પ્રમથેશને વિશાખાએ ઇનવાઇટ કર્યો હોય તો પ્રમથેશ ન આવે ? એક વાર પોતે તેને ત્યાં જમી આવી તેનું સાટું વાળવા વિશાખાએ પ્રમથેશને ઇનવાઇટ ન કર્યો હોય ? વિશાખા અને પ્રમથેશ બંને પ્રિયજનોને છોડી હું વહેલી, કહ્યા વગર નીકળી ગઈ તેનો મને ભારે અફસોસ થયો.

પરીક્ષાઓ પતી. છેલ્લું પેપર આપી ઘેર આવતી હતી ત્યારે મુક્તિના ભાવને બદલે મૂંઝવણ થતી હતી. મોટા ભાઈને કેવી રીતે વાત કરીશ ? એ શું કહેશે ? ગુસ્સે નહિ થાય ? આ એક ચકરાવો જ પૂરો ન કરી શકી ત્યાં પ્રમથેશ સાથે કેમ વાત કરવી તે તો શાનું જ સૂઝે ? પણ મારે ન તો મોટા ભાઈને વાત કરવી પડી, ન તો પ્રમથેશને. બીજે જ દિવસે વિશાખા ઘેર આવી. ખાનગી વાત કરતી હોય તેમ તેણે મને કહ્યું, "જાનકી, મારાં લગ્ન થવાનાં છે." હું તો ચકિત થઈ ગઈ "હેં... ? ! કોની સાથે ? લુચ્ચી કંઈ વાત પણ નથી કરતી ?"

વિશાખા મારા જેવી દેખાવડી નથી. પણ સાવ કાઢી નાખવા જેવીય નહિ. વાન સહેજ શ્યામ, પણ શરીરસૌષ્ઠવ સારું. પણ એ ભારે નખરાળી હતી. એનાં વસ્ત્રો કોઈનું પણ ધ્યાન ખેંચે. ચબરાક અને બોલકી પણ એવી જ. કોલેજમાં એને ઘણા છોકરાઓ સાથે મૈત્રી હતી, એ હું જાણતી. એટલે જ્યારે શરમાવાનો ડોળ કરી એણે નીચે જોઈને કહ્યું, "તું એને જાણે છે," ત્યારે મને નવાઈ ન લાગી.

હું હવે વધુ રાજી થઈ : "હવે નાટક છોડી, સીધું નામ કહે ને ?" મેં એને ગલીપચી કરી.

હસતાં શરમાતાં તે બોલી : "પ્રમથેશ !"

હું ડઘાઈ ગઈ. મારા મોં પર જાણે કોઈએ કાળી શાહીનો ખડિયો ઝીંક્યો. સારું હતું કે હજી વિશાખા નીચે જ જોઈ રહી હતી. મેં માંડ માંડ સમતુલા જાળવી. બધું છુપાવવા હું વિશાખાને ભેટી પડી. તેના શરીરની ઉષ્માએ મને શાતા આપી. પછી તો મેં હરખનો આઇસક્રીમ મગાવ્યો. સ્ટેશન એને મૂકી આવી. પાછા વળતા રસ્તામાં જ વિચારો આવ્યા. હું વિશાખાને અન્યાય કરતી હતી. એને બિચારીને પ્રમથેશ વિશેની મારી લાગણીની ક્યાંથી ખબર હોય ? પ્રમથેશ પણ મારો ભાવ શું જાણે ? હું મીંઢી જ મારા દુર્ભાગ્ય માટે જવાબદાર છું. ઘરે જઈ કોટમાં ઊંધી પડી હું રોતી રહી.

વિશાખા અને પ્રમથેશનાં લગ્ન મે મહિનામાં જ લેવાયાં. મેં મારા મનને વાળી લીધું હતું. પ્રમથેશના સુખમાં જ મારું સુખ જોવાની મારી વૃત્તિ હતી. પ્રમથેશને વિશાખા સાથે વધારે સુખ હોય તો વચ્ચે આવનાર હું કોણ ? પ્રમથેશને આ સંબંધ ગમતો હશે ત્યારે જ એ તૈયાર થયો હશે ને ? વિશાખાએ મને કહેલું કે એક વાર હેંગિંગ ગાર્ડનમાં પ્રમથેશ મળી ગયેલો. ત્યાંથી નેપિયન સી રોડના તેના ઘરે તે ગયેલી. પછી તો ઘણી વાર મળતાં. પેડર રોડ પર રહેવા આવ્યા પછી તો અવારનવાર સાથે પ્રોગ્રામ બનાવતાં. પ્રમથેશ તેને ઘેર ડ્રોપ કરી જતો. આ બધી વાતો સાંભળી ત્યારે મને નર્યો આનંદ થયો. મારી બંને પ્રિય વ્યક્તિઓને સુખ મળ્યું તેથી હું રાજી થઈ. મારી પ્રમથેશ તરફની લાગણી ભૂંસી નાખવાનો મેં નિર્ધાર કર્યો. જોકે નિર્ધારનો અમલ આસાન નહોતો. પણ સમય જતાં બધું કોઠે પડશે એમ મન મનાવ્યું.

પ્રમથેશ-વિશાખાનાં લગ્ન બંગાળી વિધિ પ્રમાણે થયાં. સરકસમાં જોકર પહેરે એવી ઊંચી ટોપી પ્રમથેશે પહેરી હતી. તેમના યુવાન સગાઓ વારે વારે 'હુ...લુ...લુ...લુ...' કરી ચિત્કાર કરતા હતા. મને બહુ રમૂજ થઈ. વિષાદ આછો થઈ ગયો.

સાંજે લક્ષ્મીનારાયણ ટેમ્પલમાં રિસેપ્શન હતું. હું તૈયાર થઈને મોટા ભાઈ સાથે ટ્રેનમાં નીકળી. અજાણતાં ભાઈએ ટકોર કરી, "પ્રમથેશ જેવો સાલસ છોકરો

વિશાખા જેવી આછકલી છોકરીમા કેવી રીતે અટવાઈ ગયો હશે, એ મને સમજાતુ નથી." હુ કઈ બોલી નહિ પણ મને એમ લાગવા માડ્યુ કે સવારની લગ્નવિધિ દરમ્યાન વિશાખાના મોઢા પર વિજયનુ સ્મિત હતુ અને પ્રમથેશના મોઢા પર અપરાધભાવ હતો

રિસેપ્શનમા કોલેજની ઘણી છોકરીઓ મળી એકે તો મને જોઈને આશ્ચર્યથી કહ્યુ, "આયલા ! તુ પણ આવી છે ! વિશાખા તો કહેતી હતી કે મેં જાનકીનો પતગ ભરદોરે કાપ્યો છે મને તો એમ કે હવે તમારા સબધો બગડ્યા હશે !" એનાથી બોલતા તો બોલાઈ ગયુ પણ પછી તે છોભીલી પડી ગઈ અને 'સોરી. સોરી' કહેતી ચાલી ગઈ એક ક્ષણ તો મને થયુ કે સ્ટેજ પર જઈ વિશાખાને નીચે ઉતારી દઉ, એની જગાએ હુ બેસી જાઉ પણ એવુ તો ફિલ્મોમા જ બને.

ઘરે જતા પાછુ મન પોતાને જ મનાવવા યુક્તિએ ચડી ગયુ પેલી છોકરીએ વિશાખા અને મારા સબધમા ફાસ મારવા જ ખોટી વાત ઉપજાવી કાઢી હશે. વિશાખા કઈ એવી નથી, હશે જે હોય તે હુ તો વિશાખા અને પ્રમથેશને સુખી જોઈ રાજી થઈશ.

હવે મને વિશાખાને મળવામા એક જુદી રીતનો આનદ આવે છે એનો હાથ ઝાલુ ત્યારે પ્રમથેશે આ હાથ ઝાલ્યો હશે એવુ થાય, અને જાણે પ્રમથેશને એ રીતે સ્પર્શ કર્યાનુ સુખ મને મળતુ એની વાતો સાભળુ અને મને તેમા પ્રમથેશની વાતોના પડઘા સભળાતા એને ત્યા ચા પીઉ અને થાય કે આ કપને ક્યારેક પ્રમથેશના હોઠ અડ્યા હશે હમણા હમણા છૂટા પડતી વખતે ભેટવાની પ્રથા ચાલુ થઈ છે વિશાખાને ભેટવામા મને અપાર આનદ આવે છે જાણે આડકતરી રીતે પ્રમથેશને આલિંગન આપતી હોઉ એવુ લાગે

વિશાખા તો હવે 'સોસાયટી લેડી' થઈ ગઈ છે પ્રમથેશ સાથે પાર્ટીઓમા જાય છે, હળે છે, ભળે છે, ડ્રિન્ક્સ લે છે પાર્ટીની બધી વાતો સાભળવી મને બહુ ગમે છે જાણે હુ પ્રમથેશ સાથે ભમતી હોઉ એવો મને અનુભવ થાય છે વિશાખા 'કીટી પાર્ટીઓ'મા જઈ જુગાર પણ બહુ રમે છે

ગઈ કાલે રાત્રે પ્રમથેશે બાર્બેચ્યુરેટ્સની ગોળીની આખી શીશી ખાલી કરી આપઘાત કર્યો ! શુ દુ ખ હતુ એને ? કઈ સમજાતુ નથી મને હતુ કે વિશાખા ભાગી પડી હશે. પણ હુ તેને સહાગે આપવા પહોચી ત્યારે તે બહુ બિઝી હતી. છાપાઓમા ફોટા પહોચાડવા, બેસણાનો સમય નક્કી કરવા, તે વખતનો શમિયાણો બધાવવાના, એ વખતે મૂકવાનો ફોટો નક્કી કરવા, વગાડવાની કેસેટો પસદ કરવા અને એવા બધા કામોમા તે વ્યસ્ત હતી લગ્નના સાત વર્ષમા વિશાખા કેટલી બધી બદલાઈ ગઈ હતી !

આજની ટપાલમા પ્રમથેશનો પત્ર મળ્યો. એ પત્ર નહોતો. પત્ર-બૉમ્બ હતો પ્રમથેશે લખ્યુ હતુ વિશાખાએ સામેથી પોતે પહેલ કરી પ્રમથેશને સપડાવ્યો હતો વિશાખાને આપઘાત કરવા વખત આવશે એવી ધમકી આપી લગ્ન કરવા બ્લૅક મેઇલ કર્યો હતો. વિશાખાની આછકલાઈ પ્રમથેશથી જીરવાતી નહોતી સાત વર્ષ બહુ થયુ, હવે સહન થતુ નથી. અને એટ રે ાયમી ઊઘ માટે ઊઘની ગોળીઓ

પહેલા તા આઘાત લાગ્યો પણ પછી થયુ, માન્યામા નથી આવતુ. કઈક બીજુ કારણ હશે. આપઘાતનુ સાચુ કારણ છુપાવવા, પોતાનુ મન મનાવવા અને બીજાને ખોટુ કારણ દર્શાવવાની યુક્તિ પ્રમથેશે કરી લાગે છે મારી વિશાખા એવી નથી

હુ વિશાખાને મળવા ગઈ એણે શ્વેત વસ્ત્રો પહેર્યા છે હુ પણ શ્વેત વસ્ત્રોમા હતી વિશાખાને મે કહ્યુ, 'વિશાખા, હુ પણ પરણવાની નથી આપણે સાથે રહીશુ " રહી રહીને મને થાય છે કે વિશાખા સાથે રહી પ્રમથેશને પામીશ. પણ વિશાખા તાડૂકી, વૉટ નૉન્સેન્સ ! યુ ટેઇક મી ટુ બી અ લેસ્બિયન ? ગો ગેટ આઉટ "

આ સાભળીને મારા મનમા એક જ વાત ઊપસી આવી 'જે કદીયે કોઈના જીવનમા પ્રવેશી જ નથી તે બહાર કઈ રીતે નીકળી શકે ?



# લેખક મહાશય તનસુખલાલ

**તારિણીબહેન દેસાઈ**

એલાર્મની ઘંટડી વાગી. તનસુખલાલ ઝબકીને જાગ્યા. રોજ એલાર્મ વાગે ત્યારે ઊઠવાનો તો કંટાળો જ. છતાં એલાર્મ પોતે જ મૂકે. પણ... ગામ ઊંઘતું હોય ત્યારે જ તો લેખકે કામ કરવાનું હોય છે. તેથી તેઓ ધડાક દઈને ઊઠી ગયા. દાતણ-પાણી માંડ માંડ કર્યાં. પછી ગયા રસોડામાં. આંખો બંધ હતી છતાં ચાની તપેલી બરોબર ગેસના બર્નર ઉપર મુકાઈ. કારણ — રોજ સવારે ચાર વાગ્યે તે વળી કોણ ઊઠી ચા બનાવી આપવાનું હતું ? મોટા લેખક થવું હોય તો... ભલે થાય. એમાં બીજા બધાની તકદીરના કેટલા ટકા ? પણ — બીજા બધા તો એમને પોરસાવ્યા જ કરે. બધા વિચારે—

'સવારે ચારની જગ્યાએ ભલેને ત્રણે ઊઠે કે વખત આવ્યે બે વાગ્યે પણ ઊઠે ? અમારે વહેલા ઊઠવું નથી અને મોટા માણસ થવું પણ નથી.' તેથી બધા લોકો એમને વધારે ચડાવવા —

'લેખક મહાશય તનસુખલાલ'

એમ જ કહેતા. એમણે ક્યાંક વાંચેલું કે સામાન્ય માણસ જ્યારે ઊંઘતો હોય ત્યારે જે કામ કરે એ જ યોગી. તેથી લેખક બનવા પાછળ યોગી બનવાની ભાવના કદાચ મુખ્ય હોય.

આમ તો લગભગ પચીસેક વરસથી તેઓ આખુંયે ગામ ઊઠે તે પહેલાં જ ઊઠે અને લખ. માંડે. તેઓ માનતા કે જે સૂતો રહે તેનું નસીબ પણ સૂતું જ રહે. ઘણીયે વાર જેમ પેન પકડે તેમ સાણસીને પણ પકડી રાખે, જાણે કાંઈ લખતા ના હોય ! એ તો સારું છે કે ભરેલી તપેલી ઢોળાઈ નથી જતી. અને તપેલીની જગ્યાએ ધૂનમાં ને ધૂનમાં કાંઈ લખતા હોય તેમ ગેસ ઉપર હાથ મૂકી લખવા માંડે તો... તો એમના શરીર સુધી આગ લાગે અને પછી તો એમની કલમમાં પણ આગના ભડકા દેખાય, આજુબાજુ દાવાનળ પણ પ્રગટે. જોકે તનસુખલાલ એવા લેખક નથી. પણ લખવા નિમિત્તે ઘરને ધાકમાં રાખે એવા તો જરૂર જ.

એવા આ લેખક મહાશય સાડાચાર વાગ્યે એમની લોબી જેટલી નાનકડી રૂમમાં લોક થઈ જાય. પત્ની માલતીને આમાં જરાય વાંધો નહોતો. જ્યાં સુધી ઘરમાં પજવે નહિ ત્યાં સુધી, છોને કાગળો બગાડ્યા કરે અને કાળા અક્ષરો પાડ્યા કરે. પુત્ર નીરંગને પણ જરાય વાંધો નહોતો. કાગળના પૈસા તો તેઓ પોતે જ ખર્ચે છે ને પોતે જ લાવે છે. પછી છોને ગૂણોની ગૂણો ભરે લખેલા કાગળની !

ઘરનાં બધાં જ ઊઠે નિરાંતે. એમને ક્યાં યોગી કે લેખક કે મોટા માણસ થવું છે ? સાસુ-વહુ ઊઠે સાડા છની આસપાસ. કોઈ દિવસ પહેલાં તનસુખલાલની વહુ ઊઠે તો કોઈ દિવસ તનસુખલાલની પુત્રવધૂ. પછી બંને સાથે ધીમે ધીમે બધું કરવા માંડે. પણ તેઓ તો રોજ સવારે જાણે કે પોતે ઘરનું માણસ જ ના હોય તેમ બીજી જ રૂમમાં બંધ થઈ જાય તેથી સવારના એમને બહારગામ ગયેલા પણ કહી શકાય, પેઈંગ ગેસ્ટ તરીકે પણ કહી શકાય તેમ જ મરેલા પણ કહી શકાય. તનસુખલાલને તો કાંઈ જ નિસ્બત નહિ, કારણ સવારે તો એમને ઘરની કે બહારની કાંઈ ખબર જ ના પડી હોય ને ?

એમનો સખત ઑર્ડર કે તેઓ જ્યાં સુધી એમના રૂમમાં બંધ હોય ત્યાં સુધી કોઈ પણ વાત કરવાની નહિ, એમની સાથે. અરે... કોઈ વખત એકદમ જ જરૂર પડે અને એમને કાંઈ પૂછવા જાય કે કહેવા જાય એમના રૂમમાં, ત્યારે... જોરથી વઢી નાખે અને કહે —

"માણસ મરી જાય છે ત્યારે શુ બધા એમની પાછળ પડે છે ?"

પણ ઘરમા રહેતા માણસને બધા મરી ગયેલ કેવી રીતે સમજી શકે ? પણ આવુ કહેવાની એમને ટેવ ઠીક છે એ બધુ તો . આટલા વર્ષોથી ચાલ્યુ છે એટલે હવે જરાયે વાંધો નહોતો

પણ. એક દિવસ એવુ થયુ કે ટ્રી ન, ટ્રી ન, ટ્રી. ન સાભળીને તનસુખલાલ તો ઊઠ્યા 'ચાપાણી' પી પોતાની રૂમમા બધ થઈ ગયા પછી પત્ની માલતી અને પુત્રવધૂ કિરણ બને ઊઠ્યા ઊઠવામા થોડુ મોડુ થઈ ગયુ હોવાથી કામ કરવાની ઉતાવળમા હતા. નીરગ ઓફિસે જતા પહેલા જમીને જતો. ટોની અને મોની પણ સ્કૂલમા જમવાનુ સાથે લઈ જતા. તેથી સાસુ-વહુ તરત જ રસોડાના કામમા લીન થઈ ગયા. ત્યા જ ડોરબેલ વાગ્યો. કામ કરતા કરતા વચ્ચે હાથ ધોઈને બારણુ ઉઘાડવા જવુ પડ્યુ — કટાળીને. બારણુ ખોલ્યુ ત્યા તો. એમની સાથે વૉક લેવા જતા એમના ભાઈબધ નામે દલાલ દેખાયા. કિરણે એમને ઓળખ્યા.

"અરે, દલાલ અકલ, તમે અત્યારે ક્યાથી ?'

"અરે દીકરી, અમે તો રોજ સાથે જ વૉક લેવા જઈએ છીએ વળી આજે એણે મને વૉક લેવા આવવાનુ ખાસ કહ્યુ હતુ. પણ આજે મારે ત્યા તો મહેમાન છે તેથી આવી શકાશે નહિ તે કહેવા જ હુ આવ્યો છુ"

"સારુ. અકલ, કહી દઈશ સસરાજીને '

"હા. હા એ તો જાણે ખરું પણ મારે એને એક મિનિટ માટે મળવુ છે"

"ના અંકલ, એ નહિ બની શકે '

"કેમ. એ શુ ઊંઘે છે કે ?"

"ના. રે ઊંઘતા તો નથી. એ તો એમના રૂમમા લખવા બેઠા છે"

"તે છોને લખવા બેઠો — એવા તો ઘણા લેખકો લખે છે"

"ના ના. પણ જો અમે એમને એમાથી ઉઠાડીએ તો. તો અમને છઠ્ઠીનુ ધાવણ યાદ કરાવી દે"

"ચાલો. તો હુ જ એને બોલાવુ એમા શુ ગભરાઓ છો ?"

"ના અકલ ' તમે ત્યા ના જતા. હુ જ જોઈ આવુ છુ"

કિરણ રૂમ પાસે ગઈ તો સસરાજી તો ઊંધુ ઘાલીને લખતા હતા એને પોતાને જ વિચાર આવ્યો કે શુ લખતી વખતે વિચારતા પણ નહિ હોય ? આ તો લખે છે કે ખડિયામાથી શાહી પડે છે ?

મિ. દલાલને માડ માડ સમજાવીને કાઢ્યા. પાછા બને રસોઈ કામમા પડી ગયા. નીરગનો અર્થ તો થાય રગ વગરનો પણ. એ તો ગુસ્સામા રાતોપીળો થઈ જતો તેથી એને સભાળવાની પણ જરૂર હતી આમેય સસરાજી સવારના તો કોઈને જ ડિસ્ટર્બ કરતા નહિ. તેથી સવારના ભાગમાં એમના તરફથી નિરાત રહેતી મોડુ થઈ ગયુ હતુ નાહવાની સમાયણ કરવા કરતા કિરણ સીધી રસોડામા જ ગઈ બાકી આમ તો રસોઈ બનાવતા પહેલા અચૂક નાહી લેતી પણ. આજ તો મોડુ જ થતુ જતુ હતુ આ. તો રસોઈ બનાવતા પહેલા જો નાહી લઈએ તો જરા સ્ફૂર્તિ પણ રહે અને ચોખ્ખાઈ પણ વળી અન્ન તો બ્રહ્મ કહેવાય. તેથી પવિત્ર થઈને એને અડકવુ જોઈએ. આમ તો પવિત્ર અને અપવિત્ર જેવુ છે જ શુ ? બધુ ઈશ્વરે જ બનાવ્યુ છે ને ? સસરાજી પણ ઈશ્વરની ઇચ્છાથી જ બેઠા છે ને લખવા.

આમ વિચારતી વિચારતી રસોઈનુ કામ કર્યે જતી હતી. ત્યા જ પાછો બેલ વાગ્યો. આજે કોણ જાણે. દુકાળમા અધિક માસ જેવુ થઈ ગયુ લાગે છે એક તો મોડું ઉઠાયુ ત્યા એક વખત બેલ વાગ્યો ત્યા પાછો આ. બીજી વખત કોણ જાણે સવારના પહોરમા નવરાઓ ખરા નીકળી પડે છે બીજાને પજવવા કમને એણે બારણુ ખોલ્યુ ત્યારે જોયુ તો. સસરાજીની સાથે નોકરી કરતા એમના કલીગ

મિ. દેશપાંડે આવ્યા હતા. એમને તો કિરણ સાથે જરાય ઓળખાણ નહિ હોવાથી તનસુખલાલ સાથે જ વાત કરવી હતી. પાછળ પડીને કહે —

"મારે તો બસ... એમને એક જ સેકન્ડ માટે મળવું છે."

"અરે ! પણ... એક સેકન્ડ પણ મળવાથી આખે આખું ઘર જ ધરાશાયી થઈ જાય. એક સેકન્ડના સોમા ભાગના સમય જેટલી પણ વાત કરવાની નહિ."

"અરે... બહેન ! તું ગાડા જેવી છે કે .. એક જ સેકન્ડ માટે પણ... મળવા દેતી નથી ? શું એ ઊઠ્યા છે કે હજી ઊંઘે જ છે ?"

"ભાઈ ! એ ઊઠ્યા તો છે પણ... અંદરના રૂમમાં લખવા બેઠા છે."

"ઓહો...હો... તો તો એમને કહેને એક સેકન્ડ મળવા માટે... તું તો બાઈ છે કે ભાઈ... જરાયે સમજતી નથી ?"

"જુઓ..ભાઈ ! તમને જરાય સમજાવી નહિ શકું. પણ... એમની ધમાચકડીથી અમે સાવ જ કંટાળી ગયાં છીએ."

"શું... કહ્યું... ધમાચકડી ? તો શું તનસુખલાલ ગાંડો માણસ છે કે આમ એક સેકન્ડ માટે આખો દિવસ ધમાચકડી જ કર્યા કરે ?"

"દેશપાંડેભાઈ ! તમે મને માફ કરો. હું તમને હાથ જોડું છુંઃ હું તમને એ બાબત જરા પણ સમજાવી નહિ શકું. તમે સાંજે એમને જરૂર મળી શકો છો."

પછી કંટાળીને દેશપાંડે તો ગયા. વિચારતા વિચારતા—

'ઘરનાં બધાં કેવાં નાલાયક છે ! એમને કોઈ સાથે મળવા દેતાં નથી ! તનસુખલાલ તો કેવો સારો માણસ છે ! ઓફિસમાં બધાને એને માટે સારું છે. મહેમાનો માટે ચાપાણી બનાવવાં પડે ને એટલે જ ઘરના લોકો મહેમાનને ભગાડી દેવા આવું બધું બોલતા હશે.'

અને કિરણ તો પાછી કામે લાગી. હવે તો... નીરંગ પણ ઊઠી ગયો હતો. એને પણ ચાપાણી આપી ટોની-મોનીને પણ ઉઠાડવાના હતા. જીવનમાં ઘરનાં માણસોની કટકટ ના હોય તેટલું પૂરતું નથી. આજુબાજુનાં કે ઓળખીતાંપાળખીતાંઓ પણ કેવાં હેરાન કરે છે, એ વાત એણે નીરંગને કરી. કિરણની વાતને કેટલે અંશે સાચી માનવી એની દ્વિધામાં એ પડી ગયો. ત્યાં જ પાછો બેલ વાગ્યો. કિરણને વિચાર આવ્યો કે બેલ બગડી ગયો હોત તો... તો પણ ચાલત. બેલથી તો ઊલટું નુકસાન છે. કદાચ ઘરને બારણું પણ નહિ અને ડૉરબેલ પણ નહિ. સાંભળવાની તેમ જ ઉઘાડવાની માથાકૂટ જ નહિ. પણ... જો બારણું ના હોય તો... બહારનો વ્યવહાર કેવી રીતે ચાલે ? પણ એ બાબત કિરણને શું કામ વિચારવું પડે ?

અને છેવટે બારણું ઉઘાડવા તો કિરણને જવું જ પડ્યું. સસરાજીના દોસ્ત જોષી તો ધડાધડ બોલવા જ માંડ્યા —

"શું કરે છે... પેલો લેખક... ઊંઘે છે કે ?"

"ના... ના... જોષીકાકા ! એ ઊંઘે તો શું... અમને બધાને ઊંઘતા રાખે એવા છે !"

"કેમ... વળી ! તો... અત્યારે એ બીજું કરે છે શું ?"

"એ તો લખવા બેઠા છે."

"એ અત્યારે વળી શું લખવા બેઠો ? અત્યારે સવારના પહોરમાં તો સવારને માણવી જોઈએ ત્યારે શું રૂમમાં ગોંધાયો ? પહો ફાટતાં પહેલાં ફરવાની મઝા જુદી જ છે. બોલાવો એને...અને વઢવા દો મને..."

"ના...ના કાકા! એમને જો લખવામાંથી ઉઠાડીએ ને તો... તો ધમાલધમ કરી દે અને એટલી બધી ધમાચકડી કરે... એટલી બધી ધમા..."

"ધમાચકડી કરે... એટલે ?..."

"એટલે દુર્વાસા ઋષિ જેવા ગુસ્સો કરી દે...

સમજ્યા કાકા !"

"હ સમજ્યો એટલે ધમાચકડી તમારે થાય, નહિ?"

"એ જે હોય તે. પણ અત્યારે એમને નહિ ઉઠાડાય અને કશુ કહેવા પણ એમની પાસે નહિ જવાય, જોપીકાકા ! તમે સાજે એમને મળવા આવજો ને "

"હા. હા હુ તો અત્યારે જઈશ જ પણ — એને કહેજો. હું પણ લેખક છું હુ પણ લખુ છુ પણ જ્યારે સ્ફુરણા થાયને ત્યારે જ લખવાનુ હોય આમ હાથમા પેન પકડી કાગળ બગાડવા માડવા તેનાથી લેખક ના થવાય."

કિરણ આ સાભળી દિઙ્મૂઢ રહી ગઈ જોપીકાકાને શુ કહે ? ચિડાઈને જોપીકાકા પણ ચાલી ગયા એને થયુ —

'અસગજી લેખક બન્યા તેમા અમારા ભોગ લાગી ગયા બધા સાથેના સબધો સાવ જ બગડી જશે. અને અમે બધા તો ક્યાયનાય નહિ રહીએ. '

પછી એણે વિચાર્યું — 'જોકે રોજ તો આવુ થતુ નથી આજે કોણ જાણે કેમ આટલા ઓછા કલાકોમા જ ડોરબેલ વાગ્યા કર્યો — કટાળી જવાય તેટલી વાર "હા શ માડ આ. જોપીકાકાથી પીછો છૂટ્યો હવે તો કામમા ઘણી જ ઉતાવળ કરવાની હતી ટોની મોનીને ઉઠાડવા માટે તેમ જ નાહવાધોવા માટે, કારણ ઘાટી પાછો આજે વહેલો આવવાનો હતો — કપડા ધોવા

આમ વિચારતી હતી ત્યા જ પાછા બેલ વાગ્યો હોય તેમ લાગ્યુ એને થયુ — 'હવે તો મારે બારણુ ઉઘાડવુ જ નથી. બેલ છો વાગ્યા કરે આવેલુ કોઈ વગાડ્યા જ કરશે, વગાડ્યા જ કરશે, થોડીવાર પછી કટાળીને ચાલ્યુ જશે '

ત્યા જ — પાછો બેલ વાગ્યો હોય તેવુ લાગ્યુ એને પછી થયુ '— ત્રણ વખત તો બારણુ ખોલ્યુ જ છે તો હવે ચોથી વાર એમા થઈ શુ ગયુ ? આવીને કોઈ જતુ રહે તે સારુ લાગે ?' સમજી બારણુ ખોલવા ગઈ ચિડાઈને એણે બારણુ ખોલ્યુ તો ખરુ પણ — સીધી પરબારી રસોડામા જ જતી રહી રસોઈની ઉતાવળ હોવાને લીધે બારણામાથી આવેલ માણસને જોયા વગર જ પછી સહેજ અમસ્તુ બારણા સામે જોયુ કોણ આવ્યુ છે તે જોવા. પણ કોઈ જ આવ્યુ નથી એમ લાગ્યુ બેલ વાગ્યાનો વહેમ આવ્યો હશે — સમજી બારણુ બધ કરવા ગઈ તો — બારણુ બધ જ ના થયુ એ વિચારમા પડી બારણાની નીચે કોઈ ભરાઈ ગયુ છે કે સમજી નીચે જોવા માડી તો

નાનામોટા સાપ — બધા ઘરમા અદર આવ્યે જતા હતા આ જોઈ કિરણ ગભરાઈ

"ઓ. બાપ રે ઓ બાપ રે આ બધા કરડી ખાશે બધાને."

અને બૂમાબૂમ કરી દીધી એણે ટોની મોની પણ જાગી ગયા ઘરમા ધમાધમ થઈ ગઈ નાના સાપને સાવરણીથી વાળવા ગઈ — બારણાની બહાર કાઢવા માટે તો તો હજીયે વધુ ને વધુ સાપ આખાયે ઘરમા આવ્યે જતા હતા. અદર પૂજાના રૂમમા પાટલા ઉપર પણ ચડવા માડ્યા માલતીબહેન પૂજામાથી ઊઠ્યા. ગભરાયા ને બોલ્યા.

અરે અરે નીરગ ! આ શુ થયુ ? આ બધા સાપ ક્યાથી આવ્યા ?'

ટોની મોની તો ચિચિયારીઓ કરતા કૂદવા માડ્યા, અને પલગ ઉપર ચડી ગયા ત્યા માલતીબહેન બોલ્યાં —

"અરે પણ આવા મોટા શહેરમા તે વળી સાપ કેવા ?'

"એ તો બા ! એવુ છ ને કે આપણુ નીચેનુ ઘર છે, એટલે ગટર બટર સાફ કરાવી હોય તો પણ નાનામોટા સાપ નીકળ્યા હોય !"

'પણ — આટલા વર્ષોમા ક્યારેય આવુ થયુ નથી. કિરણ ! જા. જલદી પેલા જમાદારને બોલાવી

બધાને ઝાડુથી મારી નંખાવ. અને સાવરણીથી વાળી પણ નંખાવ. ભાઈસા'બ ! આ તો ઘણી મોટી તકલીફ ઊભી થઈ. હવે ફરવું કેમ... ચાલવું કેમ ?"

અને કિરણ જમાદારને બોલાવવા ઘરની બહાર નીકળવા ગઈ ત્યાં જ — સામેથી આવતાં રંગબેરંગી પતંગિયાંઓ મોઢાને અથડાયાં. જાણે કે બધે જંગલ થઈ ગયું. હવે... કિરણ બહાર કેવી રીતે જઈ શકે ? એ બરાબર જોઈ જ શકે નહિ તેવું જ થઈ ગયું. એની આંખ ઉપર, નાક ઉપર ગાલ ઉપર — પતંગિયાં જ પતંગિયાં.

હજી તો સાપમાંથી મુક્ત થયાં નથી ત્યાં પાછાં પતંગિયાં આવ્યાં ? હવે ... જોવું કેમ અને જવું કેમ ? આખાયે ઘરમાં હોહા થઈ ગઈ. પણ... ટોની-મોની રંગ જ ગણવા માંડ્યા.

"જો... મમ્મી ! આ... લાલ, પેલું પીળું, ઓલું ભૂરું, સામે લીલું, દૂર જાંબુડિયું... આઘે કેસરી, વચ્ચે પચરંગી..."

હવે તો બાપુજીને કહેવું જ પડશે અને લખવામાં વચ્ચેથી ઉઠાડવા જ પડશે સમજી નીરંગ, કિરણ અને માલતીબહેન — બધાં જ એકી સાથે એમના રૂમ પાસે ગયાં. હજી એમનો રૂમમાંથી નીકળવાનો સમય થયો નહોતો તેથી બધાં ગભરાતાં ગભરાતાં રૂમની બહાર ઊભાં હતાં. 'જો... એમને રૂમમાં કહેવા જઈશું તો... પાછા ધમાચકડી કરશે'— વિચારી શું કરવું તેની અવઢવમાં હતાં. છેવટે હિંમત ભેગી કરીને ત્રણેય જણ તનસુખલાલના રૂમમાં પ્રવેશ્યાં. પાછળ પાછળ ટોની-મોની પણ ખરા જ. પછી નીરંગે ધીમે રહીને બાપુજી પાસે જઈ ખભે હાથ મૂકી એમને હાથથી હલાવી કહ્યું—

"બાપુજી ! આપણા ઘરમાં નાનામોટા સાપ તેમ જ ખૂબ જ બધાં પતંગિયાં આવી ગયાં છે. ઘર જાણે કે જંગલ થઈ ગયું છે !"

બાપુજી તો લખતા જ રહ્યા, લખતા જ રહ્યા. એમને કાંઈ પણ સંભળાયું હોય તેમ લાગ્યું નહિ. એટલે નીરંગે પાછું એનું એ જ કહ્યું —

"બાપુજી ! ઓ... બાપુજી ! આપણા ઘરમાં નાનામોટા ઘણા બધા સાપ તેમ જ ખૂબ બધાં પતંગિયાં આવી ગયાં છે. ઘર જાણે કે જંગલ થઈ ગયું છે."

બાપુજી તો નીરંગને હાથથી હડસેલ્યા કરે અને પોતે તો બસ... લખ્યા જ કરે. બેપાંચ વખત નીરંગે કહ્યું હશે એટલે જાણે કે તંદ્રામાંથી બહાર આવતા હોય તેમ બોલ્યા —

"હેં... શું કહ્યું... નાનામોટા સાપ અને ખૂબ બધાં પતંગિયાં..."

ઘરનાં બધાં જ એકી સાથે બોલ્યાં —

"હા...હા...બાપુજી...હા...હા ! ચાલો... તમને બતાવીએ."

આ સાંભળી બાપુજી તો કૂદતા કૂદતા બહારના રૂમમાં ગયા — બધું જોવા. એ તો કૂદતા જાય અને બધું જોતા જાય. પછી તો ગોળ ગોળ ફુદરડી પણ ફરતા જાય. ઘરમાં સાપ તેમ જ પતંગિયાં આવેલાં જોઈ — આજુબાજુના લોકો પણ ભેગા થઈ ગયા હતા. અને બધું જ જોતા હતા — વિસ્મયથી અને સાથે સાથે તનસુખલાલને નાચતા જોતા હતા.

આ જોઈ નીરંગ ખૂબ ચિડાયો. લખવાનું કાંઈ આટલે સુધી હોય મગજ સાવ ચક્રમ થઈ જાય તેવું ? કાંઈ ને કાંઈ રસ્તો તો કાઢવો જ જોઈએને ? તેને બદલે આ... તો નાચવા બેઠા ! તે તો દોડીને અંદર ગયો. જે લખાણ લખવાથી બાપુજી ગાંડા જેવા થઈ ગયા હતા, તે લખાણ એ રૂમમાંથી બહાર લાવી ફાડવા જતો હતો — ત્યાં જ... એણે બાપુજીનાં લખાણની પાછળની છેલ્લી લીટીઓ વાંચી એટલે એ ખૂબ ઊંચા સીલિંગ જેટલા કૂદકા મારવા માંડ્યો. અને એ પણ નાચવા માંડ્યો — બાપુજીની સાથે.

હવે માલતીબહેનને ખૂબ ખરાબ લાગ્યું — પતિ અને પુત્રનું વર્તન. કારણ તમાશાને કાંઈ તેડું હોય છે ! એટલામાં તો ઘણા બધા લોકો ભેગા થઈ ગયા. બધાને જ પોતપોતાને ઘેર જવાનું તેઓ કહેવા માંડ્યાં.

અને પતિને અંદરના રૂમમાં જવાનું. ત્યારે નીરગ મોટમોટેથી બોલવા માડ્યો અને ભેગા થયેલા લોકોને કહેવા માડ્યો—

"ખબર છે મારા બાપુજી તો લેખક છે"

લોકોમાથી સમૂહમા અવાજ આવ્યો —

"હા હા તેની તો અમને પચ્ચીસ વરસથી ખબર છે"

"હા. એ તો સાચુ પણ. તેઓ તો ખૂબ મોટા લેખક છે તે મને આજે જ ખબર પડી છે"

"નીરગભાઈ! અમને પણ તમારી માફક અત્યારે જ તે બાબતની ખબર પડી ગઈ છે — તમારા અને તનસુખલાલના કૂદવાથી"

ત્યારે માલતીબહેન તેમ જ કિરણે ભેગા થયેલ ટોળાને વીખરાઈ જવા કહ્યુ તેથી બધા હસતા હસતા વીખરાઈ જવા માડ્યા. ત્યાં જ અવાજ આવ્યો મોટેથી—

"લેખક મહાશય તનસુખલાલ — ઝિંદાબાદ!"

અને એ અવાજ નીરગનો હતો. છાપાના વધારાને વેચતા ફેરિયાની જેમ મોટે મોટેથી બોલતો નીરગ આખાય રસ્તા ઉપર આમથી તેમ આંટા મારવા માડ્યો.



## સાભાર સ્વીકાર

નવભારત સાહિત્ય મંદિર (મુંબઈ ૨, અમદાવાદ ૧)ના

**સ્વામી આનંદનો પત્રવ્યવહાર ઉગમણી દિશાનો ઉજાસ** લે. સ્વામી આનંદ, સંપા દિનકર જોશી, કિં રૂ ૭૦ **સ્વામી આનંદનો પત્રવ્યવહાર ધોધમાર** લે. સ્વામી આનંદ સંપા દિનકર જોશી, કિં રૂ ૭૫. **અમરતવેલ** લે. સ્વામી આનંદ સંપા દિનકર જોશી, કિં રૂ ૬૩ **આબાવાડિયુ** લે. સ્વામી આનંદ, સંપા દિનકર જોશી, કિં રૂ ૭૨ **સંબંધો હજીય મહેકે છે** સંપા અઝીઝ ટકારવી, કિં રૂ ૫૫. **શબ્દોનાં શીર્ષાસન** લે. નિર્મિશ ઠાકર, કિં રૂ ૪૫. **અર્થ આડા થાય તો?** લે. ઉપર મુજબ, કિં રૂ ૩૦

લોકમિલાપ ટ્રસ્ટ (પો.બો.નં. ૨૩ (સરદારનગર) ભાવનગર ૩૬૪૦૦૧)ના

**ભેદની ભીંતુ ભાંગવી** લે. મનુભાઈ પંચોળી, દર્શક' કિં રૂ ૪ **પતંગિયાની પાંખે** સંપા. ગોપાલ મેઘાણી, મહેન્દ્ર મેઘાણી, કિં રૂ ૩૦ ***ABC of Gibran*** Compiled by Mahendra Meghani Rs 20

આર. આર. શેઠની કું (અમદાવાદ ૧ મુંબ ૨)ના

**ઝેર તો પીધા છે જાણી જાણી** (સંયુક્ત આવૃત્તિ) લે. મનુભાઈ પંચોળી 'દર્શક', કિં રૂ ૩૦૦ **મૃત્યુદંડ** લ. વર્ષા અડાલજા, કિં રૂ ૧૨૦ **સડસડાટ** લે જિતેન્દ્ર દેસાઈ, કિ રૂ ૬૦ **શોધુ સ્વરાજ સપનાનુ** ભગવાનજી રૈયાણી કિ રૂ ૮૫. **ન યે ચાંદ હોગા** જોસેફ મેકવાન, કિં રૂ ૬૬

પરિચય ટ્રસ્ટ (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ ૪૦૦ ૦૦૨)ના

**ઘરે-બાહિરે** લે. વર્ષા અડાલજા, કિં રૂ ૫. **આપણો પ્લાસ્ટિક ઉદ્યોગ** લે. સુનીલ ગાંધી, પ્ર. કિ રૂ ઉપર મુજબ. **ગુજરાતના મુખ્ય પ્રધાનો** લે. રાજેન્દ્ર દવે, પ્ર. કિં રૂ ઉપર મુજબ. **ઉત્તર ધ્રુવનુ આકર્ષણ** પ્રીતિ સેનગુપ્તા, કિં રૂ ૫. **ચાર્વાક દર્શન** યોગેશ પટેલ, કિં રૂ ૫. **ગુજરાતી ગઝલ** ભગવતીકુમાર શર્મા (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ ૮૯૪) કિ રૂ ૫.



બહાદુરભાઈ જ. વાંક

પ્રિય બહેન રાધા,

તારી જેમ મને બહુ સારું લખતાં આવડતું નથી. છતાં કેટલીક વાત કહેવા માટે આજ તને પહેલી જ વખત પત્ર લખું છું. લગભગ છેલ્લાં પંદર વર્ષ થયાં અમારા લગ્નજીવનમાં તિરાડો પડી ગઈ છે. હું અને મારા પતિ ક્યારેય પણ એકમેકના સુખદુઃખની નિરાંતે વાત પણ કરી શક્યાં નથી. નાની નાની વાતોમાં પણ અવારનવાર અમારી બંનેની વચ્ચે ચડભડ થયા કરે છે : કેટલીક વાતો હું મારા પતિને સમજાવવા મથામણ કરું છું, તો તેઓ સમજી શકતા નથી. અને તેઓ જે રીતે જીવે છે તેને હું સમજી શકતી નથી. પરિણામે મારા અને મારાં બાળકોના જીવનમાં ઘેરી ઉદાસીનતા ફરી વળી છે. આ માટે કેટલેક અંશે તને પણ હું જવાબદાર માનું છું. મારા પતિ સાથેના તારા સંબંધોને આજ વર્ષોથી હું મૂક સાક્ષી બનીને જોતી આવી છું, ઘણુંબધું સહન કરતી આવી છું. માત્ર સહન કરવા સિવાય બીજું હું કશું કરી પણ શકું તેમ નથી. મારા પતિ જ્યારે પણ મારી વાતથી ત્રાસી જાય છે, ત્યારે તેઓ ઘર છોડીને ક્યાંક નાસી જવાની ધમકીઓ આપ્યા કરે છે. એટલે હવે તેમને વધારે કંઈ પણ કહેવાની મારી હિંમત ચાલતી નથી. તેં પણ કોણ જાણે એમના ઉપર કેવી ભૂરકી છાંટી દીધી છે કે તારા સિવાય જાણે એમને જીવનમાં કશું જ દેખાતું નથી ! એ તને છોડી શકે તેમ નથી, તો કેટલાંક કારણોસર હું તને સ્વીકારી શકું તેમ નથી. તને ન સ્વીકારવા પાછળ મારામાં તારા પ્રત્યે કોઈ દ્વેષભાવ છે એવું પણ નથી. પણ આ જે કાંઈ થઈ રહ્યું છે એ સામાજિક દૃષ્ટિએ પણ સારું લાગતું નથી. આપણે ત્રણે સમાજમાં છાની રીતે પણ કેટલાં વગોવાતાં આવ્યાં છીએ એની કદાચ તને ખબર નહિ હોય, પણ મને ખબર છે. કારણ મારે સમાજના મોઢે જીવવાનું છે અને બાળકોને હજુ વરાવવા પરણાવવાનાં છે. મારા પતિ તો તારી જેમ રહ્યા ફિલસૂફ. આકાશમાંથી નીચે ઊતરીને જુએ તો જ તેમને કંઈક વાસ્તવિકતાનું ભાન થાય ને ? ! મારા પતિની વ્યાવહારિક જીવન પ્રત્યેની ઉદાસીનતાને તું પણ ક્યાં નથી જાણતી ?

આ પત્ર લખીને મારે તને જે કહેવાની વાત છે, તે તો એટલી જ કે તારી ઉંમર હજુ નાની છે, માંડ પાંત્રીસની હશે. એટલે હજુ પણ તને સારું એવું ઠેકાણું મળી શકે તેમ છે. તું લગ્ન કરીને ગૃહસ્થ જીવન જીવે એવી તારાં માબાપની પણ ઇચ્છા છે. તારાં માબાપની આ ઇચ્છાને ઠુકરાવીને આજે તું એકલી જ રહે છે, એ પણ મને વાજબી લાગતું નથી. સ્ત્રીનું સાચું સુખ એના પતિના ચરણોમાં છે. ફક્ત તારા કારણે હું તો પતિનું સુખ મેળવી શકી નથી, પણ તારું સુખ નંદવાઈ ન જાય એવી મારી અંતરની ઇચ્છા છે.

તારી ચિંતાને કારણે કે પછી મારી ચિંતાને કારણે — કોણ જાણે બેત્રણ વર્ષથી એમની તબિયત પણ લથડવા માંડી છે. આમાં હું દોષ કોને દઉં ? તું તો ભગવાન રામની અનન્ય પૂજારિણી છે. એમને પૂછીને પણ તું તારા જીવન માટે યોગ્ય નિર્ણય ન લઈ શકે ? વધુ શું લખું ?

**તારી જ બહેન ધારાનાં ઘટિત**

પૂજ્ય ધારાબહેન,

તમારો પત્ર મળેલો. આઠેક દિવસ મંથન કર્યા પછી જવાબ આપું છું. તમારી લાગણી હું સારી રીતે સમજી શકું છું. મારા કારણે જ તમે તમારા જીવનમાં જે સંઘર્ષ વેઠી રહ્યાં છો, તેનું મને પણ ઊંડું દુઃખ છે. ઘણી વખત મને થાય છે, હું તમારા પતિ પૂજ્ય કૃષ્ણકાન્તના જીવનમાંથી હટી જાઉં તો કેવું સારું !

પણ કયા અકળ બળથી હુ તમારા ઘરે ખેચાઈ આવુ છુ એ હુ આજે પણ સમજી શકતી નથી તમે મને અન્ય સાથે લગ્ન કરી લેવાની સલાહ આપી, પણ એવા કોઈ સ્થૂળ લગ્નજીવનમા મને રસ નથી વળી મે તો મારા લગ્ન કરી લીધા છે એકમાત્ર રઘુવીર સાથે. હા, હુ એક કામ કરી શકું — બને ત્યા સુધી તમારા ઘરથી દૂર રહેવાનુ બીજુ હુ તમને એક વાતની ખાતરી આપી શકુ કૃષ્ણકાન્ત સાથે મારે પદર વર્ષ થયા મૈત્રી સબધ છે, છતા ક્યારેય પણ અમે એકબીજાના શરીરને સ્પર્શ સુધ્ધા કર્યો નથી. કદાચ આ વાત તમે માની પણ ન શકો. બીજુ વધારે શું લખુ ?

**તમારી જ રાધાના વદન**

વહાલી વિદુષી રાધા,

ઘણા દિવસ થયા તુ મારા ઘરે ડોકાઈ નથી, એટલે આ પત્ર લખુ છુ ખાસ તો તારો અવાજ સાભળવા ન મળે, તારા મધુર કઠેથી રામાયણની ચોપાઈઓ સાંભળવા ન મળે એ દિવસે ખરેખર હુ બેચેન થઈ જાઉ છુ તારી મોજૂદગીમા મારા જીવનનો થાક પરિતાપ ક્યાય અદશ્ય થઈ જાય છે જીવન ભર્યું ભર્યું લાગે છે પણ તને ન જોઉ ત્યારે તો મારાથી તું કઈ નારાજ થઈ ગઈ છે ? કે પછી ધારાથી તારી લાગણીને કઈ ઠેસ પહોચી છે ? તારા ઉદાત્ત વ્યક્તિત્વની ગરિમાને જાણું છુ, છતા આટલુ પૂછ્યા વગર રહેતો નથી.

હુ હમેશા તારુ મૈત્રીભાવે જ ગૌરવ કરતો આવ્યો છુ તે જ તો મારી બધી જ સકુચિતતાઓને — નબળાઈઓને ઓગાળીને મારા વ્યક્તિત્વને એક ગરિમા બક્ષી છે મારી વાસનાઓને પણ નિ શેષ કરી નાખનાર તારા જેવી સ્ત્રીમા એકી સાથે હુ કેટલા રૂપો જોઈ શકુ છુ ! ફક્ત મારા કારણે જ તે જીવનમા કેટકેટલુ સહન કર્યું છે ! તારા માબાપનો, કુટુબીઓનો ખોફ વહોરી લીધો — ફક્ત મારા કારણે જ તે તારુ ઘર છોડ્યુ, ને ફક્ત મારા કારણે જ તે આજીવન કુવાગ જ રહેવાનું સ્વીકાર્યું ભૂતકાળમા મે તને અન્ય સાથે લગ્ન કરી લેવા કેટકેટલી સમજાવેલી ! પણ તુ તો ઠેઠ સુધી જ મક્કમ રહી. સ્ત્રીનો વાસનાનિરપેક્ષ પ્રેમ જીવનમા શુ શુ કરી શકે છે, એ વાત હવે આજે મને બરાબર સમજાય છે — સ્ત્રીપુરુષનુ વાસનાનિરપેક્ષ સખ્ય જ ઉભયના જીવનને કેવુ ઝળાઝળા કરી મૂકે છે !

તુ મારાથી પંદર વર્ષ નાની છે છતા મને હમેશા લાગ્યા કર્યું છે જાણે તુ જ મારાથી પદર વર્ષ મોટી ન હોય ! હજુય ઘણી વખત ભૂતકાળના દિવસો મને યાદ આવ્યા કરે છે ગજબની નૈતિક હિંમત દાખવીને કોઈની પણ દરકાર રાખ્યા વગર, ખુલ્લે આમ તુ મારી સાથે ફરી છે પછી તે કોઈનો લગ્ન સમારભ હોય, આપણી કોલેજનુ કોઈ ફકશન હોય કે પછી જાહેર કોઈ સાસ્કૃતિક કાર્યક્રમ હોય. લોકોએ આપણી ઉપેક્ષાઓ કરી, મજાકો ઉડાવી. પણ તુ, તુ રહી, અને હુ, હુ રહ્યો. આજે થાય છે, આપણને અચળ રાખનાર આપણી વચ્ચે એવુ કયુ પરિબળ કામ કરી ગયુ હશે ?

કોલેજમાથી હુ નિવૃત્ત થયો ત્યારે કોઈકે તને પણ મજાકમા મારી પાછળ રાજીનામુ આપી કોલેજમાથી છૂટા થઈ જશો કે શુ, એવો પ્રશ્ન કરેલો ત્યારે તે પેલાને કેવો સણસણતો જવાબ આપેલો ? મારે રાજીનામુ આપવાની જરૂર નથી, હુ ચોવીસે ચોવીસ કલાક કૃષ્ણકાન્ત સાથે જ રહુ છુ બોલો, હવે કહેવુ છે કાઈ ? તારી આ હિંમતે તો મારા પૌરુષને પણ આજે વજ્જર જેવુ બનાવી દીધુ હોય તેમ મને લાગે છે

આજે પણ ધારા તારી કેટલી ઉપેક્ષા કરે છે ! તેનાથી તે જે કાઈ સહન કર્યું છે એ બધુ હુ સારી રીતે જાણુ છુ પણ આપણે બને જે ઊંચાઈ પર જીવીએ છીએ, એને ધારા ક્યારેય પણ સમજી શકવાની નથી આમાં આપણે એને દોષ પણ શુ દઈ શકીએ ?

મે તારા માટે કેટલાક આધ્યાત્મિક પુસ્તકો મગાવ્યા છે એ તુ આવીને લઈ જાય તો સારુ મારી તબિયત સારી નથી, નહિ તો હુ જ તારી પાસે આવ્યા વગર ન રહેત

તું હમણાં નથી આવી એટલે પથારીમાં પડ્યા પડ્યા સવાર-સાંજ કેસેટમાં તારો અવાજ સાંભળતો રહું છું.

**તારો જ કૃષ્ણકાન્ત**

પૂજ્ય વહાલા કૃષ્ણકાન્ત,

ઘણા વખત પહેલાં પૂ. ધારાબહેનનો પત્ર મળેલો, હમણાં તમારો પત્ર મળ્યો. કોઈ દિવસ નહિ ને હવે જ હું જીવનમાં અસહ્ય મૂંઝવણ અનુભવી રહી હોઉં તેમ લાગે છે. ધારાબહેનનો પત્ર મળ્યા પછી હું તમારી પાસે ઘણા વખતથી આવી શકી નથી એનું મને જેટલું દુઃખ છે, એટલું જ તમને પણ હોય. મારી કરુણતા તો જુઓ — ધારા બહેનના અંતરને હવે વધારે ઠેસ ન પહોંચે એટલે હું હવે તમારાથી દૂર ને દૂર જવા માગું છું. તો તમે મને તમારી વધુ ને વધુ નજીક ખેંચી રહ્યા છો !

આજ કેટલાં વર્ષો થઈ ગયાં આપણા સંબંધને — આપણી મૈત્રીને ! છતાંય એવું લાગ્યા કરે છે જાણે આપણે હમણાં જ કેમ ન મળ્યાં હોઈએ ! તમે તમારા પત્રમાં મને કેટલી બધી મહાન બનાવી દીધી છે ! શું હું ખરેખર તેવી છું ? તમારી પાસે મારી પાત્રતા કેટલી ? સત્તરમે વર્ષે હું કોલેજમાં તમારી વિદ્યાર્થિની બની. તમે મારા ગુરુ. મારા અભ્યાસમાં અંગત રસ લઈને તમે મને એમ.એ.માં સારા માર્ક્સે ઉત્તીર્ણ કરાવી, ને એ જ કોલેજમાં અધ્યાપિકા પણ તમે જ બનાવી. તમે ન મળ્યા હોત તો શું હું આટલી આગળ વધી શકી હોત ? આમાં મહિમા મારો કે તમારો ? તમારી વીતરાગિતાએ મારા પ્રેમને પણ અગ્નિશુદ્ધ બનાવ્યો છે. હું તમારા તરફ કેમ આટલી બધી અભિભૂત થઈ ગઈ છું, એવો પ્રશ્ન એક વખત મેં તમને પૂછેલો. તમે જવાબમાં શું કહ્યું હતું ખબર છે ? "રાધા, તારે કોઈ સારા મનોચિકિત્સક પાસે તારા આ રોગનું નિદાન કરાવવાની જરૂર છે" ને મેં એ મનોચિકિત્સકને પણ શોધી લીધા — ભગવાન રામને ! પણ તેમણે તો મારો રોગ ઘટાડવાને બદલે ઊલટો વધારી દીધો છે !

હું તમારી પાસે કેમ નથી આવી શકતી એનું કારણ કદાચ તમે સમજી ગયા હશો. આમાં હું ધારાબહેનને પણ જરાય દોષ આપી શકું તેમ નથી. એમનો ત્યાગ, એમની સહનશીલતા ને એમની તિતિક્ષાને કારણે તો હું તમારી છાયામાં વર્ષોથી રહી શકી છું. હવે હું તમારી પાસે આવું યા ન આવું, આપણી મૈત્રીમાં કોઈ ફેર પડી શકે તેમ નથી. હા, હું તમને રામાયણની ચોપાઈઓ ટેલિપથીથી સંભળાવતી રહીશ ! ! સાંભળશોને ? એક નમ્ર વિનંતી : મારા કારણે ધારાબહેનને તમારા તરફથી હવે સહેજ પણ દુઃખ ન થવું જોઈએ.

**તમારી રાધાનાં વંદન**

*

રાધાએ હવે બને ત્યાં સુધી કૃષ્ણકાન્તના ઘરે ન જવાનું મનોમન નક્કી કરી લીધું હતું. કૃષ્ણકાન્તને પત્ર લખ્યા પછી દસેક દિવસ પ્રતીક્ષા કરવા છતાં તેમનો કશો જવાબ મળ્યો નહિ. આથી રાધાને થોડું આશ્ચર્ય થયું. એટલે તેણે કૉલેજની એક છોકરી મારફત કૃષ્ણકાન્તના ઘરે તપાસ કરાવી તો કૃષ્ણકાન્તની માંદગીના સમાચાર તેને જાણવા મળ્યા. હવે કૃષ્ણકાન્તના ઘરે, તેમની ખબર કાઢવા માટે જવા તે વ્યાકુળ થઈ ઊઠી. સાંજના તે કૃષ્ણકાન્તના ઘરે આવી. ત્યારે જાણવા મળ્યું કે કૃષ્ણકાન્તને એક ખાનગી દવાખાનામાં દાખલ કરવામાં આવ્યા છે. એટલે સરનામું મેળવીને તે ઝડપથી રિક્ષામાં દવાખાને પહોંચી. કૃષ્ણકાન્તના રૂમમાં દાખલ થતાં જ તેની દૃષ્ટિ ધારા ઉપર પડી. ધારાએ તેની સામે જોયું, પણ કશું બોલી નહિ. કૃષ્ણકાન્ત દવાના ઘેનમાં સૂતા હતા. એટલે રાધાએ ધારાને તેમની તબિયત અંગે પૂછપરછ કરી. ધારાએ મને-કમને થોડી માહિતી આપી. કૃષ્ણકાન્તને ડાયાબિટીસ તો હતો જ, તેમાં વળી હવે કમળાના ભોગ થઈ પડ્યા હતા. કૃષ્ણકાન્તના પલંગ ઉપર રાધા બેઠી. થોડી વાર પછી કૃષ્ણકાન્તે આંખો ખોલી. રાધાએ ખબરઅંતર પૂછ્યા.

પથારીમાંથી બેઠા થવાનો પ્રયત્ન કરતાં

કૃષ્ણકાન્ત બોલ્યા "મને વિશ્વાસ હતો જ કે તુ આવ્યા વગર નહિ જ રહે" કૃષ્ણકાન્ત ગળગળા થઈ રાધા સાથે વાતે વળગ્યા

"તમને ડૉક્ટરે બહુ બોલવાની ના પાડી છે, એ તો ખબર છે ને ?" જરા મો ચડાવીને ધારા બોલી

'ધારાબહેનની વાત સાચી છે તમે આરામ કરો. સાજના પાછી હુ તમારી પાસે આવીશ. ' પલગ ઉપરથી બેઠી થતા રાધા બોલી પછી તે ધીમેથી બહાર લૉબીમા આવી. ધારા પણ તેની પાછળ પાછળ બહાર આવી રાધાએ કૃષ્ણકાન્તની તબિયત અગે જરા વિગતથી જાણવા ધારાને પૃચ્છા કરી પણ ધારાએ તે અગે કશી જ સ્પષ્ટતા ન કરતા સાવ બીજી જ વાત કરી 'રાધા, મારે તને ન કહેવુ જોઈએ, છતા કહુ છું — તારા કારણે જ — તારી જ એકમાત્ર ચિતા કરી કરીને તેમણે પોતાની તબિયત બગાડી નાખી છે"

ધારાને શો જવાબ આપવો એ જ કાઈ રાધાને સૂઝ્યુ નહિ એટલે તે મૌન જ રહી.

'થોડા દિવસો પહેલા ફક્ત તારા કારણે જ અમારી બનેની વચ્ચે ઝઘડો થયેલો, બસ એ દિવસથી જ તેમની તબિયત બગડી છે" ફરી ધારાએ પોતાનુ વલણ સ્પષ્ટ કર્યુ

કશો જ પ્રતિભાવ વ્યક્ત ન કરતા રાધા ચુપચાપ સાભળી રહી

ફરી ધારા બોલી "થોડા દિવસ તુ અહીં ન આવે તો તે મારા ઉપર ઉપકાર કર્યો ગણાશે. કોણ જાણે તને જુએ છે ને એમને કઈનુ કઈ થઈ જાય છે"

બહુ જ ધીમા સ્વરે રાધાએ કહ્યુ 'બહેન, તમારી બધી જ વાત હુ સારી રીતે સમજી શકુ છુ તમારો પત્ર મળ્યા પછી હુ તમારી પાસે આવવાની જ નહોતી. પણ. " ને તે આગળ બોલતા અટકી ગઈ

ફરી ધારા મૂળ વાત ભારપૂર્વક રજૂ કરતા બોલી 'ઓછામા ઓછું એમની તબિયત હવે જ્યા સુધી સારી ન થાય ત્યા સુધી તુ મારી પાસે ન આવે એટલી જ મારી વિનતી છે તને. "

"પણ જ્યા સુધી કૃષ્ણકાન્તની તબિયત સારી ન થાય ત્યા સુધી તમારી પાસે આવુ તો તમને શો વાધો છે ? પછી તમારી સૂચના પ્રમાણે તમારી પાસે આવવાનુ બધ કરીશ વળી અહીં આવવા પાછળ મારો એવો કોઈ સકુચિત ખ્યાલ પણ નથી.' રાધા બોલી.

"તુ કહે છે એ બધુય સાચુ પણ તારે એમની તબિયત સુધારવી છે કે બગાડવી ?" જરા ઊચા અવાજે ધારા બોલી

'સુધારવી છે, એટલે તો હું મારી વાતને વળગી રહી છુ ઊલટાનુ હુ અહી નહિ આવુ તો તેમની તબિયત સુધરશે કે કેમ એનીય મને શકા છે માટે તમે પણ મારી સાથે અકારણ જીદ કરો છો એમ તમને શુ નથી લાગતુ ?" દૃઢતાથી રાધા બોલી

'જીદ હુ કરું છુ કે તું કરે છે ? આજ વર્ષોથી હુ જે કાઈ સહન કરતી આવી છુ, એનો તને કઈ ખ્યાલ છે ?'

"ખ્યાલ છે એટલે જ તો તમારા જીવનમાથી હુ હટી જવા માગુ છુ પણ કૃષ્ણકાન્તની તબિયત બિલકુલ સારી થઈ જાય ત્યાર પછી.' બોલતા બોલતા રાધાનો ચહેરો જરા તગ થઈ ગયો.

ધારા રોષે ભરાઈને બોલી ઊઠી 'હવે તો તુ મારાથી દૂર જ રહે એમ હુ ઇચ્છું છું" ને તીવ્ર આવેશમા તેણે રાધાને સ્પષ્ટ સભળાવી દીધુ 'હવે તુ અહીં આવે તો તને રામદુહાઈ છે "

ઝેરી તીરથી જાણે છાતી વીધાઈ ગઈ હોય તેમ રાધા ઝડપથી દવાખાનાના પગથિયા ઊતરી ગઈ

*

આઠેક દિવસ પછી બેભાન અવસ્થામા જ કૃષ્ણકાન્તનુ અવસાન.

રાધાને જ્યારે આ સમાચાર જાણવા મળ્યા

ત્યારે તેણે ઊંડો આઘાત અનુભવ્યો. તેની એક બહેનપણી ભદ્રા સાથે તે કૃષ્ણકાન્તની અંતિમ વિધિમાં હાજરી આપવા ધારાને ઘરે આવી. રોકકળના વાતાવરણ વચ્ચે આંસુ સારતી તે એક બાજુ ઊભી રહી ગઈ. કૃષ્ણકાન્તના ડેડ બૉડીને પ્રણામ કરી, તેના ઉપર ફૂલહાર ચડાવીને નનામી બહાર નીકળતાં જ તે ધ્રુસકે ચડી. ક્યાંય સુધી તે હીબકાં ભરતી રડતી રહી. તેને આમ મોંફાટ રડતી જોઈને ધારા પણ ભાંગી પડી. તે રાધાને છાની રાખવા મથામણ કરવા લાગી તોય રાધાનું રુદન અટક્યું નહિ. આખરે કેટલીક સ્ત્રીઓના પ્રયત્નથી રાધા માંડ માંડ છાની રહી.

મોડેકથી બહાર નીકળતાં તે ફરીને ધારાના ખભા ઉપર માથું રાખીને જોરજોરથી હીબકાં ભરતી રહી.

ફરી ધારા તેને સમજાવવા ધીમેથી બોલી : "હવે તું બહુ કોચવા નહિ. જે થયું તે થયું. અંતિમ પળોમાં મેં તને એમનાથી દૂર રાખી એનો મને પણ ખટકો રહી ગયો છે."

વાતાવરણ થોડું હળવું થતાં રાધા ભદ્રા સાથે બહાર નીકળી. થોડું આશ્ચર્ય વ્યક્ત કરતાં ભદ્રા બોલી : "તું તો વિદુષી છે. જ્ઞાની છે. છતાં કૃષ્ણકાન્ત પાછળ આટલું બધું રડી એ મને થોડું વધારે પડતું લાગ્યું છે."

"ધારાબહેનની ઇચ્છા પ્રમાણે, કૃષ્ણકાન્તથી દૂર રહી હું તેમને થોડુંક સુખ આપવા માગતી હતી, તે પણ કુદરતે મંજૂર કર્યું નહિ. બસ, એનો મને ઊંડો ખટકો... કૃષ્ણકાન્ત સાથે હું આખી જિંદગી હસતી રહી ને એ બિચારા રડતા જ રહ્યા ઠેઠ સુધી."

*

કૃષ્ણકાન્તના કારજ પછી પંદરેક દિવસ પસાર થઈ જવા છતાં રાધા પોતાને ત્યાં આવી નહોતી એનું ધારાને થોડું દુઃખ થયું. શું હજી પણ ભૂતકાળની વાતને વળગી રહીને રાધા મારાથી નારાજ હશે ? વિચારતીકને ધારા એક દિવસ સામેથી જ રાધાને ત્યાં જઈ ચડી. રાધા પૂજામાં બેઠી હતી. છતાં સ્મિત સાથે ધારાને આવકાર આપી બેસવાનું સૂચન કર્યું. રાધાની મૌન ચેષ્ટા જોઈને કંઈક આશ્ચર્ય અનુભવતી ધારા ખુરશી ઉપર બેઠી.

પૂજામાંથી પરવારીને રાધાએ નોટબુકમાં લખી જણાવ્યું : "કૃષ્ણકાન્તના અવસાન પછી, છેલ્લાં પંદરેક દિવસથી હું મૌનવ્રત પાળું છું. તમે આવ્યાં એ ઘણું સારું કર્યું."

"તો...તો...મેં તને ખલેલ પહોંચાડી ખરું ?" થોડી દિલગીરી વ્યક્ત કરતાં ધારા બોલી.

"ના...ના... તમે કશું ખોટું કર્યું નથી. તમારી તબિયત કેમ છે ? મેં તમને બહુ હેરાન કર્યાં છે." રાધાએ લખીને જણાવ્યું.

"મારી તબિયત તો સારી છે. તેં મને નહિ, મેં જ તને અકારણ.. પાછળથી એમના ઉપરના તારા કેટલાક પત્રો મારા વાંચવામાં આવતાં, તારા વિશેનો મારો બધો જ ભ્રમ ભાંગી ગયો છે. મેં જ તને ઘણો અન્યાય કર્યો હોય તેવું મને લાગે છે."

"ચાલ્યા કરે, એનો હવે બહુ વસવસો ન કરો... કેટલીક વાતો એવી હોય છે, જે લાખ પ્રયત્ન કરીએ તોય, તમે તો શું બીજા પણ ન સમજી શકે..." લખીને રાધાએ પોતાની વાત રજૂ કરી.

"ખેર, હવે તું મારા ઘરે ક્યારે આવશે ? તું મારી પાસે આવે તો મારું પણ દુઃખ થોડું હળવું થાય," ધારાએ કહ્યું.

રાધાએ ફરી નોટમાં કલમ ચલાવી : "હમણાં તો જ્યાં સુધી ચાલે ત્યાં સુધી મૌનવ્રત પાળવું છે. કૉલેજમાંથી પણ લાંબી રજા લઈ લીધી છે. હવે હું ક્યાંય પણ બહાર જ નીકળતી નથી. તમને કદાચ અતિશયોક્તિ લાગશે, છતાંય કહું. હવે હું દુનિયાદારીથી સાવ મુક્ત થઈ જવા માગું છું. કોણ જાણે હવે એવો વિરક્તિભાવ આવી ગયો છે કે..."

"તારે જે રીતે રહેવું હોય તે રીતે ખુશીથી રહે, પણ અઠવાડિયામાં એક દિવસ તો તારે મારી પાસે આવવું જ પડશે, પછી ભલે તું રામની પૂજા કર્યા

કરે " ધારા દૃઢતાથી બોલી

રાધાએ નોટમા ટપકાવ્યુ "મારા પ્રત્યેની તમારી લાગણી હુ સમજી શકુ છુ પણ હવે હુ તમારે ઘરે આવુ ન આવુ શો ફેર પડવાનો છે ? હા, કોઈ કામ હોય તો તમે મને ખુશીથી ચીંધી શકો છો "

ધારા થોડી નારાજ થઈને બોલી ઊઠી 'તુ કેમ આમ બોલે છે ? હુ તને મારી પાસે આવવાનુ કહું છુ કારણ હું તને જોઉ છુ ને મને થાય છે, જાણે મારા પતિનુ અવસાન જ થયુ નથી. હજુ પણ એ તારામા જ જીવે છે એટલે જ મને થાય છે, બસ, રોજ રોજ તને જોયા જ કરુ "

રાધા હસી પડી ને નોટમા છેવટની વાત જણાવી "ભલે, તમારી ઇચ્છા છે તો આવીશ. પણ આ માસ પૂરો થયા પછી જ "

ધારા સતોષ વ્યક્ત કરતા છૂટી પડી.

*

પદરેક દિવસ પછી રાધા ધારાને ઘરે આવી, ત્યારે ધારા તેને જોતા જ ઊકળી ઊઠી 'શુ કઈ બીમારી છે ? શરીર સાવ આવુ કેમ કરી નાખ્યુ ?"

"ના, તબિયત તો સારી છે પણ થોડા ઉપવાસ કરવાની ધૂન ચડી ગઈ હતી એટલે જ " જરા ક્ષોભ સાથે રાધાએ સ્પષ્ટતા કરી.

'અરે, આ રીતે વ્રતઉપવાસ કરાતા હશે ? શરીરને તો સાચવવુ જોઈએ ને ? સાવ કેવુ તારુ શરીર લેવાઈ ગયુ છે ?"

"શરીર તો સચવાશે, જો રામને સાચવવુ હશે તો !" અતિ ધીમા અવાજે રાધા બોલી.

'આજે કેમ તુ આમ નિરાશ થઈને બોલે છે ?' ને ધારા રસોડા તરફ વળી 'તુ થોડી વાર શાતિથી બેસ, હુ ચા બનાવી લાવુ "

'તમે આવી કશી જ તકલીફ લેશો નહિ મે ચા કોફી કે દૂધ લેવાનુ પણ છોડી દીધુ છે "

"પણ કઈક તો તારે લેવુ જ પડશે '

"તો પાણી આપો બીજુ કઈ જ નહિ "

ધારા પાણીનો પ્યાલો તેના હાથમા મૂકતા બોલી "તુ હમણા જાણે સાવ બદલાઈ ગઈ હો તેમ મને લાગે છે "

"ના ના. એવુ કશુ નથી. એ તા તમને લાગે. હુ તો જેવી છું, તેવી જ છુ'

'એટલે તુ મારાથી પણ કઈક છુપાવવા માગે છે એમને ?"

"કશુ જ છુપાવવા માગતી નથી, એટલે જ તો કેટલીક વાત કરવા આજે તમારી પાસે આવી છુ"

"તો કહે, શુ કહેવા માગે છે ?"

રાધા થોડી વાર ઊંડા વિચારોમા ડૂબી ગઈ પછી ધીમેથી બોલી "તમે જાણો છો હુ પહેલેથી જ અતર્મુખ પ્રકૃતિની છુ એટલે હવે મેં મારા જીવનનો માર્ગ નક્કી કરી લીધો છે ને એની જ થોડી વાત કરવા આજે તમારી પાસે "

"તુ કેમ ખચકાય છે ? જે હોય તે તુ તારે કહી દેને ?" ઉત્સુકતાથી ધારા રાધા સામે જોઈ રહી.

"તમને જણાવતા મને દુ ખ થાય છે કે હવે હુ બધુ જ છોડીને સન્યાસિની બની જવા માગુ છુ ને મારુ શેષ જીવન વિદુષી વિમલાતાઈના સાન્નિધ્યમા જ વ્યતીત કરવા માગુ છુ આ માટે મે બધી જ તૈયારી કરી લીધી છે નોકરીમા પણ ઘણા વખત પહેલા રાજીનામુ મોકલી આપ્યુ છે બસ, હવે છેવટના તમારા આશીર્વાદ લેવા આજે આવી છુ ' રાધા એકી શ્વાસે બોલી ગઈ

ઊડો આચકો અનુભવતા ધારા બોલી "આ તુ શુ કહે છે ? હવે જ તને આવો બધો વિચાર કેમ આવે છે ? ના, હુ તને જવા જ નહિ દઉ '

"પણ આ મારો સકલ્પ છે માટે રાજીખુશીથી મને આશીર્વાદ આપી છૂટી કરો." આજીજીભર્યા સ્વરે રાધા બોલી

"શુ તારા ઉપર મારો કોઈ અધિકાર નથી ?

હવે જ તું મને છોડીને ચાલી જાય એ બરાબર છે ? એ ગયા, ને હવે તું ?" ને ધારાની આંખો છલકાઈ પડી.

"ના, હું તમને છોડી જતી નથી. તમે તો હંમેશાં મારા અંતરમાં જ રહેશો..."

"મારે તારી આવી ફિલસૂફીની વાતો નથી સાંભળવી. હજુ તારી ઉંમર પણ શી છે કે તું આવા વિચારે ચડી ગઈ? આખરે જીવનમાં તેં પણ શું ભોગવ્યું છે ? હું તો સારું ઠેકાણું શોધીને તારાં લગ્ન..."

"ધારાબહેન, એ તમે શું બોલ્યાં ? હવે આવું કશું મને શોભે નહિ... હું તો કૃષ્ણકાન્ત જીવતા હતા, ત્યારે જ બધું છોડી દેવા માગતી હતી, પણ તેઓ મને ઠેઠ સુધી છોડી શક્યા નહિ..."

"તો હવે હું પણ તને છોડી શકું તેમ નથી." દૃઢતાથી ધારા બોલી.

થોડી વાર બંને એકબીજાને તાકતાં મૌન બની ગયાં. બંને વચ્ચે જાણે ચુપકીદી સળગી રહી હતી.

જરા રહી ધારા બોલી : "તારે સંન્યાસમય જીવન જીવવું જ છે, તો અહીં રહીને પણ શું ન જીવી શકે ? અહીં હું તને બધી રીતે સહકાર આપી શકું તેમ છું."

"હું વધારે કંઈ નહિ કહી શકું. પણ આ જ તો મારા રામનો મારા માટે આદેશ છે. માટે સહેજ પણ કોચવાયા વગર તમે મને હસીને..."

"મારાથી એ નહિ બને. તારે આમ જ જો મને દૂભવવી હતી તો તું મારી પાસે આવી જ શું કામ ?" એકદમ નારાજ બની ધારા સાડલાના છેડાથી આંસુ લૂછવા લાગી.

રાધા સૂનમૂન બની ગઈ ને જરા સ્વસ્થ બની ધારાને પગે પડી. ચુપચાપ બહાર નીકળવા દરવાજા તરફ વળી. તેની પાછળ પાછળ જતાં ધારાએ તેને રોકવા પ્રયત્ન કર્યો. પણ રાધા રોકાઈ શકી નહિ. જેવી તે દરવાજા બહાર પગ મૂકવા જતી હતી, ત્યાં જ ધારા આંસુ નીતરતી આંખે ચિત્કારી ઊઠી: "રાધા, તું મને છોડીને જાય તો તને રામદુહાઈ..."



## સાભાર સ્વીકાર

**ત્રીજો કિનારો** : લે. ઇસ્માઇલ શેખ, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૨૫. **સુવર્ણજયંતી ગ્રંથ** : (૧૯૪૬-૧૯૯૬) : પ્રઃ ચારુતર વિદ્યામંડળ, મુ. વલ્લભવિદ્યાનગર, કિં. નથી. **આગામી ચૂંટણી વિષે** : લે. પ્રભુદાસ બેચરદાસ પારેખ, પ્ર. વિનિયોગ પરિવાર ટ્રસ્ટ, બી-૨/૧૦૪, વૈભવ, જાંબલી ગલી, બોરીવલી પશ્ચિમ, મુંબઈ ૪૦૦ ૦૯૨, કિં. રૂ. ; **મૃત્યુને પરમનો સ્પર્શ** : લે. જ્યોતિ થાનકી પ્રઃ જે.ડી. પટેલ, 'અવિચલ', શાસ્ત્રી માર્ગ, ઓફ બાકરોલ રોડ. મુ. વલ્લભવિદ્યાનગર - ૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૨૦. **ફૂલોની ફોરમ**: લે. પ્ર. નિરંજન ભટ્ટ, ૧૨, તિરુપતિ સોસાયટી, સ્ટેશન રોડ, નરસી ભવન પાછળ, મુ. જામ ખંભાળિયા - ૩૬૧ ૩૦૫, કિં. રૂ. ૨૦. **આસવ દ્વીપ** : લે. પ્રવીણ ગઢવી, પ્ર. કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધીરોડ, અમદાવાદ - ૧, કિં. રૂ. ૨૦. **પ્રતિઘાત** : (લઘુકથા સંગ્રહ) : દિલીપ ઓઝા : પ્રા. રશ્મિબહેન ઓઝા, ૧૨, શ્રી એપાર્ટમેન્ટ, ડૉ. સોનેજીની હૉસ્પિટલ પાસે, જૂના ઢોર બજાર, કાંકરિયા, અમદાવાદ - ૨૮, કિં. રૂ. ૨૫. **ગઝલનું પરિપ્રેક્ષ્ય;** લે. ડૉ. રશીદ મીર, પ્ર. 'ધબક' ગઝલ ત્રૈમાસિક, ૧૫૫, સલીના પાર્ક, આજવા રોડ, વડોદરા - ૩૯૦ ૦૧૯, કિં. રૂ. ૫૦. **...યસ્ય....પર્ણાનિ...** : લે. પ્ર. ધીરુ મોદી, ચિત્રકૂટ - ૩, બી. ૩૫, ઝાડેશ્વર રોડ, ભરૂચ. કિં. રૂ. ૫૫. **નારી** : લે નિરુપમા શેઠ, પ્ર. સંગીતભવન ટ્રસ્ટ, ઇસ્માઇલ બિલ્ડિંગ, ફ્લોરા ફાઉન્ટન, મુંબઈ - ૪૦૦ ૦૨૩, કિં. રૂ. ૯૫. **અત્યાચાર અને અસ્પૃશ્યતાનાં બે પડ વચ્ચે પિસાતા દલિતો** : લે. ઇન્દ્રકુમાર જાની, પ્ર. જનપથ, ૩૧-બી, સહજાનંદ ટાવર, જીવરાજ પાર્ક, વેજલપુર, અમદાવાદ - ૫૧, કિં. રૂ. ૨૦. **એક અનોખું વ્યક્તિત્વ કમળાશંકર પંડ્યા** : પ્ર. નયા સમાજ, ૧, સનત ઓ. મહેતા, ૧૫, રઘુવીર સોસાયટી, કારેલી બાગ, વડોદરા ૩૯૦ ૦૧૮, કિં. રૂ. ૧૦૦. **જીવનસંપદા પુણ્યશાળી પુનાબાપા** : પ્ર. ભરવાડ સ્મારક ટ્રસ્ટ, 'જયાકુંજ', ૧૦ ગોપાલક સોસાયટી, નવા વાડજ અમદાવાદ - ૩૮૦ ૦૧૩. કિં. રૂ. ૩૨. **તુલસીદાસ કલમ ઘસે** : રાજેન્દ્ર જે. જોષી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ કિં. રૂ. ૫૪.

# જનાજો

જયંત રેલવાણી

ઓટોરિક્ષા એટલી બેઢંગી રીતે અને બેધડક રફતારથી ચાલી રહી હતી કે વળાક લેતા જ અમે બન્ને મિત્રો બેવડ વળી ગયા અને ઊથલી જવાથી બચવા માટે પરસ્પરના હાથ પકડી લીધા. લાગ્યુ, આવા રફ ડ્રાઇવરની રિક્ષામા ચડીને અમે જોખમ વહોરી લીધુ હતુ

અલગ અલગ સ્થળોએ કામ હતા. ઉસ્માનપુરામા માર્ગ પર ઊભા રહીને ખાલી રિક્ષા માટે અમે પ્રતીક્ષા કરતા હતા. ઝડપથી પસાર થતી આ ખાલી રિક્ષાને મોટેથી અવાજ દઈ, ઊભી રખાવીને અમે તેમા ચડી બેઠા હતા અને કહ્યુ હતુ, "અમારે જલદી પહોચવુ છે, મિરજાપુર રોડ આ ગાધી બ્રિજનો રસ્તો લઈ લો." ને પછી પોતાની વાતોમા જ અમે મશગૂલ બની ગયા હતા. રિક્ષા કે ડ્રાઇવર તરફ ધ્યાન આપ્યા વગર

ગાધી બ્રિજ તરફ વળાક લેતા તેણે અમને લગભગ ઉથલાવી નાખ્યા હતા

બ્રિજનો સીધો રસ્તો લઈને સામેથી આવતા વાહનોથી બચવા માટે તેણે એવા તો દાવપેચ લગાડ્યા હતા કે અમારા શ્વાસ અધ્ધર ચડી ગયા હતા અને અમારી વાતો અટકી ગઈ હતી.

અમે બન્નેએ પરસ્પર હાથ મજબૂતીથી પકડી રાખ્યા. હવે અમારુ ધ્યાન ડ્રાઇવર તરફ ગયુ. ફરજિયાત ધ્યાન આપવુ પડ્યુ. જુવાન લાગતો હતો પરતુ કપડા થોડા ફાટેલા અને મેલા હતા. પાછળથી ચહેરો તો જોઈ શકાયો નહિ પરતુ તેના સ્ટીકર્સ ઉપરથી લાગ્યુ કે તે બાડો હતો. ત્યાથી મારી નજર સ્ટિયરિંગ ઉપરના લખાણ તરફ ગઈ ઓહ, નક્કી જ બાડો હતો ! સામે લખાણ હતુ — "યા અલ્લાહ પરવરદિગાર"

શહેરની સ્થિતિ હજી અશાત હતી. કર્ફ્યુ ઉઠાવી લીધા છતા અને 'સ્થિતિ પૂર્ણત કાબૂમા છે" તેવા સરકારી પ્રચાર છતા, સ્થિતિ ધખતા ધુમાડાની જેમ કાળોતરી અને તનાવપૂર્ણ હતી

પાસે બેઠેલા મિત્ર યશવતના હાથ પર આગળી મૂકીને તેને આખના ઇશારાથી મે સામેનુ લખાણ વાચી જવા કહ્યુ તે કદાચ પહેલાથી જ એ જોઈ ચૂક્યો હતો મને ધીરેથી કહ્યુ "સાળો બાડો લાગે છે, ને આપણે જવાનુ પણ એ વિસ્તારમા છે"

મે કહ્યુ ,"મને તેના કરતા આના રફ ડ્રાઇવિંગની વધુ બીક લાગે છે ક્યાક ભટકાડી દેશે કા ઊંધો પાડશે "

'અહીંના ડ્રાઇવરોની એ ખાસિયત છે તેને કઈ કહેવા જશુ તો વળી રફ ભાષા ભસવા લાગશે." યશવતે કહ્યુ

છતા મારાથી રહી શકાયુ નહિ. થોડુક આગળ નમીને ડ્રાઇવરની પીઠ પર હાથ મૂકીને મે કહ્યુ, "દોસ્ત, જરા ધીરજથી ચલાવ. અમારે જલદી પહોચવુ છે તે ખરુ, પણ ઊડીને નહિ."

ડ્રાઇવરે તેનુ ડોકુ જરાક પાછળ ફેરવ્યુ. તે જરાક ચહેરાને જોઈને, પાછળ સીટને ટેકે બેસી જતા મે ધીરેથી યશવતને કહ્યુ, "પીધેલો લાગે છે તેની આખો નશામા ચકચૂર લાગે છે "

ત્યા જ તેણે સીધો માર્ગ છોડીને જમણી તરફનો વળાક લીધો. યશવતે કહ્યુ, "શોર્ટકટ લઈ રહ્યો છે, પણ આ આખો લત્તો મોમેડિયન છે "

અમે બન્ને સાવધાન બની ગયા.

સામેથી કાળો બુરખો પહેરીને એક મહિલા આવી રહી હતી બુરખાની અદર કેદ સ્ત્રીની ઉમર કે ચહેરામહોરાનો અદાજો લગાવી શકાતો નથી. રિક્ષા તેની તેજ રફતારથી તેની પાસેથી પસાર થઈ ગઈ,

પરંતુ ડ્રાઇવરે અચાનક બ્રેક મારીને પાછળ ડોકું કરતાં રાડ પાડી : "ચાચીજાન !"

લાગ્યું, ડ્રાઇવરના અવાજમાં કંઈ ભાવભરી ધ્રુજારી પ્રસરી ગઈ હતી.

પડદાની અંદરથી જ માથું ઉપર કરીને તે મહિલાએ ડ્રાઇવર તરફ જોયું. ઓળખીતો હશે તેથી તેણે સ્નેહભાવથી કહ્યું, "કહો બેટા, પરેશાનસે લગ રહે હો."

અચાનક ડ્રાઇવરથી ડૂસકું નખાઈ ગયું. તેણે ધ્રૂજતા અવાજે કહ્યું, "ચાચીજાન, મુઝે યહ જાનના હૈ કિ ઘરમેં રાત તક જનાજા રખ સકતે હૈં યા નહીં ?"

હવે બુરખાની અંદર કંઈક હલચલ પેદા થઈ ગઈ. આશ્ચર્યમિશ્રિત પ્રશ્નસ્વર ઊઠ્યો : "કિસકા ઇન્તકાલ હુઆ હૈ ?"

"અમીજાન !" કહેતાં ડ્રાઇવર જાણે બેવડો વળી ગયો. ઘૂંટણો સુધી મોઢું લઈ જઈને ડૂસકાંઓથી બચવા તે સંઘર્ષ કરતો લાગ્યો.

"યા અલ્લાહ !" બુરખાની અંદરથી પીડિત સ્વરની સાથે એક પ્રશ્ન પણ ઊઠ્યો : "ઇતના વક્ત ક્યોં રખના ચાહતે હો બેટા ?"

ડ્રાઇવરે તે મહિલા તરફ જોયું. તેની આંખો ભરાઈ ગઈ હતી. તેણે પુરાણું મેલું બુશશર્ટ આગળથી ઊંચું કર્યું અને તેનાથી આંખો લૂછવાનો પ્રયાસ કરતાં સામેથી પ્રશ્ન ખડો કર્યો : "આપ હમારી હાલાતસે વાકિફ હૈં !"

ક્ષણેક ખામોશી છવાઈ ગઈ. પછી તે મહિલાએ કહ્યું : "રખ દેનેમેં કોઈ હર્જા નહીં; મગર જિતના જલ્દ ઉઠાએ તો અચ્છા."

"મૈં ઇસી કોશિશમેં હૂં. રાત તક બંદોબસ્ત કર લૂંગા. બસ ચાચીજાન, મુઝે યહી જાનના થા કિ રાત તક જનાજા રખ સકતે હૈં યા નહીં !"

"હાં, યહ તો હાલાત પર મુનાસર હૈ, બેટા."

ડ્રાઇવરને જાણે આશ્વાસન મળ્યું. પોતા ઉપર કાબૂ રાખવાનો પ્રયાસ કરતાં તેણે જમણો હાથ સ્ટિયરિંગ ઉપર મૂકીને ડાબા હાથે રિક્ષા ચાલુ કરવા સહેજ નીચે નમતાં કહ્યું : "મગર જમાત મુઝે કુસૂરવાર ઠહરાતી હૈ. મૌલવીસા'બને દોપહર તક ઉઠા લે જાનેકા ફતવા દિયા હૈ. મૈં લાચાર હૂં. દોપહર તો હો ચૂકી હૈ."

હવે પુનઃ બુરખાની અંદર હલચલ મચી ગઈ. મહિલા જાણે ચોંકી ઊઠી અને ભયભીત અવાજે કહ્યું, "જમાયત ઔર મૌલવી સાહબને કહા હો, વૈસા હી કરના ચાહિયે."

"મગર ચાચીજાન, આપ તો બુઝુર્ગ હૈં. મુઝે કિસી બુઝુર્ગકા સહારા હી ચાહિયે થા."

"નહીં બેટે નહીં." મહિલાએ ભયભીત ધ્રૂજતા અવાજે કહ્યું. "ઇસ હાલાતમેં મેરા મશ્વરા નહીં ચલેગા. જમાયત ઔર મૌલવી સાહબ કહે વૈસા હી કરો, બેટા."

"મગર આપ ભી બુઝુર્ગ હૈં, ચાચીજાન !" ડ્રાઇવર કહ્યું.

"મગર મૈં ઔરત હૂં !" બુરખાની ભીતરેથી અવાજ આવ્યાં.

ડ્રાઇવરનો નીચે ઝુકાવેલો હાથ, રિક્ષા ચાલુ કર્યા વગર, પાછો ઉપર ઊઠી આવ્યો. સ્ટિયરિંગ ઉપર મૂકેલા હાથ ઉપર પોતાનું માથું ઢાળી દેતાં તેણે તડપતા અવાજે કહ્યું, "પહલે તો આપને કહા, રાત તક રખ સકતે હૈં. આપ મેરી હાલાતસે વાકિફ ભી હૈં ! અભી આપ મુકર જાતી હૈં. આપ બુઝુર્ગ હોકર ભી ન તો હકીકત મહસૂસ કર સકતી હૈં ઔર ન સચ કહ સકતી હૈં ! આજ મેરે હી દિલી જનાજેકે સાથ ભી કિસી કા દિલી સાથ નહીં !!" કહેતાં, ઊભરાઈ આવતાં ડૂસકાંને અવરોધવાનો પ્રયાસ કરતાં ડ્રાઇવરે માથું ઉપર ઉઠાવ્યું અને રિક્ષાની બહાર, બુરખાની અંદરના આકારી ચહેરામાં તાકતા કહ્યું : "સભી અપની સહૂલિયતસે રસ્તે બદલતે રહતે હૈં, ફતવા દેતે રહેતે હૈં !' ●

[અનુસંધાન પૃ. ૪૪૬

મહિલાએ કહ્યુ "તુમ ઇસ વક્ત બહુત દુ ખી લગ રહે હો બેટા, તુમ્હે જૈસે મુનાસિબ લગે, કરો. મે અભી સીધે, તુમ્હારે ઘર ચલી જાતી હૂં"

આભારદષ્ટિથી ચાચીજાન તરફ જોતા ડ્રાઇવરે કહ્યુ, "મે રાત તક બંદોબસ્ત કર લૂગા. તબ તક આપ ઘર જાકર ભલે હી તૈયારિયા કરવા લે." કહેતા, તેણે એક ઝટકાની સાથે મોઢુ ફેરવ્યુ અને રિક્ષા ચાલુ કરી. જાણે તેણે કોઈ મક્કમ નિર્ધાર કરી લીધો હતો, કોઈ નિશ્ચય

રિક્ષાને વાળીને પાછળ ફેરવી તેણે ખાનપુરનો એ જ માર્ગ લીધો અમે બને મિત્રોએ મૌન દષ્ટિથી એકમેકની સામુ જોયુ બનેને એ ખ્યાલ આવી ચૂક્યો હતો કે આ ડ્રાઇવરની મા મૃત્યુ પામી હતી, તેની નનામી કાઢવામા કઈક અડચણ હતી. આશ્ચર્ય એ વાતનુ થતુ હતુ કે જે વ્યક્તિની મા મરી ચૂકી હતી અને લાશ હજી ઘરમા પડી હતી તે વ્યક્તિ માને અને ઘરને છોડીને આમ બહાર નીકળીને રિક્ષા કેવી રીતે ચલાવી રહી હતી. હવે એ પણ ખ્યાલ આવી ગયો હતો કે કોઈ માનસિક મથામણના કારણે જ તે રફ ડ્રાઇવિંગ કરી રહ્યો હતો. તેની આખો નશાથી નહિ પણ આસુઓથી ઊભરાયેલી હતી. છતા તેણે માનસિક સમતુલા ગુમાવી નહોતી. કોઈ વિવશતાથી ઘેરાયેલો અને દબાયેલો હતો. કોઈ સઘર્ષમાથી પસાર થઈ રહ્યો હતો.

રિક્ષા હવે શોર્ટકટ માર્ગે શેરીઓમાથી પસાર થઈ રહી હતી હવે ડ્રાઇવિંગ રફ રહ્યુ નહોતુ. ડ્રાઇવર જાણે કોઈ મક્કમતા અને સ્વસ્થતાથી રિક્ષા ચલાવી રહ્યો હતો પરતુ હવે અમે બન્ને મિત્રોના મનમા ઊથલપાથલ મચી ગઈ હતી મા પ્રત્યે આ ડ્રાઇવરને અચૂક અનહદ પ્રેમ અને આદર હશે જાહેર માર્ગ પર રિક્ષામા બેસીને રડી પડવુ અને રુદનઉપર કાબૂ રાખવાના સઘર્ષમા કોઈ વડીલ પાસેથી સાત્વનાની યાચના કરવી. પણ એની એવી તે શી મજબૂરી હશે કે માના મૃત્યુ ઉપર મનની પીડાને માના મૃતક શબ પર રડીને મનનો ભાર હલકો કરવાના બદલે અને તેની અતિમ ક્રિયાની રસમો પૂરી કરવાના બદલે આમ રિક્ષા લઈને ધધે લાગી ગયો હશે ? આ વ્યક્તિ અત્યારે મનનાં બધા જ પડળોમાથી કેવી સ્થિતિમા પસાર થઈ રહી હશે !

મે ડ્રાઇવરની સામુ જોયુ પાછળથી તેનો ચહેરો જોઈ શકાયો નહિ મે યશવતના હાથ ઉપર હાથ મૂકીને દબાવતા કહ્યુ, "મિરજાપુર સહેજ મોડેથી પહોચીએ તો ચાલશે કે ? આ માણસ !"

તેને કદાચ મારા પહેલા જ એ વાતનો ખ્યાલ આવી ગયો હતો. તેણે સહેજ આગળ નમીને, ડ્રાઇવરની પીઠ પર હાથ મૂકતા ધીરેથી કહ્યુ "દોસ્ત, રિક્ષાને કોઈ રેકડી આગળ ઊભી રાખી દો, આપણે ચા પી લઈએ"

ડ્રાઇવરે સહેજ ડોકુ વાળતા કહ્યુ, "ના સા'બ, મારે નથી પીવી તમને જલદી પહોચાડી દઉ તમે ત્યા પી લેજો."

યશવતે કહ્યુ "ના, અમારે ચા પીવો છે આ ખૂણાની કેબિન પાસે ઊભી રાખી દો"

એક ઝાટકાની સાથે રિક્ષા ઊભી રહી ગઈ

ચાવાળાને દોઢ કડકમીઠીનો ઓર્ડર આપતા યશવતે ડ્રાઇવરના ખભે હાથ મૂકતા કહ્યુ, "તમારી માનો ક્યારે ઇન્તકાલ થયો હતો ?"

"કાલે રાતે !" તેણે આછા અવાજે કહ્યુ

"બીમાર હતા કે ?" મે પૂછ્યુ

"લાબા સમયથી." તેણે ટૂકો ઉત્તર આપ્યો.

યશવતે પૂછ્યુ, "કાલે રાતથી જનાજો ન લઈ શકવાનુ શુ કારણ છે ?"

ડ્રાઇવરે જાણે અપરાધીભાવથી અમારી સામે જોયુ. એટલામા ચાવાળાનો છોકરો પાણીના ગ્લાસ લઈને આવ્યો. ડ્રાઇવર એક જ ઘૂટડે પાણીનો ગ્લાસ પી ગયો. લાગ્યુ, ક્યારનોયે તે તરસ્યો રહ્યો હશે, કા કદાચ, રુદનને દાબવાના સઘર્ષમાં તેના શરીરનું પાણી શોષાઈ ગયુ હશે પાણીનો બીજો ગ્લાસ પીને પૂરો

કર્યા પછી તેણે અમારી સામે જોયું અને ધીરેકથી કહ્યું : "લાંબી માંદગીના કારણે હું કરજમાં ડૂબી ગયો હતો. જે કંઈ ખિસ્સામાં બચ્યું હતું, એ પણ કાલે રાતે, ડૉક્ટર અને દવાઓએ લૂંટી લીધું, છતાં, માને બચાવી ન શક્યો !"

મેં તેના ખભે હાથ મૂકીને કહ્યું : "અવસાનની સ્થિતિમાં તો સમાજની જવાબદારી પણ વધી જતી હોય છે. તમે પેલાં માજી સાથે જમાતની વાત કરતા હતા ને ?"

ડ્રાઇવરે મારી આંખોમાં જોયું. ના, તે આંખો ભીની પણ નહોતી કે દયાપાત્ર લાચાર પણ નહોતી. આંખોમાં કંઈક ગ્રીષ્મતા ઊતરી આવી હતી. અવાજ પણ તેનો રૂક્ષ અને ઘોઘરો બની ગયો હતો. તેણે કહ્યું : "જમાત પણ પૈસાવાળાઓને સલામ ભરતી હોય છે, સા'બ. ગરીબોનું કોઈ નથી. આવા સમયે પણ જમાતના લોકો હમદર્દી અને શરાફતનો નકાબ ઓઢીને પોતાના અંગત હિસાબો ચૂકતે કરવાનું નથી ભૂલતા."

અમને આશ્ચર્ય થયું. કોઈના ઘરમાં મડદું પડ્યું હોય અને જમાત ભેગી પણ થાય, ને તોયે જનાજાની વ્યવસ્થા ન થઈ શકવાનું કારણ રહેતું નથી.

એટલી વારમાં ચા આવી ગઈ. યશવંતને ખ્યાલ આવ્યો કે ડ્રાઇવરે કદાચ કાલ રાતથી કંઈ ખાધું પણ નહિ હોય. તેણે પૂછ્યું, "તમે કંઈ નાસ્તો લેશો ?"

તે ચૂપ રહ્યો.

યશવંતે કહ્યું : "ગાંઠિયા મગાવું. ચા સાથે જમી લેજો."

મેં પોતાના પ્રશ્નને દોહરાવતાં પૂછ્યું, "સગાસંબંધીઓ અને જમાત આવા સમયે પણ સાથ ન આપે, તે વાત સમજાણી નહિ."

ચવાતા ગાંઠિયાની ઉપર ચાનો ઘૂંટડો ભરતાં તેણે કહ્યું : "તમે કોની વાતો કરો છો સા'બ, અરે, તમારા જેટલી હમદર્દી જતાવનાર પણ કોઈ મળ્યું નથી, આ પોતાના લોકોમાંથી" કહેતાં ક્ષણેક તે ચૂપ થઈ ગયો. લાગ્યું. તે હજી ઘણું કંઈ કહેવા માગતો હતો. પણ હૃદયની પીડા કોઈ અપરિચિત લોકો સમક્ષ ઉઘાડી પાડે કે નહિ તેની ગડમથલમાં હશે. તે દ્વિધામાં જ કદાચ, ગાંઠિયો પણ તેના ગળે અટવાઈ પડ્યો હતો.

ચાનો બીજો ઘૂંટડો ભરીને ગાંઠિયાને અંદર સેરવતાં તેણે કહ્યું : "નાનપણમાં જ મારા વાલિદ ગુજરી ગયા હતા. અમારામાં બેવા ઓરતે બીજું ઘર માંડવાનો રિવાજ છે. મારી માએ ચાહ્યું હોત તો બીજા કોઈનું ઘર માંડીને તેની બેગમ બની શકી હોત. અમારામાં પુરુષો માટે પણ છૂટ છે. મારી મા જુવાન હતી, અને સુંદર પણ. કેટલાયે લોકોએ તેના ઉપર દબાણ કર્યું. પણ તેણે બીજું ઘર માંડવાનો ઇન્કાર કરી દીધો. મક્કમ બનીને તેણે બધાને પરખાવી દીધું કે હું મારા બેટાને મોટો કરીશ, તેના સહારે જીવીશ. તેણે મહેનત કરી. ગરીબીની સામે મુકાબલો કર્યો. સગાસંબંધીઓની ટીકા અને ટોણાઓનો સામનો કર્યો. તે સંઘર્ષમાં તે વચલી ઉંમરમાં જ બુઢ્ઢી બની ગઈ. કેટલાયે સંબંધીઓ અને પૈસાદાર લોકોનાં અરમાનો અધૂરાં રહી ગયાં. જમાતના તે લોકો હવે કાલ રાતથી મારા ઉપર ટોણા મારીને હસી ઉડાવી રહ્યા છે... કે મારામાં જનાજાની તોફીક પણ નથી.... અમે મા-બેટો ઘણાં મગરૂર રહ્યાં હતાં... હવે રસ્મ મુજબ મારે મરણના પૈસા ચૂકવવાના છે. જમાત અને મૌલવી સા'બોને ને કબ્રસ્તાનવાળા પણ જનાજાની દખણા લેશે તે અલગ." હૃદયનો ગુબાર કાઢતાં તેનો અવાજ આક્રોશમય બની ગયો.

ચાનો છેલ્લો ઘૂંટડો લેતાં તેણે સ્ટિયરિંગ તરફ મોઢું ફેરવતાં કહ્યું : "હું મારાં અમ્મીજાનની ખુદ્દારી બરકરાર રાખવા માગું છું. આ લોકોમાંથી કોઈ પાસે હાથ ફેલાવવા નથી માગતો. માની લાશથી અલગ થતાં મારા મનમાં કપરા ઘા પડી રહ્યા હતા. પણ તોયે હું મોંસૂઝણાથી રિક્ષા લઈને નીકળી પડ્યો છું. પૈસા પૂરા કરીને જ ઘરે જઈશ. પોતાની મહેનતના પસીનાથી અમ્મીજાનની ઇન્તકાલ દફન ક્રિયા

કરાવીશ" કહેતાં, એક ઝાટકાથી તેણે રિક્ષા ચાલુ કરી દીધી

રિક્ષા બીજી શેરીમાથી વળાક લઈને આગળ વધી કે યશવતે પૂછ્યુ "તમે આજે જ દફન ક્રિયા કરાવશો તો પછી પેલા ચાચીજાનને કેમ પૂછતા હતા ?"

'મારી પાસે હજુ પૂરા પૈસા નથી કે બધી દખણાઓ ભરી શકુ, નકર ગતથી અમ્મીજાનને ઘરમા પડી રહેવા ન દીધી હોત મૌલવી અને જમાતવાળા દબડાવ્યે રાખે છે કે લાશને ઘરમાથી જલદી કાઢુ મારે કોઈ બુઝુર્ગના મથવારાની જરૂર હતી પણ એ બિચારીનુ શું ચાલી શકે આ સાઢિયાઓ આગળ ! ?' કહેતા, જાણે તે પરાણે પોતાની જબાન ઉપર કાબૂ રાખવા મથતો હોય તેવુ લાગ્યુ

"દફનવિધિ માટે તમારે કેટલા પૈસાની જરૂર છે ?" મે પૂછ્યુ

"બસ, બાકી પચાસ રૂપિયા ખૂટે છે આઠેક રૂપિયા તમારુ ભાડુ મળશે, બાકી બેતાલીસ ખૂટશે. સાજ સુધી રિક્ષા હાકીને કમાઈ લઈશ"

અમે બન્નેથી જાણે નિસાસો નખાઈ ગયો આટલી અમથી મામૂલી રકમ માટે કોઈના અત મનમા, કોઈના ઘરમા, કોઈના સમાજમા જાણે કે કર્બલા મચી ગયુ હતુ એક સ્વમાની મૃતક નારીનો એક સ્વાભિમાની યુવાન પુત્ર, હૃદય પર પાષાણ મૂકીને, મૃતક માથી વિખૂટો પડીને, અત મનના સમગ્ર પડળોમા ઘમસાણ લઈને, આમ રિક્ષા લઈને શેરીઓ ભટકી રહ્યો હતો.

મિરજાપુરના એક પાસે રિક્ષા ઊભી રહી ગઈ આ મુસ્લિમ વિસ્તાર હતો અને ચોમેર હજુ તગદિલી છવાયેલી હતી. આસપાસ નજર ફેરવીને અમે સાવધાનીથી નીચે ઊતરી રહ્યા હતા ત્યા જ ડ્રાઇવરે મીટરમા જોઈને કહ્યુ 'આઠ રૂપિયા સા'બ !" અને પછી પાછળ મોઢુ ફેરવીને પોતાના અધૂરા વાક્યને ચાલુ રાખતા કહ્યુ "ભલેને બે ઘડી સા'બ, પણ તમે લોકોએ મારી સાથે હમદર્દી દેખાડી છે, છ રૂપિયા આપજો"

લાગ્યુ, તેના મનનો ભાર સહેજ હળવો કરવાના બદલામા તે અમને બે રૂપિયાની રાહત આપી રહ્યો હતો જાણે એ પણ એવા સમયે જે સમયે, તેને તાત્કાલિક વધુમા વધુ પૈસાની જરૂર હતી '

રિક્ષામાથી નીચે ઊતરતા, યશવતે જાણી જોઈને પચાસ રૂપિયાની નોટ તેની સમક્ષ આગળ ધરતા કહ્યુ 'આ લઈ લો ને હવે સીધા ઘરે જાઓ"

ડ્રાઇવરને કદાચ તે વાત માન્ય નહોતી તેના ચહેરાની રેખાઓ બદલાતી ગઈ તેનો ચહેરો સખ્ત બની ગયો તેનુ સ્વાભિમાન જાણે ભડકી ઊઠ્યુ હતુ તેણે કહ્યુ "ના સા'બ, મને છ રૂપિયા છૂટા આપો આમ હુ પૈસા નહિ લઉ"

આગળ વધીને મે તેના ખભે હાથ મૂક્યો

યશવતે કહ્યુ "તમારા અમ્મીજાન અમારા પણ અમ્મીજાન ગણાય ભાઈઓ છીએ. અમ્મીજાનના ચરણોમા અમારી આ અતિમ ભેટ માની લો. આ કઈ બક્ષિશ નથી."

સીટ પર બેઠેલા ડ્રાઇવરે તેનુ મોઢુ ઊચે કર્યું ક્ષણેક તે સ્તબ્ધ બની ગયો. ક્ષણેક તે અપલક તાકતો રહ્યો તેના ચહેરાની રેખાઓ પુન કોઈ સઘર્ષના કારણે પલટાતી રહી

હવે અમે બન્નેના હાથ તેના ખભા ઉપર હતા — સાત્વના સ્મિતની સાથે

લાગ્યુ તેની આખો પુન ભીની થવા જતી હતી પરતુ તેણે મોઢુ નીચુ ઢાળીને એક ઝાટકાની સાથે રિક્ષાને મારી મૂકી

# રાંમલી

બી. કેશરશિવમ્

પુલ નીચેનાં છાપરાંવાળાં સફાઈ કર્મચારીઓ હમણાં રોજ ટીવી જોવાનું ચૂકતાં નથી. પુલ નીચેનાં જ નહિ પણ હવે તો સમગ્ર શહેરનાં સફાઈ કર્મચારીઓ ટીવીના સમાચાર જોતાં થઈ ગયાં હતાં. સમાચાર જોવા માટે એમની આટલી ઉત્કંઠા કેમ વધી ગઈ ? પહેલાં તો કદી ગુજરાતી સમાચાર પણ જોતાં ન હતાં. જુએ તો ફક્ત ચિત્રહાર... ચિત્રમાલા... ટીવી સિરિયલ કે કોઈ પિક્ચર. હવે જાણે ચિત્રહાર જોતા હોય એવા રસથી સમાચાર જોતાં હતાં. ગુજરાતી અને હિન્દી તો ઠીક પણ અંગ્રેજી સમાચાર પણ જોતાં હતાં, ભાષામાં સમજણ ન પડે તોપણ. કેટલાંક ઝૂંપડાંમાં આવેલા બ્લેક એન્ડ વ્હાઇટ ટીવીને બદલે કેટલાંક તો સમાચારનો સમય થાય કે તરત જ પાસેના પાનના ગલ્લા કે કોઈ દુકાન કે જ્યાં કલર ટીવી હોય ત્યાં પહોંચી જતાં અને દૂરથી ટીવી પરના સમાચાર જોતાં. છાપરામાં પેલો મથુર સેકન્ડહેન્ડ કલર ટીવી લાવ્યો છે. તેના ત્યાં તો સમાચારના સમયે ગિરદી જામી જતી હતી.

ટીવી પરના સમાચાર જોતાં જોતાં પેલો સોમલો બોલી ઊઠ્યો,

"જુઓ જુઓ, પેલા મણાભાઈ મુકાદમ, દવા સાંટવા બધાંને ચેવી સૂચનાઓ આલતા જણાય શ !"

બધાં ટીવી સામે તાકી રહ્યાં હતાં. બબલી બોલી ઊઠી:

"અલી, જો તો ખરી પેલી રાંડેલી... રાંમલી..."

ત્યાં પૂર્તિ કરતું હોય એમ બીજું બોલી ઊઠ્યું; હસતાં હસતાં:

"મારી બેટી ચેવી મહારાણી જેવી લાગશ ! કચરાના ઢગલા પર બેઠી બેઠી ચેવી હાથે દવા સાંટ શ ! જાણે ઓર્ડરો આલતી હોય ઇમ લાગશ."

પ્લેગની આ બીમારીના સમય દરમ્યાન રોજ શહેરના કોઈ ને કોઈ સફાઈ કર્મચારીને ટીવી પર જોઈ શકાતો. એક ડોસીમા બોલ્યાં,

"ભઈ, ઈમનાં નસીબ કે ઈમને ટીવી પર આવ્વા મલ્યું. નેકર ઈમને વરી કુણ ટીવીમાં લેવાનું'તું ?"

ટીવી પર રોજ શહેરના રસ્તા સાફ કરતા, દવા છાંટતા કે કચરાના ઢગલા પાસે વાળતા કોઈ ને કોઈ સફાઈ કર્મચારી દેખાઈ જતા. એમના મોઢા પર કે નાક પર કપડું પણ દેખાતું ન હતું. ટીવી પર રોજ કચરાના ઢગલા જોવા મળતા. તેને હટાવવા મોટા મોટા ખટારા, ટ્રેલર, ટ્રેક્ટર, બુલડોઝર વગેરે પણ દેખાતાં. શહેરમાં માણસ કરતાં કચરો વધારે દેખાતો હતો. આજ સુધી આ કચરો ક્યાં છુપાઈને પડ્યો હશે ? શું નરકમાં પણ આટલો કચરો હશે ? પાપી મનુષ્યો મર્યા પછી નરકમાં જાય છે પણ અહીં તો જીવતેજીવત જાણે નરકાગારમાં જીવતા હોય એટલો કચરો રોજ ટીવી પર જોવા મળતો. પેલા મૂછોવાળા પૂજો ડોસો ક્યારનાયે આમ વિચારી રહ્યા હતા. તે બોલ્યા,

"મારું બેટું, નરકમાં આટલો મળ ભરવા કુણ જ્યું હશે ? તાં પણ બધાં માથે મેલું ઉપાડીને ભરવા જ્યાં હશે ? આંય પેલા ધોળાં લૂગડાંમાં ચેવા ડંફાશ મારશ પણ મર્યા પસ પેલા નરકમાં ચેવી ડૂબકીઓ મારતા હશે ? મારું બેટું, દેવોનાં તાં પણ મળના ઢગલા કરી રાશ્યા સ. હવ ઈમન ઉપર જવાની જરૂર નથ, આંય જ નરક બનવા માંડ્યાં શ."

પૂજો ડોસો વિચારતા હતા, પોતે જ્યારે ગામડામાં હતા ત્યાં એમના મહોલ્લા પાસે આખા ગામના ઉકરડા હતા. રાત્રે આખા ગામનાં બૈરાં આ ઉકરડાઓની ઓથે જાજરૂ બેસતાં. અધૂરામાં પૂરું, મહોલ્લાનાં છોકરાં

પણ નાકામા જ ઝાડે બેસતા એમને કોઈને કઈ કહી શકાતુ નહિ ભૂલેચૂકે જો કોઈ છોકરાનુ નામ લીધુ તો એના માબાપ આગણુ તોડી પાડતા અને ગાળોની હેલી વરસાવતા ખોટા ઝઘડા પણ થતા આખો દા'ડો જાજરૂની વાસ આવ્યા કરતી શે'રમા આવ્યા પછીયે એ વાસ તો એમની એમ જ છે આ છાપરાની ચારે બાજુ ઉકરડા નથી પણ ગદકીના ઢગલા છે ગટરો ઊભરાય છે જગ્યાના અભાવે ગટર પર ખાટલો નાખીને સૂવુ પડે છે કેવી દુર્ગંધ માર્યા કરે છે ! શરૂશરૂમા આવ્યા ત્યારે તો એમને લાગેલુ કે આના કરતા તો મારુ ગામડુ સારુ પછી તો પેટ ભરવાની વ્યથામા ધીરે ધીરે એ પણ ટેવાઈ ગયા.

ટીવી પર સફેદ કપડા પહેરી વાળતા એક કાર્યકરને જોઈ પૂજો ડોસો એમના બોખા દાતે હસ્યા ને બોલ્યા,

"અલ્યા વાળવાનો ધધો અમારો સ. અન અટાણે પેલા ધોળા લૂગડાવાળાને ટીવી પર વાળતા બતાવસ ઈમને વાળવામા શુ હમજણ પડે ? ઝાડુ પકડતાય આવડતુ નથી ને વાળવા નેકળ્યા શ !"

બધા ટીવી જોવામા મશગૂલ હતા એટલે કોઈએ પૂજા ડોસાની વાતનો હુકારો ન આપ્યો. ટીવી પર શહેરના ગદા ખાબોચિયા દેખાતા. ટીવી પર આટલો કચરો કદી જોવા મળ્યો નથી આટલો બધો કચરો જોઈ, અધધધ કરતા પૂજો ડોસો બોલ્યા,

"અલ્યા, આમ ને આમ ક્યાક ટીવીને પ્લેગ ના થઈ જાય તો હારુ !"

આ વખતે બધા હસી પડ્યા કેટલાકને લાગ્યુ કે ડોહાની બુદ્ધિ, સાઠીએ નાઠી લાગે છે, નહિતર ટીવીને તો વળી પ્લેગ થતો હશે ?

ત્યા એક દિવસ પૂજા ડોસાને સભારી બધા ખૂબ હસ્યા. એ દિવસે ટીવી ચાલ્યો જ નહિ ટીવી બગડી ગયો એટલે બધાને પેલા પૂજા ડોસાની વાત યાદ આવી ગઈ કોઈ બોલ્યુ પણ ખરુ,

"અલ્યા ખરુ ભૈ, ટીવીનેય પ્લેગ લાગુ પડી જ્યો શ."

રોજ સમાચારમા કચરાની સાથે સાથે હૉસ્પિટલ, તેમાના દર્દીઓ જોવા મળતા. વીઆઈપીઓની બેઠકો, તેમની હૉસ્પિટલની મુલાકાતો, દર્દીઓ સાથેની વાતચીત વગેરે પણ જોવા મળતા. લોકો શહેર છોડતા પણ બતાવવામા આવતા રેલવે સ્ટેશનો અને બસ સ્ટૉપ પર એમના ચેકિંગના કાઉન્ટરો પણ બતાવવામા આવતા. શહેરમાથી કોઈ બહાર પ્લેગ લઈ ન જાય તેની પૂરતી કાળજી રાખવામા આવતી હતી. દિલ્હીથી આવેલી ટીમના અધિકારીને પ્લેગ થયાના સમાચાર પણ ટીવી પર હતા હવે ઘેર ઘેર ચેકિંગ શરૂ કરી દેવામા આવ્યુ હતુ બધા મોઢા અને નાક પર કપડુ બાધીને ફરતા હતા જાણે માથાને બદલે મોઢા પર કફન બાધ્યુ હોય એમ લાગતુ હતુ

પ્લેગના આ રોગ પહેલા શહેરમા પૂરથી તારાજી સર્જાઈ હતી પૂરમા તણાતી પેલી ઉદરડીને પૂજા ડોસાએ કેવી બચાવી લીધી હતી તેની વાત પણ એમણે રમ્મત સાથે બધાને કરી હતી ગણેશજીના વાહન આ ઉદર મહારાજે ગણેશ ચતુર્થીના વિસર્જનના ચોથા દિવસથી જાણે કાળો કેર કરી દીધો હતો. પેલી ઉદરડી હવે જાણે વાઘ કે સિહ જેવી લાગતી હતી જે ઉદરડીની પૂછડી પકડીને છોકરા રમતા એ ઉદરડીથી હવે ભલભલા મુછાળા પણ મૂતરી જતા એક લેબોરેટરીમા તો સામટા બસો ઉદરોને જીવતા સળગાવી દેવાયા હતા. આ ઉદરોએ જાણે બધનુ એલાન આપ્યુ હતુ. નિશાળો બધ, પરીક્ષાઓ બધ, છબીઘરો બધ, દુકાનો બધ, કામધધા બધ, મિલો અને ફેક્ટરીઓ બધ, જમણવાર બધ, જન્મદિવસની ઉજવણી બધ રસ્તા સૂના. ફક્ત વાળનારા જ દેખાતા કે કચરો લઈ જતી ગાડીઓ, ટ્રેક્ટર જ દેખાતા. બાકી જાણે બધુ બધ કદાચ બીકના માર્યા કોઈ તો હૃદય બધ થતા પણ મરી ગયા હશે ! માત્ર દેશમા જ નહિ પણ આખા વિશ્વમા આ રોગની જાણ થઈ ગઈ હતી વિશ્વના પ્રવાસીઓ આવતા બધ થઈ ગયા હતા. કેટલાક દેશોએ એમની એર સર્વિસ પણ ભારત માટે

બંધ કરી દીધી હતી. ભારતના પ્રવાસીઓને પોતાના દેશમાં આવવા પર કેટલાક દેશોએ પ્રતિબંધ પણ મૂક્યો હતો.

રાંમલી બિચારી પોતાના બે વર્ષના છોકરાને પાડોશીના નાતે પેલા પૂજા ડોસા પાસે મૂકીને કામે જતી હતી. એનો પતિ દેવલો ચાર માસ પહેલાં જ મરી ગયો હતો. ગટરમાં બે સફાઈ કર્મચારી ફસાયા હતા. બંને હવે બચે તેમ ન હતું છતાં દેવલો આ બેને બચાવવા ગટરમાં ઊતર્યો હતો. પેલા બે તો મર્યા પણ સાથે સાથે દેવલો પણ ઝેરી ગેસથી ગૂંગળાઈને મરી ગયો. બિચારો જીવતો હતો ત્યાં સુધી એના બાપ સાથે માથે મેલું ઉપાડતો હતો. એનો બાળ પણ માથે મેલું ઉપાડી, રોગમાં જ મર્યો હતો. નાનકડો પુત્ર બાબુ હજુ ધાવતો હતો. એટલે બીજે વળાવવા માટે પણ એનાં પિયરિયાં બહુ ઉતાવળ કરતાં ન હતાં. બાકી આવી નાની ઉંમરમાં વિધવા થવાથી હજુ તો એની સામે લાંબી જિંદગી પડી હતી ! આમેય હતી તો એ દેખાવડી. એનાં ઘણાં માગાં આવતાં હતાં. પેલો મણો મુકાદમ પણ એક વાત લાવ્યો હતો, એના સાળાની. પણ રાંમલીએ ના પાડી દીધી હતી. એ જાણતી હતી કે એના સાળામાં કંઈ ભલીવાર ન હતો. ફક્ત માથું અને બે હાથ જ હતા. બાકી તો મણાની દાનત ખોરા ટોપરા જેવી એને લાગી હતી.

એના નાના બાબલાને પૂજા ડોસા પાસે મૂકતી એટલે નજીક આવતાં પૂજા ડોસાએ પણ દાણો દાબી જોયો હતો. પૂજા ડોસાએ રાંમલીને પોતાની સાથે લગ્ન કરવા જણાવ્યું ત્યારે રાંમલી ખડખડાટ હસી પડી હતી અને બોલી હતી:

"મારે બીજી વાર રંડાપો જોઈતો નથ. તમારા પગ તો અડધા ભૂયમાં શ. આવી વાત કરતાં લજવાતા-ય નથ ! તમે તો મારા બાપ જેવા સો. આ બાબલાને હાચવો એટલે બસ."

રાંમલીને આજે ચેન પડતું ન હતું. તેના મુકાદમે તેને બરાબરની ખખડાવી હતી પણ પેલા સાહેબે તો હાથમાં ફરફરિયું જ પકડાવી દીધું હતું. એમાં લખ્યું હતું, "હવે પછી કામમાં જો નિષ્કાળજી રાખી છે તો નોકરીમાંથી છૂટા જ કરી દેવામાં આવશે."

રાંમલીને પોતાની કઈ નિષ્કાળજી તેની કંઈ સમજ પડતી ન હતી. આવા સફાઈના કામમાં વળી કઈ મોથ મારવાની હતી ? એમાં વળી કઈ કારીગરી બતાવવાની હતી ? માત્ર કચરો કાઢવાનો અને દવા છાંટવાની છે. એમાં વળી ક્યાં બુદ્ધિ દોડાવવાની હતી ? બધાંની સાથે પોતે પણ બતાવેલું બધું કામ કરે છે. બીજાની જેમ પોતે પણ દવા છાંટે છે, ઝાડુ મારે છે, ખાબોચિયાંમાં દવા છાંટે છે; સફાઈ કરે છે. તો પછી પોતાને એકલીને જ ઠપકો અને નોટિસ કેમ મળે છે ? પોતાની કઈ નિષ્કાળજી છે, તે પણ કોઈ કહેતું ન હતું. એના દિલમાં આગ સળગતી હતી. જો પોતે કંઈક કરે અને સામી થાય તો નોકરી પરથી કાઢી મૂકે તો પેટની આગ ઠારવી મુશ્કેલ હતી. સાલ્લાની ઓથમાં ધાવતા પેલા બાબુડા પર પણ એનું આજે ધ્યાન ન હતું. યંત્રવત્ એને ધવરાવ્યે જતી હતી. રોજ તો કેવી એના માથે હાથ ફેરવતી ! એને કેટલું બચકારતી ! સિસકારા મારી ધવડાવતાં ધવડાવતાં એને હસાડતી. ન હસે તો એને ગલીપચી કરીને પણ હસાડતી. એના ગાલ, કપાળ પર બચીઓ કરતી. પણ આજે ગુસ્સામાં ગરમ થઈ ગયેલા એના ધાવણથી પેલા નાના બાબલાનું મોઢું બળશે એની પણ એને જાણે ચિંતા ન હતી. એ વિચારી રહી,

'બૈરાનો આ રોવો અવતાર ? ઈમાંય હું તો રાંડેલી અન પાસી દલિત કોમની ! એટલે જાણે હૌની ભાભી !'

બીજે દિવસે રાંમલી કામ પર ગઈ ત્યારે પેલા મુકાદમે મોઢામોઢ કહી દીધું,

"સાહેબે તન ના પાડી શ. આજતી કાંમ કરવાનું નથ."

"પણ મારો કાંય વાંક ગનો ?"

"એ તો તું જાંણે ને તારો સાયેબ. મારે ઈમાં કાંય લેવાદેવા નથી."

લ્યો હેંડો, હુ સાયેબને મળવા આવું સુ '

"મળવાનો કાય અરથ નથ સાયેબ તારા પર બઉ ગુસ્સામા સ "

"પણ કાંય કારણ તો હશે જ ને ?"

"કારણ ન બારણ, આવામા મારી બઈ ઘેર જતી રે'ને ' આ ગાઠોનો રોગ તને થયો તો ?"

'થાય મારા દુશ્મનને. પણ મારે તો કામ કરવુ સ '

"તો પસ તારે સાબિતી આપવી પડશે "

"શેની સાબિતી ?"

"ક તુ કામ કરતી'તી "

"તે હુ કામ તો કરતી જ હતી ને ?"

"પણ સાયેબ ના પાડસ ન ?"

"એટલ શુ મન પ્લેગ થઈ જાય એટલ હાચુ માનશે કે હુ કામ કરતી'તી ? ' હુ બીજાની જેમ બે હાથે થાય એટલુ વેતરુ કરુ સુ "

આખરે ગમલી ઢીલે પગે ઘેર આવી. આજે તેનો દહાડો ભાગ્યો હતો એણે પેલા ટીવીના સમાચાર પણ ના જોયા બાજુમા રહેતો પેલો મફો આવીને કહી ગયો,

"ગમલી, પાસ જણાને સસપેન્ડ કર્યા. આજ ટીવી પર આયુ'તુ "

ગમલીને હૈયે ફાળ પડી 'ઈમા પોતે તો નહિ હોય ? જો કાઢી મેલશે તો પોતે શુ ખાશે ? ને પેલા બાબલાનુ ધાવણ ક્યાથી થશે ? ઈને હજુ તો મોટો કરી ભણાવવો સ અન મોટો બાલેટર બનાવવો સ.'

ત્યા બાબલાના રડવાનો અવાજ સાભળી તે પૂજા ડોસા પાસે દોડી. ડોસો સૂતા હતા. બીજા ખાટલામા એનો પુત્ર પડ્યો પડ્યો રડતો હતો. તરત જ એણે બાબલાને તેડી લીધો ને પૂજા ડોસા પાસે જવા જાય છે ત્યા જ પૂજો ડોસો બોલી ઊઠ્યા,

'ગમલી, મારી પાહ ના આવતી. મન પેલો ગાઠોનો રોગ થ્યો સ બાબલાને આયથી લઈ જા "

ગમલીએ એમની આનાકાની છતા પૂજા ડોસાના કપાળે હાથ મૂક્યો પૂજા ડોસાનુ કપાળ એકદમ ગરમ હતુ પૂજાએ કહ્યુ,

'ગમલી, હવ હુ થોડા વખતનો મે'માન સુ મારે તને એક વાત કરવી સ તે દા'ડે મી તને મારી હાથે નાતરુ કરવાનુ કીધુ'તુ તુ યે હસી કાઢ્યુ'તુ તુ જાણ સ ક આખી જદગી હુ કુવારો રયો સુ. મી ધાર્યું હોત તો ઘણા વે'લા લગન કરી લીધા હોત હવ પાસળની જદગીમા લગન કરુ ક વાઢો મરી જઉ ઈનાથી કઈ ફરક પડવાનો ન'તો પણ મને તારી અને બાબલાની ચંત્યા થતી'તી. તુ જાણ સ ક હુ એવો બીજા જેવો લપટ માણહ નથ. હુ તો મનથી તન પરણેલો જ સૂ કોઈને બોલાય મારી પાહ જે કાઈ સ એ બધુ હવ તારુ અન આ બાબલાનુ સ. આ બાબલાને મોટો કરજે ને ભણાવજે "

પૂજો ડોસો બોલ્યે જતા હતા ગમલી મૂનમૂન સાભળ્યે જતી હતી. એને હવે લાગ્યુ કે પોતે ફરીથી ગડી ચૂકી હતી.

એ રાતે પૂજો ડોસો આ દુનિયા છોડી ચાલ્યા ગયા. પણ ગમલીના મનમા એક ખટકો મૂકતા ગયા.

મોડી રાતે ગમલી સૂઈ ગઈ ત્યારે એને ઝીણો તાવ હતો સવારે ઊઠી ત્યારે પણ તાવ હતો પહેલા તો એને લાગ્યુ કે ઉજાગરાને લીધે હશે શરીરમા અશક્તિ પણ લાગતી હતી ત્યા બગલમા એને ગાઠ જેવુ લાગ્યુ તે ધ્રૂજી ઊઠી તે બબડવા લાગી,

"આય તો માતાજીની આણ સ આખા શે'રમા કેટલા મર્યા પણ આય તો કાળકામાની મે'ર સ પેલા કોગળિયા વખતે એક પણ માણહ આયથી મર્યું ન'તુ પણ આ વખત પૂજો ડોસો જ્યા અન હવ મારો વારો સે હે મા, તુ શુ રૂઠી સ ?"

તે બૂમ પાડી ઊઠી આજુબાજુવાળાં ભેગા થઈ ગયા ને તેને હૉસ્પિટલમા લઈ ગયા. તપાસમા જણાયુ કે તેને પ્લેગ હતો પણ એને તો પ્લેગ કરતા એની નોકરીની ચિંતા હતી એણે ડૉક્ટરને કહી, સર્ટિફિકેટ

લઈ, એના સાહેબને મોકલી આપ્યું. તેની અરજીમાં તેણે જણાવ્યું કે "પોતાને પ્લેગ થયો હોવાથી પોતે કામ પર આવી શકતી નથી. મટી ગયેથી જરૂરથી હાજર થશે."

બીજે દિવસે પેલો મણો મુકાદમ કાગળિયું લઈને આવ્યો. તેમાં લખ્યું હતું, "તમોને સાજા થયેથી નોકરી પર હાજર કરવામાં આવશે."

પણ રાંમલી હવે આ દુનિયામાં ન હતી. પેલો મણો ગળગળો થઈ ગયો. એની આંખમાં આંસુ આવી ગયાં. તે મનોમન બોલ્યો,

'રાંમલી, તું ઊંધું ઘાલીને એવી રીતે કામ કરતી'તી ક તને પ્લેગ થવાનો જ હતો. એટલ તો હું તને કામ પર આવવા દેતો ન'તો. મારે તને મરવા દેવી ન'તી.'

રાંમલીએ પોતાને પ્લેગ થયાની સાબિતી આપી, આ દુનિયામાંથી વિદાય લીધી હતી. એના મોતના સમાચાર ન ટીવી પર આવ્યા, ન કોઈ અખબારમાં આવ્યા. તે દિવસે ટીવી પર સમાચાર હતા... આજ સુધીમાં કુલ ૪૨નાં મૃત્યુ થયાં છે...

રાંમલી પેલા ૪૨ના આંકડામાં સમાઈ ગઈ.



## સાભાર સ્વીકાર

**આગન્તુક** : લે. ધીરુબહેન પટેલ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૭૫. **માયાપુરુષ** : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૦. **વિશ્વની પ્રતિનિધિ વાર્તાઓ** : સંપા. અનુ. વિજય શાસ્ત્રી, પ્ર. શબ્દલોક પ્રકાશન, ૧૭૬૦/૧, બાલા હનુમાન સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૭૫. **ઝરમર ઝરમર** : લે. રમેશ પટેલ, પ્ર. શ્રી ઇન્ટરનૅશનલ પબ્લિકેશન, ૧૨૬ રાયલ કૉલેજ સ્ટ્રીટ, લંડન એન. ડબ્લ્યુ. ૧. મુ. વિક્રેતાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૪૦. **દલિત ગુજરાતી વાર્તા : ૧૯૯૫** : સંપા. અજિત ઠાકોર, રાજેન્દ્ર જાડેજા, પ્ર. ચારુતર વિદ્યામંડળ, વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦; કિં. રૂ. ૬૦. **'સાવિત્રી'ના કાવ્યખંડો** : અનુ. સુન્દરમ્, પ્ર. માંગલ્ય પ્રકાશન, શ્રી અરવિન્દકૃપા ટ્રસ્ટ, ૮૭, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૩૦૦. **મહાનદ** : લે. સુન્દરમ્, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦. **પલ્લવિતા** : લે સુન્દરમ્, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૬૦. **ગમે એટલો દૂર જાઉં** : લે. સુભાષ મુખોપાધ્યાય, અનુ. નલિની માડગાંવકર, પ્ર. સાહિત્ય અકાદમી. કિં. રૂ. ૪૦. **મિલનું ભૂંગળું** : લે. પ્ર. શ્રી ભાનુભાઈ પંડ્યા, C/O ઉમેશ ભા. પંડ્યા, ૧૯/૨૦૨, પૂજન અપાર્ટમેન્ટસ્, ડૉ. જીવરાજ મહેતા હૉસ્પિટલ પાછળ, વાસણા, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૬. **તમે ઉકેલો ભેદ** : લે. રમણીક સોમેશ્વર, પ્ર. ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૫૦. **લાવને ગાઈ લઉં** : લે. રતિલાલ ચૌહાણ 'શાન્તમ્', પ્ર. સાહિત્ય સંકુલ, ચૌટાબજાર, સુરત, કિં. રૂ. ૪૫. **જિનતત્ત્વ ભાગ-૬** : રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વી.પી. રોડ, મુંબઈ ૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૨૦. **મૃત્યુ વિજયને પંથે** : ચંદ્રહાસ ત્રિવેદી, પ્રઃ હિના પબ્લિકેશન્સ, 'સુહાસ' ૬૪', જૈનનગર, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૩૦. **પંચસપ્તતિ** : લે. જયન્ત પાઠક, અનુ. દક્ષા વ્યાસ, પ્ર. લાયન્સ ક્લબ સિલ્ક સીટી (સૂરત), ૮૪/૭૮૦ પોસ્ટ ઑફિસ પાછળ, વ્હોરવાડ, ગોપીપુરા, સુરત - ૩૯૫ ૦૦૨, કિં. રૂ. ૨૦ (હિન્દી). **गुजरात के संतकवियो में सामाजिक संवादिता** : સંપઃ ડૉ. ગોવર્ધન શર્મા, પ્ર. આર્ષ શોધ સંસ્થાન, અક્ષરધામ, ગાંધીનગર, કિં. રૂ. ૭૦. (हिन्दी).

રમેશ ત્રિવેદી

આખા શરીરે સિદૂરી કીડીઓ જાણે ચટકા ભરી રહી હોય તેવી ચળ ઊપડી હતી ને આખોમા તો ગ્તીભારેય ઊંઘ ના મળે પથારીમા પડી પડી પાસા ઘગ્ગીનેય કટાળી ગઈ એટલે ઊભી થઈને બારી પાસે આવી. બારીમાથી નીચે જોયુ તો ચોકમા હજુય બત્તી બળતી હતી. બાનો અવાજ સભળાતો હતો. કદાચ કામવાળી સાથે એ કશીક લમણાઝીક કરી રહી હતી. મનમા થયુ, ખરી છે આ બાયે ! એક તો તબિયત સારી નથી તોય હજુ એ જાગતી હતી ! ખાલી ખોટી ચિંતાઓ કરી કરીને આમ ને આમ જ મરવા પડી છે એ !

પાછલી રાતનો ઠડો પવન ફૂકાવો શરૂ થઈ ગયો હતો નીચે ચોકમા બાધેલો ચદરવો ધીમુ ધીમુ કપી રહ્યો હતો. આગણે બાધેલા માડવા નીચે ટ્યૂબલાઇટો હજુય બળતી હતી. થોડેક દૂર ખૂણામા વેરાયેલા પડિયા પતરાળાના ઢગલા પાસે થોડાક કૂતરા ઝઘડી રહ્યા હતા એઠવાડની વાસ કોઈનુ ખાસવુ, કૂતરાનુ ભસવુ અને ફરી પાછો સૂનકાર

ગઈ કાલે ખાસ અમદાવાદથી મ્યૂઝિક પાર્ટી બોલાવી હતી, પણ કોણ જાણે કેમ રાસ ગરબા જોઈએ એવા જામ્યા નહોતા એમ મોટીબહેન કહેતા'તા. આજે તો એમની ફરમાઈશ પર ગામના ઢોલીને બોલાવ્યો હતો. હમણા મોડી રાત સુધી બરાબર હિચકારો ચાલ્યો હતો. મોટીબહેનનુ શરીરેય ખાસ્સુ ઢમઢોલ થઈ ગયુ છે તોય એ તો હે કૂધા છે ! એમની સાથે એમના રાજિયાની વહુ ને વીરુય બરાબરના રાગ્યા હતા સાઈઠે પહોંચેલા કાકીય જોયા હોય તો જાણે સોળ વરહની છોકરી ! એમને વળી હીંચ લેતા જોઈને કલકત્તાથી સાજે જ થાક્યાપાક્યા આવ્યા'તા તોય દમિયલ મામીનેય તાન ચડ્યુ હતું તે એય કૂદ્યા તો ક્દ્યા પણ બિચારી બાનેય પરાણે હાથ ઝાલીને તાણી ગયા થોડીક વાર થઈ ત્યા તો બાને અચાનક ચક્કર આવ્યા કે શુ ? ધબ કરતી પડી એ તો માડવા નીચે, ને પડતાની સાથે જ સાવ લાકડા જેવુ લાકડુ જોઈ લ્યો ઢોલ ને ફોલ રહ્યુ બધુ એક બાજુ, લોક બધુ હુડૂડૂડૂ કરતુ થઈ ગયુ ભેગુ 'શુ થ્યુ ? શુ થ્યુ 'લ્યા ?" પણ ત્યા તો કાકીનો ઘેરો ખોખરો અવાજ ગર્જી ઊઠ્યો " 'લ્યા, એય ખસો બધા અઈંથી વાયરો તો આવવા દ્યો થોડો ! "

મોટીબહેને વીરુ સામે જોયુ "જા, ઘરમાથી પાણી લઈ આવ, દોડ જો ' પણ વીરુ જાય એ પહેલા જ કાકી દોડ્યા, પાણી લઈને આવ્યા કે તરત એમણે એમના સ્વભાવ પ્રમાણે કશુક બબડતા બબડતા બાનું સખત રીતે બિડાયેલુ મો ખોલ્યુ, બધાઈ ગયેલા દાત વચ્ચે ચાગળુ ભરીને પાણી રેડ્યુ, ને પછી નાક કર્યું બરાબર બધ. થોડીક વારમા તો ગૂગળામણ થતા જ લાબો શ્વાસ ખેચી બા હડપ કરતી બેઠી થઈ ગઈ, પણ એની બિહામણી લાગતી આખો ક્યાય સુધી હાફ્યા કરતી હતી જાણે. બાની આવી હાલત જોઈને મોટીબહેને આખો લૂછી, વીરુ રડી પડી, ને પતાસા લઈ લઈને લોક બધુ વીખરાયુ તોય હુ ઊભી હતી, હા, માડવાના એક ખૂણે ઊભી કરાયેલી કોઈ પૂતળી હોઉ તેમ, અને નજર મારી એકદમ સ્થિર થઈ ગઈ હતી — ગ્રહશાતિ માટે કરાયેલી વેદી પર હા, વેદી પરના સમિધ, અડાયાછાણા, શ્રીફળ ને હોમાયેલા જવતલ, ઘી બધુ જ સ્વાહા થઈ ગયુ હતુ, ને બચી હતી કેવળ રાખ !

ઘરમાથી પાણી લઈને આવેલા ત્યારે કાકીના બોલાયેલા શબ્દો મારી જેમ જ મોટીબહેને પણ સાભળ્યા જ હશે ને ! હા, કદાચ એટલે જ એ ગભીર બનીને મારી પાસે આવ્યા હતા. ઘરના બાળકને હાથ પકડીને દોરી જતા હોય તેમ મારો હાથ પકડીને

બારણા તરફ જતાં જતાં એમણે કહેલું:

"કાકીને તો કોણ જાણે પહેલેથી જ આમ લૂંદા નાખવાની ટેવ છે હોં !..."

કાકીના શબ્દો કાને પડતાં જ એકદમ ડૂમો ભરાઈ ગયેલો. હા, એમણે તો કદાચ કહેવા ખાતર જ કહ્યું'તું : "ભૈસા'બ, જે દા'ડાનું આ અપીનું બન્યું છે ત્યારની વાતનો આ રોગ ભાભુને એવો તો વળગી ગ્યો છ ક હવે કાં તો ! ?" આ "હવે કાં તો ?" — નો શો અર્થ થાય ? શું બાની આવી હાલત મારે કારણે જ ! ?..." — ને આ વિચાર સાથે જ ટાઢો હિમ જેવો એક શેરડો — ભીતરથી જાણે બધું બાળીને ખાખ કરી મૂકતો હોય તેમ — ઊંડો ઊતરી ગયો :

'બા, માફ કરજે મને !' મનમાં બોલી, ને ઉંબરે ઠોકર વાગી મને : મનમાં બોલી, ને ઉંબરે ઠોકર વાગી મને : 'ખમ્મા !' કોણ બોલ્યું આ ?

*

સવારે રિક્ષા જેવી ફળિયાના નાકેથી વળાંક લઈને ઘર તરફ વળી એવો જ મનમાં કશોક ફફડાટ શરૂ થઈ ગયેલો. હા, બાપુજીનો વિચાર આવતાં જ એકદમ થથરી જવાયું. અમે નાનાં હતાં ત્યારે બધાં જ ભાઈબહેનો આંગણામાં કે પછી ઘરના ચોકમાં રમતાં હોઈએ ને અચાનક બાપુજીનો ખોંખારો કાને પડે કે બધાંય એકસાથે દાદરો ચડી જતાં, હાથમાં નોટ-ચોપડી જે કંઈ આવ્યું તે લઈને એકદમ ડાહ્યાં-ડમરાં બની બેસી જવાનું. જોકે બાપુજી ભાગ્યે જ કોઈના પર હાથ ઉપાડતા કે ઊંચે સાદે કોઈને કંઈ કહેતા, પણ એમનું મૌન, એમની આંખો !... હા, ક્યારેક એ નજર બાળી પણ મૂકે, ને ક્યારેક વળી ચંદન-શીતળ લેપ... પણ... રિક્ષા ઊભી રહી ગઈ. માંડવામાંથી થોડાંક છોકરાં દોડી આવ્યાં, બેગ લઈને ઊતરી. ભાડું ચૂકવ્યું. ડગુમગુ થઈ રહેલા મનને થોડુંક મક્કમ કર્યું. પણ કોણ જાણે કેમ પગને વળી શું થઈ ગયું ? અરે ! સૌથી પહેલાં બાનાં જ દર્શન થયાં ! કદાચ એ કોઈ કામે બહાર આવી હશે, અથવા તો મને લેવા જ આવી હશે કે શું ? બાને જોતાં જ પગથી માથા સુધી એક આછી કંપારી વછૂટી ગઈ એકાએક. બાની આંખો સિવાય કશું જ જાણે ઓળખાય એવું રહ્યું નહોતું ! ચહેરાની મોખરા જ બધી જાણે સાવ બદલાઈ ગઈ હતી. "અપુ, અપી, અર્પણા ! આવી બે'ન !" — બાના કંપતા હોઠ આવું જ કશુંક બોલી ગયા હશે ને ?...ને એની હાંફતી નજર તો કોણ જાણે ક્યારનીય દોડી આવીને ઓવરણાં લઈ ચૂકી હતી મારાં. કદાચ એની થાકેલી આંખોમાં પ્રશ્નાર્થ હતો : "એકલી કેમ આવી બે'ન ?" "કોણ આવ્યું ?" કહી માણેકસ્તંભ આગળ પૂજાવિધિ કરી રહેલા કાકાએ પૂંઠ ફેરવી ને જોયું કે તરત નજર એમની પ્રસન્ન બનીને હસી ઊઠી હતી. પણ માંડવા નીચે મહેમાનોની વચ્ચે બેઠેલા બાપુજીએ એક વાર નજર કરીને તરત શા માટે ફેરવી લીધી હશે ? ને દોસ્તો વચ્ચે હસતો ઊભેલો દીપક, દીપુ ? બહેનને તો જાણે ઓળખતો જ ન હોય "આવી ગઈ બે'ન ?" — મોટીબહેનને જોતાં જ કંઠમાં બાઝી ગયેલો ડૂમો, આંખોમાં આવેલાં ઝળઝળિયાં, મોટીબહેનની સાથે મુકાતાં ધીમાં ધીમાં પગલા, બાના હાથના સ્પર્શની ઝણઝણાટી, માંડવાની રાતી-લીલી ઝાંય, ફૂલોના હાર, આસોપાલવનાં તોરણો – ઝૂલ, લાઉડસ્પીકરનો બખારો, છોકરાંનો ઘોંઘાટ, આંગણું, ઘર, બારણું, ગાણાં ગાતાં બેઠેલાં કાકી, મામી, વીરુ અને આડોશપાડોશનાં બૈરાં અને એમના અવાજમાં એક ક્ષણ માટે જાણે ઘણું બધું ડૂબી ગયું ! ?

*

માંડવામાં અંધારું છવાઈ ગયું. કોઈએ લાઇટો બધી બંધ કરી હતી કદાચ. હજુ ચોકમાં ચંદરવાની આસપાસ અજવાળું ઝલમલી રહ્યું હતું. વાસણોનો ખખડાટ હજુય રહી રહીને સંભળાતો હતો. મનમાં થયું : આ બાને તો ભૈસા'બ વરસોથી અનિદ્રાનું વરદાન કોણ જાણે એવું મળ્યું છે કે ઊંઘને ને એને કેટલાય માઈલોનું છેટું... હા, જ્યારે જુઓ ત્યારે પથારીમાં સૂતેલું, હોંકારો ભણતું મડું જોઈ લ્યો.

હા, અમે નાનાં હતાં ત્યારે ઉનાળામાં તો અગાશીમાં સૂઈ રહેવાનું.

વીરુ-દીપુ તો સાવ નાના, બાની અડખેપડખે વાદરીના બચોળિયાની જેમ લપાઈ જતા ને હુ હતી તે મોટીબહેનને વળગીને સૂઈ રહેતી કોઈને વળી અધારાની તો કોઈને વળી રાક્ષસની આખો જેવા ટમકતા તારાઓની બીક લાગતી હતી લગનગાળામાં બાપુજીને તો દુકાને એટલુ બધુ કામ તે. હા, બા જાણે સૌનો પહેરો ભરતી હોય તેમ આખી રાત જાગતી જ પડી હોય !

બારી આગળ ઊભા ઊભા થાક લાગ્યો હવે તો ! હુ તો કોણ જાણે ક્યારનીય ઊભી હતી ! પગની જેમ હવે તો મગજનેય ખાલી ચડી ગઈ કે શુ ? બે દા'ડામા તો એવું ઘૂમમમ થઈ ગયુ છે કે ના પૂછશો વાત !

ફરી પથારીમા લબાવ્યુ કે પાછો એનો એ જ ઘૂમરાતો પખો થાકલી લાલઘૂમ આખો જેવો નાઇટ લૅમ્પ મામાના ઘુરાટો બોલાવતા, બીક લાગે તેવા નસકોરા, પોતાના એરકન્ડિશનવાળા બેડરૂમમા જાણે નિરાતે પોઢી હોય તેમ ઘોરતી પડેલી વીરુ, થોડી થોડી વારે 'એ એ કરતી એની ટીનકુડી, બાલ્કની, બાથરૂમ, બારણાનો ખખડાટ બત્તી, નળ, ડોલ, પાણી અને પાછલી રાતનો સન્નાટો.

"બારણામા કોણ ઊભુ હતુ ?"

કદાચ મામી બાથરૂમમાથી પાછા ફર્યાં હતા ના, મામી તો નથી. એ તો પૂઠ ફેરવીને આ આડા પડ્યા તો પછી ? 'બા !' અનાયાસ જ બોલાઈ ગયુ મારાથી કેમ કોઈ બોલ્યુ નહિ ? ઝફાળી ઊભી થઈ ગઈ બારણા પાસે પહોંચી ગઈ એક ધ્રાસકો પડ્યો હા, બા પોતે જ હતી, એકલી ઊભી હતી ચૂપચાપ ને પાલવ વડે આખો લૂછી રહી હતી એ

"બા ! બા !! " બેત્રણ વાર કહ્યુ તોય બા કશુ જ બોલી નહિ, એણે મારો હાથ પકડી લીધો. માડ માડ એનો કઠ ખૂલ્યો "જા, સૂઈ જા, કઈ નથી !" — કહેતાંની સાથે જ બા જાડો દાદરાના અધારામા અતર્ધાન થઈ ગઈ !

એક ક્ષણ તો બાની પાછળ પાછળ દોડી જવાનુ મન થઈ ગયુ પણ નીચે બાપુજી હતા, દીપુય હતો. કદાચ એમની વચ્ચે કશીક રકઝક ચાલી રહી હતી. મોટીબહેન કહેતા'તા કે, બાએ સવારની વાતનો અન્નનો દાણો મગખોય લીધો નહોતો પણ શ્રાદ્ધશાંતિ કરવા તો કાકા કાકી બેઠા હતા, તો પછી બાને ઉપવાસ કરવાનું કયુ કારણ હશે ? શરીરમા માડ મુઠ્ઠી હાડકા રહ્યા છે હવે તો ! એની ઊડી ઊતરેલી ફિક્કી આખોની આસપાસ જામેલી થોથર, ને કાળા કાળા કૂડાળા ? . મોટીબહેનેય ખરા છે હો આ ઉમરેય બાને બિચારીને આટઆટલા ઘરણાનો ઠઠારો કરવાની શી જરૂર હતી ? સુક્કા બગડી જવા હાથમા ચચ્ચાર તો બગડીઓ, ને નીકળી ન પડે એ/ને દોરીથી બાધેલુ લોકીટ ! છાતીના ખાલીખમ લાગતા પીંજરા પર ઝૂલતો હાર, ને રહી જતુ'તુ તે માથે બચેલા માડ બે-ચાર વાળનેય ડાય કરી હતી. બાને પાયોરિયા થયો હતો કે શુ ? બિચારીને મોઢાનુ ચોકઠુય કરી આપે કોણ ? સૌ પોતપોતાના તાનમા મસ્ત હતા બસ, ધધો, વેપાર પૈસો !

પડખુ બદલીને આખોને બળજબરીથી મીંચી રાખી. થોડી વારમા જ બધ આખો સામે વરઘોડો, વરરાજાની બગી, રામણદીવો લઈને ચાલતુ એક હાડપિંજર ? ને જાનડીઓની સાથે અડવડિયા ખાતી રાલતી બાને કોણે પકડી રાખી હતી ? મોટીબહેને ? કે કાકીએ ? કે પછી ખુદ બાએ જ પોતાની જાતને સભાળી લીધી હતી કે શુ ? મોટીબહેન કહેતાં તા 'બા મને કહેતી હતી કે તમે કોઈ મારી ચિંતા કરતા નઈ હો. એ આવ્યો અવસર રગેચગે પાર પાડીશ અવસરને બગડવા નઈ દઉ હા !'"

*

દીપુ, ના, દીપક તો જાણે સાવ બદલાઈ ગયા હતો ! ? હા, એની આખીય સિકલ જ એકદમ બદલાઈ ગઈ હતી હા, એની નજર, એનો ઘેરો – મર્દાના અવાજ, એનુ ઊઠવુ બેસવુ ને એનુ હસવુ ? ને એનુ સાવ મીઠુ મૌન ? મોટીબહેનેય કહેતા'તા

"બાપુજીએ દીપકને એટલો બધો મોઢે ચડાવી મૂક્યો છે કે ન પૂછો વાત. એમને તો તેણ તેણ છોડીઓ પર પાછલી ઉંમરે પાટવી કુંવર પધાર્યા એટલે તો જાણે ઓહોહો ! આભના તારા માગે તોય હાજર... પણ હવે તો એ બાપુજીના માથેય છાણાં થાપે તેવો ઉસ્તાદ થઈ ગયો છે હોં. હા, કોઈનુંય માન નથી રાખતો, કોઈ કંઈ કે'વા જાય તો તરત સામેથી મોં ચૂંટી લે, નાનામોટાનો તો જરાય ખ્યાલ નથી રાખતો, બોલો !... થોડા દા'ડા મોરે મેં એને શાંતિથી સમજાવીને કીધું કે 'ભૈ, એં... તારે છ ન જાતે જઈને અપી ને પરેશકુમારને તારા લગનમાં...' તે પાધરો મને એ સું કે' ખબર છે ? 'મોટીબહેન, અમારા ઘરમાં તમારે માથું નઈ મારવાનું હા !' બોલો, કહી રહ્યાં હવે ?"

જોકે મોટીબહેન તો વીરુની પાછળેય કોણ જાણે કેટલાય ફોલ્લા ફોડતાં'તાં. કહે : "આ વીરુડીય કંઈ ઓછી નથી હોં... ભૈ-બુન બેય સરખાં છ... બોલો, ભૈના લગનમોં મોટઈ દેખાડવા એ છેક મુંબૈથી મોટર લઈને આઈ છ. આવડી છ મઈનાની છોડીને લઈ ડ્રાઇવર હંગાથે આવવાની હિંમત કોઈ એકલું બૈ માણસ કરે ખરા !? પણ લગનમોં વટ પાડવાનો હોય એટલે થાય સું ?..."

હા, મોટીબહેનની વાતય સાવ કાઢી નાખવા જેવી તો નહોતી. ક્યાં પે'લાંની શરમાળ વીરુ, ને ક્યાં આજની ઠસ્સાદાર મેડમ !... બૉયકટ વાળ, સ્લીવલેસ બ્લાઉઝ, સોનેરી ફ્રેમનાં ગૉગલ્સ, ને લિપસ્ટિકના લપેડા તો ખરા જ. નાના ગામડાગામમાં આવું બધું શોભે ખરું ? કંપનીના કામ અંગે વીરુના મિસ્ટરને જાપાન જવાનું થયું હતું. બસ, આટલી આ વાત વીરુએ સૌની આગળ કોણ જાણે કેટલીય વાર કરી હશે ?... મોટીબહેન કહે : "જોયું ? આ વીરુડી કેવી આછકલી થઈ ગઈ ! તારા જીજાજી આખી જિંદગી મિલમાં મુકરદમ રહ્યા તોય ભૈસા'બ, અમે તો કોઈ દા'ડો કોઈનીય ઓમ..."

મોટીબહેનની વાતમાંય મને તો ઘણીય વાર હસવું આવે. કોણ જાણે હજુ આટલાં વરસેય એમની કોઈની આઘીપાછી કરવાની ટેવ તો... હા, વીરુના લગનમાં હું જાણી જોઈને આવી નહોતી. એ વેળાએ ઘા તાજો હતો. બાપુજી ગુસ્સામાં હતા. મોટીબહેન કહે, "મેં કીધું બાપુજી, અપી લગનમોં આવે નઈ તો અમારાથી તો ?..." બાપુજી એકદમ તાડૂકી ઊઠેલા : "જા, તુંય હેંડવા માંડ, મારે કોઈનીય જરૂર નથી." કાકાએ પણ એમને બહુ સમજાવ્યા, તો કહે, "મારે મન તો હવે એ મૂએલી જ સમજો... આખી નાત વચ્ચે બે ટકાનો કરી મૂક્યો એણે તો મને..." જોકે આના આ જ બાપુજીએ આ વેળાએ બાની આજીજીને કારણે કે પછી એની નરમગરમ રહેતી તબિયતને લીધે એને માત્ર સારું લગાડવા ખાતર પણ સામે ચાલીને ફોન કર્યો હતો. ભલે બે શબ્દોમાંય એટલું તો કહ્યું'તું કે "તમે બેય જણાં આવજો !" જોકે હું એકલી આવી છું તોય હજી એમણે એકેય વાર આંખો મેળવીને, મોઢામોઢ એટલુંય પૂછ્યું નથી કે "પરેશકુમાર હજુ કેમ નથી આવ્યા ?"

પરેશ આટલા માટે જ જાણી જોઈને આવ્યો નથી. એ કહે : "હું આવું ને મને કોઈ બોલાવે નહિ તો એમાં મારા કરતાં તારું અપમાન વધારે કહેવાય."

*

મેં પડખું ફેરવ્યું.

બારીના ચોકઠામાં હવે થોડો થોડો ઉજાસ કળાયો હતો.

ભળભાંખળું થવામાં હવે બહુ વાર નહોતી કદાચ.

હમણાં કાં તો બધાં જાગી ઊઠશે. દીપુને પીઠી ચોળવાની હતી. ચાપાણી, ને હા, ના કરતાં કરતાં સહેજે સમય જતો રહેવાનો, એ પછી વરઘોડા માટેની તૈયારીય... નીચેથી બાપુજીનો અવાજ સંભળાઈ રહ્યો હતો ! કદાચ મેં ભાગ્યે જ આટલા મોટેથી બોલતા એમને સાંભળ્યા હતા. હા, દીપક, દીપક જ કરાંજી રહ્યો હતો. શા માટે ? ઘરમાં આટઆટલા મહેમાનો આવ્યા હોય, ને આ બધો તમાશો સારો લાગતો હશે

હવે ! ખરુ કહેવાય આ તો ! વાઘ જેવા બાપુજી, જેમને જોતા જ એક વારનો સાવ નાનકો દીપુ ઉંદર છછૂંદર જેવો બની જતો'તો, એ જ આજે કેવો ચડી ચડીને છણકાતા સાદે બોલી ગયો'તો !

ખૂણામા સૂતેલા મોટીબહેન કદાચ જાણી જોઈને પડ્યા રહ્યા'તા એમને એમ કે શા માટે કોઈને બે ખરાખોટા શબ્દો કહીને નાહકના અળખા થવુ !

—ને હુ તો જાણે આખી ગતની વાતની આળોટી રહી હતી — મારી અગનપથારીમા મારે કોને કહેવુ ? ને બે શબ્દો કહેવાનો હકેય ક્યા હતો મને ?

આજે ગ્રહશાતિ પત્યા પછી મોડેથી કાકીને ત્યા પાણી ભરવા માટે હુ અને મોટીબહેન ગયા હતા ને ત્યાય આની આ જ વાત ઉખેડાયેલી મ કહ્યુ "મોટી, આ લગન પતી જવા દ્યો પછી મારે બાપુજીને અને આ દીપુડાનેય ગેકડે રોકડુ પરખાવી દેવુ છે એક વારનુ, તમે બધા ભેગા થઈને નાતની પચાત કૂટો છો ત ચાર ભણેલાગણેલા છોકરા તો બતાવો મને આપણા ગોળમાથી ? મે ગોળ તોડ્યો એમા તમારે માથે આભ તૂટી પડ્યુ ? પણ હવે તો વાણિયાની છોડીઓય પટેલ, લવારને તો ઠીક છે મુસલમાનોનેય જવા માડી છે એનુ શુ ? "

*

બરાબર દીપકને પીઠી ચોળવાના સમયે જ બા પાછી ફરી પડી ગઈ ને તરત એના દાત બધાઈ ગયા નહેજ વારમા એ બચી ગઈ આ વેળાએ તો, નહિ' તો પાણિયારાની ધાર સીધી જ માથામા ને 'હેમરેજ' ?

બાને પખા નીચે સુવાડી, પણ શરીર આખુ એનુ ખેચાઈ રહ્યુ હતુ મોટીબહેન આમેય પાછા બહુ ઢીલા, એ રડી પડ્યા 'બાપુજી, ફોન કરોને દાક્તરને."

બાપુજીએ તરત ફોન કર્યો

આ બાજુ પીઠીની તૈયારી ચાલતી હતી ત્યારની વાતનો દીપુ તો કોણ જાણે ક્યા સતાઈ ગયો'તો ?

ઘરમા બધે ખોળાખોળ ચાલી રહી હતી

ગોર મહારાજ, વિડિયોવાળો ને વાળ સેટ કરવા માટે આવેલો માણસ બધાય ક્યારનાય આઘાપાછા થતા હતા અમદાવાદથી બેન્ડવાળાય આવી ગયા હતા ક્યારનાય પીઠી પતે એટલી વાર હતી વરઘોડાની ઓરડો આખો ભરાઈ ગયો હતો

બાની હાલત આ વેળાએ મારાથી જોઈ શકાઈ નહિ, એક વાર મારે ધરાઈને રડી લેવુ હતુ, પણ સૌની હાજરીમા તમાશો બની જવાની બીકે હુ વીરુની ટીનકુડીને તેડીને તરત મેડા પર ચડી ગઈ થોડી વારમા જ વીરુય મારી પાછળ ઉપર આવી એને રડતી જોઈ એટલે તરત માડ માડ મનને મક્કમ કર્યુ હતુ તોય *આખો મારી ચોધાર વરસી પડી વીરુએ* આખો લૂછતા લૂછતા કહ્યુ "બા, બા પૂજી અને દીપક વચ્ચે સવારે ખાસ્સી . તો ન પછી પ્રાઇવરને .. ડને .. જતા રહ્યો છે ગિસાઈને એક બાજુ પીઠી ચોળવાની છે હજુ ને બા ! ? " વીરુને મે બોલવા દીધી ને પછી આખો લૂછી હુ બેસી રહી, ચુપચાપ ટીનકુડી સૂઈ ગઈ એટલે અમે બેય નીચે આવ્યા

બાની હાલત એકદમ બગડી ગઈ હતી કદાચ, બાપુજીને આવા સાવ નખાઈ ગયલા તો ભાગ્યે જ જોયા હતા મે ડોક્ટરે ઈજેક્શન આપ્યુ હતુ ને બા એના ઘેનમા કણની રહી હતી. થોડી થોડી વારે શરીર એકદમ કમાનની જેમ ખેચાઈને વળી જતુ હત ને વીખરાયેલા વાળ, સૂજી ગયેલી આખો, મોમાથી નીકળતુ ફીણ. મારાથી પાસે બેઠેલી વીરુનો હાથ પકડાઈ ગયો એકાએક એ રડી રહી હતી.

અવસરવાળા ઘરમાય ભેકારની શાતિ છવાઈ ગઈ હતી. કેવળ પખાનો સરરરાટ ને કોઈના ખાસવાનો અવાજ સભળાઈ રહ્યો હતો બહાર ફળિયામા બેન્ડ થોડી વાર પહેલા શરૂ થયુ હતુ પણ કોઈએ કદાચ બધ કરાવી દીધુ હતુ, જાણી જોઈને

કોણ જાણે કેમ મારાથી હવે બાની સામે જોઈ શકાતુ નહોતુ એટલે ભીંજાયેલી નજર ફરવા લાગી.

ગણેશ માટલી પાસે પીઠી માટેની તૈયાર કરેલી થાળી પડી હતી. ફૂલોના હાર ભરેલો કરંડિયો, હાથે બાંધવા તૈયાર કરેલું મીંઢળ, રંગ કરેલી દીવાલો, રંગની તીવ્ર વાસ, છત, બારણાં, બારસાખ, લાભ-શુભ, સાથિયા, તોરણ, ઉંબરની અંદર, બહાર બેઠેલાં ઊભેલાં કાકા, કાકી, મામા અને બાના ખેંચાઈ જતા શરીર પાસે બેઠેલી મામી ને મોટીબહેન, નજીકમાં બેઠેલા બાપુજીની આસપાસ ઘેરાયેલી ઘણી બધી ચિંતાગ્રસ્ત નજરો. દબાતાં ડૂસકાં ને પંખાનું ચક્કર ચક્કર ઘૂમરાવું. મારી અડોઅડ બેઠેલી વીરુએ વળી મારો હાથ મજબૂતપણે પકડી રાખ્યો હતો. મારી આંસુવહોણી આંખો એકાએક ગણેશ માટલી પર મંડાઈ ને, તરત જ વીરુનો હાથ ધીરેથી છોડાવીને હું ઊભી થઈ ગઈ. માટલી પરનો દીવો સાવ ઝાંખો થઈ જવા આવ્યો હતો. મેં ધ્રૂજતા દીવાની વાટને ધીરેથી સંકોરીને, બાજુમાં પડેલી ઘીની બરણીમાંથી બે ચમચી ઘી નાખ્યું. અંદર બહારના ખંડમાં એકાએક કશો સંચાર થયો.

નીચે બેઠેલાં બેત્રણ જણ ઊભાં થઈ ગયાં એકાએક.

કોઈએ કહ્યું, "દીપક ભૈ આવી ગયા !"

થોડી વારમાં જ બારણામાંથી રસ્તો કરતો, દીપક – દીપુ ઝડપથી અંદર પ્રવેશ્યો, એના થાકેલા મ્લાન ચહેરા પર પહેલી વાર કદાચ થોડુંક ઓશિયાળાપણું વરતાયું. આવતાંની સાથે જ એ બાની પાસે બેસી પડ્યો : "બા !" એટલું બોલતાંની સાથે એનો અવાજ થોડોક ફાટી ગયેલો જણાયો. બાની આંખો મીંચાયેલી હતી, મોઢામાંથી ફીણ નીકળી રહ્યું હતું, અને એના ખેંચાઈ જતા હાથને પકડી, બાને જાણે ઢંઢોળી રહ્યો હોય તેમ દીપુ ધીમે બોલ્યો, "બા, જોતો ખરી, કોણ આવ્યું છે !" દીપુના કંપતા શબ્દોએ મને એકાએક હચમચાવી નાખી. ચમકી ગયેલી, આંસુથી થોડી થોડી ભીંજાયેલી નજરે મેં પહેલી જ વાર બારણા પાસે ધ્યાનથી જોયું. માન્યામાં ન આવે એ રીતે પરેશ આવીને દીપક પાસે બેસી ગયો હતો એકદમ ઉદાસ ઉદાસ ચહેરે.

થોડીક વારમાં જ બાપુજીનો ઊંડી કંદરામાંથી નીકળતો હોય તેવો અવાજ સંભળાયો: "મહારાજ ક્યાં ગયા ? એમને કો' કે ઘેરથી થોડુંક ગંગાજળ લઈ આવે !"

અને એ સાથે જ હું અને વીરુ બાની પાસે અવાક બનીને બેઠેલી મોટીબહેનને એકસાથે વળગી પડ્યાં. બાને વળગ્યાં હોઈએ એ રીતે.



## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨ બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)નાં.

**મારા નામને દરવાજે :** (દ્વિતીય આવૃત્તિ) : લે. લાભશંકર ઠાકર, કિં. રૂ. ૪૦. **બૂમ કાગળમાં કોરા** (દ્વિતીય આવૃત્તિ) લે : ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. **તરુરાગ અને નદીસૂક્ત :** લે. જયન્ત પાઠક, કિં. રૂ. ૩૮. **ઈનાયત :** લે : ચિનુ મોદી, કિં. રૂ. ૪૦.

**અન્ય**

**મમ્મી મને ચૉકલેટ આપ ! :** લે. બબલદાસ બી. ચાવડા પ્રઃ વિજય પ્રકાશન ૧૫, ન્યૂ કોટનનગર સોસાયટી, જૈન દેરાસર સામે, ગોમતીપુર અમદાવાદ ૩૮૦ ૦૨૧, કિં. રૂ. ૨૫. **ખાટી મીટી દ્રાક્ષ :** લે. : પ. ઉપર મુજબ કિં. ૧૫. **બાળક ભીમરાવ આંબેડકર :** લે. પ્રઃ ઉપર મુજબ કિં. રૂ. ૧૭. **ચાલો ફરી ગાઈએ :** ભાગ-૧-૨ : લે. હરીશ નાયક, પ્રઃ હરીશ નાયક પ્રકાશન, ફોલી હાઉસ, વૃંદાવન કૉલોની, વિકાસગૃહ માર્ગ, અમદાવાદ - ૭. બંને ભાગની કિં. રૂ. ૨૦. **ગીત ગંમત સહેલ સપાટા :** લે. પ્રઃ ઉપર મુજબ, કિં. રૂ. ૧૦. **અસરકારક જોડણી પરિષદ :** રામજીભાઈ પટેલ, પ્રઃ મધુકાન્તા ઉત્તમ ગજ્જર, ૫૩, ગુરુનગર, વરાછા રોડ, સૂરત ૩૯૫ ૦૦૬, કિં. રૂ. ૨૦. **બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ :** લે. જનક ત્રિવેદી, પ્રઃ ગુજરાત સાહિત્ય અકાદમી, અભિષેક બિલ્ડિંગ પ્રથમ માળ, સેક્ટર ૧૧ ગાંધીનગર - ૩૮૨૦૧૭, કિં. રૂ. ૫૦.

સુમંત રાવલ

મોટા ઢગલા જેવુ હતુ આસપાસ કઈ જ નહિ કેવળ ઝાંઝવા દૂરથી જોતા ઢગલા પર પણ કેવળ ઝાંઝવા નાચતા હોય તેવુ લાગતુ હતુ અહી સુધી આવતા તે થાકી ગયો, હાફ પણ ખૂબ ચડી હતી. અને કપાળ પરથી હોઠ સુધી દોડી આવેલા પરસેવાના રેલા ! પરસેવો તેણે ચાટી જોયો. ખારો ઊસ !

તડકો અબરખની જેમ ટેકરી પર વેરાતો હતો તે ચાર પગે થઈ ગયો. કદાચ હાફ ઓછી થાય ! આરામ લેવાની આ તેની પદ્ધતિ હતી ! તેના આખા શરીરે ઊગી નીકળેલા વાળ પણ તડકાથી રક્ષણ કરી શકતા નહોતા. હાથપગમા ઊગી નીકળેલા નખ ઇન્ડિપેનની ટાંક જેવા લાગતા હતા અને ઊંડી ઊતરેલી આખોમા તરસ ઝબૂકતી હતી રાતદિવસ !

ટેકરી પર બે પગે ઊભા રહી તેણે કૂદકો માર્યો બોદો અવાજ આવ્યો તેના કાનના પરદાએ અધારા મગજમા બત્તી કરી. હા, અહીં આ ટેકરી નીચે સઘળુ સુખ હતુ અવાજ બોદો સભળાતો હતો ને ! તેના બાપદાદાએ મરતા પહેલા કહ્યુ હતુ, જે જમીન ઊપસેલી હોય ફક્ત ઝાંઝવા જ હોય અને બોદો અવાજ કરતી હોય, ત્યા ખોદજે ત્યા તને સઘળુ સુખ મળશે તેણે ટેકરી પર પડખુ ફરી લબાવ્યુ અને કાન જમીન પર ખોડી રાખ્યા, ખાસ કઈ સભળાતુ નહોતુ ચાલી ચાલીને તે થાકી ગયો હતો, તેને આરામની જરૂર હતી ઊઘની પણ જરૂર હતી, પણ—

તેણે બને હાથ પહોળા કર્યા અને પાવડા જેવા વધેલા આગળી પરના નખને જોયા. શરીરને વલૂરતો હોય તેમ તેણે નખથી ટેકરી વલૂરવાનુ શરૂ કર્યુ. ટેકરી પરની માટી ઉલેચાતી ગઈ ક્યારેક પથ્થર નીકળતા ત્યારે તેણે વધુ મહેનત કરવી પડતી. પણ માટી બહાર કાઢી તે ફેકવા લાગ્યો. તેનુ શરીર, મો, હાથ, પગ ધૂળધાણી થઈ ગયા !

ખોદતા ખોદતા ક્યારેક તેના હાથ અટકી જતા. કોઈ સખત મજબૂત કોતરેલો આરસપહાણ દેખાતો, તે ફૂક મારતો, માટી ઊડી જતી અને કોતરણી જોયા કરતો પણ તેને કઈ ગતાગમ પડતી નહોતી મોટો દરવાજો હતો, બારણા સાવ ખવાઈ ગયા હતા અને સાવ નાક ખરી પડે તેવી ગધ આવતી હતી દરવાજાની વચ્ચે તે લાબો થઈ ગયો એક જગ્યાએ, ખૂણામા કઠણ ચીજથી તેના નહોર ઘસાઈ ગયા, પછી તેને પોતાની મૂર્ખાઈ સમજાણી. આ ચીજને સલામત રાખી તેની આસપાસ ખોદવુ જોઈએ આ પોલાદી ચીજને તેના આગળીના નખ તોડી શકવાના નહોતા ઉપરથી સફેદ લાગતા કબાટ જેવુ હતુ પણ કબાટ આવા હોય ? તેણે આજુબાજુ ખોદી નાખ્યુ, અદરથી ઠડો લાગતો અને પૂરેપૂરો 'ટાઇટ' બધ કરેલો એ એક કબાટ હતો. તેણે ફૂક મારી તો ધૂળ ઊડીને આખમાં પડી ! સફેદ સફેદ દૂધ જેવો રગ હતો, હાથથી પકડીને ખેચવાનો હાથો હતો તેણે નાક ત્યા રાખી શ્વાસ જોરથી ખેચ્યો ઓહ ! તેની આખોના ભવા અધ્ધર ચોટી ગયા. અદરથી તાજા ફળોની, અથાણાની, રાધેલા તળેલા ખોરાકની અને દૂધની, માસની, ઈંડાની વાસ આવી રહી હતી

તેનુ ચોંટેલુ પેટ ઊપસી આવ્યુ તેનો શ્વાસ જોરજોરથી ચાલવા લાગ્યો, છાતી ધમણ બની ગઈ અને ઊચીનીચી થવા લાગી જીભમાથી લાળ ટપકવા લાગી પણ તે પરાણે લાળને શેરડીના રસની જેમ ચૂસવા લાગ્યો

તેને સાભળેલુ યાદ આવી ગયુ વર્ષો પહેલા માણસો પાસે રાધેલો ખોરાક, માસ, મચ્છી અને ફળો તાજા રાખવા માટે એક નાનકડો લોખડનો કબાટ હતો. પતિપત્ની નોકરી કરતા હોય ત્યા આવુ સાધન ખાસ વસાવતા યુગો પહેલાનુ સાધન તેને હાથ

લાગ્યું હતું.

તે ખુશ થઈ ગયો, ખુશાલીમાં તે પોતાની માટીવાળી હથેળી ચાટવા લાગ્યો. લોખંડનો કબાટ ખૂલતો નહોતો. તેના હાથા પાસે એક કાણું હતું. કદાચ આ કાણામાં ચાવી ઘુસાડી ખોલવાથી જ આ બારણું ખૂલી શકશે... પણ ચાવી ?

આગળ ખોદવા સિવાય કોઈ રસ્તો નહોતો. ભૂખ પણ અસહ્ય લાગી હતી. ચાવીની શોધ માટે તે આસપાસ ખોદવા લાગ્યો. માટી, પથ્થરો, નાના નાના છોડવા, કાંકરા, શિલા, ઈંટો... તે લગભગ જાનવરની જેમ હાથથી ખોદવા લાગ્યો. અચાનક તેને લાગ્યું કે તે માણસ મટી ઘોરખોદિયું બની ગયો છે... !

ઓહ ! કેટલા દિવસ અને કેટલી રાત પસાર થઈ ગઈ... તેને કશી જ ખબર નહોતી. એક પ્રકારનું ગાંડું ઝનૂન તેની નસેનસમાં ઊભરાઈ આવ્યું હતું, બસ ખોદી નાખવું. કંઈક લાંબું, આરામ માટે બેસી શકાય અને સૂઈ શકાય તેવું સાધન હતું... અહીં જૂના જમાનામાં કુટુંબના સભ્યો બેસતા, છાપું વાંચતા, ચા પીતા અને રાતે નાના પરદાની ફિલ્મ જોતા ! ફિલ્મ ! સામી ભીંત પર જાડું પડ ચોંટેલું હતું... એ હજીય તેમ ને તેમ અકબંધ હતું. આખી ભીંત ખરી જાય પણ મધપૂડા જેમ એક પોડું ચોંટ્યું રહે તેવું દેખાતું હતું. તે ચાર પગે ચાલીને ત્યાં પહોંચ્યો અને નખોરિયાં ભરાવી ખોદવા લાગ્યો, પણ તેના બાપદાદાએ ચેતવ્યો હતો. જોજે હોં, એ ચીજ બહુ નાજુક હોય છે, સહેજ ટક્કર લાગશે એટલે પરદો તૂટી જશે. સાચે જ તેના વાઘનખે પરદો ચીરી નાખ્યો, તેના હાથ એક પળ થંભી ગયા ! નાના પરદાની ફિલમનું મશીન ચૂર ચૂર થઈ ગયું હતું...

સોફા-કમ-બેડ, ટિપોય, ફૂલદાની... તેને સાચાં નામ પણ માંડ યાદ આવવા લાગ્યાં. બારીબારણાં પરના પરદા સાવ જરી અને સડી ગયા હતા પણ ગંધ બદલાઈ ગઈ હતી. જૂના જમાનામાં માણસો એકબીજા પર ગંધીલું પાણી છાંટતાં હતાં, એકાદ શીશીમાં ભરી એકબીજા પર છાંટતાં હતાં તેની જ આ ગંધ હશે. તેનું મોં લેવાઈ ગયું, નાક ઉંદરના દર જેવું સાંકડું બની ગયું !

શોકેસમાં ગોઠવેલાં રમકડાંને જોઈ રહ્યો. સહેજ પણ મેલાં નહોતાં, કાચ અકબંધ હતો, અંદર કોઈને હાથ પણ લગાડ્યો નહોતો. તેનો દાદો ખોંખારો ખાઈને વાત કરતો કે બાળકો ન થયાં હોય તેવાં ધણી-ધણિયાણી તૈયાર બાળકો ખરીદી લાવતાં અને તેના માટે રમકડાં લાવી કાચના કબાટમાં ગોંધી રાખતાં. બાળકો બહાર ગોંધાતાં, જ્યારે રમકડાં અંદર ! લખવાનું ટેબલ, ટોડવાળો દીવો, ખુરશી... ખોદતી વખતે તેના નખ ઘસાતા અને તે સમજી જતો કંઈક આકાર છે. જસત, તાંબું કે લોખંડ કે લાકડું એટલે તેના હાથ હળવા બની જતા અને સંભાળી સંભાળીને ખોદવા લાગતો. એક જમાનાની શોધ કરવા જ તે આ ખોદકામ કરી રહ્યો હતો.

જોકે તેના બાપે તેને વાર્યો હતો : આ છીએ તે ઠીક છીએ, જંગલનાં ઝાડો ફળ આપે છે, નદી પાણી આપે છે, સૂરજ તડકો આપે છે અને પહાડોની ગુફા ઘર આપે છે, પછી આપણે શી જરૂર ? પણ તેણે કોઈનું કીધેલું માન્યું નહોતું. આમેય તે થોડો જિદ્દી હતો. ધાર્યું કરવાવાળો ! જૂના જમાનાનું સુખ નહોરથી ખોદી કાઢવાવાળો !

સરસ મજાનો બંગલો હતો ! બધી સગવડ અને સજાવટ હતી. આટઆટલી સગવડ વચ્ચે જીવતો માણસ દુ:ખી કઈ રીતે હોઈ શકે ? તેને પોતાના દાદા જ મૂરખ લાગ્યા... પણ એ સુખિયો માણસ દેખાતો કેમ નહોતો ? એને તો એકવીસમી સદીનો દટાઈ ગયેલો માણસ જોવો હતો ! એ ન મળે તો કંઈ નહિ પણ તેનું હાડપિંજર પણ મળતું નહોતું, કદાચ તેના નખથી માણસ નષ્ટભ્રષ્ટ થઈ જાય તો ! એ ખૂબ જ સાવધાનીપૂર્વક ખોદવા લાગ્યો.

આખા બંગલાનો આકાર બહાર નીકળી ગયો. બગીચો, પાણીનો ભરેલો હોજ, તેના પર ભૂસકા મારવા માટે સ્પ્રિંગની સીડી... હોજની ફરતી ગોઠવેલી છત્રી, હીંચકો... બધું બહાર નીકળી ગયું, પણ માણસ

બહાર ન નીકળ્યો

આટલુ બધુ ખોદતા તેના આંગળા અકડાઈ ગયા, શરીર પરના વાળમા ધૂળ ભરાઈ ગઈ, માથામા, આંખોમા બધુ ધૂળધાણી થઈ ગયુ પરસેવાને કારણે ધૂળનુ આખુ પડ ભીનુ થઈ ગયુ. આંખમા ધૂળ ભરાઈ જવાને કારણે બધુ ઝાંખુ ઝાંખુ દેખાતુ હતુ શ્વાસમા ધૂળ જવાથી ઉધરસ ચડતી હતી, એ ખાસતો અને આખો બગલો ખાસવા લાગતો ભૂખ પણ અસહ્ય લાગી હતી આ નાનકડા ધોળાબખ્ખ કબાટમા ખાવા માટેની બધી વાનગી ભરેલી હતી. ખુરશી, ટેબલ, વાસણો, ચમચા બધુ માજૂદ હતુ પણ ચાવી મોજૂદ નહોતી ચાવી ક્યા સતાડી રાખી હશે ? ઘરના માણસો કાઈ ખાઈ ન જાય તે માટે ચાવી પણ સતાડી રાખતા હશે !

તેણે આખો પુસ્તકનો કબાટ ફેદી નાખ્યો. કેટલાક પુસ્તકો તો વાચ્યા પણ નહોતા, પાના એકમેક ચીટકેલા હતા. ખરીદીને કેવળ ગોઠવી રાખ્યા હતા. પ્રસગોપાત્ત પાડેલા ફોટાની પુસ્તિકા મળી દાદા કહેતા કે લગ્ન પ્રસગે, જન્મપ્રસગે, લોકો ફોટા પાડી આવી પુસ્તિકામા ચોટાડી રાખતા અને નવરાશ હોય ત્યારે જોયા કરતા. હવે માણસ નહોતો, તેનો ફોટો જોવા મળશે ! તેણે પુસ્તિકાના પાના ખોલ્યા. અફસોસ ! બધા પાના સડેલા અને ફાટેલા હતા ઊધઈ ખાઈ ગઈ હતી. નવાઈ એ વાતની હતી કે પુસ્તકો અકબધ હતા, ફક્ત આ ફોટાને જ ઊધઈ ભરખી ગઈ હતી ! કદાચ ઊધઈને મન પુસ્તક કરતા આ ફોટાનો સ્વાદ ઉત્તમ હશે !

દવાની ખાલી બૉટલો ઊચકીને સૂઘતા તેને ચક્કર આવી ગયા આંખો બળવા લાગી આવી ભૂડીભૂખ ફૂતરાના ગધાતા મળ જેવી દવા ! એ ચીકણા કાગળ વચ્ચે ચોટાડેલી ગોળીઓથી આખો કબાટ ભરેલો હતો આવા ટીકડા ખાઈને માણસ જીવતો હતો, દાદાજીએ કહ્યુ હતુ એક જગ્યાએ શરીરના કાળા રગની સ્લેટમા પાડેલો ફાટે હાથ લાગ્યો, માણસ નહિ પણ માણસની અદરના હાડકાના ફોટો જોવા મળ્યો ! એક કાગળમા દરરોજ શુ ખાવુ તે લખેલુ મળ્યુ દાદા કહેતા કે પહેલાનો માણસ ખાવા માટેનુ 'મેનુ' રાખતો તે જ કદાચ !

ખડિંગ ! કઈક નીચે પડ્યુ ચાવી ! તેનુ હૃદય બમણા જોરથી ઊછળ્યુ જૂના જમાનાના માનવી કેવુ રાધીને ખાતા હશે ? તેની જીભમાથી લાળ ટપકી ગઈ

તે ચાવી લઈને વળ્યો ત્યા દીવાલના અરીસામા જોવાઈ ગયુ ! એ કોણ હતુ ? અરીસામા એ પોતાને જ ન ઓળખી શક્યો આખા શરીરે ધૂળ ધૂળ અને ધૂળ ? એ ધૂળનો માણસ બની ગયો હતો ? ગુસ્સામા તેણે અરીસો ફોડી નાખ્યો. તે ખુદ પણ ફૂટી ગયો. તડકો પડે અને સાબુના વરેલા ફીણ ફૂટી જાય તેમ ! માડ માડ હાફતા હાફતા નાના કબાટ સુધી ભાખોડભેર પહોચ્યો, ચાવી ભરાવી કબાટ ખોલવા મહેનત કરી. આગળા કામ નહોતા કરતા કદાચ તાળુ કટાઈ ગયુ હતુ ચાવી ભાગી જશે તો તેણે જોરથી ચાવી મરડી ઓહ ! ચાવી બટકી ગઈ ! અડધી તાળામા અને અડધી તેના હાથમા રહી ગઈ તે ફાટેલી આખે જોઈ રહ્યો કટકા થઈ ગયેલી ચાવીને ! ભૂખ્યા પેટે અને નાના કબાટમાથી આવતી ગધને તે જીરવી ન શક્યો તેના મોમા લાળ ટપકવા લાગી, તે કબાટ પર માથુ પછાડી જોરજોરથી બરાડા પાડવા લાગ્યો. પણ ખાલી બગલામા તેના બરાડા કોઈ સાભળતુ નહોતુ બગલો પણ એની સામે બરાડા પાડવા લાગ્યો

તે માથુ પછાડવા લાગ્યો. અતે થાકીને ત્યા ને ત્યા લોથપોથ થઈ ઢળી પડ્યો !

તેના પર ફરીથી ધૂળના, માટીના, હવાના પર જામવા લાગ્યા ફરીથી ત્યા એક ઢગનો ખડકાઈ રહ્યો હતો !

ㅁ

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

સાતમું : અંક બીજો

સપ્ટેમ્બર : ૧૯૯૬

તંત્રી

રમણલાલ જોશી

**૭૪**



# ઉદ્દેશ


વર્ષ સાતમું　　અંક બીજો　　સળંગ અંક ' ૭૪


## અનુક્રમ　સપ્ટેમ્બર ૧૯૯૬




પ્રકાશક　રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક　રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ ટાઇપસેટિંગ　ઇમેજ સિસ્ટમ્સ, ૧/M, નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯　✆ ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન　ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમાં (એરમેલ) રૂ ૫૦૦, (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય　રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું<br>'ઉદ્દેશ' કાર્યાલય,<br>૨, અચલાયતન સોસાયટી,<br>સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,<br>નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯<br>ફોન નં. ૭૪૫૨૦૨૭, ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧)　વિજય મેગેઝીન વર્લ્ડ<br>૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે,<br>રિલીફ રોડ, અમદાવાદ - ૧<br>ફોન　૫૩૫૪૫૯૯

(૨)　ગ્રંથાગાર<br>પો.બોક્સ નં. ૪૧૯૧<br>ધરણ કૉમ્પલેક્સ(પહેલા માળે)<br>નવરંગપુરા પોસ્ટ ઑફિસ પાછળ<br>અમદાવાદ ૯ ફોન　૪૪૬૦૯૩

(૩)　મેગેઝિન વર્લ્ડ<br>સ્ટેશન રોડ,<br>આણંદ-૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

સપ્ટેમ્બર ૧૯૯૬

सर्वभाषा सरस्वती



# काम एष क्रोध एष

શ્રીમદ્ ભગવદ્ગીતાનો ત્રીજો અધ્યાય 'કર્મયોગ' વિશે છે. શ્રીકૃષ્ણ કર્મનું રહસ્ય બતાવે છે. એમાં જ્ઞાનનું ઉચિત મહત્ત્વ કરે છે. ઇન્દ્રિયોને પોતાના વિષયોમાં રાગદ્વેષ રહેલા હોઈ મનુષ્યે એને વશ ન થવું એમ ભગવાન કહે છે. અર્જુન પ્રશ્ન કરે છે કે તો પછી મનુષ્ય જાણે કે બળાત્કારે અનિચ્છાએ કોનાથી પ્રેરાઈને પાપાચરણ કરે છે? શ્રીકૃષ્ણ જવાબ આપે છે :

*काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।*
*महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥*

રજોગુણમાંથી ઉદ્ભવેલો એ કામ છે, એ ક્રોધ છે. એ અગ્નિની જેમ ભોગોથી તૃપ્ત ન થનારો મહાપાપી છે. એને શ્રેયસ્‌ના માર્ગમાં શત્રુ જાણ. કામ અને ક્રોધથી જ્ઞાન ઢંકાયેલું છે. આ જ સાધકનો શત્રુ છે. કામ અને ક્રોધ કદાપિ સંતુષ્ટ થતા નથી. એ તો हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते – કામનાઓને જેટલી સંતોષવામાં આવે એટલી તે વધે છે. આ કામ અને ક્રોધ તત્ત્વે ભલા ભલા તપસ્વીઓને મોહિત કરી તેમને જ્ઞાનવિમુખ કર્યા છે અને અધ્યાત્મસાધનાથી ક્યાંય દૂર ફેંકી દીધા છે. આ કામતત્ત્વને વશ કરવું કેટલું કઠિન છે તે ગીતાકારે ફરી ફરી ભારપૂર્વક સમજાવ્યું છે: આ અધ્યાયના છેલ્લા શ્લોકની છેલ્લી પંક્તિમાં 'जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्' કામરૂપી દુર્જય શત્રુનો સંહાર કરવાનું ઉદ્બોધ્યું છે.

જોઈ શકાશે કે મન એની અનેક ચાલબાજીઓથી મનુષ્યને અધ્યાત્મમાર્ગથી વિચલિત કરે છે. પ્રત્યેક કામના વખતે મન 'આ એક વાર હું સંતોષી લઉં પછી એનાથી દૂર રહીશ' એવી ભ્રામક દલીલ કરે છે, પણ એ પછી બીજી કામના આવીને ઊભી જ હોય છે! 'આ એક વાર' તે ભારે છેતરામણો પ્રપંચક માર્ગ છે. અગ્નિમાં ઘી નાખતાં જેમ એ વધે તેમ એ વધતી જ જાય છે એટલે ત્યાં જ મચક ન આપવી એ આત્મકલ્યાણનો માર્ગ છે. પણ એ કરવું શી રીતે? આપણાં ધર્મશાસ્ત્રોમાં મનુષ્ય-પ્રયત્ન અને ભગવત્-કૃપા એ બંનેનો મહિમા કરેલો છે. સાધક પોતાની શક્તિ ઉપર મદાર રાખી સફળ થઈ શકતો નથી. ભગવાનની કૃપાથી જ એ શક્ય બને છે અને એ કૃપાનું અવતરણ થાય છે ભક્તિથી. એટલે તો જીવનસાધનામાં સર્વસમર્પણ – પ્રપત્તિ અને પ્રાર્થનાનું મહત્ત્વ છે. એના વડે શક્તિનો સંચાર થાય છે, જે છેવટે કામરૂપી શત્રુ ઉપર વિજય મેળવી આપે છે. સૂરદાસ કહે છે:

*अब मैं नाच्यो बहुत गोपाल*
*काम, क्रोध कौ पहिरि चोलना, कंठ विषयकी माल*
*... ... ...*
*सूरदासकी सबै अविद्या दूरि करौ नंदलाल ॥*

સઘળી અવિદ્યા શ્રીકૃષ્ણ-કૃપાથી જ નિર્મૂલ થઈ શકે છે. એ કૃપાની અભીપ્સા કરીએ.

રમણલાલ જોશી

તંત્રી

**આચાર્ય વિષ્ણુદેવ પંડિતને રાષ્ટ્રપતિ એવૉર્ડ**

આચાર્ય શ્રી વિષ્ણુદેવ પડિતને તેમની સુદીર્ઘ વેદ- સસ્કૃત સેવાઓ માટે રાષ્ટ્રપતિ એવાર્ડ એનાયત થાય છે એ સમાચાર આનદદાયક છે પડિતજીને આ પ્રસગે હાર્દિક અભિનદન અભિવદન

૧૯૮૩મા એમના ગ્રથ 'યજુર્વેદ શતપથ ભાષા ભાષ્ય દ્વિતીય વિભાગ'ની પ્રસ્તાવનામા આ લખનારે લખેલુ આચાર્યશ્રી વિષ્ણુદેવ સાકળેશ્વર પડિતે લગભગ બે તપથી વેદો સેવ્યા છે અમદાવાદમા ગીતામદિર રોડ પર ડાહ્યાભાઈ પાર્કમા આવેલા તેમના મકાનનુ નામ છે 'ઈશાવાસ્ય' જૂના જમાનાની એક પાટ પર વેદવિષયક ગ્રથો અને હસ્તપ્રતોની વચ્ચે પચિયુ અને અગરખુ પહેરેલા પડિતજીને તમે જુઓ સ્વાધ્યાયત્તપની મૂર્તિ સાક્ષાત્ થાય અડસઠ વર્ષની ઉમરે પણ યુવાનના ઉત્સાહથી કામ કરતા આ વેદનિમગ્ન 'બ્રાહ્મણ'નુ દર્શન આહ્લાદકારક નીવડે આપણને થાય કે મકાનનુ નામ 'વેદવાસ્ય' જ રાખવુ જોઈતુ હતુ'

એમના નામની આગળપાછળ વેદશાસ્ત્ર ભાસ્કર', વેદાન્તમનીષી', 'વ્યાખ્યાનદિવાકર, 'વ્યાકરણતીર્થ આદિ અનેક પદવીઓનુ મડળ હોય છે, પણ એક મિશનરીના ઉત્સાહથી તેમણે વેદોનુ સારસર્વસ્વ ગુજરાતીમા સુલભ કરી સસ્કારી પ્રજાની જે ચાહના મેળવી છે એ જ તેમની મોટામા મોટી પદવી છે (વિવેચનની આબોહવા', પૃ ૨૨૮) તે પછી પણ તે સતત કામ કરતા રહ્યા છે આજે ૮૪ વરસની વયે પણ તે એટલા જ સક્રિય છે તેમના આ સમુચિતસન્માનથી સૌ સસ્કારરસિકોને આનદ થશે

**ધૂમકેતુ નવલિકા પુરસ્કાર**

ધૂમકેતુ પરિવાર ને ગૂર્જર પ્રકાશનના સયુક્ત ઉપક્રમે છેલ્લા ત્રણ વર્ષ દરમ્યાન પ્રકાશિત થયેલ નવલિકાસગ્રહને અપાતો પુરસ્કાર ચાલુ વર્ષ સન ૧૯૯૨થી ૧૯૯૪ સુધીના નવલિકાસગ્રહોમાથી ડૉ વિજય શાસ્ત્રીના 'અસારે ખલુ સસારે'ને આપવાનુ નક્કી થયેલ છે હવે પછીના તૃતીય પુરસ્કાર માટે ૧૯૯૩થી ૧૯૯૫ વર્ષમા પ્રકાશિત થયેલા મૌલિક નવલિકાસગ્રહ માટે લેખકો, પ્રકાશકો અને સાહિત્યરસિકો તા. ૧૫ ૯-૯૬ સુધીમા પોતાના સૂચન મોકલે એવી વિનતી ગૂર્જર પ્રકાશન તરફથી કરવામા આવી છે

**વિશ્વ ગુર્જરી એવૉર્ડ**

સુપ્રસિદ્ધ સાસ્કૃતિક સસ્થા વિશ્વ ગુજરી તરફથી ૧૯૯૬ના વિશ્વગુર્જરી ગૌરવ પુરસ્કાર સર્વશ્રી ઇલાબહેન ભટ્ટ, શ્રી નટવર ઠક્કર, અને શ્રી નટવર ગાધીને આપવાનુ નક્કી થયુ છે આ એવૉર્ડ ૧૯૯૬ના ડિસે માસમા ગુજરાતના રાજ્યપાલશ્રીના શુભ હસ્તે એનાયત થશે

**સંસ્કાર એવૉર્ડ**

તાજેતરમા વડોદરામા છેલ્લા ચૌદ વર્ષથી ગ્રથ ગોષ્ઠિ સસ્થા દ્વારા સાહિત્યપ્રવૃત્તિ કરનાર શ્રી કલ્પના – મોહન બારોટને મેઘાણી જન્મ જયતી દિને સસ્કાર એવૉર્ડ અર્પણ કરવામા આવ્યો હતો અભિનદન.

**ભાવનગર સાહિત્ય સભા**

સ્વાતત્ર્યદિને મળેલી ભાવનગર સાહિત્ય સભાની બેઠકમા વિજયરાયવૈદ્યની જન્મશતાબ્દી નિમિત્તે વિવિધ કાર્યક્રમોનુ આયોજન કરવામા આવ્યુ છે, જેમા વિજયરાયના લલિત નિબધોનો સચય, ડાયરીનુ સપાદન વિનાયકની આત્મકથા'ની સવર્ધિત આવૃત્તિનુ અને વિજયરાયના સર્જન-વિવેચનનુ મૂલ્યાકન કરતા સ્મૃતિગ્રથનુ પ્રકાશન વ નો સમાવેશ થાય છે સદ્ગત ગઝલકાર કિસ્મત કુરેશી સ્મૃતિનિધિમા એકઠી થયેલી રૂ ૫૧ હજારની રકમ પણ ભાવનગર સાહિત્ય સભાને સોંપવામા આવી છે જેમાથી દર વર્ષે કિસ્મત સ્મૃતિ દિને ગુજરાતવ્યાપી મુશાયરો યોજાશે

### બાળસાહિત્યનાં પ્રકાશનો મોકલવા બાબત

પ્રસિદ્ધ બાળસાહિત્યકાર અને બાળસાહિત્ય અકાદમીના કન્વીનર શ્રી યશવંત મહેતા જણાવે છે કે ગુજરાતી સાહિત્ય પરિષદે ૧૯૯૪ અને ૧૯૯૫ના બાળસાહિત્યની સમીક્ષાનું કામ તેમને સોંપ્યું હોઈ અને બાળસાહિત્ય અકાદમીએ જયભિખ્ખુ સાહિત્ય ટ્રસ્ટની સહાયથી ૧૯૯૪ અને ૧૯૯૫નાં વર્ષની બાળસાહિત્યની સૂચિ પ્રગટ કરવાનું ઠરાવ્યું હોઈ બાળસાહિત્યના પ્રકાશકો અને લેખકોને તેમનાં નવાં પુસ્તકોની બબ્બે નકલો તા. ૩૦-૯-૯૬ સુધીમાં નીચેના સરનામે મોકલી આપવા વિનંતી છે : શ્રી યશવંત મહેતા, ૪૭ એ. નારાયણનગર, જયભિખ્ખુમાર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭

### હુઝ હુ ઑફ ઇન્ડિયન રાઇટર્સ

સાહિત્ય અકાદમી, નવી દિલ્હી દ્વારા ભારતીય સાહિત્યકારોના પરિચય કોશની નવી આવૃત્તિ તૈયાર થઈ રહી છે. જેમનો પરિચય પહેલી આવૃત્તિમાં આવ્યો ન હોય અને જે સાહિત્યકારોનાં ઓછામાં ઓછાં બે પુસ્તકો પ્રગટ થયાં હોય તેમણે નીચેના સ્થળેથી પત્ર લખી ફૉર્મ મંગાવી તાત્કાલિક ભરી મોકલવાનું જણાવાયું છે.

(૧) સેક્રેટરી, સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫ ફિરોજશાહ રોડ, નવી દિલ્હી–૧૧૦ ૦૦૧

(૨)) ભોળાભાઈ પટેલ, ૩૨, પ્રોફેસર્સ કૉલોની, નવરંગપુરા, અમદાવાદ—૩૮૦ ૦૦૯

### મેઘાણી શતાબ્દી પ્રકાશન-યોજના

કવિ ઝવેરચંદ મેઘાણીની જન્મ શતાબ્દી ૧૭ ઑગસ્ટ '૯૬થી તા. ૧૭ ઑગસ્ટ '૯૭ સુધી રહેશે. એ અવસરે લોકમિલાપ ટ્રસ્ટ તરફથી ૧૭મી ઑગસ્ટે 'ઘોળી ઘોળી પ્યાલા ભરિયા' નામનો મહેન્દ્ર મેઘાણીએ સંપાદિત કરેલો ગ્રંથ પ્રગટ થયો છે. મોટા ડેમી કદનાં ૫૦૦ પાનાંના આ ગ્રંથની કિંમત માત્ર રૂ. ૮૦ રાખવામાં આવી છે. આ અને અન્ય ગ્રંથો યોગ્ય વળતરથી મેળવવા માટે નીચેના સરનામે સંપર્ક કરવાનું જણાવાયું છે: લોકમિલાપ ટ્રસ્ટ, સરદારનગર, ભાવનગર—૩૬૪ ૦૦૧

### ઉદ્દેશ'ના છેલ્લા ત્રણ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | ડૉ. ભારતીબહેન શેલત | અમદાવાદ |
| ૨. | શ્રી અઝીઝ ટંકારવી | અમદાવાદ |
| ૩. | શ્રીમતી માલતી પરીખ | મુંબઈ |
| ૪. | શ્રી કિરીટભાઈ શેલત | અમદાવાદ |
| ૫. | શ્રી ચંપકભાઈ એસ. ઠક્કર | અમદાવાદ |
| ૬. | શ્રી વિભાબહેન હિરેન પંડિત | અમદાવાદ |
| ૭. | પ્રા. ડૉ. આનંદ પુરુષોત્તમ માવળંકર | અમદાવાદ |
| ૮. | શ્રીમતી એન. સી. ગાંધી ઍન્ડ બી. વી ગાંધી મહિલા આર્ટ્સ/કૉમર્સ કૉલેજ | ભાવનગર |
| ૯. | ડૉ. હિરેન પંડ્યા | સૂરત |
| ૧૦. | શ્રીમતી સદ્‌ગુણા સી.યુ. આર્ટ્સ કૉલેજ ફૉર ગર્લ્સ | અમદાવાદ |
| ૧૧. | શ્રી મનોહર ત્રિવેદી | ઢસા જંકશન |

# મેઘાણી સંપાદિત 'સોરઠી ગીતકથાઓ' : વિ/દગ્ધ પ્રણયની માધુરી...

લાભશંકર પુરોહિત

ગઈ સદીની છેલ્લી પચ્ચીશીથી આ સદીની પ્રથમ પચ્ચીશી દરમ્યાન, જુદા જુદા સાહિત્યરસિકો દ્વારા લોકરૂઢ વાર્તાઓ ગીતો, દુહાઓને લગતા નાનામોટા સચયો આપણે ત્યા પ્રકાશિત થતા રહ્યા હતા એટલે લોકસાહિત્યના પ્રકાશન પ્રસારણની પ્રવૃત્તિના પ્રારભક તરીકે ભલે મેઘાણીનુ નામ ન મૂકી શકીએ પરતુ સાહિત્યિક સમજ ઊગ્યાની પળથી જિંદગીની આખર ક્ષણ સુધીના લગભગ અઢી દાયકા દરમ્યાન લોકકથા, લોકકવિતાના સશોધન, સગ્રહ સપાદનની અઢળકતા, ખાસ તો લોકસાહિત્યના નોખા નોખા આવિષ્કારોના સૌન્દર્યમર્મોનો રસાત્મક સાક્ષાત્કાર કરાવી રહે એવી એમની પોતીકી કંઠ્ય પ્રસ્તુતિ(performance)ની અનવરત આસ્વાદપ્રવૃત્તિને કારણે મેઘાણીનુ નામ આપણા સાહિત્યજગતમા, લોકસાહિત્યના પર્યાયરૂપે થપાઈ ગયુ ' મેઘાણીના આસ્વાદલક્ષી વ્યાખ્યાનો ને વિવેચનોએ જ લોકસાહિત્યમા રહેલી પારાવાર રસછટાઓને પ્રભાવક રીતે ખુલ્લી કરી આપી એમની આ વાણીચર્યાને પ્રતાપે, લોકસાહિત્ય પ્રત્યેની ઉન્નત ભ્રૂ શિક્ષિતોની સૂગ શિષ્ટ સાહિત્યિકોનો અણગમો ને જેના જીવનની અકૃતક અભિવ્યક્તિસપદારૂપે એનુ અસ્તિત્વ હતુ એ ખુદ લોકસમાજનો લઘુતાગ્રથિથી પ્રેરાયેલો તુચ્છતાભાવ આ બધા વલણો એકસામટા લોપ પામ્યા લોકસાહિત્ય પ્રત્યેના એમના તીવ્ર અભિનિવેશપૂર્વકના — છતા ઊંડી સૂઝભર્યા — લગાવ અને પૂર્ણસમર્પિત (missionary) નિષ્ઠાના કારણે જ આપણા સાહિત્યક્ષેત્રમા લોકસાહિત્યને સ્વીકૃતિ મળતી થઈ બીજી તરફ પત્રકારિતાના યોગે કવિતા, નવલકથા ટૂંકી વાર્તા વગેરે સાહિત્યપ્રદેશોમા એમના વિચરણ વિલસન કીર્તિમત સફળતાને વરતા રહ્યા હતા છતા પોતાની સકલ શબ્દપ્રવૃત્તિમા પ્રથમ ને પરમ સ્થાન તો એ લોકસાહિત્યના અક્ષરકાર્યને જ આપે છે ઉમાશકર જોશી પરના પત્રમા લખે છે મારુ ઇતર લેખન જરૂર ભલે ભૂસાઈ જાઓ હુ ફક્ત એકલા લોકસાહિત્યનુ નામ લઈને ઊભો રહીશ મારે બીજી કોઈ પ્રતિષ્ઠા જોઈતી નથી લોકસાહિત્યની એક જ કલગી બસ છે

લોકસાહિત્ય થકી જ સાર્થકતા ને ઇતિકર્તવ્યતા કબૂલનાર આવા લોકમનોરથી દ્વારા વિવિધતા ને વ્યાપકતા ધરાવતી જે અઢળક મૂડી સઘરો પામી એ પણ એમના ઓરતાને, ધરવ થયાના ઓડકારનો આનદાનુભવ કરાવે એવી ને એટલી માતબર છે લગભગ આઠસોની સખ્યાને આબી જતા લોકગીતોના દશ સચયો લોકજીવનના બહુરગી મૂલ્યોને ઉપસાવતી કથાઓના સોળ સચયો ઉપરાત, સશોધન સપાદન, વિવેચનને લગતા નવ જેટલા ગ્રથો તો લટકામા' માત્ર પચ્ચીશ વરસની સાહિત્યિક કારકિર્દીમા નકરા લોકસાહિત્યના જ પાત્રીશ પુસ્તકો એમના નામે બોલે છે એટલુ જ નહિ આ પુસ્તકોની સાત સાત કે આઠ આઠ આવૃત્તિઓ ઉપરાઉપર પ્રકાશિત થતી રહી. (અને એ પણ સરકારી કે સાહિત્યોત્તેજક સસ્થાઓના અનુદાનમૂલ આશરાધરમના અભાવવાળા દેશકાળમા') આ ઘટના મેઘાણીની શબ્દપ્રવૃત્તિની કેવળ લોકપ્રિયતા જ નહિ લોકપ્રભાવ ને વ્યાપનશીલતાની પણ દ્યોતક ગણવી રહે

*

મેઘાણીના લોકસાહિત્યવિષયક પુસ્તકોમા સોરઠી ગીતકથાઓ વિશિષ્ટ કારણોસર અલગ તરી આવે એવી ચોપડી છે સૌરાષ્ટ્રની રસધાર ના મણકાઓમાની લોકકથાઓ કે 'રઢિયાળી રાત'માના કથાગીતો/રાસડા કરતા, આ ગીતકથાઓની ગૂથણી નિરાળી ઢબની છે રસધાર માની વારતાઓ ઐતિહાસિક વા લોકરૂઢ કથાનકની ઓથે તળપદા

મૂલ્યોને ઉપસાવે છે; પણ એમાંના ભાવ ને ભાષાનો સમગ્ર પ્રપંચ લોકોત્થ હોવા છતાં અંતર્ગત વર્ણનો કે કથોપકથનના વણાટ અને મરોડોમાં લેખકનો નિજી શૈલીસ્પર્શ વરતાઈ આવે છે. આ કારણે એ વારતાઓ નિતાન્ત 'લોક'વસ્તુ રહેતી નથી. બીજી તરફ, 'રઢિયાળી રાત'માંનાં 'પાતળી પરમાર્ય', 'મોટાં ખોરડાં', 'સોનલ ગરાસણી' જેવાં કથાગીતોમાં સઘન ને સાંદ્ર ભાવસંવેદનના કેન્દ્રની આજુબાજુ, ક્રમિક વિલસન ને અંતિમ પરિણતિમાં વેધક ચોટ સાધી આપતું, ખૂબ પાતળું કથાપોત વણાતું જાય છે. મોટે ભાગે કરુણ-ગંભીરને ઘૂંટતા લોકઢાળોમાં એ ગીતો સાદ્યંતપણે વહેતાં રહે છે. જોકે એ ગીતો પણ, ઘટનાના પૂર્વાપર ક્રમને આછો-પાતળો ધબકતો રાખીને, ભાવવ્યંજક સેરને સાચવીને ચાલે છે. જ્યારે 'સોરઠી ગીતકથાઓ'માંની કૃતિઓનો રચનાબંધ તો સાદ્યંત ને સતત વહેતી દુહા-સાંકળીથી જ સાકાર થાય છે.

એટલે, આ ગીતકથાઓ હાડ અને હાર્દ – બન્ને બાબતમાં, લોકવારતાઓ ને કથાગીતો કરતાં નોખી પડી આવે છે. ઓછીવત્તી સંખ્યાના દુહાઓની અખંડ શૃંખલાથી ગૂંથાઈને પ્રસ્તુત થતી આ રચનાઓમાં સંપાદકની કામગીરી તો કેવળ સંકલનકાર તરીકેની રહે છે. લોકકંઠમાં જીવતી આ વારતાઓના જે અને જેટલા દુહાઓ ચલણમાં ટકી રહ્યા ને સંપાદકને સુપ્રાપ્ય બન્યા એની વીણણી કરીને, ભાવ-ક્રમવર્તી રસસંકલના એમણે સાધી આપી છે. આ કારણે અહીં પ્રત્યેક ગીતકથાનો દુહાપટ લાંબો-ટૂંકો રહ્યા કરે છે. 'સોન-હલામણ'માં ૯૩ દુહાઓ છે; જ્યારે 'પીઠાત-વેજલ'માં માત્ર નવ દુહા છે. તો વળી, 'કમો-વીકોઈ'માં અગિયાર છે. 'મેહ-ઊજળી' અને 'ઢોલા-મારુ'માં પચાસને આળેગાળે દુહાઓ છે. બાકીની રચનાઓમાં પચ્ચીશ-ત્રીશની આસપાસની સંખ્યાના દુહાઓ છે, આ કારણે, 'સોન-હલામણ', 'મેહ-ઊજળી' કે 'શેણી-વિજાણંદ'ની દુહાકથાઓ નાયિકાના પ્રણયસંવેદનનાં ભાવબલિષ્ઠ સ્થિત્યંતરોનાં જે તીવ્ર આવેગભર્યાં ને વેધક-વ્યંજક કાવ્યબિંબો ઉપસાવે છે એને મુકાબલે 'પીઠાત-વેજલ' ને 'કમો-વીકોઈ'ની દુહાકથાઓમાં આપણને ઓછપ લાગે છે. જોકે, વિલક્ષણ દાંપત્યની એ બન્ને કથાઓમાં ઘટનાનો વેગ તો ઉગ્ર ને ઉદ્રેકપૂર્ણ ભાવાવેશની શક્યતાઓથી સભર છે જ; પણ ઉત્કટ ભાવાવેશની પટ્ટાબાજીના દ્યોતક દુહાઓ અપ્રાપ્ય રહ્યા હશે.

ઘેરા ને ઘાટા પ્રણયરંગને ઘૂંટતી, ક્વચિત્ ધગધગતા નારીગૌરવનો તિખારો દાખવતી આ દુહા-કથાઓના આંતરવણાટમાં સંપાદક મેઘાણી તો સર્વથા બહાર જ રહે છે. દુહાગત ભાવવ્યંજના કે રસસંકેત પામવામાં વાચકને ઘટનાગત વસ્તુઅંતરાય ન નડે એવા હેતુથી પ્રત્યેક વાર્તાની શરૂઆતમાં ટૂંકો કથાસાર, આવશ્યક ભૂમિકારૂપે આપ્યો છે; મહીં આવતા અપરિચિત શબ્દપ્રયોગો કે પદ્યાન્વયને પૂરા ઉકેલવામાં અગવડ ન પડે એ માટે દુહાતળે કૌંસમાં એની અર્થગ્રાહી સમજૂતી પણ ટાંકી છે, તો વળી, પાઠાંતરો મળતાં હોય ત્યાં પાદટીપમાં એને પણ ટપકાવે છે. પણ આ બધું દુહાકથાની કાવ્યસંકલનમાં ક્યાંય કલમક્ષેપ કરતું નથી. એકંદરે, સંપાદકનો આશય, બહારની, ખુદ પોતાની પણ, કશી દખલગીરી વગર ભાવક પંડ્યે જ, મૂળ દુહાઓમાં સંભરેલી કવિતાનો સીધેસીધો ભાવનસંપર્ક પામી શકે એ માટે જરૂરી સોઈ કરી આપવાનો રહ્યો છે. એટલે, કથાસાર, સમજૂતી કે પાઠાંતરો આ કામગીરીમાં સહકારી નીવડે એવી ઉપ-યુક્ત સામગ્રી છે; વિ-નિયુક્ત વસ્તુરૂપ નથી. મેઘાણી પોતે પ્રવેશકમાં નોંધે છે તેમ, "આ સંગ્રહ મુખ્યત્વે કાવ્યરસિકોને માટે તથા અભ્યાસીઓને માટે જ કર્યો છે... દુહાઓની કવિતામાં અને દુહામાં ભરેલી લોકભાવનાઓનાં સાચાં મૂલ ઉકેલાય" અને સાહિત્યરસિકો, "મારી કલમની સૃષ્ટિને નહિ પણ જૂની લોકસાહિત્યની પૂંજીને પિછાને તે મારો આશય છે." આમ, આ ગીતકથાઓનું સંપાદન મુગ્ધ વાર્તાશોખીનોને નહિ, પણ વિદગ્ધ કાવ્યરસિકોને નજર સામે રાખીને થયું છે. આ કારણે, કથાનક તો અહીં કેવળ ઓઠું છે; દુહાઓ માટેનું ઉત્પ્રેરક આલંબન માત્ર છે. રચનાઓની આસ્વાદ્યતા ને આકર્ષણ તો એમાં અવતરેલા દુહાઓમાંથી પ્રગટતી ધ્વનિસભર

ભાવમુદ્રાઓ, પાત્રમિજાજો, વર્ણન, કથન કે સવાદોક્તિમા આછા લસરકાથી અકાતા અલકરણો, કલ્પનો, મિતાક્ષરિ ચિત્રાકનો, ને વર્ણવિન્યાસ કે નાદલયના અનુરણન-નર્તનમાથી સાકારાતી અવાચ્ય અર્થદ્યુતિ જેવી રસવિધાયક કાવ્યસપદાઓ છે શબ્દાતરે કહીએ તો, સ્વયપર્યાપ્ત કાવ્યવાહન તરીકે દુહાપ્રકારની અભિવ્યક્તિક્ષમતાને રસવહનની ગુજાશ કેવી ને કેટલી છે એનો પૂરો અણસાર પણ મળી રહે એવી મકસદ આ સપાદન પાછળ રહી છે

બીજી બાબત એ પણ ધ્યાનમા રાખવી રહે કે વસ્તુકાર્યના અકોડા ને મિજાગરાની સમૂળગી હકાલપટી દાખવતી આવી સકલનાશિથિલ રચનાપ્રકૃતિ આપણને એટલે કે અતિશિષ્ટ નગરભાષીઓને જરૂર અધ્ધરતાલ ને વિસ્મયકારી લાગે પરતુ આપણી તળપદી લોકપરંપરામા તો આ અતિખ્યાત કથાનકોનુ આખ્ખુ ને આખ્ખુ ઘટનાચક્ર પાત્રોના સરનામા ને ભૂગોળ સમેત, કંઠોપકઠ ધારાએ અકબધ સચવાઈ રહેતુ એ તળસમાજને માટે તો આ કથાનકો હૈયાવગા ને સ્મૃતિવગા જ હતા. એટલે આ દુહાઓને લલકારતી કે સાભળતી વેળા, દુહાસબદ્ધ આખોયે ક્રિયાપરિસર એમને તો પ્રત્યક્ષવત્ હોય એ સ્થિતિમા, દુહાના કંઠોદ્ભૂત કે કર્ણોપવિષ્ટ કેવળ બે ચરણો જ નહિ, એની આગળના ને પાછળના ભાવતતુઓને ઢબૂરતી કાર્યસાતત્યની તમામ કડીઓ ભીતરમા રણઝણી ઊઠતી હોય છે અને એમ દુહાઓની ગઠાતી આ સાકળ, એના આતરિક કાર્યવસ્તુની અખિલાઈ ને અર્થબોધની સલગ્નતાને પણ સાચવતી રહે

*

સવિધાનપ્રકૃતિની વાત આટલેથી પતાવીને આપણે આ દુહાકથાઓની વિષયપ્રકૃતિ પરત્વે પણ અછડતી નજર કરી લઈએ અહીં ગ્રથસ્થ તેર કૃતિઓમાથી મોટા ભાગની રચનાઓ પ્રણયવૈફલ્ય કે પ્રણયવિલોપનને કેન્દ્રમા ધારે છે 'કમો-વીકોઈ' અને 'પીઠાત-વેજલ' આ બે રચનાઓમા નારીના શીલ અગે પતિના મનમા જાગતો સદેહ, અને એનાથી છછેડાઈને આત્મગૌરવને અનુસરતો રસ્તો અખત્યાર કરતી નારી આવી બાબત હાર્દમા રહી છે જ્યારે, 'સોન હલામણ', 'મેહ-ઊજળી', 'શેણી વિજાણદ', 'રાણો કુવર', 'નાગ-નાગમદે', 'રતન ગિયુ રોળ', 'લોડણ ખીમરો' આ બધી ગીતકથાઓમા પ્રણયદગ્ધ યુવાન હૈયાનો ધખધખાટ ઊભરે છે સામાજિક રૂઢિ, પારિવારિક આમન્યા કે પુરુષની પોચટતાને કારણે દાપત્યસિદ્ધિથી વેગળા રહી જતા નાયક-નાયિકાના મર્માન્તક વિયોગનો કરુણ ઉપશમ-આવો લગભગ સમાન સૂર આ કથાઓમાથી ઊઠ્યા કરે છે અપવાદરૂપ રહે છે 'મારુ ઢોલો' અહીં નાયક નાયિકાના મેળાપનો સુખાત દર્શાવાયો છે

આ પ્રણયકથાઓની તાસીર એવી છે કે એમા પ્રીતિના બીજાકુરણની વેવલી મુગ્ધતા અને પ્રણયોપચારના સુષ્ઠુસુષ્ઠુ ભાવવિલાસોના માર્દવને મુદ્દલ જગ્યા નથી અહીં તો મધ્યકાળના લોકજીવનમા સહજપણે પ્રત્યક્ષ થતા ઉલ્બણ રાગાવેગ, પ્રગલ્ભ કામોદ્દીપન, ક્વચિત્ ઉઘાડો શરીરરાગ પણ વ્યક્ત થતો રહે છે તો વિધિપ્રેરિત વિયોગની અવસ્થામા પરિત્યાગ વા અવહેલનાની ભાવસ્થિતિમા, વલોવી નાખે એવી છટપટાહટ, ખટકો, કણસાટ, વીધી નાખતો ડખ, સદેહજન્ય આક્રોશ, અમર્ષ કે મૃષાકોપ બેવફાઈની ભર્ત્સના ને દઝાડનારા ઉપાલભ વિહ્વળતા ને તલસાટ આવી આવી ભાવમુદ્રાઓના મિતાક્ષરી ને લાઘવભર્યાં દુહાકનો પ્રચુર માત્રામા જોવા મળે છે એટલે, આ ગીતકથાઓનુ કામણ એ જે ઘટનાપીઠ પર ઊભી રહે છે તે પ્રણયદગ્ધ યુગલોના પ્રીતિવૃત્તાતમા નહિ પણ રચનારીતિ માટે અપનાવાતા દુહાબધ દ્વારા પ્રણયદાઝની વેદનાને જે રીતે શબ્દાયિત કરે છે તે કવિતાપ્રપચમા રહ્યુ છે કેવો છે આ કાવ્યપ્રપચ?

*

આપણી લોકપરપરામા વ્યાપકપણે 'દુહા' તરીકે ઓળખાતા દોહરા ને સોરઠા ઉપરાત ભાવને ભીંસટમા લેવા કે લસરતો રાખવા માટે દુહાબધને પાચ ચરણ સુધી વિસ્તારીને, અતે પ્રથમ ચરણની

પુનરુક્તિથી દોઢ વાળીને ભીડો મારવાની તરકીબ દાખવતા 'છ-કડિયા' દુહાનો ક્વચિત્ વપરાશ આ ગીતકથાઓમાં થયો છે. કેવળ બે ચરણોનું ટૂંકું માપમાન ધરાવતો દુહો, અભિવ્યક્તિના સ્વયંપર્યાપ્ત એકમ તરીકેની અજબ ક્ષમતા દાખવતો હોય છે. સરલ-તરલ સૂક્તિગ્રથન; સદ્યગામી, પારદર્શી ને ચોટદાર ઉક્તિસંકેત; મિતાક્ષરી ને કલ્પનરસિત ચિત્રાંકન; વર્ણ/શ્રુતિની આવર્તિત સહોપસ્થિતિ દ્વારા ઘૂંટાતાં લયઆંદોલનો ને નાદગુંજન : દુહાપ્રકારની આ સૌ શક્યતાઓની અજમાયશ અહીં જોવા મળે છે. વિશેષ ખાસિયત તો એ નોંધવી પડે કે આ દુહાઓ, કાગળ પરથી ઊઠીને કંઠની સ્વરલહરીઓમાં ઊડવા લાગે ત્યારે ચરણોના અંતરાલમાં સાંધણરૂપે ઉમેરાતાં અર્થપૂરક સંયોજકો, ને ચરણાંત શ્રુતિના વિલંબિત સ્વરવિસ્તારથી નિષ્પન્ન થતી ઘૂંટનું અનુરણન – આ બે કંઠિલ કરામતો દુહાગત ભાવને, વ્યંજનાના અવાચ્ય સ્પર્શ ને આછી આછી ભીનાશની છાલકથી કોઈ ગૂઢ ને રહસ્યમય સૌન્દર્યલોકની સૃષ્ટિમાં મૂકી દે છે. પણ આ બાબતની પ્રતીતિ માટે તો કાગદી શબ્દાવરણને એક કોર મેલીને, દુહાના પ્રયોગપરક (performing) કંઠ્યપટમાં જ કૂદવું પડે !...

દુહાસાંકળીઓ, અહીં, નિરૂપણ પરત્વે ત્રિવિધ સપાટી પર વિચરતી દેખાશે : અદૃષ્ટ કથક દ્વારા પાત્ર/પરિસ્થિતિનાં અંકાતાં વર્ણનો; પાત્રની એકાંતિક આત્મોક્તિ કે કથન; નાયક/નાયિકાના પરસ્પર ઉદ્દિષ્ટ સંવાદોક્તિ, વર્ણન, કથન વા સંવાદ – અર્થવેધ તો એણે માત્ર બે જ ચરણમાં આટોપવાનો ! લાઘવની અતિસંયતતાને કારણે ઉક્તિના લંબાણને તો અવકાશ જ ક્યાંથી રહે? આ સ્થિતિમાં બળૂકાં કલ્પન; સામસામે તોળાતાં એકપદી (oneword) કાવ્યબિંબો; સાદૃશ્યમૂલક અલંકારોની આછી છાંટ, ને લયવાહી નાદાત્મક વર્ણવિન્યાસ જેવાં કાવ્યોપકરણો વધુ માફક આવે. ઉચ્ચારણકાકુઓના વિધવિધ મરોડો ને તિર્યક્ ઉક્તિવિધાન દ્વારા લક્ષણા ને વ્યંજનાનું પ્રવર્તન પણ ઠીક ઠીક રહેવાનું. આવી બહુવિધ કાવ્યસામગ્રી અહીં કયા પ્રકારે વ્યાપારવતી બને છે એનાં નમૂનાદાખલ થોડાંક દૃષ્ટાંતો ગીતકથાઓમાંથી જ વીણીને ઉકેલીએ.

નાયક/નાયિકાના અભિધાનસંકેત, સૌન્દર્યવર્ણન; વિપ્રલંભના વિવિધ સંચારી ભાવોનું આલેખન; સંકુલ મન:સ્થિતિની અકળામણના ઉદ્ગારો; પરિસ્થિતિનું તાદૃશ અંકન — નિરૂપણની કોઈ પણ કાવ્યાવસ્થા હોય; પરંતુ સમ/વિષમ વર્ણોનાં સહોપસ્થિત આવર્તનોથી બંધાતાં અનુપ્રાસમૂલક શ્રુતિમંડલો, ને એનાથી ગોરંભાતા નાદ-લયની જુગલબંદી : આ દુહાઓમાં વ્યાપકપણે ગોચર થતી કાવ્યતરકીબ છે. ભાવબોધ કે અર્થસંકેતનની વેધક ચોટમાં અધઝાઝેરો હિસ્સો તો આવા અનુપ્રાસો કે વર્ણસગાઈનાં વસાણાંનો હોય છે. સાંભળો, કાન દઈને, આ દુહાઓ :

(૧) *હલામણની હડતાળ, આંગળીએ ઊઘડે નહિ;*
*કૂંચીયું વિનાનાં કમાડ જડી હાલ્યો તું જેઠવા!*
'સોન-હલામણ'

ઉપલક નજરે તો અહીં 'હ', 'ડ', 'ળ' જેવા કઠોર વર્ણો ને 'ક', 'જ'ની પુનરુક્તિનો પરચો જ દેખાશે. પરંતુ વર્ણયોજનાને બારીકીથી સાંભળતાં શ્રુતિ સામ્યની કેટલીક ખૂબીઓ કળાઈ આવે છે. પ્રથમ ચરણના પૂર્વાર્ધનાં બન્ને ચતુરક્ષરી પદો 'હલામણ', 'હડતાળ'માં આરંભિક 'હ'શ્રુતિ; બન્નેમાં દ્વિતીય શ્રુતિઓ તરીકે અનુક્રમે 'લ' અને 'ડ'; તથા અંતિમ શ્રુતિઓ, અનુક્રમે 'ણ' ને 'ળ'નું ઉચ્ચારણગત ઢૂંકડું સગપણ કાને અથડાયા વગર નહિ રહે. જ્યારે પ્રથમ ચરણના ઉત્તરાર્ધનાં બન્ને અનંત્ય પદો 'આંગળીએ', 'ઊઘડે'ની આરંભિક શ્રુતિઓ સ્વરમૂલક છે; તો અંત્ય 'એ'થી આવરિત થતી બન્નેની તૃતીય શ્રુતિઓ 'ળ' ને 'ડ'નું ઉચ્ચારણસામ્ય પણ નોંધવું જોઈએ. બીજા ચરણના પૂર્વાર્ધના પ્રથમ અને ત્રીજા પદમાં આરંભિક 'ક'; અને ઉત્તરાર્ધના પ્રથમ/અંતિમ પદમાં આરંભિક 'જ'નાં આવર્તનોથી વર્ણવિન્યાસની તરેહ બંધાતી પ્રતીત થશે. હલામણના અવસાનને લીધે, સોનના જીવનમાં ફરી વળેલી એકાકી શૂન્યતાના ઘેરાપણાને વ્યંજનાની ધારથી તરાશતી, નાયક પ્રત્યેની નાયિકાની આ સંબોધનોક્તિમાં ઉપયુક્ત પદોની સાભિપ્રાયતા ને

સન્નિધિ પણ એવી જ કાવ્યપોષક નીવડતી લાગશે ઉલામણના આકસ્મિક મૃત્યુને કારણે મારા ભાગ્યના હાટને એવા તાળા લાગી ગયા છે કે કોઈ માનવીની આગળીથી તો એ ઊઘડી શકે તેમ નથી, કેમ કે તાળાકૂચીથી નહિ, પણ ઠામૂકા બારણાં જ જડી દઈને તુ હાલી નીકળ્યો છે, જેઠવા ' — આવા આશયને ધારતી આ દુહાપક્તિઓમાના વ્યજક પદોનુ સરચનાગત વિધાન (composition) પણ વિલક્ષણ તરેહ ઉપસાવે છે પ્રથમ/બીજા ચરણોના પૂર્વાર્ધોમા અનુક્રમે 'હડતાળ' અને 'કમાડ' કર્તાપદોનુ લબરેખીય (vertical) સન્નિધાન પ્રથમ ચરણના ઉત્તરાર્ધ ને બીજા ચરણના પૂર્વાર્ધના આરભિક કરણ પદો અનુક્રમે 'આગળી' અને 'કૂચીયુ'નું તિર્યક્ (transverse) સન્નિધાન અને પ્રથમ/બીજા ચરણોના ઉત્તરાર્ધમાના આખ્યાતિક પદો, અનુક્રમે 'ઊઘડે' અને 'જડી'નુ સ્થાનવ્યત્યયમૂલ સન્નિધાન આવા ચમત્કૃતિભર્યા સન્નિધીકરણો, સરચનાની આકર્ષક તરેહ નિષ્પન્ન કરતા લાગશે

બીજો દુહો 'મેહ-ઊજળી'માથી સાભળીએ

(૨) _બાળોતિયાના_ _બળેલ_, (અમે) _ઠાઠડીમાય_ _ઠરિયા_ નહિ,
*તરછોડ્યા કા _તમે_ (આજ) _જામોકામી_ _જેઠવા_'*

પ્રથમ ચરણના પૂર્વાર્ધમા બ' ને 'ળ ઉત્તરાર્ધમા 'ઠ'ના ત્રણ આવર્તન ને અતિમ ચરણમાના જ', મ'ના આવર્તનો કાન પર ઝિલાયા? સામાન્યત શબ્દાલકારના સપાટી પરના નાદાત્મક અનુરણનના શ્રુતિગુણને કારણે આપણે પ્રાસમૂલક વર્ણયોજનાને ગભીરપણે લેતા નથી પ્રયત્નસાધિત ને કૃત્રિમ *વર્ણાનુપ્રાસ તો સસ્તી કરામત છે એટલે કવિતાનો* અપકર્ષ કરે એ સ્વીકારીએ તોપણ અનાયાસ ને સહજપણે પદનિબધનમા તદાકાર બનીને ચમત્કૃતિનો અનુભવ કરાવતી પ્રાસાત્મક શ્રુતિતરેહોને કેમ અવગણી શકાય? આ દુહાની પ્રથમ પક્તિ એની પૂરી પ્રતીતિ કરાવશે જન્મ અને મૃત્યુ બે અતિમ બિંદુ વચ્ચેની આખીયે જીવનયાત્રા દરમ્યાન વાત્સલ્ય કે સ્નેહનો શીતળ સ્પર્શ જ ન સાંપડ્યો એ ખટકાનો મિતાક્ષરી છતાયે અતિવેધક કાવ્યબોધ આ દુહો કેવી વર્ણચમત્કૃતિથી વ્યજિત કરે છે ' પ્રાસરગી છતાયે અતિ લાઘવયુક્ત ને અર્થઘન 'બાળોતિયાના બળેલ'નુ અર્ધોક્તિનિષ્ઠ કલ્પન, વાત્સલ્યવચિત બચપણને, તથા 'ઠાઠડીમાય ઠરિયા નહિ' એવી પ્રાસમડિત વાક્યોક્તિમાનુ કલ્પન, સ્નેહના સર્વથા અભાવથી શૂન્યવત્ જીવનની આખર અવસ્થાને જેટલા સામર્થ્યપૂર્વક ને કાવ્યાત્મક તરીકાથી સકેતિત કરે છે એવા રસોત્કૃષ્ટ કલ્પનબધ બહુ જ ભાગ્યે સાપડે માના અવસાનને કારણે વાત્સલ્યના સ્પર્શવિહોણા બચપણમાથી જ સ્નેહના અભાવની જે બળતરા જાગી તે છેક જીવનના અતપર્યન્ત, પ્રિયતમના સ્નેહની અપ્રાપ્યતાને કારણે ઓલવાણી જ નહિ એવી દાહક વેદનાની ધખધખતી ચીસ આથી વધુ સમર્પક કઈ રીતે વ્યક્ત થઈ શકે?

વર્ણસઘટના દ્વારા કાવ્યાર્થને ઉજાળતો એક દુહો 'રાણક રા'ખેંગાર'માથી ટાકુ છુ

(૩) _પુહવી_ _પાણી_ પાય, એને _ઘડે_ _ઘી_ _ઘુટાવીએ_
*(મારા) કુપળડા કરમાય, _રોષ_ _રાણકદેવના_*

પ્રથમ અર્ધચરણમા 'પ બીજામા ઘ', ત્રીજામા ક', ચોથામા ર' વર્ણએકમોના આ અકૃતક આવર્તનો પ્રાસગુણના અનુરણનથી જ દુહાને સાદ્યત નાદમડિત કરી મૂકે છે એ તો ખરુ, પણ એનુ નાદમાધુર્ય અનુભવવા મળે છે તો એમાની વિલક્ષણ શ્રુતિતરેહને કારણે દુહાના બન્ને ચરણોના બબ્બે પૂર્વાર્ધ/ઉત્તરાર્ધ મળીને થતા ચારે અર્ધચરણોનુ પદવિધાન જોયુ? પૂરી માત્રિક અદબ જાળવીને ચાલતા પ્રથમ પક્તિના ત્રિપદી અર્ધચરણો ને બીજી પક્તિના *દ્વિપદી અર્ધચરણોની ગોઠવણ એવી છે કે દરેક* અર્ધચરણની પદઘટનામા પ્રત્યેક પદની આરભિક શ્રુતિની સમરૂપતા જ ધ્વનિત થાય ' દુહાનો સદર્ભ તો છે તરસથી વલવલતા પોતાના બાળપુત્રને પીવા માટે અજલિભર પણ પાણી કોઈ આપે એ માટે વાત્સલ્યવિહ્વળ કાકલૂદી કરતી રાણકદેવીનો અતિશય તૃષાતુર પુત્રની તરસ છીપે એ માટે ખોબો પાણી પાનારને, ઘડે ઘડે ઘીના ઘૂટડા ભરાવીશ – એવા આરત ભર્યા પ્રત્યુપકારવચનમા, ને બાલપુત્રની

મસૃણતા, અતિકોમળતાના અર્થસંકેતન માટે 'કુંપળડાં', 'રોપા' જેવાં અલંકારપ્રયોગમાં દુહાની લાઘવી સર્ગમુદ્રાનો હૃદ્ય પરિચય અવશ્ય સાંપડે. હજી ઊંડા જઈશું ? 'પહલી'/'ઘડો'; 'પાણી'/ 'ઘી'; 'પાવું'/ ઘુંટાવવું' (ઘૂંટડા ભરાવવા) – પાત્ર, પેય અને પ્રક્રિયાનાં આ સન્નિધીકરણોમાં ભાવપરિમાણનું તુલનાત્મક ચડિયાતાપણું જે સહજક્રમે રચાઈ જાય છે એમાં તો ઉક્તિનો બલિષ્ઠ કાવ્યોદ્રેક પ્રતીત થાય છે.

વર્ણઘોષનો — ને સાથે સાથે અર્થધ્વનનનો પણ — અનુભવ કરાવતો હજી એક દુહો સાંભળશું?

(૪) *<u>ભીં</u>સાના <u>ભાં</u>ગેલ <u>ભાંભ</u>ળ જ<u>ળ</u> <u>ભા</u>વે નહિ,*
*<u>ઘે</u>ર્યને લઈ <u>ઘૂ</u>ને, સેં<u>જળ</u> પીંયે સૂરના!*

'સૂરનો હેમીઓ'

લાંબી લપ કર્યા વગર, 'ભ', 'ળ' ને 'ઘ'નાં આવર્તનો તરફ જ ઇશારો કરી, દુહો જે ભાવ ને ભૂમિમાંથી ફૂટે છે એ લોકપરિસર પ્રત્યેની, અલંકારયુક્તિની સ્વાભાવિકતા ને સાહજિક તદ્રૂપતા પ્રત્યે રસિકજનોનું ધ્યાન દોરું? ભેંસોએ માદણું કરીને ડહોળી નાખેલું ભાંભરું પાણી મને ભાવતું નથી; ઊંડા પાણીના જળાશયમાં મને ઘેરી લે તો ચોખ્ખાં ને તૃપ્તિકર પાણી પીવા મળે એવી નાયક પ્રત્યેની ઉક્તિમાં, હલકા પુરુષનો સ્નેહ નહિ, પણ નાયકનો પારદર્શી પ્રેમ પોતે ઇચ્છે છે એવી નાયિકા-ઇચ્છાની વ્યંજના, અલંકારબળે, અહીં વ્યક્ત થઈ છે.

*

હવે, આછાપાતળા અલંકાર ને ઘનીભૂત કલ્પનને સહારે રચાતાં સાક્ષાત્કારક ચિત્રાત્મક વર્ણનો, ખાસ તો નારીસૌન્દર્યવર્ણનના થોડાક નમૂના જોઈ લઈએ :

'સોન-હલામણ'માંથી સોનના રૂપવર્ણનને લગતો આ દુહો જુઓ :

(૧) *કોળ્યો આંબો ઢળ પડે, નીચી નમતી ડાળ;*
*પાકલ કેરી રંગ લ્યે, (એવી) સોનલ સુંદર નાર.*

ઉપમાના ત્રેવડા થરથી આલેખાતી, સોનની સાંગોપાંગ સુંદરતાના અંગ-અંગી રૂપસંકેતો કેવા સ્વાભાવિક ક્રમથી સૂચિત થયા છે? સોન કેવી સુંદર તો કે, વસંતની પુરબહારમાં કોળીને ઢળી પડેલા આંબા જેવી; ફલભારથી લચીને નીચી નમી પડતી આંબાડાળી જેવી; સોડમભરી પીળરંગી રતાશ ચમકાવતી પાકેલી કેરી જેવી. આંબો, ડાળ અને કેરી — આવાં ત્રિસ્તરીય સૌન્દર્યનિરૂપક ઉપમાવિધાનમાં અવયવી-અવયવનું જે પ્રાકૃતિક ક્રમાનુસંધાન સહજપણે સચવાય છે; એથી કરીને, અનુક્રમે, સોનની કાયાની સાંગોપાંગ કમનીયતા; અંગ-ઉપાંગોની અંગ-ગત નમનીયતા; ને ઋતુસંપન્ન યૌવનની રંગછલકતી રસમાધુરી : આવી ત્રિ-પરિમાણાત્મક અર્થસંભૃતિનો અણસાર અધિકારી ભાવકને તો તરત જ મળી રહેશે.

રૂપકની છાંટથી સૌન્દર્યવર્ણનને તિર્યક્ પ્રકારે ઉપસાવતી ચિત્રણાના નમૂનાદાખલ 'રાણો કુંવર'માંથી, કુંવરના રૂપવર્ણનનો દુહો લઈએ.

(૨) *કુંવર કાળી નાગણી, સંકેલી નખમાં સમાય;*
*(એનું) કરડ્યું ડગ નો ચાતરે, કુંવર ચાભાડચ કે'વાય*

જેનો ડંખ લાગ્યે એક ડગલું પણ ન હટી શકાય એવી પ્રાણઘાતક કાતિલતા; ને બીજી તરફ અતિનમનીયતા (flexibility) તે કારણે 'નખમાં સમાય' એટલાં ગાત્રસંકુચનની ક્ષમતા ધરાવતી 'કાળી નાગણી' સાથેનો, કુંવરનો રૂપક સંબંધ બેવડા સાદૃશ્યધર્મને કારણે રહ્યો છે; એક કુંવરના રૂપની કાતિલ મોહકતા જેને એના રૂપ/પ્રેમનો મારકણો ડંખ લાગે તે સર્વથા એને અધીન જ રહે – હટી ન શકે; બીજું, એનું સંકોચપ્રવણ અતિકુમાશભર્યું માર્દવ, નજાકત ને નમનીયતા.

ઉત્પ્રેક્ષાના લસરકાથી અંકાતા સૌન્દર્યવર્ણનનો નમૂનો, 'મારુ-ઢોલો'માંથી ટાંકું છું.

(૩) *મારુ નાહી ગંગજળ, ઊભી વેણ સુકાય,*
*ચંદન કેરે રૂખડે (જાણે) નાગ ઝપેટા ખાય.*

સદ્યસ્નાતા મારુ પોતાના સુદીર્ઘ કેશકલાપને છૂટો મૂકીને ઊભી છે. પવનની લહેરખીથી કાયાની આજુબાજુ ફરફરતો શ્યામલ કેશરાશિ કેવો? ચંદનવૃક્ષને ફરતે આમતેમ ઘૂમરાતો, જાણે કે, કાળો નાગ! મદિર સૌરભથી ધમકતી પીત-રૂપલ મારુ-કાયાનું ચંદનવૃક્ષ; અને કાળાભમ્મર લંબાયમાન કેશકલાપનું દોલાયમાન

નાગ સાથેનુ ઉત્પ્રેક્ષાયુક્ત સાદૃશ્ય – અહીં આસ્વાદકેન્દ્ર બને છે

આ દુહાકથાઓમા પ્રયોજાતા અલકાર કલ્પનોની કેટલીક ખાસિયતો ધ્યાન ખેંચે છે એક તો જાણે કેવળ આછી લકીર ખેચીને જ એમા ચિત્ર અકાઈ જતુ હોય છે બીજુ તદ્દન તળપદા ને સ્થાનીય લોકપરિસરમા પ્રત્યક્ષ થતી ઉપસ્થિતિઓ (situations) ક્રિયાઓ કે પદાર્થોમાથી એ પોતાની ઉપમાન સામગ્રીની વીણણી કરે છે પરિણામે એમા પરિચિતતા, તાજગી, સદ્યોગમ્યતા ને વેધક ચોટ જોવા મળે છે આગળ ઉદ્ધૃત કરેલા દુહાઓમા એના નિદર્શનો નજરે ચડશે, આમ છતા નમૂનારૂપ ત્રણેક દુહાઓ ટાકવાનો લોભ રોકી શકાતો નથી.

સિંધની સુમરીઓની રૂપપ્રશસા કરીને, હલામણને સોનવિમુખ કરવા મથતી ફઈને હલામણ ઉત્તર આપે છે

*આવળ જડી ઊજળી ઘે ફૂલેજો ભાર*
*જેડી સધજી, સુમરી (એડી) માડપરી મેઘવાળ*

સોન-હલામણ

*

મારુની રૂપપ્રશસા લોકમુખે આમ થઈ રહી છે

*મારુ એસી પાતળી જેસી રાણ ખજૂર*
*થોડાબોલી ઘણચવી (તેને) કેમ વિસારી દૂર"*

મારુ ઢોલો'

વસત ઋતુમા નીંઘલેલા ખાખરાના કેસૂડાને કારણે રાતોચોળ દીસતો વગડો, રાતી ગાડાવાટ, ને એ વગડામાથી જીવનની વસતમા પ્રવેશેલી, કુંવરને આણુ વાળીને તેડી જતી જાનડીઓના ઘેરાની માથે પણ લબકતી રાતીચટાક ચૂદડીઓ રક્તિમાની આ રગીન જુગલબદીનુ ચિત્ર આલેખતો, આ દુહો, જુઓ

*રાણા' રતે ફૂલડે ખાખર નીઘલિયા*
*સાજણ ઘેરે મલકતા આણાત ઉઘલિયા*

રાણો કુંવર

('નીંઘલિયા'/ ઉઘલિયા' આજની નગરપેઢીને તો ઉકેલવાય અતિ અઘરા પડે તેવા આ ક્રિયારૂપોમા ધાટીલી પ્રાસાત્મકતાનુ નાદગુંજન તો ખરુ જ, એમાથી પ્રસરતી બળકટ અર્થચ્છાયાઓને પોતીકી ઘીંગી અપીલ પણ છે)

*

ગતિના ભિન્ન ભિન્ન સ્થિત્યતરો બહુપરિમાણીય ઉપસ્થિતિઓ, અને તદનુવર્તી ભાવછાયાઓને જાણે કે હરતાફરતા (moving) કેમેરાની સહાય લઈ પૅનોરેમિક દશ્યવિધાનની ઢબથી પ્રસ્તુત કરતા હોય તેમ ગતિ/સ્થિતિના વિધવિધ સકુલોનુ આલેખન કરતા થોડાક દુહાઓને ખોલીએ

વિજાણદની શોધ માટે ધલવલતી શેણી, ઓઝત નદીને આજીજીભરી વિનવણી કરે છે તેને લગતો દુહો શેણી વિજાણદ માથી લઉ છુ

*ચડ ટીબા ચડ ટેકરી ચડ ગુદાળી ધાર,*
*ઓઝત ' ઉછાળો માર્ય વિજાણદને પાછો વાળ્ય*

સામાન્ય સપાટીથી થોડોક ઊચો ટીંબો એનાથી ઊચી ટેકરી ને એથીયે ઊચી ડુંગર ધાર – એમ ઉત્તરોત્તર ઊચા ચડાણ માટે 'ચડ' આજ્ઞાર્થ ક્રિયારૂપના ત્રણ ત્વરિત આવર્તનો દ્વારા ઓઝતને કરાતા અનુરોધ કે વિનવણીમા વિજાણદની શોધ માટેના શેણીના ધલવલાટ, આતુરતા, વ્યાકુળતા, રઘવાટ ને નિરલસ ઉત્કંઠા કેવા ઝિલાયાં છે ? બીજી તરફ, 'ટીબો', 'ટેકરી' ને ધાર ના પથરાળ સ્થળચિત્રો સાથે, તત્પર્યન્ત વિસ્તરતા જતા ઓઝતના ઉછાળાનુ ગતિચિત્ર મુકાતા સ્થિતિ/ગતિની પરિમાણ પરત્વે દેશગત ને કાલગત ઉપસ્થિતિઓની યુતિ કેવા સન્નિધિકૃત કાવ્યરૂપમા ધ્વનિત થાય છે ?

*

સકુલ ઉપસ્થિતિઓને એક જ દશ્યાવલિમા મિતાક્ષરી ને લાઘવપૂર્ણ શબ્દરેખાઓ દ્વારા, પ્રતિબિંબિત કરી, એની સાથે સકળાયેલી ક્રિયા/ભાવની ચલિત મુદ્રાઓને પણ આબાદ રીતે આકી આપતો એક દુહો, 'કમો-વીકોઈ' ગીતકથામાથી સભળાવુ છુ એ પહેલા દુહાના ઉક્તિસદર્ભનો થોડોક ખ્યાલ મેળવી લઈએ પતિ કમાની ગેરહાજરીમા એનો પ્રિય કાળો ઝાલ મહેમાન તરીકે આવે છે પત્ની વીકોઈ પતિના મિત્રને રોકે છે એની આગતાસ્વાગતા કરે છે નિર્દોષ

પત્ની પર કમો વહેમાય છે; અને એને ઘરમાંથી તગડી મૂકી કાળાનું ઘર માંડવાનાં મહેણાં સંભળાવે છે. ઓશિયાળી ને દામણી વીકોઈ પોતાની શીલશુદ્ધિ અને પતિ પ્રત્યેની વફાદારી અંગે વારે વારે પતિ કમાને વીનવે છે. પણ શંકાશીલ કમો એક ટળીને બીજો થતો નથી. ઘરમાંથી હડસેલી મુકાયેલી વીકોઈ, ઓસરીની ધાર પર, છાપરાનો વળો ઝાલીને, હજીયે પતિ રીઝવાની આશા રાખીને ઊભી છે. એ વખતે કમો, એને સંબોધીને કહે છે :

*વીકોઈ! વળો મ ઝાલ્ય, વળે વાસીંગણ નહિ;*
*જઈ જુવાર્ય કાળો ઝાલ, કમા મન કોળે નહિ.*

દુહાનાં ચારમાંથી ત્રણ અર્ધચરણોમાં, 'વળો મ ઝાલ્ય'; '... વાસીંગણ નહિ'; '...મન કોળે નહિ'; એમ ઉપરાઉપર ત્રેવડાતો નકાર, વીકોઈને અપાતા જાકારાને ઊંડો ધરબે છે. તો 'જઈ જુવાર્ય કાળો ઝાલ'માંનું શિક્ષાવચન – ખાસ તો 'જુવાર્ય' એવું દાઢમાંથી ઉચ્ચારાતું આજ્ઞાર્થક ક્રિયારૂપ, અદોષરમણીય વીકોઈના પાતિવ્રત્યની ક્રૂર વિડંબના ધ્વનિત કરે છે. ઉપરાંત સંદેહ અને અસૂયાથી સળગતા કમાની મીંઢી પરુષતા, કઠોરતા, નિષ્ઠુરતાભરી હીણપતની વિભિન્ન મુદ્રાઓ પણ એમાંથી વ્યંજિત થાય. વૈખરીની કટુતિક્ત વક્રતા દાખવતી આ કમા-ઉક્તિ, દાંપત્યના જે ગૃહપરિસરમાં ફૂટતી હશે એનું, દુહાની સાંદર્ભિક ચતુઃસીમાની અંદર રહીને પણ કેવું ચિત્ર સૂચિત થઈ શકે? એક હાથે મૂછોના થોભિયા ને દાઢીના કાતરાને પસવારતો, ને બીજે હાથે હુક્કો ગડગડાવતો ઓરડામાં ઢોલિયા પર પહોળો થઈને ઠંડી ક્રૂરતાથી નિશ્ચલ બેઠેલો કમો છે; તો બીજી બાજુ, શીલભંગનું ખોટું કલંક વેંઢારીને પતિના ધુતકાર ને હડસેલા ખાતી ખાતી ઠે...ઠ ઓસરીની કોર પર આવીને વળાનું આલંબન પકડીને ઊભેલી, હજીયે આજીજી, વિનવણી, વિલાપ, કાકલૂદી દ્વારા ધણીને રીઝવવાની આશા રાખતી નિમાણી ને નિઃસહાય અબળા વીકોઈ છે. 'न ययौ, न तस्थौ' – દશામાં વળો પકડીને ઓસરી ને ફળિયાની સીમા પર ઊભેલી ઓશિયાળી વીકોઈના અશ્રુસંચિત કરુણ-વિષાદને, કમાના શ્મશ્રુવંકિત કઠોર અમર્ષની બાજુમાં મૂકી જુઓ! અર્થનિગૂહનની કેવી અજબ સંભાવનાઓ! અને તેય માત્ર બે જ ચરણોના કવિતાબંધમાં!

*

એક ઉદાહરણ છકડિયા દુહાની અભિવ્યક્તિ-ચાલનું. હલામણની શોધ માટે નીકળતી સોનના રથની સજાવટ, બળદના શણગાર, સોનનું રથારોહણ ને પ્રયાણ એવી વિવિધ સ્થિતિ/ગતિનાં મિતાક્ષરી દૃશ્યાંકન એમાં સાંભળવા મળશે–

*'સોને રથ <u>કર્યો સાબદો,</u> નીકળી બરડાની બા'ર.*
*<u>ધોરીને</u> ગળે <u>ઘૂઘરા,</u> <u>મોરે મોતીની માપી.</u>*
*મોરે મોતીની માળ તે <u>જડતર જડી</u>*
*<u>પીંજણીએ પગ દઈ</u> સોન રથડે ચડી,*
*ચુબકીઆળી ચૂંદડી, અંગે ઓઢી સાર.*
*સોને રથ કર્યો સાબદો, નીકળી બરડાની બા'ર*

'સોન હલામણ'

*

આ બધી ગીતકથાઓનો એકંદર દુહાપટ તો સાડાચારસો જેટલી સંખ્યાનો લાં...બો વિસ્તાર રોકે છે. એમાં નાયક/નાયિકાની ઉક્તિઓમાંથી ઊઠતા વિવિધ ભાવસંકેતો છે; પરિસ્થિતિ કે પ્રકૃતિની પાત્ર-ભાવાનુબંધી વર્ણનલકીરો પણ છે; ક્યાંક ચાટૂક્તિની ચમક છે; તો ક્યાંક વક્રોક્તિની વીંધી નાખતી અણિયાળી અર્થધાર છે, ક્યાંક તો વળી, અતિશય ભારઝલા એકાદ શબ્દના જ પ્રચંડ અર્થસ્ફોટની ધણધણાટી સતત ગાજતી રહે છે. આમ છતાં ગીતકથાઓના તમામ દુહાઓ કાવ્યત્વની એકસરખી કે ઊંચી માત્રા વા શક્યતા દાખવતા હોય એવું તો ન જ બને. કહેવાનું એટલું જ છે કે રસતત્ત્વના આસ્વાદ્ય પુટવાળી દુહાપંક્તિઓ પણ અહીં પુષ્કળ મળી રહેવાની. આવી દુહાકવિતાનાં નાત-તેડાં માટે તો અહીં ઝાઝી જ્ગ્યા નથી. પરંતુ, ભર્ત્સના, ભગ્નાશા, ભ્રાંતિભંગ, કામોદ્દીપનની ઉત્કટતા, વ્રીડા, મૃષાકોપ, ઉપેક્ષા, ઉપાલંભ, ડંખ, કણસાટઃ પ્રણયોપચારના વિધવિધ સંચારી ભાવોની બળકટ મુદ્રાઓ ઝીલતા; પ્રચંડ/પ્રચ્છન્ન અર્થસ્ફોટની ટચલી આંગળીએ ચરણ-

ભાવના આખાયે ગો-વર્ધનને ઊચકી રાખતા ગિરા-ધારી શબ્દમલ્લને સાચવતા થોડાક દુહાઓ, માત્ર, ટપકાવું જ છું લક્ષણા ને/કે વ્યંજના તો વેણે વેણે ઊખળતી રહે, પણ એને ઉકેલવાની કામગીરી તો સુજ્ઞજનની રસજ્ઞતાને મુબારક ' અર્થોદ્‌ઘાટિની મલ્લિનાથી તો મોકળાશ માગે, એટલે મર્મસ્થાનોના માત્ર સરનામાં (પાય-નામાં ?)નું રેખાંકન જ ગનીમત '

(૧) ઓશિયાળા અમે, ટોડાઝલ ટળિયા નહિ,
મેણીઆત રાખ્યા મે' જામોકામી જેઠવા '
'મેહ-ઊજળી'

(૨) છાળાના ચાટેલ ખોરા ઘી ખવાય નૈ,
મેપુના મથેલ, વા'લા ઘી વિજાણંદના
'શેણી વિજાણંદ'

(૩) ચાલું તો ચૂકું નીકળે, ધોડ્યે લાજી મરું
વિજાણંદ વાગડ ઊતર્યો, ઊભી પોત્યું કરું
શેણી વિજાણંદ

(૪) 'દલને ડામણ દે ઉભલ ઊંટ વારે
રીયુ રાડ્યુ થે પાદર તારે પોરસા''
રતન ગયુ રોળ'

(૫) ઉજળમાંથી આવતી, વાટે ન કરી વેલ્ય
હાટી ઉતાર હેલ્ય, (નીકર) પગથી નીસર પીઠીયા '
'પીઠાત-વેજલ'

(૬) રે'ત હુ ગવલમાં, ચડત મન ચાખડીએ,
રોળ્યા રાવલીએ ખટવડું કીધા ખીમરે
'લોડણ ખીમરો'

(૭) પાગે બેઠી પેરીએ હાથે ડહકલા હોય
(પણ) નાગડા' નેવળ નો'ય આખ્યું કેરે ઓડડે
'નાગ-નાગમદે'

(૮) તમે પાણી અમે પાળ્ય આઠે પો'રે અટકતા,
તેદુની ટહાળ્ય, વરવું વાળ્યા નાગને.
'નાગ-નાગમદે

(૯) તળિયું હતીયું નકોર
તે દિ' બોલાવતો બરડાધણી,
(પણ) જે દિ' જાગે ભાગ્યા જોર
(તે દિ') જાતા કીધા જેઠવા '
'મેહ-ઊજળી

(૧૦) સારડિયું નગર' પડ્યમાં જઈ પૂગિયું
વલાસ્યું વલહા (મુને) ખણખણ સાભરે ખીમરા
લોડણ ખીમરો

લોકસાહિત્યના સમુદ્ધરણ શોધન માટે મેઘાણીએ આદરેલો લોકસૂય શબ્દયજ્ઞ એમના જીવનપર્યન્ત અનવરત પ્રજળતો રહ્યો અક્ષરપ્રદેશના એ અગ્નિહોત્રીએ પૂરા પચ્ચીશ વરસ લગી સતત હડિયાપટી, રઝળપાટ કરી આપણા વિલુપ્ત થતા જતા કંઠસ્થ લોકવાઙ્મયને સંગૃહીત ને ગ્રથિત કરવાનું જે ભગીરથપર્યાયી 'મેઘાણીકાર્ય' આચર્યું એને પરિણામે, બહુવિધ ને બહુલતાભરી લોકસાહિત્યની સામગ્રી આપણને સાંપડી આ લોકરચનાઓને પોતપોતાના રસપરિવેશ, ભાવસંદર્ભો ને પ્રયોગપરક પરિમાણો છે એટલે આ કે તે રચનાનું તારતમ્ય કરીને ચાલવાનું અન્વર્થકન બને પરંતુ એટલું તો જરૂર કહી શકાય, કે 'સોરઠી ગીતકથાઓ'માંની દુહાબદ્ધ કથાઓ, ખાસ તો એમાંના વિ/દગ્ધ પ્રણયની કાવ્યમાધુરીને કારણે, સૌરાષ્ટ્રના ટીંબે ટીંબે ગુંજતી-ગાજતી રહી છે *

* આકાશવાણી, રાજકોટ પરથી, તા ૩૦મી જૂન ૧૯૯૮ની રાતે પ્રસારિત રૂપકોપરક વાર્તાલાપનો સંવર્ધિત પાઠ

---

**કાવ્યરચના**

કાવ્યરચના એક દ્વિધાવાળો — દ્વંદ્વાત્મક વ્યવસાય છે એ એક કાર્ય છે તેમ જ ગૂઢ રહસ્ય છે, એક મનોવિનોદ છે તેમ જ પવિત્ર વિધિ છે, એ એક અંગીકૃત વ્યવસાય છે, તેમ જ ભાવાવેશ છે

ઑક્તાવિયો પાઝ
(અનુ હ. ભાયાણી)

# *ધ ફીમેલ ફૂટપ્રિન્ટ્સ (The Female Footprints)

શશી દેશપાંડે, અનુ. રંજના હરીશ

'સ્વ'ની પ્રથમ બાળસહજ અનુભૂતિ અને અક્ષર સાથેના પ્રથમ પરિચયના આહ્લાદના ઉમળકામાં મેં મારું નામ મોટા મોટા વાંકાચૂકા અક્ષરે જાહેર જગ્યા પર ઠેર ઠેર ચીતરી નાખ્યું. ત્યારે મારી ઉંમર માંડ છ-સાત વર્ષની હશે – હા વળી છ-સાત જ – પાછું વળીને જોતાં એવું કંઈક યાદ આવે છે. રસ્તે જતાઆવતા બધાએ સહેજ રોકાઈને આ બાબતની નોંધ લીધી. સહેજ થોભી, એક નજરે નામ વાંચી મારા તરફ મંડાતી તેમની દૃષ્ટિમાં નર્યો ઠપકો હતો. નજરોનો એ ઠપકો ભાષામાં પણ પરિણમ્યો. તેમની નજરો, તેમના શબ્દો મને કહી રહ્યા હતા, 'તું અપરાધી છે. તેં સીમા-રેખા ઉલ્લંઘી છે.' મને એટલી નાનીને એ વખતે શું સમજાય? મેં શો ગુનો કર્યો હતો તે સમજતાં તો મને વર્ષો લાગ્યાં. એક છોકરી થઈને મેં મારા નામની જાહેર ઉદ્‌ઘોષણા કરી હતી.

એવાં તે કેવાં પ્રાચીન ભય તથા દબાણોમાંથી સ્ત્રી પ્રત્યેનો આ નિષેધ (taboo) જન્મ્યો હશે કે આજ દિન સુધી તેની પકડ આપણા મનોજગત પર એવી તો જડબેસલાક છે કે સ્ત્રીની આત્મ-અભિવ્યક્તિના પ્રયત્નમાત્રને આપણે પ્રતિકાર કે બળવાના અંશ તરીકે લેતાં સહેજે અચકાતા નથી? સદીઓથી આ મનોદશાના ભારને ખભે લઈને જીવતી એવી આજની આપણી આ પેઢીની આશાપૂર્ણા દેવી જેવી સ્ત્રીને પણ 'વ્યક્તિગત' અને 'સામાજિક' 'સત્ય' વિશે ભેદ કરવો પડ્યો છે. તેમને મન 'સામાજિક સત્ય' કહેવું સરળ છે. પણ 'વ્યક્તિગત સત્ય'?' તે પણ એક સ્ત્રી માટે? તેના માટે એ કહેવું ખૂબ જ આકરું કામ છે. સ્ત્રી, અને તેમાંય વળી ભારતીય સ્ત્રી માટે તો લગભગ અશક્ય જ. અને તેથી જ સ્ત્રીઓ નવલકથા તથા કવિતા જેવ 'સ્વ'ને સહજપણે અદૃશ્ય રાખી શકે તેવાં, સાહિત્યિક સ્વરૂપો તરફ વધુ આકર્ષાઈ છે. કલ્પિત પાત્રોના વ્યક્તિત્વ પાછળ સર્જકના 'સ્વ'ને સંતાડી રાખવાની સગવડ આ સ્વરૂપોમાં કંઈક અંશે વિશેષ છે.

વર્જિનિયા વુલ્ફે લખ્યું છે તેમ સ્ત્રી 'વિશ્વનું સર્વાધિક ચર્ચિત પ્રાણી છે.' એવું પ્રાણી જેના વિશે સૌથી વધુ લખાયું છે. એવું પ્રાણી કે જે સદીઓથી વિશ્વસાહિત્યને કથા-વસ્તુ પૂરું પાડતું આવ્યું છે. પણ હવે ઘણું થયું. એ પ્રાણીએ પણ પોતાનો ઇતિહાસ, પોતાની જાત સમજવી ઘટે. અને આપણે, સ્ત્રીઓ, જો પોતાની જાતને સમજવા માગતી હોઈએ તો આપણે અન્ય સ્ત્રીઓનાં જીવન, તેમનાં વિચારો અને અનુભૂતિઓ સમજવાં પડે. અને મારા મતે આ એક કરવા જેવું કામ છે. પોતાની જાતને સમજવા અને વફાદાર રહેવા પૂરતું પણ આ કામ કરવું પડે તેમ છે. બીજા શબ્દોમાં કહું તો 'સ્વ'ને સમજવા આપણે આપણી પૂર્વગામી સ્ત્રીઓના સ્વને સમજવો ઘટે.

"અને તેનો (her) ઇતિહાસ (history, her –story નહિ) શો હતો?"

"ખાલી જગ્યા ("a blank") મારા હુજૂર."

'દ ટ્વેલ્ફથ નાઇટ'ની વાયોલા ડ્યૂકને આ પ્રમાણે જવાબ આપે છે. શું આપણે પણ આવી ખાલી જગ્યાઓ અને કોરી સ્લેટોથી સંતોષ માનવાનો છે?

જાણીતાં ફેમિનિસ્ટ વિવેચક સુઝન ગુબારે પોતાના વિખ્યાત નિબંધ 'A Blank Page and the Issue of Female Creativity'માં ઇઝાક ડીનેસેનની એક ટૂંકી વાર્તાની છણાવટ કરી છે. આ વાર્તાનું મુખ્ય પાત્ર છે એક કોરી ચાદર – a blank sheet. આ ચાદરને દેવળની બહાર લટકાવેલી છે. પણ આ કંઈ જેવી તેવી ચાદર નથી. રાજવરાણાઓ દ્વારા માનપાન પામેલ આ ચાદરે કોણ જાણે કેટલાય રાજવી

*રંજના હરીશના આગામી પુસ્તક 'The Female Footprints' (દિલ્હી : સ્ટર્લિંગ પબ્લિ. ૧૯૯૬)નો જાણીતાં અંગ્રેજી નવલકથાકાર શશી દેશપાંડેએ લખેલી પ્રસ્તાવનાનો અમારી સૂચનાથી શ્રી રંજના હરીશે કરી આપેલો અનુવાદ અહીં આપવામાં આવ્યો છે. –તંત્રી

કુળ દીપકની સુહાગરાતોની રાજવી પુત્રવધૂઓના અક્ષત કૌમાર્યના પુરાવા સમી લોહીથી ખરડાયેલ ચાદરોની કુર્નિશ સ્વીકારી છે શ્વેત દબદબો ઓઢીને ઊભેલ આ ચાદર સાક્ષી છે રાજવી વંશવેલાની અને તેથી જ તેના માન છે ગુબાર જેવી ફેમિનિસ્ટ ચાદરની આ વાર્તામા (textમા) ઘણી બધી subtexts વાચે છે તેઓ તે ચાદરને ઉદ્દામવાદી વિધ્વંસ પ્રતિકાર અને અવજ્ઞાના રૂપક તરીકે મૂલવે છે ભૌતિક સ્તરે આ ચાદર એકાધિક પ્રતીકો/અર્થો ધરાવે છે ફેમિનિસ્ટ વિવેચન વાચક માટે અર્થવટનની આવી ઘણી બધી શક્યતાઓ હાથવગી કરી આપે છે આનદની વાત છે કે સદીઓથી સ્ત્રીનુ પ્રતીક બની ગયેલ એવી ખાલી જગ્યાઓ હવે લોકોથી ભરી ભરી છે મૌનો હવે અવાજોથી સજીવન થયા છે અને હાઠકનમા હવે છે સુદર મજાના શબ્દો અભિવ્યક્તિ ક્યારેય રોધી શકાઈ છે ખરી? એ તો પાણીની જેમ પોતાનો માર્ગ કરીને વહી નીકળે છે સ્ત્રીની સર્જનશીલતા તેના અક્ષરજ્ઞાનથી પ્રાચીન છે ગુબાર લખે છે અને તેથી જ સ્ત્રીની સર્જનશીલતાના પુરાવા મળે છે મૌખિક પરપરામા – મા અને દાદીની વાર્તાઓમા લોકગીતોમા દંતકથાઓમા પુરાણો તથા ધાર્મિક રીતરિવાજો સાથે સકળાયેલ સાહિત્યમા

આમ છતા સ્ત્રીઓનુ પોતાના જીવન વિશે જાહેર – પણે લખવુ એ એક અઘરુ કામ હતુ અને છે પુરુષે પોતાની વાત કહેવા સ્ત્રીનો સતત ઉપયોગ કર્યો છે કેમ કે કલમ તેમના હાથમા રહેતી આવી છે જેન આસ્ટિનની પ્રસિદ્ધ નવલકથા પરસ્યુએશન ની વિનમ્ર નાયિકા એન ઓલિયટના આ શબ્દો છે રોષ છે અને આ રોષ તદન યોગ્ય છે સ્ત્રીને હમેશ અન્યાય થતો આવ્યો છે શિક્ષણમાથી તેને બાકાત રાખીને સ્વ વિષયક તેની સભાનતાને સ્ત્રીત્વ વિરોધી લક્ષણ તરીકે પ્રસ્થાપિત કરીને સ્વ મૂલ્ય (selfesteem) જેવી ચીજ સ્ત્રી નામના પ્રાણીમા લેશમાત્ર પણ ન ઉદ્ભવે તેની સમાજે ચોકી કરી કરી છે તેણે કઈ સર જ ન કર્યું હોય તો લખે શેના વિશે? તેને પોતાને જ પોતાના અસ્તિત્વનુ માહાત્મ્ય ન હોય તો તે વિશે લખવાનો ફાયદો ખરો? જીન સ્ટર્નબર્ગે The Writer on Her Work મા લખ્યુ છે સ્ત્રી લેખિકાઓએ પોતાના વ્યક્તિત્વ તથા કૃતિત્વ વિશે જવલ્લે જ લખ્યુ છે અને તેમ છતા આ તમામ વિપરીત પરિસ્થિતિઓ છતા સ્ત્રીઓએ લખ્યુ છે તેઓ લખતી રહી છે સતત. બહીનાબાઈ નામની ભારતીય સ્ત્રીએ પોતાની આત્મકથા છે ક ઈ સ ૧૭૦૦ની સાલમા લખેલી' ગઈ સદીમા રસસુદરી નામની બગાળી સ્ત્રીએ કુટુબ તથા સમાજની નજર ચૂકવીને રસોડાની ભીંતો પર કોલસાની પેન બનાવીને લખતાવાચતા શીખીને પછી પોતાની આત્મકથા પણ લખેલી આ કાઈ જેવીતેવી વાત નથી. નગણ્ય સિદ્ધિ નથી

આ પશ્ચાદ્ભૂ સાથે રજના હરીશે પોતાનુ આગલુ પુસ્તક Indian Woman s Autobiographies (આર્નોલ્ડ ૧૯૮૩) લખેલુ તેમનુ આ પ્રસ્તુત પુસ્તક The Female Footprints (સ્ટર્લિંગ ૧૯૯૬) એ જ સદર્ભને આગળ વધારે છે અને લઈને આવે છે એવી છ આત્મકથા લેખિકાઓ જેમણે પોતાની મૂળ આત્મકથા ભારતીય ભાષાઓમા લખેલી અને જ અગ્રેજીમા અનુવાદિત થઈ છે સ્ત્રી લેખનવિષયક તેમની ઊડી સમજણ અને તેમાથી જન્મતા તેમના નિરીક્ષણ વાચકને આ આત્મકથા લેખિકાઓની textsમા નિહિત subtexts શોધવા/વાચવા પ્રેરે છે પુસ્તક વાચતા એટલુ ચોક્કસ સમજાય છે કે આ સ્ત્રીઓનુ આ પ્રમાણે લખવુ તે પોતાની જાતમા એક પ્રતિકારાત્મક કાર્ય હતુ પુસ્તક વાચતા એ પણ અનુભવાય છે કે ના ના કરતાય આ ભારતીય સ્ત્રીઓમા આત્મસમાન હતુ જ એટલુ આત્મ સમાન કે જનાથી પ્રેરાઈને તેમણે પોતાના સ્વને આત્મકથામા વણીને વાચકો સમક્ષ મૂકવા ઇચ્છા કરી.

દરેકેદરેક આત્મકથાલેખકે પોતાના જીવનમાથી પોતે પૂર્વનિર્ધારિત કરેલ સ્વની છબીને ઉપસાવી શકે તેવા પ્રસગોની પસદગી કરવી પડતી હોય છે આત્મકથાનુ સત્ય એ સત્ય ખરુ પણ સેન્સરશિપમાથી પસાર થયેલ સત્ય હોય છે વળી સ્ત્રી આત્મકથાકારના સદર્ભમા તો આ સેન્સરશિપ વધુ કડક રહેવાની કેમ

કે સ્ત્રી હોઈ ફક્ત સમાજસ્વીકૃત છબી ઉપસાવ્યા વગર તેનો છૂટકો નથી. સત્ય કહેવાનો આગ્રહ પણ રાખવો અને સમાજની સ્વીકૃતિની મહોર પણ અકબંધ રાખવી બંને તો કેમ બને? આવી પરિસ્થિતિને પહોંચી વળવા સ્ત્રી-લેખિકાઓએ પોતાની અલાયદી 'સ્ટ્રૅટેજીઝ' અપનાવી છે. અને આ 'સ્ટ્રૅટેજીઝ' લેખિકાઓના સમય-કાળ તથા સમાજ સાથોસાથ બદલાતી રહી છે. મારા પિતાના મૃત્યુ બાદ મારી માએ એકલતા અને પીડાને ભૂલવવા માટે લેખનમાં મન પરોવવા નિર્ણય કર્યો. મને પણ તેનો નિર્ણય ગમ્યો. મેં તેને તેના પોતાના જીવન વિશે લખવા આગ્રહ કર્યો. પણ તેણે મારા લેખક-પિતાના જીવનચરિત્રનાં મંડાણ કર્યાં જેમાં તેનું પોતાનું અસ્તિત્વ નહિવત્ હતું પરંતુ પિતા પ્રત્યેનો અહોભાવ ભારોભાર છલકતો હતો. આ જોઈને મને ગુસ્સો ન આવ્યો. પહેલાં આવતો. હું જાણું છું કે મારી મા પોતાના સમયની સ્ત્રી છે. આ સિવાય તે અન્ય શું કરી શકત? આ વાત જેટલી મારી માની છે તેટલી આપણા સૌની, આપણા સૌના મૌનની અને આપણા સૌની ખાલી જગ્યાઓની પણ છે,

રંજના હરીશનું પુસ્તક સ્ત્રીઓએ સભાનતાપૂર્વક પ્રારંભેલ પોતાની જાત, પોતાની texts અને પોતાની traditionને તપાસવાના, સમજવાના મહાન ઉપક્રમ-(project)ના એક ભાગરૂપે પ્રસ્તુત છે. અને તેમના વાચકો એવા આપણા માટે તેનું વિશેષ મહત્ત્વ છે. આપણને આપણા ભૂતકાળ, આપણી માતાઓ અને માતામહીઓ સાથે જોડતું આ પુસ્તક વર્જિનિયા વુલ્ફે લખેલ ઉક્તિને સત્ય પુરવાર કરે છે. તેમણે લખ્યું હતું "આપણે સ્ત્રીઓ આપણા ભૂતકાળને, આપણી માતાઓના માધ્યમથી જીવતી હોઈએ છીએ." અને આમ કરવાના પ્રયત્નમાં આ સ્ત્રીઓએ લખેલ આત્મકથાઓ થકી ભૂતકાળ તપાસવાના આપણા પ્રયત્નમાં પૌરુષના પ્રતીક સમા ગણાતા હિંમત તથા દૃઢ મનોબળ જેવા ગુણોથી છલોછલ ભરેલ સ્ત્રીઓનાં જીવન સાંપડે છે. જે એક સદીની વાત આ છ આત્મકથાકારો લઈને આવે છે તે સદી આ સ્ત્રીઓને મન શું મહત્ત્વ ધરાવતી હતી તે આપણે તેમના શબ્દોમાં પ્રતિધ્વનિત થતી આ સાંભળીએ છીએ.

હવે આપણે, સ્ત્રીઓએ, પુરુષની દૃષ્ટિ, તેની સભાનતા તથા તેના લેખનના માધ્યમથી આપણા ભૂતકાળને તપાસવાની જરૂર નથી. હવે સ્ત્રીઓએ પોતાનાં પદચિહ્નોને તેમના યોગ્ય સ્થળે, હક્કભર્યા સ્થળે સ્થાપિત કરવાનો સમય પાકી ગયો છે. અને તે યોગ્ય હક્કભર્યું સ્થાન છે જીવનની કેડી પરથી પસાર થયેલ અગણિત સ્મરણીય મનુષ્યોનાં પદચિહ્નો મધ્યે.



## કાંટાની અણીએ

*કાંટા કેરી અણીએ રે*
*અવનવ ફૂલ ઉગાડે*
*એને કેવુંક ગાંડું ગણીએ રે*
*વીંટ્યુંકયા વળગાડે?*
*જીવન સંગે જોખે એ તો સપનાં કાંટોકાંટ,*
*ઊંડા જળમાં સેલારે ને પડે ન અંગે છાંટ,*
*એ તો મોજ કરે, મર દુનિયા રે*
*લૂંટે ચોરે ધાડે.*
*ઉજ્જડ ગામે ટીંબો વસાવે. ટીંબા પર ખડકે ખાંભી,*
*એ તો મરક મરક હસ બોલાવે, બાંયો કર કર લાંબી.*
*આવું કૌતક ક્યાંય ન દીઠું રે*
*મડદું રમે, રમાડે.*
*કાંટાળી ઝાડીને રંગે કેસરવરણી કાયા,*
*ક્યાંય પડે નહીં કિરણો ને વળી ક્યાંય નહીં પડછાયા.*
*એને કાંઈ કરમ નહીં આગળ રે*
*કાંઈ કરમ પછવાડે.*

**મકરન્દ દવે**

# આગંતુકોનો સ્વીકાર

પ્રીતિ સેનગુપ્તા

ન્યૂયૉર્ક નામે એક મહાનગર એમા વહેતી એક સરસ નદી જે ત્રણસો ને છ માઈલ લાબી હોય ને અડધા પોણા (ને ક્યાક વધારે) માઈલની પહોળાઈવાળો જેનો પટ હોય એને મહા નદી કહી શકાય? પાછુ એ નદીનુ નામ પણ કેવુ? વિચિત્ર લાગે, ને કોઈ માણસનુ હોય એવુ' સોળમી સદીના સાહસી સ્થાન શોધના યુગમા હેન્રી હડસન નામના એક અગ્રેજ સાગરખેડુ નવા દરિયાઈ માર્ગો શોધતા શોધતા એ નદીમા આવી ચડેલા અને વહાણ દ્વારા છેક એના 'મુખ સુધી પહોંચેલા એમનુ નામ કેનેડામા એક જળમાર્ગને અને એક અખાતને મળેલુ છે ન્યૂયૉર્ક શહેરની નજીકનો એક હાઈન્વે પણ એમના નામથી ઓળખાય છે છતા સૌથી વધારે જાણીતુ નામકરણ ન્યૂયૉર્કની નદીનુ છે હડસન'

અહીં રહેનારા અમારે માટે તો એ જ ગગા' એના પાણીથી છલછલ થતા, પહોળા પટની પાસે જઈએ ને ખૂબ આનદ મળે એનુ પાણી ક્યારેય સુકાય જ નહિ, ના એમા ક્યારેય પૂર આવે' માલસામાન લઈ જતી સપાટ તળિયાવાળી 'બાજ હોડીઓ અને સહેલાણીઓ માટેની નાનીમોટી ક્રીડા નૌકાઓ આખુ વર્ષ એમા સરકતી દેખાય હડસન નદીના મુખ આગળ બનતો ન્યૂયૉર્ક અખાત પછી ઍટલાન્ટિક મહાસાગરમા મળી જાય એ અખાતમા તો મહાસાગરમાથી ન્યૂયૉર્ક સુધી આવેલા વહાણો હમેશા હાજર હોય અમેરિકા અને યુરોપને જોડતો એ સીધો જળમાર્ગ છે – વેપારવણજ માટે ઝડપી, અને ઍટલાન્ટિક કૅરિબિયનમાના અનેક દેશો પર જવા માટે પ્રવાસીભોગ્ય

અત્યારે છે તેનાથી પણ વધારે આ જળમાર્ગની અગત્ય હતી ઓગણીસમી સદીના અતભાગમા, જ્યારે વહાણોના વહાણો ભરીને યુરોપી લોકો એક નવા વિશ્વની અને સુખી જીવનની શોધમા ન્યૂયૉર્ક શહેરને કિનારે આવ્યા ફક્ત ન્યૂયૉર્ક જ નહિ, પણ આખા અમેરિકાને વસાવવામા એ આવ દેશાતરકર્તાઓનો અત્યત મોટો ફાળો છે પણ એ આગતુકો કાઈ તરત ને તરત કિનારે ઊતરી ના શકતા એમાના દરેકેદરેક જણે ખૂબ ચોકસાઈપૂર્વકની સપૂર્ણ તબીબી તપાસમાથી પસાર થવુ પડતુ એમા નાપાસ થનારાને પાછા યુરોપના એમના દેશમા મોકલી આપવામા આવતા

અમેરિકામા સ્થાયી વસવાટની ઇચ્છાથી આ રીતે આવતા સ્ત્રી પુરુષો ને બાળકોના સ્વાસ્થ્યની તથા દસ્તાવેજોની નોંધણી ને ખાતરી કરવા માટે સત્તાવાર રીતનુ એક થાણુ સ્થપાયુ હડસન નદીના મુખના ન્યૂયૉર્ક અખાતમાનો એક નાનકડો ટાપુ એ માટે કામમા લેવાયો અમેરિકાના ઇતિહાસમા જેનુ શાશ્વત અને યાદગાર સ્થાન છે તે ટાપુનુ નામ છે 'એલિસ (Ellis) આઇલૅન્ડ ૧૮૯૨ અને ૧૯૨૪ના વર્ષો દરમ્યાન અમેરિકામા આવનાર ઇમિગ્રન્ટ' લોકોમાના અડધાથી વધારે જણ એલિસ આઇલૅન્ડમા થઈને દેશમા પ્રવેશ્યા હતા ઘણા અભ્યાસ અને સશોધન પછી મળેલા અદાજ પ્રમાણે કુલ પોણા બે કરોડ–કે વધારે – લોકોએ સૌ પ્રથમ એલિસ આઇલૅન્ડ પર પગ મૂક્યો હતો

એ ટાપુની કેટલીક તવારીખો જાણવા જેવી છે જેમ કે, ૧૮૯૭ના જૂનમા એના પરના મકાન આગમા બળી ગયા હતા સદ્‌ભાગ્યે ત્યારે જાનહાનિ થઈ ન હતી ૧૮૦૦ના ડિસેમ્બરમા વધારે મોટા પાયા પર ત્યા ઇમિગ્રેશન સ્ટેશન ફરીથી ખોલવામાં આવ્યુ પ્રથમ વિશ્વયુદ્ધના ગાળામા ત્યા લશ્કરી હૉસ્પિટલ, અને પકડાયેલા પરદેશી સૈનિકોને રાખવા માટેની જેલ ઊભી કરાઈ હતી. ૧૯૨૪મા એલિસ આઇલૅન્ડ પરનુ

સમૂહ-આગમન બંધ થયું ને જરૂરી તપાસ 'ઇમિગ્રન્ટ'ના પોતાના દેશમાં જ થવા માંડી. ત્યારથી ૧૯૫૪ સુધી અમુક સરકારી કામગીરી માટે વપરાતો રહ્યો. છેવટે એક ચોક્કસ, મહત્ત્વાકાંક્ષી યોજનાના ખ્યાલ સાથે ૧૯૮૪માં એલિસ આઇલૅન્ડ બિલકુલ બંધ કરવામાં આવ્યો.

આશ્ચર્યજનક યોગાયોગ એવો થયો કે જે સંખ્યામાં લોકો એલિસ આઇલૅન્ડ પર ઊતર્યા હતા એટલા જ ખર્ચે – એટલે કે પોણા બે કરોડ અમેરિકન ડૉલરના ખર્ચે – એના મુખ્ય મકાનનો પુનરુદ્ધાર થયો. છ વર્ષને અંતે ઇમિગ્રેશન મ્યુઝિયમ તરીકે એલિસ આઇલૅન્ડ જાહેર જનતા માટે ખુલ્લો મુકાયો. અમેરિકાની આવકારની નીતિના પ્રતીક સમા, વિશ્વવિખ્યાત 'સ્વાતંત્ર્યમૂર્તિ'ની નજીકના આ ટાપુ પર પણ હવે પ્રવાસીઓનાં ટોળાં ઊમટે છે. ઘણા ઇતિહાસ માટેના રસને કારણે ત્યાં જાય છે, કેટલાંક કુતૂહલથી જતાં હશે, તો બીજાં કેટલાંક પોતાના ભૂતકાળને વધારે સમજવાની દૃષ્ટિથી આ મ્યુઝિયમની મુલાકાતે જતાં હશે.

ઢળતા છાપરા અને ચાર મિનારાથી શોભતા મોટા સુંદર મકાનના ત્રણ માળમાં એ સમય અને એ વિષયને લગતાં વિવિધ પ્રદર્શન અને દસ્તાવેજી ફિલ્મો જોવા મળે છે. આગંતુકો સૌ પ્રથમ જ્યાં રજિસ્ટ્રેશન કરાવતાં તે વિશાળ ખંડમાં ત્યારનાં મેજ, ખુરશીઓ વગેરે ગોઠવી મૂકેલાં છે. એની બંને બાજુ આગંતુકોની આંસુ-સભર, આશા-સભર પરિસ્થિતિ અનેક ફોટાઓ દ્વારા તાદૃશ કરાઈ છે. એક સ્થાને લખી મૂકેલા ક્રમાંકો પ્રમાણે જોઈ શકાય છે કે ન્યૂયૉર્કમાં સ્થાયી થનારાં 'ઇમિગ્રન્ટ'ની સંખ્યા હંમેશાં સૌથી વધારે જ રહી છે. ને ઘણી જ વધારે. દા.ત. તરીકે ૧૯૦૩ સુધીમાં ન્યૂયૉર્કમાં સાત લાખ ઉપર લોકો વસ્યા હતા, જ્યારે બૉસ્ટનમાં ચોસઠ હજાર, ફિલાડેલ્ફિયામાં ત્રીસેક હજાર, માયામીમાં ત્યારે માંડ અઢીસો જણ ગયેલાં, ને જૅક્સનવિલ જેવા શહેરમાં તો પંદર જ જણ જઈ વસેલાં.

૧૯૭૫ સુધીના આંકડા દ્વારા એક બીજી બાબત પણ દર્શાવાઈ છે. તે એ કે ક્યાંથી – કયા દેશ, કયા ખંડમાંથી – આશરે કેટલા લોકો અમેરિકામાં આવ્યા. એ જોતાં યુરોપના લોકો સૌથી વધારે સંખ્યામાં આવ્યા – સાડા ત્રણથી પોણા ચાર કરોડ જેટલા. એ પછી કૅનેડાનો નંબર આવે – ચાલીસ લાખ પચાસ હજાર. ગુલામો તરીકે લવાયેલાંની સંખ્યા પણ ચાલીસ લાખ છે, એ માની શકાય? જ્યારે આમ સંખ્યાની સરખામણી જોતાં હોઈએ ત્યારે? ત્યાર બાદ, મધ્ય અને દક્ષિણ અમેરિકાથી આવેલાંનો આંકડો તથા એશિયા ખંડના દેશોમાંથી આવેલાંનો આંકડો લગભગ તદ્દન સરખો જણાય છે – લગભગ તેવીસ લાખ જેટલો. તો વળી સવાએક કરોડ લોકો યુરોપના પોતપોતાના દેશોમાં પાછા પણ ફરી ગયા હતા.

વહાણની સખત ભીડમાં અઘરા દિવસો વિતાવતાં આગંતુકોના જીવ સતત ફફડતા રહેલા : "પાસ નહિ થઈએ તો ? પાછાં મોકલશે તો ? તો ક્યાં જઈશું?" બધાંનાં મન કેટલી બધી આશા, અનેક સ્વપ્ન, અને ભયના ભાવથી ભરેલાં હતાં ! ઘણાંને એક નહિ જોયેલી, એલિસ આઇલૅન્ડ કહેવાતી જગ્યાની બહુ બીક હતી. એ બધાં એને 'આંસુનો ટાપુ' કહેતાં. ગત કાળની વાસ્તવિકતા આ વિશિષ્ટ મ્યુઝિયમમાં આપણે રસથી, વિસ્મય સાથે, ભયમુક્ત રીતે જોઈ, માણી શકીએ છીએ

એલિસ આઇલૅન્ડની ઐતિહાસિક શરૂઆતને એકસો વર્ષ પૂરાં થઈ ગયાં. એ દરમ્યાનમાં અમેરિકામાં ઇમિગ્રેશન માટેનાં નીતિનિયમો, રીતરસમો બદલાયાં; બીજા લાખોના લાખો લોકો અમેરિકામાં દાખલ થયા. દેશની વસ્તી ઘણીયે વધી. એની સાથે જ વધી છે મુશ્કેલીઓ, તકલીફો, ગુના કરવાની રીતો, ગુનેગારોની સંખ્યા. ઉપરાંત એ આદ્ય વસાહતીઓ આ દેશને પોતાનો કરવાની તૈયારી સાથે આવ્યા હતા. જ્યારે, એમ લાગ્યા કરે છે, કે છેલ્લાં વીસેક વર્ષમાં આવેલાં વસાહતીઓમાંનાં ઘણાં આ દેશને પારકો ગણીને એને લૂંટવાના, એને હાનિ પહોંચાડવાની આવડત ને ઇરાદા સાથે આવ્યાં છે. આ દેશનું મૂળ બંધારણ લેખિત કૉન્સ્ટિટ્યૂશન એટલું સરસ છે કે

એનો ફાયદો ઉઠાવવો જગાયે અઘરો નથી ઘણી જાતિઓમા કુબુદ્ધિ અને ખોટા પ્રકારની હોશિયારીની ૮૬ નથી આવી લુચ્ચાઈની સામે આખી ને આખી અમેરિકન સરકાર ઘણી ભલી-ભોળી, ને ક્યારેક તો બાઘી ને બુદ્ધુ લાગે છે

આ દેશનો મૂળભૂત સિદ્ધાત જ વૈવિધ્યમા ઐક્ય અથવા સાસ્કૃતિક વૈવિધ્ય દ્વારા સમૃદ્ધ થતુ અમેરિકાનુ સામાજિક આર્થિક જીવન એવો છે પણ ઇમિગ્રન્ટો ની સ્વાર્થપરાયણ વૃત્તિને લીધે અમેરિકાના જીવનના પોતમા ઘણી ક્ષતિ આવી રહી છે જે અમુક દેશોમાથી હજી અસખ્ય ઇમિગ્રન્ટો આવે છે એમાના કેટલાક દેશોની પ્રતિયોગી નીતિ જુઓ તો ચોંકી જવાશે જેમ કે ચીન અમે કોઈ ઇમિગ્રન્ટ સ્વીકારતા નથી અમારી વસ્તી ઘણી મોટી છે મેક્સિકો જો તમને કોઈ મેક્સિકન કપનીમા નોકરી મળે કે તમે પાસઠ વર્ષથી મોટા સધ્ધર માણસ હો તો મેક્સિકો સિટીમા જાતે જઈ અરજી કરી શકો દક્ષિણ કોરિયા અમે કોઈ ઇમિગ્રન્ટ સ્વીકારતા નથી. જમૈકા અહીં ઇમિગ્રેટ થવુ શક્ય જ નથી ઇજિપ્ત. આ ઇમિગ્રન્ટ માટેનો દેશ જ નથી વગેરે તો બધાની જવાબદારી ફક્ત અમેરિકાની જ છે?

પણ એવુ શા માટે હોવુ જોઈએ?

કાયદેસર તેમ જ ગેરકાયદેસર રીતે આવનારા સૌથી વધારે લોકો ત્રીજા વિશ્વના દેશોના હોય છે જો થોડુ પણ ધ્યાન નહિ અપાય તો થોડા જ દસકાઓમા યુરોપી-અમેરિકનો લઘુમતીમા આવી જશે આકડા જણાવે છે કે ૧૯૬૦મા વસ્તીનો ૮૮ ૬ ટકા ભાગ સફેદ હતો, ૧૯૮૦મા ૭૫ ૬ ટકા ભાગ હતો ને ઘટીને ૨૦૨૦મા ૬૪ ટકા અને ૨૦૫૦મા ૫૩ ટકા થવાનો જુદા જુદા સ્તર પરના અનેક કારણોસર આ માહિતી ચિંતાજનક બને છે

જે ઉદાર ભાવે અમેરિકાએ આગતુકોને અપનાવ્યા અને આવકાર્યા છે તે એ આશાથી કે એ બધા અમેરિકામા અને અરસપરસ, ભળી જશે પણ આવુ બની નથી રહ્યુ હકીકતમા સામાજિક સ્તરે અહીં અસહિષ્ણુતા વધતી જાય છે અમેરિકાની આજની ઇમિગ્રન્ટ વસ્તી આ દેશનો ઇતિહાસ બહુ અનિચ્છનીય રીતે બદલી રહી છે

કદાચ એવુ બને કે હડસન નદીના મુખ પાસેના અખાતમાના એક નાના ટાપુ પર આદ્ય આગતુકોનો શાતિમય પ્રવેશ દૃષ્ટાત યોગ્ય ઇતિહાસ નહિ રહેતા કલ્પિત કથાનક જેવો બની જાય

તો ?

o

## ખૂમચાવાલા

હમ તો હૈ ભઈ ખૂમચાવાલા
એકલદોકલ એકરપથી
નાઈ રે કોઈ ઠાઠ કે નોકરચાકર ઠાલા
સાથે જૂસરો કાળચટી શો
નેતર મૂઢી કાખે,
સફરીને હુ નીરખુ સજળ આખે
ઉન્ને ઉબે સાદ પાડુ લ્યો
તાજી તાજી એવ મસાલેદાર કચોરી
ફોરમ ફોરી
આયા સબસે આલા
ખૂમચાવાલા
ઊચી મૂઢી નીચે મૂકી
ઉપર મૂકી થાળ,
થભાવ્યો મે સતત સરતો કાળ

સફર બફર, હકર ફકર સહુ વછોડી
મે તો આખી ખલક ખોડી
ભઈ મુસાફર ઊપડો કાળને પાટે
તમ તમારી ગાડીએ વણ ઉચાટે
ચગી હો તમ જાતરા એટલુ જાચુ
તોય તે ખરે ટાણે
ઠરજો કોઈ ઠેકાણે
મૂળ તો આપણુ મિલન એ જ મજાનુ
વેપલો મારો બા નુ છે ભઈ બા નુ
તમને વળી ક્યાક આવે જો યાદ
રહી જાય સ્વાદ
તો કે જો ખુશખુશાલા
એક મિલ્યા તા ખૂમચાવાળા

**મકરન્દ દવે**

દિલીપ ઝવેરી

## ૬. વિદાય, આવકાર, આવજો

ક્યારેક બીજગણિત જેવો સમય આવે છે. ઇતિહાસના રોમાંચો, ભૂગોળનાં આહ્વાનો, વિજ્ઞાનનાં આશ્ચર્યોનો જ્યાં અભાવ હોય. ભૂમિતિમાંય રસ પડે. બિંદુ રેખા વર્તુળ ત્રિકોણ ચોરસ લંબચોરસ અને વિવિધકોણી આકૃતિઓ નીરખવા-રચવાનોય આહ્લાદ હોય. અરે, અંકગણિતનાં વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ, ક્ષેત્રફળ, અમુક માણસોને અમુક ઈંટો ગોઠવતાં કે અમુક ખેતર ખેડતાં અમુક કલાક-દિવસ લાગે તો કેટલા કલાક-દિવસોમાં કેટલાં ખેતર વાવશે કે કેટલી દીવાલ બાંધશે એની ત્રિરાશિ-પંચરાશિનીય રોજિંદી જિંદગી સાથેના તાલમેલની મઝા આવે. પણ બીજગણિતના अ ब क માં म न નો क्ष य થતો લાગે અને પછી તો વર્ગ અને ઘન ઘણઘંટાની જેમ ઠોકાય. અમાનુષી સંજ્ઞાઓમાં જીવનનાં મૂળ જ ખોવાઈ જાય.

તો આવું જ કંઈ થવાનું હતું જ્યાં માણેલું તેનો આનંદ અજાણતાંમાં XYZ થઈ જવાનો હતો.

ખુશનુમા સવાર હતી વિદાયની અને વહેલો પણ વરેઠી નાસ્તો હતો. છતાં ભારે પેટીબિસ્તરા ખેંચી ભેગાં થયેલાં સૌ વિવા પત્યા પછીના જાનૈયા જેવાં થાકેલાં હતાં. કોઈ તાઇચુંગ જવાનાં હતાં તો કોઈ તાઇપેઈ વિમાન- અડ્ડે તો કોઈ તાઇપેઈ શહેરમાં. છેવટના પણ અધૂરા અછડતા જુહાર પછી મેરી ગાડી કૌનસી, મેરી ગાડી કૌનસીવાળું બસમાં ચડવાનું ગોંધળ. મારે તો બે દિવસ તાઇપેઈમાં રહેવાનું હતું અને લિયોંનું વિમાન આવતી સવારે હતું એટલે સુબોધ, સુમાત્રાવાસી અને સુખરૂપ હું સાથે જ હતા. લી કહે કે આપણી ત્રીજી બસ છેલ્લી છૂટશે. લિયોં બીડી પર બીડી બાળે, સુબોધ દાઢી પંપાળે અને હું ખોપરી ખંજવાળું કે તાઇપેઈમાં કેનીને બે જણનો બંદોબસ્ત કરવા કહેવાનું છે. સુબોધને એમ કે કદાચ લી તાઇપેઈમાં એની સાચવણની જોગવાઈ કરશે. મને કહે કે વાત કરજો ને ખાસ મને વિમાસણ તો હતી. પણ જોયું જશે.

બસના ભંડકિયામાં બધો સામાન સમાય નહિ એટલે સીટોની વચ્ચે ખડકાય. છેલ્લે ચડનારાંના પોટલાં લાત ખાય. એની એજ દબદબેદાર બસ અગવડિયાળ બનતી ગઈ. કેડ ઝલાયલી ડોસી જેવી વંકવોળામણી. સંધિવાતની સ્થિતિમાં લગભગ ૧૫૦થીય વધુ માઈલનો પ્રવાસ હતો. પહેલાં વાયવ્યમાં તાઇચુંગ સુધી, પછી પલટીને ઈશાનમાં તાઇપેઈ. સરોવર ગયું. તડકામાં ઊડી જતા વલ જેવી એની શીતળતા પણ ઓસરી ગઈ. સંકડામણને વધુ અકળાવતી કરતું ટીવીનું કર્કશ સંગીત. વાતો અને ઊડકબૂડક ઝોકાં ત્રુટક છૂટક કલાકેકમાં આવ્યું તાઇચુંગ સેલિયાનો જોય્સ – માગરિટ ઊતર્યાં તારુણ્ય ઓસર્યું.

સુબોધ જાગ્યો. પછી કહે કે લીએ પાંચ હજાર તાઇવાન ડૉલર બંધાવ્યા હતા અને એની કરુણ કથની સાંભળી કોઈ અંગ્રેજી ન જાણતી જાપાની કવયિત્રીએ એને પરબીડિયામાં લપેટી એક હજાર યેન આપ્યા હતા. એક હજાર યેન સાંભળી હસવું આવ્યું. બસ! મેં કહ્યું, જરા દેખાડ તો ખરો. જોયું તો દસ હજાર યેનની બે નોટ હતી. વીસ હજાર યેનની કિંમત ખબર છે કે! કવિ સુબોધ કહે, ના. મને ચડી મસ્તી. કહ્યું, એક યેન પાંચ રૂપિયાની બરોબર. સાચ્ચે? હા, ભાઈ. દિલીપ દા, મૈં તો લખપતિ બન ગયા. સચમુચ બોલતે હો? કાગાનીંદર કરતો લિયોં આ વાતચીત સાંભળી મલકે. એને પણ ફિરકી લેવાની મજા આવી. કાઢ્યું પોતાનું પાકીટ. દેખાડી નોટો. હજાર હજાર ઇન્ડોનેશિયન રૂપૈયાની મોટી થપ્પી. કવિ પાસે આવી અઢળક દોલત હોય દેખીને સુબોધ તો છક થઈ ગયો. નાટક ચાલ્યું થોડી વાર. પછી એને સમજાવ્યું કે એક ડૉલરના સવાસોથીય ઝાઝા યેન અને લગભગ પોણા ત્રણ હજાર રૂપૈયા. લૉટરીની ટિકિટ ખોયા જેવો એનો ચહેરો પડી ગયો.

મધ્યાંતર વિરામ. ભોજનની સુપર માર્કેટ. અને

બહાર એક છાપરા નીચે ધાબો બાધીને માછ મરઘી તળાય મેં ગાઠ વાળી ગખી કે આ તાજા ગાઠિયા ભજિયા લેવાના જ છે અદર જતા તો જાતભાતના કેક બ્રેડ બિસ્કિટ સપેતગમા બાધી લેવાને ચીની મીઠાઈ નમકીન સૂકા મેવાના ડીપોત્અવી પાકીટ બકસા મે એક ખોખુ લીધુ માછ્ય મુરબ્બો ભરેલી પોચી બદામી bunનુ લિપોએ એવુ જ કંઈ ઘૂઘરાના આકારનુ સુબોધ વન્ડગ્લેન્ડમા એલિમ બહાર આવીને મેં તો છાપો માર્યો તવાવાળાની દુકાને ત્રણેનુ પેટ ભરાય એટલુ બધાવ્યુ લગભગ પચામ સાઠ તાઇવાન ડાલગનો ખર્ચ ત્યારે જાણ્યુ કે લગભગ બીજા બધા દેશોની જમ તાઇવાનમા પણ ભાગ્તની સરખામણીમા ખાવાપીવાનુ સસ્તુ છે અમે બસમા છેવાડે બેઠા હતા ત્યા એક ફોલ્ડિંગ ટેબલ છ જણને પૂરુ પડે એવુ અમે ટેબલ સજાવીને જમવા બેઠા બીજા બધા ખોળામા ખોખા રાખીને ખાય અને અમે અમીરી ઠાઠમા અમારી સાથે બીર પીવા ચેન જિયાન જોડાયો કોરિયન કલીના અનુસધાનમા ઊભા થયેલા રમૂજી ગોટાળાની એણે વાત કરી હસતા થયા એક પછી એક ટુચકા ફોડતા થયા અગ્રેજી ભાષાની સિફતથી ઊપજતા નાબાલિગોને શ્રવણનિષિદ્ધ શયતાની ઠઠ્ઠા ચાલ્યા કવિ અને વિદૂષક ઉભય સ્વયને ટકાવે ભાષાના આલબને રોજિંદા વપરાશની બોલીને કિંચિત્ વ્યત્યયથી, સ્ફુરાર્થના પરિરભનમા સૂતેલા શ્લેષાર્થને સ્ફુરાવી અધૂરી અભિધાને અદ્ભુતમા વિસ્તારતી વ્યજનાથી બેઉ પોતાના અસ્તિત્વને ટકાવી રાખે છે

તે સમયે મૌનથી ટકી રહેવા અમારે ટેબલ આવ્યો તાન બેન્ગ જિન ઘોઘાટ સાભળીને, પણ no English એના હાથના ડબ્બામા કોઈક પાદડીએ બાધેલા નાના જાયફળ જેવા લીલાશ પડતા સહેજ કઠણ ફળ ઇશારાથી લેવાને કહે એના સ્મિતભર્યા રમાળ હોઠ ખૂણેથી લાલ થૂક ગળી જરા મો ખોલે તો જીભ લાલ લાલ આપણે તો નવા અનુભવને માટે સદા તૈયાર મોમા મૂકી બટકુ ભર્યું તો સુગધી કાથો ચોપડેલા કલકત્તી પાન જેવો સ્વાદ સહેજ ચચરતી જીભ તરવગટ થતુ તાળવુ અને રસબસ થઈ જતી લાળગ્રથિઓ ટેસ આવી ગયો માગીને બીજા બે ત્રણ લીધા શબ્દનુ સાહચર્ય છો નહિ પણ તેરી બી જબાન લાલ મેરી બી જબાન લાલ – બે જિહ્વાનુ રગ સાહચર્ય

લીને મોકળાશમા દેખી એની બાજુમા જઈ બેઠો એને મન હતુ બસોએક જેટલી ભારતીય કવિતાઓનુ ચીનીમા ભાષાતર કરાવવાનુ જો ભારતમાથી સસ્થાકીય સહકાર મળે તો એને સમજાવ્યુ કે ICCR અથવા સાહિત્ય અકાદમીને લખી શકાય પછી એણે ICCRમા પત્ર મોકલ્યો પણ ખરો વાત આગળ વધી નથી એના ઘણા દિવસો અહી કવિતા પછવાડે વીત્યા એટલે ફિકર હતી પોતાની ઑફિસના કામની અઠવાડિયા પદર દિવસ સુધી તો માથુય ઊચુ કરવા નહિ મળે પછી વગર પૂછ્યે માગ મનની વાત જાણીને કહે કે યાત્રાનુ અતિમ વિરામ સ્થાન મિરામાર હોટલ — જ્યા લિયો એક રાત રહેવાનો હતો પણ ત્યા રહેવાના રોજના ત્રણ હજાર ડૉલર થાય સામે YMCAમા અડધેથી પતે જો જગા હોય તો તમારા દોસ્ત સરકારને કદાચ પરવડશે મેં તો કહ્યુ જ હતુ કે મારી વ્યવસ્થા તો પનવિરની ઑફિસ કરી દેશે લીએ ઑફિસનુ ઠેકાણુ વાચી ત્યા સહેલાઈથી કેમ પહોંચવુ તે સમજાવ્યુ ટેક્સીમા લગભગ સાઠ ડૉલર થશે વાત પતી

સુબોધને જચ્યુ નહિ એને એમ કે લી અઠવાડિયા લગી આશરો દેશે એણે એકબે કચવાતી વાત કરી અને વાતાવરણ પેલા બીજગણિતના કોઈ કપરા સમીકરણ જેવુ થતુ લાગ્યુ મેં મીટ માડી ભૂગોળ ભણી પ્રાદેશિક તાઇવાનનુ હવે છેવટનુ દર્શન દૂર રહી ગયેલી પર્વતમાળાઓ પરના સરુ દેવદારુ ચિનાર જેવા શકુદ્રુમોનો ભૂરો લીલો રગ રસ્તે વળગેલા ઝાડના ચીકુ આબાના હોય એવા પાનનો પોપટી લીલો રગ વાસના ઝુડના ઝુડ સોનપીળા લીલા રગના ક્યારેક ક્યારેક આવજો કહેવા દડી આવતી અલ્પજલા નદીઓનો શ્યામલ લીલો રગ માટીને નિરતર વળગી મુઠ્ઠીમા તડકાને ઘુમરાવતા ઘાસનો લીલો પીલો રગ વચ્ચે વચ્ચે આવતા નાના શહેર

એકમાળિયાં ઘર. નામમાત્રનો બાગ. તારની જાળીવાળી વાડ. વાદળી રંગની ભીંતો. કેટલીય વાર અડધી ચણેલી, પ્લાસ્ટર વિના ઉઘાડે ડિલ, આછી ગુલાબી લાલ ઈંટો. છાપરાની વાટ જોતા, છતમાંથી ડોકિયાં કરતા કાળા સળિયા. જ્યાં છાપરાં બંધાયાં હોય ત્યાં ઠાવકાં બેઠેલાં લાલગેરુ નળિયાં. દરવાજે પહેરો ભરતાં સાઇકલ, સ્કૂટર, ફટફટિયાં. ક્યાંક ખૂંટે લટકતાં જૂનાં ટાયરટ્યૂબ. કોક કોક ઘરના તબેલામાં રમકડા જેવી નાની મોટર. કિરાણાની હાટ, મચ્છીખાનાં, દરજી-મોચી-લુહારની દુકાનો, રડીખડી હોટલો, નિશાળના ચોગાનમાં ફૂટબોલ ખેલતાં છોકરાં, બહારથી મોંફાટ દાઢાદંતા રાતાચોળ સિંહ અને દરવાજાની કમાન પર ડ્રેગનરખવાળી મંદિરો, હસતા લોકો. પણ ક્યાંય ન દેખાય પેલો પુરાણી પિછાનવાળો – પહોળી શંકુ આકારની નેતરની છાજલી માથે ઓઢી, ટૂંકા ભૂરા ડગલા અને ઘૂંટીથી વેંત ઊંચા લેંઘાવાળો, કેડેથી નમેલો, વાંસની લાંબી હોકલી ફૂંકતો લટકતી મૂછો અને પાતળી દાઢીવાળો સુકલકડી ખેડૂત.

અને પછી તો આવ્યું વિરાટ શહેર – જ્યાં બધું જ ખોવાઈ જાય, ઇતિહાસ અણઓળખીતો થઈ જાય.

તાઇપેઈના રેલવે સ્ટેશને પોણી ગાડી ઠલવાઈ ગઈ. ઈન મીન સાડે તીનને લઈને બસ ચાલી મિરામાર હોટલ ભણી. મિરામારના વાવટા દેખાણા. હવે સાચોસાચ છૂટશે સૌનો સાથ. ઊતર્યાં. પેટીઓ ગોઠવી. લિયોં કહે, ચાલ અંદર, મને કઈ રૂમ મળે છે તે જાણી લે. રાતે છેવટના ભેગા થશું. જમશું. મારે પણ એકી પાણી ટેલિફોન કરવાં હતાં. અહીં હવે લિયોંને ઉપર લઈ જવા લિફ્ટ મળી. પનવિરામાં કેનીને ફોન જોડ્યો. ભાઈ, હવે તો હું એકલો નથી. જોડીમાં સરકાર છે. ડોન્ટ વરી ડૉક્ટર સા'બ, આપ અપને દોસ્તકો ભી લે આઇયે. ફિર બૈઠકર બાત કરતે સબ બંદોબસ્ત હો જાયેગા. ધરપત વળી અને બહાર આવ્યો. તો ટેક્સીની વાટ જોતા તાઇવાનના એક છેવટના કવિને ચીંધીને સુબોધ કહે કે શાયદ ઇનકે સાથ મેરા રહનેકા હો જાયગા. પેલા કવિને અંગ્રેજી ઝાઝું આવડતું ન હતું તેની મને જાણ હતી. જો કંઈ વચકે તો વળી બંગાલના બેહાલ થઈ જાય એમ વિચારીને મેં દખલ કરી. હવે તું મારી સાથે જ ચાલ. જ્યાં સુધી હું તાઇવાનમાં છું ત્યાં સુધી મારી સાથે રહે અને પછીનું જોયું જશે.

પેટીઓ ટેક્સીમાં ગોઠવી. કદાચ સામાનનું ભાડું વધારે લેશે એ કાળજીથી એક રાખી ખોળામાં. બને તેટલા પૈસા બચાવવાના હતા. ચંદ મિનિટોમાં સુંગ ચિયાંગ રોડ અને મિનચુઆન ઈસ્ટ રોડના ખૂણા પરનું કેપિટલ બિલ્ડિંગ આવી ગયું. તાઇવાનના અનેક લાંબા રસ્તા એકમાર્ગી કે પડખું ફરવાની મનાઈવાળા, એટલે સાવ નજીકનું સ્થળ પણ વાહનગામીને આઘું તોય માત્ર ત્રીસ-ચાલીસ ડૉલરમાં હિસાબ પત્યો. કેપિટલ બિલ્ડિંગનો જમાદાર ભલો માણસ. કહે કે સામાન થડા પાછળ મૂકી દો, હું સંભાળી લઈશ. સુબોધને કહ્યું કે રુક, કેનીને મળી આવું ત્યાં સુધી જરા વાટ જોજો.

આઠમે માળે પનવિરાની ઑફિસ. વળી ફરી શ્રીરામ, અગરબત્તી, લાભશુભ અને સંત આસારામજી. બહારના ખંડમાં ચીની છોકરીઓ ટાઇપ કરે, કૉમ્પ્યુટર પર ટિક ટિક કરે અને દર દોઢ કલાકે જમે. રમકડાં, જોડા, ઘડિયાળો, નોવેલ્ટીઓના ઢેર. કેનીની ઑફિસ છેડે. મને એમ કે મેંગલોર સાઇડનો કાનડી-કોંકણી સવ્યસાચી હશે. પણ ગોરો ચહેરો, લાંબું નાક, ગાઢ ભમ્મરો અને બારપંદર દિવસની ચડેલી મરીમીઠાળી દાઢી. લાગે છે તો સિંધી! એની ટેલિફોન પર યુરોપ સાથે વાત ચાલતી હતી ત્યાં સુધી વાટ જોતો બેઠો. રિસીવર મૂકી કેની પૂછે, ક્યાં છે તમારા સાથીદાર? હું પૂછું, તમે નૉર્થ કાનરાના નથી? ટકરાયા બેઉના સવાલ અને અમે હસી પડ્યા. વૈસે તો મેરા નામ કનૈયો ગંગવાની હૈ લેકિન યહાં અંગ્રેજી નામ રખનેસે ચીની લોગોંકો બોલના આસાન પડતા હૈ. ત્યાં તો પીવાનું પાણી લઈને આવ્યો એમનો મદદનીશ કમલ લાલવાની – જેનું અહીંનું નામ ચાર્લ્સ. તરસ છિપાવીને ફોડ પાડ્યો કે સુબોધને અઠવાડિયું કાઢવાનું છે અને હવે બધું મળીને એના ખીસામાં ત્રણસો અમેરિકન ડૉલર જેટલા જ પૈસા છે. મારે હૉંગકૉંગ પહોંચી વિઝા-ટિકિટ મેળવી ઇન્ડોનેશિયા જવાનું છે. તો તમે કરો કોઈ પ્લાન.

કવિઓ સદા કંગાળ હોય છે એવી કલ્પનાય જો કેનીને હોય તો સાચી કરીને દેખાડી

કુછ ફિકર નહીં આ જાને દો સરકાર સા'બકો સુબોધે આવીને વળી ફરી દાસ્તાને દર્દ દોહરાવી પછી કેનીએ સમજાવ્યુ કે અહીં સસ્તામા સસ્તી હોટેલમા પણ આઠઓ નવસો તાઇવાની ડૉલર વિના રાતવાસો નહિ મળે ઉપરાંત ખાવાપીવાનો કે હરવાફરવાનો ખર્ચ બૅંગકૉકમા આથી ઘણુ સસ્તુ જીવન અહીં જોવા ફરવા જેવુ બીજુ ઝાઝુ નથી બૅંગકૉકમા તો ઘણા આકર્ષણો છે ત્યા રહેવા કરવા માટે ઠેકાણા આપુ તમારી ટિકિટ ફ્લાઇટની કઈ પણ મૂઝવણ હોય તો તોડ પાડી દઉ ડૉક્ટર સાહેબની સાથે અહીં રહો પછી એમને જ્યારે હૉંગકૉંગ જવાનુ હોય ત્યારે તમે બૅંગકૉક નીકળો પછી કમલને સિંધીમા પૂછે તુહિંજે ઘરમે જાય આહે છા? કેથે વયો તુહિંજો દોસ્ત? કડે ઇંદો? કમલ કહે નો પ્રૉબ્લેમ આપ દોનો તીસ તારીખ તક મેરે ઘરમે રહ સકતે હૈ માફ કરના, ઘર થોડા છોટા હૈ ઓર આપકી પૂરી ખાતિર નહીં કર પાઉંગા લેકિન બેચેલર લાઇફમેં જો ભી કચ્ચાપક્કા પકાયા સાથમેં ખાયેંગે ખાલી ઇધરસે જરા દૂર હૈ કેટલુ આઘે? દો સો ડૉલર ક્યા હૈ તાઇપેઈકા ટ્રાફિક બડા કન્જસ્ટેડ હૈ લગભગ એક કરોડની વસ્તી હશે અને એક લાખ હશે વાહન. મકાનો ચોરસ લબચોરસ જૂથમા બાધેલા એટલે રસ્તા ઘણુ કરીને સીધા અને સમાંતર શહેરના એક છેડેથી બીજે છેડે સુધી લબાયલા રાજમાર્ગ દ્રુતગતિ વાહનો માટે ઊડણફાળ ભરતા ગિરેમાર્ગ ચાર પુલોની બાથમા વહેતી તામ્સુઈ નદી એક કાળે ફરતા કોટની ઓથમા જપેલુ શહેર હવે તો અફાટ વિસ્તરેલુ જૂના ગઢના દરવાજા હવે એની ભીતરમા પૂર્વદ્વારની સામે રાષ્ટ્રપતિનો નિવાસ શહેરમા પદર મ્યુઝિયમ પતંગિયાથી માડી શસ્ત્રઓના ટપાલટિકિટ ઉડ્ડયન ને સિનેમાના ગ્રામકલા હાથકારીગરી, ઇતિહાસ અને કલાના સંગીતભવન નાટકભવન ભવ્યપરિમાણી નૅશનલ પૅલેસ મ્યુઝિયમમા ચીનની કળાનો દુનિયાભરમા સૌથી મોટો ખજાનો હજારો નાનામોટા કારખાના વીસથી વધુ પચતારક હોટલો જેને અહીં શાયરાના મિજાજમા Five Plum Blossoms Hotels કહે અગણિત મદિરો હાથવગા દોઢબે દિવસમા શુ શુ જોવુ? પણ સુબોધ સાથે હતો એટલે થયુ કે ચાલો ફરાફરી કરી ભટકવા માટે જોડીદાર છે તો કુછ ન કુછ બાત બન જાયગી

તાઇવાન છોડતી વખતે વિમાનઅડ્ડે જવા ઑફિસનુ ઠેકાણુ અનુકૂળ પડે તેમ હતુ ત્યાથી જવાનુ જૂના વિમાનતળે જ્યાથી વળી ચાર કાઈ શેક વિમાનઘર જવાને સીધી બસ મળે એટલે નક્કી કર્યું કે મારે સામાન આફિસમા જ રહેવા દેવો બે દિવસના લૂગડાલત્તા ટુવાલ સાબુ ટૂથબ્રશ એક થેલામા બાધી કમલને સોપ્યા એ કોઈ મિત્રની ગાડીનો બદોબસ્ત કરવાનો હતો કારણ કે એની પાસે તો સ્કૂટર હતુ હવે સહેલુ થઈ ગયુ ગાડીની જરૂર ન રહી બપોર પતવા આવી હતી પણ ઘણો ઉકળાટ હતો ઑફિસ બધ થતા પહેલા એક ચક્કર મારી જશુ અને રાતે લિયોને મળી કમલને ઘરે પહોંચીશુ એવુ નક્કી કરી એનુ સરનામુ અગ્રેજી ચીની બેઉમા લખાવી દીધુ વર્લ્ડ ટ્રેડ સેન્ટર હોટેલ હ્યાટ અને સેવન-ઇલેવન સ્ટોર નામેનુ મકાન એ એંધાણીઓ હવે નીકળ્યા રખડવા. મોટા રસ્તા ઓળંગવાના ભોયરાથી શરૂઆત કરી ત્યા દેખ્યો તાઇવાનનો પહેલો ભિખારી ફેન્સી કાળા ચશ્મા ભભકદાર વેશ હાથમા રોકસિંગરી ગિટાર મુબઈની ટ્રેનોમા પતરાનુ ડબલુ કે પથરાનુ ટિકટિકિયુ લઈ ગાતા ફરતા ગરીબોકી સુનોઓ વો તુમ્હારી સુનેગા વાળાનો પચતારક અવતાર! ભોયરુ વટાવતા સુખાળવી ફૂટપાથ સાથે દુકાનોની છાજલીના છાયડા દુકાનોમા કૅમેરા કેલ્ક્યુલેટર કૉમ્પ્યુટર ડિઝાઇનર જીન્સ અત્તર પ્રસાધનો ઘડિયાળો સવારના સાતથી રાતના અગિયાર સુધી ઉઘાડા રહેતા સુપર સ્ટોર પગવાટ અને રસ્તા વચ્ચેની પાતળી નેળને બધ બાધી પાછળથી પાણી વહેતુ રાખી એમા લાલભૂરીસોનેરી માછલીનુ માઇક્રોઍક્વેરિયમ સજાવી મને વારેઘડીએ કોણીપાનીએ તાણી લલચાવતી સમુદ્રફળોની દુકાનો. અટકુ ન અટકુ ત્યા મારી અટકની યાદ દેવડાવી ચોટિયે

ઝાલી ખડો કરી દેતા ઝવેરીઓના શો રૂમ. મોતી ખરાં અને કલ્ચરાં, મોટાં ગોળ ઝીણાં દાણા જેવાં, દૂધિયાં લીલાશ પડતાં ભૂરી ઝાંયવાળાં, અક્ષત કે વીંધેલાં, એકલાં, વીંટીમાં વગુતાયલાં, બુટ્ટીમાં બંધાયલાં, કંગનમાં કસાયલાં, સેરમાં સંધાયલાં. પરવાળાં – લાલ-ગુલાબી–શ્વેત-શ્યામ, ઘસી ઘસી ચમકચમક નંગ જેવાં કરી અંગૂઠી-ઠોળિયાં-હાર–બંગડીમાં જડેલાં કે ફૂલપાન-પશુપંખી દૈત્યડ્રૅગન રૂપમાં કોરેલાં. Turquoise, jade, agate, amethyst, onyx, garnet, topaz. નાનપણમાં તોલો-માસો-વાલ-રતી એવડું શીખ્યા પછી જેની મતિમાં રેણ પડેલી તે સોની દિલીપકુમારને આથી ઝાઝી ગમ ન પડે. એટલે પછી જુએ સુથારકામના નમૂના. હજારો વર્ષોથી અનેક વંશોના રજવાડીદરબારી લોક જેમાં બેસતા, લંબાવતા, ઊંઘતા, આળોટતા તે ખુરશીઓ, દીવાન, પલંગોની પરંપરાગત અનુકૃતિઓ જાતજાતનાં લાકડાંમાં. સાગ સીસમ rattan અખરોટ bentwood. કોતરણીમાં વળી ફરી વેલબુટ્ટા, પંખી, હરણાં, સિંહ, વાઘ અને ડ્રૅગન. આ ડ્રૅગન દેશમાં એક જ દિશાએ ચાલતાં જતાં આવ્યું અચાનક એક મકાન, જેના તોતિંગ નકશીદાર દરવાજા ઉઘાડા. ઊંચાં ઝાડ વચ્ચેથી સીધો જતો રસ્તો. એની આઘે આવે એક મહાકાય સ્થાપત્ય. થયું કે નક્કી જ કોઈ મ્યુઝિયમ હશે. સુબોધને પટાવ્યો. ચાલ જઈએ જોવાને. પણ થોડુંક ચાલ્યા કે દેખાયું એક મેદાન, જ્યાં છોકરાં ફૂટબૉલ રમે. અરે તેરીકી, આ તો સ્કૂલ! વળી ફરી બજારપેઠમાં. અંગ્રેજીનો અ પણ ન જોવા મળે તેવાં દુકાનોનાં પાટિયાં દેખી દેખી સુબોધ કંટાળેલો. રાવ નાખે કે ઇધર સબ ચાયનીઝમેં હી લિખા હૈ. બાહરસે આનેવાલેકો ક્યા સમઝ પડેગા? અંદર રહેતા ચીની લોકો શું કામે ચીનીમાં ન લખે? અંગ્રેજી તો અભી અભી એક દોઢ સદીથી ગુલામોએ માતેલી કરેલી ભાષા, જ્યારે ચીની તો હજારો વર્ષોથી દુનિયામાં ચોથાથીય ઝાઝી પ્રજાની ભાષા. પોતાના જ ગામમાં પોતાની જ ભાષા હોય ને! આ કંઈ આંતરરાષ્ટ્રીય કવિસંમેલન થોડું છે? Asian Poets' Conference is over. Finis. આમ સમજાવું સમજાવું ત્યાં તો લાલ પાટિયે રુઆબથી ચીતરેલો સોનાનો M આવ્યો. મૅકડોનાલ્ડ હામ્બર્ગર. સાંભર્યું કે ભૂખ લાગી છે. જાદૂઈ લકડીસે ચુંગટુંગચીનીમેંસે બન ગયા હાય હાઉડી અમેરિકન યાન્કી પેલ ફેસ ગ્રિન્ગો ગોરાસા'બ. સેલ્ફ સર્વિસ. આપણો તો ડ્રૅગનજિષ્ણુ જાયન્ટ બર્ગર અને કડવી કૉફી. અહીં અમેરિકાની લાજ રાખવાને સસ્તી! બાબુમોશાયને ચિકિનબર્ગર, ચિપ્સ ઍન્ડ કોક. નિશાળ અને ઑફિસ સાથે છૂટેલાં એટલે દફ્તરમોકળી બાલ-તરુણ મંડળીની બેશુમાર ગર્દી. ઘોંઘાટિયો ગેંઢો.

અબાઉટ ટર્ન કરી નાકની દાંડીએ ચાલતા ફરી આવ્યા કૅપિટલ બિલ્ડિંગમાં. વળી ફરી કમલનું પાકું કરેલું સરનામું, આવતી કાલે પાકી કરવાની સુબોધની બૅંગકૉક ટિકિટ, મિરામાર હોટલ પહોંચવાનો પાકો નકશો. સાતેક વાગ્યા. સૂરજ ઢળ્યો. નિયૉન બત્તીઓ ઝળકી. મોટાં મોટાં પાટિયાં પર રંગબેરંગી વીજળીએ અંગડાઈ લીધી. જાહેરાતોના મુજરા ચાલુ થયા. અને આવ્યું ભાવિકોની ભીડભર્યું Hsingtien દેવળ, જ્યાંથી જમણી કોરના બીજા વળાંકે વાટ જોતા લિયોંની હોટલ. લિફ્ટનો દરવાન આદરપૂર્વક દોરી ગયો એના કમરા સુધી. આખો દિવસ એકલો એકલો એકત્રીસ સિગરેટ ફૂંકી થાકેલો રાજી થતો દોસ્ત. એક રાતવાસા માટે એણે ખરચેલા ત્રણ હજાર તાઇવાન ડૉલર, જેનો પૂરો ફાયદો લીધો અમે. વારાફરતી ઉદાન-શુદ્ધિ-સ્નાન પતાવ્યાં ભારતીય કવિઓએ. કાખે વાંસે છાંટ્યાં અત્તર, કોલોન. છોલેલી તેમ જ વધારેલી દાઢીએ ચોપડ્યાં આફ્ટરશેવ લોશન. બાથરૂમનાં અરીસા અને ભોંયને કોરાં કરી હું બહાર આવ્યો તો પ્રફુલ્લિત સુબોધ અને પુલકિત લિયોં કવિતાની વાતો કરે. મારો લાડકો ટાઇમપાસ જાતજાતની લૉજીઓ અને ઇઝમોને ભાંડવાનો. સુબોધ શિક્ષક એટલે આવા ભણતરની આવશ્યકતાનો લૂલો પણ હિંમતભેર બચાવ કરે. ચુકાદો કરનાર લિયોં. ફેંસલામાં એનો સવાલ : કવિતાનું મૂળ ક્યાં? સુબોધના જાતજાતના જવાબમાં એ ઢોલીના બેલની જેમ વારે વારે મૂંડી હલાવી ના ના કરે. કહે, કવિતાનું મૂળ છે શબ્દ. બોલાયેલો શબ્દ. ભાષા. શબ્દથી શબ્દ સુધી લઈ જતો શબ્દ. Not idea

but word Poem begins as a word, ends as a word લાલ રંગની ફીતબાંધી ફાઈલ બંધ કરે What next? ચાલો જમવા નીકળતા પહેલા તાઇપેઈમા જ વસતી ચારુ હુઆને ફોન કર્યો જો નજીકમા રહેતી હોય તો સાથે જઈએ રૂપેરી અવાજમા એનો ઉપાળો નકાર આજે તો જરાય સમય નથી કાલે વાત કરશુ અબ તો તીન સિંગાડા ચ એક સાથમે નો ફેમિનાઇન કંપની લિયોંના ટેબલ પરથી ઉચાપત કરી તાઇવાન થ્રિમ મન્થ ની ચોપડી જેમા ઉપયોગી નકશા અને માહિતી વળી મિરામાર હોટલનુ સચિત્ર ચોપાનિયુ થોડા કાગળ પરબીડિયા

દેશી જમણ ઠેકઠેકાણે મળે છે એ તો બપોરે ટહેલતા જાણી લીધુ હતુ પણ લિયોને ઝાઝુ ચાલવુ ન હતુ એ બેઉને ચોકમા ખડા કરી આસપાસની એક બે ગલીમા ચક્કર મારી આવ્યો જડી ગઈ જડી ગઈ મારી મનપસંદ જૂની અને જાણીતી, ચાર એલ્યુમિનિયમના ટેબલ અને ચોવીસ ફોલ્ડિંગ પતરાની ચેરવાળી હોટલ' બીરના અડધો ડઝન ડબલા બાજુમાથી લીધા - ચિલ્ડ' સનમૂન લેક કરતા ચાર ડૉલર સસ્તા' પછી હાક દીધી ભેરુઓને આવો પોરસાઈને પંખા નીચે દરવાજા પાસેના ટેબલ પર બેસાડ્યા હવે કરો હુકમ ફરમાવો તમારી પસંદ ફટાફટ પેશ બહાર તૈયાર હતી રંધાવાને તત્પર સજધજ બેઠેલી વાનીઓ આગળી ચીંધો ને સર્રર્ર તર્રર ખટાખટ ખડિંગ ટ્રિંગ છમ્મ્મ હુસ્શ તાબડતોબ હાજર' પણ પસંદગી અને ભાવતાલ કરવાની વેળ આવી ત્યારે થઈ ગઈ આપણી ફુસ્કી નો ઇંગલિશ, વેલી વેલી ગુડ અબ ક્યા હોગા લાલિયા' પણ અંદર જમનારામાથી એકને પહેલા કુતૂહલ અને પછી દયા આવી એણે દુભાષિયાનુ કામ કરી તાળો મેળવી દીધો બસો ડૉલરથીય કમમા નોંધાઈ ગયુ પેટફાટ ભોંણુ બીર પતાવ્યા પછીય બચેલી તરસ પાણી જોઈએ હવે કેમ સમજાવવુ? પેલા યસ ઇંગલિશ ચીની ભાઈ તો જમીને ચાલી ગયા હતા જાતજાતની અંગભંગિઓની પલ્લવી વ્યર્થ ગઈ ચિત્ર કરી દેખાડ્યા - વેઇફાયા. આખરે માલકિન લે ચલી કિચનમેં નળમાથી ટપકતુ પાણી અને પવાલુ દેખાડ્યા ત્યારે સમજાયુ ખડખડાટ હસતા હસતા હાજર કર્યા કૂજા અને ગ્લાસ સૌ કોઈ રાજી તાઇવાન પબ્લિક વેલી વેલી જોલી'

મિરામાર પાછા ફરતા આરંભ્યુ રવીન્દ્ર સંગીત. બે ગીત મે ગાયા ચારુ સુબોધે લિયો તો ખુશ ખુશ પણ મોશાય ડબ્બલ ચોપ્પર ખુશ ભાલો ભાલો હોટલને પગથિયે બાથ ભરીને જુહાર કરવા જતા લિયોએ ગળે લટકાવેલા ચશ્માનો કાચ તોડ્યો દહેશત પણ લાગી પછી છોભીલા પડી કહ્યુ કે આ તો શુભ શકુન કહેવાય અને પોતાના ગતા થતા ચહેરાનો સગવડિયો અર્થ કાઢ્યો. ફરી મળવાના જ છીએ એ હોંશમા છૂટા પડ્યા રસ્તે એક સુપર સ્ટોરમાથી કમલને માટે કાલ સવારને ન્હારુ દૂધ-બ્રેડ લીધા ટેક્સી પકડી ડ્રાઇવરના હાથમા ચીની સરનામુ આપ્યુ ૧૬૫ કીલન્ગ રોડ રાત મોડી થઈ હતી અચાનક સુબોધ કહે કે એના પેટમા દુખે છે બહુ દુખે છે પૂછ્યુ અગાઉ ક્યારે દુખતુ હતુ કે? હા ક્યારથી? બેત્રણ દિવસથી ભલાદમી આ વાત પહેલા કરી હોત તો ઉકેલ આવી જાત ને? મારો દવાનો ડબ્બો તો પનવિગ ઑફિસમા રાખેલી બૅગમા છે હવે લઈએ સરજૂપતિનુ નામ ને ઉમેદ કરીએ કે કમલના ઘરમાથી કંઈ મળી આવે પરદેશમા માંદા પડવુ ખતરનાક સ્વદેશ હજી છ દિવસ છેટે ગજવામા દોઢિયાય ઝાઝા નથી હવે રાત આખી મને નીંદર આવવાની ન હતી કારણ કે મારી પાસે ઘેરાયેલા કૌંસને છોડવવાને હથિયાર હાથવગા નથી સામર્થ્ય બીજગણિત-

$$\sqrt[37]{\frac{x^{14} \times A^{6} \times M^{2}}{y() - 3B + \frac{N}{52})}} \times 7\frac{1}{2} = P = D = S$$

ટેક્સી થોભી ડ્રાઇવરે મકાનનો નંબર ખાતરીથી દેખાડ્યો ભાડુ માત્ર એંસી ડૉલર શાંત રાતે મળેલા સીધા રસ્તા ભીડ વગરના દિવસના બસો બીજગણિતમા રાતે એંસી બની ગયા પણ મકાનનો દરવાજો ન જડે આસપાસ બધુ સૂમસામ ' ફોટોગ્રાફરની દુકાન અર્ધે શટર ઉઘાડી એ બિચારો સળી પકડીને જમે પણ ઠેકાણુ વાંચી ડાબે હાથે ચીંધે

બહાર નીકળી એની ચીંધેલી દિશામાં ચાલ્યા પણ ગોથું ખાઈ ગયા. નિર્જન રસ્તે ચાલતા એક સજ્જનને દેખી પૂછ્યું. અંગ્રેજી આવડે. કહે, ચાલો મારી સાથે. હું પણ અહીં રહું છું. કમલનું ઘર ત્રીજે માળે. એ મકાનને આઠ આઠ દરવાજા અને આઠ આઠ દાદરા. લિફ્ટ નહિ. એક દાદરાને બત્રીસ પગથિયાં! એક એક માળે સો ફ્લૅટ. ભાઈ છેક કમલના દરવાજા સુધી મૂકી ગયા. પોતે તો રહેતા હતા પહેલે માળે. હૉંગકૉંગ પણ ચીન. તાઇવાન પણ ચીન. કંઈ પૂછો તો હૉંગકૉંગના ચીની તમારી આરપાર જુએ અને તાઇવાનના ચીની આંખમાં આંખ મેળવી બાંય ઝાલી સહાય કરે. માઇનસ ચીની પ્લસ ચીની.

કમલ તો જમવાનું તૈયાર રાખીને વાટ જોતો હતો. વટાણાનો પુલાવ, ફૂલગોભીની હળદર-પીળી ભાજી, જીરાનો વઘાર દીધેલી મગની દાળ, ચોથિયા ગડી કરેલા પોચા પરાઠા. દોસ્ત, અમે તો અગસ્ત્યના ઓડકાર લેતા આવ્યા છીએ. તારો આભાર આભાર. પણ લવિંગ લહેકતો પુલાવ નહિ Baralgan જોઈએ છે. અદરખઘેલું કોલી ફલાવર નહિ મિન્ટ ફ્લેવર Gelusil જોઈએ છે. અને માનશો, સાચેસાચ દવા મળી! પેરિસ્ટાલ્ટિક પીડામુક્ત બેફિકર નીંદર આવશે. આખરે એના હેત અને આગ્રહને હા પાડી બે ચમચા તાંદુલ અને પરોઠાના અડધિયામાં ભૂંગળે વાળીને થોડું શાક ખાઈ મિલ્ક રોઝ પીધું.

કમલનું ઘર ખરેખર નાનું. પાંચ પગલાંનું રસોડું. દોઢ પગલાની નહાણી. વાજબી માત્ર બેઠકનો કમરો. સવા ખાટલાનો એનો શયનખંડ. બે ગાદલાં એવડા ઝરૂખામાંનો ખાસ્સો એવો સામાન ખસેડવો પડ્યો. ત્યાં ઓશીકાં પથારી બિછાવ્યાં. પંખો જોડ્યો. દોઢેક વાગી ગયો હતો. કમલને તો સવારે સાડા આઠે ઘર છોડવાનું હતું. એને શિરામણનું સંપેતરું સોંપ્યું તો હસીને કહે, ડાક્ટરસા'બ, કલ હૈ મંગલવાર. મેરા આખા દિવસ ઉપવાસ રહતા હૈ. સુબહમેં ચાય તક નહીં પીતા. ખાલી રાતકો ખાતા હૂં. યે સબ તો આપકો હી કલ કામ લગેગા. લો, અતિથિનું અન્ન યજમાનને વર્જ્ય! આખો મંગળવાર નરણે કોઠે જેને કાઢવાનો તે કમલ. ન જાણ કે પિછાણ પણ માન કે ન માન અમે તારા મહેમાન થઈ માથે પડેલા કવિઓ. વળી ફરી ક્યાં મળવાના? અને તોય અમારે માટે રાંધી રાખે, મોડે સુધી વાટ જુએ, કેટલોય થાક ચડ્યો હોય પણ દોઢ વાગ્યે ટેબલ-બક્સા ખસેડી અમારી તજવીજ કરે. રોજ રોજ અને સૌ કોઈને નસીબે નથી મળતા આવા સોનાના માણસ.

ગરમીથી છંછેડાયેલી રાત કંટાળીને ઉતાવળે વહી ગઈ. સવારનું મોંસૂઝણું થતાંવેંત હું ઊઠી ગયો ને માંડ્યો ગુજરાતીમાં લેખ. આ ભોળા કવિને મુંબઈના એક પત્રકારે કોણીગોળ આશા દઈ રાખી હતી કે કૉન્ફરન્સ પતે કે તરત લખીને faxથી મોકલજો. મને એમ કે ઝટપટ લખી રાખું તો પનવિરાની ઑફિસે સ્વચ્છ અક્ષરમાં નકલ કરી કામ પતાવી લઈશ. વળી ઇન્ડોનેશિયામાં પણ fax મોકલી દઈશ જનાબ જમીલ અહમદ ખાનને કે આવું છું. હવે સુબોધ ઊઠે કે આખા દિવસનો કાર્યક્રમ ગોઠવી રાખીએ. સૌ જાગ્યા પછી દોઢ પગલાના બાથરૂમ પર ત્રણ જણનાં આંતરડાં-પરસેવા-સાબુનો હલ્લો. કમલને તો ભાગવાનું જ હતું. ઘર સોંપી, ચાવી ચીંધી, વીજળીનાં બટનોની જાણ કરી એ નીકળ્યો. હવે મોશાયના પેટમાં દુખતું ન હતું. પણ કહે કે આરામ કરવો છે. ટીવી પર કોઈ કુંગ ફૂ કુસ્તી – મારામારીની ઢિશૂમધડાંગ ફિલ્મ ચાલતી હતી તે જોવી છે. તો એના હાથમાં તાઇપેઈનો નકશો દીધો. જ્યાં રહેતા હતા તે ઘર અને પનવિરાની ઑફિસને ઠેકાણે નિશાનીઓ કરી. ઑફિસના ટેલિફોન નંબર દીધા. ચીની સરનામાં દીધાં. કેટલા વાગ્યે ઑફિસે પહોંચીશ અને કેટલા વાગ્યા સુધી હોઈશ એ કહ્યું. ફોન કરતો રહેજે અને તબિયતના સમાચાર દેતો રહેજે.

બહાર પડ્યો ત્યારે તો ક્ષ નામનો દિવસ હતો. થોડુંક ચાલ્યો કે વર્લ્ડ ટ્રેડ સેન્ટર દેખાયું. અપના કામ નહીં. આગળ વધતાં નકશામાં જોઈ રાખેલું સુન યાત-સેન સ્મૃતિ સંગ્રહાલય આવ્યું. દૂરથી દેખાતું ભવ્ય મકાન. દરવાજેથી માંડીને અડધોક કિલોમીટર લાંબું ઉદ્યાન. પછી એવડું જ મોટું મકાન. ચોતરફ શાંતિ.

વેગભર્યાં વાહનો પણ ન અવાજ કે ન ધુમાડા અડી લેવાનુ મન થાય એવુ અજબ ભૂરુ આસમાન અઢેલી ઊભા રહેવાનુ મન થાય એવુ મોન વિશાળ પગથિયા ચડી પ્રવેશ કર્યો તો ભીતર સિંહાસનારૂઢ સુન યાત સેનનુ પચાસેક ફૂટ ઊચુ પૂતળુ સગ્રહાલયમા ચીનની અનેક લડતોની સચિત્ર દસ્તાવેજી માહિતી કુમિન્ટાન્ગ ચળવળ અને ગજવટનો ચિતાર સુન યાત સેનના વિદ્યાર્થીવેશથી માડી છેક સુધીના ફોટા માઓનુ નામનિશાન નહિ સત્ય અર્ધસત્ય, અતિશયોક્તિઓ એક જ ઘટનાના તારણ જો સ્તુતિપૂર્ણ હોય તો તેટલા જ નિંદ્ય પણ હોઈ શકે સાભરે આર્નોલ્ડ ટાયન્બીનો સાવ વિરોધી સૂર વહેવારુ કાન્ફ્યૂશિયસનીતિની હજારો વર્ષ જૂની પરપરા ત રાજ્યવ્યવસ્થાનો આવી ગયેલો અચાનક અને અપુનરાગમી અપરિહાર્ય અત જોઈને ઝાઝુ કઈ લાગ્યો નહિ વળી બીજો દાદરો ચડતા જોયા ચિત્રો નિસર્ગદશ્યો પતગિયા, ફૂલઝાડ પહાડો ઝરણા એવા અતિપરિચિત રેઢિયાળ ચિત્રોમા નોખા તરી આવ્યા વાઘના ચિત્રો પણ સાપ્રત કલાપ્રવાહો જાણવા માટે તો જવુ જોઈએ શહેરને બીજે છેડે તાઇપેઇ ફાઇન આર્ટ્સ મ્યુઝિયમમા અશક્ય અહી આટા મારતા દેખાય ચારેકોર આધુનિક તાત્રિક સિદ્ધિઓ ઠેર ઠેર ગોઠવેલા કામ્પ્યુટર પરણાવેલા ટીવી આખાય સગ્રહસ્થાનના ખૂણેખૂણાના પ્લાન વિષયવાર માહિતી ભરેલુ પુસ્તકાલય જ દરેક ખોખામા વળી ફરી ઠડા પીણા વેચતા સિક્કાચાલ મશીનો નિશાળના બાળકોની ભીડ અને ક્યાક મોટી પરસાળમા દોડાદોડી કરતા દડાથી ખેલતા નિશાળથી નાના છોકરા રમ્યા

બહાર પડતા જોયુ રસ્તાની સામે મકડોનાલ્ડનુ પાટિયુ. કાફીની લાલચમા વળી ફરી વડાપાઉ ટક્સી લઈને પનવિંગની આફિસે વળી ફરી એસી ડાલર નવાઈ લાગી પછી કમલે સમજાવ્યુ કે સારે નસીબે એકમાર્ગી રસ્તો મળેલો સામેની તરફથી ટક્સી લીધી હોત તો બમણો ફેરો થાત. આમ અજાણતા જ ખાટ્યાનો રાજીપો કમલે હોંગ કોંગ અને ઇન્ડોનેશિયા મોકલવાના fax ટાઇપ કરી દીધા કેનીએ જોઈ દીધા આકડા અને ખટાખટ પહોચ્યા સદેશા કેનીને દાઢીનુ રહસ્ય પૂછ્યુ તો કહે કે હોઠની આજુબાજુ ફોડીઓ ઊગી એટલે વધુ મુશ્કેલ ઇલાજમા હજારો ડાલર ખરચાઈ ગયા છે હિંમત કરી મેં પૂછ્યુ મારી સલાહ માનશો? તરત Dr. લખી દીધી Herpes Labialis માટેની દવા. સાથે ટપકાવી અશક્તિ અને વાસાના દુખાવાની પણ. કમલ સ્કૂટર ભગાવી લઈ આવ્યા. કેનીએ તો કરી તરત શરૂઆત (અને અઢી ત્રણ દિવસમા એને સારુ થઈ ગયાના સમાચાર મળેલા બૅંગકકાકમા) લેખ લખી પરવાર્યો કર્યો fax અખબારનવીસને અરમાનો ભરીને ઊડે રે કાગળ, સાત સમદર પાર ને કર કવિતાની વાત આખરે એ લેખ કોઈ બીજા વર્તમાનપત્રમા દોઢ મહિના પછી છપાયો થોડાક ઉમેરા સાથે એ પહેલા અગ્રેજી છાપે વાત કરી વિદ્યુતગતિએ વહેવા જતા કવિના શબ્દની આવી જ થાય છે ગતિ

ચાર વાગ્યા હતા ચારુ હુઆને ફોન જોડ્યો સાશક ઉચ્ચાર ઘૂઘરી રવમા ચારુ કહે કે હુ આવુ છુ બરાબર સાડા છ વાગ્યે કપિટલ બિલ્ડિંગ પર તુ દરવાજે ઊભો રહેજ ગાડી પાર્ક કરવા નહિ મળે પછી સાથે જમવા જશુ હમણા જ નીકળુ છુ ગામને બીજે છેડે રહુ છુ એટલે તારા સુધી પહોંચતા સે કલાક નીકળી જશે તો સાનમો રહેજ જો પનવિંગ આફિસ દાદર તો કમલનુ ઘર બોરીવલી અને ચારુ વસે ભાયદરમા

હજી સુધી સુબોધના કઈ સગડ ન હતા એટલે મે જ એને ફોન કર્યો એ શિથિલ સ્વરે કહે મેરા તબિયત બિલકુલ ઠીક નહીં હૈ સુબહસે લેકર બાર બાર લૂઝ મોશન હો ગયા હૈ અરે બાપલિયા આટલા કલાક વીતી ગયા જરા વહેલો ફોન કર્યો હોત તો, આ અહીં હાજરાહજૂર ઇલાજ મારી સામે પડ્યો છે આફિસમા મૂકેલી બગમા કેનીને પૂછ્યુ કે ટક્સી પકડી અબ્બીહાલ ભાગુ અને આ દવા સુબોધને દઈ પાછો સાડા છ સુધીમા આવી શકુ કે? x y/D (MXS) – C – આના જવાબમા કેની અને કમલ હસે કહે કે હવે આઠની પહેલા કોઈ પણ હિસાબે ન પહોંચો

ચાંગનો સંપર્ક કરવો પણ મુશ્કેલ કારણ કે એ નીકળી ગઈ હતી. કૌંસમાં બંધાયેલા મનભ્રમરની વહારે ઊઘડે કમલ. કહે, આમેય આજે ઑફિસ વહેલી છોડવી છે. રક્તદાન માટે એક શિબિર આયોજી છે તેનાં પોસ્ટર લગાડવાનાં છે. વળી કીર્તનમાં પણ જવાનું છે. આપો દવા મારા હાથમાં. સ્કૂટર પર બેસીને સુબોધને દઈ આવીશ. (આતપ્ત અપરાહ્નમાં, એય ભૂખ્યે પેટે!) વાહ્ વાહ, ખુદાઈ ખિદમતગાર હાતિમતાઈ! એને કહી રાખ્યું કે સુબોધની બૅંગકૉકની વ્યવસ્થા પણ કરી રાખજો.

હવે ખરેખર બેફિકર બની નીકળ્યો. બે અઢી કલાક બગલમાં હતા. મનમાં ધારેલાં મ્યુઝિયમોનો તો છેદ ઊડી ગયો હતો. સરવાળે સિલ્લકમાં બચ્યું હતું વળી ફરી પગપાળું તાઇપેઈ ધ બેસ્ટ વે ટૂ એક્સપ્લોર ધ વન્ડર્સ ઑફ ધ સિટી, એવું લખ્યું હતું ગાઇડબુકમાં. નાની નાની ગલીઓમાં ભટકતાં જોઈ ફળની દુકાનો. સુબોધ માટે કેળાં અને સફરજન લઈ રાખ્યાં. થાણામાં કેટલાય ફળવાળા ભૈયા મારા દરદી છે. ભાગ્યે જ ખરીદવાં પડે. ટોપલા ભરીને ઘરે મૂકી જાય. અહીં કિંમત ચૂકવી ત્યારે જાણ્યું કે કિસ ભાવમેં મિલતા હૈ. અહીં માછ-મરઘી-કરચલા સસ્તાં. અહીં હોટલમાં બે જણ પેટ ભરીને જમે = અડધો ડઝન કેળાં + બે સફરજન. આનુંય નામ બીજગણિત. ચાંગ જમાડવાની હતી એટલે સોચ્યું કે હાથમાં દેવાને થોડાં ફૂલ લઈ લઉં. પણ ફળથીય મોંઘાં ફૂલ બે દિવસમાં કરમાઈ જવાનાં. એટલે એક લલચાવનારી બેકરીમાંથી લીધાં કેક. સજાવટી બંધાવ્યાં. ચાલો, ચાંગનાં કુટુંબીઓની જીભે મીઠાશ થઈને ઘડીભર વસશું. ઘડિયાળ જોઈને ગણતરીથી ચાલતો હતો એટલે પાછો ફર્યો કૅપિટલને ઉંબરે કે સાડા છ અને બ્રેકના અવાજ સાથે થંભેલી ગાડીનું હૉર્ન બજ્યું અને ચાંગ હુઆ. ધ મર્સિડીઝ ગર્લ! અંદર બેસતાંવેંત પટ્ટો બંધાવ્યો. ઍરકન્ડિશન્ડ ભીતરમાં નજર કરતાંવેંત અધધધ જાતજાતનાં ચકરડાં. આપણી મારુતિમાં તો પેટ્રોલ, સ્પીડ, ટેમ્પરેચર જોયાં કે પત્યું. આ તો જાણે કે ચન્દ્ર પર પહોંચવાનું યાન! હું પૂછતો જાઉં અને ચાંગને ગેલ પડે, એ હસે ને ગાલમાં ગલ પડે, એ બોલે ને મારે કાન ગલગોટા ખીલે. જબરી ઝડપ અને સિફતથી ગાડી ચલાવે. ડાબેજમણે એવા અચાનક વળાંક લે કે અપની તો હો ગઈ બોબડી બંધ. એક ઠેકાણે રસ્તાનું સમારકામ ચાલતું હતું. ત્યાં ડાબે ફરવાની મનાઈ હતી. પણ ચાંગ જેનું નામ! કહે કે આવી નિશાનીઓને માનીશ તો અડધો કલાક ખોઈશ. તો લે કૉન્ફ્યૂશિયસકા નામ, હિંમતે જનાના તો મદદે જમાના અને ઝેનૂન કરતી ભાગી મર્સિડીઝ. આજુબાજુમાં કોઈ સખારામ નહિ. મનોમન સેફ્ટીબેલ્ટ સર્જનાર મોચી, વણકર, લુહાર, સુથાર, મિસ્ત્રી સૌ કોઈનો આભાર માનું. મર્સિડીઝનો બેખબર રેડિયો ઝીણું ઝીણું ગાય અને વચ્ચે વચ્ચે અટકીને કંઈ સમાચાર દેતો જાય, જે ચાંગ ધ્યાનથી સાંભળે. કહે કે, કાલે આવવાનું છે ટાઇફૂન. ચેતવણીઓ આવે છે. વાવટા આઠ પર ફરકે છે. જોતજોતામાં દસ સુધી જશે અને બાર પર પહોંચશે તબ બજેગા ઘંટા ઔર આયેગા તૂફાન. દિલીપ, યાદ કરી રાખ તારાં દેવીદેવલાંને – કાલે તારું વિમાન પણ હૉંગકૉંગ જવાને નહિ ઊડે. હવે સમજાયું સવારનું શાંત નીલ આકાશ જેને અડવાનું મન થતું હતું અને હવે ઉકેલ પડ્યો દિવસભરના ઉકળાટનો, જેના વળગાડથી છૂટવાનું મન થતું હતું.

આખરે આવ્યો મુકામ. આંખ પટપટાવી ચાંગ કહે, આજે તને ચાઇનીઝ જમાડીશ. એ વળી શું? આટલા દિવસ આ તમારા ચીનમાં બીજું તે શું જમતો આવ્યો છું? પછી ફોડ પાડે. આ છે મેન્ડેરિન ચાઇનીઝ રેસ્ટોરાં. તળ ચીન ભૂમિની રસોઈ. સેઝવાન, કેન્ટૉન, મંચુરિયાથી અલગ ખાણું. તને તીખું ભાવે છે ને, તો અહીં મળશે મરચાં. બારી પાસે ત્રણ જણનું ટેબલ લખાવ્યું છે, પણ અફસોસ કે સરકાર સાથે નથી. સારું થયું કે સરકાર સાથે નથી. એક તો અંત્રસાર અને ઉપરથી મરચાં! રોગકથાઓ કરતાં કરતાં એણે પોતાની વાત કરી. એના વરને બ્લડ પ્રેશર, લકવો અને આંખે આવતો અંધાપો. તેથી જ આગલી સાંજે આવવું અઘરું હતું. ચાંગનું પહેલું લગ્ન નિષ્ફળ ગયું હતું. બીજો પતિ ઉંમરમાં મોટો હતો. ચીનીમાં પ્રખ્યાત

લેખક અગ્રેજી ન જાણે પણ ખૂબ સફળ કારકિર્દી માનવઅધિકારો માટે લડનારો સાતથીય ઝાઝા વરસ તાઇવાનની જેલમા ગાળેલા હવે સુખેદુખે સસાર ચાલે છે ચાર હોંગકોગમા જન્મેલી એટલે બે પાસપોર્ટ રાખે ત્યાના પાસપોર્ટને સહારે સહેલાઈથી દુનિયાભરમા ઘૂમે પૂર્વ યુરોપના અનેક દેશોમા ફરેલી. હોલુબ પોપાને મળેલી હોલુબ સાથે મેં ગાળેલા આઠ કલાકની વાત કરી વળી બીજો બેઉનો ઓળખીતો યુગોસ્લાવિયાનો કવિ અલેક્ઝાન્ડર પેત્રોવ મને દસ વરસ પહેલા દિલ્હીમા મળેલો મસ્તીખોર ચા ા પણ કહે હા મસ્તીખોર

પછી ચાલી ચોરકથાઓ સુબોધના પૈસા ચોરાયા તેની વાત તો ચારના પણ રોમાચક અનુભવ રોમાનિયાથી બલ્ગેરિયા જતા રેલવે સ્ટેશન પર એને ઘેરી વળેલા જિપ્સીઓ સાવ ગૂગળાવી દીધેલી સ્ત્રી હોવાનો પણ ભય માડ છૂટી તો પર્સ – પૈસા ગાયબ પણ બલ્ગેરિયા સુખરૂપ પહોચી ટિકિટ સલામત હતી ત્યા દૂતાવાસનો સપર્ક કરી પાસપોર્ટ વગેરે કાગળિયા મેળવ્યા ત્યાના કવિમિત્રોની સહાયથી જળવાયેલી યાત્રા હિંમત ન હારનારી દિલેર જવામર્દ ઓરત એની કવિતાના અનુવાદના બે પુસ્તકનુ પૂર્વ યુરોપમાથી પ્રકાશન થયેલુ અનેક દેશના પ્રવાસોની એની અદ્ભુત વાતો વળી પોતે Amnesty International ની કાર્યશીલ અધિકારી આમ એક વાર ભાગ્યા પછી પણ ભર્યું ભર્યું થઈ ગયેલુ એનુ જીવન હવે તો આવ્યા છે મા ા ઝળકવાના વરસો હવે તો આવી છે બહાર

એને હોશ હતી મારા અવાજમા મારી ગુજરાતી અગ્રેજી રચનાઓ રેકાર્ડ કરી તાઇપાન રેડિયો પરથી પ્રસારણ કરવાની રેસ્ટોરામા ઘોંઘાટ હતો માડી વાળ્યુ ભારત જઈને મોકલજે ભલે (પણ આજ સુધી મને જ મોકળાશ નથી મળી પોતાના જ અવાજને ટેપમા ઉતારવાની ) મેનૂ પોતાના જ હાથમા રાખી પૂછે જરી કિંમતથી અજાણ રહુ શુ લઈશ? ચિકન? કોનિયાક? મને યાદ આવી ટોકિયોની કાઝુ મારી કાઝુએ શિગઈમીની સખી. એણે એક જ દિવસના પરિચય પછી એક સાજ મને સાથે લઈ જવાનુ કાઝુકો સાથે પાકુ કરી રાખ્યુ હતુ અઢળક ખર્ચ કર્યો હતો પણ છોકરીઓના ખર્ચે ખોટા એશોઆરામ ન કરાય એટલે ઠાવકા થઈને બીયર ચીંધ્યો અને નો સ્પિરીટ કાળા મરી લીલા મરચા સરકો સોયા સાસ ઓઇસ્ટર સાસ ચિલી સાસ અને તલના તેલમા રાધેલા પોર્કચિકન અને ટોફૂ ટોફૂ એટલે સોયાબીનના દૂધનુ પનીર પોચુ મીઠું ખારુ મુલાયમ ચાર હસી હસીને જમાડે ચાર જીવનની અનેક વેદનાઓની ખારાશ પછી પણ મીઠી ને મીઠી અગણિત આહ્લાદ બીજગણિતનુ કોઈ અઘરુ સમીકરણ સટાપટ ઊકલી ગયુ હોય અને ચોપડીના છેવટના પાના ફેરવતા દેખેનો સાચો પડેલો જવાબ

તોફાનની વાટ જોતી અધીરી રાત હેબતાઈને ઘનઘોર ઘેરાઈ ચૂકી હતી ચારના ઘર જવાના રસ્તે જ ૧૬૫, કીલન્ગ રોડ નિજન ૧૬૫ રસ્તો દરવાજા સુધી આવી ગાડી બોલીય ન શકાય એવા સુખનો અત આવતુ આવજો કહેવા જીવ ચાલે નહિ મર્સિડીઝની ભીતર ચકચકતા ઇયરીંગના તારલિયા અધકારમા ચાદ જેવો ચમકતો ચારનો ચહેરો. છેવટનુ હેત કરી છૂટા પડ્યા છાતીમા ન સમાતો નિ શ્વાસ, હૈયે ન સમાતો હરખ, ન ઊચકાતો સગલથેલો, ન ચાલતા પગલા ન ઊપડતો જીવ ઉદાસ આજે અહીં જ ચૂપ થઈ જવા દો

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

'રંગતરંગ'ના મુખપૃષ્ઠ પર 'સાક્ષરનો સાક્ષાત્કાર'ના ગુજરાતી લેખકને અચૂક કોઈએક બ્લોઅપ નટીની કેડ પર કે એના ખભા પર ક્ષુદ્ર ચોરસમાં નહિવત્ કરી દેવામાં આવે તો એમાં આઘાત ન લાગવો જોઈએ. અમદાવાદનાં બહોળો ફેલાવો ધરાવતાં હોવાનું અભિમાન રાખનાર બે મુખ્ય દૈનિકો 'ગુજરાત સમાચાર' અને 'સંદેશ' તો પ્રતિજ્ઞાપૂર્વક સાહિત્ય અને સંસ્કૃતિના સમાચારને બાકાત રાખે છે. સાહિત્યથી અભડાઈ જવાતું હોય તેમ કોઈ કૉલમમાં ભૂલેચૂકે સાહિત્ય ડોકાય નહિ એની કાળજી લેવામાં આવે છે. પુસ્તકોનાં અવલોકનો તો પ્રકાશકોની જાહેરાત થઈ કહેવાય, એનો તે વળી વિભાગ કેવો હોઈ શકે? આવી આવી ગ્રંથિઓ સાથે ગુજરાતી પ્રજાને એના સાંસ્કૃતિક અને સાહિત્યિક વારસાથી વંચિત રાખી, રાજકારણની વહેતી ગપસપથી, અડધાપડધા અહેવાલોની ભરમારથી, ચીલાચાલુ સસ્તી કૉલમોથી અને કાચાંપાકાં લખાણોથી રાજી રાખનારાં આ દૈનિકો પ્રજાના ઉત્તમ સંવેદનઘડતરને નજરઅંદાઝ કરે છે. ત્રીસપાંત્રીસ વર્ષ સુધી ગુજરાતી શિક્ષણક્ષેત્રે અને વિવેચનક્ષેત્રે સંનિષ્ઠ સેવા આપનાર ડૉ. પ્રમોદકુમાર પટેલનું અવસાન થાય અને આ બંને દૈનિકો બિલકુલ ચુપકીદી સેવે અને જૂહી ચાવલાની માનું અવસાન થાય એને પહેલા પાન પર ચમકાવે – આથી વધારે દૈનિકરુચિની બીજી કઈ કરુણતા હોઈ શકે?

પ્રજાવારસો જાળવવાનું, પ્રજાવારસાને આગળ ધપાવવાનું અને પ્રજાવારસાને ઉચિત રીતે અન્યત્ર રજૂ કરવાનું કામ અત્યંત સંવેદનશીલ રુચિતંત્રની અપેક્ષા રાખે છે. 'મહારાષ્ટ્ર ટાઈમ્સ'ની એક પૂર્તિ જુઓ ને ખ્યાલ આવશે. પૂર્વ યુરોપના વારસાની જ વાત લ્યો. પૂર્વ યુરોપનું સાહિત્ય અંગ્રેજીમાં થોકબંધ ઊતરવા માંડ્યું. પોલિશ કવિઓ અનૂદિત થવા લાગ્યા. અંગ્રેજી અનુવાદકોએ તો એવા જ કવિઓ પસંદ કર્યા જેમને યુદ્ધોત્તર ઇતિહાસના દબાણ વિશે કહેવાનું હોય. સારા કવિઓ અનૂદિત થયા વગર રહી ગયા. બોદલેરની કક્ષાના સી. કે. નોર્વિદ જેવા કવિને કોઈ અડક્યું જ નહિ. મોટા કવિઓને વિસારે પાડવામાં આવ્યા. જેર્ઝિ જાર્નિવિઝ જેવાએ આ ઘટનાને યુરોપના વિનાશ તરીકે ઓળખાવી.

પણ જોતજોતામાં આત્યંતિક રાજકારણી સંયોગોનો અંત આવ્યો. ઉપેક્ષિત પ્રશિષ્ટ કૃતિઓ અંગ્રેજીમાં રૂપાન્તરિત થવા માંડી. અને એમાં સૌથી વધુ ધ્યાન ખેંચનાર સોળમી સદીના પોલિશ કવિ યાન કૉકાનૉવ્સ્કીની કરુણિકા વિલાપો (Laments)નો અનુવાદ છે. નોબેલ પારિતોષિક વિજેતા સીમસ હીનીના સહકારથી સ્તાનિસ્લાવ બારાન્ઝાકે મૂળની પ્રાસરચના અને છાંદસતરેહની વધુ નિકટ રહી ઉત્તમ અનુવાદ આપ્યો છે. બારાન્ઝાકે એનો અનુવાદ કરતાં કરતાં કવિતાના અનુવાદ અંગે બે આદેશો આપ્યા છે તે પણ વિચારવા જેવા છે. એક તો કાવ્યનો અનુવાદ ક્યારેય ગદ્યમાં ન કરવો અને બીજું સારા કાવ્યનો ખરાબ કાવ્યમાં અનુવાદ ન કરવો. 'વિલાપો'માં આ બંને શરતનું બારાન્ઝાકે ચુસ્તપણે પાલન કર્યું છે.

'વિલાપો' કવિની અઢી વર્ષની દીકરી ઉર્સુલાના મૃત્યુ પરની કરુણિકા છે. એમાં ઓગણીસ વિલાપો છે. અંગત હાનિને વિષય તરીકે સ્વીકારનાર કોઈ પણ કૃતિ સંઘર્ષ ટાળી શકતી નથી. અંગત લાગણીને સાહિત્યિકતાનો, ઊર્મિવાદને વાગ્મિતાનો સામનો કરવો પડે છે. કૉકાનૉવ્સ્કીની કરુણિકામાં સંઘર્ષ છે. ઉપરાંત આ કરુણિકા એ વાતને પણ બરાબર કસોટીએ ચઢાવે છે કે કોઈ પણ મોટી અંગત હાણમાં માત્ર તર્ક કોરાણે મુકાય છે એમ નહિ, શ્રદ્ધા પણ ઘણી વાર હારી જાય છે. કવિની આવી ધાર્મિક કટોકટી દશમા વિલાપમાં પરાકાષ્ઠાએ પહોંચે છે.

પરંતુ દીકરીના મૃત્યુ પરત્વેનો વિલાપ અહીં અંતે એક દર્શન પર પહોંચે છે કાવ્યને અંતે બાળકી નહિ પણ કવિની માતા હાજરાહજૂર થાય છે કવિને આશ્વાસન આપે છે આટલી કરુણ હાનિની વેદનાપૂર્ણ સ્મૃતિની સાથે કેમ જીવવુ એનો મત્ર આપે છે પ્રાચીન ફિલસૂફીની વાણી જ્યા નકામી ઠરી ત્યા એક નારી દ્વારા પ્રાણદાતા નારી દ્વારા જીવનનો જય સક્રમિત થાય છે પિતા તરીકે બાળકના મૃત્યુ પર રોતો કવિ ખુદ એક બાળક બની જાય છે એ બોલવાનુ બધ કરે છે અને સાભળવાનુ શરૂ કરે છે દિવગત માતા એની શકાઓ અને અશ્રદ્ધાથી એને મુક્ત કરી શકતી નથી પણ સ્વીકારની ફિલસૂફી બરાબર સક્રાન્ત કરે છે જીવનની નશ્વરતાનો નહિ પણ એના માનવીય પરિમાણનો સ્વીકાર મહત્ત્વનો છે માનવનિયતિને માનવીય રીતે વહન કરવાની છે, અને માનવીય રીતે વહન કરવી' એટલે મતમતાન્તરોને અનુસર્યા વગર દુખ અને વેદનાની નૈસર્ગિક લાગણીઓને શમાવ્યા વગર જે ગુમાવ્યુ છે જે હાનિ થઈ છે એની યાતનાને સવેદવાની છે

અગત હાનિની કરુણ યાતનાને પ્રજાના પ્રશિષ્ટ વાગ્સામા પલટાવી નાખતી આવી કૃતિઓ કોઈ પણ ભાષાનુ ગૌરવ છે ગુજરાતી પ્રજાનો કીમતી વારસો પણ ઉચિત રીતે પ્રજા સમક્ષ રજૂ થાય, અન્ય ભાષાઓમા એનુ યોગ્ય પ્રતિનિધિત્વ થાય એ આજના સમયની પહેલી જરૂરિયાત છે

લોકપ્રિયતાની મદિરા પાઈને રુચિતત્રને શિથિલ કરનારી સામગ્રી ધરી આપણા દૈનિકો દર સવારે પ્રજાનો દ્રોહ કરે છે આપણા દૈનિકો આપણા ચોપાનિયા ક્યારે જાગશે?

સદર્ભ

(૧) Poetry Review Volume ૮૫ Summer ૮૫

(૨) Poetry Review Volume ૮૬ Spring ૮૬

## એક ઇચ્છા

*એક ઇચ્છા વળીવળીને ફોસલાવે છે*
*એ બહાને આ દિવસ રાત હજી આવે છે*
*આ દશા એ દિશા ન આ ન તે કશુ ગોચર*
*આખ સામે જ કોઈ મીણબત્તી લાવે છે,*
*રોજ ફૂટે ને ફરી થાય એક પરપોટો,*
*અત હરએક શરૂઆતને બચાવે છે*
*બધ મુઠ્ઠીથી ખરી જાય રોજ ખાલીપો*
*શ્વાસ એને ફરી ઉચ્છ્વાસમા સજાવે છે*
*જે નથી અવતરી શક્યુ હજીય કાગળ પર,*
*કોણ એ શબ્દથઈ મને હજી લખાવે છે?*

**વિનોદ જોશી**

ઋણ કવિશ્રી ગજેન્દ્ર શુક્લ, અનિલ ખભાયતા

## ગઝલ

*ગુપ્તતાની કાજ જેની ઓથ છે*
*એ જ અધારુ ઉઘાડુ છોગ છે*
*હાથ કાપીને અમે વાવ્યો હતો*
*એ કહે કેવો મજાનો થોર છે'*
*ઊઘ ઠેકીનેય સ્વપ્નો જાય ક્યાં?*
*ખૂબ ઊચી વાડ ચારે કોર છે*
*પ્રેમ કેવો સર્પ સમ સરકી ગયો*
*કાચળીનો તોય કેવો તોર છે*
*તો પછી આ કોણ ટહુકે ઓરડે?*
*ભીંત પર તો ચીતરેલો મોર છે*
*આજ મુશળધાર રડવાનુ થશે*
*આખનુ આકાશ પણ ઘનઘોર છે*
*આયનાને મોક્ષ જેવુ સાપડત*
*એક ચહેરાનો હજી અવરોધ છે*

**ધૂની માંડલિયા**

જયંત કોઠારી

## સારાસારનો વિવેક કરીએ

વિદેશી – ખાસ કરીને યુરોપ-અમેરિકાના વિદ્વાનોને મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય વિશે કામ કરતા જોઈએ છીએ ત્યારે આપણું ભાષાભિમાન ને આપણા સમૃદ્ધ સાહિત્યવારસા વિશેનું અભિમાન પોષાય છે, તો બીજી બાજુથી આપણે ત્યાં એ વિષયના અભ્યાસની જે દશા થઈ રહી છે તે જોઈને આપણે હીણપતનો ભાવ પણ અનુભવીએ છીએ. વિદેશોમાં થતાં કામો એના ઝીણવટ, ઊંડાણ, સર્વગ્રાહિતા અને અદ્યતન શાસ્ત્રીય પદ્ધતિઓથી નવાં ધોરણો સ્થાપિત કરતાં લાગે છે ને એ વિદ્વાનો જેટલાં સાધન-સગવડ જેમના નસીબમાં નથી એવા આપણે એ કામોને આશ્ચર્યવત્ તાકી રહીએ છીએ અને આપણે ત્યાં થતાં કામો વળગેલી રહેતી અધૂરપો-ઊણપોનો અફસોસ ગુજારીએ છીએ.

બેન્ડરના આ ગ્રંથ પર નજર કરતાં જ કેટલા બધા પ્રભાવિત થઈ જવાય છે! અત્યંત ચીવટ અને ચોકસાઈ માગે એવું, મધ્યકાલીન ગુજરાતી કૃતિપાઠનું રોમન લિપ્યન્તર, ૫૦ હસ્તપ્રતો જોઈને એમાંની ૨૦ હસ્તપ્રતોમાંથી નોંધેલું એકેએક પાઠાન્તર (જે નોંધ ૧૬૭ પાનાં સુધી વિસ્તરે છે), લગભગ એકએક શબ્દને અને એના એકેએક પ્રયોગને, એના વ્યાકરણી રૂપ અને સંસ્કૃતાદિ મૂળની નોંધ સાથે, સમાવતો ૧૮૦ પૃષ્ઠ સુધી વિસ્તરતો સાર્થ કોશ, રાસની ભાષાનું ૬૨ પાનાંનું વ્યાકરણી વિશ્લેષણ, રાસની બધી જ કડીઓના આદ્ય ચરણની અકારાદિ ક્રમે સૂચિ, રાસની ઢાળોમાં પ્રયોજાયેલી દેશીઓની સૂચિ, આખી કૃતિનો સટિપ્પણ અંગ્રેજી અનુવાદ, ભૂમિકા અને ટિપ્પણોમાંનાં વ્યક્તિનામો, પારિભાષિક શબ્દો વગેરેની સૂચિ – આવોઆવો આ સંપાદનનો વૈભવ જોઈએ ત્યારે એવો ઉદ્ગાર સહજપણે નીકળી જાય કે "કુલ પોણા છસો પાનાંમાં પથરાયેલું આ કામ, મુદ્રણની દષ્ટિએ તો અતિઉત્કૃષ્ટ છે જ, પરંતુ સંપાદન, સંશોધન અને અધ્યયન કરવાને ઉત્સુક અધ્યેતાઓ માટે સંપાદનકલાનો એક આદર્શ/ઉત્કૃષ્ટ નમૂનો પણ છે. એક પણ અક્ષર કે વાક્ય નિરાધાર ન હોવું જોઈએ, અને જે પ્રયોગ હસ્તપ્રતમાં હોય તેનું સમગ્રપણે પૃથક્કરણ કરીને જ તેની યોગ્યાયોગ્યતા કે શુદ્ધાશુદ્ધતા વિશે નિશ્ચય કરવો ઘટે એવો સંદેશ આ ગ્રંથ આપી જાય છે. એક પાશ્ચાત્ય માણસ, સંસ્કૃત કે પ્રાકૃત નહિ, પણ ગુજરાતી, તે પણ મધ્યકાલીન ગુજરાતી કૃતિ ઉપર કામ કરે ત્યારે તેણે તે માટે કેટકેટલું સમજવું શીખવું પડ્યું હશે, અને અથાક પરિશ્રમ વડે તેણે તે કઠિન ગણાતું કાર્ય કેવી રીતે સાધ્યું હશે, એ પ્રશ્ન વિચારશીલ વ્યક્તિને જરૂર જાગે અને તેનો નક્કર અહોભાવજનક અને વિસ્મયપૂર્ણ જવાબ છે આ દળદાર ગ્રંથ" (શીલચન્દ્રવિજયગણિ, અનુસંધાન ૩, ૧૯૯૪, પૃ. ૪૫-૪૬) ૧૯૯૪/૪૫-૪૬. આપણને ઈર્ષ્યા પણ થાય કે આપણે તો મહત્ત્વનાં પાઠાંતરોની નોંધ આપી અટકવું પડે છે – ડૉ. ભાયાણી જેવાને પણ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે પાઠાંતરો છોડી દેવાં પડે છે, વ્યાકરણ બહુ ઓછી વખત અને ઓછું આપી શકાય છે, શબ્દકોશ વિના પણ ઘણી વાર ચલાવવું પડે છે. બેન્ડરને ફેલોશિપ અને રિસર્ચ ગ્રાન્ટની જે ઉદાર સગવડ મળી છે (આ સંપાદન પાછળ ખર્ચાયેલી રકમનો આંકડો ઘણો મોટો હોવા સંભવ છે) એ તો આપણને ક્યાંથી મળે?

બેન્ડરને આ સંપાદન પાછળ, બેશક, અથાક પરિશ્રમ કરવાનો થયો હશે, એ માટે એમને જેટલાં અભિનંદન આપીએ એટલાં ઓછાં છે; એમણે અંગ્રેજીમાં આ કામ કરીને એક મધ્યકાલીન ગુજરાતી કૃતિને વિશ્વના આંગણે મૂકી આપવાનું પુણ્યકાર્ય કર્યું છે એનો ઋણ- સ્વીકાર પણ કરીએ, પરંતુ પુસ્તકની સામગ્રીને ધ્યાનથી તપાસતાં એને સંપાદનકલાનો ઉત્કૃષ્ટ નમૂનો ગણાવતાં અચકાવું પડે એવું છે. એનાં સર્વ નિરૂપણો પૂરેપૂરાં આધારભૂત હોવાનું પણ પ્રતીત થતું નથી. વસ્તુતઃ ભૂમિકા, પાઠવાચન અને પાઠપસંદગી, શબ્દાર્થ અને અનુવાદ, વ્યાકરણી વિશ્લેષણ આ સર્વ વિષયોમાં ગંભીર કહેવાય એવી ક્ષતિઓ એટલી બધી દેખાય છે કે ચોંકી જવાય છે. એમ પણ કહ્યા વિના રહી શકાતું નથી કે પશ્ચિમના દેશો પાસેથી વિવિધ જ્ઞાનવિષયોમાં અને વિદ્યાધ્યયનની શિસ્તની બાબતમાં આપણે ઘણું શીખવાનું છે એ જરૂર શીખીએ, પણ એ દિશામાંથી જે કંઈ આવે તે અદોષ, આધારભૂત અને ઉત્તમ જ હોય એવી ભ્રમણામાં ન રહીએ. બધે જ ઓછાંવત્તાં નબળાંસબળાં કામો થતાં હોય છે. રાષ્ટ્રીય તેમ આંતરરાષ્ટ્રીય સંગોષ્ઠીઓમાં સ્વીકારાતા-વંચાતા નિબંધો અને નિબંધવાચકોની કક્ષા પણ કેટલીક વાર સામાન્ય જોવા મળે છે એ બતાવે છે કે ધોરણો ચુસ્તપણે ક્યાંય સાચવી શકાતાં નથી. આપણી પાસે જે કંઈ આવે તેના સારાસારનો વિવેક કરીને જ આપણે સાચી રીતે જ્ઞાનસમૃદ્ધ થઈ શકીએ.

પશ્ચિમના માણસને મધ્યકાલીન ગુજરાતી કૃતિને

સમજવામા અગવડ પડે એ તો સમજી શકાય. પરતુ એની અભ્યાસની પદ્ધતિમા ભાગ્યે જ કંઈ કહેવાપણુ હોય. ક્રિયાકાડ તો બરાબર સચવાયો જ હોય. બેન્ડરના પુસ્તકમા જરા જુદું દેખાય છે. પ્રથમ ગ્રાસે જ મક્ષિકા. પુસ્તકના મુખપૃષ્ઠ પર ધ સાલિભદ્ર ધન્નાચરિત એટલુ જ એ મધ્યકાલીન ગુજરાતી કૃતિના કર્તાનું નામ જ નહીં. પછીથી પણ કૃતિનો અભ્યાસ શરૂ થાય છે કથાસારથી જ ત્યા પાદટીપમા કૃતિના કર્તા મતિસાગર હોવાનુ કહ્યુ છે અને પછી હસ્તપ્રતોની માહિતી આપતી વખતે એમને જિનસિંહસૂરિના શિષ્ય કહ્યા છે પરતુ કર્તા વિશે સ્વતત્ર કોઈ નોંધ કરી નથી. કર્તા વસ્તુત. જિનરાજસૂરિ છે એ બેન્ડરના લક્ષમા આવ્યુ નથી. પણ નવાઈની વાત એ છે કે 'જૈન ગૂર્જર કવિઓ'ના બધા ભાગ અને નવી આવૃત્તિની પણ એમને જાણ હોવા છતા એમણે પહેલી આવૃત્તિના પ્રથમ ભાગને જ લક્ષમા લીધો છે અને પછીથી ફેરવાયેલુ કર્તાનામ જિનરાજસૂરિ લક્ષમા લીધુ નથી ત્યા નોંધાયેલી જિનરાજસૂરિના જીવનકાળની જ હસ્તપ્રત જેની પુષ્પિકા સ્પષ્ટ રીતે જિનરાજસૂરિનુ કર્તા તરીકે નામ આપે છે તેને એમણે લક્ષમા લીધી નથી આ અત્યત મહત્ત્વની હસ્તપ્રત પણ એ મેળવી શક્યા નથી જૈન ગૂર્જર કવિઓ'મા આ કૃતિ 'આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૧ મા (મતિસાગરને નામે) મુદ્રિત થયાની માહિતી છે તેનીયે નોંધ એમણે લીધી નથી. (નિર્ણયસાગર પ્રેસ દ્વારા મુદ્રિત કૃતિ એમણે મેળવી છે) પછી 'જિનરાજસૂરિ કૃતિ કુસુમાજલિ (સ ૨૦૧૦ – ઈ ૧૯૫૪)ની એમને જાણ ન હોય એનો અફસોસ ક્યા કરવો? એ ગ્રથમા અગરચદ નાહટાએ આ કૃતિ છ ચિત્રો સાથે પ્રકાશિત કરી છે (બેન્ડરે બે – અલબત્ત રગીન – ચિત્રો આપ્યા છે) અને કર્તૃત્વની ચર્ચા કરી છે (કર્તૃત્વના પ્રશ્નની વીગતે ચર્ચા માટે જુઓ જયત કોઠારી. અનુસધાન ૪. ૧૯૯૫ પૃ. ૧૦-૧૩)

પોતે આ કૃતિની ૫૦ હસ્તપ્રતો તપાસી છે એમ બેન્ડરે કહ્યુ છે જેમાથી ૨૦ હસ્તપ્રતોના પાઠાતરોનો પાઠનિર્ણય માટે ઉપયોગ કર્યો છે અને બીજી ૯ પ્રતોના પાઠભેદોની તારવણી કરી છે પણ પાઠનિર્ણયમા એનો ઉપયોગ કર્યો નથી (આ ૨૯ પ્રતોમા 'જૈન ગૂર્જર કવિઓ મા નોંધાયેલી ૮૦ ઉપરાત પ્રતોમાથી ભાગ્યે જ કોઈ છે એ બતાવે છે કે સખ્યાબધ હસ્તપ્રતો – દશબાર તો સચિત્ર – ધરાવતી આ કૃતિ કેટલી લોકપ્રિય હશે?) બેન્ડરે ૨૯ પ્રતોનો પરિચય આપ્યો છે ને એની પુષ્પિકાઓ ઉતારી છે પરતુ પ્રતોની લેખનપદ્ધતિ ને એની પ્રમાણભૂતતા વિશે કશુ કહ્યુ નથી ને વધારે નવાઈની વાત એ છે કે સપાદનપદ્ધતિ વિશે પણ એ કશે કશુ કહ્યુ નથી – સપાદન માટે કોઈ એક પ્રત આધારભૂત લેખી છે કે ઉપયોગમા લીધેલી બધી પ્રતોમાથી યોગ્ય લાગતા પાઠ સ્વીકાર્યા છે મધ્યકાલીન હસ્તપ્રતોમા જોડણીની ઓછીવત્તી સ્વતત્રતા હોય છે તો એની એકરૂપતા માટે કોઈ પ્રયત્ન કર્યો છે કે કેમ. વગેરે

સપાદકે શાલિભદ્ર ધન્નાની કથાની પૂર્વપરપરાની માહિતી આપી છે આ કૃતિમા વપરાયેલા છંદોની ઓળખ આપી છ જી' હો' જેવા પાદપૂરકોની નોંધ લીધી છે ઉલ્લેખાયેલા રાગોના નામ આપ્યા છે ને એને અનુષગે રાગમાલાના ચિત્રોની થોડી વાત કરી છે કૃતિનુ જૈન શ્રોતાસમૂહને બોધ આપવા નિર્માયેલુ સ્વરૂપ સ્ફુટ કર્યું છે કૃતિની રજૂઆત કેવી રીતે થતી હતી તેનુ વર્ણન કર્યું છે હસ્તપ્રતોમા જોવા મળતા ચિત્રોની માહિતી આપી છે અને કથામા આવતી વ્યક્તિઓની ઐતિહાસિકતા તપાસી છે આ બધુ રસપ્રદ અને બોધક છે ને એક પરદેશી વિદ્વાનની અભ્યાસદૃષ્ટિની છાપ એના પર અકિત થયેલી જોઈ શકાય છે પણ આ ચર્ચામા ખાસ કશી અસાધારણતા પ્રતીત થતી નથી ને પોતાને હાથવગા થયેલા સાધનોને આધારે કરેલી ચર્ચામા કેટલીક અપર્યાપ્તતા રહી ગઈ છે ને ક્યાક ગેરસમજ પણ વ્યક્ત થઈ છે જેમ કે રજૂઆતની વાત કરતા સપાદકે મુનશીના વર્ણન તથા પોતે જોયેલ એક પ્રયોગને આધારે ગાગરિયા ભટની આખ્યાનપદ્ધતિનુ વર્ણન કર્યું છે આ વર્ણન જૈન મુનિઓની કથાપદ્ધતિને કેટલે અશે લાગુ પડી શકે એનો વિચાર એમણે કર્યો નથી. જૈન મુનિઓ કઈ રાત્રે કથા કરે નહીં માણ કે ગાગર વાપરે નહીં શ્રાવકો રાત્રે ભાવના ગાતા હોય છે અને એના આરભકાળમા રાસ નૃત્યગાનપૂર્વક રજૂ થતા હતા પણ પછીથી એ બહુધા પાઠ્ય બની ગયા છે એ આખ્યાનની પેઠે રાત્રે રજૂ થતા હોવાનુ જાણવા મળતુ નથી. જૈન મુનિઓ બપોરે રાસ 'વાચે' એવી પરંપરા જાણવા મળી છે – એટલે કે ગાય અને વિવરણ કરતા જાય

વિસ્તૃત રીતે અપાયેલુ વ્યાકરણી વિશ્લેષણ ધ્યાનાર્હ અવશ્ય છે ધ્વનિતત્રીય અભ્યાસ સૂઝપૂર્વક થયો છે – છદોબધ તથા પ્રાસને લક્ષમા લઈ ખરી ઉચ્ચારણસ્થિતિ સમજવાની કોશિશ થઈ છે જોકે 'ય' અને 'જ'ના પાઠભેદની નોંધ લેવા છતા 'જ'ને સ્થાને 'ય લખવાની રૂઢિ સુધી સપાદક પહોંચી શક્યા નથી અને Instances of the nasalization of vowels in the vicinity of nasalized vowels occur in all manuscripts' (પૃ ૩૧) એમ કહ્યુ છે તેમા કદાચ nasalized consonantsને સ્થાને nasalized vowels લખાઈ ગયુ છે

વ્યાકરણી તપાસ સર્વ અગોને વ્યાપી વળે છે –નામિક પદો. ક્રિયાપદો. નામયોગીઓ. ક્રિયાવિશેષણો. ભારવાચકો.

ઉદ્ગારવાચકો, સંયોજકો વગેરે. નામિક પદોમાં નામો, વિશેષણો, કૃદંતો, સર્વનામોનો સમાવેશ, એનાં વિવિધ અંગો, લિંગ, વચન, વિભક્તિઓ ને વિભક્તિના પ્રત્યયો જુદાં પાડીને દૃષ્ટાંતપૂર્વક કરેલું નિરૂપણ – આ બતાવે છે કે વિશ્લેષણનો વ્યાપ કેટલો બધો છે. વાક્યરચનાનું તંત્ર સ્ફુટ કર્યું છે અને વાક્યરચનાના પ્રકારો પણ તારવ્યા છે. છેલ્લે હસ્તપ્રતોમાં સાંપડતા શબ્દગત ધ્વનિઘટકીય ભેદોની વીગતે નોંધ લીધી છે.

આવું મોટું કામ એકધારી રીતે ન કરી શકાય, અને અહીં નથી થઈ શક્યું. નામિક પદોનાં ઉદાહરણોમાં સર્વત્ર એનાં પ્રયોગસ્થાનોનો નિર્દેશ કર્યો છે એવું અન્ય પદોની બાબતમાં બની શક્યું નથી. ક્રિયાવિશેષણો, સંયોજકો વગેરેમાં વધારે વિશ્લેષણને અવકાશ હતો એમ પણ લાગે. પણ આ કંઈ મોટી મુશ્કેલી નથી. મોટી મુશ્કેલી તો વ્યાકરણી વિશ્લેષણની સચ્ચાઈની છે. આટલી મોટી સામગ્રીને તપાસવાની કામગીરી તો ઘણી મોટી થઈ જાય પણ નમૂનારૂપે થોડાં પાનાં જોતાં જ વ્યાકરણી વર્ગો ને રૂપોની ઓળખમાં જે ભૂલો થયેલી નજરે પડે છે તે સંપાદકને હજુ આ ગુજરાતી ભાષા બરાબર હસ્તગત થઈ ન હોવાનું બતાવે છે. થોડા દાખલા જોઈએ.

(૧) પૃ. ૩૪ પર નામિક પરપ્રત્યયમાં '-(અ)ણ-', બતાવી એનો દાખલો 'વઇસાણી' (૧.૩૭) આપ્યો છે. અર્થ 'merchant woman' આપ્યો છે તેથી મૂળમાં 'વૈશ્ય' શબ્દ અને '-(અ)ણ + ઈ' સ્ત્રીલિંગ વાચક માન્યો હોવાનો વહેમ જાય છે, જોકે તોયે 'આણ+ઈ' પ્રત્યય માનવો જોઈએ એમ લાગે છે. પણ ખરેખર તો 'વઇસાણી' એ નામિક પદ જ નથી, આખ્યાતિક પદ છે. પંક્તિ આ પ્રમાણે છે:

*બોલાવી બાલક-ભણી, વઇસાણી સસનેહ,*

*માતા અતિહરખિત થઈ, ખીર પરીસઇ તેહ.*

કર્તાપદ તો 'માતા' છે જે બેન્ડરના અનુવાદમાં છટકી ગયું છે. વસ્તુતઃ 'વઇસાણી' તે 'બઇસાણી – બૈસાણી' છે જેનો અર્થ થાય 'બેસાડીને'. નાહટાએ 'બૈસાણી' પાઠ આપી 'બૈઠાકર' અર્થ આપ્યો છે. આ શબ્દના 'બઇસાઠી' 'બઇસારી' 'બેસાડી' 'બૈસારી' વગેરે પાઠાંતરો મળે છે તેના તરફ પણ સંપાદકે લક્ષ નથી આપ્યું એ શું બતાવે? શબ્દકોશમાં અન્યત્રથી 'બઇસાડ-' ક્રિયાપદ પણ એમણે નોંધ્યું છે જ.

(૨) પૃ. ૩૭ પર કોડિ (૧૨.૧૬)ને 'કોડ' એ સંજ્ઞાનું કરણવિભક્તિનું રૂપ માન્યું છે ને એનો 'longing' એવો અર્થ આપ્યો છે. પંક્તિ આ પ્રમાણે છે :

*સગુણ સનેહી વાલહા, કરતાં કોડિ વિલાસ,*

વસ્તુતઃ 'કોડિ' તે 'કોટિ' (વિશેષણ) છે અને બેન્ડરે અનુવાદ તો સાચો કર્યો છે – 'crores of sportr.' શબ્દકોશમાં વળી આ જ સ્થાનનિર્દેશ સાથે આ શબ્દ 'longing, heart's desire' તેમ 'crore' એવા જુદા જુદા અર્થોમાં બે વાર નોંધાયો છે ! આવા બીજા દાખલાઓ મળે છે તેથી પૂરી કાળજીથી કામ થઈ શક્યું નથી એમ દેખાય છે.

(૩) પૃ. ૩૭ પર 'વિચારિ' (૨૮.૪)ને પણ કરણ વિભક્તિની 'ઇ' પ્રત્યયવાળી સંજ્ઞા કહેલ છે. અર્થ 'deliberation'. શબ્દકોશમાં પણ એમ જ છે. સ્વીકૃત પાઠમાં 'વિચાર' છે :

*માઇડી નયણ નિહાલી રે હાં, બોલઉ બોલ વિચાર,*

*અણબોલ્યાં ઇણિ વાર રે હાં, થાય. કેમ કરાર.*

અનુવાદ say something sensible' એમ કર્યો છે એટલે 'વિચારપૂર્વક' એમ જ અભિપ્રેત છે એમ સમજાય છે. પણ નાહટા અહીં 'બિ ચ્યાર' પાઠ લે છે અને બેન્ડરે નોંધેલાં પાઠાંતરો – 'વિ ચ્યાર' 'બિ ચાર' 'બિ ચ્યાર' 'વિ ચારિ' 'બિ ચ્યારિ' – એને ટેકો આપે છે. પાઠાંતરોની નોંધમાં બે શબ્દોને જુદા પાડનાર સંપાદક વ્યાકરણ, પાઠ, અનુવાદ, શબ્દકોશ બધી કક્ષાએ 'વિચાર' એવો એક શબ્દ માનવા તરફ કેમ ખેંચાયા હશે? અને જે મૂંગા છે તેમને બેચાર બોલ બોલવાની વિનંતી જ હોય, વિચારીને બોલવાની નહીં. આમ અહીં 'વિચાર' એ સંજ્ઞા નહીં, પણ 'બિચાર' સંખ્યાવાચક વિશેષણ છે.

(૪) પૃ. ૩૮ પર 'કૂકસ' (૧.૨૯)ને અપ્રત્યય અધિકરણવિભક્તિની સંજ્ઞા કહેલ છે. અર્થ 'stomach'. પંક્તિ આ પ્રમાણે છે :

*પૂત પહુચઇ કૂકસ ભાત*

અનુવાદ કર્યો છે – 'Son, (plain) rice doesn't get into our stomachs.'

વસ્તુતઃ 'કૂકસ' એટલે 'કુશકા, ફોતરાં, છોડાં' (જુઓ 'મધ્યકાલીન ગુજરાતી શબ્દકોશ'). ચોખાના કુશકા પણ આપણને મળતા નથી, ત્યાં ખીરની શી વાત કરવી એ તાત્પર્ય છે. આમ 'કૂકસ' એ કર્મવિભક્તિની સંજ્ઞા ગણાય.

(૫) પૃ. ૩૮ પર 'ઊલ્હાસિ' (૨૨.૨૧)ને અધિકરણ-વિભક્તિના 'ઇ' પ્રત્યયવાળું વિશેષણ કહ્યું છે ને 'enthusiastic એવો અર્થ આપ્યો છે. તે વસ્તુતઃ કરણવિભક્તિની સંજ્ઞા છે – 'સામહણી સજી મન ઊલ્હાસિ'.

(૬) પૃ. ૩૮ પર 'ગિણિ' (૫. ૩૩)ને અધિકરણ-વિભક્તિના 'ઇ' પ્રત્યય વાળી સંજ્ઞા કહી છે ને 'amount' એવો અર્થ આપ્યો છે. તે વસ્તુતઃ સંબંધક કૃદંત છે – 'વીસ

લાખ ગિણિ દીધ' (= ગણી દીધા)

(૭) પૃ ૩૮ પર 'હલ' (પ. ૨૪)ને અપ્રત્યય અધિકરણવિભક્તિનુ સબધક કૃદંત કહેલ છે અને 'move' અર્થ આપ્યો છે તે વસ્તુત કર્મવિભક્તિની 'હળ' એ અર્થની સજ્ઞા જણાય છે – 'આકાગઈ હલ વહઈ અભાવઈ'

(૮) પૃ ૩૯ પર એક વાર 'અણબોલ્યા' (૧૧ ૨૭)ને અપાદાનવિભક્તિના 'આ' પ્રત્યયવાળી સજ્ઞા અને બીજી વાર 'અણબોલ્યા' (૨૮ ૫)ને 'આ' પ્રત્યયવાળુ અપાદાનવિભક્તિનુ વિશેષણ કહ્યુ છે ને અનુક્રમે 'silence' તથા 'silent' એમ અર્થ આપ્યા છે તે વસ્તુત. બન્ને સ્થાને ક્રિયાવિશેષણ તરીકે વપરાયેલ ભૂતકૃદત છે – 'અણબોલ્યા સરિસ્યઇ નહી વાધઈ વિગ્રહ અગાધ' (= વણબોલ્યે સરશે નહીં) 'અણબોલ્યા ઇણિ વાર રે દા થાયઇ કિમ કરાર (= તારા ન બોલવાથી કેમ શાતિ થાય?)

એ નોધપાત્ર છે કે સરિસ્યઇ'ને શબ્દકોશમા કરણવિભક્તિનુ વિશેષણ કહ્યુ છે ને 'likeness' એવો અર્થ આપ્યો છે તે વસ્તુત ઉપર બતાવ્યા પ્રમાણે ક્રિયાપદ છે

વ્યાકરણવિભાગમા રહેલી કચાશોનો અદાજ આપવા માટે બેત્રણ પાનામાથી લીધેલા આટલા ઉદાહરણો પર્યાપ્ત છે શબ્દકોશ અને અનુવાદને જોઈએ ત્યારે વળી વ્યાકરણગત ગેરસમજના વળી બીજા ઘણા ઉદાહરણો મળી આવે છે

પાઠવાચન અને પાઠપસદગીની ભૂલો ઝાઝી જણાતી નથી પણ કેટલીક અનર્થ કરે એવી ભૂલો થઈ છે હસ્તપ્રતોની પુષ્પિકાઓ અનુવાદ સાથે આપી છે એમા, જોકે, વધારે ભૂલો દેખાય છે

(૧) પૃ ૨૨ પર પન્યાન વિજયગણિ' તથા 'પસુસ્યાલ વિજયગણિ' એમ વાચ્યુ છે ને પછીથી પૃ ૨૯ પર 'પન્યાન' અને 'પસુસ્યાલ' એ પદવીઓ હોવાનું જણાવ્યુ છે તેમા મોટો છબરડો થયો છે વસ્તુત પ' એટલે પડિત કે પન્યાસ અને ન્યાનવિજયગણિ (જ્ઞાન વિજયગણિ) તથા 'પુસ્યાલવિજયગણિ' (ખુશાલ વિજયગણિ) એમ ત્યા વાચવાનુ છે

ત્યા જ 'શ્રી શાતિનાથ પ્રપ દયા વિજયગ ' એવો પાઠ અને 'through the compassion of Sri Śantinath Vijayagaṇi' એવો અનુવાદ આપ્યો છે તેમા પણ એવી જ ગરબડ છે અહીં 'પ્ર' એટલે 'પ્રસાદાત્', 'પ' એટલે 'પડિત કે પન્યાસ' અને 'દયાવિજયગણિ' એ નામ વાંચવાનુ છે

(૨) પૃ ૨૩ પર 'લિપિકૃત્વા સિધ શ્રી અકવરાવાદ શુભ સ્વાને' એમ પાઠ આપી ' written for the learned sage Śrī Akavarāvada'' એમ અનુવાદ આપ્યો છે તેમા 'સ્થાને'ને બદલે 'સ્વાને' વચાયુ જણાય છે અને અકબરાબાદ એ ગામનામ હોવાનું પકડાયુ નથી

(૩) પૃ ૨૪ પર 'શ્રી વલાદ્રા મહાસ્વાને'નો અનુવાદ "for the wise Śri Valādra'' આપ્યો છે તેમા પણ 'સ્થાને'ને બદલે સ્વાને' વચાયુ છે અને વલાદ્રા ગામનામ હોવાનુ સમજાયુ નથી.

(૪) પૃ ૨૫ પર શ્રી પદ્માવતી માત પ્રમાદે'નો અનુવાદ 'for the favour of the Mother Śrī Padmāvatī'' આપ્યો છે ત્યા 'પ્રસાદેન' પાઠ હોવો જોઈએ અને માતા પદ્માવતીની કૃપાથી' એમ અનુવાદ થવો જોઈએ.

(૫) પૃ ૨૫ પર 'પરોપકારાય ઠાકોરયેવ પવનાર્થ. દત્તમ્' પાઠ આપી 'Presented for the purification by the head of kharopakāra એવો અનુવાદ કર્યો છે ત્યા 'પરોપકારાય'ને સ્થાને 'પરોપકારાય' અને 'પઠનાર્થ'-ને સ્થાને 'પવનાર્થ' વચાયુ લાગે છે પરોપકારાર્થે અને ઠાકોરના વાચનાર્થે પ્રત આપવામાં આવી છે એમ જ અર્થ હોઈ શકે

પુષ્પિકાઓમાથી પાઠવાચનના આટલા દોષોનો નિર્દેશ પર્યાપ્ત છે હવે કૃતિપાઠમાથી બેચાર ઉદાહરણો લઈએ

*(૧) ૧૧૭ સક જઇ પૂત પિતા અઉસરઇ*

*હિવ કુણ સીસઇ ગોડા ભરઇ*

બેન્ડરે 'સક' અને જઇ બે જુદા શબ્દ ગણ્યા છે અને શબ્દકોશમા એના અર્થ અનુક્રમે 'as if, it seems' તથા 'that' આપ્યા છે પરતુ સકજઇ' એક શબ્દ છે અને એનો અર્થ સામર્થ્યમા', કદાચ 'સત્કાર્યમા' થાય (નાહટાએ બે અન્ય પ્રયોગો પરત્વે 'સમર્થ' અર્થ કર્યો છે)

ઉપરાત બેન્ડરે અહીં બીજા બે શબ્દોના અર્થ પણ ખોટા કર્યા છે 'અઉસર'નો અર્થ 'conforms to, takes place of' અને 'સીસ'નો અર્થ head એ શબ્દકોશમા આપે છે વસ્તુત 'અઉસરઇ' એટલે ઓસરે, પાછો હઠે ઓછો ઊતરે (જુઓ 'મધ્યકાલીન ગુજરાતી શબ્દકોશ') અને 'સીસ' અહીં 'સીનુ ના અર્થમા જણાય છે તાત્પર્ય એ છે કે સામર્થ્યમા (સત્કાર્યમા) પુત્રથી પિતા ઓછા ઊતરે છે, તો કોણ પગમા સીસુ ભરે (પગને ભારે કરે – ઉઘરાણી માટે દોડીને) બેન્ડરનો અનુવાદ સ્વાભાવિક રીતે જ કઢગો બનેલો છે "A son emulates his father to the point *when it is not possible to distinguish one from* the other (lit who bears (whose) foot on (whose) head i e who honours whom)''

(૨) ૧. ૨૧ : ઘરની આથ અગા ઊચલી સાલિગામથી તે ઊચલી.

'અગા' અને 'ઊચલી' એમ બે શબ્દ જુદા ગણ્યા ને 'અગા' શબ્દનો શબ્દકોશમાં સમાવેશ નથી, પરંતુ એનો અર્થ 'all' કર્યો હોય એવી અનુવાદ પરથી શંકા જાય છે : "abandoning all her possessions left the town of Saligam."

'ઊચલ-' એટલે ઉચાળા ભરવા, જે કંઈ હોય તે ઉપાડી જતા રહેવું, ગામ છોડવું. પણ એનો અર્થ સંપત્તિ છોડવાનો ન જ થાય. વસ્તુતઃ અહીં 'અગાઉ' અને 'ચલી' એમ બે શબ્દો છે. તેથી અર્થ થાય – ઘરની સંપત્તિ પહેલાં ચાલી ગઈ.

(૩) ૨૦.૫ ઇમ કિમ દીસઈ છેહ.

'દીસઈ'નું વ્યાપક રૂપે નોંધાયેલું પાઠાંતર 'દીજઈ' છે ને એ જ સંગત છે એ સ્પષ્ટ છે. અનુવાદ એ રીતે જ ને સાચો થયો છે – "why should be abandoned in such way?" પણ શબ્દકોશમાં 'દીસઇ' કે 'દીજઇ' બન્નેમાંથી એકેમાં આ પ્રયોગ નોંધાયો નથી, એટલે કૃતિપાઠમાં છાપભૂલ જ થયેલી છે એમ નિશ્ચિતપણે કહી શકાતું નથી.

(૪) ૪. ૨૨ : જીહો અઉહા લેખા-લે વહઈ જીહો કસ્તુરી — ઘનસાર, જીહો આઠ પહુર સામઠા જીહો નાટકના ધોંકાર.

શબ્દકોશમાં 'અઉહા' એટલે 'unbounded' 'લેખા' એટલે 'streak' અને 'લે' એટલે 'through, with (postposition)' એ અર્થ કર્યા છે તેમાં 'અઉહા' ને 'લે'ના અર્થો દેખીતી રીતે જ શંકાસ્પદ છે. અનુવાદ પણ મુશ્કેલીઓથી ભરેલો છે : "Their bodies drenched with musk and camphor, they whiled away every hour of the day to the tunes of *nātakas.*" આમાં 'they' એટલે કોણ તે અસ્પષ્ટ રહે છે, 'bodies' માટેનો કોઈ શબ્દ મૂળમાં નથી, કસ્તૂર–ઘનસારની લેખા એવો દૂરાન્વય કરવાનો થયો છે અને whiled away' (વહઇ)ને પાછળની પંક્તિ સાથે જોડવાનું કર્યું છે.

નાહટા અહીં અઉલે ખાલે' એવો પાઠ લે છે. બેન્ડરે નોંધેલાં પાઠાંતરોમાં 'અઉહા'ને સ્થાને 'અઉ' પાઠ ક્યાંય નથી – 'અઊઅ', ''અઊઆ' છે, પણ મોટા ભાગના પાઠમાં 'હ'કાર છે, જેનો ખુલાસો કરવો મુશ્કેલ છે. પાઠવાચનનો કોઈ દોષ હશે? અર્થ તો 'અઉલે ખાલે'નો જ સ્પષ્ટ રીતે બેસે છે : (શાલિભદ્રના ઘરમાં) કસ્તૂરી અને ઘનસાર અવળે ખાળે વહે છે એટલે કે ઊભરાય છે (એટલાં બધાં એ વપરાય છે ને ધોવાય છે). નાહટાએ 'અઉલે'નો 'તરલ, અવલેહ' એવો અર્થ આપ્યો છે તેને માટે કોઈ આધાર નથી ને સંદર્ભમાં એ બેસતો નથી. (આની ચર્ચા માટે જુઓ 'મધ્યકાલીન ગુજરાતી શબ્દકોશ', પૃ. ૫૬૮).

બીજા ચરણનું વાક્ય સ્વતંત્ર જ છે. અર્થ છે – આઠ પહોર સુધી સળંગ નાટકના ધોંકાર થાય છે – નૃત્યાદિના અવાજો આવે છે.

અહીં ઉમેરી શકાય કે (૧૬.૨૫) 'સ્યું સંયમ-લે સાધિસ્યઉ'માં પણ 'લે'ને નામયોગી માન્યો છે અને 'what will you accomplish *through samyama?*' એમ અનુવાદ કર્યો છે એમાં પણ ભૂલ છે. 'લે' તે 'લઈ' એ સંબંધક કૃદંત જ છે – 'સંયમ લઈને શું કરશો ?' ('લેઈ'ને પણ અન્યત્ર નામયોગી ગણેલ છે તે વિવાદાસ્પદ છે.)

આ સંપાદનમાં શબ્દાર્થ અને વાક્યાર્થ એટલે અનુવાદની ભૂલો એટલી બધી છે કે એ નોંધતાં તો પાર ન આવે. નમૂના રૂપે પહેલાં કૃતિના આરંભની જ થોડી પંક્તિઓ જોઈએ.

(૧) ૧. ૩ : 'સાસનનાયક'નો 'the master of doctrine' એવો અર્થ કર્યો છે, પણ શાસન એટલે ધર્મરાજ્ય, ધર્મસંપ્રદાય એમ અર્થ કરવો વધારે યોગ્ય ગણાય.

(૨) ત્યાં જ 'જિનચંદ'નો અર્થ 'the ultimate of (the present) Jinas' કર્યો છે તે યોગ્ય નથી. શબ્દકોશમાં 'ultimate Jina' ઉપરાંત 'best of Jinas' 'supreme Jina' એવા અર્થો આપ્યા છે તે યોગ્ય ગણાય. જિનચંદ એટલે જિનોમાં ચંદ્ર સમાન. તારાગણમાં જેમ ચંદ્ર ઉત્તમ તેમ જિનોમાં ઉત્તમ.

(૩) ૧. ૪. 'અલિયવિઘન દૂરઇ હરઇ'નો અનુવાદ 'destroying false doctrine he drags it away' ઘણો ગેરસમજભર્યો છે. વસ્તુનો નાશ કર્યા પછી એને દૂર લઈ જવાપણું ક્યાં રહે? 'અલિય'નો 'falsehood' અને 'વિઘન'નો 'destroyer' અર્થ કરેલ છે (જુઓ શબ્દકોશ) તે ભ્રાન્ત છે. 'અલિય' એટલે 'અપ્રિય, અનિષ્ટ' અને 'વિઘન' એટલે 'વિઘ્ન, આપત્તિ'. પંક્તિનો અર્થ થાય – અનિષ્ટો અને આપત્તિઓને દૂર કરે છે.

એ નોંધપાત્ર છે કે ૨૯. ૨૧માં 'અલિયવિઘન તસુ દૂર પુલાવઇ'નો 'removes obstacles of his enemies' એવો અનુવાદ તો સાવ અસંગત છે. ત્યાં 'અલિય'નો 'enemy' અને 'વિઘન'નો 'obstacle' અર્થ લીધો છે' વસ્તુતઃ અહીં પણ વક્તવ્ય એમ જ છે કે એનાં અનિષ્ટો અને વિઘ્નોને દૂર હાંકે છે.

(૪) ૧. ૫-૬ સહુકો જિનવર સારીખા, પિણ

તીરથધણી વિશેખ, પરણીજઈ તે ગાઈયઇ લોકનીતિ સપેખ

અનુવાદ કર્યો છે — ' All the Jinas are equal – Although He is singled out because He is the Founder of the (present) order, the others should be hymned carefuly observing popular custom "

દેખીતી રીતે જ આ અનુવાદમા ભારે ગરબડ છે 'તીરથધણી' એટલે 'the Founder of the (present) order એટલે વર્તમાન તીર્થંકર ? એમ પણ ન હોય કે વર્ધમાન એટલે કે મહાવીર જે તીર્થના મૂળનાયક હોય ત્યા રહીને આ રાસ રચાયો હોય અથવા મહાવીર સાથે સબદ્ધ કથાવસ્તુ અહીં હોઈ એમને 'તીરથધણી' કહ્યા હોય ?

'પરણીજઇ' એટલે? શબ્દકોશમા પરણ 'નો 'marry' ઉપરાત 'lead forward આપ્યો છે તે અહીં અભિપ્રેત હશે ? 'is singled out' એ વિશેખ 'પરણી જઈ'નો અનુવાદ હોવાનો વહેમ જાય છે એ કેમ ચાલે? 'પરણીજઇ તે ગાઈયઇ' એ લોકોક્તિને સપાદક પકડી શક્યા નથી તેથી કેટલા બધા ખોટા અન્વયો ને અર્થો તરફ એ ખેંચાઈ ગયા છે ? પક્તિઓનો આ અન્વયાર્થ સ્પષ્ટ છે બધા જિનવર સરખા છે પણ જે પરણતુ હોય તેના ગીત ગવાય એ લોકવ્યવહારને અનુલક્ષીને જે તીર્થના ધણી હોય એમનુ વિશેષ મહત્ત્વ રહે છે

(૫) ૧ ૮ પિણ ઇહા દાનતણઉ અધિકાર'નો અનુવાદ "However the power of almsgiving obtains here" કેવી રમૂજપ્રેરક છે' 'અધિકાર' એટલે 'power' નહીં પણ કથાપ્રકરણ, વિષયવિભાગ' દાન, શીલ, તપ અને ભાવના મુક્તિમાર્ગના સરખા સાધન છે પણ અહીં દાન(મહિમા)નો કથાપ્રસગ વર્ણવવામા આવે છે એમ વક્તવ્ય છે

(૬) ૧ ૯ તાનુ ચરિત વાખાણતા પાતક દૂરિ પલાય' અનુવાદ કર્યો છે "By relating his story one drives sins far away "

દૂરિ પલાય' એટલે 'દૂર કરાય કે કરે' નહીં, પણ દૂર પળે, દૂર થાય' 'પાતક' કર્મ નહીં પણ કર્તા. અનુવાદ 'પલાય'ને કર્મણિ કે પ્રેરક માનીને કર્યો જણાય છે પણ શબ્દકોશમા તો એનો 'depart, go off' એવો અર્થ આપ્યો છે, જે સાચો છે

કૃતિપાઠ અને શબ્દકોશમા વાખાણતા' છે, પણ નોંધેલા સર્વ પાઠાતરોમા સર્વત્ર 'વા'ને સ્થાને 'વ' છે કોઈક તબક્કે લેખનદોષ થઈ ગયો લાગે છે

હવે શબ્દકોશના આરભના પાના પર નજર કરીએ ત્યાં શુ દેખાય છે ?-

(૧) 'અતરગતિ' શબ્દના ત્રણ સદર્ભોમાં ત્રણ જુદા જુદા અર્થ નોંધ્યા છે પણ ત્રણે સ્થાને એ શબ્દ એક જ અર્થમા હોવાનુ દેખાય છે

૧૯ ૩૦ પરત્વે 'heart' અર્થ આપ્યો છે પક્તિ છે 'અતરગતિ આલોચતા કૂડ નહી લવલેશ' શબ્દાર્થ એકદરે સાચો છે એમ કહેવાય. કદાચ 'હૃદય'ને બદલે 'મન' શબ્દ વધારે બધબેસતો લાગે

૧૧ ૧૧ પરત્વે 'entrance' અર્થ આપ્યો છે પક્તિ છે – 'બોલાવ્યો પ્રીતમ બોલઇ નહી અતરગતિ ન લખાઇ' અનુવાદ કર્યો છે – "*when addressed as 'dearest beloved'*, he does not acknowledge our entrance" વસ્તુત અહીં પણ 'અતરગતિ' શબ્દ મન'ના અર્થમા જ છે અનુવાદ થાય – "બોલાવવા છતા પ્રીતમ બોલતો નથી, એનુ મન જણાતુ નથી – કળાતુ નથી.' શબ્દકોશમા 'લખા–'નો 'recognize, understand' અર્થ આપ્યો છે તેને સ્થાને અનુવાદમા ખોટી રીતે ભળતો અર્થ કર્યો છે

૧૩ ૨૩ પરત્વે '*ultimate state, reality*' અર્થ આપ્યો છે તે પણ ખોટો છે પક્તિ છે – "હિતવછિત માવીતા કહાવઇ પિણ અતરગતિ કોઇ ન પાવઇ" અનુવાદ આમ કર્યો છે – "Our parents are called well - wishers but *no one* obtains the Highest Good through them " 'વછિત ને સ્થાને 'વછક' પાઠ ઘણી હસ્તપ્રતો આપે છે ને અનુવાદ એ રીતે જ થયો છે તે ઉચિત છે, પણ પક્તિના ઉત્તરાર્ધનો અર્થ છે કે એ કોઈ – મા-બાપ પણ – આપણા મનને પામી શકતુ નથી.

(૨) 'અઉલ ' (૧૪ ૨૮)નો અર્થ *end, extinguish*' અર્થ આપ્યો છે પક્તિ છે – 'તઉ લ્યઉ સજમભાર, જઉ ભવ ભમતા અઉલજઉ ' અનુવાદ કર્યો છે – 'undertake the burden of restraint (of the senses) if you *wish to bring an end to your wandering in the samsara* "

આમા કેટલીક મુશ્કેલી વરતાય છે એક તો, 'અઉલ–' ધાતુ માનીએ એટલે 'અઉલજઉ' આજ્ઞાર્થનુ રૂપ થાય, ત્યારે અહીં એને ઇચ્છાદર્શક રૂપ માન્યુ છે ને અનુવાદ એ રીતે કર્યો છે ઇચ્છાદર્શક રૂપ તો 'અઉલવઉ' થાય બીજુ 'ભમતા'ને કર્મ લેખવાનુ થયુ છે, જે વસ્તુત. ક્રિયાવિશેષણ છે "જો સસારમા ભમતા ઓલજો તો સયમભાર એટલે કે દીક્ષાવ્રત સ્વીકારો' એમ ખરેખર અન્વય છે વાક્યને આ રીતે વાચીએ ત્યારે 'અઉલજ' ધાતુ છે એમ કહેવાનુ થાય

છે અને 'ઓલજો' એટલે 'કંટાળો, થાક અનુભવો, મૂંઝાઓ, ક્લેશ પામો' એવો કોઈ અર્થ હોવાનું સમજાય છે. 'મૂંઝાવું'ના અર્થમાં 'ઊલઝ-' શબ્દ જાણીતો છે. 'અઉલજ-'નો એની સાથે સંબંધ સ્પષ્ટ રીતે જોડી શકાતો નથી, પણ વાક્યાન્વય પરથી ઉપર કહ્યા તેવા અર્થનો તર્ક આપણે કરવાનો રહે છે. નાહટાએ 'ઓલજો' શબ્દ શબ્દકોશમાં નોંધ્યો છે પણ એનો અર્થ આપ્યો નથી.

(૨) 'અકરમી' (૧.૧૩)ના 'doing nothing, without karma' એમ અર્થ આપ્યા છે. પંક્તિ છે 'બઢિતો કહઇ અકરમી કોઇ, કઈયઇ વીર હુસ્યઇ દિન સોઇ.' અનુવાદ આમ આપ્યો છે – "If anyone reproaching another, called him 'akaram.' (liti.do - nothing), (he would answer, 'Lord, may the day be near (when I will be without karma)'. " 'અકરમી' શબ્દ પર અહીં શ્લેષ છે અને એક અર્થ સંપાદકે બરાબર પકડ્યો છે – કર્મ વગરનો, જેણે કર્મ ખપાવ્યાં છે એવો. પણ 'doing nothing' એ અર્થ ખોટો છે. 'અકરમી' એટલે 'ભાગ્યહીન' એ અર્થ સંપાદકને ખ્યાલમાં આવ્યો નથી. ગાળ તરીકે એ શબ્દ જ હોય. 'બઢ-'ના શબ્દકોશમાં 'reproach, quarrel' એમ બે અર્થો આપ્યા છે તેમાંથી 'quarrel' એ અર્થ જ યોગ્ય છે અને 'વીર'નો 'lord' એવો અર્થ અપ્રસ્તુત જણાય છે, 'ભાઈ' અર્થ જ અભિપ્રેત જણાય છે.

(૩) 'અજબ' (૧૩.૧૬)નો અર્થ 'strange' કર્યા પછી ૧૧.૨૪ (૧૪ છાપભૂલ છે) પરત્વે 'erectness' એવો સાવ ખોટો અર્થ લીધો છે. ત્યાં પણ 'નવાઈભર્યું, વિસ્મયકારક' એવો અર્થ જ છે – 'આજ અજબગતિ વાલહઉ, કિણહી લખ્યઉ ન જાઇ.' (આજ વહાલાની સ્થિતિ વિસ્મયભરી છે. કોઈ એને પામી શકતું નથી). સંપાદકે અનુવાદ તો પહેલી પંક્તિમાં આવેલા 'સાધુ' શબ્દ સાથે જોડીને ઘણો કઢંગો કર્યો છે – "No one can understand our beloved..., stiff like *sadhu*..."

(૪) 'અડોલી' (૧૦.૧૦)નો 'worried, out of form' એવો અર્થ આપ્યો છે. નાહટા એનો અર્થ 'આભરણહીન' (અડવી) આપે છે ને 'દેખિ અડોલી તામ શ્રેણિક આંગુલિ'માં એ અર્થ સ્પષ્ટ છે – "શ્રેણિકની આંગળી અડવી જોઈ." બેન્ડરે ખોટો અન્વય અને અનુવાદ કર્યો છે.

(૫) 'અઢલક' (૨.૨૬)નો અર્થ 'one who has reached state of salvation' એવો અપાય એ તે કેવું? 'દીજઈ અઢલક દાન' કેવી સ્પષ્ટ પંક્તિ છે? 'અઢલક' એટલે 'અપાર, ખૂબ' એ ગુજરાતીમાં તો અત્યંત પ્રચલિત અર્થની સંપાદકને જાણ થઈ નથી એ નવાઈભર્યું લાગે છે. અનુવાદ પણ યદ્વાતદ્વા થયો છે.

આમાં 'અઉસર-' અને 'અઉહા' ઉમેરીએ એટલે પહેલા ૩૦માંથી ૮ શબ્દોના અર્થ ખોટા ઠરે છે. આ પ્રમાણ નાનું કહેવાય?

છેલ્લે નજરે ચડેલા બીજા કેટલાક શબ્દાર્થ ને અનુવાદના દોષોનો નિર્દેશ કરી લઈએ:

હસ્તપ્રતોની પુષ્પિકાઓમાં પૃ. ૨૪ પર 'ઊપાધ્યાય શ્રી ધીમલસી લિખિતં'નો અનુવાદ "copied for the Upādhyāya Sri Dhimalasī' કર્યો છે. પણ ધીમલસી માટે નહીં, ધીમલસીએ લખેલી પ્રત્ત છે એમ સ્પષ્ટ અર્થ છે. એ જ પૃષ્ઠ પર 'પૂર્ણિમા પક્ષે પ્રધાન શાખાયાં'નો અર્થ "in the Prathān s̄akha in the fill-moon period" કર્યો છે ત્યાં વસ્તુતઃ પૂર્ણિમા ગચ્છની પ્રધાન શાખા અભિપ્રેત છે. પૃ. ૨૫ પર 'મસાલીયા'નો અર્થ 'Illuminatoe' કર્યો છે તે વસ્તુતઃ એક ઓળખ છે (જૈન ગૂર્જર કવિઓ ભા. ૬ પૃ. ૪૮ પર દેવરાજ મસાલીનો ઉલ્લેખ છે). પૃ. ૨૬ પર 'દ્વિતીય ચૈત્ર સુદિ પંચમી તિથૌ'નો અનુવાદ "on the second day of the light half of Caitra in the fifth tithi" કર્યો છે તેમાં બે તિથિ થઈ જાય છે તેની સંપાદકને સમજ પડી નથી. આરંભમાં છે તે વસ્તુતઃ બે ચૈત્ર માસમાંના બીજા ચૈત્ર માસનો ઉલ્લેખ છે. પૃ. ૨૬-૨૭ પર S પ્રતની પુષ્પિકાના અનુવાદમાં તો ઘણી ગરબડ છે. કોઈ નામ રહી ગયેલ છે અને એકનાં વિશેષણો બીજાને ચડી ગયાં છે.

'પરમાનંદ'નો અર્થ પૃ. ૧૩ પર 'higest truth' કર્યો છે જ્યારે શબ્દકોશમાં 'supreme bliss' કર્યો છે, જે સાચોછે. 'બાપુકાર્યા'નો અર્થ પૃ. ૧૩ પર તથા શબ્દકોશમાં 'ancestral rites' કર્યો છે પણ એનો અર્થ 'લલકાર્યા, પડકાર્યા' એવો થાય છે. 'ભવિક' 'ભવિયણ' એ શબ્દોનો અર્થ પૃ. ૧૩ પર અને શબ્દકોશમાં 'pious, right-minded' એવો આપેલ છે પણ આ જૈન પારિભાષિક શબ્દનો 'મુક્તિને યોગ્ય જીવ' એવો ચોક્કસ અર્થ છે. 'મહાવિદેહ'નો અર્થ પૃ. ૧૩ પર અને શબ્દકોશમાં 'realtm of Tirthankaras' આપ્યો છે પણ એવે એક ક્ષેત્રવિશેષનું નામ છે. 'અરદાસ'નો અર્થ 'payment of respect' કર્યો છે, પણ મધ્યકાળમાં આ શબ્દ પ્રાર્થના, અરજી, વિનંતી એવા અર્થમાં વ્યાપક રીતે વપરાયેલો છે. (ફારસી શબ્દ 'અર્જદાસ્ત'નો પણ 'પ્રાર્થના' 'પ્રાર્થનાપત્ર' 'દરખાસ્ત' એવો અર્થ છે અને એના મૂળમાં રહેલો 'અર્જ' શબ્દ તો જાણીતો છે.) 'કીજઇ કવણ પ્રકાર' (૧૧.૨)નો અનુવાદ પૃ. ૮૧ પર "What kind of behaviour is this? (lit. what manner (behaviour) is made)" કર્યો છે, પણ "શી

રીત –શો ઉપાય – શુ કરીએ એમ જ અનુવાદ કરવો જોઈએ. પૃ ૮૩ ૨૨ (જ પહિરસ્યઇ)સુ જાણિસ્યઇ અવર ન જાણઇ ભેઉ નો અનુવાદ he will know he has not been deceived કર્યો છે તે વસ્તુત જે પહેરશે તે જાણશે, બીજુ કોઈ એનુ રહસ્ય એનો મર્મ જાણશે નહીં એવો થાય. જામણિ નો ૨ ૨નો સદર્ભે પૃ ૮૪ પર તેમ શબ્દકોશમા eating અર્થ આપ્યો છે પણ વસ્તુત ત્યા પણ અન્યત્ર છે તેમ mother અર્થ જ છે (શબ્દકોશમા ૧૮૨૧ને સદર્ભે brother અર્થ આપ્યો છે પણ એ પક્તિના અનુવાદમા તો mother જ છે) આત્રલૂહણ નો અર્થ પૃ. ૮૫ પર અને શબ્દકોશમા bowels and blood આપ્યો છે પરતુ નાહટા એનો અર્થ આત્મજ એટલે સતાન આપે છે તે જ બરાબર છે

એક પરદેશી વિદ્વાનની અહીંતહીં થોડી ભૂલો થાય તો એ જરૂર ક્ષમ્ય ગણાય આપણા વિદ્વાનો પણ ભૂલ ક્યા નથી કરતા પણ અહીં તો અપરપાર ભૂલો છે અહીં કરવામા આવી છે તે તો પુસ્તકની નમૂનારૂપ અલ્પ સામગ્રીની જ તપાસ છે એમા આટલી ભૂલો હોય તો આખા પુસ્તકમા શુ હશે એની કલ્પના આપણે જરૂર કરી શકીએ એમા કૃતિની શી દશા થઈને રહે? આવા કોઈ પણ સપાદનમા કૃતિપાઠ અને કૃતિની સમજ એ મૂળ વસ્તુ પાયાની વસ્તુ છે એ સધ્ધર ન હોય તો બાકીનુ સઘળુ સર્વ વિદ્વત્તાભર્યો ક્રિયાકાડ – એકડા વિનાના – મીંડા સમાન છે મૂળ વસ્તુને ભોગે કે મૂળ વસ્તુ કરતા ક્રિયાકાડનો વિશેષ મહિમા કરવો ઇષ્ટ નથી. આપણે ઇચ્છીએ કે બે ડર જેવા પશ્ચિમી વિદ્વાનો મૂળ વસ્તુનો નક્કર રીતે મુકાબલો કરે એને યથાર્થ રીતે પામવા માટે આવશ્યક સઘળો કાળજીપૂર્વકનો ઉદ્યમ કરે અને એમની વિદ્યાકીય શિસ્તને કામે લગાડીને આપણને એક ખરેખરુ ઉદાહરણરૂપ સશોધન સપડાવે હુ તો એમ પણ ઇચ્છુ કે આ જ કૃતિનુ બેન્ડર નવેસરથી સપાદન કરી પશ્ચિમના જગત પાસે કૃતિને એના સાચા સ્વરૂપમા મૂકી આપવાનુ ધર્મકાર્ય કરે

થોડા વરસ પહેલા જાણવા મળેલુ કે બે ૨ મધ્યકાલીન ગુજરાતીનો શબ્દકોશ તૈયાર કરે છે કે કરવા માગે છે અગ્રેજીમા આવો કોશ હોય તો એ અભ્યાસીઓને ખાસ કરીને વિદેશોના અભ્યાસીઓને ખૂબ ઉપકારક થાય અને તેથી એ જરૂર કરવા જેવુ કામ ગણાય પણ મને લાગે છે કે બેન્ડરે એ માટે થોડી વધુ સજ્જતા કેળવવાની રહેશે એ ઉતાવળ ન કરે ધૈર્યપૂર્વક આગળ વધે અને એક પ્રમાણભૂત કોશ આપણને આપે એવી આશા રાખીએ.

૧૮ માર્ચ ૧૯૮૬

[ધિ સાલિભદ્ર ધન્ના ચરિત, સપા અર્નેસ્ટ બે ૨ પ્રકા અમેરિકન ઓરિયે ટલ સોસાયટી, ન્યૂ હેવન કનેટિકટ ૧૯૮૨ ક્રા ૮ પેજી પૃ ૧૦ ૫૭૩

## રોમના ફુવારા જોઈને

*તો હુ માનત નહીં કે રોમનુ હૃદય એના ઊડતા ફુવારામા છે*
*પાણીના આ સર્પાકાર વળાકોમા કે ગરુડની ચીલઝડપ ધારામા છે*
*ટ્રેવીના ફુવારાના ઊડતા ફુવારા પાણીમા નિમત્રણ છે પુન આવવાનુ*
*ને જિંદગીનુ નિમત્રણ છે છાતી પર કબૂતર ચાંપીને ઊભેલી*
*રતિ પર મોહિત કામદેવની જલધારામા*
*એના એવાય આરસના વળાકો છે જ્યા પાણી ઉપર ઉપરથી ઊડ્યા કરે*
*અને નીચે તમે ભીંજાયા વગર કોરા ઊભા રહો જમાના લગી*
*ક્યારેક તમે આરસનુ માસ્ક પહેરીને ઊભા રહો ફાઉન્ટન આવ ધ ફોર રિવર્સ ઉપર*
*અને તમે ભીતરથી ભીજાઈ જાઓ પાણીના ભીના ચહેરાથી–*
*ક્યારેક આરસની આખીમા પાણી ઊડ્યા કરે પણ કશુંય ભીજાય નહિ*
*માત્ર સભળાયા કરે પાણીના એકાતનો લીલોભૂરો અવાજ*
*ક્યારેક ભૂમિતિની છેદતી રેખાઓ સમી પાણીની ધાર છેદ્યા કરે છે પાણીના મૌનને*
*ક્યારેક છેદ્યા કરે છે અર્ધવર્તુળો મેઘધનુષ્યની જેમ રોમના ખાલી આકાશને*
*ક્યારેક પાણી પિઆઝા નાવોનાના વાસળીના સૂર જેમ અસ્ખલિત વહ્યા કરે છે*
*કશુય ભર્યા વગર ન ગ્લાસને ન જિંદગીની તૃષાને*
*– મરિયમની આંખોમા ગ્રેસ્યસ ફાઉન્ટેનના ચોંટી રહેલા થોડાક જિદ્દી ટીપા*
*હવે ક્યારેક ક્યારેક ટપકે છે પાર્લાના જાબલી અધકારમાં મારા ગાલ ઉપર*

રોમ એપ્રિલ ૧૯૭૮ મુબઈ ૧૦-૧-૮૨

યશવત ત્રિવેદી



*'સાંજ પડ્યે આવું છું, સજની !' એવું કહીને ગયો;*
*આજ યુગાંતર વીત્યે, વ્હાલા ! તારાં પગલાં પાછાં વળે.*



# ઝવેરચંદ મેઘાણી જન્મશતાબ્દી

(૧૮૯૬-૧૯૯૬) પૂર્ણાહુતિ : ૨૮-૯-૧૯૯૬

## સોરઠ સરવાણી

(સંપુટ ૫)

ઝવેરચંદ મેઘાણી લિખિત સૌરાષ્ટ્રની પ્રેમવાર્તાઓના ત્રણ ઑડિયો કેસેટો મૂલ્યરૂ. 120.00

| કેસેટ | વાર્તા | રજૂઆત |
|---|---|---|
| 1 (60 મિ.) | હોથલ | વિનોદ મેઘાણી |
| 2 (90 મિ.) | શેત્રુંજીને કાંઠે | હિમાંશી શેલત |
| | રતન ગિયું રોળ | નિરંજન રાજ્યગુરુ |
| 3 (60 મિ.) | દેહના ચૂરા | મંજરી મેઘાણી |
| | શેણી-વિજાણંદ | ઝવેરચંદ મેઘાણી |

**નોંધ : પાંચમા સંપુટ સાથે ગુણજ્ઞ ગુર્જરજનોને બૃહદ્ મેઘાણી પરિવાર તરફથી ભેટ :** 'પગલાં પાછાં વળે' ઝવેરચંદ મેઘાણીના સ્વરમાં 1935–1940માં પ્રચલિત સૌરાષ્ટ્રના લોકસંગીતનાં દૃષ્ટાંતોનું એક કલાકનું કેસેટ પરિચય સાથે (આ કેસેટ વેચાણ માટે નથી.)

મુખ્ય વિક્રેતા :

સૂરમિલાપ, 9 રાજહંસ ઍપાર્ટમેન્ટ, હીરાબાગ, આંબાવાડી, અમદાવાદ 380 006. ફોન : 079-405196

### મુખ્ય પ્રાપ્તિસ્થાનો

| | | |
|---|---|---|
| ભાવનગર | : | લોકમિલાપ ટ્રસ્ટ (ફોન : 0278-426402) |
| મુંબઈ | : | ત્રિશલા ઇલેક્ટ્રૉનિક્સ (022-2063572, 2068251) |
| કલકત્તા | : | એલ. કે. મેઘાણી (033-251641) |
| રાજકોટ | : | પ્રવીણ પુસ્તક ભંડાર (0281-432460) |
| ભુજ | : | અક્ષરભારતી (02832-22439) |
| વડોદરા | : | નીકુંજ ઠાકર ( દેસાઈ શેરી, ઘડિયાળી પોળ) |
| વલસાડ | : | ટાઇમ ઍન્ડ ટ્યૂન (અમર ચૅમ્બર્સ) |

# સરદાર સરોવર યોજના :
# ગુજરાતની સર્વોત્તમ આકાંક્ષા

સદીઓથી ગુજરાતીઓએ દેશદેશાવરમા અનેક મુશ્કેલીઓ અને ઝઝાવવાતો સામે સ્થાઈ થઈ તેમની સાહસિકતા અને શૌર્યનો પરચો આપ્યો છે આઝાદીની લ ત હોય કે રાષ્ટ્ર માથે કોઈ આપત્તિ આવી હોય ત્યારે ગુજરાતે સર્વદા રાષ્ટ્રીય હિતો અને મૂલ્યોને પ્રિય ગણ્યા છે

આ પ્રજાનો તલસાટ છે દાયકાઓની સરદાર સરોવર યોજનાને મૂર્તિમત કરવાનો કેમ કે આ યોજના ગુજરાતની જીવાદોરી છે અને રાષ્ટ્રના વિકાસની આધારશિલા છે છેલ્લા ૩૪ વર્ષ દરમ્યાનના ૧૧ કારમા દુષ્કાળે રાજ્યના પ્રત્યેક નાગરિકની અર્થવ્યવસ્થા છિન્નભિન્ન કરી નાખેલી છે કુદરતના આ પ્રકોપ સામે એકમાત્ર ઇલાજ છે કુદરતી કૃપાનો ઢાલ સ્વરૂપે સ્વીકાર કરી નર્મદાના નીરને દરિયામા જતા અટકાવી સરદાર સરોવર યોજનાને સાકાર કરવાનો

સરદાર સરોવર યોજના ૮૨૧૫ ગામડા અને ૧૩૫ શહેરી વિસ્તારોના ૩ કરોડથી વધુ લોકોની તરસ છિપાવશે. ફ્લોરોસિસ જેવા પાણીજન્ય રોગ અને કારમા દુષ્કાળ સામે એકમાત્ર વિકલ્પ અને કાયમી ઇલાજ છે સરદાર સરોવર યોજના

વરસાદની અનિયમિતતાને કારણે નસીબ પર આધાર રાખતા લાખો ખેડૂતો માટે નર્મદા યોજના આશીર્વાદરૂપ સાબિત થશે સરદાર સરોવર યોજના દ્વારા ગુજરાતની ૧૮ લાખ હેક્ટર જમીનને સિંચાઈ માટે પૂરતા પ્રમાણમા પાણી મળી રહેશે જેમાના ૭૫ વિસ્તારો દુષ્કાળગ્રસ્ત છે

ગુજરાતની સમૃદ્ધિ વધારવાની પ્રચડ શક્તિ ધરાવતી નર્મદા યોજના ખરા અર્થમા કામધેનુરૂપ સાબિત થશે.

આ યોજના દ્વારા ૧૪૫૦ મેગાવાટ વીજ ઉત્પાદન થશે, જેમાથી ૧૭ ટકા હિસ્સો ગુજરાતને મળશે. આથી ગુજરાતની વિકાસયાત્રા હજુ પણ વધુ ઝડપી બનશે આ વધારાનુ વીજ ઉત્પાદન ગુજરાતમા ઉદ્યોગીકરણનો અને રોજગારીનો વ્યાપ વધારવામા મહત્ત્વનુ પરિબળ બની રહેશે

સમગ્ર વિશ્વમા અપૂર્વ કહી શકાય તેવી સરદાર સરોવર યોજના ૭૦ ૦૦૦ કિલોમીટર નહેરોનુ વિક્રમસર્જક નેટવર્ક ધરાવે છે આ યોજનાની ૪૬૦ કિલોમીટર લાબી નહેર એક નદી જેટલુ જળવહન કરશે.

## સરદાર સરોવર યોજના

નર્મદા યોજના ગુજરાતની સમગ્ર પ્રજાની આકાક્ષાનુ પ્રતીક છે રાજ્ય સરકાર પ્રજાની આ આકાક્ષાને પરિપૂર્ણ કરવા સતત પ્રયત્નશીલ છે ઉલ્લેખનીય છે કે આ યોજના પાછળ અત્યાર સુધીમા રૂ ૪૭૦૦ કરોડનો ખર્ચ થઈ ચૂક્યો છે અને યોજનાને મુખ્ય બધ ૮૦ ટકા જેટલો પરિપૂર્ણ થઈ ગયો છે

ગુજરાત સરકારે નર્મદા યોજનાના વિસ્થાપિતોના પુનર્વસન માટે પણ સુગ્રથિત આયોજન કરીને તે દિશામા ખૂબ *ઝડપી પગલા લીધા છે અત્યાર સુધીમા મધ્યપ્રદેશના ૨ ૪૫૪ કુટુબો સહિત ૭ ૧૮૫થી વધુ વિસ્થાપિત કુટુબોના* પુનર્વસનનુ કામ પરિપૂર્ણ કરી દેવામા આવ્યુ છે

તાજેતરમા વડાપ્રધાનશ્રીની અધ્યક્ષતામા તથા મુખ્ય મત્રીશ્રીની ઉપસ્થિતિમા દિલ્હી ખાતે મળેલી બેઠકમા બધનુ સ્થગિત થયેલુ કામ પુન શરૂ કરવા માટે મહત્ત્વનો નિર્ણય કરવામા આવતા મુખ્ય બધની ૪૫૫ ફૂટની ટ્રિબ્યૂનલના ચુકાદા અનુસારની બુનિયાદી ડિઝાઇન અકબધ રાખીને બધનુ કામકાજ ૪૩૬ ફૂટની ઊંચાઈએ લઈ જવાની અનુમતિ મળી છે આથી હવે બધની કામગીરી વધુ ઝડપી બનશે.

સરદાર સરોવર યોજના પરિપૂર્ણ કરવામા રાજ્ય સરકારને લોકો તથા સ્વૈચ્છિક સસ્થાઓનો સક્રિય સહયોગ મળી રહ્યો છે સૌરાષ્ટ્રની તરસી ધરતીને ડિસેમ્બર ૧૯૯૮ પહેલા નર્મદાના નીર પહોચાડી શકાય તે માટે મુખ્ય નહેર, શાખા નહેરો અને સ્ટ્રક્ચર્સના કામો વિક્રમસર્જક ગતિએ આગળ વધી રહ્યા છે

(માહિતી)

Uddesh (A literary, cultural monthly) September 1996 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/920



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

ર્ષ સાતમું : અંક ત્રીજો ઑક્ટોબર : ૧૯૯૬

તંત્રી
રમણલાલ જોશી

૭૫



# ઉદ્દેશ

ઑક્ટોબર ૧૯૯૬



*સર્વભાષા સરસ્વતી*

## સ્મૃતિશેષ બની રહેલી વિશ્વની સેંકડો ભાષાઓ

બે વરસ પહેલાં સંયુક્ત રાષ્ટ્રના વિભાગ યુનેસ્કો તરફથી જેમના પર નામશેષ બનવાનું જોખમ તોળાઈ રહ્યું છે એવી ભાષાઓની – 'મરવા પડેલી' ભાષાઓની – નોંધણીનો પ્રકલ્પ શરૂ થયો છે અને તેની દ્વારા ભાષાવિજ્ઞાનીઓને તે કામ માટે થોડીક આર્થિક સહાય અપાય છે.

વિદ્વાનોનું માનવું છે કે એક તરફથી અંગ્રેજી જેવી વિશ્વભાષાઓનાં સમૂહમાધ્યમો, વેપાર અને સ્થળાંતરથી થઈ રહેલા પ્રસારને લીધે, તો બીજી તરફથી તે તે પ્રદેશની મુખ્ય/માન્ય ભાષાના તેવી જ રીતના દબાણને લીધે એકવીશમી શતાબ્દીના મધ્ય સુધીમાં નેવું ટકા મનુષ્યભાષાઓ અદૃશ્ય થઈ જવાનો સંભવ છે. જગતના થોડાક, અલ્પ સાધન ધરાવતા ભાષાવિજ્ઞાનીઓ આ પૂરને ખાળવા કે આમાંની ઘણી લઘુ ભાષાઓને નોંધવા મથી રહ્યા છે. અમેરિકાની મૂળ-સ્થાનિક ૧૫૦ બોલીઓનો હ્રાસ થઈ રહ્યો છે. ભારતની ૧૪૯ બોલીઓ ઉપર જાનનું જોખમ તોળાયેલું છે. યુરોપમાં પણ આવી પરિસ્થિતિ – જેમ કે ઇંગ્લૅન્ડમાં કૉર્નિશ ભાષાના માત્ર બસો જ ભાષક રહ્યા છે. ભાષાવિજ્ઞાનીઓ માટે આ એક ભારે પડકાર છે. અમેરિકાની 'સમર ઇન્સ્ટિટ્યૂટ ઑવ્ લિંગ્વિસ્ટિક્સ' એક અસાંપ્રદાયિક ખ્રિસ્તી સંસ્થા છે અને તે ઘણાં વરસથી જગતની ઓછી જાણીતી નાની નાની ભાષાઓમાં બાઇબલનો અનુવાદ કરે છે. આ મિશનરી અનુવાદકો, જેમાં સામાન્ય રીતે ઘણાં દંપતી હોય છે, પંદરવીશ વરસ એ ભાષા જ્યાં બોલાતી હોય તે પ્રદેશના કોઈ દૂરના ગામડામાં રહી તે ભાષા શીખે છે, તેને માટે વર્ણમાળા તૈયાર કરે છે અને સગવડ પ્રમાણે નવા કરારનો તથા જૂના કરારનો અનુવાદ કરે છે.

પશ્ચિમ પ્રશાંત મહાસાગરમાં આવેલા ન્યૂ ગીની ટાપુના ૪૦ લાખ રહીશોમાં જે તેરસો જુદી જુદી બોલીઓ બોલાય છે તે ભૂંસાઈ જવાની અણી પર છે. ડુંગરા, દરિયો, નદીઓ અને ડુંગર પર રહેતી આદિજાતિની દુશ્મનાવટને કારણે આ બોલીઓ અરસપરસથી અલિપ્ત રહી વિકસેલી છે. આમાંની કેટલીક બોલીઓના તો માત્ર બસો જેટલા જ ભાષકો છે ને ૧૧૭ બોલીઓના માત્ર સો જેટલા. ત્યાંની આરિબ્વાનસ્તાં નામની બોલીની બોલનાર તો એકમાત્ર બુઢ્ઢી ડોશી બચી છે. ઉપર્યુક્ત સંસ્થા ન્યૂ ગીનીની ૧૮૫ બોલીઓ ઉપર કામ કરી રહી છે, અને ૯૪ બોલીઓમાં બાઇબલનો અનુવાદ તૈયાર કરી દીધો છે.

ભાષાના બંધારણની દૃષ્ટિએ આ બોલીઓમાં તેમનાં ધ્વનિતંત્ર, રૂપતંત્ર અને શબ્દભંડોળને લગતી ઘણી વિવિધતા છે. દાખલા તરીકે રોતોકાસ નામની બોલીમાં માત્ર ૧૩ ધ્વનિઘટકો છે, તો યેલેમાં ૯૬ ધ્વનિઘટકો છે. એક બોલીમાં નામના બહુવચન માટે ૬૨ જુદા જુદા પ્રત્યયો છે. કોઈક ભાષામાં પક્ષીનામો રવાનુકારી છે (સંસ્કૃતમાં 'કાક', 'કોકિલ', 'કુક્કુટ', 'કુક્કુર', 'ઘૂક', 'ભેક', 'ટિટ્ટિભ' વગેરેની જેમ). ઓલો બોલીમાં 'ચાલવું' માટે કોઈ શબ્દ નથી. લ્તે 'ઊભા રહેવું' ઉપરથી બનેલ દ્વિરુક્ત લ્તે લ્તે 'પહેલાં અહીં પછી ત્યાં ઊભા રહેવું' એ રીતે એ અર્થ વ્યક્ત કરાય છે. ઓલોમાં 'હૃદય'વાચી શબ્દનો ઉપયોગ કરતા ૪૦ લાક્ષણિક પ્રયોગો જુદા જુદા હૃદયભાવો વ્યક્ત કરવા માટે થાય છે. (આપણા 'જીવ ખાવો', 'જીવ જવો', 'જીવ લેવો', 'જીવ ઊડી જવો', 'જીવ મળવો', 'જીવ બળવો', 'જીવ ચોંટવો', 'જીવડો ઊંડો ઊતરવો', 'જીવ વળગી રહેવો', 'નજીવું', 'મરજીવો' વગેરેની જેમ). પ્રાકૃતિક ઘટનાઓ, પુરાકથાઓ, ધર્મવિધિઓ, દેવકથાઓ વગેરેને લગતી શબ્દાવલિઓથી આ ભાષાઓ સમૃદ્ધ છે. ન્યૂ ગીનીની સરકારે લોકોને અંગ્રેજી કે પિડ્જીન નહિ, પણ પોતપોતાની પ્રાદેશિક બોલી વાપરવા ભલામણ કરી છે અને પ્રાથમિક શાળામાં ત્રણ વરસ માટે સ્થાનિક બોલીને ફરજિયાત બનાવી છે. તોકિયો યુનિવર્સિટીએ એ પ્રત્યેક બોલી માટે ક્રમે ક્રમે પાયાની સામગ્રી, શબ્દસૂચિઓ, શ્રાવ્ય પાઠો વગેરે તૈયાર કરવા માટે ઇન્ટરનેટ ડેટાબેયૂઝની સ્થાપના કરી છે.

**હરિવલ્લભ ભાયાણી**

(ન્યૂ ગીની – પાપુઆના ઉકારુંપા ગામમાં રહી ત્યાંની બોલીઓ પર કામ કરી રહેલ ચાર્લ્સ સ્ટેનલીના ૩૦-'ધ એશિયન એજ'માં પ્રકાશિત માહિતીલેખને આધારે)

# કબીરની કાળને અતિક્રમી જનારી વાણી*

સવ્યસાચી ભટ્ટાચાર્ય; અનુ. મોહનદાસ પટેલ

ઈ.સ. ૧૯૧૦મા શાતિનિકેતન આશ્રમના સર્જન-કાર્ય અને એષણાની વાતો લઈને બે પુસ્તકોના પ્રકાશનો થયેલા – એક હતુ 'ગીતાજલિ' અને બીજુ હતુ આ જ પુસ્તકનો પ્રથમ ખડ 'ગીતાજલિ'નુ પ્રકાશન (સપ્ટેમ્બર ૧૯૧૦) થયા પછી કેટલાક મહિના વીત્યે આ પુસ્તક 'શાતિનિકેતન ગ્રથમાલા'ના એક ભાગ તરીકે પ્રકાશન પામ્યુ બગાળી 'ગીતાજલિ'ના અત્યાર સુધીમા ઓછામા ઓછા તેત્રીસ પુનર્મુદ્રણો થયા છે, જ્યારે ક્ષિતિમોહનના આ પુસ્તકનુ બીજુ મુદ્રણ આઠ દશકા પછી અત્યારે થાય છે આ કબીર રચનાનો થવો જોઈએ એટલો પરિચય વાચક વર્ગમા થયો નથી થવી જોઈતી પ્રસિદ્ધિ ન થઈ શકવાથી આ પુસ્તક દુષ્પ્રાપ્ય હતુ ભાવના સાયુજ્યને લીધે તથા એક પ્રકારના ઐતિહાસિક સંયોગને લીધે 'ગીતાજલિ' અને આ પુસ્તક એકસૂત્રે બધાયેલા છે પુસ્તકનુ આ ઐતિહાસિક મહત્ત્વ ભૂલી જઈએ તોપણ આજની આ વર્તમાન દુર્દશામા આ પુસ્તક અનિવાર્ય છે એમ લાગે છે એનુ કારણ સ્વય સ્પષ્ટ છે આજે જ્યારે ધર્માધતા અને સાપ્રદાયિક સકીર્ણ માન્યતાના આઘાતથી જાતીય સસ્કૃતિ અને સહતિ ખેદાનમેદાન થઈ રહી છે ત્યારે ક્ષિતિમોહન સેનની અનૂદિત કબીરવાણીનો પુન સચાર વિશેષ સુયોગ્ય કાળનો ગણાશે આ બધા કારણોને લઈને મને લાગે છે કે આ નવા મુદ્રણના પ્રકાશન અગે શ્રમ લઈને અગ્રજ તુલ્ય શ્રી અમર્ત્ય સેન અને હાલના પ્રકાશકે એક આવશ્યક કાર્ય સુસપન્ન કર્યુ છે

કબીરની કાળને અતિક્રમી જનારી આ વાણી ક્ષિતિમોહન સેનના અનુવાદમા અહીં વિશેષ પ્રકારે અભિવ્યક્ત થવા પામી છે ઇતિહાસના કાલક્રમના દૃષ્ટિબિંદુથી આ પુસ્તક અગે બેએક વાતો કહી શકાય તેમ છે અધ્યાત્મતત્ત્વવિદ અને સાહિત્યસમાલોચકની દૃષ્ટિએ બીજુ પણ ઘણુ બધુ કહી શકાય ક્ષિતિમોહને આ પુસ્તકના પ્રથમ ખડના પ્રકાશન સમયે (આશરે ઈ.સ. ૧૯૧૦ના આસો માસમા)[1] ભૂમિકામા લખ્યુ છે "કબીરની એક વિસ્તૃત પ્રવેશિકા તથા જીવની, કબીરની રચનાવલિના બધા ખડો મુદ્રણ પામ્યા પછી પ્રકાશન કરવાની ઇચ્છા છે"[2] આ કાર્ય તેઓ સપન્ન કરી જઈ શક્યા નથી જોકે પાછળથી 'દાદુ' (૧૯૪૩) નામના ગ્રથમા તેઓ બીજા બધા મધ્યયુગના સતોની સાથે કબીર અગે ઘણા બધા તથ્ય અને મતો આપતા ગયા છે તે ગ્રથ, અત્યાર પૂરતો 'વિશ્વભારતી ગવેષણા પ્રકાશન વિભાગ' દ્વારા ફરી વાર પ્રકાશન પામ્યો છે કબીર અગે ક્ષિતિમોહન જે કાઈ જાણતા હતા તે બધાનુ સકલન અને અનુવાદના પ્રકાશન દરમ્યાન થયેલ ગવેષણા તથ્યની સમૃદ્ધિની દિશામા, વિશેષ કાઈ આગળ વધી નથી ફરકાર, હજારીપ્રસાદ દ્વિવેદી, સૈયદ અનહર અબ્બાસ રિઝવી, વૉડવિલ ઇરફાન હબીબ વગેરેએ નવી કોઈ પણ પ્રકારની તથ્ય સામગ્રી દર્શાવી નથી જે ઈ.સ. ૧૯૧૦મા પ્રાપ્ત થઈ શકી ન હતી, એવો દાવો પણ કરતા નથી[3] પહેલા જે તથ્ય જાણીતુ હતુ તે રજૂ કરતી વખતે એક જણે તે તથ્યની નીચે જાડી લીટી દોરીને અમારુ તે તરફ ધ્યાન દોર્યુ છે, બીજી વ્યક્તિએ બીજી તરફ અનુગામી ભક્તોની મનોભૂમિમા અન્યાન્ય મત જે અસ્પષ્ટ વિરાટપણુ પ્રાપ્ત કરતા હોય છે તેને અનુરૂપ કબીરનુ વ્યક્તિગત જીવન સ્થાયી થઈ ગયુ છે, પણ તે છે વ્યવચ્છેદ અને વિશ્લેષણાની મર્યાદા બહારનુ

કબીરને સમસામયિક કે ત્યાર પછીના સમયમા કેવી રીતે જોવામા આવતા તે અગે જરૂર ઐતિહાસિકો નવુ કઈક હજી પણ અમને આપી શકે છે ક્ષિતિમોહને ઉલ્લેખ કર્યો છે કે કબીર 'દિલ્હીપતિ સિકદર શાહ

* આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેનના બગાળી પુસ્તક કબીર ના નવા પુનર્મુદ્રણની શાતિનિકેતન વિશ્વભારતીના પ્રાક્તન ઉપાચાર્ય શ્રી સવ્યસાચીએ લખેલી પ્રસ્તાવના – અનુવાદક

લોદી''ના સમકાલીન હતા. આ વિધાન અંગેનું પ્રમાણ આ રહ્યું. "સિકંદર લોદીનો શાસનકાળ ઈ.સ. ૧૫૮૯થી ૧૫૧૯ હતો અને મોગલ બાદશાહ અકબરના દરબારના ઐતિહાસિક અબુલ ફઝલે ઈ.સ. ૧૫૯૫માં કબીર અંગે લખ્યું છે કે સિકંદર લોદીના સમયમાં કબીર જીવિત હતા અને તેઓ પુરાતન પ્રથાસંમત માર્ગનો વિરોધ કરી પોતાને જે સત્ય ઉપલબ્ધ થયું છે તેનો પ્રચાર કરવા માટે ઘણી બધી હિન્દી કવિતાઓ મૂકતા ગયા છે."[૪] ક્ષિતિમોહન જણાવે છે કે કબીર રામાનંદના શિષ્ય હતા. આ બાબતમાં જુદા જુદા પંડિતોના જુદા જુદા મત છે. વૉડવિલે જણાવ્યું છે કે સત્તરમી સદીમાં, એટલે કે કબીરના મૃત્યુના લગભગ એકસો વર્ષ પછી, રામાનંદ સાથે કબીરનું નામ જોડવામાં આવ્યું જેમ કે 'દવિસ્તાન' ગ્રંથમાં (આશરે ઈ.સ. ૧૬૫૩માં).[૫] આ કારણને લીધે કબીરને વૈષ્ણવ વૈરાગી સંપ્રદાયના માનવામાં આવ્યા છે. અથવા ત્યાર પછીના પ્રિયદાસના વિવરણમાં (ઈ.સ. ૧૭૯૨માં) રામાનંદના શિષ્યત્વનું વર્ણન કરાય છે. સમસામયિક પુરાવાને અભાવે વૉડવિલ અને ઇરફાન હબીબ કબીરને રામાનંદના શિષ્ય તરીકે જોતા નથી.[૬] બીજી બાજુ હજારીપ્રસાદ દ્વિવેદી કબીરને રામાનંદ અને વૈષ્ણવ સંપ્રદાયની સીમારેખાની બહાર એકદમ ફેંકી દે છે. કબીરની અંદર તેઓ શૈવ નાથ-યોગી પરંપરા જુએ છે.[૭] મૂળ બાબત એમ છે કે કબીરના મૃત્યુ પછી સમય જતાં કબીરને પોતપોતાના સંપ્રદાયમાં સમાવી લેવા માટે જુદા જુદા સંપ્રદાયો અને અધ્યાત્મતત્ત્વનાં વિશેષ જ્ઞાતાઓ તત્પર થયા હતા, અને જાતભાતના કાલ્પનિક ગુરુ-શિષ્ય-સંબંધો તથા સાધનાના પરંપરાગત સંયોગો લોકમુખે પ્રચાર પામ્યા હતા. કબીરની પ્રખ્યાત દ્વિપદીમાં (ભગતિ દ્રાવિડ...) દર્શાવાયું છે કે ભક્તિ ઉદ્‌ભવી દ્રાવિડ દેશમાં, રામાનંદ તેને લઈ આવ્યા અને કબીરે તેનો પ્રચાર કર્યો. આ પ્રક્ષિપ્ત રચના છે. આવી ઘણી બધી કબીરને નામે વહેતી મુકાઈ હતી, સંભવ છે – તેનાં કોઈ પ્રમાણ નથી. કદાચ એમ પણ કહી શકાય કે કબીરે પોતે પોતાના 'બીજક'માં સંપ્રદાય અંગેની કોઈ પણ રચનાને શ્રેષ્ઠ કે નિકૃષ્ટ તરીકે સૂચવી નથી. આથી વૈયક્તિક જીવનમાં કે નિર્વૈયક્તિકરૂપમાં, ભાવ-જીવનમાં, તેઓ કોના શિષ્ય હતા તે પ્રશ્નના જવાબ પણ જુદા જુદા. ક્ષિતિમોહન આ અંગે પૂરેપૂરા સજાગ હતા. જેમ કે "ઘણા બધા સંપ્રદાયીઓએ કબીરનાં ઘણાં વચનોમાંથી જાતભાતના શબ્દો ઉપાડી લઈને કારણ વગર 'રામ' શબ્દ ઘુસાડી દીધો છે. કારણ કે તેઓ ઘણા બધા આજે પણ રામના ઉપાસકો છે. કબીર દશરથના પુત્ર રામને ક્યારેય તે માનતા ન હતા.'' જોકે રામાનંદના શિષ્યત્વ અંગે ક્ષિતિમોહન આ પુસ્તકના સંકલન સમયે ગૃહીત મત માની લે છે, તો પણ ઉપર દર્શાવેલ સાંપ્રદાયિક મનોવૃત્તિથી ઉર્ધ્વમાં કબીરની અવસ્થિતિ અંગે ક્ષિતિમોહન વાચકને પૂરેપૂરી કાળજીથી વાકેફ રાખે છે.

આ કારણને લીધે ક્ષિતિમોહન બીજા એક ચર્ચાસ્પદ વિશષની બાબતમાં કશું જ બોલતા નથી. સાધારણ રીતે ધાર્મિક અને દાર્શનિક ઇતિહાસવિદો ભક્તિ સાધનાની બે પરંપરાઓ દેખાડતા હોય છે. એક બાજુ સગુણ ભક્તિપરંપરા, જેના સંસ્થાપકોમાં તુલસીદાસ, ચૈતન્ય, મીરાંબાઈ, સૂરદાસ વગેરેને ગણવામાં આવે છે; બીજી બાજુ નિર્ગુણ ભક્તિપરંપરા, જેના એકજન મૂળ પ્રવર્તક તરીકે કબીર જણાય છે.[૯] આ દૃષ્ટિએ જોતાં મહારાષ્ટ્રમાં ચૌદમા શતકમાં ભક્તકવિ નામદેવની પ્રતિષ્ઠા તથા કબીરની ઉપર તેના સંભવિત પ્રભાવ અંગે ઘણું બધું લખાયું છે. ક્ષિતિમોહન આ વિષયની બાબતમાં પણ ટાળો દઈને ચાલ્યા જાય છે. સંભવતઃ એ કારણે કે સગુણ અને નિર્ગુણ ભક્તિવાદ કબીરના પોતાના મત પ્રમાણે નક્કામો વિભેદ છે. "સગુણકે સેવા કરો, નિર્ગુણકા કરો જ્ઞાન; સગુણ-નિર્ગુણતે પરે, તહાં હમારા ધ્યાન.'' સગુણ બ્રહ્મની સેવા કરો, નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન પામો, સગુણ-નિર્ગુણની પેલે પારનું જે છે ત્યાં જ આપણા ધ્યાનનો વિષય છે – આ પ્રખ્યાત વચન તેમનું જ છે એમ માની લઈએ તો આ વિતંડાવાદ તદ્દન અપ્રાસંગિક છે. ક્ષિતિમોહને યથાયોગ્ય રીતે દ્વૈતવાદ અને અદ્વૈતવાદ મતના ભેદ અંગે કબીરના દર્શનની દૃષ્ટિએ પ્રસંગને

અનુરૂપ વિવેચન કર્યું નથી [10]

કબીરના આ નિર્વાચિત કાવ્યોમા સૌથી વધારે મહત્ત્વની જે વસ્તુ નજરે પડે છે તે છે સાપ્રદાયિકતાની સકીર્ણતાવાળી મનોવૃત્તિ વિરુદ્ધના યુદ્ધની ઘોષણા એની એક બાજુ છે પ્રત્યેક ધાર્મિક સપ્રદાયની અદરના રૂઢ રિવાજો આચારવિચાર અને પુરોહિતપ્રથાનો વિરોધ તો બીજી બાજુ છે સપ્રદાયની બહારના જગત સાથે બીજા સપ્રદાયોની સાથે સપર્કની અદરના ભેદભાવ અને પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે વિરોધી ભાવનો ત્યાગ એક બાજુ છે ઋજુ અને કઠોરનો ઉપહાસ – મસ્કરી સાધો પાડે નિપુણ કસાઈ (સાધુ પુરોહિત મોટા કસાઈ છે) મુલ્લા હોકર બાગ જો દેવે કયા તેરા સાહબ બહરા હૈ ? (મુલ્લા જે આટલે મોટેથી બાગ પોકારે છે શુ તેનો પ્રભુ બહેરો છે ?) મન ના રગાયે રગાયે જોગી કપડા (મન રગ્યા વગર જોગી કપડા રગે છે) મુરતસે દુનિયા ફલ માગે અપને હાથ બનાયે (પોતાને હાથે ઘડેલી મૂર્તિ પાસે દુનિયા ફળ માગે છે) વગેરે બીજી બાજુથી કબીર મમતાપૂર્વક મુસલમાન અને હિંદુઓની વચ્ચેના ભેદભાવમા સેતુ બાધવાનો પ્રયત્ન કરે છે અસરે ઇન દુહુ રાહ ન પાઈ હિન્દુકી હિન્દુવાઈ દેખી તુર્કનકી તુર્કાઈ (ઓ રે આ બન્ને જણને માર્ગ મળ્યો નથી હિન્દુનુ હિન્દુત્વ મે જોયુ છે અને મુસલમાનનુ મુસલમાનત્વ) હિન્દુ કહત હૈ રામ હમારા મુસલમાન રહેમાના આપસમે દોઉ લડે મરત હૈ મરમ કોઈ નહી જાના (હિન્દુ કહે છે રામ અમારા મુસલમાન કહે છે રહીમ એક બીજા સાથે લડી મરે છે પણ મર્મ કોઈ જ જાણતા નથી) હિન્દુકી દયા મેહર તુરકનકી દોનો ઘરસે ભાગી વહ કરે જીવહ વહ ઝટકા મારે, આગ દોઉ ઘર લાગી (હિન્દુની દયા મુસલમાનની કરુણા ગૃહત્યાગી છે એક બલિ આપે છે પેલો કરે છે કતલ બનેના ઘરમા આગ લાગી છે) આ પ્રકારના કબીરના વચનોના વધારે ઉદાહરણો અહીં ઉતારવાની જરૂર નથી, આ પુસ્તકમા તે બધા ભેગા કર્યાં છે ક્ષિતિમોહને હિન્દુ મુસ્લિમ સાસ્કૃતિક સેતુ તરીકે સૂફી ચિંતનધારાના મહત્ત્વ ઉપર ભાર મૂકેલો હોવાથી ઘણા કબીરને સૂફી સતવાદી તરીકે જુએ છે સિત્તેર વર્ષ પહેલા ઘણા જ જાણીતા જે એન ફરખાર આ મત પ્રકાશમા લાવેલા સૂફીઓના ચિન્તન માધ્યમ દ્વારા ઇસ્લામ હિંદુ હૃદયમા પહોચેલો જેમણે આ ચિંતનધારાની મૂળ વસ્તુ સાધારણ માણસો પાસે રજૂ કરેલી તે હતા કબીર [11] અનુરૂપ થઈ પડે એ રીતે મહમદ એનામુલ હક સૂફીવાદ ઉપરના તેમના સશોધનમા કબીરને ચિશ્તીના શિષ્ય અને સૂફી સત તરીકે વર્ણવે છે [12] જ્યારે બીજી બાજુ હાલે ઇરફાન હબીબ સૂફીવાદથી કબીર કેટલા દૂર છે તેની ઉપર ભાર મૂકે છે તેમના મત પ્રમાણે કબીરના નજીકના સમયમા તેમનો પરિચય સૂફી તરીકે નહિ પણ મુવાહિદ અથવા એકેશ્વરવાદી તરીકે [13] જોકે પડિતો એક બાબતમા એકમત છે તે છે કબીરના મૂળ દર્શનને કોઈ પણ સાપ્રદાયિક ઢાચામા ઢાળવુ સહેલુ નથી તે અને સૌથી મોટી વાત તો એ છે કે હિંદુ મુસલમાન જેવા ભેદભાવનો વિરોધ કરવો એ કબીરપથીનુ વિશેષ લક્ષણ છે ક્ષિતિમોહને આવી તાત્ત્વિક ચર્ચાને ટાળીને કબીરના વચનો વિવેકપૂર્વક સગ્રહવાના વ્રતને જ સૌ પ્રથમ સપાદનને યોગ્ય ગણ્યુ હતુ

આ સગ્રહનુ કાર્ય સપન્ન કરવા અગેની કમિટીની જે કેટલીક સમસ્યાઓ હતી તે તરફ ધ્યાન દોરવુ જરૂરી છે ક્ષિતિમોહને બીજે દાદુ ગ્રથમા લખ્યુ છે મે સગ્રહ કરેલી કબીરની વાણી જોઈને ઘણા ખ્રિસ્તી મિશનરી સજ્જનોએ ફરિયાદ કરી છે કે મે શા માટે માત્ર કબીરના બીજકની વાણી છપાવી નથી ? કબીર ના પ્રથમ ખડની ભૂમિકા જોતા જ તેઓ જાણી શકત કે મારો મુખ્ય પ્રયાસ હતો (ભારતવર્ષ) સાધકોમા મોઢામોઢ પ્રચલિત પાઠો બધા ભેગા કરીને સાચવી રાખવાનો [14] આ ફરિયાદીઓ કોણ છે કે જેમની સમાલોચનાનુ ખડન કરવા ક્ષિતિમોહને આ પ્રમાણે લખ્યુ છે ? અત્યારે એ બધા ભુલાઈ ગયા છે જોકે પ્રભાતકુમાર મુખોપાધ્યાયે તેમના રવીન્દ્રજીવની ગ્રથમા આ સમાલોચનાનુ વિસ્તારપૂર્વક વિવરણ રજૂ કર્યું છે કબીર અને કબીરપથીઓ અગેના ગ્રથના (ઈસ ૧૯૩૧) લેખક ડૉ એફ ઈ કેઈ એવો

અભિપ્રાય આપે છે કે ક્ષિતિમોહનના આ સંકલનની ૩૪૧ સંખ્યા જેટલી કવિતાની અંદર માત્ર ૧૮ પદો અને ૩૯ સાખી કબીરના બીજકને અનુરૂપ છે. કોઈ એક રેવરંડ અહમદશાહના મત પ્રમાણે આ સંકલનની ઘણી કવિતાઓ કબીરની રચેલી નથી. ભાષા ઉપરથી એમ લાગે છે કે તે આધુનિક છે.[૧૫] આ પ્રકારની આલોચનાનો ઉલ્લેખ કરીને પ્રભાતકુમાર પોતાનું મંતવ્ય દર્શાવે છે કે ક્ષિતિમોહનના આ સંકલનને આધારે રવીન્દ્રનાથે કરેલા અંગ્રેજી અનુવાદને પરદેશમાં આદર મળેલો હોવા છતાં "આ દેશમાં જેઓ કબીરની બાબતમાં વિશેષ જાણકારી ધરાવે છે તેઓ આ અનુવાદ વાંચીને રાજી થઈ શક્યા ન હતા."[૧૬] રવીન્દ્રનાથના આ અનુવાદ-કાર્ય અંગે બેએક વાતો કહી શકાય તેમ છે. પ્રથમ તો ઉલ્લેખ કરાયેલ ક્ષિતિમોહનની સમાલોચનાના ઉત્તરમાં સંપાદકીય વક્તવ્ય ગંભીરતાપૂર્વક સમજવાની જરૂર છે. ક્ષિતિમોહનનો પ્રયત્ન હતો કબીરપંથીઓમાં પ્રચલિત પરંપરાગત વાણીને – વચનોને વિલુપ્તિના હાથમાંથી બચાવી લેવાનો. કારણ કે 'બીજક'નું મુદ્રણ ઘણી વાર થયેલું હોવાથી "અત્યારે તેનો નાશ થવાનો ભય નથી એમ ધારીને તેના તરફ મેં ધ્યાન આપ્યું નથી"[૧૭] તો બીજું એ કે ક્ષિતિમોહને જેમ એક તરફ લિખિત અને મુદ્રિત વાણી-વચનોની યાદી ગ્રંથરૂપે પ્રગટ કરી છે, તો વળી બીજી બાજુએ આધુનિક નૃતત્ત્વવિદની જેમ મૌખિક પરંપરા કાશી, ગૈબી, ચૌખંડી વગેરે સ્થળોના કબીરપંથી સાધુઓની જુબાનીમાંથી સંગ્રહ કર્યો છે. આ અંગે તેમની ગવેષણા કેવળ સમયોપયોગી નહિ પણ અત્યારની દૃષ્ટિએ આધુનિક ગવેષણાપદ્ધતિની સાથે સરખાવી શકાય. ત્રીજું એ કે ક્ષિતિમોહનનું ઉદ્દેશ્ય કેવળ પાંડિત્યપૂર્ણ ગવેષણા ન હતું પણ એક આદર્શ રજૂ કરવાનું હતું. આ કાર્યમાં તેમને બે પ્રતિબંધક હતા. એક હતો કબીરના સંપ્રદાયની અંદરની આસક્તિ. "સાધારણ રીતે મઠોમાં આજે સાંપ્રદાયિક ગ્રંથો વગેરેમાં સાંપ્રદાયિક વાણીને જ સ્થાન મળે છે. જીવંત દિવંગત બધા મહાપુરુષોને પોતાની સગવડ પ્રમાણે નિર્જીવ બનાવીને લોકોનાં સમાજમંદિર સ્થાપન કરે છે અને સંપ્રદાય ચલાવે છે. પ્રાયઃ એ જોવા મળે છે કે મહાપુરુષોના મઠો કે સંપ્રદાયો તેમની અગ્નિમય વાણી શક્ય તેટલી ત્યજી દે છે અને ટાળીને ચાલે છે."[૧૮] ક્ષિતિમોહનનું ઉદ્દેશ્ય હતું આ બધી વાણીને બચાવી લેવાનું જોકે તેમના સમકાલીન કબીરપંથી દળો સર્વસંમત 'બીજક'ની અંદર તે બધી ન પણ હોય ! તે ઉપરાંત ક્ષિતિમોહન કહે છે : "પરદેશી પ્રચારકો જ્યારે આપણા ધર્મની બાબતમાં કંઈક જાણવા માગતા ત્યારે તેઓ ઘણી વાર એ વસ્તુ ભૂલી જતા કે જેના વિશે તેઓ જાણવા ઇચ્છે છે તેમનું જીવન કહેવાથી એક બલા ઊભી થઈ શકે. આ બધા ભારતના ધર્મો પરદેશી કુતૂહલવાળા દ્રષ્ટાઓ માટે જાણવા જેવી વસ્તુ માત્ર છે. પરંતુ ભારતના સાધના અને ધર્મ જેમના મર્મની વસ્તુ છે તેમને માટે આ બધી ચીજો પ્રાણવાન છે. અને તેથી તેઓ માટે આ બધી વસ્તુઓનો એક દરદપૂર્ણ અધિકાર પણ છે."[૧૯]

પરિણામે એ જોવા મળ્યું છે કે ક્ષિતિમોહનની સંકલનનીતિ કબીર સંપ્રદાયવાળા કે મિશનરી સાહેબો વગેરેને કદાચ સંતોષ આપી ન શકી હોય, તે પણ ઉદ્દેશ્ય અને આદર્શના પાર્થક્યને લીધે. તે ઉદ્દેશ્ય અને આદર્શ રવીન્દ્રનાથના સમાન્તર માર્ગે આગળ વધ્યાં હતાં. શરૂઆતમાં આ ઐતિહાસિક સંદર્ભની જે વાત મેં કરી છે તેનો ફરી ઉલ્લેખ કરવો જરૂરી છે. એટલે કે રવીન્દ્રનાથનું 'ગીતાંજલિ' પુસ્તક અને કબીરનાં વચનોના અંગ્રેજી અનુવાદના કાર્ય સાથે ક્ષિતિમોહનના કબીરવચનોના સંકલનનો સંબંધ શો છે ? એક જ વિષયમાં એક જ આદર્શ લઈને આ બંને જણસમાંતર માર્ગે આગળ વધ્યા છે એમ હું ધારું છું, કારણ કે ક્ષિતિમોહન બાળપણથી જ કાશી અને ઉત્તર ભારતનાં નાના તીર્થોમાં વસવાટ કરતા અને મુસાફરી વખતે સાધુઓને મુખેથી કબીરની વાણી સાંભળીને અનુપ્રાણિત થયા હતા, ને શાંતિનિકેતનમાં આવ્યા પછી આ બધી વાણીનો સંગ્રહ કરવાના કાર્યમાં આશ્રમઆચાર્ય તરફથી ઉત્સાહ મળતાં તેમાં પૂરેપૂરું મન પરોવ્યું હતું. રવીન્દ્રનાથનો આ ઉત્સાહ અને નાનપણમાં પિતાને મુખેથી હાફિઝ અને સૂફી

કવિઓના સર્જન સાથેના પરિચયના ફળરૂપે અને ત્યાર પછી જુદા જુદા ધર્મોના સારના અનુસધાનમા (જેમ કે તત્ત્વબોધિની'ના સપાદન વખતે નાના ધર્મોના મત ઉપર પ્રબધમાલાનું પ્રકાશન) આ ઉત્સાહ વધારે સઘન થયો ક્ષિતિમોહન શાતિનિકેતન આશ્રમમા જોડાયાને એક વર્ષમા જોઈ શકાય છે કે રવીન્દ્રનાથ તેમને કબીરના વચનોનુ સકલન અને અનુવાદ કરવા તાકીદ કરે છે અને પોતે મૂળના સગ્રહમા મદદ કરે છે અને ઈ સ ૧૯૧૦મા એટલે કે ક્ષિતિમોહનના પુસ્તકના પ્રથમ ખડના પ્રકાશનની શરૂઆતમા અનુવાદના અને સપાદનના કાર્યમા પ્રત્યક્ષ ભાગ લે છે[20] પ્રૂફ જોતી વખતે રવીન્દ્રનાથે અનુવાદમા એવા ફેરફાર કર્યા કે તેમણે ક્ષિતિમોહનને લખ્યુ "આ વખતે હસ્તક્ષેપની માત્રા જરા વધારે થઈ છે મારો સુધારો જ્યા અસગત જણાય ત્યા તમે સશોધન કરી લઈ શકશો"[21] તે ઉપરાત પણ અનુવાદના આદર્શ અગે નાના ઉપદેશ જેમા એક ઉદ્ધૃતિયોગ્ય મૂળને જરા સામાન્ય પ્રમાણમા પણ છોડીને જવાની મારી ઇચ્છા થતી નથી તેથી જો ભાવમા અસ્પષ્ટ રહે તે પણ સારુ ભાવનુ થોડુ પરિમાણ અસ્પષ્ટ રહે તેની જરૂર ખરી – અતિ સ્પષ્ટ થતા તેનો અર્થ લઘુ થઈ જાય – કવિતા અને તત્ત્વવિદ્યાની વ્યાખ્યા નથી આ કારણે તેની પાસે સ્પષ્ટ વાતનો દાવો ટકશે નહિ'[22] પ્રશાન્તકુમાર પાલની તથ્યસમૃદ્ધ આલોચના જોવી આવશ્યક છે ' 'ગીતાજલિ'ની મૂળ પાડુલિપિમા કબીર તુલસીદાસ પ્રમુખ સતકવિઓના અઢાર જેટલા દોહા લખેલા છે ડૉ રામેશ્વર મિશ્ર આ બધા રવીન્દ્રનાથના સ્વહસ્તે લખેલા તરીકે પ્રતિપાદન કરે છે, જેની સાથે અમે એકલા નથી ચાદ કવિ, તુલસીદાસ વગેરે કવિઓની મૂળ રચનાઓ સાથે રવીન્દ્રનાથનો પરિચય હતો, તે સિવાય કવિઓના જીવન અને રચનાઓ સાથે જે તેમનો કઈક પરિચય હતો તેના પ્રમાણ દુર્લભ નથી. આ પરિચય વધારે ગભીર બને છે ક્ષિતિમોહન સેનના સાન્નિધ્યમા આવવાથી'[23] ઉલ્લેખનીય રામેશ્વર મિશ્રના ગવેષણા ગ્રથ 'મધ્યયુગીન હિન્દી સત સાહિત્ય ઔર રવીન્દ્રનાથ'માં રવીન્દ્રનાથે સ્વહસ્તે આ દોહાઓ લખ્યા હતા કે કેમ એ વિષય જરૂર ગૌણ છે મિશ્ર ચતુર્થ પરિશિષ્ટમા દર્શાવે છે કે ક્ષિતિમોહનના અનુવાદ પર્વની પહેલા કબીરરચના અને જીવન સબધી ઓછામા ઓછુ ઈ સ ૧૮૮૦થી કેટલા બધા પુસ્તકો પ્રસિદ્ધ થયેલા તેમાના કેટલાક સાથે રવીન્દ્રનાથનો પરિચય હતો એમ માનવાના કારણો છે

ક્ષિતિમોહને પોતે લખ્યુ છે (બગાબ્દ ૧૩૮૩ અથવા ઈ સ ૧૯૪૬) કે " ગીતાજલિ અને કબીર વાણીનુ ભાવસામ્ય જોઈને તેમણે – અર્થાત્ 'ગીતાજલિ'ની પ્રકાશન કરવા જેવી કવિતાઓ જોઈને – રવીન્દ્રનાથનુ તે તરફ ધ્યાન દોર્યું હતુ 'કબીરવાણી' જોઈને તેમણે ગીતાજલિ' લખી નથી ગીતાજલિ' જોઈ મે તેમને 'કબીરવાણી' દેખાડેલી"[25] આ વાત સાચી એટલા માટે લાગે છે કે આ બને પોતપોતાની રીતે કબીર પાસે પહોચ્યા હતા તથા એકબીજાનુ સાહચર્ય પામ્યા હતા એ પણ સાચુ જણાય છે કે રવીન્દ્રનાથના પક્ષે કબીરરચનાની સાથે ઘનિષ્ઠતર પરિચય ક્ષિતિમોહનના અનુવાદના માધ્યમથી થયો હતો કબીરની ચિંતનધારા સાથે પોતાની દાર્શનિક ચિંતનધારાના સામીપ્ય અગે રવીન્દ્રનાથ અવહિત થયા હતા ક્ષિતિમોહન દ્વારા ઈ સ ૧૯૧૦-૧૧મા ક્ષિતિમોહનના કબીર સકલનના પ્રકાશન સુધીનો આ ઇતિહાસ છે ત્યાર પછી ઈ સ. ૧૯૧૪મા ક્ષિતિમોહનના સકલનના આધારે રવીન્દ્રનાથે એકસો જેટલી કબીરવાણીનો અગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ કર્યો અજિતકુમાર ચક્રવર્તીના અગ્રેજી અનુવાદના કાચા ખરડાથી આ કામ શરૂ થયુ અને એવલીન અન્ડરહિલની મદદથી રવીન્દ્રનાથના હાથે લગભગ ફરીવાર લખાયા પછી મુદ્રણયોગ્ય રૂપ તૈયાર થયુ ઈ સ ૧૯૧૩મા ફરી વાર ક્ષિતિમોહન સેનની આ ચોપડીની મદદથી કવિ એઝરા પાઉન્ડ અને કાલિમોહન ઘોષે કબીરની કેટલીક રચનાનો અગ્રેજીમા અનુવાદ કર્યો જોઈ શકાય છે કે પશ્ચિમના સાહિત્યવિદોમા પણ કબીર તેમ જ રવીન્દ્રનાથની કાવ્યસૃષ્ટિ 'ગીતાજલિ'ના અગ્રેજી અનુવાદની અદર ભાવસાયુજ્ય અનુસધિત્સાર વિષય હતો[26] મોટે

ભાગે એટલું કહી શકાય કે ક્ષિતિમોહનની કબીર-રચનાના સંકલનનો એકાદો અભિઘાત સમકાલીન માનસ ઉપર જુદા જુદા રૂપે પ્રત્યક્ષ થયો છે. રવીન્દ્રનાથના માનસ અને સર્જનકાર્ય ઉપર આ અભિઘાતનું વજન માપવા ઘણાએ પ્રયત્નો કર્યા છે. આ માપવાની વૃત્તિ વર્તમાનકાળમાં આ પ્રાક્કથનમાં નિષ્પ્રયોજન અને કઠણ છે. નિષ્પ્રયોજન એટલા માટે કે આ ચોપડીના તત્કાલીન અભિઘાતની કરતાં અર્વાચીન રીતે મૂલવવું વધારે સંભવિત અને ઉચિત છે. કઠણ એટલા માટે કે કોઈ પણ સર્જનાત્મક લખાણની પાછળ જે અનેક ધારાઓવાળી માનસસ્રોતસ્વિની રહેતી હોય છે તેનું સંપૂર્ણ માનચિત્ર કદાચ અનધિગમ્ય હોય તે કેવળ પાઠકની અભિગમ-પ્રક્રિયા – જે એકાધારે આવિષ્કાર અને ઉદ્ભાવન વિચાર દ્વારા જ ઉપલબ્ધ હોય છે. આ દેશનું વર્તમાન માનસ કબીરનાં લખાણોમાં શો આવિષ્કાર, શી ઉદ્ભાવના કરશે એ પ્રશ્નના ઉત્તરની અપેક્ષા કરવી રહી. લગભગ આટલું શંકારહિત છે કે આજે જ્યારે ધર્માંધતા માટે સાંપ્રદાયિક સંપ્રીતિ વિપદાપન્ન છે, જ્યારે સંપ્રદાયગત વિભેદ જાતીય સંહતિને મોટા પ્રમાણમાં વિભક્ત કરવા ઉદ્યત છે – જ્યારે જાતીય સંહતિ સરકારી પ્રશાસનિક જાતિના સમર્થન ઉપર નભતી હોય – ત્યારે ભારતીય સંસ્કૃતિ સંસ્કૃતિના એક મૂળ પ્રવક્તા કબીરની વાત આ દેશ આગ્રહપૂર્વક સાંભળશે – સ્વીકારશે !

❋

## નોંધ

૧. પ્રભાતકુમાર પાલ સંગૃહીત Bengal Library Catalogueની તારીખ અનુસાર 'કબીર' ગ્રંથના દ્વિતીયથી ચતુર્થ ખંડ પ્રકાશિત થયેલા ઈ.સ. ૨૮ જાન્યુઆરી ૧૯૧૧, ૨૩ મે ૧૯૧૧, ૨૮ ઑગસ્ટ ૧૯૧૧; જુઓ 'રવિજીવની' (કલકત્તા બં. ૧૩૯૯) ખંડ ૬, પૃ. ૧૬૦.

૨. ક્ષિતિમોહન સેન, 'કબીર' (બં. ૧૩૧૭) ખંડ ૧, ભૂમિકા, પૃ. ૪.

૩. J.N. Farquhar, 'An Outline of the Religious Literature of India' (Oxford University Press, 1920); Hazari Prasad Dwivedi, 'Kabir' (Hindi ed. 1973. Delhi); Vaudeville, 'Kabir' Vol. I (Oxford, 1974); S.A.A. Rizvi, 'Muslim Religious Movements in Northern India in the 16th and 17th Centuries (Agra 1965); Irfan Habib, 'The Historical Setting of Mediaeval Monotheism' (Mimeo, Aligarh 1993).

૪. Abul Fazl, 'Ain-i-Akbari,' (ed. Naval Kishor, 1893) II. 53, 78, cited in Irfan Habib op. cit. F.n.30.

૫. Dabistan-in-Mazahib, cited in Irfan Habib, op. cit. p.5

૬. Vaudeville, op.cit, pp. 120 et seq. Irfan Habib, op-cit, p.5

૭. હજારીપ્રસાદ દ્વિવેદી, 'કબીર : કબીરકે વ્યક્તિત્વ,' સાહિત્ય ઔર દાર્શનિક વિચારોંકી આલોચના' (દિલ્હી, ૧૯૭૩).

૮. ક્ષિતિમોહન સેન, 'કબીર' (ખંડ ૧) ભૂમિકા, પૃ. આઠ; આ અનુચ્છેદમાં જે 'બીજક' ઉલ્લેખિત છે તે સંભવતઃ ઈ. સ. ૧૫૭૦ના દશકામાં લખાયેલ અથવા ગ્રથિત થયેલ ચારસોથી વધારે 'સાખી', સોથી વધારે 'શબ્દ' અને સોથી વધારે ભક્તિગીત; ક્ષિતિમોહનની પહેલાં બાબા પૂરણદાસનું સંકલન (ઈ.સ. ૧૯૦૫) ઉલ્લેખયોગ્ય છે.

૯. Prabhakar Machwe, 'Kabir' (Delhi, 1968) pp. 22-34; Foreword by H.P. Dwivedi, p. 6; David N. Lorengen, 'Kabir Panth : Hereties to Hindus' Religious Changes and Cultural Domination' (Mexico, 1981).

૧૦. ક્ષિતિમોહન સેન, ઉલ્લેખિત ભૂમિકા પૃ. છ; જુઓ D.N. Srivastava, 'Kabir's Concept of Bhakti' in Professor Birinchi Kumar Barua Commemoration Volume (Gauhati, 1964); ગંગાશરણ શાસ્ત્રી, "દાર્શનિક ચિંતન ઔર કબીર બીજક', સંપાદક ઉપર પ્રમાણે, કબીર સાહિત્ય કી પ્રાસંગિકતા (વારાણસી, ૧૯૭૮).

૧૧. J. N. Farquhar, op.cit, p. 284.

૧૨. Mahammad Enamul Haq, 'A History of Sufism in Bengal' (Dacca, 1975); આ મૂલ્યવાન સંશોધન-ગ્રંથ ઈ. સ. ૧૯૩૪ સાલમાં સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાયની દેખરેખ નીચે લખાયો, એશિયાટિક સોસાયટી દ્વારા પ્રકાશન પામ્યો ૧૯૭૫ સાલમાં, દુઃખની વાત એ છે કે વચ્ચેના સમય દરમ્યાન પ્રકાશ પામેલ સંશોધનો પ્રતિ લક્ષ્ય રખાયું નથી.

૧૩. Irfan Habib, op. cit. pp. 5-6.

૧૪ ક્ષિતિમોહન સેન, દાદુ (શાંતિનિકેતન, બ ૧૩૮૪ પ્રથમ પ્રકાશ બ. ૧૩૪૨) પૃ ૧૪૧૮

૧૫ F E Keay Kabir and His Followers (1931) pp 61 67 પ્રભાતકુમાર મુખોપાધ્યાય, રવીન્દ્રજીવની (વિશ્વભારતી, કલકત્તા, બ ૧૩૫૫) ખંડ ૨ પૃ. ૩૪૬

૧૬ પ્રભાતકુમાર મુખોપાધ્યાય ઉલ્લેખિત પૃ ૩૪૬ જેમા રેવરન્ડ અહમદ શાહને ઉદ્ધૃત કરાયા છે તેમણે ક્ષિતિમોહન સેનના સમય દરમ્યાન સર્વોત્કૃષ્ટ પ્રકાશિત એક ગ્રંથ લખવામા સંકલનકાર તરીકે મદદ કરી હતી આ ગ્રંથ શાંતિનિકેતનના ગ્રંથાલયમાથી મોટે ભાગે ક્ષિતિમોહન દ્વારા ઉપયોગમા લેવાયો હતો, G H Westcott Kabir and the Kabir Panth (Cawnpore 1907)

૧૭ ક્ષિતિમોહન સેન, 'દાદુ પૃ ૧૪૧

૧૮ એજન, પૃ ૧૪૨

૧૯ એજન, પૃ ૧૪૧

૨૦ પ્રશાંતકુમાર પાલ, રવિજીવની ખં૰ ૬ પૃ ૧૬૧ - ૬૩ ૨૩૦

૨૧ ક્ષિતિમોહનને રવીન્દ્રનાથનો પત્ર બ ૮ ભાદ્ર ૧૩૧૭ (દેશ, બ ૨૮ કાર્તિક ૧૩ ૩) પાલ ઉલ્લેખિત પૃ ૧૬૩

૨૨ એજન.

૨૩ પ્રશાંતકુમાર પાલ ઉલ્લેખિત પૃ. ૧૬૨ ૬૩

૨૪ રામેશ્વર મિશ્ર મધ્યયુગીન હિન્દી સંતસાહિત્ય ઔર રવીન્દ્રનાથ (વારાણસી, ઈ.સ. ૧૯૮૮) પૃ ૮૪ ૮૭ અને પરિશિષ્ટ ન ૪

૨૫. ક્ષિતિમોહન સેન, માસિક વસુમતિ બ વૈશાખ ૧૩૫૩ ૩૬

૨૬ જેમ કે અધ્યાપક રૂસ જ રવીન્દ્રનાથના કબીરના અનુવાદ મકમિલન દ્વારા પ્રકાશન કરવામા જો ડાયેલા હતા, તેમણે રવીન્દ્રનાથને લખેલુ Give me information of the thinkers who have influenced you especially something about Kabir Then I could make a historical setting for your philosophy ઉદ્ધૃત, પ્રશાંતકુમાર પાલ, ઉલ્લેખિત પૃ ૩૭૧ વિસ્તારપૂર્વકના વિવરણ માટે જુઓ એજન, પૃ ૩૮૪ ૪૧૪ ૧૬ ૪૮૬ ઇત્યાદિ



## 'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧ | લોકસેવા મંડળ | બપાડા (જિ ભાવનગર) |
| ૨ | મ દે ગ્રામસેવા મહાવિદ્યાલય | ગાંધીનગર |
| ૩ | મ દે ગ્રામસેવા મહા વિદ્યાલય | રાંધેજા |
| ૪ | ડૉ સતીશ વ્યાસ | અમદાવાદ |
| ૫ | શ્રીમતી મીનાક્ષી દીક્ષિત | મુંબઈ |
| ૬ | પ્રા. ડૉ. અમીબહેન ચ જોશી | જોરાવરનગર |
| ૭ | શ્રી મહેશ દવે | અમદાવાદ |
| ૮ | ડૉ શ્રદ્ધાબહેન એ. ત્રિવેદી | અમદાવાદ |
| ૯ | હરિંદ્રેશ તર્પણ ટ્રસ્ટ | મુંબઈ |
| ૧૦ | શ્રીમતી રંજના હરીશ | અમદાવાદ |
| ૧૧ | શ્રી રસિકભાઈ એ. જાની | અમદાવાદ |
| ૧૨ | ડૉ વિજય પંડ્યા | અમદાવાદ |
| ૧૩ | ડૉ એમ. એમ ત્રિવેદી | અમદાવાદ |
| ૧૪ | નવગુજરાત આર્ટ્સ કૉલેજ | અમદાવાદ |
| ૧૫. | ડૉ. પલ્લવી ભટ્ટ | પેટલાદ |

# ગાંધી જયંતી*

સુન્દરમ્

૧

મહાત્મા ગાંધીને નમન કરશું: અન્ય કરવું
બને શું ? બાપુનાં શિશુ સહુ અમે, રાષ્ટ્રજનક
તમે, સારા દેશે તમ વિરચશું આણ ગરવી,
સવાયાં સંતાનો બનશું, સતની સીડી રચશું.
જુઓ બાપુ, ક્યાં પથ પથ ધર્યાં નામ તમ હા,
અહીં ગોખે ગોખે તમ છબિ હસે સ્મારક કશાં
અમે યોજ્યાં ઊંચાં ગગન અડતાં ગાંધીભવનો
જુઓ સ્થાને સ્થાને, કવન કવિઓએ ઢગ કર્યાં.
અને જુઓ પેલા પુનિત યમુનાના તટ પરે
તમોને સંસ્થાપ્યા, કુસુમખચિયા ઘાટ રચિયા,
જગત્ સારું આવી તમ ચરણમાં ત્યાં સ્થિર ઠરે.
અને ગાંધી કેરો જય કો ત્યાં મુગ્ધ ઉચરે.
સુણો ઠેરે ઠેરે ભજનરણકો વૈષ્ણવ તણા
જનો એવાથી હા જગત બસ ઊઠો ધણધણી.
૪-૧૧-૭૬
પ્રભાત : ૯-૪૨

૨

મહાત્માનો આત્મા પણ અહીં ક્યહીં ? આપ વદને
લહું નાનું એવું સ્મિત :, અમ હૃદયયે વિસ્મિત થતાં
અરે આત્મા ક્યાં છે ? કંઈક વદજો બાપુ ક્યહીં છો,
હવાં કેવાં રૂપે ? જગત મહીં કે પાર જગથી ?
તમારે ક્હો બાપુ જગ સહ સગાઈ કઈ હતી ?
તમારે તો સાચ્ચે પ્રથમ લહવા ઈશ્વર હતા.
અને તેથી તો આ જગત તણું શું શું નવ તજ્યું,
તજ્યા પોતાને એ નિજ સકલનું વર્જન કર્યું.
હજારો ગાંધીઓ જગત પરથી તારા બનજો
કહ્યું આપે, બાપુ : વિજય બનજો માત્ર સતની.
તમે આવી ઘંટા પ્રથમ રણકાવી જગતમાં,
અને ગાંધીઘેલાં અગણ જન ઘૂમ્યાં તમ સહે ?
પછી તો મંડાયા પરમ સતના યજ્ઞ ગરવા,
અને આશ્ચર્યો કૈં જગત મહીં લાગ્યાં ઉતરવા.
૪-૧૧-૭૬
પ્રભાત :૬-૪૨

૩

કશા યજ્ઞો, શાં શાં હવિ-વચન શાં અર્પણ તણાં
ઇદં સૌ સત્યાર્થે, ન મમ મમ:નો મંત્ર રટતાં
તમે ખંખેરી હા જગત તણી સૌ પ્રાકૃત ગતિ,
ખડા એથી ઊર્ધ્વે, સમતલ ધરા પે શિખર શા.
તમે દીઠું : નાના લઘુ લઘુક આત્મા અણગણ્યા
પ્રપંચે ડૂબેલા, સુતવિતસુદારા-રત સહુ,
તમે બાપુ એ સૌ કમલદલ પે નીર સરખું
ધર્યું સંગે તોયે અલગ સહુથી સાવ જ ઠર્યા.
તમે રાખ્યું ના કૈં સુતવિત કરીને નિજ લવ,
મથ્યા કામી આત્મા, સ્થિર દૃઢ અનાસક્ત બનવા
તમે માંડી ધૂણી, પ્રખર તપ, શું શું નવ તજ્યું,
તજ્યું ખાવુંપીવું રટણ બસ રાખ્યું હરિતણું.
તમે ઊંચા ઊંચા જ્યમ જ્યમ ચડ્યા, વસ્ત્ર જગનું
તમારી સંગે એ ત્યમ ત્યમ ચડ્યું, ધન્ય પગલું.
કશા લાખો લાખો જન દરશને ત્યાં ઉમટતાં,
કશા ઉદ્દઘોષો હા જય જય મહાત્મા ગરજતા.
મહામેધાવીઓ શિશુ સમ થઈ પાસ ઢળતા
ગઈ બંધાઈ શું અખિલ ધરતી હા તમ કરે.
ઢળ્યા સુક્કાં કાષ્ઠે શા શા અનલ સહસા દીપ્ત પ્રજળ્યા.
૧૧-૧૧-૭૬
૬-૪૨

* આ શીર્ષકથી ગાંધીજી વિશેનાં સુન્દરમ્નાં અપ્રગટ ચૌદ કાવ્યો શ્રી સુધા સુન્દરમે મોકલ્યાં છે તે અહીં આપ્યાં છે. તંત્રી

૪

કશા લાખો લાખો જન દરશને ત્યા ઉમટતા
પડ્યો ઝીલી લેવા શબદ જન સૌ ગો ત્યહીં ખડા
મહા મેધાવીઓ શિશુ સમ થઈ પાગ ઢળતા
અહના અદ્રિઓ તમ સ્પરશથી માત્ર ગળતા
તમે ધોળા વસ્ત્રે શુભ પુનિતતા આપી જગતે
ધરી ગાધીટોપી સહુ શિર બન્યા ગાધીમય ત્યા
લઉ સત્યે પ્રેમે હૃદય વચનથી સજ્જ કરીને
તમે ગાધીસેના અજબ અહી કીધી બસ ખડી
અને ઝીંક્યો પ્હેલો પ્રખર અગ્નિપે ઘાવ ગરવો
જગત્ ભીસી બેઠુ પ્રબળ હતુ સામ્રાજ્ય જગમા
જનો મુઠ્ઠીશાનુ અસત્ પર ગરવભર શુ સિંહ
સમ થઈ
તમે એની યાળે નિજ કર ધરી કેશ પકડ્યા.
જગત્ ચોક્યુ આ કો લઘુક તનનો શસ્ત્રરહિત
ખડી તોપો સામે જન અરઅવસ્ત્રી પ્રબલિત
૧૧ ૧૧ ૭૬
૬. ૩૨

૬

હતી એ તો સધિ નહિ વિજય, હા તે જય ઘડી
હજી દૂરે દૂરે સત અસતના જગ જગમા
મચ્યા છે મચેલા આદિથી હજી અસતના અત
નહિ રે
મનાગુ સામ્રાજ્ય ક્ષણભર ઝુકી પાછુ વિફર્યું
પછી તો ગાધીનુ સતત અનત આ સૃષ્ટિભરનું
અહો એવુ ઝૂઝ્યા કવન કરવા ધ્યાન પણ ત્યા
ઘડી થભે એયે વચન ફરી શુ ગાધી વદતા
શુ ઊંચા બાહુ કરી નહિ મને કોઈ સુણતુ
અરે લોકો રસ્તો પરમ તમ તો સત્ય જ તણો.
અહિંસાનો કા ના કદમ ત્યહીં ધારો ક્યમ ન રે ?
નથી રે હિંસાથી વિજય કદી કોનો લવ બન્યો
વસ્યો નિત્યે ધર્મે જય, ન જય ત્યા ધર્મ નહિ જ્યા.
પરતુ સૃષ્ટિમા મનુજ મતિ નિત્યે જ અવળી
ખરે એ હિંસાને પથ પુનરપિ પુન પથ જ પળી
૧૧ ૧૧ ૭૬
૫ ૪૦ AM

૫

ન તા દારૂગોળા નહિ શર કૃપાણે ન કંઈયે
પ્રપચી યાચા ના, કંઈ ગુપત ના, કે ન કુટિલ
ધસે જેવી રીતે રવિકિરણ સીધા જ રવિથી,
તમે સીધી સાદી બસ ગતિ ગ્રહી ભવ્ય ગરવી.
ઉઠી જાઓ મૂકી કરથી પડતા જૂઠ તમ સૌ
અમોને આપી દો અમ મુલક પાછો પણ અરે
કયા માધાતાએ સ્મિત સહિત સિંહાસન તજ્યા ?
ધુણી ઊઠ્યુ આખુ મદમનિન સામ્રાજ્ય ત્યહીં હા
ખડી બે સેનાઓ સમરપટમા કો અતુલિતા
સશસ્ત્રી નિ શસ્ત્રી જગત નિરખે દિંગ થઈને,
હારે જીતે ? તુમુલ મચિયા જગ ત્યહીં હા
મુંઝાયા સિંહે ત્યા શભશશકને વદન કર્યા
પસાર્યો સામ્રાજ્યે કરવિનત સધિ ઉચરતા
કરારો યોજાયા, કર કર મળ્યા શાતિ રટતા
૧૧ ૧૧ ૭૬
૬ ૪૭ A.M.

૭

અને ગાધીસેના હણ હણ કરે ક્ષીણ થઈ ત્યા
તમારા આત્માની ગહન ગતિ નરે ન જન કો
તમોને વદી સૌ નિજ મતિ હસતા અનુસર્યા
અહી ગાધી ને ત્યા ગગન મહી તે રમ જ રહ્યા.
લહુ ચહુ ત્યારે આપે નહિ અરથ હા જીવન તણો.
વિસર્જ્યો આપે ત્યા મધુર નિજ સકલ્પ સઘળો
સવાસો હુ જીવુ વરસ અહ આ ભૂમિ પર રે
અહી આ ગોઝારે જગ અરથ શો લેશ મુજ રે
પછી નાનામોટા કંઈ કંઈ બન્યા વ્યૂહ પળમા
ન ધાર્યું એવુ ત્યા વિનત શિર સામ્રાજ્ય બનિય
અને છેદી-ભેદી જ્યમ ત્યમ કરી ભારત ત્યહીં
વયન્તે સસ્થાપ્યુ તિલક કરી સ્વાધીન પથપે
પ્રહર્ષો ગાજ્યા ત્યા નભમહી તિરગી ધ્વજ ચડ્યો,
તમોને ના બાપુ પણ હરખનો સ્પદ જ અડ્યો
૧૧ ૧૧-૭૬
૬ ૧૮ A.M.

૮

પછી તો પૃથ્વીના પથ વિષમ ઝાઝા બહુ થયા.
બધાં મૂલ્યો સર્જ્યાં મનુજમતિનાં ભોંય જ ઢળ્યાં.
બધાં એ બંધુત્વો ગણી ગણી કર્યાં શીલ સઘળાં
હવામાં ફુગ્ગા શાં કરચ થઈ હા લીન બનિયાં.
અહા આ તે શી છે મનુજમતિ એના હૃદયમાં
વવાધીશાં બેસે. અવળ ગતિ શી શી, કુટિલતા,
કશા છેદો ભેદો, બસ કતલ જાણે જ કરવા
મચ્યાં અન્યોન્યેની જગતભરનાં યાદવ કુલો.
મહા એ વિચ્છેદી-દવ સળગતો બાપુ તમ હા
પદે આવી ઊભો કમકમી ઊઠ્યું અંતર કશું.
હવે તો જો આવે ગગન થકી હા રામ ઉતરી
બને સૃષ્ટિ-સીતા : તમ હૃદયથી આરત ઝરી.
અને પૃથ્વીને અર્થે કંઈ અકળ એવું ત્યહીં બન્યું :
ચહ્યું ઝંખ્યું તેણે, પળ મહીં કો ત્રાણ ઉતર્યું.

૧૧-૧૧-૭૬
૬-૪૫ A.M.

૧૦

તમારી હત્યાર્થે મનુજ તણું એકેય બલ ના
તમે ત્યાં આમંત્ર્યું, સકલ તજિયાં ત્રાણ જગનાં.
મને જો રક્ષે છે, પ્રભુ, અવર રક્ષા કઈ પછી ?
ચહે મારું મૃત્યુ પ્રભુ, અવર રક્ષા કઈ પછી ?
અને એ ખાલી ના રમત હતી શબ્દોની મધુરી
થતું એ મોઢેથી શુક સમ ન હા રામરટણ
નહિ એ રહેતો વા પ્રભુ-ભજનનો માત્ર ક્રમ ના,
હતી ઘેરી ઘેરી ગહન ગતિ એ સત્ય-રુચિની.
ભલે ગાંડા-ઘેલા, પણ પરમ ગાંભીર્ય ગુણથી
તમે એ ઘૂમંતી સમયપટ ભૂતાવળ સહે
રહ્યા ઝૂઝી, આખો જગ ઉદધિ હા મંથન-ડૂબ્યો,
તમે ઊભા એકી અડગ હરિનો મંત્ર રટતા.
અને એવો ગાંધી નવ કદી હતો ઉન્નત તદા,
અનેરા વીર્યત્વે પ્રબળ ધસતો લૈ હરિ-ગદા.

૧૨-૧૧-૭૬
૬-૩૫ A.M.

૯

અરે કેવાં કેવાં વિપમ દલ જામ્યાં તવ હતાં.
બધાં 'હું સાચ્ચો ને અવર જન જુઠ્ઠો' મન ધરે,
અને કોની ભૂલો થઈ ન જગમાં, આપ પણ ત્યાં
વદ્યા 'આ તો મારી હિમગિરિ સમી ભૂલ અહહ !'
અને જ્યાં દેખાયું લવ અસત ત્યાં પાછું કદમ
કરી લીધું આપે, નહિ યશ-અહં લેશ જ નડ્યો.
હું છું કામી આત્મા ખલ કુટિલ હું શો અવર કો'
વદી આપે નાનું શિર, નિજ ધર્યું ઈશચરણે.
અને સૌ 'સત્યાર્થી' અસત રિપુનો ધ્વંસ કરવા
ગયા લાગી જે કૈં કરગત થયું શસ્ત્ર, કંઈ જે
રચાયાં મોટેરાં પ્રખર તમ શસ્ત્રો, સહુ લઈ
ગયા મંડી : બૉમ્બો ધડમ ધડક્યા, આભ ગગડ્યાં.
તમારે સાંનિધ્યે પ્રભુ કુટિલ આ શસ્ત્ર પ્રગટ્યાં
પ્રભુ-પૂજાર્થે શું કુસુમ લઈને રાક્ષસ પળ્યા.

૧૨-૧૧-૭૬
૬-૧૫

૧૧

અને ચાલ્યા : ઘેરા જલધિ-મથને ક્લિન્ન મનથી
સદા લેતા એવું હરિશરણ લેવા, દ્રુત પદે,
'થયું મોડું !' ના ના, સમયસર સૌ વિશ્વે સહુ બને,
વિધાતાનો હસ્ત ક્ષણ પણ ન ઢીલો થઈ ઢળે.
અહો એ આવી રૂહે નિકટ નિકટે ગુહ્ય પળ હા,
ઘડી દેવોની શી, ગગન મહીં દેવો સ્થિર ખડા,
ઝૂક્યા વ્યોમો ભૂપે – અવ અકલિતા સૃષ્ટિભરને
થવાની કો દીપ્તિ પ્રગટ પ્રભુના ગૂઢ મનની.
અને સૃષ્ટિ કેરો ક્રમ પલટવા, વિશ્વ-લયમાં
અનેરું કો ઊંડું બલ ધરપવા ગાંધીહૃદયે
ગઈ સીંચાઈ હા ત્રિભરત સમી ગોળી ત્રણ ત્યાં.
હતી કાળી તોયે ખરર સરજી કુંકુમ ગઈ.
તમારે પાયે હા નમન નમતું મૃત્યુ વિચર્યું,
એ હૈયાના મૃદુલ શયને શાંત વિરમ્યું.

૧૨-૧૧-૭૬
૬-૫૫ A.M

**૧૨**

અને હાહાકારો જગતભર ઊઠી ત્યહીં ગયા
હજારો હૈયાએ શત શત દગોએ રુદનની
વહાવી ધારાઓ સકળ જગ થૈ મૂઢ જ ખડું
કશું કોને કહેવું ક્યહીં શરણ લેવું કવણનું ?
તમોને બાપુ જો તન બદન ના યોગ હત તો
બધીયે સૃષ્ટિ પ્રભુચરણ પ્રાર્થત હત હા
અરે આ તો આ પ્રભુ ચરણમા પ્રાર્થન પથે
તમે વેગે ચાલ્યા પળ ગહન ત્યારે જ પ્રગટી
જનો કોટિ આવ્યા મઘમઘત ત્યા ચદન તણી
હજારો પુષ્પોથી ખચિત તમ શય્યા ત્યહીં બની
અને અગ્નિ દેવે છલકી છલકી છાબ નિજની
વધાવ્યા બાપુને ઝળહળત શી અજલિ દઈ
ત્યહીં ગાધી આત્મા જગત થકી હે રામ ' રટતો
ઊડ્યો ગાધી કાયા રજશિર ધરી વાયુ અટતો
૧૩-૧૨ ૭૬
૬ ૨૮ AM

**૧૩**

હવે શું કહેવાનું કશું જ કરવાનું ઉચરશો
અરે બાપુ ? જ્યારે જગત મતિ મૂર્છિત થઈ
તમે ત્યારે મૂગા પ્રિયતમ હતું મૌન તમને
દિને એકે તે હા સકલ દિનનું મૌન જ બન્યું
તમારો આત્મા તો હરિ રટત ત્યા રામ હૃદયે
હશે બેઠો એ શું જગત પ્રતિ જોતો અવ હશે ?
હશે પોઢ્યો એને જગત સહ સબધ કઈ શું ?
તમારો આત્મા તો હરિદરશ હા માત્ર ચહતો
તમોને ઈશે શું નિજ દરશ દૈ બ્રહ્મપદમા
હશે સ્થાપ્યા, સૃષ્ટિ પથ થકી હટ્યો તેજકણ એ
'મહા સૂર્યે પામ્યો લય જગતમા ક્યાય નહિ શું '
અરે ગાધી આત્મા ક્યાહીય નહિ આ મૂઢ જગમા ?
ગયા આ ગાધીના વસન
– વસ્ત્રો ચરણતણી હા પાવડી રહી.
તમારા શબ્દોના ઢ I ઢગ અહીં ને તમ છબી
હજારો, એ સારી સ્મરણ તણી સૃષ્ટિ અહીં ટકી
અહો ગાધી ગાધી વદનુ જગત આગે જઈ ગયું
કશું આ પૃથ્વી પે પ્રભુ તમ કૃપાનું જળ વહ્યું '
૧૩ ૧૧ ૭૬
૬ ૫૦ A.M

**૧૪**

હતી પૃથ્વી ગાધી પુરવ કશી ગાધી ગત થયા
પછી કેવી પૃથ્વી જગત મહીં આ ગાધી જન લૈ
કશું સીચ્યું દૈવે જગત રટતું જ ઋત કથા
ઉષા પહેલીથી તે શત વિધ કશું પ્રસ્ફુટિત હા
અને એ તેજો ને તિમિર તણી લીલા અટપટી
વહી ચાલી આગે અસુર સુર બને પ્રબળ થૈ
ગયા ઝૂઝી સારો જગજલધિ મથી અમૃતના
મહા પાનાર્થે ને રતન વિષ શા શા જ પ્રગટ્યા
પછી અતે આવ્યું અમૃત પણ તેને ન્વકરથી
ગયા વ્હેચી, વિશ્વે પ્રભુ પરમ હા મોહક બની
તમારા સૌન્દર્યે સુર-અસુર સૌ મુગ્ધ હરિ હે '
તમારા ઐશ્વર્યે જગત છલકાતું પળપળ.
અને ગાધીપ્રાથી પરમ દ્યુતિ તે પ્રેમળ નદા
રહી દોરી પ્રેરી નિજ વિતરતી મગલ મુદા
૧૪ ૧૧-૭૬
૬ ૪૮ AM



# પ્રેમનો પર્યાય....

(વસિષ્ઠ-અરુન્ધતીનો સંવાદ. છન્દ અનુષ્ટુભ્, ક્યાંક ખણ્ડ અને અભ્યસ્ત)

વ. સખિ!
અ. સખે!
વ. આ નેત્રપલ્લવીમાંહી કહે તું શું નિહાળતી?
અ. અને તું પણ?
(બન્નેનું મલકવું)
વ. હું તો ત્હારું નિહાળું છું તિરોહિત થવું...
અ. ત્યારે ત્યાંના અભાવે શું?
વ. તું શું આ દગમાં ન્યાળે તે કહે,
અનુસન્ધાને પછી આગળ વાત.
અ. ના...
હું જે જોઉં કહું અન્તે. તે પ્હેલાં તુષ્ટિ પ્રશ્નની.
વ. આ'વી હઠ?
અ. અમારે તો તે કૈં આજે નવી નથી.
વ. ઋજુતા નરની નારી કને કેવી?!...
સુખી તે હાર માનવે.
અ. તો કહો હું નહીં ત્યાં શું?
વ. આનન્ત્ય...
અ. કૃષ્ણના ખુલ્લા મુખે જે વિશ્વદર્શન
યશોદાએ કરેલ તે?
વ. નહીં, વિરાટને યે તે મર્યાદા હતી.
અ. તો પછી.....
એથીયે સવિશેષ શું?
વ. તિરોધાન પછી...
અ. અન્ય આવિર્ભાવ નહીં કશો?
વ. એ છે ગગન, આનન્ત્ય કહ્યું ને મ્હેં...
અ. ન એથી કૈં... સમાધાન થતું લાગે.
રહસ્યગર્ભ એવું કૈં રાખે છે હજી, દક્ષ, તું.
વ. એમ જો લાગતું હોય ખરે તો મર્મ શોધવો.
અ. દ્વિધા, શઙ્કામહીં રાખે મ્હને, તેમાં વિદગ્ધ તું.
વ. તું જ તે ગોપવે ત્હારી કને તેને. હવે કહે
તું શું જુએ.
અને જેને જાણવા કાજ ઉત્સુક
આપોઆપ જ થાશે તે વ્યક્ત; જોજે...
અ. શું વાતનો
આ રીતે કથને મ્હારા આવશે અન્ત
નિશ્ચિત?
વ. અન્ત ના અન્ત. પ્રારમ્ભ કૌમુદીપૂર્ણ
રાત્રિનો.
અ. તો કહું:
એક હું ત્હારાં બે નેત્રે બે રૂપે વસી.
વ. એટલું કે કંઈ બીજું?
અ. (થોડીવારે. અન્તર્મુખ થઈને)
પ્રશાન્ત દ્યુતિ સુન્દર...
વ. ત્યારે તું ક્યાં હતી જ્યારે થયું એ
દ્યુતિદર્શન?
અ. હતી ક્યાં?... ના હતી જેવી... હાર માનું.
વ. સ્વીકારી જે
પૂર્વે આનન્દથી ત્હારી હઠે મ્હેં. તો હવે કહે
તિરોધાન પછી કેવી અનુભૂતિ?
અ. અનુગ્રહ...
વ. અનુભૂત અનુગ્રહ.
(બન્નેનું મલકવું. આશ્લેષ)

રાજેન્દ્ર શાહ

## બે કાવ્યો

સખા હજુ તો મિલનની
 આ પ્રથમા નમણી નાજ
સખા કુમાશ ભર્યું ભર્યું એ આલિંગન
 આ પ્રથમ જ નમણો સ્પર્શ
સખા, આ રક્ત ધબકતા ઓષ્ઠોનુ
 નાજુક ભીનુ ઓળખવુ
સખા વૃક્ષ-વેલની એ ગાથાનો
 આ પ્રથમ જ ગુંજારવ
સખા, સદૈવ સહજ સગાથનો
 આ પ્રથમ જ પહેલો કોલ !

❁

O My beloved Friend ! મારા બાલસખા'
 તારો અભિશુદ્ધ અકિંચન કાચનસ્પર્શ
આ આમ અચાનક
 આ આમ અચાનક જાદુઈ નગરીના ખૂલવા
વરસાદી જાજમનુ પથરાવુ
 એ યાદ તને શૈશવનુ
 ત્યા કાગજની હોડીમા ફોરાનુ ઝીલવુ ?
ને ખડખડાટ કિલ્લોલ હવાનો ?
આ આમ અચાનક
 આ સાવ અચાનક મારો ઘોડો કૂદતો જાય
 કૂદતા કૂદતા આવે કોટ
અજાણ રસ્તા અમથા લોક
 ભીરુ ગભરુ ભૂલુ પડવુ
અલ પતગ સાથે ઊડી આવવુ આમ
 સાતમા પાતાળે તાગ હો ! આસમાની ધામ
 પછી પાનખર ખરેલા પીતપર્ણનુ
 બસ, આમતેમ મસ્ત ઝૂમીને ઝૂકવુ
 આ કઈ મોનમનુ ભીનુ મહેકવુ ?
દોસ્ત પછી ત્યા સોનેરી
 પુલકિત ન્હાઈ ધબકવુ
દોસ્ત પછી તો ઝરમર ઝરમર શબ્દફોરાએ
 આ પ્રેમપર્વની આઝાદી
 આ પ્રેમપર્વની પ્રાસાદી
આ નિરામય નિર્મળ/નિર્ભય ફરી જીવનનુ આરભાવુ

**માલતી પરીખ**

❁

## ગુરુદક્ષિણા

પેરેશૂટ બાધીને કૂદકો માર્યો છે મે
શબ્દના આકાશમા
જોયુ છે મે ન ઓળખાય તેટલુ બદલાતુ જતુ
 પર્સપેક્ટિવ
શબ્દના હેન્ગ ગ્લાઇડર સાથે તરી છુ હવામા
દિશા ઉપરનો કાબૂ શિખવાડ્યો છે તેણે
'સરવાઈવલ ટ્રેનિંગ' આપી છે તેણે શબ્દના
 ગીચ જગલમા
ભાષાના પહાડ પર શબ્દના દોરડા વાટે
પળવારમા નીચે ઉતરવાની રેપલિગની કળા
 પણ શિખવાડી છે
સીધી ઊચી શબ્દ શિલા ઉપર ખીલા ઠોકી
 દોરડા બાધી
પાતળી તેડમા આગળા ભરવીને ચઢવાની
 કળા પણ બતાવી છે
અન્ડર વૉટર એક્સ્પેડિશનમા ભાગ લેવડાવી
શબ્દના સાગરની ભીતરી સૃષ્ટિ
ખુલ્લી કરી દીધી છે મારી પાસે
ગુરુદક્ષિણા આપવા મથુ છુ
કાવ્ય દ્વારા
મારા ગુરુ
શબ્દને

**સસ્કૃતિરાણી દેસાઈ**

## બધું જ ખરતું

(પૃથ્વી સૉનેટ)

ખરે બધું જ કાળમાં, નવલું-જીર્ણ સંધું ખરે :
ખરંત ગતિ જંગમે સ્થિતિય તે ખરે સ્થાવરે;
ખરે ખડુંય, બેઠું ને સૂતુંય જે પડ્યું સાથરે
ખરે સમય આપ, એમ અવકાશ પોતેય રે;
હશે ઘનપદાર્થ પે ઘસરકા દીઠા કૈં થતા;
જરી લસરકે તથૈવ સમયે ઘસરકા વડે;
હયાતી – ખુદ 'હોવું' તે ઉપર સૂક્ષ્મ આરી વડે
ખરે કકરી કાળધાર થકી વ્હેર આ'તાંજતાં...
વળંતી રજ કાળપેય અમથી જ; પોતેય મેં
લહી ધવલી-પીળી કૈં સડત છાજથી જીર્ણથી
ખરંત રજ લોટ જેવી દળી શીર્ણ આકીર્ણ શી
હયાતી-ફરસે સપાટ, હરવખ્ત ધોતેય તે!
બતાવી શકું અંગુલે રજઠર્યા પટે તે તને,
લખી હું તવ નામ દેઈ; પણ ધૂળ પેલી...અને...

**ઉશનસ્**

## કહે છોકરી છળી

એક ઉમ્મરે આવેલ છળી છોકરી કહે કે મને સાવ રે
અચાનક, ખેતરના તૃણ જેમ રોમરોમ
ઊગ્યા છે મોગરા...
આમ તો કેવીય રે લજાઈ મરું છું હું ખુદથીય કબૂલતાં–
કેમ રે આમ કૈં અમથા અમથા ગમવા લાગ્યાં તને છોકરાં!
હેરતે ભરીને બસ હરતાં ને ફરતાં કે જાગતાં ને ઊંઘતાં
ઘેરી વળે છે મને અણજાણી સાવ કોઈ ગંધ.
રાત : સપનાના કેફમાં જોઈ રહું હું આખું જગ આંખમાં
ને ઉઘાડી આંખ તો થૈ ગૈ છે સાવ જાણે અંધ.
મઘમઘતા યૌવનનો ઉંબર વળોટવાની દૈ દીધી કોકે તે આણ –
તોય આમ આંખડીનાં છૂટી ગયાં રે ભૈ જોતરાં... એક ઉમ્મરે આવેલ...
મનને ભરી દે મારા એવાં તો ઠસોઠસ માલતી ને ચંપો એ નામ;
ઊભી બજાર આખી વેચાઈ જવાની ઇચ્છાની હું તો ગુલામ,
હૈયાને ચપોચપ ભીડી દીધું છતાં આમતેમ તોયે બધું અકળ–
ને ખૂલતી કળીની જેમ આંખડીનાં ઊઘડ્યાં 'લી ફોતરાં....
એક ઉમ્મરે આવેલ...

**સુશીલા ઝવેરી**

# ર. વિ. પાઠકનાં ગ્રંથાવલોકનો*

રમણલાલ જોશી

'Comparative Indian Literature' (વૉ. ૨)માં ગુજરાતી સાહિત્યવિવેચન વિશે લખતાં ર. વિ પાઠકને નવલરામ, આનંદશંકર અને બળવંતરાય ઠાકોર પછીની મહાન વિવેચન-પ્રતિભા તરીકે ઓળખાવ્યા હતા અને સૈદ્ધાન્તિક, કર્તા-કૃતિલક્ષી અને પ્રવાહદર્શી વિવેચન નિબંધોમાં જ નહિ, પણ નાનાં ગ્રંથાવલોકનોમાં પણ એમની પ્રતિભાનો ઉન્મેષ જોવા મળે છે એવું નિરીક્ષણ કર્યું હતું ખાસ નોંધપાત્ર વસ્તુ તો એ છે કે બળવંતરાય ઠાકોરની જેમ તેઓ વિશ્લેષણપદ્ધતિનો વિનિયોગ કરવા છતાં કોઈ સમન્વયસાધક પેટર્નમાં તેમના પ્રતિભાવો સહજ રીતે સમરસ થઈ જાય છે. અંગત પૂર્વગ્રહોથી સંપૂર્ણપણે મુક્ત રહીને સાહિત્યપદાર્થ પ્રત્યેનો તેમનો ઉમળકો તેમનાં વિવેચનાત્મક લખાણોમા પ્રગટ થયો છે. કેરળ સાહિત્ય અકાદમીના ઉપર્યુક્ત વૉલ્યૂમના પ્રકાશન પહેલાં ત્રણ દાયકા પૂર્વે ૧૯૫૭માં અમદાવાદમાં મળેલા નિખિલ ભારત બંગસાહિત્ય સમેલનના તેત્રીસમા અધિવેશનમાં પણ મેં કહેલું કે વિવેચક ર.વિ. પાઠકને કવિ-સર્જક ર વિ. પાઠકનો સતત સહયોગ રહ્યો છે અને સુન્દરમે યોગ્ય જ કહેલું કે "કાવ્યની તટસ્થ અને વ્યાપક તેમ જ તલસ્પર્શી ગવેષણા આનંદશંકર, બળવંતરાય ઠાકોર અને રામનારાયણ પાઠકથી થયેલી છે"

પાઠકસાહેબનાં ગ્રંથાવલોકનો વિશે વિચારતાં પ્રસિદ્ધ વિવેચક ડેવિડ ડેઇચીઝે 'A Study of Literature' એ ગ્રંથમાં, વિવેચક અને અવલોકનકારનો – 'literary critic' અને 'reviewer'નો – જે ભેદ કર્યો છે તે યાદ આવે છે અવલોકનકાર અનેક પુસ્તકો સાથે કામ પાડે છે અને એમાં જે કાંઈ સારું હોય એ તારવી બતાવે છે જ્યારે વિવેચક સંબંધિત કૃતિને સાહિત્ય તરીકે મૂલવી શકાય કે કેમ એનો ભેદ કરે છે. વિવેચકને માટે કૃતિ એ ચીજવસ્તુરૂપ નથી પણ એક જાતની શોધ છે. સાહિત્ય અને બિન-સાહિત્ય વચ્ચેનો વિવેક એ વિવેચકની મુખ્ય નિસબત છે. ર વિ. પાઠક 'પ્રસ્થાન'ના તંત્રી તરીકે અને અન્ય રીતે ભાતભાતનાં અવલોકનો કરે છે. પણ એમની નજર સાહિત્યપદાર્થ ઉપર જ છે. પરિણામે પુસ્તકોનાં અવલોકનકાર પાઠકસાહેબ પ્રગટ તો થાય છે 'વિવેચક' સ્વરૂપે. એ જમાનાના ખબરદાર, બ. ક. ઠાકોર, કલાપી, બોટાદકર, રણજિતરામ, મેઘાણી, ચં. ચી મહેતા, મુનશી, ર વ દેસાઈ, 'ધૂમકેતુ' વગેરે લેખકોનાં પુસ્તકોનાં અવલોકનો તેમણે લખ્યાં છે તો આશાસ્પદ એવા ઉમાશકર, સુન્દરમ્, મનસુખલાલ ઝવેરી, બેટાઈ, કરસનદાસ માણેક, ઇન્દુલાલ ગાંધી જેવા વિશે પણ લખ્યું છે સમાલોચકનું કામ શક્યતાઓ દર્શાવવાનું પણ છે અને એ તેમણે સુપેરે બજાવ્યું છે

ઉમાશંકરનું 'વિશ્વશાંતિ' પ્રગટ થયું ત્યારે "..દામ્પત્ય કે એવો અત્યંત ચવાઈ ગયેલો વિષય ન લેતાં તેમણે આખી પ્રજાના પ્રત્યક્ષ અનુભવનો આ મહાન વિષય લેવાનો પ્રયત્ન કર્યો તે એમની કાવ્યની પ્રવૃત્તિનું સુચિહ્ન છે" એમ તેમણે જોયું હતું અને "કાવ્યને અભ્યાસથી મઠારવાનો પણ તેમણે પૂરતો પ્રયત્ન કર્યો જણાય છે, જે અભિનંદન યોગ્ય છે." છતાં "વિષયની ભવ્યતા પૂરેપૂરી તેમના કાવ્યમાં પ્રગટ થતી નથી. મહાત્માજીના અપૂર્વ કારુણ્યને પૂરેપૂરી આર્ષવાણી મળી નથી" એમ પણ તેમણે કહ્યું જ છે કોઈ પણ સર્જકની પ્રથમ કૃતિને સહૃદયતાપૂર્વક કેવી રીતે અવલોકી શકાય એનો નમૂનો આ અવલોકન છે. મૂળ લેખકની બૌદ્ધિક સજ્જતા, પ્રારંભકની કચાશ-રહિતતા, ભાવાભિવ્યક્તિમાં સંમાર્જન કરવાની વૃત્તિ

* 'ર. વિ પાઠક પરિશીલનગ્રંથ'માંથી

વગેરે વિશેષતા તેમણે નોંધી છે. 'ગંગોત્રી'ના અવલોકનમાં આસ્વાદ કરાવતાં કરાવતાં વિવેચનના મુદ્દાઓ ગૂંથી લીધા છે. જ્યાં જ્યાં સૌન્દર્ય જુએ છે ત્યાં ત્યાં તે રળિયાત થઈ ઊઠે છે. એ દૃષ્ટિએ 'બળતાં પાણી' અને 'એક બાળકીને સ્મશાન લઈ જતાં'નું સંક્ષિપ્ત રસદર્શન ધ્યાન ખેંચે છે. ઉમાશંકરમાં એક સર્જક તરીકે રહેલી શક્યતા ઉપર તેમણે આંગળી મૂકી છે. એ જ પ્રમાણે સુન્દરમ્‌ના 'કાવ્યમંગલા'ની સમીક્ષા તેમણે કરી છે. એ સમયમાં કવિઓ દામ્પત્યપ્રેમ ગાતા એટલે આ યુવાન કવિઓ નવા વિષયો લઈ આવ્યા તે તેમને ગમ્યું. એથી જ કદાચ 'વિશ્વશાંતિ'ના અવલોકનમાં "દામ્પત્યપ્રેમ કે એવો અત્યંત ચવાઈ ગયેલો વિષય ન લેતાં..." 'ગંગોત્રી'ના અવલોકનમાં... "દામ્પત્યપ્રેમને એકાદ-બે કાવ્યમાં આછોતરો સ્પર્શ કર્યો છે. તે સિવાય દામ્પત્યપ્રેમનાં કાવ્યો નથી." 'કાવ્યમંગલા'ના અવલોકનમાં "આપણા કવિઓ મુખ્યત્વે દામ્પત્યપ્રેમ ઉપર લખતા" એમ નોંધ્યું છે.

પૃથુ હ. શુક્લના 'ફૂલપાંદડી'નું અવલોકન અનેક રીતે નોંધપાત્ર છે. એમાં અવલોકનકાર કેવા તાટસ્થ્યપૂર્વક છતાં સમભાવપૂર્વક કૃતિને મૂલવે છે તે જોવા મળે છે. ન્હાનાલાલ કવિના ઉપોદ્‌ઘાતની તાત્ત્વિક અને વ્યાવહારિક ઉભય દૃષ્ટિએ છણાવટ કરી છે. સ્પષ્ટભાષિતાની પાછળ 'સત્ય'નું બળ હોય તો તે કેવી દીપી ઊઠે તે આપણે અનુભવીએ છીએ. આ બધામાં મૂળ લેખકને મદદરૂપ થવાની વૃત્તિ પણ પ્રધાનતા ભોગવે છે. જેના નિમિત્તે આ બધું કહેવાનું પ્રાપ્ત થયું હોય તે કૃતિ અને એના કર્તાને રચનાત્મક સૂચન પણ તે કરે જ છે એ નોંધપાત્ર છે. "આખું પુસ્તક વિચારી જોતાં અમને જણાય છે કે કોઈ કોઈ જગ્યાએ કેવળ કવિત્વભાવહીન પંક્તિઓ જ છે. કોઈ કોઈ જગ્યાએ બુદ્ધિને પ્રથમ વાચને મોહ ઉપજાવે એવી પંક્તિઓ છે. કોઈ કોઈ જગ્યાએ કલ્પના કવિત્વ સુધી પહોંચેલી છે (કા. ૫૭). પણ સર્વ વિચારોને એકરસ કરી વ્યક્ત કરવાની, એકાગ્ર કરવાની જે કલાથી જ કવિ થવાય છે તેની અમને ઘણી જગ્યાએ ખોટ જણાય છે. આજે આ જુવાન લેખકને નાસીપાસ કરવા નથી માગતા પણ તેમને આગ્રહપૂર્વક કહેવા માગીએ છીએ કે પૂર્વના કવિઓનો અભ્યાસ કર્યા પછી, વિચારોને અનેક વાર પ્રગટ કરીને ભાષાનું પ્રભુત્વ મેળવ્યા પછી જ તેઓ પોતાને અનુરૂપ શૈલી શોધી શકશે અને પોતાની પ્રતિભા પ્રમાણે કાવ્ય લખી શકશે."

અવલોકનકાર અવલોકન લખે અને વિવેચક અવલોકન લખે એમાં કેવો ફેર હોય છે તે રા. વિ. પાઠકનાં અવલોકનો ઉપરથી ધ્યાનમાં આવે. તેમનાં આવાં કેટલાંક અવલોકનોમાં હું બળવંતરાય ઠાકોરકૃત 'ભણકાર' અને 'મ્હારાં સૉનેટ'માં અવલોકનોનો ખાસ ઉલ્લેખ કરવા ઇચ્છું. 'ભણકારા'નો મૂળ પાઠ અને કર્તાએ બદલેલો પાઠ ઉતારી એનું જે સૌન્દર્યોદ્‌ઘાટન કર્યું છે તે તો પાઠકસાહેબ જ કરી શકે! સમગ્ર કાવ્યાનુભૂતિના સંદર્ભમાં પાઠાન્તરના ઔચિત્યની ચર્ચા કરી છે. એ જ રીતે 'રેવા' કાવ્યની ઝીણી ચર્ચા પણ ઉલ્લેખનીય છે. બળવંતરાય ઠાકોરની નવી કાવ્યરીતિને સાહિત્યવર્ગ સુધી પહોંચાડવામાં રા. વિ. પાઠકના અવલોકન-વિવેચને મોટો ભાગ ભજવ્યો છે એ નોંધવું જોઈએ.

એ જ રીતે કલાપીને જોવાની યથાર્થ દૃષ્ટિ પણ પાઠકસાહેબે આપી. 'કલાપીનો કેકારવ' અને 'કલાપીની પત્રધારા'ના અવલોકનમાં વિગતવાર ચર્ચાને અંતે તે લખે છે... "કલાપીનાં કાવ્યો અને તેના જીવનનો સહૃદયતાથી અને શાસ્ત્રીય તટસ્થતાથી અભ્યાસ થવાની જરૂર છે. કલાપી આપણા સાહિત્યમાં અને એક માણસ તરીકે આપણા સમાજમાં અનેક રીતે આકર્ષક છે. તેઓ એટલા આકર્ષક છે કે તેમના ગુણાગુણની તટસ્થ તુલના ન થાય તો તેથી સુલભસંસ્કાર વાચકોને હાનિ પહોંચે. ઘણા યુવાન વાચકોને યોગ્ય વિવેચક દૃષ્ટિ વિના કલાપી વાંચવાથી હાનિ થઈ પણ છે. પણ તે સાથે, તેઓ એટલા મહાન હતા કે, સાચું કહેવાથી તેમની ખરી મહત્તાને લેશ પણ હાનિ ન થાય. અને તેઓ એટલા સત્યપ્રિય હતા કે તેઓ પોતે હયાત હોય તો પોતાનાં ખોટાં વખાણ તેમને અસહ્ય થઈ પડે. તેઓ લાંબું આયુષ્ય ન ભોગવી શક્યા તેથી ગુજરાતને અવશ્ય ખોટ ગઈ છે. પણ તેમના ટૂંકા

આયુષ્યની કૃતિઓનો યોગ્ય અભ્યાસ ન કરીને આપણે તેનાથી મળવો જોઈતો લાભ ઉઠાવતા નથી.

ખબરદારની કૃતિઓમા રહેલી મર્યાદાઓ તેમણે બતાવી છે પણ એકદરે આ અવલોકનો દાવક હોવાની છાપ પડે છે ગનકુજ અને રાસમાળિની ના અવલોકનમા રાસના અગ ઉપાગની શાસ્ત્રીય ચર્ચા ધ્યાનાર્હ છે તેમ છતા આ સદર્ભમા સ્વૈરવિહારી કાર પાઠકસાહેબે લખેલુ સવિશેષ આસ્વાદ્ય છે લેખકનો ત્રીજો ઉપાય કાઈ લખવાનુ ન હોય ત્યારે કાવ્ય લખવાનો છે તેમા પણ પરલક્ષી કાવ્ય નહિ પણ આત્મલક્ષી તે પણ બને તો રાસ કારણ આ રાસયુગ છે અને તે પણ બને તો કોઈ બીજા કવિની પક્તિ લઈને અને તેમા પણ બને તો કવિશ્રી ન્હાનાલાલની પક્તિ કે ટેક લઈને લખવાનો છે સગ્રહીન રચનાઓના કાવ્યગુણની ચર્ચા કરી હોય તો તે સારુ

ઇન્દુલાલ ગાધી મનસુખલાલ ઝવેરી સુન્દરજી બેટાઈ કરસનદાસ માણેક જેવા એ સમયના નવોદિત કવિઓની કવિતાની ખૂબીઓ અને મર્યાદાઓ તેમણે નવિવેક નિર્દેશી પ્રોત્સાહન આપ્યુ છે એમા ક્યાય મુરબ્બીવટ દેખાતી નથી બલકે સૌહાર્દભાવથી સમીક્ષા થઈ છે મુનશી અને ર વ દેસાઈની કૃતિઓ અને પુનર્મુદ્રણો તેમ જ ધૂમકેતુ કૃત તણખા ના અવલોકનોમા કર્તાએ નિરૂપેલ કથાપ્રસગ કે ઘટનાના સભવાસભવની ચર્ચામા પાઠકસાહેબની વિવેચનામા રહેલ સામાજિક દૃષ્ટિકોણનુ પ્રવર્તન જણાય છે તેમના બધા અવલોકનોમા આ દષ્ટિકોણ રહેલો છે પણ એનો અનુબધ એસ્થેટિક્સ સાથે જળવાતો હોઈ આ ચર્ચા પ્રક્ષિપ્ત જણાતી નથી પડિતયુગ – ગાધીયુગ ના વિવેચકોમા આ અભિગમ ન્યૂનાધિક પ્રમાણમા જોવા મળે જ છે પણ પાઠકસાહેબ કલાના – રસના સિદ્ધાતને સુસવાદી રહે એ જોવાની હમેશા કાળજી લે છે એ એમના અવલોકનોની એક નોધપાત્ર ખાસિયત છે

રા વિ પાઠકના અવલોકનોમા વિવેચ્ય કૃતિના અતસ્તત્ત્વની ચર્ચા હોય એમા પ્રગટ થતા સર્જકકર્મની ચર્ચા હોય નિરૂપણરીતિ કે છદપ્રયોજનની ચર્ચા હોય એ તો સ્વાભાવિક જ છે પણ સપાદનની પાઠશુદ્ધિની, અરે ! મુદ્રણની પણ ચર્ચા કરી છે અને ઉપયોગી સૂચનો આપ્યા છે તે બતાવે છે કે અવલોકનના તેઓ સમગ્ર કૃતિને (એના બાહ્યાગ સમેત) લક્ષમા લેતા હતા દા ત લોકગીત (સગ્રાહક રણજિતરામ વાવાભાઈ મહેતા)ના અવલોકનમા નોધ્યુ છે લગભગ દરેક લોકગીતમા નાત પરત્વે અને સ્થાન પરત્વે જુદા જુદા પાઠાતર હોય છે સગ્રહ કરવામા આ વિશિષ્ટતાની નોધ સાથે બધા પાઠાતર આવે તો તેથી કાવ્યદૃષ્ટિએ તેમ જ શોધખોળની દૃષ્ટિએ લાભ થાય તેમા સદેહ નથી પુલોમા અને બીજા કાવ્યો ના અવલોકનને અતે નોધ્યુ છે કે આવા કાવ્યના પુસ્તકની છપામણી વગેરે વધારે આકર્ષક કરવાની જરૂર નથી વ વ

રા વિ પાઠકને અવલોકનકાર તરીકે જોતા એમા પણ તે વિવેચક તરીકે પ્રતીત થાય છે અને અવલોકનો સિવાયના વિવેચનલેખોમા પણ તમણે કેટકેટલુ કર્યુ છે ! તેમના કેટલાક પ્રતિપાદનો હમેશને માટે દિશાસૂચક નીવડશે અર્વાચીન કાવ્યસાહિત્યના વહેણો દ્વારા તેમણે ઐતિહાસિક વિવેચનનો મૂલ્યવાન ગ્રથ આપ્યો કવિતા કે ભજન બધિયાર બની બેસે એ એમને ગમતુ નહિ બળવતરાય નવી કવિતા કે કવિતાની વિભાવના લઈ આવ્યા તો તે પ્રમાણે પ્રસ્થાન દ્વારા સમજાવી ગાધીયુગના સાહિત્યગુરુ બન્યા તેમના મહત્ત્વના પ્રતિપાદનો જોઈએ તો કાવ્ય લાગણીમિશ્ર વિચારને પ્રગટ કરે છે કાવ્યાનુભવમા ચિત્ત શુદ્ધ રૂપે અને નિર્વિઘ્ને પોતાનો ભાવ ધારણ કરે છે વર્ણચમત્કૃતિના તે પક્ષકાર નથી વર્ણો રસને પોષક બનવા જોઈએ કાવ્યમા અલકારો આગતુક નથી – કાવ્યપુરુષ સાલકાર જ જન્મે છે કવિતાને માટે છદ આવશ્યક છે કાવ્યનુ જીવિત ઔચિત્ય છે એમ માનતા હોઈ એ ઔચિત્યની ચર્ચા જીવનને અનુલક્ષતી હોવી જોઈએ કાવ્ય અને નીતિ અવિરોધી છે કવિતા ફિલસૂફી કરતા ચડિયાતી છે – ફિલસૂફી માત્ર તર્કપરપરાથી બહુ બહુ તો ઉચ્ચસ્થાનનો અગુલિનિર્દેશ કરે છે ત્યારે કાવ્ય તો તે તે સ્થાને આપણને લઈ જઈને મૂકે છે કલા ખાતર કલા નહિ પણ જીવનરહસ્યને છતુ

કરે છે માટે મહાન છે, કાવ્યની કસોટી કાવ્યમાં જ છે, કાવ્ય બહારની કોઈ વસ્તુથી તેની કસોટી થઈ શકે નહિ, વિવેચનદેવ આગળ ધરાવેલા દીપની પેઠે સર્જન સાહિત્યનું અર્ચન કરે છે, વિવેચક સર્જક નથી વગેરે વગેરે. શરદબાબુની નવલકથાઓના અનુવાદોની પ્રસ્તાવનાઓમાં કથાસાર આપતાં આપતાં જ સૌન્દર્ય સ્ફુટ કરે છે. પાઠકસાહેબના વિવેચનમાં શાસ્ત્રીયતા, સાધાર રજૂઆત, ઐતિહાસિક પરિવેશ, તર્કબદ્ધતા, રસજ્ઞતા, મૂલગામિતા, intellectual honesty, પૂર્વ-પશ્ચિમના સાહિત્ય-સિદ્ધાન્તોનો સમન્વય કરવાનું વલણ – દા.ત. શંકુકના ચિત્રતુરગન્યાયની સાથે બોઝંકેટના Art is illusionનો મેળ જુએ છે – કલા અને નીતિને માણસની જમણી અને ડાબી આંખની ઉપમા આપી નીતિને જે કલ્યાણકારક લાગે તે જ કલાને સુંદર લાગે એવું યથાર્થ દર્શન પ્રગટ કરે છે. પ્રવાહી છંદનું મૂલ્ય આંક્યું અને પૃથ્વી ઉપરાંત અનુષ્ટુપ, વનવેલીની શક્યતાઓ તપાસી, વિચારની વિરલ વિશદતા તેમના પ્રત્યેક વિવેચનલેખમાં જોવા મળશે. ગાંધી જીવનદર્શનના પુરસ્કર્તા હોવા છતાં તે એકાંગી બન્યા નથી. એમની કલાદૃષ્ટિ ઉપર ગાંધીજીની અસર થઈ નથી. પાઠકસાહેબ માત્ર પૌરસ્ત્ય મીમાંસકોને અનુસરતા નથી, પ્રસંગોપાત્ત કોચે, બોઝંકેટ, બ્રેડલી વગેરેના વિચારોને તુલનાત્મક દૃષ્ટિએ તપાસે છે. સાહિત્યને લોકભોગ્ય કરવા 'કાવ્યપરિશીલન'ની લેખમાળા લખી મધ્યકાલીન કવિતાને સમજાવી તેમ 'નભોવિહાર'ના લેખો પણ લખ્યા. વિવેચનક્ષેત્રે તેમનું અર્પણ અનન્ય જ કહી શકાય.

વર્ષોથી માનતો આવ્યો છું કે વિવેચનમાં જુદી જુદી કલાગત અવસ્થિતિઓના પ્રતિભાવો આપતી વિવેચકશક્તિ દ્વારા વિવેચકનો મિજાજ, એની પ્રસન્નતા, એનો ખોફ, એના છણકા, એની નારાજી-નાપસંદગી, વિરૂપતા પ્રત્યેની ચીડ એ પણ એક આસ્વાદ્ય વસ્તુ છે. કવિતામાં જેમ આપણે કવિની હાજરી માણીએ છીએ તેમ વિવેચનમાં પણ વિવેચકની હાજરી એક મહત્ત્વની બાબત છે. આ દૃષ્ટિએ પાઠકસાહેબનું વિવેચન મને થોડું ટાઢુંબોળ લાગેલું, પણ આ લખાણ લખવા નિમિત્તે તેમનાં ગ્રંથાવલોકનો ફરીવાર જોતાં મને પ્રતીતિ થઈ કે પાઠકસાહેબના સૌમ્યમધુર વ્યક્તિત્વની જે ઝલક અહીં દેખાય છે તે પણ એક આસ્વાદવા યોગ્ય વસ્તુ છે અને વિવેચનની ગરિમાનું દર્શન તો સૌ વિવેચનરસિકોને હંમેશાં પ્રેરક નીવડશે.



### શ્રી ઘનશ્યામ પંડિતનું દુઃખદ અવસાન

શ્રી ઘનશ્યામભાઈ પંડિત (જન્મ : ૨૭ સપ્ટે. ૧૯૨૮)નું ગઈ બીજી સપ્ટે. '૯૬ના રોજ ૬૮ વર્ષની વયે અવસાન થતાં આપણા સંસ્કારજીવનમાંથી એક સંનિષ્ઠ, વિચારશીલ અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં સક્રિય વ્યક્તિ વિદાય લે છે. વ્યવસાયે તે હાઇકોર્ટના ઍડવોકેટ હતા અને જૂની ઇન્દિરા કૉંગ્રેસના સક્રિય કાર્યકર્તા હતા અને વિધાનસભાના સભ્ય પણ બન્યા હતા. પ્રસિદ્ધ દૈનિક 'સમભાવ' અને અન્યત્ર અવારનવાર તેમના લેખો પ્રગટ થતા. 'તર્પણ' દ્વારા તેમણે આપણા દિવંગત મહાનુભાવોના જાહેર કાર્યને પ્રજા સમક્ષ રજૂ કર્યું હતું. પ્રજા તેમના આત્માને ચિરશાંતિ અર્પો અને તેમના પરિવારને આ દુઃખ સહન કરવાની શક્તિ અર્પો એ પ્રાર્થના.

### 'ઉદ્દેશ' અંગે એક વિનંતી

'ઉદ્દેશ'માં આરંભથી જ 'સાહિત્ય-વૃત્ત'નું કૉલમ રાખવામાં આવ્યું નથી. ગુજરાત કે ભારતવ્યાપી મહત્ત્વની સાંસ્કૃતિક ઘટનાઓ વિશે પ્રસંગોપાત્ત તંત્રીનોંધો આપવામાં આવે છે. એટલે સમાચારો કે અહેવાલો ન મોકલવા વિનંતી છે.

દિલીપ ઝવેરી

**૭ ઉમ્મીદ ઉદ્વેગ ઉકેલ**

બૅંકાક લાગતા ત્રણ દાદરા ચડવાના હતા. સવારે વહેલા ઊઠી બિસ્ત્રાપોટલા બાંધી ઑફિસે પહોંચી વળી ઉખેળી નવેસરથી બૅગ ભરવાની હતી જકાર્તાની ટિકિટ અને વિઝા લેવા પૂરતુ જ હૉંગકૉંગમા રહેવાનુ હતુ એટલે એક મોટી બૅગ કાઇતાક ઍરપોર્ટ પર જ છોડી બીજી બૅગમા ખરીદારી ભરવાની હતી જો ગિરીશ હૉંગકૉંગમા ન હોય તો પહોંચ્યા પછી રહેવાની તજવીજ કરવાની હતી વજનના હિસાબ રાખવાના, ભય પૂરતા જ કાગળિયા સાથે રાખવાના આવી બધી શુષ્ક ગણતરીઓથી વિદાયના અવસાદને ગોપી લેવા મથતો દરવાજો વટાવુ ત્યા જ સામે મળે કમલ હાથમા ધોબીઘાટથી આણેલા પોટલા એના સાકડા ઘરમા કપડા ધોઈને ટિંગાડવાનીય જગા નહિ સાવ અંગત કપડા સુધ્ધા લૉન્ડ્રીમા જાય કમલને પડા નવારની ફિકર ટાઇફૂન આવશે તમે જશો કેમ ? એનો જોડીદાર આવી જવાનો હતો તમે રહેશો કેમ ? રક્તદાન શિબિર માટે ચોંટાડેલા પોસ્ટર હવામા ઊડી ગયા હતા એને ફિકર લોહીની અને મને સુબોધના આતંકની બારણા ઉઘાડી જોયુ તો સુબોધ ઊંઘે અધૂરી લીધેલી ગોળીઓ ટેબલ પર મને પડી ફાળ. જગાડ્યો આળસ મરડી હસતે ચહેરે કહે દિલીપદા તુમ તો જાદૂગર હૈ ક્યા મિરેકલ કર દિયા ! પણ ભાઈ ગોળીઓ તો પૂરી લેવી જ પડે કાલ પછી તો આ જાદૂગર નહિ હોય લે આ કેળા અને સફરજન તે તારી જવાની તૈયારી કરી દીધી ? નહિ રે નહિ ? મોશાય આ તો ભારે પડશે કમલ વહારે ધાયો ઉપાડ્યો ફોન. બધી ઍર લાઇન્સની ઑફિસો બંધ. સવારે સાડા નવે વાત કરજોની રેકૉર્ડ બજે ઍરપોર્ટ પર ફોન કર્યો એ જ જવાબ હવે કેમ ઉકેલશુ આ અઘરુ બીજગણિત ? નીંદરદવલી રાત માડ વીતી. વહેલા ઊઠી ઓશીકા ગાદલા બિછાના, ચાદર સકેલી લીધા ગુડાકામત્ત કમલ સુબોધને જાણ ન થાય એમ ચા કરી રાખી ના... આઠે ઑફિસે નીકળનારો કમલ સાડા નવની વાટ જુએ કલાકેકની ગડમથલ પછી પાકી ગોઠવણ થઈ વળી ફરી એણે દોસ્તની ગાડી મગાવી રાખી હતી અમારુ ટૅક્સીભાડુ બચાવવા માટે ઑફિસે જઈ બા... ગોઠવવાને અડધો કલાક શાંતિ માગી સુબોધને કહ્યુ કે થોડી વાર વાતો નહિ કરીએ બધુ સમેસુતર આટોપી ચીની મીની છોકરીઓના હાથમા ભારતીય હસ્તકલાની કંઈક નાનકડી વસ્તુ મૂકી બાય બાય કહ્યુ શે શે કેનીને ફરીથી ગમ ગમ કમ ના પ્રથમ પાઠ.. મૂક્યુ નાહવાના સાબુનુ ના પાડે પોતે આગલે દિવસે ખરીદેલી થેલી ખોલીને દેખાડે – એમા પણ એ જ સાબુ ! જો ભાઈ તારી જ પસંદગી મારા મનમા પણ ઊગી નીકળી એટલે એને આબાગમજીનો આશીર્વા... માની કબૂલ કર તને આથી મોંઘુ તો કંઈ આપી શકું તેમ નથી અને તારા રેતકાળજીની સામે તો સબકછ સસ્તુ છે શે શે

બોગદામા ઘૂસ્યા વિના વાહનચેર્યા રસ્તે હિંમતભેર સામાન ખેંચતા કમલે સામી કોર પહોંચાડી ટૅક્સી બરકી. ચાલ્યા જૂના વિમાનઘરે ટાઇફૂન તો આવ્યુ નહિ પણ છોડી ગયુ ઉકળાટ હવે મારા બાવન વરસ ભારે થઈને બેઠા પરસેવો લૂછવાની પણ હામ નહિ મોશાયના હાથમા લિમ્કાનુ ભાડુ મૂકી કહ્યુ ભાઈ હવે તારો આધાર તુ ટિકિટ લઈ રાખ ક... ખુરશીએ બેસી પોરો ખાઉ પંદરેક મિનિટમા બસ આવી અને કલાકેકમા ચાર કાઈ શેક વિમાનતળ વળી ફરી સુબોધની ટિકિટ ફ્લાઇટની ખાતરી કરી સાચે સામાન વહેતો કર્યો સામે ચાલીને બે દિવસ માટે માથે લીધેલી જવાબદારી પૂરી થઈ એવા સંતોષથી હાશ કર્યું બૅંગકૉકમા ત્રણ રાત ગાળવા જેટલા પૈસા હવે અની ગાંઠે સલામત હતા એટલી મનને ધરપત હતી. પછી સો સૌના નસીબ.

વળી ફરી શાંત વિમાનસ્થળ અને સસ્તો વ્હિસ્કી. કોઈને ને કોઈને ભેટ આપવા કામ લાગશે ગણીને બૅલેન્ટાઇનની બે બાટલી લીધી. એ જ થેલીમાં મૂકી દીધો હાથવગો સામાન. વિમાન આવે એ પહેલાં વિશ્રામખંડમાં ઝોકાં ખાતો બેઠો. થોડી વારમાં પ્રવાસીઓને આવકારતું સ્પીકર બજ્યું. વિમાનમાં વળી બારી પાસે બેસવાની જગા મળી. બાજુની બેઉ સીટ પણ ખાલી એટલે લહેર પડી ગઈ. પગ લંબાવું ત્યાં અચાનક ધ્રાસકો પડ્યો. પેલો થેલો તો વિશ્રામખંડમાં રહી ગયો. ભાગ્યો. આજ્ઞાંકિત વિંધ્ય જેવો થેલો હજી એ જ ખુરસી પાસે. હાશ. મારું તો સર્વસ્વ એમાં હતું – ટિકિટ, પાસપોર્ટ, પૈસા. વિમાનમાં પાછા જઈ તપાસી જોયું. બધું અકબંધ. લિયોંની યાદ આવી. ધ્યાન રાખજે ડિલ્લીપ ! ઊડ્યાં અને તાઇપેઇ આઘે સર્યું. શિસ્તબદ્ધ મકાનો અને સીધા રૂપાળા રસ્તા. વચ્ચે વચ્ચે હરિયાળા મેદાની ટુકડા. શહેરને સીમાડે કારખાનાં, પણ ધુમાડા વિનાનાં, કારખાનાં ઓસર્યે સદ્યહરિત ખેતરો – મોટાં, ચોરસ, લંબચોરસ, દૂર દૂર સુધી. અને એથીય આઘે ધોળાં ઘેટાં જેવાં વાદળાં જે હજી આગલી રાતે તો ભૂખ્યાં વરુની જેમ તૂટી પડવાનાં હતાં. આજે એમને દખણાદાં દોરી ગયો હતો પવન અને ટાઇફૂનની બીક રહી ન હતી.

ભયમુક્ત તાઇવાન, આવજો ! હવે પછી પણ અનુકૂળ પવનો હજો, શાંત હજો દિવસો અને કલ્યાણમય રસ્તા હજો. ઉપદ્રવહીન નિર્વાચન હજો. સ્વતંત્ર અધિકારો સહિતનું ગણતંત્ર હજો. તારા પ્રત્યેક નાગરિકનું ગૌરવ હજો. માનવમાત્રના જીવનને અર્થ હજો. તારા કવિઓના શબ્દને તથ્ય હજો. જ્યાં સુધી સૂર્યચન્દ્ર છે ત્યાં સુધી જળ-સ્થળ-આકાશમાં અભય હજો અભય હજો. સરોવર છે ત્યાં સુધી સૌંદર્ય હજો.

ત્રણ વાગ્યે કેસરિયે વાન આવ્યો છલક છલક સંતરાંનો રસ. ફરી ફણસપીળાં માખણ, પ્રવાલરક્તિમ મુરબ્બા, ચુલ્લિતપ્ત બ્રેડ, નવાંકુર પ્યાજ, કિસલય કોમલ કરમકલ્લો, દવસિક્ત ટમેટાં, મરીચતિક્ત ચટણી, મિષ્ટામ્લકટુ દ્રાક્ષાસવ અને Lambchops marinated in red wine garnished with black mushrooms, cheese, celery sprigs and oregano. કાળી કૉફી અને અર્રે તારીકી, આટલા દિવસ લગી ક્યાં સંતાઈને બેઠો હતો, મારા દિલોજાન, લબેબહાર, જુબાંયાર કોનિયાક ! બીજો જામ પતે ન પતે ત્યાં તો કમરપટ્ટા બાંધો, બેઠક સીધી કરો, પાટિયું ઊંચકી લો. દોઢ કલાક પૂરો થયો. હૉંગકૉંગ આવી ગયું.

નીચે ઊતરીને બાપ રે, વળી ફરી ગજબનાક ગરદી. ગાંડા કરી દે તેવી ગરમી. વરસભરમાં એક કરોડ પ્રવાસીઓ કાઇતાક ઍરપોર્ટ પર ઊતરે. સમુદ્રનાં પાણીમાં લંબાવેલી જીભ જેવી ઊડણપટ્ટી. ચતુર ચીની અને ખંતીલી બ્રિટિશ વ્યવસ્થાની મજબૂત કમર જ ઊંચકી શકે આ કરોડપતિ બોજને. પણ ઇમિગ્રેશનની લાંબી કતારમાં ઊભાં ઊભાં મારી કેડ વાંકી અને લોચો વળતી જીભ. હૉંગકૉંગમાં કસ્ટમવાળા કોઈ દિવસ તમારી સામુંય ન જુએ. પણ આ ફેરા ભૂરા પટ્ટાવાળી હૃષ્ટપુષ્ટ લલનાએ પોતાનું ખાતું સાવ ખાલી જોઈ મને બૅગ ખોલવા કહ્યું. ખોલું ખોલું ત્યાં કહે, માંડી વાળો. હાથમાં શું છે ? ચોપડીઓ, પાકીટ અને વ્હિસ્કીની બે બાટલી. ત્ચ ત્ચ ત્ચ જનાબ, એક જ બાટલી લવાય. હવે બીજી વાર યાદ રાખજો. જાઓ લહેરથી. પછી હસે. એક-બે પગથિયાં ચૂકી થોડું લથડેલા હૈયાને સંભાળી હીંડું ગોતવા લેફ્ટ લગેજ કાઉન્ટર. દસ વરસ પહેલાંની રાઇટ જગા હવે રૉંગ થઈ ગઈ હતી. ઉપરતળે હાથગાડી ખેંચી તાણી માંડ મળી. વિધિઓ પણ બદલાઈ ગઈ હતી. પહેલાં ચાર જણ સંભાળી લેતાં હતાં. હવે દસ. એટલે Parkinsonના કાયદા પ્રમાણે સમય પણ વધારે જાય. ભાડુંય વધે. અહીં પણ જાણે મેરા ભારત મહાન ! જ્યારે સામ્યવાદી ચીન કબજો લેશે ત્યારે સો કામગાર હશે અને સવારે કતારમાં ઊભાં રહેલાં સાંજે છૂટશે. એક દિવસના પંચસિતારી હોટલભાડા જેટલો દરેક બૅગનો ખર્ચ લાગશે.

ધાર્યા કરતાં બે કલાક વધુ ગયા. તોય બસ પકડીને ત્સિમ ત્સા સુઈના ચ્યુંગ કિંગ ટપ્પે ઊતર્યો ત્યારે હજી તડકો હતો – છેવટનો. ઑફિસો બંધ થાય એ પહેલાં વળી ફરી પ્રવીણભાઈને વિઝાની વ્યવસ્થા માટે ફોન કરવાનો હતો. કહે કે, દસ પહેલાં આવી જજો.

મળશુ ત્યારે બીજી વાતો ગિરીશ કહે કે તમારા રહેવાનો બંદોબસ્ત કરાવી દઈશ હમણા મારે માથે બહુ ઘરાક છે મળશુ ત્યારે બીજી વાતો એનો મોટો ભાઈ સુંદર કહે કે કિરણ માયાની ચિઠ્ઠી લાવી છે એ આવે પછી બીજી વાતો દીપકની પત્ની કહે કે એ ગયો છે ફેક્ટરી પર સાંજ પછી આફિસે આવશે ત્યાર પછી બીજી વાતો વાતો તો ઘણી કરવી હતી પણ પછી મેં વિચાર્યું અત્યારે તો નજીકના કોઈની સાથે વાત નહિ થાય કોઈને સમય નથી તો પછી કેમ ન રડુ એવા કોકને જે રજાગે માઈલ આઘે ક્યારનોય વાટ જોઈને બેઠો હોય ' ઇન્ટરનેશનલ ટેલિકોમ્યુનિકેશન સેન્ટર પર પચાસ હોંગકોંગ ડોલરનુ પતાકડુ લીધુ ત્રીસમી તારીખે મારા દીકરા રમ્યનો જન્મદિવસ હતો પચ્ચીસ વરસ પૂરા થતા હતા પરણ્યા વિના જ ગૃહસ્થાશ્રમમા પ્રવેશવાના અભિનંદન અને સલાહસૂચન એને આપવાના હતા એરકન્ડિશન્ડ ખડમા એક પોચી ગાદીના સ્ટૂલવાળી કબિનમા બાંધેલા ફોનના મોમા પતાકાનુ નેર નુ એણે તરત આખ ઉઘાડી. આંકડા જોડ્યા અને આખે છપાતા જોયા રમ્ય ફોન ઉપાડે કે બીજી આખ ઉઘડે એમા છપાય બચેલા ડૉલર બાપદીકરો ઉમંગભેર વાતો કરે અને એક આખ ટિકટિક કરતી જાય પચીસ વરસની ઉમરે જેવો હુ એકલો અને આઘો અટૂલો હતો એવો જ મારો દીકરો ડિટ્રોઇટમા એનો હરખ એના અવાજમા ઊછળે એનોય મારી જેવો ગાઢ અવાજ એ અંગ્રેજ એટલે મોડવળાક થોડા આછા – જે મારા ગુજરાતી અવાજમા સહજ વાત પતી તોર બચ્યા હતા સત્તાવીસ પછી એની માને પકડી મુંબઈમા. માયા સાથે ટૂંકી ટેલિગ્રાફિક વાતોય અધૂરી રહી અને પતાકડું પરત કરી, આખ મીચીને ટેલિફોન ફરી ઊંઘે. અહીંથી અમેરિકાનુ મિશિગન સરોવર પાસેનુ શહેર સસ્તુ પણ અરબી સમુદ્રમા ડૂબકા ખાતુ મુંબઈ મોંઘુ '

એક નિરુદ્દેશ ચક્કર મારી પહોંચ્યો ગિરીશ પાસે એક બાટલી કાઢી એ કહે ના, વ્હિસ્કી મારા ખપનો નહિ મારી દવા તો વાઇન મારા ઘરમા છે મોંઘળ. કાલે જ મારી ઘરવાળી સિંગાપોરથી આવી છે પરમ દિવસે અમે બને મુંબઈ નીકળીએ છીએ બધો વેરવિખેર છે સામાન તમારા રહેવાસા માટે મારી ઑફિસની ઉપર એક ચાઇનીઝ ગેસ્ટ હાઉસમા વ્યવસ્થા કરી દઉ મોંઘુ નહિ પડે કાલે બપોરે દીપ્તિના હાથની રસોઈ જમવા આવવાનુ છે મિચ્છામિ દુક્કડ મ. વાત તો કોઈને પણ સમજાય એવી હતી સાફ સુઘરા ઘરમા અગવડ ઝાઝી ગેસ્ટ હાઉસમા આઝાદી. ગાર્ડન ગેસ્ટ હાઉસ એક ફૂલની ક્યારી જેવડી ઓરડી પણ સ્વતંત્ર બાથરૂમ પેટી મૂકી કોટ લટકાવી દીપકને મળવા ચાલ્યો એના પિતાજી ગલ કે ટી હૉંગકૉંગ રેડિયો કે ટીવી પર મારો વાર્તાલાપ ગોઠવવાનુ વિચારતા હતા. પણ કેન્સલ એમના કોઈ નિકટના મિત્રનુ જર્મનીમા મૃત્યુ થયેલુ આજ શબ આવવાનુ હતુ અને આવતી કાલે અગ્નિદાહ માટે તો પરમ દિવસે નીકળી જ જવાનુ હતુ વાંધો નહિ દીપકને કહ્યુ કે મુંબઈમા બાલ્મેર લારીના ટ્રાવેલ એજન્ટે વાત કરી હતી કે જકાર્તા માટેની ટિકિટ હૉંગકૉંગમા સસ્તી મળશે તો કરીએ તપાસ પણ બાત બની નહિ બે વરસ પહેલાની બજાર બદલાઈ ચૂકી હતી બધી જાતના વેપારી બને તેટલું ઝાઝુ ભેગુ કરી ૧૯૯૭ પહેલા હોંગકોંગ છોડી જવા એકપગે તૈયાર હતા કહે કે બૅંગકોકમા જ સસ્તુ પડશે આમેય મારી મૂળ ટિકિટ મને ત્યા લઈ જવાની હતી દીપક કહે કે બૅંગકૉકમા કોઈ પણ ભારતીય એજન્ટને મળજો ત્યાના બીજા એજન્ટ ભળતી જ એર લાઇન્સની ટિકિટ – ભલે વધારે મોંઘી – આપશે પણ જોઈતી તારીખના કનેક્શન નહિ મળે અને ફસાઈ પડશો શુ જમશો ? કઈ નહિ અરે એમ કંઈ ચાલે ? કબાબ મગવાતા હુ હો જાય એક એક કાર્લ્સબર્ગ કે સાથ ગેમ્બર ના મ હળવે હળવે એકઠા થતા નકારોમા કબાબ અને શરાબ લુખ્ખા લાગ્યા કાલે મળશુ કહીને બહાર પડ્યો સુન્દરની દુકાને મળ્યો માયાનો પત્ર ખરીદી માટેની યાદી હતી કાણુ પડેલા ખીસામાથી ડૉલર સરક્યે જતા હતા પણ કિરણની મદદથી થોડા ટેભા લેતા મને સાડીઓ ખરીદશુ એમ નક્કી કર્યું અને પછી રાતનુ જમવાનુ પાકુ એમને ઘરે કાલે તાઇવાનનુ બચેલુ ચલણ હોંગકોંગ ગ્રેવરમા

સ-લાભ વટાવ્યું.

ગુલિસ્તાની આશિયાનામાં જઈ નાહીને નીકળ્યો પરિચિત શહેરમાં. નાથન રોડ, મિડલ રોડ, મોદી રોડ, પેકિંગ રોડ – એના એ જ જાણીતા રસ્તા. એની એ જ દુકાનો. છાપાં, બાળકથાઓ, જિન્સી સામયિકોના સ્ટૉલ. હોટલો. બરહના બદન સાકીવાળાં શરાબખાનાં. માલિશઘરો. દાણમુક્ત ખરીદારી. સેલ સેલ સેલ. હવામાં હશે કે નકારભરી ઘટનાઓને કારણે, કશીક અવાચક હિંસકતા આસપાસ ઘેરાતી હતી. બટકું ભરીને તોડી દાંતથી ભચરડી શકાય એવા માંસની લાલસા જાગી હતી. ચીની કડાઈમાં પકાવેલ માંસ સુંવાળું થઈ જાય. દાંત કરતાંય એનો ઝાઝો સંબંધ જીભ અને તાળવા સાથે. કોઈ ગ્રીક કે અરબ ભઠિયારખાને જવું પરવડે તેમ ન હતું. એટલે વળી ફરી પહોંચ્યો સસ્તી વીશીમાં. મેકડોનાલ્ડ. જાયન્ટ બર્ગર, ફ્રાઇડ ચિકનનાં મોટાં ચોસલાં, પાકીટ ભરીને ફિંગર ચિપ્સ, મસ્ટાર્ડ પેસ્ટ અને આઇસ્ડ લેમન ટી. એકલી ખુરશી પર કલાકભર જાતજાતના લોકોને જોતાં જોતાં બેઠો રહ્યો. ચા પતી ન હતી. હજી ન ઓગળેલા બરફના ચૂરાને લીંબુની છાલની ખાટી કડવાશ વળગેલી હતી. પ્યાલો હાથમાં લઈ ભૂંગળીથી ચૂસતો ચૂસતો બગીચાઘરના કૂબામાં પહોંચ્યો. કપડાં ઉતાર્યાં. રાતપોશાક પહેર્યો. આદત પ્રમાણે પાસપોર્ટ, ટિકિટ, પૈસા તપાસવા માંડ્યો. અને પડી પેટમાં ચરેડ.

બચેલા છસો અમેરિકન ડૉલરના ટ્રાવેલર્સ ચેક દેખાય નહિ, બધાં ખીસાં અવળાંસવળાં કરી બે વાર તપાસ્યાં. નહિ. બૅગ ઉઘાડી, એક એક કપડાને ફેંદી, એક એક ચોપડીના એક એક પાનાને ખોલી જોયું. નહિ. સંભારવા બેઠો. ક્યારે છેલ્લા જોયેલા. કમલને ઘરેથી નીકળ્યો ત્યારે કોટના ખીસામાં હતા. પછી પનવિરાની ઑફિસમાં ફેરગોઠવણી કરેલી અને સુબોધને મૂંગા બેસી રહેવાને કહેલું ત્યારે હતા. તો પછી ત્યાં જ ભૂલ્યો કે ? કે પછી તાઇપેઈના જૂના વિમાનઘરે લિમૂઝિનના ભંડકિયામાં ભારે પેટીઓ ધકેલવાને વાંકા વળતાં સરી ગયા ? વિમાનમાં કોટ ઉતારીને બાજુમાં મૂક્યો ત્યારે પડી ગયા ? કે પછી ઍરપોર્ટ પર સલામત મૂકેલી બૅગના કોઈ ખાનામાં મૂક્યા ? કે શબિસ્તાની નશેમનમાં લટકાવી રાખેલા કોટમાંથી ચોરાયા ? જો સાચોસાચ ખોવાયા-ચોરાયા તો શું કરવું ? સૂચના અનુસાર ખર્ચાતા ચેકનો હિસાબ રાખવાનું પાકીટ જુદું સાચવ્યું હતું. આવે પ્રસંગે શું કરવું તેની વિગતવાર માહિતી એમાં હતી. પણ જ્યાં સુધી ઍરપોર્ટ પરની બૅગ ન ખોલું ત્યાં સુધી ખોવાયાની ખાતરી કેમ પડે ? અને તે સિવાય ફરિયાદ કેમ કરાય ? હવે જો ગિરીશ-સુંદરને વાત કરું તો બાઘો ઠરું. પ્રવીણભાઈને કહેવાય ? હા, જો રમ્ય અમેરિકાથી એમને મોકલી આપે તો ઉધાર લેવાય અને કાયદો પણ સચવાય. આંખ સામે માયા માટે ન ખરીદેલી બેનમૂન રંગીન શિફોન સાડીઓ ફરફરે. પરીનાં મસ્તીછાપ ટી-શર્ટ અને તોફાની ફરાક ઝોલાં ખાય. કાચકારીગરીની વહોરવાની વાનગીઓના ખણકાર કાને રણકે. ન ખોલેલી અત્તરની શીશીઓની ગંધ શ્વાસને રૂંધે. ઇન્ડોનેશિયન બાતિકમાં ચીતરેલાં વિહ્વળ જળનાં ફેણ ફેણ મોજાં ઘેરી વળે. વ્યોમેશ દેસાઈએ મંગાવેલ લાફિંગ બુદ્ધનાં બોખાં ગલોફાં ખડખડાટ હસે. નખકાપણીઓ કટકટે. લાઇટરો ચટકા ભરે. સિગારેટો દઝાડે. ચીકણી ચૉકલેટો ચોંટે. પરી માટે લેવાનાં સૅન્ડલ સિન્ડ્રેલાની સાથે ચાલતાં થઈ જાય. મારેય લેવાનાં ખાસડાંમાં કાંકરા ભરાય. બાલિના બેટ અને જાવાનાં મંદિર સુમાત્રાના સમુદ્રમાં ડૂબી જાય.

કેમ કરીને આવે નીંદર ? આવે તો સુબોધની યાદ – જેના તો બધા જ પૈસા ચોરાઈ ગયા હતા. મિત્ર-ધન-સ્વજનહીન એ સાવ એકલો થઈ ગયો હતો ત્યારે. આ હૉંગકૉંગમાં મારી હાલત તો એવી ભૂંડી ન હતી.

સવારે નાહવા જાઉં તો સહાય નહિ એવું ટાઢું-બોળ પાણી. રાતી ચકલીમાંથીય ગાર. બગીચાની સરાઈમાં સૌ કોઈ સૂતેલાં. બાંગ્લાદેશી નોકર નસકોરાં ઢરડે. જાગે કેવળ શોભાના ઍક્વેરિયમમાં તરતી માછલીઓ અને જળની બહાર તરફડતો હું. ઝંખું એક વાટકી ઊનું પાણી અસ્ત્રો ફેરવવાને. એય ન મળે. જેમતેમ કરી નવ વાગ્યા. તૈયાર થઈ નીકળ્યો ત્યારેય

સૌ નૂતેલા પહેલા તો કથે પનિફિકની આફિસે જઈ બીજા દિવસની બૅંગકાકની ફ્લાઇટ નક્કી કરી હોલિડેઈન હોટલ હળવે હળવે જાગતી હતી પણ એને અગડાઈ લેતી એમ ને એમ છોડીને ભાગ્યો ફોટો વાળાની દુકાને દસ વરસ પહેલા કોરિયા જાપાનની મોજમઝાના રોલ જ્યા ધોવા આપ્યા હતા ત્યા તાઇવાન દઈને આવ્યો પછી ફેરીમા બેસી પહોંચ્યો સામે કાઠે પહેલેથી જ હાગકોંગના ખૂણેખૂણાના નકશા હાથવગા કરી રાખ્યા હતા એટલે સમયસર ડેગિલાર સ્ટ્રીટની ડેઝમન્ડ ટેક્સ્ટાઇલની આફિસે હાજર સિગારેટ લટકતે હોઠ આવકારતા પ્રવીણભાઈ હાથમા કાગળિયા હાજર દિલીપભાઈ ભાગો ઝટ કેમ ? સાભળ્યુ નથી ટાઇફૂન આવવાનુ છે ? વાવટા દસ પર ફરકે છે મારા માણસ સાથે ટક્સીમા જ જજો બીજુ કઈ ? જરા પૈસાની મૂઝવણ છે કેટલા ? પાચ સો અમેરિકન લો થન્ક યૂ તમને રમ્ય અમેરિકાથી મોકલી દેશે એની ફિકર નથી પણ બપોર પહેલા તમારુ કામ પતાવી લો નહિ તો પછી ક્યાય જવાઆવવા નહિ મળે.

ટાઇફૂન તાઇવાનથી મારો પીછો કરતુ અહી આવ્યુ જો પ્રવીણભાઈનુ અર રેઇડ શેલ્ટર ન હોત તો તો મારા છાપરાય ઊડી જાત સીધા થાણાભેળા થઈ જાત ભાગ દિલીપ હવે તો ભાગ વિષુવવૃત્તનીય પેલી પાર જકાર્તા જકાર્તા ટક્સી થોભી પ્રવીણભાઈનો વાણોતર પૈસા ન ચૂકવવા દે ઇન્ડોનેશિયાની અમ્બસીને બારણે ગરુડ હાથ જોડીને દરવાજો ખોલતા વેંત ગણપતિ વિઝાની અરજી ફોટા અને પાસપોર્ટ મૂકુ તો જમાદાર હાથીની સૂઢની જેમ મૂડી હલાવે ના કેમ ? ટિકિટ ક્યા છે ? ટિકિટ બૅંગકાકથી લઈશ. નો ટિકિટ નો વિઝા અરે ભાઈ હુ કવિ છુ આ જુઓ લિયો એનો મહેમાન છુ નો ટિકિટ નો વિઝા ભાઈસાબ, હુ કોઈ સહેલાણી કે વેપારી નથી સાસ્કૃતિક પ્રતિનિધિ છુ ભારતીય દૂતાવાસ મારી વ્યવસ્થા કરશે નો ટિકિટ નો વિઝા તો પછી મિસ્ટર તમારા ઉપરીઅધિકારીને મળવુ છે મા એણે એકબે ફોન કર્યા પછી ઉપર જવા દીધુ પ્રવીણભાઈનો પટાવાળો વારેઘડીએ ઘડિયાળ જો વાવટા દસ ઉપર એને કહ્યુ રાજા ચાર બજે દ મિનિટ સુધી સાથે પછી નીકળી જજે સુરક્ષા બદોબસ્ત કડક લિફ્ટમા જતા પહેલા ત્રિ પહેરવાના લિફ્ટની બહાર મોટા સળિયાવાળા તાળે દરવાજા લિફ્ટમા પેસો કે તરત ખડિંગખ તાળાબધ થઈ જાય મારગાર ઉપર પહોંચ્યા તો સા એક કબિનમા કારકુન જેવી દેખાતી એક બાઇ એ પૂછ્યુ તો કહે ખમો હુ નીચે ફોન કરુ વળી ફ નીચેના હવાલદારે કહી હશે ના તો મેં ખોલી એશિય પોએટ્સ કાન્ફરન્સની ચોપડીઓ પોતાના નામ સ દેખાડ્યા જૂના આલબમોમાથી લિયો અબ્દુલ હાદ મોહિન્ગો બુઝ્ચે વગેરે કવિઓ સાથે પડાવેલી તસવી દેખાડી પૂછ્યુ રેન્દ્રાનુ નામ જાણો છો ? તો કહે હ વાતવાતમા એણે આરામદાયક સોફા પર બેસવા કહ પૂછે કાફી લેશો ? ઊકળતા પાણીમા મને દાળ ગળ લાગી. ઘૂટડા હલાવતા ટચાકા ફોડતા પેલા જોગીદાર કહ્યુ ભાઈ ભાગ પાછો તારી આફિસે હવે પછી જ સભાળી લઈશ કાફી ગરમ કડક અને કડવી ક નથી ભરી ભરી તાબડતોબ તાકતમદ પેલી સમજાવ્યુ કે મને બૅંગકાકથી ટિકિટ લેવી સહેલુ પડ અહી નાહકમા વેડફાશે હજારો રૂપિયા હુ કાફી પી ત્યા સુધી મારા કાગળિયા લઈ પોતા ઉપરીઅધિકારીને મળવા ગઈ પાછી ફરી ત્યારે એ ચહેરે ઊતરેલો પછી સમજાવે છે બૅંગકાકમા અરજી કરી ત્યાથી વિઝા લો ત્યાના દૂતાવાસનુ ઠેકાણ ટેલિફોન, વિઝા વગેરે માહિતીની કાપી કઢાવી દીધી કહે કે લિયો પાસેથી નિમત્રણનો પત્ર લીધ બૅંગકાકની અમ્બસી પર જ ફક્સથી મોકલવા કહે કામ તરત થઈ જશે પછી પૂછે ભારત વિશે ગુજરાત વિશે ગુજરાતી ભાષા સાંભળવામા કેવી ? ગુજરાત લિપિ દેખાવામા કેવી ? તમારુ નામ ગુજરાતીમા લખો હવે મારુ નામ ગુજરાતીમા લખો નામ લખાવવા કાર એણે પોતાનુ કાર્ડ Eni Hartati Vice Consu ખુદ કોઈ કારકુન, સ્ટેનોગ્રાફર સુપરિન્ટેન્ડેન્ટ નહિ ઉપરાજદૂત મારે માટે છેક રાજદૂતને મળી આવેલી

પણ કાયદો એટલે કાયદો. નો ટિકિટ નો વિઝા. બીજી બાજુ યુરોપ-અમેરિકાના નાગરિકોને તો વિઝાની આવશ્યકતા પણ નહિ. કેવી છે પડોશીઓ સાથે ભારતની મૈત્રી! આપણું કંઈ સધાયું નહિ પણ ટાઇફૂનના ચકરાતા દિવસે એક સહૃદય વ્યક્તિ સાથે થોડો શાંતિનો સમય વહ્યો એનું આશ્વાસન. પછી તો ભાગ્યો બારમો ઝંડો ફરકે એ પહેલાં પહોંચવાને સામે કાંઠે. ગોત્યું નજીકનું રેલવે સ્ટેશન. પ્લૅટફૉર્મ પર અને ટ્રેનમાં અગાઉ ન દેખેલી ખાસ્સી એવી ગરદી અને સબૂર સોપો. કોવલૂન પહોંચી બહાર નીકળું તો બદલાઈ ગયેલું શહેર.

મેળામાં ફરતાં હોઈએ અને અચાનક જ પોટલામાં લપેટાઈ જતી ચાદરો, સંકેલાઈ જતી શેતરંજીઓ, ઊંચકાઈ જતા ખૂમચા, હટાવી લેવાતા બાંકડા, વાસી દેવાતી હાટો, કચૂડીને થંભી ગયેલા ચગડોળના સહેજ ઝૂલી અટકી જતા હીંચકા, પડખે વળી ગયેલા હરણનો પીછો છોડી ઉઘાડે મોં હાંફી રહેલા વાઘ, સૂંઢ ઉછાળી એક પગ ઊંચો કરી થોભી ગયેલા હાથી, બજાણિયાના નગારા પર પિટાતાં પહેલાં હાથમાં અધ્ધર રહી ગયેલી દાંડી, બાજીગરની પકડમાંથી છૂટી કૂદી પડીને અંતરિયાળ લટકી રહેલા દડા, બાળકની આંગળીએ બાંધેલી દોરી ઊખળતાં છટકીને છાપરાથીય ઊંચે ઝોલાં ખાઈ થીર થઈ ગયેલો ફુગ્ગો અને પવનમાં અડધું ખૂલેલો વળી પોતાનામાં સંકોરાવા જતો અસહાય વાવટો. પાંપણ મીંચી ફરી જોવા જાઓ તો સામે તોતિંગ કાળું ઢીમ ટાઇફૂન

હજી આવ્યું ન હતું. પણ ફટાફટ થઈ ગયું હતું હૉંગકૉંગ બંધ. ફૂટપાથો અને મકાનોમાં જાણે કે silent filmનાં દશ્યોની અસંબદ્ધ jerky પરંપરા અને રસ્તાઓ પરનો સીન વિલંબિત સ્લો મોશનમાં. સેલ સેલ આખરી સેલ કરી ભાંભરતા હૉંગકૉંગની ઝલાઈ ગઈ હતી જીભ. બકાસુરની બીકે તળિયે સંતાવા સળવળતી માછલીની જેમ ટોળે વળી ભાગ્યે જતાં લોક. એકલદોકલ વાહનની અડફેટે આવી, હવામાં ઊછળી, કૂતરાંની જેમ થોડો પીછો કરી ઢળી પડતાં કાગળિયાં. રોશની બૂઝેલાં પડછાયાહીન મકાનો. સૂરજસૂનું આભ. આછી વાછંટમાં ભીંજેલા અગતિક અજગરી રસ્તા. હૉંગકૉંગ બંધ. લીલા પીળા લાલ ભૂરા વેશવાળું હૉંગકૉંગ બંધ. ખિખિયારીમાં લૂગડાં ઉતારી લલચાવતું હૉંગકૉંગ બંધ. સોને મઢ્યું, હીરે જડ્યું સાવ બનાવટી હૉંગકૉંગ બંધ. આવ આવ કરી ઘેટાં સસલાંને બોડમાં બોલાવતું હૉંગકૉંગ બંધ. આ સાવ સામેના કૅન્ટન રોડના છેડે ટાઇફૂન શેલ્ટર બાંધી સાવ નચિંત હતું તે હવે બેબાકળું, બેલગામ, નાસાનાસ હૉંગકૉંગ બંધ.

કૅન્સરપીડિત પિતાની સારવાર માટે સિંગાપોર જઈને હજી હમણાં જ પાછી ફરેલી, સસરાની વરસી માટે બે દિવસમાં મુંબઈ જવા નીકળવાની ગિરીશની થાકેલી પત્ની દીપ્તિએ હોંશથી બનાવેલું ઇન્ટરનૅશનલ લંચ. કોરિયન કોબડી, ચીની મૅકરોની, પંજાબી પનીર, મગની સિંધી દાળ, ગુજરાતી રોટલી, યુનિવર્સલ દહીં-ભાત. સ્વાદથી સંજ્ઞાબધિર જીભે ઝાઝાં વખાણ કરતો જમ્યો. અંકલને રાજી જોઈ યુવાયુગલ રાજી રાજી. પછી સાથે ઊતર્યાં. કિરણ તૈયાર હતી ખરીદી માટે સાથે ભમવાને. જોડે હતી એક બહેનપણી જેની ડોકમાં મરોડ. ઇલમી હાથ ફેરવી નજીકના દવાવાળાની બંધ થવા જતી દુકાનેથી મેળવી આપી ગોળીઓ (છ મહિના પછી એનાય સમાચાર મળ્યા કે હવે સાવ સારું છે). પછી ચાલ્યાં તાળાં ગણતાં. છેવટે એક શટરતત્પર દુકાન મળી. ત્યાંથી ઝાઝી ભભક કે ભાતણી વિનાની પણ અનેરા રંગની સાડીઓ લીધી જે અંતે તો અમારી બાયડીને ન ગમી. એની ફરમાસુ સાડી કાલે લેશું કરી છુટ્ટાં પડ્યાં. હવે તો ઍરપોર્ટ જઈ બૅગમાં ખોવાયલા ચેકની તપાસ કરવી અઘરી હતી. ટૅક્સીઓ સંતાઈ ગઈ હતી. બસો ઓસરી ગઈ હતી. દીપક કદાચ મળશે એ વિચારે પહોંચ્યો એની દુકાને. દીપક હસતે ચહેરે હાજરાહજૂર. સૌથી પહેલાં જકાર્તામાં ફોન જોડ્યો. કવિરાજશ્રી લિયોં ઘરમાં ફોન ન રાખે એટલે એની પત્ની માર્ગરિટને ઑફિસે ફોન કરવાનો હતો. કલાક પછી આવશે. વાટ જોઈએ ત્યાં સુધી હળવેથી દીપક સાથે વાત ખોલી ખોવાયલા ચેકની. કહે, ડૉક્ટરજી, ફિકર ન કરો. ચોવીસ કલાકમાં ફરિયાદ કરવાની હોય. કાલે ઍરપોર્ટ પર વહેલા જજો. જો ચેક

ન મળે તો ત્યા જ ટૉમસ કૂકની ઑફિસે રિપોર્ટ કરજો અને મહિનાભરમા તો તમને ભારતમા પૈસા પાછા મળી જશે નાહકમા ન મૂઝાઓ આવા શબ્દોથી મનમા જ ટાઢક વળી તે કોઈ પણ ઍરકન્ડિશન્ડ ખડમા પન્નાલાલની બાનગીનો આછો સૂર સાભળતા સાભળતા બર્ફીલો બીર પીતા પણ નથી મળી. વળી ફરી જકાર્તાને ફોન. માર્ગરેટ ગલગોટાની ગળીએ ખીલી રહે એનો અવાજ સોનેરી અને મખમલસુવાળો સભળાય ... રિયો તમારી બહુ વાતો કરે છે આવો જલદી વાટ જોઈએ છીએ પછી એને સમજાવ્યુ કે બૅંગકાકની અમ્બસીમા સીધુ નિમત્રણ પાઠવજો કબૂલ દીપકે પત્રનો નમૂનો ફેક્સ કરી મોકલ્યો બધુ ઓકે થયુ પછી ચમન બસેર પર પહોચ્યો નક્કી કર્યું કે સ્વદેશ પહોંચીને લખીશ પાસપોર્ટ ટિકિટ વિઝા ટ્રાવેલર્સ ચેક પ્રકિયામણ ખરીદારી વિષયે અનુભવસિદ્ધ બેસ્ટ સેલર ગાઇડ ખોવાયાથી ઝાઝા પૈસા રળીશ ત્યાર પછી બીજુ પુસ્તક લખીશ અગત્યની વસ્તુઓ કુશળતાથી ગુમાવવાની કળા – in Seven Easy Steps રાત પડે ત્યા સુધી કઈ કામ ન હતુ ક્યાય જવાનુ ન હતુ ધોબીકામ પતાવી કૉન્ફરન્સની કિતાબમાથી સરોવર કાઠે મળેલા મિત્રોના ફોટા વારેઘડીએ જોતો રહ્યો

રાતનુ જમવાનુ સુદરના રેશમસુવાળા કાવી પત્તી જોની વાકરના બે પેગ પછી કિરણના હાથની લાજવાબ સિંધી માની. ફોર તૈયાર થઈ આવ્યા હતા Blue Denim દેખાડતા હસતા વીતેલો નિશ્ચિત સમય ટીવી પર ચાલે છોકરાવની મનગમતી હિંદી ફિલ્મ વચ્ચે વચ્ચે ચૅનલ બદલીને સુદર શાવત દેખે બારને બદલે આઠ પર થથરતી ધજા થોડીક હામ વળી મસ્કને ગુલઝારમા પહોંચ્યો પણ પાણી ટાઢુ જ દિવસભરની નાસીપાસીને સિરીશ દીપ્તિ સુદર કિરણના મુખડસ્નેહ સાબુથી ધોઈ કપવિહ્વળ શીતસ્નાન કરી સૂતો સવારે ઊઠી સજધજ થઈ ભાડુ ચૂકવી નીચે ગિરીશની ઑફિસે એની પાસેથી ખરીદી છોડીબેરી માટે મોંઘામૂલી પર્સ છેવટનુ બજારી ચક્કર મારવા કિરણ તૈયાર હતી. માયાને પસદ આવે તેવી સાડીઓ વેચનારી દુકાન આજે ખુલ્લી હતી. ટ્રાફિક નાસી ગયુ હતુ જરા અમથુ અડપલુ કરીને ભીના રસ્તા પરના ખાબોચિયાંમા મેઘધનુષી ચકરડા વરતા હતા તડકામા ખિલખિલાટ હસતુ હતુ હૉંગકૉંગ.

અને મારા એક જોડાનુ તળિયુ છૂટું પડ્યુ સૌ કહેતા હતા કે જોડા તો બૅંગકૉકમા જ લેવાય. અર્ધી ચારગણા દામ. અને હવે તો આપણે વાતવાતમા વેંતવેંતમા બૂરે હાલ કલિયા મારી તો કાટેકા ઘર મિલાવાળો હરઘડી ઘાટ. આવજો કહેવા દીપકના મિગડોર દરવાજે પહોચ્યા હતા કિરણ કહે આપો નૂર અને પહોચો એની આફિસે વાત કરે ત્યા સુધીમા ચોંટાડાવીને લઈ આવીશ આવી હેતાળ રૂપાળી ગરબરને આવી તકલીફ દેતા જીવ ઊપડે નહિ પણ પર્યાય ન હતો મને ખાલી મોજા પહેરી આવતો જોઈ દીપક ગેલમા હસે આવો આવો એક બાર હમારા ભી એસા હાલ હુઆ થા બબઈમેં એક બાર ફ્રિની કે મારકેમેં ગયે થે બાદ્રાકે મચખડ દરબારસે બાહર આયે તો જૂતે ગુલ. સીધે હી મેટ્રો શૂઝકી દુકાન પર પહુચે હમ ચાર દોસ્ત એકસાથ એક હાલતમેં. પૂછા સેલ્સમેનકો દેખા હૈ આજ તક હમારે જૈસે અનલકી જરૂરતમદ કસ્ટમરકો ? હસીએ હસીએ ત્યા તો આવી કિરણ. જૂતે હમારે ચમક ચમક ચોદવીંકા ચાદ કર હી ખરીદે થે જને' થોડીવારમા ઍરપોર્ટ જવાનુ હતુ છેવટનો એક ટેલિફોન મોહન લાલવાનીને. યાદ હતુ કે પનવિરની એક ઑફિસ બૅંગકૉકમા પણ છે કદાચ પનવિરની શેરડીના મૂળ પણ મીઠા હોય તો' લાલવાની તો સૌ પહેલા કહે કે આજ મત જાઓ આજ તો રાતકો સાથ ખાને ચલેંગે પોતે તો પૂર્ણ નિરામિષાહારી ના ભાઈ બૅંગકાક જવુ છે તો ફિર દોપહરકા ખાના સાથમે લેંગે ના ભાઈ બૅંગકાક જવુ છે અરે દાસ્તાર સાબ બૅંગકૉક તો ઇધરસે લોકલ ટ્રેનકા સ્ટેશન હૈ આપકી ફ્લાઇટ બદલવા દૂં ? ના ભાઈ સૂરજ ડૂબે એ પહેલા બૅંગકૉક જવુ છે દાક્તરના બ માન જાઓ ના ભાઈ બૅંગ. અચ્છા, તો ઉધર પરસા હૈ મેરા બ્રધર ઇન-લૉ. ઉસકો આજ ફોન કર દેના. આપકા સબ બદોબસ્ત હો જાયગા. થૅન્ક

યૂ થૅન્ક યૂ થૅન્ક યૂ સર ! તાઇપેઈમાં તમારા જ નામે કેની.અને કમલે અમને આસરો આપ્યો હતો. અરે, ઉસમેં કૌનસી બડી બાત હૈ ? હમારા તો કામ હી યહી હૈ. કૃપા હૈ આસારામજીકી લેકિન હમારા નસીબ નહીં હૈ આપકે સાથ રોટી તોડનેકા. ફિરભી હમ વાપસ જરૂર મિલેંગે દાક્તર સા'બ, psoriasisકા ઇલાજ હૈ ક્યા ? મેરા એક દોસ્ત હૈ આગરેમેં. બહુત સાલસે તકલીફ હૈ. ગરીબ હૈ. આપને કેનીકો દવા દિયા તો ઉસકો ફાયદા હૈ. તો ઇસકા ઇલાજ બતાઓ, મૈં લિખ લેતા હૂં. વાહ દિલીપ, તાઇપેઈમાં એકને દવાની શાનથી આજે હૉંગકૉંગમાં મોહન લાલવાની કલમ પકડીને લખે છે. આગ્રામાં વસતા દરદી માટે ઇલાજ ! દાક્તરીની ત્રિજ્યા લંબાતી જાય છે. ભૂમિતિમાં ત્રિજ્યા પછી આવે...

નીકળ્યો પૃથ્વીના સૌથી મોટા પરિઘને ઓળંગી દક્ષિણે જકાર્તા જતાં પહેલાં બૅંગકૉકના બિંદુએ. ત્યાંથી સ્પર્શજવા ગતિએ વટાવી જશું અંતરોને અને મળશું લિયોંને. વિમાનઘરે જઈ ભંડકિયામાંથી પેટી કઢાવી એક એક કપડાને, એક એક થેલીને, એક એક ચોપડીને ખોલી ફરી બાંધ્યાં. ખાનેખાનાં જોયાં. ન જડ્યા ચેક. પણ જાણ થઈ કે નવા લીધેલા કોલ્હાપુરી ચપ્પલ તાઇપેમાં જ ભૂલી આવ્યો હતો ! કૅથે પૅસિફિકના કઠેડે બૅગ મૂકી વહેતી કરી. પૂછ્યું કે ખોવાયલા ચેક માટે કેમ કરવી ફરિયાદ ? ભલી અધિકારી બાઈ કહે પહેલાં નીચે જઈ મળો પોલીસને. પછી સામે ટૉમસ કૂકની ઑફિસે. પણ હવે તો તમારે અંદર જવું જોઈએ. નહિ તો વિમાન ઊડી જશે વૈકુંઠ અને તમે રહી જશો વૈતરણી કાંઠે. બાઈ, બૅંગકૉકમાં ફરિયાદ કરું તો ચાલશે ? હા, પણ ચોવીસ કલાકમાં કરી લેજો. દોસ્તો, તમે કદીય એવી ભૂલ ન કરજો. તમને ખબર પડે કે તરત ફરિયાદ કરજો. જરાય નહીં મૂંઝાવું પડે. આ બધી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ ભારતનાં સરકારી દફતરો જેવી નથી હોતી. એમને કાળજી હોય છે તમારી, તમારાં નાણાંની અને એથીય ઝાઝી એમણે દાયકાઓના દાયકાથી કેળવેલી મેળવેલી એમની અશરાફ આબરૂની. મારી જેવા બાધા, અણઘડ અને ગોથાં ખાતા ગોટાળિયા એમણે જરીય કષ્ટ થવા દીધું ન હતું. એની વાત તો આવતાં પ્રકરણોમાં આવશે જ.

પણ હવે વગર રોંઢે રીડિયારમણ કરતા જઠરને પંપાળીને શાંત ચીને કેથે પૅસિફિક કેવું છાનું કર્યું તેની વાત.

મધ્યાહ્‌ન મુખર સૂર્યમુખી જેવા Citrus aurantiumનો રસ. જમૈકાના સોનતાયા શેરડીસાંઠાને ટટ્ટાર રાખતો Bacardi Carta Blance. તપખીરી રંગના પોર્કને તેજ મસાલામાં લપેટી તળી ઉપરથી ફળફળતાં તેલ રેડી સોનેરી રંગનું કરી, ગલકાં રીંગણાંના પતીકાની અશરફીઓથી સજાવેલું, જેની આસપાસ ટમેટાં અને સોયાના સોસમાં સીઝી હજી અધિક કૂણાં બનેલાં ટચલી આંગળી જેવડાં બાળ-મકાઈનાં કાંચનવરણાં કણસલાં. કનકકોબીની કતરી. તાતજાંબૂનંદ મધમાં શીતળ મોતીગર તાડગોળાના ચોસલાં. અને મેરુમદ મત્તચંચલ કોનિયાક જિગરજાન !

મારા ખોવાઈ ગયેલા છસ્સો સોનૈયા આમ સ્વાદ બનીને જીભે વળગ્યા. દિલે માયૂસનો આ તજુર્બેદાર અકસીર ઇલાજ – મય અને મેજબાની.

કોનિયાકના બીજા જામ પછી થોડો નશો ચડ્યો હતો. નાક આસપાસની ત્વચા તમતમતી હતી. આંખો ઘેરાતી હતી. અને વળી, અજ્ઞાત અનાગતની આશંકાથી વારંવાર ઝબકી જવાતું હતું. ધોળાં વાદળ સોનેરી બની ઝાંખાં થતાં ગયાં. સમુદ્ર વિવર્ણ, ધૂંધળો અને દૂર થતો ગયો. થાઇલૅન્ડનાં ગીચ જંગલો અને ઉચ્છલ નદીઓ દેખાતાં થયાં. સીધા તાણેલા દોરા જેવા રસ્તા ક્યાંક ક્યાંક. પછી આવ્યું સૂર્યાસ્ત પછીના પ્રકાશમાં પ્રકટતું શહેર. કોઈ દિવસભરના પરિશ્રમ પછી ઘરે આવી, બારણાં ખોલી સૌ પ્રથમ દીવો પેટવે તેમ હળવે હળવે નગરની બત્તીઓ ઝળહળવા લાગી અને ડોન મુઆન્ગ વિમાનતળ આવ્યું ત્યાં તો બધું જ ઝળાંઝળાં. ભાદ્રપદ શુક્લ પક્ષની ચતુર્થીનો ચન્દ્ર ઊગે ત્યારે જ્યાં પહેલું કંપિત પગલું મૂકવાનો છું અને જ્યાં એક ટેલિફોન નંબર સિવાય બીજું કંઈ પણ જાણતો નથી તો કેવું હશે બૅંગકૉક ?

# અતૃપ્તિનું અમૃત

રાધેશ્યામ શર્મા

*મોરી દરસ-તરસ ન છિપાઈ*
*મનમોહન કી દેખ બાવરે*
*હિયમેં અતિ અકુલાઈ મોરી૦*
*અચરજ આજ અલૌકિક દેખ્યો*
*બદલ ગયો રી કન્હાઈ*
*રોમરોમ ઘનશ્યામ ગૌર ભયો*
*કિસકી યહ ચતુરાઈ મોરી૦*
*ક્યા જાનૂ સખિ ! આજ શ્યામકર*
*મુરલી ન મોહે દિખાઈ*
*અધર પરે જલબિંદુ દિસત અતિ*
*અરુણિત લાલી લુટાઈ મોરી૦*
*દેખ દેખ મોહે ડરત લ્હાન અતિ*
*ઇતઉત નૈન નચાઈ*
*ક્યા જાનૂ સખિ ! ઢૂંઢત કિસકો*
*યહ હલધર કો ભાઈ ! મોરી૦*

(ગીત યમુના. પૃ ૭૧) **ચન્દ્રકાન્ત દેસાઈ**

એ જેટલુ રસપ્રદ છે એટલુ જ નોંધપાત્ર છે કે શ્રી કૃષ્ણલીલા કે રાધા ગોપી કૃષ્ણભાવનાને અભિવ્યક્તિ અર્પતા કવિજનો સ્વભાષાને સ્થાને વ્રજછાટી હિંદીનો પ્રયોગ કરતા થઈ જાય છે

શ્રીકૃષ્ણની લીલાભૂમિ મથુરા વ્રજ વૃન્દાવન તુલસીવન સુધી વિસ્તરી યમુનાક્ષેત્રમા વિકસી વિલસી છે શ્રીકૃષ્ણ સાથેનુ પ્રગાઢ તાદાત્મ્ય જનકચેતનાએ માનેલી કૃષ્ણગિરામા પ્રવર્તે તે સ્વાભાવિક લાગે છે

પ્રસ્તુત પદમા ગીતનાયિકામુખે કૃષ્ણ પ્રત્યેની પ્રીતિભક્તિ અસંતુષ્ટ વ્યાકુળ દશામા નિરૂપાઈ છે મનમોહનને બાવરો કહેનારી નાયિકા શ્રી કૃષ્ણસમાગમ-મિલન માટે પોતે ક્યા ઓછી બાવરી છે ?

ગીતમુખ ની પ્રારંભિક ત્રણ પંક્તિ અને અનુગામી ત્રણ અંતરામા ચાલતી કૃતિમા અતિ શબ્દના ત્રણ આવર્તન ત્રિવિધ ભાવ પરિવર્તન મૂર્ત કરે છે

(૧) હિય મે અતિ અકુલાઈ (૨) અધર પરે જલબિંદુ દિસત અતિ (૩) દેખ દેખ મોહે ડરત લ્હાન અતિ પ્રથમ ઉલ્લેખમા વ્યાકુળતા વિહ્વલતા ત્રીજામા નાયક કહાનમા ભીતિનુ આરોપણ પણ બીજા અંતરા ઉલ્લેખમા કર્તાએ એક જ દશ્યાંશ(flash)મા કૃષ્ણની શૃંગારસિક્ત સ્થિતિ ઝડપી આપી અધર પરે જલબિંદુ દિસત અતિ

સખી સાથે કૃષ્ણના ચાતુર્યની વિશ્રંભકથા ક્યા જાનૂ સખિ બે વાર ઝળકતી કડીમા પરોવાઈ છે ત્યા વિસ્મય અને વિમાસણનુ મિશ્રણ રસપોષક છે પરન્તુ પ્રારંભનો ઉઘાડ મોખરો અને સીધો હોવાથી નાયિકાની અતુષ્ટિ ભાવકને સ્પર્શ્યા વગર રહેતી નથી

*મોરી દરસ તરસ ન છિપાઈ*

નાયિકાની સાયુજ્ય તદ્રૂપા ભક્તિ નાયકની આકુળતાને સત્વર ઝટીને પોતાની બનાવી લે છે અને દરસ તરસ જેવા શબ્દને યુગ્મરૂપે સયોજવાનુ ભાષાકર્મ આવા પ્રકારની પૂર્વસિદ્ધ પરંપરાને અનુસરી કસ કાઢવા તાકે છે

પહેલા જ અંતરામા ચમત્કૃતિનુ ઉદ્ઘાટન થયેલુ મળશે રોમરોમ ઘનશ્યામ ગૌર ભયો !

કૃષ્ણ સરીખા પુરાણ નાયકની છેલછટા અને છલનામયી છવિ વિખ્યાત છે પણ પંક્તિની રચના નાયકકૃત કૃષ્ણ કૃત્યને બદલે તે પોતે ગૌર વર્ણો થયેલ કોઈ અલૌકિક અચરજ કંઈક જુદી રીતે સૂચવાયુ છે કિસકી યહ ચતુરાઈ

કાનો કાળો છે રાધા ગોરા છે અથવા કોઈ અન્યા જ શુભ્ર શુક્લ હોય એને આલિંગનબદ્ધ કરવા જતા ઘનશ્યામ ગૌર બની ગયાનો ઈષત્ ઇશારો ઝળકાવ્યો છે

તાત્પર્ય કે ગૌરાંગ બનેલા નાયક પોતાનું નિજત્વ ઘનશ્યામતા કોઈ અન્ય પ્રિયાને સમર્પી આવ્યા લાગે છે. ! સ્નેહાપરાધમાં ચતુરાઈ કોની ધારવી ?

બીજા અંતરામાં પૂર્વોક્ત રહસ્યની કડી મેળવવાનો મધુર આયાસ દેખાય. સદાસંગિની મોરલી મનમોહનના કરકમળમાં અત્યારે નથી ! (ક્યાં મૂકી આવ્યા કા'ન ?)

એથીયે અધિક આંચકો બીજો છે. જે અધર પર ભુવનમોહન સૂર છેડતી બાંસુરી વસતી તે 'અધર પરે જલબિંદુ દિસત અતિ'.. અને લટકામાં 'અરુણિત લાલી લુટાઈ' એ ત્રણ શબ્દબંધ લાલાએ લૂંટાવેલી લાલી યા લાલીથી લૂંટાયેલ લાલાની શૃંગારચેષ્ટા લક્ષિત કરે.

અંતિમ અંતરામાં, પ્રેમાપરાધ કરતાં એ હાથ ઝલાયેલા નાયકની ભીતિ 'ઇતઉત નૈન નચાઈ' પંક્તિમાં તંતોતંત ઊતરી છે.

છતાં નાયિકાનો દૂર દૂર આશાદીપ ચમકતો જોવા મળે છે. કદાચને બીજી કોઈને નહિ પણ ડરીને મને જ પ્રસન્ન કરવા તો તે નહિ ઢૂંઢતા હોય ને ! અહીં 'ક્યા જાનૂં સખિ' પંક્તિ વિરહાકુલ પ્રેયસીની દ્વૈધી ડોલનવૃત્તિને ઉદ્ભાસિત કરી રહે છે. છેવટે તો 'મોરી દરસ-તરસ ન છિપાઈ' એ અધૂરી ઝંખના જ કેન્દ્રમાં રહે છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યે મધુરાધિપતિ રસરાજ કૃષ્ણની લીલાઓને ભાગવતાદિ પુરાણમાં અધ્યાત્મરસ્યું રૂપકીય અર્થઘટન અર્પ્યું છે. પણ કવિકોવિદો લીલામૃત આલેખતાં થાકતા નથી. ચન્દ્રકાન્ત દેસાઈ જેવા ગીતકવિઓ હજુ પણ નાયિકાની અધૂરી ઝંખનાના અનુષંગે કૃષ્ણલીલાની માધુરી જ મહેકાવતા રહે છે.

રૂપાલ, ૮ માર્ચ ૧૯૯૫

□

## કવિતા : ઇતર કંઠસ્વર

કાન્તિ અને ધર્મની વચ્ચે કવિતા એ इतर સ્વર છે. તેનો કંઠસ્વર ઇતર છે, કારણ કે તે ભાવાવેગોનો અને સ્ફુરતા દર્શન – દશ્યોનો કંઠસ્વર છે. તે પરલોકનો અને ઇહલોકનો છે, તે દૂરના અતીતનો અને આજના આ દિવસનો છે, સમયગણના વગરનો પુરાણકાળ છે, નિહ્નવવાદી અને ભક્ત, નિર્દોષ અને વિકૃત, નિર્મળ અને મલિન, અંતરિક્ષવિહારી અને ભૂગર્ભવાસી, આશ્રમભૂમિનો અને કલાલખાનાનો, હાથવગો અને પહોંચ બહારનો. કાવ્યની લાંબી કે ટૂંકી પળોમાં, બધા જ કવિઓ, જો તેઓ ખરેખર કવિઓ હોય તો, એ ઇતર કંઠસ્વર સાંભળતા હોય છે. એ પોતાનો સ્વર છે, બીજા કોઈનો છે, બીજા કોઈનો નથી, કોઈનો પણ નથી અને પ્રત્યેકનો છે. કવિને બીજાં સ્ત્રીપુરુષોથી જુદો પાડનાર એ પળો જ છે, બીજું કશું પણ નહિ – એ પળો વિરલ છતાં વારંવાર આવતી, જેમાં કવિઓ તેઓ પોતે હોઈને પણ ઇતર હોય છે. આ વિચિત્ર બળો અને શક્તિઓ ધરાવતા હોવાની વાત છે, પોતાના ગહન અંતરતમમાં દટાયેલ માનસ જ્ઞાનરાશિનો એકાએક આવિર્ભાવ હોય છે, કે પછી તે શબ્દો, બિંબો, ધ્વનિઓ અને રૂપોનો સહયોગ સાધવાની અનન્ય શક્તિ હોય છે? આવા પ્રશ્નોનો ઉત્તર દેવો એ સહેલું નથી. પરંતુ હું નથી માનતો કવિતા એ કેવળ શક્તિ છે. અને કદાચ એમ હોય તો એ શક્તિ ક્યાંથી આવે છે? સરવાળે કહીએ તો, એ જે હોય તે, એટલી વાત ચોક્કસ છે કે કાવ્યઘટનાની મહાન વિચિત્રતા એવા રોગનો સંકેત કરે છે જેનું નિદાન હજી કોઈક નિષ્ણાત વૈદ્યની પ્રતીક્ષા કરી રહ્યું છે. પુરાતન કાળનું વૈદક અને દર્શનશાસ્ત્ર (જેમ કે પ્લેટો અને પછીનાઓ) કાવ્યશક્તિ ચિત્તની ક્ષુબ્ધતાનું પરિણામ હોવાનું માનતાં હતાં. એક ઘેલછા, એક પવિત્ર ઘૂરી, એક ઉત્સાહાવેશ, એક ઊર્ધ્વગમન પણ ઘેલછા એ તો આ માનસિક અસ્વસ્થતાનો એક ધ્રુવ છે; એનો બીજો ધ્રુવ છે અનુપસ્થિતિ, આંતરિક રિક્તતા, વિષાદમય ભાવહીનતા — જેના વિશે કવિઓ કહેતા આવ્યા છે. પૂર્ણતા અને રિક્તતા, ઉડ્ડયન અને પતન, ભાવાવેશ અને વિષણ્ણતા : કવિતા.

**ઑક્તાવિયો પાઝ**

**હ. ભાયાણી**

('ધ અધર વૉયસ્', ૧૯૯૦, પૃ. ૧૫૧-૧૫૨ ઉપરથી)

# આત્મકથાનકનાં કારણ

પ્રીતિ સેનગુપ્તા

જેમને (સર્જનાત્મક) લખવાનું કે લેખક થવાનું મન હોય પણ શું લખવું, કયા વિષય પર લખવું એનો ખ્યાલ ન હોય તેવા લોકો માટે એક વિષય સાંજે સાંજે લેવાય તેવા વર્ગો આપતી સંસ્થાઓ ખાસ્સી લોકપ્રિય બનેલી જણાય છે. એ વિષય તે આત્મકથાનક. પોતાના બાળપણની, પોતાના જીવનની વાતો લખવી તે. ઓહો, એમાં શું? એવું બધાંને થવાનું, ને એટલે જ આ કોર્સ લેનારા ખૂબ જણ હોય. પણ જાત વિશે લખવું પણ સહેલું નથી – ખાસ કરીને બીજાને વાંચવામાં રસ પડે એવી શૈલીમાં અને સર્જનાત્મક રીતે પોતાના જાત ને જીવન વિશે લખવું કાંઈ બધા કરી ન શકે. આથી જ આવા કોર્સ અધૂરેથી છોડી દેનારા પણ ઘણા જણ હોય છે.

પાંત્રીસેક વર્ષ પહેલાં અમેરિકામાં આવી વસેલા પંજાબના વેદ મહેતાએ આ પ્રકારનું લખાણ લખીને ખાસ્સું નામ મેળવ્યું. એમના બાળપણની વાતો એટલે પંજાબના ગામડાં, નાનકડાં ઘર, સાધારણ જીવન, માટીના ચૂલા, છાશનું વલોણું વગેરે વિશેની વાતો અને બાબુજી, અમ્મીજી, ચાચીજી, ચાચાજી વગેરેના ઉલ્લેખો. જ્યારે હજી અહીં ભારતીય લોકો ગણ્યા ગાંઠ્યા જ હતા તેવા સમયે અહીંની પ્રજા માટે વેદ મહેતાએ એક અજીબોગરીબ અને અચંબો પમાડતું ચિત્ર ઊભું કરેલું. એમના એ વિષયમાં કે એમની શૈલીમાં આપણને તો કશું આકર્ષક કે સંમોહક ન પણ લાગે.

એનું એક કારણ એ કે વેદ મહેતાનું ભારત તે આપણું બધાંનું ભારત છે અને સ્વાભાવિક રીતે જ આપણને લાગવાનું કે એમાં ક્યાં કશું નવું કહ્યું છે. બીજું કારણ એ કે કદાચ આપણે ત્યાં આ રીતે અંગત જીવનની રોજિંદી વાતો લખવાની, અને એવાં પુસ્તકો વાંચવાની પ્રથા બહુ પ્રચલિત નથી. અલબત્ત ઐતિહાસિક સંદર્ભે તો ખરી જ, પણ નિજી સંદર્ભે એ કદાચ નહિવત્ હશે.

એમ કહેવાય છે કે પશ્ચિમમાં આત્મકથાના પ્રકારની શરૂઆત થઈ ફ્રાન્સના ઝાં ઝાક રૂસો નામના વિચારકે અઢારમી સદીમાં લખેલા 'કન્ફેશન્સ' નામના પુસ્તકથી. પોતાની કામુકતા, સ્વપીડનની રીતિ અને બીજી અંગત વિસામાન્યતાઓ વિશે આમ જાહેર કરીને રૂસોએ તરખાટ મચાવી દીધો હતો. આ રીતે પ્રકાશનના ક્ષેત્રમાં પ્રવેશ થયો નિજી જીવનનું પ્રકટીકરણ કરતા સ્મરણાત્મક લેખનના પ્રકારનો.

બસોથી વધારે વર્ષ પછી આજે આ પ્રકાર અમેરિકામાં ઘણો ફૂલ્યોફાલ્યો દેખાય છે. સાથે જ એવું પણ છતું થતું જણાય છે કે આ પ્રકટીકરણમાં વધારે ભાર જીવનના કુત્સિત અંશ પર અપાઈ રહ્યો છે. સુખની અને સારી સારી વાતો જાણે કોઈ વાંચવાનું જ ન હોય. ને ખરેખર એ સાચું પણ હશે કે સનસનાટી પમાડે તેવી બિના લોકોનું ધ્યાન વધારે જ ખેંચવાની.

ઉપરાંત પશ્ચિમી પ્રજાના જીવનમાં આપણે જેને વિચિત્ર કે તેથી પણ વધારે વિકૃત, કહી શકીએ એવી બાબતો જાણે અત્યધિક પ્રમાણમાં હોય તેવું લાગે છે. માબાપ જ નહિ, પણ દાદા દાદીના સમયથી તૂટતા આવેલા લગ્નો, એકલવાયા શૈશવ, એકલી મા અથવા એકલા બાપના હાથે બાળકનો ઉછેર, દારૂ ને માદક તત્ત્વોની ટેવો, પત્ની પર મારઝૂડ, બાળક પર અત્યાચાર, ઇચ્છાપૂર્વકના વર્તનની સામાજિક શક્યતા તેમ જ છૂટ ઇત્યાદિ.

તો એ પણ સાચું છે કે આવા જીવનની ક્ષોભ અને શરમજનક બાબતોનું પ્રકટીકરણ કરવાની રુક્ષતા કે ધૃષ્ટતા કે નિર્લજ્જતા કે ગુસ્તાખી આ લોકોમાં છે. સિક્કાની બીજી બાજુ પ્રમાણે આ વૃત્તિને સાહસ ને સ્પષ્ટવાદિતા જ નહિ, પણ સચ્ચાઈ ને પ્રામાણિકતા પણ કહી શકાય.

ભૌતિકવાદમાં ખૂંપેલા આધુનિક સમાજોના સિક્કાની તો વળી ત્રીજી પણ બાજુ છે. તે છે ધન

લાભ, અને ખ્યાતિ-પ્રાપ્તિ.

કેટલી જટિલ હોય છે એક સાધારણ દેખાતી વાત પણ !

અમેરિકામાં આ પ્રકાર કે 'ઝાન્ર' (genre) સળગતી આગની જેમ એવો પ્રસર્યો છે કે ફક્ત જાણીતી અથવા સિનેમા, મનોરંજન, ખેલકૂદ વગેરે ક્ષેત્રોમાંની આગળ પડતી વ્યક્તિઓ જ નહિ, પરન્તુ સાવ અજાણી અને સામાન્ય વ્યક્તિઓ પણ પોતાનાં દુ:ખી, વિકૃત, આઘાતજનક જીવનોની અસામાન્ય વાતો લખતી, જાહેર કરતી, છપાવતી થઈ ગઈ છે. એક સમયે જે 'ફિક્શન'નાં પુસ્તકોમાં વાંચવા મળતું તે હવે સત્ય-કથા થઈને આત્મ-ચરિત (અથવા અન્ય-ચરિત)નાં પુસ્તકોમાં જોવા મળે છે.

આ પ્રકારે લખનારાંનું કહેવું એમ છે કે એમ કરતાં એમનાં મનનો ભાર ઊતરે છે. એટલું જ નહિ, પોતાનાં જીવન એક સાચા, અને સહ્ય પરિપ્રેક્ષ્યમાં એ બધાંને પહેલવહેલી વાર દેખાય છે. રસ અને સહાનુભૂતિ ધરાવતાં વાચકો દ્વારા મૈત્રીમાં હોય તેવી ઉષ્મા પણ મળતી જ હોય છે. મેરી કાર (Karr) નામની લેખિકાની ચોપડી 'ધ લાયર્સ ક્લબ' (The Liars' Club) બહુ જ સફળ થઈ. જાહેર વાચન વખતે શ્રોતાગણ સાથે એને ખૂબ એકતાનો અનુભવ થતો. અને વાચન પૂરું થયા પછી જાતજાતના લોકો – બૅન્કર, પ્રોફેસર, લેબરર, કાળા, ધોળા, ભણેલા, અભણ – લેખિકાને કહેવા આવતા કે એમનાં જીવન કેટલાં વધારે દુષ્કર હતાં, ને છતાં એ લોકો જીવવાનો, પ્રેમ ને આનંદ જેવાં સંવેદન અનુભવવાનો પ્રયત્ન કર્યા કરતા હતા. "દરેક જણના અંગત ઇતિહાસમાં આઘાતના ડાઘા હોય છે," એ જાણીને લેખિકા કોઈ જાતની આસાએશ ને સાંત્વના પામે છે.

આત્મકથાનક કેવળ જીવની સાંત્વના માટે જ નથી લખાતાં, પણ એનો ઉદ્દેશ આત્મ-પરીક્ષણનો પણ હોય છે. માઇકલ રાયન (Ryan) નામના લેખક માટે 'ગુપ્ત જીવન : એક આત્મકથા' લખવાની પ્રક્રિયા ભયભીત કરે તેવી હતી. કામુક અત્યાચારનો ભોગ બનેલા બાળપણ અને તે પછી પોતાને લાગેલા કામવાસનાના વ્યસન વિશે લખતાં એ જોઈ શક્યા કે કેટલું શરમજનક એ જીવન હતું, અને પોતાની જાતને સુધારવા માટે એક સહાય-સંસ્થા સાથે એ જોડાયા.

એક લેખિકા પોતાના જીવનની કરુણ-કથા લખવા બેઠાં તો સાતસો પાનાં થયાં ! પછી જેમ જેમ પ્રતને એ સુધારતાં ગયાં તેમ પાનાંની સંખ્યા ઘટીને અડધી થઈ, અને વાતનો સૂર બદલાઈને વિનોદપ્રદ બન્યો. જેને માટે ધિક્કાર અને ફરિયાદ હતાં, તે પોતાના જ કુટુંબ માટે, અંતે લેખિકામાં પ્રેમ-ભાવ પ્રગટ્યો !

શાશ્વત વિષાદ અને હતોત્સાહ આ સમાજમાં મોટો એક રોગ છે. અનેક યત્નો પછી એમાંથી બહાર નીકળી શકનારાંમાંનાં કેટલાંક આત્મ-ચરિત લખવામાં ઉદ્યત થાય છે. ટ્રેસી ટૉમ્સન નામનાં એક ખબરપત્રી 'ડિપ્રેશન'ને 'એક જંગલી જાનવર' કહે છે. એની સામેના પોતાના સંઘર્ષ વિશે એ ગંભીરતાપૂર્વક લખે છે. છેલ્લે એ લેખન-પ્રક્રિયાના પરિણામ અંગે એ કહે છે, "એનાથી ભલે આખી જિંદગીમાં ફેર ના પડ્યો, પણ રોજિંદું જીવન જરૂર સહેલું બન્યું."

સાધારણ લોકોનાં નિજી જીવનનાં વિગતવાર, અને અસરકારક ચિત્રણો તો છપાતાં રહેવાનાં, પણ જ્યારે એ વિચાર ને બુદ્ધિ-પૂર્વક તથા શૈલીની પ્રશસ્ય ચમત્કૃતિ સાથે લખાયાં હોય ત્યારે એ પુસ્તકો ફક્ત ચરિત્રણ નહિ રહેતાં, યાદગાર સાહિત્ય-સર્જન બની રહેવાનાં. આવું ઉદાત્ત ઉદાહરણ જોવા મળે છે અમેરિકાના મહા-કવિ વૉલ્ટ વ્હિટમૅનના ૧૮૫૫માં લખેલા 'સૉન્ગ ઑફ માયસેલ્ફ' નામના વિખ્યાત મહા-કાવ્યમાં. પહેલી જ પંક્તિ "હું મારી જાતને ઉત્સવ-પ્રતિષ્ઠ કરું છું"માંનો "હું" આખા રાષ્ટ્રના પ્રાણના ગૌરવને પ્રતિસ્થાપિત કરે છે. વ્હિટમૅનનો અભિગમ હર્ષોત્ફુલ્લ છે : "હું સંતુષ્ટ છું... હું જોઉં, નાચું, હસું, ગાઉં છું." એમના આ કાવ્યમાંનું આત્મકથાનક "કેવળ અંગત"ને વિસ્તારીને સર્વવ્યાપી એક ઉત્કૃષ્ટ સ્તર પર મૂકે છે.

જેમાં સમગ્ર જીવંતતા ઉચ્ચ આદરનું સ્થાન પામતી હોય તેવી કૃતિ જ ખરેખર નિજી વિજય પામી છે, એમ કહી શકાય.

## હરિવલ્લભ ભાયાણી, માય ડિયર જયુ

### ગુજરાતી શિક્ષણનાં બે મૂલ્યવાન અંગ્રેજી પ્રકાશન

અંગ્રેજીના માધ્યમ દ્વારા ગુજરાતી ભાષા શીખવા માટે પદ્ધતિસરના આયોજિત પાઠ્યક્રમવાળા બે ઉપયોગી પુસ્તકો હમણા પ્રકાશિત થયા છે અમેરિકા યુરોપ અને આફ્રિકામા નિવાસી બનેલા હજારો ગુજરાતી કુટુંબોની અંગ્રેજી માધ્યમમા શિક્ષણ લેતી નવી પેઢીને ગુજરાતીનુ લેખનવાચન શીખવવાની જરૂર ઊભી થઈ છે કેટલેક અંશે અહીંના આપણા મુબઈ અમદાવાદ વડોદરા જેવા મહાનગરો નગરોમા પણ એવી પરિસ્થિતિનુ નિર્માણ થઈ રહ્યુ છે વેપારવાણિજ્ય, પર્યટન વહીવટ આતરદેશીય લગ્નો સશોધનકાર્ય વગેરે કારણોથી પણ ગુજરાતી જાણવાની જરૂરિયાત ઝડપથી વધી રહી છે પ્રતિષ્ઠિત વિદેશી પ્રકાશન સસ્થાઓએ આ પરિસ્થિતિ પારખીને ગુજરાતીનો પણ પોતાની ભાષાશિક્ષણની શ્રેણીમા સમાવેશ કર્યો છે

બજારની ખરીદી મિત્ર સબધીની મુલાકાત, હોટેલ, સ્ટેશન નિશાળ, તબીબ થિયેટર, પ્રવાસ વગેરે નિત્યના વ્યવહારની વાસ્તવિક પરિસ્થિતિને અનુરૂપ પાઠો સવાદ રૂપે રજૂ કરવામા આવ્યા છે પ્રત્યેક પાઠને અંતે નવા શબ્દો, પ્રયોગો વ્યાકરણને લગતી નોંધો તથા મહાવરા મનોયત્ન માટે સામગ્રી – તેના પ્રશ્નો અને ઉત્તરો આપવામા આવ્યા છે ગુજરાતી તથા રોમન લિપિમા અગ્રેજી અનુવાદ સાથે સામગ્રી અપાઈ છે અને એ રીતે લેખન વાચન વ્યાકરણ વગેરેનો ક્રમિક પરિચય મળતો વધતો રહે એ રીતે પાઠોનુ આયોજન થયુ છે અને અગ્રેજી ગુજરાતી અને ગુજરાતી અગ્રેજી શબ્દકોશ અક્ષરાતર સાથે આપ્યો છે ભાષાના વાસ્તવિક ઉચ્ચારણની શ્રવણ દ્વારા જાણકારી મળે તે માટે પાઠ્યક્રમની સાથે જેમની માતૃભાષા ગુજરાતી છે તેમની વાતચીતની ઓડિયો કેસેટ પણ તૈયાર કરેલી છે, વર્ગમા કે જાતે શીખવા માટે

જગદીશ દવેનુ પુસ્તક તેમની ભાષાવિજ્ઞાનની જાણકારી અને ભાષાશિક્ષણના અનુભવનુ એક પક્વ ફળ હોવાની છાપ પાડે છે રાઉટલેજે વિશ્વની જે ચાલીસ ભાષાઓના બોલચાલના પાઠ્યક્રમો પ્રકાશિત કર્યા છે તેમા ગુજરાતી અને પજાબી એ બે જ ભારતીય ભાષાઓનો સમાવેશ કર્યો છે

ભાઈ જગદીશ દવેને અભિનંદન.

[Colloquial Gujarati A Complete Language Course કર્તા જગદીશ દવે પૃ ૨૮૮ રાઉટલેજ લડન, ન્યૂયોર્ક ૧૯૯૫, પા. ૧૫૮૯ ડૉ ૨૪૯૫]



રાશેલ ડ્વાયરનુ ગુજરાતી શિક્ષણનુ પુસ્તક પણ સામાન્યત એવી જ પદ્ધતિએ લખાયુ છે વ્યવહારુ પરિસ્થિતિને લગતી સવાદરૂપે સામગ્રી તેનુ વ્યાકરણ પ્રયોગો, રિપિટિશન, મનોયત્નો વગેરે પ્રત્યેક વ્યાકરણિક લાક્ષણિકતાને અનુસારીને ક્રમિક રીતે રજૂ કરવામા આવ્યા છે દવે અને ડ્વાયરે જે ક્રમે પાઠવાર વ્યાકરણ વગેરે આપ્યુ છે તેમા સ્વાભાવિક રીતે જ કેટલોક ફરક છે પણ શીખનારને લેખનવાચનનુ આવશ્યક જ્ઞાન સરળતાથી મળી રહે તેવુ આમા પણ આયોજન છે ડ્વાયરે વધારે સામગ્રી આપી છે અને કિંમત પણ ઓછી છે ગુજરાતી ડ્વાયરની માતૃભાષા નથી તોપણ પાઠ્યક્રમમા ઉદ્ધૃત સામગ્રીમા ભાગ્યે જ કશી ભૂલ છે તેમણે જેમની માતૃભાષા ગુજરાતી છે તેમની પણ સહાય લીધી છે છાપભૂલ ક્વચિત જ જોવા મળે છે ગુજરાતી અગ્રેજી શબ્દાવલીની સાથે અગ્રેજી-ગુજરાતી શબ્દાવલી આપવી જરૂરી હતી હોડર ઍન્ડ સ્ટાઉટનની ટીચ યૉરસેલ્ફ' શ્રેણીમા પ્રકાશિત ૪૦ ભાષાના પાઠ્યક્રમોમા બગાળી હિંદી અને સસ્કૃતનો પણ સમાવેશ કરેલો છે

ડૉ ડ્વાયર લડનની સ્કૂલ ઑવ્ ઓરિયેન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝમા ગુજરાતીના અધ્યાપિકા છે અને દયારામની ગરબીઓ ઉપર તેમણે પીએચ ડી.ની ઉપાધિ મેળવી છે આ પાઠ્યક્રમ માટે તેમને અભિનદન

[Gujarati A Complete Course for Beginners કર્તા રાશેલ ડ્વાયર. પૃ ૩૮૪, હોડર ઍન્ડ સ્ટાઉટન, લડન, શિકાગો ૧૯૯૫. પા. ૯.૯૯]

**હરિવલ્લભ ભાયાણી**

### 'કથાસેતુ' : ગુજરાતી લઘુકથા – શૂદ્રોનો યજ્ઞ

'કદીનુ વાર્તાવર્તુળ એક રીતે કહીએ તો લઘુકથાનુ વર્કશૉપ છે' ૧૯૮૬નુ રતિલાલ નાયકનુ આ વિધાન ૧૯૯૬મા પણ યથાતથ રહે છે એનો પ્રત્યક્ષ પુરાવો 'કથાસેતુ' છે કોઈ એક સ્વરૂપ માટે એક સર્જક મથ્યા રહે એના દાખલા ઇતિહાસમા મળશે, પણ એક સ્વરૂપ માટે એક નગરીના ઘણા સર્જકો સામટે મથતા હોય એ અવિસ્મરણીય અપવાદ છે કદીના સર્જકોએ ૧૯૮૪મા '૪૦ લઘુકથાઓ'નુ પ્રકાશન કર્યા પછી ૧૯૯૬મા, બરોબર એક તપ પછી, 'કથાસેતુ'નુ પ્રકાશન કર્યું એ એમના યજ્ઞકાર્યનુ પ્રમાણ છે અને તે પ્રશસાપાત્ર પણ છે પુસ્તકના પૂર્વાર્ધમા ૧૪ લેખકોની ૨૮ લઘુકથાઓ અને ઉત્તરાર્ધમા ૩૦ તદ્વિદોના નાનામોટાં એતદ્વિષયક અવલોકનો/અભિપ્રાયો સપાદકોના લઘુકથા પ્રત્યેના લગાવના પરિચાયક છે અને, સલેક દાયકાની ગુજરાતી લઘુકથાની ગતિવિધિ વિશે વિચારવા થોભાવે એવો સીમાસ્તભ પણ છે

એમ. થોભીને નજર નાખતાં, એક વાત ઊડીને આંખે વળગે છે કે, ત્રણ ત્રણ દાયકાના પ્રતિફલન પછીય ગુજરાતી લઘુકથા પૂરેપૂરી ફૂલીફાલી નથી. લઘુકથાનો છોડ દઢમૂળ થયો હોવા છતાં ઘેઘૂર થયો નથી. એ માટે તદ્વિદોનાં નિરીક્ષણોમાંથી બે વાત ઊપસે છે : ઉદ્ભવ પછી તરત જ ગઝલ કે સૉનેટને અને ઉદ્ભવ પછી ગણતર વરસોમાં જ ટૂંકી વાર્તાને માતબર સર્જકો મળી આવ્યા એવું લઘુકથા બાબતે થયું નથી. બીજું, આ સ્વરૂપની વિભાવના સ્પષ્ટ કરવા, વિશ્લેષણ કરવા, આસ્વાદન કરાવવા અધિકારી વિવેચકો આગળ આવ્યા નહિ. 'કવિ અને વિવેચક જોડિયા ભાઈઓ છે' એ સર્જનયાત્રામાં જોવા મળે છે. લઘુકથાક્ષેત્રે એમ થયું નહિ. પરિણામે. લઘુકથાના સર્જકોમાં ગમે તેટલો ઉત્સાહ પ્રવર્તતો દેખાય. તોપણ યોગ્ય શિક્ષા અને અભયાસનાઅભાવે એમાં કલાભિજ્ઞતા વરતાય નહિ. એ શૂદ્રોના યજ્ઞ જેવું દશ્ય ઊભું કરે. એમાં ભાવના હોય, ઉત્સાહ હોય, કર્મસાતત્ય હોય, પણ શાસ્ત્રીયતાનો અભાવ સતત ખટક્યા કરે. તદ્વિદોના અભિપ્રાયોમાં આ વાત સતત ડોકાયા કરે છે. લઘુકથા-સ્વરૂપની. કેટલાંક વિશેષ લક્ષણોની સ્પષ્ટતા કે સર્જન-પ્રક્રિયાની સૂઝપૂર્વકની શિસ્તબદ્ધ તપાસ બહુ થઈ ન હોય એમ લાગે છે. દિલીપ રાણપુરાના આ નિરીક્ષણમાં વજૂદ છે : "આપણા લેખકો લઘુકથાની વિભાવનાને સમજવામાં ને ઘડવામાં કદાચ નિષ્ફળ ગયા છે." (પૃ. ૭૬)

એટલે તો, મોટા ભાગના લેખકો અને 'વિવેચકો' લઘુકથાને ઓળખાવવા માટે જે શીર્ષકો યોજે છે તે પણ નોંધનીય છે. 'વામનમાં વિરાટ', 'ક્ષણનું શિલ્પ', 'પળનાં પ્રતિબિંબ', 'મત્સ્યવેધની કળા', 'વામનનાં પગલાં', 'રાઈના દાણા', 'સુદામાના તાંદુલ', 'ગાગરમાં સાગર', 'દારૂથી ઠાંસોઠાંસ ભરેલો ફટાકડો', 'આયનો નહિ, પણ આભલું'. આ શીર્ષકો લઘુકથા પ્રત્યેના ભક્તિભાવને વ્યક્ત કરે છે અવશ્ય, પણ અન્યોમાં હાસ્ય જગવવા માટેય પૂરતાં છે ! આ અહોભાવની સ્તબ્ધતા જ લઘુકથાના લેખકને એની સર્જન-પ્રક્રિયાની તપાસ કરતાં રોકે છે. કદાચ વામનના પગલામાં વિરાટની ઝાંખી થઈ ગઈ, ઝાકળબિંદુમાં સૂર્યબિંબ ઝિલાઈ ગયું, ગાગરમાં સાગર ભરાઈ ગયો એટલે ભયો ભયો, યજ્ઞકાર્ય સંપન્ન થઈ ગયું, એવી જાડી સમજણ પ્રવર્તતી લાગે છે.

એવી જ રીતે, કેટલાંક ઉપરચોટિયાં વિધાનોએ પણ લઘુકથા પ્રત્યેની અભિજ્ઞતાને વિકસવા દીધી નથી એમ લાગે છે. ઉદાહરણાર્થે, "સ્થૂળ દૃષ્ટિએ નવલકથાનો લઘુ અંશ નવલિકા, તેમ નવલિકાનો લઘુક અંશ લઘુકથા." (પૃ. ૬૪) રાધેશ્યામ શર્માનું આ વિધાન આશ્ચર્યજનક છે. જ્યારે, "પ્રત્યેક સાહિત્યસ્વરૂપને સ્વકીય આકાર હોય છે જે અન્ય સ્વરૂપ કરતાં ભિન્ન હોય છે. આથી કોઈ એક સ્વરૂપને અન્ય સ્વરૂપ સાથે સરખાવવું એ તે સ્વરૂપનો હ્રાસ કરવા જેવું છે." (પૃ. ૮૧). એ પ્રફુલ્લ રાવળનું વિધાન લઘુકથાની સ્વાયત્તતા પ્રત્યે સજાગ બનાવે છે. એનાથી ટુચકાથી માંડીને ટૂંકી વાર્તા સુધીનાં કથારૂપોથી લઘુકથાનો છેડો ફાટે છે. એક સ્વાયત્ત એકમ તરીકે એના વિશે વિચારવાની દિશા ખૂલે છે.

એ દિશામાં લઘુકથાના જનક મોહનલાલ પટેલનાં નિરીક્ષણો કેટલાક મુદ્દા છેડે છે. પરંતુ મોહનભાઈની પરિભાષા અસ્પષ્ટ ને ધૂંધળી હોવાને લીધે ક્યાંક ક્યાંક વિરોધાભાસો ને ક્યાંક ક્યાંક અસ્પષ્ટતાઓ પણ ઊભી કરે છે. ઉદાહરણાર્થે, મોહનભાઈ લઘુકથાના કથનકેન્દ્રમાં 'ક્ષુદ્ર' કે 'ક્ષુલ્લક' સિચ્યુએશનની વાત કરે છે. ઝિલાતી ક્ષણ અનૂઅન્ય અપૂર્વ અ-લૌકિક ને આહ્લાદક બની રહે ત્યારે જ કળાકૃતિ નિર્માણ પામતી હોય ત્યાં એ ક્ષણને 'ક્ષુદ્ર' કે 'ક્ષુલ્લક' કેમ કહી શકાય ? એને બદલે "સ્થૂળ ઘટનાઓ લઘુકથાનું વસ્તુ બની શકે નહિ. લઘુકથાકારનું સંવિદ તો પેલી (સર્જકની) 'નજર' દ્વારા વિશેષ ચિત્તક્ષોભ અનુભવે અને એને જ કેન્દ્રમાં રાખીને કૃતિનું સર્જન કરવા પ્રેરાય." (પૃ. ૫૭) એ વિધાન સયુક્તિક છે. એ 'નજર'ને સર્જકનું દૃષ્ટિબિંદુ (point of view) કહીએ. એ દૃષ્ટિબિંદુ જ કથનકેન્દ્ર (focus of narration) રચે છે. કથારૂપનું એ ધારકબિંદુ હોય છે. વાસ્તે, કહો કે, કથા નાની કે મોટી, સ્થૂળ કે સૂક્ષ્મ, આંતર્ કે બાહ્ય ઘટનામાં નથી; સર્જકના દૃષ્ટિબિંદુમાં છે, જેનો સંબંધ પ્રતિભા પ્રજ્ઞા કલ્પનાશક્તિ સાથે છે. અને ગદ્યનાં કે પદ્યનાં લઘુરૂપોમાં તો કળાના પાયાના નિયમો વધુ તીવ્રતાથી પ્ર-યોજાતા હોય છે

પછી, મોહનભાઈનાં કેટલાંક વિધાનો તપાસવા જેવાં છે :

૧. ટૂંકી વાર્તાના સર્જકનું લક્ષ્ય totality of effect તરફ વધારે હોય છે, જ્યારે લઘુકથાના સર્જકનું લક્ષ્ય સાહિત્યપદાર્થના પ્રત્યાયન તરફ વિશેષ હોય છે. (પૃ. ૫૮).

૨. ટૂંકી વાર્તામાં પુનરાવર્તનની કલા મહત્ત્વનો ભાગ ભજવે છે, જ્યારે લઘુકથામાં સંગોપનની કલા મહત્ત્વનો ભાગ ભજવે છે. (પૃ. ૫૮).

૩. ટૂંકી વાર્તાનો form તરફ વિશેષ ઝોક રહે છે. અને લઘુકથાનો ઝોક *content* તરફ વધારે રહે છે. (પૃ ૫૯).

૪. ટૂંકી વાર્તામાં ટેક્નિકના નિખાર માટે અનેક પ્રયોગો થઈ શકે છે, જ્યારે લઘુકથામાં એવા પ્રયોગો માટે જૂજ અવકાશ છે. (પૃ. ૫૯)

આવાં વિધાનો લઘુકથાની વિભાવના પ્રત્યે અસંગતિ ને અસ્પષ્ટતા પેદા કરવા સિવાય બીજું કંઈ કરતાં નથી.

આગળ જોયું તેમ, સર્જકના દૃષ્ટિબિંદુમાં લઘુકથાની રૂપનિર્મિતિ છે તો content પ્રત્યેના ઝોકનો પ્રશ્ન જ નથી ને ? રૂપનિર્મિતિ જ લઘુકથા છે, form છે. અને મોહનભાઈ કહે છે તેમ, "લાઘવ એ લઘુકથાનું અંતઃ તત્ત્વ છે. કૃતિનું નિજનું લાઘવ તો સર્જકના ચિત્તમાં એના જન્મ સાથે જ સિદ્ધ થઈ ચૂક્યું હોય છે." (પૃ. ૬૦) પછી તો, સર્જકે સર્જકે જ નહિ, સર્જકના એક એક દૃષ્ટિબિંદુએ અનૂઅન્ય કથારૂપને અવકાશ જ અવકાશ છે. કોઈ પણ કળારૂપ માટે એ સર્વમાન્ય વાત છે.

એમ કરતાં કરતાં, આ મીમાંસા લઘુકથાની સર્જન-પ્રક્રિયા તરફ પણ વળી દેખાય છે. "લઘુકથાનો અંત ચોટદાર છે એમ કહેવાને બદલે કૃતિ ચોટદાર છે એમ કહેવાનું બને એવી સ્થિતિ

હોવી જોઈએ (પૃ ૬૧) મોહનભાઈનો એ મત લઘુકથાના સર્જકોનો ધ્રુવમંત્ર લેખાવો જોઈએ. અહીં લઘુકથાના સર્વાંગસુંદર રૂપનો પુરસ્કાર છે સ્વચ્છ ઘટના અને એને છેડે વળગેલો તીવ્ર કથાબોધ એ લઘુકથા નથી, કે કથાબોધના નિચોડરૂપ ચિટકાવેલા શીર્ષકોમા લઘુકથાની સાર્થકતા નથી એમ સ્પષ્ટ થાય છે કથારૂપ સર્જાય તો લઘુકથા બને એવી અપેક્ષા રહે છે એટલે, બેપાચ વાક્યમા કે ૩૦૦ શબ્દોમા લઘુકથા રચાય, એવા મતવ્યો ઉભડક ઠરે છે વળી આ મીમાસાના કેન્દ્રભૂત content તરફ વળીએ. એ માટે મોહનભાઈ ભાવપરિસ્થિતિ (સિચ્યુએશન) શબ્દ પ્રયોજે છે તે તો બહુઆયામી છે ટૂકી વાર્તા કે લઘુનવલ માટે પણ આ પરિભાષાને લઈને ચર્ચાઓ ચાલે છે માઇક્રો સિસ્ટમ ના યુગમા સહેજ ઝીણી નજરે જોઈએ તો સર્જકનુ દૃષ્ટિબિંદુ લઘુકથા માટે ઘટનાની જે ક્ષણને પકડે છે તે ઘટનાવ્યાપ્ત સઘર્ષ(conflict)ની ક્ષણ નહિ પણ ઘટનાના અતભાગની કટોકટી(crisis)ની ક્ષણ હોય છે એમ ઘણી લઘુકથાઓ પરથી પ્રતીત થાય છે આ કટોકટીની ક્ષણને, ઘટનાના આ ઘટકને પરખી પામી પ્રમાણી પ્રયોજી નહિ શકનાર લેખકના દૃષ્ટિબિંદુમા લઘુકથા આવતી નથી, ઉદ્ભવતી નથી કથારૂપના લાઘવ અને સૂક્ષ્મતા, તીવ્રતા ને તીક્ષ્ણતા આ કટોકટીની ક્ષણ પર નિર્ભર છે એમ લાગે છે અને લઘુકથાના સર્જકના દૃષ્ટિબિંદુમા એ ક્ષણ સ્વાયત્તપણે ઝિલાય છે એ તો એટલુ જ યથાર્થ છે ઘટના માહેની સઘર્ષની પળો અને કટોકટીની ક્ષણ વચ્ચેના ભેદને પકડી નહિ શકનાર લેખક લઘુકથાને પામી શકતા નથી સઘર્ષમા કટોકટીની ક્ષણ આવતી હોય છે અને કટોકટી સઘર્ષનુ પરિણામ હોય છે એ કબૂલ પણ ઘટનાના ઘટકો તપાસતા એક વાત સ્પષ્ટ થશે કે સઘર્ષ એ કટોકટી નથી, અને કટોકટી એ સઘર્ષ નથી. કટોકટીપૂર્ણ ભાવસ્થિતિ લઘુકથાનુ ધારકબિંદુ હોય છે એવુ તારણ કાઢીએ તો યોગ્ય લેખાશે ? સઘર્ષ એ ઘટનાનુ ને તેથી કથનાત્મકતાનુ રુધિર અભિસરણ છે તો કટોકટી ઘટનાનુ હૃદય છે સઘર્ષ એ તનાવપૂર્ણ પરિસ્થિતિ નિર્માણ કરવામા કારણભૂત બને છે તો કટોકટીની તીવ્રતા ને તીક્ષ્ણતા સ્વય તનાવપૂર્ણ સ્થિતિ છે લઘુકથાના સર્જકનુ દૃષ્ટિબિંદુ એ ક્ષણને ઝડપી શકે છે ત્યારે તીવ્રતાયુક્ત, લાઘવયુક્ત કથારૂપને પામે છે એમ સમજાય છે અને જન્મે છે ત્યારે આખેઆખી લઘુકથા જ જન્મે છે એમ સાબિત થાય છે

સર્જકચિત્ત, કલ્પનાશક્તિ એ ક્ષણને આકૃતિમા ઢાળે ત્યારે વળી બીજી રૂંધામણ શરૂ થતી લાગે છે અહીં લઘુકથાનુ કળારૂપ અળપાઈ જવાના ભયસ્થાનો ઘણા છે ઘણી લઘુકથાઓ એના જીવતાજાગતા દૃષ્ટાતો છે સર્જકનો 'લઘુ' પ્રત્યેનો વ્યામોહ અપ્રમાણ કથારૂપ સર્જવા ન દે બેપાચ કે દસબાર વાક્યોમા લઘુકથા આકાર પામતી નથી અને, સર્જકનો કથા-આલેખન પ્રત્યેનો વ્યામોહ કથાને લઘુ ન રહેવા દે એમા ઘણી લઘુકથાઓ ટૂકી વાર્તાની નાની બહેન જેવી લાગે છે લઘુ અને કથા એ લઘુકથાની ખરી કશમકશ છે પણ એનો ઉકેલ સર્જકના દૃષ્ટિબિંદુ સિવાય મળે તેમ લાગતુ નથી. કથાનુ 'કથારૂપ' અકબધ રહે અને કથા લઘુ બને એ માટે ચિનુ મોદીએ 'સોનેરી શિસ્ત' (પૃ ૬૨)નુ મતવ્ય મૂક્યુ છે તે સાચુ છે વળી વસ્તુગત તીવ્રતા અભિવ્યક્તિગત તીવ્રતા વિના ઊપસી ન શકે કથા-આકાર નિર્મિતિની કલાભિજ્ઞતા લઘુકથાસર્જનનો ત્રીજા અને ચોથી મહત્ત્વનો સ્તબક છે એમ કહી શકાય. અને એમા હજી ચર્ચાને અવકાશ છે

એવો જ બીજો મુદ્દો કથાભાષા પરત્વેનો છે વિવિધ પાસાઓની ચર્ચા કરતા દરેક તદ્વિદે આ મુદ્દા અગે વધતીઓછી ખેવના દર્શાવી છે લઘુકથાની ભાષા તારની ભાષા કે કરકસરની ભાષા હોય એવા આગ્રહો પણ દર્શાવ્યા છે પણ તારની ભાષાની કરકસર અને કોઈ સર્જનાત્મક કથારૂપની ભાષાની ચીવટ – બને જુદી ચીજ છે એમ વિચાર્યું નથી એ ખરુ કે કોઈ પણ લઘુરૂપના સર્જનમા ભાષાકર્મની ચીવટ વધુ અગત્ય ધરાવે છે લઘુચિત્ર કે લઘુશિલ્પના સર્જનમા કલાકારે ટેરવા વધુ જાગૃત રાખવા પડે ને આખ ઝીણી કરવી પડે તેમ લઘુકથાના સર્જનમા કથાભાષા પ્રત્યેની સજાગતા જરૂરી છે પણ કરકસર એ એનો ઉકેલ નથી કરકસર નહિ, સર્જનાત્મકતા જરૂરી છે આનો અર્થ બિલકુલ એવો નથી કે કથાભાષા પ્રતીક કલ્પન અલકારથી મઢેલી જોઈએ કે મોહનભાઈ કહે છે તેમ, ફાલતુ શબ્દો – અવ્યયો, સયોજકો, વિશેષણો વગેરે – દૂર કરવા જોઈએ એ તો ખરુ જ પણ ખરી વાત એ છે કે લઘુકથાના વર્ણન કથનમા કથાભાષા વ્યજનાગર્ભ સમગ્ર કથારૂપ ને ભાવસ્થિતિને અનુરૂપ વ્યજનાપૂર્ણ હોવી જોઈએ. વ્યજનાપૂર્ણ ભાષાનુ એક લક્ષણ એ વારવારની આસ્વાદ્ય હોય છે એ છે સામાન્ય નવલકથાની ભાષાને અને 'ઉત્તમ' લઘુકથાની ભાષાને પાસે પાસે મૂકી જોવાથી આ ભેદ વધુ સ્પષ્ટ થશે સામાન્ય નવલકથાની ભાષા એકાદ વાચને વપરાઈ જતી હોય છે લઘુકથા કે ટૂકી વાર્તાની ભાષા કોઈ પણ વાચને એની આસ્વાદ્યતા ગુમાવે એ ન પરવડે દુહો, મુક્તક કે હાઈકુની કાવ્યભાષા કઈંક વિશેષ સર્જકતાની અપેક્ષા રાખે છે તેમ લઘુકથાની ભાષા વિશેષ સર્જકતાની અપેક્ષા રાખે છે એટલે તો, 'અલકબહેન, હુ તો તમારો ભાઈ થાઉ હો' (સરસ્વતીચદ્ર) 'તમે કોના છો ?' (ગ્રામલક્ષ્મી) 'સાને કેમ છે ?' (લેવિગા...) – કેન્દ્રભૂત ભાવસ્થિતિના અર્કરૂપ આ કથનો જમે ત્યારે આસ્વાદ્ય રહે છે આમ, લઘુકથાની સર્જનપ્રક્રિયામા સર્જકના દૃષ્ટિબિંદુ(point of view)નુ મહત્ત્વ છે એટલુ જ માવજત(treatment)નુ છે આ ચર્ચાને પણ અવકાશ છે

બસ આવા આવા દૃષ્ટિબિંદુથી પૂર્વાર્ધની ૨૮ સારી લઘુકથાઓ માણવાથી બીજો આસ્વાદ લેખ અભ્યાસલેખ બનશે.

**માય ડિયર જયુ**

[કથાસેતુ સપાદકો રામજીભાઈ કડિયા, રમેશ ત્રિવેદી પ્રકાશક મોહનલાલ પટેલ સાહિત્યવર્તુળ, કડી વિક્રેતા ગુર્જર, અમદાવાદ ૧૯૯૬ પૃ ૧૧૨ કિં ૩ ૬૦]

❑

## ભાવી નવનિર્માણમાં કવિતાનું યોગદાન

જે નૂતન યુગનો ઉદય થઈ રહ્યો છે — જો ખરેખર તેનો ઉદય થઈ રહ્યો હોય તો — તેની વિચારણાએ સ્વતંત્રતા અને બંધુત્વના સમાગમ-બિંદુને શોધી કાઢવું જ પડશે: આપણી પરંપરાની પુનર્વિચારણા કરવી જોઈશે તેનું નવનિર્માણ કરવું જોઈશે. અને આધુનિકતાની બે મહાન પરંપરાઓનો — ઉદારમતવાદ અને સમાજવાદનો — પરસ્પર સુમેળ સાધવાના પ્રયાસ કરવા જોઈશે. ઑર્તેગા ઈ ગાસેતના કથનને શબ્દાંતરે રજૂ કરતાં, હું તો એટલે સુધી કહું, આ જ આપણા સમયનો ચિંત્ય વિષય છે. મને લાગે છે આપણો યુગ આવું મહાન સાહસ ઉઠાવવા માટે અનુકૂળ છે. કેટલાક સમકાલીન લેખકોમાં — જેમ કે, કૉર્નેલિઅસ કાસ્તોરિઆદિસની કૃતિઓમાં આનો પ્રતિસાદ પડતો મને કળાય છે.

નવા રાજકીય સિદ્ધાન્તના નિર્માણમાં કવિતાનું શું યોગદાન હોઈ શકે? કોઈ નવા વિચારો નહિ, પણ તેના કરતાં વધુ મૂલ્યવાન ને નશ્વર એવી કશીક ચીજ : સ્મૃતિ. પેઢી દર પેઢી કવિઓ હૃદયના ભાવાવેગોની ભીપણ પુરાતનતાને અને તેટલા જ ભીપણ તેના તારુણ્યને નવેસરથી શોધી કાઢે છે. શાળાઓ અને વિશ્વ વિદ્યાલયોમાં જ્યાં કહેવાતાં રાજકીય વિજ્ઞાનોનું શિક્ષણ અપાય છે ત્યાં ઇસ્કિલસ અને શેક્સપિયરનું વાચન ફરજિયાત હોવું જોઈએ. હૉબ્ઝ અને લૉકની, માર્ક્સ અને ટૉકવિલની વિચારણાનું પોપણ કવિઓએ કર્યું છે. કવિનું મુખ બીજો अवाज ઉચ્ચારે છે, બોલે છે — હું ભાર દઈને કહું છું કે बोले छे' 'लखे छे' એમ નહિ. એ અવાજ, એ વાણી કરુણના કવિની અને વિદૂપકની છે, એકાકી વિપાદની અને આનંદોત્સવની છે, અટ્ટહાસ્યની અને નિઃશ્વાસોની છે, પ્રેમીઓના આલિંગનની અને ખોપરીની ઉપર વિચારમગ્ન બનતા હૅમ્લેટની છે, એ વાણી મૌનની અને તુમુલ કોલાહલની છે, ગાંડા ડહાપણની અને ડાહ્યા ગાંડપણની છે, એ શયનખંડનો લગોલગનો મર્મર ધ્વનિ અને ચૌટાચોકના ટોળાના બૂમબરાડા છે. એ અવાજ સાંભળવો એટલે સમયને પોતાને સાંભળવો — એવો સમય જે પસાર થાય છે તોપણ પાછો આવે છે — થોડાક સ્ફટિકોજ્જ્વલ વર્ણોમાં.
('ધ અધર વૉય્સ', ૧૯૯૦, પૃ. ૭૩-૭૪ ઉપરના એક ખંડનો અનુવાદ. હ. ભાયાણી)

### તર્જની-સંકેત

'Either we must have a Lal Bahadur Shastri who *even at a little finger pointed at him* was ready to quit office or else the law should step in and find a way out.'

(રાજ્યપાલ શીલા કૌલનો મુકદ્દમો સાંભળતા ન્યાયમૂર્તિઓનું ટિપ્પણ)

*માણિ વિણટ્ઠઈ જઈ ન તણુ,*
*તો દેસડા ચઇજ્જ ।*
*મા દુજ્જણ-કર-પલ્લવિ હિં,*
*દંસિજ્જંતુ ભમિજ્જ ॥*

(હેમચંદ્રે ટાંકેલું અપભ્રંશ સુભાષિત)

જ્યારે સ્વમાન નષ્ટ થયું હોય, ત્યારે જો દેહત્યાગ ન કરી શકાય તો સ્વદેશત્યાગ તો કરવો જ, પણ દુરાશયી ટીકાકારોની आंगळी सामे ताकेली रहे તેવી સ્થિતિમાં હરતાફરતા ન રહેવું.

હ. ભાયાણી

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

સાહિત્યક્ષેત્રે કૃતિનો મહિમા ખાસ્સો ટક્યો પણ એમ કરવામા લેખકનો મહિમા અને વાચકનો મહિમા અવગણના પામતો રહ્યો વાચકનુ તો અભિગ્રહણ સિદ્ધાન્તે (*reception theory*) ફરી પાછુ સ્થાપન કર્યું પણ લેખકનો મહિમા આશયદોષના બહાના હેઠળ હજી લગભગ ઉપેક્ષિત રહ્યો છે કૃતિમાથી કે કૃતિ અંગે લેખકના આશયને બાદ કરવાની ક્રિયા સાહિત્ય સમજના એક મહત્ત્વના પરિમાણને ચૂકી જાય છે એ વાત ફરી પાછી ધ્યાન પર આવતી જાય છે ઉદ્‌ગમ વિવેચને (genetic criticism) પાછલે બારણેથી લેખકના બદલાતા મુસદ્દાઓના અભ્યાસથી લેખકમાનસમા ચાલેલા વિકલ્પોની પસદગીના સચલનોને સ્પર્શ કરવાનો અને એ રીતે એના આશયો અને પરિણામોને તપાસવાનો પ્રયત્ન કર્યો છે કૃતિના અર્થઘટનમા કૃતિના પોતાના સકેતો લેખક અને વાચકના સકેતો સાથે પ્રચ્છન્ન રીતે સકળાય અને એ સમગ્ર સદર્ભ જ્યારે આલોકિત થાય ત્યારે જ કૃતિનુ સાચુ હાર્દ રચાય છે

આમ લેખકના આશયોનુ કે એના પ્રયોજનોનુ મહત્ત્વ ઓછુ નથી સસ્કૃત અલકારશાસ્ત્ર તો અલબત્ત કાવ્યપ્રયોજનમા ઊતર્યું જ છે અને ધન (અર્થકૃતે) અને પ્રતિષ્ઠા (યશસ) જેવા ભૌતિક તર્કસગત (rational) પ્રયોજનોથી શરૂ કરી સદ્ય પ્રવૃત્તિ અને કાન્તાસમ્મિતઉપદેશ જેવા તર્કવિસગત (irrational) અભૌતિક પ્રયોજનોની ચર્ચા કરી ચૂક્યુ છે વળી કૃતિ પાછળ લેખકનો કોઈ એકાદ આશય જ હોય એવુ સરલ એનુ માળખુ નથી કૃતિ પાછળ લેખકના એકાધિક આશયના વિવિધ સકુલ પરિચાલનો કાર્યરત હોય છે એમા કેટલાક તર્કસગત હોય તો કેટલાક તર્કવિસગત પણ હોય

લેખકના આશયો કે હેતુઓને સમજવા માટે અર્થશાસ્ત્રમા પ્રચલિત 'તર્કસગત પસદગીનો સિદ્ધાન્ત' (*rational choice theory*) અને એના જાણીતા પ્રતિમાનોને કામે લગાડી શકાય અર્થશાસ્ત્રમા અને ત્યાથી રાજ્યવિજ્ઞાન, સમાજવિજ્ઞાન તેમ જ તત્ત્વવિજ્ઞાનમા પહોચેલો આ સિદ્ધાન્ત દર્શાવે છે કે વ્યક્તિ વિકલ્પોના અપેક્ષિત પરિણામોની ગણતરી કરે છે એમાથી ઉત્તમ વિકલ્પોની પસદગી કરે છે અને એ રીતે વ્યક્તિ જેટલુ કાર્ય સારુ કરી શકાય એટલુ કરે છે અહીં સારુ શબ્દ આત્મલક્ષી છે એ કાર્ય કરનાર વ્યક્તિના સારાસારના અંગેના દૃષ્ટિબિન્દુ પર આધારિત છે બહારથી લાદેલા ધોરણો એવા કામ કરતા નથી એ જ રીતે કરી શકે છે એનો અર્થ પણ આત્મલક્ષી છે વ્યક્તિ કરી શકે તો એ પોતે માનતી હોય એ વિકલ્પોની વચ્ચે કરી શકે છે એમા પણ બહારથી થોપેલા વિકલ્પો કામ કરતા નથી આ રીતે વિકલ્પોની વચ્ચે તર્કસગત રીતે વર્તીને વ્યક્તિ ઓછી સતોષકારક પરિસ્થિતિને વધુ સતોષકારક પરિસ્થિતિમા પલટવા ચાહે છે અહીં વ્યક્તિ પાસે ઉપયોગ માટે સાધનસામગ્રી કેવી ઉપલબ્ધ છે અને પરિબળોને અતિક્રમી જવા એની ઇચ્છા કેટલી તીવ્ર છે એના પર બધુ આધારિત છે

જોકે અર્થશાસ્ત્રની તર્કસગત કાર્ય અંગેની આવી ધારણા ટીકાત્મક બની છે કેટલાક એવુ માને છે કે અહીં મનુષ્યને ઠડા દિમાગથી ગણતરીપૂર્વક યત્રની જેમ વર્તતો અને હમેશા સ્વાર્થહેતુને તાકતો બતાવ્યો છે મનુષ્ય એ ગણતરીબાજ કાર્યવાહક (agent) નથી જો એવુ હોત તો નોકરી અંગે, લગ્નસાથી અંગે કે સતાનોની કારકિર્દી અંગેના નિર્ણયો લેવા એને માટે બહુ સહેલા બની ગયા હોત મનુષ્ય ઘણી વાર સહજવૃત્તિથી ભાવાવેશથી કે ટેવવશ પણ વર્તતો હોય છે આવી ટીકાઓએ તર્કસગત પસદગીના સિદ્ધાન્તને

અ-ઘનિષ્ઠ પ્રતિમાન(thin model)થી ઘનિષ્ઠ પ્રતિમાન (thick model) તરફ ખસેડ્યો છે. અ-ઘનિષ્ઠ પ્રતિમાનમાં સરલ વૈજ્ઞાનિકતા અને વ્યક્તિમૂલ્યોની ઉપેક્ષા હતી. જેમ કે જો વ્યક્તિને ब કરતાં अ વધુ પસંદ હોય અને क કરતાં ब વધુ પસંદ હોય તો એ क ને બદલે अ ને જ પસંદ કરશે – જેવું તારણ આ પ્રતિમાન આપી શકે છે. ઘનિષ્ઠ પ્રતિમાનમાં વ્યક્તિની વિશિષ્ટ મૂલ્યશ્રેણી અંગેની જાણકારીને પ્રવેશ અપાયો છે. જેમ કે આ પ્રતિમાન દર્શાવે છે કે વ્યક્તિ વિનિમયયોગ્ય ધન, પ્રતિષ્ઠા અને સત્તાને ઘણી બધી માત્રામાં હાંસલ કરવા માગે છે પણ આ પ્રતિમાન એ પણ દર્શાવે છે કે કેટલીક વ્યક્તિને મન ભીમસેન જોશીના અવિનિમય યોગ્ય સંગીતનું મૂલ્ય છે અને એ રીતે વ્યક્તિનાં હયાત મૂલ્યો અને એની માન્યતાને મહત્ત્વ મળ્યું છે. ઉપરાંત આ સિદ્ધાન્તને બહુસ્તરીય પણ બનાવાયો છે, જેમાં નીચેના સ્તરે વ્યક્તિગત મૂલ્યોના સંદર્ભને અને ઉપરના સ્તરે સામાજિક અને ભૌતિક સંદર્ભોને લક્ષમાં લેવામાં આવ્યા છે.

આવો બહુસ્તરીય અને ઘનિષ્ઠ બનેલો સિદ્ધાન્ત તર્કસંગત, તર્કવિસંગત અને સામાજિક – એમ ત્રણ મહત્ત્વનાં પાસાંઓને આવરી લે છે. હવે સાહિત્યક્ષેત્રે પરિણામ રૂપે જે કૃતિને કે લેખકના સમગ્ર સર્જનરાશિને આપણે જોઈએ છીએ એની પાછળ અનેક પ્રગટ અને અપ્રગટ હેતુઓ યા પ્રયોજનો કામ કરતાં રહ્યાં હોય છે. સાથે સાથે લેખકના મૂળભૂત હેતુઓ અને એણે વ્યક્ત કરેલા હેતુઓ વચ્ચે પણ ખાસ્સું એવું અંતર હોય છે. આવા પ્રયોજનને વ્યક્ત કરવામાં લેખક કેટલીક વાર અજ્ઞાતપણે આત્મપ્રતારણા કરતો હોય છે અથવા તો સભાનપણે અન્યોની પ્રતારણા કરતો હોય છે. પ્રયોજનોની સમીક્ષામાં ઊતરતાં આ મુદ્દાને પણ ધ્યાનમાં લેવાનો રહે છે.

લાભશંકર ઠાકરે પ્રથમ કાવ્યસંગ્રહ 'વહી જતી પાછળ રમ્ય ઘોષા' અંગે વ્યક્ત કરેલું પ્રયોજન કે પછી 'તડકો'થી હાથ ચડેલા પ્રલાપના વિકલ્પને પછીથી છેક આત્યંતિક કોટિએ પહોંચાડવા અંગેનું પ્રયોજન આ બંને સંકુલ પ્રયોજન હોઈ શકે છે. સુરેશ દલાલે પ્રારંભની મુગ્ધતાને પ્રૌઢિમાં પરિણત ન થવા દીધી અને એ મુગ્ધતાને ઠેર ઠેર આજ દિન સુધી ખપે લગાડ્યા કરી છે એનું પ્રયોજન પણ એટલું જ સંકુલ હોઈ શકે છે. આ અને આવા લેખકોનાં પ્રયોજનોની ભીતર ઊતરી શકાય તો લેખનને એક મહત્ત્વના પરિમાણથી આપણે અજવાળી શકીશું.

સંદર્ભ :
TLS માર્ચ ૨૯. ૧૯૯૬



## આપણો આજનો મધ્યમવર્ગ

રાજ્ય એટલે લોકશાહી સહભાગિતા અને સ્વાયત્ત શાસન માટેનું કાર્યક્ષેત્ર : આ રીતની રાજ્યની નવેસર વ્યાખ્યા કરતાં, રાજ્ય એ માત્ર ઉચ્ચ વર્ગનો ઇજારો નથી રહેતું; તેમ જ તે ઉપર ચડવાને ગતિશીલ બનેલા આપણા મધ્યમ વર્ગનો – જે વર્ગ વ્યાપક લોકસમાજથી વધુ ને વધુ પરાયો બની રહ્યો છે તેનો — પણ આગવો ઇલાકો નથી બની રહેતું.

આ મધ્યમ વર્ગ પહેલાં તો ગાંધીવિચારનો અને ગાંધીમાન્ય ભારતનિર્માણ માટેના માનવીય લગનવાળા, પ્રગતિશીલ સંચલનનો આધારસ્તંભ હતો; પરંતુ હવે તે વિશ્વના બુઝર્વાવર્ગ તરફ ઉત્તરોત્તર વધુ ઢળતો થઈ ગયો છે : પોતાની અંતર્ગત સામાજિક સંવેદના ત્યજી દઈ તેને બદલે તે ગ્રામ્ય ઉપભોગવાદની પાછળ અને અંગત ધનોપાર્જન અને સુખભોગની પાછળ આંધળી દોટ દઈ રહ્યો છે.

**રજની કોઠારી**
**(અનુ. હરિવલ્લભ ભાયાણી)**

ઉદ્દેશ જૂન ૯૬મા ભાયાણીસાહેબે 'આધુનિકવાદ અને આધુનિકવાદ વિશે જે ભાષાંતરિત હાઈકુ આપ્યુ છે તેમા skylarkનો અનુવાદ બુલબુલ થી આપ્યો છે તે યોગ્ય નથી. lark એટલે ચંડોળ (નરસિંહરાવ યાદ આવી જશે) ચંડોળ ગાયક પક્ષી છે બુલબુલ નહિ સહેજ સૂક્ષ્મ વિશ્લેષણ કરીએ તો skylark એટલે ચંડોળવર્ગનુ એક વિશિષ્ટ પંખી જેને ગુજરાતીમા ભરત કહે છે ચંડોળ કરતા પણ ભરતની ગાયકી જીવંત અને દીર્ઘ હોય છે

પોરબંદર **નરોત્તમ પલાણ**

૨૨-૬-૯૬

+

'अहनी परा यत्तता' વિશેના લેવિનાના વિચારને વ્યક્ત કરતા ડેવિડ કૅમ્પબેલના લેખનો ડા ભાયાણીનો અનુવાદ (જૂન ૯૬નો અંક) વાચ્યો વિચાર ખૂબ સરસ છે પણ લેખ તરજુમિયો બની ગયો છે અગ્રેજી વાક્યરચનાને ગુજરાતી વાઘા ચડાવવાથી ગુજરાતીનુ ગૌરવ હણાયુ લાગે છે સાપ્રત પ્રવાહોમા શ્રી દીનેશ અતાણીના 'ઇન્ડિયા ટુડે'ના સાહિત્ય વિશેષાક અંગેના તમારા વખાણમા ડૉ ચન્દ્રકાન્ત ટોપીવાળા, ડૉ સુમન શાહ શ્રી ચન્દ્રકાન્ત બક્ષી વગેરેના નિર્ભય અને નિષ્પક્ષ મતવ્યો સાહિત્યક્ષેત્રે વર્તમાન પરિસ્થિતિ અંગે ખોલી નાખે એવા છે કૃષ્ણ દૈનંદિની નો અવલોકનાત્મક પરિચય શ્રી કૃષ્ણચેતનાને સારી રીતે પરિચિત કરાવે છે 'અબોલા રાણીની કથાનો મર્મ' એ લેખમા આધ્યાત્મિક તેમ જ યોગમાર્ગના મર્મને શ્રી મકરન્દભાઈ દવેએ ચતુર્વિધ વાણીના પ્રકાશમા પ્રગટ કર્યો છે તે તેમના જેવા અનુભવી જ કરી શકે પૃ ૪૦૭ પહેલા સ્તભમા ' નાભિમા સૂતેલી પરાવાણી એ કોઈ જુદો મત છે ? યોગ અને તંત્ર શાસ્ત્રમા પરાવાણી મૂલાધારમા સૂતેલી બતાવી છે નાભિ તો પશ્યન્તી વાણીનુ સ્થાન છે

સશોધનની દશાને લગતી સુખદુ ખની કહાણી આ લેખમા ડૉ ભાયાણીએ ડૉ. નીવાજના શાહ (ભારત ભૂતપૂર્વ વિદ્યાર્થી) સંપાદિત રવિગુપ્તની लोकसव्यवहार प्रवृत्ति (૧૯૮૬) ગ્રથ તરફ દશ વર્ષ બાદ જર્મનીના પ્રોફેસર (ભારત મિત્ર) ડૉ દાનનુ ધ્યાન દોર્યું અને ડૉ. દાનના સશોધનને તેનાથી જે વેગ પ્રાપ્ત થયો તે કથા રજક પણ છે અને આશ્ચર્યજનક પણ છે

એક ગુજરાતી વિદુષીના કાર્યની મોડે મોડે પણ કદર કરાવવામા ડૉ ભાયાણી નિમિત્ત બન્યા તે "योजकस्तत्र दुर्लभ ' પક્તિને સાર્થક બનાવે છે ડૉ ભાયાણીના આતરરાષ્ટ્રીય સપર્કને કારણે આ શક્ય બન્યુ છે

આવા અગત્યના સશોધનો અંગ્રેજી માધ્યમમા થવા જોઈએ એમ આ પ્રસગથી ધ્વનિત થાય છે

યશવંત ત્રિવેદીના કાવ્યની ' બાકી અમે તો, મીરાબહેન ' ગાધીને અને રક્તના ડાઘવાળી માતૃભૂમિને ભૂલી ગયા છીએ ' આ એક જ પક્તિ આપણા દેશની વર્તમાન પરિસ્થિતિની કરુણતાને સચોટ રીતે છતી કરે છે

ચિનુ મોદીના ગઝલના લેખમા અપરિચિત કાવ્યપ્રકાર તઝમીન વિશે ઘણુ જાણવાનુ મળ્યુ જે આસ્વાદ્ય

છેવટે સાહિત્યરસના સિદ્ધાન્ત અને સ્વરૂપ અંગેનો ડૉ વિજય પડ્યાનો અભ્યાસપૂર્ણ લેખ એમની અભ્યાસપરાયણતા અને સૂક્ષ્મેક્ષિકાનો પરિચાયક છે

એકદરે જૂન ૧૯૯૬નો આખો અંક સમૃદ્ધ અને વૈવિધ્યપૂર્ણ હોવાથી સવિશેષ ગમ્યો

વડોદરા **ડૉ. અરુણોદય જાની**

૨૪-૬-૯૬

+

મારા વ્યગ તઝમીન સગ્રહ અર્થ આડા થાય તો ? ની શ્રી ચિનુ મોદીએ લખેલી પ્રસ્તાવના 'ઉદ્દેશ જૂન '૯૬મા પ્રગટ થઈ તે બદલ ઊંડો આનદ વ્યગકાવ્યના આ નવા પ્રકારને સાહિત્યમા સ્થિર થવા માટે ઉદ્દેશ દ્વારા જે બળ મળ્યુ છે, તે બદલ હૃદયપૂર્વક આભારી છુ પ્રસ્તાવનામા એક સ્થળે લખાયુ છે "પરતુ આ ભાવવિશ્વને નવો કવિ ચૅલેન્જ કરે છે અને આ ભાવવિશ્વને એ ત્રણ મિસરા લખીને – ત્રણ નવી પક્તિ લખીને વિસ્તારે છે અથવા ભાવવિશ્વને બદલી નાખે છે આમા ભાવવિશ્વને વિસ્તારવાની વાત ફક્ત 'તઝમીન'ને લાગુ પડે છે કારણ કે તઝમીનકારે મૂળ શેરના સમર્થનમા જ પોતાની ત્રણ મૌલિક પક્તિ ઉમેરવાની હોય છે આ આવશ્યક શરત છે આમા ભાવવિશ્વ બદલવાનુ હોતુ નથી. ઉપરાત, ભાવવિશ્વને બદલવાની વાત 'વ્યગતઝમીન માટે જ સાચી છે કારણ કે વ્યગ તઝમીન હમેશા નવા લક્ષ તરફ ગતિ કરે છે એટલે મૂળ શેરના ભાવવિશ્વને બદલવુ જ આવશ્યક બને છે વિસ્તારવાનો પ્રશ્ન નથી. પ્રસ્તાવનામા બીજે એક સ્થળે હુ આદિલ દીપક બારડોલીકર ઇત્યાદિ ૧૯૬૪–૬૫ની આસપાસ તઝમીન કરતા હતા, પરતુ વ્યગ્યનો વિચાર સુધ્ધાય અવિવેક લાગતો હતો મુસાફિર અને નિર્મિશે આ સકોચ દૂર કર્યો અને '' એમ લખાયુ છે ગુજરાતીમા પ્રથમ તઝમીનસગ્રહ મુસાફિર પાલનપુરીએ આપ્યો એ ખરુ પણ આ લખનાર દ્વારા પ્રથમ વ્યગ તઝમીન ૧૬ ૩ ૯૫ને દિવસે લખાઈ અને 'ધબક (સપ્ટે. '૯૫)મા છપાઈ એ અગાઉ કોઈએ વ્યગતઝમીન સર્જી નથી. વ્યગતઝમીનકારે કલ્પેલા નવા ભાવવિશ્વમા અન્ય શાયરનો શેર આવી ભળે અને એના દ્વારા જ લક્ષ્યવેધ થાય, એવી અવળી ગતિ એ મારી મૌલિક કલ્પનાની નીપજ છે

વડોદરા **નિર્મિશ ઠાકર**

૨૨-૬-૯૬

+

'ઉદ્દેશ'નો વાર્તાવિશેષાક એકી બેઠકે વાચી ગયો. લા જવાબ બન્યો છે પસદ કરેલ વાર્તાઓના સ્વરૂપવિધાન અને

કલાત્મકતા પ્રત્યે તમારી સજાગતા અને સજ્જતા અભિનંદનીય છે. આની સામે આ તબક્કે મને એક વાત યાદ આવી જાય છે. 'ગિરાસમાં એક ડુંગરી' નામના માત્ર અનુભવકથા કે પ્રસંગ-કથાઓ ગણી શકાય એવા પુસ્તકને ૧૯૯૪નું ગુ. સા. અકાદમીનું વાર્તાસંગ્રહ માટેનું પારિતોષિક અપાયું છે, જેમાં 'વાર્તા' છે જ નહિ. એ વિશે શ્રી દિલીપ રાણપુરાએ પણ ૨-૪-'૯૬ 'જનસત્તા'માં લખ્યું હતું કે, "ટૂંકી વાર્તાનો નાભિશ્વાસ સાડા-ત્રણ દાયકા પહેલાં ચાલતો હતો અને તેને જીવંત રાખવાના સાડા-ત્રણ દાયકા સુધીના પ્રયાસો સાવ નિષ્ફળ ગયા છે. અને આ ઇનામની જાહેરાત સાથે ટૂંકી વાર્તાની મરણનોંધ લેવાઈ ગઈ છે."

વાર્તા-વિશેષાંક દ્વારા ટૂંકી વાર્તાને જીવંત રાખવાનો સન્નિષ્ઠ પ્રયાસ કરનાર 'ઉદ્દેશ' એ ઇનામી (અ)વાર્તાસંગ્રહની રાધેશ્યામ શર્મા જેવા કોઈ વાર્તા-પારખુ તટસ્થ વિવેચક પાસે સમીક્ષા કરાવી ટૂંકી વાર્તા પરની સ્થાપિત સાહિત્યિક હિતોની ગળાચીપને જરૂર ઢીલી કરી શકે. અલબત્ત 'ઉદ્દેશ'ના વાર્તા-વિશેષાંક જેવા અંકો એ વાતની પ્રતીતિ તો કરાવી જાય છે કે, ગમે તેટલી 'ગળાચીપ' છતાં ટૂંકી વાર્તા મરવાની નથી.

અમદાવાદ **નસીર ઇસમાઈલી**

૪-૮-૯૬

*

એપ્રિલ ૧૯૯૬ના 'ઉદ્દેશ'માં મુ.શ્રી હરિવલ્લભ ભાયાણીના 'સાહિત્યિક સ્મારકો : આપણાં બિસ્માર વિસ્મારકો' વિશેના લેખમાં ગુજરાતી ભાષાના સાહિત્યસ્વામીઓ વિશેનાં જન્મસ્થાન-કાર્યસ્થાનનાં ગૌરવવંતાં સ્મારકોને રચવા અને જાળવવા માટેની લાગણીને દાદ આપવી ઘટે. આપણે ત્યાં સાહિત્યકારોની જન્મશતાબ્દીઓ ઊજવીએ છીએ. તેમના જીવન અને સાહિત્યને પરિસંવાદો, વ્યાખ્યાન-માળાઓ દ્વારા મૂલવવામાં અને પુસ્તક સ્વરૂપે પ્રસિદ્ધ કરવા પૂરતા જ રહે છે, પરન્તુ સાહિત્યકારના જન્મસ્થળ-કાર્યસ્થાન પર પ્રત્યક્ષ કાર્યક્રમો કે પરિસંવાદો યોજીને તથા સ્મારકો રચીને પ્રજાભિમુખ બનાવવા આપણે ઉદાસીન હોઈએ છીએ. આપણે એક બાજુ સાહિત્યિક અને સાંસ્કૃતિક વારસાને જાળવવાની, સાચવવાની ખેવના કરીએ છીએ અને બીજી બાજુ કરોડોની યોજનાવાળાં ધાર્મિક તીર્થોની વ્યાપારવૃત્તિને પાળીએ છીએ. પોષીએ છીએ. આપણી આ ઉદાસીનતા અને વિરોધાભાસી વૃત્તિ આવતી કાલની પેઢીને વારસામાં શું આપશે ?

મુ. ભાયાણી સાહેબની સંવેદનાને પ્રત્યુત્તર આપવા માટે આપણી પાસે નક્કર ભૂમિકા છે ખરી ?

જિયોડ, જિ. ગાંધીનગર **અમૃત 'સાગર'**

૨૩-૪-૧૯૯૬

*

માર્ચ '૯૬ના 'ઉદ્દેશ'ના અંકમાં શ્રી ભાનુપ્રસાદ પંડ્યાના ઉમાશંકર જોશીની મુક્તક કવિતાના લેખથી મનને પ્રસન્નતા મળી છે. મુક્તકો ચૂંટ્યાં છે તે લેખકની પસંદગીની અને સાહિત્યખોજની સરસ શક્તિ દર્શાવે છે. તેમને મારાં અભિનંદન.

'ઉદ્દેશ' સમયસર પ્રસિદ્ધ થાય છે. છાપકામ સરસ છે. અંકમાં લેખો, પસંદગી, ગોઠવણી વગેરેમાં તમારી દૃષ્ટિ અભિનંદનને પાત્ર છે.

ભૂજ (કચ્છ) **કુન્દનલાલ ધોળકિયા**

૧૯-૪-૯૬

*

એપ્રિલ '૯૬નો અંક મળ્યો અને 'પૂનમ' કાવ્ય ખૂબ જ ગમ્યું અને ઉચ્ચાનંદની મનોદશામાં હું ઘડીક ગરકાવ થઈ ગયો. હૃદયસ્પર્શી 'આ વરસે છે ચોમેર અનર્ગળ વૈભવ એનો છૂટો' (એનો સ્વભાવ છે.) 'આ આવ્યો છે તો આદર દઈને તુંય ભરી લે મૂઠી !'

અમદાવાદ **એસ. એમ. રંગવાલા**

૧૯-૪-૯૬

*

'અબોલા રાણીની' મૂળ કથાનો મર્મ બાકી રહ્યો હતો તે પૂરો કરી મોકલું છું. અબોલાને બોલતી કરવાના અને સાંભળવાના સાફલ્ય આડે ઘણાં વિઘ્નો – અંતરાયો આવે છે. અંતે વિક્રમનું જોણું ટળ્યું ને બામણનું રોણું ફળ્યું એથી નિરાંત થઈ... 'ઉદ્દેશ' નિયમિત મળે છે ને ધ્યાન દઈ વાંચું છું. 'સાંપ્રત પ્રવાહો' વધારે વિશાલ બનાવો તો ? તમારા પર ભાર વધશે પણ ઘણાને માટે દિશાસૂઝ ખૂલશે. 'ઊર્મિનવરચના'માં મેઘાણી 'વહેતાં પાણી' મથાળા નીચે નોંધ આપતા. 'મૉડર્ન રિવ્યૂ' તો એ માટે જ ખાસ વધુ 'માર્ગદર્શક' બની રહેતું. રામાનંદ ચેટરજી ખૂબ કંડિકાઓ સાથે ને માથે પોતાનાં મંતવ્યો રજૂ કરતા. આવું કરો, કાંઈક ભાઈરામ.

નંદિગ્રામ **મકરન્દ દવે**

૩-૫-૯૬

*

તીક્ષ્ણ તીર સમા બની જતા તંત્રીલેખ (દા.ત. માર્ચ '૯૬) માણું છું, સાહિત્યના સ્વાસ્થ્ય માટે અનિવાર્ય જાણું છું, વખાણું છું !

વડોદરા **નિર્મિશ ઠાકર**

૩-૫-૯૬

*

ખરેખર 'ઉદ્દેશ' દ્વારા આપે 'સંસ્કૃતિ'ની ખોટ પૂરી કરી છે. એની પાછળ આપની કાળજીભરી માવજત, સાહિત્યિક સૂઝ, વાચકો પ્રત્યેનો પ્રેમ અને તેમને ઉત્કૃષ્ટ આપવાની ભાવના અને એ માટેનો નિષ્ઠાપૂર્વકનો અવિરત પ્રયત્ન રહેલાં છે. આ તો ભગવતી સરસ્વતીદેવીની ઉપાસના છે. અને એ માટે તો ક્ષણેક્ષણની જાગૃતિ અને શબ્દબ્રહ્મની સતત સાધના જોઈએ. એ આપ કરી રહ્યા છો. 'ઉદ્દેશ'ની પાછળ રહેલો આપના જીવનનો જે 'મહા ઉદ્દેશ' છે, એ દિવ્ય મા ભગવતી જરૂર પૂર્ણ કરશે તેવી મને શ્રદ્ધા છે.

પોરબંદર **જ્યોતિ જાનકી**

૮-૫-૯૬

*

ઉદ્દેશ નિયમિત મળે છે વાચીને ઊંડા સંતોષની લાગણી અનુભવું છુ સાહિત્યિક પત્રકારત્વના ક્ષેત્રે આપે જીવંત ઉદાહરણ પૂરુ પાડ્યુ છે મારા હાર્દિક અભિનંદન.

નડિયાદ **પ્રીતમલાલ કવિ**

૨ ૫ ૬

+

ઉદ્દેશ નો હુ પ્રથમ અંકથી જ વાચક અને ચાહક રહ્યો છુ એ તમે જાણો જ છો તમારી આ નવી અને વિશિષ્ટ સાહિત્ય સાધના ઉત્તરોત્તર સફળ પ્રગતી રહી છે તેનો પણ પ્રત્યક્ષ સાક્ષી રહ્યો છુ એથી જ આ છ વર્ષ હુ ઉદ્દેશ નો વાર્ષિક ગ્રાહક નિયમિત ચાલુ રહ્યો

તમારી સંપાદકીય સૂઝ અને સમજ પ્રશંસનીય છે તમારી ચીવટ અને ચોકસાઈ અનુકરણીય છે સાહિત્ય અને જીવનવિચારનુ સામયિક તમે નિત્ય નિષ્ઠાથી અભ્યાસપૂર્વક ઉત્સાહ થી અને શ્રદ્ધાપૂર્વક પ્રગટ કરતા રહ્યા છો એનુ મૂલ્ય અને મહત્ત્વ મારે મન મોટુ છે ઉદ્દેશ વાચતા રહીને તમારા પ્રત્યેનો મારો પ્રેમાદરભાવ વધ્યો છે એથી જ તમારા આ સાસ્કૃતિક અને વૈચારિક સાહસને સક્રિય સાથ આપવાની મારી ફરજ સમજ છુ એકલે હાથે શિષ્ટ અને રુચિપૂર્ણ સામયિક પ્રતિમાસ પ્રસિદ્ધ કરવુ એ કેટલુ કઠણ અને કસોટીકારક છે એનો મને થોડો અનુભવ છે કારણ કે નવ વર્ષ મેં અભ્યાસ માસિક ચલાવવાની મથામણ કરી હતી

એટલે મારા મોટા પુત્ર ચિ. આનદને ઉદ્દેશ ના આજીવન પ્રોત્સાહક સભ્ય તરીકે નોંધશો તો હુ રાજી થઈશ તમે ચિ આનદને ઓળખો જ છો તમારો પુત્ર પ્રબોધ અને આનદ કાન્તેજનમયથી મિત્રો રહ્યા છે એવો મારો ખ્યાલ છે ઉદ્દેશ ની વિકાસયાત્રા સફળતાપૂર્વક વધતી રહે એવી સૌ પૂર્ણિમાની અને મારી સપ્રેમ શુભેચ્છાઓ

અમદાવાદ **પુરુષોત્તમ ગણેશ માવળંકર**

૧૮ ૬ ૮૬

+

ગૌરવ થવા જેવી એ વાત એ છે કે તમે સસ્કૃતિ નો આદર અને તેમની ભાવનાઓને સપૂર્ણપણે જાળવી રાખતા સસ્કૃતિ ના પુનરુત્થાન સમ ઉદ્દેશ ને નિષ્ઠાપૂર્વક સૂઝપૂર્વક તથા આપણી ભાષાના અગ્રણી સારસ્વતોના સહયોગથી તેનુ ધોરણ – ઉચ્ચ ધોરણ ટકાવી રાખ્યુ છે તે માટે તમને ધન્યવાદ ઘટે છે

મુંબઈ **કૃષ્ણવીર દીક્ષિત**

૨૩ ૬ ૧ ૮૬

+

જુલાઈ ૮૬નો અંક મનને ખૂબ જ સતોષ આપી ગયો જેથી હુ પેન ઊચકવા માટે મજબૂર થયો આપની આટલી મહેનત અને અનુભવના નિચોડનુ એકાદ બુદ પણ અમે આપના ઉદ્દેશ પાનેથી મેળવીએ તો અમે ધન્ય બની જઈશુ સુવર્ણાંકિત સિતારની સરગમે સાચે જ હૃદયના તાર ઝણઝણાવી નાખ્યા. આવતા મહિનાથી ઉદ્દેશ સાતમા વર્ષમા મંગલ પ્રવેશ કરી રહ્યુ છે આપશ્રીને ખૂબ જ અભિનંદન આમ જ આપના ઉદ્દેશ સફર અમારા સુધી પહોંચતા રહે જ એ જ પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના.

આણંદ **ડૉ. તુષાર મહેતા**

૧૮ ૭ ૮૬

+

પુષ્પદાહ વિશે વાચ્યુ મે જ્યારે એ નવલકથા ખરીદીને વાચ્યા પછી તેનુ મનન કર્યું ત્યારે મારા હૃદયમા જે લાવા સર્જાતો તે જુદર્યો નથી આજે પ્રમાણે ફાફડા ઉડાડનારા લોકોપણાથી પીડિત લેખક વર્ગથી એ સ્થાન છૂટી ગયો છે કયા માટેના નામના શ્રી વારાને પ્રસિદ્ધિની સેકામ ભૂખનુ સઘરેલ લક્ષણ માનુ છુ

નવલકથાને અભિનંદ આપનારા પુષ્પદાહ વાચકોને દાહ આપનારા તેજાબ છાટીને સાહિત્યની સુરમ્ય કાયાને કદરૂપ બનાવનારી દુર્ઘટના છે વિમોચનની વિધિ વખતે જયશ્રીની ઊજવવા જઈ રહેલા લેખકશ્રીએ ઈશ્વરભાઈના જીવન પરથી સત્ય ઘટનાત્મક નવલકથા લખીને કથાની નગ્ન સચ્ચાઈ પર સુવર્ણનુ ઢાંકણુ દાબી દીધુ છે અમેરિકા જવાની (એ પણ બીજાના ખર્ચે) હરખાકરવાની એષણાને કારણે. ખલનાયકને નાયક અને લાચાર નાયિકાને ખલનાયિકા ચીતરવાનુ અસત્ય તેના લેખકે આચર્યું છે સગર્ભા ભોગ પતિને પરાણે કેદી દેવાયેલ નાયિકાના છેડેથી આ કથા લખાઈ હોત તો આ કથા નવલકથા બની શકી હોત. નવી મા અને રખાતના કહ્યા પ્રમાણે બાપે સગાઈ છોકરીને ખાલી છાબડાને અમેરિકાના ઉકરડે ફેંકી દિધા અને પતિ સાથે પરાણે દેવાયેલ નાયિકાને સહાનુભૂતિની નજરે જોવાને બદલે તેના પૈસા ખર્ચનારા પાત્રો ની વચ્ચે રહીને રંગમા ભંગ ફાફડા પીરસી દીધા છે પાત્રોની વચ્ચે રહીને સર્જાયેલી કથા આર્થિક સત્ય છે બે બચ્ચાઓની માતાની કેફિયત લેખકે જાણી નથી તેને માત્ર અછડતુ મળી લીધુ છે લેખકના અમેરિકા પ્રવાસના ફાઈનાન્સરને અને તેના મોટા પુત્રને લીધે સર્જાયા છે તમે મને અમેરિકા ફેરવો તો હુ તમારી કથા તમને ગમે તે રીતે લખી આપુ એ શ્રી રજનીભાઈનુ જીવનસૂત્ર છે ?

કથા વાચીને મેં જ્યારે પાના આક્રોશમા લખેલા રણ પૂરુ નથી કર્યું ત્યારે સૌમ્ય ગાથાથી સૂઝી શક્યો છુ સાથે આક્રોશ તમે સુદર ભાષામા પ્રગટાવ્યો છે

માધવ રામાનુજ પુષ્પદાહ ના અહવાલ ના વિમોચનમા પ્રવક્તા હતા લેખકે વિધિ ને ઔપચાર બતાવીને ૭૦% આર્થિક ગુમાવેલ તેવુ તેમણે મને જણાવેલ

વિડિયો કસેટમા લેખક heroની જેમ લખતા ફરતા દેખાયેલા પ્રસિદ્ધિનુ વરવુ પ્રદર્શન થયુ હતુ

ઉદ્દગારમા આ કથાની પૂર્વભૂમિકા પણ મેં વાચેલી છુ માત્ર વાચક છુ મારા પત્રની ઝેરોક્સ રજનીભાઈને મોકલવી હોય તો તમને છૂટ છે

રાજકોટ **નલિન સૂચક**

૩૧ ૫ ૮૬

Uddesh (A literary, cultural monthly) October 1996 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/920

# ઉદ્દેશ


સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

**વર્ષ સાતમું : અંક ચોથો** **નવેમ્બર : ૧૯૯૬**

તંત્રી
રમણલાલ જોશી

**૭૬**



# ઉદ્દેશ

વર્ષ : સાતમું અંક : ચોથો સળંગ અંક : ૭૬

અનુક્રમ : નવેમ્બર ૧૯૯૬



પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ/ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ફોન ૪૦૦ ૬૯૮

મુદ્રણ ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૧૦૦ વિદેશમા(એરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ
  **'ઉદ્દેશ' કાર્યાલય**
  ૨, અચલાયતન સોસાયટી
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- ઉદ્દેશ ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **વિજય મેગેઝીન વર્લ્ડ**
૬૨ કલ્યાણ ભુવન, બીજે માળ,
ગ્લિીફ રોડ, અમદાવાદ - ૧
ફોન ૫૩૫૪૫૯૬

(૨) **ગ્રંથાગાર**
પો બોક્સ ન ૪૧૬૧
ધવલ કોમ્પલેક્સ (પહેલા માળે)
નવરંગપુરા પોસ્ટ ઓફિસ પાછળ
અમદાવાદ ૯ ફોન ૪૪૬૦૯૩

(૩) **મેગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ
આણદ ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

નવેમ્બર ૧૯૯૬

सर्वभाषा सरस्वती



चञ्चलं हि मन: कृष्ण ।

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના છઠ્ઠા અધ્યાય 'આત્મસંયમયોગ'માં શ્રીકૃષ્ણ વીગતે ધ્યાનયોગ સમજાવે છે પણ અર્જુન ચંચલતાને કારણે એ વસ્તુ બરાબર સમજી શકતો નથી અને કાંઈક અકળાઈને કહે છે :

*चञ्चलं हि मन: कृष्ण प्रमाथि बलवद्‌दृढम् ।*
*तस्याहं निग्रहं धन्ये वायोरिव सुदुष्करम् ।।*

હે કૃષ્ણ ! મન ચંચલ, પ્રમથન સ્વભાવવાળું, બળવાન અને દૃઢ છે. એને વશ કરવું એ વાયુને રોકવા જેવું અત્યંત દુષ્કર માનું છું. શ્રીકૃષ્ણ અર્જુનની વાત સ્વીકારે છે કે મન ચંચળ અને વશ કરવું કઠિન છે પણ અભ્યાસ અને વૈરાગ્યથી તેને વશ કરી શકાય છે अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते. ચિત્તને વશ કરવાનો ઉપાય ઉપર અભ્યાસ અને વૈરાગ્ય સૂચવાયો છે. સાંખ્ય દર્શનમાં અને માતંજલ યોગદર્શનમાં પણ અનુક્રમે 'वैराग्यादभ्यासाच्च' (વૈરાગ્ય અને અભ્યાસથી ચિત્ત વશ થાય છે) અને 'अभ्यासवैराग्याभ्यां तान्निरोध:' (અભ્યાસ અને વૈરાગ્યથી એનો વિરોધ થાય છે) દ્વારા આ જ માર્ગ દર્શાવાયો છે. એમાં અભ્યાસ અને વૈરાગ્ય બંનેને ભેગા લેવાના છે, નોખા નોખા નહિ. ઉપરનાં અવતરણોમાં પહેલા બેમાં 'ચ'કારથી અને છેલ્લામાં દ્વિવચનથી આ જ હકીકત સૂચિત થાય છે. એમાં પહેલો છે અભ્યાસ એટલે આત્મધ્યાન. આપણે આત્મા છીએ એ જ સત્ય છે, આ વસ્તુનું સતત ધ્યાન તે અભ્યાસ. 'અભ્યાસ' શબ્દમાંથી પણ એ અર્થ નિષ્પન્ન થાય છે. અભ્યાસ એટલે अभि + अस् = -ના તરફ વળવું. આપણે જે મેળવવાનું છે તે તરફ વળવું અર્થાત્ આત્મભાવે જીવવું. બીજો છે વૈરાગ્ય. જે ક્ષુદ્ર છે, ક્ષુલ્લક છે, ક્ષણિક છે એના તરફ વૈરાગ્ય. વૈરાગ્યનું મહત્ત્વ એક પ્રાચીન શ્લોકમાં સુંદર રીતે દર્શાવાયું છે. અનંત વિસ્તારવાળા ભવરૂપી સાગરમાં વિષયપદાર્થો રૂપી મોજાં હિલોળા લીધા જ કરે છે. માણસની મનરૂપી હોડીને એ સાગર તરી જવો છે. પણ એ તો કોઈ સમર્થ સુકાની હોય તો જ બની શકે. કારણ કે પૂર્વજન્મની વાસનાઓ રૂપી ઝંઝાવાતો હોડીને ખરાબે ચડાવી દે એ ભય મોટો છે અને એ મનરૂપી હોડીનો કુશળ સુકાની તે વૈરાગ્ય. પ્રચંડ વાસનાઓ રૂપી વંટોળિયા વડે ડામાડોળ થયેલી મનરૂપી હોડી વૈરાગ્ય રૂપી સુકાની વગર સ્થિર થવી અશક્ય છે. વૈરાગ્ય વિશે કેટલાક ખોટા ખ્યાલ પ્રવર્તે છે. સાચી વૈરાગ્યદૃષ્ટિથી વિશ્વ તરફ એક જાતનું ભાવાત્મક વલણ રહે છે. એમર્સન કહે છે કે, "કવિ, તત્ત્વજ્ઞ અને સંતને બધી વસ્તુઓ આત્મીય અને પવિત્ર છે, બધા બનાવો લાભદાયી છે, બધા દિવસ પવિત્ર છે, અને બધા માણસો દૈવી છે." ચિત્તશાન્તિના અનેક માર્ગો છે પણ એ બધા માર્ગોનું મૂળ 'અભ્યાસ' અને 'વૈરાગ્ય'માં જ છે. ચંચલ એવા મનને વશ કર્યા વગર શાન્તિ ક્યાંથી મળે ? સાચી શાન્તિ એ સુખનું બીજું નામ છે. ગીતામાં કહ્યું છે ને કે અશાંતને સુખ ક્યાંથી હોય ? અર્જુને જગતના સૌ જીવનસાધકો વતી પ્રશ્ન પૂછ્યો અને ગુરુઓના ગુરુ શ્રીકૃષ્ણે એનો ઉપાય બતાવ્યો. એ પ્રમાણે કરીએ તો જ પરિણામ આવે. એ કરવાની શક્તિ મળે એ માટે પણ આપણે તો શ્રીકૃષ્ણને જ પ્રાર્થીએ.

**રમણલાલ જોશી**

# રવીન્દ્રનાથ અને મૃણાલિનીદેવી

સુનીલ ભટ્ટાચાર્ય, અનુ મોહનદાસ પટેલ

"પ્રિય બાબુ,

આગામી રવિવારે ૨૪મી અગ્રહાયણની તારીખના શુભ અવસરે મારા પરમાત્મીય શ્રીમાન રવીન્દ્રનાથ ઠાકુરના શુભ લગ્ન થશે આપ તે પ્રસગે સાજે દર્શાવેલ દિને ૬ નબર જોડાસાકોસ્થ દેવેન્દ્રનાથ ઠાકુરના ભવનમા ઉપસ્થિત રહીને લગ્નાદિના શુભદર્શન કરીને મને અને આત્મીયવર્ગને અનુગૃહીત કરશો એ જ (બ સ ૧૨૯૦)

અનુગત
શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

ઈ સ ૧૮૮૩ માગશરની (બ.સ ૧૨૯૦) ૨૪મીએ બાવીસ વર્ષની ઉમરે રવીન્દ્રનાથનુ લગ્ન થયુ ઉપરનો પત્ર મિત્રમડળને ઉદ્દેશીને રવીન્દ્રનાથનુ જ ગમ્મતભર્યું નિમત્રણ હતુ

ઠાકુર પરિવાર સામાન્ય ગોળની પિરાલી બ્રાહ્મણ શાખાના હોવાથી રવીન્દ્રનાથને યોગ્ય કન્યા મેળવવાનુ અઘરુ થઈ પડ્યુ હતુ છેવટે તેમની જ એસ્ટેટના સામાન્ય કર્મચારી, ખુલના જિલ્લાના વતની વેણીમાધવ ચૌધરીની અગિયાર વરસની દીકરી ભવતારિણી સાથે રવીન્દ્રનાથનુ લગ્ન થયુ સભવ છે કે રવીન્દ્રનાથે આ નામ બદલીને મૃણાલિની નામ આપ્યુ હોય. એકમાત્ર પિરાલી ગોળ સિવાય શિક્ષણમા, દીક્ષામા, આચાર અને બુદ્ધિચાતુર્યમા આ નાની છોકરી સાથે રવીન્દ્રનાથનો બીજો કોઈ પણ રીતે મેળ ન હોવા છતા પણ કવિએ અપાર સ્નેહ સાથે નવીન સગિનીને ગ્રહણ કર્યાં હતા સૌથી નાના દીકરાની સ્ત્રીને પરિવારને યોગ્ય બનાવવા દેવેન્દ્રનાથે કશુ જ બાકી રાખ્યુ ન હતુ તેમણે લખ્યુ છે – ' અગ્રેજી શીખવા માટે નાના વહુને લૉરેટો હાઉસમા મોકલી આપશો. સ્કૂલમા જવા માટેના કપડા અને સ્કૂલનો માસિક ખર્ચ રૂપિયા પદર જમીનદારીની આવક ખાતે ઉધારશો."

ખુલનાની છોકરી હોવાથી કવિ મૃણાલિનીને ઘણી વાર ગમ્મતમા બાગાલ (= અણઘડ) અભિધાથી સબોધતા. "જેવી મેં ગાળ દીધી કે તરત જ પત્રનો ઉત્તર આવી જતો આને સ્તો 'બાગાલ' કહેવાય ને ' છી છી ' છોકરાને સુધ્ધા બાગાલ બનાવી દીધો રે '"

લગ્ન વખતે કવિની ઉમર બાવીસ વર્ષની. લગ્ન પહેલા 'સધ્યાસગીત' અને 'પ્રભાતસગીત' તથા લગ્નના ગાળામા અને ત્યાર પછી પણ કોઈ પણ પ્રકારની મુશ્કેલી વગર કવિ એ 'છબિ ઓ ગાન', 'રાજર્ષિ' નવલકથા અને 'કડિ ઓ કોમલ' (તીવ્ર અને કોમલ) કાવ્યગ્રથો લખેલા

તે જમાનામા બૃહદ્ સયુક્ત કુટુબોમા સ્ત્રી સાથે જુદા ઓરડામા સસાર માડવાનુ શક્ય ન હતુ જોડાસાકોના બૃહદ્ વહેવારના ઘેરાવામાથી બહાર એકાત નિભૃતમા પહેલુ કવિકુજ રચે છે પશ્ચિમના ગાઝીપુરમા મોટી દીકરી બેલા[1] તે વખતે માત્ર એક જ વર્ષની શિશુ 'માનસી'ની ઉત્તમ કવિતાઓ અહીંની રચના. અહીં લખેલી 'બધુ' કવિતામા બાલિકા મૃણાલિનીની આછી છાયા છે કે શુ તે તો કોણ જાણે–

*"હાય રે રાજધાની પાષાણ કાયા*
*વિરાટ મુષ્ટિ બલે*
*ચાપે છે દઢ બલે"*
*વ્યાકુળ બાલિકાને નથી માયા*
*નિમેષ માટે તેથી પોતાને ભૂલી*
*વ્યાકુળ થઈ જાઉ બારણુ ખોલી*
*તરત જ ચારે દિશે નયન ડોકિયુ કરે*
*શાસન દોડી આવી તોફાન માડે*

'માનસી' કાવ્યગ્રથ કવિએ સભવત પત્નીને અર્પણ કરેલો અર્પણમા આ પ્રમાણે કવિતા છે–

"આશા આપી, ભાષા આપી, તેને સ્નેહ દ્વારા
રચી આપી માનસી પ્રતિમા"

૧ માધુરીલતા. જુઓ તો ભરે તેમ જ હો મા નિબધ ન બોલો તે નથી.

એના એક વરસ પછી (ઈ.સ. ૧૮૮૮) શિલાઇદહ ફરવા ગયા ત્યારે સંધ્યાના અંધારામાં કિનારાની વિસ્તીર્ણ રેતાળ ભૂમિમાં ઘણી વાર નિરુદ્દેશ પત્ની અને છોકરા-છોકરીઓની શોધમાં ઉદ્વિગ્ન કવિ આમતેમ દોડાદોડ કરે છે — માણસ રવીન્દ્રનાથનું તે એક માણવા જેવું ચિત્ર છે. " 'બલુ' કહીને એક વાર જોરથી બૂમ પાડી, પણ કોઈનોયે પ્રત્યુત્તર ન મળ્યો. છાતીમાં શ્વાસ એકદમ રૂંધાયો. હું એક તરફ 'બલુ' કહીને ચીસો પાડું છું. પ્રસન્ન બીજી બાજુ હાક મારે છે – 'નાના મા' કોઈનોયે નથી એક શબ્દ કે ઉત્તર. ગફુર બે-એક વાર ઘણે દૂરથી ગભરાઈને બૂમ પાડીને કહે છે, 'જોઈ શક્યો છું.' તરત જ ફરીવાર બોલી ઊઠ્યો 'ના ના.' અશક્ય એવી શંકાઓ બધી મનમાં જાગવા લાગી. સ્ત્રીની સ્વતંત્રતાની વિરુદ્ધ દૃઢ પ્રતિજ્ઞાબદ્ધ થયો." બરાબર આ જ સમયના ગાળામાં કવિએ 'વિસર્જન' નાટક રચ્યું.

ઈ.સ. ૧૮૯૦માં કવિ બીજી વાર વચેટ મોટા ભાઈ સત્યેન્દ્રની સાથે વિલાયતની મુસાફરી કરે છે. વહાણમાં seasicknessનું જે કલ્પી ન શકાય એવું દુ:ખ પામે છે, તેનું વર્ણન કવિ પત્નીને આપે છે – રોગ-શોક દુ:ખની તીવ્રતામાં પ્રિયજનનું સ્મરણ વારંવાર થાય છે.

"રવિવારના રોજ રાતે મને ખરેખર એમ લાગ્યું કે મારો આત્મા શરીર છોડીને બહાર નીકળ્યો અને જોડાસાંકો ગયો છે... મેં કહ્યું, છોટી બહુ, યાદ રાખજો, આજે રાતે શરીર છોડીને બહાર આવી તમને મળી ગયો છું. ત્યાર પછી બેલી અને બાબાને[૨] બચી કરી પાછો આવ્યો છું... તે સમયે તમે બધાં શું મને યાદ કરતાં હતાં કે ? તમારી પાસે પાછું ફરવા મન ઘણું જ છટફટ ફરતું હતું."

આ પછી થોડા દિવસ બાદ વહાણમાંથી પત્નીને પત્ર લખે છે :

"સમુદ્રના બરાબર કિનારાની ધાર ઉપર આસમાની પહાડના ખોળામાં સફેદ શહેર સરસ દેખાય છે. છોટી, તમને આ જોવાની ઇચ્છા થાય છે ? એક દિવસ તમારે આ માર્ગે આવવાનું છે તેની ખબર છે ? બેલી માટે એક સાડી અને કિનાર મોકલી છે. કદાચ બેલીબુઢ્ઢી તેમાં દીપી નીકળશે. મને શું તે યાદ કરે છે ? પાછો આવીશ ત્યારે બાબાને કેવોક જોઈશ કોણ જાણે ! હું પાછો આવું ત્યારે છોટી વહુ, તમને તાજાંમાજાં અને સ્વસ્થ જોવા પામું"

રવીન્દ્રનાથ પત્નીને ક્યારેક છોટી વહુ, તો ક્યારેક છોટી ગૃહિણી, તો ક્યારેક છુટી, તો વળી ક્યારેક છુટકી કહીને અપાર સ્નેહથી સંબોધન કરતા. ભવિષ્યમાં પરિવાર સાથે યુરોપ ફરવા જવાની ઇચ્છા હતી, મૃણાલિનીદેવીના ભાગ્યમાં છેવટ સુધી તે ન બની શક્યું. તે વર્ષ હતું ઈ.સ. ૧૮૯૦નું. ત્યારે બેલાની ઉંમર ચાર વર્ષની અને રથીની બે. ઈ.સ. ૧૮૮૬થી ૧૮૯૪ સુધી બબ્બે વર્ષને અંતરે કવિનાં પાંચ બાળકોનો જન્મ થયેલો : બેલા, રથીન્દ્ર, રેણુકા,[૩] મીરાં અને શમીન્દ્ર.[૪] રવીન્દ્રનાથની જેમ આટલાં બધાં પ્રિયજનોનું મૃત્યુ ઘણા માણસોને જોવું નહિ પડ્યું હોય ! આટલો બધો શોક નહિ સહેવો પડ્યો હોય ! આટલાં બધાં દુ:ખ-ચિંતાનો ભાર બહુ જ ઓછા માણસોને વહેવો પડ્યો હશે. આવા બધા સાંસારિક દુ:ખદાયક ઝંઝાવાતે ક્યારેય તેમની કાવ્યસૃષ્ટિમાં વિઘ્નો ઊભાં કર્યાં નથી. અસીમ ધૈર્ય અને પરમ અલિપ્તતાપૂર્વક તેમણે આ બધાંનો સ્વીકાર કર્યો છે. પારિવારિક કારણોને લઈને પત્નીની માનસિક ચિંતાઓ શાંત કરવા માટેના કવિના ઈ.સ. ૧૮૯૮–૯૯ના એક પત્રના થોડાક ભાગનો આ પ્રસંગે ઉલ્લેખ કરવો જોઈએ.

"ભાઈ છુટી, તમે કારણ વગર મનને પીડા ન આપશો. શાંત, સ્થિર, સંતુષ્ટ ચિત્તથી બધી બાબતોનો સ્વીકાર કરવા પ્રયત્ન કરો. આ માત્ર એક જ પ્રયત્ન હું હંમેશાં મનમાં સ્થાપિત કરતો રહ્યો છું અને જીવનને પરિણત કરવા સાધના કરું છું. પ્રફુલ્લિત મુખે, સંતુષ્ટ ચિત્તે છતાં એક દૃઢ સંકલ્પ લઈને સંસારની વચ્ચે થઈને જવાનું છે. જીવન વધારે દિવસનું નથી, અને સુખદુ:ખ

૨. શ્રી રથીન્દ્રનાથ ઠાકુર – કવિના મોટા પુત્ર.

૩. 'તો ભલે તેમ જ હો'ની રાણી' : જુઓ 'ૐ પિત્તા નોઽસિ'

૪. 'તો ભલે તેમ જ હો'નો. શમી : જુઓ 'આ શો લાવણ્યે પૂર્ણ પ્રાણ'

પણ મદાના પરિવર્તનશીલ છે સ્વાર્થહાનિ, ક્ષતિ, વચના બધુ હળવાશથી લેવુ અઘરુ છે છતા એમ લેવામા ન આવે તો જીવનનો બોજ ધીરે ધીરે અસહ્ય થઈ જાય"

બીજા એક પત્રમા ઉદ્વિગ્ન શોકાચ્છન્ન કવિ પત્નીને પ્રબોધે છે

'ભાઈ છુટી, તમે આ શુ કરો છો ? જીવતા રહેવા જતા જ મૃત્યુ કેટલીયે વાર આવીને આપણુ બારણુ ખખડાવશે મૃત્યુ કરતા બીજી કોઈ ઘટના નિશ્ચિત નથી શોકના, વિષાદના સમયે ઈશ્વરને પ્રત્યક્ષ બધુ ગણીને જો ભરોસાપાત્ર ગણતા ન શીખો તો તમારા શોકનો પાર કદી નહિ આવે

નીતુને[5] સારું છે, અને ધીરે ધીરે સારુ થતુ આવે છે કાલે આખી રાત તે મારા એકલાના ખભે પડી રહ્યો હતો અત્યારે ૯૯° છે, ખાસી હળવી છે, હાંફ ઘણી ઓછી છે, નાડી નૉર્મલ છે એટલે આશા રાખવાનો સમય આવ્યો છે છતા બધી શક્યતાઓ માટે જાગતા રહેવુ સારુ તમે તો માત્ર શોકમા શ્રાંત અને કર્મમા હુ અવસન્ન આજકાલ મૃત્યુના કોઈ પણ સ્વરૂપથી ખાસ ભય પામતો નથી. છતા તમારે માટે મને બહુ જ ચિંતા રહે છે"

આ સમયમા કવિ 'ભારતી'નુ સપાદન કરતા હોય છે અને એની સાથે સાથે રવીન્દ્રનાથની કલમમાથી આશા, શરત, હતભાગીનુ ગાન, વર્ષશેષ દેવતાનો ગ્રાસ વગેરે મુખ્ય કવિતાઓ, દુરાશા, મણિહારા, દૃષ્ટિદાન જેવી મુખ્ય વાર્તાઓ તથા કંઠરોધ, ભાષાવિચ્છેદ જેવા મહત્ત્વના નિબધો બહાર આવે છે કાવ્ય સાહિત્યની સાથે સાથે જોવા મળે છે જમીનદારીના કાર્યો, કુષ્ઠિયાનો ઉદ્વેગજનક ધધો, પારિવારિક રોગગ્રસ્તોની ચિંતા, આર્થિક સકડામણ, તિલક– ઘટના[6] અને જગદીશચદ્ર માટે રકમ ભેગી કરવી, પ્લેગ અગેના સેવાકાર્યો વગેરે નાનામોટા કામોમા અને બીજી જવાબદારીઓમા કવિ વ્યસ્ત રહે છે

કવિના ગભીર સ્નેહ અને પ્રીતિના અધિકારી હોવા છતા મૃણાલિનીદેવી કવિના કાવ્યજીવનના સાથી થઈ શક્યા નહિ એટલા માટે સાજાદપુરથી કવિ ભાઈની દીકરી ઇન્દિરાને[7] તે વખતે (ઈ સ ૧૮૯૧) પત્ર લખે છે

"આજકાલ અમારે અહીં એવી તો આશ્ચર્યજનક જ્યોત્સ્ના રાત્રિઓ છે કે કહેવાની વાત નહિ માથુ બારી બહાર મૂકી રાખુ હવા પ્રકૃતિના સ્નેહાળ હાથની જેમ ધીરે ધીરે મારા વાળમા આગળી ફેરવે છે પાણી છલછલ શબ્દ કરતુ કરતુ વહી જાય છે જ્યોત્સ્ના ઝળઝળ કરે છે અને ઘણી વાર અશ્રુથી નયનો સહેજે ઊભરાઈ જાય છે આવી વખતે જ્યારે પ્રકૃતિ હજી પણ વધારે વહાલ કરે છે ત્યારે તેની છાતીમા વધારે આવેગથી મોં સતાડું છુ"

બરાબર આ જ વખતે પત્નીને પત્ર લખે છે

"અચ્છા, મેં જે તમને અહીંના સાજાદપુરના બધા ગોવાળોના ઘરમા વલોવાયેલા ઉત્તમ માખણમાથી તાવેલુ ઘી, સેવા માટે મોકલ્યુ હતુ તે અગે પત્રમા કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ સરખો નથી કર્યો તેનુ કારણ કહેશો ? તમારા ભોલાના મા જ્યારે પથારીવશ છે ત્યારે આ ઘી કદાચ ઘણાને ઉપકારક નીવડ્યુ હશે એક સગવડ છે, આવુ સરસ ઘી ચોરીને ખાવાથી નોકર-ચાકર માદા નહિ પડે"

આ પછી ઘણા સમય બાદ (ઈ સ ૧૯૦૦મા) આ અગે કવિ પત્નીને લખે છે

"મને રાજી રાખવા માટે તમે વધારે કશો પ્રયત્ન ન કરતા – આતરિક સ્નેહ પૂરતો છે હદ, તમારામા-મારામા બધા કાર્યોમા અને બધી જ રીતે જો મેળ હોત તો ઘણુ સારુ થાત, જોકે તે કોઈની ઇચ્છાથી થતો."

આ જ અરસામા પદ્મા નદીના કાઠાની પ્રત્યક્ષ અભિજ્ઞતાના રસથી પુષ્ટ થઈ રવીન્દ્રનાથની નાની નાની વાતો 'લેવડ દેવડ', 'ગૃહિણી', 'પોસ્ટમાસ્ટર' હિતવાદી પત્રિકામા છપાઈ 'સાધના' પત્રિકાની જવાબદારી તેમને માથે આવી પડેલી તથા સવ્યસાચી

૫ કવિના નાના દીકરા મીરાનો પુત્ર. જુઓ 'જો ભલે તેમ જ હોય મા મારા જે દિવસો વહી ગયા.

૬ લોકમાન્ય તિલક રવીન્દ્રનાથને ભારતીય સસ્કૃતિના દૂત તરીકે પરદેશમાં મોકલવા ઇચ્છતા હતા.

૭ સત્યેન્દ્રનાથ ઠાકુરની દીકરી, કવિની ભત્રીજી

વિચિત્ર નિબંધ, વાર્તાઓ અને કવિતાઓથી 'સાધના' પત્રિકા અને બંગાળી સાહિત્યરત્નાગાર ભરાવા લાગ્યો.

કવિ ઉપર કવિ-જાયાનું એક દૃઢ કર્તૃત્વ છે તે અંગે કવિ એક જગાએ ઇંગિતથી કહે છે. "સ્ત્રીઓ પરાધીન હોવા છતાં પુરુષો ઉપર અધિકાર (કર્તૃત્વ) જમાવવાની અદ્ભુત ક્ષમતા ધરાવે છે." પત્નીને એક સ્થળે લખે છે :

"કાલે રાત્રે લગભગ આખી રાત સ્વપ્ન જોયું કે તમે મારી ઉપર ગુસ્સો કરી રહ્યાં છો, અને કેટલીયે બાબતોને લઈને મને વઢો છો. તે સ્વપ્નની ઝણઝણાટીને લીધે આજે સવારે મન એવું તો બગડી ગયું હતું."

પણ મૃણાલિનીદેવીના સ્વભાવમાં એવી એક આવેગ વગરની ઠંડક હતી જે કવિને વારંવાર ક્ષુબ્ધ અને પીડિત અને સ્વમાનભંગ કરી દેતી. કવિ પત્ની ઉપર એક પછી એક પત્રો લખતા હતા તોય પત્ની તરફથી જવાબ મળતા નથી, અથવા મળતા તે પણ લુખ્ખા. માણસ ગૃહસ્થ અને સ્વામી રવીન્દ્રનાથનું સુંદર સ્વમાની સ્વરૂપ તેમના એક પત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે.

"લાંબો કે ટૂંકો, સારો કે નરસો એકાદ પત્ર મને કેમ લખતાં નથી ? તમારા લોકો જેવી આટલી બધી અકૃતજ્ઞતા મેં જોઈ નથી. પત્રો લખી લખીને કેવળ તમારી ટેવો અને સ્વભાવને બગાડી મૂકવાનું થતું હોય છે. હું મૂર્ખ શા માટે વિચાર્યા કરું છું કે મારે તમને રોજ એક પત્ર લખવો જેથી તમે કદાચ થોડાં પણ ખુશ થાઓ અને ન લખું તો ચિંતા કરો – તે તો ભગવાન જાણે ! તમારા સાયંકાળના મનના ભાવો ઉપર શું મારો કોઈ અધિકાર નથી ? હું શું કેવળ દિવસ પૂરતો જ છું ? સૂર્ય અસ્ત થતાં જ તમારા મનની દૃષ્ટિ પણ અસ્ત થઈ જશે ? તમારા મનમાં જે આવ્યું હતું તે મને શા માટે ન લખી મોકલ્યું... ટપાલ વખતે ટપાલ આવી. ત્રણેક પત્રો આવ્યા અને છતાં તમારો પત્ર ન મળ્યો, જોકે આશા નહોતી રાખી તોયે મનમાં થયેલું કે જો ગણતરીમાં ભૂલ કરીને દૈવજોગે પત્ર લખી પણ નાખ્યો હોય ! દૂર રહેવામાં જો એક વિશેષ સુખ હોય તો તે છે પત્રપ્રાપ્તિ. મળવા-કરવાની ઘણી બધી વાતચીત વહેતી વહેતી ચાલી જાય છે, તેમાંની દરેક વાતને લઈને આમતેમ ન કરાય. પત્રની બેચાર વાતો જે હાથવગી કરી શકાય અને તે થોડી એટલે તેની કિંમત પણ વધારે, તેમાં જેટલું છે તે નિ:શેષપણે મળી શકે છે. તમને શું એવું નથી લાગતું ?"

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં કેટલાંક વર્ષો કવિ પદ્મા નદીને તીરે શિલાઇદહના નિર્જન કુઠિ-ઘરમાં કુટુંબ સાથે રહેતા હતા અને આ શિલાઈદહે કવિને પ્રચુર પ્રમાણમાં કાવ્ય-પ્રેરણા આપી છે, પણ મૃણાલિનીદેવી માટે એ હતી અરણ્યવાસ જેવી... તે ઉપરાંત બાળકો પણ મોટાં થાય છે. તેમનાં લગ્ન અને શિક્ષણની વ્યવસ્થા માટે પણ શિલાઇદહ છોડવું આવશ્યક હતું. છેવટે ઈ.સ. ૧૯૦૧માં કવિ શિલાઇદહ છોડીને શાંતિનિકેતન ચાલ્યા આવ્યા. પુણ્ય-મહેસૂલ (જમીનદારીના નવા વર્ષનો આરંભ અને મહેસૂલ ઉઘરાવવાનો દિવસ) અંગે શિલાઇદહની નિર્જન ઘરમાં પાછા જતાં સ્મરણોના બોજાથી કવિનું મન કેટલું વેદનાર્ત થઈ જાય છે તેનો પરિચય મળે છે પત્નીને લખેલા પત્રમાં :

"પરમ દિવસે સાંજે શિલાઇદહ આવી પહોંચ્યો છું. શૂન્ય ઘર ખાવા ધાય છે, જ્યાં સહવાસનાં અનેક પ્રકારનાં ચિહ્નો મોજૂદ છે ત્યાં એકલા ઘરમાં પ્રવેશવા પહેલાં તો મન જરાય તૈયાર ન હતું. ખાસ કરીને થાકીને જ્યારે ઘરમાં આવ્યો ત્યારે સેવા કરનાર, રાજી રાખનાર, રાજી થનાર, આદરભાવ કરનાર કોઈ માણસ ન મળ્યું. અત્યંત ખાલી ખાલી લાગ્યું. તમારી શાકની વાડી ભરાઈ ગઈ છે... બધા પૂછે છે મા ક્યારે આવશે ? ઘણી રાતો જાગી ઊઠી જ્યોત્સ્નામાં બેસી રહું છું. ઠંડી જરાય નથી. કાલે ધાબા ઉપર બેઠાં બેઠાં યાદ આવી હતી, તમારી કેટલીયે મર્માન્તિક દુ:ખ સંધ્યા અને રાત્રિઓ વીતી છે – મારી પણ અનેક વેદનાપૂર્ણ સ્મૃતિઓ આ ધાબા સાથે જડાયેલી છે. વળી મનમાં મનમાં એમ પણ વિચારું છું – બીજાં એકસો વર્ષ વીતતાં જ આપણાં સુખદુ:ખ અને આત્મીયતાનું આખું

ઇતિવૃત્ત ક્યાય વિલીન થઈ જશે બાવળના ફૂલોની સુગધીથી ચારે દિશાઓ પ્રસન્ન છે પુરાતન બધુ શિલાઇદહ આ પત્ર સાથે તમને તેના કેટલાક બાવળના ફૂલ મોકલે છે"

આ સમય દરમ્યાન રવીન્દ્રનાથ બકિમચદ્રનુ 'બગદર્શન' પુનર્જીવિત કરી તેનુ સપાદન કરે છે 'નૈવેદ્ય'ની કવિતાઓ દરરોજ લખે છે અને તે બધી 'ભારતી'મા છપાય છે. 'પ્રજાપતિનો નિર્બંધ' (ચિરકુમાર સભા), 'બગદર્શન'મા 'આખની રેત'

આ જ ગાળામા મોટી દીકરી બેલાનુ લગ્ન થઈ ગયુ બિહારીલાલ ચક્રવર્તીના દીકરા શરદચદ્ર જોડે બેલાને શ્વશુરગૃહે મૂકી આવી જે મન ખરાબ થયુ છે તેને હૃદયમા દાટી દઈને પત્નીને આશ્વાસન આપે છે

"બેલા સાસરવાસમા બહુ જ પ્રસન્નતાપૂર્વક રહે છે મેં વિચાર્યું હતુ કે લગ્ન પછી દૂર સ્વતત્ર રીતે પતિ સાથે રહેવાનુ થાય ત્યા સુધી છોકરીઓ માટે માતાપિતા પાસે રહેવુ જરૂરી છે છોકરા-છોકરીઓ અગેના પોતાના સુખદુ ખ એકદમ ભૂલી જવાય એ જ યોગ્ય છે તેઓ આપણા સુખ માટે આવ્યા નથી. તેમનુ કલ્યાણ અને જીવનનુ સાર્થક્ય એ એકમાત્ર આપણુ સુખ છે બેલાનો બાળપણનો સમય યાદ આવી ગયો હુ પોતે તેને પાર્ક સ્ટ્રીટના ઘરમા સ્નાન કરાવતો, દાર્જિલિંગમા રાતે ઉઠાડી ઉઠાડીને દૂધ ગરમ કરી પિવડાવતો. પણ આ બધી વાતો તે જાણતી નથી – ના જાણે તે જ બરાબર છે"

આ બાજુ શાતિનિકેતન બ્રહ્મચર્ય વિદ્યાલયના છાત્રો પાસેથી ખર્ચી લેવાતી નથી, પણ અધ્યાપકોને પગાર આપવો પડે છે તે ઉપરાત બીજા ખરચા તો ઊભા જ છે કુષ્ટિયાના ધધામા કવિ દેવાદાર થયા છે 'બગદર્શન'ને લીધે દુકાળમા અધિક માસ – ભયકર આર્થિક સકડામણ જણાવા લાગી મૃણાલિનીદેવીના ઘરેણા એક પછી એક કેટલાય જતા રહ્યા તોય કવિના સુખદુ ખના ભાગીદાર કવિપત્ની હસતે મોંએ આશ્રમના છાત્રોને રાધીને જમાડે છે

પણ આ સુખ તેમના ભાગ્યમા વધારે ન ટક્યુ ઈ સ. ૧૯૦૨ના જુલાઈ મહિનામા મૃણાલિનીદેવી શાતિનિકેતનમા માદા પડ્યા. શરૂઆતમા કવિએ હોમિયોપથીના ઉપચાર કર્યા પણ જરાય ફેર ન પડવાથી કલકત્તા લઈ ગયા રોગ જરાય નરમ ન પડ્યો ઈ સ ૧૯૦૨ના નવેમ્બરની ૨૩મી તારીખે ત્રીસ વર્ષની ઉમરે કવિપ્રિયાનુ મૃત્યુ થયુ ચાર અસહાય બાળકો સાથે માત્ર એકતાળીસ વર્ષની ઉમરે રવીન્દ્રનાથ વિપત્નીક થયા વીસ વર્ષના સુખદુ ખના હાસ્યઅશ્રુના જાતભાતના સ્મરણો વેદનામા હાહાકાર કરી ઊઠ્યા–

*હૃદય બધુ સુણો બધુ મારા*
*આજે શુ આવી છે પ્રલયરાત્રિ ભયકરા*
*ચિરદિનનો આલોક શુ ગયો ભૂસાઈ ?*
*ચિરદિવસનો આશ્વાસ ગયો લોપાઈ ?'*

નિ સહાય, સગીહીન કવિહૃદયનો કરુણ વિલાપ કાવ્યમા મૂર્તરૂપ પામ્યો

*"ઝઝાના મુખમા ફેંક્યો છે મને*
*તે જ ભલુ ઓ રે તે જ ભલુ*
*સર્વ સુખજાળમા વજ્રે બાળ્યો છે*
*તે જ ઉજાસ મારો તે જ ઉલાસ.*
*હતુ જે સગી લીધુ તેને પડાવી*
*ગયુ છોડી કેવો તે ભય પમાડી.*
*એકાકીને પથે જઈશ જગતમા*
*તે જ ભલુ મારુ તે જ ભલુ'*

સ્મરણિકા પૃ ૮૦



# એક હતાં બા

## પ્રબોધ ર. જોશી

એક હતાં બા.
'વૉકર'ના સહારે ચાલતાં
ધીમું ધીમું..
એક વાર એકદમ
એ સફાળાં દોડવા લાગ્યાં
શ્વાસભેર
જાણે મનમાં વાળી ગાંઠ
પિયા મિલનકો જાના.
પાછું વળીને તો જોયું જ નહિ.
અમે જોતા રહી ગયા —
હૉસ્પિટલના આ બિછાને
એમને શ્વસતાં કેવું જોરથી !

વાત્સલ્યમૂર્તિ બા.
ચિંતા એમને સહુ વાતની
'કુણ' આયું... 'કુણ' ગયું
સ્હેજ અમથા અવાજે
સાદ દેતાં, સફાળાં બેઠાં થઈ જતાં
આજે આસપાસ આટઆટલા અવાજો.
પણ તમે તો સાવ સ્થિત. પ્રજ્ઞ.
ભજનમગ્ન
તમારા એ પ્રિય
'વૈકુંઠ નહિ રે આવું'ની ધૂનમાં
આ 'આઇસીયુ'માં સતત ચાલતો
કાર્ડિયોગ્રામ
સાઉન્ડ સિસ્ટમનું જાણે કોઈ
ગહન ઇક્વિલાઇઝર !

તમે સૌને મળતાં
— નહિ કે અમે !
આજે તમને મળવા
બધાં, બધાં જ આવી ચડ્યાં
મળવા દીધું બહુ હેતથી
સૌ તમને મળી ગયાં
— નહિ કે તમે.
અમે તો વર્તમાનમાં વ્યસ્ત.
મસ્ત.
તવ ભવ્ય મુખરેખા વિશે
ચિરંજીવ
અતીતની એ ગરિમા, નખશિખ.
એ હતાં બા, સૌનાં બા.
ઑક્ટોબર ૨૭, ૧૯૯૬

# કેટલાંક અનાજકાવ્યો

રમેશ પારેખ

**પ્રાસ્તાવિક**

કૃષિકાર, કૃષિકાર !
આપણે સમાનધર્મા
ભોંય પર તમે હળ ચલાવો છો,
અમે ચલાવીએ કાગળની ઉપર કલમ.
તમે છો પાલણહાર માનવજીવિતના,
અમે ઉદ્‌ગાતા છીએ સમસ્ત માનવ્યના.
તમારે લલાટે બારેમાસ કાળુ તપ,
અને અમારા લલાટમા છે આગઆગ શબ્દ
બીજ અકુરિત થાય એવી રીતે તમને ખભાને છેડે
ઊગિયા છે ઉપજાઉ હાથ —
છેક કામઠી આગળીઓના ટેરવા પર્યંત,
અમારી આગળીઓના છેડે શબ્દ કામઠા

તમારા ચહેરા ઉપર કણકણે પરસેવો
એની માથે ઊગતુ જોવુ અમારે સ્મિત

શ્રદ્ધા રાખો !
આપણા બારણે ખુદ ઈશ્વર જ હાથ જોડી
ઊભો રહી કહેશે 'આવો,
તમે મને ભેટી સપૂર્ણ બનાવો !'

આપણે ઉભય છીએ સર્જકો
વિશ્વની બે મહાસત્તા કૃષિકાર અને કવિ !
આપણે તો ભગવાનની અવેજીમા ધરાને
ધારનાર શક્તિ છીએ —
આ સત્ય તો સૂર્ય પેઠે ઝળહળે આપોઆપ !
જેને અસપૂર્ણ રાખી ભગવાન પોઢી ગયો
એવા આ જગતની
છે આપણને ખેવના
આપણે જ વિશ્વની રચનાપ્રક્રિયા હવે
આગળ ધપાવવાની
વિશ્વ રચતા થયેલી ઈશ્વરીય ક્ષતિઓને
આપણે સુધારવાની.

આપણે જરૂરથી એ ભારને ઉઠાવીશુ
આપણે રચી શકીશુ નવુ એક વિશ્વ—
–એવી મારી એટલે કે કવિની આ શ્રદ્ધા છે,
જે કદાપિ જૂઠી તો હોઈ શકે જ નહિ !
૧૧-૮-૮૨/શુ
૨૭-૭-૮૯/ગુ

O

**ઉદ્‌ગમ :**

સદ્ય ઋતુસ્નાતા ધરા
સૂર્યને આરાધે રોમેરોમથી

સૂર્ય પણ ઝળૂબી ઝળૂબી પીએ
ધપધપ પોશેપોશે ધરાનુ કૌમાર્ય

પછી પેલુ આભ કરે ઘોષણા
'ધરતી સગર્ભા છે !'

અહો !' – કહેતા જ વૃક્ષો આશ્ચર્યચિહ્ન શુ સ્તબ્ધ
ટેકરીના ઢાળ બધા ઢળળ ઢળળ
વહી આવે આશીર્વાદ પેઠે તળેટી પર્યંત

'હુલુલુ હુલુલુ' સ્વરે હાલરડુ ગુજતા ઝરણ
હડી કાઢે પેલી નદીને વધાઈ દેવા.

દિશા કાનાફૂસી કરે
'હેં બૈ ! કાઈ સાભળ્યુ ? ધરા ભારેપગી થઈ '

ધરતીના પેટ પર હળુશથી હાથ પસવારતી
હવાઓ કહે

'પુત્રી, તારી મધુર પીડાની વાત કહીશુ
સોનેરી પગલીએ આવેતુ અનાગતને '

ધરતીના ગાલે પડે લીલાલીલા ખજનો

પછી પૂરા મહિને પ્રસવે ધરા જેને
તે જ સૂર્યપુત્ર – કર્ણ !

આનંદથી રઘવાઈ હવાઓની હડફેટે આવેલો
કર્ણનો 'રેફ' ખટ્ટ દઈ તૂટે
અને ઊડતોક ચોંટી જાય આભે — તે અમુક સુદ
બીજ !

અતઃ ખંડિત કર્ણ અને (રેફ વિના) કણ !
પછી એ જ કણ–
જોતજોતામાં મણના મણ બની જાય...

વ્યાસ ઋષિનેય નવેસરથી મહાભારત લખવાનું
મન થાય...

— જેમાં કર્ણ દ્વિજ બને પાર્થ માટે,
પાર્થને માટે જ કર્ણ કર્ણમાંથી બને કણ.
દિવસે ન વધે એટલો એ રાતે વધે
પાર્થ માટે
પાર્થને જિવાડવા આ (કર્ણ ઉર્ફે) કણ લડે જીવ સાટે !

૧-૭-૮૮/શુ.
૨૫-૪-૯૬/ગુ.

O

**ઘઉં :**

'આપણે તો ખેડુ...'
–એમ મારા બાપુ કહેતા : 'ને આયખું યાને કે—
મૂઠી ઘઉં...
એને વાવીએ તો
ઊગે લીલી નરવાઈ ગરવાઈ !'

એની વાત સાંભળીને
હું ને મારી મૂઠી : બેઉ
બની જતાં દોથોએક ઘઉં...!
હું તો મારા કાન પાસે છેક હડી કાઢી કહી
આવતો કે,
'હાલ્ય, ક્યાંક વવાઈ જઈએં !'

માને મોતીની સેરો પરોવતી જોઈને એને પૂછતો કે,
'મા, મા ! આ તું શું કરશ ?'

'ઘઉંળી પરોવું છું, ગગા !' એમ મા કહેતી ત્યારે
તેનું ઘઉંવરણું મોં
મૂઠો એક મોતી થઈ જાતું.

ભાઈ એક વાર કહે :
'આપણે જો ઘઉં મૂઠી વાવીએં
ને મેઘો મે'ર કરે
તો તો ભોંય મેલે પ્રાહવો
ને ઓહ્‌હો ઊગ થાય...'

એક વાર જઈ મેં તો ભોંને પૂછ્યું :
'ભોં, ભોં ! ઊગ થાય તો શું થાય ?'
ભોં હસીને કહે – 'તો તો મારે રૂંવેરૂંવે છેને
–ચાંદરણાં પડે, ગગા !'

મેં પૂછ્યું કે, 'એમ ?'
ત્યારે ભોં બોલી કે, 'ગગા, એમ જો નહીં,
તો કેમ ?

પછી ઈ ચાંદરણાંથી છલકાય ખળાં
પછી ઉદરો ભરાય
પછી જઠરોમાં ઘૂમરાઈ ઘૂમરાઈ
ચાંદરણાં વલોવાય
ને એમાંથી નીપજે રૂપાળી હૂંફ !
હૂંફે હૂંફે માણસની માંહ્યલો અંગૂઠિયો માણસ પણ
મૂઠીક ઊંચેરો થાય...'

મેં કીધું કે, 'એવું ?'
ભોં બોલી : 'હા, એવું !
મૂઠીક ઊંચેરો પેલો અંગૂઠિયો ફરીને વવાઈ જાય
માણસમાં

છેને પેલાં ચાંદરણાં જેમ...
ને મેઘો કરે મે'ર
તો લોહી મૂકે પ્રાહવો
ને ઓહ્‌હો ઊગ થાય ભાઈ, ચળકતાં ગોળગોળ
ચુંબનોની !'

૨૬-૮-૮૮/મં.
૨૫-૪-૯૬/ગુ.

O

**બાજરી :**

બાજરીનો સાથવો ખાધો છે કદી ?
સાથવાની રેસિપી તો સાવ સહેલીસટ્ટ !
બાજરીનો લોટ લઈ
દૂધના થોડાક એમાં ત્રસકાઓ નાખવાના
એમા થોડી મોરસ
ને પછી એને મસળીને લાડુડી બનાવવાની
આહ્હા ! એનો સ્વાદ !
ઓહ્હો ! એની સુગંધ !
જીભની અણીથી છેક જીવના તળિયા લગી
હડિયા પટ્ટી કરે, હો !
બેઠા હોઈએ તો ઊભા થઈ જઈએ
ને ઊભા હોઈએ તો ઝબ્બ હાલવા જ માડીએં.

સાથવાની સુગધ તો
બચપણથી તે ઠેઠ છપ્પન વરસ લગી ભેળીભેળી
હાલે,
સોબસો વરસ લગી પણ હાલ્યા કરે, હો !
એ તો પછી જેવી જેની હાલ્ય

એના ખભે હાથ મૂકી હાલો તમે જો,
તો થાક્યા વિના

પહોંચાય ઠેઠ છેલ્લા શ્વાસ લગી.

પછી છે તે આપણે અટકીએ ક્યારેક
તો ય સાથવાની સુગંધ તો
તેના ખભે ઊંચકી આપણું નામ, ચાલ્યા કરે .
ચાલ્યા કરે
૨૭-૬-૯૮/મંગળ
૨૫-૪-૯૯/ગુરુ

o

**મકાઈ :**

કવિએ મકાઈ વિશે આમ લખ્યું
'તાજો ડોડો મકાઈનો
અવગુંઠનની મહીં સ્મિતવતી નવવધૂ સરીખો '
ત્યાં જ પ્રજ્ઞાએ થંભાડ્યો કવિ તણો હાથ;
અને કહ્યું · 'ચુપ કર, તારી આ કલમને
મકાઈ છે ઢોર તણું માત્ર ખાણ.'

કવિ સ્તબ્ધ
અને એની કલમેય સ્તબ્ધ
ત્યા આકાશ બોલી ઊઠ્યું
'કૂબડી, કજાત, પ્રજ્ઞા ' ચુપ મર
કવિને તું લખવા દે કવિતા મકાઈની.'
પછી મનુષ્યોના કાળા, સૂકા હોઠ ચીંધીને આકાશે
કહ્યું :

'જો, આ કાળા હોઠોનો ખડકલો !
સુકાયેલા હોઠની તિરાડો પણ, જો !
કોણ ભરવાનુ બોલ એમાં અમી
સિવાય કે કવિ ?'

બીકથી પ્રજ્ઞા સંચોડી ખીજડો જ બની ગઈ

પછી આકાશે કવિને આજ્ઞા કરી કે,
'લખ ! હું લખાવું છુ તે કાવ્ય, લખ !
લખ, કે ખેડુની ગયા ભવની માતાનું દૂધ
ટીપે ટીપે ઝરી
દાણો દાણો બની ઠર્યું છે મકાઈ તણા ડોડામાં
છે દૂધનો તકાદો, તું મકાઈ વિશે, લખ !'

ત્યારથી આકાશ અને સમસ્ત આ વિશ્વ
વિશ્વ ને ખેડુ
બન્યાં છે એકમેકના પર્યાય.
કવિ તો લખે છે નિયંતાની હેસિયતથી.
'હે ખેડુ, હે વિશ્વના પાલક વિષ્ણુ !
તારા ઉપજાઉ સ્પર્શ વડે
મારી ખીજડો બનેલી પેલી પ્રજ્ઞાને સજીવ કર !
જેથી હું મારામા એને ફરીવાર સ્થાપુ
જેથી તે બિચારી તારી સ્તુતિ કરી શકે '
૨૭-૬-૯૮/મ.
૨૫-૪-૯૯/ગુ.

o

**અનાજ ઉર્ફે ખેડુ :**

અનાજ ઉગાડતો ઉગાડતો ખેડૂત
આજ અન્ય માટે ખાવાની જણસ બની ગયો છે !
રાંક/અસહાય બની શેઢા પર ઊભો તે.
ખેતીવાડીખાતાવાળી સરકાર
એની ફોડ પાડતી નથી કે
ખેડુએ વાવેલ દાણામાંથી
ક્યિ દાણે ફૂટશે પ્રભાત ?
ખેડુની આંખોમાં અસહાયતાની કાલિમા,
તે ક્યારે થશે દૂર ?

હાટે હાટે બેઠેલા છે વાણિયાઓ વેવલા
અને ખાટે ખાટે બેઠા છે ખાટસવાદિયા !
તેઓ ખેડુને કાચની આંખ પહેરાવે
અને ઓળવીલે એના સાચુકલા ડોળા.
પછી ખેડુ જોઈ જોઈ જોવાનોયે શું ?
આવું આવું તો કાંઈ છપાતું નથી છાપામાં,
આવું આવું ભસે નહીં રેડિયોમાં કોઈ

પણ સાચું કહું છું હું :
પેલા હાટવાળાઓ ને પેલા ખાટવાળાઓ
કાવતરું કરી કરી
ખેડૂતના ઉપજાઉ હાથને
વાઢી વાઢીને પોતાના જ પટારાઓ ભરે છે.

બાઇબલમાં તો એમ કહેવાયું છે કે,
'તારો રોટલો સમુદ્રમાં તું નાખી દે. !
એક દી તે રોટલો તરશે તારા માટે.'
ખેડુએ તો કેટકેટલાં જઠરોમાં રોટલાઓ નાખ્યા !
પણ કોઈ એના માટે કદી તર્યું નહીં.
રોટલો ફેંકતાં ફેંકતાં
પોતે જે સમુદ્રમાં ફેંકાઈ ગયો તે સમુદ્રનું છે નામ :
પીડા.

આખ્ખા વિશ્વમાં હું એક કવિ જ બોલું કે,
'લાવ, સમુદ્ર ! તું મારો ખેડુ પાછો લાવ,
પાછો લાવ !'

૨૭-૬-૮૮/મં.
૨૫-૪-૯૬/ગુ.



## 'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ | રાજકોટ |
| ૨. | એચ. એ. કૉલેજ ઑફ કૉમર્સ | અમદાવાદ |
| ૩. | લૉ કૉલેજ | જૂનાગઢ |
| ૪. | શ્રી કનુભાઈ ચીમનલાલ શાહ | વડોદરા |
| ૫. | એફ. ડી. હાઈસ્કૂલ ફૉર બૉયૂઝ | અમદાવાદ |
| ૬. | એફ. ડી. હાઈસ્કૂલ ફૉર ગર્લ્સ | અમદાવાદ |

**આભાર**

મારાં પૂજ્ય બા ગં.સ્વ. મણિબહેનના તા. ૧૬ ઑક્ટો. '૯૬ના રોજ થયેલા દુઃખદ અવસાન અંગે અનેક સ્નેહીજનોએ અને 'ઉદ્દેશ' પરિવારનાં સૌએ પ્રત્યક્ષ મળીને, પત્રો અને ટેલિફોન દ્વારા જે સમસંવેદના વ્યક્ત કરી એથી આ આઘાત સહન કરવામાં બળ મળ્યું છે. સૌનો હૃદયપૂર્વક આભારી છું.

**રમણલાલ જોશી**

# એક નહિ વંચાયેલી નવલકથા અને એક નહિ જોવાયેલા નાટક વિશે

મેઘનાદ ભટ્ટ

કબૂલ કરુ છુ કે શ્રી દિનકર જોષી આપણી ભાષાના એક સન્માનનીય અને વિદગ્ધ લેખક છે 'પ્રકાશનો પડછાયો' વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી લખાયેલ એમની કીર્તિદા કૃતિ છે ગાધીજીના પુત્ર હરિલાલને ગાધીજી દ્વારા થયેલા અન્યાયની અને એ દૃષ્ટિએ એક પિતા તરીકે ગાધીજી ઊણા ઊતર્યા તેની આ વાત છે લેખક તેના પાત્રને કયા દૃષ્ટિબિંદુથી યા કયા અભિગમથી આલેખે છે તે કદાચ તેની અગત રુચિ અને મુનસફીનો સવાલ છે છતા ગાધીજી જેવાના કૌટુબિક સસારની વાત થાય ત્યારે લેખકનો અભિગમ એક મહત્ત્વની હકીકત બને આમ પણ કોઈ પણ લેખક કયા અભિગમથી યા દૃષ્ટિબિંદુથી પોતાનો વિષય પસદ કરે છે તે હકીકત તેની પ્રતિબદ્ધતાની સાખ પૂરે અગત અભિગમ સમાજનિરપેક્ષ યા કલાનિરપેક્ષ ન હોય તો પૂર્વગ્રહનો કાળો પડછાયો એને ખગ્રાસ કરી દે

ગાધીજીના કુટુબજીવનને નવલકથાના વિષય તરીકે પસદ કરનાર લેખક મૂળ માપદંડ/માનદડ નક્કી કરવામા જ થાપ ખાઈ જાય કારણ છેક ૧૮૯૩મા આફ્રિકાના મારિત્ઝબર્ગ સ્ટેશન પરના અપમાન પછી એ એકલવાયા સ્ટેશનના કાનમા એકાતમા ગાધીજીએ જે મનોમથન કર્યું તેના પરિપાકરૂપ એટલુ તો નિશ્ચિત થઈ ગયુ હતુ કે હવે પછી અગત પરિવાર કે વૈભવ માટે જીવવુ અશક્યવત્ હતુ મારિત્ઝબર્ગ સ્ટેશનના પ્લૅટફૉર્મ પરના અપમાને ગાધીજીને યુદ્ધના મેદાનમાથી ક્યારેય પીછેહઠ નહિ કરવાનો ગુરુમત્ર આપ્યો ઝૂલુ લોકોની સેવા કરતા ગાધીજીને ખાતરી કરાવી કે એના યુદ્ધો, એના શસ્ત્રો અને ખુદ એણે ચોખ્ખા રહેવુ જ પડશે ગાધીજી માને છે કે 'મને મળેલો પ્રકાશ એ કોઈ કોઠીના ખૂણાની નીચે અટવાવી નહિ દઉં' ૧૯૦૪મા ગાધીજી રસ્કિનનુ 'અનટૂ ધિસ લાસ્ટ' ('સર્વોદય') વાચે છે અને પછી ગાધીજી એક [illegible] વ્યક્તિ બને છે જેના રૂવે રૂવે વસુધૈવ કુટુબભાવના જ વિકસી શકે આ ગાધીજીને સામાન્ય માનવીના માનદંડે માપતા મૂળભૂત રીતે જ પનો ટૂકો પડે

આ ઉપરાત આપણા ઘણા સાહિત્યકારોની એવી સકારણ ફરિયાદ રહી છે કે ગુજરાતી ભાષાનુ સુદર સાહિત્ય અન્ય ભારતીય ભગિનીભાષામા અનૂદિત થતુ નથી મરાઠી ભાષાના સુખ્યાત કવિ કુસુમાગ્રજને જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો ત્યાર બાદ ઇન્ડિયન એક્સ્પ્રેસ'ને આપેલ એક સવાદવાર્તામા એમણે કહ્યુ હતુ કે ' મેં અન્ય ભારતીય ભાષાનુ સાહિત્ય વાચ્યુ નથી હુ માનુ છુ કે મરાઠી અને બગાળી ભાષાનુ સાહિત્ય ઉત્કૃષ્ટ છે મેં એમને સાદર પૂછ્યુ (એમના જ્ઞાનપીઠ પ્રવચનનો ગુજરાતી અનુવાદ મેં કર્યો હતો) "તમે જ્યારે આવુ વિધાન કરો છો ત્યારે એમ નથી લાગતુ કે તમે અમારી ભાષાના ચાર મૂર્ધન્ય સાહિત્યકારોને – ઉમાશકર સુરેશ જોષી, લાભશકર ઠાકર અને સિતાશુને – અન્યાય કરો છો ?" એમનો પ્રત્યુત્તર આવ્યો, ' હુ તો નવલકથા અને નાટકની વાત કરતો હતો ગુજરાતી કવિતા માટે મને અનહદ માન છે " ત્રીજી એક મહત્ત્વની વાત – પ્યારેલાલે લખ્યુ છે કે ૧૯૨૦મા ગાધીજીનુ રાષ્ટ્રીય તખ્તા પરનુ આગમન એ લોકમાન્ય તિલકની વિદાય સાથે એવી રીતે સકળાયુ કે મહારાષ્ટ્રના અમુક વર્ગે (પ્રભાવશાળી મધ્યમવર્ગે) હમેશા ગાધીજીને નફરતની દૃષ્ટિએ જોયા આ નફરત મહારાષ્ટ્રમા ગોડસે કુળ સુધી વ્યાપક રીતે ટકી રહી. આ પશ્ચાદ્ભૂમા શ્રી દિનકર જોષીની નવલકથા 'પ્રકાશનો પડછાયો'ને મળેલ વ્યાપક સ્વીકૃતિ જોવી પડે પ્રકાશનો પડછાયો'નુ મરાઠીમા ભાષાતર થયુ અને એ અનૂદિત નવલકથાને આધારે એક અત્યત લોકપ્રિય અને વિવાદાસ્પદ નાટક ગાધી વિરુદ્ધ ગાધી' રચાયુ શ્રી અજિત દળવી નાટ્યાતરિત અને શ્રી ચદ્રકાન્ત કુલકર્ણી દ્વારા દિગ્દર્શિત આ નાટકને

ખૂબ મોટી સ્વીકૃતિ મળી છે. અનેક વર્તમાનપત્રોએ એને 'માસ્ટરપીસ' 'નૉટ ટૂ બી મિસ્ડ' કહી નવાજ્યું છે. કબૂલ કરું છું કે મેં આ નાટક પણ નથી જોયું. હું ઘણાં મરાઠી નાટકો જોઉં છું, માણું છું પણ આ નાટક માટે મને પાયાનો વાંધો છે અને એ છે લેખકના અભિગમનો.

આટલો એકરાર કર્યા પછી આ બહુચર્ચિત નાટક-નવલકથા વિશે 'મહારાષ્ટ્ર ટાઇમ્સ'ના ૨૪ માર્ચ ૧૯૯૬ના 'મૈફલ' વિભાગમાં શ્રી ગોવિંદ તલવલકરનો વિસ્તૃત લેખ – 'સામાન્યાચે નિકષ નિ મોઠ્યા માણસાંચે સંસાર' — આવ્યો છે તે વિશે થોડી નુક્તેચીની. 'ગાંધી વિરુદ્ધ ગાંધી' નાટક વિશે ઘણું લખાયું છે. એમ કહેવાય છે કે ગાંધી, કસ્તૂરબા અને હરિલાલની ભૂમિકામાં ત્રણેએ કરેલ ઉત્કૃષ્ટ અભિનયની વાત થાય છે ત્યારે નાટકના મુખ્ય વિષયને કઈ રીતે છેડાયો છે તેની વાત કોઈ કરતું નથી. ઍટનબરોની 'ગાંધી' ફિલ્મમાં બેન કિંગ્ઝલીની ગાંધીની ભૂમિકા લોકોના હૃદયમનમાં એવી તો પ્રસ્થાપિત થયેલી કે મહાત્મા ગાંધીનું કામ અન્ય કોઈ કરે તો તેને કેટલો ન્યાય કરે એ પ્રશ્ન હતો. પણ અતુલ કુલકર્ણીએ કિંગ્ઝલીની યાદ તાજી કરે એવો અભિનય કર્યો અને લોકોએ એને યોગ્યતમ દાદ આપી. ફિલ્મમાં રોહિણી હટંગડીએ કસ્તૂરબાનું કામ કર્યું હતું. આ નાટકમાં કસ્તૂરબાની ભૂમિકા અલગ પ્રકારની છે. પતિ અને દીકરો આ બે વચ્ચે તડજોડ કરાવી અને એકમેકને સમજી લેવાની આ નાટકમાં કસ્તૂરબાની ભૂમિકા છે. આ માનસિક તનાવ ભક્તિએ પરિણામકારક રીતે પ્રદર્શિત કર્યો છે. હરિલાલની ભૂમિકા માટે ગાંધી ફિલ્મમાં કોઈ સ્થાન નહોતું. નાટક માત્ર તેની અને ગાંધીજી વચ્ચેના દ્વંદ્વ ઉપર આધારિત છે. હરિલાલની ભૂમિકામાં કિશોર કદમે અનુભવી કલાકારની ઓળખ આપી છે.

આ ત્રણ ભૂમિકા અત્યંત પ્રભાવકારી રીતે નિભાવાયાને કારણે નાટકના મુખ્ય વિષયને સ્પર્શવામાં પ્રથમ નવલકથાકાર દિનકર જોષી અને પછી નાટ્યકાર અજિત દળવીને કેટલો યશ મળ્યો છે તેની ચર્ચા થઈ નથી. રંગભૂમિ પર કામ કરનારા કલાકારો સમર્થપણે કામ કરે પણ નાટકમાં નાયક અથવા વિષયને અન્યાય થાય એવું ક્યારેક થાય. 'ગાંધી વિરુદ્ધ ગાંધી' નાટકમાં આવું થયું છે. નાટકકાર અજિત દળવીએ મૂળ નવલકથા ઉપર નાટક માંડ્યું એથી અમુક મર્યાદા આવી જાય છે. પણ નાટકના કેન્દ્રમાં જઈ વધુ ઊંડા જઈ દળવીએ નાટક લખ્યું હોત તો એ પ્રથમ કક્ષાનું નાટક થઈ શક્યું હોત.

જે નવલકથા ઉપરથી આ નાટક લખાયું તે નવલકથા સામાન્ય નવલકથા છે એમ એને વાંચનારાનો મત છે. તેના ઉપર નાટકની માંડણી થઈ છે એથી દળવી મહાત્મા ગાંધીનું વ્યક્તિત્વ સમજી શક્યા નથી. ગાંધી ઉપર અન્યાય થયો છે. નવલકથાનું કેન્દ્ર હરિલાલની કેવી દુઃખદ અવહેલના થઈ છે તે હકીકત પર ઠરે છે. હરિલાલની અવહેલના અવશ્ય થઈ છે અને એટલા પૂરતી આ હકીકત સાચી. પણ મહાત્મા ગાંધી એ ગિરગાંવ ડેક્કન જિમખાનામાં રહેતો એક ઘરબારવાળો, નોકરીમાં બઢતી ઉપર અવલંબતો, માત્ર પોતાની લીલી કૌટુંબિક વાડી જોઈ રાજીનો રેડ થાય એવો આપણા જેવો સામાન્ય માનવી નહોતો. આ કારણે સામાન્ય માનવીના માપદંડથી ગાંધીનું મૂલ્યાંકન કરી તે આધારે સાહિત્ય રચવું એ ભૂલ છે. હરિલાલને બીજા બધાની જેમ અભ્યાસ કરવો હતો, પોતાના પિતા પોતાને અનેક પ્રકારે સહાય કરે, લગ્ન કરાવી આપે અને બાળગોપાળમાં રચ્યાપચ્યા રહે એવી અપેક્ષા હતી. હંમેશ માટે કુટુંબવત્સલ પિતાની ભૂમિકા નિભાવે એવી તેની અપેક્ષા હતી. પણ તેના સારા યા ખરાબ નસીબને કારણે તે સામાન્ય પિતાને ઘરે જન્મ્યો નહોતો. આ રીતે વિચારતાં નવલકથાકારે યા નાટ્યકારે હરિલાલના મનસ્તાપનો વિચાર કરવાને બદલે ગાંધીજીના મનસ્તાપનો વિચાર કરવો જોઈતો હતો. આમ નહીં કરવાથી નાટકને શિખરી ઊંચાઈ પ્રાપ્ત થતી નથી. આ નાટક હરિલાલનાં ચશ્માં પહેરી લખાયેલું છે.

સાધારણ માણસનો સંસાર હોય તો કઈ રીતે સુખી થાય ? કુસુમાગ્રજની વિનોદી કવિતા છે–

*'વિવાહ કરવા પૂર્ણ યશસ્વી*
*હોઈ શકે કઈ શર્ત ?*
*એક પક્ષ હો મૂર્ખ*
*અતિ, અન્ય હોય વળી ધૂર્ત.'*

મહાત્મા ગાંધી માટે મરાઠી મધ્યમવર્ગને

પૂર્વગ્રહ છે આ હકીકત આ નાટક દ્વારા દૃઢાવાય છે અત્યારે તો આ પૂર્વગ્રહ વધુ દૃઢ થયા હોવાથી આવા વ્યાયામો વધુ પદ્ધતિસર થઈ રહ્યા છે નાટકને કારણે આ પ્રયત્ન વધુ વેગવત બનશે નાટકમા મહાત્મા ગાધી બાળકોને સામાન્ય ઔપચારિક શિક્ષણ આપતા નથી દીકરો મોટો થાય ત્યારે એની સાથે રહેતી સ્વજનની દીકરીના વાળ આકર્ષક લાગવાથી એ વાળ સાથે થોડી રમત રમે છે ગાધી એની પાસે એ વાળ કપાવે છે વિષયી વાસના સ્વાભાવિક હોય તોય તેનો નિષેધ કરવાનુ સૂચન ગાધી કરે છે પણ ગાધી પોતે ઇંગ્લૅન્ડમા ભણી બૅરિસ્ટર થયા હતા અને લગ્ન પછીના પોતાના વાસનામય જીવનનુ પોતે જ નિરૂપણ કર્યું છે એટલુ જ નહિ પણ ઉત્તરાવસ્થામા પોતે કામવાસનામુક્ત થયો છે એ ચકાસવા પ્રયોગ કરે છે અને એ વિશે જાહેરમા લખે છે આ કારણે સહજ પ્રશ્ન સ્ફુરે કે ગાધીના જીવનમા વિસગતિ હતી કે નહિ ? નાટકમા જે રીતે આ બધુ નિર્દેશાયુ છે તે જોતા એમ જ લાગે કે લેખકનો મૂળભૂત આશય આ વિસગતિ બતાવવાનો જ હતો એ રીતે બતાવવાથી સામાન્ય પ્રેક્ષકોને આનો ખ્યાલ આવી ગયો પણ આ કારણે નવલકથાકારે અને નાટ્યકારે ગાધીને સમજીને તેના મનના દ્વદ્વ સાથે તેનુ નિરૂપણ કરવાનુ કષ્ટ લીધુ નથી એ છૂપુ રહેતુ નથી. વળી ગાધી અને હરિલાલના આત્માનુ મરણોત્તર મિલન અને પોતાને સમજવાની હરિલાલની ગાધીને વિનતી આ સમગ્ર પ્રસગ નવલકથા અને નાટકની મૂળભૂત ઊણપ પૂરી શકતો નથી

હરિલાલ અને તેના ભાઈઓને થયેલા અન્યાયોની વાત ગાધી વિરોધી મરાઠી લેખકોએ અગાઉ કરી છે ગાધીનું જીવન સમજી તે વિશે લખતા આર્થર કોસ્લરે ગાધીજીના કુટુબજનોની ભાવનાની નોધ લીધી હતી. ગાધી શતાબ્દી વખતે કોસ્લરે લડનના સન્ડે ટાઇમ્સ' સાપ્તાહિક માટે લેખ લખ્યો હતો જે પાછળથી 'લોટસ એન્ડ રોબોટ પુસ્તકમા સમાવવામા આવ્યો હતો આ પુસ્તકને ભારત સરકારે પ્રતિબધિત કર્યું હતુ આમ કરવાની કોઈ જ જરૂર નહોતી. ગાધીએ પોતાના બાળકોને જાતે શીખવવાનો નિર્ણય કર્યો હતો. તેને સમય મળતો નહોતો પણ પોતાના બાળકોને એણે શાળા કૉલેજમા મોકલ્યા નહોતા આ સબધી ગાધીનો પત્ર કોસ્લરના પુસ્તકમા છે આમા ગાધી કહે છે કે, ' મારા બાળકોના શિક્ષણ પ્રત્યે મેં દુર્લક્ષ કર્યું એમ કહી શકાય નહિ પણ જે ઉચ્ચતમ વાત છે તેને માટે આ શિક્ષણ મેં છોડાવ્યુ એ વાત સાચી છે આ વિશે મારા બાળકોને મારી સાથે ઝઘડો કરવાનો હક છે મારા બાળકોને વાઙ્મયી શિક્ષણ આપવા જો મે રોજ નિયમિત એક કલાક ફાળવ્યો હોત તો તે પૂરુ થઈ શક્યુ હોત અને મારા મત પ્રમાણે તે આદર્શ શિક્ષણ હોત. પણ તે થઈ શક્યુ નહિ આમ છતા આફ્રિકામા ભારતીય લોકોની ખરી સેવા કરવા માટે મારી અમુક કલ્પના હતી તેને કારણે પણ હુ એ કરી શક્યો નથી. મારા બધા બાળકો મારી સાથે આ બાબત ઝઘડે છે કોઈક પદવીધારી યા કોઈ મૅટ્રિક એ લોકોને મળે ત્યારે એમને લઘુતાગ્રથિ લાગે છે પણ જો મેં એ લોકોને શાળેય શિક્ષણ આપ્યુ હોત તો તેમને જે અનુભવજ્ઞાન યા માતાપિતાના નિત્ય સહવાસને કારણે જે જ્ઞાન મળ્યુ તેનાથી તે વચિત રહ્યા હોત " આ પત્ર ગાધીના બાળકોના શિક્ષણ વિશે અલગ પ્રકાશ પાડે છે ગાધી વિરુદ્ધ ગાધી' નાટક આની નોંધ લેતુ નથી

મહાત્મા ગાધી આફ્રિકામા હિંદી યા અશ્વેત લોકોના હકો માટે લડ્યા અને ભારતમા સ્વાતત્ર્ય માટે લડ્યા તેમની લડાઈનુ સ્વરૂપ મૂળભૂત રીતે અલગ હતુ પણ તે જ વખતે ગાધી બીજુ કશુ પણ કરતા હતા તેમને માણસને બદલવો હતો. આ કરવા માત્ર ઉપદેશ આશ્રમ નહોતો ખોલ્યો. પોતા દ્વારા અને પોતાના પરિવાર દ્વારા આ પ્રયોગને પ્રત્યક્ષ કરવાનો એમણે પ્રયત્ન કર્યો. અસ્તેય અને અપરિગ્રહનો આગ્રહ કર્યા પછી પોતાના બાળકોની સસારવ્યવસ્થા કરવાનુ એમને માટે શક્ય નહોતુ મહાત્મા ગાધીની આર્થિક દૃષ્ટિ એ વાદવિવાદનો વિષય હોઈ શકે બીજી અન્ય વાતોમા પણ વાદ થાય છે થયા કરશે પણ માણસને મૂળભૂત રીતે બદલીને નવો સમાજ ઘડવા સતત પ્રયત્નશીલ રહેવાની તેમની વૃત્તિને કારણે તે તદ્દન અલગ ધરી પર મુકાઈ જાય છે આ ધરીને સમજ્યા

વિના સામાન્ય કુટુંબવત્સલ કસોટી ઉપર ગાંધીનું ચિત્રણ કરવું એ ગાંધી ઉપર અન્યાય છે.

આ સિવાય પણ આ બાબતમાં વિચાર કરીએ તો અસામાન્ય કલાવંત, જ્ઞાની, શાસ્ત્રજ્ઞ, માનવ- ઇતિહાસને દિશાદોર આપનાર મોટા ભાગની વ્યક્તિઓનું જીવન સર્વસાધારણપણે યશસ્વી થયું એમ કહી શકાય નહિ. આપણી કુટુંબપદ્ધતિ અને એકંદર વૈવાહિક જીવનની રૂઢ કલ્પના અને જે પરિસ્થિતિમાં મહાપુરુષો જીવ્યા એ બધાનો વિચાર કરીને એ બધાનું સંસારજીવન યશસ્વી કે અયશસ્વી થયું એ નક્કી કરી શકાય. પણ તે પહેલાં યશસ્વી એટલે શું એનો ઉત્તર આપવો પડશે. એક વાત સ્વયં સ્પષ્ટ છે કે અનેક મહાપુરુષો, કલાવંતો, ધર્મજ્ઞો, વિચારવંતો વગેરેની બાબતે તેમની પત્ની, બાળકો અને પરિવારજનોને અન્યાય અને ત્રાસ થયો છે. પોતાનો પતિ એ અન્ય કરતાં અલગ છે એની એને કલ્પના હોય તોય તેના કાર્યમાં સહભાગી થવાની તેની તૈયારી નહોતી. એમાં એનો કોઈ પણ પ્રકારે દોષ નહોતો. લોકમાન્ય તિલકની પત્નીનો વિચાર ઘણાએ કર્યો નથી. તે જમાનામાં મહાપુરુષોના બાળકો યા પત્નીની મુલાકાત છાપવાની ફૅશન નહોતી. બીજાના ઘરમાં યા અંગત જીવનમાં માથું મારવાની પત્રકારોને છૂટ નહોતી. આ સંજોગોમાં લોકમાન્યની પત્નીનું એક જ વાક્ય વાંચ્યાનું સ્મરણમાં છે. લોકમાન્યને માંડલે (જેલ)માં નાખવામાં આવ્યા ત્યારે તેઓ બોલ્યાં હતાં : "આવા લોકો સંસાર શું કામ માંડતા હશે ?" પોતાના પતિ માટે ચિંતાને કારણે તેઓ આમ બોલ્યાં એ સાચું, પણ એના એ ઉદ્ગારમાં અનેક અન્ય સ્ત્રીઓની વ્યથાકથા સંગોપાઈ છે. મહાત્મા ફૂલે અને ન્યાયમૂર્તિ રાનડે આ બે મહત્ત્વના અપવાદ છે, જેમણે પોતાની પત્નીને શીખવ્યું અને સાર્વજનિક કાર્યમાં સામેલ કરી. બીજા ક્ષેત્રમાં જોઈએ તો રેવરંડ તિલકનું ઉદાહરણ સામે આવે. કવિ તિલક એ કેવળ કવિ નહોતા. તે સત્યશોધક હતા. તેમણે ધાર્મિક ગ્રંથ, તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો. પછી તેમને ખ્રિસ્તી ધર્મનું તત્ત્વ મન:શાંતિ આપનાર લાગ્યું અને તેમણે ધર્માંતર કર્યું. આ વિશે તેમણે પોતાની પત્ની સાથે વિચારવિનિમય કર્યો નહોતો. લક્ષ્મીબાઈએ તે વખતે પોતાના મનની શી સ્થિતિ થઈ હતી તેનું યથાર્થ વર્ણન 'સ્મૃતિચિત્રો'માં કર્યું છે. આ વર્ણન હૃદયદ્રાવક છે. પતિપત્ની વચ્ચેનો પત્રવ્યવહાર મહત્ત્વનો છે પણ અહીં એ અપ્રસ્તુત છે. શ્રી તલવલકર મરાઠી સાહિત્ય અને સમાજજીવનની અનેક અન્ય વ્યક્તિના દાખલા આપે છે જ્યાં "સાર્વજનિક જવાબદારી સમજવી યા ન સમજવી એ જ મુખ્ય સૂત્ર હોય. અને મુખ્યતમ વ્યક્તિની કર્તવ્યપરાયણતાની ક્ષતિ બાકીનાની — પરિસ્થિતિજન્ય સંલગ્ન વ્યક્તિઓની — પુણ્યકમાઈ રદ કરે એ આ સૂત્રની વ્યવહારિતા. વ્યક્તિનો સ્વભાવ, વ્યક્તિત્વ એ જ તેનું ભવિતવ્ય ઠરે (કૅરેક્ટર ઇઝ ડેસ્ટિની) એ શેક્સપિયરની શોકાન્તિકાનું સૂત્ર એમ સમીક્ષક બ્રૅડલે કહે છે તે નોંધનીય છે. પંડિત નેહરુના જીવનનું ઉદાહરણ પણ પ્રેક્ષણીય છે. ઇંગ્લૅન્ડમાં શિક્ષણ માટે અમુક વર્ષો રહી જવાહરલાલ ભારત આવ્યા. થોડા જ દિવસમાં એ ગાંધીની ચળવળમાં જોડાઈ ગયા. પિતા મોતીલાલના ઘરમાં પાશ્ચાત્ય જીવનપદ્ધતિ સ્વીકારાયેલી. પણ પત્ની થઈ કમલા જવાહરલાલના જીવનમાં આવી ત્યારે તેને આ વ્યવહારની કલ્પના નહોતી. જવાહરલાલ રાજકીય જીવનમાં વ્યગ્ર. તેમાં પાછો કારાવાસ. આ બાજુ કમલા નેહરુની ઘરમાં અવહેલના થતી હતી. વિજયાલક્ષ્મી વગેરે એની સાથે યોગ્ય વ્યવહાર કરતાં નહોતાં. કમલાને આનું દુ:ખ હતું. ઇન્દિરાને પણ એકાકી લાગતું કારણ એણે પોતાની માતાના જીવનને નિકટતમ નીરખ્યું હતું. એમ કહી શકાય કે નેહરુનો એમની પત્ની પર પ્રેમ નહોતો ? એમ નહોતું પણ તે બંધાઈ ગયા હતા. તે પોતાની જવાબદારી છોડી શકે એમ નહોતા. તેમનું પોતાનું જ જીવન તેમના હાથમાં રહ્યું નહોતું. વળી કમલાની અનિશ્ચિતતા હતી. આવતી કાલે કદાચ કોઈ નેહરુ પતિ-પત્નીનો વિચાર સામાન્ય કુટુંબની દૃષ્ટિથી કરી નાટક લખે તો કમલા નેહરુનું જીવન એક શોકાંતિકા લાગે અને નેહરુ વિરુદ્ધ ચિત્ર ઊભું કરી શકાય પણ તે નેહરુ દંપતીનું જીવન નહિ હોય. લેખક જો આઇન્સ્ટાઈનનું નિરૂપણ કરવા ધારે અને તેને સામાન્ય પ્રાધ્યાપકના કૌટુંબિક જીવનની કસોટી પર કસે તો તે યોગ્ય નથી, તે ચાલી પણ શકે નહિ. ગૌતમ બુદ્ધને

પોતાની તરુણ અને સુદર પત્નીનો અને નાના બાળકનો ત્યાગ કરતા કષ્ટ પડ્યુ જ હશે પણ જો તે તેનો વિચાર કર્યા કરતે તો તે બુદ્ધ થઈ શક્યા હોત નહિ કાલે કોઈ પૂછે કે કરુણાનો સદેશો આપનાર સિદ્ધાર્થને પોતાની પત્ની અને બાળક માટે કરુણા નહોતી આવતી ? આનો ઉત્તર છે હા કરુણા આવતી હતી પણ માનવસમાજ માટેની કરુણા તે કરતા વિશેષ હતી વળી નવા ધર્મનો પ્રચાર પોતાના સિવાય અન્ય કોઈ કરી શકે નહિ એવી પ્રતીતિ હોવાને કારણે તેમણે રાજ્ય તેમ જ કુટુબનો ત્યાગ કર્યો

સ્વાતત્ર્યવીર સાવરકરના સ્વભાવમા અમુક વિચક્ષણતા હતી તે પોતાના સ્વજનોને મળવાય વિશેષ ઉત્સાહી નહોતા. ફીલ્ડ માર્શલ કરિઅપ્પા તેમને મળવા ગયા તો તે રાહ જોતા રહી ગયા ! પણ આદામાનના એકાતવાસમા અત્યત કષ્ટદાયક સજા ભોગવનાર માણસના સ્વભાવની વિચક્ષણતા સ્વાભાવિક છે આ વાતનુ ધ્યાન રાખ્યા વિના જો ચિત્રણ કરવામા આવે તો સાવરકરનુ યથાર્થ ચિત્રણ શક્ય નહિ બને

'ગાધી વિરુદ્ધ ગાધી'મા આવો સઘર્ષ નહોતો ? હતો પણ તેનો સદર્ભ સપૂર્ણપણે સમજ્યા વિના જો ચિત્રણ થાય તો એક મહાન વિષયને અત્યત સામાન્ય સ્તર પર લઈ જવાનો ધોખો રહે ગાધીને કારણે હરિલાલ અને અન્ય બાળકોને અન્યાય નથી થયો એમ તો કોઈ કહે નહિ પોતે 'ગાધી' છે એમ તેનો ભાઈ હરિલાલને સમજાવે છે અને તેનો દીકરો પણ આ વાત સમજે છે કસ્તૂરબા પણ કશુ જ ભણ્યા નહોતા તે પણ ગાધી ઉપર ગુસ્સે થયા હશે. પણ છેવટે તેમણે ગાધીને ઓળખ્યા આ પરિચય માત્ર પત્ની હોવાને કારણે થયો એવુ નહોતુ આ એક આતરિક ઓળખ છે કોઈકને આ ઓળખ હોય, કોઈકને નયે હોય 'ગાધી વિરુદ્ધ ગાધી'મા બીજા ગાધીનો પરિચય છે, પહેલા ગાધીનો પરિચય નથી આ કારણે આ સમગ્ર લખાણ મહાત્માની શોકાતિકા થવાને બદલે હરિલાલની શોકાતિકા બને છે હરિલાલની શોકાન્તિકાનુ સ્વરૂપ અહીં પ્રાપ્ય છે અને હરિલાલના સ્તરનો પરિચય અવશ્ય થાય છે – ગાધીજીનો નહિ

બુદ્ધ, ખ્રિસ્ત, મહાત્મા ગાધી જેવી જે કોઈ વ્યક્તિ સમાજને પૂર્ણત બદલવા નીકળી પડે ત્યારે તેને માત્ર અપયશ જ મળે છે પણ આ લોકોની યશ-અપયશની કલ્પના જ અલગ હોય છે આવી વ્યક્તિ પોતાનુ આયુષ્ય પતે એથી એમનુ કાર્ય પત્યુ એમ પણ માને નહિ તેમનુ કાર્ય ચાલુ જ રહે અને એવા વખતે ક્યારેક પોતે જોયેલુ સ્વપ્નુ સાકાર થશે એવી એમની ધારણા પણ હોય છે યશ અને અપયશની આવા લોકોની વ્યાખ્યા જ અલગ હોય – વળી, 'ધ્યેય, પ્રેમ, આશાની ક્યારેય પૂર્તિ શક્ય હોય ખરી ?

મહાત્મા ગાધી તો પોતાની સત્યની શોધ અખડ રહેશે એમ માનતા હતા — અને એમના પછી પણ આ શોધ અવિરત ચાલશે એમ માનતા હતા. તે અનેક રીતે વિચાર કરી નિર્ણય લેતા અને એ લીધા પછી તેને વળગી રહેતા પણ સત્યની અખડ શોધ ચાલુ હોવાને કારણે પોતાના નિર્ણયની ફેરતપાસ પણ તેઓ કરતા અને સમય આવ્યે તે નિર્ણય બદલતા પણ ખરા પોતાને બધા જ પ્રશ્નો સમજાય છે અને બધાના ઉત્તરો પોતાની પાસે છે એવો દાવો ગાધીએ ક્યારેય કર્યો નથી આ કારણે જો હરિલાલને સાચા માનવામા આવે તો ગાધી સવાઈ સાચા હતા. આ કેમ કે કેવી રીતે એ હરિલાલ કહી શકે નહિ અને હરિલાલના ચશ્મા પહેરી લખનાર પણ કહી શકે નહિ"

આ છે તલવલકરનો અભ્યાસુ વિચાર આ નાટકને (નવલકથાને પણ) ન્યાય કરવા કહેવુ પડે કે 'મહારાષ્ટ્ર ટાઇમ્સ'ના ૭મી એપ્રિલ ૧૯૯૬ના અક ('મૈફલ' વિભાગ)મા એકાદ વાચકે તલવલકરના તર્કનો વિરોધ કર્યો છે આ વાચક (તલવલકરની તરફેણ કરનાર પત્ર ટાળુ છુ) શ્રી લક્ષ્મણ ગોવિંદ કુલકર્ણી લખે છે કે "તલવલકર કહે છે કે નાટક ગાધીજી ઉપર અન્યાય કરે છે વ્યક્તિ યા પ્રસગને ન્યાય અન્યાય કરવાનો નાટકનો મૂળ યા પ્રાસગિક ઉદ્દેશ હોય નહિ, નથી દળવીએ નાટક લખ્યુ છે, છેવટનો વટહુકમ નથી કર્યો ઇતિહાસ ઉપર આધારિત નાટકને આ નિયમ સપૂર્ણપણે લાગે નહિ એય સાચુ ઇતિહાસનિષ્ઠ નાટક માટે થોડો અપવાદ સ્વીકારીએ તો આવા નાટકમા

સત્ય સાચવવું એટલી જ અપેક્ષા નાટકકાર પાસે રાખી શકાય. પૂર્ણ સત્ય, કેવળ સત્ય એ નાટ્યકારનું ધ્યેય હોઈ જ શકે નહિ. તેની નજર તો નાટક પર જ કેન્દ્રિત હોય. આ નાટકનું સૂત્ર ગાંધી વિરુદ્ધ ગાંધીનું દ્વંદ્વ નહિ તો એ દ્વંદ્વમાંનું નાટક તો ખરું જ. દળવીની (દિનકર જોષીની પણ) નજર હરિલાલના જીવનનાટક ઉપર છે. આ નાટક અત્યાર સુધી કોઈએ માંડ્યું નહોતું. હરિલાલના જીવનમાં ઊંડું ડોકિયું કરી તેની ભાવના, વિચાર, સુખદુઃખનો તાગ લેવાનો આ એક આકર્ષક અને સફળ પ્રયત્ન છે. અન્ય મહાપુરુષનું વૈયક્તિક જીવન એ પણ ઉત્કૃષ્ટ નાટ્યવિષય હોઈ શકે. આવા નાટકમાં તેનો સ્વાર્થત્યાગ, તેનું શાસ્ત્રજ્ઞાન લાવવાનો પ્રયત્ન થાય, તો તે ચરિત્ર, થાય નાટક નહિ. તેના ચરિત્રને પ્રામાણિક રહી કેવળ નાટ્યમય ઘટના પર લક્ષ કેન્દ્રિત કરવાથી તે નાટક થાય, અન્ય રીતે નહિ.

ગાંધીજીનો ઉચ્ચ જીવનસ્તર એ જેટલો સત્ય છે તેટલું જ તેનું કૌટુંબિક જીવન સત્ય છે. હરિલાલને ગાંધીજીની કૌટુંબિક વર્તણૂકની ઝાળ લાગી છે. ગાંધીજીના ઉચ્ચસ્તરીય જીવન વિશે એને શંકા નહોતી. તેની વેદના કૌટુંબિક છે અને છતાંય તે મહાપુરુષોના કુટુંબ વિષયી જાગતિક વેદના છે. તેમાં જ કારુણ્ય છે. તે ઉત્કૃષ્ટ 'નાટ્યવિષય છે.

ગાંધીજીનું જીવનનાટ્ય તો સર્વવિદિત છે. એના ઉપર અનેકે લખ્યું પણ છે. એમાં નવું નથી એમ દળવી(દિનકરભાઈ)ને લાગ્યું હશે. હરિલાલનું દુઃખ ખાસ જ્ઞાત નથી, તે વિશે લખવાનું એક આહ્‌વાન છે એમ લેખકે માન્યું હશે.

એ ખરું કે ગાંધીજીના હિમાલય સરખા વ્યક્તિમત્વની પાર્શ્વભૂમિ પર તેના જીવનના ઘટનાક્રમની નાટ્યમયતાને વધુ ઉઠાવ મળતે. પણ તે કારણે હરિલાલનું નાટ્ય ઓછું મહત્ત્વનું ઠેરવી શકાય નહિ. દરેક નાટકનો પ્રકાર અલગ હોય. તેમાં તરતમભાવે ચર્ચા કરવી એ અઘરી અને અયોગ્ય ચર્ચા થાય.

ગાંધીજીનું જીવન આ મહાન વિષય છે અને હરિલાલનું દુઃખ એ સામાન્ય સ્તરનું છે એ વિચાર જ અસાહિત્યિક છે. હરિલાલની શોકાંતિકા નીચલા સ્તરની અને ગાંધીજીની ઉપલા સ્તરની આ વિચાર સાહિત્યિક દૃષ્ટિથી ભૂલભરેલો છે.

મોટા લોકોની મોટાઈ મધ્યમવર્ગી મરાઠી (કે કોમવાદી ગુજરાતી) માનદંડે માપી શકાય નહિ એ સ્વીકાર્ય. ગૌતમ બુદ્ધથી માંડી રે. તિલક સુધીના અલગ અલગ ક્ષેત્રનાં ઉદાહરણો પણ માન્ય. આ બધાનો સંસાર આપણા સામાન્ય માણસોના માનદંડે અયશસ્વી થયો – યશ શું, અપયશ શું એ પણ એક તાત્ત્વિક ચર્ચા માત્ર. ઘણા માટે સમાજપરિવર્તન કરતાં સમાજકલ્પનાની ઘરેડ બહાર જવું અનિવાર્ય હોય છે. ઘરેડમાં રહી નવી દિશા દેખાડનાર કાં તો અજ્ઞાની કાં તો મૂર્ખ હોય છે. આ વિચાર સ્વીકારી આ વિચાર આ નાટકના પરીક્ષણમાં લાગુ પાડી શકાય નહિ એમ કહેવું પડશે કારણ આ નાટક છે નાટક વિશે. અને તેય હરિલાલના જીવનનાટક વિશે. ઇતિહાસ, ન્યાય, અન્યાય, મહાપુરુષનું મૂલ્યમાપન, મહાપુરુષોનો યશઅપયશ તેનો નિકષ એ આ નાટકની બહારની વાત છે.

ગુજરાતી નવલકથાનું મરાઠી નાટ્યરૂપાંતર થયું છે એથી એક મરાઠી લેખક અને એક મરાઠી ભાવકના તદ્દન વિરોધાભાસી વિચારો રજૂ કર્યા છે. મરાઠી ભાષાનું આ લખનારનું જ્ઞાન ઊંડું નથી એથી કોઈ ક્ષતિ રહેતી હોય તો બિનશરતી ક્ષમાયાચના. એય એકરાર કરું છું કે હું શ્રી ગોવિંદ તલવલકરના અભિપ્રાય સાથે સંપૂર્ણપણે સહમત છું. એટલું જ નહિ પણ અમુક તત્ત્વો ગાંધીજીને સૂક્ષ્મ રીતે નીચા દર્શાવવાનું સફળ 'કલાત્મક' કાર્ય કરે છે તેનો વિરોધ કરવાનોય આશય છે. ગાંધીજી વિશે કશુંય (કલાત્મક) લખનારે ગાંધીજીને સંપૂર્ણપણે 'સમજવા' પડે નહિ તો દેવદૂતની ઉતાવળ ક્યારેક આત્મઘાતી પુરવાર થાય.



## ગઝલ

એ વિના તો સાવ ખાલી હોય છે
હાથમા બસ હાથતાલી હોય છે

જિંદગીભર એ નમાલી હોય છે
જિંદગી તો પણ વહાલી હોય છે

ક્યાક તારી વાત ચાની હોય છે
તે પછી તો પાયમાલી હોય છે

તું મળે એ પળની સમૃદ્ધિ વિના
કઈ નવી જાહોજલાલી હોય છે

તે પછી હુ સાવ નિર્ભય હોઉ છુ
આગળી તારી જો ઝાલી હોય છે

**રવીન્દ્ર પારેખ**

## ગઝલ

ભલે પૂર્ણ લાગે એ ખડિત રહ્યુ છે
જીવન મારુ હમેશ શાપિત રહ્યુ છે

મને પુષ્પ તે જે દીધુ અશ્રુ સીચી
સુકાયુ છતાં એ સુવાસિત રહ્યુ છે

નથી પૂરો મારી કે તારી કને હુ
કે હોવુ આ મારુ વિભાજિત રહ્યુ છે

ફુલાયા ન કર તુ હવે તારી જીતે
કશુક બેઉ પક્ષે પરાજિત રહ્યુ છે

બુકાનીમા ઢાક્યુ છતા તારું હોવુ
ન સાબિત કર્યું તોયે સાબિત રહ્યુ છે

નથી સ્પષ્ટતા આ જીવનની જરા પણ
કદાચિત્ ગયુ છે કદાચિત્ રહ્યુ છે

ન બધન કશાનુ ન મુક્તિ કશાની,
કશુક ક્યાક બાધિત અબાધિત રહ્યુ છે

**રવીન્દ્ર પારેખ**

## જુલફાઓ

ખૂબ રૂપાળી રૂપકન્યાની લટકમટક ઉપર
ગુસ્સે થઈને કશે પણ રખડવાની મનાઈ
કરી દીધી ઈશ્વરે
આકાશમા ફરે ને આખ્ખા આકાશને છાઈ દે
તેટલી મોટી રૂપકન્યા
જેણે જોઈ ન હોય તે કલ્પી પણ ન શકે
તેની કાયાને
તેના લાબા ભૂરા વાળથી અતિ દેખાવડી લાગતી રૂપકન્યાને
જે જુએ તે બધુ કામ છોડી
પાગલ થઈ જતા તેની પાછળ.
ઈશ્વર એટલા તો ગુસ્સે થઈ ગયા કે
કરી દીધી સજા
ધરતીની નીચે બેસી રહેવાની
બેઠી છે ત્યાં બિચારી
ને લહેરાવ્યા કરે છે તેના જુલફાઓને
ભૂરા મોજાઓને સમજી બેઠા છીએ
સાગર આપણે

**સસ્કૃતિરાણી દેસાઈ**

# સાહિત્ય અને સિનેમા

**અભિજિત વ્યાસ**

સાહિત્ય અને સિનેમા એ બંને સ્વતંત્ર કલાપ્રકારો છે. બંનેનો વિકાસ પણ અત્યંત સ્વતંત્ર સ્વરૂપમાં થયો છે. આમ તો સાહિત્ય અને સિનેમાની કલામાં મૂળભૂત સંબંધ રહેલો છે. આ સંબંધ કયા પ્રકારનો છે એ જાણવું જરૂરી છે. કથા-સાહિત્ય આખ્યાનક હોય છે અને લેખિત શબ્દરૂપ ઉપર આધારિત હોય છે, જ્યારે ફિલ્મ એક ચાક્ષુષ કલા છે. તે છતાં એમાં આખ્યાનક તત્ત્વો નહિવત્ હોય છે. આ બંને કલામાં આવો ભેદ હોવા છતાં પણ એવાં કેટલાંક તત્ત્વો છે જે આ બંને કલાને જોડે છે. આ તત્ત્વો કયાં ? એ વિશે એક મોટો વિવાદ છે. રૂપાંતરણની આ ભૂમિકા ઉપર બધા લેખકો, આલોચકો અને ફિલ્મ નિર્દેશકોને બે શિબિરોમાં વહેંચી દીધા છે. આ વિવાદને સમજવા માટે સમગ્ર વસ્તુસ્થિતિને ચર્ચવી અપેક્ષિત રહે છે.

દરેક કલાનો જન્મ અને એની જીવંતતા કેટલીક ચોક્કસ ભૂમિકા(કાયદા)ઓ ઉપર આધારિત હોય છે. જ્યારે લોકો સિનેમાનાં કેટલાંક ચોક્કસ પ્રતિમાન વિશે વાત કરે છે. સામાન્ય રીતે તે સાહિત્યને સન્નિધીકૃત કરતાં હોય છે. મારા મત  મુજબ એ પણ એટલું જ જરૂરી છે કે સાહિત્ય અને સિનેમાની વચ્ચે અંતઃક્રિયા જેટલી બની શકે તેટલી શોધી તેને ઉદ્ભાસિત કરવી, જેથી બંનેને આખરે જુદાં પાડી શકાય અને ફરી કદી અસ્ફુટ ન થાય. કયા કારણે સાહિત્ય અને સિનેમા એકબીજા સાથે સંકળાયેલાં છે અને સરખાપણું ધરાવે છે ? કઈ કડી તેમને જોડે છે ?

કથાસાહિત્યનાં આખ્યાનક તત્ત્વોએ સિનેમાને વિશેષરૂપથી પ્રભાવિત કર્યા છે. ડી.ડબલ્યુ. ગ્રિફિથ અને સર્ગેઈ આઇઝેન્સ્ટાઇનથી લઈને રેને અને ફેડરિકો ફેલીની સુધી બધા જ ફિલ્મસર્જકોએ સાહિત્ય અને એમની ફિલ્મની સંબંધ-સૂત્રતા ઉપર ચર્ચા કરી છે. અને અનેક લેખકોએ એમનાં કામોને ફિલ્મના રૂપાંતરના સર્જનાત્મક અથવા શિલ્પગત પ્રયાસોનો ખુલ્લેઆમ સ્વીકાર કર્યો છે. ઘણા લેખકો, નવલકથાકાર ગ્રેહામ ગ્રીનના દૃષ્ટિકોણની સાથે પણ સહમત છે કે "સિનેમાને એકદમ નવું કલારૂપ માનવાની જરૂરત નથી. એના કથારૂપમાં એનો પણ એ જ ઉદ્દેશ છે જે એક નવલકથાનો હોય છે. ઠીક એમ જ નવલકથાનો પણ એ જ ઉદ્દેશ છે જે એક નાટકનો છે." પ્રભાવશાળી મીડિયા-સમાલોચક માર્શલ મૅકલૂહન એ વાત ઉપર જોર દેતા હતા કે "ફિલ્મની યથાર્થ દુનિયા અને નિજી કાલ્પનિક અનુભવોનો શુદ્ધ રૂપમાં એવો ઘનિષ્ઠ સંબંધ છે કે જેને અલગ નથી કરી શકાતો. આપણા પશ્ચિમમાં સ્વીકૃત ફિલ્મ રૂપની — ફિલ્મના વાસ્તવિક રૂપ અથવા એના આલેખરૂપ — બંનેની પૂર્ણ રીતે પુસ્તક· (પ્રકાશન-લેખન)ની સંસ્કૃતિથી સન્નિદ્ધ છે." આપણા આજના વર્તમાન સમાજમાં પ્રકાશિત સામગ્રી અને ફિલ્મ પૂર્ણ રીતે વ્યાપ્ત છે અને આપણી સંસ્કૃતિની મહત્ત્વપૂર્ણ શક્તિ બની ગયાં છે.

કૉનરેડ એમનાં સાહિત્ય અને ફિલ્મ સંબંધી કથનોમાં ચાક્ષુષ-ગુણ ઉપર વધુ મહત્ત્વ આપે છે. સાહિત્ય અને ફિલ્મની તુલનાના સંબંધમાં એમના એક લેખમાં તેઓ લખે છે કે "લેખિત શબ્દની શક્તિના દ્વારા જે લક્ષ્યને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરું છું તે તમને સાંભળવા માટે તૈયાર કરવાનો, અનુભવ કરવાને માટે તૈયાર કરવાનો – એ બધાની પહેલાં 'જોવાને' માટે તૈયાર કરવાનો છે. આજ છે અની આથી વિશેષ કંઈ જ નહિ. ફિલ્મ અને સાહિત્યના સંદર્ભમાં એમને આમ જ ઉધ્ધ્વત કરાય છે. કેમ કે બે દસકા પછી આવું જ એક વિધાન ડી. ડબલ્યુ. ગ્રિફિથે પણ વ્યક્ત કરતાં કહ્યું – "મારું લક્ષ્ય જેને હું પામવાને માટે પ્રયાસ કરી રહ્યો છું તેને મુખ્ય રૂપથી તમને જોવાના અથવા દૃષ્ટિ દેવાને

માટે તૈયાર કરવાનુ છે

સર્ગેઈ આઇઝેન્સ્ટાઈને એમના પુસ્તક ફિલ્મ ફોર્મ મા ડી ડબલ્યુ ગ્રિફિથ અને ચાર્લ્સ ડિકન્સના શિલ્પની તુલના કરી છે આઇઝેન્સ્ટાઇનનો મત નિશ્ચિત રૂપમા જોવાનો ના ભાવ સાથે જોડાયેલો છે અને જોવાનો અર્થ ફક્ત એ નહિ જે પડદા ઉપર સુદર ચિત્રના રૂપમા પ્રસ્તુત થઈ રહ્યુ છે અથવા એથી પણ આગળ જે સપૂર્ણ સરચનામા નિહિત છે સાહિત્યકૃતિ અથવા કલા જેની સાથે પ્રાથમિક રૂપમા ફિલ્મનો સબધ સ્થાપિત કર્યે જઈએ છીએ તે નાટક નથી પણ કથા સાહિત્ય છે એનુ કારણ સાર્વભૌમિક છે કે આ બને રૂપોમા વાર્તા કહેવાના તત્ત્વો અને વાર્તા કહેવાની પદ્ધતિથી સારૂપ્ય થવુ જોઈએ હકીકતે આ જ તે મૂળ તત્ત્વ છે જે આ બને કલારૂપોની સમાનતાઓ અને એની અનેક અસમાનતાઓને ઢાકી દે છે ફ્રેન્ચ ફિલ્મ સિદ્ધાતકાર ક્રિશ્ચન મેટ્ઝનુ તો ત્યા સુધી કહેવુ છે કે નવલકથાની કથાકૃતિના માધ્યમથી સિનેમાના ઉપર આક્રમણ રૂપ છે વાર્તા કહેવાનો નિયમ એટલા સશક્ત હોય છે કે પ્રતિબિંબ જેને ફિલ્મ સરચનાનુ પ્રમુખ તત્ત્વ માનવામા આવે છે તે કથાનકની પાછળ અદશ્ય થઈ જાય છે એટલે સિદ્ધાતમા સિનેમાનાબિંબ(ઇમેજીઝ)ની કળા છે મિકેલાજેલો આન્તોનિયોની પણ જોરપૂર્વક કહે છે કે આ વાર્તા જ મને સહુથી વધુ મોહિત કરે છે બિંબ ફક્ત માધ્યમ હોય છે જેના દ્વારા વાર્તાની સમજ પડે છે આન્દ્રેઈ તાર્કોવ્સ્કી પણ નિકોલાઈ વાસિલિવિચ ગોગોલનો આધાર લેતા કહે છે કે બિંબનુ કાર્ય જીવનને અભિવ્યક્ત કરવાનુ છે નહિ કે વિચાર અથવા તો જીવન વિશેની દલીલ કરવાનુ

સાહિત્ય અને ફિલ્મના સબધોને લઈને એક બીજો પણ વર્ગ છે જે તદ્દન જુદો દષ્ટિકોણ અપનાવે છે ઇંગમાર બર્ગમૅનનુ માનવુ છે કે ફિલ્મનો સાહિત્યની સાથે કોઈ સબધ નથી આ બને કલારૂપોના ચરિત્ર તથા સારાશ પ્રાથમિકપણે એકબીજાથી વિરોધી છે નોર્માન મેલરનુ તો ત્યા સુધી કહેવુ છે કે ફિલ્મ અને સાહિત્ય એકબીજાથી એટલા પૃથક્ છે કે જેવી રીતે શિલ્પસ્થાપત્ય, ચિત્રકળા અથવા તો ગીત સિનેમા અને સાહિત્ય ઉપર લખતા આ બને આલોચકો એ ભૂલી ગયા છે કે કોઈ પણ કળાની અતવર્ત વિશેષતાઓ સમાન હોય છે માનવીય સૌદર્યનુ ઉદ્દ્ઘાટન કરવુ એ જ એનુ લક્ષ્ય હોય છે એટલે અશે આતર અભિવ્યક્તિનુ જ માધ્યમ છે એટલે સિનેમા અને સાહિત્યના મૂળભૂત સબધોને શોધી શકાય છે ફિલ્મદિગ્દર્શક આન્દ્રેઈ તાર્કોવ્સ્કી આવા જ કોઈ સદર્ભે કહે છે I find poetic links the logic of poetry in cinema

ફ્રાસના ફિલ્મનિર્માતા બ્રેસોએ એક વખત કહ્યુ હતુ કે ફિલ્મસર્જકે કોઈ એક સપૂર્ણ કૃતિને ફિલ્મ માટે પસદ ન કરવી જોઈએ એક સપૂર્ણ સાહિત્યિક કૃતિ સાહિત્યની નિધિ છે જેને ફિલ્મનુ રૂપ આપતા એની સપૂર્ણતા ઉપર આઘાત પહોચી શકે છે આવી જ મતલબનુ કઈક રહસ્ય ફિલ્મોના સર્જક આલ્ફ્રેડ હિચકોક માને છે અને કેટલેક અશે આવી માન્યતા જાણીતા દિગ્દર્શક શ્યામ બેનેગલ પણ ધરાવે છે હકીકતે આ એક ભ્રામક વિચારણા છે કારણ કે નિર્વિવાદ છે કે સાહિત્ય અને સિનેમા બે જુદા કળારૂપ છે એટલે સાહિત્યને આધાર બનાવીને ફિલ્મની રચના કરવામા આવે તો શુ તે સ્વતત્ર રચના છે અને તેને જુદા જ માપદડોથી જોવામા આવે છે આ એક ગભીર પ્રશ્ન છે બ્રેસોની વિચારણા ભ્રામક એટલા માટે છે કે સાહિત્યકૃતિનુ સ્વરૂપ સાહિત્યમા અસદિગ્ધ રહે છે પણ ફિલ્મકાર તેને વિકૃત કરે છે તો તે વિકૃતિ ફિલ્મની છે સાહિત્યની નહિ પણ આ મુદ્દા ઉપર થોડો વધુ વિચાર કરી શકાય છે કારણ કે ફેડરિકો ફેલીની જેવા ફિલ્મ દિગ્દર્શકની કેટલીક ફિલ્મો રૂપાતરણ છે તથા તે સાહિત્યશિલ્પથી સારી રીતે પ્રભાવિત છે અને બહુ પ્રામાણિકપણે એ જ મર્યાદામા બની છે તેવી જ રીતે આન્દ્રે માર્લોએ સર્જેલી ફિલ્મ L Espoir એમની પોતાની જ નવલકથા ઉપરથી દિગ્દર્શિત કરી છે તેમા કદાચ સૌ પ્રથમ વખત ફિલ્મની ભાષા સાહિત્યની ભાષાની બરોબર રહી છે આ પ્રશ્ન હજી પણ તર્કસગત છે કે બીજા લોકોએ જે પ્રયાસો કર્યા છે તે આ હદ સુધી કેમ સફળ નથી થઈ શક્યા ફિલ્મના લાભ

ધરાવતાં તત્ત્વો ઉપર અહીં વિચાર ન કરવામાં આવે તોપણ એના સૌંદર્ય તરફ તો જોઈ શકાય છે. હકીકતે ઇંગમાર બર્ગમૅન અને વર્જિનિયા વુલ્ફનો દૃષ્ટિકોણ નકારાત્મક છે. વર્જિનિયા વુલ્ફનું તો કહેવાનું છે કે સાહિત્ય અને સિનેમાનો આ સંબંધ અસ્વાભાવિક છે અને પ્રતિફલન અનર્થકારી છે. ફ્રાંસના દિગ્દર્શક આલે રેનેનું કહેવું છે કે એક નવલકથાને ફિલ્મના રૂપમાં જોવું કંઈક એવું છે કે ભોજનને ફરીથી ગરમ કરવામાં આવે.

આપણે એમ માનીને ચાલીએ કે રૂપાંતરણ શક્ય છે અને ઓછામાં ઓછું જેટલું જોઈએ તેટલાથી પ્રભાવશાળી પણ છે અને ફિલ્મની સમીક્ષા અને એના સિદ્ધાંત બીજા પ્રશ્નોનું સમાધાન પણ કરી શકે છે. તો પ્રશ્ન એ છે કે એક ફિલ્મસર્જક લેખિત સાહિત્યના રૂપાંતરણની કઈ પ્રક્રિયા અપનાવે ? શું એવાં કોઈ નિર્દેશક તત્ત્વો છે જેની શોધ કરવાથી કે કરામત જાણવાથી જ માત્ર ? એના મૂળ સ્રોતમાં ફિલ્મનો સાહિત્યકૃતિ સાથે શો સંબંધ છે ? ક્યાં સુધી સાહિત્ય-કૃતિને નિષ્ઠાવાન રહેવું જોઈએ ? કઈ સીમા સુધી ? શું આ થઈ શકે છે ? ફિલ્મસર્જકના મનમાં સૌથી વધુ મહત્ત્વ શેનું છે : મૂળ કૃતિની અખંડતાનું કે એ કૃતિ ઉપર આધારિત ફિલ્મની સંપૂર્ણતાનું ? શું આ બંનેમાં સંઘર્ષ સંભવિત છે ? કયા પ્રકારના પરિવર્તનની છૂટ હોઈ શકે છે ? અને તે ઇચ્છિત છે કે અપરિહાર્ય છે ? આ બધા પ્રશ્નો સાહિત્યિક કૃતિના રૂપાંતરની સાથે જોડાયેલા છે. આમાંના કેટલાક પ્રશ્નો ઉપર વિવાદ છે પણ અનેક સમાન તત્ત્વો પણ છે.

રૂપાંતરણ વાસ્તવમાં રૂપાંતરણ છે; તે અનુકૃતિ નથી. એટલે નિશ્ચિત રૂપથી મૂળકૃતિના રૂપાંતરણમાં કોઈ સીમા સુધી પરિવર્તન હોવાનું જ. આ સીમાને પરિભાષિત નથી કરી શકાતી કારણ કે આ ફિલ્મ દિગ્દર્શકની પ્રતિભા અને ક્ષમતા અનુસાર વિવિધ સ્તરો ઉપર હોય છે. કેટલીય વાર એવું જોવામાં આવે છે કે વાર્તા સાધારણ છે પણ તેના ઉપરથી સર્જાયેલી ફિલ્મ ખૂબ સારી બને છે અને વાર્તા સશક્ત અને ઉત્તમ હોવા છતાં પણ તેના ઉપરથી સર્જાયેલી ફિલ્મ બહુ સાધારણ કે નબળી હોય છે. (આ પ્રકારની વાત દિગ્દર્શક શ્યામ બેનેગલે પણ કરી છે. શ્યામ બેનેગલ કહે છે, "એક કહેવત જાણી લો કે કોઈ સારી નવલકથા ન પસંદ કરો અને તેના ઉપર ફિલ્મ ન બનાવો. કારણ કે તમે નવલકથાનો સત્યાનાશ કરી દેશો. અને તમે એક ખરાબ ફિલ્મ બનાવશો. પરંતુ તમે કોઈ બહુ જ ખરાબ નવલકથાને લઈને તેના ઉપરથી એક સારી ફિલ્મ બનાવી શકો છો." એટલે બ્રેસોના મતથી સહમત થવું કઠિન છે. કારણ કે કોઈ ફિલ્મને કોઈ એક સાહિત્ય કૃતિની અનુકૃતિ ન સમજવી જોઈએ અને ફિલ્મના મૂલ્યાંકનના પોતાના સિદ્ધાંતો છે અને વળી સાહિત્યિક કૃતિના રૂપમાં એનું નિજી સ્વરૂપ અસંદિગ્ધ અને સુરક્ષિત છે.

રૂપાંતરણના પ્રશ્ન ઉપર વિચાર કરતાં રેને વેલેક અને ઑસ્ટિન વૉરેનના પુસ્તકમાં સરસ વિશ્લેષણ કરાયું છે. "કથાનકની સુસંગતિ અને એની જૈવિક એકતા એના મૂલ્યનો મુખ્ય નિષ્કર્ષ છે. કાલ્પનિકતા અને ઐતિહાસિકતાને સાફ કરવામાં કોઈ ભૂલ નથી. જો તે સંભાવિત અને સંભવના બંને, સંરચનાના પ્રતિફલન છે."

અહીં રૂપાંતરણની દૃષ્ટિમાં એક વધુ મહત્ત્વપૂર્ણ તથ્ય સામે આવે છે. લેખકો અને ફિલ્મસર્જક-દિગ્દર્શકોએ સાહિત્યિક કૃતિના રૂપાંતરણની સમસ્યામાં નવલકથાત્મક કૃતિના સંદર્ભે જ વિવેચન કર્યું છે કે નાટક ઉપર વિચાર કર્યો છે. પણ ટૂંકી વાર્તાના ફિલ્માંતરણ કરવાના સંદર્ભમાં બહુ ઓછો વિચાર થયો છે. ટૂંકી વાર્તા કહેવાની પરંપરા લગભગ એટલી જ જૂની છે જેટલી માનવીય સંસ્કૃતિ. એના મૌખિક રૂપમાં એ લોકકથા, પરીકથા વગેરે નાના રૂપોમાં સાર્વભૌમિક રહેલી છે. પણ એના આધુનિક રૂપમાં એનો સ્વીકાર અને લોકપ્રિયતા પશ્ચિમમાં ઓગણીસમી શતાબ્દીમાં થયાં છે. ફિલ્મજગતમાં ટૂંકી વાર્તાનું સ્વાગત ઘણું મોડેથી થયું. વીસમી શતાબ્દીના પ્રારંભમાં નવલકથાઓ ઉપરથી ફિલ્મસર્જનનો પ્રારંભ પશ્ચિમમાં થઈ ગયો હતો. પણ નિકોલાઈ વાસિલિવિચ ગૉગોલ (રશિયા), ઈ. ટી. એ. હૉફમન (જર્મની) અને એડગર એલન પો (અમેરિકા) તથા એ પછીનાં વર્ષોમાં

અન્ય લેખકોમાના ગાય દ મોપાસા (ફ્રાસ) એન્ટન ચેખોવ (રશિયા) હેન્રી જેમ્સ (અમેરિકા) જેવા પ્રતિભાવત વાર્તાકારોની રચનાઓ ફિલ્મનિર્માતાઓને પ્રભાવિત નથી કરી શકી આપણે ત્યા પણ પરિસ્થિતિ કઈક આવી જ હતી ટૂકી વાર્તા ઉપરથી ફિલ્મસર્જન કરવા કરતા ફિલ્મ સર્જકો નવલકથા કે નાટકને – તેમા પણ વિશેષત નવલકથાને જ પ્રાધાન્ય આપતા હતા. કેટલાક અપવાદ બાદ કરતા પ્રસિદ્ધ લેખકોની ટૂકી વાર્તા ઉપર આપણે ત્યા ફિલ્મો સર્જાઈ નથી પણ છેલ્લા દાયકામા ટેલિવિઝનના પ્રમારથી કેટલાક દિગ્દર્શકોએ ટેલિવિઝનના કાર્યક્રમોને માટે ટૂકી વાર્તાઓને પસદ કરવી શરૂ કરી આવા દિગ્દર્શકોમા સત્યજિત રાય, મૃણાલ સેન, શ્યામ બેનેગલ તથા બીજા થોડાકે ભારતીય તથા વિદેશી સાહિત્યકારોની ટૂકી વાર્તાને પસદ કરીને દશ્ય રૂપ આપ્યુ છે

જેમ નવલકથાને ફિલ્મસર્જનમા વધુ પ્રાધાન્ય મળ્યુ છે તેમ તેના જેવો બીજો એક સાહિત્યિક પ્રકાર ફિલ્મસર્જક-દિગ્દર્શકોને આકર્ષતો રહ્યો છે તે આત્મકથાત્મક કે જીવનકથાત્મક કૃતિઓનો છે સિનેમાના પ્રારભના વર્ષોથી જ પ્રસિદ્ધ વ્યક્તિના જીવન ઉપરથી ફિલ્મ સર્જન કરવાનુ આકર્ષણ રહ્યું જ છે પણ આપણે ત્યા આ પ્રકારનુ આકર્ષણ ખાસ રહ્યુ નથી અલબત્ત અહીં પણ અનેક પ્રશ્નો એવા ઉદ્ભવે છે કે ફિલ્મસર્જક વ્યક્તિના જીવનના કયા અશોને પ્રાધાન્ય આપીને ફિલ્મ સર્જન કરે ? તે જ રીતે ફિલ્માવાયેલ વ્યક્તિને ફિલ્મસર્જક કેટલો ન્યાય કરે છે ? અને નવલકથાની જેમ અહીં પણ એવુ સમાધાન તો કરવુ જ રહ્યુ કે આ બધા જ પ્રશ્નોનો ઉત્તર ફિલ્મસર્જકના વિવેક ઉપર છોડવો રહ્યો. વિદેશમા તો આત્મકથાત્મક ફિલ્મો વ્યક્તિ પોતે એટલે કે ક્યારેક દિગ્દર્શક પોતા ઉપર પણ સર્જતો હોય છે કેટલાક અપવાદરૂપ કિસ્સામા — જેમ કે અભિનેત્રી સોફિયા લૉરેનના જીવન ઉપરથી સર્જાયેલી ફિલ્મમા સોફિયા લૉરેને જ અભિનય આપ્યો છે — તેવુ પણ બને છે ટૂકમા જીવનકથાત્મક ફિલ્મોનુ સર્જન એ પશ્ચિમી ફિલ્મસર્જકોનો માનીતો પ્રકાર (genre) રહ્યો છે

ફિલ્મદિગ્દર્શક આન્દ્રેઈ તાર્કોવ્સ્કીએ કહ્યુ છે કે "Life is more fantastic than any fiction"

સિનેમા નવલકથા કરતા જીવનથી વધુ નજીક છે તેમ કહેતા પ્રસિદ્ધ ફ્રેંચ ફિલ્મદિગ્દર્શક ઝા લુક ગોદાર્દ એમ પણ કહે છે કે 'સિનેમા એ કઈ ફક્ત વાર્તા કહેવાને નથી. હુ મારી જાતને નિબધલેખક કહુ છુ હુ નિબધો નવલકથાના સ્વરૂપમા લખુ છું અથવા નવલકથા નિબધના સ્વરૂપમા હુ હજી પણ એવો જ વિવેચક છુ જ્યારે 'ચેશિયર દ સિનેમા' (cahiers du cinema)ના જમાનામા હતો ફક્ત હવે ફરક એટલો જ પડ્યો છે કે હવે વિવેચન લખવા કરતા હુ તેના ઉપર ફિલ્મ બનાવુ છુ" ગોદાર્દ એમ પણ કહે છે કે "અમે નવલકથાકાર અને ફિલ્મસર્જકો દુનિયાના અને વાસ્તવના વિશ્લેપક છીએ, ચિત્રકારો કે સગીતકારો નથી અલબત્ત ગોદાર્દના સાહિત્ય અને સિનેમા ઉપરના અનેક વિધાનો વિરોધાભાસી પણ રહ્યા છે

સાહિત્યકારની જેમ ફિલ્મ નિર્દેશકની પોતાની પણ કલાત્મક પ્રતિભા હોય છે એની પોતાની સવેદના, અવધારણા અને આતરદૃષ્ટિ કૃતિના રૂપાતરણને પ્રભાવિત કરે છે ફિલ્મ સર્જન કરવામા દિગ્દર્શકને બે સ્તરો ઉપર ધ્યાન આપવાનુ હોય છે એક તો કથાકૃતિનુ નિરૂપણ અને બીજુ ફિલ્મની સપૂર્ણતા અને એની કલાત્મકતાની સાથે પ્રસ્તુતિ નિશ્ચિત છે કે ફિલ્મ સર્જન કરતા સમયે ફિલ્મદિગ્દર્શક ફિલ્મના અનુશાસન અને વ્યાકરણથી બધાયેલો હોય છે માધ્યમના બદલતા જ ઘણા બધા પરિવર્તન સ્વાભાવિક હોય છે આ પરિવર્તનનુ મુખ્ય કારણ ભાષા છે

જૉર્જ બ્લ્યુસ્ટોને વાર્તા કૃતિ અને ફિલ્મનુ વિશ્લેષણ કરતા લખ્યુ છે કે એ બધી માન્યતાઓમા જે સમાનતા છે તે જ જાગરૂકતાની ઓછપ જે તે જ પરિવર્તન અવશ્યસભાવી છે જેવી રીતે એક નિશ્ચિત પ્રવાહથી અલગ થઈ ઉપેક્ષાકૃત સમયુગ્મની પરપગને અપનાવે છે અને ભાષિક રચનાને છોડીને મૂર્ત બિંબોના માધ્યમનો સ્વીકાર કરે છે જે પરિવર્તન અપરિહાર્ય થઈ જાય છે આ ઘણી હદ સુધી માન્ય થઈ ચૂક્યુ છે કે નવલકથાનુ પ્રયોજન અને એના

રચનામૂલક સાધ્ય અને ફિલ્મ, એક ભિન્ન સૌંદર્યશાસ્ત્રનું પ્રતિનિધિત્વ કરે છે. આ અંતર કેટલેક અંશે એવો ભાવ ઉત્પન્ન કરે છે જેવી રીતે એક ઐતિહાસિક ચિત્ર, તે ઐતિહાસિક ઘટનાથી ભિન્ન – પૃથક્ કરી જાય છે.

અહીં એ સ્પષ્ટ થઈ જાય છે કે આ બે ભિન્ન માધ્યમોમાં મૂળ અંતર ભાષાનું છે. સાહિત્યની ભાષા લેખિત શબ્દની ભાષા હોય છે. સાહિત્યકાર એ લેખિત શબ્દના માધ્યમથી વાચકને એના અનુભવનો એક સંસાર રચવાની છૂટ આપે છે. સાહિત્યની ભાષાની સૌથી મહત્ત્વની ઉપલબ્ધિ શબ્દની શક્તિ છે. એના માધ્યમથી આ બિંબનું આહ્વાન કરે છે. ભાવનાઓ, સંવેદનાઓ અને વિચારો ઉત્પન્ન કરવાનું એનું કામ છે. મૂળભૂત રીતે શબ્દની ભાષા ભાવવાચક હોય છે. પણ ફિલ્મની ભાષા ચાક્ષુષ, મૂર્ત અને સત્ય ઉપર હોય છે. શબ્દને મૂર્તિમાન કરવાને માટે ફિલ્મસર્જક વાર્તાકાર ઉપર પૂર્ણ રીતે નિર્ભર નથી રહી શકતો. ભાષા જ્યાં મૂર્ત નથી, શાબ્દિક છે, ત્યાં ફિલ્મદિગ્દર્શક એ અંતરાલને ભરશે. તે બિંબનું માધ્યમ અપનાવશે. આ બધું હોવા છતાં પણ ભાષા ફિલ્મની વિરોધી નથી. વાર્તાના ફિલ્મીકરણ કરતાં પહેલાં એને ભાષામાં લખવું પડે છે. એમાં જ આહ્વાન તત્ત્વ રહેલું છે. પણ ફિલ્મમાં એ બધું વર્ણન નથી હોતું. વાસ્તવમાં આ કામ એક કલાનું બીજી કલા માધ્યમમાં પરિવર્તનનું છે.

દિગ્દર્શન એટલે કોઈ દશ્યની રજૂઆત કે ઉદાહરણ નથી. પણ સાચા અર્થમાં લેખનનો એક ભાગ છે. ફિલ્મસર્જક/લેખક કેમેરા દ્વારા લખે છે જેમ કોઈ લેખક કલમ દ્વારા. કલાના માધ્યમમાં સેલ્યુલોઇડ (ફિલ્મની પટી) અને સાઉન્ડ(ધ્વનિ)ની લંબાઈને ગતિશીલ કરતાં અમુક પ્રકારની રચના (form) અને વાર્તા (તેમાં ક્યારેક વાર્તા ન પણ હોય તો પણ કશું જ નહિ) જીવનની દર્શનતાને ઉત્ક્રાન્ત કરે છે. તમે કઈ રીતે એક માણસને કાર્ય કરતા અને તેના ઉપરથી લખતા માણસને જુદો પાડી શકો ? કોઈ એવી કલ્પના પણ કરી શકે કે ફોકનરની નવલકથા ફોકનર સિવાય બીજો કોઈ સરજી શકે ? તે જ રીતે 'સિટિઝન કેન' તેટલું જ સારું ઓરઝન વેલ્સ કરતાં કરી શકે ? પણ સત્યજિત રાયે 'પથેર પાંચાલી'ની જે કલ્પના કરી તે તેમની જ હોય. બીજી વ્યક્તિ એ જ વાર્તા ઉપરથી જ્યારે કોઈ નવી કલ્પના કરે ત્યારે એ બીજા જ પ્રકારની હોય. સત્યજિત રાયની તો નહિ જ.

આ બન્ને માધ્યમના તફાવત વિશે ઝાં લુક ગોદાર્દ કહે છે કે "સિનેમા અને સાહિત્યની વચ્ચે જે મોટો ફરક છે તે એ કે ફિલ્મમાં આકાશ છે. એ કોઈએ કહેવું નથી પડતું કે આકાશ બ્લ્યુ છે કે ભૂરું. એ ફક્ત ત્યાં છે જ. મને કદી એવો ભાવ નથી થયો કે હું જીવન અને સર્જન વચ્ચે ભેદ કરું. જ્યારે બીજી તરફ ફ્લોબર્ટ જેવાને મોટો પ્રશ્ન છે કે આકાશ કે સમુદ્રને બ્લ્યુ અથવા ગ્રે કે બ્લ્યુ-ગ્રે વર્ણવવું. જો આકાશ બ્લ્યુ હશે તો હું બ્લ્યુ જ ફિલ્માવીશ." આંદ્રેઈ તાર્કોવ્સ્કી પણ આવી જ મતલબનું કહે છે. તાર્કોવ્સ્કી કહે છે, "The basic difference is that literature uses words to describe the world whereas film does not have to use words; it manifests itself to us directly."

સર્ગેઈ આઇઝેન્સ્ટાઇને ભાષાના સંબંધમાં વિચાર કરતાં મેક્સિમ ગોર્કીનો સંદર્ભ નોંધ્યો છે. ગોર્કીનું કહેવું છે કે "લેખકનો અનુભવસંસાર સીમિત હોય છે અને એ અનુસાર આ બિંબનું આહ્વાન કરે છે. એટલે કેટલાક લેખકો પાસે ભાષા સમૃદ્ધ હોવા છતાં સાહિત્ય પ્રભાવશાળી નથી બની શકતું." આઇઝેન્સ્ટાઇનનું કહેવું છે કે સાહિત્યની ભાષા જેટલે દૂર સુધી કલ્પનાલોકમાં વાચકને લઈ જઈ શકે છે એટલે દૂર સુધી ફિલ્મની ભાષા નથી લઈ જઈ શકતી. કારણ કે ફિલ્મમાં દશ્યતત્ત્વ બાધક હોય છે. પણ જ્યારે ફિલ્મની ભાષા મહત્ત્વપૂર્ણ અને સાહિત્યિક થઈ જાય છે તો નિશ્ચિતપણે દર્શકને દેખાતા દશ્યમાં દૂર લઈ જઈને સશક્ત અભિવ્યંજના કરે છે. લેખક રોજનાં કાર્યોને તથ્યો, દશ્યો, ઘટનાઓ તથા વર્ણનોને કલાત્મક રૂપમાં ઢાળે છે. પણ જો અનુભવ જ વધુ નથી હોતો તો સાહિત્ય કેવી રીતે વ્યાપક હોય. તે એની સ્મૃતિમાં સંગ્રહાયેલ જ્ઞાનને ખૂબ સુસ્પષ્ટ, વૈવિધ્યપૂર્ણ અને

બોધગમ્ય બનાવે છે

સાહિત્યમા ભાષાની અભિવ્યક્તિ લેખિત શબ્દના માધ્યમથી થાય છે એટલે શબ્દરચનાના માધ્યમથી અર્થવત્તા પ્રદાન કરવુ સાહિત્યિક ભાષાનુ લક્ષ્ય હોય છે એના માટે અલકાર પ્રતીક સકેત, સદર્ભ, પ્રસગ વગેરેનો ઉપકરણના રૂપમા ઉપયોગ કરવામા આવે છે પણ ફિલ્મ એ તો દશ્ય માધ્યમ છે એમા કોઈ વસ્તુ વર્ણવવાની છે જ નહિ જે છે તે જ જોવાનુ છે અને તેનુ જ અર્થઘટન કરવાનુ છે આમ સાહિત્યની લેખિત ભાષા અને ફિલ્મની દશ્ય ભાષાની શક્તિ અને સીમાઓ સ્પષ્ટ છે

આમ તો આ સમગ્ર ચર્ચાના અતે એ તો યાદ રાખવાનુ જ છે કે કોઈ પણ સાહિત્યકૃતિ એ એના લેખકનુ અર્થઘટન છે જ્યારે કોઈ પણ ફિલ્મ એના દિગ્દર્શકની દષ્ટિનુ અર્થઘટન છે પછી તે ફિલ્મ કોઈ સાહિત્યકૃતિ ઉપરથી પણ કેમ ન સર્જાયેલી હોય તો પણ તે સાહિત્યકૃતિનુ દિગ્દર્શકે અનુભવેલુ સવેદન છે કે કરેલુ અર્થઘટન છે એટલે સાહિત્યની આલોચના કરતા જેમ લેખકના વિશ્વને નજર સમક્ષ રાખીએ છીએ તેમ ફિલ્મની આલોચના કરતા દિગ્દર્શકના વિશ્વને નજરમા રાખવાનુ છે ત્યા લેખકનો પ્રવેશ વર્જ્ય છે

**સદર્ભ ગ્રંથો**


૧ સ્કલ્પ્ટિંગ ઇન ટાઇમ – આન્દ્રેઈ તાર્કોવ્સ્કી.
૨ ફિલ્મ લિટરેચર – મારિસ બેમા
૩ ફિલ્મ ફાર્મ – સર્ગેઇ આઇઝેન્સ્ટાઇન.
૪ ગાદાર્દ – રિચાર્ડ રોઉ.
૫ ધ બર્થ આફ અ ન્યૂ આવાન્ગાર્દ લા કમેરા સ્ટાઇલો – Alexandre Astrucનો લેખ
પુસ્તક ધ ન્યૂ વેવ સપાદક પીટર ગ્રેહામ
૬ થિયરી આફ લિટરેચર – રેને વેલક આસ્ટિન વારેન




## કાવ્યનિર્મિતિ

કવિતા કરવી – કાવ્યરચના – એ એ દ્વિધાયુક્ત દ્વદ્વાત્મક વ્યવસાય છે
એ એક કાર્ય છે તેમ જ ગૂઢ રહસ્ય છે
એ એક મનોવિનોદ છે તેમ જ પવિત્ર વિધિ છે
એ એક વૃત્તિને અનુરૂપ પ્રવૃત્તિ છે તેમ જ ભાવાવેશ છે

આપણે કેટલાક લોકોએ કહ્યુ છે તેમ, કવિતાનુ અવસાન થતુ જોઈ રહ્યા છીએ એવુ નથી પરતુ જે એક કાવ્યપરપરાનો મહાન રોમેન્ટિક કવિઓમા પ્રારભ થયો પ્રતીકવાદીઓમા જે પરાકાષ્ઠાએ પહોચી અને આપણી શતાબ્દીના પહેલી હરોળ ના નવ્ય કલાકારો સાથે જેની મોહક સધ્યા વળી એ પરપરાનુ અવસાન થઈ રહ્યુ છે બીજી કવિતાકલાનુ પ્રભાત ફૂટી રહ્યુ છે

ઘણી વાર તો માત્ર ત્રણ કે ચાર પક્તિના કોઈક મુક્તકની ભાવોત્કટતા સમયની ભીત્તિને ભાગી નાખે છે *

ધ અધર વાયસ ૧૯૮૦
પ્રસ્તાવનામાથી

**ઓક્તાવિયો પાઝ**
(અનુ હ ભાયાણી)

* સરખાવો આનદવર્ધનની ઉક્તિ અમરુક કવિના એક મુક્તકમા પ્રબધની ગુજાશ છે

# આત્મકથાનકમાંના દૃષ્ટિકોણ

પ્રીતિ સેનગુપ્તા

જેને 'સાહિત્યિક સ્મૃતિ-ગ્રંથ' જેવું આકર્ષક વર્ગીકરણ પ્રાપ્ત થયું છે તે, આત્મ-ચરિત્રણનો પ્રકાર અમેરિકામાં એવો જનપ્રિય થયો છે કે દર વર્ષે એનાં બસો-સવા બસો જેટલાં પુસ્તકો બહાર પડે છે ! આ દેશમાં કે જ્યાં પ્રજાજનોને ભૂલ કરવાની પણ છૂટ છે, ત્યાં કોઈ પણ નાની, મોટી, જાણીતી, અજાણી, ડાહી, ગાંડી વ્યક્તિ આત્મકથાકારનું બિરુદ ધારણ કરી શકે છે. પહેલી વિભક્તિના એકવચનમાં લખવાના જુવાળમાં કેટલાયે પ્રાધ્યાપકો અને વિચારકો પણ ખેંચાયા છે.

આ એવો કોઈ કાળ લાગે છે જ્યાં નિજીપણા અથવા 'પ્રાઇવસી'નો ખ્યાલ જ કશા અજાણ્યા સૂચન જેવો બનેલો છે અને સામૂહિક પરીક્ષણથી કોઈ ગભરાતું નથી. એક વખત જે 'આત્મ-રતિના યુગ' તરીકે ઓળખાતો હતો, તે હવે 'આત્મ-સ્વીકૃતિનો યુગ' બન્યો છે, એમ વિદ્વાન વિવેચકો નોંધે છે. આ લેખન-પ્રકારમાં કોઈ નિયમો કે નિયંત્રણો હોતાં નથી, નીતિ અંગેનાં પણ નહિ. 'જે ખરેખર બન્યું તે કહેવામાં શો વાંધો ?' એવું મંતવ્ય પ્રસરિત થયેલું જણાય છે. ઘણા લોકો ગંદી કે હલકી જેવી વાતો કે જુગુપ્સાજનક પ્રસંગો નોંધતાં પણ શરમાતા નથી, જ્યારે બીજા કેટલાક લોકો સાચી હોવા છતાં અમુક વાતો બાકાત રાખે છે. આત્મકથાનકમાં જેમ બધું કહેવાની છૂટ છે, તેમ કશુંક છુપાવી રાખવાની પણ છૂટ છે. અન્ય-જીવનકથાની જેમ આત્મકથાના લેખનમાં પણ લેખકના હાથમાં જ બધી સત્તા હોય છે.

નવલકથાકાર પોતાના લખાણમાં આત્મકથાનાં તત્ત્વોને કળાત્મક રીતે વેશપલટો કરાવીને રાખે છે. આત્મકથાકારને એવું કશું કરવાની જરૂર નથી. તે છતાં, જ્યારે સારા લેખકના હાથમાં નવલકથાકારનાં સાધનો – પાત્રો, દૃશ્યો, વસ્તુ વગેરે – આવે છે ત્યારે સ્મૃતિ-ગ્રંથ અદ્વિતીય ઊંડાણ તથા અનુકંપન પામે છે. કથાનકને જ્યારે ગતિ મળે, 'ત્યાં'થી 'અહીં' સુધીનો જ્યારે પથ એમાં આલેખાય, ત્યારે જ કથાનક ભાવપ્રવણ અને સાર્થક બને છે.

આવા સફળ અને અસરકારક વિભિન્ન બાર સર્જકોએ લખેલાં કથાનકોના અલ્પાંશ વિશેષાંક તરીકે તાજેતરમાં પ્રગટ કરીને 'ન્યૂયૉર્ક ટાઇમ્સે' આ પ્રકારને બિરદાવ્યો. એમાં જાતજાતના સર્જકોનો સમાવેશ થયો છે : વ્હાઇટ, બ્લૅક, અમેરિકન, યુરોપી અમેરિકન, કોરિયન-અમેરિકન, ખ્રિસ્તી, યહૂદી, લેખક, લેખિકા. એક લખાણ માતાને પત્ર રૂપે છે, તો વળી એક કાર્ટૂન-આર્ટિસ્ટ આત્મકથાનક પણ સચિત્ર રીતે જ રજૂ કરે છે.

આ બધાં વિશિષ્ટ લખાણોમાંથી દરેક સર્જક, એમનું જીવન તથા એમની સર્જક-પ્રતિભા તાદૃશ થાય છે. જેમ કે, લુક સાન્તે છ વર્ષની ઉંમરે બેલ્જિયમથી અમેરિકા આવ્યા ને માતૃભાષા ફ્રેન્ચ અને અંગ્રેજીની વચ્ચે ઝોલાં ખાતા રહ્યા. આજે તેંતાલીસ વર્ષની ઉંમરે એ આ નિષ્કર્ષ પર આવ્યા છે. "મારા જન્મની ભૂમિ છોડીને બીજે ગયો તેથી, અને બે જાતની જરૂરિયાતો — એક મારા 'બૅકગ્રાઉન્ડ'ની, ને બીજી મારા પરિવેશની — માટે થઈને એક ઓળખ તૈયાર કરવી પડી હોઈ હું હંમેશને માટે 'કોઈ બીજો' બની ગયો છું. મારી સામે જે વિકલ્પ છે તે સીધો છે : કાં તો હું દરેક જગ્યાએ સુ-સ્થ છું, કાં તો કોઈ પણ જગ્યાએ નથી; કાં તો દરેક જાતિ અને નાગરિકતાના માનવ-જનો સાથેના સંબંધ મારે સમજવાના છે, અથવા ખાલીપણામાં ગૂંગળાઈને હું મરી જઈશ."

જો સાન્તેને વ્યક્તિની વ્યાપકતા અભિપ્રેત છે, તો વેરોનિકા ચેમ્બર્સ નામની યુવતી 'મમ્મીની દીકરી' સ્મૃતિ-ગ્રંથમાં એક નાનકડા પ્રસંગથી પોતાના આખા જીવનનો બદલાયેલો મર્મ શબ્દગત કરે છે. "મારી આખી જિંદગી મને એ જ સૂચન મળતાં રહેલાં કે બ્લૅક સ્ત્રીઓ 'સ્ટ્રૉન્ગ' હતી અને ક્યારેય હતોત્સાહ નહોતી થતી. 'ડિપ્રેશન' પર વ્હાઇટ છોકરીઓનો જ હક હતો... હું. 'ડિપ્રેસ્ડ' હતી એવું મારી માને મેં એક જ વાર કહેલું. હું તેર વર્ષની હતી. રવિવારની બપોર હતી, રસોડામાં જમવાનું રંધાતું હતું, અને હું એની પાસે ગઈ અને કહ્યું, 'મમ્મી, હું ખરેખર 'ડિપ્રેસ્ડ' છું.' જે

ઘસારાથી એ ગોળ ફરી એના ધક્કાથી કોઈ ચાગ્સો પાઉન્ડનો માણસ પણ પડી જઈ શક્યો હોત 'તારે શુ કારણ છે 'ડિપ્રેસ્ડ' થવાનુ ?' એણે જવાબની માગણી કરી પણ એના અવાજનો સૂર એવો હતો કે ગમે તે જવાબ નહિ ચાલે હુ કશુ બોલી નહિ 'તારા માથા પર છાપરુ તારા શરીર પર કપડા ને ટેબલ પર ખાવાનુ હોય છે, અને 'ડિપ્રેસ્ડ' તુ છુ ? અચાનક, સ્કૂલની અને બીજી કોઈ પણ બાબત મને નિરર્થક લાગવા માડી"

દરેક લખાણમા આમ વીજળી પડતી નથી દેખાતી સુઝન ચીવર ખૂબ લબાણપૂર્વક પોતાના કુટુબમા રોજ સાજે ખૂબ શોખથી પિવાતા માદક પીણાની વાત કરે છે એ ટેવ પછી એમને પોતાને પણ પડી ગયેલી "શ્વાસ લેવાની અને ખાવાની જેમ 'પીવુ' પણ જિંદગીના અગત્યના ભાગ જેવુ હતુ જ્યારે દારૂ અમારા કુટુંબની આસપાસ એક રૂધતી, ઘાતક, અદશ્ય વેલની જેમ વીંટળાતો હતો ત્યારે હજી અમે હસતા હતા કોઈ એ વિશે વાત નહોતુ કરતુ કોઈને ખ્યાલ ન હતો કે શુ બની રહ્યુ હતુ અને બધા સમય દરમ્યાન અમને કાઈ ખબર ન હતી કે કેમ મારી મા ઉપર એના રૂમમા રડતી હતી, અથવા કેમ મારા પિતાને હમેશા હૉસ્પિટલ જવુ પડતુ હતુ અથવા શા માટે મારે ખોટી વ્યક્તિ સાથે પરણવુ પડતુ હતુ – અને પછી ફરી હુ ખોટી વ્યક્તિને પરણતી હતી, અને પછી ફરી"

યુવાન કોરિયન-અમેરિકન લેખક ચાન્ગ રે લી પોતાનો લેખ સરસ સૂક્ષ્મ વિનોદથી રગે છે કોરિયન કુટુબીજનોની લાક્ષણિક વાતો રસપ્રદ છે એમના કથાનકનુ મુખ્ય પાત્ર એમના કાકા છે જેને કારણે પણ એ જુદા તરી આવે છે ભાગ્યે જ કોઈ અપવાદ વગર, અમેરિકન આત્મકથાઓના કેન્દ્રમા હમેશા માતા કે પિતા જ રહેલા હોય છે ચાલીસ વર્ષના લેખક ડેવિડ બીઅર્મના પિતા બાળકો સાથે હસતા, રમતા, બહારગામ જનારા તો હતા જ, પણ સાથે ખૂબ ક્રોધી સ્વભાવના, ઘાટા પાડતા અને હાથ ઉગામનારા પણ હતા આવુ બન્યા પછી એ મનોમન દુ ખી થતા, અને ઓફિસમા બેસીને પોતાના પર જ લાબા લાબા કાગળો લખી પોતાના વર્તન અને લાગણીઓનુ વિશ્લેષણ કરતા. લેખકનો સૂર વિશ્લેષણ કે વિવેચનનો નથી એ તો જે બન્યુ તે જ લખે છે, ને વાચકે જ એમાથી એમના જીવનનો ચિતાર મેળવવાનો છે જે ઘણી વાતો સ્પષ્ટ થાય છે તેમા મુખ્ય વાત આ લાગે છે કે જેવા કૉલેજમા ગયા કે ત્યારથી લેખક ઘરથી બને તેટલા દૂર રહેવા લાગ્યા, અને હજી માબાપને મળવા જ ક્યારેક ઘેર જાય છે

ખડ ખડ થઈને રહેલા આ સમાજમા ઘણુ સારુ ડોકિયુ કરાવે છે આ બધા આત્મકથાનકો અલબત્ત, દરેકેદરેકમા સૌથી અગત્યની વાત તો સર્જકની અતર્ગત યાત્રા અગેની જ હોય છે લગભગ દરેક સર્જકનો પ્રયત્ન પોતાની જાતને સમજવાનો ભૂતકાળના કનડતા ભૂત પ્રેતોથી પીછો છોડાવવાનો હોય છે જ્યારે આવા સકારાત્મક દષ્ટિકોણને સુસ્પષ્ટ કરવામા એ સફળ બને છે, ત્યારે જ એ કૃતિ ઉત્તમ કક્ષા પ્રાપ્ત કરતી લાગે છે

લેખિકા મેરિ ગૉર્ડનની 'ધ શૅડો મૅન' આવી કક્ષા પર આજકાલ પહોંચી રહી છે એ સાત વર્ષના હતા ત્યારે એમના પિતા મરણ પામ્યા, પણ પિતાનો પ્રભાવ હમેશા એમની ઉપર રહ્યો પછી તો લેખિકાને એ જાણ થઈ કે પિતા તરીકે જે અમુક રીતની હતી તે વ્યક્તિ માણસ તરીકે કઈક જુદી જ હતી, અને સાવ જુઠ્ઠી હતી પુસ્તકને અતે પિતાના બધા જૂઠાણાનો સ્વીકાર લેખિકા કરતા દેખાય છે પિતાને વફાદાર રહે છે, ને કહે છે "મેં ફરી ફરી એમને ગુમાવ્યા છે, પણ એ હમેશા મારી સાથે જ છે હમેશા મારા પોતાના જ છે" વાચકને માટે જોકે, અહીં વિજય લેખિકાના સાહિત્યિક સામર્થ્યમા રહેલો છે

જૂના ફોટા જોઈએ – એ ઘર એ હીચકો, એ નાનકડી હસ્તીઓ ત્યારે થાય, "ઓહ, એ સમયમા પાછા જતા રહેવાય તો ?' પણ અલબત્ત, એ શક્ય નથી પ્રખર વિદુષી જોઇસ કેરલ ઓટ્સ લેખને અતે કહે છે તેમ 'આપણા જીવનમા સમય એક જ દિશા તરફ ગતિ કરતો હોય છે આપણે એકબીજાની સાથે રહીએ છીએ – જ્યા સુધી રહી શકાય ત્યા સુધી, જ્યા સુધી સમય રજા આપે ત્યા સુધી"

□

# મરણાસન્ન લાગેલી એક પળે

(સૉનેટત્રયી : પૃથ્વી)

૧

વિદાય સમકાલીનો ! જઉં છું; આવજો લ્યો, હવે,
બધાય સહ પૂરતો કરી શક્યો નથી પ્રેમ હું.
કબૂલ; "ભરપૂર કોઈ નદપૂરની જેમ હું
ચહીશ સહુને" હતું; પણ શું ઇચ્છ્યું સૌ સંભવે ?
ઉદાર થઈ ભૂલી એ બધું  જજો જ મોટા મને;
હુંયે મનુજ આખરે છું કમપ્રીતિરેખાંકિત
બધાશું થઈ ના શક્યો હું રતિરીતસંબંધિત;
અરે, હું ભરપેટ ક્યાં ચહી શક્યો છું એક્કેય ને ?
હું માગી લઉં માફી આપ સહુનીય આગોતરી;
મળેલ કરણો મને મનુજ ભૂલને પાત્રનાં
નડેલ મુજ તંત્રને નિજસીમાય; ને ગાત્રના
અવેવ ઉરશા ઘણા જ વપરાયલા'તા વળી;
ચહંત અચહ્યો વહ્યો અવગણાઈ છૂટો થતો;
સમાશ્વસન એક : આય રીત કાળ તો ખૂટતો.

૨

સલામ સમકાલીનો ! જઉં છું લ્યો, હવે: આપથી
પડું અલગ; પૃથ્વીની ઉપર કાળકેડી પરે
મળ્યો ઘડીક આપણો પથિક સંગ; સૌભાગ્ય રે !
ન માત્ર સમસામથી અહીં હતા, હતી સંગતિ;
થઈ'તી કદી ગોઠ, ક્યાંક વળી ભૂલ થૈયે હશે,
અરે, સમજથીય ગેરસમજો વધુ કૈં હશે;
તમારું અણજાણતાં હ્રદય દૂભવ્યું મેં હશે;
હશે, બધું હશે; પરંતુ મનમાં ન લો; લ્યો, હશે...
મળ્યો સમય ના, મળી ન તક એવી કો આખરે;
શક્યો મળી ન આપને; થઈ શક્યા ખુલાસા નહીં;
બધું જ કરી લેવું'તું; મનની રૂહે ગઈ રે મહીં,
જતી વખત રૂહો ઉદાર અવ – ચાહું – છેલ્લી પળે;
ભલે જણ ખરાબ હું – સમજું – પૂર્ણ તો ક્યાં હતો ?
પરંતુ ક્ષણ છેલ્લી છે; સકલ ખેલ પૂરો થતો.

૩

વીત્યો સમય, વીતી ગયું આયુ એટલે કૈં નહીં ?
વીત્યો સમય તો વધી સમજ ના શું વર્ષો જતાં ?
હું આજ સમકાલીનો ! વયથી પક્વ પૂરો થતાં
વધુ સમજદાર છું; અવ કશાયનો ના 'ગ્રહી';
યુવાન વયમાં મને રઢ અમસ્તી લાગી જતી;
અમસ્તી રીસ ને અમસ્તી જીદ વ્યક્તિ સંબંધમાં,
હવે સમજું કે બધું જ અહીં છુટ્ટું નિર્બંધમાં,
પ્રવાહ મહીં કાષ્ઠસંગતિ શી આપણીયે ગતિ;
પ્રવાહ મહીં આપણેય મળીએ, પડીએ જુદા,
બીજે વળગીએ, તણાઈ ત્યહીંથી ત્રીજાની ભણી;
ત્યહીંથી વળી..., વ્હેણને વશ રહે ગતિ આપણી;
પ્રવાહ બસ એકલો જ સત; સૌ બીજું બુદ્‌બુદા !
હું બુદ્ધથીય છું પ્રબુદ્ધ વધુ; નવું જ્ઞાન સંપાદન
ભલે વિષમતા, છતાં ખૂટત આયુ એ જ આશ્વાસન.

ઉશનસ્

# વિષાદનો કવિ : હેલ્પર ક્રિસ્ટી

મંગળ રાઠોડ

સુરતના આશાસ્પદ યુવાન કવિ સ્વ હેલ્પર ક્રિસ્ટીનો જન્મ ૧૯૫૨મા અર્થાત્ સાડત્રીસ વર્ષની ભરજુવાન વયે એણે આ ફાની દુનિયા ત્યાગી એના મૃત્યુના છએક વર્ષે એનો કાવ્યસગ્રહ ણ ફેણનો ણ પ્રકાશિત થયો

સ્વાતત્ર્યોત્તર આધુનિક સાહિત્યના એ સમયમા સુરેશ જોષીની બોલબાલા હતી દરેક આધુનિક કવિ એમનાથી પ્રભાવિત એ સમયમા હેલ્પર પણ એમનો ચાહક અને પ્રશસક બની જાય એ સ્વાભાવિક કહેવાય સુરેશ જોષીને એ ઠીકઠીક વાચી ગયેલો પરતુ સાથે સાથે એ પોતાની કશીક આગવી મુદ્રા ઉપસાવવા પ્રયત્નશીલ હતો સભાન હતો તેમ છતા એ કોઈ આવેગમા તણાઈ જાય એવો નહોતો પરતુ પોતાની જ કહી શકાય એવી કશીક ધીમી પરતુ મક્કમ ગતિએ આગળ વધવામા માનતો હતો તેથી તેનો અવાજ સયત છે જેમ તેનામા વિષાદ છે તેમ તેનામા એક સજક તરીકે સયમ પણ છે એનામા પ્રલાપ તો બિલકુલ નહોતો એ બહુ ઓછા જૂજ પરતુ સત્ત્વશીલ સર્જનમા માનતો હતો એ તેનો આગવો અભિગમ હતો તેથી તેની કવિતાની ભાષા રીટા ડવના શબ્દોમા કહીએ તો most distilled છે એટલે જ શ્રી અનિલ કહે છે કે એની ગઝલમા ઘૂટાયેલુ સવેદન પમાય છે એ દરેક ગઝલ પર દરેક રચના પર work કરતો હતો અને સપૂર્ણ સતોષ થયા પછી જ પ્રગટ કરતો હતો હેલ્પર હતો જ આત્મલક્ષી, પોતામા ડૂબેલો એ વાત સાચી

એની ગઝલો નરી પરપરિત નથી, તેમ બાહ્ય વેશે આધુનિક પણ નથી – છતા તે ટકી રહે એવી ગઝલો છે એમ અનિલ કહે છે ત્યારે પણ તેનો અર્થ તો એટલો જ થાય છે કે ગઝલના સ્વરૂપને ખેડવામા તે ઉતાવળમા નહોતો પરતુ પોતાની કશીક આગવી રીતે જ તે આગળ વધવામા માનતો હતો યુવાન હોવા છતા સજક તરીકે અતિઉત્સાહી નહોતો તો આધુનિક તરીકે તે યેન કેન પ્રકારેણ છવાઈ જવામા પણ માનતો નહોતો એનામા ફશનપરસ્તી નહોતી વ્યક્તિગત જીવનમા અજપાગ્રસ્ત હોવા છતા સજક તરીકે એ સ્વસ્થ સ્વભાવનો હતો એ નોંધપાત્ર કહેવાય.

સામે ઘા કરવાને બદલે એણે આતરપીડા સહન કરવાનુ વધારે પસદ કર્યુ એમા ક્યાક હેલ્પર છે કારણ કે એ મૈત્રીનો માણસ હતો એનો હસતો ચહેરો અને ચમકતી આખો યાદ આવે છે એ નિષ્કપટ હતો આ કપટી જગતના પઝામા એવો નિષ્કપટ માણસ ઝાઝો વખત ટકી શકે નહિ. એ હેલ્પર ક્રિસ્ટીની નિયતિ હતી એ ચેતી ગયો હોત તો કદાચ બચી ગયો હોત જ્યારે પ્રયત્ન કર્યો ત્યારે ઘણુ મોડુ થઈ ગયુ હતુ

વિષાદમા ઝબકોળાઈને એની ગઝલના વિષયો આવે છે આ નપાવટ શહેર ધુમ્મસ નદી પુલ, કાલેજ વગેરે શ્રી અનિલ કહે છે તેમ એણે અદૃશ્ય વિષયો પસદ કર્યા છે અને એ જ તો કવિકર્મ છે કવિ અમૂર્તને જ મૂર્ત કરવામા – દૃશ્યગત અને સ્પર્શક્ષમ બનાવી આપે છે એમ હેલ્પર પોતાની પ્રથમ ગઝલ અમે મા કહે છે કે

*અમે શબ્દમા પગલા પાડ્યા રે ભૈ અચ્ચરકચ્ચર*
*અમે પીછામા પખી ભાળ્યા રે ભૈ અચ્ચરકચ્ચર*

અહી આ ગઝલમા પીંછામા પખી ભાળવાની અનુભૂતિ નિખાલસ આત્મલક્ષી અને સ્વપ્નિલ છે કઠપૂતળીના રાજા નુ પ્રતીક અને અચ્ચરકચ્ચર એ કાફિયા રદીફની નવીનતા પણ ધ્યાન ખેચે છે એવી જ રીતે એની ત્રણ ગઝલ ની રચનારીતિ — એની સરચનાની આધુનિકતા પણ વિચારવા જેવી છે એક વ્યક્તિની અન્ય વ્યક્તિ માટેની દ્વિધા, ગડમથલ કેવી હોય છે તેનુ ચિત્ર એકની એક ક્રિયાપ્રતિક્રિયા ત્રણેક

જુદા જુદા રદીફ કાફિયાઓ પ્રયોજીને એણે દર્શાવી છે એ પોતે પોતાનામાં એક આધુનિક ગઝલ-પ્રયોગ છે એમ કહી શકાય. એ કહે છે :

*ને પછી ખોલું ફરી*
*ને પછી વાંચું ફરી*
*હું ફરી ખોલું અને*
*ને પછી વાંચું તને*

*

*તું ફરી ખોલી શકે*
*ને મને વાંચી શકે.*

ઊભો છું ગઝલમાં કવિ કહે છે કે–

*ને ત્યાં કોઈનો હાથ લંબાય ક્યાંથી ?*
*હું સૂરજની પાછળ કળણમાં ઊભો છું.*

એ કળણમાં, સ્મરણમાં, પાછલી કોઈ ક્ષણમાં ઊભો છે તો સાથે સાથે એની આત્મલક્ષી રચનાઓમાં ક્યાંક ક્યાંક આશાના આગિયાઓ પણ ચમકી જાય છે. એ ક્ષણિક ચમકારો વેરી જતી ક્ષણોનું પણ આગવું સૌંદર્ય છે એની ગઝલોમાં.

*એ બંધ બારી ખોલતાં વર્ષો વહી ગયાં,*
*સૂરજને ઘરમાં લાવતાં વર્ષો વહી ગયાં.*

આ શેર આ ગઝલ વાંચતાં મનોજ ખંડેરિયાની 'વર્ષોનાં વરસ લાગે' ગઝલ યાદ આવ્યા વગર રહે જ નહિ. આ ગઝલની સશક્ત પંક્તિઓ છે :

*રોકી શકે તો રોક ને તોડી શકે તો તોડ,*
*પત્તાંનું ઘર બનાવતાં, વર્ષો વહી ગયાં.*

'નદીની ઉદાસી' ગઝલમાં એ કહે છે કે–

*એ નદીની ઉદાસી તો પોકળ હશે,*
*સાંજ સાથે સૂરજ કાંઈ ઢળતા નથી.*

એ પંક્તિઓમાં જે આશાવાદ છે તે ખરેખર માણવા જેવો છે. કવિની કહેવાની રીત કેટલી માર્મિક છે તેનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. પરંતુ ફરી પેલું એની અંદર ધરબાઈ રહેલું નૈરાશ્ય પણ બહાર આવ્યા વગર રહેતું નથી. એ જ ગઝલમાં એ કહે છે :

*રોશનીથી હવેલી ઝગે છે ખરી*
*પણ બધાં કોડિયાંઓ સળગતાં નથી.*

એની 'ચહેરા' ગઝલે પણ મિત્રોનું ધ્યાન ખેંચેલું.

*'ઝાંખા ઘરના ફાનસ જેવા.,*
*વર્ષોના વીસરતા ચ્હેરા.*

'આવી રહ્યો છું' એ ગઝલ પણ ચર્ચાસ્પદ નીવડેલી. એની કહેવાની રીત કંઈક અનોખી ને આગવી જ રહેતી અને તેથી પરંપરિત ગઝલની બાની – પ્રતીક અને – રદીફ કાફિયાની દૃષ્ટિએ તે જુદો જ તરી આવતો. દાખલા તરીકે :

*અરીસાની અંદરથી આવી રહ્યો છું,*
*મને મારી ભીતર છુપાવી રહ્યો છું.*

'અરીસો' અહીં જાતને પામવાનું માધ્યમ બની રહે છે. એ જ રીતે 'એક' ગઝલની આધુનિકતા – એકનું આવર્તન પુનરાવર્તન પ્રતીકાત્મક બનીને ધ્યાન ખેંચે છે.

*એકની હજાર આંખ, પણ*
*એક આંધળો તરી ગયો.*

હેલ્પર ગઝલકાર તરીકે તો વિશિષ્ટ બની જ રહેત પરંતુ અછાંદસ કવિતામાં પણ તેનો અવાજ આગવો જ હોત એ વાતની સાક્ષી પૂરે એવાં કાવ્યો આ સંગ્રહમાં છે જ. એની અછાંદસ રચનાઓમાં કૉલેજનું વાતાવરણ, નદી, ધુમ્મસ, સાંજ, શહેર વગેરે આલેખાયેલાં છે. થોડાક શબ્દોમાં એ જીવંત ચિત્ર કે ભાવચિત્ર આલેખી શકે છે. એની અછાંદસ રચનાઓમાં આધુનિક નગરજીવનની સંવેદના આત્મલક્ષી અનુભવો સાથે વણાયેલી છે.

આ કવિ ક્લાસરૂમની એકૅડેમિક ભીંતો વચ્ચે પડઘાતા સુક્કુ સુક્કુ શબ્દોથી ભાગી છૂટવા ઇચ્છે છે. કારણ કે,

*મારામાં ઊગ્યું*
*ધુમ્મસનું ઘાસ*
*ધુમ્મસનું વૃક્ષ*
*ધુમ્મસનું સઘન મૌન*

એ કવિચિત્તનો કંઈક પરિચય આપે છે. એ પોતાને રજિસ્ટરનો જેલમાં પુરાયેલો ૭૬ નંબરનો કેદી માને છે. એને તો ઉકેલવા છે–

હરિત ઘાસ પર
અનેકાનેક શકુન્તલાના
ઝાકળના ભીના આગળાએ
અજાણી લિપિમા આલેખેલા
અક્ષરો શબ્દો

એ પક્તિઓમા આપણને કવિના મુગ્ધ મનનો ખ્યાલ આવે છે અને 'સાભળેલી વાત' કાવ્યમા એ કહે છે કે,

અહીં, કોઈથી, કોઈને
નહી પુછાયેલા પ્રશ્નો
હીબકે ચઢે છે

આ કાવ્યના અતે આપણને ટૂકી વાર્તાની ટેકનીકનો અનુભવ થાય છે

તુ સાજ થઈને આવ
તુ સાજ થઈને આવ
હુ ઉદાસીની પાળ પર બેઠી છુ
તારી પાપણના પલકારા ગણુ છુ

એ કવિતાનુ શીર્ષક છે 'કવિતાને કવિતાની પ્રતીક્ષા છે કે કોઈ વ્યક્તિની – પ્રેયસીની ? એવુ પ્રશ્નાત્મક સજીવારોપણલક્ષી આલેખન આપણુ ધ્યાન ખેંચે છે તો 'બે વહાણ' કાવ્યમા એ કહે છે કે—

આજે રસ્તાના સામે કાઠે
રોજ રોજ, સમાતર ચાલ્યા કરતી
પરપોટાટી ફ્રોકવાળી છોકરીએ
સાઇડ 'ચેઇન્જ' કરી છે

એમા 'પરપોટાટી'ને બદલે 'પરપોટાતી' હોવુ જોઈતુ હતુ આવા મુગ્ધ કૉલેજિયન કવિએ 'સાજ', 'વરસાદ' અને 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યમા દલિતપીડિતની વ્યથાની જે રજૂઆત કરી છે તે યાદગાર બની રહેશે 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યનો આસ્વાદ આ લેખકે 'શબ્દસૃષ્ટિ'મા કરાવ્યો જ છે એ આ શહેરને ક્યાક 'ફટકેલ', 'દમિયલ' તો ક્યાક 'નપાવટ' પણ કહે છે 'આજે' કાવ્યનો અત અતિ માર્મિક છે

લે
આજે ફરી તારી પાછળ પાછળ
ક્યાથી ક્યા સુધી આવી ચઢ્યો છુ !

*

કદાચ મારા શબ્દો નહી હોય
પણ તુ તો હશે જ
તારા બધ દ્વારમા કેદ
આ નપાવટ શહેરમા કેદ

એમા પ્રણયમુગ્ધ કવિનો આક્રોશ છે બહુધા ઉદાસ, હતાશ અને વિષાદી કવિમા ક્યાક ક્યાક આશાવાદ પણ દેખાય છે 'આગિયા' કાવ્યમા એ કહે છે

પેલા આગિયાનો
એકાદ ઝબકારો
જોયો ન જોયો
એટલામા તો
મે
વાચી લીધુ
સૂરજનુ સરનામુ

જેણે આગિયાના એકાદ ઝબકારામા સૂરજનુ સરનામુ વાચી લીધેલુ એવો કવિ તો આજે મૃત્યુના અધકાર પાછળ ચાલી ગયો છે પરતુ તેના શબ્દોનો પ્રકાશ પાછળ મૂકતો ગયો છે એમા તેનો વિષાદી ચહેરો હમેશા વચાયા કરશે

હેલ્પરના આ કાવ્યસગ્રહમાથી પસાર થઈ ગયા પછી પણ તેના કાવ્યસગ્રહના શીર્ષકનો સંદર્ભ ક્યાય પણ જડતો નથી એવુ આ કવિના કાવ્યસગ્રહનુ આ શીર્ષક – 'ફ્ર ફેણનો ફ્ર' એવુ શીદને રખાયુ હશે તે સમજાતુ નથી, અર્થાત્ અપ્રસ્તુત લાગે છે

[**ફ્ર ફેણનો ફ્ર** લે. હેલ્પર ક્રિસ્ટી, પ્રકા લાયન જમશેદ પી. દોટીવાળા લાયન્સ કલબ, ડિસ્ટ્રિક્ટ ૩૨૩ એફની લિટરર કલ્ચરલ કમિટી પ્રાપ્તિસ્થાન લાયન ગોપાળભાઈ બુકસેલર, ન્યૂ નોબેલ પ્રિન્ટર્સ, છક્કાપીરની ગલી સુરત કિં રૂ ૧૦]



# કોલંબસને કેડે*

## ૧. તમે અમેરિકા જાઓ છો ?

દુષ્યન્ત પંડ્યા

વૈશાખ બેસી ચૂક્યો હતો. આકાશમાંથી, ચારેય દિશાઓમાંથી અને ધરતીમાંથી પણ ગરમી ફેલાતી હતી. ખૂબ અકળામણ થતી હતી. પણ આ બાહ્ય અકળામણ કરતાં મારી આંતરિક અકળામણ મને વધારે મૂંઝવતી હતી. મને ફુલબ્રાઇટ ગ્રાંટ મળી હતી. એક્સચેયૂંજ ટીચર તરીકે મારી વરણી થઈ હતી અને મારે એક વરસ માટે અમેરિકા જવાનું હતું.

આપણા રામે દેશમાં થોડાક પ્રવાસો કર્યા હતા. દરિયાઈ મુસાફરીયે કરી હતી અને હવાઈ ખેપ પણ ખેડી હતી. ભય પ્રવાસનો ન હતો, અજાણ્યા સ્થાને જવાનો હતો. તેમાં વળી મારાં સહધર્મચારિણી સીતાને પગલે ચાલી મારી સાથે આવવાનાં હતાં — હું વનવાસમાં જતો ન હતો તે છતાં. ત્યાંના હવામાનની, ત્યાંના ખોરાકની, ત્યાંના ભાડે લેવાના ઘરની, થનાર પડોશીઓની, ત્યાં ભણાવવાનું હતું તે શાળાના વાતાવરણની, ત્યાંના આચાર્યની, સાથીઓની અને વિદ્યાર્થીઓની ચિંતા હતી. પાકે ઘડે કાંઠો ચડાવવાનો હતો. જીવનની અર્ધી સદી વીતી ગઈ હતી. અને સૌથી મોટું દુ:ખ શરીરને કોટપાટલૂનના કિલ્લામાં કેદ રાખી, ગળે ટાઈરૂપી ફાંસો બાંધવાનો હતો. કેમ ફાવશે આ બધું ?

એપ્રિલનો ઉપાંત્ય શનિવાર હતો. શાળામાં વાર્ષિક પરિણામોનું કામ ચાલી રહ્યું હતું. એનોયે થાક હતો. ઘેર આવી, જમી, બપોર થતાં છાપું હાથમાં લઈ પંખા નીચે પડ્યો હતો ત્યાં, ડેલીએ અવાજ આવ્યો.

"કાં સાહેબ, આવું કે ?"

અવાજ અજાણ્યો હતો. ચોરને કાંધ મારે એવે સમયે કોણ આવ્યું હશે ? કંઈ પણ પ્રતિસાદ દઉં એની પહેલાં, એ અવાજના ઉત્પાદક આંગણામાં પ્રવેશી ચૂક્યા હતા. આ કથોરો સમય, જમ્યાનું ઘેન, અમેરિકા જવાની ચિંતા અને વર્તમાનપત્રમાંના ખબર : આ બધાનું મિશ્રણ મનની ખરલમાં એવું ઘૂંટાઈ રહ્યું હતું અને આગંતુક એવા અજાણ્યા લાગતા હતા કે મારો આવકારનો ભાવ મોળો હોય એ અસ્વાભાવિક ન હતું. પણ મારી વિવેકબુદ્ધિ જાગ્રત થઈ અને એણે મને એ અતિથિને દેવ ગણવા પ્રેર્યો. અને દેવોમાં જેની પૂજા પ્રથમ થાય છે તે દુંદાળા દેવ ગણપતિ જેવા એ અતિથિ, વિદ્યાર્થીઓના તોફાનને વેગે આંગણું ઓળંગી ઓશરીમાં આવી ચડ્યા હતા ને, ગજેન્દ્રના મુખમાંથી પ્રાર્થનાનો શબ્દ સરે તેની પહેલાં આવી ચડેલા એના મોક્ષદાતાની ઝડપે, મારા શિષ્ટાચારના 'આવો' ઉચ્ચાર પહેલાં, ઓરડામાં દાખલ થઈ, પોતાની કાયા સમાઈ શકે તેવા આસનની શોધ કરતાં, ધબ્બ કરતાં હીંચકે બેઠા. નાના ધરતીકંપ જેવો અનુભવ થઈ ગયો.

'સાહેબ, કૉંગ્રેચ્યુલેસન, કૉંગ્રેચ્યુલેસન ! તમે અમેરિકા જાઓ છો અને તમારાં વાઇફ પણ સાથે આવે છે એ શુભ સમાચાર સાંભળ્યા. વેરી ગુડ વેરી ગુડ. મને નહિ ઓળખ્યો ? આપણે તે દહાડે સાંતિલાલ સેઠની દીકરીના લગ્નના રીસેપ્સનમાં મળેલા. હું મિ. શાહ. હવડે જ પી.ડબલ્યુ.ડી.માં ચાર્જ લીધો છે.

મને યાદ આવ્યું. આ સકારનો પરિચય એક લગ્ન સમારંભમાં થયેલો. પહેલી નજરે જ એ મૂર્તિ ચિત્તમાં ચોંડાઈ જાય તેવી. જિલ્લાના ઘેરાવાની હરીફાઈ કરે તેવો ફાંદનો ઘેરાવો એ ઇજનેર કેટલું ખાતા હતા — હું ખોરાકની વાત કરું છું, લાંચની નહિ — તેની ચાડી ખાઈ દેતો હતો. કવિ કાલિદાસના

* ૧૯૬૫માં, ફૂલબ્રાઇટ ગ્રાંટ મળતાં, વિનિમય શિક્ષક તરીકે વરણી થતાં, એક વર્ષ માટે લેખકે એક અમેરિકન શાળામાં શિક્ષક તરીકે કામ કર્યું હતું. કોલંબસે પાડેલા કેડા પર ચાલીને — એ અશક્ય છે —, કે તરી માર્ગે નહિ પણ હવાઈ માર્ગે કરેલા પ્રવાસના, પછી ત્યાં રહેતાં અને ફરતાં થયેલા અનુભવો પર આધારિત હળવી કલમની લેખમાળા, તેને 'કોલંબસને કેડે' — કોલંબસે પાડેલા કેડા પર જવાની ક્રિયા — નામ આપ્યું છે.
— લેખક

હરિત ઘાસ પર
અનેકાનેક શકુન્તલાના
ઝાકળના ભીના આગળાએ
અજાણી લિપિમા આલેખેલા
અક્ષરો  શબ્દો

એ પક્તિઓમા આપણને કવિના મુગ્ધ મનનો ખ્યાલ આવે છે અને 'સાભળેલી વાત' કાવ્યમા એ કહે છે કે,

અહીં, કોઈથી, કોઈને
નહીં પુછાયેલા પ્રશ્નો
હીબકે ચઢે છે

આ કાવ્યના અતે આપણને ટૂકી વાર્તાની ટેકનીકનો અનુભવ થાય છે

તુ સાજ થઈને આવ
તુ સાજ થઈને આવ
હુ ઉદાસીની પાળ પર બેઠો છું
તારી પાપણના પલકારા ગણુ છુ

એ કવિતાનુ શીર્ષક છે 'કવિતાને' કવિતાની પ્રતીક્ષા છે કે કોઈ વ્યક્તિની – પ્રેયસીની ? એવુ પ્રશ્નાત્મક સજીવારોપણલક્ષી આલેખન આપણુ ધ્યાન ખેચે છે તો બે વહાણ' કાવ્યમા એ કહે છે કે—

આજે રસ્તાના સામે કાઠે
રોજ રોજ, સમાતર ચાલ્યા કરતી
પરપોટટી ફ્રોકવાળી છોકરીએ
સાઇડ 'ચેઇન્જ' કરી છે

એમા 'પરપોટટી'ને બદલે 'પરપોટાતી' હોવુ જોઈતુ હતુ આવા મુગ્ધ કોલેજિયન કવિએ 'સાજ', 'વરસાદ' અને 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યમા દલિતપીડિતની વ્યથાની જે રજૂઆત કરી છે તે યાદગાર બની રહેશે 'મહાભિનિષ્ક્રમણ' કાવ્યનો આસ્વાદ આ લેખકે 'શબ્દસૃષ્ટિ'મા કરાવ્યો જ છે એ આ શહેરને ક્યાક 'ફટકેલ', 'દમિયલ' તો ક્યાક 'નપાવટ' પણ કહે છે 'આજે' કાવ્યનો અત અતિ માર્મિક છે

લે
આજે ફરી તારી પાછળ પાછળ
ક્યાથી ક્યા સુધી આવી ચઢ્યો છુ '

*

કદાચ મારા  શબ્દો નહીં હોય
પણ તુ તો હશે જ
તારા બધ દ્વારમા કેદ
આ નપાવટ શહેરમા કેદ

એમા પ્રણયમુગ્ધ કવિનો આક્રોશ છે બહુધા ઉદાસ, હતાશ અવિષાદી કવિમા ક્યાક ક્યાક આશાવાદ પણ દેખાય છે 'આગિયા' કાવ્યમા એ કહે છે

પેલા આગિયાનો
એકાદ ઝબકારો
જોયો, ન જોયો
એટલામા તો
મે
વાચી લીધુ
સૂરજનુ સરનામુ

જેણે આગિયાના એકાદ ઝબકારામા સૂરજનુ સરનામુ વાંચી લીધેલુ એવો કવિ તો આજે મૃત્યુના અધકાર પાછળ ચાલી ગયો છે પરતુ તેના શબ્દોનો પ્રકાશ પાછળ મૂકતો ગયો છે એમા તેનો વિષાદી ચહેરો હમેશા વચાયા કરશે

હેલ્પરના આ કાવ્યસગ્રહમાથી પસાર થઈ ગયા પછી પણ તેના કાવ્યસગ્રહના શીર્ષકનો સદર્ભ ક્યાય પણ જડતો નથી એવુ આ કવિના કાવ્યસગ્રહનુ આ શીર્ષક – ણ ફેણનો ણ' એવુ શીદને રખાયુ હશે તે સમજાતુ નથી, અર્થાત્ અપ્રસ્તુત લાગે છે

**ણ ફેણનો ણ** લે હેલ્પર ક્રિસ્ટી, પ્રકા. લાયન જમશેદ પી. દોટીવાળા, લાયન્સ ક્લબ, ડિસ્ટ્રિક્ટ ૩૨૩ એફની લિટરર કલ્ચરલ કમિટી પ્રાપ્તિસ્થાન લાયન ગોપાળભાઈ બુકસેલર, ન્યૂ નોબેલ પ્રિન્ટર્સ, છક્કાપીરની ગલી સુરત, કિં રૂ ૧૦।



# કોલંબસને કેડે*

## ૧. તમે અમેરિકા જાઓ છો ?

દુષ્યન્ત પંડ્યા

વૈશાખ બેસી ચૂક્યો હતો. આકાશમાંથી, ચારેય દિશાઓમાંથી અને ધરતીમાંથી પણ ગરમી ફેલાતી હતી. ખૂબ અકળામણ થતી હતી. પણ આ બાહ્ય અકળામણ કરતાં મારી આંતરિક અકળામણ મને વધારે મૂંઝવતી હતી. મને ફુલબ્રાઇટ ગ્રાંટ મળી હતી. એક્સચેયૂંજ ટીચર તરીકે મારી વરણી થઈ હતી અને મારે એક વરસ માટે અમેરિકા જવાનું હતું.

આપણા રામે દેશમાં થોડાક પ્રવાસો કર્યા હતા. દરિયાઈ મુસાફરીયે કરી હતી અને હવાઈ ખેપ પણ ખેડી હતી. ભય પ્રવાસનો ન હતો, અજાણ્યા સ્થાને જવાનો હતો. તેમાં વળી મારાં સહધર્મચારિણી સીતાને પગલે ચાલી મારી સાથે આવવાનાં હતાં — હું વનવાસમાં જતો ન હતો તે છતાં. ત્યાંના હવામાનની, ત્યાંના ખોરાકની, ત્યાંના ભાડે લેવાના ઘરની, થનાર પડોશીઓની, ત્યાં ભણાવવાનું હતું તે શાળાના વાતાવરણની, ત્યાંના આચાર્યની, સાથીઓની અને વિદ્યાર્થીઓની ચિંતા હતી. પાકે ઘડે કાંઠો ચડાવવાનો હતો. જીવનની અર્ધી સદી વીતી ગઈ હતી. અને સૌથી મોટું દખ શરીરને કોટપાટલૂનના કિલ્લામાં કેદ રાખી, ગળે ટાઈરૂપી ફાંસો બાંધવાનો હતો. કેમ ફાવશે આ બધું ?

એપ્રિલનો ઉપાંત્ય શનિવાર હતો. શાળામાં વાર્ષિક પરિણામોનું કામ ચાલી રહ્યું હતું. એનોયે થાક હતો. ઘેર આવી, જમી, બપોર થતાં છાપું હાથમાં લઈ પંખા નીચે પડ્યો હતો ત્યાં, ડેલીએ અવાજ આવ્યો. "કાં સાહેબ, આવું કે ?"

અવાજ અજાણ્યો હતો. ચોરને કાંધ મારે એવે સમયે કોણ આવ્યું હશે ? કંઈ પણ પ્રતિસાદ દઉં એની પહેલાં, એ અવાજના ઉત્પાદક આંગણામાં પ્રવેશી ચૂક્યા હતા. આ કથોરો સમય, જમ્યાનું ઘેન, અમેરિકા જવાની ચિંતા અને વર્તમાનપત્રમાંના ખબર : આ બધાનું મિશ્રણ મનની ખરલમાં એવું ઘૂંટાઈ રહ્યું હતું અને આગંતુક એવા અજાણ્યા લાગતા હતા કે મારો આવકારનો ભાવ મોળો હોય એ અસ્વાભાવિક ન હતું. પણ મારી વિવેકબુદ્ધિ જાગ્રત થઈ અને એણે મને એ અતિથિને દેવ ગણવા પ્રેર્યો. અને દેવોમાં જેની પૂજા પ્રથમ થાય છે તે દુંદાળા દેવ ગણપતિ જેવા એ અતિથિ, વિદ્યાર્થીઓના તોફાનને વેગે આંગણું ઓળંગી ઓશરીમાં આવી ચડ્યા હતા ને, ગજેન્દ્રના મુખમાંથી પ્રાર્થનાનો શબ્દ સરે તેની પહેલાં આવી ચડેલા એના મોક્ષદાતાની ઝડપે, મારા શિષ્ટાચારના 'આવો' ઉચ્ચાર પહેલાં, ઓરડામાં દાખલ થઈ, પોતાની કાયા સમાઈ શકે તેવા આસનની શોધ કરતાં, ધબ્બ કરતાં હીંચકે બેઠા. નાના ધરતીકંપ જેવો અનુભવ થઈ ગયો.

'સાહેબ, કૉંગ્રેચ્યુલેસન, કૉંગ્રેચ્યુલેસન ! તમે અમેરિકા જાઓ છો અને તમારાં વાઇફ પણ સાથે આવે છે એ શુભ સમાચાર સાંભળ્યા. વેરી ગુડ વેરી ગુડ. મને નહિ ઓળખ્યો ? આપણે તે દહાડે સાંતિલાલ સેઠની દીકરીના લગ્નના રીસેપ્સનમાં મળેલા. હું મિ. શાહ. હવડે જ પી.ડબલ્યુ.ડી.માં ચાર્જ લીધો છે.

મને યાદ આવ્યું. આ સકારનો પરિચય એક લગ્ન સમારંભમાં થયેલો. પહેલી નજરે જ એ મૂર્તિ ચિત્તમાં ચોડાઈ જાય તેવી. જિલ્લાના ઘેરાવાની હરીફાઈ કરે તેવો ફાંદનો ઘેરાવો એ ઇજનેર કેટલું ખાતા હતા — હું ખોરાકની વાત કરું છું, લાંચની નહિ — તેની ચાડી ખાઈ દેતો હતો. કવિ કાલિદાસના

* ૧૯૬૫માં, ફૂલબ્રાઇટ ગ્રાંટ મળતાં, વિનિમય શિક્ષક તરીકે વરણી થતાં, એક વર્ષ માટે લેખકે એક અમેરિકન શાળામાં શિક્ષક તરીકે કામ કર્યું હતું. કોલંબસે પાડેલા કેડા પર ચાલીને — એ અશક્ય છે —, કે તરી માર્ગે નહિ પણ હવાઇ માર્ગે કરેલા પ્રવાસના, પછી ત્યાં રહેતાં અને ફરતાં થયેલા અનુભવો પર આધારિત હળવી કલમની લેખમાળા, તેને 'કોલંબસને કેડે' — કોલંબસે પાડેલા કેડા પર જવાની ક્રિયા — નામ આપ્યું છે. — લેખક

મેઘની માફક કૃષ્ણનો વર્ણ એમને શોભાવતો હતો એમ કહેવુ યોગ્ય નથી દુનિયાની બધી કાળાશનો લેપ કર્યો હોય તેવા શ્યામ વર્ણના એ હતા દોઢેક સદી વહેલેરા એ જન્મ્યા હોત તો, કોઈ વિવેચક, કવિ દયારામ પર એવો આક્ષેપ મૂકત કે એ કવિએ પોતાનુ પ્રખ્યાત પદ 'શ્યામ રગ સમીપે ન જાવુ', એમને જોયા પછી જ લખ્યુ હશે અત્યારે અહીં એ જ મારી સમીપે આવી બેઠા હોઈ મને એ દયારામી તક પણ ન હતી આખમા ભોંકાતા ભાલા જેવી ગરમીમા એમની કાયાનો કાળો રગ શીતળ છાયા સમાન હતો એમને જોઈને આમ, આખો ભલે ઠરી પણ એમની દસ ક્વિટલ કાયાએ અમારા હીચકા પર ધબાકો કરી જે ધરતીકપ સર્જ્યો હતો તેની ધ્રુજારી મારુ હૃદય અનુભવી રહ્યુ હતુ બીજી ધ્રુજારી હતી શાળાના તૈયાર થતા વાર્ષિક પરિણામોની. સાહેબ કોઈની ભલામણ માટે તો નહિ આવ્યા હોય ?

'તો સાહેબ આપણી સરકાર — અમે સરકારી નોકર છીએ તોયે સાફ કહેવુ પડે છે પણ, સાહેબ, એ રાખજો ખાનગી હો — સાવ બેકદર છે જુઓ આ અમેરિકાએ તમારી કેવી કદર કરી ? પેલુ શુ છે ? પરોપદેસે પડિતા પુજાયતે કે, એ શુ છે ? અમારુ સસ્કત તો ઇજનેરી સમજ્યા ને ?' એમના આ 'પરોપદેસ'નો હેતુ હુ સમજ્યો નહિ અને મારા દેશને માટે મારાથી એમ બોલી શકાય એમ ન હતુ પણ સાહેબે તરત સ્પષ્ટતા કરવા માડી

'આપને એક તકલીફ આપવાની છે'

'મારાથી થઈ શકે તેવું હશે તો હુ ખુશીથી આપનુ કામ કરીશ,' મે કહ્યુ

એમના હિસાબનીશનો પુત્ર અમારી નિશાળના નામચીન વિદ્યાર્થીઓમાનો એક હતો પરીક્ષા અને પરિણામ વચ્ચેના ગાળામા અમારા ભાવમા આવતી તેજી સાહેબને ખેચી લાવી છે શુ ? પણ મારી ધારણા ખોટી નીવડી

'માસ્તર સાહેબ, વાત એમ છે કે મારો દીકરો પરેસ ત્યા કેમિકલ ટેકનોલૉજી માટે ગયો છે'

'સરસ. એમ આઈ ટી.મા છે ?

'ના રે ના', મોઢુ જરા કટાણુ કરી એ બોલ્યા. ત્યા એડમિસન મળે એવુ હોત તો, એને અહીં જ ક્યાક પ્રવેસ મળી જાત ઇટરમા કઈ ક્લાસ લાગ્યો નહિ સાહેબ, પાસ કરાવવા માટેયે દોડાદોડી કરવી પડી હતી અને કઈકનાં મોઢા ભરવા પડ્યા હતા તમે એક્યુકેસનમા છો એટલે બધુ જાણો છો પછી એને સીધો ત્યા જ ધકકેલ્યો છે ડલાસમા છે ડલનુ કે ડલાસનુ ગમે ત્યાનુ હોય, ડિગ્રીનુ પૂછડુ તો અમેરિકાનુ જ કહેવાસે ને ? એને આધારે ક્યાક ગોઠવાઈ જાસે ને છોકરીયે સારી મળી જાસે'

એમના 'પરેસ'ના વિકાસને, અમારા અમેરિકા ગમનને અને એમના આવા કસમયના આગમનને શો સબધ છે તે, આઇન્સ્ટાઇનનો સાપેક્ષતાનો સિદ્ધાત નહી સમજતો હોઈ હુ સમજી શક્યો નહિ. પણ પોતાની વાગ્ધારાની તલવાર વડે સાહેબે તરત મારા અજ્ઞાનના આવરણને છેદી નાખ્યુ

સાહેબ, અમે રહ્યા જેન. ખાવાપીવાની હજાર ઉપાધિ — એ હજારેય ઉપાધિઓ એમના પેટમા તો નહિ બેઠી હોય એમ એમના પેટ પરથી લાગતુ હતુ — અને દીકરો એકનો એક ખૂબ લાડમા ઊછરેલો એની માને તો, મારા સાહેબ, રાતે નીંદર પણ નથી આવતી. બચાડો ત્યા શુ ખાતોપીતો હસે ? આ એને માટે થોડું ખાવાનુ મોકલવુ છે થોડા ખાખરા, થોડા પાપડ, થોડુ અથાણુ એવુ બધુ છે, ચપટી ચપટી. તમારા જેવા ઘરના સગાથ સાથે જ એ મોકલાવી સદાય'

આટલા અલ્પ પરિચયે જેમના ઘરના માણસમા ગણાવાનુ સદ્ભાગ્ય મને સાપડ્યુ તે સદ્ગૃહસ્થના હૃદયની વિશાળતાનો કઈક ખ્યાલ એમના પેટની વિશાળતા પરથી આવતો હતો. બધા વિદ્યાર્થીઓના વાલીઓ પોતાના બાળકોના સર્વાંગીણ હિત માટે આટલી કાળજી રાખે તો શાળાઓમા અને સમાજમા મવાલીઓ કેટલા ઓછા પેદા થાય ? બૅગમા થોડી જગ્યા ભલે રોકાતી એમ માની મેં કહ્યુ 'ભલે સાહેબ, પાર્સલ કેવડુક છે ? અમારી એક બૅગમા તે રાખી દઈશુ' અમારા સામાનના છેન ચાર્જ માગ પત્ની તરફ મેં વિનતીભરી નજરે જોયુ

સાહેબે પણ એ તરફ નજર નાખી દયામણું હાસ્ય ફેંકતાં કહ્યું : 'બહેન, પાર્સલ જરા મોટું છે.' એમના અવાજમાં દુ:શાસનને હાથે જેનાં ચીર ખેંચાયાં હતાં તે દ્રૌપદીનું આર્જવ હતું.

મોટું એટલે કેવડું ? એમની ફાંદ જેવડું ? મારા તોફાની મને કલ્પના કરી.

'પરદેસના મામલા, સાહેબ. કંઈ રોજ રોજ થોડું મોકલાય ? અને તમે મુંબઈથી બોટમાં જવાના છો ને ? અનાજ ભરવાનું નાનું પીપ તૈયાર કરી દઈસ. રેણ મરાવીને તમારા સામાન ભેગું પડ્યું રહેસે. વજનમાં મણ કરતાં વધસે નહીં.'' સાહેબની ચપટી ભીમના કોળિયા કરતાંય મોટી નીકળી.

દુદાભાઈના કુટુંબને આશ્રમમાં દાખલ કરતાં ગાંધીજીની થઈ હતી, ચીનના આક્રમણે નેહરુની થઈ હતી, રેલગાડીના ડબ્બામાં ધોતિયું અને શાલ ચોરાઈ જતાં ભદ્રંભદ્ર-અંબારામની થઈ હતી તેવી પરિસ્થિતિમાં હું મુકાઈ ગયો. 'સાહ' સાહેબનું મણનું પીપ ખાંડીનું થઈને જાણે મારી છાતી પર અથડાયું અને હું કંઈ છાતી પર હાથી ઊભો રાખનાર પ્રો. રામમૂર્તિ નથી.

સાહેબનું આ સંપેતરું મહા મહિનાનું માવઠું ન હતું. અમે કોઈ છાપામાં જાહેરાત આપી ન હતી છતાં, અમારી અમેરિકા જવાની વાત, ઓવરનાઇટ અબજોપતિ બની જતા સટોડિયાની સમૃદ્ધિની ઝડપથી ફેલાઈ હતી. દસે દિશાઓમાંથી સંપેતરાંઓનો મુશળધાર વરસવાનો હતો. એક વૈદરાજને પોતાના ભાણા માટે કંઈ ચાટણ મોકલવું હતું. એક વકીલ સાહેબને પોતાના પુત્ર માટે જનોઈના જોટાનું બંડલ મોકલવું હતું. કદાચ એમનો પુત્ર ત્યાં સામુદાયિક યજ્ઞોપવીત સંસ્કાર કરી અનેક અમેરિકનોને દ્વિજ બનાવવાનો હશે. એક સ્નેહાળ ભગિનીને પોતાના ભાઈ માટે રાખડી મોકલવી હતી — ભાઈ પસલીમાં ડૉલર મોકલવાનો હશે. આપણા રાષ્ટ્રના વડાના કુટુંબની કોઈ સ્ત્રી અમેરિકાના પ્રમુખને રાખડી બાંધે તો, આપણા દેશના આર્થિક અને બીજા કેટલા બધા પ્રશ્નો હલ થઈ જાય ? ભાણેજો, ભત્રીજાઓ, ભાઈઓ બહેનો, સખાઓ, સખીઓ, ફોઈઓ, માસીઓ, પત્રમિત્રો અને મૈત્રિણીઓ વગેરે માટે પણ અમારે કંઈ સંપેતરું, કંઈ સોગાદ લઈ જવાનું હતું. અમેરિકા જઈ આવેલા એક અમદાવાદી બહેન જબરાં નીકળ્યાં.

'તું આટલે દૂર જાય છે તો તારી પાસે ખૂબ સામાનસંપેતરાં હશે', એમણે મારાં પત્નીને કહ્યું. 'હું તમારો ભાર વધારવા માગતી નથી. પણ તમે લોકો તમારી સાથે ઘણી વસ્તુઓ લઈ જતાં હશો તેમાંથી એકાદ — સે અ બ્રોકેય્ડ ઑર અ ગોલ્ડન બ્રૉચ – મારી ફ્રેંડ જેનેટને આઈ દેજે ને. ન્યૂયૉર્કમાં ઈસ્ટ થર્ટી સેવન્થ પર એ રહે છે. તને એનો ફોન નંબર આપું છું. ફોન કરીને એને ત્યાં જજો. ત્યાંની એ જ મૅનર્સ છે.'

કેમ જાણે અમે હમિયાણી લઈને જતાં હોઈએ ને એમાંથી એક સોનાનો બ્રોચ અમારે એમની જેનેટને આપવાનો. તેય પાછો જેનેટને ઘેર જઈને ને ત્યાં જતાં પહેલાં એને ફોન કરવાનો. પોલિટિશ્યન, વેપારી કે ફિલ્મ સ્ટાર નહિ હોઈ અમને ભારત સરકારે જે માતબર (?) પરદેશી ચલણ મંજૂર કર્યું હતું એમાંથી કેટલા ડૉલરને પાંખ આવશે ત્યારે અમે જેનેટદર્શન કરી શકીશું તેનો ફફડાટ થવા લાગ્યો.

'તમે ઝૂરિક થઈને જવાના છો ?', પેરિ(સ)માંથી પસાર થવાના છો ?' 'રોમ રોકાવાના છો ?' આવા અનેક સવાલો પૂછી વાહનવ્યવહારના માર્ગોનું અમારું ભૌગોલિક જ્ઞાન વધારનારાં અનેક સજ્જનો અને સન્નારીઓ હતાં. પણ એ પ્રત્યેક પ્રાશ્નિકનો હેતુ અમારા જ્ઞાનમાં વૃદ્ધિ કરવાનો ન હતો પણ, અમે એ માર્ગે થઈને જતાં હોઈએ તો, કોઈ બાબુભાઈને, કોઈ શૈલેશને, કોઈ સ્મિતાને કંઈક સંપેતરું પહોંચાડવાનો હતો.

આ કંઈકમાં શું હતું ? ગ્રામોફોન અને ટેય્પ રેકર્ડો, જાતજાતનાં અથાણાં, જીરાળું, મરચાંનો હવેજ, પાપડ, ખાખરા, ભાખરવડી, ચવાણું, માળા, એરિંગ, રમકડાં, અગરબત્તી, સુગંધી સોપારી, આલબમો, પુસ્તકો, હાથીદાંતની અને સુખડની વસ્તુઓ, ચાકળા, પાટણનું પટોળું, કાંજીવરમની સાડી, બાંધણી આ બધું મોકલનારાં અમારાં 'એકદમ નિકટનાં' સંબંધીઓ

ગયા હતા અને અમારી ઉપર એમના સ્નેહની વૃષ્ટિ કરતા રહેતા હતા. કારણ ? અમે અમેરિકા જવાના હતા, સ્ટીમરથી જવાના હતા અને ત્યા એમના હેતુમિત્રો માટે અમારે કઈ ને કઈ લઈ જવાનુ આગ્રહ ભર્યું દબાણ કરી અમારી પર અચાનક ફૂટી નીકળેલા કોઈ કૌભાડની માફક એ સૌનો સ્નેહ અચાનક ઊભરાઈ આવ્યો હતો અમે બીજા યાત્રીઓ સાથે ચાલુ સ્ટીમરમા નહિ પણ ચાર્ટર કરેલી ખાસ સ્ટીમરમા જવાના હોઈએ એમ આ સૌ સપેતરા મોકલવા ઇચ્છનારાઓને તો નહિ લાગતુ હોય ? વાસ્તવિક રીતે હજી અમારા પાસપોર્ટનુ વિઝાનુ કે પરદેશી ચલણનુ કશાનુ જ ઠેકાણુ ન હતુ

આમ અમારા સબધીઓના સબધીઓના સબધીઓ તરફથી પોતાના અમેરિકાવાસી સબધીઓ માટે અમારે લઈ જવાના સપેતરાઓની વિનતીઓ આવ્યા કરતી હતી તો, બીજી તરફથી એમાના કેટલાકો પોતાને માટે અમારે શુ લાવવુ તેની સીધી વિનતીઓ કે આડકતરા સૂચનો કરતા હતા અગિયાર ટેપ્રપ રેકોર્ડરો દસેક પોર્ટેબલ ટાઇપરાઇટરો દોઢેક ડઝન સ્વિસ કે જાપાનીઝ ઘડિયાળો પચીસેક પાર્કરો, કેમેરાઓ બાઇનોક્યુલરો, રીચાર્જેબલ ટૉર્ચો, વૉશ ઍંડ વેર સૂટો જુદી જુદી સાઇઝના જીન્સ, સ્લેક્સ, મગ્નેટિક ટેપ્રપ સૌન્દર્યના વિવિધ પ્રસાધનો આ બને યાદીઓ અમને કુવરબાઈના મામેરાની એના વડસાસુએ લખાવેલી યાદીની યાદ અપાવતી હતી ફરક મોટો એ હતો કે કુવરબાઈને એક જ વડસાસુ હતી અને અમને કોઈ નરગ્રેયાની ઓથ ન હતી

અમારા મકાનથી થોડે દૂર એક મારવાડી કુટુબ રહેતુ હતુ હજારીમલ શેઠ હજાર ધધા કરતા અને એમના પત્ની રૂપાબાઈ પણ એકના હજાર કરવાની કળાના કસબી છે એમ એ, જે શ્રીકૃષ્ણ કહેતા મળવા આવ્યા ને પછી જે વાત કરી તેથી જાણ્યુ સુણ્યા છે તમે દોનુ અમેરિકા જાઓ છો બાત સારી છે વા ધરમધ્યાન બરાબર રખના ભગવાનની કિરપા બરસો અમેરિકા તો એ જ ને અઠેથી રોજ સાજે નબર લગતા હે ? તો બેનજી થારો જ કામ છે ભાઈસાબને તો અપના બિઝનેસ હોગા તુ રોજ સામકો બરાબર સાડેપાચ બજે હમકો નબરકા ટેલિફોન ન કરો ? બિલકી ચિંતા ને કરના ઠાકોરજી સબ દે દેગા હોડી જેટલી મોંફાડને હસીને વહાણ જેટલી કરતા રૂપાબાઈ બોલ્યા બોલતા હતા ત્યારે પીળા આરસની શિલાઓ જેવી એમની દંતપક્તિ દેખાતી હતી એમનુ હાસ્ય શિકાર સામે જોઈ મલકાતી મગરના હાસ્ય જેવુ હતુ ભારત સરકારનુ નાણાખાતુ સભાળવાની કુશળતામા, મને લાગ્યુ કે રૂપાબાઈ કરતા કોઈ ચડે એવુ નથી. ભારતના વિત્તમત્રી પદે એ હોત તો દેશને ડોલરનો દુકાળ ન પડત અને રૂપિયાનુ અવમૂલ્યન ન થયુ હોત. પરતુ તત્કાલ તો મારા મનની શાતિનુ અવમૂલ્યન થઈ ગયુ આ નબર શાનો ? અમેરિકામા એ અમારે ક્યાથી મેળવવો ? ને કઈ રીતે ? અને, રૂપા બાઈને રોજ સાજે સાડાપાચ વાગ્યે ફોન મળે એ માટે અમારે રોજ સવારે સાડાચાર વાગ્યે ઊઠવુ પડવાનુ ! પાછલી ખટઘડી રાત હોય ત્યારે આવુ અસાધુ કાર્ય કરવાનો ખ્યાલ નરસિંહ મહેતાનેય નહિ હોય

સપેતરાઓ લઈ જવા અને લાવવાની વિનતીઓ ઉપરાત અમને છૂટથી અપાતી બીજી ચીજ હતી સલાહ અમારે અમેરિકા કયે માર્ગે થઈને જવુ વચ્ચે કયા બદરોએ ઊતરવુ ત્યા શુ જોવુ અને કોનાથી સભાળવુ કયા વેશે જવુ ત્યા કેમ રહેવુ ત્યા શુ કેટલુ ને કેમ ખાવુ ને કેટલુ ને કેમ પીવુ શુ અને કેમ બોલવુ ઇત્યાદિ અનેક બાબતો અગે અમને વણમાગી સલાહ મળતી હતી નારાયણ હેમચદ્ર અને લાલબહાદુર શાસ્ત્રી ધોતિયુ પહેરીને પરદેશ જઈ શકે તો તારે ધોતિયુ પહેરીને પરદેશ જઈ શકે તો તારે ધોતિયું શા માટે છોડવુ ? એવી આગ્રહભરી સલાહ મળતી હતી અને, ધોતિયુ પહેરવાની તો શુ સાથે લઈ જવાની પણ મૂર્ખામી તુ ન કરતો ત્યા તારે કોઈનું શ્રાદ્ધ સરાવવાનુ નથી આમ કહેનારા પણ હતા અચકન ચૂડીદાર અને માથે ગાધીટોપીમા જ મારે ફરવુ અને નેહરુશાઈ રાષ્ટ્રીય પોશાકનો ઝડો મારે સદા ફરકાવવો એમ આગ્રહ થતો હતો તો અમેરિકાની ચાલુ ફૅશન પ્રમાણે મારે બ્લીડિંગ મેડ્રેસ કે (મારે મતે વહાણના સઢ જેવા) જીન્સ જ પહેરવા એમ પણ સૂચન કરનારો વર્ગ હતો મને

અદેખાઈ મારાં પત્નીની આવતી હતી. કારણ, પોશાક અંગેની સલાહ માત્ર મને જ આપવામાં આવતી હતી અને એમને એમાંથી બાકાત રાખવામાં આવ્યાં હતાં.

ખાનપાન બાબત પણ મોટા શહેરના ઉકરડાના જેવડો સલાહોનો ઢગલો હતો. ફલાહારીઓ માટે અમેરિકા સ્વર્ગ છે એમ, અમેરિકા નકશામાં પણ નહિ બતાવી શકનાર કેટલાક સંબંધીઓ માનતા હતા. 'ત્યાં દૂધ તો ગેલનમાં વેચાય છે ને જાતજાતનું ફ્રૂટ બારે માસ મળે છે. બધું લઈ ફ્રિજમાં ભરી દેવાનું ને જલસા કરવાના', આમ સલાહ મળી ત્યારે મારા નાસ્તિક મનમાં સવાલ ઊઠ્યો : 'આપણા ઋષિમુનિઓ બધા શું અમેરિકા જ વસતા ?' તો, 'છૂછાછૂછી મુંબઈના બારામાં ફગાવી દેજે, ત્યાં બધું જ ખાજેપીજે ને ટેસડા કરજે. નાગમતી વટાવી કે નાગર બ્રાહ્મણ છો તે ભૂલી જવાનું. છતાં તને એમ લાગતું હોય તો અહીં આવી, 'અપવિત્રં પવિત્રો વા' બોલી, શિરે સાત આચમની પાણી છાંટવાનું ને ગાયત્રીની અગિયાર માળા કરી નાખવાની શું યાર, ત્યાંના હૉટ ડૉગ્ઝ....'

અત્યાર સુધી સંપેતરાંની વાતો અને આ બધી સુફિયાણી સલાહો છતાં મનમાં એકંદરે ઠંડક હતી તે, આ 'હૉટ ડૉગ્ઝ'ની વાત સાંભળી તે જ દહાડે ગરમીમાં પલટાઈ ગઈ.

પાસપોર્ટ કચેરીને પાસપોર્ટ માટે અમે બંનેએ એક જ દહાડે અરજી કરી હતી. પરંતુ ત્યાં કોઈ દુર્વાસા હશે તેણે મારાં પત્નીના પાસપોર્ટને રોકી રાખ્યો અને ટપાલમાં મારો એકલાનો જ પાસપોર્ટ આવ્યો. એ મારી સાથે નહિ આવી શકે શું ? ને વગર સાથે શું મારે એક વર્ષનો વિયોગ વેઠવો પડશે ? હું ગારા જેવો ઢીલો થઈ ગયો. મારાં સહધર્મચારિણી મનનાં મક્કમ છે થોડાં. 'બાર મહિના તો હમણાં નીકળી જશે. ને હું ક્યાં બહાર બેઠી છું એકલી ? અહીં ઘરમાં બધાં છે,' મારાં પત્નીએ મને આશ્વાસન આપ્યું. મને એ જાહેર શોકસભામાં પસાર કરાતા શોકપ્રસ્તાવ જેટલું નક્કર લાગ્યું.

પાસપોર્ટના દેવ તે વખતે મુંબઈમાં બેસતા. તેમને રીઝવવા જવાની યોજના અમે કરતાં હતાં ત્યાં, કાળઝાળ ગરમી પડતી હોય ને અચાનક વાદળી ચડી આવી વરસી જાય તેમ, અમારે માટે આનંદદાયક પણ, અમારાં સ્નેહીઓ માટે નિરાશાજનક, સમાચાર અમને એ મળ્યા કે, અમારું દરિયાઈ માર્ગે જવાનું કેન્સલ થઈ, હવાઈ માર્ગે જવાનું થયું છે માટે અમારે સામાન તે મર્યાદામાં જ રાખવો. આ ફેરફાર અમે નહોતો કરાવ્યો એમ, સંપેતરાં મોકલવા ઇચ્છનાર એ સંબંધીઓ આજ સુધી માનતાં નથી. અમે મુંબઈ જવા રવાના થયાં ત્યારે એમાંનું કોઈ સ્ટેશને ન ફરક્યું.

કોલંબસને કેડે જવાનું એ અમારું પહેલું પગલું હતું.



## સાભાર સ્વીકાર

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (સંસ્કૃત બિલ્ડિંગ, ૩ જે માળે, ગુજરાત હાઈકોર્ટ રોડ, આશ્રમ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૯)નાં

**મુક્તક અંજલિ :** લે. ડૉ. હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૫૦. **સ્મરણો ભીનાં ભીનાં :** લે. જયંત પંડ્યા, કિં. રૂ. ૧૨૫. **શરીર બોલે છે :** ડૉ. મહેરવાન ભમગરા, કિં. રૂ. ૧૦૦. **અવતરણગંગા :** લે ફાધર વાલેસ, કિં. રૂ. ૭૫. **કૃષ્ણજન્મ :** લે. રાજેન્દ્ર બનહટ્ટી, અનુવાદ : જયા મહેતા, કિં. રૂ. ૭૫. **મારી બારીએથી :** પુનર્મુદ્રણ , લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૪૫. **માનવીઓના આ મધુવનમાં** (મારી બારીએથી ભા. ૨) : પુનર્મુદ્રણ : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **સાવ એકલો દરિયો** (મારી બારીએથી ભાગ-૩) પુનર્મુદ્રણ : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૪૫. **મારી આસપાસનો રસ્તો** (મારી બારીએથી ભા. ૫) પુનર્મુદ્રણ, લે. ઉપર મુજબ, કિં. રૂ. ૬૦. **મારી પ્રાર્થનાનું સંગીત :** લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૨૫. **મારી પ્રાર્થનાનો ધ્વનિ :** લે. ઉપર મુજબ કિં. રૂ. ૨૫. મારી **પ્રાર્થનાનાં સ્પંદન :** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. **ગીત મૂકેશ** સંપા: કિશોર શાહ, કિં. રૂ. ૭૫. **આરસનાં જળ :** લે સુરેશ દલાલ, કિં. રૂ. ૨૫. **સમીસાંજના શમિયાણામાં** (મારી બારીએથી ભા. ૭) : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૭૫. **ચહેરાઓના વનમાં** (મારી બારીએથી ભા. ૪) લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **પ્રેરણાને પંથે :** કાન્તિ ભટ્ટ, કિં. રૂ. ૭૫. **શાંતિના આ શબ્દો :** અનુ. જયા મહેતા, કિં. રૂ. ૨૫. **સુખનાં સુખડ :** અનુ. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. **Black Coffee :** Author : Suresh Dalal, Rs. 30.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

'કૃતિ, સસ્કૃતિ નહિ' પરથી ફરીને લોલક 'સસ્કૃતિ, કૃતિ નહિ' તરફ જઈ રહ્યુ છે વધુ સમજપૂર્વક કહેવુ હોય તો એમ કહેવુ જોઈએ કે 'કૃતિ–સસ્કૃતિ સહિત' અલબત્ત ભાર કૃતિ પરથી ખસીને સસ્કૃતિ પર જઈ રહ્યો છે દેરિદા સુધી ચાલેલી તત્ત્વકેન્દ્રિતા કે તત્ત્વોપરિતાને કારણે પ્રતીક પ્રવૃત્તિ તરફનુ વલણ દૃઢ હતુ અને એથી કૃતિલક્ષી અભ્યાસનો રાફડો ફાટેલો એમ કહી શકાય. દેરિદા અને બોદ્રિલારમા પણ એના રહ્યાસહ્યા અણસાર સચવાયેલા હતા આવે વખતે ફ્રાન્સમા આજે રેગી દેબ્રે (Regis Dabray) પોતાની અભિધારણાને આગળ વધારી રહ્યા છે, પોતાના સિદ્ધાન્તોને તપાસી રહ્યા છે, પોતાની તાર્કિકતાને વ્યવસ્થિત કરી રહ્યા છે અને એમ કરીને નવી જ વિદ્યાશાખા ઉપસાવી રહ્યા છે આ વિદ્યાશાખા છે માધ્યમવિજ્ઞાન (mediology)

રેગીનુ માનવુ છે કે માધ્યમવિજ્ઞાન કોઈ સિદ્ધાન્ત નથી માધ્યમવિજ્ઞાનની સ્થાપનાથી મનુષ્યના વ્યવહાર પર પ્રભાવ પડે કે એના વ્યવહારમા પરિવર્તન આવે એવો પણ કોઈ સભવ નથી માધ્યમવિજ્ઞાન એક વિશ્લેષણની પદ્ધતિ છે આ પદ્ધતિને સામાજિક જીવનની ચોક્કસ ઘટનાઓ પર અખત્યાર કરી શકાય. પ્રવિધિ (technique) અને સસ્કૃતિના સર્વ સઘટનો જ્યા જ્યા મોજૂદ છે ત્યા ત્યા માધ્યમવિજ્ઞાનનુ ચલણ જોઈ શકાય. અલબત્ત પ્રવિધિનો અર્થ રેગીએ બહુ સ્પષ્ટ કરી આપ્યો છે મનુષ્યમા જે કાઈ જૈવિક નથી તે પ્રવિધિ છે જેમ કે, વાણી પ્રવિધિ નથી પણ લેખન પ્રવિધિ છે મનુષ્યની રચના આનુવશિક રીતે એ પ્રકારની છે કે એ બોલી શકે છે, પણ લેખન અગે એવુ કહી શકાય નહિ એવા કેટલાક માનવસમાજ છે, જેમા લેખન નથી, પણ એવો માનવસમાજ નથી, જેમા વાણી ન હોય લેખન એ બુદ્ધિયુક્ત પ્રવિધિ છે

રેગીને મતે સામાજિક કે સામૂહિક જીવનનુ સમરૂપ એ માધ્યમોના અને નવી પ્રસિદ્ધિઓના વિકાસથી જ ઘડાય છે આથી ભાષાપદ્ધતિની ફેશન છોડીને સસ્કૃતિ અને ઇતિહાસની અદૃશ્ય અધોરચનાઓ(infra-structures)ને પામવી જોઈએ. વસ્તુઓ અને ઘટનાઓનો સબધ કાલક્રમે સકુલ થતો જતો હોય છે તેથી વસ્તુઓ અને ઘટનાઓનો ઇતિહાસ જરૂરી છે કમ્પ્યુટરનો ઇતિહાસ ટેલિવિઝનને અને ટેલિવિઝનનો ઇતિહાસ મુદ્રિત શબ્દને વધુ સારી રીતે સમજાવી શકે એ જ રીતે મુદ્રિત શબ્દનો ઇતિહાસ હસ્તપ્રતને અને હસ્તપ્રતનો ઇતિહાસ મૌખિક પ્રત્યાયન (oral communication)ને વધુ સારી રીતે સમજાવી શકે

માધ્યમવિજ્ઞાન, પુસ્તકની ઘટના જો હાથમા લે તો પુસ્તકની આર્થિક બાજુથી આગળ વધી એ ચિત્તની સ્થિતિઓ, વૃત્તિવલણો, વિચારધારાઓ, ધર્મો, પ્રતીક સામગ્રી, વ્યવહારુ સગઠનોના સ્વરૂપ, સ્મૃતિની રીતિઓ, ગ્રથાલયો અને અભ્યાસવર્તુળોના તત્ર, કાગળનુ ઉત્પાદન વગેરેને પણ લક્ષમા લે છે એટલુ જ નહિ, કયા સ્તરે કેટલો પ્રભાવ વિસ્તરે છે, આતરિક તર્ક શુ છે, પ્રત્યાયનના વિવિધ સ્વરૂપ કયા છે વગેરેના પરિપ્રેક્ષ્ય દ્વારા સમસ્યાઓને નવી રીતે જોવા પ્રયત્ન કરે છે માધ્યમવિજ્ઞાન એ એક રીતે જોઈએ તો તત્ત્વવિજ્ઞાન અને માહિતી પ્રત્યાયનના વિજ્ઞાનોની વચ્ચેની વિદ્યાશાખા છે રેગીના જણાવ્યા પ્રમાણે એના મૂળ લેવીસ્ટ્રાઉસથી માડી પાછલે પગે જેક વાલેરી, બાલ્ઝાક, દિદેરોમા પડેલા છે

આ નવી વિદ્યાશાખાનુ સ્વરૂપ હજી અસ્પષ્ટ છે એની બૌદ્ધિક પ્રતિષ્ઠા થઈ છે, પણ શૈક્ષણિક પ્રતિષ્ઠા હજી થઈ નથી હજી કોઈ યુનિવર્સિટીએ એને માન્યતા નથી આપી કે નથી એને અગે કોઈ વ્યાસપીઠ ઊભી થઈ આમ છતા ફ્રાન્સના બુદ્ધિજીવીઓમા એનુ મહત્ત્વ છે પૅરિસના સોર્બોનના વિશેષજ્ઞોનુ આ તરફ ખાસ ધ્યાન ખેંચાયુ છે જપાન, કોરિયા અને ખાસ તો અમેરિકા આ નવી વિદ્યાશાખા માટે ઉત્સુક છે ન્યૂયોર્ક યુનિવર્સિટી અને કોલબિયામા રેગીએ જાહેર ચર્ચાઓ પણ કરી છે

અનુઆધુનિક વલણો વચ્ચે કૃતિને સસ્કૃતિ સાથે સાકળવા માટે જે શિસ્તની જરૂર છે એ શિસ્ત કદાચ આ માધ્યમવિજ્ઞાનની નવી વિદ્યાશાખા પૂરી પાડશે એવી સભાવનાને નકારી ન શકાય.

સદર્ભ Biblio (જૂન જુલાઈ, ૧૯૯૬)મા પ્રકાશિત દિલીપ પાણવિકરનો લેખ.

❑

# સ્વાધ્યાય અને સમીક્ષા

મણિલાલ હ. પટેલ

## વાર્તાઓ વાવનાર-ઉછેરનાર ક્યાં છે ?

ટૂંકી વાર્તામાં 'જીવન અને તેની ઉત્તમ, કલાપૂર્ણ અભિવ્યક્તિ ઉભયનો સમન્વય' વાંછવો એ એક વાત છે અને એવો સમન્વય પોતાની વાર્તાઓમાં સિદ્ધ કરવો એ બીજી, બલકે અઘરી વાત છે. કોઈ એક ક્ષેત્રમાં કાર્ય કરતાં ગરીબ-શોષિત-પીડિત માણસોની વેદનાને વાર્તાનો વિષય બનાવવા માત્રથી એ વાર્તાઓ વિશિષ્ટ બની જાય એમ કહેવું એ પણ બરોબર નથી. પોતાની પાસે, સાથે કે 'હાથ નીચે' કામ કરતી ગરીબ વ્યક્તિઓના ભેંકાર જીવનમાં ડોકિયું કરીને, એમાંથી થોડાક ઘટના-પ્રસંગો લઈને 'કહી' જવાથી પણ એ વાર્તા બની જતી નથી; હા એ ઘટના/પ્રસંગોમાં ઘણાંને માનવીય સંદર્ભે રસ પડે, કરુણા ઊપજે એવું બને; પણ એવી કથાઓને ઉત્તમ 'ટૂંકી વાર્તાઓ' કહી દેવામાં 'સાહિત્યપદાર્થ'ની ઉપેક્ષા કરવાનું પાપ કે આળ રહેલું છે. વળી કોઈ એક જ ક્ષેત્રમાં આવાં દમિતો-પીડિતો છે એવું નથી, આપણા કમભાગ્યે ઘણાં ક્ષેત્રોમાં આવો 'ચોથો વર્ગ' છે. યુનિવર્સિટીઓમાં (ને મ્યુનિસિપાલિટી-ઓમાં)ય તમને 'જેઠાલાલ ગોરધન' કે 'હકા ટીડા'-ના સહોદરો મળી આવે છે ને ચોવીસ ચોવીસ ટકાના વ્યાજે રૂપિયા ધીરી એમનો પગાર દર માસે હડપ કરી જનારા 'સાહેબો'ય છે ! યાતના કે નરકાગાર 'ચીંધી' દઈએ, કે 'કહી' જઈએ એટલે એ 'કળા પદાર્થ'માં ખપવા માંડે એમ માનવું-મનાવવું 'કળા'ને અન્યાય કરવા બરાબર છે. માણસને ગમે તે લખવાની છૂટ છે – હમદર્દી જતાવવાનીય ના નથી, પણ લખનારો જે માધ્યમ કે સ્વ-રૂપ પસંદ કરે, એના તરફની એની વફાદારી બરકરાર રહેવી જોઈએ. જનક ત્રિવેદીનો પ્રથમ વાર્તાસંગ્રહ 'બાવળ વાવનાર...' વાંચતાં આવા આવા અનેક પ્રશ્નો સામે આવે છે. એ સંગ્રહ વિશેના પ્રતિભાવો ને સમીક્ષાઓ તપાસતાં એ પ્રશ્નો ચિંતામાં બદલાઈ જાય એવું છે.

આપણને ગરીબ-ગુરબાંની પીડા-યાતનાની નવાઈ નથી. દાયક-પાંચકે એ બધું આવ્યા કરે છે.. જે 'સાહિત્યિક સ્વરૂપ' પામે છે તે ટકે છે ને બાકીનું મોટા ભાગનું વિલય પામી જાય છે. નવમા દાયકાના (૧૯૮૫) મધ્યભાગમાં જોસેફ મેકવાન એક નોખી દુનિયા લઈ આવેલા. જિવાતા જીવનની કારમી અને કઠોર વાસ્તવિકતાને એમણે રેખાચિત્રોમાં સફળ રીતે આલેખી એક મોળ રચી આપેલી. કથાવાર્તામાં પણ એમણે એવા આલેખનને મૂકીને જીવન તથા સાહિત્યને જોડી આપવાનો પુરુષાર્થ કર્યો છે. સવાલ દરેક વખતે — પન્નાલાલથી માંડીને જનક ત્રિવેદી સુધી — 'અનુભવના રૂપાંતર'નો રહ્યો છે. જીવનની કઠોર વાસ્તવિકતાને ટૂંકી વાર્તામાં 'કાલવવાનું' કાર્ય કપરું છે... પ્રસંગો, ઘટનાઓ કહી દેવાં, પાત્રોના જીવનને કે દિનચર્યાને કથી દેવી એ કાંઈ વાર્તા સિદ્ધ કરવાની પ્રયુક્તિઓ નથી. અનુભવોને, પ્રસંગોને, પાત્રોનાં મનોમંથનો કે પીડાયાતનાઓને જે તે 'મોટીફ'ના સંદર્ભમાં સુનિયોજિત કરવાં, એની મેદસ્વી પ્રત્યક્ષતાને બને એટલી ગાળી-ઓગાળી દેવી, ભાવ-ભાષાની સંવાદિતા રચવી, સંકેતો વડે કામ લેવું, આસપાસના વસ્તુજગતમાંથી – પરિસરમાંથી જ ભાવગત સંકેતો સર્જવા અને એમ ઘટના-પ્રસંગોને કાલવવાં... આ પ્રક્રિયા દરમ્યાન ઘટના કે ગતિસ્થિતિનું સમુચિત સંકલન કરી પરાકાષ્ઠા ને અંત તરફ જવું – ઇત્યાદિ વાર્તારચનાના અતિ મહત્ત્વના આયામો છે. આ માટે અનેક પ્રયુક્તિઓ ને રીતિઓ છે. જેટલી વાર્તાઓ/જેટલા વાર્તાકારો એટલી બધી રીતિઓ પણ શક્ય બની શકે. જનક ત્રિવેદીની વાર્તાઓમાં આવી વાર્તાદિશા તરફની સભાન ગતિ મહદંશે નથી પમાતી. આ સંગ્રહની ઘણી વાર્તાઓ, આથી કરીને, પ્રસંગ કે ઘટના માત્ર બનીને, ચરિત્રલેખ કે કેફિયત બનીને અટકી ગઈ છે એમ ભારપૂર્વક નોંધ્યા વિના નહિ ચાલે.

કોઈ દલીલ કરી શકે કે જો કોઈ અનુભવ કે વ્યક્તિજીવનની સ્થિતિ જ એવાં બળૂકાં હોય કે એનું સમભાવી કથનવર્ણન પણ સાહિત્યકલાની સરહદોમાં આવી જાય/આવી શકે, એને ઝાઝા આયોજન-નિયોજનની જરૂર ના હોય; ને એનો મૂળગત પરિવેશ તથા તળભાષા એના ભીતરની ભોંયને સમીચીન રીતે ઉભારી આપે. જનક ત્રિવેદીની ત્રણચાર વાર્તાઓને આ વાત લાગુ પાડી શકાય એમ છે. 'સાંધાવાળા જેઠાલાલ ગોરધનની નોકરીનો છેલ્લો દિવસ' અને 'સફાઈ કામદાર હકા ટીડાની દિનચર્યા' વાર્તાઓને મહદંશે તથા 'ચક્કર' અને 'થાગડથીગડ'ને અંશતઃ ઉક્ત સંદર્ભો લાગુ પડે છે. જોકે સભાન અને સાચો વાર્તાકાર તો આવી 'જીવનસહજ' અને 'સાહિત્યક્ષમ' કથાવાર્તાનેય આછા અમથા સંયોજનથી, પરિસર અને સંકેતની સાહજિક સહાયથી ઉત્તમ કલાકૃતિમાં પલટી આપે છે. જયંત ખત્રી અને જયન્તિ દલાલાદિમાંથી આવાં દૃષ્ટાંતો મળે; સભાન ન સહી પણ આંતરસૂઝે સાચા વાર્તાકાર પન્નાલાલની 'નૅશનલ સેવિંગ્ઝ' પણ આવું ઉદાહરણ છે. જનક ત્રિવેદીની કોઈ વાર્તા આ અર્થમાં 'કળાત્મક' છે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર આજે તો નકારમાં આપવો પડે, કદાચ એમની ત્રણચાર કે એકબે વધુ વાર્તાઓ મારા જેવાને પણ પ્રથમ વાચને હૃદયસ્પર્શી લાગી હતી, પણ એનું પુનઃ પઠન કરતાં 'વાર્તાકલા' સંદર્ભે ઘણા ઘણા પ્રશ્નો સામે આવે છે. વાર્તામાં ભલભલા વાર્તાકાર સમીક્ષક પણ

ભોળવાઈને કથાવસ્તુ અને ભાષા-તળભાષાના વખાણ કરવા મંડી પડે એવો સંભવ છે ગુજરાતી વિવેચક પરભાષાની વાર્તા વિશે બોલે છે ત્યારે કથાવસ્તુના અર્થઘટનમાં રાચે છે એટલો 'સંરચના' કે સંકલના માટે નથી ગાજતો. જીવનવાદી કે અનુભવઆધારિત કથાવાર્તા વિશે આપણો વિવેચક ઘણી વાર વધારે પડતો ઉત્સાહી રહ્યો છે – આજેય છે અલબત્ત, સ્વસ્થ ઉત્સાહ આવકાર્ય છે પણ એ માત્ર અનુભવ કે કથાની સાદી વાતમા રાચ્યા કરે એ પર્યાપ્ત નથી, પ્રશ્ન એ પુછાવો – તપાસાવો ઘટે કે એણે એ વસ્તુ – અનુભવનુ શુ શુ કર્યું, ને કેવી ભાતે કર્યું ? કથન બળૂકું હોય ત્યારેય અંજાઈ જઈને કળાગુણ વિશે કેટલીક મહત્ત્વની બાબતો વીસરાઈ જાય છે જનક ત્રિવેદીની વાર્તાઓ (અને એની સમીક્ષાઓ પણ) આવા પ્રશ્નો ઊભા કરે છે 'લખો – લખાવરાવો 'વાચો – વચાવો'ના દેકારા પડકારા સાથે થયેલી કેટલીક સમીક્ષાઓ વાચીને કોઈ વાચક કાલે કહેશે કે સાહિત્યમાય 'પ્રદેશવાદ'ના પગરણ થઈ ચૂક્યા છે ? ખેર, આપણે વાર્તાઓ તરફ પાછા વળીએ.

આ વાર્તાઓના લેખક રેલવેમા, ગ્રામવિસ્તારના સ્ટેશનોએ નોકરી કરે છે એમની, આ સગ્રહની કેટલીક વાર્તાઓમા એમણે એમની રેલવેની દુનિયાના અનુભવોનો આધાર લીધો છે ક્રૂર, નીરસ, ટાઢી ને પોલાદી રેલવેની સૃષ્ટિ (એનાં તંત્રો) માનવી'ની જે અવદશા કરે છે એનુ વાસ્તવલક્ષી આલેખન ધ્યાનપાત્ર છે તુચ્છતા અને ઘૃણાથી જોવાતા ચોથા વર્ગના કર્મચારીઓની કરમકથની તળપદી ભાષામા મુકાઈ છે જેવુ ચરિત્ર તેવી ભાષા, જેવા ભાવો તેવુ સાદશ્ય – આલેખન માનવસ્વભાવનુ નિરીક્ષણ અને વર્ણન પણ પ્રભાવક શબ્દ કેમેરાનું કામ આપે ભાવો ભાષા વડે ચિત્રિત થઈ રહે.. એમા લેખકની સર્જકતા છે આના ઉદાહરણ રૂપે 'હકા ટીડાની દિનચર્યા' ને 'સાધવાળા જે ગો ની નોકરીનો છેલ્લો દિવસ' નોંધી શકાય. અલબત્ત, આ પાત્રકેન્દ્રી વાર્તાઓ ચરિત્ર નિબંધનું સંમિશ્ર રૂપ લઈને આવી છે લેખકમાંનો નિબધકાર અહીં તો વાર્તાકાર ઉપર પ્રભુત્વ ભોગવતો કે એવી સ્પર્ધા કરતો ભળાયો છે બંને વાર્તાનાં મુખ્ય પાત્રોના જીવનનું કારુણ્ય સરસ રીતે દર્શાવી શકાયુ છે – પણ બહુધા સીધો કથાકથનનો આશ્રય લેવાયો હોવાથી 'વાર્તા'ને બદલે 'ચરિત્ર' વાંચતા હોવાનુ લાગ્યા કરે છે સામગ્રીના સયોજનનિયોજન માં ન જવાથી સારી થવા આવેલી વાર્તાએ પણ સ્વરૂપ અને કલાદષ્ટિએ સહન કરવું પડે છે એની અહીં પ્રતીતિ થાય છે આનું એક વધુ દૃષ્ટાંત છે 'કૃષ્ણ કહે ઉદ્ધવને' ધધો નહિ ચાલતા ટીસ્ટોલ અને જીવન સદર્ભે ભીખા ભગતની લાચારી અહીં લેખકે સીધેસીધી ઠઠાડી દીધી છે — ક્યાક લવા ભાભાના પાત્ર વડે વાતને વળ ચઢે છે, બાકી બધુ સાવ બોલકુ ટૂંકી વાર્તામા પીડાયાતનાનુ કથન નહિ એટલુ સંકેતગર્ભ આલેખન સ્પર્શ્ય બનતું હોય છે એનુ કંઈક સફળ દૃષ્ટાંત છે 'ચગડથીગડ' વાર્તા ' દીકરાને ઊંચી પાયરી લગ પહોંચાડવા, ભણાવવા સારુ જિંદગીના ગાડાને ખેંચતા તરભોવન તરવાડીને તો દીકરો અધિકારી થયા પછીય શિયાળના ઉંવા તે ઉંવા' રહે છે પ્રક્રિયા, પરિવેશ સંકેત અને ભાવ-ભાષાના સુચારુ સયોજનથી આ વાર્તા ઠીક ઠીક જુદી પડી આવે છે

'ચક્કર' વાર્તા ઉલ્લેખપાત્ર છે મૂળજી અને કડવા કોળીની સંનિધિથી વાર્તાનો અર્થસંકેત બળવત્તર બને છે શોષિત શોષકના સમીકરણથીય વાર્તાને બચાવી શકાઈ છે. જેમ કે વાર્તાન્તે મૂળજી–કડવો એકબીજાથી અળગા નહિ, બલકે પર્યાય જેવા બની જાય છે છતા વાર્તાકારનો કથનવ્યામોહ વાર્તામા લબાણ આણે છે પેલી 'સયોજન સકલના'ની સભાનતાનો પ્રશ્ન અહીં પણ ચર્ચી શકાય એમ છે 'ખ્વાહિશેં' અને 'અણસાર' જેવી વાર્તાઓમા જે તે મોટીફ ને કેન્દ્રસ્થ રાખી શકાયુ છે આસપાસના પરિસરનો પ્રયોગ, પરિસ્થિતિઓ અને ચિત્તસંચલનોને અભિવ્યક્તિ આપવામા સારી રીતે થયો છે વાર્તાક્ષણ પકડીને વાર્તાને સિદ્ધ કરવાનુ વલણ અહીં દેખાશે. તેમ છતા 'ખ્વાહિશેં'માં પ્રસ્તાર રોકી શકાયો નથી, કેમ કે સકેતો રચવાની શક્યતાનો ઝાઝો લાભ લેવાયો નથી. અણસાર મા જીવનની કઠોર વાસ્તવિકતાને પ્રભાવક રીતે રજૂ કરવાની શક્યતા હતી, પણ લેખકે કેટલુક તો ઠીંગરાવી દીધુ...ને કેટલુક સામગ્રીરૂપે કહી દીધુ 'ઝીના કાગળના રાજહંસ'મા બાળકની સર્જકતાને કુંઠિત કરી દેતો મમ્મીનો જાપ્તો અને પપ્પાની લાચારીને વાર્તારૂપ આપવામા સપાટ બ્યાન આડે આવે છે એવું જ 'ઝોલુ' વાર્તામા બને છે

'શિવો' તો રેખાચિત્ર જ છે 'પેટ પહેલુ કે પ્રેમ' એ પ્રશ્ન તો ઘણો જૂનો છે – શિવા સાથે એને ચરિત્રરીતિમા 'લોકેટ' કરી શકાયો છે – વાર્તારીતિમા એને ગતિ આપી શકાઈ નથી. 'ઓગાન'માં કૃતક આધુનિક વાર્તારીતિનો દબાવ છે 'પાસ થ્રૂ'મા 'મટીરિયલ' – માત્ર સામગ્રી છે, એમાથી વાર્તા બનતી નથી 'પકડ'માય ઘટના અને પરિસ્થિતિનુ કથન છે 'એક સીધોસાદો પત્ર' વાર્તાની ઘણી સામગ્રી ધરાવે છે પણ ઘટના પ્રસગોને તળભાષામા મૂકી દેવાથી વાર્તા ના બને પત્રશૈલીમા વાર્તા સિદ્ધ કરનારે ઘણુ 'સયોજિત' કરી આપવાનુ રહે છે 'ફરેબી મા પ્રલાપો છે, બોલકાપણુ પણ કઠે 'ક્યાં જાય છે કાનજી ?' ને વાર્તા કેવી રીતે કહી શકાય ? સાવકી મા અને સગા બાપથી તાડિત, સગી માને શોધવા નીકળનાર, જમાનાને નહિ જાણનાર, ભોળા મક્કમ કાનજી તરફ સહાનુભૂતિ થાય જરૂર, પણ આવો 'કિસ્સો' કહેવાથી એ વાર્તા બની જતો નથી.

'બાવળ વાવનાર'મા પણ પ્રલાપ, બોલકાપણુ અને એકવિધતા છે એક માણસની જ બે જાત' વચ્ચેનો આ સવાદ થયો હોત તો જુદી વાત હતી, પણ અંતે કથક, વાર્તાનાયક જાવિયાને અંજલિ આપે છે – એના માનવ્યને સલામ, કઠોર વાસ્તવ સામે ઝીંક ઝીલવાના સાહસને સલામ પણ આવી પ્રગટ આત્મરતિને છેક આત્મશ્લાઘા સુધી વિસ્તારવામાં વાર્તાકલા તો કશે આવતી જ નથી. આ જ વાત પાઠાન્તરે 'અંતિમ પુરુષનો ચહેરો'મા અહમ્પૂર્વક મુકાઈ છે આવી કેફિયતને વાર્તા તરીકે

ખપાવવાની શી જરૂર છે એ જ સમજાતું નથી. 'બાવળ વાવનાર' અને 'અંતિમ પુરુષ–'નો પ્રોટેગનિસ્ટ એકબીજાનાં પુનરાવર્તનો છે. કરકસરની કલા ગણાતી વાર્તામાં આવો વ્યય શા માટે ? 'મામા, સાહિત્ય પદાર્થ શું ચીજ છે તેનો ખ્યાલ હજુ તમને આવવો બાકી છે...' એમ લેખકને કહેનાર મનોજ રાવલની વાત સાચી લાગે છે.

આ સંગ્રહની સમીક્ષા સંદર્ભે કેટલાંક વધુ તારણો આ પ્રમાણે મૂકી શકાય. સમકાલીન વાર્તાકારોએ આ પ્રમાણવાં ઘટે.

- કેફિયત; આત્મકથન, પ્રસંગો – ઘટનાઓ, ચરિત્રલેખો, એકાદ પરિસ્થિતિ કે મનોદશાનું આલેખન : આ બધાંને 'વાર્તા' ગણી-ગણાવીને ગ્રંથસ્થ કરવાનું વલણ ઉચિત નથી. આખો સંગ્રહ સંમિશ્ર સ્વરૂપનો મેળ વગરનો મેળાવડો ભાસે છે.
- આપણે થોડીક ધ્યાનપાત્ર કે કંઈક સફળ કહેવાય એવી દિશામાં જતી વાર્તાઓ વિશે નોંધ્યું છે ખરું, પણ એમાંની કેટલીક મર્યાદાઓ નજરઅંદાઝ ન થવી જોઈએ, ભાષા અને રૂપાંતરની ખાસ.
- ચં.ચી. મહેતા રેલવેની દુનિયા સંસ્મરણો ને નાટકોમાં લઈ આવેલા, એ પછી (માત્ર પાંચ-સાત વાર્તાઓ પૂરતી) એ રેલવેની દુનિયાને જનક ત્રિવેદી વાર્તાઓમાં લઈ આવ્યા છે (એ તો માત્ર સામગ્રી રૂપ છે !) એટલે એને માથે મૂકીને નાચવા જેવું શું છે ? એની એક સામગ્રી-વિશેષ લેખે નોંધ લેવાય, સિદ્ધિ લેખે નહિ જ.
- '૯૫માં આપણને બહાદુરભાઈ વાંકના 'રાફડો' વાર્તાસંગ્રહમાં (જેમાંની કેટલીક વાર્તાઓ 'પરબ'માં પ્રગટેલી) તળેતર – શિષ્ટ ભાષામાં પ્રસંગો-ઘટનાઓને કહી–વર્ણવી જતી આભાસી વાર્તાઓ મળી; ને 'બાવળ વાવનાર..'માં તળબોલીમાં પ્રસંગો-ઘટનાઓ કથી-આલેખી જતી કથાઓ મળી. આજકાલ લખાતી વાર્તાને માથે આળ છે કે તળ બોલીમાં ઘટનાઓનો અનુવાદ મૂકવાથી એ ખાસ આગળ વધતી નથી. શું તળ બોલીમાં કે શું શિષ્ટ ભાષામાં ઘટના-પ્રસંગનો સીધોસાદો અનુવાદ કદી 'વાર્તા' બની ના શકે. પણ ઉક્ત ઉદાહરણો પેલી ફરિયાદને આધાર પૂરો પાડે છે એમ કહેનાર કહી શકે તો ના નહિ પાડી શકાય. વાર્તામાં અનિવાર્યપણે થતો બોલીપ્રયોગ – બોલાતી ભાષાનો પ્રયોગ, કેટલીક વાર્તાઓમાં ને કેટલાક વાર્તાકારો વડે કાબિલેદાદ બન્યો છે, એ વિશે ફરી ક્યારેક.
- 'બાવળ વાવનાર...'ની પ્રત્યક્ષ – ૧૭માં, વાર્તાકલાની કશીય પીઠિકા વગર, માત્ર સારલક્ષી ધોરણે થયેલી, કિશોર વ્યાસની, નબળી સમીક્ષા તો ઠીક છે; પણ રમેશ દવે જેવા વાર્તાકાર અને વાર્તામર્મીની ('શબ્દસૃષ્ટિ': એપ્રિલ ૯૬માં) પૂરાં અગિયાર પાનાં (આ પૂર્વે 'શબ્દસૃષ્ટિ'એ બીજી કોઈ સમીક્ષાને આટલાં પાનાં ફાળવ્યાનું જાણમાં નથી.) ભરીને થયેલી સમીક્ષામાં અહોભાવ જ વધારે છે. અલબત્ત, એમણે વાર્તાઓના ઘટકો-એકમોને વિશ્લેષીને વિશેષો તારવી, ઝીણું કાંત્યું છે – પણ એ બધાંનું જે તે વાર્તામાં કેવુંક સંયોજન થયું છે એ કહ્યું નથી ! એમણે અનવધાનો ને ભાષાદોષો ચીંધ્યાં છે.. એ સિવાય પણ સુઘડ ભાષાભિવ્યક્તિની સમસ્યાઓ છે.

  તળ બોલીનું બળ પ્રગટાવતા નમૂનેદાર ગદ્યખંડો છે, તો સુઘડ નહિ એવી ભાષાભિવ્યક્તિ પણ અહીં છે. સાદૃશ્યો, ચિત્રાત્મકતા વગેરેમાં સર્જકદૃષ્ટિ છે, પણ કશી અ-પૂર્વતા નથી. હજી હમણાં બે વર્ષ પૂર્વે કોઈ પણ વાર્તા-નવલકથામાં પ્રસ્તાવનાનો વિરોધ કરતા મારા સુજ્ઞ સમકાલીન વાર્તાકાર કિરીટ દુધાતે હમણાં તો એકાધિક વાર્તાગ્રંથોમાં લખવાનું કામ કર્યું છે... એમના વાર્તાકલાના આગ્રહો વિશે, વિભાવના વિશે આથી પ્રશ્નો થવાના. ખરે જ, માણસનું મન કળી શકાતું નથી.
- આ વાર્તાઓ રેલવેની દુનિયાને નવેસર ને જુદી રીતે રજૂ કરે છે એમ કહીને આવકારાઈ છે એમાંય ત્રીજા ભાગનું (ટકાવારીમાં તો એથીય ઓછું) સત્ય છે... બે ભાગમાં તો ઘણું ઘણું પરચૂરણ છે.
- કેફિયત અને આત્મરતિપૂર્ણ કથનોનેય વાર્તા તરીકે સંગ્રહમાં મૂકવાનું વલણ છેતરામણું હોવાથી અક્ષમ્ય છે. એ આનંદની વાત છે કે 'બાવળ વાવનારે' હકીકતમાં તો આંબા જ વાવ્યા છે ! પણ અનુભવોનાં બીજ વાવીને સારી સારી વાર્તાઓ રોપવા-ઉછેરવામાં હજી એ પાછા જ રહ્યા છે એનો સ્વીકાર થવો જોઈએ.

[**બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ** : લે. જનક ત્રિવેદી; પ્રકા. ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર; પ્રથમ આવૃત્તિ ૧૯૯૫; પૃ. ૧૨૧; કિં. રૂ. ૫૦.]



## સાભાર સ્વીકાર

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્નીરોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨)ની પુસ્તિકાઓ

**બોઝ્નિયાની સમસ્યા** : લે. બટુક દેસાઈ, **યુરોપની ચિત્રશૈલીઓ** : લે. ડૉ. રાહુલ વસા, **ડૉ. જેકિલ અને મિ. હાઇડ** લે. મહેન્દ્ર પંડ્યા, **અગિયારમી લોકસભાની ચૂંટણી** : લે. કૃષ્ણકાન્ત જોશી, **ચૂંટણીપંચની કામગીરી** : લે. નગીનદાસ **શતરંજની રમત** : લે. પ્રદીપ ત્રિવેદી, દરેકની કિં. રૂ. ૫.

## સાભાર સ્વીકાર

**સાહિત્ય અકાદમી :** (રવીન્દ્ર ભવન, ૩૫, ફિરોજશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧)ના

**ઉઠાઉગીર :** લે લક્ષ્મણ ગાયકવાડ અનુ રવીન્દ્ર પારેખ, કિં રૂ ૮૦ **ગમે એટલો દૂર જાઉં :** લે. સુભાષ મુખોપાધ્યાય, અનુ. નલિની માડગાવકર, કિં રૂ ૪૦ **ઈશારુઉગમ :** લે વીરેન્દ્રકુમાર ભટ્ટાચાર્ય, અનુ ભોળાભાઈ પટેલ, કિં રૂ ૧૨૦ **ભારતીય અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ :** લે. એમ.કે નાઇક, અનુ સુમન શાહ, કિં રૂ ૧૩૦ **આલોકપર્વ :** લે હજારીપ્રસાદ દ્વિવેદી, અનુ ભગવતીકુમાર શર્મા, કિં રૂ ૭૫. **અંતરિક્ષમાં વિસ્ફોટ :** લે. જયંત વિષ્ણુ નારળીકર, અનુ સરલા જગમોહન, કિં રૂ ૬૦ **શબ્દોનું આકાશ :** લે. સીતાકાન્ત મહાપાત્ર, અનુ. વર્ષા દાસ, કિં રૂ ૪૫. **ગુજરાતી લોકસાહિત્યની જીવનચક્ર અંતર્ગત રચનાઓ** ભાગ-૧ અને -૨ સ. ડૉ. હસુ યાજ્ઞિક, કિં ભાગ ૧ રૂ ૨૦૦, રૂ ૧૭૫. **રામનારાયણ વિ. પાઠક પરિશીલન ગ્રંથ :** સ. હીરા ર. પાઠક, યશવંત શુક્લ, ચિમનલાલ ત્રિવેદી, સુરેશ દલાલ, કિં રૂ ૨૫૦ **બીજમારગી ગુપ્ત પાટઉપાસના અને મહાપંથી સંતોની ભજનવાણી :** ડૉ નિરંજન રાજ્યગુરુ, કિં રૂ ૫૦ **'કાવ્યમીમાંસા' અને રાજશેખર :** લે. ભોગીલાલ સાંડેસરા, કિં રૂ ૩૦

**અન્ય**

**ક્ષિતિજનાં મૃગજળ** · લે. મફત ઓઝા, પ્ર પૂર્વી પુસ્તક ભંડાર, ૩૦ અપર સમુદ્ર, હોટલ ગોલ્ડ ક્લાસિક પાસે, એલિસબ્રિજ, અમદાવાદ ૬, કિં રૂ ૧૫૦ **મન મોરપિચ્છના રંગ :** લે. ડૉ ભરત મિસ્ત્રી, પ્ર પ્રકાશન સૌજન્ય, અમરેલી કિં નથી **કિસન સોસાનાં શ્રેષ્ઠ કાવ્યો :** લે. કિસન સોસા, પ્ર લાયન્સ ક્લબ ઑફ લોટસ, પીપળોદ (સુરત) ૬/એ, પ્રસ્થાન ઍપાર્ટમેન્ટ્સ, સોમનાથ મહાદેવ રોડ, સુરત ૩૯૫૦૦૧, કિં રૂ ૨૦ **રાજગાદી :** લે રામચન્દ્ર પટેલ, પ્ર ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે ગાંધી માર્ગ, અમદાવાદ ૧, કિં રૂ ૯૦ **મધુમાલિકા :** લે. કિશોર મોદી, પ્ર રચના પ્રકાશન, ૧૦ નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા સુરત ૩૯૫૦૦૧, કિં રૂ ૪૦

Uddesh (A literary, cultural monthly) November 1996 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R. No GAMC/920

# 'બુન' – મારી માતા

રમણલાલ જોશી

[સુંદર સાહિત્યિક ગુજરાતી માસિકપત્ર ઉદ્દેશ ના તંત્રી શ્રી રમણલાલ જોશી ગુજરાતના અગ્રણી સાક્ષર અને વિવેચક છે તેમણે પોતાના માતા વિશે લખેલો લેખ ટૂંકાવીને તેમની જ ભાષામા અહીં મૂક્યો છે
– રમણલાલ સોની]

મોસાળમા ઘરમા બધા મારી માતાને 'બુન' (બહેન) કહેતા, એટલે હુ પણ એને બુન કહેતો બુન મને વાત્સલ્યથી સભાળે પણ કોઈ વાર મેથીપાક પણ આપે ! પછી એને પસ્તાવો થાય અને મને કહે કે મને ગુસ્સો થાય ત્યારે તારે આઘાપાછા થઈ જવુ.'

બુન રોતલ બિલકુલ નહિ, ઝાઝુ ભણેલી નહિ પણ જીવન તરફનો એનો અભિગમ બૌદ્ધિક એ વખતે મારા વતન વડનગરમા ચાર ધોરણ સુધી જ ભણવાની સગવડ હતી હુ માતાપિતાનુ એકનુ એક સતાન, વળી બા લાગણીશીલ, છતા લાગણીમા ખેંચાયા વિના એણે મને પિલવાઈ મારા માસીબાને ત્યા ભણવા મૂક્યો મારા જીવનની આ અત્યત મહત્ત્વની ઘટના છે તેમ ન થયુ હોત તો મારો અભ્યાસ કથળી જાત.

અનેકોનુ કૌટુબિક જીવન મેં જોયુ છે, પરતુ મારા માતાપિતાના જેવુ સ્નેહાળ અને સનિષ્ઠ દાપત્યજીવન મને બીજે જવલ્લે જ જોવા મળ્યુ છે પિતાશ્રી ગુજરી ગયા પછી મારી પાસે કેવળ મારી બા જ હતા. એમને હુ સમજાવી વડનગરથી અમદાવાદ રહેવા લઈ આવ્યો મારા અગત સ્વાર્થ ખાતર, પણ આ રીતે એમની ભૂમિમાથી મેં એમને અપરૂટ (uproot) કર્યાં એ કેટલુ વાજબી છે એવો મારા મનમા કાયમ સદેહ રહ્યા કર્યો છે આજે સાઠ વર્ષે પણ બા જ મારુ વિશ્રામસ્થાન છે હુ માદો પડું તો એ બાધા રાખે અને રોજ કરતા જરા વધારે પૂજા કરે !

આમેય ધાર્મિકતા એના હાડમા, મદિરમા જાય, કથાવાર્તા કરે, ગીતા પાઠ કરે ધર્મશ્રદ્ધાનું મૂર્તરૂપ મને બાની ધર્મચર્યામા જોવા મળ્યુ મારા પર જે ધર્મસસ્કારો પડ્યા એ બાને કારણે એમ હુ જોઉ છુ

બાની આ ધાર્મિકતા કેવળ પૂજા સેવામા પર્યાપ્ત થતી નથી. પડોશમા કોઈ માદુંસાજુ હોય તો બા અવશ્ય એની સભાળ લે એક દલસી ડોશી નિરાધાર વિધવા બા સાથે એને અબોલા, પણ અતકાળે કોઈ એનું રણીધણી નહિ, ત્યારે બાએ એના વર્તવા સામુ ન જોતા એની સેવાચાકરી કરેલી. બાનો ભાવ એવો કે મનુષ્ય તરીકે શુ આપણી આ ફરજ નથી ? બિચારીનુ કોઈ નથી તો શુ આપણે જોયા કરવુ ? આવી રીતે કેટલાયને બાએ મદદ કરેલી. બાએ અનેક તડકીછાયડી જોઈ છે, પોતાના ગણેલા મોઢુ ફેરવી બેઠા છતા તેમણે કદી મનમા દુર્ભાવ સેવ્યો નથી અગાઉનો આકરો ને તીખો સ્વભાવ બદલીને બા વિનમ્રતાની મૂર્તિ બની ગઈ છે ઘરના સૌને હુ કહુ છુ 'બાના આશીર્વાદ એ મોટી વસ્તુ છે હુ જે કઈ છુ તે બાના આશીર્વાદથી છુ'

આ છે મારી 'બુન' એનો જોટો જડવો મુશ્કેલ છે ભગવાનને તો આપણે જોયો નથી, પણ ભગવાનની પ્રેમમયતાનુ વિભૂતિમત્તાનુ દર્શન માતાપિતામા થયુ છે, પછી આપણે મોક્ષ શા માટે માગવો ?

[માતા મહાતીર્થ – સપાદક રમણલાલ સોની, પૃ. ૧૮૦-૧૮૧માથી સાભાર]

*

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

સાતમું : અંક પાંચમો ડિસેમ્બર : ૧૯૯૬

તંત્રી
રમણલાલ જોશી





ઉદ્દેશ

ડિસેમ્બર ૧૯૯૬

सर्वभाषा सरस्वती



## संभवामि युगे युगे !

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ચોથા અધ્યાયનો ૭મો અને ૮મો શ્લોક નીચે પ્રમાણે છે :

*यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।*
*अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।।*
*परित्राणाय साधूनां विनाशाय च दृष्कृताम् ।*
*धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।।*

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થાય છે ત્યારે હું મારી જાતને પ્રગટ કરું છું. સાધુપુરુષોના સંરક્ષણાર્થે અને દુષ્ટોના વિનાશ માટે તેમ જ ધર્મનું સંસ્થાપન કરવા યુગે યુગે હું અવતાર લઉં છું.

વિશ્વની અને ખાસ કરીને ભારતની સાંપ્રત સ્થિતિના સંદર્ભમાં ભગવાનને એમના આ વચનનું સ્મરણ કરાવવાનું મન થાય છે. ભવ્ય ભારતીય સંસ્કૃતિનો આપણો આ દેશ અત્યારે તો કૌભાંડોનો દેશ બની ગયો છે ! રોજેરોજ કૌભાંડોના સમાચાર આપણે છાપામાં વાંચીએ છીએ. સ્વતંત્ર થયાને આવતા વર્ષે અડધી સદી થશે, પણ આપણું રાષ્ટ્રીય વ્યક્તિત્વ બંધાયું નથી એ ભારે ખેદની વાત છે. આપણે રોજેરોજ રાષ્ટ્રપિતા ગાંધીજીનું નામ રટીએ – વટાવીએ છીએ. સ્વાતંત્ર્ય પછી સત્તાલોલુપ સ્વાર્થાંધ પરિબળો સક્રિય થઈ ગયેલાં. ગાંધીજીએ પોતે જ એમની હયાતીમાં કહેલું કે "આ લોકોએ મને અભરાઈએ ચડાવવાનું શરૂ કરી દીધું છે." ગાંધીજીનાં પૌત્રી સુમિત્રા કુલકર્ણીએ 'અણમોલ વિરાસત'માં કહ્યું છે કે "હકીકતમાં બાપુજીના મૃત્યુ માટે તેમના સ્નેહી મિત્રો જવાબદાર હતા. બાપુજીના સાથીઓની અહિંસા એટલી છીછરી અને સ્વાર્થી હતી કે આઝાદી મળતાં જ હૃદયમાં દબાયેલી હિંસા બહાર આવી ગઈ હતી... કૉંગ્રેસી નેતાઓને ખરેખર પોતાના મહાત્મામાં શ્રદ્ધા હોત તો ઓછામાં ઓછું ગાંધીજીની જિંદગીની આખરી રાતે તેમના દ્વારા તૈયાર થયેલા નવા બંધારણને કૉંગ્રેસ પાર્ટીએ અપનાવી લીધું હોત અને કૉંગ્રેસ પાર્ટીનો રાજનૈતિક ઢાંચો બદલી લીધો હોત... ગાંધીને અગ્નિદાહ આપીને દેશનો નેતાવર્ગ મુક્ત થઈ ગયો. ત્યાર પછી વિના ક્ષોભે સ્વાર્થસિદ્ધિનો રાજમાર્ગ ખૂલી ગયો." દેશના રાજકીય પક્ષોની જે તાસીર હાલ જોવા મળે છે તે આપણને સરમુખત્યારશાહી તરફ તો નહિ લઈ જાયને એવી દહેશત ઊભી કરે છે.

ભારતના રાજકારણની અને એના પ્રભાવથી સમાજકારણની આ દશા છે. વિશ્વસમસ્તમાં પણ ભૌતિકવાદી પરિબળોએ માઝા મૂકી છે. સત્તા અને ધનપ્રાપ્તિનું દુશ્ચક્ર ચાલ્યાં કરે છે. સર્વત્ર જીવનમૂલ્યોનો હ્રાસ અને ઉપહાસ થઈ રહ્યો છે. આ સ્થિતિમાં પ્રભુને તેમણે આપેલા વચનનું સ્મરણ કરાવવા સિવાય બીજો શો ઉપાય છે ? પ્રકૃતિથી આશાવાદી એવા અમારા જેવાઓને અત્યંત નિરાશાજનક આજની પરિસ્થિતિમાં પ્રાર્થના કર્યા સિવાય બીજો શો માર્ગ ? શ્રદ્ધા છે કે પ્રભુ કાંઈક તો અવશ્ય કરશે જ. આપણે જ્યાં હોઈએ ત્યાં ભારતના ભવ્ય ભૂતકાળને અનુરૂપ વર્તન કરીએ અને પ્રભુના સુયોગ્ય કરણ થવા પ્રયત્ન કરીએ.

**રમણલાલ જોશી**

તંત્રી

## મૂર્ધન્ય રંગમંચવિશારદ ગોવર્ધન પંચાલનું નિધન

સુપ્રસિદ્ધ રગમચવિશારદ ગોવર્ધનભાઈ પચાલ (જન્મ ૧૯૧૩)નુ તા ૨૫ નવે '૯૬ના રોજ અવસાન થતા ભરતનાટ્યશાસ્ત્ર અનુસાર રગમચના સ્વરૂપ અને સ્થાપત્ય વિશે સશોધન કરનાર એક પીઢ વિદ્વાન આપણે ગુમાવ્યા છે સસ્કૃત નાટકોની ભજવણીમા તેમણે સક્રિય રસ લીધો અને કલાકારોને તૈયાર કર્યા સસ્કૃત પરપરાની રગભૂમિના તે નિષ્ણાત હતા અને તેમણે શિષ્યોની એક પેઢી તૈયાર કરી હતી. તેમના સશોધનલેખકે અને પુસ્તકોમા તેમની મૂલગામી વિચારણા જોવા મળે છે દર્પણ સસ્થા તરફથી ભવાઈની વેશભૂષા ઉપર એક પુસ્તિકા પણ તેમણે લખેલી એમના જીવનકાર્ય વિશે ડૉ હરિવલ્લભ ભાયાણી 'ઉદ્દેશ'મા લખશે પ્રભુ આ સારસ્વતના આત્માને ચિરશાતિ અર્પે અને તેમના કુટુબીજનોને આ દુ ખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના

## શ્રદ્ધેય અનુવાદક-સંપાદક ગોપાલભાઈ જી પટેલનું અવસાન

શ્રદ્ધેય અનુવાદક સપાદક શ્રી ગોપાલભાઈ જીવાભાઈ પટેલ (જન્મ ૧૯૦૫)નુ તા ૨ જુલાઈ '૯૬ના રોજ અવસાન થતા સાહિત્યક્ષેત્રમાથી એક શ્રદ્ધેય અનુવાદક સપાદક વિદાય લે છે તેમણે 'સસ્કૃત ગુજરાતી વિનીત કોશ'નુ સપાદન, મનુષ્યની સર્વાંગી કેળવણી' જેવો અનુવાદ ઍલેકઝાડર ડ્યૂમા વિક્ટર હ્યૂગો, ચાર્લ્સ ડિકન્સ, જોન સ્ટાઇનબેક અને દોસ્તોયેવ્સ્કીની નવલકથાઓના ભાવાનુવાદો આપ્યા હતા પ્રાચીન બૌદ્ધ જૈન ગ્રથોના સારાનુવાદો કર્યા હતા કોઈ પણ પુસ્તક ઉપર અનુવાદક તરીકે ગોપાલભાઈ જીવાભાઈ પટેલનુ નામ વાચતા વાચકો એના અનુવાદ વિશે એકદમ વિશ્વસ્ત થતા. આવા શ્રદ્ધેય અનુવાદક સપાદકના આત્માને પ્રભુ ચિરશાતિ અર્પો અને કુટુબીજનોને આ દુ ખ સહન કરવાની શક્તિ અર્પો.

## વિજ્ઞાનવિષયક નવલકથાના લેખક ડૉ. દામોદર બલરનું અવસાન

'સાયન્સ ફિકશન' આપણે ત્યા ઝાઝુ વિકસ્યુ નથી એ સજોગોમા આ ક્ષેત્રમા પદાર્પણ કરી 'બેહુલા' અને 'અપૂર્વ અપેક્ષા' જેવી સૌન્દર્યલક્ષી અભિગમ-વાળી નવલકથાઓ આપનાર ડૉ દામોદર બલર (જન્મ ૧૯૩૩)નુ તા ૩૦-૧૧ '૯૬ના રોજ અવસાન થતા સાહિત્યક્ષેત્રને મોટી ખોટ પડી છે ડૉ બલર પ્રતિષ્ઠિત પૅથોલૉજિસ્ટ હતા અને સાહિત્યક્ષેત્રમા પણ જાણીતા હતા બેહુલા'મા ચીલેચાલુ પ્રણયત્રિકોણને બદલે આધુનિક સમયમા ગૂગળામણ અનુભવતા માનવીની આતરકથા સૂક્ષ્મ પ્રણયના ઉદ્રેકોના સદર્ભમા તેમણે આપી છે, તો 'અપૂર્વ અપેક્ષા'મા સો વર્ષ પછી પૃથ્વી પર કેવુ જીવન હશે એની કલ્પના કરી છે બને કૃતિઓ સાહિત્યરસિકોમા પ્રિય નીવડી છે ચિત્રકલામા પણ તેમને જીવત રસ હતો તેમણે દોરેલા કેટલાક સુદર ચિત્રો જોવાની તક મળી હતી. ડૉ. દામોદર બલરના અવસાનથી તેમના કુટુબીજનો ઉપર આવી પડેલુ આ દુ ખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને દિવગતના આત્માને ચિરશાતિ અર્પે એ પાર્થના.

## શ્રી દિલીપ ઝવેરીને ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ'મા ઑગસ્ટ '૯૫થી જુલાઈ '૯૬ સુધીમા પ્રગટ થયેલી કૃતિઓમાથી શ્રી દિલીપ ઝવેરી કૃત પ્રવાસ વર્ણન-લેખમાળા 'ચલે પુરવૈયા'ને ચદુલાલ સેલારકા પારિતોષિક આપવાનુ નક્કી થયુ છે નિર્ણાયક તરીકે શ્રી રાધેશ્યામ શર્મા અને 'ઉદ્દેશ'ના તત્રી હતા શ્રી રાધેશ્યામ શર્માનો આભાર શ્રી દિલીપ ઝવેરીને હાર્દિક અભિનદન.

## સાહિત્યિક વાચન સંદર્ભે એક સર્વેક્ષણ

સુરતથી ડૉ શરીફા વીજળીવાળાએ સાહિત્યિક વાચન સદર્ભે એક સર્વેક્ષણ હાથ ધર્યું છે, અને એ માટે

નીચેના પ્રશ્નોના ઉત્તરો મોકલી આપવા સાહિત્ય રસિકોને વિનંતી કરવામાં આવી છે :

"૧. સમૂહમાધ્યમોના આક્રમણથી પ્રજા વાચન વિમુખ બની છે એવું તમે માનો છો ?

૨. તમોને પ્રિય પાંચ ગુજરાતી સર્જકોનાં નામ આપો.

૩. તમોને ખૂબ જ ગમ્યાં હોય એવાં પાંચ પુસ્તકોનાં નામો જણાવો.

૪. તમે કેટલાં-કયાં સામયિકો નિયમિત ધોરણે વાંચો છો ?

૫. ગુજરાતી સિવાય બીજી કઈ ભાષાઓના સાહિત્યથી પરિચિત છો ?

૬. પુસ્તકોના વાચન માટે માત્ર પુસ્તકાલય પર જ આધાર રાખો છો ?

૭. અંગત પુસ્તકાલયમાં પુસ્તકોની સંખ્યા આશરે કેટલી હશે ?

૮. તમે, શું વાંચવું વધુ પસંદ કરો છો ? નવલકથા, વાર્તા, કવિતા, નિબંધ...?

૯. આજના ગુજરાતી સાહિત્ય વિશે તમારે કશું વિશેષ કહેવાનું છે ?

૧૦. રાજ્ય કે રાષ્ટ્ર કક્ષાએ પુરસ્કારપાત્ર બનતી સાહિત્યકૃતિ દરેક વખતે પુરસ્કારપાત્ર હોય છે જ ? દા.ત... "

પોતાનું નામ, સરનામું, અભ્યાસ અને ઉંમર એટલી વીગતો સાથે ઉપરના પ્રશ્નોના ઉત્તરો નીચેના સરનામે મોકલી આપવા વિનંતી છે :

પ્રા. શરીફા વીજળીવાળા, એમ. ટી. બી. આર્ટસ કૉલેજ, અઠવા લાઇન્સ, સુરત, ૩૯૫ ૦૦૧.



**'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | શ્રી દિનેશ ડોંગરે | વડોદરા |
| ૨ | શ્રી નંદલાલ એન. પંડ્યા | અમદાવાદ |
| ૩. | પ્રા. ભરત મહેતા | સંતરામપુર |
| ૪. | જે. બી. ઠક્કર કૉમર્સ કૉલેજ | ભુજ (કચ્છ) |
| ૫. | પ્રા. મનોરમા અરવિંદ મહેતા | અમદાવાદ |

# સમાજજીવનનાં પાયાનાં મૂલ્યોનું અવમૂલ્યન

દિનેશ શુક્લ

સમાજજીવનને ધારણ કરતા કેટલાક પાયાના મૂલ્યો અને ધોરણોનો જાણે કે સર્વત્ર હ્રાસ થતો અનુભવાય છે આપણે જાણે કે નૈતિક અધ પતનની કોઈ ઊંડી ખાઈમા ઝડપથી સરકી રહ્યા હોઈએ એવો એક સાર્વત્રિક અનુભવ સમાજના સવેદનશીલ અને નિસ્બત ધરાવતા નાગરિકોને થઈ રહ્યો છે અર્થકારણ, સમાજકારણ અને સસ્કાર, પણ સૌથી વિશેષ તો, રાજકારણમા 'ઇષ્ટ' પર 'અનિષ્ટ'ની સરસાઈ થતી હોય એવુ ઘણા ચિંતકોને લાગી રહ્યુ છે શુ આ કોઈ યુગપરિવર્તનના સકેતો છે ? વિદાય લઈ રહેલા યુગના, બુઝાતા દીપકના આ છેલ્લા ઝબકારા છે ? નવા યુગની પ્રસૂતિપીડાના શુ આ ઊહકારા છે ? મતિ મૂઝાઈ જાય એવા કાળમાથી આપણે સૌ પસાર થઈ રહ્યા છીએ

સમાજજીવનનુ સુકાન જેના હાથમા છે, એવા રાજકારણમા સર્વત્ર અનવસ્થા ધોરણહીનકતા (એનોમી) મૂલ્યહ્રાસ કોઠાકબાડા, ધ્યેયહીનતા જોવા મળે છે રાજકીય સત્તા અકે કરવા અને ટકાવવા માટે રાજકીય પક્ષો અને રાજકારણીઓ કશાનો છોછ રાખતા નથી બલકે વધારે દુ ખદ તો એ છે કે કશાનો છોછ રાખવો જોઈએ એવુય માનતા નથી ગાધીજીએ સાધનશુદ્ધિ પર જે ભાર મૂક્યો, એને શુ આપણે આટલી ઝડપથી ભૂલી ગયા ? લોકશાહીમા મત અને સત્તા એ લોકસગ્રહના સાધન છે, આપણા રાજકીય પક્ષો અને રાજકારણીઓએ એને જ એકમેવ 'સાધ્ય' માની લીધા છે અને તે સિદ્ધ કરવા માટેનો તમામ સાધન વિવેક ગુમાવી દીધો છે

ઉઘાડા પડતા કૌભાડો એ તો સમાજમા વ્યાપ્ત ભ્રષ્ટાચારના હિમશિલાના ટોચકા જેવા છે સમાજદેહમા પ્રસરેલા ભ્રષ્ટાચારનો કોઈ ઇલાજ દેખાતો નથી શાસકોને 'એકાઉન્ટેબલ' રાખતી આપણી બધી સસ્થાકીય રચનાઓ અને પ્રક્રિયાઓ નિષ્ફળ જતી લાગે છે ચૂટણીઓ અને લોકોનુ પ્રતિનિધિત્વ ધરાવતા આપણા ધારાગૃહો સરકારમા બેઠેલાઓને ઉત્તરદાયી બનાવવામા, એમની સાન ઠેકાણે રાખવામા કારગત નીવડતા નથી. ચૂટણીઓ એક પક્ષ કે રાજકારણીઓની અમુક ટોળકીને ખસેડીને બીજાને સત્તાસ્થાને મૂકે, પણ એથી પરિસ્થિતિમા જાણે કશો ફરક પડતો નથી.

મતકારણ અને સત્તાકારણમા ખૂપતુ રાજકારણ સમાજને આડો અને ઊભો વહેરાય અને વહેંચાય એટલો વહેરવામા અને વહેંચવામા ગળાડૂબ છે સમાજને વહેંચો અને વહેરો અને પછી ટુકડાઓને ભેગા કરીને 'બહુમતી' ઊભી કરવાનો પ્રયાસ કરો, એ રાજકારણની મુખ્ય પ્રવૃત્તિ બની છે આવી રીતે ઊભી કરેલી 'બહુમતીએનુ એકમાત્ર કાર્ય સસદ કે ધારાગૃહમા 'વિશ્વાસનો મત' મેળવી આપવાનુ છે એવી પોકળ અને બોદી 'બહુમતી' શાસનનો કોઈ નક્કર આધાર પેદા કરી શકે નહિ બહારથી આપેલ ટેકાઓ સરકારની ઇમારતને ક્યા સુધી ટકાવી રાખે વારુ ? બહાર રહી ટેકા આપનારા રાજકીય પક્ષોને શાસનમા કશી હોડ હોય, એ પરત્વે એમનુ કોઈ ઉત્તરદાયિત્વ હોય એ શક્ય નથી. આપણી સસદીય લોકશાહીનો આખો આધાર આમ બોદો અને બરડ બની ગયો છે, એની પાસે નક્કર શાસનની જ અપેક્ષા રાખવી મુશ્કેલ છે, ત્યા લોકસગ્રહ કે યોગક્ષેમની તો વાત જ ક્યા ?

આપણુ અર્થતત્ર ઉદારીકરણના યુગમા પ્રવેશ્યુ ત્યારે એક એવી આશા રાખવામા આવી હતી કે અર્થકારણમા સરકારના નિયત્રણો, અકુશો ક્વોટા, પરમિટ વગેરેને કારણે જે ભ્રષ્ટાચાર ફેલાયો છે તે ઉદારીકરણમા સરકારી અકુશો દૂર થતા ધીરે ધીરે દૂર થવા લાગશે ઉદારીકરણની વિવિધ નીતિઓને કારણે અર્થતત્રમાથી અકુશો અને નિયમનો ઉત્તરોત્તર દૂર થવા લાગ્યા છે અર્થકારણ પરની સરકારની પકડ ઢીલી

પડવા લાગી છે, અર્થતંત્રનાં મહત્ત્વનાં ક્ષેત્રોમાં ખાનગી સાહસ અને મૂડી (સ્વદેશી અને વિદેશી) માટે દરવાજા મોકળા થવા લાગ્યા છે. પણ આ બધાંને પરિણામે ભ્રષ્ટાચારની માત્રામાં કોઈ દેખીતો ઘટાડો થતો હોય એમ જણાતું નથી. બલકે હવે તો એવું લાગવા માંડ્યું છે કે ઉદારીકરણની નવી આર્થિક નીતિઓને કારણે ભ્રષ્ટાચારના વ્યાપ અને માત્રામાં વધારો થતો જાય છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ એવી દલીલ કરે છે કે આવું શરૂઆતમાં થવું સ્વાભાવિક છે. એમની એ દલીલ પરિસ્થિતિની સમજણ મેળવવામાં ઉપયોગી ઠરે, પણ એનાથી આશ્વાસન લઈ શકાય નહિ. ઉદારીકરણ અને એની સાથે જતી વિવિધ પ્રક્રિયાઓ જેવી કે વૈશ્વીકરણ, બજારતંત્રને પ્રાધાન્ય અને અગ્રિમતા, ખાનગી સાહસને છૂટો દોર એ બધાની ઇચ્છનીયતા વિષે મતભેદ કે વિવાદ હોઈ શકે, પણ દેશના અર્થતંત્રને જ્યારે આવો નિર્ણાયક વળાંક આપવાનો નિર્ણય કરીએ, એ માટે નવો આર્થિક એજન્ડા મુકરર કરીએ અને એને અમલમાં મૂકવાનો પ્રયાસ કરીએ, પણ સાથે સાથે એને સહયોગી એવા રાજકીય, સામાજિક-સાંસ્કૃતિક એજન્ડા વિષે વિચારીએ નહિ તો એનાં ગંભીર પરિણામો આવ્યા વિના રહે નહિ. અર્થતંત્ર પરની પકડ ઢીલી કરવાના નિર્ણયો લેવાય ત્યારે એકાઉન્ટેબિલિટી અને ટ્રાસ્પરન્સીનો આગ્રહ અગાઉ કરતાં પણ વધુ પ્રમાણમા રાખવો પડે, એ મુદ્દો આપણા નીતિઘડવૈયાઓ (રાજકીય પક્ષો-રાજકારણીઓ)ના ધ્યાન બહાર ચાલ્યો ગયો હોય એવું લાગે છે ! ઉદારીકરણનાં આરંભિક વર્ષોમાં જ શેર-જામીનગીરીઓનું મહાકૌભાંડ બહાર આવ્યું ત્યારે એને 'સિસ્ટેમિક ફેઇલ્યોર' તરીકે ઘટાવવામાં આવ્યું હતું. મતલબ કે જૂની વ્યવસ્થા ચાલુ રાખીએ અને ઉદારીકરણના નવા તબક્કામાં પ્રવેશીએ તો આવી 'નિષ્ફળતા'-ના કિસ્સાઓ બનવાના તેની તપાસ માટે નિમાયેલી સંયુક્ત સંસદીય સમિતિએ 'સિસ્ટિમ'ને દુરસ્ત કરવાનાં કેટલાંક સૂચનો કરેલાં, નિર્ણયપ્રક્રિયામાં 'એકાઉન્ટેબિલિટી અને ટ્રાન્સપરન્સી'ની અગત્ય પર વિશેષ ભાર મૂકેલો, પણ એ બધું એ હેવાલની સાથે અભરાઈએ ચઢાવી દેવામાં આવ્યું છે.

ઉદારીકરણને પગલે પગલે આપણા દેશ અને સમાજે અમેરિકા અને પશ્ચિમી સમાજોમાં પ્રવર્તમાન એડવાન્સ્ડ કેપિટાલિઝમમાં ભૂસકો માર્યો છે. એ સમાજો મૂડીવાદના અગાઉના તબક્કાઓ પચાવીને આ 'આગળ વધેલા' (એડવાન્સ્ડ) તબક્કામાં પ્રવેશ્યા છે. એમના સમાજનો મોટો હિસ્સો જીવન ધોરણના મધ્યમ અને ઉચ્ચ સ્તરોએ પહોંચ્યો છે. એ સમાજો માટે ઉપભોગ અથવા વપરાશ એ આરાધ્ય દેવ છે, તો એ એમનાં અર્થતંત્રોની જરૂરિયાત પણ છે. આપણા સમાજનો ઘણો મોટો ભાગ તો કેવળ અસ્તિત્વ ટકાવી રાખવાનો જંગ ખેલે છે. ઉપભોગને જ આરાધ્ય ગણતો 'એડ્વાન્સ્ડ કેપિટાલિઝમ' આપણા જેવા સમાજમાં કેવી વિકરાળ વિકૃતિઓ સર્જે, એ સમજી શકાય તેમ છે. સમાજનો ઉપલો પાંચ-સાત ટકાનો ધનિક અને ઉચ્ચ મધ્યમ વર્ગ અકરાંતિયા ઉપભોગવાદને ચાળે ચઢે તો તેનાં સામાજિક-સાંસ્કૃતિક કેવાં પરિણામો આવે ?

નીતિનિરપેક્ષ (એમોરલ) સત્તા અને અકરાંતિયા ઉપભોગવાદની વધતી જતી ભીંસ વચ્ચે ભારતીય સમાજ ફસડાઈ પડ્યો છે. આપણને પીડતાં ઘણાં બધાં અનિષ્ટોનાં મૂળ અને વ્યથિત કરતી વ્યથાનાં કારણો આ ભીંસમાં શોધી શકાય. એ દૂર કરવાના, કમસેકમ સહ્ય કરવાના ઉપાયો અને ઇલાજો શોધવા એ આપણી વિચારણાનો એજન્ડા હોવો ઘટે !

❖

# સ્વકીય ધરી પર થયેલું 'પરિભ્રમણ'

## (મેઘાણીનું સાહિત્યવિવેચન)

ભરત મહેતા

ભાવનગર યુનિવર્સિટીની મેઘાણી જન્મશતાબ્દી સમિતિએ 'પરિભ્રમણ' પર ચર્ચા રાખી તેથી સમિતિને હું ખાસ અભિનંદુ છુ જન્મશતાબ્દી જેવા પ્રસગે તો સર્જકના ઉદ્દ્ઘાટિત નહી થયેલા પરિમાણો જ ઉપસાવવા જોઈએ સર્જકની લોકપ્રિય કૃતિઓ પછીથી એની વેરવણ બની જતી હોય છે 'યુગવદના' કે 'સોરઠ, તારા વહેતા પાણી' જેવી મેઘાણીની સર્જનાત્મક કૃતિઓએ, એ કૃતિઓની લોકપ્રિયતાએ મેઘાણીના અન્ય કામો પર પડદો પાડી દીધો

ઈ ૧૯૨૧ની ૧લી ઑક્ટોબરે આખા દેશમા 'એની બેસન્ટ જયતી મનાવાતી હતી તે દિવસે સૌરાષ્ટ્રના સિંહ અમૃતલાલ શેઠે 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક રાણપુરથી શરૂ કર્યું જેમા કલકત્તાથી ચાર આકડાનો પગાર છોડીને આવેલા ઝવેરચદ મેઘાણી ઈ ૧૯૨૨ના જુલાઈમા જોડાયા, જ્યા પત્રકારત્વ અને સાહિત્યને નિકટ લાવવાના એમના પુરુષાર્થને મોકળુ મેદાન મળે છે સર્જક મેઘાણીની સાથોસાથ જ સપાદક, વિવેચક, પત્રકાર મેઘાણી ખીલે છે પત્રકાર અને વિવેચક મેઘાણી તરફ એમની શતાબ્દી લગી પણ બહુ ઓછાનુ ધ્યાન ગયુ છે "લોકમતને સર્વક્ષેત્રમા અખબારો ઘડી રહેલ છે સાહિત્યનુ ક્ષેત્ર પણ એમની પાસે ઘડતર માગતુ ઊભુ છે" મેઘાણીએ આ સમજથી કરેલાં લખાણો 'પરિભ્રમણ મા છે

હજુ મેઘાણીના ઘણા પુસ્તકો તરફ આપણુ ધ્યાન ગયુ જ નથી. પરિભ્રમણ સમેત એવી સામગ્રી પુત્ર પ્રકાશકોએ પણ છાપવી બધ કરી એ વધુ આઘાતજનક જ્યારે પુત્ર મહેન્દ્ર મેઘાણીનુ 'જય-ઇન્ડોનેશિયા' બહાર પડે છે ત્યારે તેના પુરોવચનમા પિતા લખે છે

" લેખકના પિતા તરીકે મારા હર્ષની આ બાબત છે ચીવટભેર અભ્યાસ, અવિરામ ઉદ્યમ, અને સાદી, સરલ, બહુજનયભોગ્ય શૈલીમા વિષયનુ સુપથ્ય થઈ પડે તેવુ દોહન કરવાની દૃષ્ટિ લેખનવ્યવસાયમા ટકાઉ સફળતા પામવાનો આ ત્રિવિધ માધનામાર્ગ છે દેશ દેશની સ્વાધીનતાની લડતોનો ઇતિહાસ આલેખતી ચોપડીઓનો પ્રારભ મે ૧૯૨૨થી 'એશિયાનુ કલક' નામે કોરિયા દેશની ઝુબેશ રજૂ કરતા પુસ્તકથી કર્યો હતો જનતાની પ્રસન્નતા પામીને પછી 'સળગતુ આયર્લૅન્ડ , મિસરનો મુક્તિસગ્રામ', તેમ જ 'હગેરીનો તારણહાર' વગેરે તવારીખ કિતાબો ચાલુ રાખી હતી પરપરાને ઈ ૧૯૪૩મા 'આપણો મહાવીર પડોશી' અને 'ધ્વજમિલાપ' નામની ચીનને લગતી બે પુસ્તિકા વડે જારી કરી હતી આજે ફરી પાછો તાર સધાય છે '

'મેઘાણીની એ રચનાઓ સાથે આપણા અભ્યાસીઓનો તાર સધાયો જ નહી સુન્દરમ્ વિશે પણ આવુ થયુ છે સુન્દરમ્ વિષયક આજ લગીમા પાચેક અધ્યયનગ્રથો પ્રગટ થયા છે તેમ છતા ટોલરના ચચ્ચાર નાટકોના અનુવાદક સુન્દરમ્‌ની કોઈએ નોંધ લીધી નથી ' – જે અનુવાદો સુન્દરમ્‌ની સર્જકતા પર નોધપાત્ર પ્રકાશ ફેકે છે 'પરિભ્રમણ'ને આવા અકસ્માતમાથી સમિતિએ બચાવી લીધુ તે સારુ કર્યું (નાની વિગતો સર્જકતાની, સાહિત્યયુગની તપાસમા મહત્ત્વનો તાતણો પૂરો પાડે છે ૧૯૪૬ના કોમી હુલ્લડોમા શહીદ થયેલા વસતરાવ હેગિષ્ટે અને રજબઅલીના સ્મૃતિગ્રથનુ સપાદન મેઘાણીએ કર્યું છે)

પરિભ્રમણ'ના ત્રણેય ભાગો વિશે જયત કોઠારીએ અભ્યાસપૂર્ણ લેખ કર્યો છે મે પરિભ્રમણ ની સામગ્રીને જરા જુદા દૃષ્ટિબિંદુથી જોવાનો પ્રયાસ કર્યો છે 'પરિભ્રમણ'મા જે કાઈ વિવેચનાત્મક નથી, એવી સામગ્રીની યાદી જયન્તભાઈએ વિગતવાર આપી હોઈને એ સામગ્રીની ચર્ચા મેં ટાળી છે એ દસ્તાવેજી સામગ્રીનુ એક અલગ મૂલ્ય છે 'પરિભ્રમણ'ના ગ્રથોનો ઢાચો ચુસ્ત નથી ઉપલક વિભાગીકરણ કરવામા આવ્યુ છે

'પરપ્રાંતની લહેરો' કે 'પરદેશનો પરિમલ'માં અન્ય પ્રદેશ/દેશના સર્જકો કે સાહિત્ય વિશેની નુક્તેચીની છે. 'આંદોલનો' વિભાગમાં સાહિત્યમાં ચાલતા વિવાદો પરત્વેનો એમનો અભિગમ સ્પષ્ટ થયો છે. ત્રણેય 'પરિભ્રમણ'માં એક સ્વતંત્ર વિભાગ ગુજરાતી કૃતિઓ વિશેનો પણ છે. અગાઉ જણાવ્યું તેમ ત્રણેય ભાગોના સંપાદનમાં ચુસ્તી નથી. લેખોમાં પણ સરસ મુદ્દો પકડે છે ખરા. પછી એને વિશદતાથી સ્થાપવાનું વલણ ધરાવતા નથી. એમની આ વિવેચના ફૂલછાબ સમી વિવેચના છે. ફૂલછાબમાં વિવિધ રંગનાં, વિવિધ ગંધનાં, વિવિધ આકારનાં ફૂલો હોય છે, જ્યારે માળા એમાંથી જ બને, પરન્તુ માળામાં વ્યવસ્થા હોય છે. વ્યવસ્થાનું કામ એમણે આવનારાઓ પર છોડ્યું છે. કોઈ પણ સાચા સર્જક-વિવેચકની જેમ મેઘાણીની વિશેષતા એ છે કે એ પોતાની મર્યાદાઓને સારી પેઠે જાણે છે. પોતાનાં કાવ્યોને 'અધિક મહિમા ન માગી શકે તેવાં, સમયજીવી' કહેવાની નિર્મમતા ત્યાં છે. 'કવિ' નામના બે લઘુ અક્ષરોની મહાનતાની એમને ખબર છે તેથી પોતાને તેઓ 'Afterall I am a rhymer' કહી શકે છે. 'પરિભ્રમણ'ના લેખો વિશે પણ તેઓ સ્પષ્ટ છે. એ ભાવક અને સર્જક વચ્ચે કડી બનવા ચાહે છે, ગમતાનો ગુલાલ કરવા માગે છે તે આ સંગ્રહોની પ્રસ્તાવનાઓમાં સ્પષ્ટ છે.

"વિવેચનના પંડિત લેખે નહિ, એવા પંડિત બનવાની ઉમેદ રાખીનેય નહિ, પણ એક સામાન્ય સમજના રસિક વાચક લેખે જ આ લખાણો કર્યાં છે... સામાન્ય વાચકોને આ રસાસ્વાદના સહભાગી બનાવવાનો જ આ લખાણો કરતી વેળા નમ્ર આશય હતો. સામાન્ય એ જ મારી દૃષ્ટિએ સંગીન છે. સામાન્ય વાચકની અંદર સારાસારવિવેકબુદ્ધિ અને સદભિરુચિનો ઉદ્‌ગમ કરાવવો એ પાંડિત્યમાં પાવરધાપણું પ્રાપ્ત કરવા કરતાં વિશેષ જરૂરની વાત છે. દરેક સામાન્ય વાચક વાંચતો વાંચતો એક અથવા બીજી તરફની આલોચના કર્યે જ જતો હોય છે. અને ન કરતો હોય તેનો વાચનવ્યવસાય ઉપકારક પણ શો છે? એટલે એ સેંકડો હજારો સામાન્યોની માનસિક કક્ષામાં રહ્યે રહ્યે મેં જે કંઈ સાહિત્ય વાંચ્યું, વિચાર્યું, તેના મારા અંતર પર પડેલા પ્રત્યાઘાતોને મેં સાદા સીધા શબ્દોમાં આપ્યા છે." આ સ્પષ્ટતાને સમક્ષ રાખીને જ 'પરિભ્રમણ'ના લેખોને મૂલવી શકાય.

*

જીવવિજ્ઞાની તરીકે ઍરિસ્ટોટલને ખબર હતી કે પ્રાણીનો સાચો અભ્યાસ બે રીતોના સમન્વયથી જ થઈ શકે. પ્રાણીનું આંતરિક માળખું કેવું છે તે તપાસીને તથા એ પ્રાણી પર્યાવરણ સાથે, અન્ય પ્રાણીઓ સાથે કેવી ક્રિયા-પ્રતિક્રિયા આપે છે તે અવલોકીને. વિવેચને પણ કૃતિનો આવો જ અંતર્લક્ષી અને બહિર્લક્ષી અભ્યાસ કરીને સમતુલા જાળવવાની હોય છે. કેવળ અંતર્લક્ષી કે બહિર્લક્ષી અભિગમ કૃતિને પૂરતો ન્યાય આપી શકતો નથી. મેઘાણીનું વિવેચન અંતર્લક્ષી કે બહિર્લક્ષી નથી, એની શાસ્ત્રીયતામાં ચાલતું નથી. નિતાંત પ્રામાણિક સાહિત્યચિંતકે કરેલા, બંને અભિગમોની છાંટવાળા વર્ણનાત્મક ઉદ્‌ગારો એમના વિવેચનસાહિત્યમાં મબલખ પડ્યા છે.

નવ્યવિવેચનથી પ્રભાવિત હતા ત્યારે એલિયટે એમ કહ્યું હતું કે "આર્નોલ્ડ વિવેચક થઈ શક્યા હોત." નવ્યવિવેચનની કેવળ અંતર્લક્ષી તપાસના અત્યાચારોથી, લીંબુનિચોવકોથી એલિયટ કંટાળ્યા ત્યારે તેમણે આર્નોલ્ડ વિશેનો અભિપ્રાય ફેરવેલો. એલિયટનું આર્નોલ્ડ વિશેનું વિચલન રસપ્રદ છે. અભિપ્રાય ફેરવતા એલિયટમાં શાસ્ત્રીયતાની પિષ્ટપીંજણથી થયેલો કંટાળો જોઈ શકાય. જેણે શાસ્ત્રીય ગ્રંથો નથી આપ્યા એવા આર્નોલ્ડે નવી આબોહવાનું કેવળ વર્ણનાત્મક વિધાનો વડે નિર્માણ કર્યું હતું. તેનો પુરસ્કાર પાછળથી એલિયટે કર્યો. "કવિતા જીવનની સમીક્ષા છે" એ વિધાન ફ્રેંચ કવિ જ્યુબેરના અવલોકન વખતે આર્નોલ્ડે કર્યું, તે વિધાન તો નર્યું વર્ણનાત્મક છે. છતાં એનો ભારે મહિમા થયો. આર્નોલ્ડના કાવ્યવિચારનું એ સંકલનસૂત્ર ગણાવાયું. એનું કારણ એટલું જ કે ત્યાં શક્યતાસભર સંકેત હતો. પંડિતો મચી પડી શકે તેનું મોકળું મેદાન પૂરું પાડતાં વિધાનો મેઘાણી એ પણ કર્યાં છે. વર્ણન કે વિવરણ તરફથી

વ્યાખ્યા તરફ ગતિ નહીં કરી શકતા વિધાનોને નીચી નજરે જોવાનુ વલણ હવે નથી આર્નોલ્ડના એવા વિધાનો પર એલિયટે ચોકડી મારી અને ભૂસી નાખી તે આ જ કારણોસર સરચનાવાદે તો પછી આમા ઉમેરો કર્યો છાપાની ઉક્તિઓ, અમૂલ કે વિમલની જાહેરાતોને આ વાદે મળેલા જીવ'ને તપાસતા હોય તેમ તપાસવાની હિમ્મત કરી. 'ઉક્તિઓની તપાસ' કેન્દ્રમા આવી હોવાથી અનુઆધુનિક ગાળામા પત્રો, સ્મરણલેખો, આત્મકથાઓ, જીવનકથાઓ, ડાયરી, દસ્તાવેજો પત્રકારી લખાણો સાહિત્યની દુનિયામાથી દેશવટો પામ્યા હતા તેમનુ હવે ગૌરવભેર પુનરાગમન થયુ છે તેથી હવે કોઈનો સાહિત્યવિચાર માત્ર તેના વિવેચનગ્રથો પરથી નહીં પણ મુલાકાતોમાથી પણ મેળવી શકાય. અથવા તો એના એવા અનૌપચારિક લખાણો એના શાસ્ત્રીય લખાણોને cross check કરવા તક પૂરી પાડે છે ત્યારબાદ સાતત્યપૂર્ણ વિધાન ઊભુ થાય છે, તે કહેવુ જોઈએ મેઘાણીમા સઘનતા ભલે નથી, પણ વિચારનુ સાતત્ય છે સાહિત્યચિંતકની પ્રામાણિકતાનો જ આ દાખલો છે એમના સાહિત્યવિચારમા તડકે તિરાડ જોવા મળતી નથી

પુરોગામી બળવતરાય ઠાકોર અર્થઘન વિચારપ્રધાન કાવ્યવિભાવના વડે, મુનશી સચોટતા અને સરસતાની વિભાવના વડે સાહિત્યવિચારના સામસામા છેડા પર ઊભા હતા રા વિ પાઠક શાસ્ત્રીય લેખો વડે કેન્દ્રમા આવી રહ્યા હતા આવા ઐતિહાસિક સદર્ભમા જોઈએ તો કોઈ પોતીકી વિભાવના ન હોવા છતા સમકાલીનોને પરિઘ પરથી મેઘાણીએ દોરવણી આપી તે આશ્ચર્ય પમાડે છે ગાધીજી પાસે કોઈ પોતીકો રાજકીય સિદ્ધાત ન હતો છતા રાજકીય ક્ષેત્રે તેઓ પ્રભાવક નીવડ્યા તેનુ કારણ પેલી સાચુકલાઈ, પ્રામાણિકતા હતી તેવુ બળ મેઘાણીની વિવેચનકલમમા હશે તેમ માની શકાય. કેન્દ્રસ્થ વિવેચક ન હોવા છતા સમકાલીન સર્જકો મેઘાણીના વિધાનને ગભીરતાપૂર્વક લેતા, તેના કારણો તપાસીએ.

વિવેચન વિશેની એમની સમજ આ રીતે વ્યક્ત થઈ છે (પરિભ્રમણ ૨/૨૫૧) 'વિવેચન એટલે તતુએ તતુ છુટ્ટા પાડીને કરેલુ 'ડાઇસેક્શન,' વિવેચન એટલે એમા ઊર્મિની મુગ્ધતાને સ્થાન ન હોઈ શકે વિવેચન એટલે ખજૂર ગણકોકડી તોળવાનો કાટો વિવેચન એટલે આમ પણ હોઈ શકે, તેમ હોત તો વધુ ઠીક થાત, આ છે પણ તે નથી, ને તે નથી માટે આ નથી' વગેરે ઢબના વાક્યો ચોગઠા, વિવેચન એટલે અમુક ઉડાવ 'ઇવેઝિવ' વાક્યોમા પોતાને ઢાકતી નિષ્પ્રાણ તટસ્થતા, એવુ માનતુ અને મનાવવા માગતુ માનસ રોગી છે'

આવી માન્યતા ધરાવનાર સ્વાભાવિક જ પરિભાષાની પળોજણમા પડે નહી તેમની આસ્વાદ – ધર્મી વિવેચનાનો અનુભવ ગુજરાતી કૃતિઓના તેમણે કરાવેલા આસ્વાદોમા થાય છે પન્નાલાલને પારખનાર પહેલા પુરોગામી મેઘાણી છે 'ધરતીનુ ધાવણ' તેઓ માનવીની ભવાઈ મા જોઈ શક્યા. જે જળનુ માછલુ છે તે જળમા જ રહેવાની સલાહ આપીને લોકપ્રિયતાના લપસણા ઢાળમા, મુબઈની ફિલ્મદુનિયામા જઈ ચઢેલા પન્નાલાલને વાર્યા, ધકેલ્યા ન હોત તો 'માનવીની ભવાઈ' મળત કે કેમ શકા છે આ રીતે એમણે એક આબોહવા સર્જી હતી એમના 'વળામણા' અને મળેલા જીવ'ના આસ્વાદો પણ એટલા જ જીવત અને સર્જકને પ્રોત્સાહન આપનારા છે આપણે એ યાદ રાખવા જેવુ છે કે જ્યારે ન્હાનાલાલ જેવી ઉન્નતભ્રૂ દૃષ્ટિ તળપદ ઉન્મેષોને 'પાણીના બબા'મા નાખવા જેવી ઉતાવળ કરી બેસતી હતી ત્યારે આ પુરસ્કાર થયેલો છે 'મળેલા જીવ'નો આસ્વાદ તો close reading કરવા જેવો છે આસ્વાદ શરૂ થાય છે કલાપીના એક પત્રથી' શોભનાની ભાષામા 'કચ્છી બોલીની એક કાકરી પણ નહી' તેવા કલાપીના ગજીપાથી તળપદી બોલીને નિશાળિયાથી માડી પડિતો સુધીના શરમ અને હાસી માણવાની વસ્તુ માને છે ત્યારે એ બોલીમા પ્રગટેલા કરાલ/કોમળ ભાવોની આ સૃષ્ટિ પેલા ભ્રમને તોડે છે તેવી સ્થાપના તેઓ કરે છે પન્નાલાલની 'તટસ્થતા' – objectivity આ કૃતિને માર્મિક બનાવે છે તે તેઓ પકડી શક્યા છે ચગડોળ 'સૂચક સકેતચિહ્ન' બની શક્યુ છે તે પણ તેઓ કહે છે બરછટ ભાષામા

પ્રણયવાર્તાલાપ રોમૅન્ટિક વેવલાવેડાથી ચીલો ચાતરે છે તે દર્શાવીને એક Arnoldian વિધાન આવે : "હૈયું પલાળે તેટલું જ પૂરતી નથી. પ્રશ્ન તો એ પૂછજો કે તમો વાંચો છો તે વાર્તા હૈયું પખાળે છે ?" હૈયું પંખાળતી પન્નાલાલની આ રચનાને પ્રમાણી છે. માનવની મનમર્કટલીલા પન્નાલાલીય વિશેષતા છે, તેઓ નોંધે છે. સાથે સાથે તુલના પણ કરે છે – મનોવિશ્લેષણના નામે ઘટનાપ્રવાહને મંદ પાડી દેતી રચનાથી 'મળેલા જીવ' જુદી છે. લેખનો અંત જુઓ :

"પન્નાલાલ એક સાંકડી દુનિયાની સીમા બહાર જઈ શકતા નથી એવો આક્ષેપ થતો મેં સાંભળ્યો છે, છતાં પન્નાલાલની વૃત્તિ પોતાના ગામ જોગીપરા કે ઊઘડિયાની બહાર, પોતાનાં જણ્યાં કાનજી કે જીવીને વેગળાં મેલી એક વાર મુંબઈ કે કલકત્તાની કોઈક સુંવાળી, ચકચકિત, ઉજળિયાત ને અમીરી સૃષ્ટિના પ્રણય આલેખવા લોભાઈ છે એવું જે દિને મેં જોયેલું તે દિને, તે જ ટાણેને પળે મેં વગર પિછાને પણ ધૃષ્ટ બનીને ચીમટી ખણેલી કે ભાઈ ! તું જે પાણીનું માછલું છે તેમાં જ રહેજે, નહિતર તું મૂઓ પડ્યો છે ! તારું 'તારાપણું' રાખજે, ને આજે તો બેધડક કહી શકું – છું કે 'મળેલા જીવ'માં કાનજીએ જેમ જીવીને 'લાવ્યા, પણું' રાખ્યું તેમ પન્નાલાલે પોતાની પૃથ્વીને ગુજરાતના અમદાવાદ શહેરમાં લાવ્યાપણું રાખ્યું છે. મારે એની વસ્તુસામગ્રીના સંકલનને કે કલાવિધાનને વિવેચનની કલમરૂપ સમળીચાંચે ઠોલવા બેસવું નથી..." '૪૭ પછી પન્નાલાલને વારનાર સર્જક-વિવેચકે વિદાય લીધી પછી પન્નાલાલ વળી પાછા લોકપ્રિયતાના લપસણા ઢાળે લપસ્યા જ.

"વળામણાં' વિશે જોઈએ. પન્નાલાલની કૃતિઓ વાંચી તરત જ ઉમાશંકરને પત્રો લખતા. 'મળેલા જીવ' વિશે લખેલું : "આજે જ ભાઈ પન્નાલાલની વાર્તાના છેલ્લા હપતાનાં પ્રૂફ વાંચતાં વાંચતાં આંસુ પાડ્યાં... ઘણું વેધક આલેખન કરી જાણે છે તમારો ગોઠિયો." ('લિ. હું આવું છું', પત્ર: ૧૪૬), 'વળામણાં' વિશે, (પત્ર: ૨૨૫).

"...લખવાનું ખાસ પ્રયોજન કે ભાઈ પન્નાલાલનું 'વળામણાં' હમણાં જ પૂરું કર્યું ને મારી આંખોનાં આંસુ થંભતાં નથી. આવો કલાકાર ગામડામાંથી આપણી-વચ્ચે – પહેલી જ વાર ઊતર્યો લાગે છે. પણ એની આવી સુંદર કૃતિને તમે આવા ખરાબ કાગળો પર અને આવી કઢંગી છપાઈ, બાંધણી, પૃષ્ઠચિત્ર વગેરે અણછાજતા રૂપરંગમાં કેમ પ્રગટ થવા દીધી ? તમને શો ઠપકો આપું ? પન્નાલાલની કલમની પ્રગતિના પ્રોત્સાહકો અને રખેવાળો હોય તેમની ફરજ આ ઉત્તમો માંહેના એક શિલ્પીને આર્થિક સાધન બંધાવી આપવાની તેમ જ એના કલાદર્શો હંમેશાં ઉન્નત રહે તેવી કાળજી રાખવાની છે." વિવેચનની સાથોસાથ આ પત્ર-ટાંચણ એટલા માટે મૂકું છું કે વિવેચકની નિસબત કેટલી સઘન હતી તેનો આપણને ખ્યાલ આવે. બીજું કે ઘણા વિવેચકોમાં જોવા મળતું વલણ – અંગત વાતચીતમાં એક અભિપ્રાય, પત્રવ્યવહારમાં બીજો અને લખાણમાં વળી ત્રીજો, એવી દોંગાઈ અહીં નથી. 'વળામણાં'ના આસ્વાદમાં તેઓ કૃતિનાં પાત્રોની માંસલતા, કૃતિની ભાષાનું શ્રાવ્યપણું આબાદ નોંધી શક્યા છે. 'લઘુનવલ' એવું નામ પાડ્યા વિના આ કૃતિની સુગ્રથિતતાને એમણે આ રીતે નોંધી છે : 'વસ્તુપટને બેકાબૂ ન થવા દેતાં, ફક્ત એક જ મુદ્દાને પકડી રાખનારું પન્નાલાલનું કૌશલ' તેઓ પિછાણે છે. "આજકાલ જ્યાં ઘણા પ્રશ્નોનો અસ્વાભાવિક ભેળસેળ કરી મૂળ મુદ્દો ગોઠવી મારવાની વૃત્તિ જોર કરી રહી છે ને તેથી જ જ્યાં ઢગલે ઢગલે અવતરતી વાર્તાઓ જન્મતાવેંત જ મરી જાય છે ત્યાં 'વળામણાં' ઝાઝું જીવશે, એક શક્તિસંજીવની રૂપે જીવશે – કારણ કે એણે પોતાના મુદ્દાની બહાર પગ મૂક્યો નથી." ('પરિભ્રમણ' : ૧/૨૦૧).

ઈશ્વર પેટલીકરને પત્ર લખે છે : "તમને ઓળખતો નથી. 'પ્રજાબંધુ'માં વાચું છું. તળપદા ગ્રામજીવનના મર્મો તમે પકડી શક્યા છો." (પત્ર: ૪૩૯). 'જનમટીપ'ની પ્રસ્તાવના 'તેજના કણો' નામે લખે છે. પ્રસ્તાવના લખતા પહેલાં પત્ર લખે છે : "આ કૃતિને ગુજરાતી સાહિત્ય-દુનિયા સત્કારે કે ઉવેખે, પણ જે કોઈ એના વાચનની અસર હેઠળ આવશે તે એને

ભૂલી નહીં શકે તમારી સ્વભૂમિની માટીની ફોરમ પીને તમે પાડેલા આ શબ્દો મારી ચોપાસ એની મહેક મહેક ફોરવી રહ્યા છે સાચુ 'પ્રોલિતેરિયત' સાહિત્ય તો આ કહેવાય " આટલી પ્રશસા પાઠવ્યા પછી કહે છે (પત્ર પૃ ૪૯૫) "એક વખત નામ ચલણી સિક્કા જેવુ થયુ છે માટે ગમે તે ચાલશે એમ માની ઘસડ્યે રાખનારને ગુજરાત ફેકી દેશે ફેંકી દેવા જોઈએ, એટલે હવે તમારી પાસે ગુજરાત 'જનમટીપ'થી કંઈ વધુ સારુ મેળવવાની આશા રાખશે અને એ આપણો પુરુષાર્થ હોવો જોઈએ '

આશ્ચર્યની વાત એ છે કે મેઘાણીની 'મળેલા જીવ , માનવીની ભવાઈ' કે 'જનમટીપ'ની સમીક્ષાઓ 'પરિભ્રમણ'મા નથી । મેઘાણીના વિવેચનોનુ યોગ્ય સપાદન હાથ ધરવુ જરૂરી છે 'પરિભ્રમણ'ના ત્રીજા ભાગમા 'પરિભ્રમણ ભાગ ૪થો હવે પછી' એવી નોંધ છે તેથી સાહિત્યવિવેચનના લખાણો અગ્રથસ્થ પડ્યા જ છે આપણે ત્યા સરસ લખાયેલા પ્રગટ થયેલા લેખો અગ્રથસ્થ રહી જાય તે 'વ્યવસ્થાઓ'ની નબળાઈ છે નગીનદાસ પારેખના કેટલા લેખો અગ્રથસ્થ છે । 'આત્મનિરીક્ષણ' નામની મેઘાણીની સ્વ કૃતિઓની પ્રસ્તાવનાઓની તેમ જ સર્જનયાત્રાની પુસ્તિકા મેઘાણીના સાહિત્યસદર્ભ ધરાવતા પત્રો, મેઘાણીએ લખેલી પ્રસ્તાવનાઓ, ભાષણો વગેરેની મદદથી જ સાહિત્યવિવેચક મેઘાણીની સમ્યક્ છબિ ઊપસે

નવલકથામા મેઘાણીની શોધ લૌકિકતાની હોઈને 'ધીમુ અને વિભા' જેવી જ્યતિ દલાલની નવલકથા એમને 'અત્યુક્તિભરી આત્મલક્ષિતા'ના કારણે ખટકે છે (પત્ર ૩૭૮) (૪૮૨) ટૂકી વાર્તાના એમના કેટલાક અવલોકનો માર્મિક છે 'દ્વિરેફની વાતો'ના બીજા ભાગ વિશે લખતા શીર્ષક જ સૂચક આપે છે 'મૃદુ કાતિલ વ્યગના તાણાવાણા' રા. વિ પાઠકની વાર્તાશૈલી તેમને 'કથનકાર કથતા હોય તેવી' લાગે છે વાર્તાકાર દ્વિરેફની વિશેષતા અને મર્યાદા બેઉ તેમણે સહજ રીતે તારવી છે

"મોંમા જેમ વધુ પલળે તેમ વધુ સ્વાદ આપતી અમુક ખાદ્ય વસ્તુઓ જેવી એમની વાર્તાઓ આપણી પાસે કેટલુક ધૈર્ય માગી લે છે તેનો પ્રત્યેક ખૂણો ધીમે ધીમે પ્રદીપ્ત બને છે ને છેવટે તો એ આખી ઘટના – માળને અજવાળી દેનારો રસપ્રદીપ આપણા મનમા જ ધીરેથી ચેતાઈ જાય છે નવલિકાલેખનના શોખીનોએ શ્રી પાઠકની વાર્તાઓનુ ઘડતર વિચારવા જેવુ છે 'દ્વિરેફની વાતો'ના પહેલા ભાગને તેમણે ઉપરની રીતે જોયો બીજા ભાગની વાર્તાઓની મર્યાદા એમણે આ રીતે મૂકી આપી

' શ્રી પાઠક જાતે પણ ઘણા 'ફાસ્ટીડિયસ' – ચીકણા ને ચાગલા લેખક છે ઝઝાવાત એમની પ્રકૃતિમા, કલમમા નથી અતિ બારીક નિરીક્ષણ અને તે પછી પાછુ આવેગ વિનાનુ ધીમુ ઘડતર એમની લેખનકલાની શોભામા તેમ જ મર્યાદામા પરિણમે છે ' ('પરિભ્રમણ ૨/૧૭૩')

ઉમાશકરની 'મારી ચપાનો વર' વાર્તાની વાર્તાકળાને જે રીતે મૂલવી તે જોતા જ પડખુ ફેરવતી (ધૂમકેતુથી) દ્વિરેફ – ઉમાશકરની વાર્તાઓ મનોવાસ્તવને તાકે છે તે નીરખી શક્યા છે 'મારી ચપાનો વર' વાર્તા વિશે લખે છે

'વાર્તામા એકેય ઠેકાણે લેખકે ઊર્મિની છોળો છલાવી નથી સામાજિક અન્યાય સામે બડ પોકાર્યું નથી, એકેય પાત્રની વકીલાત કરી નથી, પૃથક્કરણ જ કર્યા કર્યું છે, અને તળપદા લોકજીવન પરનો કાબૂ જરીકે ગુમાવ્યો નથી પૃથક્કરણમાથી જ જોઈતુ સવેદન આપણને જડી રહે છે " (પરિભ્રમણ ૨/૨૦૦) આમ 'શ્રાવણી મેળો'ની વાર્તાઓ મેઘાણીને ગમે છે, પરન્તુ 'ત્રણ અર્ધુ બે'ની વાર્તાઓ નબળી લાગે છે "ઉમાશકરના આ (બીજા) સગ્રહની કેટલીક વાર્તાઓને ફરી ફરી વાગોળવાના કષ્ટનો આનંદ લઈ શકુ તેમ છુ કઠણ કોચલા ફોડી ફોડીને જ કેટલાક ફળ ખાવાનુ વધારે રસદાયક હોય છે બેશક આ સગ્રહમા કોચલાનુ પ્રમાણ ઘણુ મોટુ છે, કઠિનતા પણ છે ' (પરિભ્રમણ ૨/૨૧૦) બકુલેશની 'જક્સ્ટાપોઝિશન'ની રીતિ એમના ધ્યાનમા આવે છે વિવેચક તરીકે સ્પષ્ટવક્તા હોઈને ટીકા કર્યા વિના રહી શક્યા નથી 'બકુલેશ, દોસ્ત, પ્રચાર અને કલાના તો લગ્ન જ શોભે. કલાને પ્રચારની દાસી, બાંદી, વારાગના બનાવ્યે શો લાભ છે ? તમારી

એકસૂરીલી વાર્તાઓને એક જ ઠેકાણે ખડકવાનું તમને કેમ ગમ્યું ?" (પરિભ્રમણ : ૨/૨૨૭). સમકાલીન ગુજરાતી વાર્તાઓને તપાસીને એ કહે છે : "ટૂંકી વાર્તાના પ્રદેશમાં ગુજરાતનું મુખ, લાગે છે કે, બીજા સર્વ પ્રાંતોથી વિશેષ ઉજ્જ્વલ છે." (૨૩૪).

મડિયાના 'ઘવતાં પૂર' વાર્તાસંગ્રહ વિશે લખે છે : "જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ શ્રી રસિકભાઈએ લખેલ પ્રશસ્તિનો શબ્દેશબ્દ સાચો લાગતો ગયો; આ વાર્તામાં લેખકે હું હંમેશાં જેના માટે ઝંખું છું તે ધરતીનાં બળો બહાર આણ્યાં છે, શુદ્ધ સ્વરૂપે બહાર આણ્યાં છે.... સર્વોપરી અંશ તો એમની બિલકુલ કટુતામુક્ત, ઘમંડમુક્ત, મીઠી અને હળવી સહાનુકંપાએ મંડિત માનવતા છે. એણે પોતાના કોઈ પાત્રને નીતિ-અનીતિ, સત્-અસત્‌ને ત્રાજવે ચડાવ્યું નથી." (પત્ર : ૫૧૦). મેઘાણી તો સર્જકની જેમ જ વિવેચકનેય સોદાગર માનતા હોવાથી એમની નજર ગુજરાત બહાર, દરિયાપાર સુધી વિસ્તરેલી છે. ભારતીય સાહિત્યની ઉત્કૃષ્ટ વાર્તા 'કફન' તરફ તેઓએ ધ્યાન ખેંચ્યું છે. એ વાર્તા વિશેનું તેમનું નાનકડું નિરીક્ષણ ગાંધીયુગમાં તીક્ષ્ણ ગણી શકાય : "આપણે કલાનો ઈન્કાર કરી ધ્યેયલક્ષીપણાનો નવો વહેમ ચલાવ્યો છે : Every Art is propaganda એ જેટલું સાચું છે તેટલું જ સાચું આ પણ છે કે : Every propaganda must be Art." આટલું કહી 'કફન'માં પ્રચાર શી રીતે કલામાં રૂપાયન પામે છે તે દર્શાવ્યું છે. "પીડિત પ્રત્યે દયાનો એક પણ શબ્દ યોજ્યા વગર, પૈસાદારોની અમાનુષિતાનો ઈશારો પણ કર્યા વગર આ બે પાત્રોના નપાવટ, ઘાતકી, લગભગ રાક્ષસી દુરાચરણ દ્વારા જ લેખક આપણને આવી અસુંદર માનવદુનિયાની પછવાડે ઊભેલી દારુણ રચનાનું દર્શન કરાવે છે." (પરિભ્રમણ : ૧/૩૨).

ગુજરાતી કાવ્યસંગ્રહોની એમણે કરેલી સમીક્ષાઓમાં નોંધપાત્ર વિવેચનાત્મક સંકેતો છે. ચં. ચી. મહેતાના દીર્ઘકાવ્ય 'રતન' પર પૃથ્વી છંદની પ્રવાહિતાના કારણે વારી ગયા છે. ક્યારેક કવિપરિચયથી લેખ શરૂ કરે છે : "ત્રીસથી વધુ એની ઉમ્મર નથી. અસલ રહીશ વાંકાનેરના. ભણ્યા પછી કરાંચીમાં પિતાની પાનસોપારીની નાની હાટડી સંભાળી. હાટડી ચલાવતાં ચલાવતાં, પાનની પટ્ટીઓ બનાવતાં બનાવતાં સાહિત્યરસ કેળવ્યો. અંગ્રેજી અને સંસ્કૃતનો રસ વધાર્યો. દેશળજી પરમારની હૂંફે હૂંફે કવિતા રચતા થયા. અરધી રાત સુધી ધંધાની મજૂરી કરતાં કરતાં સ્ફુરતી કવિતાઓ કોઈ કોઈ વાર તો સિગારેટની દાબડીઓ પર ટપકાવતા... એ માનવીનું નામ ઇન્દુલાલ ગાંધી." (પરિ. - ૨/૧૮૭). પૂજાલાલના 'પારિજાત' કાવ્યસંગ્રહને વિવેચતાં પોતાની સૉનેટ-સમજની મર્યાદાનો એકરાર કર્યો છે. "હું પોતે તો આ ચૌદ પંક્તિઓના કાવ્યપ્રકાર વિશે ઝાઝું સમજતો ન હોઈ, એટલું જ કહી શકું કે એક જ કાવ્યભાવને, આટલા ટૂંકા કૂંડાળામાં રસીલો અશ્વારોહી જેમ અશ્વને રમાડે તેમ પૂજાલાલ રમાડી જાણે છે." (૨૦૦). પૂજાલાલના વિખ્યાત 'દાદા' વિશેનો અભિપ્રાય જુઓ;

"'દાદા' કાવ્ય તો બાળકોને સવેળા પાઈ દેવા જેવું છે. કૌટુંબિક ભાવોની ધરતીમાંથી ઊખડી પડેલા અત્યારના આપણા જીવનરોપની ઉભયભ્રષ્ટ હાલતનો વિચાર કરીએ છીએ ત્યારે કમ્પી ઉઠાય છે. તેવે ટાણે આપણા નવીનો પોતાના યુગકાળથી તદ્દન વિરોધી યુગકાળમાં જીવી ગયેલાં સ્વજનોને – પિતાને, દાદાને, બહેનને, સર્વને કાવ્યમાં સ્મરી રહ્યા છે, સ્મરણોને અશ્રુભીનાં કરી રહ્યા છે... સુન્દરમ્‌નું 'બાની છબી', ઉમાશંકરનું પિતૃશ્રાદ્ધ સારતું વેદનામય નાનું કાવ્ય, 'સ્વપ્નસ્થ'નાં બ્હેન-ચિત્રો ઇત્યાદિ અનેક અત્યારે યાદ આવે છે. એ બધાંને ભેગાં અવલોકતો લેખ કોઈકે કરવા જેવો છે." (૨૦૧). 'શેષનાં કાવ્યો'ને મેઘાણીએ રમતિયાળ પાઠકની પ્રયોગશાળા ગણાવી શેષનાં હાસ્યરસનાં કાવ્યો વિશે માર્મિક નિરીક્ષણ આપ્યું છે. "કરુણનો પૂર્ણ પ્યાલો પીનાર કવિ હાસ્ય તરફ આટલા અભિમુખ થઈ શક્યા, તે પણ મને લાગે છે કે પરસ્પર – વિરોધી ગુણોનું દર્શન નથી, પણ પચીને એકરસ બનેલા કરુણનું જ રૂપાન્તર છે." (૨૧૯). "કરુણ અને હાસ્ય જગજ્જનનીનાં એ બંને સ્તનોનું પયપાન કરીને શેષ માનવપ્રેમી કવિ બન્યા છે." જેમ વિલક્ષણ

કવિપરિચયથી લેખના આસ્વાદનો પ્રારંભ કરે છે, તો ક્યારેક 'અર્પણપંક્તિ'ને પકડીને આસ્વાદ પ્રારંભે છે 'યુગમથનોને ઝીલતી મનોભૂમિકા' શીર્ષક વડે 'વસુધા'ની સમીક્ષા જુઓ " 'વસુધા'નુ અર્પણ 'મારી કવિતાના અને મારા પ્રથમ તથા પરમ સુહૃદને – બચુભાઈ રાવતને' એ શબ્દોમા થયુ છે, તે સર્વ રીતે ઘટિત છે નવી કવિતાના ઘોડિયા હીંચોળનાર હાથ ગુજરાતમા મુખ્યત્વે શ્રી બચુભાઈના છે પોતાના માસિક 'કુમાર દ્વારા, પત્રવ્યવહાર દ્વારા તેમ જ છેલ્લે છેલ્લે તો કવિઓના અભ્યાસમડળ દ્વારા એમણે નવી કવિતાના શૈશવને ઝુલાવ્યુ છે, લડાવ્યુ છે, બાળોતિયા ધોયા છે, એને સુઘડ રાખવા સતત મહેનત કરી છે, તેમ જ તેની યોગ્ય પિછાન જાહેર પ્રજાને આપ્યા કરી છે" પ્રણયને દિવ્યતાનુ અને આત્મિક સૂક્ષ્મતાનુ શબ્દાવરણ ઢાકતા કાવ્યોમા 'રાગ'ની લાલ ટશરો નથી ફૂટતી, કા તો માદલા હોય છે, ને કા દભભર્યાં હોય છે આવી પરિસ્થિતિમા સુન્દરમ્‌ના પૅશનેટ કાવ્યો તેમને ગમી જાય છે (પૃ ૨૨૪)

કવિતામા તેઓ અર્થઘનતાના બદલે સુબોધતાને મહત્ત્વ આપતા કલાપી બાળપણથી જ પ્રિય કવિ હતા હિન્દી કવિ પ્રદીપ આ કારણોસર જ એમને આકર્ષે છે કેટલીક કવિતા દુર્બોધતા અને પાડિત્યની કસરતશાળા જેવી લાગે છે, પરન્તુ એવી કવિતાના નમૂના આપીને એમણે વાત નથી કરી કાવ્યની ચર્ચા કરતા ક્યારેક તુલનાત્મક સકેતો પણ વેરતા જાય છે સુભદ્રાદેવીનુ 'ઝાસીકી રાની' વાચતા જ એમને દલપતરામનુ 'હરખ હવે તુ હિન્દુસ્તાન' સવૈયાના ઢાળમા હોવાના કારણે યાદ આવે છે દલપતરામ પછી ગુજરાતે મારી નાખેલ ઢાળમા હિન્દી કવયિત્રી જીવનનુ ઓજસ્ ભરી આપે છે તે મેઘાણીને ગમી જાય છે લોકકવિતાના રસસ્થાનોને એમણે કવિતામર્મીની હેસિયતથી ઉમળકાભેર ખોલી બતાવ્યા છે 'પાતળી પરમાર્થ' એનુ ઉદાહરણ છે કેવળ અર્વાચીન સાહિત્યમા જ જીવનનો ઉલ્લાસ ભાળતા મુનશીને મેઘાણીએ દાખલા આપી આપીને મધ્યકાળની લોકકવિતા કેવા સમુલ્લાસથી છલકતી હતી તે બતાવ્યુ છે મધ્યકાળના સાહિત્ય પર 'જીવનનુ કચ્ચરિયુ' અને સર્જકો પર મૃત્યુના પયગબરો' જેવો તેમણે મૂકેલો આક્ષેપ મેઘાણીએ સરસતા અને સચોટતાથી હટાવ્યો છે એવી જ રીતે મેઘાણી બળવતરાયને ઝકલબાઈની (બ ક ઠા ને બાળપણમા લોકકવિતા સભળાવનાર) યાદ વારવાર આપે છે તે સૂચક છે સરલ સુબોધ કવિતામાત્રને છેકી નાખવાના બળવતરાયના વલણનો ત્યા પ્રતિકાર છે એક નાના દુહા માટે તેઓ લખે છે

'તમે વર્ષાને બહેલાવતી વિરહકવિતાઓ સસ્કૃત તેમ જ વ્રજ સાહિત્યમા વાચી હશે સરખાવજો ધરતી ધરવતો'નો સોરઠી પ્રયોગ શી પ્રબલતા દાખવે છે, કયુ રૂપક ગોપવી રહેલ છે અને તેની સામે સમતોલન કરતી 'અમ પાતીનો એહ ઝાકળ ન વરસ્યો'વાળી વિરોધી અવસ્થા કેવી ભેદક તોળાઈ છે' સુબોધતામા પડેલી તીવ્રતાને, સઘનતાને તે ખોળી ખોળીને બતાવે છે

ધનસુખલાલ મહેતાની 'આથમતે અજવાળે'ના નિમિત્તે આત્મકથાના સ્વરૂપ વિશેની એમની સમજ વ્યક્ત થઈ છે કૃષ્ણા હઠીસિગે પોતાની આત્મકથા 'With No Regrets'નો ગુજરાતી અનુવાદ મેઘાણી કરે તેવી ઇચ્છા વ્યક્ત કરેલી (પત્ર ૩૭૯) મુનશીની આત્મકથાના તે કાળે બે ખડો પ્રગટ થયેલા, પણ મેઘાણીને એ ખડો જચ્યા નથી આત્મકથાને તેઓ કડવાશ અને ડફાશ વિનાની ઝખે છે તેઓ લખે છે "આત્મકથા એ માત્ર મોટા માણસોની જ હોઈ શકે એવી માન્યતા છે મને તો જેમને જેમને સવેદનશીલ હૃદય હોય, એ હૃદયમા શુદ્ધ પ્રતિબિંબો પડે તેવી નિર્મળતા હોય અને એ હૃદય પાસે જેનુ સાધારણીકરણ થઈ શકે તેવા જૂજવા અનુભવો હોય, એ અનુભવો ભલે નાના હોય છતા સાચા અને નિર્દભી હોય તે સર્વને આત્મચરિત્ર લખવાનો અધિકાર લાગે છે પણ આવા લક્ષણોનો સપ્રમાણ સુયોગ કેટલા થોડા જ સાધી શકે છે ! પગલે પગલે ટાયલામા, ફિશિયારીમા, પોતાની ઊજળી બાજુને અત્યુક્તિથી રંગવામા અને ઘેરી બાજુને છુપાવવામા સરી પડવાનો મોટો ભય છે" નાના નાના પ્રસગોને રસિક નિરૂપતી 'આથમતે અજવાળે' પર

વિવેચક મેઘાણી પ્રસન્ન છે. "આત્મચરિત્રમાં સોએ સો ટકા (૯૯.૯ નહીં) સચ્ચાઈની અને પ્રમાણિકતાની જરૂર છે. એટલા સત્યનિષ્ઠ અને પ્રમાણિક ન રહી શકનારને એ હક્ક નથી. તમે એવી સચ્ચાઈ બતાવી શક્યા છો. મને એ હિમ્મત નથી." (પત્ર : ૪૨૯).

ડાયરી જેવા સ્વરૂપ કે પત્રસાહિત્યના સંપાદન વિશેની એમની ટાંચણો એટલી જ રસપ્રદ છે. 'નરસિંહરાવની રોજનીશી' વિશે લખે છે :

"તત્કાલીન વાતાવરણને શોધવા તેમ જ ઓળખવા આપણે અંગ્રેજ ઑફિસરોની ઉપરછલ્લી ડાયરીનાં પાનાં ફેંદવાં પડે તેનું કારણ આપણા વયોવૃદ્ધ પુરુષોના રોજનીશી સાહિત્યનો અભાવ છે. આપણું પોતાનું જીવન ગમે તેવું રંક હો, પણ તેમાં અંકિત થતો યુગકાળ નાની મોટી કેટલી કેટલી પ્રસંગ-રેખાઓને આપણા પર પાડતો જાય છે ! આ રેખાઓનું રક્ષણ થઈ શકે તો તેમાંથી કથા, વાર્તા, ઇતિહાસની ઝીણી મોટી વિગતો જડી રહે, એ તો ઠીક, એ અલ્પ ભાસતા તત્કાલીન બનાવો પણ પાછલી અવસ્થામાં એના 'પર્સેક્ટિવ' ઉઠાવ પામી ઘણી વાર ન ધારેલું મહત્ત્વ ધારણ કરી લે છે. ઉપરાંત સંભાળથી લખાતી રોજનીશી પોતે જ શું એક સ્વતંત્ર કૃતિ નથી ?" (પરિ., ૨/૨૫૦).

અર્નેલિસ્ટ ટોલર જેવા પ્રતિબદ્ધ સર્જક તરફ તેમનું ધ્યાન ગયેલું છે. એના પત્રસાહિત્યને એક સ્ત્રીએ કેવી રીતે બચાવેલું તેની રસિક વિગતો સાથે તેમણે ટોલરના પત્રો વિશે, 'લેટર્સ ફ્રૉમ પ્રિઝન' વિશે લખ્યું છે : "કાગળોમાં જર્મની દેશના પ્રજાજીવનની નવી તવારીખ અંકિત થઈ છે." (પરિ., ૧/૧૧૮). નાટક જેવા સ્વરૂપ વિશે મેઘાણીએ કશું કહ્યું નથી, પણ ચં. ચી. મહેતાનું 'સીતા' નાટક એમને "સભર નાટ્યમય વિષયને સર્જકે વિકૃતિમાં હડસેલી નાખ્યું" તેવું લાગ્યું. [પત્ર: ૩૮૦'].

*

વિવેચક તરીકે મેઘાણીનું વલણ પ્રોત્સાહક હોવાની સાથોસાથ ખોંખારીને ટીકા કરવાનું પણ રહ્યું છે. એ અંજાઈ જતા નથી. નોબેલવિજેતા અપ્ટન સિંકલેરની કલમ વિવેચક મેઘાણીને ગમે છે, પણ એ જ સર્જકની 'ધ પ્રૉડિગલ પૅરન્ટસ' રચના મેઘાણીને કેવળ ફોટોગ્રાફીમાં સરી પડતી લાગે છે રમેશચંદ્ર દત્તનો 'Ancient India'માં 'આપણી પાસે ઇતિહાસ નથી' – વાળી પોપટવાણી સાંભળતાં જ જનકથામાં પડેલા વિપુલ ઇતિહાસના જાણતલ મેઘાણી ઊકળે છે. તળપદ ઉન્મેષના આગ્રહી મેઘાણી છે, પણ તળપદના નામે થતા દેખાડાના વિરોધી છે. એ રીતે તેઓ પ્રાચીનતાપ્રેમી વિવેચક જરીયે નથી. એડવર્ડ સૈદ અત્યારે પશ્ચિમમાં જે 'પૂર્વવાદ' ચાલે છે તેની સામે લાલબત્તી ધરે છે તેવી મેઘાણીએ ધરેલી જ છે. 'પરિષ્કૃતિ'ની સંજ્ઞાના ચાહકોએ એમના આવા ઉદ્‌ગારો સાંભળવા જેવો છે. હાથલા થોરની વાડ, ભાંગેલી દેરી, વાગોળતી ભેંસ એટલે લોકલ કલર નહીં ! (પરિ. : ૨/૨૮૨) : "નવા ગ્રામકથાના લેખકો મને ગમ્યા છે. માત્ર તેઓ ઉતાવળા થઈ મૂડી ખરચી ન નાખે એવું કઈ રીતે કરવું તેની સૂઝ પડતી નથી. તપશ્ચર્યાનો દોર જાળવી રાખે તો તેઓ ગુજરાતને ઘણું સમૃદ્ધ બનાવી શકે." (પત્ર: ૪૯૫). તળપદને આવકારનારની આ ચેતવણી પન્નાલાલ, મડિયા, પેટલીકરે ધ્યાનમાં રાખી હોત તો ખરે જ તેઓ વધુ સમૃદ્ધિ આપી શક્યા હોત. 'સૌરાષ્ટ્ર' માટે કંઈક મોકલાવવા ધૂમકેતુને પત્ર લખે છે, પણ સ્પષ્ટ ચીમકી સાથે–

"હું આપને 'સૌરાષ્ટ્ર'ની ઉપર અહેસાનની લાગણીથી 'સૌરાષ્ટ્ર'નાં પાનાં ભરવાનું કહેણ નથી મોકલતો. ગમે તેનું નોતરું મળતાં આપ કંઈક ને કંઈક લખી કાઢો તેવું શરમાવીને લખાવવાની મારી આકાંક્ષા નથી. No, I want Dhumketu at his best in 'Saurashtra.' (પત્ર : ૩૦). નીચલી કક્ષાનાં પાત્રોમાં ભાવોની સનાતનતા નથી આવતી તેવી આનંદશંકર ધ્રુવની ફરિયાદને આ રીતે ઉત્તર આપે છે : "હવે આનંદશંકરભાઈ જેને ભાવોની સનાતનતા કહે છે, તે કંઈ આધુનિક સમાજના નીચલા થરોમાં ખદબદતી પાત્રસૃષ્ટિને વિશે શક્ય નથી એવું નથી. પૂરેપૂરું શક્ય છે. ભવ્ય અને ઉદાત્ત પાત્રોના ઉઠાવ એ સૃષ્ટિમાંથી આજની દશામાં પણ શક્ય છે." (પરિ. : (૩-૨૭૧). કાકાસાહેબે એક પ્રસ્તાવનામાં લખ્યું કે એક અંગ્રેજ

લેખકની કવિતા કે વાર્તા પોતાને ગમતી નથી, કેમ કે તેના જીવનના આચારો પ્રત્યે પોતાને અણગમો છે મેઘાણી લખે છે 'આ એપ્રોચ (વલણ) બરાબર નથી.'' (પરિ ૨/૪૩) તળની સામગ્રીની કેવળ પ્રદર્શનવૃત્તિ એમને ખટકે છે કાઠિયાવાડી આહીરની પચીસપચીસ હાથ લાંબી મૂછનુ અમેરિકામા પ્રદર્શન થતા નરી કૌતુકવૃત્તિએ આહીરનો જીવ લીધો ' પૂરીબાઈનુ તલવાર તેમ જ દીવાવાળું મજીરનૃત્ય – ને પ્રદર્શનખોરી કસરતબાજમા ફેરવી ન નાખે તેની ચિંતા છે (પરિ ૩/૩૭) ગાધીજી એમના એક વ્યાખ્યાનમા અશ્લીલતાપૂર્ણ કે કોમવાદી લખાણોને દમનથી અટકાવવાની વાત કરે છે તો મેઘાણી એમની સામે વિરોધ કરે છે દમનથી નહિ, પણ સુરુચિને વેગ આપવાથી જ સકુચિત કે અશ્લીલ અટકી શકે 'નવીનો માગે છે લેખમા લખે છે "તમે તમારી આસપાસ આટા મારનારા ગ્રહો, ઉપગ્રહો ન માગો, તમને પણ ભૂલ બતાવી શકે તેવા દોસ્તો માગો તમારા તેજ એમને ઉછીના દઈ દઈ ન શોભાવો, એને સ્વલ્પ પણ સ્વયતેજે ચમકવા દો તમારા પ્રત્યે અધ અને મૂગી વફાદારી ન વાચ્છો બુદ્ધિપૂર્વકની બડખોરી નોતરો, પુત્રથી, શિષ્યથી પરાજય પામવાની મુરાદ સેવો.'' (પરિ ૩/૬) મેઘાણી કદી કોઈના ઉપગ્રહ બન્યા નહીં કે કોઈને ઉપગ્રહ બનાવ્યા પણ નહીં ગાધીજીવિષયક પાચ-છ કૃતિઓ લખી છતા ગાધીના આભાવર્તુળમા કદી જ ન આવ્યા. પોતે ગાધીજીના અધ્યાત્મવાદ કે રાજકારણવાદના અભ્યાસી કે ભક્ત નથી તેમ સ્પષ્ટ જણાવ્યું જે ગાધીજીએ તેમને 'રાષ્ટ્રીય શાયર'નુ બિરુદ આપેલુ તેમની સફળ યોગ્ય ટીકા કરતા તેઓ કદી અચકાયા નથી. ગાધીજીને લઈને એકબે વાર પરિષદનુ સમેલન ઠેલાતુ રહ્યુ ત્યારે એમણે જે ટીકા કરેલી તે આજે પણ પરિષદને એટલી જ લાગુ પડે તેવી છે ' ગાધીજીથી લઈ બીજી કોઈ વ્યક્તિના જૂતાની વાધરી જોડે શા માટે પરિષદ પોતાનો ચોટલો બાધે છે ? કોઈ પણ આવી સસ્થાને કોઈ એકાદ જ સૂત્રધાર અનિવાર્ય બની જાય છે ? જનતાને પરિષદમા રસ નથી. એવી વિરક્ત મનોવસ્થાને ઢઢોળનારો કોઈ ચેતનવાન ગુજરાતમા દેખાતો નથી કોઈક જાણકારે પરિષદના બહારના તેમ જ અદરના હાલહવાલ વિશે ગુજરાતી જનતાને જાગ્રત કરવી જોઈએ" (પરિ ૧/૨૭)

વિવેચક તરીકે એમને ગુજરાતની આસપાસ શુ ચાલી રહ્યુ છે તે વિશે તેમ જ વિદેશી સાહિત્યપ્રવાહો વિશે જાણવાનુ સતત ગમ્યુ છે એ જાણ્યા પછી પણ એનો પુરસ્કાર કે ટીકા સ્વસ્થપણે જ કર્યાં છે 'કલમ અને કિતાબ' દોઢ વરસ ચાલી ત્યારે એક સ્નેહીજને મરાઠી સાહિત્ય અગે ધ્યાન ખેંચ્યુ ત્યારે મેઘાણીએ શરમ અનુભવી કે છેક ઉબર પર પડેલુ સાહિત્ય વીસરાયુ હતુ ' (પરિ ૨/૬૦) કેરલના કવિ વલ્લથોલે તિરસ્કૃત દેશી છદોમા પ્રયોગો કરી નવીનોને માર્ગ બતાવ્યો તેથી મેઘાણી ગૌરવ અનુભવે છે (પરિ ૨/૬૭) બ્રસેલ્સમા મળેલી 'વિશ્વશાતિ પરિષદ'મા ટાગોર, શરદબાબુ અને નદલાલ બોઝ જેવા બગાળી સર્જકો જે સદેશ મોકલે છે તેમા બ્રિટનની અખબાર તેમ જ સાહિત્યપ્રકાશનો પરના જાપતા સામે અવાજ ઉઠાવાયો હોવાથી મેઘાણીને તે સ્પર્શે છે આવી સપ્રજ્ઞતા ગુજરાતી સાહિત્યકારોમા તેઓ ઝખે છે (પરિ ૨/૭)

"કોઈ પણ રાજદ્વારી જગ આદરવાનુ હુ આપણા સાહિત્યકારોને નથી કહેતો, પણ ખોટી તટસ્થતાને તો સાહિત્યકારે તજવી જોઈએ પોતાના અવાજનુ વજન પડે તેવી ગૌરવભરી રીતે તેમનો અવાજ નીકળી શકે છે એનો પ્રભાવ પડશે" અન્ય વિષયો પણ તેઓ વાચતા રહે છે બેસ્તિલનુ પતન એમના કેટલા બધા લેખોમા ઉલ્લેખ પામે છે ' જુદા જુદા પ્રકારના ડાકલા કે પાવૈયાની સસ્થા પર હજુ કામ નથી થયુ તેની નોંધ તેઓ લે છે સસોધનના આવા ઝીણા મુદ્દાઓ પણ તેમની નજરમા હોય છે તેઓ નોંધે છે (પરિ ૧/૧૧૧)

"બીજી એક ગભીર ભૂલ તો આ છે કે રસ – સાહિત્યની લલિત વાચનની લગનીમા ને લગનીમા આપણે ઇતિહાસ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજકારણ, અરે ભૂગોળ અને પ્રાણીશાસ્ત્ર પ્રત્યે સાવ નફરત કેળવી રહ્યા છીએ. પણ લલિત સાહિત્યના મધપૂડામા આખરી મધુના ઉત્પાદન અર્થે આપણા જ્ઞાનકોશોની અદર

આપણે આ લલિતેતર જ્ઞાનની સામગ્રી ભર્યા વિના છૂટકો નથી.'' ખરેખર જ એમના લોકસાહિત્ય વિશેના કાર્યમાંથી સમાજશાસ્ત્રી, ઇતિહાસકાર અને નૃવંશશાસ્ત્રીને માર્ગદર્શન મળી શકે તેમ છે.

મેઘાણીની વિવેચનપ્રવૃત્તિ પત્રકારત્વના ભાગરૂપે હોવાથી એમાં સઘનતાના બદલે સંકેતાત્મકતા વિશેષ છે તેથી એમણે ઉતાવળી કલમે ટોલર, બાયરન, પુશ્કિન, બર્નાર્ડ શૉ, સ્ટાનિસ્લાવસ્કી, ગૉર્કી, રૉબર્ટ લિન્ડ, રોમાં રોલાં, બિથોવન, હોલ કેઇન, સ્વિનબર્ન, સમરસેટ મોમ, રસ્કિન જેવા કળાકારો વિદેશી ભૂમિના તો દ્વિજેન્દ્રનાથ ટાગોર, શરદબાબુ, સુભદ્રાદેવી, મૈથિલીશરણ ગુપ્ત જેવાં ભારતીય સર્જકોની નુકતેચીની કરી છે. 'અંકલ ટૉમ્સ કૅબિન, 'ઍન્ડ ક્વાયેટ ફ્લોઝ ધ ડૉન', 'ઑલ ક્વાયેટ ઇન ધ વેસ્ટર્ન ફ્રન્ટ', 'કફન' જેવી સુપ્રસિદ્ધ કૃતિઓની ચર્ચા પણ છે.

*

વિવેચકનું બીજું કામ છે કે સાહિત્યકળાના અન્ય કળા સાથેના સંબંધને સ્થાપી આપે. પોતાના જમાનામાં પા પા પગલી માંડી રહેલી ફિલ્મકળાને સમજવાનો તેમણે સૂચક પ્રયાસ કરેલો છે જે તે સમયમાં તો લગભગ અનન્ય ગણાય, જેમાં ચાર્લી ચૅપ્લિનની 'સિટી લાઇટ' કે 'મૉડર્ન ટાઇમ્સ' જેવી સુખ્યાત ફિલ્મો પણ એમણે ચર્ચી છે. 'મૉડર્ન ટાઇમ્સ'ને તેઓ 'નવયુગનું મહાકાવ્ય' કહે છે તે બરાબર છે. ઘેટાંઓના ટોળાના અનુસંધાનમાં મજૂરોનાં ટોળાં બતાવીને જે રીતે ચાર્લીએ યાંત્રિકતાને તાકી તેને બિરદાવતાં મેઘાણી લખે છે : ''કલમનવેશો ! તમે પાનાંનાં પાનાં ભરી મજૂરોનાં ટોળાંની દયાજનકતા વર્ણવી હોત : ચાર્લી એ કામ થોડી સેકંડમાં પતાવે છે... ચાર્લીના હાસ્ય નીચે આજના સામાજિક અન્યાયોનો ઉકળાટ પડ્યો છે.'' (પરિ. : ૧/૧૯). 'મૉડર્ન ટાઇમ્સ'ને સાચી ભાવનાનું અને 'દેવદાસ'ને ખોટી ભાવનાનું ચિત્રપટ ગણાવ્યું છે. ચિત્રપટને સાહિત્યનો સહોદર ગણાવી 'દેવદાસ'ની કારીગરીને વખાણે છે, પણ દેવદાસની નિર્વીર્ય પ્રણયવેદના મેઘાણીને ખટકે છે. એમની ફિલ્મકલાવિવેચનાને સમજવા માટે 'પ્રતિમાઓ' અને 'પલકારા'ની પ્રસ્તાવનાઓ, એમણે પસંદ કરેલી ફિલ્મોની એમણે કરેલી વાર્તાઓ ઝીણવટથી તપાસવી જોઈએ. આર્થિક કારણોસર (ગરીબાઈથી) દીક્ષા લેતી યુવતીને દીક્ષા લીધા બાદ બાપની, ભાઈભાંડરુની, ચાહકની યાદ આવે છે. એ ફિલ્મ છે : 'Cradle Song.' એ ફિલ્મ વિશે લખ્યું છે :

''આપણે ત્યાં ધાર્મિક અસહિષ્ણુતાએ આવા સાહિત્યને જન્માવા દીધું નથી. ધાર્મિક લાગણી દૂભવવાની ધાક છૂપી છરીઓ લઈને આ દેશમાં ચોકી કરે છે. એટલે આપણું સાહિત્ય માનવોર્મિના એક માર્મિક પ્રદેશને સીમાડે પણ ચડી શકતું નથી. પશ્ચિમના કલા-સાહિત્યે આ સીમાડા ભૂંસી નાખ્યા છે.'' આમ ક્યારેક ફિલ્મના કથ્યને ચર્ચે છે તો ક્યારેક ફિલ્મની technic વિશે પણ ચર્ચા કરે છે 'ધ પેટ્રિફાઇડ ફોરેસ્ટ' નામના ચલચિત્ર વિશે લખે છે : 'કાંટાનો ગળીઓ વેરાનભરમાં ઠેલાતો જાય છે, ને પાછળ ચાલ્યો જાય છે એકલ જુવાન. એ ગળીઓ જ આ જુવાનના ચરિત્ર-ચારિત્ર્યનું માર્મિક પ્રતીક છે. પણ ચિત્રપટની સૃષ્ટિ સિવાય બીજે કોઈ ઠેકાણે આ ખૂબી ન લાવી શકાઈ હોત.'' (પરિ૦ : ૨/૨૫). ખાંડેકરની વાર્તા પરથી બનેલ 'છાયા' ફિલ્મ ખૂબ ગમે છે. સર્જકને અભિનંદન આપવાં કે દિગ્દર્શકને તેમને સમજાતું નથી. પેંઢારકરના અભિનય પર એવા વારી જાય છે કે ''મન વિસામણમાં પડે કે મૂળ લેખકે તો ચિત્રપટ પરથી ડૉક્ટર લીધો નહિ હોય ?'' દેશનું ભાંગેલું શિખર, તુલસીનો બળી ગયેલો રોપ, 'પાણી પાણી' પુકારતા બાળકના મોં પર રૂપિયાનો દરોડો, બહાર વરસતા વરસાદને જૂનાં બાલ-જોડકણાં લવી લવીને બોલાવતો શોષિત કંઠ – આવું ઘણું ચિત્રપટે સંકેતવાણીથી વર્ણવ્યું છે તે મેઘાણીને સ્પર્શી જાય છે. તેથી 'છાયા'ને તેમણે 'કલા કલા વચ્ચેના સહકાર' તરીકે જ ચર્ચી છે. (પરિ. : ૨/૨૬). લેખકોએ જો પરદા માટે જ લખવું હોય તો ચિત્રપટના કારીગરો પાસે બેસીને નવી ટેકનિક કશી માનહાનિ વિના શીખવી જ જોઈએ (પત્ર:૪૮૯) એમ તેઓ માને છે. લખેલ વાર્તાને પરદા પર મૂકવા નવું જ કલાવિધાન આપવું પડે એની તેમને પાક્કી ખબર છે.

ફિલ્મની સાથોસાથ એમણે પત્રકારત્વ અને સાહિત્યનો સબધ પણ વિવેચનાત્મક રીતે વિચાર્યો છે ફિલ્મ કે પત્રકારત્વ જેવા media સર્જકને આખેઆખા ભરખી જનારા છે એમ તેઓ જાણે છે, છતા એનાથી રખાતુ દૂરત્વ પણ સર્જકને નવા પ્રવાહોની જાણકારીથી દૂર રાખે છે એમ પણ તેઓ માને છે પત્રકારત્વ અને સર્જનની બેવડી જવાબદારી નિભાવનારા નર્મદના એ અનુગામી છે તો ભગવતીકુમાર કે હરીન્દ્ર દવેના પુરોગામી છે વર્તમાનપત્રોના પાનાને સાહિત્યરગી રાખનાર જીકે ચેસ્ટરટન કે સી પી. સ્કૉટ એમના આદર્શ છે 'ઇલસ્ટ્રેટેડ લડન ન્યુઝ' કે માન્ચેસ્ટર ગાર્ડીઅન' એમના આદર્શ વર્તમાનપત્રો છે પ્રજાના સાહિત્યધોરણને સાચવી રાખવા, સમૃદ્ધ કરવા આવા પ્રકારના પત્રકારત્વનો ખપ હોય છે મેઘાણીના 'એકેડેમિક' નહી તેવા વિવેચનોને આ સદર્ભે પણ જોઈ શકાય સી.પી. સ્કૉટની મૃત્યુઆભી પર લખાયેલી પક્તિઓનો અનુવાદ મેઘાણીએ આપ્યો છે એ જ અજલિ એમને પણ લાગુ પડે (પરિ ૨/૧૬૪)

"ઘણી સહેલાઈથી એ પૈસાદાર બની શક્યો હોત પોતાના અખબારનુ ધોરણ જરીક નીચુ ઉતારે એટલી જ વાર હતી પરન્તુ એ લાલચની સામે થવા જેટલીય જરૂર એને નહોતી પડી કેમ કે ધક્કો મારીને કાઢવો પડે તેટલો એની નજીક જ એ કમાવાનો વિચાર નહીં આવેલો ને ' સળગતી પ્રામાણિકતાને સેવનારો એ માણસ હતો એટલુ કહેવુ બસ નથી એનામા તો ઇજ્જતની વીરતા હતી " મેઘાણી 'કલમ અને કિતાબ વડે આવુ જ જીવ્યા હતા એમના સકેતના આધારે પુસ્તકો ખરીદાતા હતા. આમજનતા માટે થતા લખાણોમાથી તેમ છતા મેઘાણીની સાહિત્યવિભાવના સ્પષ્ટપણે ઊભી થાય છે સાહિત્યની સિદ્ધાતવિષયક અલપઝલપ તો અલપઝલપ મેઘાણીમાથી શુ મળે છે તે જોઈએ. સર્જકને 'શબ્દના સોદાગર' ગણાવીને 'આતમની એરણ પર જે દી અનુભવ અથડાય જી, શબ્દ તણખા ઝરે, રગરગ કડાકા થાય, ચલ મન શબદને વેપાર' એવી પક્તિ સર્જક મેઘાણી પાસેથી મળી હતી. સિદ્ધાત – મુદ્દાઓ પણ મેઘાણીમા કાવ્યાત્મક વિવરણથી આગળ ખસતા નથી માટે જ શરૂઆતમા મેં તેમને આર્નોલ્ડીઅન પરપરાના વિવેચક ગણાવેલા "આપણો સ્વધર્મ" (સર્જકનો), અનેકના હૈયામા રમી રહે તેવા વાણીસ્વરૂપો ઘડવાનો છે " પણ આ 'કેમ ઘડી શકાય' તે વિશે, ઘડાયેલાં વાણીસ્વરૂપો કોના કોના તે વિશે કશુ જ કહેતા નથી. સર્જક વિશે લખે છે (પરિ ૩/૨૩૮)

"પ્રત્યેક સાહિત્યકાર પ્રજાસૈન્યનો સિપાહી છે અને યુદ્ધની પરિભાષા આપણને ન ગમતી હોય તો એમ કહીએ કે પ્રત્યેક લેખક નવયુગની રચનામા રોકાયેલો મજૂર છે એ ખરા દિલની મજૂરી કરે પછી ભલે એને કોતરકામ આવડતુ હોય તો નકસી કરે, ને નહિ તો સાદા પથ્થરો ફોડે ચાહે એ મહાકાવ્ય લખે કે દૈનિક છાપાની અદર રિપોર્ટો લખે, પણ એનુ નિર્મિત કાર્ય તો એ કરે જ કરે ન કરનારને નવરચનામા સ્થાન નહિ એની જાદુગરી ન ચાલે એ છેતરી કે રમાડી ન જાય એને જૂઠી ભવ્યતાના પોષાક પ્રજા નહિ પહેરાવે ' આવા સર્જકે કોઈ ને કોઈ દેશી કે વિદેશી પ્રશિષ્ટ સર્જનનુ સેવન કરતા રહેવુ જોઈએ. તો જ એ પોતાની સર્જકતાને ધારદાર બનાવી શકશે દૂધનો લોટો લેવા નહીં જઈ શકતો સર્જક મેઘાણી માટે મહત્ત્વનો નથી. સાહિત્યની વ્યાપકતા તેમની ઝખના છે ઊર્મિપ્લાવિત ગદ્યમા તે ઝખના આ રીતે વ્યક્ત થઈ છે (પરિ ૩/૨૩૯)

"સાહિત્ય એટલે મુબઈના મહોલ્લાના કોઈ ત્રીજા માળા પર ખરે બપોરે દદૂડી પાડતા નળનુ પા અરધી ડોલ પાણી નહિ સાહિત્યની તો સાગરવેળ, જીવનના વિશાળ ક્ષેત્રને અણુઅણુએ પ્લાવિત કરી મૂકે '

અન્યત્ર સાહિત્ય વિશેની વિભાવના આ રીતે વ્યક્ત થઈ છે (પરિ ૩/૨૪૯) 'ધ્યેય તો જીવન છે, સાધ્ય તો જીવન છે, સાહિત્ય ફક્ત સાધન છે, એ વાત ફરી ફરીને કહેવાની જરૂર નથી રહી. પરન્તુ સાધનનુ સ્વરૂપ એની શુદ્ધિ સાચવે તો જ સાધ્યને મદદગાર બને ને ' અને એ સાધનની શુદ્ધિ તો સાધન વાપરનારે સચ્ચાઈપૂર્વક સમજી લેવી રહે છે ને ? આપણામાથી કેટલા થોડા એ સાધનના શુદ્ધ સ્વરૂપને સમજ્યુ હોવાનો

દાવો કરી શકીએ ?'' દૃષ્ટાંત સાથે આ વાત તેમણે 'પરિભ્રમણ'ના પહેલા ખંડમાં (પૃ.૩૦) આ રીતે કરી છે :

''દેવની મૂર્તિ છે માટે એનું શિલ્પવિધાન ગધેડાને મળતું હશે તો ચાલશે એમ કહી નથી શકાતું. રાષ્ટ્રગીત બનવા માગતી કવિતાએ વધુમાં વધુ કલાનિર્માણ પોતાનામાં ઊતરેલું બતાવવું જો'શે. 'વૈષ્ણવજન'નું કાવ્ય ગાંધીજીના અમુક જીવનાદર્શોને બંધબેસતું થઈ ગયું તેથી કાંઈ પરિપૂર્ણ કાવ્ય નથી બની જતું. જવાહરલાલનો ગમે તેવો ખરાબ ફોટો એ ફોટોગ્રાફરની કે પત્રકારની ઇજ્જતનો રક્ષણહાર ન બની શકે.''

મેઘાણીનો સમયગાળો ગુજરાતી સાહિત્યમાં ઉપેક્ષિતોની રચનાનો ગાળો સવિશેષ હતો. સાહિત્યમાં પ્રગતિવાદ વિશેની એમની સમજ સંતુલિત બની હોવાથી એ ગાળાના અનુગામી સર્જકો એમનાથી પ્રભાવિત હતા. સાહિત્યમાં આંદોલન વિશે એમની સમજ આ રીતે વ્યક્ત થઈ છે :

''જવાબો માગનારું નૂતન આંદોલન પણ શક્તિશાળી અને ગંભીર હોવું જોઈએ. લે-ભાગુ કે બેજવાદાર, ભાંગફોડિયા, હરકોઈ હાલી મળેલા 'વાદ'ને સાહિત્યનો પ્રદેશ ગાંઠશે નહીં. સાહિત્યદૃષ્ટિનાં માપ કાઢવા, તેનો કસ ઉતારવા આવનાર તત્ત્વે પણ નગદ અને સંગીન, કસાયેલ અને દૃષ્ટિવંત હોવું જોઈએ. સોનાનો કસ ચોકસીથી જ કાઢી શકાય, બકાલીથી નહિ.'' તેથી પીડિત પક્ષના નામે 'હાંકે છે' એની સામે મેઘાણીને ભારોભાર રોષ છે. એને મેઘાણી એક વધુ પ્રકારનું exploitation જ ગણે છે. આજે જ્યારે દલિત સર્જકો સક્ષમ રીતે જ ઊપસવા માગે છે ત્યારે મેઘાણીના આ વિવેચનકાર્યની પ્રસ્તુતતા પરખાઈ રહે છે. 'સાહિત્યમાં પ્રગતિવાદ' એ પરિભ્રમણ : ખંડ ૧નો લેખ છે. (પૃ. ૨૧૯). તેમાં ગૉર્કીના દાખલા વડે સમસ્યા હલ કરવાનો પ્રયાસ કરે છે.

''ગૉર્કીનો દાખલો લેનારાઓ બધા કંઈ ગૉર્કીઓ નહિ બની શકે. કેમ કે આજનો ભાગ્યે જ કોઈ ગુજરાતી લેખક માનવતાના અંધારા પાતાળમાંથી ઊઠેલો છે. એટલે જાતઅનુભવનો લાભ તો એને જડશે નહિ. માટે જ પ્રગતિપણાના નમૂના લેખે ગૉર્કીને પોતાની સામે રાખીને બેસનારો લેખક એટલું ન ભૂલે, કે પોતે જે જગતને પૂરેપૂરું જાણે છે તેને વિશે જ પોતાની કલમ ચલાવે, એક પ્રજાવર્ગને વિશે મેળવેલું જ્ઞાન પોતે બીજા પ્રજાવર્ગને લાગુ ન પાડી બેસે અને વધુ પિછાન ન કરી શકે તો ખેર, પોતાના ૯ પડોશમાં પડેલું દુનિયાનું, ગૉર્કીએ કરાવ્યું છે તે જાતનું વફાદાર, પ્રશ્નો પ્રેરતું, વિચારો જગતનું, સ્વસ્થ, વિગતવંતું. અને શક્ય તેટલું પૃથક્કરણશીલ દર્શન કરાવે પોતાના સાહિત્યમાં; આ કરતાં પણ વધુ ફાજલ તાકાત હોય તો અન્ય વર્ગોમાં ઊતરીને ઊંડો તાગ લઈ આવે; ઊંડું અન્વેષણ કરે. આ વગરનું સાહિત્ય ઢોંગી બનવાનું.''

એમની આવી સમજના કારણે તેઓ પ્રગતિવાદને સાહિત્યના ધોરણે જ આવકારે છે. તેથી તેઓ રવીન્દ્રનાથનાં વર્ષાઋતુનાં કાવ્યોને 'પ્રત્યાઘાતી' કહેવા તૈયાર નથી. કારિકાગ્રસ્ત બની ગયેલા પ્રગતિશીલ સાહિત્યને તેઓ જીવંત ગણતા નથી. ''પ્રગતિશીલપણાની વ્યાખ્યારૂપી ચાળણીમાંથી ચળાઈને નીચે તો જશે કેવળ મજૂર ગીતો (જેમાંથી ઈશ્વર પાછો બાદ હશે), નારીસ્વાતંત્ર્યનાં ગીતો (જેમાં નરને ફિટકારો દેવામાં આવ્યા હશે) અને ક્રાંતિગીતો (જેમાં 'ઊઠ', 'જાગ', 'શોષકોને ખતમ કર', 'નવી દુનિયા વસાવીશું' જેવા જ શબ્દોનો ભંડોળ હશે.)'' (પરિ. : ૧/૨૨૧). આના સંદર્ભમાં જ તેઓ લેનિનની એક વિદ્યાપીઠની મુલાકાત ટાંકે છે, જેમાં વિદ્યાર્થીઓએ ગૌરવભેર કહ્યું, 'અમે નવા લેખકોનું જ વાચન કરીએ છીએ. જૂના બુર્ઝ્વા ગ્રંથકારોને અમે નથી અડકતાં ત્યારે લેનિનને ખેદ થયો. લેનિન ખુદ ટૉલ્સટૉય, ગૅટે, હેઇન જેવા, પુશ્કિન જેવા પરંપરાગત લેખકોને ખૂબ મહાન માનતા. વિદ્યાર્થીઓની ગેરસમજ લેનિને એ વાત કરીને ટાળેલી. મેઘાણી લેનિનની આ ચેષ્ટાને ખૂબ જ સૂચક ગણે છે. 'સાહિત્ય અને પ્રગતિ' નામના એક સંપાદનની એક વાર્તા નિમિત્તે લખે છે : '' 'મધવાળી' નામની વાર્તાને પ્રગતિશીલ સાહિત્યમાં મૂકી શકાય કે ? મનુષ્યની એકેએક નબળાઈને અને વિકૃતિને શબ્દસ્થ કરવામાં પ્રગતિવાદ રહેલો છે એમ તો ન જ મનાવું

જોઈએ સાહિત્યમા કઈ કઈ વસ્તુને ઉતારવી તે કરતા કઈ કઈ વસ્તુ ન ઉતારવી એ નિર્ણય વધુ મહત્ત્વનો છે મનોવિશ્લેષણને નામે વાઙ્મયનિર્માણમા આચરાતા અનિષ્ટોને નવો પ્રગતિવાદ જો માન્ય રાખતો હોય તો તે પ્રગતિવાદને નામે પણ પાર વગરના સડા પથરાવાનુ જોખમ કહેવાય." આ રીતે તેઓ પ્રગતિવાદના લક્ષણો (પરિ ૧/૨૩૬) વિષે પણ સ્પષ્ટ હતા. રાજકીય વિચારોની ખીંટી બનતી કૃતિઓએ નવી બેડીઓ પહેરી છે તેમ માને છે

"ગાધીવાદી વાર્તાઓ, સમાજવાદી વાર્તાઓ, મૂડીવાદી કૃતિઓ, જુનવાણી કલા ને નવસર્જનની કલા, આ પણ ખોટા વિભાગો છે ગાધીની ખાદી અને પૂણી, કરડના ચોખા અને તકલી, રેંટિયો વગેરે કોઈ પણ વાર્તા કે કવિતાના વિષય બની શકે નહિ અખિલ હિંદ ચરખા સઘે હજુ એવી નવલકથાઓ લખાવી નથી કે ગાધીજીએ હજુ એવી કૃતિને શ્રેષ્ઠ ગાધીવાદી નવલકથા લેખે સાહિત્યની છાતી પર નથી ચડાવી મારી. તેમ એકાદ ઝૂપડીમા રેંટિયો ફેરવતી ડોશીનુ કોઈ પણ વાર્તામાનુ શબ્દચિત્ર એ વાર્તાને ગાધીવાદી કૃતિ નથી બનાવી શકતુ ગાધી તો આજે માનવતાના અણદીઠ પ્રદેશોને પ્રકટ કરતા ઊભા છે સાહિત્યકારની આખ સામે એણે અણદીઠ જગતો અજવાળી આપેલ છે એ જ અજવાળા કરી આપનાર લેનિન આવી ગયો બેમાથી એકેયનો દાવો સાહિત્યને પોતાની બાદી બનાવવાનો નથી સાહિત્યકાર, તારી કલમને કોઈ પણ વાદની બાદી ન બનાવજે, તુ કોઈ દુકાનદારની જાહેરખબર ન બનજે" (પરિ ૧/૨૪૪)

Rapp નામની સસ્થા સ્વાધીન રશિયામા કેવી કારિકાગ્રસ્ત બની હતી તે બતાવતા મેઘાણી લખે છે

"લોખડ કે હથોડાના ગુણ ન ગાય તે કાવ્ય નહિ કોલસા અને ખાણિયાનો મહિમા ન આલેખે તે વાર્તા નહિ એન્જિન કે કેઇનનુ સૌદર્ય ન બતાવે તે સિનેમા નહિ નાટક તો એ જ જેનો નાયિક મજૂર અથવા ઇજનેર હોય, સાહસ હોય કોઈ સરકારી યોજનાને પાર કરવાનુ, દુર્જન તો હમેશા કોઈ વ્યાપારી, મૂડીદાર, ધર્મગુરુ અથવા જાસૂસ જ હોય નાયક હમેશા અતમા વિજય કરતો હોય, ને સમાપ્તિ હમેશા કોઈ ક્રાતિપક્ષી વક્તૃતા, ક્રાતિ-ગીત તેમ જ લાલ વાવટાના ફરકાવવાથી થતી હોય." (પરિ ૨/૧૨૦)

આવી સ્પષ્ટ વિવેચનાત્મક સમજ હોવાના કારણે મેઘાણીએ આજીવન દલિતપીડિતના કાવ્યો લખ્યા, છતા પોતાનાથી જુદા જ પ્રકારની કાવ્યપરપરા ને સ્વસ્થાની મૂલવી શક્યા

' નરસિંહરાવે જીવનવિગ્રહ કેમ ન નિરૂપ્યો, દેશાભિમાનની કવિતા કેમ ન લખી, વગેરે પૂછવાનો આપણને જરાય અધિકાર નથી એ એમની રુચિ કે માન્યતાની વાત હતી" (પરિ ૨/૨૫૨) આ જ મતલબનો ખ્યાલ ગ વિ પાઠકે વ્યક્ત કર્યો તો એને પણ ટાકે છે (પરિ ૨/૨૩૯)

"સૌથી પહેલુ તો આ ગરીબોના' નામોનુ થઈ રહેલુ એક્સ્પ્લોઇટેશન ચૂપ બનવુ ઘટે. ખુદ એ લખનારાઓ જ ગરીબોને પોસાતા ભાવે છાપા અથવા ચોપડીઓ વેચતા નથી, તેઓ ગરીબો જેવુ જીવન જીવતા નથી, તેઓ પોતાની પુત્રીઓને ગરીબો વેરે નથી પરણાવતા કે ગરીબોની પુત્રીઓને નથી. પરણતા, તેઓના જીવનનો ભાગ્યે જ કોઈ અશ ગરીબોની દુનિયા જોડે સબધ ધરાવતો હોય છે 'ગોરક્ષા'ને નામે પેટીઓ ફેરવનારા એજન્ટોથી ગરીબોને નામે લખનારા, બોલનારા ઘણાખરા જરીકે જુદા નથી. અરે, પોતાને ધધે ખેડૂત અને સાળવી તરીકે ઓળખનાર ગાધીજી સુધ્ધા ખાનપાન અને રહેણીકહેણીની બાબતમા પોતાનો ઉપલો મધ્યમ વર્ગ (અપર મિડલ ક્લાસ) છોડી શક્યા નથી." આમ કહીને તેઓએ કવિ પોતાના સ્વભાવને ઓળખીને ઉરઅનુભવ્યુ જ ગાય તેને જ ઉત્તમ ગણ્યુ છે આ જ લેખમા તેઓ વધુ સ્પષ્ટ થઈને પ્રગતિવાદ વિશેની પોતાની સમજને વધુ સ્પષ્ટ કરે છે

"એક ગીતમા પીડિતોનો કે અમુક શોષિત વર્ગનો નામનિર્દેશ છે, માટે જ કઈ એ સાચુ ગીત નથી બની જતુ ને બીજા ગીતમા નદીનુ કે કોયલનુ સુખભાવથી પ્રેરિત વર્ણન છે તેટલા માત્રથી જ તે કઈ ગીત મટી જતુ નથી બન્નેમા પરીક્ષા તો એ હોવી જોઈએ કે સચ્ચાઈ, લાગણીની સચ્ચાઈ શામા વધુ છે ?

રસનું ચિરગુંજન એમાંથી કયામાં છે? જીવન પર માર્મિક પ્રકાશ નાખતી દૃષ્ટિ શામાં છે?...

સ્વાધીનતા ન મળે ત્યાં સુધી, અથવા તમામ ક્ષુધાર્તોને રોટી ન મળે ત્યાં સુધી, કોયલોને વીણી વીણીને આપણે મારી નાખતા નથી. પુષ્પોને ખીલવાનો અને પતંગિયાંને નૃત્ય કરવાનો કોઈ મનાઈહુકમ નથી કાઢતું. પહાડોનાં શિખર સુંદર હરિયાળાં બનતાં અટકતાં નથી. સંધ્યાઊષાનાં ચિત્રણકામ નિષેધ પામતાં નથી. ચંદ્ર-તારાઓને બુઝાવી નાખી આકાશ શોક પાળવા બેસતું નથી...

પ્રજાવ્યાપી વિરાટ દેહમાં કંઈ કંઈ મનોકામનાઓ, મહેચ્છાઓ, આવેગો અને આવેશો રમણ કરે છે, સ્ફૂર્તિ અને મુક્તિ શોધે છે. એની સામે 'વિલાસ ! વિલાસ !' નામનાં પાટિયાં લગાવી પ્રવેશદ્વાર રૂંધવાથી શું વળશે ?''

વિવેચકે જ્ઞાનનાં વિવિધ ક્ષેત્રો સાથે ઘરોબો રાખીને વિકાસ પામવાનો હોય છે, તે તરફ સંકેત કરતાં લખે છે (પરિ. :૩/૨૯૦) :

''જે પાંડિત્ય પ્રગતિ ન બતાવે, સાધના ચાલુ ન રાખે, જ્ઞાનોપાર્જનના નૂતન પ્રદેશો ન ખેડે, તે પાંડિત્યને ભૂતકાળ રહે છે, ભાવિ નથી રહેતું. ભૂતકાળ પણ નિસ્તેજ બને છે.''

આ સિવાય 'પરિભ્રમણ'ના ત્રણેય ખંડોમાં જે પ્રાસંગિક લેખો છે તેમાંય સાહિત્યચિંતા, સાહિત્ય અને સમાજને નિકટ લાવવાની ઝંખના જ વ્યક્ત થાય છે. જે રીતે એમની કવિતામાં Missionary Zeal છે તેવી જ રીતે તેમનાં આવાં સાહિત્યિક પત્રકારત્વવાળાં લખાણોમાં પણ છે. દુનિયાભરમાં સાહિત્યકારોની ટપાલટિકિટો ક્યાં ક્યાં કેવી કેવી છે તેની માહિતી આપે, ખાનગી પત્રો કે ડાયરીના આધારે સર્જકને બદનામ કરનારાં લખાણોને 'દુ:શાસનવૃત્તિ' ગણાવે, નવાં નાટ્યગૃહો બાંધવાનાં થાય ત્યારે તેમાં બેઠકમાં ભેદભાવ ન રાખવાનો સૂર કાઢે, દરેક ગામમાં ગ્રંથાલય હોવું જ જોઈએ એવો આગ્રહ સેવે, વિદેશમાં વસતા ગુજરાતીઓને વતનપ્રેમનું ગાણું ગાવાને બદલે ત્યાંની સંસ્કૃતિ, ઇતિહાસ, કળા, શિલ્પ, સ્થાપત્યને પ્રસરાવવાની સલાહ આપે છે. 'પરિભ્રમણ'નો સાવ છુટ્ટો પડી જતો અંશ છે પ્રત્યેક ખંડનાં રેખાચિત્રોનો. આ રેખાચિત્રોમાં વૈવિધ્ય છે. કેશવ હ. ધ્રુવ કે હીરાલાલ પારેખ જેવા સંશોધકો, અહિવાસી જેવા ચિત્રકાર, પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડે જેવા સંગીતવિદ, ગિજુભાઈ કે કાકાસાહેબ જેવા કેળવણીકાર, મોતીભાઈ અમીન જેવા ગ્રંથપાલ, આનંદશંકર ધ્રુવ જેવા સંસ્કૃતિચિંતક કે અખંડાનંદ જેવા ધર્મપુરુષ છે. જીવંત ન હોય તેવા હેમચંદ્રાચાર્ય જેવાનું પણ રસપ્રદ રેખાચિત્ર એમણે કર્યું છે. વ્યક્તિના ગુણોને તેમણે પ્રસંગોના નિર્માણમાંથી લાઘવપૂર્ણ રીતે આલેખ્યા છે. હીરાલાલ પારેખ જેવી વ્યક્તિનો પરિચય નહિતર થોડો આપણને મળત ! રેખાચિત્રોનાં શીર્ષક પણ આકર્ષક છે. 'વિદ્યુતચેતાવક ગિજુભાઈ'. ક્યારેક સૂત્રાત્મક વાક્ય વડે અંજલિ અપાઈ છે. ''સો લેખકો ઓછા મળો. આવો એક ગ્રંથપાલ મળવો એ સાહિત્યકારની મહત્તર પુણ્યકમાઈ છે.'' ('મોતીભાઈ અમીન' વિશે).

'પરિભ્રમણ'ના વિવેચનલેખોનું ગદ્ય તળપદ, ઉત્કટ હોઈને વિવેચન પણ લોકપ્રિય બની શકે એ ઢબે લખાયેલું છે. જ્યારે વિવેચનલેખો આજે એવી ગુજરાતી ભાષામાં લખાઈ રહ્યા છે કે એ લેખોનું પુન: ગુજરાતી કરવું પડે ! – ત્યારે મારી દૃષ્ટિએ તો કેવળ વિવેચનાત્મક ગદ્યની દૃષ્ટિએ પણ મેઘાણી પ્રસ્તુત છે.

સર્જક તરીકે મેઘાણીમાં બાળકાવ્યથી માંડી નવલકથા સુધી કસુંબલ રંગની શોધનું સાતત્ય જણાય છે તેમ વિવેચનમાં પણ સાતત્ય છે. એમની સાહિત્ય – વિભાવના રંગપલટા કરતી નથી તેથી મને તો એમના વિવેચનલેખો સ્વકીય ધરી પર થયેલું 'પરિભ્રમણ' જ લાગ્યા છે. કોઈકે કહ્યું છે : 'It is difficult to be correct rather than to be critical'. મેઘાણી કેટલા વિવેચનાત્મક હતા તે વિશે કોઈને વિવાદ હોઈ શકે, પરન્તુ મેઘાણી સાચા હતા તે વિશે કોઈનેય બે મત ન જ હોઈ શકે.*

* ભાવનગર યુનિવર્સિટીએ યોજેલ 'મેઘાણી જ્ઞાનસત્ર'માં અપાયેલ વ્યાખ્યાન.

## સરસ્વતીના તેજોમય અજસ્ર પ્રેરણાનિર્ઝર

લેખક સર્જકતાનો વાહક હોય છે – જેમ નીક નહેર કે નળ પાણી વહે છે તેમ

અને કેટલીક વાર એ વિચારોનું વહેણ કેવુ હોય છે ગાંડીતૂર ભરતીની જેમ તે મનમા પૂરપાટ આવે છે અને ક્ષુલ્લક વિચારોના બધોને ઘસડી જાય છે

તેમ છતા ઘણીયે વાર ધોધવો કોઈક જગ્યાએ વળાક લે છે કોઈક ખડકાળ ઊંડી ખો પાસે પહોંચે છે — જ અફાટ પોલાણ ભાવવિરેચને સરજ્યુ હોય છે — અને એમ ખાલી સ્મૃતિના કાંઠા વચ્ચેની નિ શબ્દ સાકડા ઊંડ કોતરમા પણ વેગ પકડતી એ ગિરિનદી ઊંચી ભેખડની ધાર પરથી પોતાને ફગોળીને નીચે ને નીચે નાળામા પડે છે ઠેઠ નીચેથી જોતી આતર દૃષ્ટિને એ એક ચમકારા રૂપે કળાય — કદાચ સસ્મરણના સગેમરમરની છીપર પર પ્રેરણાનુ ક્ષણિક પ્રતિબિંબ. પરતુ એ સઘટિત બનેલો પ્રવાહ તો ક્યારનોયે વિચ્છિન્ન બનીને વીખરાવા માડ્યો હોય છે — દબાવી દીધેલી જરૂરતો કામનાઓ, સવેદનો ભાવાવેગોની ધૂધળી શીકરછોળ રૂપે અને છેવટે જ્યારે આ જળછટાઓ પીંછા સમી મસૃણ, નીચે વાટ જોઈ રહેલ વિસ્મૃતિની અણીદાર ટેચો પર આવી અથડાય છે ત્યારે તે જાણે કે હતી જ નહિ તેમ અદૃશ્ય થઈ જાય છે અને ઊંચે ઊંચે રહેલો નદીપટ ફરીથી હાડકા સૂકો બની જાય છે માત્ર મસ્તિષ્કનો એક અણુમાત્ર રજકણ તે જગ્યાએ એક વાર પ્રેરણાપ્રવાહ વહેતો હોવાનો કશોક સકેત આપે છે

પણ રહો કદાચ ત્યા નીચે કરો રજ્જુરૂપી ધારદાર ઢેકાઢૈયાવાળી કરાડની અધવચાળે કશીક હલચલ કળાય છે

જુઓ, જુઓ સર્જકતાની એક ઝીણી સરવાણીએ એક જ્ઞાનતતુની નીકમા પોતાનો રસ્તો શોધી લીધો છે — અતાગ રસાતળને ઘેરતી દીવાલો પર રહેલી અસખ્ય નીકોમાની કોઈ એક બધીય કલ્પનાને પડકારતી તે હવે ઊંચે ચડી રહી છે કારણ કે અહીં ગુરુત્વબળના જેવા કોઈ દુન્યવી કાર્યકારણનિયમો લાગુ પડતા નથી. જે તેજોમય તતુ વળ ખાતો વળાક લેતો, દુર્ધર્ષપણે લક્ષ્યસિદ્ધિ તરફ આગળ વધી રહે છે અને પછી દૃષ્ટિને અગોચર બને છે એક સ્વલ્પ પણ ઝળહળતો ઝબકાર જગતને અજવાળી જાય છે — અને દિવ્યતાનો આવિષ્કાર થાય છે કદાચ એવા કાવ્ય રૂપે, જેનો છંદોલય જીવસૃષ્ટિના છંદોલયનો પડઘો પાડે છે અથવા તો સગીતના રાગ રૂપે જે આપણા ચિત્તમાં એકલવાયાપણાની વિભીષિકાને તેમ જ અનતતાની નિરાશાને જાગ્રત કરે છે અથવા તો કોઈ કથા રૂપે, જે સમયને અતિક્રમી જતી, સનાતન છે

પરંતુ તમે પૂછશો, પણ એ કલ્પનાતીત સ્રોતનાં બીજા અબજો બિંદુઓનુ શુ ? તમે આસપાસ દૃષ્ટિપાત કરશો તો અધાધૂધ અધેરની વચ્ચે રહેલી ક્ષણિક ભાતોની ઝાખી રૂપે, બર્બર જગત વચ્ચે રહેલ ઉદાત્તતાના સ્ફુલિંગો રૂપે એ તમને કળાશે મરણોન્મુખ ચિત્તની અણમોલ સ્મૃતિઓ રૂપે આજના કાગારોળ સમા સગીતની વચ્ચે રહેલ એકમાત્ર શુદ્ધ સૂર રૂપે.

હ ભાયાણી

(૧-૯-૮૫ના ટાઇમ્સ આવ ઇન્ડિઆ મા પ્રકાશિત
આર.પી. સુબ્રમનિયનના મધ્યવર્તી લેખને આધારે)

---

## સાભાર સ્વીકાર

### ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (રતનપોળ નાકા સામે, ગાધીમાર્ગ અમદાવાદ)ના

**સુરેશ જોષી** (ગુજરાતી ગ્રથકાર શ્રેણી ૪૩) સપા રમણલાલ જોષી, લે ચન્દ્રકાન્ત ટોપીવાલા, કિં રૂ ૪૦/ **પ્રશ્નોના મૂળમાં** લે. સ્વામી સચ્ચિદાનદ કિં રૂ ૬૦/ **વળાંક** લે મોહમ્મદ માકડ કિં રૂ ૧૦૦/ **સફળતા** લે ઉપર મુજબ, કિં રૂ ૧૫૦/ **રાજગઢી** લે રામચદ પટેલ, કિં રૂ ૯૦/ **હૃદયસરસાં** લે. ભગવતીકુમાર શર્મા, કિં રૂ ૮૦/ **કાચા સૂતરને તાંતણે** લે. રઘુવીર ચૌધરી, કિં રૂ ૧૮૦/ **સાચા સરનામે** લે સૂરજપ્રકાશ, અનુ રાજેન્દ્ર જોષી, કિં રૂ ૬૭/ **જીવનસૂત્ર** ર્ડા. ઊર્મિલા શાહ, કિં રૂ ૮૫/ **કવિ ખબરદારના ગદ્યલેખો** સપા ર્ડા. ધર્મેન્દ્ર માસ્તર, મધુરમ્ કિં રૂ ૧૨૦/

### પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ (પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્નીરોડ, મુબઈ ૪૦૦ ૦૦૨)ના

**ભારતમાં બાળમજૂરો** (પરિચય પુસ્તિકા-૯૦૧) લે. પ્રફુલ્લ ત્રિવેદી, કિં રૂ ૫/ **સુન્દરમ્** (પરિચય પુસ્તિકા ૯૦૨) લે. રમણલાલ જોશી, કિં રૂ ૫/ **સંયુક્ત રાષ્ટ્રસંઘનાં પચાસ વર્ષ** (પરિચય પુસ્તિકા, ન ૯૦૩) લે ઉષા ઠક્કર, કિં રૂ ૫/ **સેબી શું છે ?** (પરિચય પુસ્તિકા, ન. ૯૦૪) લે. જયેશ ચિત્તલિયા, કિં રૂ ૫/ **વિવિધ તબીબી પદ્ધતિઓ** (પરિચય પુસ્તિકા, ન. ૯૦૫) લે. ડા ઇન્દુલાલ જવેરી, કિં રૂ ૫/ **ભારતમાં સિનેમાનાં સો વર્ષ** – (પરિચય પુસ્તિકા, નં. ૯૦૬) લે. વીરચદ ધરમશી, કિં રૂ ૫/ **મિસાઈલની કથા** (પરિચય પુસ્તિકા, ન. ૯૦૭) લે અરુણકુમાર દવે, કિં રૂ ૫/ **કોપીરાઈટનો સુધારેલો કાયદો** (પરિચય પુસ્તિકા, નં ૯૦૮) લે.જિતેન્દ્ર દેસાઈ કિં રૂ ૫/ **જૂની ગુજરાતી રંગભૂમિ** (પરિચય પુસ્તિકા ન. ૯૦૯) લે. સતીશ વ્યાસ, કિં રૂ ૫/

## માના ગયા પછી

**લાલજી કાનપરિયા**

આ ઓરડો, આ ઓસરી, આ ફળિયું પણ હવે
લાગે બધાં સૂનાં સૂનાં માના ગયા પછી.

હંમેશ હસતી આંખમાં ઘટના બની નવી,
આંસુ વહ્યાં ઊનાં ઊનાં માના ગયા પછી.

જે હેતથી બોલાવતી, પ્રેમથી પુકારતી,
એ સ્વર હજી ગુંજે જૂના માના ગયા પછી.

તુલસી તણો ક્યારો અને ઉદાસ છે હવા,
છે દશ્ય સઘળે સૂનમૂનાં  માના ગયા પછી.

ઊડી ગયું પંખી અને ટહુકો ગયો રહી,
લો, ઘૂઘવે દરિયા લૂના માના ગયા પછી.

## માતાની મમતા એ તો–

**અનામી**

માતાની મમતા એ તો–
હરિનું વર-દાન છે,
કાળે ચળેય ના એવી
આ તો અક્ષય ખાણ છે.
માતાની મમતા એ તો–

માતાની મમતા એ તો–
સ્વયં પ્રભુની શાન છે,
સચરાચરે શું વ્યાપેલું
અ-પરા દિવ્ય ગાન છે.
માતાની મમતા એ તો–

માતાની મમતા એ તો
અનેરું અમીપાન છે,
આદિ-અન્તની ઇતિશ્રી :
અનસ્ત દિવ્ય ભાણ છે.

## અટકળ

**જગદીશ ધ. ભટ્ટ**

આકરી આલોચનાનું  ફાલતુ કારણ હશે ?
જામનું છલકી જવું એ આગવું કારણ હશે ?
રાઝ પાયાદાર ને પાયા વિનાની વાત છે,
આખરે તો નોતરેલા મોતનું મારણ હશે ?

આમ તો ઓથાર ઊગ્યા પ્હોરથી બોઝલ અને
રાત વીતી વાતનું આંખ પર ભારણ હશે ?

શ્રાવણીના નેહમાં આ ઝાંઝવાં હીબકાં ભરે,
લાગણીનું રેત થૈ ઊડી જવું તારણ હશે ?

ભાર ને આભારથી આ જિંદગી ઝૂકતી રહે,
મૌતની છાયા તળે એ કારમું કામણ હશે ?

આ હૃદયને કોતરીને આપદા હસતી ફરે,
એ જફાને જોડતું કો જાગતું ઝારણ હશે ?

કોથળામાં પાંચશેરી ને વિધાતા ઘાવ દે,
એ ફરેબી ચાલને ફંફોસતું સાધન હશે ?

પન્ના નાયક

૧૯૯૫ની પહેલી જાન્યુઆરીએ સવારે ચાર વાગ્યે બાળકૃષ્ણ ઝબકીને જાગ્યો બેઠો થયો બાજુમા સૂતેલી સુમુખી પત્ની હસાને જોઈ બાળકૃષ્ણના મનમા ઝબકારો થયો એને ખાતરી થઈ ગઈ કે નક્કી હંસા કોઈ બીજાના પ્રેમમા છે એણે ફરી હસા સામે જોયુ ચાદર થોડી પોતા પાસે ખેંચી ગળુ ઢાક્યુ સામે બારી હતી બહાર અધારુ હતુ

હંસા કોઈના પ્રેમમા છે પણ કોના ? કશુ બોલતી નથી. બોલે તો તો સારુ છેલ્લા ત્રણ વરસથી એની વર્તણૂકમા, એના બોલવાચાલવામા, એની વિચારસરણીમા ખાસ્સો ફેર પડી ગયો છે

બાળકૃષ્ણે અદબ વાળી. ફરી એક વાર હસા સામે જોયુ એ નિરાતે સૂતી હતી.

બાળકૃષ્ણ ને હસા મુબઈમા મળેલા મિત્રો દ્વારા ક્લિક થયુ ને પરણ્યા બાળકૃષ્ણને અમેરિકા ભણવા આવવાની સ્કૉલરશિપ મળી બન્ને આવ્યા બાળકૃષ્ણે પૉલિટિકલ થિયરીમા પીએચ.ડી કર્યું હસાનો વિષય ગણિત. ઇન્ડિયન પૉલિટિક્સમા સાધારણ રસ એમના લગ્નને પદર વરસ થયા છે સસાર સુખી મિત્રો ઇર્ષ્યા કરે ને કહે કે હસા – બાળકૃષ્ણ એટલે લક્ષ્મી – નારાયણની જોડી થોડા સમયથી હસા બાળકૃષ્ણ સાથે હોય તોય ન હોય વાતવાતમા કઈ વિચારમા પડી ગઈ હોય

ગઈ રાતે એમણે પ્રેમ કર્યો

"કેવુ રહ્યુ હંસુ ?' હમેશની જેમ બાળકૃષ્ણે પૂછ્યુ

"તે તને લાગે છે કે તેં એક હાથે તાળી પાડી, બાળકૃષ્ણ ?" હસાએ કહ્યુ

પહેલા કાયમ બાળકૃષ્ણ પૂછે કે કેવુ રહ્યુ હસુ ? તો હસા હસીને કહે કે "એય બિલ્લુ, શિખરે ચડ્યા'તા ત્યારે હુંય સાથે હતી, હ કે" બાળકૃષ્ણને બિલ્લુ કહે બાળકૃષ્ણ તો ન જ કહે

"કેટલુ લાબુ નામ પાડ્યુ છે ! બોલતા બોલતા મોં ભગઈ જાય બિલ્લુ સારુ ટૂકુ ને ટચ" એ કહેતી

'પણ નામ તો કૃષ્ણનુ છે ને ?" બાળકૃષ્ણ કહેતો બાળકૃષ્ણના બાએ બધા છોકરાઓના નામ કૃષ્ણના પર્યાયના પાડેલા માધવરાય, મુકુદરાય, ગોવિંદલાલ, ગોપાળકૃષ્ણ, ને છેલ્લો બાળકૃષ્ણ બાળકૃષ્ણના બા કહે કે જેટલી વાર છોકરાઓને નામથી બોલાવીએ એટલી વાર કૃષ્ણનુ નામ દેવાય બા બાળકૃષ્ણને ખીજવવો હોય ત્યારે એનુ નામ ટૂકાવીને "બાળુ" કહે બાળકૃષ્ણને "બાળુ" નામ નહોતુ ગમતુ વરસો પહેલા એમના ઘરઘાટીનુ નામ "બાળુ" હતુ વળી કોઈ વાર હસા બાળકૃષ્ણને "બાલુ" કહે એ પણ બાળકૃષ્ણને નાપસદ બાલુ પટેલ કરીને એનો દોસ્ત "આઇ હૅવ નથિંગ અગેઇન્સ્ટ ધૅટ બાલુ બટ વૉટ્સ રૉંગ વિથ માઇ રિયલ નેઇમ બાળકૃષ્ણ ? ટૂ લૉંગ ? ધેન બિલ્લુ ઇઝ ઓ.કે" બાળકૃષ્ણ કહેતો

હસા સારા મૂડમા ન હોય ત્યારે કે કટાક્ષ કરવો હોય ત્યારે જ બાળકૃષ્ણ કહે ગઈ રાતે 'બાળકૃષ્ણ' કહ્યુ બાળકૃષ્ણને એ વાગ્યુ

ત્રણ વરસથી ફેર પડી ગયો છે હસામા ત્રણ વરસ હ ત્રણ વરસ પહેલા હસાની બહેનપણી કૅથી અને એનો બૉયફ્રેન્ડ જ્યૉર્જ ક્લિન્ટનની ઇલેક્શન કૅમ્પેઇનમા વૉલન્ટિયર થયા સાથે હંસાને પણ ઘસડી ગયા. એ જ રાતના નવદસ સુધી બધા વૉલન્ટિયરો ઇલેક્શન ક્વૉર્ટર્સ પર ભેગા થાય. વોટર્સને ફોન કરે મત આપવા સમજાવે ફ્લાયરો બનાવે પરબીડિયામા ભરે સરનામા કરે સ્ટૅમ્પ લગાડી વોટર્સને પોસ્ટ કરે

' બિલ્લુ જોજે ! બુશ હારી જશે " હસાએ ઘેર આવીને કહ્યુ

"એમ ? ત્યા બધા કહેતા હશે એટલે તુ પણ

કહે છે ? પૉલિટિક્સ વિષય મારો છે. મને તો પૂછ.'' બાળકૃષ્ણ બોલ્યો.

''તું તો થિયરીમાં ગળાબૂડ છે. અમે તો આંખોદેખા હાલની વાત કરીએ છીએ. સમજ્યા, બિલ્લુજી ?''

એકાએક હંસાને અમેરિકન પૉલિટિક્સમાં રસ પડવા માંડ્યો. એનો નશો ચડવા માંડ્યો. રોજ સાંજે અચૂક પબ્લિક ટેલિવિઝન પર મેકનીલ લેહરરનાં ''ઇન ડેપ્થ'' ન્યુઝ એનાલિસિસ જુએ. રવિવારે સવારે બધા ટૉક શોઝ. દરમ્યાન બાળકૃષ્ણ બોલે તો શ...શ... કરીને ચૂપ કરે.

''ઇન્ડિયન પૉલિટિક્સમાં પણ રસ લે ને. એય એક્સાઇટિંગ છે.'' બાળકૃષ્ણે કહ્યું.

''કેટલી બધી તો પાર્ટીઓ છે આપણે ત્યાં. હુ કેન કીપ ટ્રેક ? અહીં તો બે. એમાં આ રૉસ પરો આડો ફાટ્યો છે.'' હંસા બોલી.

''મૂક ને હવે. આ પૉલિટિક્સની વાતોમાં હંસા, 'મોતીડાં નહીં રે મળે'. આપણે બેડરૂમમાં જઈએ.'' બાળકૃષ્ણ એને ખેંચી ગયો.

પ્રેમ કરવાનું શરૂ કર્યું ત્યાં અધવચ પૂછ્યું.

''તું બિલ ક્લિન્ટન માટે શું ધારે છે ? આ દેશને માટે એનું પ્રેસિડેન્ટ થવું ફાયદાકારક નથી ? જ્યૉર્જ અને કેથી તો એમ માને છે.''

''પણ અત્યારે એનું શું છે ? હજી ભેંશ ભાગોળે ને આપણે ઘેર ધમાધમ.''

''એય, ક્લિન્ટનને ભેંશ ના કહેવાય. જીતશે એટલે ખબર પડશે.''

બાળકૃષ્ણે પરાણે હંસાનું મન વાળ્યું. અઠવાડિયા પછી બૅન્કનું સ્ટેટમેન્ટ આવ્યું. બાળકૃષ્ણે કેન્સલ્ડ ચેક્સ મેળવ્યા. એમાં એક હજાર ડૉલર્સનો ચેક ક્લિન્ટનના કૅમ્પેઇન ફન્ડ માટે લખેલો હતો. બાળકૃષ્ણનો પિત્તો ગયો.

''આ શું ?'' હંસાને ચેક બતાવી પૂછ્યું.

''જે દેખાય છે તે. જ્યૉર્જ અને કૅથીએ પણ આપ્યા છે.''

''મને પૂછવાનુંય નહીં ? ને આટલા બધા પૈસા તે અપાતા હશે ? ક્લિન્ટન જીતશે એની શી ખાતરી ?''

''તું જોજે ને.'' હંસા વિશ્વાસથી બોલી.

''મારી માને મોકલવા હોય ત્યારે હું સો વિચાર કરું ને અહીં ફટ દઈને લખી દીધો ચેક.''

''આપણે અમેરિકન નથી ? કેટલાંય લોકો ડોનેશન આપે છે. તારે જે માનવું હોય તે માન. ઇટ ઇઝ અ વર્થવ્હાઇલ કૉઝ.'' હંસા બોલી.

અને સાચે જ ક્લિન્ટન જીતી ગયા ને બુશ હારી ગયા. બાળકૃષ્ણ ને હંસાને ઘેર દિવસો સુધી ખાસ્સી ધમાધમ રહી. હંસા પ્રેસિડેન્ટ થઈ હોય એમ મોરની જેમ ડોક ફુલાવીને ફરે.

''અમે તો કહેતાં'તાં જ. માને કોણ ? આ રીપબ્લિકનો બહુ ચગ્યા'તા. લેતા જાવ હવે.'' હંસા કહેતી ફરે.

બાળકૃષ્ણને થયું, હવે આ બધું ઠંડું પડે તો સારું. ક્લીન્ટનના સો દિવસ પૂરા થયા. જર્નાલિસ્ટોએ કહેવા માંડ્યું કે ''હનીમૂન ઇઝ ઓવર.'' પણ બાળકૃષ્ણે જોયું, નૉટ સો ફૉર હિઝ ડિયર હંસા.

કૅમ્પેઇન વૉલન્ટિયરો માટે વ્હાઇટ હાઉસમાં રિસેપ્શન રખાયું. હંસાની છાતી તો ગજગજ ફૂલે.

''કઈ સાડી પહેરું ?'' હંસાએ પૂછ્યું.

''ત્યાં હજારો વૉલન્ટિયરો હશે. એમાંની તું એક. કોઈ ભાવ નથી પૂછવાનું. ગાંઠનું ગોપીચંદન કરીને છેક. વૉશિંગ્ટન જવાની કંઈ જરૂર નથી.'' બાળકૃષ્ણે કહ્યું.

''છે જરૂર.''

''તો કંઈ સજીધજીને જવાનું કંઈ કારણ નથી.'' બાળકૃષ્ણ બોલ્યો.

હંસાએ સરસ મજાની કાંજીવરમ્‌ની ગુલાબી બૉર્ડરવાળી કાળી સાડી કાઢી. મૅચિંગ બ્લાઉઝ, ચંપલ, પર્સ. આછો દાગીનો. બનીઠનીને હંસા કૅથી અને જ્યૉર્જ સાથે વ્હાઇટ હાઉસમાં ગઈ. હજારો વૉલન્ટિયરો લાઇનમાં ઊભાં હતાં. ક્લિન્ટન આવ્યા. પસાર થતાં થતાં સૌને હલો કહ્યું. કોઈ સાથે હાથ મિલાવ્યા.

''મિસ્ટર પ્રેસિડેન્ટ, ધિસ ઇઝ હંસા પરીખ. શી

વર્લ્ડ વેરી હાર્ડ" કોઈકે ઓળખાણ કરાવી

"ઓ – નાઇસ ટુ મીટ યુ" પ્રેસિડેન્ટે હાથ મિલાવી કહ્યુ

હસાએ હાથ પકડી રાખ્યો ક્લિન્ટન હાથ છોડી આગળ ગયા હસા બરફની પૂતળી થઈ ઢળી પડવા જતી'તી ત્યા જ બાજુમા ઊભેલી કેથીએ એને ઝાલી લીધી. બીજા વૉલન્ટિયરો જોઈ રહ્યા.

હુ ઇઝ શી ? હુ ઇઝ શી ? વૉટ હૅપન્ડ ટુ હર ? – કોઈએ પૂછ્યુ

"શી ઇઝ લિટલ એક્સાઇટેડ" જ્યૉર્જ કહ્યુ

ઘેર આવીને ક્લિન્ટનપુરાણ ચાલ્યુ બિલ ક્લિન્ટન ગ્રે વાળમા હૅન્ડસમ લાગતા'તા રતુબડી ત્વચા સૉફ્ટસ્પોકન આકર્ષક સ્મિત – બ્લુ સૂટ પહેરેલો મૅચિંગ ટાઇ – જૉગિંગ કરીને શરીર સરસ સાચવ્યુ છે એક ઔંસની ફૅટ નહીં દેખાવમા ને હાવભાવમા જૉન કેનેડીની યાદ આપે જેવી ફોનની ઘટડી રણકે એટલે હસા અથથી ઇતિ સુધીનો આખો ઇતિહાસ કડકડાટ બોલી જાય

"મારે મોટુ મન કરવુ જોઈએ હસા ખુશ રહે એ તો સારી વાત છે કેટલીક સ્ત્રીઓ ઘેર બેસીને કૂથલી કરતી હોય છે એના કરતા ભલે ને અહીંના પૉલિટિક્સમા રસ લે જ્યા સુધી મને પ્રેમ કરીને ખુશ કરે છે, ત્યા સુધી ઇટ ઇઝ ઓ.કે" બાળકૃષ્ણ વિચારતો હતો

એક વાર બાળકૃષ્ણ અને હંસા એમના ચાર અમેરિકન મિત્રો સાથે રેસ્ટોરંટમા જમવા ગયાં વેઇટ્રેસ આવી ડ્રિન્કસના ઓર્ડર આપ્યા વેઇટ્રેસ ડ્રિન્કસ આપી ગઈ

"આ વેઇટ્રેસ દેખાવમા જેનિફર ફ્લાવર્સ જેવી લાગે છે "રિચર્ડ બોલ્યો

"હિલરી જેવી સ્માર્ટ અને દેખાવડી પત્નીને મૂકીને આવી ચીપ લાગતી સ્ત્રીમા ક્લિન્ટન કેવી રીતે પડ્યો હશે ?' બાર્બરા બોલી

"ક્લીન્ટન આખરે તો પુરુષ છે ને ' હિલરી તો છે જ જેનિફર ઇઝ અ થ્રિલ ઑફ પાવર" પીટરે કહ્યુ

"હું માનતી જ નથી કે ક્લિન્ટનને જેનિફર સાથે અફેર હોય" હસા બોલી.

"કેમ ખબર પડી ?' પીટરે પૂછ્યુ

"આઇ બિલીવ હી ઇઝ નૉટ લાઇક ધૅટ" હંસાએ કહ્યુ

"કેમ, વ્હાઇટ હાઉસના રિસેપ્શનમા એણે તને કહેલુ ?" બાળકૃષ્ણે પૂછ્યુ

""આ તો ઉપજાવી કાઢેલી વાત છે રીપબ્લિકનો હારી ગયા છે એટલે હવે ક્લિન્ટનના ચારિત્ર્ય પર ડાઘ લગાડવા બેઠા છે આ રીપબ્લિકનો તો એટલા હલકા છે કે ગાધીજી પ્રેસિડેન્ટ થયા હોત તો એમને માટેય કહેત કે નાગી સ્ત્રીઓ સાથે સૂવા માટે અખતરાનુ બહાનુ કાઢ્યુ" હંસાએ કહ્યુ

ક્લિન્ટને જે જે વ્યક્તિઓની નિમણૂક કરેલી એ બધાનો ફિયાસ્કો થયો એના પર બધા હસ્યા હસા દુખી હતી

"જેનિફર ફ્લાવર્સની બાબતમા આટલા ઉશ્કેરાઇ જવા જેવુ શુ હતુ ?" બાળકૃષ્ણે ઘેર આવતા ગાડીમા પૂછ્યુ

"કોઈને માથે ખોટુ આળ ચડાવો ને મારે ચૂપ બેસી રહેવાનુ ? નૉટ મી, બાળકૃષ્ણ" હસાએ કહ્યુ

"બાળકૃષ્ણ" હસા સારા મૂડમા નથી

છ મહિના વીતી ગયા હશે એક નવુ તૂત શરૂ થયુ સ્ત્રીઓના સમાન હકનુ કેથીએ હસાના ભેજામા ભરાવ્યુ કે કેટલાક પુરુષો સ્ત્રીનુ શોષણ કરે છે એમની કદર કરતા નથી નોકરી કરતી સ્ત્રીઓને પુરુષો કરતા ઓછો પગાર મળે છે ઘરકામમા અને બાળઉછેરમા પણ પુરુષો સ્ત્રીઓ પર વધારે જવાબદારી નાખે છે 'નૅશનલ ઑર્ગેનિઝેશન ઑફ વિમેન" તરફથી સ્ત્રીઓ ભેગી થઈને વૉશિંગ્ટન ગઈ અને વ્હાઇટ હાઉસ સામે દેખાવ કર્યા દેખાવ પત્યા પછી હસા કેટલોય સમય વ્હાઇટ હાઉસ સામે ઊભી રહી એને અદર જવાનુ મન થયુ એ દરવાજા પાસે ગઈ દરવાને એને રોકી. "લેડી, કીપ મૂવિંગ" કહ્યુ હસાએ આખુ શહેર જોયુ મૉન્યુમેન્ટ્સ જોયા મ્યુઝિયમો જોયા. પટોમેક નદી પરના પ્રફુલ્લિત ચેરીબ્લૉસમ્સ જોયા

"આપણે વૉશિંગ્ટન રહેવા જઈએ તો કેવુ ?'

ઘેર પાછાં આવીને હંસાએ પૂછ્યું.

"કેમ ?"

"જ્યૉર્જ વૉશિંગ્ટનમાં છે ને કેથી ત્યાં જૉબ લે છે. મને પણ વૉશિંગ્ટન ખૂબ ગમે છે. ઇટ ઇઝ સચ ઍન એક્સાઇટિંગ સિટી. તને ત્યાંની કોઈ યુનિવર્સિટીમાં જરૂર ટીચિંગ પોઝિશન મળી જાય." હંસા બોલી.

બાળકૃષ્ણ કશું બોલ્યો નહીં.

"હંસા રોમૅન્ટિક છે. એને કોઈ કલ્પના જ નથી કે અત્યારની ઇકોનૉમીમાં જૉબ મળવી કેટલી મુશ્કેલ છે. અને આ ન્યુયૉર્ક શું ઓછું એક્સાઇટિંગ છે !" બાળકૃષ્ણ વિચારતો હતો.

એક દિવસ બાળકૃષ્ણ ઘેર આવ્યો ત્યારે હંસા ફોન પર હતી. ક્લોઝેટમાંથી હૅન્ગર કાઢી જૅકેટ ટાંગતાં ટાંગતાં એણે થોડી વાત સાંભળી. હંસા કહેતી હતી કે સપનામાં એણે પેલાને મઘમઘતા મોગરાનો હાર પહેરાવ્યો.

"મોગરાને અંગ્રેજીમાં શું કહેવાય ?" માઉથપીસ પર હાથ દાબીને હંસાએ પૂછ્યું.

"જૅઝમીન." બાળકૃષ્ણે કહ્યું.

વાત પતી એટલે હંસાએ ફોન મૂકી દીધો.

"કોણ હતું ? મોગરાની શી વાત હતી ?"

"કેથી હતી." મોગરાની વાત હંસાએ ઉડાવી દીધી.

થોડા દિવસ પછી એક સવારે હંસા ચા કરતી હતી. બાળકૃષ્ણ "ટ્રિપલ એ"ની ટૂર ગાઇડ લઈને બેઠો હતો. ઉનાળાની રજાનું પ્લાનિંગ કરવાનું હતું. બાળકૃષ્ણની ઇચ્છા હતી સૅન ફ્રાન્સિસ્કો ફ્લાય કરવું. ત્યાંથી ગાડી રેન્ટ કરી સૅન ડિયેગો સુધી જવું. એણે સાંભળ્યું હતું કે કૅલિફૉર્નિયાનો કોસ્ટ ખૂબ રળિયામણો છે.

"આપણે આરકેન્સો જઈએ તો ?" હંસાએ પૂછ્યું.

"ત્યાં શું દાટ્યું છે ? કોઈને જોયાં છે આરકેન્સોમાં વૅકેશન લેતાં ? તારું ખસી ગયું છે કે શું ?"

"ક્લિન્ટન પ્રેસિડેન્ટ થયા એ પહેલાં આરકેન્સોના ગવર્નર હતા."

"મને ખબર છે."

"જ્યૉર્જ ને કેથી જઈ આવ્યાં છે. ત્યાં જઈને 'વ્હાઇટવૉટર' આપણે જાતે જ જોઈ આવીએ. એ લૅન્ડ કેટલી મોટી છે એ તો ખબર પડે. એમાં ક્લિન્ટને રોકેલા પૈસા ગયા કે બનાવ્યા એની ખાતરી થઈ જાય." હંસા ટેબલ પર ચાના મગ મૂકતાં બોલી. ચા અડધી મૂકીને બાળકૃષ્ણ ઊઠી ગયો.

એક શનિવારે સાંજે ડૉક્ટરોની પાર્ટીમાં બાળકૃષ્ણ અને હંસાને નિમંત્રણ હતું. જમીને બધાં ગપ્પાં મારતાં બેઠાં હતાં. ક્લિન્ટનના "હેલ્થ કૅર પ્લાન" પર ચર્ચા શરૂ થઈ. બધા ડૉક્ટરોને હાય પેસી ગઈ'તી કે રખે ને "હેલ્થકૅર" બિલ પાસ થાય તો અત્યારે એમને ઘીકેળાં છે એ બંધ થઈ જાય. કોઈ ડૉક્ટર ઇચ્છતો નહોતો કે ક્લિન્ટનનું એ 'હેલ્થકૅર પૅકેજ' પાસ થાય.

"ઇટ વુડ નેવર પાસ ધ હાઉસ. રીપબ્લિકનો મૂરખ થોડા છે કે પોતાને હાથે જ પોતાના પગ પર કુહાડો મારે ?" કોઈ બોલ્યું.

"પણ એ બિલ પાસ થાય તો સામાન્ય માણસને કેટલો બધો ફાયદો થાય એમનો તો કોઈ વિચાર જ કરતું નથી. સામાન્ય લોકો વીમાના પૈસા ક્યાંથી લાવે ? વીમો ન હોય ને ઘરમાં માંદગી આવે તો શું કરે ? મરી જાય ? આઇ થિન્ક, ક્લિન્ટન ઍન્ડ હિલરી આર ઑન ધ રાઇટ પાથ." હંસા બોલી.

કોઈ હંસા સાથે સંમત થયું નહીં. બધા ડૉક્ટરો ક્લિન્ટનને ગાળો આપતા છૂટા પડ્યા.

"આ જ ડૉક્ટર મિત્રો આપણને જરૂર હોય ત્યારે આવીને ઊભા રહે છે. એમની હામાં સૂર પુરાવવાનો કે ક્લિન્ટનને ડિફૅન્ડ કરવાના ?" બાળકૃષ્ણે ઘેર આવીને શૂઝ કાઢતાં કહ્યું.

"આઇ લિસન ટુ માઇ ઇન્ટ્યુઇશન ઍન્ડ આઇ કૅન ઑલ્સો થિન્ક. 'હેલ્થકૅર પૅકેજ' ઇઝ રાઇટ ઍન્ડ ડૉક્ટર્સ આર વેરી રૉંગ."

"ક્લિન્ટને તને કોઈ કૅબિનેટ પૉઝિશન આપવી જોઈએ."

વર્ક્ડ વેરી હાર્ડ" કોઇકે ઓળખાણ કરાવી.

"ઓ – નાઇસ ટુ મીટ યુ" પ્રેસિડેન્ટે હાથ મિલાવી કહ્યુ

હંસાએ હાથ પકડી રાખ્યો ક્લિન્ટન હાથ છોડી આગળ ગયા. હસા બરફની પૂતળી થઈ ઢળી પડવા જતી'તી ત્યા જ બાજુમા ઊભેલી કેથીએ એને ઝાલી લીધી બીજા વૉલન્ટિયરો જોઈ રહ્યા

હુ ઇઝ શી ? હુ ઇઝ શી ? વૉટ હૅપન્ડ ટુ હર ? – કોઈએ પૂછ્યુ

"શી ઇઝ લિટલ એક્સાઇટેડ" જ્યૉર્જ કહ્યુ

ઘેર આવીને ક્લિન્ટનપુરાણ ચાલ્યુ બિલ ક્લિન્ટન ગ્રે વાળમા હૅન્ડસમ લાગતા'તા રતુબડી ત્વચા સૉફ્ટસ્પોકન, આકર્ષક સ્મિત – બ્લુ સૂટ પહેરેલો મૅચિંગ ટાઇ – જૉગિંગ કરીને શરીર સરસ સાચવ્યુ છે એક ઔસની ફૅટ નહીં દેખાવમા ને હાવભાવમા જૉન કૅનેડીની યાદ આપે જેવી ફોનની ઘટડી રણકે એટલે હંસા અથથી ઇતિ સુધીનો આખો ઇતિહાસ કડકડાટ બોલી જાય

'મારે મોટુ મન કરવુ જોઈએ હંસા ખુશ રહે એ તો સારી વાત છે કેટલીક સ્ત્રીઓ ઘેર બેસીને કૂથલી કરતી હોય છે એના કરતા ભલે ને અહીંના પૉલિટિક્સમા રસ લે જ્યા સુધી મને પ્રેમ કરીને ખુશ કરે છે, ત્યા સુધી ઇટ ઇઝ ઓ.કે" બાળકૃષ્ણ વિચારતો હતો

એક વાર બાળકૃષ્ણ અને હસા એમના ચાર અમેરિકન મિત્રો સાથે રેસ્ટોરટમા જમવા ગયા વેઇટ્રેસ આવી. ડ્રિન્ક્સના ઑર્ડર આપ્યા વેઇટ્રેસ ડ્રિન્ક્સ આપી ગઈ

"આ વેઇટ્રેસ દેખાવમા જેનિફર ફ્લાવર્સ જેવી લાગે છે ' રિચર્ડ બોલ્યો

'હિલરી જેવી સ્માર્ટ અને દેખાવડી પત્નીને મૂકીને આવી ચીપ લાગતી સ્ત્રીમા ક્લિન્ટન કેવી રીતે પડ્યો હશે ?" બાર્બરા બોલી

"ક્લીન્ટન આખરે તો પુરુષ છે ને ! હિલરી તો છે જ જેનિફર ઇઝ અ થ્રિલ ઑફ પાવર" પીટરે કહ્યુ

"હું માનતી જ નથી કે ક્લિન્ટનને જેનિફર સાથે અફેર હોય" હસા બોલી

"કેમ ખબર પડી ?' પીટરે પૂછ્યુ

'આઇ બિલીવ હી ઇઝ નૉટ લાઇક ધૅટ" હસાએ કહ્યુ

"કેમ, વ્હાઇટ હાઉસના રિસેપ્શનમા એણે તને કહેલુ ?" બાળકૃષ્ણે પૂછ્યુ

"'આ તો ઉપજાવી કાઢેલી વાત છે રીપબ્લિકનો હારી ગયા છે એટલે હવે ક્લિન્ટનના ચારિત્ર્ય પર ડાઘ લગાડવા બેઠા છે આ રીપબ્લિકનો તો એટલા હલકા છે કે ગાધીજી પ્રેસિડેન્ટ થયા હોત તો એમને માટેય કહેત કે નાગી સ્ત્રીઓ સાથે સૂવા માટે અખતરાનુ બહાનુ કાઢ્યુ" હસાએ કહ્યુ

ક્લિન્ટને જે જે વ્યક્તિઓની નિમણૂક કરેલી એ બધાનો ફિયાસ્કો થયો એના પર બધા હસ્યા હસા દુ ખી હતી

"જેનિફર ફ્લાવર્સની બાબતમા આટલા ઉશ્કેરાઇ જવા જેવુ શુ હતુ ?" બાળકૃષ્ણે ઘેર આવતા ગાડીમા પૂછ્યુ

"કોઈને માથે ખોટુ આળ ચડાવો ને મારે ચૂપ બેસી રહેવાનુ ? નૉટ મી, બાળકૃષ્ણ" હસાએ કહ્યુ

'બાળકૃષ્ણ" હસા સારા મૂડમા નથી

છ મહિના વીતી ગયા હશે એક નવુ તૂત શરૂ થયુ સ્ત્રીઓના સમાન હકનુ કેથીએ હસાના ભેજામા ભરાવ્યુ કે કેટલાક પુરુષો સ્ત્રીનુ શોષણ કરે છે એમની કદર કરતા નથી નોકરી કરતી સ્ત્રીઓને પુરુષો કરતા ઓછો પગાર મળે છે ઘરકામમા અને બાળઉછેરમા પણ પુરુષો સ્ત્રીઓ પર વધારે જવાબદારી નાખે છે 'નૅશનલ ઑર્ગૅનિઝેશન ઑફ વિમેન" તરફથી સ્ત્રીઓ ભેગી થઈને વૉશિંગ્ટન ગઈ અને વ્હાઇટ હાઉસ સામે દેખાવ કર્યા દેખાવ પત્યા પછી હસા કેટલોય સમય વ્હાઇટ હાઉસ સામે ઊભી રહી એને અદર જવાનુ મન થયુ એ દરવાજા પાસે ગઈ દરવાને એને રોકી "લેડી કીપ મૂવિંગ" કહ્યુ હસાએ આખુ શહેર જોયુ, મૉન્યુમેન્ટ્સ જોયા. મ્યુઝિયમો જોયા પટોમેક નદી પરના પ્રફુલ્લિત ચેરીબ્લૉસમ્સ જોયા

"આપણે વૉશિંગ્ટન રહેવા જઈએ તો કેવુ ?'

ઘેર પાછાં આવીને હંસાએ પૂછ્યું.

"કેમ ?"

"જ્યોર્જ વૉશિંગ્ટનમાં છે ને કેથી ત્યાં જોબ લે છે. મને પણ વૉશિંગ્ટન ખૂબ ગમે છે. ઇટ ઇઝ સચ ઍન એક્સાઇટિંગ સિટી. તને ત્યાંની કોઈ યુનિવર્સિટીમાં જરૂર ટીચિંગ પોઝિશન મળી જાય." હંસા બોલી.

બાળકૃષ્ણ કશું બોલ્યો નહીં.

"હંસા રોમૅન્ટિક છે. એને કોઈ કલ્પના જ નથી કે અત્યારની ઇકોનૉમીમાં જૉબ મળવી કેટલી મુશ્કેલ છે. અને આ ન્યુયૉર્ક શું ઓછું એક્સાઇટિંગ છે !" બાળકૃષ્ણ વિચારતો હતો.

એક દિવસ બાળકૃષ્ણ ઘેર આવ્યો ત્યારે હંસા ફોન પર હતી. ક્લોઝેટમાંથી હેન્ગર કાઢી જૅકેટ ટાંગતાં ટાંગતાં એણે થોડી વાત સાંભળી. હંસા કહેતી હતી કે સપનામાં એણે પેલાને મઘમઘતા મોગરાનો હાર પહેરાવ્યો.

"મોગરાને અંગ્રેજીમાં શું કહેવાય ?" માઉથપીસ પર હાથ દાબીને હંસાએ પૂછ્યું.

"જેઝમીન." બાળકૃષ્ણે કહ્યું.

વાત પતી એટલે હંસાએ ફોન મૂકી દીધો.

"કોણ હતું ? મોગરાની શી વાત હતી ?"

"કેથી હતી." મોગરાની વાત હંસાએ ઉડાવી દીધી.

થોડા દિવસ પછી એક સવારે હંસા ચા કરતી હતી. બાળકૃષ્ણ "ટ્રિપલ એ"ની ટૂર ગાઇડ લઈને બેઠો હતો. ઉનાળાની રજાનું પ્લાનિંગ કરવાનું હતું. બાળકૃષ્ણની ઇચ્છા હતી સૅન ફ્રાન્સિસ્કો ફ્લાય કરવું. ત્યાંથી ગાડી રેન્ટ કરી સૅન ડિયેગો સુધી જવું. એણે સાંભળ્યું હતું કે કૅલિફૉર્નિયાનો કોસ્ટ ખૂબ રળિયામણો છે.

"આપણે આરકેન્સો જઈએ તો ?" હંસાએ પૂછ્યું.

"ત્યાં શું દાટ્યું છે ? કોઈને જોયાં છે આરકેન્સોમાં વૅકેશન લેતાં ? તારું ખસી ગયું છે કે શું ?"

"ક્લિન્ટન પ્રેસિડેન્ટ થયા એ પહેલાં આરકેન્સોના ગવર્નર હતા."

"મને ખબર છે."

"જ્યોર્જ ને કેથી જઈ આવ્યાં છે. ત્યાં જઈને 'વ્હાઇટવૉટર' આપણે જાતે જ જોઈ આવીએ. એ લૅન્ડ કેટલી મોટી છે એ તો ખબર પડે. એમાં ક્લિન્ટને રોકેલા પૈસા ગયા કે બનાવ્યા એની ખાતરી થઈ જાય." હંસા ટેબલ પર ચાના મગ મૂકતાં બોલી. ચા અડધી મૂકીને બાળકૃષ્ણ ઊઠી ગયો.

એક શનિવારે સાંજે ડૉક્ટરોની પાર્ટીમાં બાળકૃષ્ણ અને હંસાને નિમંત્રણ હતું. જમીને બધાં ગપ્પાં મારતાં બેઠાં હતાં. ક્લિન્ટનના "હેલ્થ કૅર પ્લાન" પર ચર્ચા શરૂ થઈ. બધા ડૉક્ટરોને હાય પેસી ગઈ'તી કે રખે ને "હેલ્થકૅર" બિલ પાસ થાય તો અત્યારે એમને ઘીકેળાં છે એ બંધ થઈ જાય. કોઈ ડૉક્ટર ઇચ્છતો નહોતો કે ક્લિન્ટનનું એ 'હેલ્થકૅર પૅકેજ' પાસ થાય.

"ઇટ વુડ નેવર પાસ ધ હાઉસ. રીપબ્લિકનો મૂરખ થોડા છે કે પોતાને હાથે જ પોતાના પગ પર કુહાડો મારે ?" કોઈ બોલ્યું.

"પણ એ બિલ પાસ થાય તો સામાન્ય માણસને કેટલો બધો ફાયદો થાય એમનો તો કોઈ વિચાર જ કરતું નથી. સામાન્ય લોકો વીમાના પૈસા ક્યાંથી લાવે ? વીમો ન હોય ને ઘરમાં માંદગી આવે તો શું કરે ? મરી જાય ? આઇ થિન્ક, ક્લિન્ટન ઍન્ડ હિલરી આર ઑન ધ રાઇટ પાથ." હંસા બોલી.

કોઈ હંસા સાથે સંમત થયું નહીં. બધા ડૉક્ટરો ક્લિન્ટનને ગાળો આપતા છૂટા પડ્યા.

"આ જ ડૉક્ટર મિત્રો આપણને જરૂર હોય ત્યારે આવીને ઊભા રહે છે. એમની હામાં સૂર પુરાવવાનો કે ક્લિન્ટનને ડિફેન્ડ કરવાના ?" બાળકૃષ્ણે ઘેર આવીને શૂઝ કાઢતાં કહ્યું.

"આઇ લિસન ટુ માઇ ઇન્ટ્યુઇશન ઍન્ડ આઇ કૅન ઑલ્સો થિન્ક. 'હેલ્થકૅર પૅકેજ' ઇઝ રાઇટ ઍન્ડ ડૉક્ટર્સ આર વેરી રૉંગ."

"ક્લિન્ટને તને કોઈ કૅબિનેટ પૉઝિશન આપવી જોઈએ."

વર્લ્ડ વેરી હાર્ડ" કોઇકે ઓળખાણ કરાવી

"ઓ – નાઇસ ટુ મીટ યુ' પ્રેસિડેન્ટે હાથ મિલાવી કહ્યુ

હસાએ હાથ પકડી રાખ્યો ક્લિન્ટન હાથ છોડી આગળ ગયા હસા બરફની પૂતળી થઈ ઢળી પડવા જતી'તી ત્યા જ બાજુમા ઊભેલી કેથીએ એને ઝાલી લીધી બીજા વૉલન્ટિયરો જોઈ રહ્યા

હુ ઇઝ શી ? હુ ઇઝ શી ? વૉટ હેપન્ડ ટુ હર ? – કોઈએ પૂછ્યુ

"શી ઇઝ લિટલ એક્સાઇટેડ" જ્યૉર્જ કહ્યુ

ઘેર આવીને ક્લિન્ટનપુરાણ ચાલ્યુ બિલ ક્લિન્ટન ગ્રે વાળમા ,હેન્ડસમ લાગતા'તા રતુબડી ત્વચા સૉફ્ટસ્પોકન. આકર્ષક સ્મિત – બ્લુ સૂટ પહેરેલો મૅચિંગ ટાઇ – જૉગિંગ કરીને શરીર સરસ સાચવ્યુ છે એક ઔસની ફેટ નહીં દેખાવમા ને હાવભાવમા જૉન કેનેડીની યાદ આપે. જેવી ફોનની ઘટડી રણકે એટલે હસા અથથી ઇતિ સુધીનો આખો ઇતિહાસ કડકડાટ બોલી જાય

"મારે મોટુ મન કરવુ જોઈએ હસા ખુશ રહે એ તો સારી વાત છે કેટલીક સ્ત્રીઓ ઘેર બેસીને કૂથલી કરતી હોય છે એના કરતા ભલે ને અહીંના પૉલિટિક્સમા રસ લે જ્યા સુધી મને પ્રેમ કરીને ખુશ કરે છે, ત્યા સુધી ઇટ ઇઝ ઓ.કે" બાળકૃષ્ણ વિચારતો હતો

એક વાર બાળકૃષ્ણ અને હસા એમના ચાર અમેરિકન મિત્રો સાથે રેસ્ટોરટમા જમવા ગયા વેઇટ્રેસ આવી ડ્રિન્ક્સના ઑર્ડર આપ્યા વેઇટ્રેસ ડ્રિન્ક્સ આપી ગઈ

"આ વેઇટ્રેસ દેખાવમા જેનિફર ફ્લાવર્સ જેવી લાગે છે "રિચર્ડ બોલ્યો

'હિલરી જેવી સ્માર્ટ અને દેખાવડી પત્નીને મૂકીને આવી ચીપ લાગતી સ્ત્રીમા ક્લિન્ટન કેવી રીતે પડ્યો હશે ?' બાર્બરા બોલી

"ક્લીન્ટન આખરે તો પુરુષ છે ને ! હિલરી તો છે જ જેનિફર ઇઝ અ થ્રિલ ઑફ પાવર" પીટરે કહ્યુ

'હું માનતી જ નથી કે ક્લિન્ટનને જેનિફર સાથે અફેર હોય" હસા બોલી

"કેમ ખબર પડી ?" પીટરે પૂછ્યુ

"આઇ બિલીવ હી ઇઝ નૉટ લાઇક ધૅટ" હસાએ કહ્યુ

"કેમ, વ્હાઇટ હાઉસના રિસેપ્શનમા એણે તને કહેલુ ?' બાળકૃષ્ણે પૂછ્યુ

""આ તો ઉપજાવી કાઢેલી વાત છે રીપબ્લિકનો હારી ગયા છે એટલે હવે ક્લિન્ટનના ચારિત્ર્ય પર ડાઘ લગાડવા બેઠા છે આ રીપબ્લિકનો તો એટલા હલકા છે કે ગાધીજી પ્રેસિડેન્ટ થયા હોત તો એમને માટેય કહેત કે નાગી સ્ત્રીઓ સાથે સૂવા માટે અખતરાનુ બહાનુ કાઢ્યુ" હસાએ કહ્યુ

ક્લિન્ટને જે જે વ્યક્તિઓની નિમણૂક કરેલી એ બધાનો ફિયાસ્કો થયો એના પર બધા હસ્યા. હસા દુ ખી હતી

"જેનિફર ફ્લાવર્સની બાબતમા આટલા ઉશ્કેરાઇ જવા જેવુ શુ હતુ ?" બાળકૃષ્ણે ઘેર આવતા ગાડીમા પૂછ્યુ

"કોઈને માથે ખોટુ આળ ચડાવો ને મારે ચૂપ બેસી રહેવાનુ ? નૉટ મી, બાળકૃષ્ણ" હસાએ કહ્યુ

"બાળકૃષ્ણ" હસા સારા મૂડમા નથી.

છ મહિના વીતી ગયા હશે એક નવુ તૂત શરૂ થયુ સ્ત્રીઓના સમાન હકનુ કેથીએ હસાના ભેજામા ભરાવ્યુ કે કેટલાક પુરુષો સ્ત્રીનુ શોષણ કરે છે એમની કદર કરતા નથી નોકરી કરતી સ્ત્રીઓને પુરુષો કરતા ઓછો પગાર મળે છે ઘરકામમા અને બાળઉછેરમા પણ પુરુષો સ્ત્રીઓ પર વધારે જવાબદારી નાખે છે 'નૅશનલ ઑર્ગૅનિઝેશન ઑફ વિમેન" તરફથી સ્ત્રીઓ ભેગી થઈને વૉશિંગ્ટન ગઈ અને વ્હાઇટ હાઉસ સામે દેખાવ કર્યા દેખાવ પત્યા પછી હસા કેટલોય સમય વ્હાઇટ હાઉસ સામે ઊભી રહી. એને અદર જવાનુ મન થયુ એ દરવાજા પાસે ગઈ દરવાને એને રોકી "લેડી કીપ મૂવિંગ" કહ્યુ હસાએ આખુ શહેર જોયુ મૉન્યુમેન્ટ્સ જોયા મ્યુઝિયમો જોયા પટોમેક નદી પરના પ્રફુલ્લિત ચેરીબ્લૉસમ્સ જોયા

"આપણે વૉશિંગ્ટન રહેવા જઈએ તો કેવુ ?'

ઘેર પાછાં આવીને હંસાએ પૂછ્યું.

"કેમ ?"

"જ્યોર્જ વૉશિંગ્ટનમાં છે ને કેથી ત્યાં જોબ લે છે. મને પણ વૉશિંગ્ટન ખૂબ ગમે છે. ઇટ ઇઝ સચ ઍન એક્સાઇટિંગ સિટી. તને ત્યાંની કોઈ યુનિવર્સિટીમાં જરૂર ટીચિંગ પોઝિશન મળી જાય." હંસા બોલી.

બાળકૃષ્ણ કશું બોલ્યો નહીં.

"હંસા રોમૅન્ટિક છે. એને કોઈ કલ્પના જ નથી કે અત્યારની ઇકોનૉમીમાં જૉબ મળવી કેટલી મુશ્કેલ છે. અને આ ન્યુયૉર્ક શું ઓછું એક્સાઇટિંગ છે !" બાળકૃષ્ણ વિચારતો હતો.

એક દિવસ બાળકૃષ્ણ ઘેર આવ્યો ત્યારે હંસા ફોન પર હતી. ક્લોઝેટમાંથી હેન્ગર કાઢી જૅકેટ ટાંગતાં ટાંગતાં એણે થોડી વાત સાંભળી. હંસા કહેતી હતી કે સપનામાં એણે પેલાને મઘમઘતા મોગરાનો હાર પહેરાવ્યો.

"મોગરાને અંગ્રેજીમાં શું કહેવાય ?" માઉથપીસ પર હાથ દાબીને હંસાએ પૂછ્યું.

"જૅઝમીન." બાળકૃષ્ણે કહ્યું.

વાત પતી એટલે હંસાએ ફોન મૂકી દીધો.

"કોણ હતું ? મોગરાની શી વાત હતી ?"

"કેથી હતી." મોગરાની વાત હંસાએ ઉડાવી દીધી.

થોડા દિવસ પછી એક સવારે હંસા ચા કરતી હતી. બાળકૃષ્ણ "ટ્રિપલ એ"ની ટૂર ગાઇડ લઈને બેઠો હતો. ઉનાળાની રજાનું પ્લાનિંગ કરવાનું હતું. બાળકૃષ્ણની ઇચ્છા હતી સૅન ફ્રાન્સિસ્કો ફ્લાય કરવું. ત્યાંથી ગાડી રેન્ટ કરી સૅન ડિયેગો સુધી જવું. એણે સાંભળ્યું હતું કે કેલિફૉર્નિયાનો કોસ્ટ ખૂબ રળિયામણો છે.

"આપણે આરકેન્સો જઈએ તો ?" હંસાએ પૂછ્યું.

"ત્યાં શું દાટ્યું છે ? કોઈને જોયાં છે આરકેન્સોમાં વૅકેશન લેતાં ? તારું ખસી ગયું છે કે શું ?"

"ક્લિન્ટન પ્રેસિડેન્ટ થયા એ પહેલાં આરકેન્સોના ગવર્નર હતા."

"મને ખબર છે."

"જ્યોર્જ ને કેથી જઈ આવ્યાં છે. ત્યાં જઈને 'વ્હાઇટવૉટર' આપણે જાતે જ જોઈ આવીએ. એ લૅન્ડ કેટલી મોટી છે એ તો ખબર પડે. એમાં ક્લિન્ટને રોકેલા પૈસા ગયા કે બનાવ્યા એની ખાતરી થઈ જાય." હંસા ટેબલ પર ચાના મગ મૂકતાં બોલી. ચા અડધી મૂકીને બાળકૃષ્ણ ઊઠી ગયો.

એક શનિવારે સાંજે ડૉક્ટરોની પાર્ટીમાં બાળકૃષ્ણ અને હંસાને નિમંત્રણ હતું. જમીને બધાં ગપ્પાં મારતાં બેઠાં હતાં. ક્લિન્ટનના "હેલ્થ કૅર પ્લાન" પર ચર્ચા શરૂ થઈ. બધા ડૉક્ટરોને હાય પેસી ગઈ'તી કે રખે ને "હેલ્થકૅર" બિલ પાસ થાય તો અત્યારે એમને ઘીકેળાં છે એ બંધ થઈ જાય. કોઈ ડૉક્ટર ઇચ્છતો નહોતો કે ક્લિન્ટનનું એ 'હેલ્થકૅર પૅકેજ' પાસ થાય.

"ઇટ વુડ નેવર પાસ ધ હાઉસ. રીપબ્લિકનો મૂરખ થોડા છે કે પોતાને હાથે જ પોતાના પગ પર કુહાડો મારે ?" કોઈ બોલ્યું.

"પણ એ બિલ પાસ થાય તો સામાન્ય માણસને કેટલો બધો ફાયદો થાય એમનો તો કોઈ વિચાર જ કરતું નથી. સામાન્ય લોકો વીમાના પૈસા ક્યાંથી લાવે ? વીમો ન હોય ને ઘરમાં માંદગી આવે તો શું કરે ? મરી જાય ? આઇ થિન્ક, ક્લિન્ટન ઍન્ડ હિલરી આર ઑન ધ રાઇટ પાથ." હંસા બોલી.

કોઈ હંસા સાથે સંમત થયું નહીં. બધા ડૉક્ટરો ક્લિન્ટનને ગાળો આપતા છૂટા પડ્યા.

"આ જ ડૉક્ટર મિત્રો આપણને જરૂર હોય ત્યારે આવીને ઊભા રહે છે. એમની હામાં સૂર પુરાવવાનો કે ક્લિન્ટનને ડિફેન્ડ કરવાના ?" બાળકૃષ્ણે ઘેર આવીને શૂઝ કાઢતાં કહ્યું.

"આઇ લિસન ટુ માઇ ઇન્ટ્યુઇશન ઍન્ડ આઇ કૅન ઑલ્સો થિન્ક. 'હેલ્થકૅર પૅકેજ' ઇઝ રાઇટ ઍન્ડ ડૉક્ટર્સ આર વેરી રૉંગ."

"ક્લિન્ટને તને કોઈ કૅબિનેટ પૉઝિશન આપવી જોઈએ."

આપશે તો હુ ના નહીં પાડું પછી તારે ગાવુ પડશે કે ઊડી ગયો હસ પિંજર પડી તો રહ્યુ

બીજે દિવસે ફરીથી હસા એના સપનાની વાત કરતી તી દરિયાકિનારો હતો. બન્ને હાથમા હાથ નાખી રેતીમા ચાલ્યા પાછળ ફરીને જોયુ તો એમના ચાર પગલા સિવાયની રેતી અકબધ હતી થોડી વાર પછી એક મોજુ આવ્યુ ને એમના પગલા ભૂસાઈ ગયા હસાએ પેલાને કહ્યુ કે માત્ર એ જ નામશેષ થઈ જશે પણ પેલો તો અમર થઈ જશે થોડી વાર પછી સૂર્યાસ્ત થયો પેલાએ હસાને ચુબન કર્યું ધીરે ધીરે અધારુ થવા માડ્યુ પેલાએ કહ્યુ કે અધારુ એટલા માટે થયુ કે સેલારા મારતુ પેલુ ગલવાયસ એની ચાચમા સાજનો કૂણો તડકો ચણીને અદૃશ્ય થઈ ગયુ હતુ

બાળકૃષ્ણને થયુ કે હસા જરૂર કોઈના પ્રેમમા છે એ વ્યક્તિના હસા સતત વિચાર કરે છે સાન્નિધ્ય ઝખે છે એટલે જ એને સપનામા મળે છે એ માણસ પાલિટિક્સનો જાણકાર હોવો જોઈએ નહીં તો હસાને અમેરિકન પૉલિટિક્સમા આટલો રસ ન જાગે બાળકૃષ્ણે એના મિત્રો – સ્નેહીઓમાથી કોણ હોઈ શકે એનો વિચાર કરવા માડ્યો મોગરાના હાર ની વાત યાદ આવી તો તો જરૂર કોઈ ગુજરાતી હશે મઘમઘતો મોગરો કહ્યુ એટલે કવિ હશે ? કવિને અને સૂર્યાસ્તને પણ ખાસ્સી લેવાદેવા પણ કવિ ગુજરાતી હોય અને અમેરિકન પૉલિટિક્સમા ખૂપેલો હોય એવુ કોણ હોઈ શકે ? મોટા ભાગના ગુજરાતીઓને અમેરિકન પૉલિટિક્સની કઈ પડી હોતી નથી તો રિચર્ડ કે પીટર ? હાઉ અબાઉટ કેથીસ બૉયફ્રેન્ડ જ્યૉર્જ ? એ વાર્શિગ્ટનમા સ્ટેટ ડિપાર્ટમેન્ટમા કામ કરે છે હસા કથીને ડિસીવ કરતી હશે ?

બાળકૃષ્ણને ૧૯૮૪નો નવેમ્બર યાદ આવ્યો નવેમ્બરની ચૂટણી પછી કૉંગ્રેસમા રીપબ્લિકનોની મેજોરિટી થઈ હતી હસા ખૂબ અસ્વસ્થ રહેતી વાત વાતમા છછેડાઈ જતી.

મને તો ખબર જ પડતી નથી કે આ દેશના અને વાર્શિગ્ટનના મૂરખો કેમ ન્યૂટ ગિંગરિચની પાછળ પડ્યા છે ? પ્રેસિડેન્ટ કોણ છે ? ક્લિન્ટન કે ગિંગરિચ ? એટલો તો ગુસ્સો આવે છે આ રીપબ્લિકનો પર – એક દિવસ હસા બોલેલી

બાળકૃષ્ણને ફરી ઝબકારો થયો હવે બેઠું હસા જે વ્યક્તિના પ્રેમમા છે એ વ્યક્તિ બિલ, બિલ ક્લિન્ટન છે બિલ્લુ બિલ્લુ કહીને ત્રણ વરસથી વળગે છે ત્યારે હસા બાળકૃષ્ણને નહી, બિલ ક્લિન્ટનને પ્રેમ કરે છે બાળકૃષ્ણને તાળો મળી ગયો બાળકૃષ્ણે બારી બહાર જોયુ એ હસ્યો અધારુ ઓસરતુ હતુ

□

## સાભાર સ્વીકાર

**Gujarat A Political Analysis**, Nagindas Sanghvi, pub Centre for Social Studies, South Gujarat University Campus Udhana Magdalla Road, Surat 395 007 Price Rs. 250 **તીડ** સતીશ વ્યાસ. પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ રિલીફ રોડ અમદાવાદ ૧ કિં રૂ ૪૦ **પારસી રંગભૂમિ** લે પ્ર. ડૉ. ગોપાલ શાસ્ત્રી, નરસિંહજીની પોળ, ભાની શેરી વડોદરા ૧ કિં રૂ ૨૦૦ **ઇન્દ્રધનુષ્ય** લે. દક્ષા ઠક્કર, પ્ર. અમી પબ્લિકેશન, બાલા હનુમાન, ગાધી રોડ અમદાવાદ ૧ કિં રૂ ૫૦ **માનવ એકતા અને વિશ્વશાંતિ** લે. જ્યોતિ થાનકી, પ્ર. સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર ૩૮૮૧૨૦ કિં રૂ ૧૪ **કર્ણિકા** લે. પીયૂષ પડ્યા 'જ્યોતિ પ્ર. પ્રવીણ પુસ્તક ભડાર, લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કાર્પો. સામે, ઢેબર રોડ રાજકોટ, કિં રૂ ૬૦ **वनाचल** ले जयन्त पाठक अनु घनश्याम प्रसाद सनाढ्य प्र ताप्तीलोक पब्लिकेशन्स 3/4 लोअर ग्राउ ड गगोत्री एपार्टमेन्ट न्यू सिविल रोड सुरत की रू ३० **મા** લે. કવિ મધુપ પાડેય, અનુ. ઉપર મુજબ, પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૨૦

પ્રફૂલ કુમાર ત્રિપાઠી
અનુ. ડૉ. રેણુકા શ્રીરામ સોની

## હરિણી

હરિણી રે,
આટલા રંગ લઈ ફરે છે શા માટે ?
વાઘરાણો
લલચાશે, તને ખબર નથી કે ?

હરિણી રે,
કૂદતી, નાચતી, દેખાય તું અફલાતૂન,
જાણે છે કે
વન આખામાં લાગી છે લા'ય ?

વાઘે જોકે
છોડી તને, વ્યાધ છોડશે ખરો?
ક્યારેક તો
ક્યાંય પણ મરવું પડશે ખરું.

હરિણી રે,
મૃત્યુ સમીપે રહી રમે છે,
ખરું કહે
કાલની વાત આજે તું દેખે છે ?

વનભૂમિ
ઘર છે તારું, તું મોજથી રહે છે;
વાઘનો ડર,
વ્યાધનો ભય કોઈને કહે છે તું ?

કહે તો પણ
ફાયદો નથી. કોણ તને ઉગારવાનું ?
સામે આવીશ
જેની તું, તે તને હણવાનું.

વિષહીન
સુંદરી તું, માટે છે મુશ્કેલ.
પ્રેમ કરી
હત્યા કરે આ માણસ ભયંકર.
હરિણી રે,
છુપાઈ રહે, ગુપચુપ ઓઝલમાં,
અદૃશ્ય થઈ જા
આવ નહિ માણસના સપનામાં.

# ઊભી રહી ગયેલી ક્ષણ

ધીરેન્દ્ર મહેતા

આપણી વચ્ચે આવીને
ઊભી રહી ગયેલી ક્ષણ
(કેવી છે એ તીક્ષ્ણ
એ તુ હાથ ફેરવી ફેરવીને જુએ છે)
તને ખબર છે
ભોંકાવા તત્પર
એની અણી
અત્યારે બહાર આવી તે ભલે
સમયની એક દીર્ઘ બરછટ પટ્ટી પર
એ ઘસાયા કરી હતી
એ ઘસારામાથી જ નીકળી આવી છે
આ અણી
(આ એક ક્ષણને
તુ તાકી રહી છે આમ વ્યર્થ)
આ પાકી ગયેલી ક્ષણની અદર છે
વરસોના વરસો,
જેણે એને પકવી છે..
સમય સાથેના એના સવનનમાથી
એક દિવસ
જન્મી મધુરતા
આ જે ગધાઈ ઊઠી છે આજે
તે છે એ જ મધુરતા,
આપણને ખબર પણ પડે એ પહેલા સમયે
એને રગડી – રગદોળીને
પેદા કર્યો એમા સડો
(ક્ષણ કઈ એમ ને એમ ફૂટી નથી નીકળતી
પરપોટાની જેમ,
અને પરપોટો પણ ક્યા એમ ને એમ ફૂટી
નીકળે છે ?)

યાદ છે તને,
આપણે સહેલવા ગયા હતા સાગરકાઠે ?
અગાધ જલરાશિના કોઈ હિસ્સામાથી
એકાએક ઊઠીને
એક પ્રચડ પ્રલમ્બ મોજુ
કેવુ ધસમસી રહ્યુ'તુ
રેવાલ ચાલે !
એનુ મોહક રૂપ
નિહાળી રહેલી મુગ્ધ તને દેખાઈ
એ મોજાના મૂળમા રહેલી ઊડી ગર્તા,
અણદીઠા પદાર્થોએ ભરેલી,
એ મોજુ
કાઠે આવીને અથડાયુ એ પહેલા ?
જલરાશિના બીજા શાન્ત દેખાતા હિસ્સામા
ઊડે અતળમા
ખળભળી
ખળભળી
તડફડી
રહ્યુ હશે એ ?

# ત્રણ કાવ્યો

ચન્દા રાવળ

## કાગળ

કે હરિને લખવો કાગળ.
શાહી વિનાની કલમો આપી
લખવું શી વિધ આગળ ?
હરિને લખવો કાગળ.

એકે અક્ષર નથી ઊપસતો કાગળ પડે ચિરાડા.
કાનો, માતર, મીંડું, સઘળાં પાડે બૂમબરાડા !
કેમ કરી મોકલવું મારે લખવું'તું જે ધાંધલ !
કે હરિને લખવો કાગળ.

રોજ પિરસણાં આશાઓનાં કંઈક મુકાવ્યાં આંધણ,
કંસાર મઘમઘ મનમાં ને અહીં ખીચડીનાંયે લાંઘણ.
ભૂખમરો નિત પડે વેઠવો, અમે તમારા પાગલ !
કે હરિને લખવો કાગળ

ઠેઠ અમારા નામઠામની ના કામની ખબર
કદી ના પૂગે –
આખો વગડો ઉજ્જડ છે, ત્યાં દેવકુસુમ ક્યાં ઊગે ?
કાસદ મળંતો રહે સ્મશાને ! ભમતો આગળ પાછળ !
કે હરિને લખવો કાગળ.

## ફરિયાદ

કેટકેટલી કરવી રે ફરિયાદ ?
મૌન તણી બાધામાં રાધા,
અંતરમાં ઉન્માદ.
કેટકેટલી કરવી રે ફરિયાદ ?

બંસીવટ બોલાવી શાને કુંજગલી સંતાવું ?
સૂરો ને સરગમ લઈ શાને વાંસવને લ્હેરાવું ?
ઊભરતો અવકાશ,
રાધિકા વણપ્રીછયે અનુરાગ !
કેટકેટલી કરવી રે ફરિયાદ ?

કમલનૈન, શાને નલિની પર શિલિમુખ શાં મંડરાવું,
પૂનમિયા આનન પર શાને કૃષ્ણ કૃષ્ણ છવરાવું ?
ઊમટતો અજવાસ,
રાધિકા રહી કગરતી શ્વાસ !
કેટરકેટલી કરવી રે ફરિયાદ ?

## સ્વપ્નસ્થ જાગૃતિ

સ્વપ્નમાં રહીને નિરંતર જાગતી જોયા કરું,
જાગૃતિની આ દશામાં સ્વપ્નને રોયા કરું.
આંખમાં આવ્યું, ગયું ! ને આંખ રહી ગઈ રંગિની,
રંગની આ અવદશાને આંસુડે ધોયા કરું.
તથ્ય ઊભું પાંપણે, ભેદી રહ્યું છે રિક્તને,
સ્વપ્નના એંધાણને અજવાસમાં ખોયા કરું.
ને અરવ એકાન્તમાં ગુંજે મનોહર વાંચ્છના,
કલ્પનાના ભૃંગને હું ભ્રમણમાં કોર્યા કરું.
'જ્યોત' જાગે ચિત્તમાં ને સ્વપ્નના સંદેહમાં,
સુપ્તિના અંધારને હું રોમમાં કોળ્યા કરું.

# શોધ

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

(અભ્યસ્થ મનહર)

સમદરી સીમા
તોયે ગર્ભ કેરુ બધન,
બધનની અર્થ કોણ કાઢ્યા કરે ?
વાવ્યા કરે વાણી કેરુ સયોજન કોણ ?
આમ તેમ ડસ્યા કરે પાદડીઓ,
ખર્યા કરે મૌન
આવેગના ઘૂઘવતા મોજા
હજુ લડ્યા કરે નભ સાથે
ભીના અર્ધ નગ્ન વાને આરા પર થરથરે શબ્દ,
મકાઈના ડૂંડે ડૂંડે બાઝ્યા કરે કવિતા,
કવિતા તો પાણઠની ખરખર
કવિતા તો પવનની સરસર,
કવિતા નો મસાણની ભભૂતી,
ભભૂતીને દિલ પર ચોળ્યા કરે કોણ ?
મન માળુ માકડુ
દોડ્યા કરે, કૂદ્યા કરે
બારસાખી ટોડલે કે ઘરના મોભારે બેસે
હલ્યા કરે, જલ્યા કરે,
    તોડ્યા કરે, ફોડ્યા કરે,
    ફોડ્યા કરે સ્મૃતિઓના ડોળા,
ડોળા હજુ અરીસાનુ ઝાડ,
ને ઝાડ પર ટહુક્યા કરે કોયલ,
ને કોયલની કાળી કાળી પાખ,
પાખે મૂકી શબ્દોની પોઠ
હજુ વહ્યા કરે કવિતા
કવિતાતો બાવળનુ ઠૂઠુ
કવિતા તો ચોપડીનુ પૂઠુ
પૂઠા પર દોડ્યા કરે માકડની
હાર,
ખેચ્યા કરે અર્થહીન શબ્દનો
ભાર,
કોણ કરે કવિતાના અર્થ
અરથ તો દીવાવાળુ અધારુ
અરથ તો દેવદાસી પારુ
પાયા કરે કવિતાના જામ,
ખોયા કરે આખમાથી રામ
રામબોલો રામબોલો થયા કરે,
કવિતા લખાયા કરે
તોયે
કાગળ ને પેન હજુ જડ્યા નથી
કોણ જાણે કેમ ?

# ''એક પારસી/પરદેશી લેખક''

**પ્રીતિ સેનગુપ્તા**

નવલકથાનું સ્વરૂપ ક્ષીણ થવા બેઠું છે, એમ માનનારાંએ જરા વધારે વિચાર કરવો જોઈએ. વૈવિધ્યપૂર્ણ માનવ-જીવનના અવનવા અનુભવોનું સાચું પ્રતિબિંબ નવલકથામાં પડતું રહેતું હોય છે. આધુનિક કાળમાં સતત થતાં રહેતાં લોકોનાં સ્થળાંતર, સંમિશ્રણ, સામાજિક ને સાંસ્કૃતિક સંઘર્ષણ વગેરે કારણો નવલકથાને અનેકવિધ વિષયોની શક્યતા તથા અખૂટ સર્જન-બળ પૂરાં પાડતાં જાય છે.

ખેડાણ તો જાણે શરૂ જ થયું છે – ખાસ કરીને, ભારતીય લેખકો દ્વારા. વિદેશોમાં વસતા, પોતપોતાની માતૃભાષામાં નહીં, પણ અંગ્રેજી જેવી આંતરરાષ્ટ્રીય ભાષામાં લખતા, અને નામના પામતા ભારતીય લેખકોની સંખ્યા વર્ષે વર્ષે વધતી જતી દેખાય છે. તાજામાં તાજો દાખલો જોઈએ, તો રોહિન્ટન મિસ્રીનું નામ લેવું પડે. મુંબઈમાં ૧૯૫૨માં જન્મેલા એ પારસી યુવક ૧૯૭૫થી કેનેડામાં વસ્યા છે. સૌથી પહેલાં બહાર પડેલો, ટૂંકી વાર્તાનો એમનો સંગ્રહ ઘણી પ્રશંસા પામેલો. લગભગ તરત, ૧૯૯૧માં બહાર પડેલી નવલ ''સચ અ લૉન્ગ જર્ની'' (Such a Long Journey)ને મોટાં મોટાં ઇનામ મળેલાં. કૉમનવેલ્થ રાઇટર્સ પ્રાઇઝ તેમ જ કેનેડાનો ગવર્નર જનરલનો અવૉર્ડ. ઇંગ્લંડના અત્યંત નામાંકિત બૂકર પ્રાઇઝ માટે પણ આ નવલની નોંધણી થયેલી.

એ નવલ માટે એ ઇનામ ભલે એમને ના મળ્યું, પણ સફળતાનું એક પણ સોપાન મિસ્રી ખરેખર ચૂક્યા નથી. ૧૯૯૬ની શરૂઆતમાં એમનું ત્રીજું પુસ્તક બહાર પડ્યું – ૬૦૩ પાનાંનો સ્થૂળકાય ગ્રંથ, નામે ''અ ફાઇન બૅલેન્સ'' (''A Fine Balance''). ઑક્ટોબરમાં થયેલી વરણી મુજબ આ નવલકથાને ફરી કૉમનવેલ્થ રાઇટર્સ પ્રાઇઝ પ્રાપ્ત થઈ ગયું છે.

આ ગ્રંથનાં વિવેચન તો મહિના` ` `ાં જોવા મળેલાં તેથી એના કથાનક વિષે તેમ જ પુસ્તકના સર્વવ્યાપી સૂર વિષે જાણ થઈ ગયેલી. લેખક ખૂબ સંવેદનશીલ છે, અને બધાં જ પાત્રો એમનો ખૂબ સ્નેહ પામે છે, પણ આખી વાત દેશના લોકોનાં જીવનની છે, કારમી વાસ્તવિકતાની છે. રાજકારણીય ઊથલપાથલ, સામાજિક વેરઝેર, આર્થિક મુશ્કેલીઓ વગેરે જેવી કથાવસ્તુનાં સૂત્ર અંદરઅંદર ગૂંથાતાં રહે છે, ગૂંચવાતાં રહે છે; અને એમના ગાળિયામાંથી એક પણ પાત્ર બચતું નથી. દરેક પાત્ર એવું કમભાગી હોય છે, ને સાધારણ સુખથી પણ એવું વંચિત હોય છે કે પુસ્તકનું વાચન અત્યંત કઠિન બને છે. હૃદયને દુઃખ પહોંચ્યા જ કરે છે. આવી કૃતિઓ હું વાંચી શકતી જ નથી. ઊલટું, એમને નહીં વાંચવાનો આગ્રહ રાખું છું.

આખા પુસ્તક પર હતાશાનો ભાવ છવાયેલો રહે છે, ને એવા નૈતિક આઘાતોનું નિરૂપણ છે કે જે ક્યારેય રુઝાય નહીં. મુખ્ય પાત્રોનાં જીવનની પશ્ચાદ્ – ભૂમિકા ઘણી વિગતે વર્ણવાઈ છે, પણ પછીનાં એમનાં વર્તમાન ભાવ ને લાગણીઓ અછતાં રહી જાય છે. એ અર્થમાં પુસ્તકનું શીર્ષક યથાર્થ નથી બનતું. લેખન તથા નિરૂપણમાં સમતુલન હંમેશાં સચવાતું નથી. ગૌણ પાત્રોને લેખક એટલી સરસ અને સચોટ રીતે આલેખે છે કે ક્યારેક એમ લાગે કે મુખ્ય પાત્રો ભુલાઈ જશે. ગરીબો, રસ્તાના ફેરિયા, કારકુનો, ભિખારીઓ વગેરેનાં રેખાંકન હંમેશાં અસરકારક હોય છે. એમને લગતા લેખકના શબ્દોની વાસ્તવિકતા ઘણી વાર અસહ્ય લાગે છે. દા.ત. હાથ-પગ વગરનો એક ભિખારી એના ''માસ્ટર''ની હોશિયારી અને કુશળતાનાં વખાણ કરતાં કહે છે, ''જો બધા ભિખારીઓને સરખું જ વાગ્યું હોય તો પબ્લિક ટેવાઈ જાય છે, ને દયા આવતી નથી. પબ્લિક વિવિધતા માગે છે. આંધળા ભિખારીઓ બધે છે. પણ એવા આંધળા જેમના ડોળા ના

મોઢામા ખાલી ખાડા દેખાતા હોય, ઉપરાત નાક કપાઈ ગયેલા હોય – હવે કોઈ પણ જણ એને માટે પૈસા આપવાનુ ગેગો પણ કામમા આવે છે ગળા કે મોઢા પર મોટુ ગૂમડુ હોય, પીળુ પરુ નીકળતુ હોય એ પણ બહુ સારુ પડે છે '

મુખ્ય પાત્રોના જીવનમા એક પછી એક એવા કરુણ બનાવો બનતા રહે છે કે પછી સહેજ પણ સુખને માટે એમા જગ્યા રહેતી નથી નવલકથાની શરૂઆત જ થાય છે પાટા પર પડેલા અજાણ્યા કોઈ શખ્સના મૃતદેહથી. ટ્રેન મોડી પડે છે અને મુસાફરો અકળાય છે "મરવા માટે દરેક જણ ટ્રેનના પાટા જ કેમ પસદ કરે છે ? ટ્રેનો હંમેશા મોડી પડે છે ઝેર, કે ઊચી ઇમારતો કે છરી ચપ્પા શુ ખોટા છે ?"

કથાના ત્રણ મુખ્ય પાત્રો એ જ ટ્રેનમા છે દરેકની કમનસીબી ટૂકમા જોઈએ માનેક પારસી યુવક છે એના મા-બાપે એને આગળ ભણવા મુબઈ મોકલ્યો છે એને ઘર છોડવુ ન હતુ એકલતા ને ઉદાસીને લીધે એ છેવટે આપઘાત કરે છે ઈશ્વર અને ઓમપ્રકાશ કાકો ભત્રીજો છે બને દરજી છે ગામ છોડીને ભાગી નીકળવુ પડ્યુ કારણ કે કોમી રમખાણોમા અત્યત ઘાતકી રીતે, ઓમના માતા પિતા, દાદા દાદી અને બે બહેનોની એટલે કે ઈશ્વરના, ભાભી-ભાઈ, પિતા માતા અને બે નાની ભત્રીજીઓની હત્યા કરવામા આવી હતી થોડો સમય ઈશ્વર અને ઓમને કામ ને આશરો મળે છે, પણ વધારે તો એ બે રસ્તા પર પડી રહે છે ઘણી વાર પરાણે રાજનૈતિક ભાષણોની મેદનીના ભાગ તરીકે ધકેલાય છે છેલ્લે ઈશ્વરના હાથ પગ ભાગી નાખવામા આવે છે ને ત્યારે ઓમનુ જીવન કાકાની સભાળ લેવામા ને એની ગરગડીવાળી બેઠક ધકેલવામા ગુજરે છે

આ ત્રણેને એકત્ર કરનાર કેન્દ્રીય પાત્ર દીના દલાલ નામની પારસી વિધવાનુ છે એ બાર વર્ષના હતા ત્યારે એમના ડૉક્ટર પિતા સર્પદશથી મૃત્યુ પામેલા એ પછી માતા માનસિક સમતુલન ગુમાવી બેઠા. દીનાને એમના મોટા ભાઈની સાથે ફાવ્યુ નહીં એમણે લગ્ન કર્યા, પછી ત્રણ વર્ષ આનદમા વીત્યા, પણ ત્યારબાદ પતિ વાહન અકસ્માતમા મૃત્યુ પામ્યા. દીનાની જિંદગી પૈસા વગરની, ચિંતામય છે એકલતાની એમને ટેવ પડી ગઈ છે નસીબ, નિયતિ સમય, કાળના ભારેખમ તથા ઉદાસ ઓળા પહેલેથી છેલ્લે સુધી પુસ્તક પર પડેલા રહે છે

આશા અને હતાશા વચ્ચે સમતુલન રાખવુ આમેય અઘરુ છે ડિકન્સની કરુણ – કથા જેવી જે કઠોર શક્તિ રોહિન્ટન મિસ્ત્રીની લેખિનીમા છે તેનાથી કથા અવશ્ય હતાશા તરફ ઢળે છે યુવાન ઓમ કહે છે, "જો સમય કાપડનો એક તાકો હોત તો બધા ખરાબ ભાગ હુ કાપી નાખત ભયજનક રાતો કાતરી દેત, ને સારા ભાગો સાથે સીવી દેત. પછી હુ એને કોટની જેમ પહેરત, અને સદા સુખ ને આનદથી જીવત." પણ કોઈ પાત્રને આવી તક લેખકે આપી નથી, કે નથી આપી પોતાની મેળે વિકસવાની કશી છૂટ લેખકના રાજકારણીય મત (કૉન્ગ્રેસ પાર્ટીને એ ધિક્કારે છે) તથા સાહિત્યિક ખ્યાલ (કથાને વૈશ્વિક ફલક પર લઈ જવાનો) દ્વારા સર્જાયેલા તાણા-વાણામા બધા પાત્રો બદ્ધ છે

છેલ્લે રોહિન્ટન મિસ્ત્રી માટે એટલુ કહેવુ પડે કે એમનામા માનવીયતાનુ ઊડાણ છે જે રીતે લોકો બધુ સહન કરતા રહે છે એ માટે એમને ખરેખર વિસ્મય તથા વિષાદ છે વાસ્તવિક જીવનને એ ભરપૂર સવેદનશીલતા સાથે નિહાળે છે

❑

દર્શના ધોળકિયા, વિજય શાસ્ત્રી

## પવનના વેશમાં અવતરેલી રહસ્યવાદી કવિતા

પોતપોતાની ઓળખ લઈને ફરતા ચહેરાઓમાં જે ચહેરો કશીક શોધની ચિંતા લઈને ફરતો હોય છે તે ચહેરો કવિનો હોય છે. માણસમાત્ર મહોરું લઈને ફરે છે, જ્યારે કવિ ચહેરો લઈને. આ જ ફરક એક કવિને અન્ય મનુષ્યથી જુદો પડે છે. કવિનું આ નોખાપણું શ્રી નિરંજન ભગત આ રીતે જુએ છે :

*'લાગ્યું હવે તો મૃત, લૈ સ્મશાને ગયા,*
*ચિતાની પર જ્યાં સુવાડ્યો, ને આગ મેલી, સહસા*
*જ જાગ્યો*

*વંટોળિયો, ડાઘુ થયા અલોપ.*
*બેઠો થઈ એ, ક્ષણમાં જ માનવી*
*પાછો ફર્યો, આ જગમાં, હતો કવિ.'*

શ્રી નિરંજન ભગતને મતે કવિની ઓળખ આ છે. આ અર્થમાં એ અક્ષય છે; ને અક્ષય હોઈને તેની મથામણ સ્વત્વરૂપી અક્ષયને પામવાની, એનામાં મળવાની છે. આ લગનને લઈને એ જે કંઈ કથે છે, કહો કે લવે છે, પણ અક્ષય બની જાય છે.

અક્ષયને પામવાની કવિની મથામણનાં મૂળ ઊંડાં છે. સૌપ્રથમ એ મથામણ મહાકવિ વ્યાસે અનુભવી છે. મધ્યકાલીન ભારતના સંતકવિઓની વાણીમાં પણ આ જ મથામણનો સૂર ઊઠ્યો છે. જીવનના રહસ્યનું દર્શન કરવાની નેમ લઈને બેઠેલા આ સંતકવિઓ મંથનમાંથી મોતી લઈને બહાર આવ્યા છે. આ મોતી પ્રગટવાની ક્ષણ આ કવિઓને કવિમાંથી ઋષિ બનાવતી, તેમને દ્વિજત્વ બક્ષતી ક્ષણ બની છે.

જે પરંપરામાંથી ભારતીય સાહિત્યમાં ને તેમાંથી ગુજરાતી સાહિત્યમાં રહસ્યવાદી કવિતા અવતરી તેને જોતાં કોઈ પણ સહૃદય ભાવકને સહેજે પ્રશ્ન જાગે કે દરેક કવિ શું ઋષિ હોઈ શકે ? જીવનનું રહસ્ય શું દરેકને લાધી શકે ? એવું તો નહીં બનતું હોય કે સંત –કવિઓની વાણીથી અભિભૂત થયેલા કોઈ કવિને અનુકરણના રૂપમાં કોઈ પંક્તિ આવી મળે ને એ પ્રકારની કવિતા 'રહસ્ય' તરીકે મનાવી દેવામાં આવતી હોય ? આ પ્રશ્નોના ઉત્તર તરત તો સાંપડવા મુશ્કેલ છે. કવિત્વને પામનારો ને તેથી આમ માનવીથી જુદી પડતી ચેતનાવાળો મનુષ્ય એ તો જાણે જ છે કે સ્વત્વની ખોજ કરતાં કરતાં કોઈક ક્ષણ એવી આવી જતી હોય છે જ્યારે વીજળીના ચમકારાની ક્ષણની જેમ કશુંક પામ્યાનો અહેસાસ અનુભવાય છે. આ ક્ષણ છે તો 'દર્શન'ની જ, તેમ છતાં આ ક્ષણે કદાચ હરેક કવિ 'ઋષિ'ની સંપ્રજ્ઞતા અનુભવવા છતાં 'ઋષિ'ની કક્ષામાં પહોંચી શકે કે કેમ એ પણ પ્રશ્ન છે. કવિ ને ઋષિમાં ફરક એટલો જ છે કે ઋષિ ચોવીસે કલાક આ તત્ત્વ સાથે રમણ કરી શકે છે ને કવિ અમુક ક્ષણોમાં. કવિમિત્ર શ્રી રમણીક સોમેશ્વરે આનો સુંદર ઉત્તર આપતાં જણાવ્યું કે કવિ – કવિતાને અત્યંત નિકટતાથી જાણતો કવિ – ઋષિ જ છે. કવિએ કવિએ જો તફાવત હોય તો એટલો જ કે કોઈ કવિ ચોવીસે કલાક કવિ હોય છે ને કોઈ અમુક ગાળા પૂરતો. ભેદ આખરે સમયની માત્રાનો છે, સમજની માત્રાનો નહીં.

વ્યાસ ને કાલિદાસની જોડાજોડ બેસાડી શકાય તેવા, સ્વત્વને જોવાની ઝંખનાથી ઘેરાયેલા ભારતીય ઋષિ કવિ રવીન્દ્રનાથે સાંપ્રત સમયમાં ધ્યાન ખેંચતી રહસ્યવાદી કવિતાઓ આપીને આપણો તંતુ ઉપનિષદકાળ સાથે જોડી આપ્યો. રવીન્દ્રનાથને પણ એક પ્રકારનો અજંપો ઘેરી વળ્યો છે. શોધની વ્યથા તેમને જંપવા દે તેમ નથી. કહો કે એમને જંપવું પણ નથી. શોધ કરતાં કરતાં કશુંક દેખાવાનો ભાસ થતાં કવિની આંખો જાણે ઓઝપાઈ જાય છે ત્યારે આનંદ અને વિસ્મયથી વિમૂઢ બનીને તેઓ પૂછી બેસે છે :

*'મારા હૃદયને કોણે રંગીન રાખડીના દોરે બાંધ્યું છે ?*
*હું પામ્યો છું કે હજુ શોધતો ફરું છું, મને કશું*
*સમજાતું નથી.'*

ને તોય કવિને લાગે છે કે 'આ કોણ'ને તે ઓળખે છે :

*'મારા પ્રાણમાં ગંભીર ગોપન, અત્યંત પોતાનો એવો શું તે છે ? અંધકારમાં અચાનક તેને જોઉં છું.'*

અંધકારમાં અચાનક 'તેને' જોતાં કવિની સ્વપ્નિલ આંખનો પડછાયો ગુજરાતી કવિ પ્રહ્લાદની કવિતામાં કદાચ પ્રથમ વાર ઝિલાય છે :

*'ગાય ના કંઠ, કો તાર ના ઝણઝણે :*
*ક્યાં થકી સૂર કેરી ફુવારી ?'*

...

*'આભ અડે જ્યાં દૂર જમીને, કોણ છુપાયું ત્યાં ?'*

આ જ વાતને નિરંજન ભગત પોતાની શૈલીમાં વર્ણવે છે :

*'મનમાં મન ખોવાઈ ગયું,*
*અંધારથી મેં આંખ આંજી તો*
*ભીતરમાં જોવાઈ ગયું !'*

દૂર છુપાયેલા આ 'કોઈ'ને, પોતાના સ્વત્વમાંથી જ છૂટા પડેલા કોઈ અંશને અનુગાંધીયુગના કવિઓએ શોધવા યત્ન કર્યો, પણ તે પછીની કવિતામાં આ પ્રકારનો સૂર જાણે ખોવાઈ જ ગયો. સમયના આટાપાટામાં અટવાઈ ગયેલો કવિ જ્યાં સ્વ વિશે જ નિર્ભ્રાન્ત થઈ ગયો ત્યાં 'કોઈ'ને શોધવાની હામ તો એ ભીડી જ ક્યાંથી શકે ?

જીવનની વિષમતાઓ વચ્ચે જીવતા આ કવિએ એક

પ્રકારની ભાવશૂન્યતા, વિરતિ અનુભવી ત્યારે પણ ખૂણે બેસીને ઝીણુ કાતતા, આત્મરતિનાકેટલાક કવિઓની ચેતના રવીન્દ્ર-પ્રહ્‌લાદ રાજેન્દ્ર નિરંજનના અનુસધાનમા પોતાનો લય બેસાડી રહી હતી તેવુ છેક ૧૯૯૫માં પ્રગટ થયેલા 'પવનના વેશમા' કાવ્યસગ્રહ હાથમા આવ્યો ત્યારે પવન જેવા જ ગુપ્તવેશમા, ચુપકીદીથી પ્રવેશેલા, મિતભાષી રહેલા કવિ શ્રી ધીરેન્દ્ર મહેતાના કાવ્યોએ સિદ્ધ કરી આપ્યુ

પ્રહ્‌લાદ – રાજેન્દ્ર – નિરંજને ગાયેલા રહસ્યતત્ત્વના પડઘા હજુ ઘૂમરાતા હતા ત્યારે 'કંઈક' એ ભાવોના કેફમા પવન જેવા સ્પૃશ્ય છતા અસ્પૃશ્ય એવા આ 'કોઈ' નામના અનામ તત્ત્વને ફંફોળવા મથતા યુવા કવિ ૧૯૬૭મા પૂછી બેસે છે

*ક્યો છે તારુ એક ઠેકાણુ ?*
*ઠેર ઠેર તારા ઠામ '*
*કાઈક નિશાની દેને ઘરની,*
*ઓ રે ફરતા રામ " (એક વાર)*

'ફરતા રામ'ને ખોળતા કવિ એ કહે તે કરવાની તૈયારી બતાવતા કહે છે

*'તુ કહે તો શિખરે આવુ*
*તુ કહે તો તળિયે.' (એક વાર')*

'૬૭થી માડીને '૯૫ સુધીમા રહસ્યને પામવા મથતા નવેક જેટલા કાવ્યો સમયદષ્ટિએ આ સગ્રહમા મુકાયા છે ને એ રીતે જ તપાસવા જેવા બન્યા છે

'નેવા' કાવ્યમા 'એક વાર'ના 'ફરતા રામ નુ ઠામ-ઠેકાણુ મળ્યુ છે, એટલુ જ નહીં, તેમણે તો પોતાને ખોળતા કવિ જીવ પર વારી જઈને અજસ્રધારે વર્ષા કરી છે

*સાહેબની મેડીયુના ચૂવે નેવા "*
*આ નેવા પણ કેવા ?*
*ભરુ ભરુ તોય ખાલી રહે ઘટ,*
*નેવા ચૂવે લખધાર '*

નેવા જો લખધાર છે તો કવિની તરસ પણ કઈ ઓછી છે ?

*'દિવસ ને રાત પીવા છતા પ્રાણ તરસ્યા રણ જેવા '*

આ 'સાહેબ ની ભાળ મેળવવા કબીરથી માડીને આજ સુધીના કવિઓ મડી રહ્યા છે ને પોતપોતાની રીતે તેને પામીને ધન્ય પણ થયા છે આ કવિ પણ ધન્યતા સાથે નમ્રતાનો તાલ મેળવતા જાણે કે કતારમા ઊભા છે

*'ગાગર ઝાલી ઊભી હુ તો ટીપુક પાણી લેવા.'*

'સાહેબ'ની લખ ધારે દેવાની હેસિયત ને કવિની પાસે તો છે ટીપુંક પાણી સમાવતી ગાગર ' આથી જ 'ભરું ભરુ તોય ખાલી રહે ઘટ'ની કશુક ઓછુ પડ્યાની વિવશતા વ્યક્ત થઈ જાય છે ને ન્હાનાલાલ યાદ આવે છે

*'અમૃત અજળિમા નહીં ઝીલુ રે બ્હેન,*
*ઝીલુ તો ઝરે દશ ધાર*

રહસ્યનુ આ તત્ત્વ આવે છે, આવે છે ને જાણે સરકી જાય છે પ્રહ્‌લાદ આ વાતનો વસવસો કરતા કહે છે

*'કોઈ રે આવી વહી ગયું મારે અતરને દ્વાર,*
*કોઈ રે ગાઈ મૂગુ રહી ગયુ છાયો ઉરમા સૂનકાર '*

'પવનના વેશમા'ના કવિને પણ કંઈક આવી જ ચૂકામણ છે

*'નયન થયા ડળક ડળક*
*ને માથુ કઈ ખળક.. ખળક '*

અદર થતો આ ખળભળાટ એક સાથે વેદના ને આનદથી રસાયેલો છે

*'દિશા બધીય ધૂધળી ?*
*શુ પેલુ ત્યા ચળક ચળક ?*

દૂર દેખાતી આ દ્યુતિને ઉલેચવા કવિ 'સ્વ'ને લઈ જાય છે

*ઉલેચ રાખ, જે કશુ*
*થઈ રહ્યુ ઝળક ઝળક '*

પ્રાપ્તિનો આ રણકાર લય દ્વારા, 'ળ' જેવા વર્ણ પાસેથી કામ લઈને વ્યક્ત થયો છે

'૭૭ સુધીની કવિતાઓમા આ રહસ્ય બટકણા ભાવોની જેમ કવિ પાસે આવીને ખોવાઈ જાય છે પણ કવિતાની આ યાત્રા સાર્થક તો ત્યારે બને છે જ્યારે કવિ ધીમે ધીમે ક્ષણ પર વિજય મેળવીને ઋષિની હદમા પ્રવેશવા સજ્જતા કેળવતા જાય છે ને પકડાઈ ન શકતી ક્ષણને અચાનક પકડી પાડે છે

*હવા બનીને શુ પરશે આજ ?*
*દેખુ નહીં જેને તે આ જ ?' ('શ્વાસ-ચાસ', ૧૯૮૨)*

નરસિંહ જેને નેત્ર વિણ નીરખવા ને રૂપ વિણ પરખવા કહે છે તેનુ રૂપ આ કવિ માટે કેવું છે ?

*'ભીતર ખેડે થઈને શ્વાસ,*
*રગમા એના પડતા ચાસ.'*

રગમાં ભળી ગયેલા, પવનના વેશે આવી ચડેલા, ક્ષણ ક્ષણમા પ્રસરેલા એ અનામ તત્ત્વને વધાવતા કવિનો આનદ ધ્વજની જેમ લહેરાઈ ઊઠે છે 'ફરફરતો આનદ'મા એનો વિજયઘોષ કરતા કવિ સમુલ્લાસપૂર્વક ગાઈ ઊઠે છે

*'શ્વાસમાં વાગે શખ.'*

શખનાદની આ ક્ષણે કવિ ફૂંકની પેરે ફૂંકાઈ ઊઠે છે ને તેમની જાત ફેલાતી ચાલે છે રૂવે રૂવે ઝાલર બજે છે ને રૂડા છદ ગવાય છે અત્યાર સુધી અધારા ઉલેચવા મથતા કવિને તો આનદનો ઓચ્છવ થઈ પડે છે

*બત્રીસે કોઠામા ઝગમગતા દીવડાનો*
*આઠે પહોર અજવાસ*
*ચઢ રે ઊતર કરે રગમા રુધિર*
*એની આરતી ફરે બારે માસ '*
*ધજાની પેર મારાં અગ ઊડે તે કાઈ ફરફરતો આનદ '*

કવિતાના આરભની ક્ષણે આરાધ્યનુ ઠેકાણુ ફફોસતા કવિની શોધનુ અહીં પૂર્ણવિરામ મુકાય છે પોતાને ઘેર આવતા પ્રભુ પાસે પોતાની ગરીબી છતી ન થાય એ માટે એકનુ એક વસ્ત્ર સાધવાની ઉતાવળ કરતા કવિ અતે શોધ પૂરી થયાની શ્રીમતાઈ અનુભવે છે દેખાવુ-છુપાવું – ફરી દેખાવુંની રમત પૂરી થાય છે ને છુપાયેલુ રહસ્ય એના તમામ પડદાઓ ખોલીને બહાર આવે છે ને કવિચેતનાનો આશ્રય લઈને એમા જ સમાઈ જાય છે

આખરે તો કોઈ પણ કવિ જે કરે છે તે આ જ કવિતા

તેને માટે ચેતોવિસ્તારની યાત્રા છે. વાલ્મીકિ જેવા ઋષિએ કાવ્યના ઉઘાડની પહેલી જ ક્ષણે ક્રૌંચવધની ઘટનામાં 'સ્વ'નો વધ અનુભવીને ચેતોવિસ્તાર અનુભવેલો. કવિમાત્રની આ નિયતિ છે. રહસ્યદર્શનનું બીજું નામ જ ચેતોવિસ્તાર છે. કવિનું કામ બાહુ પસારવાનું છે. કવિની બાથમાં આખું જગત આવતું જાય છે ને ઓગળતું જાય છે. કવિ તો પહેલાં પણ હતો ને પછી પણ રહે છે. જ્ઞાનદેવ જેવા સમર્થ સંત કવિ આથી જ તો કહે છે કે 'આટલો વિરાટ ઈશ્વર જ્ઞાનદેવમાં સમાયો ને તોય જગા વધી !' જગાના આ વ્યાપનું નામ જ કવિતા છે.

વિભિન્ન મનોભાવોની અવઢવમાં ગૂંચવાઈ ગયેલી, ફરી બહાર નીકળવા મથતી સાંપ્રત કવિતાઓની વચ્ચે જીવનના મર્મને ઝીણવટથી પકડવા મથતો આ સંગ્રહના કવિનો પ્રયાસ પવનના જેવા કોમળ ને સુરભિત અનુભવમાં ભાવકને મૂકી આપીને એક નવા જ પ્રકારના કવિલોકમાં ભાવકને લઈ જાય છે.

('પવનના વેશમાં' – ધીરેન્દ્ર મહેતા, પ્ર.આર.આર. શેઠ, પ્રથમ આવૃત્તિ, ફેબ્રુઆરી '૯૫, રૂ. ૫૦)

**દર્શના ધોળકિયા**

*

## સામ્પ્રત ગુજરાતી કવિતાનો ચહેરો

સો પાનાંમાં સમાવાયેલાં લગભગ પોણો સો (૭૭) કાવ્યોમાં સંવેદના અને ભાષાકીય તરાહ આપણી સામ્પ્રત ગુજરાતી કવિતાની ફરી એક વાર ઓળખ આપે છે. નગરજીવનની અમાનુષી જીવનરીતિથી ગૂંગળાતા કવિના ઉદ્‌ગારોમાં વ્યથા, હતાશા, વ્યંગ્ય અને આક્રોશ ઠેકાણેઠેકાણે પ્રગટ થતાં રહ્યાં છે. આમ તો, નગરજીવનની રુગ્ણતા અને નારકીયતા વડે થતી રહેતી માનવત્વની અવહેલનાની વાત આપણે ત્યાં નિરંજનના 'પ્રવાલદ્વીપ'થી ગવાતી, ઘૂંટાતી આવી હોઈ, નવી નથી. પણ કુતૂહલ એક જ વાતનું રહે કે હવે તો ખાસ્સી પરમ્પરા બની ચૂકેલી એ આધુનિકતા પ્રત્યેક નવી કવિતામાં કઈ નવી રીતિએ પ્રસવે છે. સાદા શબ્દોમાં કહીએ તો ચિરપરિચિત એવી વેદના – સંવેદનાની અભિવ્યક્તિ માટે કવિ કોઈ નૂતન રચનારીતિ પ્રયોજી શક્યા છે કે કેમ એ જ આપણી શોધનો વિષય બની રહે.

'ફૂલોનો પવનરથ'ની રચનાઓમાં આવી રચનાગત નવીનતાઓ સંતર્પક માત્રામાં પ્રતીત થાય છે. જેમ કે પ્રથમ રચના 'કવિને'માં

*હે કવિ,*
*તારા નગર પરથી*
*કલરવતું પંખી પસાર થાય તો માનજે કે*
*તારા નગરમાં ક્યાંક કૂંપળ ફૂટી છે ફૂટપાથ તોડી.*

પંક્તિઓમાં ફૂટપાથને કઠોર નગરજીવનનું અને કૂંપળને કોમળ વેદનશીલતાનું રૂપ મળ્યું છે અને એનાં વાહકો છે કલરવતું પંખી અને કવિ.

પ્રકૃતિનાં આદિમ રૂપો પોતાનામાં પ્રગટે-વિકસે એ કવિમાત્રની ચિરઝંખા રહી છે. એને તો મેઘધનુષ્યના રંગો પોતાનામાં ઊગે અને પુષ્પોની ફોરમ પોતાનામાં પ્રસવે એ જ ક્ષણો મોક્ષની અનુભૂતિ કરાવે છે, પછી પેલા કર્મકાણ્ડી બ્રાહ્મણોએ સૂચવેલા મોક્ષની એને લેશ પણ ગરજ રહેતી નથી. 'મારો સંબંધ' રચનાની–

*મોક્ષ પહેરી – ઓઢી લેવાની મારી નથી ઝંખના–*
*મારે તો મારી માટીમાં પોઢી જવું છે.* (પૃ. ૬)

પંક્તિઓ એની સાખ પૂરશે. કેટલાંક ચિત્રો આસ્વાદ્ય બન્યાં છે. જેમ કે

*આ સવાર*
*ખૂલે મુખ બાળકનું*
*દૂધમલ ફોરે.* (પૃ. ૭)

પ્રભાતની સ્વચ્છ, કોમળ નિર્દોષતાનો પર્યાય કવિએ 'બાળકના દૂધમલ મુખ'માં રમણીયતાથી સાધ્યો છે/શોધ્યો છે.

આવા આ પ્રકૃતિપુત્ર કવિને નગરસભ્યતાનાં બંધનો અચૂક પીડાકારક જ બને, પણ હવે બંધનોને વિદારવા કવિ કશી ક્રાન્તિ કરવાના ઉપક્રમોમાં રાચતો નથી. એ પોતાની સ્થિતિ તરફ કટાક્ષ અને વ્યંગ્ય કરીને જ પોતાની વેદનાને વર્ણવે છે. જેમ કે–

*હવે મેં મને ઢાંકવા*
*એક સિમેન્ટ કૉન્ક્રીટનું છાપરું બનાવ્યું છે.* (પૃ. ૮)

સામાજિક વર્ણવ્યવસ્થાજન્ય વેદના પણ 'ફૂલોનો પવનરથ'ની કૃતિઓમાં ધ્યાન દોરે એટલી તીવ્રતા અને વ્યાપ્તિ ધરાવે છે. 'અમારી વેદના' (પૃ. ૧૨) અને 'મારી ઓળખ' (પૃ. ૧૫) જેવી રચનાઓ અભ્યાસી આ દષ્ટિએ માણી શકશે.

'એ જ હું' (પૃ. ૨૫) રચનામાં ફરી પાછું એક કાવ્યમય ચિત્ર સાંપડે છે. સવારના તડકામાં દૂર ચરતી ગાયોના શિંગડે સૂરજ સન્નિધ ન પામતો જોઈ શકાય છે. સૂરજ, ઊગતો સૂરજ, ક્ષિતિજે ચરતી ગાયના શિંગડે સંકળાય છે ત્યારે કવિ પંક્તિ યોજે છે :

*સફાળી ગાળા તોડી ભાંભરતી ગમાણો,*
*શિંગડે સૂરજને રમાડતી.* (પૃ. ૨૫)

અહીં 'ગાય' શબ્દનો ક્યાંય પ્રયોગ નથી થયો, પણ 'ગાળા તોડતી' અને 'ભાંભરતી' શબ્દોના સાયુજ્યે મુકાયેલા 'ગમાણો' શબ્દથી, લક્ષણાશક્તિથી ગાયનો બોધ થાય છે એ ઘટના સહૃદય માટે ખરે જ કાવ્યક્ષમ બની રહે તેવી છે.

'મારી નગરવ્યથા', 'કોણાર્ક', 'વાલ્મીકિ' આદિ કૃતિઓ એકાધિક રચનાઓના ગુચ્છરૂપે આવે છે. તેમાં કેન્દ્રગત અનુભૂતિના વિવર્તો એટલે કે એક જ સંવેદનનાં એકથી વધુ રૂપો આલેખવાની કવિની ક્ષમતાનો પરિચય થાય છે. બોલચાલની ભંગિમાં મુકાયેલી કેટલીક પંક્તિઓ તેના વ્યંગ્ય અને વેદનાના મિશ્રણથી વેધક બની શકે છે. જેમ કે 'મારી નગરવ્યથા' ગુચ્છના ચોથા કાવ્યની–

*'અને એકબીજાને છેતરવાની ને હણવાની*
*કળા એવી શીખી ગયા છીએ*
*કદીયે એમાં અમને મળ્યો નથી પરાજય.'* (પૃ.

પક્તિઓ તેના દૃષ્ટાન્તરૂપે ટકી શકાય

જોકે ક્યાક ક્યાંક સાવ રૂઢ અને લપટી બની ચૂકેલી લઢણો અને પક્તિઓ પણ અડફટે ચડે છે

જેમ કે–

*મારા નગર પરથી*
*હવે કોઈ પખી પસાર થતુ નથી*
*વારવાર હવામા થતા ગોળીબારની એમને*
*જાણ થઈ ગઈ છે* (પૃ ૪૮)

પખી અને બદૂકની ગોળીનુ સનિધીકરણ હવે ખાસ્સુ ઘસાઈ ગયુ છે કવિએ આવી ચર્વિતોક્તિઓ Cliche – પ્રત્યે સભાન રહી બચવુ જોઈએ તેવુ જ બીજુ ગથાળુ નિરૂપણ વૃક્ષોને (પૃ ૫૩) રચનાની ઊઘડતી પક્તિઓ

*ટહુકા પહેરીને નીકળેલા વૃક્ષો*
*મારા નગરમા આવી પ્હોંચ્યા ત્યા*
*એમને ધુમાડાએ ઘેરી લીધા હતા.* (પૃ ૫૩)

મા મળે છે

સાબરમતીને કાવ્ય તેના બહુસ્તરીય અર્થવિસ્તારને લીધે સુજ્ઞોને સ્પર્શી જશે વાત નદીની છે બાહ્ય સ્તરે પણ ફક્ત નદીની જ નહીં રહેતા નારીની પણ બનવા સુધી વિસ્તરે છે એ અતિમ પક્તિઓમા આવતા દુષ્યન્ત ના સદર્ભથી સમજાય છે ને એમા જ કાવ્યનો ચમત્કાર પણ અનુભવાય છે એક નદી (બ્રહ્મપુત્ર)ને નિહાળતા કવિ બીજી નદી (સાબરમતી)ને વિસ્મર્યા નથી.

*આખ સામે બ્રહ્મપુત્ર–*
*ને ભીતર તુ ચૂપચાપ વહેતી.* (પૃ ६४)

મા ભલે સબોધન સાબરમતીને થયુ હોય, પણ ફક્ત સાબરમતી પૂરતું જ સીમિત ન રહેતા વિવક્ષિતાન્યપરવાચ્ય બની કશીક વ્યક્તિમત્તાનો અણસાર આપે છે એ રીતની વ્યજના, રચનાને કાવ્યત્વથી રગેરગે વ્યાપે છે બાનીની સરળતા અને અર્થની સવેદનાની સકુલતાનો સમન્વય પણ આ રચનાનુ ધ્યાન ખેંચે તેવુ લક્ષણ છે મફત ઓઝાની કવિ તરીકેની ઓળખ આવી જૂજ રચનાઓ જેટલો સઘનતાથી આપે છે તેવો સભાનતાપૂર્વકની રચનાઓ આપી શકતી નથી.

તળપદ પરિવેશનો નિબિડ પરિચય કરાવતી પક્તિઓમા વરસીશ તુ ? (પૃ ८७)ની પ્રારભિક પક્તિઓ

*ચૂલો ભડભડ બળ્યા કરે છે*
*બળી ગયેલી દોચકીમા કઢી ખદબદે છે*
*ઢાલ જેવો રોટલો.*

મા બળી ગયેલી દોચકી ખદબદતી કઢી અને ખાસ તો મસમોટો રોટલો જે ઢાલ સાથે ઓળખાવ્યો છે તે પ્રતિરૂપો આકર્ષક છે અને એ ઢાલરૂપી રોટલો જ નારીની – માની છાતી સામે ધરાય છે 'જૂનાગઢની સવાર (પૃ ८८) રચનામા નરસિંહી કવિતાસૃષ્ટિના પાછલી ખટઘડી, કરતાલ તુલસીદલ, સકલ ગિરિતળેટી, કુડ દામોદર, કેદારો, નીરખ ને જેવા શબ્દપ્રયોગો અને પદાર્થોથી એ સૃષ્ટિનુ થતુ પુનર્વિધાન સ્વપ્રદ બન્યુ છે

આમ અહીં સ્નળતી ગતિએ ફૂલોનો પવનરથ મા રહેલી સર્જકતાસભર ક્ષણોને નાણવામાણવાનો પ્રયત્ન કર્યો છે કેમ કે કાવ્યની તરલતા તત્ત્વના ટૂપણાથી અળપાઈ જવાની ભીતિ

(ફૂલોનો પવનરથ [કાવ્યસગ્રહ] મફત ઓઝા, પ્રકાશક પૂર્વી પુસ્તક ભડાર, ૩૦ અપર, સમુદ્ર હાટની ગોલ્ડ ક્લાસિક પાસે, એલિસબ્રિજ અમદાવાદ ૩૮૦ ००६ આવૃત્તિ પ્રથમ, ૧૯૮૫ પૃ ૧૦૦ મૂલ્ય રૂ સાઠ)

**વિજય શાસ્ત્રી**

## બે ગઝલ

**મનહર મોદી**

### ૧ સાકી !

*સૂરજમા ચદ બોળીને મને પિવડાવજે સાકી !*
*તિમિરમા તેજ ઢોળીને મને પિવડાવજે સાકી !*

*ગગન આખુ ગટગટ છે છલકતા જામનો પ્યાલો,*
*ઊઘડશી આખ ચોળીને મને પિવડાવજે સાકી !*

*મુસાફર છે તો રસ્તો છે ને એ તો ખૂબ ચાલે છે*
*ઉભયનો થાક તોળીને મને પિવડાવજ સાકી !*

*હસતી ને રમતી ચાદની પૂરી ખીલે ત્યારે*
*નિશા દરિયે ઝબોળીને મને પિવડાવજે સાકી !*

*વસતી વાયરો વાયો હૃદય ઉપરનીચે લાયો*
*બરફમા આગ ઘોળીને મને પિવડાવજે સાકી !*

### ૨ સનમ !

*કાચનુ નળિયુ છે મારુ ઘર, સનમ !*
*કેમ ફેંકે છે અહીં પથ્થર, સનમ*

*આ જગત ઢઢોળતો કલકલ વહે*
*હોય તો દેખાડ એવો સ્વર સનમ !*

*નામ તારુ હુ તને પૂછી લઉં*
*બોલ, તુ છે એ જ સચરાચર સનમ !*

*કોઈ સાજે એમ પણ પલળી જઉં*
*હોય ના વરસાદ કે ઝરમર સનમ !*

*કાળ તો એવો જ જોવાયો સદા,*
*કોઈની કાયમ નથી હરફર સનમ !*

*હુ તને જાણુ નહીં, ને ઓળખુ*
*એટલુ, હા એટલુ બસ, કર સનમ !*

*લાખ દુનિયા હુ તને આપી દઉં*
*તોય ના માને તો જા ને મર સનમ !*

# માત્ર ગાંધીવિચારધારા જગતની ઉદ્ધારક બનશે

**અનુ. હરિવલ્લભ ભાયાણી**

અત્યારની ઉથલપાથલમાં બધું જ ઊંધું પડતું, અધોગતિ તરફ જતું લાગે છે. આપણે કોઈક અભૂતપૂર્વ સંકટની પરિસ્થિતિ તરફ ધસી રહ્યા હોઈએ એવું દેખાય છે. પરંતુ આ તો ચક્રગતિ છે, આ પરિસ્થિતિ પર ગાંધી-વિચારધારા વિજયી થવાની – એટલા જ કારણે કે તેના સિવાય બીજો કોઈ ઉકેલ નથી. વસ્તુસ્થિતિ નિશ્ચેતન બની ગઈ લાગે તો પણ તે શીતકાળના વૃક્ષ જેવી છે. વસંતઋતુ આવતાં જ તે કોળી ઊઠે છે. સોહામણું, રમણીય બની જાય છે.

ઈસુખ્રિસ્તના મૃત્યુ પછી લોકોને લાગતું હતું કે જગત મરી પરવાર્યું. પરંતુ તેવું કશું બન્યું નહીં. પહેલી સહસ્રાબ્દીને અંતે પણ એવી જ લાગણી પ્રવર્તતી હતી. તો પણ આ આપણે હજી ખડા છીએ, બીજી સહસ્રાબ્દીના અંત ભાગે ઉન્નત મસ્તકે ઊભેલા હવે ફરી પાછી લોકો આશંકાઓ સેવી રહ્યા છે, પરંતુ મને પૂરી પ્રતીતિ છે કે જગત વધુ સારું બનીને જીવંત રહેશે.

મૂડીવાદી આક્રમક અને હિંસાચારી છે – સામ્યવાદના પતન પછી તે ઘણો વકર્યો છે. લોકોને એવું મનાવવામાં આવે છે કે એ જ એકમાત્ર તંત્ર છે, જે જીવતું ટકી રહેશે. પરંતુ છેવટે તો એ પણ પડી ભાંગવાનું જ અને એ પ્રચંડ આપત્તિ જ્યારે આવી પડશે, ત્યારે માત્ર ગાંધી-વિચારધારા જ બચી રહેશે, કારણ કે એ જ એકમાત્ર વિચારધારા એવી છે જે માનવીનો આદર કરે છે.

પ્રાધ્યાપક આદોલ્ફો દે ઓબિએતા : ૮૪ વરસની વયના, આર્જેન્ટિનાના ગાંધી તરીકે જાણીતા, આ વરસના જમનાલાલ બજાજ પુરસ્કાર વડે ભારતબહાર ગાંધી-મૂલ્યોના પુરસ્કારક તરીકે સંમાનિત પ્રા. ઓબિએતાની શ્યામ પારેખે લીધેલી મુલાકાતમાંથી (ટા. ઓ. ઇ. ૯-૧૧-૯૬માં પ્રકાશિત)

❊

## અકસીર ઇલાજોની તપાસ

આપણે છેલ્લો સ્પર્શ કરવાનો છે તે, વિષમતા અટકાવવા સારુ કેટલીક વાર સૂચવવામાં આવતા અકસીર ઇલાજોનો. (૧) વિવેચકે દોષૈકદૃષ્ટિ ન રાખવી જોઈએ. (૨) ખરા દોષો હોય ત્યાં પણ ખાનગી વાતચીતમાં તેને ખૂબ વખોડવા, પણ જાહેરમાં તેને હળવેશું જ વખોડવા; (૩) સત્યં, બ્રૂયાત્ પણ સાથે સાથે પ્રિયં પણ બ્રૂયાત્ – તમારે કઠોર જીભ છે તો તમારા ભોગને કૂણું જિગર છે. આ ઇલાજો રોગની ઊંડી ચિકિત્સા કે જ્ઞાન વિના રજૂ થયેલ હોવાથી તે કઈ જાતના વૈદોનું સ્મરણ આપે છે તે કહેવાની જરૂર નથી. પણ તેના મુદ્દાવાર રદિયા આ પ્રમાણે (૧) જ્યાં દોષૈકસ્થિતિ હોય ત્યાં દોષૈકદૃષ્ટિ ન રહે તો બીજું શું રહે ? હા, એવી પરિસ્થિતિમાં મૂંગા રહેવું એ ડહાપણનું કામ છે. ઘણાખરા ટીકાકાર એ માર્ગ લઈને લોકપ્રિયતા સાધી અને સાચવી શકે છે. પણ અલોકપ્રિય થવાની હામવાળો ટીકાકાર અવારનવાર જન્મે અને આપણાં દોષો અને પાપોને ઉઘાડાં પાડે તેમાં જ સાહિત્યશુદ્ધિની આશા છે. (૨) 'ચાવવાના જુદા અને દેખાડવાના જુદા'ની નીતિમાં પણ ડહાપણ તો ભારોભાર ભર્યું છે. પણ સત્યને જોવા અને જીરવવાની એવી નામર્દી પ્રજામાં કેળવીને શું કામ છે ? – જોકે સત્યભક્તો પણ ભૂલ (કોઈ વાર તો મૂર્ખાઈ પણ) નહિ કરતા હોય એમ નહિ. (૩) આપણે શબ્દબેલોમાં મુગ્ધ ન થઈએ એમ ઇચ્છી જવાય છે. જીભ અને જિગરનો વિરોધ સાવ કૃત્રિમ છે. કઠોર જીભનું વેણ બળતા જિગરમાંથી બહાર પડે છે એ ન ભૂલશો. અને કૂણું જિગર એટલે રોતલવેડા (સેન્ટિમેન્ટેલિઝન) નહિ ? – ખાસ કરીને પ્રશ્ન સાર્વજનિક હિતનો હોય ત્યારે.

**– વિજયરાય ક. વૈદ્ય**

('કૌમુદી' વૈશાખ ૧૯૮૩)

(સંકલન : માય ડિયર જયુ)

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

એક જમાનો હતો જ્યારે લોકો લેખકને ચાહતા. વહાણમાથી એ ઊતરતો હોય ત્યારે બંદરકાઠે લોકોના ટોળેટોળા એનુ સામૈયુ કરવા જતા આજે હવે એવો જમાનો આવ્યો છે કે લેખક લોકોને જઈ વળગે છે એને લોકોની નહીં, પણ વિજયરાય વૈદ્યની સજ્ઞા વાપરીએ તો કહેવાય કે એને 'લોકદળ'ની જરૂર છે આ લોકદળ દ્વારા જાણે લેખક પોતે સાહિત્યને સર કરવા નીકળ્યો છે પહેલા તો પુસ્તકો દ્વારા એ લોકો પાસે, વાચકો પાસે, પહોંચતો હતો આજે તો ઉદ્ઘાટન, વિમોચન અને લોકાર્પણ સિવાય વાચકોમા પહોંચવાનો એને માટે જાણે કોઈ રસ્તો બચ્યો નથી પુસ્તકો પર નહીં, પુસ્તકોની સખ્યા પર, વાચકો પર નહીં, વાચકોની સખ્યા પર હવે લેખક મુસ્તાક છે વાચકોની આરતી ઉતારવી એ જ એની તીવ્ર આરત છે વાચકોનુ આ લોકવિગલન કે લોકીકરણ એ વર્તમાન સાહિત્યજગતની એક બીભત્સ ઘટના છે

વાચકોનો તો મહિમા હોય આવો મહિમા સસ્કૃત કાવ્યશાસ્ત્રીઓએ કર્યો છે સર્જકની કારયિત્રી પ્રતિભાની સાથોસાથ આથી આચાર્યોએ વાચકની ભાવયિત્રી પ્રતિભાને પોંખી છે આ ભાવયિત્રી પ્રતિભાને તપાસવા પશ્ચિમના વિવેચકો તો વાચક અને વાચનની પ્રક્રિયાની એકદમ નજીક સરક્યા છે વાચકનુ વાચનપ્રયોજન, વાચનમા એને સડોવતી એની વૃત્તિઓ વાચકનો અધિકાર, એનુ કર્તૃત્વ, એની સક્રિય ભૂમિકા, સાહિત્યની અર્થનિષ્પત્તિમા એની ભાગીદારી, સમજણ અને અર્થઘટનની ક્રિયાઓમા એના અગત પ્રતિભાવનુ અને એની આત્મલક્ષી વ્યક્તિતાનુ મહત્ત્વ – જેવી વિવિધ બાબતોને પણ તેઓ સ્પર્શ્યા છે

વીસમી સદીનો વિવેચનનો ઇતિહાસ જોઈએ તો સ્પષ્ટ થશે કે વિવેચન પહેલા લેખકકેન્દ્રી હતુ પછી તે કૃતિકેન્દ્રી બન્યુ અને પછી વાચકકેન્દ્રી (Lectocentric) બન્યુ આ વાચકકેન્દ્રી વિવેચન અભિગ્રહણ સિદ્ધાન્ત (Reception Theory) તરીકે ઓળખાય છે આઇ એ. રિચર્ડ્ઝના વિવેચનમા વાચનનો સદર્ભ છે, પણ જર્મન વિવેચકો વોલ્ફગાન્ગ ઇઝરે અને હાન્સ યાઉસે પ્રતિભાસમીમાસાને અને અર્થઘટનસાક્ષીને અનુસરીને જે નિષ્કર્ષો આપ્યા છે તે એકદમ ધ્યાન ખેંચે તેવા છે ઇઝર કહે છે કે કૃતિ મોટે ભાગે વાચકના પ્રતિભાવને નિર્ણીત કરે છે, પણ કૃતિમા એવા અવકાશ હોય છે જે વાચકે પૂરવા પડે છે બીજી બાજુ યાઉસ વ્યક્તિગત વાચકપ્રતિભાવને બદલે સાહિત્યના ઇતિહાસનો કોઈ ચોક્કસ ગાળો સાહિત્ય પરત્વે કેવો પ્રતિભાવ દર્શાવે છે એના વિશ્લેષણમા ઊતર્યો છે સ્ટેન્લી ફિશ માને છે કે વાચક વાચતા વાચતા પોતાની કૃતિ ખુદ 'લખે' છે ગેરાલ્ડ પ્રિન્સ, રોમન ઇન્ગાર્ડન, જોનથન કલર, માઇકલ રિફાતેર વગેરે પણ સફેદ કાગળ પરથી કાળા અક્ષરસકેતો વાચકની ચેતનામા પ્રવેશે છે અને કઈ રીતે મૂર્તતા ધારણ કરે છે એનુ પોતપોતાની રીતે બ્યાન આપે છે આ બધામા મનોવિજ્ઞાનનો આધાર લઈને અમેરિકન વિવેચક નૉર્મન હોલન્ડે આદાનપ્રદાન પ્રતિમાન (Transactive model) દ્વારા અને ડેવિડ બ્લીચે આત્મલક્ષી વિવેચન (subjective criticism) દ્વારા જે રીતે વાચનની પ્રક્રિયાને વિશ્લેષી છે એ નોંધપાત્ર છે અહીં નૉર્મન હોલન્ડની વાત કરીએ

નૉર્મન હોલન્ડ વિશિષ્ટ સિદ્ધાન્તને અનુસરે છે એનો મત છે કે દરેક બાળકને માતા પાસેથી એની પ્રાથમિક ઓળખની એક મહોર મળે છે દરેક પુખ્ત વ્યક્તિ પાસે આ 'ઓળખવિષય' (identity theme) હોય છે સગીતવિષયમા બને છે તેમ, આ સ્થાયી

ઓળખનું સ્વરૂપ જાળવી રાખીને એનાં અનેક વિચરણો યોજી શકાય છે. વાચક જ્યારે સાહિત્યકૃતિ વાંચે છે ત્યારે એ એના ઓળખવિષયને અનુલક્ષીને એની પર પ્રક્રિયા કરી લેતો હોય છે. બીજી રીતે કહીએ તો વાચક પોતાની પ્રતિકૃતિ રચવા માટે, પોતાને પ્રતીકકૃત કરવા માટે સાહિત્યનો ઉપયોગ કરી લેતો હોય છે. એના મનોજગતને ઘડતી ઊંડી ઇચ્છાઓ અને એના ભયો સાથેના સમતુલન માટે જરૂરી લાક્ષણિક બચાવપ્રપંચોને પામવા એ સાહિત્યકૃતિને નવેસરથી પોતાની રીતે રચતો હોય છે. કૃતિના ચિત્તપ્રવેશ માટે વાચકના અન્તઃસ્થિત બચાવપ્રપંચોનું અનુકૂલન કરવું જરૂરી છે. આ દ્વારા વાચકનો ઓળખવિષય અને કૃતિનું એકત્વ – બે વચ્ચે પરસ્પરની ક્રિયા શરૂ થાય છે; અને વાચક કૃતિને અંતરીકૃત કરે છે. એટલે કે વાચક કૃતિને વાંચે છે તો સાથે સાથે કૃતિ પણ વાચકને વાંચે છે. હૉલન્ડનું આ પ્રતિમાન આદાનપ્રદાન પ્રતિમાન (Transactive model) તરીકે ઓળખાય છે.

આ પ્રતિમાનમાં હૉલન્ડે અહં-મનોવિજ્ઞાનવિદ હાન્સ લિક્ટેન્સ્ટાઇન પાસેથી વ્યક્તિત્વ (selfhood)નો ખ્યાલ લીધેલો છે, જેને કારણે વાચકના સતત અને સ્થાયી એવા વ્યક્તિત્વની અભિધારણા થઈ શકે છે. કૃતિના મુકાબલામાં પ્રતિકારો, અપેક્ષાઓ, તરંગો અને રૂપાન્તરોના દાવપેચ સહિતના વ્યક્તિત્વની સંડોવણીમાંથી એક અંગત અનુભવ ઊભો થાય છે. એટલે કે, વાચકના ઓળખવિષયના કર્ષક – ક્ષેત્રથી નિર્ણીત એવો એક આકાર કૃતિના પુનઃસર્જનની પ્રક્રિયામાંથી બહાર આવે છે. આ રીતે નૉર્મન હૉલન્ડ માને છે કે અર્થ સાહિત્યકૃતિમાં નથી કે અર્થ સાહિત્યકૃતિનો કે સાહિત્યકૃતિ અંગેનો નથી, પણ અર્થ વાચકોનો છે, અર્થ વાચકો અંગેનો છે. નૉર્મન હૉલન્ડના આ અભિગમમાં વાચનની પ્રક્રિયા દરમ્યાન વાચકની જીવનગત સામગ્રી જે માત્રામાં અને જે રીતે સંડોવાય છે, એની વિશેષ રીતે નોંધ લેવાયેલી છે.

આવા સક્રિય વાચકનો અને આવા સજાગ વાચનનો જ મહિમા હોવો ઘટે.

---

સંદર્ભ :


(i) The Return of the Reader by Elizabeth Freund (૧૯૮૭, Methuen)

(ii) A Reader's Guide to Contemporary Literery Theory by Raman Selden (૧૯૮૫, The Harvest Press)




## સાભાર સ્વીકાર

**વાસરિકાનાં વહેતાં વારિ :** લે. શ્રી નીરુભાઈ દેસાઈ, પ્ર. શ્રી નીરુભાઈ દેસાઈ સ્મારક ફાઉન્ડેશન, એલિસબ્રિજ આરોગ્ય સમિતિ, પ્રીતમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૧૦૦. **ગૌરવ ગાથા બોટાદની :** સંપા. રમેશ વસાણી, પ્ર. રીટા પ્રકાશન, શિવમ્ બ્લૉક્સ, મસ્તરામજી મંદિર પાસે, બોટાદ ૩૬૪ ૭૧૦, કિં. રૂ. ૧૦૦. **મા-બાપ છોકરાંનો વ્યવહાર, મૃત્યુ સમયે પહેલાં ને પછી, આત્મવિજ્ઞાન, પ્રતિક્રમણ, વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી, મા-બાપ છોકરાંનો વ્યવહાર (સંક્ષિપ્ત), પૈસોનો વ્યવહાર (સંક્ષિપ્ત), પતિ-પત્નીનો વ્યવહાર (સંક્ષિપ્ત), નિજદોષ દર્શનથી નિર્દોષ :** બધાં પુસ્તકોના લેખક દાદા ભગવાન, સંપાદક અને વિતરક : ડૉ. નીરુબહેન અમીન, ૧, વરુણ ઍપાર્ટમેન્ટ, ૩૭ શ્રીમાળી સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૯, કિં. નથી. **એનું સરનામું :** લે. નિખિલ 'દર્પણ', પ્રાપ્તિસ્થાન નવભારત સાહિત્ય મંદિર, ગાંધી રોડ, પતાસાપોળ સામે, અમદાવાદ - ૧, કિં. રૂ. ૩૮. **સ્પંદન પર્વ :** ભગવતીકુમાર શર્મા, પ્ર. સાહિત્ય સંકુલ, ચૌટા બજાર સુરત-૩, કિં. રૂ. ૧૫૦. **નખદર્પણ :** લે. પ્ર. ઉપર મુજબ કિં. રૂ. ૬૦. **સ્માઇલ પ્લીઝ :** લે. પ્ર. રમેશ પટેલ 'ક્ષ', ૨૪, વ્યાપાર ભવન, ન્યાયમંદિર પાસે, હિંમતનગર ૩૮૦ ૦૧, કિં. રૂ. ૪૦. **મારી જાત સાથેની વાત :** સારાનુવાદક, માવજી કે. સાવલા, પ્ર. વિચારવલોણું પરિવાર, આસિ. પ્રોફેસર્સ બ્લૉક્સ - ૨ વલ્લભવિદ્યાનગર ૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૨૦. **નેપથ્યેથી પ્રકાશ વર્તુળમાં :** સંપા. પ્ર. રમણ સોની, ઈ/૨, તારાબાગ પૉલિટેકનિક, વડોદરા ૪૯૦ ૦૦૨, કિં. રૂ. ૧૨૫.

## સાભાર સ્વીકાર

### આર.આર. શેઠની કંપની (મુંબઈ – ૪૦૦ ૦૦૨ અને અમદાવાદ–૩૮૦ ૦૦૧)માં

**કૃષ્ણ મારી દૃષ્ટિએ :** લે ગુણવંત શાહ કિં રૂ ૨૦/- **અસ્તિત્વનો ઉત્સવ :** લે. ઉપર મુજબ, કિં રૂ ૧૭૫/- **બત્રીસે કોઠે દીવા :** લે ઉપર મુજબ, કિં રૂ ૮૫/- **એની સુગંધ :** લે. વર્ષા અડાલજા, કિં રૂ ૯૫/ **પાછા ફરતાં :** લે ઉપર મુજબ, કિં રૂ ૬૨/ **ચૈતર ચમકે ચાંદની ;** લે. ભોળાભાઈ પટેલ, કિં રૂ ૮૦/ **માયા અપરંપાર :** લે સારંગ બારોટ, કિં રૂ ૧૨૦/ - **હું તો નિત્ય પ્રવાસી :** લે મણિલાલ ક પટેલ, કિં રૂ ૭૦/ **અહીં સુધીનું આકાશ :** લે વીનેશ અંતાણી, કિં રૂ ૭૦/ -**મને એક સાંજ આપો :** લે વિઠ્ઠલ પંડ્યા, કિં રૂ ૮૦/ **રૂપજ્વાલા :** લે. ઉપર મુજબ, કિં રૂ ૧૦૦/- **સાજન નામ સુગંધી :** લે. હસમુખ શેઠ, કિં રૂ ૮૦/ **ટોળાં અવાજ ઘોંઘાટ :** લે લાભશંકર ઠાકર, કિં રૂ ૫૫/- **મન બિલોરી :** લે. રજનીકુમાર પંડ્યા, કિં રૂ ૬૦/ **રંગ બિલોરી :** લે. ઉપર મુજબ, કિં રૂ ૬૦/ **હાસ બિલોરી :** લે. ઉપર મુજબ, કિં રૂ ૬૦/ **વિનાયક :** લે. ચિનુ મોદી, કિં રૂ ૩૦/ **પતંગિયાની અવકાશયાત્રા :** લે ગુણવંત શાહ, કિં રૂ ૧૫૦/ **કુંતીભાગ ૧-૨ :** લે રજનીકુમાર પંડ્યા, કિં રૂ ૨૦૦/ **ઊર્જાની આંટીઘૂંટી** સંપા ડૉ નગીન મોદી, કિં રૂ ૮૫/- **અવાજનો આકાર :** લે. વર્ષા અડાલજા, કિં રૂ ૫૩/- **અમેરિકા અને અમેરિકન જીવન :** લે. જયાબેન શાહ, કિં રૂ ૭૫/ **મિત્રોનાં ચિત્રો :** લે. બકુલ ત્રિપાઠી, કિં રૂ ૮૦/- **અગ્નિશિખા** લે. પિનાકિન દવે, કિં રૂ ૧૨૫/ **મન મેલાં તન ઊજળાં :** લે. વિઠ્ઠલ પંડ્યા, કિ રૂ ૯૦/ **આખું આકાશ મારી આંખોમાં :** લે. ઉપર મુજબ, કિં રૂ ૧૦૫/ **સુંદરબોધ કથાઓ :** લે હરીશ નાયક, કિં રૂ ૫૦/ **થૅંક્યુ મિસ્ટર ગ્લાડ :** લે અનિલ બર્વે કિં રૂ ૪૫ / **ઝેર તો પીધાં છે જાણી જાણી -ભાગ-૧ :** લે મનુભાઈ પંચોળી 'દર્શક', કિં રૂ ૮૦/ **રણ તો લીલાંછમ .** લે ગુણવંત શાહ, કિં રૂ ૫૦/- **રંભાબેન ગાંધી પ્રતિભા દર્શન :** લે રંભાબેન ગાંધી, કિં રૂ ૮૦/ **રેલ્યો કસુંબીનો રંગ :** સંપાદ ડૉ પ્રતિભા દવે, કિ રૂ ૨૦૦/ **એક ટહુકો પંડમાં** · લે. ચંદ્રકાન્ત શેઠ, કિં રૂ ૫૦/- **કુંભી :** લે. મોહન પરમાર, કિં રૂ ૯૦/ **લયલીન :** લે. નલિન રાવળ, કિં રૂ ૪૦/ **ઝાંઝર :** લે. રજનીકુમાર પંડ્યા, કિં રૂ ૧૦૦/- **શૂળી ઉપર સેજ હમારી :** વિઠ્ઠલ પંડ્યા, કિં રૂ ૧૧૦/

### અન્ય

**આદ્ય શંકરાચાર્ય .** કૃપાશંકર જાની, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૧, કિં રૂ ૪૦/- **સંવેદના** જગદીશ એન શેલત. પ્રાપ્તિ સ્થાન બલસાર બુક સ્ટોર વસંત ટોકીઝ સામે હાલાર રોડ વલસાડ – ૩૯૬ ૦૦૧ કિં રૂ ૧૫૦/ **યત્કિંચિત્ :** લે પ્ર. સી. પરીખ ૨, અમરનાથ સોસાયટી, નારણપુરા ચાર રસ્તા, અમદાવાદ - ૧૩ કિં રૂ ૨૦/ - **ચકરાવો :** લે મહેશ દવે, પ્ર ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. સંસ્કૃત બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઈકોર્ટ રોડ, નવરંગપુરા, આશ્રમરોડ અમદાવાદ ૯ કિં રૂ ૧૭૫/ **મેઘાણી છબિ :** કનુભાઈ જાની . પ્ર ઉપર મુજબ કિં રૂ ૫૦/- **મૂઠી ઊંચેરો માનવી** · લે પ્ર જયંતીલાલ મહેતા, ૪૯/૧ એ, હરીશ મુખરજી રોડ, કલકત્તા - ૭૦૦ ૦૨૫, કિં રૂ ૧૦૦/-**જળની જન્મોતરી** · લે. અનિલ જોષી, પ્ર નવભારત સાહિત્યમંદિર ગાંધીરોડ, અમદાવાદ - ૧ અને મુંબઈ - ૪૦૦ ૦૦૨ કિં રૂ ૭૫/ **પ્રતિરૂપ :** સંપા હિમાંશી શેલત, પ્ર ઉપર મુજબ કિં રૂ ૫૦/- **અબ્રાહમ લિંકન જીવનના પ્રેરક પ્રસંગો :** લે. મનુભાઈ ભટ્ટ, પ્ર. શ્રી એમ. પી. પટેલ ફાઉન્ડેશન પ્રકાશન, ૩ ૪ 'વિઠ્ઠલભવન', સરદાર પટેલ કોલોની, રેલવે ક્રોસિંગ પાસે, અમદાવાદ ૧૩, કિં રૂ – **વિનાશનો ત્રિકોણ અને ત્રિશંકુ હિન્દુ પ્રજા :** લે. બ્રહ્મદત્ત ભારતી પ્ર હિન્દુ રાઈટર્સ ફોરમ, બી ૧૨૯, એમ. આઈ જી ફ્લેટ્સ રાજૌરી ગાર્ડન, નવી દિલ્હી – ૧૧૦૦૨૭, કિં નથી **લિપિ, કોમ્પ્યુટર અને સંસ્થા :** લે પ્ર હસમુખ રાવળ, ૬૮, ચૌધરી બિલ્ડિંગ, યરવડા, પૂને – ૪૧૧ ૦૦૬, કિં રૂ ૧૦/- **ડાંડિયો** કવિ નર્મદાશંકર લાલશંકર અને સાક્ષર મંડળ, સંપા રમેશ મ. શુકલ, પ્ર કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ સરસ્વતી મંદિર, નર્મદ ચકલો, આમલીરાન, સુરત - ૩૯૫ ૦૦૩ કિં રૂ ૧૭૫/- **રંગ જાય ના જુવાન :** બકુલકુમાર ભટ્ટ, પ્રાપ્તિસ્થાન આદર્શ પ્રકાશન જુમ્મા મસ્જિદ સામે, ગાંધીરોડ, અમદાવાદ ૧ કિં રૂ ૧૦૦/- **કાલઘટિકા :** સંપા. ધીરેન્દ્ર મહેતા, પ્ર અક્ષરભારતી પ્રકાશન, ભૂજ અને અમદાવાદ, કિં રૂ ૭૦/- **સદ્ગતિ :** દિવ્યેશ ત્રિવેદી, પ્ર રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં રૂ ૭૩/ **કુટુંબ, જીવનનું મધ્યબિંદુ :** લે. પ્ર મધુરી ધ્રુવ 'અમૃતા' પરિચારિણી મુ ભુવનેશ્વર પો વરસે, તા. રોહા, જિ રાયગઢ (મહારાષ્ટ્ર) પીન. નં ૪૦૨ ૧૧૬, કિં નથી. **Legend of the Phoenix and other stories from Vietnam :** Selected and edited by *HO ANH THAI, PVB* National Book Trust, India, A 5 Green Park, New Delhi - *110 016 Price - Rs. 38-00* **The Female Footprints :** Ranjana Harish, Pub Streling Publishers Pvt Ltd., New Delhi - *110 016, Price Rs 250*

Uddesh (A literary, cultural monthly) December 1996 ISSN 0971-6599
Licensed to post without prepayment License No 188 R No GAMC/920

# વિદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ સાતમું : અંક છટ્ઠો

જાન્યુઆરી : ૧૯૯૭

તંત્રી
રમણલાલ જોશી

૭૮



# ઉદ્દેશ

વર્ષ : સાતમું    અંક : છઠ્ઠો    સળંગ અંક : ૭૮

## અનુક્રમ : જાન્યુઆરી ૧૯૯૭




પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લે આઉટ/ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નૅશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ફોન ૪૦૦ ૬૮૮

મુદ્રણ : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમાં(ઍરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨, પોસ્ટેજ સાથે લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  **'ઉદ્દેશ' કાર્યાલય**
  ૨ અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૧
ફોન. ૫૩૫૪૫૯૬

(૨) **ગ્રંથાગાર**
પો બોક્સ નં. ૪૧૬૧
ધવલ કૉમ્પલેક્સ (પહેલા માળે)
નવરંગપુરા પોસ્ટ ઑફિસ પાછળ
અમદાવાદ ૯ ફોન ૪૪૬૦૯૩

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

જાન્યુઆરી ૧૯૯૭

*सर्वभाषा सरस्वती*



## मनोजय

આપણે કોઈ કોઈ વાર ન બોલવાનું બોલી બેસીએ છીએ કે ન કરવાનું કરીએ છીએ. એવી ભૂલ કરવા માટે પછી ગ્લાનિ અનુભવીએ છીએ. ભવિષ્યમાં એવી ભૂલ ન કરવાનો સંકલ્પ કરીએ છીએ, અને તોય એવી ભૂલો આપણાથી વારેવારે થઈ જાય છે. મનની આવી નિર્બળતાનો અનુભવ મને ઘણી વાર થયો છે.

આનું કારણ, શ્રીમદ્ભગવદ્ગીતાના ૬ઠ્ઠા અધ્યાયના ૩૪મા શ્લોકમાં અર્જુન શ્રીકૃષ્ણને કહે છે તેમ, મન ચંચળ હોઈ તેનો નિગ્રહ કરવાનું કામ વાયુનો નિગ્રહ કરવા જેટલં દુષ્કર છે. મનનો નિગ્રહ કરવાનું કેમ દુષ્કર છે એ સમજાવતાં શ્રીકૃષ્ણે ભગવદ્ગીતાના બીજા અધ્યાયના ૬૦મા શ્લોકમાં અર્જુનને કહ્યું જ હતું કે ઇંદ્રિયો એવી પ્રબળ હોય છે કે તેમને સંયમમાં રાખવાનો પ્રયત્ન કરતા જ્ઞાની પુરુષના મનને પણ બળાત્કારે ઘસડી જાય છે. અને વળી એ જ અધ્યાયના ૬૭મા શ્લોકમાં પણ તેમણે અર્જુનને કહ્યું હતું કે જેનું મન વિષયોમાં મગ્ન એવી ઇંદ્રિયોને અનુસરે છે તેની બુદ્ધિને તે ઇંદ્રિયો વાયુ નાવને જળમાં ઘસડી જાય છે તેમ ઘસડી જાય છે.

અને કઠોપનિષદમાં યમરાજા નચિકેતાને કહે છે તેમ શરીર રથ છે, જીવાત્મા એ રથનો સ્વામી છે, બુદ્ધિ સારથિ છે, મન લગામો છે, ઇંદ્રિયો અશ્વો છે, ઇંદ્રિયોના વિષયો એ અશ્વોને વિચરવાનો માર્ગ છે અને જે પુરુષની બુદ્ધિ મનની લગામ દ્વારા ઇંદ્રિયોને અંકુશમાં નથી રાખતી તેની ઇંદ્રિયો દુષ્ટ અશ્વો જેમ અસાવધ સારથિના વશમાં નથી રહેતા, તેમ તે પુરુષના વશમાં નથી રહેતી.

. આમ હોવાથી મન ઉપર વિજય મેળવવા સારુ શરીરરૂપી રથની મનરૂપી લગામો ઇંદ્રિયોરૂપી અશ્વોને અંકુશમાં રાખી શકે એવી સમર્થ હોવી જોઈએ. એવું સામર્થ્ય કેળવવાનાં સાધનો શ્રીકૃષ્ણે ભગવદ્ગીતાના ૬ઠ્ઠા અધ્યાયના ૩૫મા શ્લોકમાં સમજાવ્યાં છે, અને તે સાધનો છે, અભ્યાસ અને વૈરાગ્ય, એ બે.- અભ્યાસ એટલે મનની ચંચળ વૃત્તિઓને સંયમમાં રાખવા સદા જાગ્રત રહી પ્રયત્ન કરતા રહેવું તે. એમ કરવાથી મનની ચંચળ વૃત્તિઓ નિર્બળ પડવા માંડશે. આવો પ્રયત્ન કરવાની સાથેસાથે મનની સદ્વૃત્તિઓને અનુસરવાનો સતત પ્રયત્ન કરતા રહીએ તો મનની વૃત્તિઓ ઉત્તરોત્તર વધુ ને વધુ સાત્ત્વિક થતી જશે.

વૈરાગ્ય એટલે ઇંદ્રિયોના વિષયો પ્રત્યે રાગનો, અર્થાત્ આસક્તિનો ત્યાગ. એવો ત્યાગ કેળવવા સારુ આપણા મનને ક્લેશ કરે એવાં દેહદમનનાં વ્રતઅનુષ્ઠાનો કરતાં મને ભગવદ્ગીતાના બીજા અધ્યાયના ૬૪મા શ્લોકમાં શ્રીકૃષ્ણે જેનો ઉલ્લેખ કર્યો છે એ રીત વધારે પસંદ કરવા જેવી લાગે છે. એ શ્લોકમાં શ્રીકૃષ્ણ કહે છે કે રાગદ્વેષથી રહિત અને પોતાના વશમાં હોય એવી ઇંદ્રિયો દ્વારા વિષયોનું સેવન કરનાર સંયમી પુરુષને પ્રસાદનો અનુભવ થાય છે. એટલે કે અનાસક્ત ભાવે ઇંદ્રિયોના વિષયોનું સેવન કરનારાં સ્ત્રીપુરુષોનાં ચિત્ત પ્રસન્ન રહે છે. ભગવદ્ગીતાના ૬ઠ્ઠા અધ્યાયના ૩૫મા શ્લોકમાં વાયુ જેવા ચંચળ મનને ધ્યાનયોગમાં સ્થિર કરવા શ્રીકૃષ્ણે પ્રબોધેલાં અભ્યાસ અને વૈરાગ્ય એ બે સાધનોનું નિષ્ઠાપૂર્વક અવલંબન કરીને આપણે આપણા મન ઉપર સંપૂર્ણ નહિ, પણ આંશિક વિજય તો મેળવી જ શકીશું એવી શ્રદ્ધા રાખી શકીએ. અને પ્રકૃતિથી જ અપૂર્ણ અને નિર્બળ એવા મનુષ્યે એનાથી વધારે આશા રાખવી તે વ્યર્થ છે એવો મારો પોતાનો અનુભવ છે.

**ચી. ના. પટેલ**

તંત્રી

**શ્રી મહાશ્વેતાદેવીને ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કાર**

સુપ્રસિદ્ધ બગાળી લેખિકા શ્રી મહાશ્વેતાદેવીને ભારતીય જ્ઞાનપીઠનો પુરસ્કાર એનાયત થયાની હમણા જાહેરાત થઈ તેમણે નવલકથા ટૂકી વાર્તા નાટક વ સ્વરૂપોમા કામ કર્યું છે અને તેમનુ પ્રદાન ગુણવત્તા અને પ્રમાણ ઉભયમા માતબર છે ખાસ કરીને આદિવાસીઓની વ્યથાની કથા હૃદયસ્પર્શી રીતે તેમની કૃતિઓમા આલેખાય છે દીન દલિત પીડિત જનતાના તે હમેશા રાહબર રહ્યા છે અને તેમના દુ ખ-દર્દ અને સમસ્યાઓને સાહિત્યના માધ્યમ દ્વારા વેધક અભિવ્યક્તિ આપતા રહ્યા છે તે જ્ઞાનપીઠ પુરસ્કારથી સમાનિત થયા એ પ્રસગે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના ૧લી જાન્યુ '૯૭ના અકમા પ્રકાશિત લેખને આધારે ડૉ હરિવલ્લભ ભાયાણી લખી જણાવે છે કે 'જ્યારે બગાળી સહિત ઘણાખરા સમકાલીન કથાલેખકોને શહેરી મધ્યમવર્ગના પ્રેમપ્રકરણોનો ગ્રહ વળગેલો છે ત્યારે મહાશ્વેતાદેવી સામાજિક વાસ્તવવાદી સાહિત્યસ્વરૂપને એક નવી દિશા આપે છે એટલુ જ નહીં પણ સમાજના નીચી પાયરીએ રહેલા વર્ગોના હિત માટેની લડત એકનિષ્ઠ બની લડતા રહ્યા છે તેમણે કહ્યુ છે સર્જક સામાજિક સવેદનશીલતા, સભાનતા ધરાવતો હોવો જોઈએ મહાશ્વેતાદેવીનુ સાહિત્ય વીરત્વ અને ભાવનાવાદના સ્પર્શવાળા વાસ્તવવાદથી ઓતપ્રોત છે કારણ કે તેમણે પોતે જે વરસો આદિમ જાતિઓ સાથે રહેવામા અને તેમણે ચલાવેલી લડતોમા સહભાગી થવામા ગાળ્યા છે તેમાથી ઘણી બધી સામગ્રી પ્રાપ્ત કરી છે"

**શ્રી હિમાંશી શેલતને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવોર્ડ**

રાષ્ટ્રીય સાહિત્ય અકાદમી દર વર્ષે બધારણમાન્ય ભાષાઓના સાહિત્યકારોને એવૉર્ડ આપે છે આ વર્ષે ગુજરાતી ભાષામા આ એવૉર્ડ શ્રી હિમાશી શેલતને મળ્યો એને સૌ સાહિત્યરસિકોએ ઉમળકાભેર આવકાર્યો એ દર્શાવે છે કે સાચા અને સત્ત્વશીલ સાહિત્યકારનુ સન્માન સર્વત્ર આનદની લાગણી જન્માવે છે પારિતોષિકપાત્ર ઠરેલ વાર્તાસગ્રહ અધારી ગલીમા સફેદ ટપકા ૧૯૯૨મા પ્રગટ થયો હતો અને સાથે અવલોકનકારોને એમા એક પ્રતિભાશાળી વાર્તાકારની સર્જકતાનુ દર્શન થયુ હતુ ઉપેક્ષિત શોષિત સ્ત્રીઓની સમસ્યાઓમા અને અભાવગ્રસ્ત બાળકોમા શ્રી હિમાશી શેલતને સક્રિય રસ છે આ વર્ષે ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કાર મેળવનાર શ્રી મહાશ્વેતીદેવી અને શ્રી હિમાશી શેલતને આ બાબતમા થોડુ મળતાપણુ પણ છે, પરંતુ મહાશ્વેતીદેવીના સાહિત્યસર્જનમા એ સામગ્રીરૂપે આવે છે જ્યારે શ્રી હિમાશી શેલતના સર્જનમા સમગ્ર જીવન જ સામગ્રીરૂપ છે અને વિવિધ વાર્તા આકારો દ્વારા એ પોતાની સવેદનશીલતાને અભિવ્યક્ત કરે છે આ પ્રસગે શ્રી હિમાશીબહેનને હાર્દિક અભિનદન અને શુભેચ્છાઓ

**ડૉ ચન્દ્રકાન્ત મહેતાને દિલ્હી સાહિત્ય અકાદમીનો અનુવાદ એવૉર્ડ**

આ વર્ષે પ્રસિદ્ધ વિવેચક સશોધક ડૉ ચન્દ્રકાન્ત મહેતાને સાહિત્ય અકાદમીનો અનુવાદ એવૉર્ડ મળ્યો એ સમાચાર પણ આનદપ્રદ છે તેમણે ૪૫ જેટલા પુસ્તકોના અનુવાદ કર્યા છે – બગાળી મરાઠી અને હિંદીમાથી અકાદમીનો અનુવાદ એવૉર્ડ વિજેતા કૃતિ તે પ્રસિદ્ધ બગાળી લેખિકા આશાપૂર્ણાદેવીની લઘુનવલ 'જીવનસ્વાદ'નો અનુવાદ છે આ અગાઉ ભારતીય અનુવાદ પરિષદ તરફથી તેમનુ સન્માન કરાયુ હતુ તેમની સુદીર્ઘ અનુવાદસેવાની કદરરૂપે આ સમારભ યોજાયો હતો ૧૯૯૪ના ડિસેમ્બરમા નિખિલ બગ

સાહિત્ય સંમેલનના અધિવેશનમાં પણ ડૉ. ચન્દ્રકાન્ત મહેતાનું સન્માન કરવામાં આવ્યું હતું. આજે પંચ્યાશી વર્ષની વયે પણ તે સાહિત્યપ્રવૃત્તિમાં સક્રિય છે. આ પ્રસંગે, તેમને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

**`વેવિશાળ'નું નાટ્ય રૂપાન્તર**

સ્વ. ઝવેરચંદ મેઘાણી કૃત નવલકથા 'વેવિશાળ'નું શ્રી ઉપેન્દ્ર ત્રિવેદીએ કરેલ નાટ્ય રૂપાન્તર ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે જયશંકર સુંદરી હૉલમાં તા. ૨૫ ડિસેમ્બર '૯૬ના રોજ રજૂ થયું હતું. ચંપકલાલ, ભાભુ, સુખલાલ સુશીલા વ. પાત્રો આબેહૂબ લાગતાં હતાં. દૃષ્ટપૂર્વકના દિગ્દર્શન માટે શ્રી ઉપેન્દ્ર ત્રિવેદી અને કળાકારોને અભિનંદન.

**મુલ્કરાજ આનંદ સાથે સાહિત્યગોષ્ઠી**

અંગ્રેજીમાં સાહિત્યસર્જન કરનાર ભારતીય સાહિત્યકારોમાં શ્રી મુલ્કરાજ આનંદનું નામ જાણીતું છે. તાજેતરમાં તે અમદાવાદ આવ્યા ત્યારે એમની નવલકથા 'Untouchable'નો 'અછૂત' નામે અનુવાદ કરનાર ડૉ. રંજના હરીશ દ્વિવેદીએ તા. ૨૧ ડિસે. '૯૬ના રોજ પોતાને ત્યાં એક સ્નેહમિલન યોજી ગુજરાતી લેખકોને શ્રી મુલ્કરાજ આનંદ સાથે સાહિત્યગોષ્ઠી કરવાની તક ઊભી કરી આપી હતી. શ્રી મુલ્કરાજ આનંદે ભારતીય સાહિત્યની વિભાવના, અંગ્રેજી ભારતીય સાહિત્યની અત્યારની ગતિવિધિ, અંગ્રેજીમાં લખનાર ભારતીય સાહિત્યકારોની ભાષાનું સ્વરૂપ, નવી પેઢીના લેખકોની શક્તિ અને મર્યાદા વ. વિશે મનનીય વિચારો રજૂ કર્યા હતા. કાર્યક્રમ સારો થયો. ડૉ. રંજના હરીશને અભિનંદન.

**ઉમાશંકર જોશી વ્યાખ્યાનમાળા**

ઉત્તર ગુજરાત યુનિવર્સિટીની ઉમાશંકર જોશી વ્યાખ્યાનમાળામાં આ વર્ષે તા. ૯ જાન્યુ '૯૭ના રોજ યુનિવર્સિટીના ગ્રંથાલય ભવનમાં પ્રસિદ્ધ વિવેચક ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળાએ ઉમાશંકરના 'સપ્તપદી' ઉપર બે વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમણે ઉમાશંકરના 'પંખીલોક'ને ઉમાશંકરના જ નહિ, પણ ગુજરાતી ભાષાના એક વિરલ કાવ્ય તરીકે ઓળખાવ્યું હતું. કુલપતિ પ્રા. એન. આર. દવેએ વ્યાખ્યાનમાળાની ભૂમિકા સમજાવી ઉમાશંકરને ભાવાંજલિ અર્પી હતી. આ લખનારે પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં ઉમાશંકર જોશી સાથેનાં સંસ્મરણો વર્ણવી તેમની 'કવિ-પ્રતિભા'ની વિશિષ્ટતાનો નિર્દેશ કર્યો હતો. આ વ્યાખ્યાનોમાં સાહિત્યરસિક અધ્યાપકો, વિદ્યાર્થીઓ વ.એ મોટી સંખ્યામાં હાજર રહી ઉમાશંકરના સાહિત્યસર્જન પ્રત્યે પોતાનો આદર પ્રગટ કર્યો હતો.

**અવસાનનોંધ**

ગુજરાતી સાહિત્યના એક શક્તિશાળી વાર્તાકાર શ્રી લક્ષ્મીકાન્ત ભટ્ટનું તા. ૨૬-૧૧-'૯૬ના રોજ, મરાઠી-હિંદીમાંથી શ્રદ્ધેય અનુવાદો આપનાર શ્રી, સુશીલા જોશીનું તા. ૨૫-૧૧-'૯૬ના રોજ, અને ગાંધીજીના અંતેવાસી સંગીતજ્ઞ શ્રી નારાયણ મોરેશ્વર ખરેનાં સુપુત્રી અને 'આશ્રમભજનાવલિ'નાં ગાંધીજીને પ્રિય ભજનોને સુંદર ભાવવાહી કંઠે રજૂ કરનાર શ્રી મથુરીબહેન ખરેનું તા. ૧-૧-'૯૭ના રોજ અવસાન થતાં ગુજરાતના સાહિત્ય-સંસ્કારના ક્ષેત્રને મોટી ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાશ્વત શાંતિ અર્પે અને તેમનાં કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.



# મોહેં-જો-ડેરોની ભસ્મકન્યા

*કેટલી સદીઓ અને સદીઓ પછી*
*રણરેતીના થર હેઠ શબપેટી મહીં*
*બંદિની આ ભસ્મકન્યા !*
*કોણ એ ? શું નામ ?*
 *એની જિન્દગી કેરી કહાણી*
*અંધકારે શબ બની સૂતી અજાણી ?*

*ઊગતા યૌવન મહીં કાળે ગ્રસી*
*ને તે છતાંયે કાળનોયે ગ્રાસ કરતી*
*શી રીતે સદીઓ લગી અહીંયાં વસી ?*

*કોઈ તો એવું હશે,*
*રે, હાય, માનવપ્રાણ  જેણે પરવશે*
*કાળજી પૂરી લઈ સૌન્દર્યને પૂર્યું*
*કોણ જાણે, કાળજું એ કેટલું ઝૂર્યું ?*
*હળવે રહી શબપેટીમાં*
*અક્ષુણ્ણ સુંદરતા નરી,*
*ધ્રૂજતા હાથે ધરી.*

*એ ખીલતું યૌવન*
  *અહીં સૂતું હજી ભરનીંદરે*
*કેટલાયે સ્વપ્ન  ભારી ભીતરે !*
*સદીઓ અને સદીઓ પછી ભસ્માંગના*
*આવી બહાર, હવા, પ્રકાશતરંગના*
*સ્પર્શે જરાક બની હવા, ક્યાંયે સરી*
*ભરભર રહી ગઈ ભસ્મઢગલી, સુંદરી*
*એ ક્યાં હશે ? કેવા સ્વરૂપે ?*
*ક્ષણમાત્ર ભસ્માંકિત વદન*
  *જોયું – ન – જોયું ત્યાં જ છૂપે ?*

*કે પછી રણરેતીના થરથીય*
 *કોઈ અભેદ્ય દેશે*
*ક્યાં ક્યાં વિહરતી એ હશે અપરૂપ વેષે,*
  *મુક્ત કેશે ?*

[નોંધ  મોહેંજો-ડેરોના ખોદકામ વખતે પુરાતત્ત્વવિદ્ ડૉ. રાખાલદાસ બેનરજીને એક શબપેટી મળી આવી હતી. આ પેટી ખોલતા જ અત્યંત સુંદર સ્ત્રીનું શબ જોવામાં આવ્યું પણ તેની ઝાંખી થઈ ન થઈ ત્યાં એ રાખ બની વેરાઈ ગયું]

**મકરન્દ દવે**

# નોબેલ-પારિતોષિક વિજેતા વિસ્લાવાની કાવ્યસૃષ્ટિમાં

યશવંત ત્રિવેદી

આ વર્ષના — ૧૯૯૬ના સાહિત્યના નોબેલ પારિતોષિક માટે પોલેન્ડની કવયિત્રી વિસ્લાવા ઝામ્બોસ્કાની પસંદગી થઈ છે.

આજની વિશ્વકવિતામાં આમેય પોલેન્ડની કવિતા શિખર પર બિરાજે છે. એલેક્ઝાન્ડર વૅટ, ઝે – (ચે)સ્લો મિલોઝ, કાર્પોવિઝ, રોઝેવિઝ, ઝાગ્ન્યૂ હર્બર્ટ, આદમ ઝેગેજેવ્સ્કિ, વિસ્લાવા ઝામ્બોસ્કા વગેરેએ પોલિશ કવિતાને રાજમુગટ પહેરાવ્યો છે. છેલ્લા ચાર દાયકાઓમાં પોલેન્ડની અને ચેકોસ્લોવાકિયાની કવિતાએ યૂરપની કવિતામાં ઘણું ગજું કાઢ્યું છે અને અંગ્રેજી, ફ્રેંચ, ઇટાલિયન અને જર્મન કવિતાવિશ્વે એની જાગરુકતાથી નોંધ લીધી છે. પૂર્વ યૂરપના દેશોના રાજકારણમાં જે ઝંઝાવાત થયેલો તેને લીધે ત્યાંના કવિઓમાં તીવ્ર સંવેદના અને અભિવ્યક્તિની કલાત્મક લઢણો સોળ કળાએ ખીલી છે. સોશ્યલિસ્ટ રિઆલિઝમ-સમાજવાદી યથાર્થવાદના સમયમાં અને પછીના ગાળામાં સંઘર્ષ, પડકાર અને અસ્વીકારની કવિતાએ વિશ્વનું પ્રબળતાથી ધ્યાન દોર્યું છે. સામ્યવાદી દમન તળે કચડાતા પોલેન્ડ અને ચેકોસ્લોવાકિયાની પરિસ્થિતિ કેટલી કરુણ હતી? હૉરર-કમકમાટી કરતાંય ચીડ, તિરસ્કાર અને અત્યાચારની ગૂંગળામણમાંથી એક શાશ્વત ચિત્કારનું અપ્રતિમ કાવ્યરૂપ પોલેન્ડ અને ચેકોસ્લોવાકિયાની કવિતાએ ધારણ કર્યું હતું.

વિસ્લાવાનો જન્મ પ્રોવેન્ટા-બ્નિનમાં ૧૯૨૩માં થયો છે. તેણે ક્રેકોમાં પોલિશ ભાષાશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. તેના પ્રથમ બે કાવ્યસંગ્રહો 'That's Why We're Alive' (૧૯૫૨), અને 'Questions for Oneself' (૧૯૫૪)ની રચનાઓ વધુપડતી રાજકારણના પ્રભાવવાળી છે. પછીના કાવ્યસંગ્રહોની રચનાઓ તત્ત્વજ્ઞાનથી સભર અને નારીવાદી ઝોકવાળી છે. 'Calling to the Yeti' (૧૯૫૭), 'Salt' (૧૯૬૨) અને 'A Barrel of Laughs' (૧૯૬૭) છઠ્ઠા અને સાતમા દાયકામાં લખાયેલા કાવ્યસંગ્રહો છે. એને ક્રેકોનું સાહિત્યિક પારિતોષિક (૧૯૫૪), રાજ્ય-પારિતોષિક (૧૯૫૫), મિનિસ્ટ્રી ઑવ કલ્ચર ઍન્ડ આર્ટનું પારિતોષિક (૧૯૬૩) અને હવે ૧૯૯૬માં સ્વીડિશ એકેડેમીનું વિશ્વનું શ્રેષ્ઠ નોબેલ પારિતોષિક મળ્યાં છે.

વિસ્લાવા પ્રતિભાસંપન્ન કવયિત્રી છે. તેની કવિતા વર્ણનાત્મક રાજકીય પ્રાણિકથા કે સામાજિક રૂપકોથી માંડીને અંગત ઊર્મિકાવ્ય લગી વિસ્તરેલી છે. એની કાવ્ય-પ્રતિભામાં નૈસર્ગિક શક્તિ અને કલ્પકતા અદ્ભુત છે. પણ પ્રથમ દૃષ્ટિએ ક્યારેક ભાવકને તેની કવિતામાં વધુપડતી વિગતોનું આલેખન લાગે છે. પણ આ આભાસો છેતરામણા હોય છે. જે દેખીતું સાદું અને સરળ લાગે છે તે, પછી ગહન અને અન્-ઉત્તર અવસ્થામાં સરકી જાય છે. ભ્રમ અને યથાર્થની સહોપસ્થિતિ તેની કવિતાનું આગવું લક્ષણ છે; એવું જ લક્ષણ છે સમય અને સમયાતીત વિષેનું. નાનાવિધ વસ્તુઓની કે નાનાવિધ શૈલીઓની અભિવ્યક્તિ હોય; કે સંદિગ્ધતાઓ અથવા વિરોધાભાસોનું તે એક ઐશ્વર્યવાન વિશ્વ રચતી હોય; પણ તેનો એક નિજી અવાજ કલાકૃતિ સોંસરવો સંભળાયા કરે છે. આ અવાજ સહજ અને લવચીક છે; સંભાષણાત્મક હોવા છતાંય ક્યાંય ભાવકને ખચકાટ કરાવતો નથી. અરે, દેખીતી રીતે અંગત લાગતી એની કવિતા, તમને ખબરેય ન પડે તેમ, શાશ્વતીમાં સરકી પડે છે. એની કવિતામાં સૌથી વધુ ધ્યાન ખેંચે છે મનુષ્યજાતિ માટેની પ્રતિબદ્ધતા — કમિટમેન્ટ! અમાનવીકરણ સામે સતત સંઘર્ષની મથામણ તેની કવિતામાં છે. મિરોસ્લાવ

હોલુબે વર્ણન કર્યું છે

'those milliards of people, taken by and large, are keeping their traps shut' જ્યા માણસો પીંજરામા સબડે છે કે that 'begins the massacre of the innocents' — જ્યા નિર્દોષ લોકોની હત્યા થાય છે તેની વિરુદ્ધ કવયિત્રીનો શાશ્વત ચિત્કાર સભળાય છે

વિસ્લાવાની કવિતાની ગહનતા અને વેધકતા પ્રગટ કરતા તેના કાવ્ય 'Museum'નો અનુવાદ અવતારુ છુ

**સંગ્રહસ્થાન**

*ત્યા થાળીઓ તો ગોઠવેલી છે, પણ ક્ષુધા નથી*
*લગ્ન માટે મુદ્રિકાઓ છે, પણ પ્રેમનું પુનરાગમન નથી–*
*કમ સે કમ ત્રણ સો વરસ લગી*
*ત્યા વીઝણો છે — પણ ક્યા છે ગુલાબી કપોલો ?*
*ત્યા તલવારો છે — પણ ક્યા છે ગુસ્સો ?*
*વહેલી પરોઢે નથી ઝંકૃત થતા વીણાના તાર*
*શાશ્વતી વિહીનતામા દસ હજાર*
*જૂની વસ્તુઓ અહીં એકત્ર કરેલી છે*
*અહીં ફૂગવાળા ચોકીદારને મધુર સ્વપ્નો છે*
*તેની મૂછો ગડીઓ વાળીને ગોઠવી છે શોકેસ ઉપર*
*ધાતુની વસ્તુઓ માટીના વાસણો, પખીનુ પીછુ*
*ધીમેકથી વિજયોત્સવ માણે છે કાળના પ્રવાહમા*
*ફક્ત પ્રાચીન ઇજિપ્તમાથી મધુર વસ્તુનુ કૃત્રિમ*
*હાસ્ય ટચકીની જેમ ભોકાય છે*
*અહી મસ્તક કરતા મુગટ વધારે ટકે છે*
*મોજામાથી ગુમ થઈ જાય છે હાથ*
*ને પગ પર વિજય મેળવે છે પગરખુ–*
*મને લાગેવળગે છે ત્યા લગી*
*મહેરબાની કરી મને માનજો કે હુ જીવુ છું*
*મારી જેમ વસ્ત્ર પહેરતી એક જાતિ હજીય*
*જીવે છે*
*તમે કલ્પી ન શકો મારા હરીફની જીતવાની*
*સકલ્પ શક્તિને !*
*અને એ કેટલી બધી વધારે ટકવા મથી રહી છે*
*મારા કરતાય !*

વિસ્લાવાએ 'Memory at Last' કાવ્યમા પોતાની સ્મૃતિમા ઊપસી આવતા માતા પિતા વિષે કોમળ અને વેધક અભિવ્યક્તિ સાધી છે

*With the lamps of their two faces at twilight*
*they suddenly gleamed as if for Rembrant.*

માતા પિતાના ચહેરાના દીવાનો પ્રકાશ અચાનક ઝગહળી ઊઠ્યો – ચિત્રકાર રેમ્બ્રા જેની ખોજમા રહેતો હતો એવો સાધ્ય પ્રકાશ ! આગળ લખે છે

*I woke up I opened my eyes.*
*I touched the world as if it were a carved*
*frame*

સ્મૃતિમાથી ઊઠીને નેત્રો ખોલે છે તો કેવો અનુભવ થાય છે ? કવયિત્રી જગતને એવી રીતે સ્પર્શે છે, જાણે કે એ નકશીદાર ફ્રેઇમ હોય !

ચેસ્લો મિલોઝનુ આવુ જ એક કાવ્ય છે 'A Portrait with a Cat એક નાનકડી છોકરી એક એવી ચોપડી જુએ છે જેમા બિલાડીનુ ચિત્ર છે મર્જોરી મફીએ ચીતરેલા ચિત્રને જોતા મિલોઝ ઊડી સ્મૃતિમા ઊતરી જાય છે હવે છોકરી નથી ! બિલાડી નથી ! પણ પ્રેમના વિસ્મયનો અને વેલ્વેટ સમ સ્પર્શનો માત્ર વિચાર શેષ રહી જાય છે !

વિસ્લાવાની કવિતામા ઊપસતા ધારદાર કટાક્ષના કાકુઓ પણ માણવા જેવા છે ! ચિત્રકાર રૂબેને ચીતરેલી નગ્ન સ્ત્રીઓ પર એ કેટલા વ્યગથી લખે છે ! 'The Women of Rubens'નો ઉઘાડ જ જુઓ !

*'Giantesses female fauna*
*naked as the rumbling of barrels.'*

કવયિત્રીને આ નગ્ન કદાવર સ્ત્રીઓ કેવી લાગે છે ? પ્રાણિસૃષ્ટિ જેવી ! પીપડાઓ ગબડતા હોય એવી નગ્નતા ! અને આગળ ટીકા કરે છે

'You lavish dishes of love' સ્ત્રીઓ જાણે કે પ્રેમની સ્વાદિષ્ટ વાનગીઓ છે ! અહીં કવયિત્રીનો જીવન વિષેનો, નારીમુક્તિ વિષેનો અભિગમ સ્પષ્ટ વરતાય છે

વિસ્લાવા પ્રકૃતિથી જ ગંભીર છે દરેક પ્રશ્નને એ માનવસસ્કૃતિના મૂળમા જઈને અનુભવે છે અને

કલાત્મક રીતે પ્રગટ કરે છે. 'Voices'ના અંતમાં કહે છે કે દિલગીર લોકો નાનકડા લોકો છે. તેમની બેજવાબદારીનું સૂક્ષ્મ નિરીક્ષણ થતું રહેવું જોઈએ – ક્યાં ? દરેક નવી નદીની પાર... !

*'Deplorable are small peoples.*
*Their irresponsibility bears close watching*
*beyond each new river...'*

આગળ કહે છે :

'I feel threatened by every new horizon.' પ્રત્યેક નવી ક્ષિતિજથી કવયિત્રીને સંકટના ડરનો અનુભવ થાય છે !

'Hunger Strike at Jaslo'માં ખોરાક ન મળવાથી બધા જ મૃત્યુ પામ્યા પછીની વેધકતા અનુભવીએ :

*'An imaginary embryo, an empty cradle,*
*an ABC never read,*
*air that laughs, cries, grows,*
*emptiness running down steps toward the garden*
*nobody's place in the line.'*

પૂર્વ યૂરપના ઉપવનમાં જાણે હવે કોઈ માટે જગ્યા નથી ! – ની કેવી કરુણ કલાત્મક અભિવ્યક્તિ છે !

અન્ના આખ્માતોવા અને મરીના શ્વેતાયેવા પછી ઇરીના રાતુશિન્સ્કાયાએ હમણાં હમણાં ધ્યાન દોર્યું હતું. માનવહકો માટેની લડતમાં ભાગ લેવા અને કવિતા લખવા માટેના મરીના શ્વેતાયેવાને તથા ઈરીનાને લેબર કેમ્પમાં સજા કરવામાં આવી હતી. વિસ્લાવાએ પણ આવી જ ગૂંગળામણ અને નિઃસહાયતાની અવસ્થામાં કાવ્યો રચ્યાં છે. એની કવિતામાં યૂરપની વેદનાની મુદ્રા અંકિત થઈ છે. વિસ્લાવાએ આ વેદનાને શાશ્વત રૂપ આપવા અથાક મથામણ કરી છે; તેના પ્રતીક લેખે આ નોબેલ પારિતોષિક અને મળ્યું છે, તેથી આનંદ થાય છે.

□

**'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | પ્રા. અનંતરાય અજમેરા | અમદાવાદ |
| ૨. | શ્રી ચિત્તરંજન દવે | અમદાવાદ |
| ૩. | શ્રી એમ. ડી. નાયક | અમદાવાદ |
| ૪. | શ્રી પન્ના નાયક | અમદાવાદ |
| ૫. | શ્રી અબ્દુલ કરીમ શેખ | અમદાવાદ |
| ૬. | શ્રી મોહનલાલ ખીમજીભાઈ ચંદારાણા ગર્લ્સ હાઇસ્કૂલ | ચલાલા |
| ૭. | ડૉ. ભાનુમતી એચ. શાહ | અમદાવાદ |
| ૮. | શ્રી વીણાબહેન આર. પટેલ | અમદાવાદ |
| ૯. | શ્રી ભાવેશ શેઠ | કલકત્તા |

પન્ના નાયક

"નાને પગે જઈને પાણી લઈ આવ. સરસ ચા કરી લાવ નાહવાનુ પાણી કાઢ થાળી પીરસ કપડા ધોબીને ત્યા આપી આવ" બિમલના આ બધા હુકમો બકુલાના કાનમા ચોંટેલા હતા. એના મનમા ભીતિ હતી કે એવા બિમલને અહીં કેવી રીતે સાચવશે પચ્ચીસ વરસથી કોઈ સપર્ક પણ નહીં

બિમલ બહુ ઓછુ બોલે સવાદને કોઈ અવકાશ નહીં સ્વભાવ આકરો. એ ઘરમા આવે એટલે બાળકો સતાઈ જાય જમવાના ટેબલ પર એની ખુરશી પર કોઈ બેઠુ હોય તો બેઠેલુ ઊઠે નહી ત્યા સુધી દીવાનખાનામા છાપુ વાચે પાચ મિનિટ મોડુ થાય તો 'તમને સમયની કિંમત નથી" કહી પગ પછાડે

પચ્ચીસ વરસે બિમલ અને લતાભાભી પહેલી વાર બકુલાને ત્યા આવતા હતા

બિમલ અને બકુલા વડોદરામા ભર્યા ઘરમા ઊછર્યાં હતા. કૉલેજ પૂરી કરીને બિમલ મોટાભાઈના ધધામા જોડાયો બકુલા અમેરિકા ભણવા આવી અને રહી પડી પચ્ચીસ વરસમા બકુલા બેચાર વરસે વડોદરા જતી મહિનો બે મહિના રહેતી બિમલ એના ધધામા રચ્યોપચ્યો હોય બકુલાએ હરખથી તૈયારી કરી. અહી લઈ જશે તહીં જવાની સગવડ કરશે એને થતું હતુ કે પચ્ચીસ વરસમા એ વડોદરાની નહીં, અમેરિકાની બકુલા હતી ત્યા એ સૌથી નાની. અહીં એ સ્વાયત્ત હતી. પોતાને માટે વિચારી શકતી

બિમલ માટે પથારી કરતા કરતા બકુલા પચ્ચીસ વરસ પાછળ હડસેલાઈ એમનો મોટો બગલો નામ 'ગુલમહોર' ઘરની એક બાજુ ગુલમહોર બીજી બાજુ આસોપાલવ. ત્રીજી બાજુ કૂવો. ઘરની અદર દરેક ઓરડાને ત્રણ-ચાર દરવાજા ચાર બારીઓ મા-બાપુ ચાર ભાઈઓ બકુલાના અહીં આવ્યા પછી બિમલ પરણ્યો બકુલાને લતાનો આછો પરિચય. સ્વભાવે સરળ અને કામકાજમા કુશળ બકુલાએ સાભળ્યુ હતુ કે મા પરણપથારીએ હતા ત્યારે લતાએ એમની કાળજી લીધેલી ચાર વરસ પર બગલો તૂટ્યો ત્યા અપાર્ટમેન્ટ્સ થયા ભાઈઓ જુદા થયા. 'ગુલમહોર'ની જગ્યાએ રોકી હિલ' નામ અપાયુ

બિમલ અને લતાને બકુલા સામે જઈને ભેટી. "કેવી રહી તમારી જર્ની ?' બકુલાએ પૂછ્યુ

"સરસ." બિમલે કહ્યુ

"કોઈ વાર ઉચ્ચાર સમજવામા તકલીફ પડે" લતા બોલી

ગાડીમા બકુલાએ એમના છોકરાઓના, સગાવહાલાના, મિત્રોના સમાચાર પૂછ્યા. બિમલ અને લતા ગાડીમાથી બહાર જોતા હતા

'મેં મારી જિંદગીમા આટલા બધા વૃક્ષો જોયા નથી હવે ન જોવા મળે તો પણ ચાલે" બિમલ બોલ્યો

"અહીંના રસ્તા વડોદરા લઈ જઈ શકાય ?' કહીને લતા હસી પડી

ઘેર આવ્યા સામાન મૂક્યો બિમલે અને લતાએ બકુલાનુ ઘર જોયુ

"કોઈ કલાકારનુ ઘર છે" બિમલ બોલ્યો

બકુલાએ ચા બનાવી લતા રસોડામા મદદ કરવા ઊભી હતી

"લે, તને ફૂલ બહુ ગમે છે ને ? થોડા નીચેથી તોડી લાવ્યો છું શુ નામ છે આ ફૂલનુ ?'

"લાઇલૅક"

"રગ અને સુગધ બન્ને છે" લતા બોલી

બીજે દિવસે બકુલા બિમલ અને લતાને 'ઍટલાન્ટિક સિટી' કસીનોમા લઈ ગઈ પૈસા આવ્યા ને ગયા જેકપૉટ' કોઈને ના લાગ્યો

બકુલાએ ગ્રે લાઇન સાઇટસીઇંગ ટૂર'મા ફોન કરી ન્યુ યૉર્ક અને વૉશિંગ્ટનમા બસનુ રિઝર્વેશન

કરાવી દીધું. સવારે ઑફિસ જતાં બકુલા એમને ડાઉનટાઉન ઉતારે અને સાંજે લેતી આવે અથવા બિમલ અને લતા બસ લઈને પાછાં આવે. બકુલાએ વિચારી રાખ્યું હતું એ પ્રમાણે વારાફરતી ઇટાલિયન, મેક્સિકન, ચાઇનીઝ રેસ્ટોરંટમાં જમે. ઘેર જમવું હોય તો સાથે રસોઈ કરે. જમવાના ટેબલ પર વાતો ચાલે. ટોળટપ્પા. મશ્કરીઓ.

"અરે ભાઈ, દસ વાગી ગયા." લતા ઘડિયાળમાં જોઈને બોલે.

બધાં પરાણે પટાપટ ઊઠે. વાસણ ધોવાઈ, લુછાઈ, ને મુકાઈ જાય. રસોડું ચોખ્ખુંચટ.

આ જ ભાઈભાભી વડોદરામાં ક્યાં હતાં ? કેમ કોઈ દિવસ સાથે બેસવાનું નહીં ? અને ત્યાંથી કેમ કોઈ દિવસ કાગળ કે ફોન નહીં ? પચ્ચીસ બળેવ ગઈ. રાખડીની પહોંચ પણ નહીં. અહીં એની કાળજી કરે છે. સવારે ચા તૈયાર રાખી રાહ જોતાં બેઠાં હોય છે. કચોરી, સમોસાં, થેપલાં બનાવે છે. હશે. વડોદરામાં એમને મુશ્કેલી હશે. પથારીમાં પડી પડી બકુલા વિચારતી હતી.

પંદર દિવસ પસાર થઈ ગયા. બિમલ અને લતાને કેલિફોર્નિયા જવાનો દિવસ આવી ગયો.

બકુલા ચા બનાવતી હતી ત્યારે બિમલ બીજાં ફૂલ લઈ આવ્યો.

"આનું નામ ?"

"અઝેલિયા."

"તું ગુલમહોર મિસ કરે છે ?"

"ખૂબ જ."

"દર ઉનાળામાં એ આપણું ઘર ભરી દે છે. તને ત્યારે ખૂબ યાદ કરીએ છીએ."

"તો તમે કેમ કાગળ, ફોન..."

"બકુલા, અમારે કુટુંબની, ધંધાની બહુ મુશ્કેલી હતી."

બકુલા એમને ઍરપૉર્ટ પર મૂકવા ગઈ ત્યારે પણ ભેટી. એ ભેટવું આવ્યાં ત્યારે ભેટેલી એના કરતાં જુદું હતું. એ ઘેર આવી ત્યારે થયું કે ચા તૈયાર કરી ભાઈ-ભાભી એની રાહ જોતાં હોત તો સારું થતે.



## આધુનિક ઔદ્યોગિક તંત્રોએ સર્જેલી માનવીની દુર્દશા

વકતા તો એ છે કે સ્વયં પશ્ચિમમાં જ, પોતાના સમાજોની હાલ જે દશા થઈ રહી છે, તેનાથી ત્યાંના અનેક લોકો વિક્ષુબ્ધ છે. ઉપભોગવાદ જન્મ્યો તેની પૂર્વે જ એક બ્રિટિશ કવિએ આર્ષદૃષ્ટિથી 'મધુમેહથી પીડિત સંસ્કૃતિનો સાકરનો અતિરેક' એ વિશે લખ્યું હતું. અને હમણાં પણ એક જર્મન તત્ત્વવિચારકે આધુનિકીકરણના હિમાયતીઓને ચેતવ્યા છે કે દોઢ સો વરસ પહેલાં હેગેલે નૈતિક આચારનો અસ્ત થઈ રહ્યો હોવા વિશે જે ડર વ્યક્ત કર્યો હતો તેના કરતાં તો, પરાયાપણાની, અણુઅણુમાં વિભક્ત વ્યક્તિત્વની, વિચ્છિન્નતાની અને મૂળમાંથી ઊખડી ગયા હોવાની માત્રા, આધુનિક જટિલ ઔદ્યોગિક તંત્રોને પ્રભાવે, હદ બહારની વધી ગઈ છે.

**(અંગ્રેજી પરથી અનુવાદ : હ. ભાયાણી)**

# ભૂલી ન શકાય એવા ઇતિહાસનાં થોડાંક પાનાંની ભીતર

મેઘનાદ ભટ્ટ

કાળના વિકરાળ કોતરોમા ઇતિહાસના પાના અટવાઈ જાય તે પહેલા ઇતિહાસના પીળચટ્ટા પાનાને સઘરી રાખી ક્યારેક એને બોલવા દેવા પડશે વેદના અને સવેદનાથી ભીંજાયેલા એ પાનાના કાળા અક્ષરોની ભીતરની વાતો કોઈક સમભાવી ઇતિહાસજ્ઞ પાસે ઉકેલાવવી પડશે ઇતિહાસની મહત્તા સમજનાર અને ઇતિહાસ માટે મમતા રાખ્યા છતા ઇતિહાસનો વૈજ્ઞાનિક અભિગમ ચૂકનાર રાષ્ટ્ર તરીકે અમેરિકા સહેજે પહેલી હરોળમા આવે અલબત્ત વિનમ્રતાથી અમેરિકન લેખકો કહે કે ભાઈ અમે કાઈ ઇતિહાસજ્ઞ નથી " ક્યારેક કોઈ મોટા માથાનો નેતા ઇતિહાસજ્ઞાન વિષે બફાટ કરે તો અમેરિકન પ્રજા એના ટુચકા પણ સભળાવે. આમ છતા 'સ્ટેચ્યૂ ઑફ લિબર્ટી'ની સામે આવેલ 'એલિસ આઇલેન્ડ'મા અમેરિકન વસાહતીઓના ઇતિહાસનો ભવ્ય ભૂતકાળ જે રીતે સગ્રહાયો અને સચવાયો છે તે પ્રજાના વૈજ્ઞાનિક અભિગમની અવશ્ય સાખ પૂરે ૧૮૯૨થી ૧૯૫૪ સુધી અમેરિકામા વધુ સુખ અને સગવડ મેળવવા નવી દુનિયા મા સ્થાયી થવા આવેલ વસાહતીઓની સખ્યા લગભગ એક કરોડ વીસ લાખ અહીં આ વસાહતીઓની સ્મૃતિ અને સ્મૃતિચિહ્નો સાચવવા ભગીરથ પ્રયત્નો થયા છે પોતપોતાના દેશમા ગરીબી સામાજિક કે રાજકીય યા ધાર્મિક કાવાદાવાના અસહ્ય અનુભવોને ઓળગી સ્વતત્રતા અને મુક્તિનો નવો શ્વાસ લેવા આ વસાહતીઓ અહીં આવ્યા. અલબત્ત અમેરિકન ઇતિહાસજ્ઞ કેનેથ સી ડેવિસ એકરાર કરે છે તેમ હિટલરની યુરોપની જ્યુ પ્રજાનો ગણતરીપૂર્વક વ્યવસ્થિત રીતે સર્વનાશ કરવાની યોજનાને ઓળખ્યા પછીય કબૂલવુ પડે કે યુરોપે જે રીતે અમેરિકાની મૂળ વસતીની ૯૦ ટકા (રેડ) ઇન્ડિયન પ્રજાનો પ્રગતિ, સસ્કૃતિ અને ક્રિશ્ચિયન ધર્મના નામે સર્વનાશ કરવાના જે માહોલ રચ્યો તે એટલો જ ઘાતકી, બીભત્સ અને વ્યવસ્થિત હતો "

અમેરિકામા સ્થાયી થયેલ વસાહતીઓમા જગમશહૂર વૈજ્ઞાનિક આઇન્સ્ટાઇન પણ ખરા 'એલિસ આઇલેન્ડ'ના એક રૂમમા આઇન્સ્ટાઇનનો ફોટો છે – એ જ તેજસ્વી મુખારવિંદ વિશાળ ભાલ, ખોવાયેલા જિપ્સી વાળ, કશુક પામી ગયેલી છતા કશુક પામવાની તાલાવેલીવાળી ભીની આખો ફોટા નીચે આઇન્સ્ટાઇનનુ એક વાક્ય નિરાશ્રિતો આવે છે ત્યારે માત્ર ઘરવખરી નથી લાવતા ' આમ તો નાનકડુ એક વાક્ય છતા કેટલો બધો પૂર્વાપર સબધ ગોપિત છે એમા ? હિટલરની અમાનુષી તાનાશાહી વળોટીને આઇન્સ્ટાઇને પણ અમેરિકામા આશરો લીધો હતો કેટકેટલી મથામણો અનુભવી હશે આ મહાનુભાવે ?

કેટલો તો સવેદનશીલ આ માણસ. વીસમી સદીના સસ્કૃતિપુરુષમા એની ગણતરી થાય અનુકપાનો એ પારાવાર એની અનુકંપાનો એક પ્રસગ નારાયણ દેસાઈએ ('મને કેમ વીસરે રે' – ૧૯૮૬) નોંધ્યો છે એક વાર આઇન્સ્ટાઇનને ઘેર એક પાર્ટી થોડીક વાર પછી લોકોનુ ધ્યાન ગયુ કે યજમાન પોતે તો પાર્ટીમાથી ક્યાક ગાયબ શોધખોળ ચાલી પત્તો લાગ્યો કે એક ઓરડામા જઈને તેઓ કોઈકને ગ્રામોફોન રેકોર્ડ સભળાવતા હતા લોકોએ આવા વિચિત્ર વ્યવહાર વિશે આશ્ચર્ય પ્રગટ કર્યું 'પાર્ટીમા વાતવાતમા આ ભાઈએ કહ્યુ કે સગીતના વિષયમા એમને મુદ્દલે રુચિ નથી. મને થયુ કે જીવનના એક રમણીય પ્રદેશ અગે આમના દ્વાર બધ રહી જાય તો એ કેટલા બધા વચિત રહી જાય ? એટલે મેં એમને પૂછ્યુ કે નાનપણમા કોઈ ગીત ગમતુ કે ? એમણે એ ગીતનુ નામ લીધુ એટલે એમને હુ ઓરડામા લાવ્યો અને એ ગીતને મળતુ એક ગીત રેકોર્ડમા સભળાવ્યુ પછી એને મળતુ બીજુ એમ ધીરે ધીરે કરતો હું એમને સારુ સગીતના દ્વાર ખોલતો ગયો ' જે વ્યક્તિ એકાદ અણજાણ વ્યક્તિના સવિત્ત વિષે આટલી કાળજી રાખે એની સવેદના કે કરુણા વિશે તો કહેવુ જ શુ ? આ મહામાનવ એક અનાથ નિરાશ્રિત થઈને અમેરિકા આવતા શુ શુ વીત્યુ હશે ? ઘરવખરી સિવાય એ શુ

શું લાવ્યા હશે યુરોપથી ? હિટલરી આવેગથી પ્રેરાયેલ અવજ્ઞા, અપમાને કેવા મોટા પ્રતિઘોષને સર્જ્યો હશે ? ખરેખર પ્રતિઘોષ સર્જ્યો હશે ?

આઇન્સ્ટાઇન અને વિશ્વના સર્વપ્રથમ એટમબૉંબના સંશોધનનો વિચાર કરતાં આ પ્રતિઘોષનો વિચાર અકળાવે. ઘટનાના અનેક તાણાવાણાના વીખરાયેલ રેસાઓ એકત્રિત કરવાનું મન થાય. આઇન્સ્ટાઇન જેવા મહામાનવ અને સુખ્યાત વૈજ્ઞાનિક વિશે ન્યાય તોલવાનું ગજું નથી છતાં ભૂલી ન શકાય એવા ઇતિહાસનાં થોડાંક પાનાંની ભીતર જોયા વિના ચાલે એમ નથી. બીજા વિશ્વયુદ્ધના ઇતિહાસનાં થોડાંક પાનાં પર નજર ફેરવતાં કેટલીક વિગતો નજર સામે આપોઆપ આવે. પ્રથમ વિશ્વયુદ્ધમાં ખોખરાં, અપમાનિત અને દેવાદાર થયેલ ધરી રાષ્ટ્રો જર્મની, જાપાન, ઇટલી, ફાસિસ્ટ સ્પેઇન રાષ્ટ્રવાદનો નારો લગાવતાં. ઉચ્ચ સંસ્કારના ખોટા ખ્યાલોથી મદાંધ બનેલ આ રાષ્ટ્રોને કેટલાક લઢાયક ઉદ્યોગપતિઓનો સાથ મળ્યો. એટલું જ સજ્જ અને નિમ્ન કોટીના રાષ્ટ્રવાદથી રંગાયેલા સૈનિકોવાળું સમર્થ લશ્કર. અહંકારી સામર્થ્યનો જાણે પ્રપાત. એમ લાગતું હતું કે હિટલરની આગેકૂચ રોકી શકાશે જ નહીં. ૧૯૩૯ના ઑક્ટોબર સુધીમાં તો હિટલરનો હાહાકાર વિશ્વવ્યાપી બની ગયો હતો. કોણ રોકશે આ વિજયોન્મત્ત દાનવયાત્રા ?

૧૧મી ઑક્ટોબર ૧૯૩૯નો દિવસ. માનવીની વિશ્વયાત્રાનો મહત્ત્વનો વળાંક લાવતો એ દિવસ. માનવતાવાદી વૈજ્ઞાનિક આઇન્સ્ટાઇને અમેરિકાના પ્રેસિડંટોની હારમાળામાં અદ્વિતીય પ્રમુખને એક ઐતિહાસિક પત્ર લખ્યો. રૂઝવેલ્ટના સલાહકાર અને નાણાસહાયક (કુબેર જેવા) એલેક્ઝાન્ડર સાક સાથે આ પત્ર આઇન્સ્ટાઇને મોકલ્યો. પત્રમાં આઇન્સ્ટાઇને એટમના વિભાજનની ભયંકર પ્રતિક્રિયા અને એની સાથે નવા જ પ્રકારનો બૉંબ બનાવવાની યોજના રજૂ કરી. પત્રમાં એ વિનાશક બૉમ્બની આસુરી શક્તિનો ખ્યાલ આપતાં આઇન્સ્ટાઇને લખ્યું : "આવો એક બૉમ્બ જો વહાણમાં લઈ જઈ કોઈ બંદર પર નાંખવામાં આવે તો તે સમગ્ર બંદર અને આજુબાજુના વિસ્તારનો સર્વનાશ થાય." રૂઝવેલ્ટે તરત જ આ ભયંકર વિનાશક બ્રહ્માસ્ત્રના સર્જનમાં અમેરિકાના ટોચના વૈજ્ઞાનિકોને જોતરી દીધા.

પરિણામ ? કમનસીબે પરિણામ જોવા હિટલર કે રૂઝવેલ્ટ જીવ્યા નહીં ૧૨મી એપ્રિલ ૧૯૪૫ના દિવસે 'સેરિબ્રલ હેમરેજ'ના જીવલેણ હુમલામાં રૂઝવેલ્ટ અને ૩૦મી એપ્રિલ ૧૯૪૫ના દિવસે પોતાની પ્રેયસી ઇવા બ્રાઉન (EVA BRAUN) સાથે છૂપી રીતે અજ્ઞાતવાસમાં લગ્ન કરી ઇવાને ઝેર પાઈ હિટલર પોતાની બંદૂકથી દેહત્યાગ કરે છે ! વિશ્વયુદ્ધની અને સમગ્ર વિશ્વની ગતિ-વિધિ બદલી નાખનાર, ૬ઠી ઑગસ્ટ ૧૯૪૫ના દિવસે હિરોશીમા પર અને ૯મી ઑગસ્ટ ૧૯૪૫ના દિવસે નાગાસાકી પર, યુરેનિયમ અને પ્લુટોનિયમ બોમ્બે વિનાશનું કલ્પનાતીત વિશ્વ સર્જ્યું. સર્વનાશી વિનાશના આંકડા આપવાનું અત્રે (સ્થળસંકોચને કારણે) શક્ય નથી. આમ છતાં મૂળભૂત પ્રશ્ન અન્ય છે.

છેક ૧૫૫૩થી ૧૫૯૨માં થઈ ગયેલ સુખ્યાત નિબંધકાર મૉન્ટેઇન કહી ગયો'તો કે 'અંતરાત્મા વિનાનું વિજ્ઞાન એ તો આત્માનું અવસાન છે.' એ સત્યથી આઇન્સ્ટાઇન જેવો વૈજ્ઞાનિક અનભિજ્ઞ હશે ? એમ કહેવાય છે કે અણુબૉમ્બના આટલા વિનાશકારી પ્રભાવનો આઇન્સ્ટાઇન અને એના સાથી વૈજ્ઞાનિકોને ખ્યાલ નહોતો. એ પણ એક ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે કે આ પ્રયોગ સાથે સંકળાયેલ અન્ય મહાન વૈજ્ઞાનિક જે. રૉબર્ટ્સ ઓપનહેઇમરે (J. ROBERTS OPPENHEIMER) આ અભૂતપૂર્વ વિનાશની વાત જાણી ભગવદ્દગીતાનો 'હું મૃત્યુરૂપે દુનિયાનો નાશ કરું છું' શ્લોક ઉચ્ચાર્યો હતો ! જે આઇન્સ્ટાઇને ગાંધીજીની વિશ્વવંદ્ય વિભૂતિ વિશે એમ કહ્યું કે "ભવિષ્યની પ્રજા માની પણ નહીં શકે કે હાડમાંસધારી આવી વ્યક્તિ જગત પર વિહરી હશે" તે, આવી સમગ્ર માનવજાતના અસ્તિત્વને કાલિમા લગાવી જનાર, સર્વનાશના હુતાશનમાં હોમી દેનાર, વિનાશક પરિબળ વિશે આટલો બેજવાબદાર અભિગમ અપનાવી શકે ? મહાન માનવી મહાન ભૂલ – હિમાલય જેવડી ભૂલ – કરે તો ક્ષમ્ય ગણાય ?

વીસમી સદીના મહાવિનાશક વિશ્વયુદ્ધની દેણગી દેનાર પશ્ચિમનાં રાષ્ટ્રોને ભારતીય તત્ત્વજ્ઞાન,

ફિલસૂફી કોઈ દિશાદોર દઈ શકે ? જવાહરલાલનુ એક વિધાન યાદ આવે છે "મને ઘણી વાર વિચાર આવે છે કે જો આપણા લોકો બુદ્ધને, ઉપનિષદોને અને રામાયણ – મહાભારતના કાવ્યોને ભૂલી જાય તો શુ થાય ? ભારત, ભારત મટી જાય" કમનસીબે, ભારતના ભાગલા વખતે અમાનુષી હિંસક તાડવનૃત્યમા રાચતુ ભારત (પાકિસ્તાન સહિત) પોતાના ભારતીય તત્ત્વ અને સત્ત્વને ભૂલી ગયુ હતુ આમ છતા બબ્બે વિશ્વયુદ્ધ અને ત્યારપછી સતત શીતયુદ્ધની ભેટ આપનાર વિશ્વે સવેળા ભારતીય દૂરદેશી ફિલસૂફી સાભળવી જ પડશે. એ ચેતવણીનો સદેશો સભળાવવા કર્ણને ('મૃત્યુજય', શિવાજી સાવત, અનુવાદ પ્રતિભા દવે) સાભળીએ ? 'ભીતરમા ફક્ત 'બ્રહ્માસ્ત્ર ' બ્રહ્માસ્ત્ર ' એ શબ્દો ગુજવા લાગ્યા એ શસ્ત્ર ભયકર માનવસહારક છે એવુ મેં અશ્વત્થામા પાસે જાણ્યુ હતુ મારુ મન જાતજાતના વિચારોમા અટવાઈ ગયુ આ બ્રહ્માસ્ત્રનુ નિર્માણ શાને કાજે થયુ હશે ? એ કેવળ માનવસહારક નહોતુ પણ એ શસ્ત્ર તમામ દશ્યમાન વસ્તુને અક્ષરશ ખાખ કરી દેવા સમર્થ હતુ ' નિ શબ્દ પવનની જેમ સનન કરતી તે રાખ માનવની મૂર્ખતાની હાસી ઉડાડનારી હતી ' વિધાતાને આ રમણીય સૃષ્ટિનુ નિર્માણ કરવામા લાખો વર્ષ લાગી ગયા હશે ' પરતુ આ બ્રહ્માસ્ત્ર એક ક્ષણમા જગતનો વિનાશ કરી નાખવા સમર્થ હતુ સુખેથી જીવી શકે એ માટે કુદરતે માનવને અન્ય પ્રાણી કરતા શ્રેષ્ઠ બુદ્ધિ આપી છે કે કે પછી પોતાના જ વિનાશ માટે ? બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરનાર માનવ એનો પ્રયોગ કરી શકવા સમર્થ છે એ સિવાય એને એમાંથી બીજુ કયુ સુખ મળવાનુ હતુ કે એનુ કયુ અહ પોષાવાનુ હતુ ? કાળ એ સદૈવ એક હિંસક વાઘ સમાન છે તે હમેશ માનવજાતિના અનેક રમણીય સ્વપ્નોને આસાનીથી પોતાની પીઠ પર શિકારની જેમ મૂકી તીર ગતિએ દોડતો રહે છે ' આ બ્રહ્માસ્ત્રથી શુ વળવાનુ છે ? ખરેખર આ વિનાશક શસ્ત્રનો શો ઉપયોગ ? કોની પાસે આનો ઉત્તર હશે ? સૌ કાળના ગુલામ ' આ શસ્ત્રથી કોનુ કલ્યાણ થવાનુ છે ? જ્યા બધુ બળીને ખાખ થઈ જાય ત્યા સુખ શેનુ અને શાતિ પણ કેવી ?"

વિશ્વના સદ્ભાગ્યે ભારતે વારવાર જગતને શાતિમત્ર આપ્યો છે ગાધીજીના જીવન વિશે લખતા ડૉ ગધાકૃષ્ણન્ લખે છે "એ સાચી વાત છે કે યુદ્ધો સહજ અને નાટ્યાત્મક હોય છે જગતનુ વહેણ બદલવામા એનો ફાળો સ્પષ્ટ અને વ્યાપક હોય છે પણ માનવીના મનમા સતત એક યુદ્ધ ચાલતુ હોય છે એનુ પરિણામ ઘાયલો અને હણાયેલાના આકડાશાસ્ત્રમા મળતુ નથી આ સગ્રામ માનવીની માનવીની માનવીયતા માનવીના શિવત્વ અને માનવીના વિકાસને રૂધતા સ્થૂળ વિગ્રહની પેલે પાર વસતા યુદ્ધરિક્ત વિશ્વ માટે છે આ સગ્રામમા સક્રિય રહેનારામા ગાધી પ્રથમ હરોળમા હતા. એમનો સદેશો કાઈ બૌદ્ધિકોની રાજ્યસભામા યા વિશ્વવિદ્યાલયના ચર્ચાસત્રમા સીમિત થાય એવો નહોતો વિવસ્ત્ર અને વિદગ્ધ બનેલી માનવજાત એના મહત્ત્વના વળાકે ઊભેલી છે ત્યારે એને એક જ પ્રશ્ન છિન્નભિન્ન કરી નાખે છે – જગલનુ અમાનુષી રાજ્ય ટકશે કે પ્રેમનો પાવક સ્પર્શ ? નફરત કરતા પ્રેમ મહાન છે એ યુગપ્રવર્તક મત્ર જો આપણને નહી પ્રેરે તો જગતની સર્વ સસ્થાઓ નિરર્થક બની જશે જો માત્ર ત્રણ દિવસમા વિશ્વયાત્રા પતાવી દઈ શકીએ તો એથી વિશ્વ એક નથી બની જતુ ગમે તેટલા ઝડપી યા દૂર આપણે જઈએ અને આપણા જ પડોસીના હૃદયનેય ન સ્પર્શી શકીએ તો એનો શો અર્થ ? જય જગત'નો નારો ત્યારે જ લગાવી શકાય જ્યારે સમગ્ર વિશ્વની એક જ આકાક્ષા હોય, એક જ દિશાની યાત્રા હોય આધ્યાત્મિક પાડોસનુ પ્રથમ સોપાન જાગતિક વિશ્વબધુત્વમા જ સમાયેલુ છે યાત્રિક પ્રગતિ અને બહિરગની મોકળાશ ધરાવતુ વિશ્વ પોતાની મેળે આધ્યાત્મિક પ્રગતિ લાવી શકે નહી. માત્ર સામાજિક સ્થાપત્ય બદલવાથી માનવીનુ મન બદલી શકાતુ નથી યુદ્ધના મૂળ ખોટા મૂલ્યો, અજ્ઞાન અને અસહિષ્ણુતામા રહેલા છે ખોટી નેતાગીરીએ વિશ્વને વિનાશને ઉબરે લાવી દીધી છે"

ભારતનો આ અવાજ પ્રગતિશીલ વિશ્વ ક્યારેક સાભળશે ?

❑

દુષ્યન્ત પંડ્યા

**૨. કળિયુગના નવા દેવો**

દેવોને રીઝવવા દુર્લભ છે એ સત્ય આદિકાળથી જાણીતું છે. પીળા, ચકમકતા બિલ્લાધારી, તમાકુ મમળાવતા પાર્ષદોથી રક્ષાયેલા સરકારી સાહેબોને રીઝવવાનું વિશેષ દુષ્કર છે. દેવોના નવા વર્ગમાં આવતા પાસપૉર્ટ ખાતાના દેશી અમલદારો અને વીઝા માટેના વિદેશી દૂતાવાસોના વિમાનમાર્ગે આવી આકાશોથી ઊતરેલા ગોરી ચામડીના અમલદારો આશુરોષ હોવાની અફવા અમારે કાને આવી હતી. પણ એમની કૃપાયાચના કર્યા વગર છૂટકો ન હતો.

સીતાની ભાળ કાઢવાને રામસેવક હનુમાન લંકા ગયા ત્યારે એમની પાસે કિષ્કિંધાનો પાસપૉર્ટ હતો ? લંકા જવા માટેનો વીઝા એમણે ક્યાં કઢાવ્યો હતો ? પુરાણોના પંડિતો આના પર પ્રકાશ પાડશે તો આનંદ થશે. અગસ્ત્ય અને વિન્ધ્યાચલનો કિસ્સો, મને લાગે છે કે, મૂળમાં પાસપૉર્ટનો કિસ્સો છે. પાસપૉર્ટ અને પરદેશના વીઝા વગર પરદેશ જવા નીકળેલા – એ કાળે પણ લોકો આજની જેમ પરદેશમાં ગેરકાયદે ઘૂસી જતા – અગસ્ત્યને અટકાવવાનો પ્રયત્ન વિન્ધ્યાચલે કર્યો હશે. પરંતુ, કંઈ લુચ્ચાઈ કે યુક્તિ વાપરી, કે બનાવટી પાસપૉર્ટ બનાવી, કે વિન્ધ્યની નજર ચુકાવી, અગસ્ત્ય છટકી ગયા હશે. આ કારણે તો એમણે પાછા આવવા હિમ્મત કરી જણાતી નથી.

ખાઈબર ઘાટ પર, દરેક આગંતુકના પાસપૉર્ટની પાકી તપાસ થતી હોત તો, આપણા દેશનો ઇતિહાસ જુદો જ હોત. તો, આર્યો જ આ દેશમાં કેવી રીતે આવી શક્યા હોત ? પાસપૉર્ટ વગર બાબર ભારત કેવી રીતે આવી શક્યો હોત ?

વીઝા ન હોવાને કારણે વાસ્કો દ ગામાને કૉઝીકોડેના રાજા ઝામોરિને સીધો તુરંગમાં બેસાડ્યો હોત તો, દીવ, દમણ ને ગોવા છોડતી વખતે ફિરંગીઓને રોવાવારો આવ્યો તે ન આવ્યો હોત. અને પાસપૉર્ટ વિના આવવાના ગુનાને કારણે, સુરતમાં અંગ્રેજોની કોઠી સ્થાપવાને બદલે સર ટૉમસ રો મોગલોના કેદખાનામાં મોત પામ્યો હોત. કોલંબસ અને એનું પૂછડું પકડી અમેરિકા ગયેલા યુરોપવાસીઓ પર રેડ ઇંડિયનોએ, મય લોકોએ, આઝતેકોએ અને ઇન્કાઓએ પાસપૉર્ટ-વીઝાના પ્રતિબંધો લાદ્યા હોત તો જગતનો ઇતિહાસ જુદો જ હોત. તો જ્યૉર્જ વૉશિંગ્ટન, જેફરસન, લિંકન, રૂઝવેલ્ટ, કેનેડી, નિકસન, કિસિંજર, ડિઝની, હિચકૉક, ક્લાર્ક ગેબલ, ઇલિઝાબેથ ટેયૂલર... એ બિચારાંઓ ક્યાં હોત ? મે ફ્લાવરના મુસાફરોને સીતાની માફક ધરતીનું તો નહીં, પણ અતલાન્તિકના તલનું શરણું લેવું પડ્યું હોત.

પાસપૉર્ટ વગરના ને વીઝા વિનાના પ્રવાસના એ દિવસો ગયા. આજે એને યાદ કરી આંસુ સારવાનો શો અર્થ ? પુષ્પાના પાસપૉર્ટનો અભાવ અને અમારા બંનેના વીઝાની વ્યાધિ આંસુ ન સરાવે તો ઠીક એમ અમારી સૌરાષ્ટ્રની મંદગામિની ગાડીમાં ચિંતવી રહ્યો હતો. પણ મારા ચહેરા પર ચિંતા હતી ત્યારે પુષ્પા પાસે સ્વસ્થ રહેવાની શક્તિ હતી.

પાસપૉર્ટ કચેરીને અને આપણી પરંપરાગત શ્રાદ્ધવિધિને શો સંબંધ છે એ ખબર નથી, પરંતુ શ્રાદ્ધમાં પિંડદાન કરતી વેળા, ગોર મહારાજ આપણી સાત પેઢીનાં નામ યાદ કરાવી તે દરેકને પિંડદાન કરાવે છે તે રીતે, પાસપૉર્ટનું ફારમ, એ ભરનારના પિતૃપક્ષ અને માતૃપક્ષની અનેક પેઢીઓનો ઇતિહાસ માગે છે. શ્રાદ્ધકાળે વિગત પૂર્વજોની અપેક્ષા પોતાના નામોચ્ચાર સાથે પોતાના ભાગનું પિંડદાન થાય એથી વિશેષ નથી ત્યારે, આ પાસપૉર્ટના ફારમમાં, આપણા પૂર્વજોનાં નામ, તેમના ધંધા, તેમની ઉંમર, એમની રોગપીડા, એ જો સ્વર્ગસ્થ હોય તો એમના મૃત્યુનું કારણ, એમણે

કદી પરદેશપ્રવાસ ખેડ્યો હોય તો તે ક્યારે અને ક્યા તેમ જ શા માટે, ઇત્યાદિ માહિતી ભરવાની હોય છે કવિ જેવી કલ્પનાશક્તિ હોય તો જ આ ફારમ તમે સરળતાથી ભરી શકો છો. તીર્થગોરના ચોપડામા આજથી સો વરસ પહેલા આપણા પૂર્વજે કરેલી યાત્રાની માહિતી નીકળે સરકારી દફતર વિશે આપણે નચિંત જ રહેવુ પટાવાળાએ પસ્તીમા આપી ગેકડા ન કર્યા હોય તો ઊધઈ અને ઉદરોએ તે હજમ કર્યા જ હોય

આપણા પૂર્વજો વિશે આટલી માહિતી માગનાર એ પાસપોર્ટ ખાતુ આપણે વિશે ઓછી માહિતી શા માટે માગે ? તમે ક્યારે ને ક્યા જન્મ્યા, ક્યા ને કેટલુ ભણ્યા, તમારી ચામડીનો, આખનો ને તમારા વાળનો રગ રાતોપીળો, કાળોધોળો કે કાબરચીતરો છે તમારી ઊચાઈ, લબાઈ પહોળાઈ કેટલી છે, તમને ઓળખવામા મદદરૂપ થાય એવી કોઈ નિશાની તમારા ચહેરા પર કે શરીર પર બીજે કશે છે કે નહીં અને છે તો ક્યા છે ને શુ છે તમે શીતળા, ટાઇફોઇડ પીળો તાવ, કાળો તાવ વગેરેના ઇંજક્શનો લીધા છે કે નહીં, તમે આર્થિક રીતે સધ્ધર છો કે અધ્ધર, તમને બે પ્રતિષ્ઠિત માણસો ઓળખે છે કે નહીં ને ઓળખતા હોય તો એ બે સજ્જનો કોણ છે ઇત્યાદિ અનેક બાબતો વિશે સરકાર ઝીણી તપાસ કરે છે તમારી રાજકીય પ્રવૃત્તિ પણ સરકારની બારીક નજર બહાર નથી છટકી શકતી. સાડત્રીસ વર્ષ પહેલા શાળાના પુસ્તકાલયમાથી 'વીરાગનાની વાતો' વાચી તમે તત્કાલીન સરકારને ઉથલાવી પાડવાનુ કાવતરુ કરવાનુ સ્વપ્ન સેવ્યુ ન હતુ એ તમારે પોલીસખાતાને પુરવાર કરી આપવુ પડે છે, કારણ કે, પોલીસના રેકર્ડમા તમારુ નામ તાતા ત્રાસવાદી તરીકે રાતા અક્ષરે લખાયેલુ છે

પાકિસ્તાનથી એ.કે ૪૭ રાઇફલો, પશ્ચિમ એશિયામાથી દાણચોરીનો માલ કે અમેરિકાની કેટલીક યુનિવર્સિટીઓમાથી ડિગ્રી લાવવી આસાન છે, પણ મુબઈની પાસપોર્ટ ઓફિસમાથી પાસપોર્ટ કઢાવવા આસાન નથી પરદેશ જવા માટે કેમ જાણે મુબઈ વાય બીજો એક્કેય માર્ગ ન હોય તેમ, તે કાળે, સરકારે સમગ્ર પશ્ચિમ વિભાગ માટે પાસપોર્ટની એકમાત્ર ઓફિસ મુબઈમા રાખેલી. પરિણામે રેસના શનિવારે 'મહાલક્ષ્મી'મા, પૂનમને દહાડે ડાકોર લોકલમા, સાડીના સેલના પાટિયાવાળી દુકાનોમા, ચૂટણી ટિકિટો માટે રાજકીય પક્ષોની કચેરી અને પરીક્ષાઓ પછી પરીક્ષકો કે મોડરેટરોને ત્યા જે ભીડ અને ધાધલ જોવા મળે છે એ, પાસપોર્ટ કચેરીમા રોજ જોવા મળે છે

આ ધમાલમા માર્ગ કાઢતો, અજાણ્યા વાતાવરણ અને વધારે અજાણ્યા ચહેરાઓથી ગભરાતો, મારા કૃશકાય ખિસ્સાપાકીટને સભાળતો હુ એક કેબિન પાસે પહોંચ્યો તો ત્યા ઊભેલા દ્વારપાળે 'નબર' માગ્યો રૂપાબાઈની જેમ અહીં પણ કશાક નબરનુ માહાત્મ્ય લાગે છે એમ હુ વિચારતો હતો અને એ શુ તે સમજવા પ્રયત્ન કરતો હતો ત્યા પાછળથી કંઈ જોરદાર ધક્કો લાગતા હુ સમતોલપણુ ગુમાવી કેબિનના દરવાજા પર પડ્યો ને તેના ધક્કાથી કેબિનનો દરવાજો ખૂલી જતા રજા વગર હુ અદર દાખલ થઈ ગયો સાષ્ટાગ નમસ્કારથી દેવ રીઝ્યા હશે કે શુ, પણ સાહેબે પૂછ્યુ (અગ્રેજીમા) શુ છે ?

મારા દેશી વેશથી, કદાચ, મને ડઘાવવા માટે સાહેબે અગ્રેજીનો આશરો લીધો હશે. પણ, તરત જ 'સોરી' કહી, મારા પત્નીનો પાસપોર્ટ અમને નથી મળ્યો તે કહી, તે આપવા વિનતી કરી અગ્રેજીમા અપાયેલા મારા ઉત્તરથી સાહેબ ડઘાયા તો નહીં, પણ થોડા કૂણા પડ્યા અને એમણે મને પૂછ્યુ 'નબર સ્લિપ ક્યા છે ?

બહારના પટાવાળાએ મારી પાસે માગેલા નબરનો અર્થ, કવિને સ્ફુરતા કાવ્યની માફક કળીમાથી ફૂટતા ફૂલની માફક હવે મારા મગજમા ફૂટ્યો. મારી પાસે નથી', મેં જવાબ આપ્યો

'એ લાવો ને પછી વાત કરો' કહી સાહેબે ઘટડી વગાડી. ઘટડીની ભાષા સમજનાર ચપરાસીએ નબરધારક અરજદારને અદર જવા એટલે મોટે અવાજે કહ્યુ કે એ માણસ સાગલી કે સુરત રહેતો હોય તોયે સાભળી શકે સાહેબની તહેનાતમાથી મારે બહાર

સરકવા સિવાય બીજો રસ્તો ન હતો. બહાર નીકળતાં મને વિચાર આવ્યો કે આખો દહાડો નંબરથી જ વાત કરવા ટેવાયેલા સાહેબે ઘેર બૈરીછોકરાંને પણ નંબર આપી રાખ્યા હશે અને એ દરેકની સાથે પણ નંબર પ્રમાણે જ વાતચીત કરતા હશે. બહાર આવી, નંબરની સ્લિપ ક્યાંથી મળે તેની તપાસ માટે હું 'પૂછતાછ'ની બારી પાસે ગયો તો ત્યાં, રાજા રવિવર્માના ચિત્રમાંના રાવણની સભામાં બેઠેલા અંગદના પૂછડા કરતાંયે લાંબી કતાર જોઈ. એ પૂછડાને છેડે ઊભા રહ્યા સિવાય આરો ન હતો. સત્તાવન મિનિટ અને તેવીસ સેકંડના ચલિત તપને અંતે બારીની પેલી બાજુએ બેઠેલી દેવીનાં દર્શન થયાં. પાવાગઢથી ઊતરી આવ્યાં હોય એવાં એ દેવીએ થોડી ઊલટતપાસ પછી એક ફૉર્મ આપ્યું અને એ ભર્યા પછી 'ખિડકી નં. બારા' પર જવા કહ્યું.

આ માતાજીની 'ખિડકી' (બારી)થી એક કે સવા મીટરને અંતરે આવેલી એ બારીએ ઊભેલી ક્યૂમાં મારો નંબર ચુમાળીસમો હશે એમ મને લાગ્યું. એ ઑફિસમાં ચારેતરફ જે કતારો જોઈ તે દરેકમાં આ રીતે ઊભા રહેવાનું થશે તો, મને લાગ્યું કે, અહીંથી ચાલીને અમેરિકા પહોંચતાં થતા અંતર જેટલું ચાલવાનું થશે, અને જે ગતિએ કતારોમાં લોકો આગળ વધતા હતા તે જોતાં, અહીંથી અમેરિકા સુધીના અંતરને ચાલીને કાપતાં લાગે તેથી ચારગણો સમય પ્રિય પત્નીનો પાસપૉર્ટ મેળવતાં – તે પણ મળે તો – થશે. ગોકળગાયની ગતિ કરતાં પણ ધીમી ગતિએ આગળ વધતી એ કતારમાં આગળ ચાલી બારીથી ચોથેપાંચમે નંબરે હું પહોંચ્યો હોઈશ ત્યાં, બારી પાછળ બેઠેલા સાહેબ કશાક કામ માટે ઊઠ્યા. મારી પાછળ ઊભેલા સદ્‌ગૃહસ્થે સાહેબને ઊઠતા જોઈ જે શબ્દોમાં પોતાની અકળામણ વ્યક્ત કરી તેને હું અશબ્દ જ રાખીશ, પણ એમનું વતન સુરત છે તે મારું અનુમાન, એમની સાથેની વાતથી સાચું પડ્યું. ક્યુમાં થોડે દૂર ઊભેલી બેક બહેનોએ પોતાની ડોક જરા તીરછી કરી લીધી હતી. મારી આગળ ઊભેલા સરકસના જાંગલા જેવા વેશમાં શોભતા અને ઘાણીના બેલ જેવાં મોટાં ગૉગલ્સ ધારણ કરેલા સદ્‌ગૃહસ્થ ધુમાડાનો મોટો ગોટો ઉડાડતા સિગરેટ ચાવતાં બોલ્યા કે 'બદમાશ દસ મિનિટ મેં વાપિસ નહીં લૌટા તો થોડી દેર કે બાદ લંચ અવર હો જાયગા. અપની બારી દો બજે કે બાદ આયગી.' મેં પાછળ નજર કરી તો મારી પાછળ ત્રીસેક માથાં દેખાતાં હતાં એટલે, 'બદમાશ'ની જેમ આપણે લંચ લેવા ગયા તો બીજા દિવસના લંચ અવરને સમયે સાહેબનાં દર્શનનું સદ્‌ભાગ્ય, કદાચ, આપણને સાંપડે. એના કરતાં, બારીમાંથી થોડીક દેખાતી સાહેબની સરકારી ખુરશીની સંનિધિમાં તપસ્વીની માફક ઊભા રહી ઉપવાસી રહેવું વધારે સારું એમ નક્કી કર્યું.

એ દિવસે સોમવાર હતો અને, ચા અને સોપારી સિવાય કશું મોંમાં નાખ્યું ન હતું. ભોળા શંભુએ તેને તપ માની કૃપા કરી કે શું, પરંતુ, એ સાહેબ પાંચ મિનિટમાં જ પાછા પધાર્યા અને કોઈ અગમ્ય કારણે, વાર લગાડવાનો અને વાંધા કાઢવાનો જ જેનો ધર્મ એવા જે કહેવાય તે સાહેબે, મારી આગળ ઊભેલાં એક બહેન અને ત્રણ ભાઈઓ – આ શબ્દો એમના લોહીના સંબંધના વાચક ગણવાના નથી–ના કેસ ત્રણ કરતાંયે ઓછી મિનિટમાં પતાવ્યા, પછી મારો વારો આવતાં મેં આપેલી અરજી વાંચ્યા પછી, મારી સામે સાહેબને નીચે પ્રમાણે અંગ્રેજીમાં પ્રશ્નોત્તરી થઈ.

'તમારું નામ પુષ્પા પંડ્યા ?'

'જી ના, પુષ્પા મારાં પત્નીનું નામ છે.' પછી મેં સાહેબને મારું નામ કહ્યું. વ્યાસ મુનિના, કવિ કાલિદાસના કે, મારું નામ પાડનાર મારાં સ્વર્ગસ્થ ફઈબાના આર્ષદૃષ્ટિના દાવા વિશે હું શંકાશીલ બની ગયો. એમને ખબર ન પડી કે એમણે પાડેલું નામ કેટલી બધી વ્યક્તિઓની પકડમર્યાદા બહારનું નીવડશે. દુસ્વંત, દુસ્મંદ વગેરે ઉચ્ચારણો એમની જીભેથી સર્યા પછી, એમની સમજશક્તિનો કે શ્રવણશક્તિનો નહીં પણ મારી જીભનો જ વાંક કાઢી, મેં કાગળની ચબરખી પર મારું નામ અંગ્રેજીમાં અને નાગરીમાં લખી આપ્યું. સાહેબે મારી અટક તો પકડી. મને કહે : 'મિ. પાંડે, તમારાં પત્ની ક્યાં જવા માગે છે ?'

'એ જવા નથી માગતાં, પણ મારી સાથે આવવા માગે છે.' મેં કહ્યું.

'આઈ સી પણ યુ એસ.એ મા એ કરશે શુ ?' રામની સાથે વનમા જવાની હઠ કરનાર સીતાને આ સવાલ કરવામા આવ્યો ન હતો હુ વનવાસ જતો ન હતો એટલે, વાઘવરુનો કે રાક્ષસનો ભય અમને નડવાનો ન હતો સીતાની માફક કદમૂળ ખાવાનો કે સુવર્ણમૃગની કાચળી માગવાનો પ્રશ્ન પણ ન હતો

'બીજુ તો કોણ જાણે, પણ ઘરકામ કરશે, મને રાધી ખવરાવશે ને મારુ ધ્યાન રાખશે બાકી પ્રવાસથી થતા જ્ઞાન અને અનુભવના વધારાના ફાયદાઓ તો આપ સાહેબ જાણતા જ હશો ' પણ એમ તરત પતાવે તો તે સરકારી અધિકારી શાનો કહેવાય ? એમણે બીજો નવો મુદ્દો ઊભો કર્યો 'તમારા પત્ની તમારી સાથે આવશે એમ તમે રજૂઆત કરો છો તો પાસપોર્ટ માટે એમની એકલાની જ અરજી કેમ છે ? તમે પણ શુ એમના જ પાસપોર્ટ પર જવા માગો છો ?' જરા ઊચેરે અવાજે સાહેબ વદ્યા

સાહેબ ! કોઈકની ક્યાક ગેરસમજ થઈ જણાય છે આપના હાથમા જે અરજી પડી છે તેમા સ્પષ્ટ લખ્યુ છે કે અમે બનેએ એક જ દહાડે ને એક જ ટપાલથી પાસપોર્ટ માટે અરજી કરી હતી. પણ પાસપોર્ટ મને એકલાને જ મળ્યો છે મારા પત્નીનો પાસપોર્ટ હજી સુધી નથી મળ્યો તે મેળવવા માટેની આ અરજી છે '

'આઈ સી ' કહી સાહેબે પોતાની 'આઈ' – આખ – પહોળી કરી અને મારો આપેલો પત્ર વાચવામા એ પડ્યા એ પત્ર વાચી, એ કાગળને એમણે બેત્રણ વાર ઉથલાવી જોયો, કદાચ એમ કરવાની સરકારી રસમ હશે પછી પોતાનુ માથુ ધુણાવી સાહેબ બોલ્યા ઇન ધેટ કેયુસ ' અને એમની ગાડી અટકી ગઈ મારા પેટમા ફાળ પડી કે વળી કોઈ ત્રીજી ક્યૂમા ખડા રહી તિતિક્ષા નહીં કરવી પડે ને ? ચોર્યાસીના ફેરા પૂર્યા કર્યા વિના મોક્ષ નથી. ઑલ રાઇટ હુ તમને સ્લિપ આપુ છુ એ લઈ તમે ચાર નબરની કૅબિનમા મિસ્ટર મિરેડાને મળો.'

લચ અવર બાદ મિરેડા સાહેબને સલામ ભરી. એ સદ્‌ગૃહસ્થ ખૂબ ભલા, સમજદાર અને કામ ઝડપથી પતાવવાની બિનસરકારી નીતિમા માનતા હોય તેવુ લાગ્યુ મેં આપેલો કાગળ વાચી એ તરત જ સવાલ સમજી ગયા મારો પાસપોર્ટ જોવા માગતા મેં તેમને એ બતાવ્યો ઘટડી વગાડી કોઈ કુરેશી નામના કારકુનને તેમણે બોલાવ્યો કુરેશીની પાસે હુ ફરીથી મારુ દાસ્તાન કહી ગયો મેં અદાજે તારીખ કહી મને એ ખબર ક્યાથી હોય કે અવસાન પામેલા પૂર્વજની તિથિની જેમ મારે એ યાદ રાખવી પડશે ? મેં આપેલી તારીખને આધારે એ કુરેશી તપાસ કરવા ગયો દસેક મિનિટ બાદ ફાઇલ સાથે પાછો આવી કહે 'એ આખા મહિનામા અમને તમારી તરફથી કોઈ અરજી જ મળી નથી '

પટાવાળા પસ્તીમા વેચે નહીં ત્યા સુધી, કબૂતરની ચરકથી અર્ચિત થતુ સરકારી દફતર પવિત્ર ગણાય. કોઈ બિનસરકારી વ્યક્તિ એ પવિત્ર ફાઇલને અડી શકે નહીં આમ છતા મેં એ ફાઇલ જોવા માગી એ આખી ફાઇલ અખાતના દેશોમા જવા માગનારાઓની અરજીઓની જ હતી. શ્રી મિરેડાનુ ધ્યાન આ બાબત મેં દોર્યું દરમિયાન કોઈ મિસ મહેરા ત્યા આવી ચડ્યા હતા અને અમારી વાત સાભળતા હતા. આપ મેરી સાથ આઇએ ન. મૈ આપ કો સબકુછ દિખા દેતી હૂ ' પાસપોર્ટ માટેની પુષ્પાની અનુત્તરિત અરજી સિવાય બીજુ કશુ જોવામા મને રસ ન હતો, છતા, હુ મિસ મહેરા સાથે ગયો એક જ દહાડે એક જ ટપાલમા કરેલી બે અરજીથી માડીને મને મળેલા એક જ પાસપોર્ટ સુધીની કથાનુ પારાયણ પુન એક વાર કર્યુ એ સાભળી મિસ મહેરાએ પ્રથમ એક ફાઇલ જોઈ પછી એક ચોપડો જોયો ને પછી એક કબાટમાથી પુષ્પાનો પાસપોર્ટ કાઢી આપ્યો

હવે વીઝા માટે જે વીતે તે ખરુ

□

## રાતે વરસાદ

નભના ઘનઘોર કાનને
ચઢી અશ્વે નીકળ્યો કુમાર છે;

કર ભાલો વીજળી સમો ઝગે,
પથ ગાજે પડછંદ ડાબલે.

તિમિરો ગુહકોટરે સૂના
અહીંથી ત્યાં ભયભીત ભાગતાં;
પગ અધ્ધર લૈ વટી જવા
હદ મૃત્યુની, શિકારીની તથા.

પવનો વનની ઘટા વિશે
થથરે સ્તબ્ધ છૂપાછૂપા જુએ
બચવા દગથી શિકારીનાં
દગ લેતા મીંચી ત્રસ્ત તારકો !

પડ્યું લો, ઘાવથી છાતી સોંસરા
ઊડી છોળો, તરબોળ ધી-ધરા !

જયન્ત પાઠક

## શરદસ્વચ્છ તલાવડીમાં

શરદસ્વચ્છ તલાવડીમાં
ઊભાં ગળાબૂડ તું-હું, મુખપદ્મ તારે
મારાં દગો ભ્રમરચંચલ વારવારે
બેસે ઊડે ગણગણે ગીત પાંખડીમાં.

સભર પદ્મતલાવડીમાં
લંબાવતી તું ગ્રહવા કરપદ્મ ને હું
જોઈ રહું કરનું કામ્ય સુવર્ણપદ્મ
તું પદ્મ – મારું સુખસૌરભસીંચ્યું સદ્મ !

અનિલઉદ્ભૂત લ્હેરખીમાં
ઝૂલે શી ભાનુકરરંજિત પાંખડીઓ,
કંપે તરંગ સહ બે તનદાંડલીઓ !

અતલ ઊંડી તલાવડી ઓ !
ઓ નાગિણી ભીંસભીની સુખની ઘડીઓ !

જયન્ત પાઠક

હું તો સાલસ સ્વભાવની છું છોકરી જી રે '
	ઊભા દરિયાને આંખમાં ઝબોળતી હો જી
અરે ' આળસુનો પીર હુંયે છોકરો જી રે '
	જોઉં સપનામાં ભરતી ધમરોળતી હો જી...

એ હાલો, પરપોટે રમવાનું છોડીએ હો જી '
મારા મનજી અટવાઈ ગયા કોડીએ હો જી '
તું તો બેટમાં પડેલ એક કાચલી હો જી '
ઝૂરે આંખમાં અનેક ભૂરી માછલી હો જી '

એક માછણ ભરીને ઊભી ટોકરી જી રે '
	વાત વેંચતી બજારમાં ને કોળતી હો જી
અરે ' આળસુનો પીર હુંયે છોકરો જી રે '
	જોઉં સપનામાં ભરતી ધમરોળતી હો જી

તને અગતિયો* ઝાડ ગણું હૂબહૂ હો જી '
હું તો નાગરવેલીનું સ્વરૂપ છું હો જી '
મને વાદળ પીરસવા તું નીસરે હો જી '
મારી છાતી છલકાઈ જતી અનરે હો..જી '

છેક મઝધારે એક નદી આછરી જી રે '
	સોળ દરિયા મીઠાશભરી ઘોળતી હો જી..
હું તો સાલસ સ્વભાવની છું છોકરી જી રે '
	ઊભા દરિયાને આંખમાં ઝબોળતી હોજી...

વીરુ પુરોહિત

* નાગરવેલની ખેતી કરતા પહેલા અગતિયાનું ઝાડ ઉછેરવું પડે છે. કારણ કે નાગરવેલ આ વૃક્ષ સિવાય કોઈ વૃક્ષ પર ચઢતી જ નથી. પ્રેમનું અપ્રતિમ પ્રતીક '

## હું છું... કે ?

સાહ્યબો મારો વરસાદી તોફાન '
સખી ' જો ને, હું છું કે કાચનું મકાન ?

અરધી રાતે તે મને વીજળી પહેરાવતો,
વાદળ ગરજ્યાની મશે ઊંઘથી જગાડતો,
પ્રીતમજી સપનાંનો કરતો રોગાન '
સખી ' જો ને, હું છું કે રંગની દુકાન ?
		સાહ્યબો મારો...

નળિયાં ટપકે કે બની બાવરી હું દોડતી,
વાછટ આવ્યાંની હદે જાતને હું ખોડતી,

વાલમનાં તીર જેમ વરસે ઓસાણ '
સખી ' જો ને, હું છુ કે મેઘની કમાન ?
		સાહ્યબો મારો

સરખી સાહેલી મને બરકે હુલામણી,
'હોડી' કહીને મારી કરતી સતામણી,
નાથ મારો સુસવાટે ભુલાવે ભાન '
સખી ' જો ને, હું છું કે ભાંગ્યું સુકાન ?

સાહ્યબો મારો વરસાદી તોફાન !
સખી ' જો ને, હું છુ કે કાચનું મકાન ?

વીરુ પુરોહિત

## કાવ્યસર્જનક્ષણે

શિખરિણી (સૉનેટ)

થતાં વાંકાચૂંકા શબદગણ ખીલ્યા ઉપવને
પતંગા-શા ઊડે ! ધસમસ થતાં પ્હાડ પરથી
ઝરા કૂદે હેઠે અવતરત વેગે ગતભર્યાં
થતું : ખેંચે કોઈ મણમણ તણો બોજ સઘળો.
છતાંયે ભાસે કૈં કુસુમહળવો ! ઇન્દ્રધનુ-શો
પછાડી પ્રત્યંચા સનન કરતાં જાય ઉરથી
પછી ઊંડે ઊંડે ગહનતમ અંભોધિજળમાં
ચગે પેલી છાની લહ લહ થતી શીય ભરતી !

ન જાણું મારી આ ગડમથલ અંતે સ્થિર થઈ
સપાટી ધારી લે ! જલસકલ બે-કાંઠ વહતું
ન ઓળંગે છોળો.... મુખરિત થતું મૌન સઘળું !
અજાણ્યે કે જાણ્યે અનુભવ બધા આવી મળતાં
કસોટીના અંતે કસબ રચતો સૌષ્ઠવભર્યો–
કલા કેરો પેલો રસબસ થતો પિંડ જ નર્યો.

દેવેન્દ્ર દવે

## દ્વિધા

મંદાક્રાન્તા (સૉનેટ)

હાવાં મારે કદી ન કરવી કાવ્યની કોઈ ચેષ્ટા:
ના-ના, મારે અમર થવું ના કીર્તિના કોટ .બાંધી,
રેતી કેરાં ઘર-લહર જ્યાં આવતાં થાય ડૂબ !
ના મેં સ્વપ્ને વિફળ કરી'તી ખેવના લક્ષ્મી કેરી.

છંદો-ગીતો હલકથી સુણે લોક છો એકચિત્તે,
ભાસે તેમાં કુતૂહલભરી મુગ્ધતા કે મજાક !
તંત્રીશ્રીની રુચિ-અરુચિને જાળવી શબ્દ યોજો,
ભાર્યા કેરાં સતત સુણવાં વીંધતાં નર્મ-મર્મ !

તોયે મારું ઉર ન કબૂલે કાવ્યથી દૂર જાવા :
શબ્દો : જેના વિરલ સહવાસે વસે માનવીનાં
કૂણાં હૈયાં – બળું બળું થતી રેત શી જિંદગીમાં,
શોભે જાણે અનિલ લહરે ફૂલડાં ઓસભીનાં !

ખાલીપા ને કુટિલ જગના વ્યર્થ વ્હેવાર વચ્ચે
મારે નાની કલમ-તરીથી થાવું સંસાર પાર !

દેવેન્દ્ર દવે

પ્રીતિ સેનગુપ્તા

## ૧ દેશી કથાઓ-પરદેશી કથાકારો

પોતાના દેશની બહાર બીજા કોઈ (મોટે ભાગે પશ્ચિમી) દેશમા જઈને રહેતા કોઈ પણ લેખકો કદાચ એ બે દેશોના જીવન અને રીત રસમોને વણી લેતી કથાઓ લખતા હશે 'ઘર'થી દૂર ગયેલાના મનની સર્જન સ્થિતિ કદાચ એવી જ થઈ જતી હશે સાથે જ, એ પણ જોઈ શકાય છે કે દેશાતરિત લેખકોની નવલકથાઓ દેશમા લખાતા પુસ્તકો કરતા જુદી પડતી હોય છે, ખાસ કરીને, કથાવસ્તુની દૃષ્ટિએ મોટા ભાગની એ કૃતિઓ કૈક વિચિત્ર, વિલક્ષણ, ક્યારેક તો હેતુપૂર્વક આઘાતજનક બનાવાયેલી હોય તેવી લાગે છે શાથી થતુ હશે એવુ ? દેશની બહાર રહેનારા દેશના જીવનની ગતિ-વિધિ રીતિના વહેણની પણ બહાર હશે તેથી ? કે પછી પરદેશમા હોવા – રહ્યાને કારણે કશી "સાહસિકતા" અનુભવાતી હશે તેથી ?

આવા લેખકો, તેમ જ એમની કૃતિઓ, ઘણી વાર તરત ભુલાઈ પણ જતા હોય છે જો એકાદ સમાલોચના કોઈએ કરી હોય તો તેનુ મૂલ્ય સાહિત્ય –ક્ષેત્રમા ઐતિહાસિક પરિપ્રેક્ષ્યની દૃષ્ટિએ જ રહી જતુ જણાય છે સામટા કેટલાક આવા પુસ્તકો વિષે વાચવા મળ્યુ નથી એ દરેક સર્જક ભારતીય, કે બહુ જાણીતા, પણ દરેક જણે ભારતના વિવિધ પાસાને જે રીતે કથાનક માટે પસદ કર્યાં છે તે જોવુ રસપ્રદ બને છે

લી સીગલ નામના એક અમેરિકને પોતાના પુસ્તકમા વિદ્વત્તા, આત્મકથાનક તેમજ કલ્પિત તત્ત્વને ભેળવ્યા એ પોતે એક તરફ ધધાદારી જાદુગર છે, ને બીજી તરફ અમેરિકાના એક મહાવિદ્યાલયમા 'ધર્મ'ના પ્રાધ્યાપક છે એમણે ભારતમા વિનોદ અને જાદુ પર વિદ્વત્તાપૂર્ણ પુસ્તકો લખ્યા છે પ્રસ્તુત પુસ્તકનુ નામ લાબુ છે 'City of Dreadful Night – A Tale of Horror and the Macabre in India" એની શરૂઆત થાય છે રાજીવ ગાધીની કરપીણ હત્યાના ઘૃણાસ્પદ વર્ણનથી

લેખક ભારતીય સાહિત્યના ભયકર અને જુગુપ્સાના તત્ત્વો પર સશોધન કરવા વારાણસી પહોંચ્યા છે કોઈ એમને ચારણ જેવા કોઈ ફરતા વાર્તાકાર વિષે જણાવે છે એ વાર્તાકાર લોહી ચૂસતા પ્રેતની વાર્તાઓ કહે છે પણ લેખક એમને શોધી કાઢી કે મળી નથી શકતા છેવટે બ્રહ્મ (વિશ્વના સર્જક બ્રહ્મા) કથુવાલા (કથાકાર)ને એ કલ્પનાથી સર્જી કાઢે છે અને પછી લખતા જાય છે વાર્તાઓ ભય પમાડે તેવી, એકમેક સાથે સકળાયેલી, શ્રોતાઓના જીવનને લગતી બ્રહ્મના પોતાના બાળપણની, તેમ જ રાજા વિક્રમ અને વૈતાળ અગેની રાજકારણ, વાસ્તવ, કલ્પના એમ ત્રિવિધ સૂત્રોથી વણાયેલી કથાઓ જીવનની અકલ્પ્ય મુસીબતો પ્રત્યે અપાતી ભારતીય પ્રતિક્રિયાના ઉદાહરણ પૂરા પાડતી રહે છે

વિક્રમ ચદ્રા પોતાની નવલ Red Earth and Pouring Rain'મા ત્રણ સદીઓ અને ત્રણ દેશો અમેરિકા, ઇંગ્લડ ભારતને સાકળે છે સાડા પાચ સો પાનાની એ પ્રથમ નવલકથાને જાણે હજાર ખડ છે દરેકમાથી જુદું દૃશ્ય દેખાય છે દરેકમા એક નાયક છે દરેક નાયકનુ એક કાર્યક્ષેત્ર છે એટલા જ ખલનાયક પણ છે, ને શસ્ત્રો, શોણિત, સાક્ષાત્કાર ને જાદુ પણ એમાથી બાકાત નથી એક પ્રકારની "અરેબિયન નાઇટ્સ' જ જાણે ! ખૂબ ટૂકમા કથાવસ્તુ આમ છે મુખ્ય પાત્ર અભય રજાઓમા અમેરિકાથી ભારત આવ્યો છે માતા પિતાને ત્યા, એનુ પૅન્ટ ચોરી ગયેલા એક વાનરને એ મારી નાખે છે યમરાજ એને લેવા આવે છે બીજા દેવો પણ આવે છે વાટાઘાટો પછી એમ નક્કી થાય છે કે જો અભયનુ કુટુબ ને વાનર દેવગણને રોજ બે કલાક વાર્તા કહીને પરોવી રાખી

શકે તો વાનર જીવી શકે. આ પછી, એ વાનર કે જે આગલી કોઈ જિંદગીમાં સંજય નામનો કવિ હતો, તે વાર્તાઓ ટાઇપ કરવા બેસી જાય છે !

મોટેથી વંચાતી વાર્તાઓ સાંભળવા શ્રોતાઓ વધતા જ જાય છે, ને આખા મેદાનને ભરી દે છે. લોકોની રોજિંદી જીવનની વાતો પણ વચ્ચે વચ્ચે મુકાતી જાય છે. અભય અમેરિકા વિષેની વાતો કર્યા કરે છે. એનું કથન સીધું સીધું ચાલે છે. પણ સંજયની વાર્તા આડી-અવળી ફરતી રહે છે અને ઘણા સ્તરો પર અટકતી રહે છે. એની અતિ-જટિલ કથામાં અવનવા સંજોગો બને છે. હાથી સાથેના અકસ્માત, જાદુઈ આગનું સળગી ઊઠવું, સંજયનું એક દુશ્મનની સાથે લડવા ચાલીને ઇંગ્લંડ જવું વગેરે.

અંતે, લેખકનું કહેવું એ છે કે કોઈ પણ બાબત અંગે એક જ રજૂઆત ના હોઈ શકે. એમ માનવું પણ નુકસાનકારક છે. "ભારતને એક કરવાના પ્રયત્નોમાં રસ્તાઓ (લોહીથી) લાલ થઈ ગયા. અનેક ખંડો અને દશ્યોવાળી ઈમારતની જેમ લાંબી લાંબી, અંત વગરની વાર્તા હોય તો જ બચી અને ટકી રહેવાય."

અનિતા દેસાઈ નામનાં, અમેરિકામાં રહેતાં, જર્મન-ભારતીય સન્માન્ય લેખિકાની નવી નવલકથા "Journey to Ithaka"માં ગદ્ય ખૂબ સુંદર છે, પણ એ કથાતત્ત્વને જાણે શોધી રહ્યું છે. લેખિકાને જ જો પાત્રોની પડી ના હોય તો વાચકોને શું કામ હોય ? પશ્ચિમના લોકોમાં પૂર્વીય અધ્યાત્મવાદ માટે પ્રેમાદરના જે ભાવ હોય છે તે સમજવા માટે એમણે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં, પણ એથી એમનાં પાત્રોને અથવા પુસ્તકને ફાયદો થયો જણાતો નથી.

મુખ્ય પાત્ર-સ્થાને એક યુરોપી યુગલ છે. ભારત આવીને એ પુરુષ ફકીરો, સ્વામીઓ ને આશ્રમોમાં ખૂંપી જાય છે. પત્નીને એમાં રસ નથી પડતો. પછી પુરુષ "માતાજી" નામના ગુરુમાં સંપૂર્ણપણે માનતો થઈ જાય છે. આખી દુનિયામાં એમના ભક્તો છે. પણ પત્નીને એ વિમાસણ છે કે માતાજી કોઈ ઢોંગી વ્યક્તિ તો નથી ને, એ ખાતરી કરવા એ મથે છે, પણ અચાનક, પોતાને બાળક આવતાં એ શોધ એ સ્ત્રી છોડી દે છે. જે કથાનક સત્ત્વ તથા બળવાળું હતું તે અચાનક રખડી પડતું લાગે છે. વાર્તા જાણે અધૂરી રહી જાય છે.

રૂથ પ્રાવર ઝાબવાલા તો ઘણી જાણીતી હસ્તી છે. મર્ચન્ટ-આઇવરીની ફિલ્મો માટે ઘણાં કથાનક લખ્યાં છે એમણે. એમની છેલ્લી નવલકથા "Shards of Memory" જાણે "રૂપેરી પડદા"ને ખ્યાલમાં રાખીને જ લખાઈ છે. પાત્રો તો એટલાં બધાં છે કે એમનાં નામ, કામ, સંબંધોનો ખ્યાલ રાખવો ઘણો અઘરો બને છે. એમાં પણ પૂર્વ અને પશ્ચિમનાં સ્થાનો વપરાયાં છે, તથા પૂર્વ અને પશ્ચિમની વિભિન્ન સંવેદનશીલતા નિરૂપાઈ છે. પાત્રો તરફનો લેખિકાનો અનાદર અથવા સ્નેહ, સ્પષ્ટ થતો રહે છે. જોકે દરેક પાત્રની ક્ષતિઓ અને નબળાઈઓ એ અનાસક્તિથી સ્વીકારતાં પણ રહે છે. ઝાબવાલાની આ નવલમાં પણ એક ધર્મગુરુ આવે છે, જે ફક્ત "માસ્ટર" તરીકે ઓળખાય છે, ને એમને વિષે પણ "એ સાચા છે ?, સારા છે ?, દંભી છે ?, ગાંડા છે ?" જેવા પ્રશ્નો ઊભા થતા રહે છે.

એ. બી. યેહોશ્વા (Yehoshua) જાણીતા ઇઝરાયલી લેખક છે. યુદ્ધો, રોજનાં પ્રજા-પ્રજા વચ્ચેનાં છમકલાં, તથા રાજકારણીય સંદિગ્ધતાઓથી ભરેલી સમકાલીન જિંદગી દરમ્યાન ઇઝરાયલીઓ રોજેરોજ કેવી રીતે જીવે છે તે, પોતાની વાર્તાઓ અને નવલકથાઓમાં, અત્યંત વ્યાવહારિક માનસશાસ્ત્રીય વાસ્તવિક રીતે, યેહોશ્વાએ વર્ણવ્યું છે. એમની પાંચમી નવલ "ઓપન હાર્ટ" એ બધાંથી જુદી પડે છે. કારણ કે પહેલી નજરે એ ઇઝરાયલી સમાજની સમસ્યાઓથી સંબંધિત લાગતી નથી, અને એનાં પાત્રોના હેતુ ને ઈરાદા સહેલાઈથી સમજાય તેવા લાગતા નથી.

યેહોશ્વાનો સંપર્ક ભારત સાથે કેટલો છે, ને કઈ રીતનો છે તે હું નથી જાણતી, પણ એમની આ પાંચમી નવલની વાર્તા ભારતમાં ઘટે છે, અને એનું કથાવસ્તુ ભારતીય ધર્મતત્ત્વ, યાત્રીઓની શ્રદ્ધા, આત્માનું દેહાંતરણ વગેરે બાબતો પર આધારિત છે. નાયક બેન્જામિન રૂબિન તેલ અવિવની હૉસ્પિટલમાં સર્જન છે. એક ઇઝરાયલી દરદીની સંભાળ લેવા માટે એને ભારત જવું પડે છે. ત્યાં એ દરદીની માતા ડોરીના

પ્રેમમા પડે છે અને સાથે જ, ભાગ્તની રહસ્યમયતાથી સપૂર્ણપણે અભિભૂત થઈ જાય છે વ્યવસાયમાની વ્યસ્તતા, અને અગત જીવનની જટિલતાથી તદ્દન ભિન્ન એવા એ બધા અનુભવો છે, ને એમને લીધે બેન્જામિન ગમય સાથેની હોડ કરવાનુ છોડતા શીખી રહ્યો છે ઇઝરાયલી સમાજના ભૌતિકવાદથી દૂર, કશી શિસ્ત અને આધ્યાત્મિકતા તરફ જવા માગતી યુવા પ્રજાનુ પ્રતીકાત્મક નિરૂપણ "ઓપન હાર્ટ' મા યેહોશ્વા આપવા માગે છે, એમ જોઈ શકાય છે

ઇંગ્લડમા વસતા પાકિસ્તાની લેખક હનીફ કુરેશીએ એમની નવલ ધ બ્લેક આલ્બમ' મા મૂળ પાકિસ્તાનના બ્રિટિશ મુસ્લિમોની વાર્તા લખી છે એનો નાયક શાહિદ હસન "લગભગ પૂરે અગ્રેજ છે ' અને ગાથે જ, ' લગભગ પૂરે મુસ્લિમ છે " પાકિસ્તાનીપણુ એનામા થોડું હશે, પણ મુસ્લિમ ધર્મનિષ્ઠા તો નથી જ આમ, એ નથી અગ્રેજ, નથી પાકિસ્તાની, નથી મુસ્લિમ એટલા અશે કદાચ એ લેખકનુ પોતાનુ પ્રતિબિંબ હોય એમ બને. અમુક રીતે પુસ્તક જરા નિરાશ કરે, પરતુ બ્રિટિશ જીવનનુ અમેરિકીકરણ, ગલમાન રશદીએ કરેલા અનાદરનો મોઘમ ઉલ્લેખ, રશદીને કારણે નવા એક મૂળભૂત ઇસ્લામી પથમા જોડાયેલા યુવાન બ્રિટિશ પાકિસ્તાનીઓ વગેરે વાતો કુરેશીએ અસરકારક રીતે કરી છે દેખીતી રીતે જ, એમણે જીવનમા બનતી હોય એવી વાસ્તવિક, ને ગમકાલીન કથાથી યુક્ત આધુનિક, સાહિત્યિક કૃતિ લખી છે

ચિત્ર વિચિત્ર કથાવસ્તુઓ લઈને, કૈક અજમાયેશ' અખતરા કે પરદેશોમા વેચાણના ખ્યાલ સાથે લખાતી, વક્રોક્તિ કે કટાક્ષના ઉદ્દેશવાળી કૃતિઓ, કોણ જાણે કેમ પણ, સારુ સાહિત્ય વાચ્યાનો સતોષ નથી આપતી



**૨ ખાદ્યપરંપરામાંનાં સામ્ય**

વિશ્વની નદીઓને કિનારે રહેતી માનવ પ્રજા હજારો વર્ષ પહેલા પણ અનાજ પકવતી હતી પાક લણ્યા પછી જુદા જુદા ધાનના ઢગલા થતા હશે કાચુ ધાન તો ખવાય નહીં એને ઉકાળી શકાય પણ એમા વાર પણ બહુ લાગે, અને બળતણ તો કેટલુ બધુ વપરાય સૌથી સહેલો ઉપાય હતો કઠણ સૂકા દાણાને ખાડી ખાડીને લોટ બનાવવાનો. પથ્થર જેવા કુદરતી સાધનો જ એ માટે પૂરતા હતા

પછી આ લોટને તો વિભિન્ન રીતે, અને જલદીથી, રાધી શકાય ફક્ત પાણી નાખો તો ખીરુ થાય, ગરમ પાણી નાખતા કાજી થાય, અને પ્રમાણસર પાણી મેળવી એને ભેગુ કરો તો લોટ બધાય એમાથી સહેલાઈથી પોષક "ફ્લૅટ બ્રેડ" બનાવી શકાય એ શબ્દનુ ગુજરાતી કરતા "ચપટી રોટી" કહી શકાય એટલે કે "ચપાટી" દુનિયામા જૂનામા જૂનો, રાધીને તૈયાર કરાયેલો ખાદ્ય પદાર્થ તે "ચપાટી" હશે દુનિયાના કેટકેટલા દેશોમા "ચપટી રોટી" ખાવાનો રિવાજ છે, તે જાણીને આશ્ચર્ય જ થવાનુ એ શેમા શેમાથી બને છે, એ જાણવુ પણ ખાસ્સુ નવાઈ પમાડે તેવુ છે ' ઘઉ, જવ, જુવાર, બાજરી, મકાઈ જેવા નામ આપણે જાણીએ, પણ રાય, બકવ્હીટ ટેફ જેવા બીજા કેટલાયે ધાન કદાચ આપણે જોયા પણ ના હોય વળી, બટાકા જેવા કદ મોટા ચણા જેવા કઠોળ અને કેટલીક દાળોના લોટમાથી પણ "ચપટી રોટી" બનાવાય છે એમા પાછા આથા સાથેની, આથા વિનાની જેવા પ્રકારો પણ હોય

સૌથી પહેલા તો રોટી પકવવા માટે પથ્થર જ વપરાતા હશે. બાધેલો લોટ ગરમ ગરમ પથ્થરો પર લોકો પાથરતા હશે, ને થોડી વારે શેકાઈ રંધાઈ જતો હશે ત્યારે એને ઉપાડી લેતા હશે સાચી વાત એ છે કે આ આદિ રીતિ હજી વપરાય છે, ને તે પણ સાવ જુદી કેવી જગ્યાઓએ – દા.ત. મધ્ય પૂર્વના અમુક ભાગોના રણવાસી અરબ સમૂહોમા, તેમ જ ઉત્તર અમેરિકામા દક્ષિણ પશ્ચિમે વસતી "હોપી" નામની ' ઇન્ડિયન" જાતિમા એવી જ પ્રાચીન રીત છે. ગરમ ગરમ રેતીનો ઉપયોગ કરવાની. ટ્યુનિશિયા ને

અલ્જીરિયા જેવા દેશોના રણપ્રદેશોમાં ફરતી રહેતી અરબ પ્રજા રેતી પર આગ સળગાવે છે. પછી એને જરા ખસેડીને, ગરમ થયેલી રેતીની અંદર કાચી "ચપાટી" ગોઠવી દે છે, અને થોડી વાર પછી કાઢી લે છે. પાતળી બનાવેલી હોઈ એ રંધાઈ જાય છે, અને ખંખેરાઈ ગયા પછી એના પર રેતી રહેતી પણ નથી.

કોઈ જ સાધન નહીં, પણ જીવનની મુખ્ય જરૂરિયાત સચવાઈ જાય ! "ચપાટી" બનાવવી આમ સહેલી હોઈ, તથા એ આરોગ્યવર્ધક ને સ્વાદિષ્ટ પણ હોઈ, આવી અસલ રાંધણ-રીતો ટકી રહી છે. વળી, પર્શિયન ને આર્મેનિયન વગેરે જૂની, પરંપરાગત, "રોટી" આજે પણ બને છે, ને ખવાય છે તે પણ ઉપરનાં જ કારણોને લીધે. ઊંચા પર્વતોમાં વસતી, કઠિન જીવન વિતાવતી પ્રજાઓનાં સદસ્યોમાં તો દરેક જણ દીઠ, દરરોજ, એક કિલોની "રોટી" વપરાતી હોય છે. ઘેટાં, બકરાં, યાક ને ઊંટ જેવાં એમનાં પ્રાણીઓ પાસેથી એમને દૂધ, અને એમાંથી પનીર, માખણ વગેરે પણ મળી જાય છે. પ્રાણીઓનાં માંસ અને ઊનના બદલામાં પણ બિન-ખેડૂત લોકો ધાન ખરીદી શકે છે. એ રીતે પણ "ચપાટી" એમને હાથવગી રહે છે.

ખાવાની રીત આપણને બહુ પરિચિત લાગે. મધ્ય-એશિયાના ઉઝબેકિસ્તાન, તાજિકિસ્તાન જેવા દેશો, ઉત્તર આફ્રિકાના મોરોક્કો, અલ્જીરિયા, ટ્યુનિશિયા દેશો, અને ચીનના ઉત્તર તરફના પ્રદેશોમાં પણ લોકો "ચપાટી"ના કટકા કરીને, સરસ ગરમ ચાના પાણીમાં બોળીને ખાતા હોય છે. કેવા દૂર દૂરના દેશો, પણ કેટલી બધી સમાનતા. અલબત્ત, બધી વિગતો સરખાવીએ તો ફેર જરૂર જણાય, પણ એ જાણવાની તો મઝા પડે. જેમ કે, આપણી રોટી-ચપાટી નરમ હોય, આપણી ચા લગભગ હંમેશાં દૂધવાળી જ હોય, જ્યારે બીજા દેશોની "ચપટી રોટી" (ફ્લૅટ બ્રેડ) વધુ ભાગે જાડી ને કડક હોય, અડધા ઇંચથી માંડીને બે ઇંચ જેટલી જાડી ! એમનો પરિઘ પણ આઠ ઇંચથી માંડીને બાર ઇંચ જેટલો હોઈ શકે. પર્શિયાની "સાંગાક" નામની "રોટી" અઢાર ઇંચ કે તેથી વધારે પરિઘની પણ હોઈ શકે; તો આર્મેનિયાની "લવાશ" "ચપટી રોટી" ચાર ફૂટ પહોળી અને પાંચ કે છ ફૂટ લાંબી હોય છે જાણે જમવા માટે પણ વપરાય અને ટેબલ-ક્લૉથ તરીકે પણ ચાલે !

આ ખાદ્ય-પદાર્થ બનાવવા માટે જ્યારે સાધનો વપરાવા માંડ્યાં ત્યારે સર્વ દેશોમાં એમનું પણ સામ્ય રહેલું દેખાય છે. જેમ કે. ભારત-પાકિસ્તાનમાં કોલસાની સગડી પર તવા (તવી, લોઢી) મૂકેલા હોય છે. તો બીજી કેટલીયે જાતિઓ એવા જ તવાને "સજ્જ" કહે છે. માટી ને ઇંટથી બનાવેલી "તંદૂર" ભઠ્ઠીને આપણે બહુ સારી રીતે જાણીએ છીએ, પણ એ ખરેખર તો અરબો-મોગલો સાથે બહારથી જ આવેલી છે. ઉઝ્બેકિસ્તાનથી ઉત્તર ચીનમાં જમીનમાં ખાડા પાડીને આવી "તંદૂર" ભઠ્ઠી બનાવેલી જોવા મળે છે. નામમાં જરા જરા ફેર પડતો રહે : ટ્યુનિશિયામાં એ 'તંબૂના કર્ડિસ્તાનમાં એ 'તનૂર', કે 'તન્દોર,' અને 'મોરૉક્કોમાં' એ "કનૂન" તરીકે ઓળખાય છે. અસંખ્ય ગામડાંનાં ઘરોમાં જમીનની બહાર બનાવેલી નાની ભઠ્ઠીઓ હોય છે, તો શહેરી વિસ્તારોમાં ગૅસથી ચાલતી ભઠ્ઠીઓ પણ વસી ગઈ છે, જ્યાં ઘેર બનાવેલી જાડી "ચપટી રોટી" લોકો પકવવા – શેકવા માટે લઈ આવતા હોય છે.

મધ્ય એશિયાના દેશોમાં "ચપાટી" પર 'છાપ' પાડવાનો રિવાજ છે. નાની નાની ખીલીઓ જડેલાં ગોળ "બીબાં હોય" – "નાન પર", "ચેકિચ"ને "દુર્તિલ્ક" જેવાં એમનાં નામ હોય છે. ગોળ "ચપાટી"ની વચમાં આ બીબાં દબાવી દેવામાં આવે છે. પકાઈને બહાર આવે ત્યારે વચ્ચે સરસ ઝીણી ભાત પડેલી હોય છે, ને કિનારીઓ જાડી ને નરમ રહેલી હોય છે. વળી, જીરું, તલ, ખસખસ, કલોંજી ઇત્યાદિ પણ, બનાવનારની રુચિ પ્રમાણે, ઉપર ભભરાવાય છે. ઉત્તર પાકિસ્તાનની હુન્ઝા જાતિ "પિત્તિ" નામની "ચપટી રોટી" ફણગાવેલા ઘઉંમાંથી બનાવે છે. તુર્કમૅનિસ્તાનમાં "રોટી"ને કૂણી રાખવા માટે એના પર ઘેટાની ચરબી ચોપડવામાં આવે છે.

જેટલી જાતિઓ તેટલી જાતની રોટીઓ. દરેક દેશમાં એકથી કેટલીયે વધારે સંખ્યામાં "રોટી"ઓ

બનતી હોય છે એમ કહેવાય છે કે એક ભારતમા જ એક સોથી વધારે જાતની ચપટી રોટી મળે છે કેટલા નામ આવડતા હોય આપણને ? ચપાટી, રોટી (મિસ્સી, ખસ્તા રૂમાલી) પરાઠા, નાન, કુલ્ચા, પૂરી લુચી રોટલી રોટલા ઢેબરા, થેપલા, ફુલકા, ચાનકી ભાખરી ચોપડા પોતૈયા વગેરે વગેરે એમા વળી વિવિધ મસાલા જુદા જુદા શાક ને ભાજીના પૂરણ વગેરે ઉમેરો એટલે પછી સખ્યા વધતી જ જવાની

ફ્લૅટ બ્રેડ માટેના બીજા દેશોમાના નામો અનેકવિધ છે તથા અવનવી તરેહના છે અયશ બાલાડી (ઇજિપ્ત) બાન્નોક (સ્કૉટલેન્ડ) ચોરેક (તુર્કમેનિસ્તાન) ફતિર (રણવાસી અરબ) ઇન્જિરા (ઇથિયોપિયા) કિમોચ્ચુન (હુન્ઝા જાતિ) કસ્રા (મોરોક્કો) લહમાજુન (ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારા) નાન ચાસોકી (કુર્દિસ્તાન) તામીસ (સૌદી અરેબિયા) ખુબ્ઝ માકૂક (લેબેનોનના પર્વતોમા) ચાપુત્તિ (તાજિકિસ્તાન) અને યાદી કાઈ પૂરી નથી થઈ વાસ્તવમા આઘે આઘે નાના ગ્રામ્ય સ્થળોમા એવી પણ રોટી ઓ જોવા મળે જેના કોઈ નામ પણ ના હોય ।

વિશ્વના બહુલક્ષ લોકો વર્ષોના વર્ષો, પ્રત્યેક દિવસે રોટી ખાતા હોય છે એના પર પોતાના જીવનનો આધાર રાખતા હોય છે કેટલીયે તળ સસ્કૃતિમા ધરતી ધાન અગેની જાણકારી અને રોટી પકવવાની પ્રાચીન રીતિઓ પેઢીદરપેઢી ઊતરી આવતી હોય છે એ પ્રકારે સચવાતી રહે છે પ્રાચીન પરપરાઓ – વર્તમાન કાળમા

❑

**આપણી આજની રિક્તતા**

આજના જમાનામા આપણા તરફ જોઈને જો કોઈ કહે કે ભારતવર્ષનો સમાજ માણસને કેવળ આચારવિચારમા ચારે બાજુથી બાધવાનો ફાસો છે તો તેથી આપણને ગુસ્સો ભલે ચઢે પણ એનો જવાબ આપવો મુશ્કેલ છે તળાવ જ્યારે સુકાઈ ગયુ હોય ત્યારે તેને જો કોઈ ખાડો કહે તો તે આપણી બાપીકી મિલકત હોય તોય મૂગા રહેવુ પડે મૂળ વાત એ કે સરોવરની પૂર્ણતા એક સમયે જેટલી ગભીર હોય છે તેટલો જ ઊડો સરોવર સુકાઈ જાય ત્યારે તેની રિક્તતાનો ખાડો હોય છે

રવીન્દ્રનાથ ટાગોર (રવીન્દ્ર નિબધાવલિ ૧ માના तत किम् એ નિબધમાથી)

# પૂછો કે એની આજ છે આવી દશા, તો હા !

નિર્મિશ ઠાકર

"આના કરતાં તો... અણઘડ કડિયો સારો !" એક ગઝલકારની ગઝલ વાંચી, મગજમાં ખાલી ચડી જતાં, મેં ચોપડી પછાડેલી. ગઝલ તો શિલ્પની જેમ સર્જાવી જોઈએ, પણ આ તો સાલું સાવ...! હું ખેંચાઈ ગયેલો. ભલે ગઝલક્ષેત્રની વર્તમાન પરિસ્થિતિમાં ફરક પડે કે ન પડે, પણ કોઈ ગઝલકાર સાથે ગમે તે મુદ્દે ઉગ્ર ચર્ચા કરી નાંખવાથી હૃદયને સારું લાગતું હોય છે, થોડા દા'ડા પૂરતું હળવાફૂલ થઈ જવાતું હોય છે, એ મારો અનુભવ છે. હવે ત્રિભુવનદાસ 'તંગ'ને મળવું જ પડશે, મારી આંતરિક આવશ્યકતાએ ફરી માથું ઊંચક્યું !

ત્રિભુવનદાસને ત્યાં પહોંચ્યો, ત્યારે એ કાયમ જેવી 'તંગ' સ્થિતિમાં ખુરશીમાં જ પોઢી ગયેલા. એમનો પ્રત્યેક શ્વાસ શે'રની જેમ ફૂંકાતો હતો. સામે એમની ડાયરી ખુલ્લી પડી હતી. એમાં ગઝલની એક પંક્તિ જ અવતરી હતી... "ફાટી પડું ગઝલમાં, ફાટી શકાય તો !" ત્યારપછી એમણે એ મત્લાને પૂરો કરવાને બદલે એક લિસ્ટ બનાવ્યું હતું. એમાં છાંટી શકાય તો, દાટી શકાય તો, ખાટી શકાય તો, વાટી શકાય તો, ચાટી શકાય તો... વગેરે ટુકડાઓનો સમાવેશ થતો હતો. (ગઝલમાં તો ઘણું ઘણું થઈ શકે !) મને એ વાંચી, અમારા મણિલાલ માસ્તરનું તીવ્ર સ્મરણ થઈ આવ્યું. એ અમને સૌ વિદ્યાર્થીઓને એક જ સલાહ આપતા... "અલ્યા... બળદિયાઓ, આંક ને ઘડિયા ગોખો !" એ જ ગણિતનો પાયો છે..."

"ગઝલના ઘડિયા..." એમ ગણગણી, હું એ ડાયરીનાં ઊડતાં પાનાં જોઈ રહ્યો. ગઝલનાં ત્રણેય ભુવન આ માણસે આ રીતે જ કબજે કર્યાં હશે ? હું ત્રિભુવનદાસના તંગ ચહેરાને જોઈ, ફરી એક વાર પ્રભાવિત થઈ ગયો. "ઓહો... આવો, વિશ્વંભરદાસ..." અચાનક ત્રિભુવનદાસ જાગ્યા અને મારી આરપાર જોતા હોય, તેમ બોલ્યા. "વિશ્વંભર ? અરે હું...હું તો નિ..." હું આશ્ચર્યથી ચમક્યો. "તમે નહીં, તમારી પાછળ..."

હા, મારી પાછળ ગઝલવિવેચક શ્રી વિશ્વંભરદાસ 'વક્ર' આવીને ઊભા હતા. થોડી વારમાં તો વાતાવરણ જામી ગયું ! અમે ત્રણેએ બેઠક જમાવી. "ત્રિશંકુ" શીર્ષકવાળી મારી એક ગઝલ પણ મેં ઉત્સાહપૂર્વક રજૂ કરી. ક્યારના લમણે હાથ દઈ બેઠેલા વિશ્વંભરદાસે ઘેરા-ભાવશૂન્ય અવાજે કહ્યું, "ગેરમુરદ્દફ ગઝલ છે." ને મારો પિત્તો ગયો ! "તમારું તખલ્લુસ સાર્થક કરો છો ? મને ગાળ કેમ દીધી ?" એમ બરાડી, મેં વિશ્વંભર 'વક્ર'ને ગળેથી ઝાલ્યા. "અરે...અરે ! તમારી ગેરસમજ થાય છે, મિ. ઠાકર ! એમણે તમને ગાળ ક્યાં દીધી છે ?" ત્રિભુવનદાસ વચમાં પડ્યા. "મારી ગઝલને ગાળ દીધી, એટલે મને જ દીધી કહેવાય ! શું હું અને મારી ગઝલ જુદાં છીએ ?" મેં મારી પ્રતિબદ્ધતાની યાદ અપાવી.

"એ તો હું આજ સુધી સમજી શક્યો નથી, પણ એમણે તમારી ગઝલનેય ગાળ નથી દીધી ! તમારી ગઝલને એમણે 'ગેરમુરદ્દફ' કહી, એમાં ખોટું શું ? જે ગઝલમાં રદીફનો ઉપયોગ ન હોય, તેને 'ગેરમુરદ્દફ ગઝલ' જ કહેવાય, એમાં ગાળ ક્યાં છે ? કમાલ છો... તમે 'ગઝલ'ને ફરી એક વાર પાયાથી સમજી લો, બીજાનું ગળું ઝાલતા પહેલાં !" વિશ્વંભરદાસ 'વક્ર' તિલમિલાતા ચહેરે ઊભા થઈ ગયા. એમણે મારા ભણી પિસ્તોલની જેમ આંગળી ચીંધી, શ્રી મદનકુમાર અંજારિયાનો એક શે'ર ફટકાર્યો અને પગ પછાડતા સ્થળ છોડી ગયા. શે'ર આ મુજબ હતો :

*"દાબડીમાં શોભતો'તો ત્યાં લગી હીરો હતો,*
*મૂલવ્યો ત્યારે જ પરપોટો થયો, તે શખ્સ આ !"*

મૂડ આઉટ થઈ જતાં હુંયે ઊઠ્યો, ત્યારે ત્રિભુવનદાસે નિર્દયપણે મારી બેચેનીને ત્રિગુણિત કરવા, અશોકપુરી ગોસ્વામીનો એક 'શે'ર મને

સભળાવ્યો

*"ગઝલના વિષે તર્ક ખોટા ન કરીએ,*
*તને છૂટ છે અર્થ પૂછી જવાની !"*

તો હે ગઝલગો, ('ગઝલગો' એ પણ ગાળ નથી, 'ગઝલ કહેનાર'ને ગઝલગો કહેવાય છે, પ્રિય ગઝલચાહકો !) કેટલાક એવા ઉર્દૂ-ફારસી શબ્દોયે છે, જેમના અર્થો સારા જ છે, પણ ઉચ્ચાર ગુજરાતીઓને ગળે ઝટ ન ઊતરે એવા હોવાને કારણે, આપણે ગાળ સમજી બેસીએ, એવી શક્યતાઓ ઊભી થતી રહે છે ! વળી તાકીદ, પહલુએઝમ, ઇતાએ-જલી, હસ્વો ઝવાયદ, ઇન્તઝાલ, શુતુર-ગુરબા, ગરાબત વગેરે જેવા કેટલાક ઉર્દૂ શબ્દો જો આપણી ગઝલ માટે વપરાય તો ચાર ચાદ લાગી ગયા હોય એટલુ ગૌરવ અનુભવાય, પણ માફ કરશો, પ્રભાવિત કરી મેલે એવા ઉચ્ચાર ધરાવતા આ શબ્દો ગઝલના વિવિધ દોષો સૂચવે છે !

સબબ (દોરો) અને વતદ (મેખ)ની જેમ રદીફ કાફિયામા શબ્દો પરોવાય છે, એમ અરૂઝના પ્રખર જ્ઞાતા શ્રી ખલીલ ઇબ્ને અહેમદે કહ્યુ છે

મને યાદ છે કે વડોદરાના એક મુશાયરામા શ્રી ચિનુ મોદીએ હૈયાવરાળ ઠાલવતા કહેલુ કે એવા કેટલાયે ગઝલસર્જકો છે, જેમને હજીયે રદીફ કાફિયા અગે સ્પષ્ટ સમજ નથી 'ગઝલ'ને 'ગજલ' બોલનારા પડ્યા છે અને શાળાઓમા શિક્ષકો દ્વારા અપાતુ ગઝલજ્ઞાન તો બસ દાટ વાળી રહ્યુ છે વગેરે વગેરે વગેરે

આ મુદ્દે મારો દૃષ્ટિકોણ (રાબેતા મુજબ) અલગ છે અહીં ગઝલ પ્રત્યેના અતૂટ પ્રેમ શ્રદ્ધાને ધ્યાનમા લેવાયા જ નથી ! અમદાવાદથી વડોદરા આવવાનો સીધો રસ્તો ભૂલી જનાર પ્રવાસી, જો વાયા-નડિયાદ અથડાઈ કુટાઈને વડોદરા પહોચે, તો આપણે એની શ્રદ્ધાને બિરદાવતા કહેવુ જોઈએ, "ધન્ય છે ધનસુખલાલ તમને, વડોદરા આવતા પહેલા તમે નડિયાદ પણ જોઈ લીધુ ? બધુ ભેગામા પતાવ્યુ કમાલ છો, ગુરુ !" આમ કરવુ, એ આપણી નૈતિક ફરજ છે "છેક નડિયાદમા ગોથા મારવા ગયેલા ? વડોદરાનો સીધો રસ્તોયે નથી જાણતા યાર, શુ કહેવુ તમને ?" કહી ધનસુખલાલનો મૂડ આઉટ કરવો ઠીક નથી. રદીફ કાફિયા-છદ વગેરેના અજ્ઞાન છતા, હોંશે હોંશે ઢગલાબધ ગુજરાતી ગઝલો (?) સર્જે જતા ગઝલકારોની ગઝલ પ્રત્યેની 'શ્રદ્ધા' મહત્ત્વની છે, 'જ્ઞાન' અહીં ગૌણ બને છે આ સદર્ભે ગની દહીવાળાનો શે'ર ફરીથી ટાકુ તો મારી સમજ અગે કોઈ નવી ગેરસમજ ઊભી ના કરતા, પ્લીઝ !

*'શ્રદ્ધા જ મારી લઈ ગઈ મઝિલ ઉપર મને,*
*રસ્તો ભૂલી ગયો, તો દિશાઓ ફરી ગઈ !'*

"રસ્તો ભૂલી ગયો, તો દિશાઓ ફરી ગઈ !" જોકે આવુ બધુ લખીને હુ મૂળ વિષયથી છટકવા માગુ છુ એવુયે નથી અહીં વ્યાવહારિક ઉદાહરણ સાથે રદીફ કાફિયા વિષે સમજાવુ, તો કદાચ વધુ યોગ્ય ગણાશે તમારી સોસાયટીમા જ પેલો ગોરધન ગામોઠ રહે છે ને ? પેલો 'ડિટર્જન્ટ પાવડર' કહી 'રગેલુ મીઠુ' વેચતા ઝડપાયેલો, એ ગોરધન ! તમે નહીં માનો પણ રદીફ બિલકુલ એવડા ઈ ગોરધન જેવી જ હોય છે, તમારા સમ !

તમે જાણો જ છો કે ગોરધન પાસે પોતાનુ આગવુ વાહન નથી, એ હમેશા બીજાના સ્કૂટર પર લિફ્ટ લેતો હોય છે ગોરધનને લિફ્ટ આપનાર, જાણે કે પોતે લિફ્ટ લીધી હોય એમ, અ સહાય દશામા સ્કૂટર ચલાવતો હોય અને ગોરધન પેલાને હકપૂર્વક દિશાસૂચન કરતો હોય, એ દૃશ્ય તમારે માટે નવુ નથી લિફ્ટ આપનારે હમેશા ગોરધનને અનુકૂળ થવુ પડે છે ! ગઝલમા રદીફ પણ પાછળ બેઠેલા ગોરધન જેવો જ ભાગ ભજવે છે સ્કૂટરો અને લિફ્ટ આપનારા બદલાયે જાય છે, પણ પાછળ બેઠેલો અડીખમ ગોરધન એનો એ જ હોય છે (સ્વભાવે અને શરીરે !) બદલાતો નથી ! હમેશા હકપૂર્વક સ્કૂટરની પાછળ લટકી પડતા ગોરધનને જો રદીફ ગણીએ, તો બદલાતા જતા સ્કૂટરો અને લિફ્ટ આપનારાઓને કાફિયા ગણી શકાય (જોકે ગઝલમા કાફિયાનુ પણ મહત્ત્વ હોય છે, એ ખરુ !) ગઝલમાયે રદીફ ન હોય, તો ચાલે, પણ એવુ ભાગ્યે જ બને છે

રદીફ વિશે શ્રી શકીલ કાદરી લખે છે કે "'રદીફ' શબ્દનાં મૂળ અરબીના 'રદ્દ' શબ્દમાં જોવા મળે છે. 'રદ્દ'ના અર્થો અરબી ભાષામાં 'પાછા ફરવું', 'પલટવું', 'ફરીથી લાવવું' અને 'ફરીથી આવવું' એટલા અપાયા છે. જ્યારે રદીફના સામાન્ય અર્થ 'ઘોડા પર સવાર વ્યક્તિની પાછળ બેઠેલો માણસ' અને 'એ શબ્દ જે નિયત મિસરાઓમાં અને બેત (કડી)ની અંતે આવતા હોય' એવા અપાયા છે."

એક ઉદાહરણ જોઈએ...

*બુકાનીની અંદર સ્વજન નીકળે છે,*
*તવાયફને કંઠે ભજન નીકળે છે.*

– અશોકપુરી ગોસ્વામી

અહીં ગોરધન ગામોઠની જેમ, જુદી જુદી પંક્તિઓને અંતે જે "નીકળે છે" બેઠું છે, તે રદીફ છે. અને... આશ્ચર્યજનક રીતે.. સ્વજન, ભજન.. વગેરે 'અન' વાળું જે કાંઈ નવું નવું પ્રાસ બની નીકળતું રહે છે, તે કાફિયા છે. જો કે 'રદીફ' પોતે ગોરધન કરતાંયે એક કદમ આગળ જરૂર છે, કારણ કે તે ઘણી વાર પંક્તિના આગળના ભાગે પણ બેસી જાય છે. (ગોરધનને તો સ્કૂટર ચલાવતાં આવડતું નથી !) આ સંદર્ભે શ્રી રમેશ પારેખનો એક શે'ર જોઈએ...

*"રે લોલ સૂરજ આજ તો સંભળાય છે ગઈ કાલના,*
*રે લોલ મારી આંખ વ્હાણાં વાય છે ગઈ કાલનાં."*

અહીં 'છે ગઈ કાલના' એ તો રદીફ છે જ, ઉપરાંત શે'રને ગાવા જતાં આરંભે જ, કેડ વાળીને, તાળીઓ લેવા લલચાવતા શબ્દ 'રે લોલ' પણ રદીફ છે, ગમ્યું ? 'પ્રાસ' એ નશીલો શબ્દ છે. જો એના ઉપયોગમાં સંયમ ન જળવાય, તો એ નશાખોરી સુધી પહોંચાડી શકે છે. ભજનોની પંક્તિઓમાંયે ચોક્કસ જગાએ નિયમિતપણે આવ્યે જતા પ્રાસયુક્ત શબ્દો ભક્તોના લોહીમાં કેવો ચરસી લય ચગવે છે, એ તમે એમનાં બળદની જેમ તાલમાં ડોલતાં માથાં અને શબ્દોના ઉચ્ચારને જ વજનદાર બનાવી મેલતી (અર્થ કી ઐસીતૈસી !) આધ્યાત્મિક તાળીઓ (જેને તાપોટા પણ કહી શકાય !) જોઈ અનુભવી શકો ! 'શે'રમાં જે અંત્યાનુપ્રાસયુક્ત શબ્દો આવે છે, તેને 'કાફિયા' કહે છે. ચમન, ગગન, જલન, દફન, કફન... એમ પ્રાસયુક્ત શબ્દો જડવા લાગતાં અમુક ગઝલકારોની કાફિયા-ભૂખ અચાનક અને ભયાનક રીતે ઊઘડી જતી હોય છે. ઘણી વાર તો ગઝલકાર ગઝલને બદલે કાફિયાને શરણે સાવ બિનજરૂરી રીતે જતો રહ્યો હોય, એમ અનુભવાય છે. અવનવાં રદીફ-કાફિયા શોધી લાવવાની લતમાં ક્યારેક તો કેટલાક ગઝલકારો એવા ભુરાંટા થતા હોય છે કે કાવ્યપ્રદેશથી ઘણે દૂર પહોંચી ગયાનો અહેસાસ પણ એમને થતો નથી, અને એમની ગઝલો સ્વયં 'શબ્દ-રમખાણ' બની જતી હોય છે. રદીફ અને કાફિયા, એ ગઝલના બાહ્ય સ્વરૂપનાં ખૂબ મહત્ત્વનાં અંગો છે, માટે જ જો એમનો સંયમી ઉપયોગ ન થાય, તો... 'જે પોષતું તે મારતું...' એ કુદરતી ક્રમ અહીં પણ લાગુ પડી શકે. અલબત્ત, આ બધું જાણ્યા-સમજ્યા વિના, જો કોઈ સર્જક ગઝલોનું ઉત્પાદન કૂદકે ને ભૂસકે વધાર્યે જતા હોય, તો એમની ગઝલ પ્રત્યેની 'શ્રદ્ધા'થી હું અચૂક પ્રભાવિત થઈશ, કારણ, અગાઉ પણ કહ્યું ને... કે 'જ્ઞાન' તો ગૌણ બાબત છે !

એક જ ગઝલમાં એકથી વધુ રદીફ-કાફિયાના સંયમી ઉપયોગનાં ઉદાહરણો પણ છે. શ્રી રમેશ પારેખની ગઝલ 'પૂછો–'નો મત્‌લા જુઓ.

*"પૂછો કે Penમાંયે ફરે ઝાંઝવાં, તો હા,'*
*પૂછો કે હોય ત્યાંય હરણ બ્હાવરાં, તો હા."*

ને...હા, રદીફ-કાફિયાના આડેધડ ઉપયોગથી નાજુક ગઝલની કેવી અવદશા થઈ શકે, એનું ચિત્ર કલ્પવું હોય, તો રમેશ પારેખની એ જ ગઝલનો બીજો શે'ર નવા સંદર્ભ સાથે ટાંકી શકાય...

*એવુંય ઘર હતું જ્યાં ઊગી'તી લીલોતરી,*
*પૂછો કે એની આજ છે આવી દશા, તો હા.*

*

ભૂતકાળમાં, રદીફ – કાફિયાની જેમ બીજા બે શબ્દ મને પરેશાન કરતા, તે મત્‌લા-મક્તા ! મને યાદ છે કે શ્રોતા તરીકે જ્યારે હું પહેલી વાર મુશાયરામાં ગયો, ત્યારે મારી ગેરસમજને કારણે આખી સભાનું ધ્યાન મારા ભણી ખેંચી શકેલો. થયેલું એવું કે સ્ટેજ પર ચડી એક શાયરે પોતાની ગઝલનો પહેલો શે'ર

ફરમાવ્યો, ને. તરત એના પર ફિદા થઈ જતા મેં હૃદય ફાડીને દાદ આપેલી

"અજી ક્યા મક્તા ફરમાયા હૈ, જિયો ગરજા !" ને તરત જાણે એટમબોમ્બ પડ્યો હોય, એવુ થયુ કેટલાક શ્રોતાઓ ઊભા થઈને મને જોવા લાગ્યા.

"મારી મશ્કરીઈઈ " શાયરના હોઠ આડા ઊભા ત્રાંસા ખેંચાવા લાગેલા હુ તો ખુદ બઘવાઈ ગયેલો કે મારાથી એવો તે શો અપરાધ થઈ ગયો !

"યાર દાદ આપતા ના આવડે, તો શુ ખાવા આપો છો ? ગઝલનો પ્રથમ શે'ર, કે જેના બને મિસરામા સમાન રદીફ કાફિયા હોય, તેને મત્‌લા કહેવાય, મક્તા નહી ' મારા મિત્રે મને પેટમા કોણીનો પ્રથમ ગોદો મારી, ધીમેથી કહેલુ પણ મને એમાનુ કશુ જ સમજાયુ નહોતુ મારે તો એ પછીયે મત્‌લા' અને 'મક્તા' વચ્ચે ગોટાળા ચાલુ જ રહેલા '

સદ્‌ભાગ્યે અમારા પાડોશમા એક હિંદીભાષી કુટુંબ રહેવા આવ્યુ ત્યાર પછી મને મત્‌લા અને 'મક્તા વચ્ચેનો ભેદ સમજાઈ ગયેલો પતિમહાશય ખીચડીયે માડ પચાવી શકે, એવુ સ્વાસ્થ્ય ધરાવતા, અને એમના પત્ની રોજ કોઈક નવી વાનગી શોધી કાઢતા તકલીફ એ થતી કે 'નવી વાનગી'નો પ્રથમ પ્રયોગ, એ પતિ પર જ કરતા ' (વૈજ્ઞાનિકો તો સારા, નવી દવાનો પ્રથમ પ્રયોગ વાદરા કૂતરા પર કરતા હોય છે !)

આજ તો આપ કે લિયે એક ખાસ ચીજ બનાઈ હૈ આપ તૈયાર હો જાઈએ મૈ અભી લાતી હૂ ' કહી એમની પત્ની ઉત્સાહપૂર્વક રસોડામા ધસી જતી

"ઓહ, મત લા પ્લીઝ મત લા '' પતિદેવ શરૂ થનારા ખતરનાક સિલસિલાની કલ્પના માત્રથી ત્રાસીને ચીસ પાડી ઊઠતા કાઈ નવુ પીરસાવાની શરૂઆત થાય, એ પહેલા જ આવા પ્રકારની થતી 'મત લા, મત લા. 'ની ચીસાચીસમાથી જ મારા વિચારોને નવી દિશા મળેલી

શાયરો પણ કાઈક નવુ પીરસવા હમેશા કાઈક ગડમથલમા – પ્રયોગોમા રચ્યાપચ્યા રહેતા હોય છે ભૂતકાળમાયે આજના જેવી જ સ્થિતિ હોવા સભવ ખરો ગીત અને ગઝલ એકબીજાની નિકટ જઈ શકે, એ રીતે સૉનેટ અને ગઝલ એકબીજાની નિકટ ન જઈ શકે છતા ઉર્દૂમા અખ્તર શીરાની જેવા ઉત્સાહીએ એવા પ્રયોગો કરેલા જો આવુ બધુ એ સમયમાયે વિપુલ પ્રમાણમા ચાલતુ હશે, તો એ વખતના શ્રોતાઓયે 'નવી વાનગી'થી ભડકીને "મત લા, મત લા ''ના પોકારો કરતા હશે ' આમ ગઝલ પીરસાવાનો આરભ (પ્રથમ શે'ર) થાય કે તરત એની સાથે કદાચ "મત-લા" જોડાતુ હશે ' જોકે આ તો મારી કલ્પના છે (જે કદાચ સાચી પણ હોય !) પણ એનાથી પ્રથમ શે'ર સાથે તમને 'મક્તા' નહીં પણ 'મત્‌લા' જ યાદ આવશે આમ ગેરસમજ ન રહેતા, ગઝલના છેલ્લા શે'રને (કે જેમા શાયર પોતાનુ તખલ્લુસ પણ હકપૂર્વક જોડે છે, જેથી દોષ કોઈ બીજા શાયરને માથે ન આવે !) 'મક્તા' તરીકે યાદ રાખી શકશો

કેટલીક વાર તો પતિમહાશય ' મત લા મત લા ' કર્યા કરે, તોયે એને અવગણીને પત્ની પોતાની વિશિષ્ટ વાનગી પીરસવાનો દૌર ચાલુ જ રાખે, એમ બને ને એવા પ્રકારનુ કાઈક જો ગઝલમાયે બને તો એ ગઝલને 'મત્‌લા ગઝલ' કહે છે એવી ગઝલ આખી ને આખી મત્‌લારૂપી જ હોય છે

મત્‌લા' શબ્દની ઉત્પત્તિ અરબી ભાષાના તુલૂઅ્ ક્રિયાપદમાથી થઈ છે, જેનો અર્થ 'ઉદય અથવા આરભ થવો એમ છે વાનગી સ્વાદિષ્ટ બની હોય, ને ભૂખ ઊઘડી જતા "લા, જલ્દી લા ' ના પોકારો થવા લાગે એવુ ગઝલમા પણ બને છે ગમે તેમ, પણ મત્‌લા ગઝલનો આરભ સૂચવે છે, એટલુ તમે હવે નહી ભૂલી શકો

મક્તા શબ્દ સભળાતા જ મનને એક પ્રકારની હાશ-હળવાશ અનુભવાતી હોય છે, એ નોંધ્યું ? મન ગિલ્લીદડા અને લખોટીઓને ઝખતુ હોય, છતા વર્ગમા બળજબરીથી જ્ઞાન પીરસાતુ હોય અને અચાનક શાળા છૂટવાનો ઘટ વાગે ' એ ઘટ વિદ્યાર્થીઓને જેટલો વહાલો લાગે, એટલો જ વહાલો 'મક્તા' પણ લાગે, જો ગઝલમા દમ ના હોય તો ' 'મક્તા' વડે ગઝલ પૂરી થયાનો ઈશારો મળે છે અરબીમા મક્તાનો અર્થ 'કટા હુઆ' થાય છે મુશાયરાઓમા ગઝલ ફટકારી

રહેલા શાયરની ગઝલનો 'મક્તા' ક્યારે આવે એની રાહ જોઈને જ અન્ય શાયરો નીચું માથું રાખી બેસી રહેતા હોય છે. પોતાના વારાની ચિંતા હોય ને ?

ગઝલના અંતિમ શે'રમાં જો શાયરના 'તખલ્લુસ'નો ઉપયોગ ન થયો હોય, તો એ શે'ર 'મક્તા' બનતો નથી. કાવ્યોમાં માલિકીપણાના ભાવ સાથે, અંતે પોતાના નામનો સિક્કો મારતા હોય, એમ કવિઓ પોતાનું 'તખલ્લુસ' યાને 'ઉપનામ' પ્રયોજતા. આ જૂની પરંપરા છે. ભજનમાંયે જ્યાં સુધી "મીરાં કે પ્રભુ ગિરધર નાગર..." કે "કહત કબીરા સુનો ભાઈ સાધો..." ન આવે, ત્યાં લગી મારું મન અનેક આધ્યાત્મિક ડૂબકીઓ ખાધા છતાં કોરુંધાકોર રહેતું ! નાનપણમાં અમારે શાળામાં દલપતરામની વાંકાં અંગવાળા ઊંટની કવિતા ગોખવી-ગાવી પડતી. ગાવાની ઘાંટાઘાંટમાં આગળપાછળ થઈ ગયેલાં બધાં "દાખે દલપતરામ..." શબ્દો આવતાં જ એકત્ર થઈ જતાં અને... "અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે !" એમ શિક્ષક સામે જોઈ, એક સાથે ગાઈને હાશ અનુભવતાં !

ગઝલમાંયે અંતિમ શે'રમાં પોતાનું નામ – ઉપનામ પ્રયોજવાનો રિવાજ જળવાયો છે. કેટલાક શાયરોને તો પોતાનું તખલ્લુસ પ્રયોજવાનો એટલો હરખ ચડી આવે છે કે સાહિત્યની ચિંતા નેવે મેલી, પોતાના નામ-ઉપનામને જ ગઝલની રદીફ બનાવી લે છે ! જેમની પ્રત્યેક ગઝલથી ત્રણેય ભુવન તંગ રહે છે, એવા અમારા સન્માન્ય વડીલ-શાયર શ્રી ત્રિભુવનદાસ 'તંગ'ની એક ગઝલ આ સંદર્ભમાં ધ્યાનાર્હ હોઈ, અત્રે પ્રસ્તુત છે...

**કેમ 'તંગ' છે ?**

*'તંગ' છે, હવા તણી કતાર કેમ 'તંગ' છે ?*
*'તંગ' છે, પડું-પડું સવાર કેમ 'તંગ' છે ?*
*આભમાં, કદી-કદીક ખ્વાબમાં – ખયાલમાં...*
*'તંગ' છે, રવિ જડ્યા હજાર કેમ 'તંગ' છે ?*
*ઝાકળે તરી-તરી અમેય ઘાસ થૈ ગયા !*
*'તંગ' છે, સળંગ એ વિચાર કેમ 'તંગ' છે ?*
*ઓળઘોળ શબ્દ શો ચગે, ભરે ત્રણે ભુવન !*
*'તંગ' છે, રે 'તંગ'ની મજાર કેમ 'તંગ' છે ?*

આ ગઝલમાં જોશો, તો એના અણુએ અણુ તંગ છે ! ખાસ તો ત્રીજા શે'રમાંની સ્થિતિ આશ્ચર્યજનક છે. ઝાકળમાં તરી તરીને ઘાસ બની જવું, એ તો આહ્લાદપ્રેરક કલ્પના છે. ને છતાં એવો વિચાર (જેને છંદમાં ગોઠવવા જ 'સળંગ' રખાયો છે !) 'તંગ' કેવી રીતે હોઈ શકે ? શા માટે હોઈ શકે ? આમ સાવ અકારણ 'તંગ' બની જતું, આ ગઝલનું સમગ્ર વાતાવરણ કેમ 'તંગ' છે, એની ત્રિભુવનદાસને પણ ખબર નથી. જોકે અમને તો ખબર છે કે બધુંયે માત્ર એમના તખલ્લુસને કારણે 'તંગ' છે, પણ અમારી વચ્ચેના સંબંધો રદીફ-કાફિયા જેવા છે, એટલે સાલું... જાહેરમાં કાંઈ બોલી શકાતું નથી ! ટૂંકમાં મારી સ્થિતિયે 'તંગ' છે, 'કાફિયા'એ તો 'રદીફ'ને અનુકૂળ થવું જ પડે !

રસોઈમાં આવતી કાંકરીની માફક મક્તામાં તખલ્લુસ આવે, એમાં ખાસ મજા નહીં. તખલ્લુસ વડે મક્તાની શોભા વધવી જોઈએ, સુંદર અર્થ મળવો જોઈએ. 'શૂન્ય' પાલનપુરીની ગઝલનો મક્તા તખલ્લુસને કારણે કેવો મેદાન મારી જાય છે, તે જુઓ...

*"બને તો 'શૂન્ય', કરાવી દે ભાન ઈશ્વરને !*
*કહે છે રોજ કે બીજું કોઈ મહાન નથી."*

અહીં 'શૂન્ય'ને એક શબ્દ તરીકે લો, કે તખલ્લુસ તરીકે, તમે ખુદ કહી ઊઠશો કે 'શૂન્ય' મહાન છે !

હમણાં મને પણ તખલ્લુસ રાખવાનુ મન થઈ આવેલું... ને એ જડી પણ ગયેલું. મારા નામ સાથે એને જોડીને બોલી જુઓ, તમે ખુદ રોમાંચિત થઈ ઊઠશો, નિર્મિશ ઠાકર 'ભવ્ય' ! હું 'ભવ્ય'ને તખલ્લુસ તરીકે અપનાવું તો કેમ, એવું મેં અમારા ત્રિભુવનદાસ 'તંગ'ને પૂછી જોયેલું.

"રહીસહી આબરૂ ખોવી છે ?" એમણે પ્રશ્ન કરેલો. ખેર, અશાંતિ અને અજંપા વચ્ચે લાંબો સમય ભરડાયા પછી... શું કહેવું ? પૂછો કે મારી આજ છે આવી દશા, તો હા !

**રાધેશ્યામ શર્મા**

### સ્પષ્ટરેખ ચારુ ચરણચિહ્નો

*I find these lives inspiring and they've always led me on and on to what I call a stubborn sense of adventure against difficulties to consider difficulties only as a challenge to your wits and to your strength*

Anais Nin

સ્ત્રી ચરણચિહ્નો'* (ધ ફીમેલ ફૂટપ્રિન્ટ્સ') એ અંગ્રેજી પુસ્તકના આમુખ અગાઉ લેખિકા રંજના હરીશે મૂકેલુ અ નિનનુ ઉપર્યુક્ત અવતરણ ગ્રન્થના વિષયને, વસ્તુને અને વ્યાપને જોતા સમુચિત અને પ્રસ્તુત છે મુશ્કેલીઓ પુરુષોને જ આવે છે એમ નહિ સ્ત્રીઓને, એ દ્વિતીય સ્થાને હોવાથી અનેક વૈવિધ્યપૂર્ણ પ્રતિકૂળતાઓ સાથે ઊતરી આવે ત્યારે એક પડકાર તરીકે ઝીલી લેતા એમના બુદ્ધિસામર્થ્યનો શ્રેષ્ઠ પરિચય સાંપડે છે લેખિકા માટે કંઈક આવી પરિસ્થિતિ હતી પોતાની શક્તિઓનો હિસાબ આપવા સબધે ૧૯૯૩મા 'વિમેન્સ ઑટોબાયોગ્રાફીઝ (સ્ત્રીઓની આત્મકથાઓ') પ્રથમ પુસ્તક આલેખ્યુ હતુ એ જ વિષય શ્રેણીમા આગળ વધી છ ભારતીય સન્નારીઓના પગલાની વિવિધ અને વિશિષ્ટ છાપોમાથી સ્ત્રીજાતિની હૃદયશ્રીની સકુલ સમૃદ્ધિઓ પર પુનરપિ પ્રકાશ નાખવાનો 'સાહસિક ઉપક્રમ' રાખેલો 'સાહસિક ઉપક્રમ' એટલા માટે કે પૂર્વ લખેલુ ફરી લખવુ નહોતુ પણ પૂર્વસામગ્રીને સમાર્જિત કરી નવીન નિરીક્ષણો અને નિજી આતરદૃષ્ટિનો ઉપયોગ લેવો હતો

રમાબાઈ રાનડે, સુલતાન જહાન બેગમ, પાર્વતીબાઈ આથવલે લક્ષ્મીબાઈ તિલક એ ચાર નારીઓના પદચિહ્નોને લેખિકા લજ્જાગ્રસ્ત, મૃદુ હળવા 'ફેમિનાઇન ફૂટપ્રિન્ટ્સ' કહે છે જ્યારે અમૃતા પ્રીતમ અને ઇન્દિરા ગોસ્વામી જેવી અભિવ્યક્તિપટુ લેખિકાઓના પગલાને સ્પષ્ટરેખ, આત્મવિશ્વાસસભર અને પ્રતિશબ્દસિદ્ધ 'ફીમેલ ફૂટપ્રિન્ટ્સ' લેખે નવાજે છે

ભારતીય પુરાણકથા અને પરપરા માટે આદર છે પણ પ્રસગ, પાત્ર અને પરિસ્થિતિને જોવાનો દૃષ્ટિકોણ સમૂળો બદલાઈ જાય ત્યારે શુ થઈ શકે ? દા ત રામના ચરણનો સ્પર્શ થવાથી જ શલ્યાની અહલ્યા બની શકે છે એટલે કે પુરુષના પાદચિહ્નથી જ પતિતા સ્ત્રી પુનિતા બની જાય, પરતુ અહલ્યાના કે સીતાના ચરણચિહ્નના રામ પર પડેલા પ્રભાવની કથાઓ ભાગ્યે જ મળશે ' કૃષ્ણના સ્પર્શથી કૂબડી ત્રિવક્રા કુબ્જાનુ એક સુદરીમા રૂપાન્તરણ શક્ય પણ એથી વિપરીત ઉદાહરણો વિરલ મળે, મળે તોયે સ્ત્રીના લૌકિક સ્વરૂપના નહિ પારલૌકિક દેવી – સતી રૂપોના ચમત્કારિક ઉદાહરણો વિશેષ મળશે

માટે તો એરિકા જોન્ગ જેવી નારીવાદની પ્રખર પુરસ્કર્તા તારસ્વરે કહે છે

Women are the only exploited group in history who have been idealised into powerlessness

આદર્શના ઉચ્ચ આસને નારીને પ્રતિષ્ઠિત કરી શક્તિહીન કરી કાઢવાનુ રમ્ય કાવતરુ જાણે ના હોય ' નારીપક્ષી ચિંતને આ દિશા લીધી કહેવાય.

રજના હરીશે ૧૯૯૦મા 'ગુએટા એ જર્નલ ઑફ ઇંગ્લિશ સ્ટડીઝ'મા એક રસપ્રદ નિબધ, ભારતની સર્વપ્રથમ આત્મકથાલેખિકા બહિના બાઈ વિશે રજૂ કરેલો. એમા સત તુકારામની આ શિષ્યા અને મહારાષ્ટ્રની સતકક્ષાની કવયિત્રી પણ કબૂલી ચૂકી છે વેદો પુરાણો ઘોષણા કરે છે કે સ્ત્રીશરીરધારીમાંથી કશુ સારુ નીપજતુ નથી, પૂર્વજન્મમા કેવા પાપ કર્યા

---

* The Female Footprints by Ranjana Harish Publisher Sterling publishers Pvt Ltd. L 10 Green Park Extension New Delhi 110 016, Price Rs 250

હશે કે પ્રભુથી મને વિખૂટી પડાઈ.

લેખિકાએ રમાબાઈના પ્રથમ ચરિત્રમાં એની લડાયક પ્રતિમા સાથે પતિ-પ્રભુના ચરણને રોજ રાતે ઘી ચોપડતી દર્શાવી એ સૂચક છે. સુલતાન જહાન, ભોપાલ રાજ્ય બહાર હોય ત્યારે પુરુષવર્ગ સાથે હસ્તધૂનન કરે છે, પણ બેગમ સ્વરૂપે પરદાની પ્રથાનું પાલન કરી પ્રતિષ્ઠિત બનવા મથતી રહે છે ! પતિ સંગાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધી 'સ્વ'નું અર્પણ કરવામાં એક પ્રકારની આત્મતુષ્ટિ પણ નોંધપાત્ર છે. પિતાની સામે 'સોરાબ-રુસ્તમી' રીતિએ બળવો પોકારી ખ્રિસ્તી સંપ્રદાયને ભેટનાર પતિ નારાયણ વામન તિલકના ચરણમાં રીતસર મસ્તક મૂકી લક્ષ્મીબાઈ તિલક બોલે છે : મને કહો ને કે મેં એવું કયું પાતક કર્યું છે કે મારે તમારાં ચરણોથી વંચિત રહેવું પડે છે ? તાત્પર્ય કે પતિના પાદવંદનથી અળગી રહેનારી લક્ષ્મી જેવી સ્ત્રીઓને એ છેલ્લું એઠુંજૂઠું ખાવા બેસતી હોય ત્યારે એના સસરા પુત્રવધૂના ભોજન કરતાં તુલસીના છોડને પાણી પાવાનું વધુ અગત્યનું માને છે !

સમકાલીન ભારતીય નવલકથાલેખિકાઓમાં જેમનું નામ છે તે શશી દેશપાંડેએ પણ પ્રસ્તુત ગ્રંથના સ-રસ આવકારલેખમાં નોંધ્યું છે કે જાહેર સ્થળે મોટા અક્ષરે શશીએ પોતાનું નામ પ્રથમવાર લખી ઉલ્લાસ વ્યક્ત કર્યો હતો ત્યારે કેવી આક્ષેપભરી નજરો અને તિરસ્કારયુક્ત ઉદ્‌ગારોનો મુકાબલો કરવો પડેલો. માટે તો ગઈ સદીમાં રાસસુંદરી દેવીએ પોતાની વીતક-વાત, રસોડાની કાળીમેસ દીવાલ પર ખણી ખોતરી લખતાં શીખીને જ આલેખી છે...

પાર્વતીબાઈ, મહર્ષિ કર્વેની અનુમોદના બાદ પુનર્વિવાહ કરનાર બાયાના કિસ્સાને અનુલક્ષી કહે છે કે નાતીલાઓ તો ઠીક, હજામો અને ધોબીઓએ પણ અમારો બહિષ્કાર કરેલો ! અંગત ઉદ્વેગનું ઉન્નયન (સબ્લિમેશન) સાધી જાહેર મિશનમાં એનો વિનિયોગ કરનાર પાર્વતીના ઉજ્જ્વળ ઉદાહરણને રમતું મેલનાર લેખિકા રંજનાએ ઉપર હજામ-સંદર્ભને પરિપુષ્ટ કરવા મુલ્કરાજ આનંદની નવલિકા 'ધ બાર્બર્સ ટ્રેડ યુનિયન'ને યાદ કરી સાર્થક અંજલિ અર્પી છે.

પરિસ્થિતિ પ્રતિકૂળ હોય ત્યારે ચૅલેન્જને ઝીલી લઈ પોતાની ચરણમુદ્રાને સ્મરણ સાથે, સમયની રેત ઉપર યથાર્થ રીતે ઉપસાવનારી બે નારીઓનો મહિમા યોગ્ય ભાષાશૈલીથી અંકિત થયો છે. એડ્રિયન રિચના મતે મોટા ભાગની સ્ત્રીઓ પોતાના 'નારીશરીરની બહાર રહી' આત્મકથા લખે છે એમાંની આ બંને નથી. એ ઉભય અપવાદ છે, કવયિત્રી અમૃતા પ્રીતમ અને આસામી સાહિત્યના ચળકતા તારક સમી ઇન્દિરા ગોસ્વામી.

'ધ ફીમેલ ફૂટપ્રિન્ટ્સ'ની લેખિકાની આ વાક્ય-સંરચના 'ફૂટપ્રિન્ટ્સ' સંદર્ભે અમૃતાની વાત કરતાં કેટલી સૂચક છે :

Putting one's foot on any printed paper was out of the question in that household. (P. 74)

અમૃતા એટલી સાહિર – રાગરોગગ્રસ્ત હતી કે પ્રસિદ્ધ શાયરે પ્રીતમની પ્રીતનો અમૃત રીતે પૂરો સ્વીકાર ના કર્યો ત્યારે સાહિરનાં ઉચ્છિષ્ટ સિગરેટ-ઠૂંઠાંનો ઉપયોગ લઈ લુધિયાનવીના લુત્ફનો રોગ નિવાર્યો. દાદીમા સામેના વિદ્રોહમાં ત્રણ ત્રણ પુરુષો સાથે પ્રેમ-સંબંધ સ્થાપતી અમૃતાના માનસ પર કૅમેરા મૂકતાં રંજના ત્રણ ટમ્બલરની વિગતને જે શૈલીથી પ્રસ્તુત કરે છે એમાં તે અમૃતા જેટલી કથનાત્મક સૂઝ પ્રદર્શિત કરે છે. તો ઇન્દિરા ગોસ્વામી પિતૃપ્રતિમાથી 'ઑબ્સર્સ્ડ' હોઈ આત્મહત્યાના પુરુષ (?) – અર્થમાં નિષ્ફળ નીવડે છે અને અંતે સંસ્કૃત નાટ્યપરંપરાની યાદ અપાવે એમ પિતૃવત્ પ્રો. લેખારની 'ઇમેજ'માં મધુર સમાપન સાધી શકે છે.

અમૃતા અને ઇન્દિરા, 'સેક્સ'ને સર્જનાત્મક આવિષ્કારમાં પલટતાં પ્રેરક અને પ્રકાશક પ્રમાણો છે. દેવી વાગલા સમક્ષ ઉપસ્થિત ઇન્દિરાના લલાટે બલિબકરાનું રાતું ઊનું રક્ત ચોપડાતાં બેભાન બન્યાનું વર્ણન સંવેદનપટુ ભાવકની કરોડરજ્જુમાં વિદ્યુત-સ્પંદનો રણઝણાવ્યા વિના નહિ રહે.

આમ, મુલ્કરાજની પ્રશિષ્ટ કૃતિ 'અસ્પૃશ્ય'ને ગુજરાતીમાં અવતારનાર લેખિકા માટે કોઈ પણ વિષય

અસ્પૃશ્ય નથી જૈવિક દૈહિક અનુભૂતિઓના આલેખન માટે પણ સ્વસ્થ સમતોલ અભિગમ તે અપનાવી વિષયને ન્યાય કરી શકે છે

છએ છ ચરિત્રનાયિકાઓના લખાણમાથી આપેલા નવલકથાના પ્રકરણો જેટલા રસાળ ઉદ્ધરણો (excerpts) એની સાક્ષી પૂરશે એક મર્યાદા નડે તે તો નાયિકાઓની પોતાની ભાષામાથી અગ્રેજીમા ઊતરી હોય તેટલી જ કૃતિઓના વિનિયોગની મર્યાદા બાકી અહીં સામાન્ય મનોરજન નથી, ઉત્તેજક વિચાર અને કલ્પનાનુ રજન છે, જેમા શો વૉલ્ટર જેવા સમર્થ વિવેચકનુ સમર્થન છે

સાયકોઍનાલિસ્ટ એરિક એરિકસન જેનો 'મૅરિટૉરિયમ' તબક્કા લેખે ઉલ્લેખ કરે છે તે સક્ષમ સર્જનશીલ વ્યક્તિત્વ નગણ્ય રૂપે ખતમ થતુ જાય એવુ લેખિકા રજનાનો આ દ્વિતીય પ્રયત્ન જોતા નહિ થાય, પણ પ્રસન્ન પૉઝિટિવ પ્રતિભાવો નોતરે એમ છે



## શબ્દ, અર્થ, અનુભવ

શબ્દો વિકલ્પયોનિ છે અને વિકલ્પો શબ્દયોનિ છે તેમની વચ્ચે કાર્યકારણભાવ રહેલો છે આથી કરીને (મૂળભૂત) અર્થને શબ્દો સ્પર્શી પણ શકતા નથી



એવો કોઈ પણ લૌકિક અનુભવ નથી, જે શબ્દાનુગત ન હોય આપણુ બધુ જ્ઞાન જાણે કે શબ્દથી ઓતપ્રોત હોય એવુ ભાસે છે

(ભર્તૃહરિ)



શબ્દ અર્થનુ સાધન છે માટે એ હેતુથી તેનો ઉપયોગ થાય છે વળી અર્થ બુદ્ધિવિષય હોઈને તેના દ્વારા શબ્દબોધ થાય છે

(ભર્તૃહરિ, વાક્યપદીય' · ૩-૩ ૩૨)



વાસ્તવ એ ભાષા અને વિકલ્પનાની (constructionની) (એટલે કે અકોડાબદ્ધ વિચારણાની) પહોંચની બહાર રહેલુ છે વાસ્તવિક જગત વિભાવો દ્વારા — વિભાવો રૂપે — અભિવ્યક્ત થઈ શકતુ નથી — આવો એક વિચારપક્ષ છે તો સામેનો વિચારપક્ષ એમ માને છે કે આપણા જ્ઞાનની સ્વરૂપરચના વાસ્તવિક જગતની સ્વરૂપરચનાને પ્રતિબિંબિત કરે છે

(અગ્રેજી પરથી અનુવાદ)



### રૂપકો અને પ્રતીકોનું ક્ષેત્ર

નિત્યના વાસ્તવિક જગતના આપણા અનુભવની કક્ષાને લગતો જે વાણીવ્યવહાર પ્રવર્તે છે તે, આપણા અનુભવના જે કેટલાક વિસ્તારો સાથે સફળતાથી કામ પાડી શકતો નથી, તે વિસ્તારોની સ્પષ્ટ અભિવ્યક્તિ માટે રૂપકો, પ્રતિચ્છદો ('મૉડેલ્ઝ') અને પ્રતીકરચના એ મૂળભૂત રીતિપદ્ધતિ અને સાધનો છે

(અંગ્રેજી પરથી અનુવાદ · હ ભાયાણી)

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

હજી ગઈ કાલ સુધી સુરેશ જોષી સુરેશ જોષી થઈ રહ્યું હતું. આધુનિકતાવાદની બોલબાલા હતી. કૃતિ અને આકૃતિનો ચારેતરફ મહિમા હતો. અનુભવની ભાષા નહીં, પણ ભાષાનો અનુભવ સર્વોપરી હતો. જીવનથી કેળવેલું આદરણીય દૂરત્વ કલાને સ્વાયત્ત અને સ્વતંત્રતાનું ગૌરવ આપતું હતું. ઉન્નતભ્રૂ સાહિત્ય સુધી પહોંચવું લોકો માટે અઘરું હતું. આવા અતડા સાહિત્યની સંવનન વગર સંપ્રાપ્તિ શક્ય નહોતી. ત્યાં જોતજોતામાં સાહિત્ય લોકો પાસે કે લોક તરફ દોડતું થઈ ગયું. સ્વાયત્તતા અને સ્વતંત્રતા જીવન પ્રતિના સમર્પણમાં ફેરવાઈ ગયાં. કૃતિનાં બંધ તાળાં ખૂલી ગયાં. સામગ્રીની શોધાશોધ શરૂ થઈ. દસ્તાવેજો પર દસ્તાવેજો ખડકાવા માંડ્યા. પરિષ્કૃતને નામે બોલીઓનો ગંજ થયો. બધું જીવન જીવન થઈ ગયું છે. અહીં જોઈ શકાય કે એક પ્રકારના સંકેતોની સર્વોપરિતાને બીજા પ્રકારના સંકેતો પડકાર કરી રહ્યા છે. જે સંકેતો કેન્દ્રમાં છે તેને અન્ય સંકેતો કેન્દ્રમાંથી દૂર ખસેડવાં ઇચ્છે છે.

આવું વારંવાર થતું આવ્યું છે. નર્મદયુગના સુધારાવાદી વ્યવહારવેગને કેન્દ્રમાંથી ખસેડી પંડિત કે ગોવર્ધનયુગનું ગાંભીર્ય ગોઠવાઈ ગયું હતું. પંડિતયુગના આદર્શવાદ અને ભાવનાવાદને ખસેડીને ગાંધીયુગનો સર્વોદયનો વ્યવહારવેગ પાછો કેન્દ્રમાં આવ્યો હતો. સંકેતોની કેન્દ્ર પરથી પરિઘ પર અને પરિઘ પરથી કેન્દ્ર પરની આવી આવન-જાવન પરિચિત છે.

યુરિ લોત્મને સાહિત્યને સંસ્કૃતિ સાથે સાંકળીને, સંસ્કૃતિની આ ઘટનાને સમજાવવા એક રૂપક રજૂ કર્યું છે. આ રૂપક છે, સંકેતમંડળ (semiosphere)નું. એને તમે સંકેતક્ષેત્ર, સંકેતપરિવેશ કે સંકેતપિંડ પણ કહી શકો છો. આમેય પીર્સ ચાર્લ્ઝ અને સોસ્યૂરે સંકેતોના સાદા એકમોથી સંકેતવ્યવસ્થાની સંકુલ જાળ તરફ ગતિ કરી છે; અને સાકલ્યવાદી (holistic) અભિગમને અપનાવ્યો છે. એમાં સંસ્કૃતિ એ અસલંગ્ન સંહિતાઓ અને વ્યવસ્થાઓનો ગણ નથી, જેને સ્વતંત્ર રીતે વિશ્લેષી અને વર્ણવી શકાય. પણ બૃહદ્ ફલક પરની પારસ્પરિક રીતે સંકળાયેલી વ્યવસ્થાઓની વ્યવસ્થા છે, સંહિતાઓની વ્યવસ્થા છે.

લોત્મને આ અભિગમને વિસ્તાર્યો છે, અને સંકેતમંડળના રૂપક દ્વારા સંસ્કૃતિના સંકેત વાપરનારાઓ, કૃતિઓ અને સંહિતાઓ સમેતના સમસ્ત સરવાળાનો નિર્દેશ કર્યો છે. સંકેતમંડળ એ સંકેતવિષયક એવું સાતત્ય છે, જેમાં વિવિધ સ્તરની સંઘટનાઓ અને વિવિધ સંકુલતા સહિતની સાંકેતિક સત્તાઓને જોઈ શકાય છે. એક રીતે જોઈએ તો આ સાંકેતિક અવકાશ છે, જેની બહાર સંકેતકરણ અશક્ય છે.

લોત્મન આ સંકેતમંડળના આંતરિકને સમરૂપ ઓળખાવે છે. એનું આંતરિક સંકુલ અને અનિયમિત હોય છે. એમાં પ્રભાવી ઘટકો કેન્દ્રમાં હોય છે અને ઓછા પ્રભાવી ઘટકો-ખંડકો પરિઘ પર હોય છે. આ અનિયમિતતા સંકેતમંડળમાં ખાસ્સી ગતિ ઉત્પન્ન કરે છે. પરિઘના ઘટકો કેન્દ્ર તરફ હટે છે અને પ્રભાવી ઘટકોને પરિઘ પર હડસેલવા મથે છે; ક્યારેક પરિઘની બહાર પણ ફેંકવા ઇચ્છે છે. સાથે સાથે કેન્દ્રમાં રહેલા ઘટકો અથવા ટૂંકસમયમાં જ કેન્દ્ર પર પહોંચેલા ઘટકો સ્થાયી થવા અને બીજા ઘટકો માટે આદર્શ પૂરો પાડવા મથે છે. પ્રભાવી ઘટકોને સહેલાઈથી ઓળખી શકાય છે.

પ્રભાવી ઘટકો સંકેતમંડળના ઘટકોમાં વ્યાપક રીતે પથરાયેલા હોય છે. અન્ય ઘટકો પ્રભાવી ઘટકોનો વારંવાર ઉપયોગ કરે છે. પ્રભાવી ઘટકોની ઝાઝી

પ્રતિષ્ઠા હોય છે આ પ્રભાવી ઘટકોનુ વિસ્તરવાનુ ધોરણ બની રહેવાનુ અને દૃઢ થઈ જવાનુ વલણ તરત પકડાઈ આવે છે પ્રભાવી ઘટકોનુ દૃઢ થઈ જવાનુ વલણ એમને સ્વયચાલન તરફ લઈ જાય છે અને એક વાર સકેત સ્વયચાલિત થયો એટલે કેન્દ્રમા નથી એવા કોઈ સકેત દ્વારા એને ઊથલી પાડવાની શક્યતા પૂરેપૂરી ઊભી થાય છે કોઈ સકેતમડળમા કેટલાક સકેતો કઈ રીતે કેન્દ્રસ્થાને પહોંચે છે અને પ્રતિસ્પર્ધી સકેતો સાથે કઈ રીતે એમની કેન્દ્રિતાને જાળવી રાખવા મથે છે એ જોવુ હમેશા રસપ્રદ હોય છે

યુરિ લોત્મનનો આ સકેતમડળનો ખ્યાલ સસ્કૃતિસમસ્તના સદર્ભમા સાહિત્યને અને સમગ્ર ઇતિહાસ સદર્ભે સાહિત્યને જોવા અગેનુ ઉચિત પરિપ્રેક્ષ્ય પૂરુ પાડે છે

જ્યારે દરેક ક્ષેત્રમા વિશેષજ્ઞનો ખ્યાલ દૃઢ છે દરેક ક્ષેત્રના ઉપક્ષેત્રો સુધી વિશેષજ્ઞો વિસ્તરીને પડ્યા છે અને દરેક ઉપક્ષેત્રને પણ સ્વાયત્ત અને સ્વતત્ર સમજે છે (અરે ખુદ સાહિત્યનુ ક્ષેત્ર પણ એક તબક્કે પોતાને સ્વાયત્ત અને સ્વતત્ર સમજી બેઠેલુ) – ત્યારે સકેત – મડળનો સમસ્તનો કે અખિલાઈનો ખ્યાલ આજે સાહિત્યને સમજવામા અને એનુ યોગ્ય નિરીક્ષણ કરવામા સહાયક નીવડી શકે તેમ છે

સદર્ભ *Poet cs Todaj Vol 17 No 1 Page 91 92*

□

**અવળી ગગા**

વર્તમાનમા જે પહેલા હતુ તેથી સાવ વિપરીતની બોલબાલા પ્રવર્તતી થઈ છે જેમ કે

*માધ્યમ એ જ સદેશ*
*માત્ર શબ્દ એ જ અર્થ*
*અર્થરિક્તતા, વ્યર્થતા એ જ સાર્થકતા*
*પરોક્ષ એ જ પ્રત્યક્ષ*
*પ્રતિમા, પ્રતિરૂપ, પ્રતિબિબ એ જ મૂળ રૂપ બિબ*
*કપોલકલ્પિત એ જ વાસ્તવિક*
*રજ્જુ એ જ સર્પ*

હ ભાયાણી

'વિસ્તરતી સીમાઓ'ની ટાંચણોમાં આપણા અભ્યાસી વિવેચક શ્રી ચંદ્રકાંત ટોપીવાળા વિચારોત્તેજક તણખાઓ તરફ સંકેત કરતા હોય છે.

'ઉદ્દેશ'ના ૭૪મા અંકમાં તેઓ લખે છે : ''૩૦-૩૫ વર્ષ સુધી ગુજરાતી શિક્ષણક્ષેત્રે અને વિવેચનક્ષેત્રે સંનિષ્ઠ સેવા આપનાર ડૉ. પ્રમોદકુમારનું અવસાન થાય અને બંને દૈનિકો બિલકુલ ચુપકીદી સેવે અને જુહી ચાવલાની માનું અવસાન થાય એને પહેલા પાને ચમકાવે આથી દૈનિક રુચિની બીજી કઈ કરુણતા હોઈ શકે.?'' આટલી ચિંતા વ્યક્ત કરી પ્રશ્ન કર્યો છે કે ''આપણાં દૈનિકો, ચોપાનિયાં ક્યારે જાગશે ?''

મારો પ્રશ્ન એ છે કે ટોપીવાળાસાહેબ જેના સંપાદક છે એ 'પરબ' સામયિકે સાડા ત્રણ લીટીની અંજલિ આપી પ્રમોદભાઈને એ ઉચિત ગણાય ? 'પરબ' વડે વિસ્તૃત નોંધ લેવાવી જોઈતી હતી.

બીજું ઉદાહરણ 'ખેવના'નું. વિવેચનની ચિંતા સેવતા, સુ. જો.ના અવસાન પછી પાનાંપાનાં ફાળવનારા ડૉ. સુમન શાહના 'ખેવના'ના, પ્રમોદભાઈના અવસાન પછી ત્રણ અંકો આવ્યા. ત્રણેય અંકોમાં પ્રમોદભાઈનું નામનિશાન સુધ્ધાં નથી ! સાહિત્યસામયિકો જ નિષ્ઠાને અંજલિ આપવામાં કૃપણ હોય તો વ્યાવસાયિક દૈનિકોને ભલા, કાં દંડો ? એમની પાસે Media Ethics નથી, પણ અપનેવાલાનું કેમ છે ?

સંતરામપુર
૨૫-૯-'૯૬ ભરત મહેતા

*

'ઉદ્દેશ'ના બધાય અંકો સમયસર મળે છે. એ અંકોમાં ભારોભાર સંસ્કારસિંચનનાં તત્ત્વોનાં દર્શન થાય છે.

જ્ઞાન-પિપાસુ માટે 'ઉદ્દેશ'નું ભાષાકીય કલેવર સશક્ત છે.

ઑક્ટોબરના અંકમાં ''સ્મૃતિશેષ બની રહેલી વિશ્વની સેંકડો ભાષાઓ'' – શ્રી હરિવલ્લભ ભાયાણીનો લેખ, ચિંતન અને નાવીન્યપૂર્ણ છે.

'ઉદ્દેશ'માં આવતાં ગીતો, ગઝલો, અછાંદસ કૃતિઓમાં પસંદગીનું ઊંચું ધોરણ ઊડીને આંખે વળગે તેવું છે.

શ્રી રાજેન્દ્ર શાહની 'પ્રેમનો પર્યાય' એક અનોખી કૃતિ જ છે : ફિલૉસોફીથી ભરપૂર.

'રા. વિ. પાઠકનાં ગ્રંથાવલોકનો'માં સત્યપ્રિયતાની અનોખી આભા છે.

'ઉદ્દેશ'નો ઉદ્દેશ બર આવે એવી પરમાત્મા પાસે નમ્ર પ્રાર્થના.

મુંબઈ
૨૫-૧૦-'૯૬ મનસુખલાલ ઉપાધ્યાય

*

ઑક્ટોબર '૯૬નો 'ઉદ્દેશ'નો અંક મળ્યો. દેશના સ્વાતંત્ર્યસમયના મહામંથનકાળનું અને ગાંધીનું જે ભાવચિત્ર સુન્દરમ્‌નાં અત્ર પ્રગટ ચૌદ કાવ્યોમાં થાય છે, તે હૃદયંગમ કાવ્યશિલ્પ છે.

મહેરવાડા
૧૮-૧૦-'૯૬ ઈશ્વરભાઈ પટેલ

*

'બુન' મારી માતા – લેખ હૃદયને સ્પર્શી ગયો. 'બુન' શબ્દ તળપદો છે. આ તળપદા શબ્દમાં જીવનનો પ્રેમ સભર ભર્યો છે. એ સીધો જીવનને સ્પર્શે છે. આ લેખની છેલ્લી પંક્તિ ''પછી આપણે મોક્ષ શા માટે માગવો ?''નો ધ્વનિ સતત ગુંજ્યા કરે છે. માતાપિતાના પ્રેમ આગળ મોક્ષની કંઈ જ કિંમત નથી, એવું સહેજે લાગે છે.

વડોદરા
૨૫-૧૧-'૯૬ ભૂપેન્દ્ર વ્યાસ

*

મંગળવારથી આરંભાતું વિક્રમ સંવતનું નવું વર્ષ તમને ખૂબ ખૂબ આનન્દ, આરોગ્યપ્રદ અને આપણી ભાષાના સાહિત્યના સામયિક (એક ઘણા સારા

સામયિક) 'ઉદ્દેશ'ને અધિકાધિક સમૃદ્ધ બનાવવા માટે તમને વધુ ને વધુ દષ્ટિ અને કાર્યશક્તિ પરમાત્મા તરફથી સતત મળતી જ રહે, જેનો તમે વિનિયોગ કરતા જ રહો એવુ નીવડે ઉદ્દેશ'ના ઑક્ટોબર ૧૯૯૬ના અકમા તમારો 'ર વિ પાઠકના ગ્રથાવલોકનો'' લેખ મને ઘણો ગમ્યો ઉદ્દેશ'નુ તેજ ઉત્તરોત્તર વધતુ જાય છે, જે પ્રભાવક નીવડતુ જાય છે તમારા સાતત્યપૂર્વકના ને નિષ્ઠાપૂર્વકના પુરુષાર્થનુ એ સુભગ પરિણામ છે

મુબઈ
૮ ૧૧ ૯૬ કૃષ્ણવીર દીક્ષિત

*

નવે '૯૬ના ઉદ્દેશ'મા શ્રી રમેશ પારેખના અનાજકાવ્યો' જોયા અનુક્રમ જોતા જ તેને પ્રથમ પસદગી આપી અને વાચનની પ્રથમ પસદગીનો પૂરો પરિતોષ પણ થયો

કિસાન અને કવિની જુગલજોડીમા ધરતી અને તેના પુત્રને આટલુ વિશિષ્ટ સ્થાન આપવા બદલ શ્રી પારેખને અમારા ધન્યવાદ અહી ખેડુની વેદનાને વાચા આપીને મોટો ઉપકાર કર્યો છે કૃષિઋણ કવિએ અદા કર્યુ છે ધરા અને ખેડુના સુરેખ અલકૃત ચિત્રો દોર્યા છે તેમાય ભાતીગળ શબ્દોને સાહિત્યસ્વરૂપમા જડી દઈને રચનાને લોકભાગ્ય બનાવી છે

કવિએ આ રચના દ્વારા સમાજમા તેમનુ સ્થાન પ્રસ્થાપિત કર્યુ છે ગુજતુ કર્યુ છે, ગૌરવવતુ બનાવ્યુ છે આભાર સહ પુન ધન્યવાદ

માણેકપુર
૨૩ ૧૧ ૯૬ ચેમરભાઈ ચૌધરી

*

ઉદ્દેશ ના નવે ૯૬ના અકમા શ્રી રમેશ પારેખના અનાજકાવ્યોમા તણાતો હતો પણ ઓડકાર તો ત્યારે જ આવ્યો કે છેલ્લે 'પીડા' શબ્દ પામ્યો. કવિ માત્ર ભૂતકાળ કે નવતર કલ્પનાથી સતુષ્ટ નથી, પણ 'પીડા' શબ્દ બધુ કહી દે છે આ અને આવા બીજા કાવ્યો અગ્રેજીમા અનુવાદ કરવા જોઈએ.

અમદાવાદ
૨૫ ૧૧ ૯૬ અવિનાશ મુનશી

ઉદ્દેશ'યાત્રા અવિરત ચાલે છે એનો આનદ છે ખાસ તો મને સાક્ષીસ્વરૂપે સલગ્ન થવાની તક મળે છે તેથીય

''એક હતા બા'' એ દૌહિત્ર દ્વારા લખાયેલ કાવ્ય છે એ પાછળથી સમજાયુ નર્યોનીતર્યો પ્રેમ અને સામે પક્ષે વાત્સલ્ય કેવા સરસ કાવ્યને જન્માવી શકે, એ અનુભવ્યુ તમારુ 'બુન' પણ હૃદયસ્પર્શી છે જ

મુબઈ
૨૩ ૧૨ ૯૬ મેઘનાદ ભટ્ટ

*

ઉદ્દેશ' નવે '૯૬ના અકમા 'બુન' વિષેનો તમારો લેખ હૃદયસ્પર્શી છે

ભુજ (કચ્છ)
૨૮ ૧૧ ૯૬ બાબુલાલ એસ. ગોર

*

'ઉદ્દેશ'નો નવેમ્બરનો અક ગઈ કાલે મળ્યો તમારા માતુશ્રીના દેહાતના સમાચાર ટેલિફોન ઉપરની વાતથી જાણ્યા હતા. આ અકમા મણીબા બુન ઉપર બે કૃતિ વાચીને લાગણીના તાર ઝણઝણી ઊઠ્યા માતા મહાતીર્થ'માથી ઉદ્ધૃત કરેલા તમારા લેખથી પુત્રનો વૃદ્ધમાતાને આપેલો અર્ધ્ય જોયો તેમ જ ભાઈ પ્રબોધ ર જોશીનુ દાદીમા ઉપર લખાયેલુ 'એક હતા બા' કાવ્ય વાચી વ્યક્તિગત લાગણી સમષ્ટિગત કઈ રીતે બને છે તે અનુભવ્યુ બાના અવસાનના આ બે સાહિત્યરૂપો જોઈ કાવ્યરસની અનુભૂતિ થઈ

મેઘનાદનો લેખ વાચ્યો. તેમા રજૂ થયેલા મુદ્દા તપાસ માગે છે મહાપુરુષનુ જીવન સામાન્યોની નજરે જોઈ શકાય ? કે પછી તેને લોકોત્તર લોકાચારથી પર ગણવા ? ચિંતન ચાલે છે નિર્ણય લઈ શક્યો નથી

રવીન્દ્રનાથના અગત જીવનની કથા કરુણ અને હૃદયસ્પર્શી લાગી. રવીન્દ્રના પ્રકાશમા મૃણાલિનીદેવી વિષે કઈ દેખાયુ જ નહોતુ તેમનુ માદગી પછીનુ મૃત્યુ અને કવિના હૃદયના ઉદ્દ્ગાર વેધક છે

મુબઈ
૧૦ ૧૨ ૯૬ કિશોર સી. પારેખ

*

'ઉદ્દેશ'નો છેલ્લો અંક મળ્યો. તેના છેલ્લા પાના પર આપનો માતા વિશેનો લેખ વાંચ્યો. અંદર પૌત્રે પણ દાદીમાને સારી અંજલિ આપી છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોર વિશેનો તથા શ્રી મેઘનાદ ભટ્ટનો લેખ પણ સરસ છે.

જૂનાગઢ
૨૮-૧૧-'૯૬ નવમાલિકા વજરિયા

*

'ઉદ્દેશ'ના નવે. '૯૬ના અંકના છેલ્લા પાને 'બુન – મારી માતા' એ તમારો લેખ વાંચી મને મારી બા યાદ આવી અને આંખો ભીની થઈ...

નવસારી
૪-૧૨-'૯૬ ચન્દ્રકાન્ત પંડ્યા

*

'ઉદ્દેશ'નો નવેમ્બરનો અંક મળ્યો ત્યારે જ તમારાં માતુશ્રીના અવસાનના સમાચાર મળ્યા. ૧૬ ઑક્ટોબરના અરસામાં હું બહારગામ હતો એટલે જાણ હમણાં જ થઈ. એક સમયના તમારા પડોશી તો નહીં, પણ નિકટવાસી તરીકે તેમને જોયેલાં. ભાઈ પ્રબોધનું તેમના ઉપરનું કાવ્ય સરસ થયું છે. ઘણા વખતે તેની કવિતા વાંચી. હમણાં તે કેમ વિશેષ લખતો નથી ?

ત્રણેક વર્ષથી 'ઉદ્દેશ' નિયમિત વાંચું છું. મજા પડે છે. 'ઉદ્દેશ' પોતાનું આગવું કાઠું કાઢતું આવે છે. નવે.ના અંકમાં 'રવીન્દ્રનાથ અને મૃણાલિની – દેવીવાળો લેખ ખૂબ ગમ્યો. "કોઈ પણ રીતે મેળ ન હોવા છતાં" કવિએ એક ગ્રામકન્યાને અપાર આદર અને પ્રીતિથી સ્વીકાર્યાં અને જાળવ્યાં એ વિરલ ઘટના છે. સ્નેહ અને સહાનુભૂતિનો સાચો રણકો ભીંજવી જાય છે... મેઘનાદ ભટ્ટનો લેખ ગલત નિશાન (misdirected) લાગે છે. કોઈ નવલ કે નાટકનો આશય કોઈ મહાન વિભૂતિનું મૂલ્યાંકન કે તેના જીવનનાં ઊંચાં મૂલ્યોને યથાર્થ ચીતરવાનો હોઈ શકે નહીં. કોઈ માનવીની કે માનવીય સમસ્યા નિરુપાય અને તે રસાસ્વાદની સામગ્રીરૂપે ભાવકને આનંદ આપે એટલે ભયો ભયો. મોટા માણસોનાં બાળકો વાલી પાસેથી પૂરતું ધ્યાન, સ્નેહ, હૂંફ અને માવજત પામતાં નથી. બાળક તેથી શોષાય, સોરવાય. તેમાંથી ક્યારેક ઉછેર કુંઠા, વિકાર કે અસમધારણ વ્યક્તિત્વમાં પરિણમે. આ વિષય અજાણ્યો નથી. મહારાષ્ટ્રમાં શિવાજી મોટું નામ. તેમના અને તેમના પુત્ર વચ્ચેના આવા જ સંબંધનું ચિત્રણ સફળ નાટક 'રાયગઢ જ્યારે જાગે છે'માં થયેલું. આવા બીજા દાખલા પણ આપી શકાય. એ બધા મોટા માણસને સામાન્ય (?) જનના માપદંડથી માપી ન શકાય તેવી દલીલ અસ્થાને છે, સાહિત્યિક તો નથી જ.

અમદાવાદ
૯-૧૨-'૯૬ મહેશ દવે

*

'ઉદ્દેશ'ના નવે. '૯૬ના અંકમાં 'સ્વાધ્યાય અને સમીક્ષા' મથાળા હેઠળ મણિલાલ હ. પટેલનો લેખ 'વાર્તાઓ વાવનાર-ઉછેરનાર ક્યાં છે ?' છપાયો છે. આ લેખ એક પણ અક્ષરના ફેરફાર વગર 'ખેવના' મે-જૂન '૯૬ના અંકમાં છપાઈ ચૂક્યો છે. એક જ લેખ (એ પણ પૂર્વગ્રહયુક્ત) એક સાથે બે સામયિકોમાં છપાવવાની પાછળ કયો ઉદ્દેશ ? સમીક્ષકને 'ખેવના' વાચક સુધી નથી પહોંચતું એવો કોઈ ભય છે ? પર્યાવરણના નામે આપણે કાગારોળ કરીએ એક બાજુ, પ્રથમ વાર છાપવાનો આગ્રહ રાખીએ, તો પછી આવો પ્રમાદ કઈ રીતે ? સંપાદક કદાચ ચૂકી ગયા હોય અન્ય સામયિક જોવાનું, પણ સમીક્ષક એક જ લેખ બે જગ્યાએ શા માટે છપાવે ? આ મનોવૃત્તિ મને કંઈ સમજાઈ નહીં.

સુરત
૧૦-૧૨-'૯૬ શરીફા વીજળીવાળા

[શ્રી શરીફા વીજળીવાળાનો ઉપરનો પત્ર મળ્યા બાદ મેં 'ખેવના'ના તંત્રી ડૉ. સુમન શાહને ફોન કરી શ્રી મણિલાલ હ. પટેલે 'ઉદ્દેશ'માં બીજી વાર આવું કેમ કર્યું એ વાત કરી હતી. અગાઉ તેમણે પત્ર દ્વારા દિલગીરી વ્યક્ત કરેલી. એ પછી શ્રી મણિલાલ હ. પટેલનો એક પોસ્ટકાર્ડ મને મળ્યો એના ઉપર તા. ૧-૧૨-'૯૬ લખેલી છે, પણ વિદ્યાનગરની પોસ્ટનો સિક્કો ૨૪-૧૨-'૯૬નો વંચાય છે ! ગમે તેમ લેખકોએ થોડી ધીરજ રાખવી ઘટે. એક જ કૃતિને બીજી જગ્યાએ

મોકલતા પહેલા અગાઉ મોકલેલ સામયિક એ છાપનાર નથી એની ખાતરી કરી લેવી જોઈએ

**તંત્રી]**

*

નવેમ્બર '૯૬ના 'ઉદ્દેશ'મા શ્રી જનક ત્રિવેદીના વાર્તા સચય 'બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ'ની મણિલાલ હ પટેલે જે સમીક્ષા રજૂ કરી છે, તેમા તેમણે મારી વાર્તાઓને આભાસી વાર્તાઓ' તરીકે ઓળખાવી છે તેના અનુસધાને અહીં થોડી નિખાલસ અને વસ્તુલક્ષી ચર્ચા રજૂ કરુ છુ

(૧) મણિલાલભાઈને કઈ પણ બોલવુ કે લખવુ એ જાણે મીઠાના પાણીના કોગળા કરી નાખવા બરાબર જ છે કોઈ વાતે જરાક વાકુ પડી જાય એટલે તરત જ તેઓશ્રી સજવારી સાથે સાવરણીનો પણ ઘા કરી દે મારી વાર્તાઓ વિશે તેમણે કરેલા વિધાનો કેટલા ભ્રામક અને પૂર્વગ્રહયુક્ત છે, તેની સમ્યક્ પ્રતીતિ થાય એ માટે તેમણે મારા ઉપર લખેલા પત્રોમાથી જ કેટલાક વિધાનો અહીં રજૂ કરુ છુ

(૨) લગભગ ૧૯૯૩મા વાર્તાકાર રમેશ ત્રિવેદીની વાર્તા 'સુવર્ણમૃગ' ઉપરનો આસ્વાદલેખ મેં તેમને 'દસમા દાયકા' માટે મોકલેલ, જે સ્વીકૃત કરતા તેમણે તેમની વાર્તા માટીવટો' વિશે પણ આસ્વાદલેખ લખવા અનુરોધ કરતા મારા ઉપરના પત્રમા લખેલુ 'તમે તો વાર્તાકળાના મર્મી માણસ છો !'' જોકે પછી મારો આ આસ્વાદલેખ લાબા સમય સુધી તેમણે ન છાપતા મે ફાર્બસ ત્રૈમાસિક મા મોકલેલ, અને ફાર્બસના ઑક્ટો -ડિસે '૯૪ના અકમા પ્રસિદ્ધ થયેલ

(૩) લગભગ જુલાઈ '૯૩મા તેમણે મારી વાર્તા 'ડાર્કરૂમ' 'દસમા દાયકા માટે સ્વીકારેલ. એ આખા પોસ્ટકાર્ડમા તેમણે ખુલ્લા દિલે મારી વાર્તાઓની પ્રશસા કરતા લખેલુ, 'તમે તો ભાઈ જામ્યા છો. ને જલસા કરાવો છો.'

ઉપરોક્ત બને પત્રોની ઝેરૉક્સ નકલો આ સાથે તમારી જાણ માટે રવાના કરુ છુ હવે મણિલાલને જ પ્રશ્ન પૂછી શકાય — એક વખત નક્કર કલાત્મક લાગતી વાર્તાઓ હવે આભાસી કેમ લાગવા માડી ?

(૪) દુ ખની વાત તો એ છે કે ખુદ મણિલાલ હ પટેલ આભાસી નબળી વાર્તાઓ લખવામાથી હજુ પણ ઊચા આવી શક્યા નથી. 'રાતવાસો' સચયને ભલે ઇનામો મળ્યા હોય પણ આ સચયમાથી બે ત્રણ વાર્તાઓને બાદ કરતા આમા વાચતા ત્રાસ થઈ જાય એટલી હદ સુધીની નબળી વાર્તાઓ તેમણે ગુજરાતી સાહિત્યને ભેટ આપી છે

(૫) ગતવાસો વાર્તાસચયમાથી ચાર પાચ નબળી વાર્તાઓ, માત્ર ચાર પાચ વર્ષના ટૂકા ગાળામા હિન્દી અને અગ્રેજીમા અનૂદિત થઈને રાષ્ટ્રીય કક્ષાના સચયોમા સ્થાન પામી છે અહીં મૂઝવે તેવો પ્રશ્ન તો આ છે આવી નબળી વાર્તાઓની પસદગી કરીને, તેને રાષ્ટ્રીય કક્ષાએ ચમકાવવાનુ પુણ્યકર્મ કોણે કર્યું હશે ? મારા જેવા અને બીજા કેટલાય સશક્ત વાર્તાકારો આખી જિદગી લખી લખીને ઊધા પડી ગયા, છતા ક્યાય પણ તેમની એકાદ વાર્તાનો પણ પત્તો ખાધો નથી ' આની ફરિયાદ કોને કરવી ?

(૬) પ્રસિદ્ધિ માટ અને ઇનામો માટે વલખા મારતા વાર્તાકારોને બોધપાઠ મળે એટલે કહુ છુ - મારા વાર્તાસચયને ૧૯૯૦ના વર્ષનુ અકાદમીનુ પ્રથમ પારિતોષિક મળેલ. આમ છતા મને મારી પાત્રતા ન જણાતા આ ઇનામની રકમ અન્યને વહેચી દેવા માટે મેં અકાદમીને અનુરોધ કરેલ છતા અકાદમીએ આ રકમ મારા તરફ મોકલી આપેલ ને મેં આ રકમ જરૂરિયાતવાળા સર્જકો વચ્ચે વહેંચી આપેલ — દરેકને મનીઑર્ડર કરીને અહીં એક વાત હું ભારપૂર્વક કહેવા માગુ છુ — વાર્તા પ્રગટે છે આપણી ભીતરના કારુણ્યમાથી આપણી ભીતરે જ ફટાકડાનો દાબો નાખ્યો હોય તો ખાખ વાર્તા બહાર આવવાની હતી ?

છેલ્લે મહાવીરના ભાવજગતનુ સત્ય મૂકીને મારી વાત પૂરી કરુ છુ મારી ખુદની દાનત જો ખોરા ટોપરા જેવી હશે તો, મારા હાથમા પકડાયેલા સારામા સારા પાણીદાર નાળિયેરમા પણ જીવાત પડી ગયા વગર નહીં જ રહે '

જૂનાગઢ
૧ ૧ ૯૭

બહાદુરભાઈ વાંક

# સાભાર સ્વીકાર

## લોકમિલાપ ટ્રસ્ટ (પો.બૉ.નં. ૨૩, સરદારનગર, ભાવનગર – ૩૬૪ ૦૦૧)નાં

**ઘોળી ઘોળી પ્યાલા ભરિયા :** ઝવેરચંદ મેઘાણી, સંપા. મહેન્દ્ર મેઘાણી, કિં. રૂ. ૮૦. **ગીતામંથન (સંક્ષિપ્ત) :** કિશોરલાલ મશરૂવાળા, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. **ખાંભીઓ જુહારું છું :** ઝવેરચંદ મેઘાણી, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. **ભવનું ભાતું :** સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. **ભજનાંજલિ (સંક્ષિપ્ત) :** કાકા કાલેલકર, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૬. **"શીંગડાં માંડતાં શીખવશું !" :** મનુભાઈ પંચોળી, 'દર્શક', કિં. રૂ. ૬. **વિદાયવેળાએ (સંક્ષિપ્ત) :** લે. ખલીલ જિબ્રાન, અનુ. કિશોરલાલ મશરૂવાળા, સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૬.

### અન્ય

**આધુનિક નવલકથાસર્જકો :** લે. રામચંદ્ર દામોદર શુક્લ, પ્રાપ્તિસ્થાન : ૨૦/૨૧/૩, સમસ્ત બ્રહ્મક્ષત્રિય સોસાયટી, નારાયણનગર રોડ, શાંતિવન પાસે, પાલડી, અમદાવાદ. કિં. રૂ. ૪૦. **સુંદરી :** લે. ગજેન્દ્ર ડાભી, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી માર્ગ, પુલ નીચે, અમદાવાદ - ૧, કિં. રૂ. ૧૦૦. **જોડણીકોશ વિશે ભૃગુરાય અંજારિયા :** સંપા. જયંત કોઠારી, સુધા અંજારિયા, પ્રાપ્તિસ્થાન: અક્ષરભારતી ગ્રંથભંડાર, ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૨૫. **હવાનો રંગ :** લે. શ્રી મનહરલાલ ચોકસી, પ્ર. લાયન્સ ક્લબ ઑફ સરદાર માર્કેટ, ૭, મસ્કતી ચેમ્બર્સ, હજૂરી ચેમ્બર્સ પાછળ, ઝાંપા બજાર, સુરત – ૩૯૫ ૦૦૩, કિં. રૂ. ૨૦. **ઉચાટ :** લે. ગુલામ અબ્બાસ, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ – ૪૦૦ ૦૦૨, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૫. **શૃંખલા :** લે.પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. **ઉપનિષદોનું તત્ત્વ ચિંતન :** લે. સ્વ. શ્રી જયંતીલાલ હીરજીભાઈ ભટ્ટ, પ્રાપ્તિસ્થાન : શ્રી ગોપાલકૃષ્ણ ટ્રસ્ટ, મણિભુવન, રેલવે ક્રૉસિંગ પાસે, ગાંધીગ્રામ, જૂનાગઢ – ૩૬૨ ૦૦૧, કિં. રૂ. –. **પ્રાણ અણુ અને તેનાં સ્પંદન :** લે. યોગાનંદ, પ્ર. નીલમ પટેલ, યોગાનંદ પ્રકાશન, ૬૯૩/૧, સેક્ટર ૨૩, ગાંધીનગર, કિં. રૂ. ૩૦. **પરીક્ષાની જિંદગી, જિંદગીની પરીક્ષા :** પંન્યાસ રત્નસુંદરવિજય, પ્ર. રત્નત્રયી ટ્રસ્ટ, પ્રવીણકુમાર દોશી, ૨૫૮ – ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨, કિં. નથી. **કાવ્યવિશેષ હરીન્દ્ર દવે :** સંપા. સુરેશ દલાલ પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., 'સંસ્કૃત' બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઇકૉર્ટ રોડ, નવરંગપુરા, આશ્રમ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૪૦. **જય જય જય શ્રીનાથજી :** સુરેશ દલાલ. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૭૫. **ઋગ્વેદની નીતિકથાઓ :** આચાર્ય વિષ્ણુદેવ પંડિત, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૮૦. **સુભાષિતમંજરી :** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૫. **ગુજરાતી સાહિત્યકારોનાં કટાક્ષચિત્રો :** નિર્મિશ ઠાકર, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૫. **અર્થ આડા થાય તો ?** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦. **સાથે રહ્યાનું સુખ અનંત :** લે. રુસ્વા મઝલૂમી, પ્ર. અયાઝખાન બાબી ઑફ પાજોદ, c/o, રાજકુમાર કૉલેજ, રાજકોટ – ૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૪૦. **હજુ અજવાસ છે કાળો :** એસ. એસ. રાહી, પ્ર. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **મૃત્યુની મંગલ પળે :** ડૉ. ભાનુમતી એચ. શાહ. પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧. કિં. રૂ. ૭૫. **ઘ ફેશનો ઘ :** સ્વ. હેલ્પર ક્રિપ્ટી, પ્ર. લાયન્સ ક્લબ ઑફ સુરત, કિં. નથી. **शोध और स्वाध्याय :** હરિવલ્લભ ભાયાણી, પ્ર. હિન્દી સાહિત્ય અકાદમી, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર – ૩૮૨ ૦૧૧, કિં. રૂ. ૮૫. **એક માનવીને લેખે :** ઉશનસ્, પ્ર. સંસ્કૃતિ, ૭૦૮, સાંકડી શેરી, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **ઇસ્લામ અને નારીસન્માન :** લે. મૌ. અબ્દુર્રશીદ ખાનપુરી 'નદવી'સાહબ, પ્રાપ્તિસ્થાન : પ્રકાશન અને પ્રસારણ વિભાગ, દારુલ ઉલૂમ મદ્રસા અરબિયા તાલીમુલ મુસ્લિમીન, લુણાવાડા – ૩૮૯ ૨૩૦, જિ. પંચમહાલ, કિં. નથી. **ઇસ્લામી સજાઓ–ગેરસમજ અને હકીકત :** લે. ઝકરિયા એ. પટેલ, પ્ર. ઉપર મુજબ. **કૃષ્ણમાધુરી :** સંપા. ગંગાદાસ પ્રાગજી મહેતા, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ-૭, કિં.રૂ. ૧૦૦.

ગ્ર

**મહામાયા :** ચિન્મય જાની, પ્ર નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, કિં રૂ ૫૦ **જુદાઈ :** પ્રા કૈલાસબેન ડી જાની, પ્રાપ્તિસ્થાન શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૨૫ **વાત્સલ્ય :** લેખન – સંપાદન – સંકલન પ્રા. અરવિંદ પી મહેતા, પ્ર સ્વ. ડૉ પ્રાગજીભાઈ પાનાચંદ મહેતા અને શ્રીમતી હરકોરબેન ચેરિટેબલ ટ્રસ્ટ, ૩૬, અરુણોદય પાર્ક, સેન્ટ ઝેવિયર્સ કૉલેજ પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯, કિં નથી. **જોડણી · પરિષદની દિશામાં** સંપાદક સરોજ પટેલ, પ્ર મધુકાન્તા ઉત્તમ ગજ્જર, ૫૩ ગુરુનગર, વરાછા રોડ, સુરત – ૩૯૫ ૦૦૬, કિં રૂ ૧૫ **इति मे मतिः** – લે.પ્ર ડૉ રક્ષાબહેન પ્ર દવે, જીવન કૉટેજ, ૪૩૯ A, અજવાળ, પ્રભુદાસ તળાવ ચોક, ભાવનગર – ૩૬૪ ૦૦૧, કિં રૂ ૨૫ **બોલ્યું, બાક્યું માફ'** પ્રદ્યુમ્ન જોષીપુરા, પ્ર કુસુમ પ્રકાશન, ૬૧/ એ – નારાયણનગર, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭ કિં રૂ ૪૦ **સૌંદર્યવંતી ·** લે પ્ર ડૉ અરુણ વામદત્ત ૪૩ કિરણદીપ સોસાયટી, ઇચ્છાનાથ, સુરત – ૩૯૫ ૦૦૭ કિં નથી **યુગસભા :** લે કિશોર જાદવ, પ્ર પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૫૦ **પ્રતિજ્ઞા ·** એમ ડી નાયક, પ્ર લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી રોડ, અમદાવાદ. **ત્રણ વિદેશી લઘુનવલો :** અનુ વિજય શાસ્ત્રી, પ્ર હર્ષ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાંધી રોડ અમદાવાદ, કિં રૂ ૭૫ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ભાવાર્થ :** હીરાભાઈ ઠક્કર (ત્રણ ગ્રંથો) – ત્રણેના પ્રકાશક કુસુમ, પ્રકાશન, ૬૧ એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭ કિં અનુક્રમે રૂ ૧૪૫, રૂ ૧૨૫ અને રૂ ૧૧૫ **સાંપ્રત સહચિંતન – ભાગઆઠમો :** લે. રમણલાલ ચી શાહ, પ્ર શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ માર્ગ મુંબઈ – ૪૦૦૦૦૪, કિં રૂ ૨૫ **આખી પૃથ્વી તારો પ્રેમપત્ર છે...' :** લે. ડૉ. યશવંત ત્રિવેદી, પ્ર નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ – ૪૦૦ ૦૦૨, અને જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૫૦ **મેઘાણીભાઈ શતાબ્દીને ટિંબેથી :** લે. પ્ર ઉપર મુજબ, કિં રૂ ૪૦ **પ્રતીક્ષા** લે પ્રવીણ ગઢવી, પ્ર કુમકુમ પ્રકાશન, મામુ નાયકની પોળ સામે, ગાંધી રોડ અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૪૮ **કાવ્યવિશેષ – ઝવેરચંદ મેઘાણી ·** સંપા સુરેશ દલાલ, પ્ર ઇમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., 'સંસ્કૃત' બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઈકોર્ટ રોડ, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯, કિં રૂ ૬૦ **સરસ્વતીચંદ્ર (કથાસાર):** જયંત કોઠારી, ભૂપેન્દ્ર પારેખ, પ્ર ઉપર મુજબ, કિં રૂ ૨૦ **એક રાત નિભાવી લેવી છે (મારી બારીએથી : ૧૫):** લે સુરેશ દલાલ, પ્ર ઉપર મુજબ, કિં રૂ ૮૦ **હાસ્યબજારનો નવો ઇસ્યૂ :** લે વાલ્મીક મહેતા, પ્ર રન્નાદે પ્રકાશન ૫૮/૨, બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૯૧ **પત્રમ્ પુષ્પમ્:** લે પુરુષોત્તમ માવળંકર, પ્ર. 'સંનિષ્ઠ પ્રકાશન', ગોપિકા', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ – ૩૮૦ ૦૦૬, કિં રૂ ૧૫ **આપણી ભાષાચેતના :** લે. પ્ર ચીનુભાઈ ગી. શાહ, સંઘવી હાઈસ્કૂલના રેલવે ફાટક પાસે, નારણપુરા અમદાવાદ – ૧૩, કિં રૂ ૧૦ **પાનખરમાં ફૂટ્યાં પાન ·** જયંતી એમ દલાલ, પ્ર ગુજરાત પુસ્તકાલય સ. સ. મ લિ, સરસ્વતીસદન, રાવપુરા, વડોદરા, કિં રૂ ૧૧૭ **કથાસૌરભ :** સંપા. જયંતી એમ દલાલ, મુખ્ય વિક્રેતા ઉપર મુજબ, કિં રૂ ૭૮ **કોણ એને બોલાવે ?** ડૉ પ્રફુલ્લરાય દેસાઈ, પ્ર સાહિત્ય સંકુલ, ચૌટા બજાર, સુરત, કિં રૂ ૧૦૨ **વિકલ્પ .** લે મહેશ જોશી, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, બાલાહનુમાન, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં રૂ ૪૦ **મદિરા ·** (બીજી આવૃત્તિ) લે. પ્ર રુસ્વા મઝલૂમી, c/o અયાઝખાન બાબી ઑફ પાજોદ, રાજકુમાર કૉલેજ, રાજકોટ – ૩૬૦ ૦૦૧, કિં રૂ ૬૦ **इन्दिरा और उनकी कविता :** ले डॉ रामसजन पाण्डेय, प्र शान्ति प्रकाशन, आसन - 124421, रोहतक (हरियाणा), मूल्य 100 **Tangled Love** Author Dr Indira Diwan, Pub Shanti Prakashan, ASSAN - 124421 (Rohtak, Haryana) Price Rs 100 **થોડોક ધ્વનિ** (લઘુકાવ્યો) લે ભૂપેન્દ્ર શાંતિલાલ વ્યાસ, પ્ર નીતુલ ભૂપેન્દ્ર વ્યાસ, ૩૧૩/એ, રાજસ્તંભ સોસાયટી, બગીખાના, બરોડા હાઈસ્કૂલ પાછળ, પોલો ગ્રાઉન્ડ પાસે, વડોદરા – ૩૯૦ ૦૦૧, કિં રૂ ૧૦ **Endurance : A Droll Saga :** by Pannalal Patel, Translated by V Y Kantak, Pub Sahitya Akademi, Rabindra Bhavan, 35, Ferozeshah Road, New Delhi – 110001, Price Rs 270



# આજે ભાષાનો ઉત્સવ છે...!

*આજે ઉત્સવ છે આ હિરણ્યગર્ભ ભાષાને દિગંતરાલ લગી ફેલાવી દેવાનો...!*
*આજે ઉત્સવ છે તારી આસમાની સાડીના પાલવથી પૃથ્વીને ઢાંકી દેવાનો....!*

*તારા શાશ્વત શૃંગારથી દર્પણને એવી તો રમણીયતાથી ઢાંકી દે*
*કે દર્પણના સરોવરમાં કમલ જેમ તર્યા કરે જલકન્યાઓ –*
*પરિપક્વ ગ્રીષ્મના સંવેગથી ફળોને લચી જવા દે એમની દેહયષ્ટિ પર*
*ને શબ્દોને શિશુઓની જેમ રમવા દે એ શરમાળ તરુણ માતાઓના ખોળામાં...!*

*આજના ધન્ય અવસરે મને કહેવા દે કે તું પૃથ્વીની જેમ મારી ચિર-સંગાથિની છે !*
*પણ મને કોઈ શુભ દિવસની જેમ, ચંચલ તારાની જેમ, તારી કૂખે જન્મ લેવા દે !*
*અને મારા શિશુ-શબ્દનાં પંખીઓની પાંખોનાં ઉડ્ડયનોથી વીંઝાવા દે આકાશને...*
*મને આજ નદ-નિર્ઝરોમાં, પુષ્પોના એરિયલમાં નવી ભાષાનાં નક્ષત્રોને ગોઠવવા દે !*

*આજે તારી સહસ્ર પ્યાલીઓને ગોઠવી દે ગાર્ડન કૅફેના ટેબલ-ક્લૉથ ઉપર,*
*વિશ્વનાં તમામ પુષ્પોમાંથી અને દ્રાક્ષના મંડપોમાંથી હું ટીપેટીપે શબ્દની જેમ ટપકવા માગું છું...*
*આજે પૃથ્વી જેવા તારા ચહેરાને ખુલ્લો રહેવા દે ચણોઠીનાં લાલ વનો વચ્ચે —*
*હું ઉત્સવ જેમ આલેખવા માગું છું પ્રથમ વર્ષાજલના છાંટાથી તારું પ્રેમગીત !*

**યશવંત ત્રિવેદી**

Licensed to post without prepayment License No 168 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ સાતમું : અંક સાતમો ફેબ્રુઆરી : ૧૯૯૭

તંત્રી
રમણલાલ જોશી

૭૦-



# ઉદ્દેશ

વર્ષ : સાતમું    અંક : સાતમો    સળંગ અંક : ૭૯

## અનુક્રમ : ફેબ્રુઆરી ૧૯૯૭



પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નેશનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯ ફોન ૪૦૦ ૬૮૮

મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમાં(ઍરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨ પોસ્ટેજ સાથે
  લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું

**'ઉદ્દેશ' કાર્યાલય**
૨ અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
ફોન ૭૪૫૨૦૨૭; ૭૪૫૬૨૭૭

- લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન. ૫૩૫૪૫૯૬

(૨) **ગ્રંથાગાર**
પો. બોક્સ ન. ૪૧૬૧
ધવલ કૉમ્પલેક્સ (પહેલા માળે)
નવરંગપુરા પોસ્ટ ઑફિસ પાછળ
અમદાવાદ-૯ ફોન ૪૪૬૦૮૩

(3) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

ફેબ્રુઆરી ૧૯૯૭

*સર્વભાષા સરસ્વતી*



## વિશ્વાસ

'વિશ્વાસ' શબ્દનો એક અર્થ થાય આત્મવિશ્વાસ, એટલે કે અમુક દુષ્કર કામ આપણે કરી શકીશું એવી આપણી શક્તિમાં શ્રદ્ધા. આવા આત્મવિશ્વાસનું એક પ્રસિદ્ધ ઉદાહરણ છે વાલ્મીકિ રામાયણમાં હનુમાનનું. સુગ્રીવના આદેશથી સીતાને દક્ષિણ દિશામાં શોધવા નીકળેલા વાનરો કલ્પિત મહેન્દ્ર પર્વતની તળેટીએ સમુદ્રતટે પહોંચ્યા અને ત્યાંથી દેખાતો સમુદ્રનો અનંત જળવિસ્તાર જોઈને માંહોમાંહે વિચારવા લાગ્યા કે પોતાનામાંથી કોણ સો યોજન જેટલો પહોળો એ સમુદ્રપટ ઓળંગી શકશે ? આ ચર્ચા ચાલતી હતી તે દરમિયાન એ વાનરોના ટોળામાં એક ખૂણે ચુપ બેઠેલા હનુમાન વૃદ્ધ જામ્બવાનની પ્રેરણાથી એ વિશાળ સમુદ્રપટ ઓળંગવા તૈયાર થયા, અને, આપણા આદિકવિ વાલ્મીકિ લખે છે તેમ, કોઈ ગિરિગુફામાં બેઠેલો સિંહ આળસ મરડીને ઊભો થાય તેમ હનુમાન ઊભા થયા અને મહાકાય રૂપ ધારણ કરીને તેમણે વૃદ્ધ વાનરોને વિનયપૂર્વક પ્રણામ કર્યા અને કહ્યું : "હું અવશ્ય સીતાને શોધી શકીશ. હું માનું છું કે હું વાયુના જેવા વેગથી અને ગરુડના જેવી ગતિથી હજારો યોજન કૂદી શકું." વિનમ્ર દેખાતા હનુમાનમાં આમ હજારો યોજન કૂદી શકવાનો આત્મવિશ્વાસ પ્રગટ્યો, કારણ કે આ પ્રસંગે તેમણે પોતાની જાતને ભૂલીને પોતાના સ્વામી એવા રામનું કાર્ય કરવાનું સ્વીકાર્યું હતું. આપણે પણ આપણી જાતને ભૂલીને આપણી સર્વ શક્તિઓ લોકહિતના કે લોકસંગ્રહના કોઈ કાર્યને સમર્પિત કરવાનો સંકલ્પ કરીએ તો આપણામાં પણ અલ્પાંશે હનુમાનના જેવો આત્મવિશ્વાસ પ્રગટશે.

વિશ્વાસ શબ્દનો એક બીજો અર્થ આપણા સંપર્કમાં આવતાં સર્વ સ્ત્રીપુરુષોની સચ્ચાઈમાં વિશ્વાસ રાખવો તે. એમ કરતાં ક્યારેક આપણે છેતરાઈ જઈએ એમ બને ખરું, પણ કોઈની ઉપર વહેમ રાખવાથી થતા માનસિક ઉદ્વેગમાંથી આપણે બચી જઈશું. અને આપણને છેતરી જનારાં સ્ત્રી-પુરુષો ઉપર પણ વિશ્વાસ રાખવાથી આપણું મન પ્રસન્ન રહેશે. બાળકો સાથેના આપણા વ્યવહારમાં પણ આપણે તેમની સચ્ચાઈમાં વિશ્વાસ રાખીશું તો આપણે જોઈશું કે એ બાળકોય આપણી ઉપર વિશ્વાસ રાખતાં થાય છે અને પરિણામે આપણી અને તેમની વચ્ચે નિર્વ્યાજ સ્નેહનો જે તંતુ બંધાય છે તે આપણને પ્રસન્ન રાખે છે.

વિશ્વાસ શબ્દનો એક ત્રીજો અર્થ આ સૃષ્ટિમાં કોઈ પરમ કલ્યાણકારી તત્ત્વ અંતર્હિત રહેલું છે એવી શ્રદ્ધા રાખવી તે. આપણા જેવાં સામાન્ય સ્ત્રીપુરુષો માટે તો જે શ્રદ્ધાનો જ વિષય હોઈ શકે તેનું આપણાં પ્રાચીન ઉપનિષદોના ઋષિઓને તો પ્રત્યક્ષ દર્શન થયું હશે એવી તેમની વાણી આપણને પ્રતીતિ કરાવે છે. ઉદાહરણ તરીકે શ્વેતાશ્વતર ઉપનિષદના ઋષિ કહે છે : वेदाहमेतम् पुरुषं महान्तमादित्यवर्ण तमसः परस्तात् — એટલે કે ઋષિએ આ માયાસૃષ્ટિના અંધકારની પેલી પાર રહેલા સૂર્ય જેવા પ્રકાશમાન પરમ પુરુષનું પ્રત્યક્ષ દર્શન કર્યું છે. પ્રત્યક્ષ અનુભૂતિની એવી જ શ્રદ્ધાથી તૈત્તિરીય ઉપનિષદના ઋષિ કહે છે કે આ સમસ્ત પ્રાણીસૃષ્ટિ આનંદમાંથી ઉદ્ભવી છે, આનંદથી જ જીવતી રહે છે અને અંતે આનંદમાં પુનઃપ્રવેશ કરે છે. તૈત્તિરીય ઉપનિષદના ઋષિના આ ઉદ્ગારનો અર્થ એ થાય કે આપણો જાતઅનુભવ ગમે તે કહે, આ સૃષ્ટિમાં સર્વત્ર આનંદ જ પ્રવર્તે છે અને આપણે જેને વિપત્તિ માનીએ છીએ તે શંકરાચાર્યકથિત માયાએ સર્જેલો માત્ર આભાસ છે, એ વિપત્તિ વાસ્તવિક નથી.

આપણામાંથી કોઈ કોઈ મહાભાગ્યશાળીને સૃષ્ટિમાં સર્વત્ર પ્રવર્તતા આ આનંદનો ક્યારેક આછોપાતળો સ્પર્શ થશે, કવિઓ અને કળાકારોને તો એવો સ્પર્શ થતો જ હોય છે. સર્જનમાત્રની પ્રેરણા સૃષ્ટિમાં સર્વત્ર પ્રવર્તતા આનંદના એવા સ્પર્શમાં રહેલી છે.*

**ચી. ના. પટેલ**

* આકાશવાણી પર તા. ૫ ડિસે. '૯૬ના રોજ આપેલો વાર્તાલાપ, સુધારાવધારા સાથે

તંત્રી

### વિજયરાય વૈદ્ય જન્મશતાબ્દી પરિસંવાદ

દિલ્હી સાહિત્ય અકાદમી અને ભાવનગર સાહિત્યસભાના સયુક્ત ઉપક્રમે ભાવનગરમા તા ૨-૩ ફેબ્રુઆરી ૧૯૯૭ના રોજ વિજયરાય વૈદ્ય જન્મશતાબ્દી પરિસવાદ યોજાયો હતો પરિસવાદનુ સ્થળ અહિચ્છત્ર સસ્કાર કેન્દ્ર, ડૉન, ભાવનગર સાહિત્યરસિકોએ મોટી સખ્યામા ઉપસ્થિત રહી સ્વ. વિજયરાય વૈદ્ય પ્રત્યેનો પ્રેમાદરભાવ પ્રગટ કર્યો શ્રોતાઓની સાહિત્ય પ્રત્યેની મમતા પણ જોઈ શકાતી હતી એક વાર ઉમાશકરે વાતવાતમા કહેલુ કે આપણા સાહિત્યના કેટલાક સાગ થાણામાનુ એક ભાવનગર છે, એની પ્રતીતિ થઈ ઉદ્દ્ઘાટનબેઠકમા શ્રી ભોળાભાઈ પટેલે પ્રાસ્તાવિક વક્તવ્ય રજૂ કર્યુ અને શ્રી યશવત શુક્લે ચાવીરૂપ પ્રવચન (key-note address) આપ્યુ સ્વના સુપુત્ર શ્રી બકિમ વૈદ્યે પોતાના પિતાના સસ્મરણો કહ્યા સમારભના પ્રમુખ શ્રી તખ્તસિંહ પરમારે વિજયરાય સાથેના સસ્મરણોની પશ્ચાદ્ભૂમિકામા તેમની વાસરિકા'માથી સખ્યાબદ્ધ ઉદાહરણો આપી તેમના સારસ્વત વ્યક્તિત્વને પ્રગટ કર્યુ અકાદમીની પ્રાદેશિક મુબઈ ઑફિસના મત્રી શ્રી પ્રકાશ ભાતમ્બ્રેકરે આભારદર્શન કર્યુ પરિસવાદની શ્રી રઘુવીર ચૌધરીના અધ્યક્ષપદે મળેલી પ્રથમ બેઠકમા શ્રી ઉષા ઉપાધ્યાયે વિજયરાયના લલિત-નિબધો વિશે, પ્રવીણ દરજીએ 'ભ્રમણવૃત્ત' અને અન્ય રચનાઓ વિશે, શ્રી જયતી ગોહેલ, 'માય ડિયર જયુ'– એ વિજયરાયના ગદ્ય વિશે, શ્રી રમેશ ર. દવેએ વિનોદકાન્ત' વિજયરાય વિશે અને શ્રી દુર્ગેશ ભટ્ટે તેમના સાહિત્યિક પત્રકારત્વ વિશે વક્તવ્યો આપ્યા આમ પહેલી બેઠકમા વિજયરાયને સર્જક તરીકે મૂલવવામા આવ્યા. બીજી બેઠક વિવેચક વિજયરાય વિશેની હતી. એના અધ્યક્ષ શ્રી ચદ્રકાન્ત શેઠ હતા

શ્રી સતીશ વ્યાસે વિજયરાયનુ પ્રત્યક્ષ વિવેચન, શ્રી અજય પાઠકે 'સાહિત્યના ઇતિહાસના લેખક વિજયરાય,' શ્રી વિનોદ જોશીએ 'કૌતુકરાગી વિવેચક વિજયરાય' અને શ્રી રમણ સોનીએ 'ગુજરાતી વિવેચન ક્ષેત્રે વિજયરાયનુ સ્થાન' એ વિશે પ્રવચનો આપ્યા શ્રી ભોળાભાઈ પટેલના અધ્યક્ષસ્થાને મળેલી ત્રીજી બેઠક વિજયરાયના સમગ્ર મૂલ્યાકન માટે ઉપયોગી બને એ દષ્ટિએ વિવેચનના વિવિધ પ્રવાહો વિશેની રાખવામા આવી હતી. એમા શ્રી સિતાશુ યશશ્ચદ્રે ઉત્તર ઉપનિવેશવાદ અને સાહિત્યવિવેચન વિશે, શ્રી ચદ્રકાન્ત ટોપીવાળાએ ઉત્તર આધુનિકતાવાદ વિશે, શ્રી ધીરુ પરીખે તુલનાત્મક વિવેચન વિશે અને શ્રી જયત ગાડિતે સ્વાતત્ર્યોત્તર ગુજરાતી વિવેચનની તરાહો વિશે વક્તવ્યો આપ્યા હતા. એ પછી આ લખનારે પૂર્ણાહુતિ પ્રવચન (valedictory speech) આપ્યુ હતુ અને એમા પરિસવાદની બેઠકોના થયેલા પ્રવચનોની સાર્થક-બાધક ચર્ચા કરી હતી અને વિજયરાય વૈદ્યના વિવિધ સસ્મરણો વર્ણવી એક સારસ્વત તરીકે તેમણે કરેલા પ્રદાનનુ મૂલ્ય દર્શાવ્યુ હતુ ઉમાશકરના શબ્દોને થોડા બદલીને મૈં કહ્યુ હતુ કે હરકોઈ જમાનાને એના વિજયરાયની ક્યારેય ખોટ ન હજો ' પરિસવાદ ખરેખર સારો થયો

### જૈન ગૂર્જર કવિઓ : વિમોચન અને પૂર્ણાહુતિ સમારોહ

શ્રી મોહનલાલ દલીચદ દેસાઈ સંયોજિત અને શ્રી જયત કોઠારી સશોધિત 'જૈન ગૂર્જર કવિઓ'નો વિમોચન અને પૂર્ણાહુતિ સમારોહ તા. ૧૯ જાન્યુ '૯૭ ને રવિવારના રોજ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુબઈના ઉપક્રમે આબાવાડી શ્વે મૂ જૈન સઘ, અમદાવાદના આતિથ્ય હેઠળ યોજાઈ ગયો પ્રાર્થના, સ્વાગત, શુભેચ્છાસદેશ, કાર્યક્રમની પ્રાસગિક ભૂમિકા

વ. પછી શ્રી કે. કા. શાસ્ત્રીએ ગ્રંથવિમોચન કર્યું હતું. શ્રી કનુભાઈ જાનીએ અને શ્રી રમણ સોનીએ ગ્રંથની સમીક્ષા કરી હતી. અતિથિવિશેષ શ્રી મોહનલાલ દેસાઈના સુપુત્ર જયસુખભાઈ દેસાઈ અને કવિશ્રી સુરેશ દલાલે શ્રી જયંત કોઠારીના સંશોધનકાર્યને પ્રશંસી તેમને ઉમળકાપૂર્વક અભિનંદન પાઠવ્યાં હતાં. ગ્રંથસંશોધક શ્રી જયંત કોઠારીએ પોતાના આ સંશોધનકાર્યમાં સહયોગ આપનાર મિત્રોનો આભાર માની મોહનભાઈની નિઃસ્પૃહ અને એકનિષ્ઠ સેવાને અંજલિ અર્પી હતી. આચાર્ય શ્રી પ્રદ્યુમ્નસૂરિજીએ આશીર્વચન ઉચ્ચાર્યા બાદ જણાવ્યું કે મો. દ. દેસાઈની ચૅર થાય એ મહત્ત્વનું નથી, પણ આવાં કાર્યો થાય તે જરૂરી છે. જૈન સાહિત્યના ઇતિહાસની સંવર્ધિત-સંશોધિત આવૃત્તિ જયંતભાઈ કરે એવી અપેક્ષા વ્યક્ત કરી હતી.

એ પછી 'મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય-વારસાના જતન અને પ્રકાશનના પ્રશ્નો' વિશે યોજાયેલી ગોષ્ઠીમાં જુદા જુદા અભ્યાસીઓએ વક્તવ્યો રજૂ કર્યાં હતાં અને એ વિશે ચર્ચા પણ થઈ હતી.

જૈન ગૂર્જર કવિઓના સંપાદન પાછળ શ્રી જયંત કોઠારીનો વિદ્યા-પુરુષાર્થ અને જહેમત અલબત્ત પ્રશસ્ય અન પ્રેરક છે. સંનિષ્ઠ વિદ્યા-તપ વગર આવાં કાર્યો થતાં નથી. સાહિત્ય-વિદ્યાક્ષેત્રે કામ કરનારાઓને આવા ઉપક્રમોથી પ્રેરણા મળશે. શ્રી જયંત કોઠારીને હાર્દિક અભિનંદન.

### કાર્ટૂન પ્રદર્શન અને ગુજરાતી સાહિત્યકારોનાં કટાક્ષચિત્રોનું વિમોચન

તા. ૧૮-૧૯ જાન્યુઆરી '૯૭ના રોજ મ. સ. યુનિવર્સિટી, વડોદરાની આર્ટ ગૅલેરીમાં શ્રી નિર્મિશ ઠાકર રચિત કાર્ટૂન પ્રદર્શનમાં અનેક ગુજરાતી, બિનગુજરાતી સાહિત્યકારોનાં કટાક્ષચિત્રો પ્રત્યેક સાહિત્યકારની ટૂંકી માહિતી સાથે પ્રદર્શિત થયાં. સુપ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ શ્રી આર. કે. લક્ષ્મણે પુસ્તકનું વિમોચન અને પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું હતું. તેમણે શ્રી ઠાકરની કાર્ટૂનકલાને ઉમળકાભેર બિરદાવી હતી.

### સત્‌નિર્વાણ ફાઉન્ડેશન ટ્રસ્ટની થયેલ સ્થાપના

સંત સાહિત્ય સંશોધન કેન્દ્રના ઉપક્રમે તાજેતરમાં સત્‌નિર્વાણ ફાઉન્ડેશન નામે એક જાહેર ચૅરિટેબલ ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી છે. છેલ્લાં પંદરેક વર્ષથી સંતસાહિત્ય, લોકસાહિત્ય, ચારણી સાહિત્ય, મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય, વિભિન્ન સંત-પરમ્પરાઓ જેવા જુદા જુદા વિષયોમાં ચાલી રહેલાં સંશોધન — સર્વેક્ષણને જોતાં સવિશેષ સર્વેક્ષણનું કાર્યક્ષેત્ર આ ટ્રસ્ટ દ્વારા વધુ વિસ્તૃત અને વ્યવસ્થિત થશે. આ માટે ડૉ. નિરંજન રાજ્યગુરુનો નીચેના સરનામે સંપર્ક સાધવો. ડૉ. નિરંજન રાજ્યગુરુ, 'આનંદ આશ્રમ', ઘોઘાવદર (દાસીજીવણનું), વાયા ગોંડલ, જિ. રાજકોટ, પિન-૩૬૦ ૩૧૧.

### મેઘાણી શતાબ્દી કાર્યાલય, અમદાવાદ

૧૯૯૭ એ મેઘાણી જન્મશતાબ્દીનું વરસ છે. લોકમિલાપ ટ્રસ્ટ તરફથી એક મેઘાણી શતાબ્દી કાર્યાલય, અમદાવાદમાં નવજીવન ટ્રસ્ટના મકાનમાં શરૂ કરાયું છે. આ સ્થળેથી ઝવેરચંદ મેઘાણીનાં પુસ્તકો તથા કૅસેટો મેળવી શકાશે. મેઘાણી શતાબ્દી દરમ્યાન એક સો ગુજરાતી લેખકોનાં એક સો ચૂંટેલાં પુસ્તકોનો પ્રદર્શનો મારફત વ્યાપક ફેલાવો કરવાની લોકમિલાપની યોજના છે, એ એક સો પુસ્તકો પણ અહીં સુલભ છે. ઝવેરચંદ મેઘાણીના જીવન અને સાહિત્યને લગતાં ભીંતપત્રો — છબીઓનું એક નાનું પ્રદર્શન પણ અહીં ગોઠવાયું છે. આ કાર્યાલય સોમથી શુક્ર સવારે ૧૧થી સાંજે ૫ સુધી ખુલ્લું રહેશે અને મહેન્દ્ર મેઘાણી ત્યાં મળી શકશે એમ જણાવાયું છે. સરનામું : મેઘાણી શતાબ્દી કાર્યાલય, નવજીવન ટ્રસ્ટ, અમદાવાદ - ૩૮૦ ૦૧૪.

### અવસાનનોંધ

સંનિષ્ઠ સાહિત્યસેવી શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ (જન્મ : ૨૪ ફેબ્રુ. ૧૯૨૧)નું ગઈ ૯ ફેબ્રુ. '૯૭ના રોજ અવસાન થયું એની સખેદ નોંધ લઈએ છીએ. સ્વર્ગસ્થ રૂપારેલ ભાષાકીય પ્રશ્નોમાં જીવંત રસ લેતા.

'શબ્દનો આબો' અને 'શબ્દની સફર' વ કયગે લખતા હતા રૂબરૂ મળવાનુ થયેલુ અને ભાષાકીય બાબતો અને પત્રવ્યવહાર પણ થયેલો કોઈ લેખકનુ લખાણ સામયિકમા પ્રગટ થાય તો તે ભાષાકીય દૃષ્ટિએ ઝીણવટપૂર્વક જોતા અને ભાષાશુદ્ધિની દૃષ્ટિએ ધ્યાન પણ ખેંચતા પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ ડૉ રમણલાલ નાગરજી મહેતા (જ ૧૫ ડિસેમ્બર ૧૯૨૨) શિક્ષણજગતમા આર એન મહેતા તરીકે જાણીતા હતા તેમનુ તા ૨૨ ૧ ૯૭ના રોજ દુખદ અવસાન થયુ છે સ્વ. ડૉ મહેતા મ. સ. યુનિવર્સિટી, વડોદરામા ત્રીસેક વર્ષ અધ્યાપક તરીકે સેવાઓ આપ્યા બાદ નિવૃત્ત થયા હતા, અને એ પછી ગુજરાત વિદ્યાપીઠના ઇતિહાસ અને સસ્કૃતિ વિભાગમા વિઝિટિંગ પ્રોફેસર તરીકે સેવાઓ આપતા હતા. તેમના પરિચયમા આવવાની તક મળી હતી અને તેમના સૌજન્યશીલ સ્વભાવનો પરિચય થયો હતો. સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના ભૂપૂ વ્યવસ્થાપક શ્રી ત્રિભુવનદાસ ક ઠક્કરનુ તા ૨૦-૧૨ ૯૬ના રોજ દુખદ અવસાન થયું છે પ્રભુ આ સર્વેના આત્માને ચિરશાતિ અર્પે અને કુટુબીજનોને તેમના નિધનનુ દુખ સહન કરવાની શક્તિ આપે એ પ્રાર્થના.

□

## 'ઉદ્દેશ'ના વાચકો, લેખકો અને ગ્રાહકોને વિજ્ઞપ્તિ

૧ 'ઉદ્દેશ'મા સાહિત્ય-વૃત્ત'નુ કૉલમ રાખ્યુ નથી માટે એ જાતની સામગ્રી મોકલવી નહિ ગુજરાતવ્યાપી સાસ્કૃતિક ઘટનાઓ વિશે તત્રી નોંધો મૂકે છે

૨ 'ઉદ્દેશ'ની કક્ષા અને સ્વરૂપને અનુલક્ષીને ઉત્કૃષ્ટ કૃતિઓ જ મોકલવી. અસ્વીકૃત કૃતિઓ પરત મેળવવા નામ સરનામાવાળુ જવાબી પરબીડિયુ મોકલવુ આવશ્યક છે અન્યથા અસ્વીકૃત કૃતિઓ રદ કરવામા આવશે અત્યાર સુધીમા અસ્વીકૃત કૃતિઓ અમે પરત કરી છે, પણ હવે એ પદ્ધતિ બધ કરવામા આવે છે

૩ મનીઑર્ડરથી લવાજમ મોકલનારે પોતાનુ પૂરુ સરનામુ ગામના પિનકોડ નબર સાથે જણાવવુ મનીઑર્ડર ફૉર્મમા નામ-સરનામુ ન લખવાથી કાર્યાલયને મુશ્કેલી પડે છે અને *કોના તરફથી આ લવાજમ આવ્યુ છે* એ જાણવા પોસ્ટ ઑફિસમા જવુ પડે છે પોસ્ટ ખાતાના નિયમ મુજબ પોસ્ટિંગ વખતે ગામનો પિનકોડ નબર જણાવવો જરૂરી હોઈ એ નબર અવશ્ય લખવા વિનતી.

૪ 'પ્રતિભાવ' વિભાગ માટે ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થયેલી રચનાઓ વિશે જ મુદ્દાસર ટૂકાણમા લખવા વિનતી

તત્રી

# પત્ર-પ્રસાદી

## વિજયરાય વૈદ્યના પત્રો

**સંપાદક : રમણલાલ જોશી**

૧

માનસી ૧૫૮૨, કૃષ્ણનગર : ભાવનગર
તંત્રી : વિજયરાય ક. વૈદ્ય તા. ૭-૮-'૫૩

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

તમારો પત્ર તથા "વિશેષાંજલિ"નું અવલોકન ચારેક દિવસ પર મળ્યાં. પરબીડિયામાં વજન હોય ત્યારે હવેથી ટિકિટ પૂરતી ચોડશો. આ વખતે બે આના આપવાના થયા એ સહેજ જાણવા લખ્યું છે.

અવલોકન બધી રીતે ઘણું સંતોષકારક છે. એ જોઈ ખુશી થઈ. ગાંધીજી વિષેના પુસ્તકનું પણ અવકાશે લખી મોકલશો.

સપ્ટેમ્બર અંક કારણવશાત હજી શરૂ કરાવી શકાયો નથી. પણ હવે એની તૈયારી ચાલે છે. તેમાં આવેલું અવલોકન જરૂર મૂકી દઈશ.

કુશળ હશો.

વિજયરાયના નમસ્કાર

*

૨

માનસી ૧૫૮૨, કૃષ્ણનગર : ભાવનગર
તંત્રી : વિજયરાય ક. વૈદ્ય તા. ૭-૬-'૫૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

મારું ગઈ તા. ૧૯મીનું પત્તું મળ્યું હશે. ત્યારપછી ૧૦-૧૨ દહાડે છાપખાનદાર સાથેની વાતમાં હાલ તો એટલું નક્કી થયું છે કે આ મહિને મળનાર પરીક્ષા શુલ્કમાંથી મારે ડિસે. '૫૩ના (અઠ.માં. પ્રગટશે તે ) અંકનું બિલ ભરવું. '૫૪નો પહેલો અંક વી.પી. થતાં એના બિલનો મોટો ભાગ તો ભરાશે ને પછી, હાલ દેખાય છે તેમ તો, આકાશવૃત્તિ રૂપ "મોચીડાના મોચીડા" ! એ સ્થિતિમાં સુધારો, તમે વિસ્તૃત પત્રમાં સૂચવેલ તેમ, જો 'માનસી'પ્રેમીઓ સ્થળે સ્થળે ગ્રાહકો (ને બને ત્યાં જા.ખ. પણ) મેળવવાના નેક ને નિયમિત બલકે વ્યવસ્થિત પ્રયાસો કરશે તો જ થશે એટલે હમણાં તો જેમાં તમારું અવલોકન પણ છપાશે, તે નવા અંકની તૈયારી કરું છું. કુશળ હશો.

વિ.નાં નમસ્કાર

*

૩

વિજયરાય ક. વૈદ્ય
૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર (સૌરાષ્ટ્ર)
તા. ૧૭-૮-'૫૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

સ્વતંત્ર્યપર્વ જેવા શુભ દિને તમે લખેલા શુભ સમાચાર મળતાં જાણી ખુશી થઈ. શ્રી માતાજીને પ્રાર્થું છું કે તમારી ઉચ્ચ શક્તિઓને અનુરૂપ એ નવી પ્રવૃત્તિ દ્વારા ગુજરાત બલકે ભારત આવતાં વર્ષોમાં ઘણું ઘણું પામે... હા, છેલ્લો લેખ આવતા રવિએ. એની શરૂઆતમાં લખ્યું છે તેમ લેખો, બિનગુજરાતી વાંચનારને ધ્યાનમાં રાખી લખેલા; તેથી જ, તમે સાચું લખ્યું હતું (૨૭/૭ના પત્તામાં) તેમ નવીનતા માટે અવકાશ તેમાં નહિ. તમે લેખમાળા સંબન્ધી લખેલાં સદ્ભાવવચનોથી કૃતાર્થતા અનુભવું છું. જા.ખ. મેળવવા હમણાં તો મુંબઈ; વળતાં, ૩૦મી આસપાસ અમદાવાદ હોઈશ ત્યારે મળવા આશા છે.

વિજયરાયના નમસ્કાર

*

૪

અમદાવાદ
તા. ૪-૪-'૫૫

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

તા. ૧૮મી માર્ચનું તમારું પત્તું ભાવનગરમાં મળેલું. અહીં નવેક દિવસથી છું. હવેના દસેક દિવસમાં મુંબઈ ને સુરત પતાવી, પાછો ભાવનગર, ઘણું કરી તા. ૧૫મી આસપાસ. પેલી ટાઇપ કરેલી અંગ્રેજી નોંધ હવે તો બુ.પો.જ. જ, Shri P. Machane, Sahitya Akademi, New Delhiને બને તો જોડે પત્તું પણ, મારી વતી ને અહીંના ગુજ. યુનિ.ના ભા.સા. ભવન તરફથી Who's Who માટે એ મોકલાય છે એવી મતલબે લખો તો સારું. અંકોનું હવે તો સ્થાનકે પહોંચીને જે થાય તે. પ્રવાસમાં પૈસાનું શું કેમ એને માટે કરી શકાય તેની પર બધો આધાર.

કુશળ હશો.

વિજયરાયના નમસ્કાર

*

૫

૧૫૮૨ કૃષ્ણનગર,
ભાવનગર (સૌરાષ્ટ્ર)
૮ ઑગસ્ટ ૧૯૫૫

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

આગલુ અને હમણાનું એમ બને પત્તાં મળ્યા હવે તો તમે મારી જે અનિયમિતતાથી કદાચ ટેવાયા હશો તેને પ્રતાપે જ જવાબને ઢીલ.

પણ અનિયમિત અકોમાના એકમા (ડિસેમ્બર ૫૪) તમારું વૃંદાવન — અવલોકન તો છપાયુ એ બેત્રણ દિવસમા અક મળતા જોશો પેલો લેખ બે-ત્રણ દિવસમા રજિસ્ટરથી યુનિ.ના સરનામે મોકલુ અખિલ ભારતીય સાહિત્ય મહાભવન (એટલે દિલ્હીની કોઈક અલૌકિક ભાષા જેને અકાદમી કે એવુ કાક કહે છે તે. તે)ની તરફથી ww માટે બીજી વારનુ આવેદનપત્ર આવ્યુ છે તે ભરી મોકલીશ ભાઈ શ્રી ઉમાશકરને નમસ્કાર સાથે કહેવુ જે વિશેષાક જોઈ થોડો વાચી, ખુશી થઈ છે

કુશળ હશો

વિ.ના ન

*

૬

માનસી — ૧૫૮૨ કૃષ્ણનગર ભાવનગર
તંત્રી વિજયરાય ક વૈદ્ય — તા ૩૦ નવે ૧૯૫૬

સ્નેહી ભાઈશ્રી રમણલાલ

૨૬/૧૧નુ તમારુ પત્તુ તથા વિદ્યા બને પરમ દિવસે મળ્યા (બાબત નાની છે પણ એ લોકોના દફતરે સુધરાવશો કે મારું નામ વિજયરામ નથી)

વાર્તાલાપમા નાગર પ્રભાકરદત્તનો ઉલ્લેખ છે એટલુ તો મને યાદ છે બીજુ વડનગરના નાગરોના ગુજરાતમાના મૂળ સ્થાન તરીકે પણ વડનગર વિષે મારે કેટલુક લખવાનું થાય ગગા ઓઝા — ચરિત્ર લખતા, એવો સભવ માટે અન્યત્ર જ્યા તમારું લખાણ ગયુ હોય, ત્યાથી એની નકલ મારા ખર્ચે થાય, સત્વરે મને મળે, એવી ગોઠવણ નહિ કરી આપો ?

કુશળ હશો

વિ.ના ન

*

૭

૧૫૮૨ કૃષ્ણનગર,
ભાવનગર (સૌરાષ્ટ્ર)
૨૦ નવેમ્બર, ૧૯૫૭

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

તમે નગતચૂકથી મહિનો સપ્ટે. લખ્યો છે તે, આ નવેમ્બર માસની તા ૧૨મીનુ તમારું પત્તું તા. ૧૪ મેએ મળ્યુ છે નિબધ, યાદી વિશે જાણ્યુ હમણા નહીં તો છેવટ વર્ષાન્ત લગીમા એ પહોંચતી કરવાનુ બનશે અકોના બંડલની પહોંચ તમે જેમ લખી છે તેમ, ચિ બકિમ પણ ૧૫ મેના પત્રમાં લખે છે કે મારા પત્ર સહિત યુનિ મા એ મોકલાવાયા છે આ બાબતમા ભાઈશ્રી ઉમાશકરે મારા સસ્નેહ નમસ્કારપૂર્વક જાણવુ કે સમિતિ-તંત્રના કોઠાઓ (સાત ?)માથી પસાર થવાનું છે એ પત્યે ચેક Pay V K. Vaidya એ રીતે કઢાવશો હવે દસેક દિવસમા પતે એવી ઇચ્છા ખરી કુશળ હશો

વિ.ના નમસ્કાર

*

૮

બહુ જ જરૂરી

માનસી — ૧૫૮૨ કૃષ્ણનગર,
તંત્રી — ભાવનગર (સૌરાષ્ટ્ર)
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય — તા ૧૬ ૩ ૧૯૫૮

સ્નેહી ભાઈશ્રી રમણલાલ

અઠવાડિયા પર તમને આ વર્ષનો પહેલો અંક મળ્યો હશે બીજ એની પછીનો જ શરૂ કરાવી દીધો છે તેમા મૂકવા 'હરિસંહિતા'ના અપ્રગટ ભાગોમાથી એક અધ્યાયની તાકીદે જરૂર છે એ માટે આ પત્તુ રા મનોહરભાઈને વચાવી, એમની સલાહ મુજબ કે તમારી મેળે, 'માનસી'ના છપાવા માડેલ ૮૦મા અકમાથી જે ભાગ પસદ થાય તેની નકલ કરી, કે કરાવી, મને એ લખાણ અહીં સોમ મગળે આવતે અઠ (તા ૨૩ ૨૪) અવશ્ય જ મળે તેમ મોકલશો ને ત્યારપહેલા આનો અનુકૂળ જવાબ પણ તુરત લખશો મારે આવવુ જોઈએ, પણ હાલ તો અશક્ય

વિજયરાયના નમસ્કાર

*

૯

રોહિણી પ્રતિષ્ઠાન — ૧૫૮૨ કૃષ્ણનગર
સચાલક વિજયરાય ક વૈદ્ય — ભાવનગર (સૌરાષ્ટ્ર)
તા. ૭ ૯-૧૯૬૭

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ લખવાનુ કે સૂચિમા થોડુંક કમફેર જેવુ શબ્દોનુ હતુ તે સરખું કરીને વળતા દિવસે ૨ પ્ર ગૃહમા આપી છે છેલ્લા પેજપ્રૂફ જ તમને મોકલવા કહ્યુ છે તેમને એમ પણ વાત કરી છે કે બાકીના ફરમા તમને મોકલે એ મળતા સુધીમા શુદ્ધિપત્રકનુ કામ શરૂ કરાવશો ને તૈયાર થયે તમે નિરાતે એ જોઈ તપાસીને એના પણ પેજપ્રૂફ મોકલે એમ સૂચવશો, સૂચિના મથાળે નોંધ મૂકી છે ભાઈશ્રી જિ ને કહેશો કે જરૂર પડ્યે એક કે બે વાર ર. ની દુકાને જઈ બધુ કામ વહેલુ પૂરું કરવામાં

તેમણે ચીવટથી આપી છે એ મદદમાં વૃદ્ધિ કરે.
મને ઠીક છે. તમે ખુશીમાં હશો.

વિજયરાય

*

૧૦

રોહિણી પ્રતિષ્ઠાન — ૧૫૮૨, કૃષ્ણનગર
સંચાલક : — ભાવનગર (સૌરાષ્ટ્ર)
વિજયરાય ક. વૈદ્ય — તા. ૧૭-૭-૧૯૬૮

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ. લખવાનું કે આજે બાલગોવિંદ કુ.ની પર મોકલેલી 'માણેક અને અકીક'ની પ્રતોમાં એક એક ભાઈ ઉમાશંકરને, તમારી, ભાઈ જિતેન્દ્ર દવેની (એમનું પત્તું મળેલું) છે તો એ મંગાવી લઈ યોગ્ય કરશો. અવકાશે પહોંચ પણ લખશો. ખુશીમાં હશો. આ સરનામું ફેરવીને કે કોઈની સાથે આપણા યશવંતભાઈને મોકલી જવાબ તુરત લખે તેમ કહેશો.

વિજયરાય

સ્ને. ભા. યશવંત : 'સોવિયેત લૅન્ડ'ની નહેરુ પારિતોષિકવાળી યોજનામાં બે રશિયનો સાથે તમો એશિયનની સહી જોઈ. એને માટે મોકલવાનાં ભાષાંતરો તરત ના જોઈએ ? "ના", તો મારી 'એક ક્રાંતિકારની આત્મકથા' (કોપોટ્કિન પરથી ગુજ. સંક્ષેપ : ૧૯૩૧-૩૨) એ કામ માટે રજૂ કરાય ? જવાબ સત્વરે લખે વા લખાવવા વિનંતી સાથે.

વિ.ના ન.

[વિજયરાય ક. વૈદ્યના અન્ય પત્રો અનુકૂળતાએ — **તંત્રી**]

□

**પ્રથમ અંજન**

*રાત્રી તણી તિમિરજાળ મહીં ફસાઈ*
*રે, કેટલી તરલ તારક માછલીઓ !*
*કે એ હશે જળપરી તણી વેણીમાંથી*
*છૂટી પડેલ, વીખરાઈ જતી કળીઓ ?*

*આ કેટલું ગહન વિશ્વ ! છતાં હું જાણું*
*શું ? આ પડે મુજ પ્રકાશ સમસ્ત ઝાંખો,*
*ક્યાં દૂર ? આ મુજ સમીપ નિહાળી બેઠી*
*એનીય તે પરખું શું અતલાંત આંખો ?*

*આશ્ચર્યનું પ્રથમ અંજન, ને શું ભાળું !*
*નાગેન્દ્ર જેમ રહ્યું ભીષણ-ભવ્ય ડોલી,*
*કાલાગ્નિરુદ્ર, વળી એ કરુણાવતાર*
*ચંગીઝમાં લખું હું શી વિધ ચન્દ્રમૌલી ?*

*ચારે દિશે અકળ ઘોર તમિસ્ર અંધ,*
*ક્યાંથી છતાં વહી વહી રહી પદ્મગંધ !*

**મકરન્દ દવે**

**શાનો ભય ?**

*પ્રકાશ કેરું દ્વાર*
*સદાયે ખુલ્લું જો, અનિવાર*
*અરે, કાં સંશય ? શાનો ભય ?*

*મહામૃત્યુનો ભાર*
*એનો પલભરનો અંધાર,*
*અરે, તું અજર, અમર, અક્ષય,*

*નયન ભીડ્યાં તો ભીડ્યાં હેત,*
*હૃદય સૂક્યાં તો સૂક્યાં ખેત,*
*સીંચ તું ધારા અમૃતમય.*

*સદાનો તારો સુવર્ણ રંગ*
*સહજમાં જાગે અંગેઅંગ,*
*પરમ તું વિરાટનું વિસ્મય.*

**મકરન્દ દવે**

# મેઘાણીની કવિતાનાં રસસ્થાનો

નીતિન વડગામા

ગાંધીયુગની ગુજરાતી કવિતાધારામા મેઘાણીની કવિતા પ્રચલિતતા અને લોકપ્રિયતાની બાબતમાં મોખરે છે, તો કેટલીક નિજી લાક્ષણિકતાઓને કારણે એની આગવી ઓળખ પણ રચે છે કવિ મેઘાણી લોકકંઠે અને લોકહૈયે વસી જાય એવી કવિતા સર્જે છે, તો કવિતા વિશેની પોતાની વિભાવના પણ વ્યક્ત કરે છે તેમની પાસેથી 'વેણીના ફૂલ' (૧૯૨૮) કિલ્લોલ' (૧૯૩૦), 'યુગવદના' (૧૯૩૫), 'એકતારો' (૧૯૪૦), 'બાપુના પારણા' (૧૯૪૩) અને 'રવીન્દ્રવીણા' (૧૯૪૪) જેવા એકાધિક કાવ્યસગ્રહો મળે છે, તો પ્રસગોપાત્ત તેઓ કવિતા વિશેના વિચારો રજૂ કરે છે ત્યારે તેમની કાવ્યવિભાવના પણ સહજ રીતે જ પ્રગટ થતી રહે છે

'એકતારો' સગ્રહના પ્રવેશક 'આત્મ નિરીક્ષણ'મા મેઘાણી, 'કવિતામા વ્યક્ત કરતા અવ્યક્ત જ વધુ મહત્ત્વનુ છે' એમ કહીને, કવિતા– અતર્ગત વ્યજનાવ્યાપારની મહત્તા સ્વીકારે છે મેઘાણી, 'કવિ' શબ્દની મૂલ્યવત્તા બરાબર સમજે છે અને પોતાની જાતને 'કવિ' તરીકે ઓળખાવતા સકોચ પણ અનુભવે છે તેઓ લખે છે, "કવિ તો કોઈ વ્યાસ, કોઈ વાલ્મીકિ, કોઈ હોમર, કોઈ ડેન્ટી, કોઈ કાલિદાસ. અમે તો કવિતાકાર" ('એકતારો', પૃ ૧૦) વળી, મેઘાણી પોતાની જાતને, નરસિંહરાવ કે બળવતરાય જેવા સમર્થ કવિઓની પક્તિમા બેસાડવાને બદલે, વિનીત સ્વરે પદ્યકારની પગતમા બેસાડતા કહે છે, "વળી હું કયો મોટો નરસિંહરાવ કે બળવતરાય ! After all I am a rhymer" (લિ સ્નેહાધીન ઝવેરચદ', પૃ ૩૫) એવી જ રીતે 'યુગવદના'ની પ્રસ્તાવનામા પણ તેઓ, કાવ્યતત્ત્વની માવજતને બદલે યુગભાવનાના નિરૂપણ અંગેની પોતાની પ્રતિબદ્ધતાનો જ સ્વીકાર કરે છે, "કોઈ ચિરજીવી કાવ્યતત્ત્વથી પ્રેરાયેલા નહિ, પણ ચાલુ કાળના જ બળોએ સ્ફુરાવેલા સમયજીવી ગીતો આમા પ્રધાનસ્થાને છે" ('યુગવદના, પ્રસ્તાવના, પૃ ૯)

એ પણ સાચુ છે કે મેઘાણી, યુગધર્મ પ્રત્યે જેટલા સભાન છે, એટલા કવિકર્મ પ્રત્યે સજાગ નથી, એટલે તેમની કવિતા, યુગચેતનાના આવિષ્કરણનુ વાહન બનવાની જેટલી નેમ રાખે છે, એટલી કલાકૃતિ નિપજાવવાની નિસબત ધરાવતી નથી, તેમ છતા પણ મેઘાણીની કવિતામા ઘણી વખત સહજ રીતે જ કાવ્યકલા સિદ્ધ થઈ જતી અનુભવાય છે અહીં, મેઘાણીના કવિત્વની સહજસિદ્ધ સિદ્ધિને અનુલક્ષીને, તેમના *કાવ્યવ્યક્તિત્વ – Poetic Personality*–ની કેટલીક વિલક્ષણતાઓને ચીંધવાનો ઉપક્રમ છે

*

મેઘાણી, અન્ય રસોની અપેક્ષાએ વીર અને કરુણરસનુ નિરૂપણ વિશેષ કરી જાણે છે 'યુગવદના'ના 'પ્રેમલહરીઓ' વિભાગઅતર્ગત મૂકેલા કેટલાક કાવ્યોમા મેઘાણીએ પ્રણયભાવને નિરૂપ્યો હોય તો પણ, મેઘાણીની પ્રબળ ઓળખ તો વીર અને કરુણ રસના કવિ તરીકે જ રહે છે તેમની કવિતામા, આ બે રસની નિષ્પત્તિ તીવ્ર માત્રામા થવા પાછળનુ કારણ, તત્કાલીન સામાજિક રાજકીય પરિસ્થિતિ અને એને અનુરૂપ કવિની પ્રકૃતિ છે સ્વાતત્ર્યની લડતનુ તેમ જ ભારતવાસીઓની કગાલ સ્થિતિનુ વાતાવરણ મેઘાણીને આ પ્રકારના ગીતો ગાવા માટે પ્રેરે છે

મેઘાણીના વીરરસયુક્ત કાવ્યો, હજારો લોકોને પાનો ચઢાવવાનુ સામર્થ્ય ધરાવે છે 'સ્વતત્રતાની મીઠાશ', 'છેલ્લી પ્રાર્થના', વિદાય', 'આગે કદમ !' 'ફૂલમાળ', 'કોણ ગાશે !', 'તરુણોનુ મનોરાજ્ય', છેલ્લો કટોરો', 'ઓતરાદા વાયરા ઊઠો !' જેવા અનેક કાવ્યો, વીરરસને આબાદ રીતે વ્યક્ત કરે છે માતૃભૂમિની મુક્તિ માટે ફના થઈ જવાની પ્રેરણા આપતા 'આગે કદમ' કાવ્યમા, યુયુત્સાનો ભાવ પ્રબળતાથી ઝિલાય છે

*આગે કદમ દરિયાવની છાતી પરે,*
*નિર્જળ રણે, ગાઢા અરણ્યે, ડુગરે,*

*પંથે ભલે ઘન ઘૂઘવે કે લૂ ઝરે :*
*આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !*
*('યુગવંદના', પૃ. ૨૩)*

સત્યાગ્રહસંગ્રામના સાક્ષી બનેલાં મેઘાણીએ, એ પરિવેશને આત્મસાત્ કરેલો હોવાને કારણે, આ પ્રકારનો ભાવ જાણે કે કવિની હૃદયની વાણીમાં રસાઈને આવતો અનુભવાય છે. કવિના ખૂબ જ જાણીતા બનેલા 'તરુણોનું મનોરાજ્ય' કાવ્યમાં પણ, જુવાનોને, કેસરિયાં કરીને નીકળી પડવાની કેવી હાકલ થાય છે !

*આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે,*
*વિશ્વભરના યુવાનોની આંખો અડે,*
*પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,*
*ગરુડ શી પાંખ આતમ વિષે ઊઘડે.*
*('યુગવંદના', પૃ. ૩૨)*

મેઘાણીનાં આવાં તો અનેક કાવ્યોમાં, શૌર્યનો, સ્વાર્પણનો ને ક્રાન્તિનો બુલંદ રણકાર સંભળાય છે. વળી, વીરરસને ઉપકારક એવી ચારણી છટાઓ યોજવાનું કવિનું વલણ પણ જણાય છે. દા.ત. 'તરુણોનું મનોરાજ્ય'માં, ચારણી કુંડળિયાનો પ્રયોગ ભાવોપકારક રીતે થાય છે.

મેઘાણીનાં કાવ્યોમાં, વીરરસની સમાંતરે કરુણરસનું નિરૂપણ પણ થયું છે. સર્વવિદિત છે કે, વર્ગ-વિગ્રહને પરિણામે સર્જાયેલી સામાજિક વિસંવાદિતા ગાંધીયુગની કવિતાનો વિષય બને છે. મેઘાણીનાં 'પીડિતદર્શન'નાં કાવ્યો મજૂરણો, ખેડૂતો, કેદીઓ, બીડી વાળનારાઓ કે દૂધવાળાઓ જેવા દલિતોનાં દુ:ખદર્દ ગાય છે, જેમાંથી કરુણની સેર વહેતી અનુભવી શકાય છે. 'ઘણ રે બોલ ને–', 'દીઠી સાંતાલની નારી', 'ખેડુ સ્ત્રીનું સંધ્યાગીત', 'કોદાળીવાળો', 'કેદીનું કલ્પાંત', 'બીડીઓ વાળનારીનું ગીત' કે 'દૂધવાળો આવે' જેવાં કાવ્યો એનાં દૃષ્ટાંતો છે.

'બીડીઓ વાળનારીનું ગીત'માં, નિરાધારતાને વેધક વાચા આપતી વખતે કરુણ ઘેરો બનીને ટપકે છે. જેમ કે–

*ઓરડો ઓઢી અંગ સંતાડું, બીડીઓ વાળો...રે !*
*સાડલે લીરા, કાળજે ચીરા, બીડીઓ વાળો...રે !*
*નિરાધાર, બીડીઓ વાળો...રે !*
*('યુગવંદના', પૃ. ૯૫)*

અહીં, 'ઓરડો ઓઢી અંગ સંતાડું' જેવી પંક્તિ, ભાવને સબળ રીતે રજૂ કરી, કરુણતાની પરાકોટિ સિદ્ધ કરે છે. જોકે, કવિનાં કેટલાંક કાવ્યોમાં, કરુણરસના આલેખન વખતે કથાનકોનો અપ્રસ્તુત પ્રસ્તાર પણ થઈ જાય છે, જે કવિતાના પોતને પાતળું પણ બનાવે છે. પરંતુ એકંદરે વીર અને કરુણ એ મેઘાણીની કવિતાના સ્થાયી ભાવ બને છે, જે તેમની કવિતાનું લક્ષણવિશેષ પણ બની રહે છે.

*

લોકઢાળ, લોકલય ને લોકભાષાનો વિનિયોગ એ પણ મેઘાણીની કવિતાની નિજી વિલક્ષણતા છે. લોકસાહિત્યના સંશોધક અને સમુદ્ધારક મેઘાણીના અભ્યાસનું અને આસ્વાદનું પ્રમુખ ક્ષેત્ર લોકસાહિત્ય જ રહ્યું છે. મેઘાણીની કવિતા-પ્રવૃત્તિના ઘડતર-ચણતરમાં પણ, તેમણે કરેલાં લોકગીતોનાં સંશોધન-સંપાદનનો બહુ મોટો હિસ્સો રહ્યો છે. એટલે તેઓ, શિષ્ટ સાહિત્ય રચે છે ત્યારે પણ લોકસાહિત્ય સાથેનો તેમનો અનુબંધ અકબંધ રહે છે. આપણે ત્યાં પ્રચલિત લોકગીતોના લય-ઢાળ ઉપરથી ન્હાનાલાલે કાવ્યો રચ્યાં છે, તો ત્યારબાદ પૂરી પ્રચુરતાથી અને સમર્થતાથી મેઘાણીએ લોકઢાળનો ઉપયોગ કર્યો છે.

મેઘાણી, વિશેષત: લોકકવિતાને સિદ્ધ કરવાનું મુનાસિબ માને છે. વળી, લોકવાણી, લોકઢાળ અને લોકભાવ હસ્તગત કરવામાત્રથી લોકકવિતા સિદ્ધ થઈ જતી નથી એ વિશે પણ તેઓ સભાન છે, તેથી એ બધાંની 'Process of transmutation' અર્થાત્ 'રૂપાન્તર કરવાની રસાયનપ્રક્રિયા'ની અપેક્ષા પણ તેઓ રાખે છે. તેમની કવિતામાં આ 'રસાયનક્રિયા' કેટલે અંશે જોવા મળે છે, એ તપાસનો વિષય છે. જ્યાં જ્યાં મેઘાણીનો શબ્દ એ પ્રક્રિયામાંથી પસાર થાય છે, ત્યાં ત્યાં 'કવિતા' સિદ્ધ થતી અનુભવાય છે. અન્યથા લોકઢાળ સિદ્ધ થતો હોય તો પણ, એ ઢાળનું 'કવિતા'માં પરિણમન થતું નથી. 'એકતારો'નાં અનેક

ગીતો આ કારણે 'કવિતા'ની કોટિએ નથી પહોંચી શકતા, તો આ જ કારણે, મેઘાણીએ કરેલા અનુસર્જનો ઊગરી ગયાના સુખદ દૃષ્ટાંતો પણ સાંપડે છે મિસિસ લેકોસ્ટેના કાવ્ય 'સમબડીઝ ડાર્લિંગ'નું અનુસર્જન 'કોઈનો લાડકવાયો' આનું બોલકું દૃષ્ટાંત છે

લોકગીતનો લય, સર્જકકક્ષાએ પહોંચે તો જ નૂતન પરિમાણો પ્રગટાવી શકે મેઘાણીના અનેક મૌલિક કાવ્યો તો આ વાતની પ્રતીતિ કરાવે છે, પરંતુ પરભાષામાંથી એમના દ્વારા અનુસર્જિત થયેલા કાવ્યો અંતર્ગત પણ, લોકગીતનો લય સર્જકકક્ષાએ પહોંચીને સુંદર પરિણામો નિપજાવે છે 'સૂના સમદરની પાળે' આનું ઊડીને આંખે વળગે એવું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે આદ્યંત સોરઠી બાની અને લય-લહેકાથી લચેલી આ કૃતિમાં સર્જકતાનો સંસ્પર્શ અનુભવાય છે દા.ત.–

*સૂના સમદરની પાળે*
*રે આઘા સમદરની પાળે*
*ઘેરાતી રાતના છેલ્લા શ્વાસ ઘૂંટે છે એક બાળુડો રે '*

*('યુગવંદના', પૃ. ૧૨૨)*

જેવી પંક્તિ, સમદરની પાળે શ્વાસ ઘૂંટતા બાળુડાની નિઃસહાય સ્થિતિને તાકે છે, તો 'સૂના' અને 'આઘા' એવા સમદરની પાળ, એક પ્રકારનું નિર્જન અને કરુણગર્ભ એવું વાતાવરણ રચી આપે છે, તો વળી–

*'માડી ' હું તો રાનપંખીડું*
*રે માડી ' હું તો વેરાન પંખીડું*
*પ્રીતિને પીંજરે મારો જીવિયો નો'તો જીવ તોફાની રે "*

જેવી પંક્તિમાં, 'રાન'ના પ્રાસમાં 'વેરાન'નો પ્રયોગ કેવો મર્મવેધક રીતે થયો છે ! કાવ્યના આરંભે રચાયેલા કરુણ વાતાવરણને જાણે કે 'રાનપંખીડું' અને 'વેરાન પંખીડું' જેવી સહજ પ્રાસયોજનાથી વિશેષ બળ ચઢે છે ! તો અહીં, દરેક બીજી પંક્તિને આરંભે ને ત્રીજી પંક્તિને અંતે થતું 'રે'નું પુનરાવર્તન પણ લયસાધક નીવડે છે

મેઘાણીની ખૂબ જ લોકપ્રિય બનેલી 'કસુંબીનો રંગ' રચનામાં પણ, લોકલયની લીલા અત્યંત આસ્વાદ્ય સ્તરે પ્રગટે છે–

*'ધોળા ધાવણ કેરી ધારાએ ધારાએ*
*પામ્યો કસુંબીનો રંગ "* *('યુગવંદના', પૃ. ૭)*

અહીં, 'ધોળા ધાવણ'ની 'કસુંબીના રંગ'માં થતી પરિણતિ આકર્ષક છે, તો સમગ્ર કાવ્યમાં સોરઠી રંગથી સંપૃક્ત થઈને આવતો પરિવેશ પણ ધ્યાનાકર્ષક છે

મેઘાણી, લોકહૃદયમાં ધબકતી સંવેદનાને શબ્દસ્થ કરવા માટે કાવ્ય પાસેથી કામ કઢાવે છે એ માટે તેઓ, લોકકંઠે વસેલા ભજનોના ઢાળને પણ ખપમાં લે છે "ભજન એ કાવ્યનું જુનવાણી વાહન નથી, એ કવિતાસ્વરૂપમાં સનાતન તાકાત ભરી છે, ને એ શક્તિ કેવળ વૈરાગ્ય અને આધ્યાત્મિકતાનું જ નહિ પણ આત્મસમર્પણ, શુદ્ધ અને સામાજિક અવસ્થાની વિષમતાના આધુનિક (ખરું જોતા તો સર્વકાલીન) ભાવોનું ગરવું વાહન બની શકે તેવી છે" ('એકતારો', પૃ. ૧૦-૧૧) એમ કહીને મેઘાણી, સર્વકાલીન સંવેદનાના વાહક તરીકે ભજનની માતબરતાને સ્વીકારે છે, તો આવા ભજનોના ઢાળમાં પોતાની કવિતાને પણ ઢાળે છે મેઘાણીની કાવ્યવિભાવનાને વિસ્તારથી વ્યક્ત કરતી 'શબદના સોદાગરને' રચના, 'કર મન ભજનનો વેપાર' એ ભજનના ઢાળમાં રચાઈ છે

*શબદના સોદાગરોની જાય ચલી વણજાર જી*
*ગગન કેડા ધૂંધળા એની રજ તણે અંબાર*
*ચલ મન શબદને વેપાર,*
*જી-જી શબદના વેપાર*

*('એકતારો', પૃ ૩)*

આ ઉપરાંત પણ 'તકદીરને ત્રાજવનારી' ('એકતારો') 'છેલ્લી સલામ', 'ઘણ રે બોલે ને-', 'ધરતી માગે છે ભોગ' ('યુગવંદના') જેવા અનેક કાવ્યોમાં ભજનના ઢાળને પ્રયોજીને મેઘાણીએ, લોકહૃદયના ભાવોને અસરકારક રીતે પ્રગટ કર્યા છે વળી, 'હો', 'હેજી', 'રે', 'લોલ', 'રે જી' જેવા લયપૂરક કે લયસાધક શબ્દો લોકઢાળને સિદ્ધ કરવામાં વિશેષ સહાયભૂત થયા છે આવા શબ્દો કેટલીક વાર પંક્તિને આરંભે, ક્યારેક મધ્યે કે ક્વચિત્ અંતે આવે છે આ પ્રકારની શબ્દયોજનાથી કવિતાનું લયતત્ત્વ કેવું જળવાય છે એ જુઓ સાંભળો

*ઘણ રે બોલે ને એરણ સાંભળે હો જી*
*બંધુડો બોલે ને બે'નડ સાંભળે હો જી*

*('યુગવંદના', પૃ. ૫૯)*

અહીં, 'રે' કે 'હો જી' જેવા લયસાધક શબ્દો, લયની માવજતમાં કેવા મદદરૂપ થાય છે ! બે શબ્દોની વચ્ચે યોજાતા લયપૂરક 'રે' પાસેથી તો સર્જક ધાર્યું કામ કઢાવે છે, પરંતુ કેટલીક વાર લયને સાચવવા એક જ શબ્દની વચ્ચે પણ 'રે'ને પ્રયોજે છે. દા.ત.–

*'એકા રે દશીની ઉપવાસણી રે રાતાં ફૂલડાં'*

જેવી પંક્તિમાં, 'એકાદશી'ને બદલે 'એકા રે દશી' જેવો પ્રયોગ લયોપકારક નીવડે છે.

*

મેઘાણીની કવિતાનું ભાષાકર્મ આસ્વાદ અને અભ્યાસનો સ્વતંત્ર વિષય બની શકે તેમ છે. કવિ મેઘાણી લોકભાવને વ્યક્ત કરવા માટે અને લોકઢાળને જાળવવા માટે ઓજસ્ અને માધુર્યયુક્ત લોકભાષાનો વિનિયોગ પણ કરે છે. એ રીતે, લોકભાષાના લાક્ષણિક પ્રયોગો એ મેઘાણીની કવિતાની આગવી વિશિષ્ટતા છે. લોકગીતોનું વિશિષ્ટ વાતાવરણ સર્જવાને માટે કવિ સંદેશડા, ઓશીકડે, પંખીડલાં, રાતલડી, ગીતડાં, દૂધડાં, પોપટડો, ચૂંદલડી, ભાભલડી, સાંજલડી, મુખલડાં, બેટડા, પાલવડા (આ યાદી હજુ પણ ઘણી લાંબી થઈ શકે તેમ છે) જેવા શબ્દો પ્રચુર માત્રામાં યોજે છે, ને લોકગીતના લયની સાથે જ સોરઠી ભાષાના બળ અને સૌન્દર્યને પણ પ્રગટાવે છે. મેઘાણીએ અલ્પસંખ્ય એવી છંદોબદ્ધ રચનાઓ અવશ્ય કરી છે. પરંતુ છંદોબદ્ધ રચનાની તુલનાએ આ કવિને, લોકઢાળમાં વહેતી કવિતા કરવાનું જ જાણે કે વિશેષ ફાવે છે. આમ, લોકહૃદયને સ્પર્શે તેવી ભાષા અને લોકઢાળ એ મેઘાણીની કવિપ્રતિભાનો નિજી વિશેષ છે.

મેઘાણીની કવિતામાં થયેલું અનુસ્વારપ્રવર્તન પણ તેમની કાવ્યભાષાનું આગવું અંગ છે. અનુસ્વારની આવી યોજના કવિતાઅંતર્ગત લય સિદ્ધ કરવામાં સહાયક બને છે. દા.ત. 'છેલ્લી પ્રાર્થના'માંની આ પંક્તિ, સહૃદયની શ્રુતિને કેવો સંતર્પક અનુભવ કરાવે છે !

*લડન્તાને મહા રણખંજરીના ઘોષ ગાજો !*
*મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો !*
*('યુગવંદના', પૃ. ૧૯)*

જોઈ શકાય છે કે, પ્રસ્તુત પંક્તિમાં થયેલી અનુસ્વારની વિશિષ્ટ યોજનાને પરિણામે બંસરી કે ખંજરીના સૂરને આસ્વાદ્ય એવું શ્રુતિગ્રાહ્ય રૂપ મળે છે, તો–

*'ઝાડ ચડંતી ચારણ કન્યા,*
*પહાડ ઘૂમંતી ચારણ કન્યા.*

જેવી પંક્તિમાં પણ, 'ચડંતી' કે 'ઘૂમંતી' જેવા અનુસ્વારથી સંપૃક્ત શબ્દો દ્વારા ચારણકન્યાનું એક જીવંત અને મૂર્તિમંત રૂપ પ્રત્યક્ષ થઈ ઊઠે છે. આ ઉપરાંત પણ મેઘાણીનાં કાવ્યોમાં 'પામન્તો', 'પોઢંતાં', 'જાંગતાં', 'ધૂણન્તાં' જેવા અનુસ્વારમંડિત અનેક શબ્દો, કવિની કાવ્યબાનીની વિલક્ષણતારૂપે પ્રયોજાતા જોવા મળે છે.

મેઘાણીના ભાષાકર્મનું અન્ય આગવું વૈશિષ્ટ્ય તેમનું ભાષામાધુર્ય અને સંગીતની હલક છે. આ બંને ગુણો પણ મેઘાણીની કવિતાને વિશેષ આસ્વાદક્ષમ બનાવે છે. 'ખેડુ સ્ત્રીનું સંધ્યાગીત'માંની આ પંક્તિ, જાણે કે ન્હાનાલાલની કાવ્યબાનીના માધુર્યનો અનુભવ કરાવે છે–

*કે ચંદન-છાંટી રાતડી :*
*મારા હૈયામાં ન હુલાસ*
*સાંજલ તારા ! રૂમઝૂમ તારા !*
*(યુગવંદના', પૃ. ૬૭)*

મેઘાણીની આવી કેટલીક પંક્તિઓમાં, ભાષાની મધુરતાનો ગુણ શ્રુતિગોચર થાય છે, જે તેમની કવિતાને ગેયતા અને સાંગીતિકતાનું પરિમાણ બક્ષે છે. તેમની કવિતામાંનું આ ગેયત્વ અને સંગીતત્વ જ તેમને, એક મોટા ગજાના ગીતકાર તરીકે સ્થાપી આપે છે.

મેઘાણીની કવિતામાં થયેલું કૃદન્તો, ક્રિયાપદો કે પંક્તિઓના અંશોનું પુનરાવર્તન પણ સર્જનાત્મક પરિમાણો પ્રગટાવે છે. આ પ્રકારનાં આવર્તનોને પરિણામે કાવ્યગત લય જળવાય છે ને ચમત્કૃતિ પણ સધાય છે, તો આ તરકીબથી કાવ્યભાવ વધુ સઘન બને છે, તેમ જ સંવેદનની તીવ્રતા પણ રસાવબોધક રીતે વ્યક્ત થાય છે. કવિના પ્રથિતયશ ગીત 'કસુંબીનો રંગ'ના ઉઘાડની આ પંક્તિ, એ વાતની સદ્ય પ્રતીતિ કરાવે છે–

*લાગ્યો કસુંબીનો રંગ–*
*રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ !*

ગીતો આ કારણે 'કવિતા'ની કોટિએ નથી પહોંચી શકતા, તો આ જ કારણે, મેઘાણીએ કરેલા અનુસર્જનો ઊગરી ગયાના સુખદ દૃષ્ટાંતો પણ સાંપડે છે મિસિસ લેકોસ્ટેના કાવ્ય 'સમબડીઝ ડાર્લિંગ'નું અનુસર્જન 'કોઈનો લાડકવાયો' આનું બોલકું દૃષ્ટાંત છે

લોકગીતનો લય, સર્જકકક્ષાએ પહોંચે તો જ નૂતન પરિમાણો પ્રગટાવી શકે મેઘાણીનાં અનેક મૌલિક કાવ્યો તો આ વાતની પ્રતીતિ કરાવે છે, પરંતુ પરભાષામાંથી એમના દ્વારા અનુસર્જિત થયેલા કાવ્યો અંતર્ગત પણ, લોકગીતનો લય સર્જકકક્ષાએ પહોંચીને સુંદર પરિણામો નિપજાવે છે 'સૂના સમદરની પાળે' આનું ઊડીને આંખે વળગે એવું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે સાદ્યંત સોરઠી બાની અને લય-લહેકાથી લચેલી આ કૃતિમાં સર્જકતાનો સંસ્પર્શ અનુભવાય છે દા.ત.–

*સૂના સમદરની પાળે*
*રે આઘા સમદરની પાળે*
*ઘેરાતી રાતના છેલ્લા શ્વાસ ઘૂંટે છે એક બાળુડો રે '*

*('યુગવંદના', પૃ ૧૨૨)*

જેવી પંક્તિ, સમદરની પાળે શ્વાસ ઘૂંટતા બાળુડાની નિસ્સહાય સ્થિતિને તાકે છે, તો 'સૂના' અને 'આઘા' એવા સમદરની પાળ, એક પ્રકારનું નિર્જન અને કરુણગર્ભ એવું વાતાવરણ રચી આપે છે, તો વળી–

*'માડી ' હું તો રાનપંખીડું*
*રે માડી ' હું તો વેરાન પંખીડું*
*પ્રીતિને પીંજરે મારો જીવડો નો'તો જીવ તોફાની રે '*

જેવી પંક્તિમાં, 'રાન'ના પ્રાસમાં 'વેરાન'નો પ્રયોગ કેવો મર્મવેધક રીતે થયો છે ' કાવ્યના આરંભે રચાયેલા કરુણ વાતાવરણને જાણે કે 'રાનપંખીડું' અને 'વેરાન પંખીડું' જેવી સહજ પ્રાસયોજનાથી વિશેષ વળ ચઢે છે ' તો અહીં, દરેક બીજી પંક્તિને આરંભે ને ત્રીજી પંક્તિને અંતે થતું 'રે'નું પુનરાવર્તન પણ લયસાધક નીવડે છે

મેઘાણીની ખૂબ જ લોકપ્રિય બનેલી 'કસુંબીનો રંગ' રચનામાં પણ, લોકલયની લીલા અત્યંત આસ્વાદ્ય સ્તરે પ્રગટે છે–

*'ધોળા ધાવણ કેરી ધારાએ ધારાએ*
*પામ્યો કસુંબીનો રંગ '' (યુગવંદના, પૃ. ૩)*

અહીં, 'ધોળા ધાવણ'ની 'કસુંબીના રંગ'માં થતી પરિણતિ આકર્ષક છે, તો સમગ્ર કાવ્યમાં સોરઠી રંગથી સંપૃક્ત થઈને આવતો પરિવેશ પણ ધ્યાનાકર્ષક છે

મેઘાણી, લોકહૃદયમાં ધબકતી સંવેદનાને શબ્દસ્થ કરવા માટે કાવ્ય પાસેથી કામ કઢાવે છે એ માટે તેઓ, લોકકંઠે વસેલા ભજનોના ઢાળને પણ ખપમાં લે છે "ભજન એ કાવ્યનું જુનવાણી વાહન નથી, એ કવિતાસ્વરૂપમાં સનાતન તાકાત ભરી છે, ને એ શક્તિ કેવળ વૈરાગ્ય અને આધ્યાત્મિકતાનું જ નહિ, પણ આત્મસમર્પણ, શુદ્ધ અને સામાજિક અવસ્થાની વિષમતાના આધુનિક (ખરું જોતા તો સર્વકાલીન) ભાવોનું ગરવું વાહન બની શકે તેવી છે ('એકતારો' પૃ ૧૦-૧૧) એમ કહીને મેઘાણી, સર્વકાલીન સંવેદનાના વાહક તરીકે ભજનની માતબરતાને સ્વીકારે છે, તો આવા ભજનોના ઢાળમાં પોતાની કવિતાને પણ ઢાળે છે મેઘાણીની કાવ્યવિભાવનાને વિસ્તારથી વ્યક્ત કરતી 'શબદના સોદાગરને' રચના, 'કર મન ભજનનો વેપાર' એ ભજનના ઢાળમાં રચાઈ છે

*શબદના સોદાગરોની જાય ચલી વણજાર જી*
*ગગન કેરા ધૂંધળા એની રજ તણે અંબાર*
*ચલ મન શબદને વેપાર,*
*જી-જી શબદના વેપાર*

*('એકતારો', પૃ ૩)*

આ ઉપરાંત પણ 'તકદીરને ત્રોફનારી ('એકતારો') 'છેલ્લી સલામ', 'ઘણ રે બોલે ને–' 'ધરતી માગે છે ભોગ' (યુગવંદના) જેવા અનેક કાવ્યોમાં ભજનના ઢાળને પ્રયોજીને મેઘાણીએ, લોકહૃદયના ભાવોને અસરકારક રીતે પ્રગટ કર્યા છે વળી, 'હો', 'હેજી' 'રે' 'લોલ' 'રે જી' જેવા લયપૂરક કે લયસાધક શબ્દો લોકઢાળને સિદ્ધ કરવામાં વિશેષ સહાયભૂત થયા છે આવા શબ્દો કેટલીક વાર પંક્તિને આરંભે, ક્યારેક મધ્યે કે ક્વચિત્ અંતે આવે છે આ પ્રકારની શબ્દયોજનાથી કવિતાનું લયતત્ત્વ કેવું જળવાય છે એ જુઓ સાંભળો

*ઘણ રે બોલે ને એરણ સાંભળે હો જી*
*બંધુડો બોલે ને બેનડ સાંભળે હો જી*

*('યુગવંદના', પૃ ૫૯)*

અહીં, 'રે' કે 'હો જી' જેવા લયસાધક શબ્દો, લયની માવજતમાં કેવા મદદરૂપ થાય છે ! બે શબ્દોની વચ્ચે યોજાતા લયપૂરક 'રે' પાસેથી તો સર્જક ધાર્યું કામ કઢાવે છે, પરંતુ કેટલીક વાર લયને સાચવવા એક જ શબ્દની વચ્ચે પણ 'રે'ને પ્રયોજે છે. દા.ત.–

*'એકા રે દશીની ઉપવાસણી રે રાતાં ફૂલડાં'*

જેવી પંક્તિમાં, 'એકાદશી'ને બદલે 'એકા રે દશી' જેવો પ્રયોગ લયોપકારક નીવડે છે.

*

મેઘાણીની કવિતાનું ભાષાકર્મ આસ્વાદ અને અભ્યાસનો સ્વતંત્ર વિષય બની શકે તેમ છે. કવિ મેઘાણી લોકભાવને વ્યક્ત કરવા માટે અને લોકઢાળને જાળવવા માટે ઓજસ્ અને માધુર્યયુક્ત લોકભાષાનો વિનિયોગ પણ કરે છે. એ રીતે, લોકભાષાના લાક્ષણિક પ્રયોગો એ મેઘાણીની કવિતાની આગવી વિશિષ્ટતા છે. લોકગીતોનું વિશિષ્ટ વાતાવરણ સર્જવાને માટે કવિ સંદેશડા, ઓશીકડે, પંખીડલાં, રાતલડી, ગીતડાં, દૂધડાં, પોપટડો, ચૂંદલડી, ભાભલડી, સાંજલડી, મુખલડાં, બેટડા, પાલવડા (આ યાદી હજુ પણ ઘણી લાંબી થઈ શકે તેમ છે) જેવા શબ્દો પ્રચુર માત્રામાં યોજે છે, ને લોકગીતના લયની સાથે જ સોરઠી ભાષાના બળ અને સૌન્દર્યને પણ પ્રગટાવે છે. મેઘાણીએ અલ્પસંખ્ય એવી છંદોબદ્ધ રચનાઓ અવશ્ય કરી છે. પરંતુ છંદોબદ્ધ રચનાની તુલનાએ આ કવિને, લોકઢાળમાં વહેતી કવિતા કરવાનું જ જાણે કે વિશેષ ફાવે છે. આમ, લોકહૃદયને સ્પર્શે તેવી ભાષા અને લોકઢાળ એ મેઘાણીની કવિપ્રતિભાનો નિજી વિશેષ છે.

મેઘાણીની કવિતામાં થયેલું અનુસ્વારપ્રવર્તન પણ તેમની કાવ્યભાષાનું આગવું અંગ છે. અનુસ્વારની આવી યોજના કવિતાઅંતર્ગત લય સિદ્ધ કરવામાં સહાયક બને છે. દા.ત. 'છેલ્લી પ્રાર્થના'માંની આ પંક્તિ, સહૃદયની શ્રુતિને કેવો સંતર્પક અનુભવ કરાવે છે !

*લડન્તાને મહા રણખંજરીના ઘોષ ગાજો !*
*મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો !*

('યુગવંદના', પૃ. ૧૯)

જોઈ શકાય છે કે, પ્રસ્તુત પંક્તિમાં થયેલી અનુસ્વારની વિશિષ્ટ યોજનાને પરિણામે બંસરી કે ખંજરીના સૂરને આસ્વાદ્ય એવું શ્રુતિગ્રાહ્ય રૂપ મળે છે, તો–

*'ઝાડ ચડંતી ચારણ કન્યા,*
*પહાડ ઘૂમંતી ચારણ કન્યા.*

જેવી પંક્તિમાં પણ, 'ચડંતી' કે 'ઘૂમંતી' જેવા અનુસ્વારથી સંપૃક્ત શબ્દો દ્વારા ચારણકન્યાનું એક જીવંત અને મૂર્તિમંત રૂપ પ્રત્યક્ષ થઈ ઊઠે છે. આ ઉપરાંત પણ મેઘાણીનાં કાવ્યોમાં 'પામન્તો', 'પોઢંતાં', 'જાંગતાં', 'ધૂણન્તાં' જેવા અનુસ્વારમંડિત અનેક શબ્દો, કવિની કાવ્યબાનીની વિલક્ષણતારૂપે પ્રયોજાતા જોવા મળે છે.

મેઘાણીના ભાષાકર્મનું અન્ય આગવું વૈશિષ્ટ્ય તેમનું ભાષામાધુર્ય અને સંગીતની હલક છે. આ બંને ગુણો પણ મેઘાણીની કવિતાને વિશેષ આસ્વાદક્ષમ બનાવે છે. 'ખેડુ સ્ત્રીનું સંધ્યાગીત'માંની આ પંક્તિ, જાણે કે ન્હાનાલાલની કાવ્યબાનીના માધુર્યનો અનુભવ કરાવે છે–

*કે ચંદન-છાંટી રાતડી :*
*મારા હૈયામાં ન હુલાસ*
*સાંજલ તારા ! રૂમઝૂમ તારા !*

*('યુગવંદના', પૃ. ૬૭)*

મેઘાણીની આવી કેટલીક પંક્તિઓમાં, ભાષાની મધુરતાનો ગુણ શ્રુતિગોચર થાય છે, જે તેમની કવિતાને ગેયતા અને સાંગીતિકતાનું પરિમાણ બક્ષે છે. તેમની કવિતામાંનું આ ગેયત્વ અને સંગીતત્વ જ તેમને, એક મોટા ગજાના ગીતકાર તરીકે સ્થાપી આપે છે.

મેઘાણીની કવિતામાં થયેલું કૃદન્તો, ક્રિયાપદો કે પંક્તિઓના અંશોનું પુનરાવર્તન પણ સર્જનાત્મક પરિમાણો પ્રગટાવે છે. આ પ્રકારનાં આવર્તનોને પરિણામે કાવ્યગત લય જળવાય છે ને ચમત્કૃતિ પણ સધાય છે, તો આ તરકીબથી કાવ્યભાવ વધુ સઘન બને છે, તેમ જ સંવેદનની તીવ્રતા પણ રસાવબોધક રીતે વ્યક્ત થાય છે. કવિના પ્રથિતયશ ગીત 'કસુંબીનો રંગ'ના ઉઘાડની આ પંક્તિ, એ વાતની સદ્ય પ્રતીતિ કરાવે છે–

*લાગ્યો કસુંબીનો રંગ–*
*રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ !*

*જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં*
*પીધો કસુંબીનો રંગ.*
('યુગવંદના', પૃ. ૩)

અહીં, 'પોઢંતાં પોઢંતાં'માંનું અનુસ્વારનું આવર્તન તો આસ્વાદ્ય છે જ, સાથોસાથ જનનીના હૈયામાં લપાઈને સૂતેલા બાળકનું ચિત્ર પ્રત્યક્ષવત્ કરાવવામાં, 'પોઢંતાં' જેવા ક્રિયારૂપનું પુનરાવર્તન કેવું કાર્યસાધક નીવડે છે ! 'વિદાય' કાવ્યની આ પંક્તિના પ્રારંભમાં 'સમય નો'તો'નું થયેલું પુનરાવર્તન પણ કાવ્યભાવને એટલું જ ઉપકારક બની રહે છે–

*સમય નો'તો પ્રિયાને ગોદ લૈ આલિંગવાનો,*
*સમય નો'તો શિશુના ગાલ પણ પંપાળવાનો.*
('યુગવંદના', પૃ. ૨૧)

દેશની આઝાદી માટે ભાઈભાંડુને, પિતાની લીલી છાંયને, માતાની હૂંફાળી ગોદને કે હેતભીના હૈયાવાળી બહેનને છોડીને નીકળી પડતા કાવ્યનાયકની પ્રબળ રાષ્ટ્રભાવનાને વ્યક્ત કરતું આ કાવ્ય છે પરંતુ કથયિતવ્યની પરાકોટિ પ્રગટે છે ઉપર્યુક્ત પંક્તિમાં. સ્વજનોથી વિદાય લેતા નાયકને, પોતાની પ્રિયાને ગોદમાં લઈને આલિંગન આપવા કે શિશુના ગાલને પંપાળવા જેટલો ચપટીક પણ સમય નથી ! માભોમને માટે સ્વજનોથી અળગા થઈને નીકળી પડવાની કાવ્યનાયકની તત્પરતા અહીં, 'સમય નો'તો'ના આવર્તનને લીધે વધુ તીવ્ર માત્રામાં પ્રગટ થઈ ઊઠે છે.

રવાનુકારી શબ્દોનો સમુચિત વિનિયોગ એ પણ મેઘાણીના ભાષાકર્મની ધ્યાનાકર્ષક લાક્ષણિકતા છે. ભાવને દૃઢાવવા કે સંવેદનને ઇન્દ્રિયપ્રત્યક્ષ કરાવવામાં આવા શબ્દપ્રયોગો અત્યંત ઉપકારક બને છે. દા.ત.–

*ખનખન અંગારે ઓરાણા,*
*કસબી ને કારીગર ભરખાણા;*
*કોડ નર જીવંતા બફાણા,*
*તોય પૂરા રોટા નવ શેકાણા.* ('યુગવંદના', પૃ. ૯)

'ઘણ રે બોલે ને' કાવ્યની આ પંક્તિમાં 'ખનખન' શબ્દની સહાયથી એક સ્પષ્ટ અને ભાવસબલ દૃશ્ય અંકાય છે; તો 'શિવાજીનું હાલરડું'માંની 'બાળુડાને માત હીંચોળે, ધણણણ ડુંગરા બોલે' જેવી પંક્તિમાં પણ 'ધણણણ' જેવા શબ્દથી સારુંયે ચિત્ર જાણે કે શ્રુતિપ્રત્યક્ષ થાય છે. ભાવને બળકટ બનાવવાના આશયથી થયેલા રવાનુકારી શબ્દોના આવા અનેક પ્રયોગો મેઘાણીની કવિતામાંથી સહજસુલભ બને છે. તો ધગધગ, શતશત, વનવન, ઘનઘન, ઘરઘર, પાંદપાંદ, દિલદિલ, નિઃશ્વાસે નિ.શ્વાસે, ઝલકે ઝલકે, ઊઘડે ઊઘડે, ઝબકે ઝબકે જેવા દ્વિરુક્ત પ્રયોગો પણ તેમની કવિતામાંથી પ્રચુર માત્રામાં મળે છે.

મેઘાણી, આ રીતે, કવિતાઅંતર્ગત સૌરાષ્ટ્રી બોલીના બળને અને સૌન્દર્યને પ્રગટાવે છે; કવિતામાં તેઓ, ઓજસ્ અને માધુર્યગુણ ધરાવતી ભાષા પ્રયોજે છે; તો સાથોસાથ અનુસ્વાર, કૃદન્તો, ક્રિયાપદો કે પંક્તિખંડોનું પુનરાવર્તન અને રવાનુકારી શબ્દોના વિનિયોગ દ્વારા તેમની કવિતાની ભાષાનું પોતીકું એવું પોત પણ રચે છે.

*

મેઘાણી, મોટે ભાગે તો અલંકારોના વૈભવમાં મહાલવાનું મુનાસિબ માનતા નથી; એટલે તેમની કવિતા અલંકારખચિત બાનીથી મંડિત ભાગ્યે જ છે. તેમ છતાં પણ મેઘાણી, યથાવકાશ અલંકારોનો પણ યથોચિત અને સચોટ ઉપયોગ કરી જાણે છે. એવે વખતે તેમણે પ્રયોજેલી ઉપમાઓ કે ઉત્પ્રેક્ષાઓ કાવ્યનું અંતર્ગત તત્ત્વ બનીને, કાવ્યના અવિભાજ્ય અંગ તરીકે પ્રગટ થાય છે. 'વેણીનાં ફૂલ'ની 'દરિયો' શીર્ષકની કૃતિમાં કવિ આસ્વાદ્ય ઉત્પ્રેક્ષા યોજે છે–

*ઝલકે ઝલકે રે જળ માછલી,*
*ઝલકે જાણે વીર મારાની આંખ રે ! મધરાતે માતા*
*રોતા વીરાની દોરી તાણતી.*

વીરાની આંખ માટે અહીં, દરિયામાં ઝલકતી જળમાછલીનું સાદૃશ્ય યોજીને કવિ કાવ્યાત્મક પરિણામ જન્માવે છે, તો 'યુગવંદના'ના 'કોણ ગાશે ?' કાવ્યમાં, ભારતની વિશાળતા અને આ દેશની આળસ-વૃત્તિને બલવત્તર બનાવવા માટે કવિએ પ્રયોજેલી અજગરની ઉપમા પણ કામયાબ નીવડે છે–

*શી રીતે જાગિયો આ*
*અજગર સરખો સુપ્ત તોતિંગ દેશ ?*
('યુગવંદના', પૃ. ૨૭)

એવી જ રીતે, 'ઝંડાવંદન' કાવ્યની 'શ્રીફળના ગોટા સમ ફૂટ્યાં ફટફટ શીશ સુંવાળાં' જેવી પંક્તિમાં પણ કવિ મેઘાણી, સુંદર ઉપમાની સહાયથી શહાદતના ભાવનો સાક્ષાત્કાર કરાવે છે; તો વળી, 'ધોળા ધાવણ કેરી ધારાએ ધારાએ પામ્યો કસુંબીનો રંગ'માં સર્જાતી વર્ણસગાઈ પણ, ભાવાભિવ્યક્તિ માટે એટલી જ અસરકારક બને છે.

મેઘાણીની કવિતામાં પ્રયુક્ત આવા અલંકારો, ભાવને સુંદર અને સઘન બનાવે છે, તો કેટલીક વાર અલંકારો, કાવ્યાત્મક કલ્પનની કક્ષાએ પણ પહોંચે છે, એટલે કશી જ સજગતા વિના સિદ્ધ થતાં સહજનિર્મિત એવાં કલ્પનો પણ, મેઘાણીની કવિતાનું એક રસાત્મક અને આકર્ષક અંગ બનીને આવે છે. કવિનાં અનેક કાવ્યોમાં થયેલો કલ્પનનો વિનિયોગ, કથયિતવ્યને કલાત્મક કોટિએ પહોંચાડે છે. 'વેણીનાં ફૂલ'ના 'પારેવાં લ્યો' નામક કાવ્યમાં, ચણવા માટે આંગણામાં આવેલાં પારેવાંનાં પગલાં એટલે જાણે કે ધૂળમાં ગૂંથાયેલાં ફૂલ, એવું સર્જનાત્મક સમીકરણ આપીને કવિ, સુંદર દશ્યકલ્પન સર્જે છે.

*આંગણિયે પગ પાડતાં, પારેવાં લ્યો,*
*ધૂળમાં ગૂંથે ફૂલ માના જન્મ્યા ! પારેવાં લ્યો.*
*('વેણીનાં ફૂલ')*

'કિલ્લોલ' સંગ્રહની 'રાત પડતી હતી' રચનામાં પણ કેટલાંક સુચારુ કલ્પનો નીપજે છે. સવારવેળાની સ્થિતિનું નિદર્શક બનતું આ કલ્પન નિહાળો–

*પો' પ્રગટતી હતી, પ્રગટતી હતી,*
*જાણે પ્રભુજીની આંખડી ઊઘડતી'તી,*
*એવી પોં' પ્રગટતી હતી, પ્રગટતી હતી.*
*('કિલ્લોલ')*

અહીં, કવિ, પૂર્વની ક્ષિતિજોમાંથી પો' પ્રગટવાની ક્ષણમાં, પ્રભુજીની ઊઘડતી આંખડીને નિહાળે છે ત્યારે રૂઢ ઉપમા, કલ્પનની કોટિ સિદ્ધ કરે છે અને અમૂર્ત એવા સમયને દશ્ય રૂપ આપે છે.

'યુગવંદના'નાં અનેક કાવ્યો અંતર્ગત પણ, અભિવ્યક્તિનું આ ઓજાર પ્રયોજાયેલું માલૂમ પડે છે. સ્વ. ભગતસિંહને ફાંસી અપાઈ તેની વેદનાને વ્યક્ત કરતાં ભજન 'ફૂલમાળ'નો આરંભ જ કવિ, કલ્પનયુક્ત પદાવિલિથી કરે છે–

*વીરા મારા ! પંચ રે સિંધુને સમશાન,*
*રોપાણાં ત્રણ રૂખડાં હો...જી;*
*વીરા ! એની ડાળીયું અડી આસમાન,*
*મુગતિનાં ઝરે ફૂલડાં હો...જી.*
*('યુગવંદના', પૃ. ૨૫)*

ત્રણ વ્યક્તિને ફાંસી આપીને સતલજ નદીને કિનારે બાળેલી એ દશ્યનું, અહીં, સિંધુને સ્મશાન રોપાતાં ત્રણ રૂખડાં તથા આસમાનને અડતી અને મુગતિનાં ફૂલડાં ઝરતી ડાળીયુંનાં કલ્પન દ્વારા, આબાદ રીતે પ્રગટીકરણ થયું છે. કલ્પનનિયોજન સંદર્ભે 'એકતારો'માંનું 'વર્ષા' કાવ્ય પણ ખૂબ જ ધ્યાનાર્હ બની રહે તેવું છે. ભીડેલા આભને ભેદતી ને તાળીઓ પાડીને છૂટી નીકળતી કોઈ ધિંગી કાઠિયાણી સમી વર્ષાનું રૂપ કેવું રોચક છે એને કવિ, સજીવ અને સેન્દ્રિય બનાવીને આલેખે છે–

*ભીડેલા આભને ભેદી કો' રાજબાળ*
*તાળીઓ પાડતી છૂટી;*
*બાપુના લાખ લાખ હેમર હાથીડલા*
*હાંકતી હાંકતી છૂટી.*
*('એકતારો', પૃ. ૨૪)*

આમ, મેઘાણીનું, કલ્પન યોજવા અંગેનું સંપ્રજ્ઞતાપૂર્વકનું વલણ ન હોય તો પણ, તેમની કવિતામાં સહજસિદ્ધ થતાં કલ્પનો, કાવ્યભાવને સ્પર્શક્ષમ અને ઇન્દ્રિયસંવેદ્ય સ્તરે પ્રગટ કરે છે અને કવિની અભિવ્યક્તિને ધાર પણ કાઢે છે.

*

વર્ણ્ય-વિષયને પ્રસ્તુત કરવાની મેઘાણીની યુક્તિ-પ્રયુક્તિ પણ ધ્યાન ખેંચે તેવી છે. વિશેષ કરીને ઉદ્‌બોધનાત્મક શૈલી એ તેમની કવિતાની પ્રસ્તુતીકરણની આગવી વિલક્ષણતા છે. 'ઊભાં રો' રંગ વાદળી !', 'નવ કહેજો !', 'ઊઠો', 'કોણ ગાશે ?', 'માતા, તારો બેટડો આવે !', 'ઓતરાદા વાયરા, ઊઠો !', 'વૈશાખી દાવાનલ આવો !', 'કવિ, તને કેમ ગમે ?' જેવાં કાવ્ય-શીર્ષકો પણ આ વાતને સમર્થન

આપે છે, તો કાવ્યાતર્ગત પણ કવિ, આ પ્રકારની રીતને વારવાર ખપમા લે છે 'ઊઠો' શીર્ષકના કાવ્યની આરભની પક્તિમા જ કવિ જાણે કે એકાધિક ક્રિયારૂપોની પરપરા સર્જે છે–

*ઊઠો, સાવજશૂરાની બેટડી ! બાધો કેશ, લૂછો અશ્રુધાર*
*જોજો ઝૂઝે તમારા કથડા, એના કામજો કીર્તિઅબાર.*
*('યુગવદના', પૃ ૧૭)*

જોઈ શકાય છે કે અહીં 'ઊઠો', 'બાધો', 'લૂછો' જેવા એક પછી એક વછૂટતા ક્રિયારૂપોની યોજનાને કારણે 'સાવજશૂરાની બેટડી'નુ એક એવુ ચિત્ર અકિત થાય છે, જે નારીનો કેશરાશિ છુટ્ટો અને વીખરાયેલો છે તથા જેની આખમાથી અશ્રુધાર વહ્યે જાય છે ! કવિ કહે છે તેમ આ કાવ્ય, 'શાહજહા' નાટકના ગીતનો અનુવાદ હોય તો પણ, ઇન્દ્રિયસતર્પક અનુભવ કરાવનાર આગવી ગીતિ તો કવિની પોતીકી જ !

ગોળમેજી પરિષદમા જતા ગાધીજીને પાનો ચઢાવતી ને ગાધીજીને ખૂબ જ પ્રિય થઈ પડેલી રચના 'છેલ્લો કટોરો'મા પણ કવિની આ પ્રકારની ઉદ્બોધનાત્મક શૈલી, ભાવને બળકટ બનાવીને પ્રસ્તુત કરે છે કાવ્યના આરભમા, ઝેરનો કટોરો પી જવા માટેની વિનવણી છે–

*છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો, બાપુ !*
*સાગર પીનારા ! અજલિ નવ ઢોળજો, બાપુ !*
*('યુગવદના,' પૃ ૪૦)*

કાવ્યારભે આમ, માનવાચક સબોધન થાય છે, તો પછીથી કાવ્ય જેમ આગળ વધે છે, ને કાવ્યભાવ જેમ જેમ ઘૂટાતો જાય છે તેમ તે બહુવચન ઓગળતુ જાય છે ને એમ, એ બહુવચનની એકવચનમા પરિણતિ થાય છે બાપુ સાથેની આત્મીયતાનુ નિદર્શક આ એકવચન વિશેષ અસરકારક જણાય છે

*જા, બાપ ! માતા આખલાને નાથવાને,*
*જા, વિશ્વહત્યા ઉપરે જળ છાટવાને,*
*જા સાત સાગર પાર સેતુ બાધવાને–*
*ચાલ્યો જજે ! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ !*
*છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ !*
*('યુગવદના', પૃ ૪૧)*

તો વળી, 'કાલ જાગે'માની, ઉદ્બોધનથી જ આરભાતી "જાગો, જગના ક્ષુધાર્ત ! જાગો, દુર્બલ અશક્ત !" જેવી પક્તિમા પણ 'જાગો'નુ પુનરાવર્તન, સહુ 'રૂઢિબધ' ભેદીને જાગવાનુ આહ્વાન આપે છે

કવિ મેઘાણીની, આવી કાવ્યલઢણના આવા તો સખ્યાબધ દૃષ્ટાતો સહજ રીતે જ પ્રાપ્ત થાય છે અને કવિની આ પ્રકારની સબોધનાત્મક શૈલીને પરિણામે તેમની કવિતાની આસ્વાદક્ષમતા અને પ્રભાવકતામા ઉમેરો થતો અનુભવાય છે

*

મેઘાણીની કવિતામાથી પસાર થતા આમ, તેમની કવિતાના આવા અનેક રસાત્મક અશો ને કલાત્મક તત્ત્વોનો સુખદ અનુભવ થાય છે અલબત્ત, લોકોદ્ધારને કે રાષ્ટ્રોદ્ધારને જ કવિધર્મ સમજતા આ કવિને, સુકુમાર કે સૂક્ષ્મ ભાવોનુ સાદ્યત નિર્વહણ કરવાની બહુ ફાવટ નથી એ સાચુ, ભારતની આઝાદી માટેના ગીતો કે પીડિતો શોષિતોના સામાજિક ગીતો ગાવાનુ તેમનુ commitment હોવાને કારણે, તેમની અનેક રચનાઓમા કવિતાએ સહન કરવુ પડ્યુ છે એય સાચુ નૈમિત્તિકતા, પ્રાસગિકતા કે પત્રકારત્વને પરિણામે તેમની કવિતામા પ્રવેશી ગયેલી શિથિલતાને સ્વીકારવી પડે, તો એ કવિતાના સીધા-સોંસરવાપણા – directnessને કારણે, કવિતાઅતર્ગત બહુધા તો વ્યજનાનો છેદ જ ઊડી જાય છે, એ વાતને પણ કોણ નકારી શકે ? યુગબળોને ઝીલવાની-આલેખવાની કવિની તીવ્રતાએ અને કાવ્યત્વની માવજત અગેની કવિની ઉદાસીનતાએ પણ, તેમની પાસે કાવ્યાભાસી રચનાઓ કરાવી છે ને કવિતાને વણસાડી પણ છે કવિ મેઘાણીના કાવ્યશિલ્પની આવી અનેક મર્યાદાઓ છે, પરતુ આ બધી સીમાઓને સ્વીકાર્યા-ચીંધ્યા પછી પણ, કવિ મેઘાણીમા aesthetic senseનો અભાવ છે એવુ કહેવાનુ સાહસ ભાગ્યે જ થઈ શકશે કેમ કે મેઘાણીનુ સવેદન, જ્યારે જ્યારે પણ કવિકર્મના દ્રાવણમા ભળીને-ઓગળીને આવ્યુ છે ત્યારે રૂડા પરિણામો અવશ્ય આવ્યા છે

□

# હું તો બસ, ચાલું છું...

યોગેશ જોષી

(૧)

હું તો બસ ચાલું છું...
ઘરમાં, આંગણમાં, શેરીમાં,
ગૂંગળાતી શહેરની સડકો પર કે પૈડાં
તળે ચગદાતા ધોરી માર્ગો પર
ગીચ વનના શાન્ત, મધુર એકાન્તમાં,
ઝાડી-ઝાંખરાં વચ્ચેથી ડાળ-પાંદડાં આઘાં કરી, જરી નમી
કે ઊંચે-નીચે થતી, વાંકીચૂંકી જતી સર્પીલી કેડીઓ પર,
લીલાછમ ઢોળાવો પર, ભરચક ઘાસનાં મેદાનોમાં,
અંધારી ખીણોમાં કે બરફાચ્છાદિત ચમકીલાં શિખરો પર
કે શિખરટોચેથી આમ ઊડીને અવકાશમાં...
સ્થળમાં, જળમાં કે કોઈ રૂપેરી પળમાં
ચાલું છું નગરના ખીચખીચોખીચ હળાહળ કોલાહલમાં,
ક્યારેક કલરવતી નીરવતામાં
તો ક્યારેક નીરવ કલરવમાં.
ક્યારેક પોષની સવારે ઠંડા દૂધિયા મેલા ધુમ્મસમાં,
ક્યારેક વૈશાખના ભડકા જેવા તડકામાં
તો ક્યારેક
વર્ષાની ધારાઓ વચ્ચેથી જરીક જગા કરીને;
ક્યારેક અંધકારના પહાડમાં બોગદું પાડીને
તો ક્યારેક
કોક અણજાણ તારલીનો તેજલ સ્પર્શ પામીને
હું તો બસ, ચાલું છું
મારી અંદર અને બહાર

(૨)

હું તો બસ, ચાલું છું
ક્યારેક ગોકળગામની જેમ
ક્યારેક કૂણા કૂણા પોપટી ઘાસ વચ્ચેથી
પલકવારમાં ક્યાંના ક્યાં દોડી જતા
ધોળા ધોળા સસલાની જેમ
ચાલું છું ક્યારેક ગેરુની જેમ સ્થિત રહીનેય.
ક્યારેક
કોક અજાણ્યા સૂરજની આસપાસ ફરતા
વણશોધાયા ગ્રહની જેમ
તો ક્યારેક
ન્યૂક્લિઅસની આસપાસ ફરતા ઉત્તેજિત
ઇલેક્ટ્રૉનની જેમ
ન ક્યાંય
કશોય અવરોધ જરીકે
બધે બધે બધે જ અવકાશ
માત્ર અવકાશ, નર્યો અવકાશ
સાવ ખાલીખમ ને તોય ભર્યો ભર્યો અવકાશ
અવકાશ મારી અંદર અને બહાર,
એકસરખો, એકસૂરીલો
કૃષ્ણની વાંસળીના બાકોરા જેવો
ને વાંસળીમાંથી ફૂંક વિણ વહેતા સૂર જેવો
માત્ર અવકાશ, નર્યો, નીતર્યો,
ખાલીખમ ને તોય ભર્યો ભર્યો
હું તો બસ, ચાલું છું...
એય મજેથી મ્હાલું છું...

(૩)

હું તો બસ, ચાલું છું
મારા શાંત ઊંડા લયબદ્ધ શ્વાસની ગતિથી
અંદર જઉં છું ને બહાર આવું છું
બહાર આવું છું ને અંદર જઉં છું
પહોંચું છું અંદર ઊંડે ઊંડે
શરીરના દરેકે દરેક કોષ સુધી
ને બસ, જોઉં છું
ફેફસાંના પાંજરામાં, પાંસળીઓના પોલાણમાં,
શ્વાસવાહિનીઓમાં, રક્તવાહિનીઓમાં,
પ્રાણવાહિનીઓમાં
નખમાં, નાભિમાં ને નાડીમાં
છે માત્ર અવકાશ,
અંદર અને બહાર,
એકસરખો ધબકતો
ધબક્ ધબક્ ધબક્
અંદર જઉં છું ને બહાર આવું છું
બહાર આવું છું ને અંદર જઉં છું
હું તો બસ, ચાલું છું...

(૪)

હું તો બસ, ચાલું છું
ક્યારેક બે હોઠ વચ્ચેથી પસાર થઈને પછી
સોયના નાકા તરફ જતા દોરની ગતિથી

ક્યારેક
સીવવાના સચાની સોયની સાદી પ્રસવાદી ગતિથી
તો ક્યારેક
કોક વનની અજાણી કળીની મધ્યમાં જતી
ને એક જ જાદુઈ સ્પર્શે કળીને સોળે કળાએ
પી ઈવી દેતી
કાળી જાબલી ચળકતી ટચૂકડી ફૂલચકલીની
સોય જેવી ચાંચની ગતિથી
ક્યારેક
એક બિન્દુ પર સ્થિર રહીને ઘૂમતા
ઊંઘણશી ભમરડાની ગતિથી
તો ક્યારેક
તડતડિયા ભમરડાની જેમ
ક્યારેક
કુંભારની હથેળી ને આંગળીઓની લય-ગતિથી
તો ક્યારેક
માટીનો પિંડ મૂક્યા અગાઉ ચક્કર ચક્કર
ફરતા ચાકડાની ગતિથી
ક્યારેક બહાર
તો ક્યારેક મારી અંદર
અંદર-બહારમાં ક્યાં કશુયે અંતર ?
ક્યારેક મારી ગતિ
હોય છે સમુદ્ર સમી,
ક્યાય નહીં જઈનેય
પ્રચંડ હિલ્લોળાતો રહું અગાધ, અસીમ,
ઉજ્જ્વલ આનંદમાં
બધીયે દિશાઓમાથી અસખ્ય નદીઓ
ક્યારેક ધીર ગભીર શાન્ત
તો ક્યારેક અતિવેગે
આવી આવીને
ભળી ભળી 'સ્વ' ખોઈને,
એકરૂપ, એકરંગ, એકરસ, એકનાદ થઈ
તો ક્યારેક મારી ગતિ
હોય છે પ્રકાશની ગતિ,
સૂર્યકિરણોની જેમ
ચારે તરફ

(૫)
હુ તો બસ, ચાલુ છુ
ક્યારેક પતંગિયાની પાંખોના અવાજની ગતિથી
ક્યારેક બે ધબકાર વચ્ચેના મૌનની ગતિથી
ક્યારેક કોક કિરણના સ્પર્શે
હળવેકથી ઊઘડતી
સુકોમળ કળીની સુવાસિત ગતિથી
તો ક્યારેક
કેવાય ઉમળકાથી હૃદય ઠાલવી દઈ
ઝરૂ ઝરૂ ઝરી જઈ
ધરતીના ખોબામા ઢગલો થઈ જતા
પારિજાતના પુષ્પોની ગતિથી
ક્યારેક
ક્યાક વરસતા વરસાદની સુગધ, ઉન્માદ, નાદ વહીને
દોડતા
શીતળતમ વાયુના વેગથી
તો ક્યારેક
મત્ત, મદમસ્ત બની
મન મૂકીને બસ, વરસી જ પડતા
વરસાદના કીર્તનમય લયનર્તનથી
તો ક્યારેક
પ્રગટતા જતા ને આગળ ને આગળ વધતા જતા
બંધ આકાશનેય ધીરે ધીરે ઉઘાડતા જતા
મેઘધનુષના ચાપની સપ્તરંગી ગતિથી
તો ક્યારેક
ધી. રે ધી રે
ધરાની તરસને છિપાવતા છિપાવતા
ઊંડે દટાઈ રહેલા
વ્યાકુળ બીજકણ સુધી પહોંચતા જલબિન્દુની ગતિથી
તો ક્યારેક
માટીની ભીતરે ભેજરૂપે રહી
મૂળિયા વાટે ઊર્ધ્વ ગતિ કરી
પાનપાનેપાનને ચમકાવી દઈ ને પછી
સૂર્યકિરણોમા તેજરૂપે ભળી જતા
જલકણની ગતિથી
અદર અને બહાર,
બહાર અને અંદર

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

### ૩. વીઝાપ્રાપ્તિ, દહન કે દફન ?

જે પરલોકને સ્વર્ગ કહેવામાં આવે છે, તેને વિશે વાસ કરતા પહેલાં પરલોકના યાત્રીએ આ મૃત્યુલોક છોડી બીજા કેટલાક લોકમાંથી પસાર થવું પડે છે, એમ આપણાં ધર્મશાસ્ત્રો કહે છે. તે સાચું છે કે ખોટું એની ખાતરી કોણ આપી શકે ? પરંતુ અમેરિકાના સ્વર્ગલોકમાં જવા ઇચ્છનારા પાસપોર્ટ મળ્યે પ્રસન્નતા અનુભવે તો જરૂર પસ્તાય. પાસપોર્ટ તો વૈતરણીનો કાંઠો માત્ર છે. જ્યાં અમેરિકાનો વીઝા આપવાની કૃપાવૃષ્ટિ થાય છે તે અમેરિકાનો દૂતાવાસ વૈતરણી છે. એટલે અમે બંને બીજે દિવસે ભુલાભાઈ દેસાઈ રોડ પર આવેલા લિંકન હાઉસ ગયાં.

આજે બંધ કોઠી જેવું બની ગયેલું લિંકન હાઉસ ત્યારે, ૧૯૬૫માં, ન્યુયૉર્કના બારામાં ઊભેલી મુક્તિ (લિબર્ટી)ની પ્રતિમાની માફક સૌને મુક્તમને આવકારતું. આજની માફક ચોવીસ કલાકથી લાઇન લગાવી ત્યારે, ટાઢમાં, તાપમાં કે વરસાદમાં ઊભા રહેવું પડતું ન હતું. આજે એ કિલ્લામાં રહેતાં અને કામ કરતાં લોકો લોખંડથી એટલાં બધાં ગભરાય છે કે, એ કિલ્લાના પ્રવેશદ્વારના ધાતુશોધક (મેટલ ડિટેક્ટર) બારસાખમાંથી સરદાર પટેલ પસાર થાય તો, ત્યાંના ચોકીદારો તરત એમને આગળ વધી અંદરના દરવાજામાં જતા અટકાવે, કારણ કે, એમનું કાળજું લોખંડનું હતું એમ કહેવાતું. સામાન્ય અમેરિકનો લોખંડથી એટલા બધા ડરે છે કે ત્યાં સોય વડે ફાટેલું કપડું કોઈ સાંધતું નથી એમ સાંભળવા મળ્યું છે. મેકડૉનાલ્ડના ફાસ્ટ ફૂડની ઘેલછા પાછળ પણ ઘેર રસોડામાં છરી-ચપ્પુ પકડવા પાછળનો ડર નહીં હોય તેની શી ખાતરી ?

મંદિરના ગર્ભદ્વારમાંથી કોઈ અપવિત્ર માણસ ભલે અંદર નિજમંદિરમાં જઈ શકતો નથી, પરંતુ એ ગર્ભદ્વાર હોય છે સાવ ખુલ્લું, જેથી બહારથી સૌ ભક્તો અંદરના દેવનાં દર્શન નિરાંતથી અને કશી આડચ વિના કરી શકે છે. આ દૂતાવાસમાં આજે એવું નથી રહેવા પામ્યું. આજે તો ગઢની અંદર ગઢી છે અને એ ગઢીની અંદર બેઠેલી કે ઊભેલી વ્યક્તિઓનાં અંગનું પૂરું દર્શન પણ એ ગઢીની બીજી બાજુએ ઊભેલી વીઝાકાંક્ષી વ્યક્તિ કરી શકતી નથી. એ તરફની વ્યક્તિને સીધો તો ઠીક, લાકડીથીયે સ્પર્શ કરી શકાય તેમ નથી. કારણ, બંને વચ્ચે લાકડાની અને કાચની દીવાલ છે. બંને પક્ષો વચ્ચેની આપલેના વ્યવહારની વ્યવસ્થા માટે દરેક કાચની બારી નીચે, લખોટી રમવાની ગબી જેવો એક ખાડો રાખવામાં આવ્યો છે. તમારા પૈસા, પાસપૉર્ટ કે કાગળો તમે એ ગબીમાં મૂકો. પેલી બાજુ બેઠેલી વ્યક્તિ એ લઈ લે. એને જે મૂકવું હોય તે પણ એ પેલી ગબીમાં મૂકે અને તે આપણે લઈ લેવાનું. જગતની મોટામાં મોટી શસ્ત્ર ધરાવનારી, શસ્ત્રો બનાવનારી અને શસ્ત્રો વેચનારી સત્તા આજે એટલી ડરપોક બની ગઈ છે કે પછી હસ્તધૂનનમાં એને એચ.આઇ.વી.નો ભય લાગે છે ?

પણ, ૧૯૬૫માં એવું ન હતું. તે વેળા ચોકીદારે પણ વિવેકથી અમારું સ્વાગત કર્યું અને અમને ક્યાં જવું ને શું કરવું તેનું માર્ગદર્શન આપ્યું. અંદર દાખલ થતાં જ અમારા ધ્યાન પર આપણી સરકારી કચેરીઓ અને આ અમેરિકન દૂતાવાસ વચ્ચેનો તફાવત તરત અમારી નજરે ચડ્યો અને કાને પડ્યો. આપણી સરકારની પાસપૉર્ટ કચેરી એટલે ભૂલોકનું પેટાળ બટેટાની જેમ બફાઈ જાઓ એટલી ગરમી, દેવમંદિરોના જેટલો ઘોંઘાટ, સાડીના સેલના સ્ટોરમાં હોય એટલી ભીડ, ફૂવડ નારના રસોડામાં હોય એટલી અવ્યવસ્થા, ચપરાશીથી સાહેબ સુધી ભૌમિતિક ક્રમે વધતી સાહેબશાહી, વિષુવવૃત્ત પરની પૃથ્વીની ગતિના જેવી કામની મંદ ગતિ. ત્યારે લિંકન હાઉસની રિસેપ્શનિસ્ટનું સસ્મિત સ્વાગત, દરવાજો ઊઘડતાની સાથે જ વાતાનુકૂલિત શીતલતા, ટાઇપરાઇટરો પણ શાંતિની

અદબ જાળવતા હોય તેમ તેમની સુમદ ટપટપ, સુઘડતા, સુવ્યવસ્થા, મુલાકાતીઓ માટે બેસવાની સારી સગવડ આ બધુ અમેરિકાના સ્વર્ગલોકનુ પ્રતીક લાગે

અને એ સ્વર્ગલોકની પ્રતીતિ તુરત થાય જ ગમે તે મનુષ્ય સ્વર્ગમા જઈ શકે નહીં તેમ, ગમે તે ભારતીય કે બિનઅમેરિકન અમેરિકા જઈ શકે નહીં રશિયાના રાસ કે ચીનાશુક ના ઉલ્લેખ માત્રથી અમરિકનો સ્વપ્નમા ખળભળી ઊઠે છે એ વાત જાણીતી છે તમારી સાડીની કિનાર લાલ હોય તો તમારા મગજનુ સ્કેનિંગ કરાવી તપાસ કરવામા આવે કે તેમા સામ્યવાદના જતુ કેટલા છે ? તમારુ મોઢુ પાનથી લાલ હોય તો, તમારા હૃદયનો એક્સરે લઈ તપાસ કરાવે કે એમા સામ્યવાદ ધબકતો નથી ને ? આટલી ચિત્તશુદ્ધિની ખાતરી પછી પણ પરદેશીઓને વીઝા અપાતો નથી. એ વખતે, એમની દેહશુદ્ધિની પણ અમેરિકન દૂતાવાસ પૂરી ખાતરી કરતો. તમારા આખકાનનાકગળું બરાબર છે ? ફેફસા, કાળજુ આતરડા નીરોગી છે ? તમારી ત્વચા ચેપી નથી ને ? આ બધાની તપાસ માટે તમારે ખર્ચે, તમારે એ દૂતાવાસે નક્કી કરેલા દાક્તરોની મુલાકાત લઈ તેમની પાસેથી જરૂરી પ્રમાણપત્ર મેળવવાના. તમે રોગમુક્ત, જતુમુક્ત, વિશુદ્ધ દેહધારી પુરવાર થાઓ તો જ એ સ્વર્ગમા પ્રવેશ કરવાના અધિકારી બની શકો. મુબઈના જુદા જુદા વિસ્તારોમા આવેલા નિષ્ણાત તબીબોના દવાખાનાઓના આટાફેરા, સીડીઓની ચડઊતર અને એ નિષ્ણાતો વડે તમારા ગજવા પર થતી શસ્ત્રક્રિયા તમને અને તમારા શરીરમા રહેલા રોગોના બૅક્ટીરિયાને એવી લાગે છે કે તમારુ રુધિરાભિસરણ વધારે વેગવાન બની જાય છે ઝાડાની તપાસ માટે જુલાબની ટીકડી લેવાની જરૂર જણાતી નથી, તમારુ મન નહીં, પણ ગજવુ હળવુ ફુલ્લ બને છે અને આ બધા વ્યાયામને પરિણામે તમારા હાડકાપાસળા અને સ્નાયુઓ સુદૃઢ થઈ જાય છે અને આખરે તમને વીઝા મળી જાય છે અમને વીઝા મળી ગયા. પણ

પણ રિઝર્વ બૅંક તરફથી એક મોટો લિફાફો આવ્યો હતો તુન્હુ, હુન્તુનુ ત્રુટિરહિતનુ અદ્વૈત મારા સહધર્મચારિણીની અને મારી વચ્ચે સ્થપાઈ ચૂક્યુ છે અને એકાત્મભાવનુ એ અદ્વૈત એકોદર ભાવમા પરિણમ્યુ છે એમ ભારતની લક્ષ્મીના એ રખેવાળને લાગ્યુ હશે તેથી કે અમે રાજકારણિયા, ફિલ્મસ્ટારો કે ઉદ્યોગપતિઓ નહીં હોઈ રિઝર્વ બૅંકના એ સત્તાધીશોએ નક્કી કર્યુ હતુ કે મારા માટે મજૂર થયેલા ચાર સો ડૉલરની માતબર (?) મૂડીમા, મારે અને મારા પત્નીએ બનેએ બે મહિના ચલાવી લેવુ (અમે ઑગસ્ટની પહેલી તારીખે અહીંથી રવાના થઈ લડન, ન્યુયૉર્ક વૉશિંગ્ટન ફરી, સપ્ટેબરની સાતમી તારીખે શરૂ થતી સ્કૂલમા હાજર થવાનુ હતુ અને પગાર તો, મારી સમજ પ્રમાણે, અહીંની જેમ, ઑક્ટોબરની પહેલીએ મળવાનો હતો) બૈરાની જાતને વળી અલગ ડૉલર શા ? તે કાળે, આજથી એકત્રીસ વર્ષ પહેલા, ડૉલરનો ભાવ પોણા પાચ રૂપિયા હતો છેલ્લા ત્રીસ વરસમા આપણે કેટલી આર્થિક પ્રગતિ કરી છે તે આજના ડૉલરના ભાવ પરથી, હિમાલય કરતાયે મોટા વિદેશી કરજ પરથી અને વિવિધ ક્ષેત્રોમાના આપણા દેશના નેતાઓના ઊભરાતા સ્વિસ બૅંકોમાંના ખાતાઓ પરથી આપણે સમજી શકીશુ એકત્રીસ વર્ષ પહેલા અમને ચિંતા એ હતી કે ચાર સો ડૉલરમા અમે બે મહિના કેવી રીતે વ્યતીત કરી શકીશુ ?

રિઝર્વ બૅંક તરફથી આવેલા એ લિફાફામા સ્નાનના આ સમાચાર સાથે બીજા એક સ્નાનસૂચક સમાચાર હતા. મારા પત્ની માટે એક ફારમ હતુ એમા એણે વિગતો ભરી મોકલવાની હતી એ ફારમની વિગતો વાચી મેં એમને ભરવા માટે પાસે બોલાવ્યા અને પૂછ્યુ

અમેરિકામા, અને અથવા, ત્યા જતા કે ત્યાથી આવતા, ન કરે નારાયણ (આ શબ્દો એ ફારમમા ન હતા, પણ મારાથી બોલાઈ ગયા હતા) તારો દેહ પડે તો તુ શુ પસદ કરશે ? દફન કે દહન ?

મારો આ પ્રશ્ન સાભળી પુષ્પાને લાગ્યુ કે હુ ટીખળ કરુ છુ એ ટીખળ પણ અમગળસૂચક હોઈ કોઈને કેમ ગમે ? મેં એને એ ફોરમ વાચવા આપ્યુ વાચી મને કહે હુ મરી જાઉ પછી મારે શી ચિંતા ? તમારે એનુ જે કરવુ હોય તે કરજો બાળવાદાટવાને બદલે દરિયામા નાખી દેજો ને અને કદાચ વિમાનમા રામ રમી જાય તો, વિમાનનો દરવાજો ખોલી ઘા કરી દેજો પછી છોતોય હાથ નહીં લાગે !

પણ રિઝર્વ બૅંકના જે અમલદારે આ ફૉર્મ તૈયાર કર્યું હશે તેને દફનદહન સિવાયના પુષ્પાએ સૂચવેલા વિકલ્પોનો ખ્યાલ નહીં હોય. એટલે આ પ્રશ્ન અને એના ઉત્તર નીચેની જગ્યામાં બીજી માગણી કરવામાં આવી હતી :

"દફન કે દહન ગમે તે તમે પસંદ કરો, પણ, તેને માટે, ભારતની શેડ્યૂલ્ડ બૅંકમાં, બે હજાર રૂપિયાની ગૅરંટી આપો."

મૃત્યુ પછી આપણા દેહનું શું કરવું તેની પસંદગીની સ્વતંત્રતા આપનાર તુમારશાહી દફન અને દહનનો ખર્ચ સરખો શા આધારે આંકતી હશે એ તપાસનો વિષય છે. સ્મશાનમાં લાકડાં ખરીદવાનો અનુભવ હતો, પણ ઘોરખોદિયા સાથે ભાવ કદી ઠરાવ્યો ન હતો. અને, તે સમયે, દેશમાં લાકડાં પાછળ જેટલો ખર્ચ થતો એ જોતાં લાગ્યું કે, શબને બાળવાનો આ ચારગણો ચાર્જ ટૅન્ડરથી કામ કરાવવાની અને તેમાંથી મારી ખાવાની સરકારી રસમને લઈને સરકારે ઠરાવ્યો હશે. પાછલાં ત્રીસ વરસમાં સરકારી કર્મચારીઓની સંખ્યામાં, એ રસમના વ્યાપમાં અને એ રસમ અનુસારની રકમમાં ફુગાવો ઘણો આવી ગયો છે. કાશીના મરણમાં સ્વર્ગે જવાની ગૅરંટી અપાય છે તેવી કોઈ ગૅરંટી અમેરિકામાં અવસાનની આપવામાં આવતી નથી. છતાં એ આટલું મોંઘું શા માટે એ બાબત થોડી અચરજ થઈ. ગોરનું તરભાણું ભરવાની આપણી શુદ્ધ સનાતની પ્રથા રિઝર્વ બૅંક આ રીતે જીવતી રાખે છે તેથી બધા સનાતની હિંદુઓનાં હૈયા હરખે છલકાવાં જોઈએ.

પાસપૉર્ટ અને વીઝાનાં કામ મુંબઈમાં પતાવી, રિઝર્વ બૅંકનું કામ અમદાવાદમાં આટોપી અમે બેઉ પાછાં જામનગર આવ્યાં. અહીં, અમારી બંનેની શાળાઓમાં અમારી વર્ષની ગેરહાજરી દરમિયાનની વ્યવસ્થા કરવાની હતી. અહીંના ઘરની વ્યવસ્થા કરી, ઑગસ્ટ અને સપ્ટેમ્બરના બે માસ અમેરિકામાં અનિકેત કેમ રહેવું તે માટે મનોબળ કેળવવા માંડ્યું.

ત્યાં કેટલાંક વરસ રહી આવેલાં અમારાં સ્નેહી હર્ષિદાબહેને કેટલીક વ્યવહારુ સલાહ આપી અને સાણસી તથા લોઢી અહીંથી લઈ જવાનું કહ્યું. હવાબાણ હરડે જેવી કે ત્રિફળા જેવી કોઈ દવાની આદત હોય કે, એ કોઈ વાર લેવાથી તકલીફ દૂર થતી હોય તો, તેવી દવાઓ તથા ચશ્માંની એક વધારાની જોડ સાથે રાખવાનું સૂચન પણ કોઈ સન્મિત્રે કરી કહ્યું કે ત્યાં દાક્તરો ખૂબ મોંઘા છે.

બધાં આવાં કાર્યો પતાવતાં, નાનામોટા વિદાયસમારંભો અને શુભેચ્છા-સમારંભોમાં હાજરી આપતાં, લૉંગ આઇલૅંડમાં બેપૉર્ટમાં આવેલી જેમ્સ વિલ્સન યંગ હાઇસ્કૂલના આચાર્ય રૉબર્ટ કોવેલ તરફથી મળેલાં પુસ્તકો અને સૂચન વાંચતાં તથા, અમારે માટે સ્કૂલ નજીક એક નાનું એપાર્ટમેન્ટ લેવાને બદલે, અમને પોતાને ઘેર જ ઉતારવાના એમના આગ્રહથી ત્યાં કેમ રહેવું ને ગોઠવાવું એની મૂંઝવણ કરતાં જુલાઈ અધઝાઝેરો વીતી ગયો.

૧૯૬૫ની પંદરમી જુલાઈએ, પગને પાટલૂન મોજાં બૂટની કેદમાં પૂરી, ધોતિયું ઝભ્ભો તરછોડી, ખમીસ ચડાવી, ગળે ટાઇ ટટકારી બ્રાઉનસાહેબને વેશે તૈયાર થઈ જામનગરના સ્ટેશનની વાટ પકડી – એમ કરતા પહેલાં અમે બંને ગૃહદેવતાને પગે લાગ્યાં. અમારાં માને પગે લાગ્યાં. મારે કપાળે મારી એક ભત્રીજીએ ચાંદલો કર્યો, બીજીએ ચોખા ચોડ્યા, અને હાથમાં શ્રીફળ લઈ અમે ઘોડાગાડીમાં બેઠાં.

સ્ટેશને પહોંચ્યા પછી મારું ધ્યાન ગયું કે, આ ધમાલમાં મારાં ચશ્માં હું ઘેર જ મૂકી આવ્યો છું ! અમારો પુત્ર અશોક સાઇકલ પર જઈ તરત લઈ આવ્યો. અમે હાટકેશભક્ત પ્રવાસ કરતાં હોઈએ ત્યારે વાહન થોડું મોડું હોવાનું જ.

"આવજો આવજો"ના નાદ વચ્ચે, કુટુંબીજનો, મિત્રો, સાથીઓ અને વિદ્યાર્થીવિદ્યાર્થીઓનાં સદ્ભાવ અને શુભેચ્છા સાથે, કેટલાંકની આંખોમાંથી વહેતી અશ્રુસરિતાની આર્દ્રતા સાથે રંગમતી-નાગમતીના સંગમે ઊભેલા જામનગરનો સંગ અમે છોડ્યો.

અમેરિકા ભલે હજારો યોજન દૂર રહ્યું. અમારું મુંબઈગમન એ દિશાનું અમારું પહેલું પગલું હતું.

[ક્રમશઃ]



# પુસ્તકો : ઉત્તમોત્તમ ક્ષણોનો આવિર્ભાવ*

રમણલાલ જોશી

પુસ્તકોનુ જીવનમા સ્થાન ? પુસ્તક જ જીવન ન બની રહે ? યુનેસ્કોના બધારણમા કહ્યુ છે કે યુદ્ધનો ઉદ્ભવ પ્રથમ માણસના મનમા થતો હોય છે, તેથી જરૂરી દીવાલ માણસના મનમા રચાવી જોઈએ. શાતિનુ રક્ષણ કરનાર કિલ્લાઓમા મહત્ત્વનો કિલ્લો પુસ્તકોનો છે માણસે પ્રકૃતિમાથી સસ્કૃતિ વિકસાવી, હવે એ વિકૃતિ તરફ ધસી રહ્યો છે સર્વનાશક શસ્ત્રદોટ તરફની ગતિને ખાળવાનુ કામ એકમાત્ર પુસ્તકો જ કરી શકે કારણ કે પુસ્તકો એ મહાન આત્માઓની ઉત્તમોત્તમ ક્ષણોનો આવિર્ભાવ છે, કહો કે, એમના જીવનસત્ત્વનો નિષ્કર્ષ છે કદાચ એથી જ કવિ કલાપીએ કહ્યુ હશે કે 'જીવીશ બની શકે તો એકલા પુસ્તકોથી '

માણસના જીવનમા પુસ્તકોનુ સ્થાન અત્યત મહત્ત્વનુ છે પેલા સૂત્ર પ્રમાણે ज्ञानायपेत्य या वृत्ति सा विनाशयति प्रजा। 'જ્ઞાનથી વિમુખી વૃત્તિ પ્રજાનો નાશ નોતરે ' માણસની બાબતમા પણ એ એટલુ જ સત્ય છે અને જ્ઞાન મળે છે પુસ્તકોથી. ગીતાએ એથી જ કહ્યુ છે કે આ જગતમા જ્ઞાનના જેવુ પવિત્ર બીજુ કશુ નથી. કાર્લાઈલનુ પેલુ જાણીતુ સૂત્ર — 'જ્ઞાન એ શક્તિ છે' — મોટામા મોટી શક્તિ છે એ આપણે જાણીએ છીએ. પુસ્તકનુ સ્થાન બીજી કોઈ વસ્તુ લઈ ન શકે કવિ ઉમાશકર જોશીએ કહેલુ કે વાત કરવાનું મળે ત્યા સુધી વાચતો નથી અને વાચવાનુ મળે ત્યા સુધી લખતો નથી ઉત્તમ વાચન એ ઉત્તમ લેખનની ભૂમિકા બને છે અને વાત કરીએ ત્યારે આપણે માણસને વાચીએ છીએ ઉમાશકરે એક સરસ પ્રસગ પણ અન્યત્ર વર્ણવ્યો છે કોઈ મોટા પુસ્તકાલયમા સસ્કૃત અને અગ્રેજી પુસ્તકોના કબાટો ભરેલા જોઈ આચાર્ય આનદશકર ધ્રુવ બોલી ઊઠેલા કે न जाने भोक्तार कमिह समुपस्थास्यति विधि। વિધિએ આનો ભોક્તા કોને નિર્મ્યો હશે તે જાણતો નથી. સદર્ભ શાકુન્તલના બીજા અકનો છે ઉપરના શબ્દો દુષ્યન્ત શકુન્તલાના સદર્ભે ઉચ્ચારે છે અર્થાત્ આ બધા મહાન પુસ્તકો કોણ વાચશે ? પણ અભ્યાસકાળમા અમારા મહાન શિક્ષકોએ પુસ્તકો પ્રત્યે એવુ આકર્ષણ જન્માવેલુ કે પુસ્તક ભાવ્યુ નથી ને વાચવા લીધુ નથી ' શેઠ જી સી હાઈસ્કૂલમા ભણતો ત્યારે અમારા શિક્ષકો ગામનુ અને શાળાનુ આખુ પુસ્તકાલય વાચવાની પ્રેરણા આપતા. મૅટ્રિકના વર્ગમા હતો ત્યારે મુબઈ એન. એમ ત્રિપાઠીની કમાથી સુન્દરમ્નુ 'વસુધા', ઉમાશકરનું નિશીથ' અને મુનશીનુ 'Gujarat and Its Literature' વી.પી.પી.થી મગાવેલુ ' વાચનના શોખના બીજ ત્યારે દઢ વવાયેલા

એ પછી ઘણા પુસ્તકો વાચવાનુ બન્યુ, પણ એક પુસ્તકની દઢ છાપ ચિત્ત ઉપર અકિત થયેલી છે સ્વ. આચાર્ય આનદશકર ધ્રુવના શબ્દોમા હુ એને ' મારો નાનપણનો સાથી'' કહુ છુ આ પુસ્તકનુ નામ છે 'પ્રભુમય જીવન' 'પ્રભુમય જીવન' એ રાલ્ફ વાલ્ડો ટ્રાઇનના *'In Tune with The Infinite'*નો સ્વ. મણિલાલ નથુભાઈ દોશીએ કરેલો અનુવાદ છે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે એ પ્રગટ કરેલુ છે ૧૯૧૬મા એની પહેલી આવૃત્તિ પ્રગટ થયેલી મેં એની કેટલામી આવૃત્તિ વાચેલી તે યાદ નથી પણ મેં ચાહીને વસાવેલુ એ પુસ્તક થોડા વર્ષો પહેલા ખોવાઈ ગયુ મને હમણા એ પુસ્તકનુ સ્મરણ થયુ જઈ પહોંચ્યો સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયમા સદ્ભાગ્યે એક નકલ મળી વધુ મળી હોત તો મિત્રોને ભેટ આપત અત્યાર સુધીમા એની સત્તર આવૃત્તિઓ પ્રગટ થઈ છે અને પચાસ હજાર ઉપરાત નકલો વેચાઈ છે મૂળ લેખક રાલ્ફ વાલ્ડો ટ્રાઇન, અમેરિકન હતા અને એમર્સનના

* શ્રી પ્રીતિ શાહ — સપાદિત પ્રગટ થનાર પુસ્તક ખીલી અમીરસ અક્ષરનો માથી

અનુયાયી હતા. પુસ્તકનો સાર એ છે કે જીવનમાં સાચું સુખ, સાચી શાંતિ શી રીતે મળે એનો ઉપાય દર્શાવવો. સ્વર્ગ અને નરક એ બેમાંથી કોની પસંદગી કરવી એ માણસના હાથની વાત છે. પરમાત્મા જ સર્વ સુખનું નિધાન છે. જેટલા પ્રમાણમાં મનુષ્ય આ દિવ્યતા પ્રત્યે ખુલ્લો થાય છે તેટલા પ્રમાણમાં પરમાત્માની શક્તિઓ તેનામાં પ્રગટ થાય છે. એટલે પરમાત્માત્માત્ત્વ સાથે જ્ઞાનપૂર્વક સંબંધમાં આવવાનું તે ઉદ્‌બોધે છે. વિચારની શક્તિ, આરોગ્ય, પ્રેમનો પ્રભાવ, સાચી શાંતિ અને પૂર્ણ શક્તિ પ્રાપ્ત કરવાના માર્ગો પુસ્તકમાં દર્શાવાયા છે. 'પ્રભુમય જીવન' એ અનંતતા સાથે સુસંવાદી રીતે જીવવાનો કીમિયો દર્શાવતું પુસ્તક છે. થોડાં વર્ષો પછી આ જ કુળનું ટૉમસ એ. કેમ્પિસનું The Imitation of Christ પુસ્તક હાથમાં આવેલું. એ પણ ખૂબ ગમી ગયેલું. એના થોડા અંશોનો અનુવાદ શ્રી કરસનદાસ માણેકના તંત્રીપદે પ્રગટ થતા 'નચિકેતા' માસિકમાં કરેલો.

મારા અભ્યાસકાળમાં કૉલેજનું શિક્ષણ વડોદરા કૉલેજમાં લીધેલું. એ વખતે મ. સ. યુનિ. ન હતી. એકમાત્ર મુંબઈ યુનિવર્સિટી. અમોને જૂના વડોદરા રાજ્યના પ્રજાજનોને માટે વડોદરા નજીક, અમદાવાદ દૂર ! વડોદરા કૉલેજમાં ભણતો ત્યારે Baroda College Magazineના ગુજરાતી વિભાગનો તંત્રી થયેલો. રેફરન્સ-બુક તરીકે આ વાર્ષિકનો મહિમા હતો. પણ એ વખતે અમોને લાગેલું કે વર્ગવાર પણ મૅગેઝીન કાઢવું જોઈએ. એ રીતે અમે કેટલાક મિત્રોએ ઇન્ટર આર્ટ્સમાં 'પલ્લવ' નામે એક મૅગેઝીન કાઢેલું. આ કાર્યમાં સહાધ્યાયી મિત્રો ભાઈ વિજય ચાવડા, મગનભાઈ બારોટ, નટુભાઈ બારોટ, લક્ષ્મીદાસ પટેલ વ.નો સક્રિય સાથ રહેલો. 'પલ્લવ'માં મેં જે લેખ લખેલો તે 'સરસ્વતીચન્દ્ર' વિશે હતો. એ વખતે 'સરસ્વતીચન્દ્ર' મહાનવલ વાંચેલી અને ખૂબ ગમી ગયેલી. મારો આ લેખ એ કદાચ ગંભીર અભ્યાસનિબંધ લખવાનો પ્રથમ પ્રયત્ન હતો. પાછળથી ગોવર્ધનરામ ઉપર શ્રી ઉમાશંકર જોશીના માર્ગદર્શન હેઠળ પીએચ.ડી.નો મહાનિબંધ લખ્યો, 'ગોવર્ધનરામ : એક અધ્યયન', તે ગ્રંથસ્વરૂપે પ્રગટ થયો, ગોવર્ધનરામના જીવન અને સાહિત્ય વિશે 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' પુસ્તક પ્રગટ થયું, બીજા પણ વિવેચનાત્મક લેખો પ્રગટ થયા, પણ અભ્યાસકાળમાં પણ મેં પહેલો લેખ પણ 'સરસ્વતીચન્દ્ર' વિશે લખેલો એનું આશ્ચર્ય અનુભવાય છે. એ રીતે આ મહાનવલ મારું પ્રિય પુસ્તક બનેલું. એ વખતે સૌ યુવકોની જેમ સરસ્વતીચન્દ્ર થવાનાં સ્વપ્નો સેવતા અને કુમુદની શોધ કરતા ! ચાર ભાગની આ નવલકથાનો આરંભ થાય છે આ પંક્તિઓથી : "સુવર્ણપુર પશ્ચિમસાગરની સાથે ભદ્રાનદી સંગમ પામે છે ત્યાં આગળ આવેલું છે. સાગરે નદીરૂપ હાથ વડે કેડ ઉપર બાળક તેડ્યું હોય તેમ એક ટેકરીના ઢોળાવ ઉપર પથરાયેલો એનો વિસ્તાર લાગે છે. એ નગરના બંદરમાં માઘ માસમાં એક દિવસ એક વહાણ આવી નાંગર્યું..." અને નવલકથા-વાચનની નૌકા આગળ વધી. ગુજરાતી, અંગ્રેજી અને હિંદી ઘણી નવલકથાઓ વાંચી, પણ આજેય 'સરસ્વતીચન્દ્ર'નું આકર્ષણ એવું ને એવું છે. એ સમયમાં ટૉમસ હાર્ડીની 'વુડલૅન્ડર્સ' ભણવામાં હતી. નવલકથા ખૂબ ગમી ગયેલી. એ પછી સમજ વધતાં એ ફરી વાંચેલી. નવલકથાકાર હાર્ડીનો અભ્યાસ કરેલો. એમના વિશેનાં પુસ્તકોમાં ડેવિડ સેસિલનું 'Hardy – The Novelist' ગમી ગયેલું. મારી આ પ્રિય નવલકથાનો એક પ્રસંગ ચિત્તમાં બરાબર અંકાઈ ગયેલો છે. કઠિયારો ગાઇલ્સ વિન્ટરબૉર્ન આખી રાત ઠંડીમાં ઠૂંઠવાઈને મરણ પામે છે ત્યારે નાયિકા ગ્રેસ સવારે એની કબર ઉપર ફૂલ ચઢાવવા જાય છે ત્યારે જે અંજલિ આપે છે તે અનુપમ છે : If I forget Thee, Let me forget home and Heaven. Because you were a good man and did good things. કેવી સરલ સુંદર ભાવસભર અંજલિ ! એ જ રીતે ફ્લૉબેરની 'માદામ બોવારી'માં ઈમા મૃત્યુ બાદ વાળની જે લટ ચાર્લ્સે પોતાની પાસે રાખી હતી તે હાથમાં હોય છે ને તે મરણ પામે છે. નવલકથાનો અંત લાઘવયુક્ત કરુણનો જે અનુભવ કરાવે છે તે હૃદયને સ્પર્શી જાય છે. પ્રિય પુસ્તકોમાં

સર્જનાત્મક સાહિત્યની અસર આપણી ચેતના ઉપર સૌથી વધારે અસર કરી જાય છે

ગાધીજીની આત્મકથા સત્યના પ્રયોગો'નો પ્રભાવ પણ ઘણો અનુભવેલો અવારનવાર એ પ્રસગોએ પ્રેરણા આપેલી અને કેટલાકનુ પુન પુન પઠન કરવાના પ્રસગો પણ આવેલા છે હમણા નેશનલ બુક ટ્રસ્ટના મહત્ત્વાકાક્ષી પ્રકલ્પ Masterpieces of Indian Literature માટે ગાધીજીની આ આત્મકથા વિશે લખ્યુ ત્યારે અગાઉની સ્મૃતિઓ જાગ્રત થઈ ઊઠેલી

નાનપણથી અધ્યાત્મચર્ચામા રસ હોઈ સ્વામી વિવેકાનદ અને રામકૃષ્ણ પરમહસના જીવનચરિત્રો, તેમના જીવનના પ્રસગો અને તેમનો સદુપદેશ ઘણો ગમતો એ અગેના અગ્રેજી-ગુજરાતી પુસ્તકો રસપૂર્વક વાચેલા, કેટલાકનુ તો વારવાર પઠન કરેલુ વર્ષો પછી રાજકોટના શ્રી રામકૃષ્ણ આશ્રમ તરફથી વીસેક જેટલા ગ્રથોની શ્રેણી પ્રગટ થયેલી, તે પણ રસપૂર્વક વાચી ગયેલો ૧૯૪૫મા કવિ શ્રી સુન્દરમે શ્રી અરવિંદ આશ્રમ પૉંડિચેરીમા કાયમી વસવાટ કર્યો. તેમનો પરિચય થયો પ્રગાઢ સબધમા પરિણમ્યો તેમના સૂચનથી શ્રી અરવિંદ અને શ્રી માતાજીના કેટલાક પુસ્તકો વાચ્યા ખાસ કરીને શ્રી માતાજી, યોગસાધનાના પાયા યોગ પર દીપ્તિઓ 'શ્રી માતાજી સાથે વાર્તાલાપ વનો અભ્યાસ કરેલો પૉંડિચેરી ગયો ત્યારે શ્રી માતાજીએ પોતાની સહી કરીને આપેલા Savitri Shri Aurobindo on Himself and The Mother 'Letters of Sri Aurobindo' (શ્રેણી ત્રીજી), The Mother on Education'નો ઘણો પ્રભાવ અનુભવેલો 'A Practical Guide to Integral Yoga'નો તો કેટલોક સમય નિત્યપાઠ કરેલો

અધ્યાત્મ ઉપરાત સાહિત્યમા જીવત રસ હોઈ ગુજરાતી અગ્રેજી પુસ્તકો મેટ્રિકના વર્ષથી વાચવાનો આરભ કરેલો જે જે પુસ્તક વાચતો તેની નોધ કરતો ગમતા વાક્યો, પરિચ્છેદો અને કાવ્યપક્તિઓ નોટબુકોમા ઉતારી લેતો. મુખ્યત્વે લેખકવાર અભ્યાસ કરતો. લેખનનો આરભ કવિતાથી કરેલો, એક બે વાર્તાઓ પણ લખેલી તે સામયિકોમા છપાયેલી પણ ખરી પણ સાતો વિવેચન સાથે બધાયો ભારતીય અને પાશ્ચાત્ય સાહિત્યચાર્યો અને વિવેચકોનો અભ્યાસ થયો એમા સ્વ ઉમાશકર જોશી સાથે ક્રોચેનો અભ્યાસ કરવાનુ બન્યુ એ તો જીવનનુ મધુર સભારણુ બની ગયુ છે

જીવનમા પુસ્તકોનો પ્રભાવ એની તો કાઈ વાત થાય ? સમયે સમયે એનો પ્રભાવ સવેદનશીલ, વિચાર કરનારા માણસો ઉપર થાય જ છે જીવનની સાધનામા પુસ્તકો એક મહાન પરિબળ છે મનુષ્યચેતનાના કૃતિ તત્ત્વને સકોરવાનુ કામ પુસ્તકો કરે છે એવુ કોઈ કરી શકતુ નથી શ્રી પ્રીતિબહેન શાહે આ સુદર ઉપક્રમ રચ્યો તો અતીતમા ડોકિયુ કરી થોડી વાત માડી. પણ એ પૂરી તો ક્યાથી થાય ? ક્યાક તો અટકવુ પડે તો હવે અટકુ

□

**'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧ | શ્રી પ્રવીણસિંહ ચાવડા | અમદાવાદ |
| ૨ | શ્રી એમ ડી દેસાઈ | અમદાવાદ |
| ૩ | ભાવનગર યુનિવર્સિટી લાયબ્રેરી | ભાવનગર |
| ૪ | એલ.ડી. આર્ટ્સ કોલેજ હોસ્ટેલ | અમદાવાદ |
| ૫ | ડૉ બી ટી ત્રિવેદી | અમદાવાદ |

# ગુજરાતી બાલકથાનું વિવેચન

શ્રદ્ધા ત્રિવેદી

આપણે સૌ જાણીએ છીએ કે બાળકનો વિકાસ કરવામાં બાલસાહિત્યનો અને તેમાંય બાલકથાઓનો ફાળો અત્યંત મહત્ત્વનો છે. આથી જ બાલકથાઓનું નિરીક્ષણ, પરીક્ષણ, સમીક્ષણ સતત ચાલતું રહેવું જોઈએ. બાલકથાનું વિવેચન થવું જોઈએ એમ કહીએ છીએ ત્યારે એ દ્વારા આપણને શુ અભિપ્રેત છે ? શા માટે તે જરૂરી છે ? ને ગુજરાતી બાલકથાસાહિત્ય સંદર્ભે તે કેટલા પ્રમાણમાં થયું છે ? વગેરે બાબતોની થોડીક વાત કરવાનો અહીં ઉપક્રમ રાખ્યો છે.

એકદમ સાદી ભાષામાં કહીએ તો વિવેચન એટલે જે તે સર્જાતા સાહિત્યની સ્વરૂપદષ્ટિએ, કલાદષ્ટિએ અને માનવજીવન પરની તેની અસર દષ્ટિએ તટસ્થ વિદ્વાન અભ્યાસી દ્વારા કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહોથી મુક્ત રીતે થતી મુલવણી – એવું કંઈક આપણને અભિપ્રેત છે. એટલે કે વિવેચનની આ પ્રક્રિયામાં વિવેચકની સજ્જતા પણ મહત્ત્વની બાબત છે. છંદ કે લય આદિથી અજ્ઞાત વ્યક્તિ કાવ્યની મુલવણી કરે તો ? અસ્વીકાર્ય જ બને. એ જ અર્થમાં અહીં એમ કહી શકાય કે બાળકથાઓનું વિવેચન કરનારંમાં બાળકો પ્રત્યે અને બાલકથા પ્રત્યે ઊંડો રસ હોવો જોઈએ. એનામાં બાળકો પ્રત્યેની પ્રીતિ, બાળકોના સર્વાંગી ઘડતર માટેનો ઉત્સાહ અને તેમાંય ખાસ તો બાળકની ભાષા અને સાહિત્યની સૂઝ-સમજનો વિકાસ કરવા માટેની તાલાવેલી અનિવાર્ય છે. એ ઉપરાંત એનામાં શિષ્ટ સાહિત્યને મૂલવવાનાં જે કોઈ ધોરણો તથા જે કાંઈ સજ્જતા જોઈએ તે તો હોવાં જ જોઈએ. બાળકોના સાહિત્યને મૂલવવામાં ઘણી મોટી સાહિત્યિક અને સાંસારિક જવાબદારી રહેલી છે. બીજી રીતે કહીએ તો જે વિવેચક જીવન અને કલાની ગહન અને સંકુલ પરિસ્થિતિઓને સમ્યગ્ રીતે જોઈ કે સમજી શકતો નથી તે બાલકથાસાહિત્યના વિવેચન માટે અનધિકારી છે. કદાચ એથી જ બાલકથાનું વિવેચન કરવાની પ્રવૃત્તિ આપણે ત્યાં, પ્રમાણમાં ઓછી થઈ છે. પણ આ વિવેચના થવી જરૂરી છે. અને તે બે રીતે. એક તો બાલકથાનો પરિચય સમાજને કરાવવા માટે આપણે ત્યાં કેટલું બાલકથાસાહિત્ય છે, તેનો પણ વાલીઓ, શિક્ષકો, સમાજને ખ્યાલ નથી. આમ પરિચયલક્ષી રીતે જરૂરી છે. તો બીજું, કૃતિમાં કયાં સારાં તત્ત્વો છે, ક્યાં વાર્તાની ખૂબી છે, જે તે કૃતિ શા માટે ઉત્તમ કક્ષાની છે – વગેરે બાબતો વિવેચકે સ્પષ્ટ બતાવવાની છે. અર્થાત્ કૃતિની કક્ષા, કૃતિમાંની ગુણવત્તા, કૃતિમાંની વિશેષતાનો ખ્યાલ વાચકને — બાળકને આપવાનું કામ પણ વિવેચનાનું છે. અલબત્ત, અહીં જ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે વિવેચન સમતાયુક્ત – રાગદ્વેષથી પર હોવું જોઈએ. સાહિત્યના હિતને – બાલઘડતરના હિતને ધ્યાનમાં રાખી થવું જોઈએ. જો તેમ ના થાય ને માત્ર ટીકાઓરૂપે થાય તોય તે નિરર્થક અને અહો રૂપમ્ અહો ધ્વનિ: — રીતે થાય તોય અર્થશૂન્ય. એટલે કે બાલકથાનું વિવેચન એ બાલકથાના ઉત્કર્ષ માટેની રચનાત્મક પ્રવૃત્તિ છે, ખંડનાત્મક નહીં. અને તેથી જ એ પ્રવૃત્તિના વ્યાપ-વિસ્તાર અને ઊંડાણની આપણને અપેક્ષા રહે છે.

ગુજરાતી સાહિત્યમાં સામાન્ય એક એવો સૂર સંભળાય છે કે અહીં બાલસાહિત્ય એ જાણે કે વિવેચનનો વિષય જ નથી. વિવેચકો દ્વારા તેની ઉપેક્ષા જ થતી રહી છે. જોકે હવે થોડીક સજાગતા આવી છે. છતાંય સિદ્ધાંતચર્ચા કે કૃતિચર્ચાઓ ખાસ થયાં નથી. આ સંદર્ભે બાલસાહિત્યના એક આલોચક શ્રી યશવંત દોશીએ ઈ.સ. ૧૯૬૮માં જે વાત રજૂ કરી હતી તે જોઈએ : "બાલસાહિત્ય જાણે વિવેચનનો વિષય જ નથી એવું સામાન્યપણે માની લેવામાં આવ્યું જણાય છે. આ પરિસ્થિતિથી બે પ્રકારે નુકસાન થયું

છે. એક તો સારી વિવેચનાત્મક સમીક્ષાઓનો લાભ બાલસાહિત્યના લેખકોને મળ્યો નથી... બીજું નુકસાન એ થયું છે કે બાલસાહિત્ય વિશેની સિદ્ધાંતચર્ચાના અભાવે તેને લગતા કોઈ સિદ્ધાંતો સ્થપાયા નથી... આવા સિદ્ધાંતો કંઈ સોએ સો ટકા સ્વીકાર્ય સિદ્ધાંતો નથી હોતા અને એમાં અનેક મતભેદ રહે છે તે તો સ્વીકારીએ જ છીએ. ગિજુભાઈએ બાલસાહિત્યને મુખ્યત્વે બાલશિક્ષણની દૃષ્ટિએ જોયું... ખરી ખોટ રહી સાહિત્યની દૃષ્ટિએ બાલસાહિત્યના સિદ્ધાંતો ઘડવાની, વિચારવાની, ચર્ચવાની. એ ખોટનાં પરિણામ આજે પ્રગટ થઈ રહેલા થોકબંધ બાલસાહિત્યમાં દેખાય છે સાહિત્યની દૃષ્ટિએ આ વસ્તુ તપાસવા જેવી છે એ જાણે કોઈ સ્વીકારતું જ નથી ''

એ જ રીતે છઠ્ઠા દાયકાના મધ્યભાગમાં બાલસાહિત્યની ગુણવત્તાની કંગાળ સ્થિતિ જોઈ શ્રી ઉમાશંકર જોશીએ આક્રોશપૂર્વક કહેલું કે "આજે જ્યારે કેળવણીનું પ્રમાણ વધી રહ્યું છે ત્યારે આપણાં બાળકો માટેનું જે સાહિત્ય – જે ધોધમાર સાહિત્ય આપણે ત્યાં આજે પ્રગટી રહ્યું છે તેમાં જો હું મારા કથનમાં ખરાબ ન ગણાઈ જઉં તો કહી દઉં કે, મોટા ભાગનુ બાલસાહિત્ય એ બાળવા જેવું જ હોય છે... એક મોટી નવલકથા જેટલી સહેલાઈથી લખી શકાય એટલી સહેલાઈથી બાળકો માટે ઉત્તમ કથા લખવી મુશ્કેલ છે.. પણ એક વાત ચોક્કસ છે કે બાળકોનાં મન તંદુરસ્ત ન બનાવે એવું માલ વગરનું બાલસાહિત્ય આજે જે ધોધમાર રીતે વરસી રહ્યું છે તે પ્રવાહને આપણે હવે રોકીશું નહીં તો તે આપણાં બાળકોને – આપણી ભાવિ પેઢીને બગાડશે અને એ હકીકત આપણે આપણી ભાવિપેઢીનો દ્રોહ કર્યા જેવી ગણાશે."

વાત તો સાચી. પણ પ્રશ્ન અહીં જ છે. ગિજુભાઈને જે ખૂંચ્યું તેના ઉપાયરૂપે તેમણે શક્ય તેટલું પોતાના જીવનમાં કર્યું. બાદમાં, આવી ફરિયાદો કરનારા કેટલાઓએ સક્રિય રીતે તેમાંની ઊણપો દૂર કરવા પ્રયત્ન કર્યો ? ગુજરાતીમાં ઉત્તમ બાલસાહિત્ય નથી, મૌલિક પ્રતિભા નથી, એને માટે જોઈએ તેવું વાતાવરણ નથી, આર્થિક વળતર પણ ઓછું -- આવા આવાં અનેક પરિબળો વિશે શ્રી યશવન્ત મહેતા અને રતિલાલ નાયકે તથા હરીશ નાયકે સ્પષ્ટ રજૂઆતો કરી જ છે. હવે પરિસ્થિતિ તો આ જ છે. ને છતાંય કંઈક વિચારવાનું તો છે જ. પડશે જ.

આ માટે થોડું પાછા પગલે જઈને જ આખી વાત જોવી – સમજવી પડશે.

૧૯૨૦માં મળેલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે વિદ્યાગૌરી નીલકંઠે બાલસાહિત્યની અછતની ચિંતા વ્યક્ત કરેલી. પંદર વરસ બાદ એકદમ પરિસ્થિતિ બદલાઈ ગઈ. ને તે એટલે સુધી કે ૧૯૩૫માં લાઠીમાં જે પરિષદ મળી તેમાં ત્રિભુવન વ્યાસને કહેવું પડ્યું કે "સાંપ્રત સમયમાં અષાઢી વરસાદની હેલીની પેઠે બાલસાહિત્ય વરસી રહ્યું છે." વળી આ સાહિત્ય બાળકો માટે ઇષ્ટ નથી એમ પણ ઘણાં લોકો માનતાં, છતાંય "કોઈ પણ પ્રમાણભૂત વ્યક્તિનો 'સબૂર' સૂચવતો હાથ ઊંચો સરખો થયો જણાતો નથી. ગુજરાતી સાહિત્યમાં ખાસ કરીને બાલસાહિત્યનો પ્રદેશ રખેવાળ વગરના રેઢા ખેતર જેવો દેખાય છે. તેને માટે વિદ્વાન, અપક્ષપાતી સમતોલ માનસનો, સમર્થ અને કડક ટીકાકાર સ્વ. નવલરામભાઈ પ્રતિનો જરૂરી છે." ટૂંકમાં ૧૯૨૦થી '૪૦ સુધીનો ગાળો જે બાલસાહિત્યમાં સુવર્ણયુગ સમાન છે તે વખતે પણ તેને યોગ્ય વિવેચક મળ્યો નથી તે બાબત તો નોંધાઈ જ છે ને તે ખૂંચે તેવી જ છે. તો ૧૯૬૨માં શ્રી વલ્લભદાસ અક્કડે જણાવેલું કે બાલસાહિત્યમાં વિવેચનના અભાવે તે ફાલ્યું તે વધ્યું તો ખરું, પણ તે અમુક અંશે એક અબુધ, બૌદ્ધિક વિકાસ વિનાનું છતાં શરીરે માતેલા પ્રાણી જેવું થતું ગયું – આમ જણાવી વિવેચનની અનિવાર્યતા તેમણે જણાવી. અલબત્ત, આ સાથે જ તે અંગે શું શું કરી શકાય તે પણ તેમણે વિચાર્યુ છે. જેમ કે સાહિત્ય પરિષદમાં ખાસ બાલસાહિત્યના વિભાગની શરૂઆત કરવી જોઈએ. તે અંગે સંમેલન ભરાવાં જોઈએ. સાહિત્યિક સંસ્થાઓ દ્વારા બાલસાહિત્યનાં વિવેચનોનાં પ્રકાશનો થવાં જોઈએ. દૈનિકો અને સામયિકોમાં

બાલસાહિત્યનું વિવેચન થવું જોઈએ. અને આપણે જાણીએ છીએ કે આજે તે વખત કરતાં પરિસ્થિતિ ઘણી બદલાઈ ગઈ છે.

ગુજરાતી બાલકથાસાહિત્ય સંદર્ભે વિચારીએ તો શું ખરેખર બાલકથાસાહિત્યનું વિવેચન થયું જ નથી ? રમેશ પારેખની બે પંક્તિઓ છે :

*"આજ વરસાદ નથી એમ ન કહેવાય રમેશ,*
*એમ કહીએ કે હશે, આપણે ભીનાં ન થયાં."*

કહેવાનો ભાવાર્થ એ જ છે કે એવું તો નથી. થયું ને કે વિવેચન થયું હોય ને આપણે તે પામ્યાં ન હોઈએ ? કારણ, ૧૯૭૦થી '૮૦ સિવાયનાં વર્ષોની ૧૯૩૩થી શરૂ થઈ લગભગ બધી જ ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહીઓમાં બાલસાહિત્ય વિશે અલગ રીતે તટસ્થતાથી વિચારણા થઈ છે. સાહિત્ય પરિષદનાં સંમેલનોમાં અવારનવાર બહુ સૂક્ષ્મતાથી – ઊંડાણથી બાલસાહિત્ય અંગે વિચારાયું છે. એટલે વિવેચન થયું જ નથી એમ તો નથી. અલબત્ત, જે થયું છે તે સંતોષકારક ન કહેવાય. તો સામે પક્ષે આપણે એ પણ જોવું જોઈએ કે જે વિવેચન થયું છે તે આપણે બરોબર વાંચ્યું છે ? એ વાંચીને તે વિશે વિચાર્યું છે ? જો પોતાના સર્જનના દોષ બતાવાયા હોય તો પછીથી સર્જાતા સર્જન વખતે તેનું પુનરાવર્તન કરવાનું ટાળ્યું છે ? કે પછી પોતે પોતાની મસ્તીમાં જ વિહર્યા છીએ ? બાલકથા કેવી જોઈએ તે વિશે ગિજુભાઈએ 'વાર્તાનું શાસ્ત્ર' આપ્યું છે. કાર્યવાહીમાં ચર્ચા થઈ છે. પરિષદ અહેવાલોમાં નિબંધો લખાયા છે. 'ગ્રંથ' અને 'પરબ'ના વિશેષાંકોમાં પણ સૈદ્ધાંતિક ચર્ચાઓ થઈ છે. મૂળશંકર ભટ્ટ, મોહનભાઈ જેવાઓએ વિગતે વાતો કરી છે. ભારતીબહેન ઝવેરીએ તો તારસ્વરે ઘણી રજૂઆત કરી છે. 'ગ્રંથ'માં યશવંત દોશીએ ઘણાં પુસ્તકો વિશે લખાવ્યું છે. 'પરબ'માં અલબત્ત, થોડા સમય માટે, પણ શ્રી ચંદ્રકાન્ત શેઠે બાળકિશોરસાહિત્યનું વિવેચન કરાવ્યું હતું. આ બધાં લખાણો દરમ્યાન ઘણું કામ થયું છે. એ બધાંને ધ્યાનમાં રાખીને, ઊણપો દૂર કરવા આપણે લેખનમાં પ્રયત્ન કર્યો છે ? નવા યુગના બાળકને લક્ષમાં રાખી આપણે ઉત્તમ સર્જવાનો પ્રયત્ન કર્યો છે ? બાલસાહિત્ય સર્જતી વખતે આપણી પાસે કયું લક્ષ્ય હોય છે ? એવું તો નથી થયું ને કે આપણે જાતતપાસમાં ઊણાં ઊતર્યાં હોઈએ ? મોહનભાઈએ પરિસંવાદો યોજ્યા, પરિષદે ખાસ તો શ્રી કુમારપાળ દેસાઈએ ખૂબ સક્રિય રહી પરિસંવાદ યોજ્યો, માર્ગદર્શન મળી રહે તેવાં પુસ્તકોનું પ્રકાશન કર્યું. વળી આવાં બધાં નિમિત્તે યશવન્ત મહેતા અને રતિલાલ નાયકે પાયાની વસ્તુઓ તરફ આપણું ધ્યાન દોર્યું છે. પણ પછી ?

એક જ દાખલો લઈએ. ગિજુભાઈ પિતા બન્યા એ કંઈ જગતની પહેલી ઘટના નહોતી. પણ પિતા તરીકે પોતાના સંતાનને કેવી કેળવણી મળવી જોઈએ તે અંગે સજાગતા – સક્રિયતા માત્ર તેમણે જ દાખવી. બાલસાહિત્ય તો ઘણાં લખે છે. પણ પોતે જે લખે છે તેનો હેતુ, પ્રક્રિયા, પરિણામ આ બધાં અંગે વિચારે છે કેટલાં ? એટલે એમ લાગે છે કે લેખકે જ જાગૃત થવાની જરૂર છે. અલબત્ત, યશવન્ત મહેતાએ એક સ્થળે કહ્યું છે તેમ બાલસાહિત્યના ક્ષેત્રે અનેક અવરોધનારાં પરિબળો છે. તેમાં તેને આર્થિક વળતર ઓછું મળે છે તેથી બાલસાહિત્યનો લેખક ઉચ્ચ કલાકીય સર્જન કરવાના દૃષ્ટિબિંદુને બદલે વ્યાપ વધારવાના મોહમાં બહુ જ માનવસહજ રીતે ખેંચાય છે. તેથી લેખકને સંપૂર્ણ દોષિત ઠરાવવાની જરૂર નથી. આમાં સમાજની જાગૃતિ જ મોટો ફાળો આપી શકે. પણ વ્યવસાયી માતાપિતા આજના સમૂહમાધ્યમના જમાનામાં બાળકોને કોઈ પણ પુસ્તક આપી દઈ પોતે છૂટી પડે છે – એટલે જ લેખકની જવાબદારી વધી જાય છે.

બાકી જુઓ તો ગુજરાતીમાં બાલસાહિત્યમાં વિવેચનનો અભાવ જ છે એવું નથી. એ જ રીતે તેના તરફ સંપૂર્ણપણે ઓરમાયું વર્તન દાખવવામાં આવ્યું છે એમ પણ નથી. કારણ કે ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહીઓ લખનારાઓ કેવા વિદ્વાનો હતા અને છે તે આપણે સહુ જાણીએ છીએ. સર્વશ્રી જ્યોતીન્દ્ર દવે, નવલરામ જ. ત્રિવેદી, ડોલરરાય માંકડ, અનંતરાય રાવળ, મંજુલાલ મજમુદાર, વિ. ર. ત્રિવેદી, વિ.મ. ભટ્ટ, રવિશંકર મ. જોષી, યશવંત શુક્લ, સુંદરજી બેટાઈ, હસમુખલાલ કાજી, ઉપેન્દ્ર પંડ્યા, ઈ. ર. દવે, ર. ચી.

શાહ, ચદ્રકાન્ત મહેતા અને મધુસૂદન પારેખ જેવાઓનો આમા ફાળો છે આ કાર્યવાહીઓમા બાલસાહિત્યને અલગ સ્થાન મળ્યુ જ છે વળી સ્વરૂપ દષ્ટિએ અલગ રીતે વાતો થઈ છે તેમ જ સમગ્રતયા બાલસાહિત્યનુ ચિત્ર પણ રજૂ થયુ છે તે જ રીતે જે તે પુસ્તક બાલભોગ્ય છે કે કિશોરભોગ્ય તે પણ નોંધાયુ છે – આ વિદ્વાનોએ ભાષા સ્વરૂપ આદિ સદર્ભે ઘણી ઝીણવટથી ચર્ચાઓ કરી છે કૃતિ સારી હોય તો તેની પ્રશસા કરી છે અને ટીકા કરવાયોગ્ય કૃતિની ટીકા પણ કરી છે પૂરી સ્વસ્થતાથી અને તટસ્થતાથી બાળકથાના હિતમા જ જે તે વિચારણા કરી છે થોડાક ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ કરીશુ

ઈ.સ ૧૯૩૩ની કાર્યવાહીમા વિ મ ભટ્ટ જણાવે છે કે *બાલવાર્તામા બાળવાર્તાકારોએ મોટે* ભાગે કઠસ્થ સાહિત્યનો જ માત્ર સહારો લીધો છે પણ લાબા ઉપયોગથી તે ખાણ હવે લગભગ પૂરેપૂરી ખણાઈ છે તેથી હવે વધુ ખોદાશે તો સોનાને બદલે કચરો જ નીકળવાનો સભવ છે" એ જ રીતે તેમણે એક સૂચન કર્યું છે કે "અગ્રેજીમા ભાષાના મુખ્ય મુખ્ય શિષ્ટ ગ્રથોને સક્ષિપ્ત કરી બાલભોગ્ય રૂપમા રજૂ કરનારી ગ્રથાવલિઓ આપણે જોઈએ છીએ તેવી ગુજરાતી શિષ્ટ ગ્રથો માટે યોજાય તો વધુ ઉપકારક થઈ પડશે" આ સૂચનનીયે પરિપૂર્તિ થઈ ગઈ પણ એ સૂચનની આપણને કેટલી ખબર ને આચરણ તો કયા ? કેટલુ ? જ્યોતીન્દ્ર દવે નોંધે છે "બાલસાહિત્યના પુસ્તકો વિશે લખતા પહેલા બાળકો માટે નહિ પરતુ કિશોરો માટે યોજાયેલુ 'અરુણનુ અદ્ભુત સ્વપ્ન (સૌ હસા મહેતા) પહેલુ ધ્યાન ખેચે છે" પછી આ પુસ્તક વિશે પદરેક લીટીમા તે નોંધ આપી અતે લખે છે 'કિશોરો માટેના આપણા સાહિત્યમા આ પુસ્તક નિર્વિવાદ રીતે પહેલુ સ્થાન લેશે" તો જોઈ શકાય છે કે કાર્યવાહીમા પ્રારભથી જ અનેક રીતે ચર્ચા થઈ છે આ સદર્ભમા જ અન્ય વિદ્વાનોએ જે કહ્યુ છે તે પણ જોઈશુ જેથી બાલકથાસાહિત્યનુ વિવેચન નથી જ થયુ એવી આપણી માન્યતાને બદલવી પડશે. નવલરામે તો એટલે સુધી કહ્યુ છે કે આપણે ત્યા કવિઓનો સુકાળ છે, પણ વિવેચકોનો દુકાળ છે હવે જો પ્રૌઢસાહિત્યમા પણ વિવેચકો ઓછા હોય તો બાલસાહિત્યમા પણ તેમ જ હોય તે સ્વાભાવિક છે શ્રી ડોલરરાય માકડે તો બાલનવલ અને બાલનવલિકા એવા વિભાગો પાડી જણાવ્યુ છે કે જેની અદર એક જ વાર્તા પ્રકરણોમા વહેચાઈને ૩૦-૪૦ કે તેથી વધુ પાના સુધી પહોંચતી હોય તેને બાલનવલ કહી શકીએ. બાકીની ટૂકી વાતોને બાલવાર્તા કહેવાય. તે પછી બાલવાર્તાના પ્રકારો પણ પાડ્યા છે એ જ રીતે બાલકથાની શૈલી સદર્ભે પણ ઊડાણથી ચર્ચા કરી છે ભાષા સદર્ભે શ્રી રાવળસાહેબે બાળકોની માનસિક અને બૌદ્ધિક કક્ષાને ધ્યાનમા રાખી પ્રયોજવાની વાત કરી છે તો વિ ર ત્રિવેદી અને *વ્રજરાય દેસાઈએ બાલસાહિત્યનુ મૂલ્યાકન કેળવણીની* નજરે થવુ જોઈએ એવો મત રજૂ કર્યો છે

કૃતિવિષયક ... ચર્ચાઓ કરી છે કોઈ પુસ્તક ... વરાવત શુક્લ નોંધે છે "અનુસ્વારો અને જોડણીની ભૂલો તેમ જ બહુસખ્ય ભાષાદોષો ચીવટ રાખી હોત તો ટાળી શકાત." તો મસ્તફકીર કૃત 'ઉદરમામા'ની પ્રશસા કરી છે અને કહ્યુ છે 'ઉદરના પરાક્રમો અને યોજનાઓમા માનુષી તત્ત્વ છે, એ તો રસમા અભિવૃદ્ધિ કરે છે ઉંદર અને માનવી બન્ને વિશે કઈ ને કઈ કહી છૂટતી આ સુદર વાર્તા વાચ્યા વિના કોઈ બાળક રહી ના જવુ જોઈએ" તો 'દહીંવડા'માની દશ ટૂકી વાર્તાઓ વિશે સુદરજી બેટાઈ જણાવે છે કે "વડા પરિપક્વ થયા નથી ને દહી તથા રાઈ બરોબર ચઢ્યા નથી." એ જ રીતે 'ચોખવટથી વાત કરજો' વિશે લખ્યુ છે "હાસ્યરસની નિષ્પત્તિના અતિ ઉત્સાહમા પ્રમાણભાન અનેક ઠેકાણે ગુમાવ્યુ છે ને પરિણામે ખરો હાસ્ય બહુધા અનિષ્પન્ન રહ્યો છે"

ગુજરાતી સાહિત્યના અવિસ્મરણીય પાત્ર બકોર પટેલની વાતો સદર્ભે જે ચર્ચા થઈ છે તે જોઈએ. "બકોર પટેલની કેટલીક વાતોમા અશક્યતાનો ધ્વનિ રહેલો છે તે છતા સમગ્ર દષ્ટિએ જોઈએ તો 'બકોર પટેલ' બાળકોને વ્યવહારકુશળ બનાવવામા ફાળો આપે છે" હસમુખલાલ કાજી એ આ રીતે મૂલવે છે

તો રાવળસાહેબ લખે છે : "અડવાનાં પરાક્રમની જૂની વાતોના જ તત્ત્વને આમ નવી રીતે ચાલુ રાખી બાળકોને ગમ્મત આપતી આ વાર્તામાળાની સફળતાનો જશ લખાણ અને ચિત્રો અર્ધો અર્ધ વહેંચી લઈ શકે તેમ છે." આમ ચિત્રની અગત્ય પણ દર્શાવી છે. ર. ચી. શાહે તો દરેક કૃતિ પર ઠીક ઠીક લંબાણથી નોંધો લખી છે. દરેકનો પરિચય આપ્યો છે ને સાથે જરૂર લાગી છે ત્યાં ટીકા પણ કરી છે. દા.ત. શ્રીકાંત ત્રિવેદીની 'અટંકી વીરો' વિશે લખે છે : "આમાં અડગ શૌર્ય, વીરતા, પરાક્રમ, ટેક વગેરે દર્શાવનાર ઐતિહાસિક વ્યક્તિઓની આઠ પ્રેરક કથાઓ આપવામાં આવી છે... કથાઓ રોચક રીતે કહેવાઈ છે. છતાં એનું વસ્તુ જેટલું સચોટ છે તેટલું તેનું નિરૂપણ સચોટ નથી. 'બહેનને ખાતર' વાર્તા વધુપડતા બિનજરૂરી લંબાણને કારણે ઇતિહાસ જેવી વધારે બની ગઈ છે." ચંદ્રકાન્ત મહેતા જીવરામ જોષીએ આપેલ મિયાં ફૂસકીના પાત્રની, તેની લોકપ્રિયતાની વાત કર્યા પછી લખે છે. "...પણ જીવરામ જોષીની કૃતિઓમાં પથરાટ ઘણો હોય છે, જે વાર્તાકલાને બાધક નીવડે છે. લેખક ઝીણું ઝીણું કાંત્યા કરે છે, જેથી કૃતિઓમાંથી ઊપજતો આનંદ સાદ્યન્ત જળવાઈ રહેતો નથી." આમ સમીક્ષકોએ જે લાગ્યું છે તે સ્પષ્ટ કહ્યું છે. અલબત્ત, મિયાં ફૂસકી, બકોર પટેલ બંને બાળખ્યાત પાત્રો છે. વળી જીવરામ જોષીની લોકપ્રિયતા –બાળપ્રિયતાના આપણે સહુ સાક્ષી છીએ. કદાચ વાતચીતિયા ભાષામાં જ કથાનક રજૂ કરવું એ એમની વિશેષતા છે અને કથાનકની સંવાદાત્મક રજૂઆતમાં જ માનવસ્વભાવની કેટલીક વિચિત્રતા અને સંકુલતા વિશદતાથી તે રજૂ કરે છે તે પણ નોંધપાત્ર બાબત છે. યશવન્ત મહેતાની જ બે શ્રેણીઓ સંદર્ભે જે વાત મુકાઈ છે તે જોઈએ. મધુસૂદન પારેખે તેમણે સંપાદિત કરેલી પંચતંત્રની વાતોની ખૂબ પ્રશંસા કરી છે. અને અભિનંદન આપ્યાં છે. તો તેમની જ 'અપંગ નહિ અશક્ત' વિશે લખ્યું છે : "પુસ્તકનું શીર્ષક મૂંઝવણમાં મૂકે તેવું છે. એમાં કોઈક ને કોઈક શારીરિક ખોડવાળાં મહાન ગણાયેલાં પુરુષો અને સ્ત્રીઓનાં પરાક્રમની કથા છે... એમના પુરુષાર્થનું પ્રેરણાત્મક ચિત્ર આપીને તેમને અશક્ત કહેવાનું કઈ રીતે યોગ્ય ગણાય ?"

આ જ રીતે પરિષદના અહેવાલો – નિબંધોમાં પણ જોવા મળે છે. જેમ કે નવમી પરિષદ – અહેવાલસંગ્રહમાં વલ્લભદાસ અક્કડે હંસા મહેતાની 'બાલવાર્તાવલિ'નાં ભરપેટ વખાણ કર્યાં છે. અને લખ્યું છે : "બાલસાહિત્યમાં નવીન પહેલ કરે છે અને બાલસાહિત્યના માર્ગસૂચક સ્તંભનું માન ખાટી જાય છે."

કહેવાનો ભાવાર્થ તો એટલો જ છે કે જે જે કૃતિઓની જે જે કારણોસર પ્રશંસા થઈ છે તેને ધ્યાનમાં રાખી બાલસાહિત્યનું સર્જન થાય તો તે બધી રીતે બધાંના હિતમાં જ હશે. અને જે કારણોસર જે કૃતિની ટીકા કરવામાં આવી હોય તેનો લેખક તો પોતાની બીજી કૃતિમાં તેનું પુનરાવર્તન ન જ કરે. સાથે જ બીજા લેખકો પણ બાલકથાના સર્જન વખતે એ બધું ધ્યાનમાં રાખે – તો આપોઆપ બાલકથાની કક્ષા ઊંચી જ જાય.

હવે રહી સાંપ્રત સાહિત્યના વિવેચનની વાત આ બાબતે અસંતોષ રહે. વ્યાપ ખૂબ વધ્યો છે. ને વિવેચન નહિવત્ થયું છે. આગળ જોયું તેમ 'પરબ'માં શેઠસાહેબે ખાસ બાળ-કિશોરસાહિત્યનું વિવેચન કરાવેલું. 'ગ્રંથ'માં ટૂંકાં અવલોકનો થયાં છે. 'બુદ્ધિપ્રકાશ'માં ક્યારેક થાય છે. ને કાર્યવાહી વહેલી-મોડી બહાર પડે છે – પણ તેણે તો પોતાની પરંપરા ચાલુ રાખી છે. બાકી દરેક સામયિકમાં નિયમિત તેનું વિવેચન થવું જોઈએ જે થતું નથી. મેં મારા શોધનિબંધમાં બાલકથાસાહિત્યને બાલમાનસની અપેક્ષા, બાલમાનસનું ઘડતર અને કલાના એક પ્રકાર તરીકે મૂલવવા યત્કિંચિત પ્રયત્ન કર્યો છે. છતાંય શ્રી યશવંત શુક્લે કહેલું તેવું દૃષ્ટિબિંદુ વિશેષ રહ્યું છે. કાર્યવાહીઓના સમીક્ષકોના સંદર્ભમાં કે "સમીક્ષકોએ બાલસાહિત્યને ઉત્તેજન આપવાનો પોતાનો ધર્મ સમજીને તેની બહુવિધ ન્યૂનતાને જતી કરી છે તેમાં ઉપેક્ષા નથી પણ સમભાવપૂર્વક સંયમ છે." – ને છતાંય જોઈ શકાય છે કે જ્યાં જે લાગ્યું ત્યાં સીધેસીધું સ્પષ્ટ જણાવ્યું પણ છે – તો શું આ બધાંને આપણે

વિવેચન નહી ગણીએ ?

આમ બાલસાહિત્ય તરફ માત્ર ધૃતરાષ્ટ્રભાવ જ રખાયો છે એવુ નથી અલબત્ત, તેની સતત જે રીતે ચિંતા થવી જોઈએ, સતત તેનુ સમીક્ષણ થવુ જોઈએ, તેનો જે રીતે પુરસ્કાર થવો જોઈએ – તે થતુ નથી ખરેખર તો દરેકે દરેક કૃતિની પરીક્ષા થવી જોઈએ દરેક સાહિત્યિક સામયિકમા પ્રૌઢસાહિત્યના પુસ્તકોના પરિચયનો જેમ વિભાગ હોય છે અને વિવેચનલેખો હોય છે તેમા સાથે જ બાલસાહિત્યનો પણ સમાવેશ થવો જોઈએ આ અગે આપણે જ પ્રયત્ન કરવો પડશે બાલસાહિત્ય અકાદમીની સ્થાપના જ ખૂબ આનદદાયક ઘટના છે કદાચ બાલકથાસાહિત્યના – બાલસાહિત્યના સાચા ઉદ્ધાર માટે જ નિર્માઈ હશે શુદ્ધ સાચા બાલસાહિત્યમા તે જ મહત્ત્વની ભૂમિકા ભજવશે બાકી હાલ તો અન્ય સાહિત્યિક સામયિકોને આ અગે જણાવી શકાય પરિષદ સાહિત્ય અકાદમી, પાઠ્યપુસ્તક મડળ આમા કંઈક કરી શકે હાલ તો આપણે જાતે જ આત્મપરીક્ષણ કરી માત્ર સાચી શુદ્ધ બાલકથાઓને બાળક પાસે મૂકીએ તેટલુ આપણા હાથમા છે

શ્રી ત્રિભુવન વ્યાસે એક વાર કહેલુ તે આજે આપણે ધ્યાનમા રાખવા જેવુ છે બાલસાહિત્ય થોડુ હોય તેની ચિંતા શા માટે ? થોડુ પણ સત્ત્વશાળી હશે તો બાળકો તેને હજાર વાર વાચ્યા પછી પણ છોડશે નહી સાચા સાહિત્યની અસર તલસ્પર્શી અને ચિરસ્થાયી હોવી જોઈએ છીછરા વધુ વિસ્તાર કરતા અલ્પવિસ્તૃત ઊંડાણનુ મૂલ્ય અધિક છે જગતની ઉત્તમ કૃતિઓ, હાન્સ ઍન્ડરસનની વાર્તાઓ શરદબાબુની – રવીન્દ્રનાથની વાતો આ બધાનો અનુભવ યાદ કરવા જેવો છે સારી કૃતિઓ વારવાર વાચવી ગમે છે સારી ફિલ્મો વારવાર જોવી ગમે છે ને દરેક વખતે કંઈક નવી ખૂબી આપણને જોવા મળે છે દરેક વખતે નવો આનદ પામીએ છીએ. એ જ ન્યાયે બાલકથાને જોઈએ તો સારી બાલકથાઓ સતત આનદ આપ્યા જ કરે આમ ત્રિભુવન વ્યાસની આ વાત ગાઠે બાધવા જેવી છે એટલે જે આપણા હાથમા છે તે તેટલુ કરીશુ તોય બાલકથાઓની કક્ષા સુધરશે અને આ બાલસાહિત્ય અકાદમીના નિમિત્તે આટલુ જાગ્યા છીએ તેથી આ ક્ષેત્રે વધુ ઉજ્જ્વળ ભાવિ જ દેખાય છે ગુજરાત પણ એવી બાલકથાઓ આપશે, જેની ગુજરાત બહાર પણ નોંધ લેવાશે

નોંધ બાલસાહિત્ય અકાદમીના તા. ૨૬ ૫ ૧૯૮૬ના રોજ યોજાયેલા બીજા વાર્ષિક અધિવેશનમા રજૂ કરેલ વક્તવ્ય )



## થોડાં હાઇકુ

**પન્ના નાયક**

*જન્માક્ષર છો*
*ના મળ્યા, અમે તોયે*
*ભેગા ને ભેગા*

*મેળવુ હાથ*
*એની સાથે ઊપસે*
*મેંદીનો રગ*

*ઊઠીને ગયો*
*મહેફિલમાથી તુ–*
*ખરે જ ટાણે*

*એમની એમ*
*એકાન્તની ચાદર*
*કદી ન મેલી.*

*દીવાસળીનુ*
*શુ કામ ? સળગાવે*
*એની જુદાઈ*

*ગોકળગાય*
*જમ વિચાર સરે*
*મનમા ધીરે*

*રાતે વરસી*
*ઝરમરની યાદ*
*ભીંજાયુ મન*

*જીરવવાને*
*પતગિયાનો ભાર–*
*નમતુ ઘાસ.*

*પખી બેસશે*
*ક્યાં ? એક પછી એક*
*તૂટશે ડાળી !*

*સાગરજળ*
*ખૂટ્યે એનુ થશે શુ ?*
*મીનને ચિંતા.*

# હાથિયો થોર અને ત્રણ પથ્થર

યોગિની શુક્લ

પાત્રોને આપણે આ રીતે ઓળખીશું—

ત – લાલ શર્ટવાળો માણસ

થ – સફેદ શર્ટવાળો માણસ

દ – કાળા શર્ટવાળો માણસ

સમયસુંદરી

મિ. ઈશ્વર

અશ્વત્થામા

ફોટોગ્રાફર

પ્રેસરિપોર્ટર

રંગમંચની સજ્જા કહેવી હોય તો સજ્જા, નહિતર ખાલી ખાલી એમ જ.

રંગમંચની વચ્ચોવચ એક મોટ્ટો હાથિયો થોર, એની સામે ત્રણ કાળાકટ્ટ પથ્થર.

થ : એ ભાઈ, એ લાલ શર્ટવાળા ભાઈ.

ત : (પાછળ ફરીને) તમે મને કશું કહ્યું ?

થ : મને એવું લાગે છે કે મેં તમને જ કશું કહ્યું.

ત : હવે તો મને પણ એવું લાગે છે કે તમે મને જ કશું કહ્યું.

(બંને હસી પડે છે.)

બાય ધ વે, સફેદ શર્ટવાળા ભાઈ, તમે મને "એ લાલ શર્ટવાળા ભાઈ" કહી બૂમ પાડી.

થ : (લાલ શર્ટવાળાને ધબ્બો મારતાં) ધેર યૂ આર !

ત : તમે શું કહેતા હતા ?

થ : (તેને ખભે હાથ મૂકી આગળ ચાલતાં) વાત એમ છે કે હું ચાલતો હતો...

ત : (વચ્ચે બોલી ઊઠતાં) આપણે અત્યારે ચાલીએ છીએ એમ ?

થ : (એક ક્ષણ તેના મોં સામે જોઈ થોભતાં) હા, આપણે અત્યારે ચાલીએ છીએ એમ. પણ પહેલાં મને પૂરી વાત કરી લેવા દો. હું ચાલતો હતો ને અચાનક મને લાગ્યું કે મારે પગ જ નથી !

ત : પણ પગ તો તમારે છે ! આ રહ્યા !

થ : પાછા તમે વચ્ચે બોલ્યા ? હું કહું છું ને કે નથી ! મારે પગ છે કે નહિ, એની ખબર મને વધારે હોય કે તમને ?

ત : (ખભા ઉલાળીને) ઑલ રાઈટ, આઈ ઍગ્રી.

થ : હં.... મને જેવી ખબર પડી કે મારે પગ જ નથી, પછી મેં આકાશમાં જોયું, પાતાળમાં જોયું, ઘરમાં જોયું, વગડામાં જોયું, પણ પગનો પત્તો જ સાફ !

ત : ધેટ્સ ઇન્ટરેસ્ટિંગ !

થ : તમે અહીં કેવી રીતે આવી ચડ્યા ?

ત : સારું થયું કે તમે મને આ પ્રશ્ન પૂછ્યો. થોડી વાર માટે તો હું મને જ ભૂલી ગયો હતો.

થ : એ સારી નિશાની છે !

ત : મારી વાત કહું. હું શોધું છું.

થ : શું ?

ત : પીપળો.

થ : પીપળો ?

ત : હા, પીપળો. એ યુગોથી મારી જમણી હથેળીમાં ઊગ્યો હતો. એક સવારે મેં જાગીને જોયું તો હથેળી સાવ ખાલી. મેં તો લીધી કુહાડી ને ખોદી કાઢ્યો આખ્ખો હાથ, પણ ક્યાંય મળ્યો નહિ.

થ : (હાથિયા થોર તરફ હાથ લંબાવી) આ રહ્યો તમારો પીપળો.

ત : શી વાત કરો છો, યાર ! આ તો હાથિયો થોર છે !

થ : પીપળો છે !

ત : હાથિયો થોર છે !

થ : (જોરથી પીપળાનો પી બોલવાની શરૂઆત કરે છે ત્યાં–)

દ : (વંટોળિયાની જેમ પ્રવેશીને) એ સફેદ શર્ટવાળા

ભાઈ તમે મારી હોડી જોઈ ?

થ તમે કાળા શર્ટવાળા ભાઈ છો ને ?

દ તમે તો મને ખરો ઓળખી લીધો ! પણ ઝટ કહો ને, તમે મારી હોડી જોઈ ?

થ (ઉત્સુકતાથી) શુ તમારી હોડી ખોવાઈ ગઈ છે ?

દ હા, છેક હમણા સુધી મારામા એ તરતી હતી અચાનક મને લાગ્યુ કે હવે એ નથી.

થ તો તો પછી તમારામા તમારો દરિયો પણ નહિ હોય

દ એ જ તો વાત છે !

ત પછી શુ થયુ ?

દ પછી મારામાથી ઝરવા લાગી રેતી એ મારી આસપાસ પથરાઈ ગઈ ને ધીરે ધીરે ઉપર ચડવા લાગી છેક કમર સુધી આવી ગઈ હતી માડ હુ મને બહાર કાઢી ભાગ્યો છુ મને રેતીનો ડર લાગે છે હુ આખ્ખો ને આખ્ખો એમા દટાઈ જઈશ તો ?

ત (નાક પર રૂમાલ દાબતા) આ શેની ગધ આવે છે ?

દ આ તો મારામા મરી ગયેલી માછલીઓની ગધ છે

થ તમને આ ગધથી ત્રાસ થતો નથી ?

દ એ મે ખાસ વિચાર્યુ નથી પણ આ ગધથી મને માછલી યાદ આવે છે અને માછલીથી હોડી

ત પણ તમે પરફ્યુમ છાટતા હો તો ?

દ પરફ્યુમ ? આઇ હેટ પરફ્યુમ

ત બટ વ્હાય ?

દ બેઝ આઇ લવ ફિશિઝ

થ ડેડ ઑર એલાઇવ ?

ત વેઇટ વેઇટ વેઇટ આપણે ક્યા સુધી આમ ઊભા રહીને જ વાત કરીશુ ? અહીં નિરાતે બેસીને કશુક નક્કી કરીએ.

થ પણ આપણે ક્યા બેસીશુ ?

ત કેમ, આ પથ્થર તો છે !

દ ફિટ મામલો છે, બધુ આપણે ત્રણ ને આ પથ્થર પણ ત્રણ !

(ત થ દ પથ્થર પર બેસે છે)

ત તો હવે આપણે એ નક્કી કરીએ

થ –કે આપણે શુ નક્કી કરવુ છે ! (ત્રણેય હસે છે)

દ આપણને આપણી ખોવાયેલી વસ્તુઓ પાછી કઈ રીતે મળશે ?

ત મારો પીપળો–

થ મારા પગ–

દ મારી હોડી–

ત પણ ફરી એક વાર બધા પોતપોતાને ફફોસીને જોઈ તો લો કે ખોવાયેલી વસ્તુઓ ખરેખર ખોવાઈ છે ખરી ?

(ત થ દ પોતપોતાને બરોબર ફફોસે છે શર્ટના ને પેન્ટના ખિસ્સા ઊધા કરીને જુએ છે પરસ્પર સામે જોઈ ડોકા ધુણાવે છે એકીસાથે સ્પષ્ટ અસ્પષ્ટ બબડે છે ' મારી પાસે નથી. અમારી પાસે નથી ")

સમયસુદરી (મલયપવનની લહર જેમ હળવેથી આવીને) તમારી વસ્તુઓ મારી પાસે છે

(ત થ દ સમયસુદરીને ઘેરી વળે છે)

ત થ દ (સાથે) તમારી પાસે ?

સમયસુદરી હા, મારી પાસે.

ત પણ તમને ક્યા ખબર છે કે અમારી કઈ કઈ વસ્તુઓ છે ?

સમયસુદરી (રહસ્યમય ટોનમા) મને ખબર છે, કેમ કે હુ સહદેવની બહેન છુ

થ સહદેવ કોણ ? પેલો પાડવ ?

દ દ્રૌપદીનો હસબડ ?

ત યુધિષ્ઠિરનો બ્રધર ?

થ માદ્રીનો સન ?

દ (સહેજ અકળાઈને) પણ સહદેવને કોઈ સિસ્ટર હતી જ ક્યા ?

સમયસુદરી ચાલો માની લીધુ કે નહોતી. પણ હતી એમ માનવામાય શો વાધો પડે છે ?

ત (થોડુ વિચારીને) સરવાળે આય સાચુ કોઈ હતુ અથવા તો કોઈ નહોતું આખરે તો ઝીરો જ

થ : ઓ મારા એરિસ્ટોટલસાહેબ, એટલું, ઊંડું ન વિચારો. ટેઇક ઇટ ઇઝી.

દ : સારું. તમે કહો છો તો ઇઝી લઈએ. ધારો કે તાજમહાલ આગ્રામાં નહિ, પણ આબુમાં હોય–

થ : અને અમદાવાદમાં સાબરમતીને બદલે મિસિસિપી વહેતી હોય–

દ : તોય આ હાથિયો થોર તો એનો એ જ હોત.

થ : ને આ પથ્થર પણ !

સમયસુંદરી : અરે, આપણે આટલી બધી લાંબી વાત કરી, પણ તમારાં નામ પૂછવાનું તો હું ભૂલી જ ગઈ!

ત : કંઈ વાંધો નહિ. શેક્સપિયરે પણ કહ્યું છે ને કે નામમાં શું છે–

સમયસુંદરી : તોય નામ હોય તો વાતચીત સારી રીતે કરી શકાય ને ?

ત : મારું નામ લાલ શર્ટવાળા ભાઈ છે.

સમયસુંદરી : લાલ શર્ટવાળા ભાઈ ?

ત : હા, હું જન્મ્યો ત્યારે લાલ શર્ટની સાથે જ જન્મ્યો હતો !

સમયસુંદરી : (કશુંક યાદ કરતી હોય એમ) પેલો કર્ણ કવચ અને કુંડળ સાથે જન્મ્યો હતો એમ ?

ત : (સ્મિત કરીને) હા, કંઈક એવું જ.

થ : ફિર તો હમ એક હી નાવ કે મુસાફિર હૈં. હું સફેદ શર્ટ સાથે જન્મ્યો હતો–

દ : હું કાળા શર્ટ સાથે. (સમયસુંદરી તરફ જોઈને) મૅડમ, હવે આપ કહેશો કે આપ કોણ છો ?

સમયસુંદરી : (રાજા રવિવર્માના ચિત્રની એકાદ સુંદર નાયિકા જેવું ફર્સ્ટક્લાસ સ્માઇલ આપીને) હું સમયસુંદરી છું–

ત થ દ : સમયસુંદરી ?

સમયસુંદરી : હા, હું બંને કાંડે ઘડિયાળ સાથે જન્મી હતી.

ત : ફિર ઉસ કે બાદ ક્યા હુઆ ?

સમયસુંદરી : પછી એક વાર હું આથમતા સૂરજને જોતી હતી ને મને એકાએક ફીલ થયું કે મારો સમય ખોવાઈ ગયો છે !

થ : આ તો સીરિયસ ઘટના કહેવાય.

દ : પણ તમારી પાસે બબ્બે ઘડિયાળ તો છે !

સમયસુંદરી : (ધીરેથી) ઘડિયાળ છે, પણ સમય ઊડી ગયો છે !

ત : પણ તમે બધે બરોબર જોયું ?

થ : કદાચ કુંડલિનીમાં વાંકોચૂકો થઈ ગોઠવાઈ ગયો હોય.

દ : કદાચ બ્રહ્મરંધ્રમાં કોકડું વળી બેસી ગયો હોય-

સમયસુંદરી : (એક હાથની મુક્કી બીજા હાથની હથેળી પર મારતાં) બટ વી મસ્ટ ફાઇન્ડ આઉટ–

ત : ઑફકોર્સ, વી મસ્ટ–

થ : આપણે આપણી વાત પણ હવે કરો ને.

દ : આપણી કઈ વાત ?

થ : સમયસુંદરીએ કહ્યું હતું ને કે આપણી વસ્તુઓ એમની પાસે છે–

સમયસુંદરી : યસ, આઇ રિમેમ્બર, પણ મને એક શાપ લાગ્યો છે.

ત : (કટાક્ષમાં) દુર્વાસાનો ?

સમયસુંદરી : હું શકુન્તલા નથી !

થ : તો પછી કોણે શાપ આપ્યો છે ?

સમયસુંદરી : એ તો આકાશવાણી થઈ હતી.

ત : આકાશવાણી ?

દ : શી ?

સમયસુંદરી : મને કોઈ મારી ખોવાયેલી વસ્તુ પાછી આપે પછી જ હું બીજાની વસ્તુ પાછી આપી શકું.

ત : ઓહ ! ધિસ ઇઝ સ્ટ્રેઇન્જ !

થ : (થોડું ઉશ્કેરાઈને) પણ અમે તમને તમારી વસ્તુ કઈ રીતે પાછી આપીએ ? એ અમારી પાસે થોડી છે ?

સમયસુંદરી : રિલૅક્સ, મોશાય, રિલૅક્સ. આપણે બીજા કોઈને પૂછી જોઈશું. એની પાસે આપણી વસ્તુ હોય પણ ખરી.

ત : કદાચ.

થ : કદાચ ?

ત : હા, કદાચ.

દ આ કદાચ શબ્દ બહુ સ્માર્ટ છે, નહિ ? ગમે ત્યારે એમાથી છટકી શકાય.

(બધા હસે છે. પહેલા થોડું, પછી વધારે, પછી એનાથી વધારે પછી અચાનક બ્રેક લાગી ગઈ હોય એમ બધા ચૂપ થઈ જાય છે)

સમયસુંદરી આપણે બધા હસતા બંધ કેમ થઈ ગયા ?

ત હસવુ એ ચાલુ વર્તમાનકાળની ચીજ થોડી છે ?

થ એય ખરુ

(ત બગાસુ ખાય છે
થ આળસ મરડે છે
દ ઊભો થઈ પાછળ હાથની અદબ વાળી આમ તેમ ટહેલે છે
સમયસુંદરી પોતાની ખાલી ઘડિયાળો સામે તાકી રહે છે)

ત કોઈ મને મારો પીપળો આપો

થ મને પગ–

દ મને હોડી–

સમયસુંદરી મને સમય. (નાક પર આગળી મૂકી) કશુક સભળાય છે

ત બસરી વગાડતુ વગાડતુ કોઈ આ તરફ આવે છે

થ મને તો સાયરનનો અવાજ લાગે છે

દ આ વળી નવી નવાઈની વાત એકને બસરી સભળાય છે ને એકને સાયરન !

(પીળા ઉત્તરીય અને માથે મોરપિચ્છવાળો એક શ્યામ પણ સોહામણો માણસ બસરી વગાડતો વગાડતો આવે છે બધા એની પાસે આવે છે પણ એ કોઈની સામે જોતો નથી.)

ત (પોતે સાચો પડ્યો એવા ગર્વ સાથે) મેં નહોતુ કહ્યુ કે કોઈ બસરી વગાડે છે ! એ બસરીવાળા ભાઈ ! (એ બસરી વગાડતો જ રહે છે )

થ એ પીળા ઉત્તરીયવાળા ભાઈ ! (એ ધ્યાન આપતો નથી.)

દ એ મોરપિચ્છવાળા ભાઈ ! (એ ધ્યાન આપતો નથી)

સમયસુંદરી એ બહેરાભાઈ ! (તરત એ સમયસુંદરીની સામે જુએ છે)

ઈશ્વર તમે મને બોલાવ્યો ?

સમયસુંદરી અમે ક્યારનાય તમને બોલાવીએ છીએ, પણ તમે તો સાભળતા જ નહોતા ને !

ઈશ્વર પણ હુ કઈ રીતે સાભળું ? હુ તો બહેરો છું !

ત થ દ (આશ્ચર્ય સાથે) તમે બહેરા છો ?

ઈશ્વર હન્ડ્રેડ પરસેન્ટ !

સમયસુંદરી પણ એ કઈ રીતે બને ? મેં તમને 'એ બહેરાભાઈ'' કહ્યુ અને તમે તરત સાભળ્યુ ! પણ એ તો કહો, તમે કોણ છો ?

ઈશ્વર હુ ઈશ્વર છુ

સમયસુંદરી તો તો તાળો મળી ગયો !

ત શેનો ?

સમયસુંદરી એ જ કે–

થ કે ?

સમયસુંદરી કે ઈશ્વર બહેરો છે !

દ એમ વાતને આડે પાટે ન ચડાવો. મિસ્ટર, તમે તમારુ નામ બરોબર કહો. ઈશ્વરલાલ, ઈશ્વરદાસ, ઈશ્વરભાઈ, ઈશ્વરકુમાર

ઈશ્વર (છછેડાઈને) હુ કોઈ લાલ કે કુમાર નથી. હુ ફક્ત ઈશ્વર છુ

સમયસુંદરી પ્યોર ઈશ્વર ? કોરો કટ્ટાક ને નવો નક્કોર !

ત ઈશ્વર ? યૂ મીન ગૉડ ?

ઈશ્વર બાય ઑલ મીન્સ આઇ મીન ગૉડ આઇ એમ ગૉડ

(બધા ''નથી સમજાતુ'' એવી હાથની મુદ્રા કરે છે)

ત બાય ધ વે, મિ. ઈશ્વર, તમે તમારુ કેપિટલ વૈકુઠ છોડી અહીં ક્યાથી ?

થ કે પછી તમારુ પણ અમારી જેમ કઈક ખોવાયુ છે ?

ઈશ્વર સરપ્રાઇઝિંગ ! તમારુ આ અતિજ્ઞાન–

સમયસુંદરી કાલે લાખ્યુ હતુ, ભગવાન !

(બધા દબાયેલુ હસે છે)

ઈશ્વર : નો જોકિંગ.
ત : તમારું સુદર્શનચક્ર ક્યાં ગયું ?
ઈશ્વર : એ અત્યારે ડ્યુટી-લીવ પર છે.
થ : એટલે કે ડી.એલ. પર ? કેમ ?
ઈશ્વર : આ ચારેતરફ બૉમ્બ બ્લાસ્ટ થાય છે ને, એની સામે વિશેષ સજ્જ તો એણે થવું જ પડે ને, એટલે હાલ વધુ દાવ-પેચ શીખે છે–
દ : પણ તમે તો તમારા કહેવા મુજબ સાક્ષાત્ ઈશ્વર છો. તમારું તે વળી શું ખોવાઈ શકે ?
ઈશ્વર : માણસ !
થ : માણસ ?
ઈશ્વર : હા, મેં એને બનાવ્યો ને એ હવે ખોવાઈ ગયો છે–
ત : લો કરો વાત ! હું માણસ છું, હું આ રહ્યો.
થ : હું માણસ છું. હું આ રહ્યો.
દ : હું માણસ છું, હું આ રહ્યો.
સમયસુંદરી : હુંય વળી છું તો માણસ જ ને ! હિઅર આઇ ડૂ એક્ઝિસ્ટ..

(ઈશ્વર ખડખડાટ હસે છે.
ઈશ્વર ખડખડાટ હસે છે.
ઈશ્વર ખડખડાટ હસે છે.)

ત : આ ઈશ્વર તો–
થ : હસે છે–
દ : ને તેય પાછું–
સમયસુંદરી : ખડખડાટ !
ઈશ્વર : તમે બધાં અહીં કેમ ભેગાં થયાં છો ?
ત : અમારી વસ્તુઓ ખોવાઈ ગઈ છે.
સમયસુંદરી : અમે એ શોધીએ છીએ.
ઈશ્વર : આ એક ઘણી જ ઇન્ટેલિજન્ટ બાબત છે.
થ : શી ?
ઈશ્વર : કશુંક શોધવું તે.
દ : અથવા તો કશુંક ખોવું તે.
સમયસુંદરી : કરેક્ટ ! આપણી પાસે કશુંક હશે તો આપણે એને ખોઈશું ને !
ત : વળી એમાં એક બીજો પણ ફાયદો છે.
થ : શો ?
ત : આપણે આપણી વસ્તુ શોધતાં હોઈએ અને બીજી વસ્તુ પણ મળી જાય !
થ : દાખલા તરીકે ?
અશ્વત્થામા : દાખલા તરીકે અશ્વત્થામા ! આ હું મારી વસ્તુ શોધતો હતો ને તમે મને મળી ગયાં !
સમયસુંદરી : તમે અશ્વત્થામા છો ? તો તો તમે તમારો મણિ જ શોધતા હશો !
અશ્વત્થામા : તમારો આઇ.ક્યૂ. ઘણો ઊંચો લાગે છે ! વેલ, તમે મારો મણિ ક્યાંય જોયો છે ?
સમયસુંદરી : સૉરી, જેન્ટલમેન, પણ આપણે એને શોધીશું ખરાં. વી ઑલ આર વિથ યૂ–
ઈશ્વર : મેં હમણાં થોડી વાર પહેલાં જ કહ્યું હતું ને કે શોધવું એ એક ઇન્ટેલિજન્ટ બાબત છે–
સમયસુંદરી : ને ખોવું પણ–
ત : વળી પાછાં આપણે ઊભા ઊભાં બધું ડિસ્કસ કરવા લાગ્યાં.
મિ. ઈશ્વર, લેટ'સ સિટ હિઅર...
ઈશ્વર : વ્હેર ?
થ : આ પથ્થર પર.
અશ્વત્થામા : પણ પથ્થર તો ત્રણ જ છે !
ઈશ્વર : ને આપણે તો છ છીએ !
સમયસુંદરી : આપણે એક એક પથ્થર પર બબ્બે બેસીએ..
ત : હા, આ સૉલ્યુશન સારું છે.
ઈશ્વર : સૉલ્યુશન હંમેશા સારું જ હોય છે. (બધાં બેસે છે.)
અશ્વત્થામા : પણ ટ્રેજેડી એ છે કે દર વખતે એ મળતું હોતું નથી !
સમયસુંદરી : ટ્રેજેડી કે કૉમેડી ?
અશ્વત્થામા : શાર્પ થિંકિંગ ! કદાચ બંને...
સમયસુંદરી : ઈટ ઇઝ હાઇ ટાઇમ. હવે આપણે–
અશ્વત્થામા : મણિ વિશે વિચારીએ.
ઈશ્વર : માણસ વિશે વિચારીએ.
ત : પીપળા વિશે વિચારીએ.
થ : પગ વિશે વિચારીએ.
દ : હોડી વિશે વિચારીએ.

સમયસુંદરી અને સમય ? એને કેમ ભૂલી જાઓ છો ?
અશ્વત્થામા વેલ, કોમરેડ્ઝ, પણ મને એક ઉપાય સૂઝે છે
ત ઝટ કહો
અશ્વત્થામા આપણે બધાને પૂછ્યુ આપણી વસ્તુઓ વિશે, પણ આ હાથિયા થોરને પૂછ્યુ ?
ત હા, યાર, હુ અહીં આવ્યો એ પહેલેથી જ એ અહીં આમ સ્થિર, ઊંચો ઊભો હતો–
થ અને આ પથ્થર ? એ પણ પહેલેથી જ હતા, આઇ થિંક
દ તો પછી વાર શી ? આપણે પૂછી જોઈએ
બધા હે હાથિયા થોર, તેં અમારી ખોવાયેલી વસ્તુઓ જોઈ છે ?
ખોવાયેલી વસ્તુઓ જોઈ છે ?
ખોવાયેલી વસ્તુઓ.
(બધા બોલતા બોલતા ઊભા થઈ જાય છે અને હાથિયા થોર અને ત્રણ પથ્થર ફરતે ગઉન્ડ બનાવી દે છે અવાજો ધીમે ધીમે આછા થતા જઈ પછી તદ્દન બંધ થઈ જાય છે બધા સ્ટેચ્યુ થઈ જાય છે)

(હવે પછીની થોડી સેંકડ માટેનુ સગીત ડાયરેક્ટરની ચૉઈસ પર)

–કા તો સિમ્ફનીના સૂર

–કા તો બૉમ્બ બ્લાસ્ટના અ સૂર.

સૂર / અ સૂર વાગી રહે પછી–

એક ફોટોગ્રાફર આવે છે સ્ટેચ્યુ થઈ ગયેલા બધાને જુએ છે એની આખમા એક ચમક આવી જાય છે એ પોઝ લે છે અને કેમેરા ફ્લેશ થાય છે એ પાછો જતો હોય છે અને એની નજર હાથિયા થોર અને પથ્થર પર જાય છે 'ફેન્ટેસ્ટિક !' 'રિએલિસ્ટિક !' બોલતો ફરી પોઝ લે છે, કેમેરા ફ્લેશ થાય છે પછી ખુશ થતો થતો ચાલી જાય છે

એક પ્રેસરિપોર્ટર આવે છે સ્ટેચ્યુ બની ગયેલા બધાને જુએ છે પાસે જાય છે રાઉન્ડ લે છે પછી બગલથેલામાથી પેન અને ડાયરી કાઢે છે કશુક લખે છે પછી "હેડલાઇન્સ" "હેડલાઇન્સ" બોલતો બોલતો જતો રહે છે

સ્ટેજ પરની બધી લાઇટો ઓફ થઈ જાય છે પછી સ્પૉટલાઇટ પહેલા ત પર, પછી થ પર, દ પર, સમયસુદરી પર, ઈશ્વર પર અને અશ્વત્થામા પર પડે છે

બે ત્રણ સેકડ ટોટલ અધારુ

પછી સ્પૉટલાઇટ હાથિયા થોર અને પથ્થર પર પડે છે.

સહેજ હલે છે અને પછી ત્યાં જ સ્થિર જ રહે છે )

□

## બે ગઝલ

### ગુલામ અબ્બાસ અબ્બાસ

*એકાદ શમણુ ધાર કે સાચુ પડ્યુ, અને*
*મારુ લલાટ જાણે ગગનને અડ્યુ, અને*
*વર્ણન કરુ દશાનુ તો રહેશે મહત્ત્વ શુ ?*
*બાળક ઊભુ થતુ હતુ પાછુ પડ્યુ, અને.*
*એક બુંદ પણ મળી ન તરસ્યા અધરને જ્યા,*
*રેતીમા હાથ નાખતા મોતી જડ્યુ, અને*
*આવેશ પણ ખુશીનો કુશકા જ આપનાર,*
*અશ્રુ જ અપશુકન બની આજે નડ્યુ અને..*
*'અબ્બાસ', મોડી રાતે મળી છે સભાનતા,*
*ત્યા દૂર દૂર કોઈ અચાનક રડ્યુ અને*

*મનમા વ્યથા, ઉદાસ હૃદય શાને હોય છે'*
*ઇચ્છાની આસપાસ વલય શાને હોય છે'*
*પુરુષાર્થ નામ પામે છે હળવા પ્રયાસનુ*
*મારા જ સામે મારો સમય શાને હોય છે'*
*સબંધ છે ન કોઈ, ન સગપણ તને મને,*
*તુ હોય ત્યા જ મારો વિષય શાને હોય છે'*
*એ વાતનો છે રોષ, જગતની ભલાઈ કાજ..*
*મારી જ કાંધે સૂર્ય-ઉદય શાને હોય છે'*
*ઈશ્વર વિશે વિચાર્યુ ને શકા હસી ઊઠી,*
*આવુ સરસ ઉખાણુ અજય શાને હોય છે'*
*નાહક એ નોતરે છે તબાહી રહી રહી,*
*મારુ વિચારવિશ્વ પ્રલય શાને હોય છે'*

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

ઉપનિષદો અને ગીતાની થોડીક મૂડીને આધારે વાગ્મિતાથી ભરપૂર ભાષણો દ્વારા મોટા સમૂહને ખેંચનારો આપણે ત્યાં આજે ચિંતક કે મહાચિંતક કહેવાય છે. ભાષામાં આવડે એવું આડુંઅવળું વાંકુંચૂંકું ઘેલુંગાંડું લખીને ગદ્યનો ઓડકાર ખાનારો આપણે ત્યાં આજે નિબંધકાર કહેવાય છે. રદીફ અને કાફિયાની બેહૂદી ખેંચતાણમાંથી અને સ્ત્રૈણ ભાવોના લપટા લયલીટાઓમાંથી જાદુગરી ઊભી કરનારો આપણે ત્યાં આજે ગઝલકાર અને ગીતકાર કહેવાય છે. સંશોધન જેવું મોટું નામ આપી ખોદી કાઢેલી અને કોથળે ભરેલી કથાને માથે મારનારો આપણે ત્યાં આજે નવલકથાકાર કહેવાય છે. સંસ્કૃત અને અંગ્રેજી બંનેની જાણકારીના અભાવમાં સાહિત્યની અધકચરી સંસ્કાર-પટ્ટી પર લખાણોને કસતો કારીગર આપણે ત્યાં આજે વિવેચક કહેવાય છે. ચારેબાજુ આ સસ્તી અને બજારુ બૂને સમજવા તેમ જ ઊભી થયેલી આવી પરિસ્થિતિની સામે કોઈ આવનારા મોટા પ્રત્યાઘાતની રુખને સમજવા માટે આપણે જે યુગમાં જીવી રહ્યા છીએ અથવા તો જે યુગમાં પ્રવેશ્યા છીએ એની ઓળખ મેળવવી જરૂરી છે.

રેગી દેબ્રે (Regis Debray) કહે છે તેમ આપણે દશ્યપ્રભાવક્ષેત્ર (Videosphere)માં આવી પહોંચ્યા છીએ. એમાં કોઈ ભવિષ્ય નથી. એમાં માત્ર 'આજે' અને 'અત્યારે'નો મહિમા છે. એમાં 'સમસામયિક' અને 'વર્તમાન'નો પુરસ્કાર છે. એમાં ઉત્પાદન કે ઉત્પાદનની ગુણવત્તા નહીં એટલો ગ્રાહકનો વિચાર કેન્દ્રમાં છે. એમાં .એથીય આગળ વધી ગ્રાહકને લલચાવવાના પેંતરાઓ છે. સાધુચરિત કે નાયક હવે લક્ષ્ય નથી, હવે લક્ષ્ય નામી વ્યક્તિ (star) છે. શ્રદ્ધા નહીં, કાયદોય નહીં, હવે અભિપ્રાયોની બોલબાલા છે. આત્માનો છેદ ઊડી ગયો છે, અન્તઃકરણ જેવું કશું રહ્યું નથી. હવે શરીરની જ જે બોલવાની છે.

આમ જોઈએ તો આ દશ્યપ્રભાવક્ષેત્ર (videosphere) એ મનુષ્યજાતિની સભ્યતાના ઇતિહાસમાં ત્રીજો તબક્કો છે. પહેલો તબક્કો વાક્યપ્રભાવક્ષેત્ર (logosphere)નો હતો, જેમાં લેખન (writing) સર્વોપરી હતું. દેવોની વાણી સંભળાતી અને સંઘરાતી — સચવાતી. શ્રદ્ધા અને ધાર્મિક વ્યવસ્થાઓ મુખ્ય ભાગ ભજવતી, ધર્મપુરોહિતો અને ધર્મસ્થાપકોનું પ્રભુત્વ હતું. આત્મામાં શ્રદ્ધા હતી. આ પહેલા વાક્પ્રભાવ કે લેખનપ્રભાવક્ષેત્રના તબક્કા પછી બીજો તબક્કો આવ્યો મુદ્રણપ્રભાવ કે આલેખનપ્રભાવક્ષેત્ર (graphosphere)નો તબક્કો. આ તબક્કે ઇતિહાસ અને વિકાસને પૂરું વજૂદ મળ્યું. બિનસાંપ્રદાયિકતા અને બુદ્ધિવાદને ઉત્તેજન મળ્યું. રાષ્ટ્રવાદ ફૂલ્યોફાલ્યો. નાગરિકની સ્વીકૃતિ અને વ્યક્તિનું અન્તઃકરણ મહત્ત્વનાં રહ્યાં

ટૂંકમાં કહી શકાય કે મનુષ્યે પહેલા તબક્કામાં કહ્યું કે "ઈશ્વરે મને આદેશ આપ્યો છે," બીજા તબક્કામાં કહ્યું કે "મેં પુસ્તકમાં વાંચ્યું છે" અને આજે ત્રીજા તબક્કામાં એ કહી રહ્યો છે કે "ટેલિવિઝન પર જોયું છે"

આ ટેલિવિઝનના વાસ્તવથી ઘેરાયેલા ત્રીજા તબક્કામાં પ્રતિરૂપો જ પ્રતિરૂપો આપણી સામે ખડકાતાં જાય છે, જેને બોદ્રિલાર જેવો અનુઆધુનિકતાવાદી ચિંતક પ્રતિરૂપજગત (simulera)થી ઓળખાવે છે. આ પ્રતિરૂપો અને સંકેતોનો કોઈ નિશ્ચિત અર્થ નથી. એક પ્રવહમાન સાતત્યમાં રહેલાં આ પ્રતિરૂપો ઇતિહાસના અર્થથી કે અનુભૂત જીવનથી વિચ્છેદિત છે. એનો અર્થ એના પોતાનામાં જ ફક્ત સીમિત છે. આ પ્રતિરૂપજગત (simulera) કેવળ કૃતકતાને આધારે જ પરિસંચાલિત

છે આ પ્રતિરૂપજગત અંગે તમે એમ નહીં કહી શકો કે "સત્યનો જય થાઓ" એને બદલે એમ કહેવું પડે કે "જેનો જય હો એ સત્ય છે"

માનવજાતની લાંબી યાત્રામાં આવેલા આ ત્રીજા તબક્કાના આપણે દુર્ભાગ્યે કે સદ્ભાગ્યે સાક્ષી થયા છીએ એના વાસ્તવને સ્વીકારવા માટે માનવસંવિદ હજી સંક્રાન્તિના તબક્કામાં છે ઝડપી બદલાતું જગત કે નવું રચાતું જગત, બદલાતું મૂલ્ય કે ઉશેટાતું મૂલ્ય – આ બે વચ્ચે સમતુલન કેમ જાળવવું એ એક પ્રશ્ન છે

એમાંય કલા અને સાહિત્યના ક્ષેત્રમાં પ્રતિરૂપજગતના પ્રવેશેલા અભિગ્રાહકવાદ અને એની બજારવૃત્તિને કેમ ઝીલવા કે કેમ એનો સામનો કરવો એ હજી એક કોયડો છે આથી જ બધું ઉચ્ચ (Top)માંથી લોકરુચિયુ (Pop) થતું આવે ત્યારે આઘાત તો લાગવાનો જ છે. પણ ભવિષ્યનું સાહિત્ય પ્રતિરૂપજગતના પ્રવાહવેગમાંથી કે પ્રતિકારમાંથી કઈ રીતે પોતાનું સ્થિરમૂલ્ય રચી આકાર લે છે તે જોવાનું રહે છે ભવિષ્યનું સાહિત્ય દૃશ્યપ્રભાવક્ષેત્રના ઇન્દ્રિરાગના અત્યંત વિસ્ફારિત વિસ્તાર તરફ ફંટાશે અને અતિમૂર્ત બનશે કે એનાથી ઊલટી દિશામાં પ્રત્યાઘાતરૂપે અમૂર્તરાગ તરફ ફરશે અને વાયવી બનશે એ હાલને તબક્કે કહેવું મુશ્કેલ છે



## નગર : ગીત સૉનેટ

### મહેશ દવે

*ઝૂંબા ભાંગી ગામ બનાવ્યાં, ગામો ભાંગી નગર,*
*નગર નગરમાં બાજ ને અજગર, મહાનગર કે મગર ?*
*હતો પોતે પોતા પર નિર્ભર નિજમાં સદા નિમજ્જન,*
*ઓશિયાળો માણસ તો ક્યારે ટકી રહે થઈ સજ્જન ?*

*ક્યાં પ્રકૃતિ ? કઈ સંસ્કૃતિ ? સંસ્કારને બાળી*
*રોષ રહ્યો સંતોષ ગયો ને તૃપ્તિ રહી છિદ્રાળી,*
*બટકેલી બારીથી જોતાં આભનો ખંડિત ચ્હેરો*
*ઊંચી ઊંચી ઇમારતોને ઇચ્છાઓનો ઘેરો*

*અહીં હૂંફ નહીં, હરણ-હાંફ છે સ્પર્ધાના સરતા સાપ,*
*સત્તા, પૈસો હોય પછી તો પુણ્ય બને છે પાપ,*
*રડે રેડિયો, ટી.વી. લડે છે પંખીઓ તો ચૂપ,*
*ઝળાઝળાનો મેકપ, રાત તો વિકૃત અને વિરૂપ.*

*ચલો અહીંથી દૂર દૂર કે નગર બને અવ ગામ,*
*ગામ-ગામથી આતમરામે ક્યારે થશે મુકામ ?*

'ઉદ્દેશ'ના જાન્યુઆરી '૯૭ના અંકમાં 'ભૂલી ન શકાય એવા ઇતિહાસનાં થોડાંક પાનાંની ભીતર' એ લેખમાં આલ્બર્ટ આઇન્સ્ટાઇન અને પરમાણુ બૉમ્બ વિષે લેખકે જે વાત લખી છે તેમાં તે પ્રસંગનો પૂરો સંદર્ભ આવતો ન હોવાથી આઇન્સ્ટાઇન વિષે વાચકના મનમાં ગેરસમજ ઊભી થવા સંભવ છે. ૧૯૭૦ના જૂનના 'સુગણિતમ્'નાં પાનાં ૩૩-૩૭ ઉપર આઇન્સ્ટાઇનના જીવન ઉપર મારો એક લેખ છપાયો છે તેમાં 'ઉદ્દેશ'માંના ઉપરના લેખના પ્રસંગને લગતી વાત નીચે મુજબ છે :

"બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે અરસામાં જર્મનીથી સમાચાર આવ્યા કે યુરેનિયમ પરમાણુનો વિસ્ફોટ કરવામાં જર્મન વૈજ્ઞાનિક સફળ થયા છે. આ જ ક્ષેત્રમાં અમેરિકામાં કામ કરતા ફર્મી અને ઝિલાર્ડ આઇન્સ્ટાઈનને મળ્યા અને બીજી ઑગસ્ટ ૧૯૩૯ને રોજ આઇન્સ્ટાઇને, હવે વિશ્વવિખ્યાત બનેલો પત્ર, પ્રમુખ રૂઝવેલ્ટને લખ્યો. તેમાં યુરેનિયમ પરમાણુ વિસ્ફોટમાંથી પ્રાપ્ત થનારા શક્તિના વિપુલ ભંડાર વિષે ઉલ્લેખ કર્યો. તેમાંથી બૉમ્બ બનાવવાની શક્યતા જર્મની વિચારી રહ્યું છે તેનો પણ નિર્દેશ કર્યો.

"તે પછી જે થયું તે તો તાજો ઇતિહાસ છે. અમેરિકન વૈજ્ઞાનિકોએ માનવઅંકુશ નીચે પરમાણુ-વિભાજનની ક્રિયા વિકસાવી અને હિરોશીમાના ભયંકર હત્યાકાંડમાં તેનો ઉપયોગ થયો. અમેરિકાએ એક બાજુ પરમાણુ બૉમ્બ બનાવ્યો અને બીજી બાજુ જર્મનીએ શરણાગતિ સ્વીકારી. આમ જર્મની તરફનો ભય તો દૂર થયો, પણ એક નવો ભય ઊભો થયો. 'જર્મની આપણને શું કરશે તેવા ભયને સ્થાને અમેરિકા હવે અન્ય દેશોને શું કરશે તેવો નવો ભય અમારા મનમાં ઊભો થયો.' આઇન્સ્ટાઇને રૂઝવેલ્ટને પરમાણુ બૉમ્બનો ઉપયોગ ન કરવાની વિનંતી કરતો એક બીજો પત્ર લખ્યો, પરંતુ એપ્રિલ ૧૨, ૧૯૪૫ને દિવસે પ્રમુખ રૂઝવેલ્ટનું એકાએક અવસાન થતાં એ પત્ર ખોલાયા વગરનો પ્રમુખના ટેબલ ઉપર પડી રહ્યો.

"હિરોશીમાના હત્યાકાંડે આઇન્સ્ટાઇનના મન ઉપર ગંભીર અસર નિપજાવી. આઇન્સ્ટાઇનની અંગત મંત્રી વૅલેન્ટીન આ વિષયમાં આઇન્સ્ટાઇન સાથેની પોતાની વાતચીત નીચે પ્રમાણે નોંધે છે : 'મારું કામ તો ફક્ત ટપાલીનું હતું', આઇન્સ્ટાઇને કહ્યું. 'પત્ર મારી પાસે તૈયાર મૂકવામાં આવ્યો હતો. મારે તો ફક્ત તેની ઉપર સહી કરવાની હતી.' મેં કહ્યું, 'અને છતાં પહેલું બટન તો તમે દબાવ્યું.' આઇન્સ્ટાઇન તરત જ મોં ફેરવી ગયા. બારી બહાર નજર ઠેરવી. બહારનાં વૃક્ષોને પણ જવાબ દેતા હોય તેમ ધીરે ધીરે દરેક શબ્દને છૂટો પાડીને બોલ્યા, 'હા, પહેલું બટન મેં દબાવ્યું."

'સુગણિતમ્'ના લેખમાં સંદર્ભયાદી આપેલી છે. 'ઉદ્દેશ'માંનો લેખ વાંચતાં મને જૂની વાત યાદ આવી એટલે તરત જ બેસીને આ પત્ર લખી નાખ્યો.

અમદાવાદ — પ્ર. ચુ. વૈદ્ય

તા. ૩૦-૧-'૯૭

*

'ઉદ્દેશ'ના નવે '૯૬ના અંકમાં શ્રી મેઘનાદ ભટ્ટના 'એક નહીં વંચાયેલી નવલકથા અને એક નહીં જોવાયેલા નાટક વિશે' લેખના મથાળામાં શરૂઆતમાં શ્રી ભટ્ટે કબૂલ કરી લીધું છે કે એમણે એ કૃતિ વાંચી નથી, નાટક જોયું નથી. શ્રી ભટ્ટને અત્યારે ગાંધીજીના જીવનના આ ઓછા ચર્ચાયેલ પ્રકરણને ઉખાળવાની જરૂરત ન લાગતી હોય અથવા એમાં ગાંધીજીને ઉતારી પાડવાનો પ્રયત્ન દેખાતો હોય તો એ બાબત લખવાનો પૂરો અધિકાર છે. પણ અહીં તો શ્રી દિનકર જોષીની કૃતિ અને એ પરથી ઉતારેલા નાટકનું વિવેચન છે. વિવેચનનો બહુ જ સાદોસીધો નિયમ છે કે જે પુસ્તક વિશે લખાઈ રહ્યું હોય તે વિવેચકે વાંચ્યું હોવું જોઈએ — એનું અધ્યયન કર્યું હોવું જોઈએ. આ તો એક પાયાની જરૂરિયાત છે. અહીં તો ગર્વપૂર્વક (?) ન

વાચ્યા, જોયાની કબૂલાત પછી લેખકે પાચ પાના ભરી નાખ્યા છે ચારપાચ આધળા ભેગા મળી હાથીના રગ, રૂપ, આકારનુ વર્ણન કેવુ કરે તે વાત જગજાહેર છે અહીં તો જાણે ઘરના દીવાનખાનામા બેસી કાશમીરનુ પ્રવાસવર્ણન થઈ રહ્યુ છે એક વ્યક્તિ આવુ દુસાહસ કરે પણ ઉદ્દેશ જેવુ લબ્ધપ્રતિષ્ઠ સામયિક એ છાપે પણ ખરુ ?

મુબઈ ભરત પડ્યા
તા ૭ ૨ ૯૭

*

સ્વબચાવમા ક્યારેય બોલવુ યોગ્ય નહીં — કારણ દેવદૂત જતા ડરે તેવા પ્રદેશમા ધસી જઈ હાસ્યાસ્પદ પરિસ્થિતિનુ નિર્માણ થવાની શક્યતા રહે, આમ છતા, ઉદ્દેશ (નવે ૯૬) અકમા મારા લેખ (એક નહિ વચાયેલી નવલકથા અને એક નહિ જોવાયેલા નાટક વિશે) સદર્ભે વિદ્વાન ન્યાયાધીશ શ્રી મહેશ દવેના પ્રત્યાઘાત (ઉદ્દેશ જાન્યુ ૯૭) સદર્ભે થોડી ચોખવટ મારો ઉક્ત લેખ લખવાનો આશય વિવિધ દષ્ટિકોણથી એક વિશિષ્ટ વ્યક્તિ — ગાધીપ્રતિભા — તપાસવાનો હતો કોઈ પણ નિશાન (ગલત યા સાચુ) તાકવાનો નથી જ નથી લેખ ફરીથી જોવાશે તો (૧) ગાધીને રૂવે રૂવે વસુધૈવ કુટુબભાવનાના વિરોધમા અગત કુટુબભાવના ઉપસાવતા પનો નાનો પડે સાહિત્યિક દષ્ટિએ સુધ્ધા પનો ટૂકો પડે (૨) ગાધીજીને સતત અન્યાય કરતા મહારાષ્ટ્રના અમુક સ્થાપિત સાહિત્યિક હિતો જઓ ગુજરાતી સાહિત્યની ઉત્તમકૃતિની પણ અવજ્ઞા કરતા આવ્યા છે (૩) ગાધી, બુદ્ધ વગેરેના જીવનના માત્ર અમુક મર્યાદિત પાસાના સ્પર્શને કારણે થતુ ધૂધળુ સાહિત્યિક દર્શન. (૪) ખૂબ મહત્ત્વનુ આ રીતે પણ સાહિત્યકૃતિ/નાટ્યકૃતિ નિર્માણ થઈ શકે એવા અભિપ્રાયની મારી સાદર નોંધ (નિશાન નથી તાકવામા આવ્યુ એનો પુરાવો) (૫) કોમવાદના હાથા બનતા પરિબળો જે રીતે સાહિત્યના પદાર્થને પ્રદૂષિત કરે છે તેનો વિરોધ સાહિત્યિક માનદડો આત્યતિક હોઈ શકે એવી મારી સમજ નહોતી. સાહિત્ય કાઈ કોઈ ભૌતિક વિજ્ઞાનના નિયમોને આધીન કલા નથી ક્યારેક એસ્થેટિક્સ અને એથિક્સ ની ભેદરેખા ખૂબ નિકટ આવી જાય છે મહારાષ્ટ્રના સાહિત્યકારો ગુજરાત/ગુજરાતી સાહિત્ય વિશે શુ માને છે તે નોંધવુ અસ્થાને નહીં ગણાય તાજેતરમા લોકવાડ્મય ગ્રૂપ અને પ્રગતપ્રતિષ્ઠાન ના નેજા હેઠળ એક પ્રવચનશ્રેણી યોજાઈ ગોવા યુનિ.ના અગ્રેજીના અધ્યાપક શ્રી જોશી (પૂરુ નામ અત્યારે યાદ નથી) માર્ક્સના સૌદર્યદર્શન વિશે બોલ્યા. કમનસીબે ત્રણ દિવસના પ્રવચનોમા હુ છેલ્લે દિવસે જ હાજર રહી શક્યો પ્રવચનમા ડા જોશીએ પ્રતિપાદન કર્યુ કે મરાઠી સાહિત્યમા માર્ક્સના દષ્ટિબિદુથી સાહિત્યિક વિશ્લેષણ અને સૌદર્ય શાસ્ત્રીય ચર્ચા છેક ૧૯૩૨મા થઈ જ્યારે ઇંગ્લન્ડમા પણ આમ થયુ નહોતુ. પરતુ પાછળથી મહારાષ્ટ્રમા મૂડીનિર્માણ (કપિટલ ફાર્મેશન) પ્રક્રિયા મદ હોવાથી આ દષ્ટિબિદુની વધુ ચર્ચા શક્ય નહોતી બની એ જ સભામા એક વિદ્વાન મરાઠી સાહિત્યકાર કહે (સાભળજો શ્રી મહેશ દવે) ગુજરાત અને રાજસ્થાનમા તો પૂરતુ મૂડીનિર્માણ થયુ છે છતા ત્યા કોઈ પણ પ્રકારનુ મહત્ત્વનુ સાહિત્યિક ચિતન, ચર્ચા/વિચારણા થઈ નથી તે સભામા એકમાત્ર ગુજરાતી શ્રોતા તરીકે હાજર રહેલ હુ ચૂપ રહી શક્યો નહિ મેં અગ્રેજીમા કહ્યુ કે છેક ૧૯૩૦મા ગાધી અને માર્ક્સની પ્રગાઢ અસરથી અમારા ઉમાશકર જોશી, સુન્દરમ્ મેઘાણી, જયતિ દલાલ, ૨ વ. દેસાઈ વ.એ. ઉત્તમ કક્ષાનુ દલિત/ માર્ક્સવાદી સાહિત્ય આપ્યુ છે એ સમયે મહારાષ્ટ્રમા આ પ્રવાહ દેખાતો નથી વક્તાએ મારો આભાર માન્યો અને મારુ દષ્ટિબિદુ સ્વીકાર્યુ ફરી કહી શકુ મારો આશય કોઈને નિશાન બનાવવાનો ન હતો ઉદ્દેશ મા પ્રસિદ્ધ થયેલ મારો લેખ પણ ગાધીને પામવાની મારી મથામણનો પુરાવો છે શરીફ વીજળીવાળાના પત્રના સદર્ભે એક ધ્યાન - ગુજરાતી સાહિત્યિક લગભગ બધા જ તત્રીઓ પ્રત્યુત્તર માટે ટિકિટવાળુ પરબીડિયુ મોકલ્યુ હશે તોય પ્રત્યુત્તર આપતા નથી ગુજરાતી લેખકને લાચાર બનાવવામા આ મહાનુભાવો સફળ થાય છે બીજુ અમુક મહત્ત્વના લેખમા આડેધડ તત્રી / સપાદકની

કાતર ફરી હોય અને લેખ/લેખકને અન્યાય થાય તો તે પુનઃ પ્રકાશિત કરી શકાય? ખાસ તો પુસ્તકપ્રકાશનની સગવડ સરળ ન હોય ત્યારે.

મુંબઈ — મેઘનાદ ભટ્ટ

તા. ૨૯-૧-'૯૭

*

'ઉદ્દેશ' જાન્યુ '૯૭માંની શ્રી વાંક અને સુશ્રી વીજળીવાળાની પત્રચર્ચાઓ ત્રણ મુકામો ઊભા કરે છે – જે વિચારવા જેવા છે. એક : પત્રપ્રતિભાવ અને સમીક્ષા-મૂલ્યાંકનનો ભેદ. બે : રીડરશિપના પ્રશ્નો. ત્રણ : હકીકતો જાણ્યા-મેળવ્યા વિના કે ચાતરીને થતી ખોટી પત્રચર્ચાઓ ૧. સંગ્રહ કે કૃતિ વિશે છાપાં કે લોકપ્રિય સામયિકોમાં એ વિશે લખીએ ત્યારે મોટા વાચકવર્ગને માટે વધુ સાર ને થોડી 'જનરલ' વાતો આવે છે. પણ સમીક્ષા કે મૂલ્યાંકન વેળાએ સાહિત્યિક સામયિકમાં લખતા લેખકનો પ્રતિભાવ વધારે સંમાર્જિત, સોંસરો હોવાનો. એમાં નિરીક્ષણો ઉપરાંત પરીક્ષણો ને કલા-આગ્રહો પણ વધારે પ્રવેશે એ સ્વાભાવિક છે. શ્રી વાંકની વાર્તાઓ વિશેના મારા પ્રતિભાવો પાછળ આવી ભૂમિકા છે. વળી એ પત્રપ્રતિભાવો એમની મોટા ભાગની 'રાફડો' પૂર્વેની વાર્તાઓ માટે હતા. ૨. લેખસમીક્ષા પુનઃ છપાવવાનો આશય ના હોય ને છપાઈ જાય તો આભ તૂટી પડતું નથી. 'બાવળ વાવનાર'ની મારી સમીક્ષા હરિકૃષ્ણ પાઠક, મનોહર ત્રિવેદીથી માંડીને જયંતભાઈ કોઠારી કે દક્ષા વ્યાસ સુધીનાંએ 'ઉદ્દેશ'માંથી વાંચીને મને લખ્યું કે કહ્યું છે. લેખ-કવિતા-વાર્તા 'પરબ'માં છપાય કે એ જ કૃતિ 'એતદ્' વ.માં છપાય તો થોડાક 'કૉમન' વાચકો સિવાય રીડરશિપ તો જુદી જ હોવાની. ૩. મને તમામ સર્જકો સાથે વ્યક્તિગત ધોરણે કાંઈ વાંધો નથી. બલકે અંતરનો સ્નેહભાવ છે. સમીક્ષાદિ લખતાં હું કૃતિને જ ધ્યાનમાં રાખું છું. શ્રી વાંકે એમની રુચિ અનુસાર ઘણી વાતોઓ વિશે ચર્ચાઓ (પોતાની વાર્તાઓ સમેત) કરીને પ્રતિભાવો આપ્યા છે.

વલ્લભવિદ્યાનગર — મણિલાલ હ. પટેલ

તા. ૨૯-૧-'૯૭

*

સાંપ્રત સાહિત્યસર્જકો વચ્ચે થતી હૂંસાતૂંસી અને આક્ષેપ – બાજીએ તો હદ કરી છે. 'ઉદ્દેશ'ના જાન્યુ. '૯૭ના અંકમાં 'પ્રતિભાવ'માં શ્રી બહાદુરભાઈ વાંકનો આક્રોશ વાંચ્યો. અગાઉ થી મણિલાલ હ. પટેલે શ્રી જનક ત્રિવેદી (બાવળ વાળનાર અને બીજી વાર્તાઓ) અંગેની વિસ્તૃત ટીકામાં શ્રી બહાદુરભાઈને પણ લીધા! ખાંડેકરની આત્મકથા 'એક પાનની કહાણી' હમણાં જ પૂરી વાંચી. આવા સમર્થ સર્જકની નમ્રતામાંથી આપણે શીખવાનું નહીં? બંદૂક સતત ખભા પર રાખી ફરવામાં શી બહાદુરી છે?

બગસરા — જે. આર. જોશી

તા. ૨૭-૧-'૯૭

*

'ઉદ્દેશ' —જાન્યુ. ૧૯૯૭ના 'પ્રતિભાવે' બે આંચકા આપ્યા છે : (૧) ભાઈ ભરત મહેતા અને (૨) બહેન શરીફા વીજળીવાળા. આ વાત તો બરાબર છે કે સાહિત્ય અને શિક્ષણનો ઠેકો લઈને બીજા સામે ઊભા રહીએ અને ખુદ, સારા સાહિત્યકાર કે અધ્યાપકની ખેવના ન કરીએ તે તો શરમજનક ગણાય. શ્રી ટોપીવાળાએ આ વિષયમાં આપણાં વર્તમાનપત્રોની વાત કરેલી ત્યારે પણ આઘાત લાગેલો અને આવા તંત્રી તથા લેખકોને માફ ન કરવા જોઈએ એમ લાગેલું! આજે જ્યારે સુમન શાહના 'ખેવના' વિશેનું નિરીક્ષણ સામે આવ્યું ત્યારે વિશેપ આઘાત લાગ્યો છે. શુ આપણે ગ્રૂપિઝમના આટલા બધા ભોગ બની ગયા છીએ – આ પ્રશ્ન મારી માફક સૌ મિત્રોને સતાવતો રહેશે. અમુક હદ પછી સાહિત્ય અને શિક્ષણ માત્ર સાહિત્ય અને શિક્ષણ જ રહેવાં જોઈએ. સુમન શાહ આ સમજે એવી મારી જાહેર વિનંતી છે.

એક લેખ બે સ્થળે છપાય એની પરંપરામાં એક વ્યાખ્યાન બે સ્થળે અપાય અને બન્ને સ્થળેથી નામ તથા દામ મેળવાય એવાં ઉદાહરણો પણ છે. 'ગુજરાતીની ભક્તિકવિતા'ની વાત કરીને બીજે સ્થળે 'નરસિંહની ભક્તિકવિતા' કરો એ તો જાણે સમજ્યા, પણ અધ્યાપક સંઘમાં જે વ્યાખ્યાન આપો તે જ અકાદમીમાં કે પરિષદમાં ચડાવો અને બન્ને સ્થળેથી

ભાડાભથ્થા રૂપે દામ અને છપાય એટલે નામ મેળવો – આવા દાખલા શોધવામા નિરાશ નહિ થવુ પડે ' આ પરપગામા હમણા હમણા એક નવી પ્રવૃત્તિએ દેખા દીધી છે સપાદનની એકની એક સામગ્રી, જુદા જુદા શીર્ષકોથી જુદા જુદા પ્રકાશનોમા મૂકવી અને દામ તથા નામ રળવા ' બન્ને સ્થળેથી સપાદનનુ વેતન મળે અને બે સપાદનો પોતાના નામે ગણાવાય ' યુનિવર્સિટીના શિક્ષકોને અધ્યયન પણ દર્શાવવાનુ હોય છે કમસે કમ વ્યાખ્યાતામાથી રીડર કે પ્રોફેસર બનવા માટે એમા પણ આ બે ગાઇટલો કામ લાગે ' આપણા શાસ્ત્રીજીઓ (એટલે કે નિષ્ણાતો ') એને માન્ય પણ રાખે ' '

ગુજરાત સાહિત્ય અકાદમીનુ તાજેતરનુ પ્રકાશન સતવાણી તત્ત્વ અને તત્ર (સ. બળવત જાની)મા ઉપરના ઉદાહરણો છે અહી જાનીએ પોતે લખેલા જે લેખો છે તેના વિશે પ્રશ્નો છે અને પાછળ મૂકેલી, જાનીએ સપાદિત કરેલી ભજનવાણી માથી રવિભાણપથની ભજનવાણી એમની એમ આ અગાઉ પાર્શ્વ પ્રકાશનમા જ્ઞાનમાર્ગી કવિતા શીર્ષકથી પ્રગટ થયેલી છે ' દુ ખદાશ્ચર્ય તો એ છે કે એકની એક સામગ્રી, ક્રમ પણ બદલ્યા વિના અહીં મુકાયેલી છે '

આ જ્ઞાનમાર્ગ નરેશ વેદને અર્પણ કરતા જાની કહે છે પ્યાલો મે પીધેલ છે ભરપૂર આ પ્યાલો મિત્રો પીવા જેવો નથી, ક્ષુલ્લક અગત સ્વાર્થ માટે એ આપણી તેજસ્વી અધીતની પરપરાનો નાશ કરશે.

પોરબદર
૨૮ ૧ ૯૭

નરોત્તમ પલાણ

*

ઉદ્દેશ ના ડિસે ૯૭ના અકમા સભવામિ યુગે યુગે લેખમા સમાજના નીતિમૂલ્યોનો હ્રાસ, તેની ચિંતા અને શ્રીકૃષ્ણ ભગવાનને અવતાર લેવા માટેની પ્રાર્થનાનો લેખ હૃદયસ્પર્શી છે ચિંતનશીલ, મનનશીલ વ્યક્તિને આવી પરિસ્થિતિમા કઈક નક્કર કામ કરવા પ્રેરણાદાયક બને છે દિનેશ શુક્લ સામાજિક જીવનમા પાયાના મૂલ્યોના અવમૂલ્યનની વાત કરે છે તે આપણને વિચાર કરતા કરી મૂકે છે માના ગયા પછી એ લાલજી કાનપરિયાનુ અને 'માતાની મમતા એ તો એ શ્રી અનામીનુ કાવ્ય હૃદયને સ્પર્શી જાય છે મેઘાણી વિશેનો લેખ ઘણો નોંધપાત્ર અભ્યાસપૂર્ણ લેખ છે ખરેખર ઉદ્દેશ ના નામને સાર્થક કરે એવી સામગ્રી આ અકમા મળે છે

દાહોદ
તા ૨ ૧ ૯૭

વિજયભાઈ કાળે

❒

**પોથી વાચતા**

**પ્રાણજીવન મહેતા**

*ઓમ્ શ્રી સવાનુ શ્રીફળ વધેરી શૂન્ય-સરવાળા કરીએ,*
*અહી ઊભા અક્કડ એકડા જરીક એને આડા કરીએ*
*માંડી ગણતરી વેઢાની, આવતી થોડી વદી ઓછી*
*આ ઓછપ હથેળી ખખેરી કા ખેરવી પૂરી કરીએ*
*જનમને જાગડમા મેલી કેલેન્ડરને પાને બેઠા*
*પચાગ પુસ્તક પાન ફેરવી જમા-ઉધાર મેળવીએ.*
*આડવારે અજપો આડો, વારતહેવારે મન વેરાગી*
*સમયઢગઢેરા ઉકેલતા આવે અત જનમદી ઊજવીએ.*
*લખચોરાસીમા એક ફેર ઉમેરો પાછો નડતો લાગે*
*ડચકુ ખાતા ઊપણ આવે બળતે દીવે ડચકારા ધરીએ.*
*પોથી વાચતા પ્રગટી પીડા, રગે પસરી ક્રીડા કરે ને–*
*પાણીપોટલે ભણતર બાધી કરવત દાતા ગણીએ.*

# કાવ્યો : કવિતા વિશેનાં

## અનુ. જયા મહેતા

### નવી કલાદેવી

**નિકોલાસ ગીયેન**

(સ્પૅનિશ)

કવિ. ક્યારેક હતો એક સંગીતકાર
જે નાચતો હતો વાદ્યવૃંદ સામે
અને સંમોહિત કરતો હતો
પોતાની છડીથી
બાંસુરીની આહોને
જિદ્દી વાયોલિનને
પિતામહ જેવા મંદ્ર ઘર્ઘર સ્વરને,
અને એટલે સુધી કે
ઉદ્દંડ
ઢોલ પણ
મદમસ્ત થતો
કોલાહલમાં.
કવિ, હવે થવા માંડ્યો અંતર્મુખ
અને ત્યાં જ, ભીતર કરે છે સંચાલિત
પોતાના વાદ્યવૃંદને.

### દનુજ–દાનવ

**સુબોધ સરકાર**

(બંગાળી)

માછલીવાળો કવિતા નથી વાંચતો,
મધ વેચનાર પણ કવિતા નથી વાંચતો.

મરણાસન્ન કિશોર, ભઈ તુંયે નથી વાંચતો !
જ્યોતિબાબુ કવિતા નથી વાંચતા.

કવિતાના પ્રકાશક કવિતા નથી વાંચતા.
કૉલેજમાં ભણાવે છે, તેઓ પણ કવિતા નથી
વાંચતા.

તો શું દનુજ વાંચે છે બધી કવિતાઓ ?
તો શું દાનવ ખરીદે છે કવિતાનાં પુસ્તકો ?

### કાવ્યપઠન : કોલતાર પાથરનારાઓ માટે

**વાસ્કો પોપા**

(યુગોસ્લાવિયા –સર્બો-ક્રોએશિયન)

સ્વાગત, કૉમરેડ કવિ
ક્યારે સંભળાવશો અમને તમારાં કાવ્યો

કામ પૂરું થયા પછી ચાલશે

કામ પૂરું થયા પછી
લોકો થાકેલા હોય છે
ઉતાવળ હોય છે એમને ઘરે પહોંચવાની

શનિવાર કેમ રહેશે

શનિવારે લોકો કામ આટોપે છે
ધોવાનું, સીવવાનું કરે છે
અને પત્રો લખે છે ઘરે

રવિવાર ચાલશે

રવિવારે લોકો બહાર જાય છે
યુવાનો પોતાની સખીઓને મળવા
વડીલો સ્ટેશને પોતાની રેલવેની રાહ જોવા

તો સમય નથી તમને કવિતા માટે

સમય નથી અને તમે જુઓ છો
તોયે કાઢશું મળીને અમે-તમે

Uddesh (A literary, cultural monthly) February 1997 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ સાતમું : અંક આઠમો

માર્ચ : ૧૯૯૭

તંત્રી
રમણલાલ જોશી

૮૦



# ઉદ્દેશ

વર્ષ સાતમું  અંક આઠમો  સળંગ અંક ૮૦

## અનુક્રમ માર્ચ ૧૯૯૭



પ્રકાશક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે નવરંગપુરા અમદાવાદ ૩૮૦ ૦૦૯

ઉદ્દેશ કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨ અચલાયતન સોસાયટી, નવરંગપુરા અમદાવાદ ૩૮૦ ૦૦૯

લેઆઉટ/ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૧/M નગીનલ ચેમ્બર્સ, આશ્રમ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૯ ફોન ૬૫૮ ૦૬૮૮

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- ઉદ્દેશ દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- ઉદ્દેશ ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૧૦૦ વિદેશમાં(એરમેલ) રૂ ૫૦૦ (સીમેલ) રૂ ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
- ઉદ્દેશ ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ ૧૨ પોસ્ટેજ સાથે લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું

  **ઉદ્દેશ કાર્યાલય**
  ૨ અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯
  ફોન ૭૪૫૨૦૨૭ ૭૪૫૬૨૭૭
- લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- ઉદ્દેશના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **વિજય મેગેઝીન વર્લ્ડ**
૬૨ કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ અમદાવાદ ૧
ફોન ૫૩૫૪૫ ૬

(૨) **ગ્રંથાગાર**
પો બોક્સ નં ૪૧૬૧
ધવલ કોમ્પ્લેક્સ (પહેલા માળે)
નવરંગપુરા પોસ્ટ ઓફિસ પાછળ
અમદાવાદ ૯ ફોન ૪૪૬૦ ૩

(૩) **મેગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ
આણંદ ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

માર્ચ ૧૯૯૭



## *सर्वभाषा सरस्वती*

### सह वीर्य करवावहै ।

કઠોપનિષદ આદિ ઉપનિષદોમાં જે શાન્તિપાઠનું પઠન થાય છે એમાં ઉપરની પંક્તિ આવે છે. એમાં સંદર્ભ ગુરુ-શિષ્યના સહિયારા રક્ષણનો, સહ-ઉપભોગનો, સહ-પુરુષાર્થનો, તેજસ્વી વિદ્યા-સંપ્રાપ્તિનો, અને પરસ્પર દ્વેષભાવથી વિમુક્તિનો છે. આજે પારાવાર અશાંતિના કાળમાં આ શાન્તિપાઠનું સ્મરણ થાય એ સ્વાભાવિક છે. રાજ્યસંસ્થા એ સમાજની ચાલના માટે મહત્ત્વની સંસ્થા છે. પરંતુ આજે આ સંસ્થા ઘણી નિમ્ન કોટિએ પહોંચી ગઈ છે. કહો કે કહોવાઈ ગઈ છે. એમાં પણ આજના રાજકારણે અને એની રીતરસમોએ માઝા મૂકી છે. પ્રજાને ઇતબાર સાહિત્ય અને સંસ્કારના માણસો ઉપર છે. અગાઉ એમનો પ્રભાવ રાજ્યકર્તાઓ ઉપર પડતો. આજે તો આપણે સાહિત્ય અને સંસ્કારનાં ક્ષેત્રોમાં પણ રાજકારણીઓનું વરવું અનુકરણ કરીએ છીએ. પછી જવું ક્યાં ? ભવિષ્યનો ઇતિહાસકાર આજના રાજકારણીઓને ક્યારેય પણ માફ નહીં કરે. બધાં ધોરણો અને મૂલ્યોને તેમણે નેવે મૂકીને કેવળ કાવાદાવા અને અંગત સ્વાર્થ માટે દેશને પાયમાલ કર્યો છે. આમાંથી દેશને બહાર લાવવાની જવાબદારી પણ સંસ્કારસેવીઓની છે. તેઓ જો માંહ્યમાંહ્ય લડતા-ઝઘડતા અને અહમહમિકાગ્રસ્ત હશે તો પછી આશા કોની પાસે રાખવી ? એટલે ગુરુ-શિષ્યના સંદર્ભવાળી આ ઉક્તિ દ્વિવચનના પ્રયોગથી આપણને સૌને આત્મીય ભાવે સહ-પુરુષાર્થનો માર્ગ ચીંધે છે.

આ પરિસ્થિતિમાં આપણા જાગ્રત કવિ ઉમાશંકરની વાણી યાદ આવે છે.૧૫ ઑગસ્ટ, ૧૯૫૭ના રોજ રચાયેલ કાવ્યમાં તે કહે છે :

*સત્તર સત્તાવન, ગુલામી-ગણેશ પ્લાસી*
*અઢારે સત્તાવન, વીર મૌલવી-તાત્યા-ઝાંસી*
*ઓગણીસ સત્તાવના, માનવતામાર્ગે ભારત નમ્ર પ્રવાસી.*

પરંતુ સ્વાતંત્ર્ય પછીની દેશસ્થિતિ તેમને હમેશાં ચિંતાપ્રેરક રહી લાગે છે. ઉપરની પંક્તિઓ રચાયાને ચાર વર્ષ પહેલાં તેમણે કહેલું :

*દેશ તો આઝાદ થાતાં થઈ ગયો,*
*તેં શું કર્યુ ?*
*દેશ જો બરબાદ થાતાં રહી ગયો,*
*એ પુણ્ય આગળ આવીને કોનું રહ્યું ?*
*'લાંચરુશવત, ઢીલ, સત્તાદોર, મામામાશીના*
*કાળાં બજારો, મોંઘવારી : ના સીમા !'*
*—રોષથી સૌ દોષ ગોખ્યા,*
*ગાળથી બીજાને પોંખ્યા.*
*આળ પોતાનેય શિર આવે ન, જો ! તેં શું કર્યું ?*
*આપબળ ખર્ચ્યું પૂરણ ? જો, દેશના આ ભાગ્યમાં તેં શું ભર્યું ?*

અત્યારે તે હોત તો ઉપરની હકીકત તેમણે બીજી રીતે મૂકી હોત.

તો, અત્યારે તો ચાલો, આપણે પ્રભુપ્રાર્થનાપૂર્વક કહીએ કે :

सह वीर्य करवावहै ।

**રમણલાલ જોશી**

તંત્રી

### નવમા દાયકામાં પ્રવેશતા આપણા બે સાક્ષરો

ઉદ્દેશ ના પ્રથમ અકમા જ ૮૫ગના શીર્ષકથી નોંધ લખી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી અને ચન્દ્રવદન ચી. મહેતા એ બે સાહિત્યકારોને અભિનદન આપ્યા હતા આજે શ્રી કે કા શાસ્ત્રી અને શ્રી રમણલાલ સોની અગે લખવાનો અવસર પ્રાપ્ત થયો છે શ્રી કે કા. શાસ્ત્રી (જ ૨૮ જુલાઈ ૧૯૦૫) તો દસમા દાયકામા પ્રવેશી ચૂક્યા છે અને શ્રી રમણલાલ સોની (જ ૨૫ જાન્યુઆરી, ૧૯૦૮) દસમા દાયકામા પ્રવેશી રહ્યા છે શ્રી શાસ્ત્રીજી જેવા વિદ્વાન અને સશોધક ગુજરાતી સાહિત્યમા તો વિરલ ગણાય એવા છે પુરાતત્ત્વ, મધ્યકાલીન સાહિત્ય અને ભાષાવ્યાકરણ ક્ષેત્રે તેમણે સતત કામ કરી મૂલ્યવાન અર્પણ કરેલુ છે શ્રી રમણલાલ સોનીને થોડા વર્ષો પહેલા મેં 'બાળકોના કવિ' તરીકે ઓળખાવ્યા હતા. બગાળીમાથી રવીન્દ્રનાથ અને શરદબાબુની સખ્યાબધ કૃતિઓ તેમણે શિષ્ટ પ્રાસાદિક ગુજરાતીમા ઉતારી છે આજે નેવ્યાશી વર્ષની વયે પણ તે સાહિત્ય પ્રવૃત્તિમા સક્રિય છે, યુવાનીમા તેમણે બાળકોને ખ્યાલમા રાખ્યા તો વયોવૃદ્ધ થયા પછી મોટેરાઓને લક્ષમા લઈ સતસાગર', ગવિપ્રસાદ આપણી ભગવદ્ગીતા', માતૃ મહાતીર્થ જેવા પ્રેરક પુસ્તકો પ્રગટ કર્યાં છે તાજેતરમા તેમના પ્રેમ ત્યા પરમેશ્વર, ગુલાબી દૃષ્ટાન્તકથાઓ પુસ્તકો પ્રગટ થયા છે આ બને સારસ્વતોને પ્રભુ સ્વાસ્થ્યયુક્ત શતાયુ અર્પે એ શુભેચ્છા.

### 'ઓપિનિયન'નો મેઘાણી-અંક

શ્રી વિપુલ કલ્યાણીના તત્રીપદે ગુજરાતી સાહિત્ય અકાદમી યુકે તરફથી પ્રગટ થતા ઓપિનિયન'નો ૨૬ ઑગસ્ટ ૯૬નો અક મેઘાણી અક તરીકે પ્રગટ થયો છે એમા ભરત મહેતાનો સઘોર્મિના કવિ મેઘાણી'નો લેખ, મેઘાણીના લખાણોમાથી આપેલુ ચયન અને અન્ય લખાણો આપવામા આવ્યા છે અક સારો થયો છે ૨૬મી ડિસેમ્બર '૯૬ના અકમા યુ.કે.ના ગુજરાતી લેખકોની કૃતિઓ અને જુદા જુદા સામયિકોમાથી પસદગીપૂર્વકની કૃતિઓ આપવામા આવી છે શ્રી વિપુલ કલ્યાણીનો તત્રીલેખ 'ખૂણે બેસીને રડે છે ગુર્જરી' વિચારપ્રેરક છે આજે જ્યારે પરદેશમા ગુજરાતી ભાષા લુપ્ત થવાને આરે ઊભી છે ત્યારે "ગુજરાતી સાભળીએ. ગુજરાતી બોલીએ. ગુજરાતી વાચીએ. ગુજરાતી લખીએ." એવી સદ્ભાવનાથી શ્રી વિપુલ કલ્યાણી અને અન્ય કાર્યકર્તાઓ જે કામ કરી રહ્યા છે એ માટે તેમને અભિનદન ઘટે છે

### 'ગુર્જરી' ડાયજેસ્ટનો વાર્તા-અંક

અમેરિકામા ત્રૈમાસિક 'ગુર્જરી' દશાબ્દી વર્ષમા પ્રવેશ કરે છે ત્યારે પ્રગટ થયેલા એના ઑક્ટોબર, ૧૯૯૬ના અકમા મધુ રાય, પન્ના નાયક પ્રીતિ સેનગુપ્તા વ.ની રચનાઓ આપવામા આવી છે નિરજન ભગતનુ કાવ્ય પણ દિલચસ્પ છે 'ગુર્જરી' ડાયજેસ્ટના તત્રી શ્રી કિશોર દેસાઈ નિષ્ઠાપૂર્વક અમેરિકામા ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પ્રીતિથી જે કામ કરી રહ્યા છે તે માટે અભિનદન.

### ઇન્ડિયા ફાઉન્ડેશન ફૉર ધી આર્ટ્સ

ઇન્ડિયા ફાઉન્ડેશન ફૉર ધી આર્ટ્સ (I F A) એ સ્વાયત્ત, રાષ્ટ્રીય, ગ્રાન્ટ આપતી સસ્થા છે તે કલાઓના સશોધન અને દસ્તાવેજીકરણ માટે આર્થિક સહાય કરે છે એ માટે દરખાસ્તો અને અન્ય સબધિત માહિતી નીચેના સરનામેથી મળી શકશે

The Executive Director
Indian Foundation for the Arts
Tharangini, 12th Cross
Raj Mahal Vilas Extension
Bangalore-560 080

સબધિત વ્યક્તિઓએ ઉપરના સરનામે સપર્ક સાધવા જણાવાયુ છે

### અવસાનનોંધ

પીઢ પત્રકાર અને કટારલેખક શ્રી વાસુદેવ મહેતાનુ રવિવાર તા. ૯ માર્ચ ૯૭ના રોજ અવસાન થતા ગુજરાતી પત્રકારત્વક્ષેત્રે મોટી ખોટ પડી છે ૧૯૭૭-૭૮ દરમ્યાન તે 'લોકસત્તા-જનસત્તા ના તત્રીસ્થાને હતા ત્યારે તેમના પરિચયમા આવવાનુ બન્યુ હતુ એ પછી પણ તેમની સાથેનો પરિચય મધુર રહ્યો હતો. સાહિત્ય અને કળાઓમા પણ તેમને જીવત રસ હતો પ્રભુ આ સસ્કારરસિક અને સૂઝભર્યા નિર્ભીક પત્રકારના આત્માને ચિરશાંતિ અર્પે અને તેમના કુટુંબીજનોને તેમના અવસાનનુ દુ ખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

# પત્ર-પ્રસાદી

## ઉમાશંકર જોશીના પત્રો

**સંપાદક : રમણલાલ જોશી**

[શ્રી ઉમાશંકર જોશીનો મારા ઉપરનો પત્ર 'ઉદ્દેશ'ના જુલાઈ '૯૪ના અંકમાં પ્રગટ કર્યો હતો. એમાં ઉમાશંકરના મારા ઉપરના પત્રો વિશે નોંધ પણ લખી હતી. એ જોવા વિનંતી. તેમના અન્ય પત્રો આ સાથે આપ્યા છે. — રમણલાલ જોશી]

૧

પ્રિય ભાઈશ્રી,

અ'વાદ

૬ જૂન '૪૯

કાલે બહારગામથી આવ્યો. પત્ર મળ્યો. લેખ પણ. તમારી તબિયત હવે સારી થઈ ગઈ હશે. મૅગેઝીન મોકલવાની જરૂર ન હોય. તમારું મોકલ્યું તે સારું કર્યું. 'સંસ્કૃતિ'માં ઉપયોગ નહિ કરીએ. પણ કાકાસાહેબ વિષે અભિનંદનગ્રંથ થાય છે, તેના સંપાદકો આગળ આ લઘુલેખ રજૂ કરીશ. (હું પણ એક સંપાદક છું.) થોડાક ફેરફાર કરવાની છૂટ આપશો ? ખાસ કરી પ્રથમ કંડિકામાં જીવનસંગિનીનો ઉલ્લેખ છે એ કેમ બંધબેસશે, કાકાસાહેબના વિષયમાં ? 'તપોપૂત' ન થાય, 'તપઃપૂત' થાય. પણ શબ્દશોખ બાદ કરતાં પણ તમારા આ લખાણમાં જીવ છે. 'અને તેમની પ્રતિભા ?' થી શરૂ થતો ફકરો તેનો પુરાવો છે.

આપણે મળ્યા છીએ ? નામથી બહુ ખબર નથી પડતી. જોઈને પડે. 'સ્વાધ્યાય-રત' છો જાણી આનંદ થયો. स्वाध्यायान्न प्रमदितव्यम्।

તબિયત સારી રાખશો.

ઉમાશંકર જોષીના સપ્રેમ વ. મા.

*

૨

પ્રિય ભાઈશ્રી,

મજામાં હશો. તા. ૩જી અરસામાં સાધના પ્રેસ ઉપર ફોન કરશો. નં. ૨૭૧૨. ... કાકાસાહેબવાળો ગ્રંથ હજી છપાવા ગયો નથી. ... શ્રી અરવિંદનું The Future Poetry થોડા વખત પછી તમને મળે. ... જવાબ તરત લખી શકાયો નહિ. તમે અકળાયા. ચિંતા થઈ. ક્ષમા કરશો. પણ જવાબ આપવો બાકી હતો તેથી સ્મરણ વારંવાર થતું. .. મળીશું.

અંક મોકલવા વ્યવસ્થા કરી છે.

૨૭-૧-'૫૦ ઉમાશંકર જોષીના સપ્રેમ વ. મા.

અ'વાદ

*

૩

અ'વાદ

૭-૮-'૫૩

પ્રિય ભાઈશ્રી,

એમ હતું કે 'સંસ્કૃતિ' મળે તે પહેલાં તમને હું કાગળથી મળી લઉં. પણ વો દિન કહાં...? કાગળમાં બહુ પ્રમાદ છે. ભાઈશ્રી સુન્દરમે મને લખ્યું હતું કે તમને સવા વરસે જવાબ લખેલો. ને છતાં ધીરજ ધરવા તમને એમણે કહેલું ! લેખ તો મને ગમી ગયો હતો અને વડોદરે છાપવા માટે મૂકતો આવેલો. તમારું સ્મરણ પણ ખૂબ થયેલું. ભાઈ વિજય હોય એટલે તો થાય જ, પણ આજની ટાગોર-તિથિ માટે તમે શ્રી ચાવડાને બોલાવેલા તેનો કાગળ પણ ત્યાં તાજો જ આવેલો. કામને લીધે એ આવી નહિ શક્યા. આ વખતે હું પણ વડોદરા ગયો ન હતો. આરામની જરૂર પડે એવી તબિયત રહે છે. પ્રૂફમાં લેખ ફરી વાંચ્યો ત્યારે કાગળ લખવાની વળી ઇચ્છા થયેલી. ઘટ્ટ પોતનું લખાણ છે. મુગ્ધતા થોડીક છે, છતાં સમજદારી અને સમતા પણ છે. તમારું આ લખાણ મને પાકટ લાગ્યું. કાકાસાહેબવાળું એટલું બધું સારું ન ગણાય. (જોકે એમને અંગેનો ગ્રંથ જ્યારે થશે, ત્યારે તેમાં તો એ હશે જ.) મને થયું કે તમે વિસ્તારથી લખ્યું હોત તો હજી ઑર સારું થાત. વિવેચકો લખે છે તે ઘણી વાર હોળી અને શુષ્ક થઈ જાય છે. કાવ્યજ્ઞતા પૂરી હોય, પણ સાથે સાથે હૃદય પણ સજગ હોય તો વધુ રંગ જામે એવું કાંઈક મને આવા તમારા જેવા દાખલાઓ પરથી લાગે છે. ભાઈ પ્રજારામની આલોચના પણ આવો ખ્યાલ કરાવે છે. ભાઈશ્રી સુન્દરમે મને લખેલું કે ગમે તો છાપવું (તમે જુઓ છો કે એ તો સવાલ જ ન હતો), અને હું પોતે લખવાનું વિચારતો હતો એમ એમણે સાંભળેલું એટલે તમારું છાપીને હું મારું લખવાનું માંડી ન વાળું એમ પણ સૂચન હતું. ગયા સુરત લેખકમિલનમાં પ્રિય લેખકમાં મારી પસંદગી સ્વાભાવિક રીતે પાઠકસાહેબ, સુન્દરમ્, પન્નાલાલ એ ક્રમમાં ચાલી. પ્રથમ એમાં બૌદ્ધિક વિસ્તાર અને ઊંડાણ પણ (રસોત્કર્ષ ઉપરાંત) મળે. મારી તબિયત સારી રહેતી ન હતી. એવામાં જ 'દર્શક'ની કથા 'દીપનિર્વાણ' વાંચેલી. બહુ ગમી, એમની ઉપર જ બોલ્યો. પેલાઓ ઉપર કામ કરવા જેટલી શક્તિ ન હતી. પણ મને લાગે છે કે 'યાત્રા' વિષે તમારો પ્રયત્ન ઠીકઠીક તૃપ્તિકર છે. તમે કદી કવિતા અજમાવેલી છે ?... તમે લખતા હતા કે 'જીવનપ્રકાશ'માં તમે ચાલુ લખો છો. શક્તિને ઉડાઉગીરીથી વાપરતા નહિ જ હો. સુન્દરમ્નાં જ બીજાં પુસ્તકો ઉપર, નાનાલાલ, કે જૂનાઓ ઉપર અજમાવો અને સુરેખ, થોડુંક પણ

નક્કર કાર્ય કરી શક ન એવુ આ પ્રયત્ન ઉપરથી લાગે છે તો કરો લેખકમિત્રોને હું જવાબ નથી લખતો પણ છાપીને જ જવાબ આપુ છું એવુ આ દાખલામાં પણ થયુ પણ મારે મારો ખરો આનંદ વ્યક્ત કરવો હતો તેથી લખ્યુ જ ભાઈશ્રી સુન્દરમ્‌ને પણ નસ્કૃતિ થી જ સમજાશે.

ઉમાશકર જોષીના સપ્રેમ વ મા

*

૪

પ્રિય ભાઈશ્રી,

તમને ખૂબ રાહ જોવડાવી ' તમે છાપવા આપી દો એમ લખવા જતો જ હતો. આપી દીધુ એ ઠીક જ કર્યુ મારુ ગમે ત્યા મૂકશો એનો વાધો ન હોય હવે પછી જે કાઈ ઠીક થઈ આવે તે ભેજીશ જરૂર વિલંબ માટે ક્ષમા કરશો ?

નસોનરા ઉમાશકર જોષીના
૬ ૧૦ ૫૩ સપ્રેમ

*

૫

પ્રિય ભાઈશ્રી,

હુ તો સૌરાષ્ટ્રમા મહિનો રહ્યો ને થોડુક ગિરનાર વગેરે રખડ્યો તમારુ સ્મરણ — ચિંતાભર્યું સ્મરણ રોજ હમણાં તો ચાલતું આજે એક ગીત મોકલ્યુ છે વળી કાલે પણ કાંક મોકલુ ક્ષમા કરશો

લેખ મળ્યો રજિ બુકપોસ્ટથી.

૨૮ ૧૦ ૫૩ ઉમાશકર જોષીના
સપ્રેમ વ. મા

*

૬

નવુ વરસ ૨૦૧૧

પ્રિય ભાઈશ્રી,

નવા વરસના હાર્દિક અભિનંદન ' સર્વેને, પિતાજીને, માતાજીને, તમારા ધર્મપત્નીને અને ચિરંજીવીને આ વરસ બધી રીતે ઉત્કર્ષ કરનારું નીવડો જીવનસાધનામા આપણે સૌ કાઈક આગળ વધીએ એ પ્રભુ પ્રત્યે પ્રાર્થના

પિતાજીને ધક્કો થયો એનુ દુખ થયુ હું તો દોઢઘોડીમા જ રહ્યો દિવાળી રાતે અહીં આવ્યો એક પૂનાની મીટિંગ રદ થઈ એટલે બેત્રણ દિવસ અહીં મળ્યા મુબઈ જાઉં છું બારમી વ કેંગ્ર-બોરનદ થઈ ૭મી ૮મી સુધીમા અહીં. શ્રી શિનોયે કહ્યુ કે ૧૦મીએ દસમીએ ખૂલશે.

તબિયત ઉત્તમ હશે. હાથે બિલકુલ આરામ થયો હશે. તમે સ્વાધ્યાય મર્ય સારું કર્યુ

ઉમાશકર જોષીના સપ્રેમ વ. મા

*

૭

તીથલ
વલસાડ થઈને
W Rly
૫ ૫ ૫૫

પ્રિય ભાઈશ્રી,

મજામાં છો ને ? તબિયત સારી હશે કામકાજ ધમધોકાર ચાલતું હશે હવે બધું લગભગ પૂરું થવામા પણ હશે

એક કામ માટે આ લખુ છું તમારા માર્ચ-એપ્રિલના પગારના પૈસા યુનિવર્સિટી પર રૂબરૂ જઈ મેળવી શકશો. મનીઓર્ડરથી મેળવવા હોય તો તે પ્રમાણે એકાઉન્ટન્ટ શ્રી ભૂપેન્દ્રકુમાર ઉપર લખવાથી તે મોકલી આપશે સ્ટેમ્પ્ડ રિસીટ મોકલશો અમદાવાદથી નીકળતા આ તપાસ કરી હતી. ૨૮મીએ નીકળ્યો તમને લખતા વિલબ થયો આણંદ-વડોદરા પૂના મુબઈ કરીને અહીં આવ્યો છુ વળી વડોદરા-પૂના બાકી છે તબિયત સારી છે ઘરના બધા ૨૮મીથી અહીં છે

બીજુ તમારે અત્યારે તકલીફ હશે કશા સકોચ વગર કુટુમ્બીજન ગણીને મારી પાસેથી કાંઈક લઈ શકાય. પછી નિરાતે આપશો તો મને ખબર આપો એટલે એટલો ચેક મોકલી આપુ વડનગરમા બૅન્ક હશે વિસનગરમા તો હશે જ છ આઠ આના વટાવ લેશે એ પણ સહેલાઈથી રકમ પહોંચતી કરી શકાશે. તરત જ જણાવો કશો જ સકોચ ન રાખશો. જીવનમા નાનીમોટી ઘણીઘણી અગવડો હોય છે ઘણી તો આપણુ તેજ વધારવામા મદદરૂપ નીવડે છે પણ કેટલીક નિરર્થક અને ટાળવા જેવી પણ ખરી. વારેઘડી તમને કહેતા જીવ ન ચાલે પણ મોકળા દિલે મને લખશો એવી શ્રદ્ધા છે

સુકુટુમ્બ કુશળ હશો

ઉમાશકર જોષીના
સપ્રેમ વ. મા

તા. ક ભાઈ વિવિત્સુ ત્યા હોય તો તરત જ મને એમનાં અપ્રસિદ્ધ થોડાક મુક્તકો મોકલશો ? મે અંકમા વિશેષ રૂપે કવિતા આપી છે તેમા કામ આવે.

—ઉ

*

૮

તીથલ
વાયા વલસાડ
૨૩ ૫ ૫૫

પ્રિય ભાઈશ્રી,

કાગળ મળ્યો હતો. ચારેક દિવસ વડોદરા રહી અહીં પાછો આવ્યો ત્યારે કાગળ મળેલો. પણ એ જ રાતે દસેક દિવસ માટે બહારગામ જવાનું થયું નિરાતે જવાબ લખવાનું બન્યું નહિ. આજ આ સાથે યુનિ ના. નવા રેકગ્નિશન ફોર્મ્સમાનું તમને લાગતું એક મોકલુ છું જોઈ જજો પાછળ કલમ ૩નું (b) તમને લાગુ પડે

પણ તેમાં પાંચ વરસનો અનુભવ માગે છે તે આપણી પાસે નથી. એટલે કદાચ તમારાથી આ ફૉર્મ ભરી ન શકાય. છતાં તમે જોઈ જઈને મને c/o શ્રી કાન્તિલાલ જોષી, વિદ્યાવિહાર, અમદાવાદ-૬ એ સરનામે તા. ૨૬મીએ મને મળે એમ મોકલો. હું ૨૬મીએ અમદાવાદ છું. પછી પાછો એ જ દિવસે નીકળી આવું તો ૭મી જૂન સુધી અહીં રહીશ. નહિ તો પછી અમદાવાદમાં જ.

તમારું ત્યાંનું કામ સંતોષકારક રીતે થઈ શક્યું એ સારું થયું. આવાં કામોમાં થોડુંક આઘુંપાછું થાય જ. તમે હજી જુવાન છો. આવાં કામ વારેઘડી થાય પણ નહિ. અનુભવ સારો મળ્યો હશે. બધાંની તબિયત સારી હશે. પૈસાની ઉતાવળ નથી એમ સમજ્યો છું. મળીને ગોઠવીશું — જે થોડુંઘણું.

શ્રી શાન્તિભાઈનો પત્ર છે. માંદા થઈ ગયા હતા. II ક્લાસ લગભગનું કર્યું છે એમ લખે છે. બધું પાંસરું ઊતરે તો બસ.

પિતાજી આદિને ઘટિત.

ઉમાશંકર જોષીના સપ્રેમ વ. મા.

*

૯

ઉમાશંકર જોશી
સંસ્કૃતિ
અમદાવાદ, ૬
ઇન્ટરલાકન, ૨૩-૭-'૫૬

પ્રિય ભાઈશ્રી રમણલાલ જોશી,

તમારો કાગળ સ્ટોક-અપૉન-ટ્રેન્ટમાં મળેલો. તરત જવાબ ન લખાયો ને પછી વિલંબ થયો. કાગળ મળ્યો હતો તે પૂરતું જ અમસ્તું લખું છું. હવે તો ઘર-રસ્તે છું. તા. પાંચમીએ અમદાવાદ પહોંચવાનો કાર્યક્રમ છે. ભાઈશ્રી ડૉ. પ્રબોધ પંડિતનું કામકાજ શરૂ થયું હશે. સમયપત્રક પ્રમાણે શ્રી રાવળસાહેબ પણ આવતા હશે. બધાને સ્મરણ.

અનુવાદ માટે ટાગોરના 'સાધના'માંથી સાઇક્લોસ્ટાઇલ કરાવીને ફકરા આપી શકાય.

શ્રી રજિસ્ટ્રારને, ડૉ. પંડિતને, અને મિત્રોને સ્મરણ. સકુટુમ્બ આનંદમાં હશો. ચિ. બાબાની તબિયત સારી રહેતી હશે. ઘેર પિતાજી-માતાજી કુશળ હશે.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

*

૧૦

ચેતના પ્રિસ લિ.
નવા બજાર, વડોદરા
૧૦-૫-'૫૭

પ્રિય ભાઈશ્રી,

કાલે મુંબઈમાં તમારો કાગળ મળ્યો હતો. મને પ્રૂફ મળેલાં અને પ્રેસમાં ટાઇપ રોકાઈ રહેલો હોઈ ઉતાવળ હોઈ તે જોઈને છાપવાના ઑર્ડરથી મેં મોકલી પણ આપેલાં. સદ્‌ભાગ્યે તે આસ્તે આસ્તે ત્રણ દિવસે આજે મારા અહીં આવ્યા પછી આવ્યાં, ને તમારાં સુધારેલાં પણ આવી પહોંચ્યાં. તેથી તમારા સુધારા પ્રમાણે સુધારાયાં છેવટે ! Contemporary Lit.નું હું જોઈ લઈશ. આજે કમ્પોઝ થાય છે, ને કાલે તો છપાઈ જવું જોઈએ.

ચિ. સ્વાતિને ડિફથેરિયા થઈ ગયો. પ્રભુકૃપાએ બચી ગઈ. બધાં રવિએ અહીં આવશે. મંગળ સવારે અગિયારે મોઢામાં મોડા બુધ સવારે અમે સૌ અમદાવાદમાં. કાર્યક્રમ મુજબ જ; પણ વચ્ચે થોડા ફેરફારો થયા એ જ. શ્રી નગીનદાસભાઈને સમાચાર આપશો. તેઓશ્રી અનાયાસે શ્રી જાદવને અને શ્રી શંભુલાલ જગશીભાઈને મળશે તો ખબર આપશે. ઘરનું કામ ચાલતું હશે. અમે તો દૂર ફસાયા. હવે સંસ્કૃતિનું પતાવીને આવીએ તે પછી કામમાં જોડાઈએ. ચોપડીઓના કબાટનાં બારણાં અમારા આવ્યા પછી થાય (કદાચ ન પણ કરીએ) — એ અંગે કામ પર કોઈ હોય તો, જરૂર જણાય તો, ખબર આપશો.

પિતાજી આવ્યા હશે. બાબા બંને મજામાં હશે. તબિયત સાચવતા હશો. વાયુવાર્તાલાપ ત્યાં આવીને જોઈશું.

મિત્રોને સ્નેહસ્મરણ.

ઉમાશંકર જોશીના સપ્રેમ

*

૧૧

રતિરામ ક્વૉર્ટર્સ
Mt. Abu
મે ૨૨, ૧૯૫૮

પ્રિય ભાઈશ્રી,

પોસ્ટકાર્ડ મળ્યું હતું. પછીથી બેન નંદિનીના પરિણામ વખતનું પણ મળ્યું : આભાર !... પિતાજી આવ્યા તે જાણ્યું. તમને બધી રીતે આરામ હશે. કામ પણ યથાક્રમ ચાલતું હશે. ઓછુંવત્તું થાય તેની ચિંતા કરશો નહિ, ભગવાન બધું પાર ઉતારશે. જે જે કાલુંઘેલું સૂઝે તે નોંધતા રહેશો. ઘાટ પછી ઉતારીશું. મુખ્ય પ્રકરણના આઠમાંથી કેટલાં અંશો થયા ? હવે તમે મઝધારે છો. આ જાતનાં કામો સ્વાનુભવ વગર સમજાય એવાં નથી. એનો મુખ્ય આનંદ મથામણનો છે. તમારા પિતાજીની અને તમારી તપશ્ચર્યા જરૂર શ્રેયકારી નીવડશે.

મારી તબિયત સુધરતી આવે છે. ઘણી બગડેલી તેનો ખ્યાલ પણ હવે આવે છે. કશું કામ કરતો નથી. થોડું જ લાવ્યો છું, પણ તે પણ ટોલ્લે મૂકી રાખ્યું છે. વાંચવાની ચોપડીઓ પણ ગણતર લાવ્યો છું. તેને પણ અડવાની હિંમત હજી ચાલતી નથી. બહુ હળતોમળતો નથી. મારે આરામ (એકાન્ત મૌન)ની જ જરૂર મોટી હતી. આશા છે કે વૅકેશનમાં સાજો થઈ જઈશ.

બાળકો મજામાં હશે. પિતાજીને વંદન.

વીગતવાર કાગળની રાહ જોઉં છું. મુંબઈ જવાની તૈયારી છે ને ?

ભાઈ ભૃગુરાયને ન મળાયાનો અફસોસ થયો. એમને કાગળ લખ્યો છે. ભદ્રને સરનામે.

તબિયત ખૂબખૂબ સાચવશો. ભાઈશ્રી પ્રો ધોળકિયાનુ કામ પણ ધમધોકાર ચાલતુ હશે એમને સ્નેહસ્મરણ

નગીનભાઈને આજે લખુ છું

ઉમાશકર જોશીના સપ્રેમ વ. મા

*

૧૨

રતિરામ ક્વોર્ટર્સ
Mt. Abu
જૂન ૧૦ ૧૯૫૮

પ્રિય ભાઈશ્રી રમણલાલ

તમારો ઇન્લૅન્ડ ઍરલેટર ગઈ કાલે મળ્યો અને મુબઈમા તમે શ્રી સન્મુખલાલભાઈના સહવાસમા ગોવર્ધનરામનું અધ્યયન સુખરૂપ આગળ ચલાવી રહ્યા છો જાણી આનંદ થયો. મુ શ્રી કાન્તિભાઈની તબિયત અસ્વસ્થ જાણી દુ ખ થયુ હવે આરામ હશે. મારી વતી શ્રી સન્મુખલાલભાઈ દ્વારા અથવા મળો ત્યારે ખબર પૂછશો. તમને સ્ક્રૅપબુકની સામગ્રી નિ સંકોચપણે જોવા મળશે એવી શ્રદ્ધા છે જાળવવા પડે એવા પાના છે કેટલાકની તારીખ નથી. કેટલાક પાનાંના સાધણ સમજવા મુશ્કેલ છે પણ શ્રી રમણીયરામભાઈ પાસેથી મળેલા થોડાક પાનામાથી મને ઘણી ઘણી ઉપયોગી સામગ્રી મળી હતી. તો આખામાથી તો બહુ કીમતી અવતરણો મળવાં જોઈએ. ઔચિત્યની દૃષ્ટિએ કોઈ અશ તત્કાલ ઉપયોગમા લઈ શકાય એવો ન હોય અને ઉપયોગ ન કરવા શ્રી કાન્તિભાઈ સૂચવે તો તેમની ઇચ્છાને માન આપશો. પ્રભુ એમને પૂર્ણ સ્વાસ્થ્ય અર્પે અને એમને હાથે જ ગોવર્ધનરામના અક્ષરદેહની સેવા પૂર્ણ કરાવે.

તબિયત જાળવતા હશો જ શ્રી સન્મુખલાલભાઈ અને શ્રી પરમસુખભાઈના સહવાસમાથી પણ ઘણું શીખવાનું મળશે. શ્રી સન્મુખલાલભાઈના નિકટના પરિચયથી માનવતા કેટકેટલા વિવિધ માર્ગે મહોરી શકે છે એનો અનુભવ થશે. આપણે તો એકાંગી (વેદિયા) જીવનની નિરવધિ વિવિધતાનો – પ્રભુની લીલામયતાનો ઓછો જ પરિચય. આશા છે કે તમારા આ દિવસો સ્વાધ્યાયમા તેમ જ સમગ્ર જીવનમાં તમને ઉપકારક નીવડશે

અમે ૧૫મીએ અમદાવાદ પહોંચીશુ મારી તબિયત છેલ્લા દસેક દિવસથી સારી સુધારા પર છે અને હવે તદ્દન સારા થઈ જવાની આશા બધાઈ છે શ્રી સન્મુખલાલભાઈને મારી તબિયતના સમાચાર આપશો. અહીં પોસ્ટનો સમય વિચિત્ર છે એમને પણ લખવું છે પણ પછી નિરાંતે.

એક કામ સૂઝે છે ફાર્બસમાં જાઓ ત્યારે ત્રણેક કલાક કાઢી શકો અને ફાર્બસ પુસ્તકનામાવલિના આરંભના સેક્શનના કોશ અને સદર્ભગ્રથોનાં બિબ્લિયોગ્રાફી માટે નોટબુકમા કાર્ડ્ઝ કરતા આવો તો ? એક દિવસ ભાઈ રૂપારેલને મારી વતી વિનંતી કરો કે પુસ્તકો કાઢી રાખે — કદાચ એક જ કબાટમાં હોય — બીજે દિવસે નોંધો કરી લો.

East Westની ફાઇલો જોજો

ઉમાશકર જોશીના વ મા.

*

૧૩

Mt Abu
જૂન ૧૪ ૧૯૫૮

પ્રિય ભાઈશ્રી

કાલે રાતે તમારો Expr ઍરલેટર મળ્યો. એ જ રીતે સવારે આ મોકલુ છું સોમે મળી જાય તમને કદાચ.

અમે રવિ ૧૫મી રાતે અમદાવાદ પહોંચીશુ તમારા આગલા કાગળમાં અત્યાર સુધી થયેલ કાર્યની રૂપરેખા વાંચી સંતોષ થયો હતો ઓછું થયાનો મન પર ભાર ન રાખશો. લખાયુ એટલુ જ કામ થયું એવુ નથી. બીજો પાક પણ થયો હશે, જે ભવિષ્યના લખાણરૂપે ટપકી પડશે.

મુબઈની તમારી કામગીરીથી આનદ થયો. આપણે Scrap Books પૂરતુ શ્રી સન્મુખલાલભાઈનું આતિથ્ય સ્વીકાર્યું છે — એને જ પ્રાધાન્ય આપશો. ગોવર્ધનરામના સમગ્ર અધ્યયન પૂરતુ આતિથ્ય તેઓ વિસ્તાર્યા વગર ન જ રહે. R. A Societyનુ બધુ ફંફોસી આવશો નોટ્સમા વિવેકથી સમય વાપરશો. કેટલાકના ગુજરાતી સારાંશ પણ ખેંચાય. અને નડિયાદમા જે અવશ્ય મળે એવુ હોય તેને માટે મુબઈમાં સમય ન અપાય તો વાધો નહિ

બિબ્લિયોગ્રાફી વિશે તમે લખ્યુ કે ફાર્બસમા જશો તો "અચૂક" કરતા આવશો — એ વાક્ય ઉતાવળમા લખાયુ હશે — તમારી સાચી લાગણીનુ પ્રતિબિંબ ન હોય કેમ કે એનો અર્થ કાઈ જ નહિ. આપણામા આવડત હોત તો તમે બેત્રણ વરસ પહેલાં ગયેલા ત્યારે એ અને એથી વધુ થઈ જવુ જોઈતું હતુ. હવે તો એ કામ પણ આરે આવ્યુ છે તમારી સજ્જતાથી ત્રણેક કલાકમાં કોશ-સદર્ભ ગ્રથોનુ પતી શકે એમ માનીને શ્રી સન્મુખભાઈના આતિથ્યનો એમા દુરુપયોગ નથી એ બધો વિચાર કરીને લખેલુ ગોવર્ધનરામ અગેનો ખજાનો મેળવવા આરે ન આવે એ રીતે ગોઠવીને કરી શકો તેમા તમારી કુશળતા.

તબિયત ખૂબ સાચવશો અને સહનિવાસનો લાભ મેળવશો રાતે ઉજાગરા ન જ ખેંચશો. નોટ્સ લેવામાં વિવેક કરશો. જે લો તે નિબધમા યોજી શકાય એવું સ્પષ્ટરેખ હોય પાછળથી ગૂચવાડા ન થાય

તમારા કામનો ભાર અને અગત્ય જોઈ એકાદબે દિવસ રોકાઈ જવુ પડે તો — શ્રી સન્મુખભાઈ કહે છે તેમ — રોકાઈ જશો. પણ કશુ ઉભડક રાખશો નહિ.

રિઝર્વેશન બે તારીખનુ પણ કરાવી રખાય. આઠ આનામા નિશ્ચિંતતા.

બધાને સ્નેહસ્મરણ.

તમારા લેખના પ્રૂફ્સ — આખા અકની ટપાલમા — રવાના થઈ ૧૦ મિનિટમાં પાછાં મોકલ્યા. મૂળ મૅટર સાથે

મેં તપાસ્યાં નથી. મૅટર જાણે અને પ્રૂફરીડર જાણે. હસ્તપ્રતોથી કંટાળીને કોક દિવસ 'સંસ્કૃતિ' બંધ કરું તો કરું એમ માનશો.

ફરી લખું છું તબિયત સાચવશો.

અમદાવાદ ૨૦મી સુધીમાં મળીએ છીએ.

પ્રફુલ્લ — જ્ઞાનપ્રફુલ્લ થઈને આવી પહોંચો.

મડિયા કે કોઈને અમદાવાદ પણ મળી શકાય. પડખેના મકાનમાં પૂજ્ય ગુરુદયાળ મલ્લિકને ચરણે મારા પ્રણામ મૂકી આવશો. શ્રી સેતલવાડના મકાન 'નિર્વાણ'માં.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

*

૧૪

ઉમાશંકર જોશી
સંસ્કૃતિ, અમદાવાદ, ૬
35, Elphinstone Hotel
Naini Tal (U.P.), N. Rly.
મે ૨૯, ૧૯૫૯

પ્રિય ભાઈશ્રી,

કાલે રાતે એક્સપ્રેસ લેટર મળ્યો. તે અગાઉના બે (ઇન્લૅન્ડ અને પોસ્ટકાર્ડ) હજી મળ્યા નથી. તમને લૉકૉલેજમાં મળી ગયું જાણી આનંદ થાય છે. વીગતો જાણવા મળી નથી કે કયા હોદ્દા પર લેશે. ગમે તેમ પણ આરંભ માટે ખોટું નથી.

અગાઉનો વડનગરનો કાગળ મળ્યો હતો. તમારી સમાધાનવૃત્તિથી ખરે જ આનંદ થયો હતો.

તમારો ખ્યાલ લગભગ ચાલુ રહ્યાં કરે એ સ્વાભાવિક છે. પ્રભુ તમને તમારા શ્રેયને માર્ગે, મધુરા-અમધુરા પ્રયોગો દ્વારા, એની ઇચ્છા પ્રમાણે, પ્રેરો !

એક તાકીદની સૂચના આજકાલ લખવાનો હતો. તે એ કે તમારી પાસે થીસિસની નકલ છે તેમાં જોડણીકોશ સાથે રાખીને **પેન્સિલથી** બધા જ સુધારા કરી રાખશો. તમારી **હસ્તપ્રત પ્રમાણે પણ મેળવીને** સુધારશો. કાંઈનું કાંઈ ટાઇપ થઈ ગયું હોય તે એ રીતે સુધરી જશે. હસ્તપ્રત આખી તૈયાર રાખશો... હું મોડામાં મોડો ૧૫મીએ સવારે અમદાવાદ પહોંચવા ધારું છું. રિઝર્વેશન ઉપર આધાર છે એટલે જરીક વહેલુંમોડું થાય. તમે પણ એ અરસામાં આવી ગયા હશો. લૉકૉલેજ અંગે.

તમારા પરિણામનું ૨૦મી સુધીમાં થાય એવું નથી. વિલંબમાં પડશે. તમને પ્રોફેસર તરીકે લેવાની ધારણા હોય તો આ વિલંબ નડતરરૂપ થાય. તો રાજીનામું આપવામાં ઉતાવળ ન થાય ? પ્રોફેસરની ધારણા ન હોય અને લેક્ચરર તરીકેની જગા હોય તો તો તરત જ નિ:સંકોચ લૉકૉલેજનું લઈ લેવું. એમાં વિચાર કરવાનો રહે નહિ

આ કાગળથી કાંઈ ચિંતામાં પડશો નહિ. જિન્દગીભર તમને ચિંતાઓનો ઘણો ભેટો થયો છે, અને તમે રીઢા જેવા થઈ ગયા છો, છતાં આમ લખું છું.

આજે તમારા કાગળો મળતાં વિગતો જાણવા મળશે.

અમે ૩૧ સવારે અલમોડા જઈશું. અને પછી ૧૨ દિવસ રખડવાનું થશે. જ્યાં સુધી અલમોડા સાથે સંપર્ક છે. કાંઈ તાર કરવો હોય તો c/o ગાંધી આશ્રમ, Almora કરશો. કાગળ તો લખશો જ.

હું રાજીનામું રહીને ફૉરવર્ડ કરીશ. તમને છૂટા થવામાં વાંધો નહિ જ આવે.

પિતાજીને, માતુશ્રીને, બધાંને સ્નેહવંદન. બાળકો કુશળ હશે.

મેં બે વ્યાખ્યાન લખ્યાં. ત્રીજામાં છું. પણ હવે તો સમય જ નથી.

અધ્યયનની એક ઉત્તમ તક અહીં મળી.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

*

૧૫

સંસ્કૃતિ, અમદાવાદ - ૬
દિવાળી

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

તમને સૌને નવા વરસનાં અભિનંદન અમ સૌનાં.

પૂ. પિતાશ્રીને અને માતાજીને સ્નેહપૂર્વક વંદન કહેશો. ચિ. ગંધર્વને કહેશો કે હવે એકલો એકલો મારી પાસે આવે કેમ કે હવે મોટો થયો છે. હવે તો એ વાતો પણ પોતાની મેળે કરે છે. ભાઈ પ્રબોધ અહીં રહેતો નથી, નહિ તો તે એકલો ગંધર્વને લઈને મારી પાસે આવત. બંને બાળકોને ખૂબ વહાલ. નાનો બાબો મજામાં હશે. અ. સૌ ભગવતીબેનની તબિયત સ્થળફેર-હવાફેરથી સુધરી હશે. રજાઓમાં બધાં સારાં થઈ જાઓ. મુ. શ્રી કાકીને વંદન. અહીં બધાં મજામાં.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

*

૧૬

206 V. P. House
New Delhi 110 001
Sept. 30, 1974

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

તમારો પત્ર મળતાં આનંદ થયો. સહેજ તમે દુ:ખી હતા તેનું મને તો બહુ દુ:ખ ન લાગ્યું. આજે પાર્લમેન્ટની લાયબ્રેરીમાં તમારું રવિવારી લખાણ સત્યં શિવં સુન્દરમ્ વાંચતાં મારા પ્રતિભાવને પુષ્ટિ મળી. અનંત કાળ (એ જે હોય તે)ની વાત, તેમાં થોડાક દહાડા-મહિના તમારા થોડાક તમને ઊંચાનીચા કરાવનારા નીવડે-નીકળે એ કોઈ એવી મોટી વાત છે ? થોડોક આવો અનુભવ પણ જરૂરી.

'અનુ. વ્યંજના'નું લખાઈ ગયું હશે. હવે રૂબરૂ જ જોઈશું. ૧લીએ રાતે પહોંચું છું.

મળીએ છીએ. પુસ્તક તૈયાર થયાનું જાણી આનંદ — અભિનંદન !

બધાં – ભાઈ પ્રબોધ અને સૌ તથા શ્રીમતી ભગવતીબેન મજામાં હશે. મુ બા વડનગર ગયા એવામા જ આપણે મળેલા. તેઓ કુશળ હશે.

ઉમાશકર જોશીના સપ્રેમ વ. મા.

*

૧૭

206 V P House
New Delhi 110 001
માર્ચ ૧૭ ૧૯૭૫

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

તમારો માર્ચ બીજીનો પત્ર મળ્યો હતો. તે પછી ભાઈશ્રી માવળંકર દ્વારા (તેમને શ્રી પ્રબોધભાઈએ વિમાનઘર પર આપેલી) થેલી પણ મળી ગઈ હતી. અકબધ, ભાઈ ઉશનસ્ અને તમે બનેએ વહેલામાં વહેલી પહોંચાડવા પ્રયત્ન કર્યો તે માટે હૃદયથી આભારી છું ઉશનસ્ભાઈને કાગળ લખ્યો છે (આ થેલી હાથ લાગી રેલવે સેવાઓ મારફતે એ જ મોટા આનંદની વાત હતી.)

તમારું કામકાજ સુદર ચાલતુ હશે. બા આવ્યા છે જાણી આનંદ મજામા હશે

ભાઈ પ્રબોધનું કામકાજ સુદર રીતે આગળ વધતુ હશે. નાના મિત્રો અને અ. સૌ ભગવતીબેન આનંદમા હશે.

તમારી તબિયત જાળવતા હશો જ

શુક્રવારે પ્લેઇનથી આવીશ અને સોમવારે પાછો આવવા નીકળીશ. શનિ રવિ સમેલન જેવુ છે સૌને સ્નેહ.

ઉમાશકર જોશીના સપ્રેમ વ મા

*

૧૮

દિલ્હી દિવાળી, ઈ ૧૯૭૬

પ્રિય ભાઈશ્રી રમણલાલ, અ. સૌ ભગવતીબેન અને બાળકો,

સૌને નવા વરસની ખૂબખૂબ શુભેચ્છાઓ, મારી અને સ્વાતિ-નંદિની તરફથી. મુ માતુશ્રી ત્યા હોય તો એમને વદન. ભાઈ પ્રબોધ અને એના પત્ની અહીં કે વડોદરે હોય તેમને હાર્દિક નૂતનવર્ષાભિનંદન.

ભાઈશ્રી કલ્યાણભાઈ અને કુમકુમવાળા આપણા બાબુભાઈ બનેને સકુટુંબ હાર્દિક સાલમુબારક તેમ જ સૌ મિત્રોને

આ રજાઓમા થોડોક આરામ કરી તાજામાજા થજો. તમે ઘણી પ્રવૃત્તિમા શરીરની સંભાળ બરોબર રાખતા લાગતા નથી. હવે સુંદર ઋતુ શરૂ થશે. તેનો લાભ લઈ શક્તિ વધુ મેળવશો. કામકાજ તો વધતાં જવાનાં. વચ્ચે અખા તરફ પણ દૃષ્ટિ કરતા હશો. આવતા બે માસમાં એને ઘાટ મળે તો બહુ આનદ થાય

મિત્ર જનક તને અને સૌ ભાઈઓને ખૂબ સ્નેહપૂર્વક શુભેચ્છાઓ. નવા વરસમા ખૂબ આગળ વધો.

રમણભાઈ, સૌ મિત્રોને સ્નેહ. ૨૭મીએ આવવા ધારું છુ

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

૧૯*

ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ - ૯
૨/૮

પ્રિય ભાઈશ્રી,

અ. સૌ ભગવતીબેનની માદગીનુ જાણી ચિંતા થાય છે ઉપચાર કરતા હશો જ આરામ એ મોટો ઉપાય છે અને મનથી નચિંત રહેવુ એ પ્રભુકૃપાથી સારું થઈ જશે.

તમે પણ આરામ કરશો.

૧૯૬૭ની સસ્કૃતિ ની ફાઈલ મોકલાવશો હમણાં અથવા સાંજે

ઉ જોશીના સપ્રેમ

કાકાસાહેબને તમારું પુસ્તક જોઈ ઘણો આનદ થયો લાગે છે

ઉ

* આ એક ચિઠ્ઠી ઉમાશકરભાઈએ હાથોહાથ મોકલેલી. એમા તારીખ છે પણ સાલ નથી.

*

૨૦*

પ્રિય રમણભાઈ
મુ બા
અ. સૌ ભગવતીબેન
ભાઈ પ્રબોધ
મિસિસ પ્રબોધ
ભાઈ જનક
ભાઈ રોહિત
ચિ બાબો

નવા વરસના
અભિનદન
સ્વાતિ
નદિની
ઉમાશકર

ઠ
દિ
લ
લી
ધ
ન
તે
ર
શ

* આ દિવાળી કાર્ડમા તારીખ નથી. પોસ્ટની છાપ સ્પષ્ટ વાંચી શકાઈ નથી.

*

# સુન્દરમ્ :
## तद् दूरे तद् अन्तिके

**રમણલાલ જોશી**

સુન્દરમ્ કેટલા દૂર, છતાં કેટલા પાસે ! હમણાં પ્રગટ થયેલી તેમના વિશેની પરિચયપુસ્તિકાનું છેલ્લું વાક્ય આ પ્રમાણે છે : 'તેમના અવસાન પછી 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં લખેલા મારા લેખનું છેલ્લું વાક્ય આ પ્રમાણે હતું : Alas ! We have no second Sundaram !'

સુન્દરમ્ સાથેનો સંપર્ક લગભગ અડધી સદી સુધીનો. હું એમને અનેક વાર મળ્યો હતો, અનેક પરિસ્થિતિમાં અને મિજાજમાં મેં તેમને જોયા હતા, એમની સાથે પ્રવાસો કર્યા હતા, પૉંડિચેરીમાં તેમનો દૈનંદિન જીવનક્રમ પ્રત્યક્ષ જોયો હતો, અને પત્રો તો બેશુમાર — એક આખો સંગ્રહ થઈ શકે તેટલા ! સૌપ્રથમ વાર મળવાનું વડોદરામાં થયેલું. ત્રણેક વર્ષ થયાં જ તેમણે પૉંડિચેરી શ્રી અરવિન્દ આશ્રમમાં કાયમી નિવાસ કરેલો. પત્રવ્યવહાર ચાલુ હતો, પણ મળ્યા વડોદરામાં. કોઈ ભક્તને ત્યાં ઊતરેલા. એક સાહિત્ય-અધ્યાત્મરસિક મિત્રને લઈને મળવા ગયેલો. તે મોં ધોઈને બાથરૂમમાંથી નીકળતા હતા. થોડી વાર બેઠા. રસ્તામાં પેલા મિત્રે કહ્યું, "સુન્દરમ્‌ને કોઈ પણ વિચાર May I Come in, sir ? કહીને આવતો હોય એવી તેમની ચિત્તની અવસ્થા લાગે છે !" અને છેલ્લે મળ્યો ત્રીજી નવેમ્બર, ૧૯૯૦ની મધરાતે. અમદાવાદમાં તેમના નિવાસસ્થાન 'માતૃભવન'માં તે મને વિદાય આપતા હતા. બારણાં આગળ તે ઊભેલા. અડધીપડધી શાલ ઓઢેલી, મોઢા પર ભાવસભર સ્મિત. તેમણે હાથ ઊંચો કર્યો... આ તેમનું છેલ્લું દર્શન. તેમણે રાત્રે બાર વાગ્યા સુધી પોતાનાં બાળપણનાં સ્મરણો લખાવેલાં, આગળનાં પછી લખાવવાના હતા... પણ તે તો અધૂરું જ રહી ગયું ! ૧૩ જાન્યુઆરી ૧૯૯૧ના રોજ તો તેમનું અવસાન થયું. પછી તો મળવાનું બન્યું જ નહિ. 'સુન્દરમ્ સ્મૃતિગ્રંથ'ની પ્રસ્તાવનામાં મેં લખેલું કે સુન્દરમ્ પ્રતિક્ષણ સ્મૃતિ-સભર હોય ત્યારે તેમને સ્મૃતિશેષ શી રીતે માની શકાય ? આજે આ લેખ લખવા પ્રસંગે તેમનાં અનેક સ્મરણો ચિત્તમાં જાગૃત થઈ ઊઠે છે.

એક વખતે તેમણે મને લખેલું કે મારે ને તેમને આટલો બધો મનોમેળ છે એનું કારણ એ છે કે મારી અને તેમની જન્મતારીખનો આંકડો એક છે — ૨૨મી. અંકવિદ્યાની દૃષ્ટિએ એક તારીખની વ્યક્તિઓ વચ્ચે પ્રેમની અતૂટ ગાંઠ હોય.

તેમની સાથે વડોદરા, સુરત, મહેસાણા, વિસનગર, અમદાવાદ, પૉંડિચેરી વગેરે સ્થળોએ સાથે રહેવાનું બન્યું છે. આપણી નાનીમોટી જરૂરિયાતોની તે સંભાળ લે. આપણે શું ખાધું, કઈ ચીજ ગમે, શું રુચિકર નીવડે એ પૂછે. ખવડાવવા-પિવડાવવાના તે શોખીન. "બોલો, તમે શું ખવાડશો ?" એમ બોલતા મેં ઘણી વાર સાંભળ્યા છે. ('ખવડાવવું'ને બદલે 'ખવાડવું' એમ બોલે.) કદાચ એનું કારણ સુન્દરમ્‌નો માણસમાં રસ. જુદા જુદા ક્ષેત્રના અને વ્યવસાયના માણસો સાથે એમનું સહજ અનુસંધાન રચાઈ જાય. ઉમાશંકરને કુટુંબીજનોનાં બાળકો સુધ્ધાંનાં નામો યાદ રહી જાય. સુન્દરમ્ તો "બાળબચ્ચાં કેમ છે ?" એમ પૂછે. કોઈ વાર 'બાળગોપાળ' શબ્દ પણ વાપરતા. છેલ્લાં વર્ષોમાં તો કોઈ સ્નેહીને ત્યાં ગયા હોય તો ડાયરીમાં નાનાં બાળકોનાં નામ ટપકાવી લે અને પછી એમના ઉપર પદ્યની બેચાર પંક્તિઓ લખી લે. એક વાર મારા પુત્રોનાં અને પૌત્રપૌત્રીનાં નામ પૂછેલાં. એમની આ બાલસહજ વૃત્તિથી એક વાર મને ચિંતા થયેલી. કોઈ સામાન્ય વિષયને કે અતિ સામાન્ય ઘટનાને પણ પદ્યમાં મઢી લેતા તેમને જોતો ત્યારે મને એ ગમતું નહિ. મને થતું કે આમ ને આમ કદાચ ને તે જોડકણાં – 'ડૉગેરેલ'માં સરી જશે. એક વાર મેં એમને પત્રમાં

લખેલુ પણ ખરુ શ્રી અરવિન્દના જીવનદર્શનથી તે એટલા પ્રભાવિત હતા કે એમના પ્રવચનનો વિષય ગમે તે હોય, પણ તેઓ તરત એને શ્રી અરવિન્દના જીવનદર્શનના કેન્દ્રમા મૂકી આપતા સભા સાહિત્યકારો કે સાહિત્યરસિકોની હોય, વિષય સાહિત્યનો હોય, પણ એ વાતનો આરભ કરે પોતે પૉંડિચેરીથી ગુજરાતમા આવવા નીકળ્યા એના પ્રવાસથી ' એક વાર લૉ કૉલેજમા શ્રી અરવિન્દ શિબિર હતો. પડિત સુખલાલજી સુન્દરમ્‌ને સાભળવા આવેલા અને પછી તેમણે ચિઠ્ઠી લખી કે "ભાઈ, તમારી ગાડી વારવાર પાટા ઉપરથી ઊતરી જાય છે '" બીજી બેઠકમા તેમણે આ ચિઠ્ઠી પણ શ્રોતાઓ સમક્ષ વાચેલી ' કદાચ એ વખતે પણ પડિતજી હાજર હતા સુન્દરમ્‌નો પડિતજી માટે ખૂબ આદરભાવ અને પડિતજીનો પણ સુન્દરમ્ માટે એટલો જ પ્રેમભાવ.

શોખીન પણ ખરા. એક વાર મહેસાણામા કોકોનટ હેર ઓઇલ — 'લવન્ડર' સુગધવાળુ લેવા માટે અમે બેત્રણ દુકાને ફરેલા. એક વાર હુ પૉંડિચેરી ગયેલો ત્યારે કવિ પ્રજારામ રાવળ પણ ત્યા જ હતા એક દિવસ જમીને અમે સમુદ્રકિનારે ફરવા નીકળ્યા. પછી બજારમાથી પસાર થતા પ્રજારામે સૂચન કર્યું કે આઇસ્કીમ ખાઈએ તો કેવુ ? સુન્દરમે સદ્ય સાહજિકતાથી કહ્યુ ' જરૂર, મારા યુટોપિયામાં ભોજન પછી આઇસ્કીમ છે '" અને અમે એક હોટેલમા આઇસ્કીમ ખાવા ગયેલા.

સુન્દરમ્ સ્વાભાવિકપણે ધ્યાનાવસ્થામા રહેતા. કોઈ વાર એમા ને એમા ઊઘ પણ આવી જાય. અમે બન્ને ટેક્સીમા વિસનગર ગયેલા. સત્રે ભોજન લઈ અમદાવાદ આવવા નીકળ્યા ભોજનમા દૂધપાક કે એવુ કાઈ હોવાનુ ઝાખુ યાદ છે ટેક્સીમા અમે બન્ને એકલા હતા. હુ વાતો કર્યે જતો અને સુન્દરમ્ મદસ્વરે હોંકારો આપ્યે જતા. એમ કરતા અમદાવાદ આવી ગયુ તે વખતે તે ગિરીશભાઈ દેસાઈને ત્યા ઊતરતા. તેમને ઘરે ઉતાર્યા એટલે મને કહે "કાલે સવારે તમે આવજો, અને ગાડીમા જે કાઈ વાત કરી તે મને કહેજો, કારણ કે મેં કઈ સાભળ્યુ નથી, ઊંઘી ગયેલો '"

સમયની દૃષ્ટિએ સુન્દરમ્ અનતમા જીવનાર વ્યક્તિ હતા સમય સાચવવામા બહુ 'Particualar' ન હતા. તે તો કહેતા કે Standard Time નહિ, પણ Sundaram's Time ' મારુ પણ થોડું એવુ ખરુ એક વાર ઉમાશકરે હસતા હસતા કહેલુ કે 'તમે આ વારસો જાળવ્યો છે '" મોડા પડવાના સુન્દરમ્‌ના બે પ્રસગો બરાબર યાદ રહી ગયા છે પહેલા સાહિત્ય પરિષદ તો મુનશીના હાથમા હતી એટલે સાહિત્યિક કાર્યક્રમો માટે 'લેખકમિલન' ઊભુ થયેલુ એના મત્રી તરીકે નગીનદાસ પારેખ, પીતાબર પટેલ અને મેં કામ કરેલુ લેખકમિલનનુ છઠ્ઠું અધિવેશન અમદાવાદમા યોજાયેલુ એનુ ઉદ્‌ઘાટન પડિત સુખલાલજીએ કરેલુ એના એક કાયક્રમ તરીકે કવિસમેલન ટાઉનહૉલમા રખાયેલુ એનુ સચાલન સુન્દરમ્ કરવાના હતા સૌએ ઘણી રાહ જોઈ, પણ સુન્દરમ્ આવ્યા જ નહિ છેવટે ઉમાશકર આરભ કરે એમ નક્કી થયુ ત્યા થોડી વારમા સુન્દરમ્ પ્રવેશ્યા અને તાલીઓનો ગડગડાટ ' કવિસમેલનના સચાલકનુ સ્થાન લીધા બાદ સુન્દરમ્ કઈક આવુ બોલેલા "હુ માત્ર. કલાક મોડો છુ અને એના માટે જગત જવાબદાર છે ' મને એમ હતુ કે કોઈ લેવા આવશે. પછી તો ઊઘી ગયેલો. " બીજો પ્રસગ ગુજરાત યુનિવર્સિટી તરફથી કવિ ખબરદારની શતાબ્દીની ઉજવણીનો હતો. એમા સુન્દરમ્ આવેલા. એ વખતે તે ગિરીશભાઈને ત્યા ઊતરતા કાર્યક્રમનો સમય થઈ ગયેલો પણ સુન્દરમ્ દેખાય નહિ ઝીણાભાઈએ મને સૂચવ્યુ કે સમય જાય છે, જારે તેમને લઈ આવવા. યુનિવર્સિટીની ગાડી લઈને લેવા ગયો તો સુન્દરમ્ સ્વસ્થતાથી બેઠા હતા ' મેં કહ્યુ કે સમય થઈ ગયો છે, આપણે જલદી પહોંચી જવુ જોઈએ. સુન્દરમ્ તો એમની રીતે ધીમે ધીમે છટાથી તૈયાર થાય હુ અકળાઉ બને તેટલી ઉતાવળ કરવી. નીકળતા કપડા ઠીકઠાક કર્યાં. ચપલ ઉપર બ્રશ ફેરવી દીધો અને પછી કશુક યાદ આવતા કહે એક વસ્તુ તો રહી ગઈ બૅગમાથી અત્તરની શીશી કાઢી. મને હાથ ઉપર થોડું લગાવી આપ્યુ પછી કહે "ચાલો, હવે નીકળીએ '"

સામાન્ય રીતે સુન્દરમ્ અમદાવાદ આવે ત્યારે એકાદ વાર તો ઘરે જમવા આવે. એક વાર રાતનું ભોજન સાથે લેવાનું નક્કી કરેલું. સાડા આઠે આવવાના હતા. પણ આવ્યા લગભગ અગિયાર વાગ્યે. જમ્યા પછી યાદી જોઈ કહે કે પ્રિયકાન્ત મણિયારને ત્યાં જમવાનું છે. મોડું થયું હોઈ મેં આવતી કાલ ઉપર રાખવાનું સૂચવ્યું, પણ સુન્દરમે આજે જ જઈ આવીએ એમ કહ્યું. લગભગ બાર થઈ ગયા. પ્રિયકાન્ત તો સૂઈ ગયેલા. ઊઠ્યા, પથારીઓ ઊફરી કરી. સુન્દરમે રંજનબેન પાસે અગરબત્તી સળગાવડાવી અને બધાંને ધ્યાન કરાવેલું એ ચિત્ર બરાબર તાદૃશ છે.

માતરમાં તેમનો અમૃત મહોત્સવ ઊજવાયેલો. ઉમાશંકર અને અન્ય લેખકો ઉમળકાપૂર્વક ઉપસ્થિત રહ્યા હતા. જાહેર જનતાએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી કવિ પ્રત્યેનો પ્રેમભાવ પ્રગટ કરેલો. સુન્દરમ્ વ્યવસ્થાથી ખૂબ પ્રસન્ન હતા. મહેન્દ્રસિંહ ચૌહાણે વ્યવસ્થા કરેલી. એટલે સાંજે હું અને ઉમાશંકર ગાડીમાં અમદાવાદ આવવા નીકળ્યા, વચ્ચે વડોદરામાં મહેન્દ્રસિંહને ત્યાં ચા-પાણી માટે રોકાયેલા. સુન્દરમ્ વિશેના આ ઉત્સવથી ઉમાશંકરને ખૂબ આનંદ થયેલો. માધવસિંહ સોલંકી પણ હાજર રહ્યા હતા અને સરસ બોલેલા. માધવસિંહભાઈને સુન્દરમ્ માટે પક્ષપાત. કેન્દ્રીય કેબિનેટમાં પ્રધાન થયા બાદ તેમણે 'વસુધા' સંગ્રહ મારી પાસે મંગાવેલો. તેમની નકલ જડતી ન હતી. એક વાર સુન્દરમે મને માધવસિંહભાઈના લગ્નની કંકોત્રી મોકલી જણાવેલું કે એની પાછળ પોતે લખેલું સૉનેટ મારે જોવું અને પછી માધવસિંહભાઈને પહોંચાડવી. સૉનેટનું શીર્ષક અને કયા વિષય અંગેનું હતું તે અત્યારે યાદ નથી. એ વખતે માધવસિંહ સોલંકી ગુજરાતના મુખ્ય પ્રધાન હતા. આ કંકોત્રી આપવા હું ગાંધીનગર ગયેલો. એ જોઈ તેમને રોમાંચ થયો હતો. કેટલાં વર્ષ પૂર્વેની વાત ! અને છતાં સુન્દરમે એ સાચવી રાખેલી. આવા કાગળોની પાછલી કોરી બાજુએ તે કાવ્યો કે કાંઈક સૂઝે તે ટપકાવતા.

સુન્દરમ્ સાથે પ્રવાસો કરવાનું બનેલું, પણ ઉમાશંકર સાથે ખાસ એવા પ્રસંગો આવેલા નહિ. તેમ છતાં જે થોડા પ્રસંગો આવેલા એમાં સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં અમે સાથે અંબાજી ગયેલા એનું સ્મરણ થાય છે. શ્રી અરવિન્દ શિબિર સાથે આ કાર્યક્રમ રખાયેલો અને યોજકોએ એમાં અમોને બંનેને સાંકળેલા. મંગળવાર તા. ૧૫ મે ૧૯૮૪ની મારી ડાયરીમાં આ પ્રમાણે નોંધ છે : 'આજે સવારે મુ. ઉમાશંકરભાઈ સાથે સાત વાગ્યાની લક્ઝરીમાં અંબાજી ગયો — શ્રી સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં. રસ્તામાં હિંમતનગર, ઇડર, ખેડબ્રહ્મા આવે ત્યારે ઉ. પોતાના બાળપણનાં સંસ્મરણો વર્ણવતા. આ રસ્તે પોતે ચાલેલા, ઇડરના લીમડાની પાછળ આવેલી બોર્ડિંગમાં છ વર્ષ રહેલા. નદીનાં નામો, રસ્તાનાં નામો કહેતા જાય. એમની સાથે ખૂબ આનંદ આવ્યો. અંબાજી ઊતરીને પંચાલભવનમાં ગયા — ધ્યાનાદિના કાર્યક્રમમાં. પછી ભોજન. સાંજે અમૃત મહોત્સવનો કાર્યક્રમ થયો. મારા બોલી રહ્યા પછી ઉમાશંકરભાઈએ પીઠ થાબડી કહ્યું કે, સરસ બોલ્યા ! મને સંતોષ થયો. રાત્રે બધા અંબાજી માતાજીના દર્શનાર્થે ગયા.' બીજા દિવસે ઉમાશંકરભાઈ સાથે કારમાં અમદાવાદ આવવા નીકળેલો. અમદાવાદ આવતા પહેલાં અમે ગબ્બર ચડેલા. ઉમાશંકર તો અધ-ઝાઝેરું ચડેલા. હું થોડું જ ચડેલો. રસ્તામાં પાછાં બાળપણનાં સંસ્મરણો કહ્યાં.

સુન્દરમ્ અને ઉમાશંકરને એક સાથે જોવાના ઘણા પ્રસંગો મળેલા છે. પણ પહેલી નવેમ્બર ૧૯૮૮ના રોજ સુન્દરમ્‌ને લઈને હું ઉમાશંકરને ત્યાં ગયો એ મુલાકાત ચિરસ્મરણીય બની રહેશે. સુન્દરમ્‌ના આગામી કાવ્યસંગ્રહોના પ્રકાશનની વાત થઈ. સુન્દરમ્‌ની મુદ્રણ માટેની ચીવટની તેમણે પ્રશંસા કરેલી. બંનેનાં વતનનાં સંસ્મરણો ઉખેળાયાં. પછી કૃષ્ણમૂર્તિ વિશે વાત ચાલી. સુન્દરમે કહ્યું કે "હું એમને શ્રી અરવિન્દ પછી બીજા નંબરે મૂકું.' વગેરે વગેરે. પરંતુ વિધિને કરવું તે આ મુલાકાત છેલ્લી નીવડી.

ઉમાશંકરે ૨૬ જાન્યુ. '૫૦ (ગણતંત્રદિન)એ 'સંસ્કૃતિ' શરૂ કર્યું અને ૧૨ માર્ચ '૮૫

લખેલુ પણ ખરુ શ્રી અરવિન્દના જીવનદર્શનથી તે એટલા પ્રભાવિત હતા કે એમના પ્રવચનનો વિષય ગમે તે હોય, પણ તેઓ તરત એને શ્રી અરવિન્દના જીવનદર્શનના કેન્દ્રમા મૂકી આપતા. સભા સાહિત્યકારો કે સાહિત્યરસિકોની હોય, વિષય સાહિત્યનો હોય, પણ એ વાતનો આરભ કરે પોતે પૉંડિચેરીથી ગુજરાતમા આવવા નીકળ્યા એના પ્રવાસથી ! એક વાર લૉ કૉલેજમા શ્રી અરવિન્દ શિબિર હતો પડિત સુખલાલજી સુન્દરમ્‌ને સાભળવા આવેલા અને પછી તેમણે ચિઠ્ઠી લખી કે "ભાઈ, તમારી ગાડી વારવાર પાટા ઉપરથી ઊતરી જાય છે !" બીજી બેઠકમા તેમણે આ ચિઠ્ઠી પણ શ્રોતાઓ સમક્ષ વાચેલી ! કદાચ એ વખતે પણ પડિતજી હાજર હતા સુન્દરમ્‌નો પડિતજી માટે ખૂબ આદરભાવ અને પડિતજીનો પણ સુન્દરમ્ માટે એટલો જ પ્રેમભાવ

શોખીન પણ ખરા એક વાર મહેસાણામા કોકોનટ હેર ઓઇલ — 'લવન્ડર' સુગધવાળુ લેવા માટે અમે બેત્રણ દુકાને ફરેલા એક વાર હુ પૉંડિચેરી ગયેલો ત્યારે કવિ પ્રજારામ રાવળ પણ ત્યા જ હતા એક દિવસ જમીને અમે સમુદ્રકિનારે ફરવા નીકળ્યા પછી બજારમાથી પસાર થતા પ્રજારામે સૂચન કર્યું કે આઇસ્ક્રીમ ખાઈએ તો કેવુ ? સુન્દરમે સદ્ય સાહજિકતાથી કહ્યુ "જરૂર મારા યુટોપિયામા ભોજન પછી આઇસ્ક્રીમ છે !" અને અમે એક હોટેલમા આઇસ્ક્રીમ ખાવા ગયેલા.

સુન્દરમ્ સ્વાભાવિકપણે ધ્યાનાવસ્થામા રહેતા કોઈ વાર એમા ને એમા ઊઘ પણ આવી જાય. અમે બન્ને ટૅક્સીમા વિસનગર ગયેલા રાત્રે ભોજન લઈ . દાવાદ આવવા નીકળ્યા ભોજનમા દૂધપાક કે એવુ કાઈ હોવાનુ ઝાખુ યાદ છે ટૅક્સીમા અમે બને એકલા હતા હુ વાતો કર્યે જતો અને સુન્દરમ્ મદસ્વરે હોકારો આપ્યે જતા એમ કરતા અમદાવાદ આવી ગયુ તે વખતે તે ગિરીશભાઈ દેસાઈને ત્યા ઊતરતા. તેમને ઘરે ઉતાર્યા એટલે મને કહે "કાલે સવારે તમે આવજો, અને ગાડીમા જે કાઈ વાત કરી તે મને કહેજો, કારણ કે મેં કઈ સાભળ્યુ નથી, ઊંઘી ગયેલો !"

સમયની દૃષ્ટિએ સુન્દરમ્ અનતમા જીવનાર વ્યક્તિ હતા. સમય સાચવવામા બહુ 'Particualar' ન હતા તે તો કહેતા કે Standard Time નહિ, પણ Sundaram's Time ! મારુ પણ થોડુ એવુ ખરુ એક વાર ઉમાશકરે હસતા હસતા કહેલુ કે 'તમે આ વારસો જાળવ્યો છે !' મોડા પડવાના સુન્દરમ્‌ના બે પ્રસગો બરાબર યાદ રહી ગયા છે પહેલા સાહિત્ય પરિષદ તો મુનશીના હાથમા હતી એટલે સાહિત્યિક કાર્યક્રમો માટે 'લેખકમિલન' ઊભુ થયેલુ એના મત્રી તરીકે નગીનદાસ પારેખ, પીતાબર પટેલ અને મેં કામ કરેલુ લેખકમિલનનુ છઠ્ઠું અધિવેશન અમદાવાદમા યોજાયેલુ એનુ ઉદ્‌ઘાટન પડિત સુખલાલજીએ કરેલુ એના એક કાયક્રમ તરીકે કવિસમેલન ટાઉનહૉલમા રખાયેલુ એનુ સચાલન સુન્દરમ્ કરવાના હતા સૌએ ઘણી રાહ જોઈ, પણ સુન્દરમ્ આવ્યા જ નહિ છેવટે ઉમાશકર આરભ કરે એમ નક્કી થયુ ત્યા થોડી વારમા સુન્દરમ્ પ્રવેશ્યા અને તાલીઓનો ગડગડાટ ! કવિસમેલનના સચાલકનુ સ્થાન લીધા બાદ સુન્દરમ્ કઈક આવુ બોલેલા "હુ માત્ર. કલાક મોડો છુ અને એના માટે જગત જવાબદાર છે ! મને એમ હતુ કે કોઈ લેવા આવશે પછી તો ઊઘી ગયેલો." બીજો પ્રસગ ગુજરાત યુનિવર્સિટી તરફથી કવિ ખબરદારની શતાબ્દીની ઉજવણીનો હતો એમા સુન્દરમ્ આવેલા. એ વખતે તે ગિરીશભાઈને ત્યા ઊતરતા. કાર્યક્રમનો સમય થઈ ગયેલો પણ સુન્દરમ્ દેખાય નહિ ઝીણાભાઈએ મને સૂચવ્યુ કે સમય જાય છે, મારે તેમને લઈ આવવા. યુનિવર્સિટીની ગાડી લઈને લેવા ગયો તો સુન્દરમ્ સ્વસ્થતાથી બેઠા હતા ! મેં કહ્યુ કે સમય થઈ ગયો છે, આપણે જલદી પહોંચી જવુ જોઈએ. સુન્દરમ્ તો એમની રીતે ધીમે ધીમે છટાથી તૈયાર થાય હુ અકળાઉ બને તેટલી ઉતાવળ કરાવી. નીકળતા કપડા ઠીકઠાક કર્યાં, ચપલ ઉપર બ્રશ ફેરવી દીધો અને પછી કશુક યાદ આવતા કહે એક વસ્તુ તો રહી ગઈ બૅગમાથી અત્તરની શીશી કાઢી મને હાથ ઉપર થોડુ લગાવી આપ્યુ પછી કહે "ચાલો, હવે નીકળીએ !"

સામાન્ય રીતે સુન્દરમ્ અમદાવાદ આવે ત્યારે એકાદ વાર તો ઘરે જમવા આવે. એક વાર રાતનું ભોજન સાથે લેવાનું નક્કી કરેલું. સાડા આઠે આવવાના હતા. પણ આવ્યા લગભગ અગિયાર વાગ્યે. જમ્યા પછી યાદી જોઈ કહે કે પ્રિયકાન્ત મણિયારને ત્યાં જમવાનું છે. મોડું થયું હોઈ મેં આવતી કાલ ઉપર રાખવાનું સૂચવ્યું, પણ સુન્દરમે આજે જ જઈ આવીએ એમ કહ્યું. લગભગ બાર થઈ ગયા. પ્રિયકાન્ત તો સૂઈ ગયેલા. ઊઠ્યા, પથારીઓ ઊંફરી કરી. સુન્દરમે રંજનબેન પાસે અગરબત્તી સળગાવડાવી અને બધાંને ધ્યાન કરાવેલું એ ચિત્ર બરાબર તાદૃશ છે.

માતરમાં તેમનો અમૃત મહોત્સવ ઊજવાયેલો. ઉમાશંકર અને અન્ય લેખકો ઉમળકાપૂર્વક ઉપસ્થિત રહ્યા હતા. જાહેર જનતાએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી કવિ પ્રત્યેનો પ્રેમભાવ પ્રગટ કરેલો. સુન્દરમ્ વ્યવસ્થાથી ખૂબ પ્રસન્ન હતા. મહેન્દ્રસિંહ ચૌહાણે વ્યવસ્થા કરેલી. એટલે સાંજે હું અને ઉમાશંકર ગાડીમાં અમદાવાદ આવવા નીકળ્યા, વચ્ચે વડોદરામાં મહેન્દ્રસિંહને ત્યાં ચા-પાણી માટે રોકાયેલા. સુન્દરમ્ વિશેના આ ઉત્સવથી ઉમાશંકરને ખૂબ આનંદ થયેલો. માધવસિંહ સોલંકી પણ હાજર રહ્યા હતા અને સરસ બોલેલા. માધવસિંહભાઈને સુન્દરમ્ માટે પક્ષપાત. કેન્દ્રીય કેબિનેટમાં પ્રધાન થયા બાદ તેમણે 'વસુધા' સંગ્રહ મારી પાસે મંગાવેલો. તેમની નકલ જડતી ન હતી. એક વાર સુન્દરમે મને માધવસિંહભાઈના લગ્નની કંકોત્રી મોકલી જણાવેલું કે એની પાછળ પોતે લખેલું સૉનેટ મારે જોવું અને પછી માધવસિંહભાઈને પહોંચાડવી. સૉનેટનું શીર્ષક અને કયા વિષય અંગેનું હતું તે અત્યારે યાદ નથી. એ વખતે માધવસિંહ સોલંકી ગુજરાતના મુખ્ય પ્રધાન હતા. આ કંકોત્રી આપવા હું ગાંધીનગર ગયેલો. એ જોઈ તેમને રોમાંચ થયો હતો. કેટલાં વર્ષ પૂર્વેની વાત ! અને છતાં સુન્દરમે એ સાચવી રાખેલી. આવા કાગળોની પાછલી કોરી બાજુએ તે કાવ્યો કે કાંઈક સૂઝે તે ટપકાવતા.

સુન્દરમ્ સાથે પ્રવાસો કરવાનું બનેલું, પણ ઉમાશંકર સાથે ખાસ એવા પ્રસંગો આવેલા નહિ. તેમ છતાં જે થોડા પ્રસંગો આવેલા એમાં સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં અમે સાથે અંબાજી ગયેલા એનું સ્મરણ થાય છે. શ્રી અરવિન્દ શિબિર સાથે આ કાર્યક્રમ રખાયેલો અને યોજકોએ એમાં અમોને બંનેને સાંકળેલા. મંગળવાર તા. ૧૫ મે ૧૯૮૪ની મારી ડાયરીમાં આ પ્રમાણે નોંધ છે : 'આજે સવારે મુ. ઉમાશંકરભાઈ સાથે સાત વાગ્યાની લગ્ઝરીમાં અંબાજી ગયો — શ્રી સુન્દરમ્‌ના અમૃત મહોત્સવના કાર્યક્રમમાં. રસ્તામાં હિંમતનગર, ઇડર, ખેડબ્રહ્મા આવે ત્યારે ઉ. પોતાના બાળપણનાં સંસ્મરણો વર્ણવતા. આ રસ્તે પોતે ચાલેલા, ઇડરના લીમડાની પાછળ આવેલી બોર્ડિંગમાં છ વર્ષ રહેલા. નદીનાં નામો, રસ્તાનાં નામો કહેતા જાય. એમની સાથે ખૂબ આનંદ આવ્યો. અંબાજી ઊતરીને પંચાલભવનમાં ગયા — ધ્યાનાદિના કાર્યક્રમમાં. પછી ભોજન. સાંજે અમૃત મહોત્સવનો કાર્યક્રમ થયો. મારા બોલી રહ્યા પછી ઉમાશંકરભાઈએ પીઠ થાબડી કહ્યું કે, સરસ બોલ્યા ! મને સંતોષ થયો. રાત્રે બધા અંબાજી માતાજીના દર્શનાર્થે ગયા.' બીજા દિવસે ઉમાશંકરભાઈ સાથે કારમાં અમદાવાદ આવવા નીકળેલો. અમદાવાદ આવતા પહેલાં અમે ગબ્બર ચડેલા. ઉમાશંકર તો અધ-ઝાઝેરું ચડેલા. હું થોડું જ ચડેલો. રસ્તામાં પાછાં બાળપણનાં સંસ્મરણો કહ્યાં.

સુન્દરમ્ અને ઉમાશંકરને એક સાથે જોવાના ઘણા પ્રસંગો મળેલા છે. પણ પહેલી નવેમ્બર ૧૯૮૮ના રોજ સુન્દરમ્‌ને લઈને હું ઉમાશંકરને ત્યાં ગયો એ મુલાકાત ચિરસ્મરણીય બની રહેશે. સુન્દરમ્‌ના આગામી કાવ્યસંગ્રહોના પ્રકાશનની વાત થઈ. સુન્દરમ્‌ની મુદ્રણ માટેની ચીવટની તેમણે પ્રશંસા કરેલી. બંનેનાં વતનનાં સંસ્મરણો ઉખેળાયાં. પછી કૃષ્ણમૂર્તિ વિશે વાત ચાલી. સુન્દરમે કહ્યું કે "હું એમને શ્રી અરવિન્દ પછી બીજા નંબરે મૂકું.' વગેરે વગેરે. પરંતુ વિધિને કરવું તે આ મુલાકાત છેલ્લી નીવડી.

ઉમાશંકરે ૨૬ જાન્યુ. '૫૦ (ગણતંત્રદિન)એ 'સંસ્કૃતિ' શરૂ કર્યું અને ૧૨ માર્ચ '૮૫

(ઘાડીકૂચદિન)ના રોજ છેલ્લો પૂર્ણાહુતિ વિશેષાંક પ્રગટ કરી 'સસ્કૃતિ' પાસે કોઈનુ કઈ રહેતુ હોય તો તે જણાવવા કૃપા કરે એ વાક્ય સાથે સમેટી લીધુ એ પછી 'સસ્કૃતિ'ની પૅટર્ન ઉપર સાહિત્ય અને જીવનવિચારનુ માસિક શરૂ કરવાનો વિચાર મેં તેમની સમક્ષ રજૂ કર્યો હતો એ સાકાર થાય તે પહેલા એમનુ અવસાન થયુ સુન્દરમ્‌ને પણ આ વિચાર જણાવેલો. માસિક માટે બેત્રણ નામો સૂઝેલા. છેવટે ૧૮મી નવેમ્બર ૧૯૮૯ના રોજ સુન્દરમે એક કાગળ ઉપર લાલ અક્ષરે 'ઉદ્દેશ' લખી આપ્યુ. અને શ્રી માતાજીના આશીર્વાદ આપ્યા અને મેં રજિસ્ટ્રાર ઑફ ન્યૂઝ પેપર્સને થોડા નામો મોકલી આપ્યા છેવટે 'ઉદ્દેશ' જ પસદ થયુ ' તા ૩૦-૬-'૯૦ના રોજ મને 'સફર મુબારક' લખી 'ઉદ્દેશાય' થોડા કાવ્યો મોકલી આપ્યા એ પછી પણ સૂચના માર્ગદર્શનરૂપે લખતા એક વાર તો 'ઉદ્દેશ'ને માટે પોતે એક કાવ્યમચ ઊભો કર્યો છે એમ જણાવેલુ આ કાર્યમા સતત તેમની હૂફ મળતી

ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તેમને કૂણી લાગણી હતી. બેએક વાર ઉપપ્રમુખપદની ચૂટણીમા તેમણે મારા નામની દરખાસ્ત કરેલી. પરતુ પરિષદમાથી આ ચૂટણીના તત્ત્વને દૂર કરવાનુ અને એને બદલે ઉપનિષદ રચવાનુ તે કહેતા. આ અગે ઠીક ઠીક પ્રત્યક્ષ અને પત્રોમા ચર્ચા થયેલી. ૧૬ સપ્ટે '૮૫ના રોજ તેમણે લખેલુ "ઉપનિષદ, સાહિત્યના યજ્ઞકૂડા અગે તમે બીજી બાજુ રજૂ કરી છે તે પણ નોંધવાની છે પણ થોડો વધુ વિચાર કરી આગળ વધવુ છે રઘુવીર ઇને સાથે લઈને બ.ક.ઠા.એ પરિષદમુક્તિની વાત કરેલી. આપણે હવે પરિષદનો વિસ્તાર — બૃહદીકરણ એવી રીતે કાઈ કરીએ." તા. ૧૩ ફેબ્રુ '૮૮ના રોજ લખેલુ, "મુબઈ સા. પ. નુ અધિવેશન — સારુ ગૃહસશોધન થતુ લાગે છે Democraticનો વિકલ્પ શો ?"

સુન્દરમ્‌ના સસ્મરણો વાગોળતા વાગોળતા તેમના વ્યક્તિત્વની જે છબિ ઊપસે છે તે એક સૌમ્યમધુર સારસ્વતની છે તેમનો શબ્દ અને વ્યક્તિત્વ આપણ સૌને સદૈવ પ્રેરણા આપી રહો '

[શબ્દસૃષ્ટિ, નવે.-ડિસે ૮૬માથી સાભાર]



**એ એક સ્વતંત્ર પળની વાત**

(પૃથ્વી સૉનેટ)

*સ્વતત્ર નરી એક એ પળ હતી નિજાયત્ત, જે*
*કપાઈ ગઈ શાશ્વતીથી હતી તે,*
*કપાઈ ગઈ જે હતી ક્ષણિકતાથીયે*
*હતી સમયવેલ પે ક્ષણુ ખીલી, છતા ઘટ્ટ જે*
*સ્વતત્ર નરી એક એ પલ ખીલી હતી સુદર*
*બધો જ પરિવેશ પકમય પૃથ્વીનો,*
*તળે મલ હતો ઉભે તરફ પકચય પૃથ્વીનો,*
*ખીલ્યુ શુ પલપદ્મ નિર્મલ તથાપિ એના પર '*
*સ્વતત્ર નરી એક એ પલ ખીલેલ જોયા કરી*
*અહીં સફલ શુ ? અને વિફલ શુ ? વૃથા શોચવુ.*
*અસીમ તવ રૂપનુ હદ બહાર ખીલી જવુ '*
*બરાબર જ એ ક્ષણાર્ધ મુજ શ્રેષ્ઠ પ્રીતિ વળી '*
*ક્ષણાર્ધ પર બે તુચ્છુ તુલિત શ્રેષ્ઠ સૌદર્યમા,*
*ત્યહીં વળી શુ પૂછવાનુ પછી સ્તબ્ધ આશ્ચર્યમા '*

**ઉશનસ્**

**ગઝલ**

*સમય એટલે કોઈ અલૌકિક સત્તાનો પડકાર,*
*માણસને માથે લટકે જે કાયમની તલવાર*
*સદા ખૂટતુ જાય જન્મથી, એવુ જીવન તારુ*
*ઊઘ મહીંયે ચાલુ રહેતો નાડીનો ધબકાર*
*શરીર કેરી કેદ મહીં પુરાયો જીવ, સદા તુ*
*કેદ ખૂબ વ્હાલી શે લાગે ? કરતો શે શણગાર ?*
*સમય એક ચગીઝખાન, હિટલર કે કોઈ ઝાર*
*લોકશાહીમા ગુપ્ત રહ્યો છે રાજાશાહી વાર*
*બે બિન્દુ વચ્ચેનુ અતર — સમય એક વ્યાપાર,*
*તેને માપી ખિસ્સા ભરતા વર્ષો ચારેચાર*
*સુલેમાન દૃષ્ટિએ શીબા, રૂપ રૂપ અબાર '*
*તેની માળા ફેરવવા યોગી ધરતા અવતાર*
*'કરીમ'ના વ્યાપારક્ષેત્રનુ સાવ જ મૂગુ પ્રાણી,*
*સાવજ તો જગલનો રાજા, ત્રાડે વારવાર*

**અબ્દુલકરીમ શેખ**

## સૂરદાસને

'મો સમ કૌન કુટિલ ખલ કામી',
ભક્ત-શિરોમણિ સૂર ! તમોને
કહી શકે કોણ હરામી ?...મો સમ...

આ-જીવન હરિ શૂં ધૂન લાગી
આપ રહ્યા પ્રભુ-ગામી;
અંધ છતાં દેખ્યા હરિવરને,
ઠેઠ શું સુરતા જામી...મો સમ...

જીભ રટી હરિનામ નિરંતર
પ્રેમ-અમી-રસ પામી,
ધન્ય બન્યા હરિશ્રવણે કર્ણો,
પામરજનના હામી...મો સમ...

ચરણ સદા ચાલ્યાં હરિચરણે
શરણે, માયા વિશમી;
સકલકરણલયલીન હરિમાં,
તું હરિનો, હરિનામી...મો સમ...

બાળ-લીલા પ્રભુની શું ગાઈ !
આપ તો નામીના નામી;
એક અભાગી 'અનામી' કહી શકે :
'મો સમ કૌન કુટિલ ખલ કામી'...મો સમ...

'અનામી'

## એક ગઝલ

એ પણ ખબર નથી કે હું આદિ કે અંત છું,
ક્યારેક એવું લાગે છે, જાણે અનંત છું.

લાખો ક્ષણો વહી ગઈ, ક્ષણનો હિસાબ શો ?
સરવાળો એટલો જ કે હમણાં જીવંત છું.

પળ પળ મરણને જોઉં છું સામે કદી કદી,
વૈરાગ્યની પળો મહીં લાગે છે સંત છું.

પાસે નથી મહેલ કે નથી જર જવાહિરો,
દિલનું જો પૂછતા હો તો સાચે શ્રીમંત છું.

ઇચ્છા તણાં સુમન કદી કરમાઈ ના શકે,
ઉપવન મહીં જીવનના નિરન્તર વસન્ત છું.

છે નાટિકા આ ચાલુ જો પર્દો પડે નહીં,
દુનિયાના રંગમંચ પર મૃત્યુ પર્યંત છું.

બેચાર જો શિખામણો તેઓને દઈ ચૂકું,
મિત્રો કહે છે હું બની બેઠી મહંત છું.

અમને મિટાવી ના શકે દુનિયાના આ સિતમ,
ઉન્નત શિરે રહીશ, સદા જાતવંત છું.

સ્વરૂપ બદલી વિશ્વમાં રહેશું અમે સદા,
કોણે કહ્યું 'ગઝાલા', કે હું નાશવંત છું ?

મરિયમ ગઝાલા

# જલ–કથાં
## મુકુન્દ પરીખ

(૧)

સાગરની
તરંગલીલાએ
લસતી મત્સ્યકન્યાની પીઠ પર
આકાશથી
અવતરેલ હું
જલબિન્દુ !
ક્ષણેક જોઈ રહું મુગ્ધતાથી
અબ્ધિજલની અચરજલીલાઓ
ક્રીડાવ્યસ્ત
ચંચળ મત્સ્યકન્યા
ત્યાં તો .
સરી ગઈ જલરાશિમાં
—ને,
હું
હવે શોધીશ ક્યાં ?
મને ।

(૨)

જલ
અદૃશ્ય
જલપરીની પાંખ જેવી
નદી મારી
શુષ્ક
સમી સાંજે
ઘણી વાર આળોટ્યો હું
રેતની મસૃણ ચાદરે એની
આજે
ઊભો તટે એકલ
રેતરેત શોધું શૈશવ
લૈ હસ્તમાં કણરેત
નીરખતો અતીત મુઠ્ઠીમાં
મન મહી ઊછળતા તરંગ
ઝંખે નદીમાં ભરપૂર જળ
ચઢ્યાં છાતીસમાં ઘોડાપૂર
'ને
હું
ડૂબી રહ્યો છું
અસીમ પારાવાર
મૌન રેતના
જલરાશિમાં ।

(૩)

એક વેળ
તીવ્ર વેગથી વહેલ
પૂરપૂર થૈ ધસેલ
આજ
સ્થિર શાંત જલવિહીન
ગોપવી અતીત ભવ્ય
સૂતી સરિત એકલી
કાળની લકીર શી ।
રેતરેત શોધતો કશુંક
હું
ફરી ફરી ।
રેત રેત ફૂટતી ઝરણ
શુષ્ક નદી
'ને જલતરણ ક્રીડા મહીં હું મગ્ન ।

(૪)

જલકથા માંડી અમે,
મનકથા માણી અમે ।

---

નવેમ્બર '૯૫

## મનઃસંચલનો...

બકુલ ત્રિપાઠી

આજ તો મને થાય છે, મારે
ગળાફાંસો... નથી ખાવો !
નથી જ ખાવો !

આમ તો તદ્દન સહેલું સરલ.
એક હો ખુરશી, ત્રણ પાયાની ?
(કંઈ વાંધો નહીં !)
દોરડું સારું
(છતમાં કશુંક બાંધવા માટે)
પછી પ્હેરી વરમાળા કંઠે એક લગાવો લાત !...
આમાં તો કંઈ અઘરું નથી !

આમ છતાંયે આજ તો મારે
ગળાફાંસો
નથી ખાવો.
આજ... જવા દો !

છતને ખૂણે ચકલીએ એક માળો બાંધ્યો,
ત્રણ ઈંડાં જેમાં એક તો ગબડી ગબડી ગયું,
બે રહ્યાં છે તે આજ ફૂટે કે કાલ ફૂટે
કે કાલ ફૂટે કે આજ ફૂટે
ને લટકું જો હું છતથી આજે,
પોલીસ આવે
કચ્ચર કચ્ચરઘાણ વળી જાય
ચકલાંનો ને માળાનો ને ઈંડાંનો ને દુનિયાનોયે...

આજ તો મને થાય છે, મારે
ગળાફાંસો
નથી ખાવો !

પુલ પરેથી કૂદી પડવું અઘરું નથી
આમ છતાંયે થાય છે મને,
પુલ પરેથી
કૂદવું નથી
આજ... જવા દો !

પુલ પરેથી કૂદવું સરલ,
પુલની ધારે ઊભવું
પછી આંખ મીંચી ને
બે આંગળીએ નાક દબાવી
ધબ્બ કરીને કૂદવું એ કાંઈ અઘરું નથી.

ત્યાં પુલ નીચે... જોઈ ? માછલીઓ છે !
સાચ્ચે ! ઝીણી માછલીઓ છે !

કાયા મારી મણ અઢીની ... તે
ધડ્ દઈને સાઠ ફૂટેથી પડતાં નીચે
માછલી બેત્રણ કચરી નાંખે...
એ ના ચાલે !
પૂર આવે ને માછલીઓને ઘસડી જાયે
ત્યાં લગ જો'શું રાહ... જવા દો !
આજ... જવા દો !

આમ ગણો તો ટ્રેનની નીચે
સૂઈ જવું એ અઘરું નથી.
એક પાટા પર ગોઠવો ડોકી.
સાથ ઓશીકું હોય તો ભલે ઠીક,
નહીં તો એમ ને એમ જ
ગોઠવો ડોકી
સ્લીપરની પરે, સૂઈ જવું ને
પગને સામે પાટે મૂકીને
આવતી ટ્રેનની રાહ જોવાની !

મેલ મળે કે લોકલ તે જો જાણવું હોય તો
સાથે રાખવું ટાઇમટેબલ એ અઘરું નથી....
પણ... આજ...
જવા દો !

આજના વૈશાખી મંગલદિને
કેટલા બધા વરરાજાઓ જાનૈયાઓ,
ઢોલનગારાં શું...
કોડીલી હોંસીલી કન્યાઓ ટ્રેનમાં હશે...

"ઍક્સિડંટ"ની પડશે બૂમો.
અટકે ગાડી... શું થયું શું થયું — થાય પોકારો,
કોઈ લાડીલીને ધ્રાસકો પડે.
વરરાજાના મુખ પે ગ્લાનિ
(કે) "કોઈ બિચારો.. ટ્રેનને પાટે...
એરેરે આજના મંગલ દિને–"
નહીં નહીં નહીં !
આજ તો મારે ટ્રેનને પાટે સૂવું નથી.
આજ... જવા દો !

આજ તો મને થાય છે, મારે
એવુંક તેવુંક તેવુંક એવુંક કશુંય હવે
કરવું નથી —
બેસીએ આભના તારા જોતાં:
કોણ જાણે છે ? કાલ સવારે સૂરજ ઊગે !

# શ્રી મકરન્દ દવેનો એક પત્ર

સંપાદક : રમણલાલ જોશી

નંદિગ્રામ
તા. ૩૦-૧૨-૯૬

પ્રિય રમણભાઈ,

પત્ર મળ્યો પૂ. બાના અવસાનના ખબર મળતા મેં મનોમન પ્રાર્થના કરી હતી મારાથી જવાબ મોડા લખાય છે તેથી મિત્રોના સમાચાર સાથે સમ મેળવતા વાર લાગે છે પણ એ તો શબ્દો પૂરતુ, પ્રાણના સગીતમા તાલભગ થતો નથી પૂજ્ય બાના અવસાનનો પ્રસગ પણ આપણને પ્રાણના સૂર સાથે જોડી આપો એવુ ઇચ્છુ છુ સ્વજનની વિદાય એટલે વિષાદયોગ અને પ્રસાદ સયોગનો સગમ વિષાદ એ જાણે યમની બહેન યમુનાનો પ્રવાહ અને પ્રસાદ એ શિવમસ્તકેથી વહેતી અમૃતમયી ગગાનો પ્રવાહ એ બનેના સગમતટે આપણુ સહુથી મોટુ શ્રાદ્ધતીર્થ ગયા, પ્રયાગ શ્રદ્ધાના પ્રકાશમા આપણે પેલી ગુપ્ત સરસ્વતીને નિહાળી શકીએ. ગયાસુર એ પૃથ્વી તત્ત્વ સાથે જોડાયેલો હાથી સમો બળવાન પ્રાણ છે તેને તો સુષુમણાપથે જ મોક્ષ પ્રાપ્ત થાય ભાઈ, આવુ બધુ આપણી અદર થવા માડે ત્યારે ગગા જમુના સરસ્વતી, ગયાસુર અને શ્રાદ્ધ પાછળ રહેલા મર્મની કાઈક ઝાખી થાય

શુ લખવુ ? વિષાદયોગ તો આપણા સહુના લલાટે લખાયો જ છે માતાની ચિર વિદાય તો ફરી બાળપણમા લઈ જાય. અને મનને હીબકા ભરતુ કરી અને ત્યારે જેણે વિદાય લીધી એ તો સદાય આપણા શિરે ઝળુંબી રહી છે તેની અનુભૂતિ થાય તો ? મૃત્યુ પછીના અસ્તિત્વ વિશે વાદવિવાદ થવાના, કારણ કે એ મનબુદ્ધિના સીમાડાથી બહાર છે અને બુદ્ધિને અખાડા પસદ છે પણ ભાવની દુનિયા નિરાળી છે અદૃશ્યને જોઈ શકાતુ નથી એ તેની સૂક્ષ્મતાને લીધે, અભાવને કારણે નહીં 'सौक्ष्मात् न तु अभावात्' — એ શાસ્ત્ર વચન છે સ્થૂળ દૃષ્ટિ નથી પહોંચી શકતી ત્યા પેલા દિવ્ય લોચનિયા પરદા ઉપાડી નાખે છે 'ध्यानेनात्मनि पश्यति' ધ્યાનયોગ દ્વારા અતરાત્મા સામે મર્ત્યલોકના પરદા હટી જાય છે ગીતાના આ શ્લોક પર જ્ઞાનેશ્વરે કીમિયાગીરીનુ રૂપક આપી અજબ પ્રકાશ પાડ્યો છે ધાતુશુદ્ધિ વિના અધારુ હટતુ નથી અને એ તો પોતાની જાતે જ, પોતાની જાત પર જ અજમાવવુ રહ્યુ

આપણે સહુ કાળના પ્રવાહમા તણાઈ રહ્યા છીએ ક્યારે એમા ગરક થઈ જશુ તે કહેવાય નહિ ત્યારે આપણુ પ્રયાગતીર્થ આપણે જ રચવુ જોઈએ. અને પ્રયાગ એટલે તો પ્રકૃષ્ટ યજ્ઞ જ ને ? નિષ્પ્રાણ યજ્ઞ કે શ્રાદ્ધક્રિયાથી શુ વળે ? મને તો થાય કે માતૃવિયોગની વ્યથા આપણે માટે નવા જન્મની મગળ ઘડી શા માટે ન બને ? આ પત્ર મળશે ત્યારે નવુ વર્ષ આગણે રમતુ હશે આપણે પણ નવો જન્મ ધરી આ અમૃતલોકમા રમતા થઈએ તમને અત્યત પ્રિય દેવકીનદન કૃષ્ણને ઘોર આગિરસે જે મત્ર કહી વિષાદ મુક્ત કર્યા હતા એ કહુ अक्षितमसि, अच्युतमसि, प्राणसंशितमसि ।*

આ સાથે કાવ્ય મોકલુ છુ 'લલિતા — સહસ્રનામ' વિશે પછી મોકલી આપીશ.

સૌ કુટુબીજનોને સ્નેહ ભગવતીને પ્રણામ

તમારો મકરન્દ



* છાન્દોગ્યોપનિષદ ત્રીજો પ્રપાઠક ૧૭મો ખંડ મત્ર ૭

પ્રીતિ સેનગુપ્તા

ચારેય યુવાનોની નજર લગભગ એક સાથે જ એ બે છોકરીઓ પર પડી. સવારના અગિયારેક વાગ્યા હતા. વાદળ વગરના આકાશમાંથી સૂર્યના તપ્ત સ્વરૂપની રૂપરેખા અંકાવી શરૂ થઈ હતી. દરિયા પરથી થોડો પવન આવતો હતો, પણ એનાથી ખાસ રાહત ન હતી મળતી. ત્યારે રસ્તાની પેલી બાજુ, નાળિયેરીના પાંખા છાંયડામાં ઊભી ઊભી એ છોકરીઓ આઇસ્ક્રીમ ખાઈ રહી હતી. એકના હાથમાં 'કોન' હતો. ઓગળતા આઇસ્ક્રીમનાં ટીપાં ચાટતી એ તોફાનમાં હસતી હતી. એના ઉપલા હોઠ પર સહેજ 'મૂછ' થઈ હતી. બીજીના હાથમાં નાનો 'કપ' હતો. પ્લાસ્ટિકની નાનકડી ચમચીથી એ ધીરે ધીરે, થોડો થોડો આઇસ્ક્રીમ માણી રહી હતી. એની નજર કિનારાની પારના દરિયા પર મંડાયેલી હતી.

રસ્તો હજી ખાલી જેવો હતો. પ્રવાસીઓની અવરજવર ચાલુ ન હતી થઈ. હર્ષ એકદમ બોલી પડેલો, "અરે યાર, ત્યાં જુઓ; ત્યાં જુઓ." પેલા ત્રણ એ તરફ જોઈ જ રહેલા. નજર ફેરવ્યા વગર એમણે માથાં હલાવ્યાં — કુમારે એના ખભા પર હાથ મૂક્યો — જાણે "હા ભઈ, જોયું" કહેવા. હર્ષ એ લોકોને જરા "બાઘો-બિચારો" લાગતો, પણ ક્યારેય એને એવું લાગવા દેતા નહીં. બહુ જૂની ભાઈબંધી હતી એમની વચ્ચે.

કૉલેજમાં હતી એવી મૈત્રી તો એમની વચ્ચે ટકી જ હતી, પણ મૂડ પણ એવો જ રહેતો. હર્ષ, કુમાર અને ટી. કે. ત્રણે પરણી ગયેલા, પણ અઠવાડિયામાં બે-ત્રણ સાંજે મળીને ગપ્પાં ના મારે તો એમને ગમતું નહીં. કુટુંબ વગર આ રીતે ફરવા નીકળી જવાની ગોઠવણ લગભગ દરેક વર્ષે એ લોકો કરતા. ક્યારેક ભારતની કોઈક સરસ જગ્યાએ, ક્યારેક નજીકના પરદેશની સરસ જગ્યાએ. થાઇલૅન્ડ જવાનું નક્કી કર્યું ત્યારે એમનો ઇરાદો બૅન્ગકૉકમાં રહેવાનો તો ન હતો જ. વિમાનમથકેથી સીધા જ ટેક્સી ભાડે કરીને એ લોકો પત્તયા આવી ગયા હતા.

એ દિવસે એમની ચારેયની ઇચ્છા હતી કે પત્તયાની બહારના દરિયા-કિનારે, સહેલાણીઓની ભીડથી દૂર જતા રહેવું. ટેક્સીનું કામ કરતી ખુલ્લી નાની ટ્રકમાં ઊભા ઊભા ભાઈબંધો પત્તયાની બહારની તરફ જઈ રહ્યા હતા, ને ત્યાં નજરે પડી ગઈ પેલી બે છોકરીઓ.

પત્તયા જેવું લોકપ્રિય સમુદ્ર-સ્થાન. ત્યાં છોકરીઓની ન હતી ખોટ કે ન હતી નવાઈ. આખો દિવસ, જ્યાં જુઓ ત્યાં, એમના હાથમાં કે એમની કમ્મરમાં હાથ નાખીને ફરતા ફિરંગી પુરુષો દેખાયા કરે. પણ એ બધી તો થાઈ કન્યાઓ. થાઇલૅન્ડની જ પ્રજા. થાઈ છોકરીઓને સવારે આઇસ્ક્રીમ ખાતી જોઈને કશી નવાઈ ના લાગી હોત. પણ પેલી બે યુવતીઓ તો ભારતીય હતી. જોઈ હતી જરા દૂરથી, પણ તોયે દેખાવે ભારતીય જ લાગતી હતી. ટી. કે.ને અને કુમારને મન થઈ ગયું ઊભા રહીને વાત કરવા જવાનું. બંનેએ એકબીજાની સામે જોઈ પછી રમેશની સામે નજર કરી. તરવરાટ ટી. કે.ને સૌથી વધારે, ને બોલકણો પણ ઘણો. છતાં મંજૂરીનો સિક્કો રમેશ જ લગાડતો.

એણે પણ એ છોકરીઓ જોયેલી ને તરત નજર ખસેડી પણ લીધેલી. "ભારતીય તો ભારતીય. – હશે" જેવો એનો ભાવ હતો. ટી. કે. કશું કહી ના શક્યો. એણે કુમાર સામે જોઈને કહ્યું, "બંને એકલી નીકળી હશે થાઇલૅન્ડમાં ફરવા ? બહુ કહેવાય, યાર, નહીં ?" કુમાર હજી પાછો ફરીને વિસ્મયથી છોકરીઓ તરફ જ જોઈ રહ્યો હતો. "હા, એમ તો બહુ કહેવાય," એ બોલ્યો.

"છે કશી લાજ-શરમ આ ફિરંગોને ?" ચારુના અવાજમાં જરા તિરસ્કારનો ભાવ હતો. એનું પોતાનું જીવન એને સ્પષ્ટપણે જ એ ફિરંગો અને એ થાઈ

વાત કરી બહારગામ જાય ત્યારે સરસમા સરસ હોટેલમા રહેવુ ને પૈસાની ચિંતા ના કરવી, એવો એમનો નિયમ હતો એ મુજબ પત્તયાની નવી, ફેન્સી એક હોટેલમા એ લોકો ઊતર્યા હતા. બહુ સરસ બગીચો હતો, પાછલા ઢોળાવો છ દરિયા પર પહોંચતા હતા રાતે બધુ દેખાશે નહીં, શ લૉબી પણ જોવા જેવી છે ચલો, ત્યા થોડી વાર એમ ગરુ ને સુકન્યાને ઉદ્દેશીને કહ્યુ

રેસ્ટોરાની બહાર નીકળતા જ ટ્રક ટેક્સી મળી ગઈ સૌથી આગળ રમેશ જ હોય એ ટ્રકમા ચડ્યો. બધા આવે જ છે એ ખ્યાલમા સુકન્યા પણ ચડી ગઈ હર્ષ ને કુમાર જરા પાછળ હતા ટી કે એ તેલુગુમા કશુ કહ્યુ સુકન્યા સમજી નહીં વાહન ક્યા સુધી રોકાય ? ટ્રક ચાલવા માડી અરે ઊભી રાખો ઊભી રાખો સુકન્યાએ બૂમ પાડી ટી કે બોલ્યો તમે લોકો જતા થાઓ અમે અડધા કલાકમા આવીએ છીએ.

સુકન્યાએ ચારુ સામે જોયું હોઠ ફફડાવીને કહ્યુ શુ કરુ ? ચારુ હસતી તો હતી, પણ જરા ઝંખવાઈ ગયેલી. એણે સાચુ કહ્યુ હોત તો ટ્રકમા સુકન્યાને બદલે એ હોત રમેશની સભ્યતા ને આભિજાત્ય સ્વાભાવિક હતા ને છૂપા રહ્યા ન હતાં વધારેપડતો ઉત્સાહ બતાવી હાથ હલાવી મોટા અવાજે એણે કહ્યુ અહીં હજી થોડી વધારે મજા કરીને અમે આવીએ છીએ

હોટેલની વિશાળ લૉબીમા રમેશ ને સુકન્યા થોડી વાર બેઠા પછી ઉપર રૂમમા ગયા ચાર જણ વચ્ચે બે રૂમ લીધેલા હર્ષનો ખર્ચો અમે વહેંચી લઈએ છીએ, રમેશે કહ્યુ એની શાંત ભાવે બોલવાની રીત સુકન્યાને હૃદ્ય લાગતી હતી. રૂમ હોટેલને શોભે એવો જ હતો એ પરથી થાઇલેન્ડની કળાત્મકતાની પ્રશંસા સુકન્યા કરવા માડી પછી લૉબીમા સુદર રીતે ગોઠવી મૂકેલા ફૂલો યાદ આવતા એણે એ દેશમા પ્રચુરતાથી ઊગતા, સુદર જાબલી–ફૂલગુલાબી રંગના નાજુક ઑર્કિડ ફૂલોનો ઉલ્લેખ કર્યો ને પછી વાતના પ્રવાહમા વહેતા વહેતા સહજ રીતે એણે ઉમેર્યુ ઑર્કિડ ગમે બહુ, પણ એમની દાડી એટલી નાની હોય છે કે માગથી એ માથામા નખાતા જ નથી.

એ જ વખતે રમેશ ઊઠીને ફોન પાસે કેમ ગયો તે એ સમજી નહીં. રમેશે હોટેલના સચાલન ખાતાને ફોન જોડ્યો, ને સરસ સમસ્વરે માગણી કરી માથામા નાખી શકાય તેવી રીતે ઑર્કિડની બેએક છડી બનાવી આ રૂમ પર મોકલી આપશો ? અગત પસદગીની વાત કરી બેઠા પછી સુકન્યા મનમા શરમાઈ તો ગયેલી જ હવે તો એ ખૂબ સકોચ પામી ગઈ થોડી વારમા ઑર્કિડની નાની બે છડીઓ આવી ગઈ રમેશ એની ઇચ્છા બહુ જ સાધારણ ભાવે પૂરી કરી હતી, ને કશુ પિષ્ટપેષણ કર્યું ન હતુ પછી તો માથામા ફૂલ નાખ્યા વગર ચાલે તેમ જ ન હતુ સુકન્યાએ એક છડી માથામા ખોસી બીજીની સામે થોડી વાર સ્નેહથી જોયુ વાતો કરતા કરતા ઘણી વાર હાથમા રાખ્યા પછી એણે એ ટેબલ પર મૂકી

હજી પેલા બધા આવ્યા નહીં રમેશે નીચે કૉફી પીવા જવાનુ સૂચન કર્યુ રેસ્ટોરામા સુવાળુ અધારુ હતુ ને ધીમુ સગીત વાગતુ હતુ માડ બે-ત્રણ જણ ત્યા બેઠા હતા વાતો કરવા માટે વાતાવરણ સરસ હતુ રમેશના ઓછાબોલા સ્વભાવને પણ એ ગમ્યુ હશે, કારણ કે એણે પોતાની વાત કરવા માડી. એના પિતાનો ઝિંગા માછલીની નિકાસનો બહુ મોટો બિઝનેસ હતો એમા એ જોડાઈ ગયેલો દિવસે એ પિતા સાથે કામ કરતો પણ ઘેર આવ્યા પછી પોતાના રૂમમા ભરાઈ જતો બારણુ બધ કરીને બેસતો, ને પસદનુ પાશ્ચાત્ય સગીત સાભળતો બહાર નીકળે ત્યારે હૈદરાબાદની મોંઘી હોટેલોમા જઈને મિત્રોની સાથે બેસવુ એને ગમતુ. સુકન્યા રમેશનુ જુદાપણુ સમજી શકતી હતી કારણ કે એવો ઓછાયો એના પર પણ ક્યારેક પડી જતો હતો એણે ધીરેથી રમેશને પૂછ્યુ હૈદરાબાદમા છોકરીઓને મળી ના શકો ? સાથે બહાર જઈ ના શકો ?

અમારા સમાજમા એ શક્ય નથી રમેશનો જવાબ ટૂકો હતો એનો અવાજ એવો જ સમસ્વર હતો છતા સુકન્યાનો જરા જીવ બળ્યો દેખાવડો હોશિયાર પૈસાદાર ને શિષ્ટ યુવક હતો એ. પણ જાતે હળી મળીને પોતાને ગમે ને પોતાને માટે યોગ્ય હોય એવુ પાત્ર શોધવાની તક પર એનો અધિકાર ન હતો એના વ્યક્તિત્વ પ્રત્યે સુકન્યા ખેંચાઈ રહી હતી. રમેશના સહયોગમા આપોઆપ એને કશુ ગમતુ હતુ પણ

એમાં ખુશીને સ્થાન ક્યાં હતું ? ખરેખર તો એ સંવેદનને લીધે સુકન્યાનો જીવ વધારે બળતો હતો, કારણ કે અસલમાં પોતે તો બંધાયેલી હતી.

વિવિધ ભાવોમાં એ ગૂંચવાતી હતી : "હજી હમણાં તો મળ્યાં. એક સાંજે. તે પણ બીજાં બધાંની સાથે. આજ પછી ક્યારેય મળવાનું થશે નહીં. દરેક જણ પોતપોતાની જિંદગી જીવતું હોય. સાવ અજાણી વ્યક્તિઓ. અકસ્માત્ મળવું. એમાં વળી જીવ શું બાળવાનો ? સુક, તું બહુ 'સૉફ્ટ' છું, એમ મિત્રો કહેતાં. હોઈશ. પણ સ્વભાવ કાંઈ બદલાવાનો નથી." વિચાર-ધારાની વચ્ચેથી એક વિચાર વળી નવું દર્દ આપી ગયો : "આજ પછી ક્યારેય મળવાનું થશે નહીં." અચાનક એ શબ્દો જ આખી વાસ્તવિકતા બની ગયા. સુકન્યાને થયું કે જેની જિંદગી જેવી હશે તેવી હશે, પણ એક હકીકત સૌથી અગત્યની — અને આશાહીન — હતી, તે એ કે રમેશને ફરી ક્યારેય મળવાનું નહીં બને.

તે જ સાથે મનના ખૂણામાંથી એક નાનો અવાજ ટહુક્યો — જરા સરખી શક્યતાની આશા લઈને : "કદાચ, કદાચ ક્યારેક ફરી મળાય." સુકન્યાએ પ્રયત્નપૂર્વક અવાજમાં સ્વાભાવિકતા અને બેફિકરાઈ લાવીને કહ્યું, "જતા પહેલાં તમારું સરનામું, ને ફોન નંબર, લેતી જઈશ. ક્યારેક હૈદરાબાદ જઈશ — જવાનું મન તો છે જ, ત્યારે ફોન કરીશ."

રમેશ એના જવાબમાં કશું બોલ્યો નહીં; પણ એણે જે કહ્યું તેનાથી જાણે સુકન્યાના મનની ગૂંચવણ વધી ગઈ. રમેશ બોલ્યો હતો, "તારા વાળ બહુ સરસ છે, સુક. સુંવાળા. કેમ કપાવી નાખ્યા ? લાંબા કેમ નથી રાખતી ?" ક્યારે એણે વાળને આંગળી અડાડી હશે તેની સુકન્યાને ખબર પણ ન હતી પડી. ત્વચાના સ્પર્શથી થાય તેનાથી પણ કદાચ વધારે રોમાંચ સુકન્યાને થયો. કેવું સૂક્ષ્મ ઇંગિત, પણ કેવી સરસ પ્રશંસા પોતાના નારીત્વની છોળ સુકન્યા પોતે જ અનુભવી રહી. વળી, રમેશે એને "સુક" કહીને સંબોધી. પિત્ઝા ખાતાં જ વાત થયેલી કે ખાસ મિત્રો સિવાય કોઈ એને એ નામે બોલાવતું નથી. પણ એ રીતે સંબોધીને એની શાંત, ગંભીર રીતે રમેશ સુકન્યાને સ્નેહ બતાવી રહ્યો હતો.

જાણ્યે-અજાણ્યે બંનેમાં પરસ્પર માટે ઋજુ ભાવ તરંગિત થઈ રહ્યા હતા. સાથે જ, વાસ્તવિકતાનો ઘુઘવાટ કાનમાં ગાજતો હતો. રમેશ તો જાણે સ્વાભાવિક મુખભાવ ગુમાવતો જ ન હતો, પણ સુકન્યાનું મન વિચલિત થતું હતું. કિનારે ઠેબાં ખાતું પેલું નારિયેળ એને યાદ આવ્યું, જે તરતું પણ ન હતું, ને તણાતું પણ ન હતું. ડૂબવાનો અધિકાર સુકન્યાને ન હતો. એનું કર્તવ્ય જાતને બચાવવાનું હતું, ઘેર પાછાં ફરવાનું હતું.

તે જ ક્ષણે સુકન્યાએ નિર્ણય કરી લીધો કે ભલે એ ને ચારુ જૂઠાબોલાં ઠરે, પણ સાચી વાત રમેશને કરવી જ પડશે; ચારુએ કરેલી મજાકની સમજૂતી આપવી જ પડશે.

ત્રણ ભાઈબંધો ને ચારુની રાહ જોવા રમેશ અને સુકન્યા પાછાં રૂમમાં ગયાં. થોડી વારે હસતાં હસતાં એ બધાં આવી ચડ્યાં. ચારુ સરસ હળી ગયેલી એ ત્રણે સાથે. એ ભૂલી જ ગયેલી, એણે કેવું ગપ્પું માર્યું હતું તે. સુકન્યાએ રમેશની સામે જોયું. એ તો હર્ષ આવેગથી કાંઈક વાત કરતો હતો તે સાંભળતો હતો. ચારુ તરફ ધ્યાન પણ ન હતું.

સુકન્યાને તો ત્યારે જ ખબર પડી કે રમેશની વર્ષગાંઠ હતી. પત્તયાના બજારમાંથી એ લોકો કેક લેતાં આવેલાં. પછી તો વળી પાછો સંચાલન-ખાતાને ફોન થયો. વર્ષગાંઠની ઉજવણી અને શુભેચ્છા-પ્રદાન માટે કેક પર મૂકવા મીણબત્તી મંગાવાઈ, અને કેક કાપવા એક ચપ્પુ લાવવાનું કહ્યું. પછી ટી. કે.એ કૅમેરા કાઢ્યો. સુકન્યા "ના – ના –" કરતી રહી, ને એણે પહેલો ફોટો સુકન્યાનો જ લઈ લીધો. કેકની નજીક બેઠેલા ચારેય ભાઈબંધોનો ફોટો પાડવા માટે કૅમેરા ચારુને આપવામાં આવ્યો.

કેક કપાયા પછી જે તોફાન થવાનું હતું, તેમાં ચારુ શરીક હતી. ટી. કે.એ એને ફોટા લેવાનું સમજાવી દીધેલું. હર્ષ અને કુમારને પણ ખબર હતી કે શું કરવાનું હતું.

રમેશે કેક કાપી, ને કટકા કરવા માંડ્યા. એક સુકન્યાએ લીધો, બીજો હર્ષે લીધો. એ તો તરત ખાવા પણ માંડ્યો. "અલ્યા, બધાંના હાથમાં આવે એટલી વાર ઊભો તો રહે," કહી પોતાના હાથમાંનો ટુકડો રમેશના મોં પર ચોપડવા ટી. કે. ધસ્યો. આવું થશે

એવી ધારણા કદાચ રમેશે કરી હશે, કારણ કે એણે મોઢુ ફેરવી લીધુ ટી કે ના હાથમાની કેક રમેશના કાન ને ગળા પર લાગી એ ઊભો થઈ ગયો પણ કુમારે જોરથી એના ખભા દબાવી રાખ્યા હર્ષને હવે બરાબર મૂડ આવી ગયેલો પોતાના હાથનો કટકો એણે રમેશના મોં પર લગાવી દીધો સફેદ ક્રીમ બધે ચોંટી ગયુ સૌથી વધારે હસવુ ટી કે અને ચારુને આવતુ હતુ જાણે આ નાનકડું કાવતરુ એમનુ જ હતુ ને એની સફળતાના એ બને ભાગીદાર હતા તોયે આઘાપાછા થઈને સરખા ફોટા પાડવાનુ પણ ચારુ ચૂકી નહીં

ભાઈબધોને કશુ પણ કહ્યા વગર રમેશ મોઢુ ધોવા બાથરૂમમા ગયો થોડી વારમા આવીએ, કહી કુમાર અને હર્ષ એમના રૂમમા ગયા એ પછી પણ ટી કે અને ચારુ એકબીજાની સામે જોઈ જોઈ હસતા રહ્યા. સુકન્યા ચારુને ઉદ્દેશીને બોલી આપણે પણ હવે જવુ જોઈએ ઘણુ મોડું થયુ હસવાનો થાક લાગ્યો હોય એમ ચારુએ આળસ મરડી, ને ઊડો શ્વાસ લીધો

સુકન્યાની સામે જોઈ ટી કે બોલ્યો કાલે અમે હોડી ભાડે કરીને નજીકના એક ટાપુ પર જવાના છીએ. ત્યા બહુ પરવાળા જોવા મળે છે તમે લોકો પણ સાથે આવો ને ચારુ સાથે તો આ વાત થઈ જ ગયેલી અનુમતિ સુકન્યાની મેળવવાની બાકી હતી શુ આવશો ને ? ફરીથી એણે પૂછ્યુ ઊડો શ્વાસ લેવાનો વારો હવે સુકન્યાનો હતો

મનની ઇચ્છાની અવગણના કરી ટૂકમા એણે કહ્યુ ના, એ શક્ય નથી એના શુષ્ક સ્વરમા નિર્ણયાત્મકતાનો કઠોર રણકો હતો હાથ મોઢું સાફ કરી રમેશ બાથરૂમની બહાર આવી રહ્યો હતો શુ શક્ય નથી ? એણે પૂછ્યુ ચારુ કે ટી કે કશુ કહે એ પહેલા ફરી સુકન્યા બોલી ઊઠી આવતી કાલે અમે પાછા બૅન્ગકોક જતા રહીશુ બને તો બે-ત્રણ દિવસ વહેલી ઘેર પહોચી જાઉ એમ થયા કરે છે

તુ નસીબદાર છે કે તારી કાળજી લેનાર કોઈ છે It is nice to be taken care of રમેશના એ શબ્દો સાભળીને ટી. કે ને કુતૂહલ થયુ હશે, કે નવાઈ લાગી હશે, કારણ કે એણે સુકન્યાને પૂછ્યુ કોણ લે છે તમારી કાળજી ?

મારુ કુટુબ વળી મારો વર

સુકન્યાના કઠોર સ્વરથી ત્યારે જ ટી કે જરા ઝખવાઈ ગયેલો એમા સુકન્યાના આવા તત્કાળ સ્પષ્ટ જવાબથી એને અણધાર્યો ધક્કો વાગ્યો પણ તમે — ચારુએ તો એ થોથવાયો

કોઈ બિનજરૂરી વાત કરતો હોય એમ રમેશે જવાબ આપ્યો. એ તો ચારુએ મજાક કરેલી A practical joke એટલુ જ

સુકન્યાએ રમેશની સામે જોયુ એ ટી કે તરફ જોઈ રહ્યો હતો ટી કે ની આખો ચારુ પર હતી ચારુ કપાળે હાથ મૂકી નીચુ જોઈને બેઠી હતી.

ચારે જણા એકબીજાથી કોઈ નિરુપાય રીતે નિરાશ થયા હતા. એક નાનકડી, અવિચારી મજાક મુશળધાર વરસી પડી હતી. જાણે પત્તયાના દરિયામા પૂર આવ્યુ હતુ

ચારુ આખી સાજ દોસ્તદારની જેમ વર્તી સાથે કેટલુ હસ્યા પણ ખરેખર તો એણે છેતરપિંડી કરેલી આખી સાજ મૂરખ બન્યાનુ અપમાન ટી કે અનુભવી રહ્યો. સારુ છે કે કુમાર અને હર્ષ એમના પોતાના રૂમમા છે એણે વિચાર્યુ નહીં તો જાણે એ બમણો મૂરખ બન્યો હોત

વાતચીતને હવે કશો અવકાશ ન હતો રમેશ અને ટી કે છોકરીઓની સાથે નીચે ગયા હોટેલના કમ્પાઉન્ડમા જ એક ટ્રક ટૅક્સી મળી ગઈ કોઈ કશુ બોલ્યુ નહી ચારુએ ધીરેથી આવજો કહ્યુ ટી.કે એ સભ્યતા સાચવવા હાથ જરા ઊચો કરી જવાબ વાળ્યો

ટ્રકના ખુલ્લા ભાગમા ચડી જતાની સાથે સુકન્યાને યાદ આવ્યુ – ઑર્કિડની એક છડી રૂમમા જ રહી ગઈ હતી. માથામા નાખેલા ઑર્કિડ વિલાઈ રહ્યા હતા એણે જલદી પાછળ જોયુ રમેશ હોટેલના મકાન તરફ ચાલવા માડ્યો હતો એનુ સરનામુ લેવાનુ પણ રહી ગયુ હતુ



# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

*૪. નિષ્ક્રમણ અને મહાત્યાગ*

મુંબઈમાં ઠંડી ઍરકંડિશન્ડ મકાનોમાં અને વસંતઋતુ કેવળ સિનેમાને પડદે તથા છેલબટાઉ લોકોનાં કપડાંઓમાં વસે છે. બાકી મુંબઈના રસ્તાઓ પર, માળાઓમાં, ચાલીઓમાં, ફૂટપાથો પર અને ઝૂંપડપટ્ટીઓમાં ઉનાળો અને ચોમાસું એ બે ઋતુઓ જ અનુભવવા મળે છે. અમારા જામનગર પર મોસમી પવનોની કૃપા સરકારી કૃપા જેવી બિલકુલ મનસ્વી છે. એટલે અહીં અમે વાછંટને પણ વરસાદ કહી આનંદીએ છીએ ને જરાક અમથા છાંટા પડે કે અમારાં હૈયાં એટલાં તો આનંદથી છલકાય છે કે શાળાકૉલેજોમાં રજા પડી જાય છે. અમારા આ અનુભવે મુંબઈની વરસાદની હેલીને, અને કમ્મરબૂડ પાણીમાં પણ કામે જતાં લોકોને અમે ભૂલી ગયાં હતાં. મુંબઈગરાંઓ પાસે હોય તેટલા કપડાંના સેટ, મેઘરાજાની તીવ્ર બાણવૃષ્ટિ સામે કવચની ગરજ સારતો વરસાદી કોટ વગેરેનો સાજસરંજામ પણ અમારી પાસે ન હતો. પગ વર્ષોથી ચંપલને ટેવાયેલા, અને, ચંપલ પહેરીને ચોમાસામાં હું ચાલું છું ત્યારે, મારા ઝભ્ભાના પાછળના ભાગમાં પિકાસોને ઝાંખો પાડે તેવી ભાત થઈ જાય છે. તેમ જ રસ્તે આવતાં મોટર-ખટારા-સ્કૂટરથી લોકો નથી ભડકતાં એટલાં મારી નજીક ચાલવાથી ભડકતાં હોય છે. જુલાઈની અધવચ્ચે અમે મુંબઈ આવ્યાં ત્યારે બાર નહીં તો દસ મેઘ તો ખાંગા થઈ ગયા લાગતા હતા.

બધી સૃષ્ટિ ઘેલી બનીને આ વૃષ્ટિમાં નહાતી હતી ત્યારે, ડાહ્યા બનીને અમારે બીજી સૃષ્ટિમાં વિહાર કરવાનો હતો. ના, કેદમાં પુરાવાનું હતું. યુ.એસ. એજ્યુકેશનલ ફાઉન્ડેશને અમારી માફક અમેરિકા ભણાવવા જનારાંઓ માટે ઓરિએન્ટેશનનો કાર્યક્રમ રાખ્યો હતો. અમારી મંડળીમાં ચારેક મહિલાઓ હતી, બાકીના બારપંદર અમે નરબંકાઓ હતા. એક મિ. ભાર્ગવ મારી માફક સજોડે અમેરિકાગમન કરવાના હતા અને એમને એક નાનો પુત્ર પણ હતો એટલે એ સપરિવાર પ્રવાસ કરવાના હતા.

અમારામાંથી બેએક સદ્‌ગૃહસ્થો કૉલેજ-અધ્યાપકો હતા. અમે સૌ ભારતનાં બાળકોને ભણાવવાનું સામાન્ય કાર્ય કરવાનું છોડી, અમેરિકાનાં દેવદીધાં બાળકોને ભણાવવાનું કાર્ય કરવા માટે પસંદગી પામ્યાં હતાં એટલે, અમારી ગુરુતાની માત્રામાં સારો એવો વધારો થઈ ગયો હતો. એમાંયે પ્રોફેસરની જાતમાંથી આવેલા એક સજ્જન અમારા જેવા માસ્તરોના સ્પર્શથી અભડાઈ જવાની બીકે તદ્દન અલગ બેસતા અને અમારી કોઈની સાથે વાત જ ન કરતા હોય ત્યાં એ ભળે તો શાના ? અમારા જેવા નીચી પાયરીના પંતુજીઓ સાથે એક પંગતે બેસવાનું તેઓ ટાળી શક્યા હોત, જો ગુરુત્વાકર્ષણથી એમની ખુરશીને એ ઊંચી કરી શકતા હોત. કંઈ નહીં તો પોતાના નાકનું ટીચકું તો એ ઊંચું રાખતા જ હતા.

મારો નિયુક્તિપત્ર જોઈ હું ડઘાઈ ગયો હતો. વિજ્ઞાન અને ગણિતનો આપણે ત્યાંનો કોઈ શિક્ષક ત્યાં વિજ્ઞાન કે ગણિત શીખવવા જાય એ સમજી શકાય તેવી વાત છે. પરંતુ, જેની માતૃભાષા અંગ્રેજી નથી તેવો બિનઅંગ્રેજી હું, ત્યાં જેમની માતૃભાષા અંગ્રેજી છે તે બાળકોને અંગ્રેજી ભણાવવા જતો હતો. ઠાકોર પાંચમા ને ઠાકોર આઠમાની સાઠમારી આરંભાઈ તેની ક્યાંય પહેલાં હું અંગ્રેજી ભણ્યો હતો એ ખરું, પણ કોઈ અંગ્રેજ શિક્ષક કે પ્રાધ્યાપકના સંપર્કમાં કદી આવ્યો ન હતો. આ તો રશિયા સામ્યવાદ શીખવવા જવા જેવું કે ખારાઘોડા મીઠું વેચવા જવા જેવું કામ હતું. અમદાવાદી ભૂસાના સુરતમાં શા ભાવ ઊપજશે એમ મને થતું હતું, પણ ગોરખ તો હજી આઘે જાગવાના હતા. અત્યારે તો આ 'ઓરિએન્ટેશન'નું ભૂસું અમારે સત્તર જણાંએ અમારાં મગજમાં ભરવાનું હતું. સાસરે જતી દીકરીને મા ને માસી

ને કાકી ને ફોઈ શીખ આપતા હતા

કોઈએ અમને ભારતના અનધિકૃત 'રાજદૂત' તરીકે બિરદાવ્યા તો કોઈએ અમને ભારતીય સંસ્કૃતિના વણજારા તરીકે ઓળખાવ્યા ભારતીય ઇતિહાસ, ભૂગોળ, શિક્ષણ અર્થકારણ રાજકારણ સંસ્કૃતિ આદિનુ અમારુ જ્ઞાન પૉલિશ કરી તાજુ કરવામા આવ્યુ વાસી શાકભાજી ઉપર જાણે કાછિયાએ પાણી છાટ્યુ અમેરિકામા અમારે કેમ બોલવુ, રહેવુ ફરવુ તે વિશે અમારા પ્રશ્ન વિના, શ્રીકૃષ્ણની અદાથી અમને જ્ઞાન આપવામા આવ્યુ ખાતી વખતે કાટો અને છરી કેમ પકડવા, કેમ મૂકવા ને ક્યા રાખવા તે વિશે એક પારસી બાનુએ વેધક પ્રકાશ પાડ્યો અમારા સૌમા રહેલો શિક્ષકનો જીવ નિદર્શન વિનાના આ અપ્રત્યક્ષ પોપટપાઠથી સતોષ ન પામ્યો વળી, અમારામાથી જેઓ મારી માફક બ્રાહ્મણો હતા એમને ખાણાની રીતભાત કરતા ખાણામા, ટપૂટપૂ કરતા મમૂમમૂમા, વધારે રસ હતો. અમારો અસતોષ આથી બમણો થઈ ગયો હતો

અમે સત્તર અમેરિકાના બાળકોના ગુરુપદે સ્થપાતા પહેલાથી અખાના છપ્પા પ્રમાણે 'ગુરુ' હોઈ મણ'મા હતા જ અને આ અમેરિકાની છાપ લાગતા 'ખાડી'ના થઈ ગયા હતા. આથી અમને શિષ્ય બનાવવાનો આ ઓરિએન્ટેશનનો પ્રયોગ ધૂળ ઉપર થતા લીંપણ જેટલો જ સફળ થવાનો હતો એ વિશે શકાનુ કઈ કારણ ખરુ ? તો સામે પક્ષે એ શક્યતા પણ હતી કે અમો સત્તરમાથી કોઈ એકાદ બે વ્યક્તિઓ બોલચાલે અને વેશપરિધાને સવાઈ અમેરિકન પણ થઈ આવીએ એકબે મિત્રોએ 'હાઈ' અને 'યા'થી આરભ કરી દીધો જ હતો મને ત્યારે ખબર પડી કે આ 'યા' એટલે મરાઠી આવો' નહીં, પણ ઇંગ્લડનુ અને ભારતીય અગ્રેજી ભાષાનું સાદુસીધુ 'યસ' છે અને જેટલી વાર મેં 'હાઇ' સાભળ્યુ છે તેટલી વાર મારો મૌખિક નહીં તો માનસિક પ્રતિભાવ વોય'નો જ રહ્યો છે જૂની ટેવનુ કારણ, બીજુ શુ ?

આજનુ શિક્ષણ દૃક્શ્રાવ્ય સાધનો અને પ્રત્યક્ષ પ્રયોગમા માને તેમ, અમને પણ અમેરિકાના દિવગત પ્રમુખ કેનેડીના જીવનને લગતી એક ફિલ્મ બતાવવામા આવી એ ફિલ્મ દ્વારા અમે થોડુ બૉસ્ટન, થોડુ વૉશિંગ્ટન, ત્યાના થોડા સૈનિકો, વ્હાઇટ હાઉસ વગેરે જોયુ આપણે જેમ 'સત્યમેવ જયતે'નો આદર્શ જ રાખ્યો છે અને આદર્શ તો સદા દૂર જ હોય આચરણ એથી વિપરીત જ હોય તેમ આ અમેરિકાના પ્રમુખોના નિવાસસ્થાનના નામ પરથી એમની પ્રવૃત્તિ કાળા કૃત્યોની જ હશે કે શુ એ પ્રશ્ન મનમા થયો એક ત્રણ તારક હોટેલમા ખાણાનો કાર્યક્રમ રાખવામા આવ્યો જેથી અમે છરીકાટાચમચા વાપરવા ભણી વળીએ તિવારી નામના એક ગૃહસ્થે બ્રેડ કાપવામા એટલુ જોર વાપર્યું કે નીચેની પ્લેટના બે ટુકડા થઈ ગયા એક સાઉથ ઇંડિયન બહેન કાટાથી કશુ પકડી પોતાના મોંમા મૂકે તે પહેલા જાણે એ સીધુ પેટમા જવા માગતુ હોય તેમ એમના પેટ પર અથડાયુ અને એમની શિફોનની સાડી પર નવી ભાત પડી ગઈ ચમચાથી સૂપ પીતા મારાથી સબડકો ભર્યા જેવો અવાજ થતા, અમારા વીસ ઉપરાત આજુબાજુના ત્રણ ટેબલ પરના જમનારા મારી સામે જોઈ રહ્યા. પણ સબડકાનુ વધારે સગીત પીરસવાનુ મેં માડી વાળ્યુ જો જમવા માટેની પદ્ધતિ રોજ આ રહેશે તો મારે બારેય માસ રોજા જેવુ થશે એવી દહેશત મારા મનમા જન્મી

વરસાદની અને વ્યાખ્યાનોનીઆ હેલીમા અમને એક વીજળી સ્પર્શી ગઈ અમારી મૂળ પ્રવાસ યોજના અનુસાર અમારે મુબઈથી ગમે તેટલા સામાન સાથે લડન સુધી ચાર્ટર્ડ ફ્લાઇટ હતી અને પછી, સધેમ્પ્ટનથી ન્યુયોર્ક પ્રેસિડેન્શિયલ લાઇનરના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ' જહાજમા એટલૅંટિક ઓળંગવાનો હતો અખાતી પ્રવાહમા અમારુ જહાજ કોલબસના વહાણને શિરોટે ચાલતુ હશે એ કલ્પના હતી તેને, ન્યુયોર્કના બારામાં કામ કરતા કોઈ યુનિયને હડતાલ પાડી, વેરવિખેર કરી નાખી કોલબસ, કોર્તેઝ ફ્રાન્સિસ ડ્રેક અને સર વૉલ્ટર રેલીની માફક અમારી સફર સાહસની તો ન હતી, પણ એ સમદરી સફરનુયે એક સાહસ અમારા ભાગ્યમા ન હતુ લખાયુ એમ. આશ્વાસન માન્યુ કે, ટાઇટેનિકની જલસમાધિમાથી ઊગરી ગયા

આ વીજ આચકાની અસર અમારી જાત ઉપર

થઈ એથી વધારે જોરદાર અસર અમારા સામાન પર થઈ. પેલા ઇજનેરસાહેબનો ડબ્બો વામી દેવો પડ્યો અને બીજાં પણ કેટલાંક ઠીઠડાં કાઢી નાખવાં પડ્યાં. ત્યાં જાણે પુસ્તકો મળતાં જ ન હોય એમ માની, મારી સાથે હું કેટલાંક પુસ્તકો લઈ જતો હતો તે કૅન્સલ થઈ ગયાં. એક તરફથી આ રીતે સામાનનું વજન ઘટી ગયું અને બીજી તરફથી. પુષ્પાની ટિકિટનો વધારાનો ચાર્જ લઈ, મારા ખિસ્સાને પણ હળવું થવું પડ્યું. કમને કરેલો એ ત્યાગ માયાનો જ હતો એ જ્ઞાન લાધ્યું છે એમ આજે પણ કહી શકાય તો કેવું સારું !

આખરે વિદાયનો દિવસ, નહીં, રાત — કારણ વિલાયત ભણી જતાં બધાં હવાઈ જહાજો મધરાત પછી જ, ચોરની માફક, આપણો દેશ ત્યારે છોડતાં તે — આવી પહોંચતાં, ફુલબ્રાઇટ ગ્રાંટ મેળવનાર અમને સૌને પ્રેમભરી વિદાય આપવાને યુસેફીનાં ડાયરેક્ટર શ્રીમતી ઑલિવ ગૅડિક દિલ્હીથી મુંબઈ આવી પહોંચ્યાં. બાઇબલ- નિર્દિષ્ટ ત્રણ કોડી ને દાયકું એ વટાવી ચૂક્યાં નહીં હોય તો, વટાવવાને ઉંબરે ઊભાં લાગતાં હતાં. બેઉ કાખમાં ઘોડી વિના ડગલું નહીં ભરી શકનાર ઑલિવમાએ જીવનનો આટલો ગાળો કેમ વિતાવ્યો હશે એ અચરજ હતું. સંભવ છે કે જમના દૂતો એમની તલવારની ધાર જેવી તેજ બુદ્ધિથી, એવી જ તેજીલી ને માણકી ઘોડી જેવી વેગીલી જબાનથી, અને કોઈનીયે સહાય વિના હરવુંફરવું, બેસવુંઊઠવું, ચડવુંઊતરવું વગેરે તમામ હલનચલનમાંની એમની હરણી જેવી ચાલથી ડરતા હશે. ડોસીથી કોણ ન ડરે ? જોકે આ ડોસી દરગા જેવાં ન હતાં, નાજુક હતાં. (૧૯૬૮માં એ કબરમાં પોઢ્યાં. પ્રભુ એમના આત્માને શાંતિ આપે.)

સ્વદેશ અને સ્વજનોથી છૂટાં પડવાનું, અને તે પણ, પૂરા એક વર્ષ માટે, આવી પહોંચ્યું. એમને છોડવાનું દુઃખ તો હતું જ, પણ સ્વચ્છંદથી છૂટા પડવાની પીડાની કલ્પના મને પીડતી હતી. એક વરસ માટે સોપારીનો ત્યાગ કરવાનો ! મારા અનેક પ્રવાસોની મારી સાથીદાર સૂડી અહીં મુંબઈ જ છોડી જવી પડશે ? સરસ્વતીચંદ્રની મણિમુદ્રાની માફક, એ સદાય મારી આંગળીએ રહેતી ન હતી, પણ આંગળીઓના હાર્દ સુધી પહોંચવા એની ધારે કરેલા અનેક પ્રયત્નોની ચાડી મારાં આંગળાં ખાતાં હતાં. આંગળીઓ પરના એના પ્રેમનો પ્રતિસાદ એની ધાર વાગતા સાથે જ આંગળીઓમાંથી ઊડતા લોહીના ફુવારા પાડતા. ભુજના ભચુ જુણસની બનાવેલી એ સૂડી લોખંડની ભલે ને હતી, મારે મન મારી સોપારીપ્રીતિની એ સુવર્ણકડી હતી. સરસ્વતીચંદ્રની એક જ આંગળીએ મણિમુદ્રાનું અંકન હશે. મારી પાંચેય આંગળીઓએ મારી આ સૂડીનાં અંકનો સોહે છે. હવાઈ મથકે, સ્વજનોથી છૂટા પડતી વખતે મેં એ પુત્ર અશોકને આપી. આ વિરહની પીડા મારે માટે અસહ્ય હતી — પુષ્પા સાથે હોવા છતાં.

સોપારીશૂન્ય અમેરિકાને સ્વર્ગલોકતુલ્ય તો શું, ભૂલોક તરીકે પણ હું સ્વીકારવા તૈયાર ન હતો. એક કિલોને હિસાબે – ને સમયે – માત્ર ચાળીસ રૂપિયાને હિસાબે છસો રૂપિયા આપું તોયે મારો છ મહિનાનો સોપારીનો ક્વોટા નીકળતો ન હતો. સોપારી પરનો ભાવ આટલો હોય ત્યાં, કેટલાં સોપારી લઈ જવાં ? અને લઈ ગયા પછીયે અમેરિકન કસ્ટમ ખાતાનું શું ? દસ કિલો કોકેન કે વીસ ત્રાસવાદી એ કસ્ટમ ખાતાની નજર ચૂકવી શકે છે, ભારતની ખાવાની કોઈ વસ્તુ એમનાં શ્વાનનાક તળેથી છટકી નથી શકતી. પકડાઈને અમેરિકન કેદખાનામાં પૂરે તેનો ભય ન હતો. એ સોપારીને, ન્યુયૉર્કના બારામાં ઊભેલી સ્વાતંત્ર્યદેવીને ચરણે, હડસન નદી અને સમુદ્રના સંગમે અર્પણ કરી દેવાનું પુણ્ય કમાવાની ઇચ્છા ન હતી. ગૌતમ બુદ્ધે પત્ની અને પુત્રનો ત્યાગ કર્યો હતો તેમ મેં પણ ભારતનિષ્ક્રમણ કરતી વેળા સોપારીનો મહાત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.

વિલેપારલે રહેતાં અમારાં સ્વજનને ત્યાંથી રાતે સાડા અગિયાર વાગ્યે નીકળી, ઉમાશંકરનો 'નિશીથ' રઝળવા નીકળે તે સમયે મધરાતના અઘોર પહોરે અમે મુંબઈના સાન્તાક્રુઝના વિમાનપત્તને પહોંચ્યાં. દિવાળી હોય તેમ વિમાનઘર ઝાકઝમાળ હતું. ચોરની માફક મધરાતે અમે જતાં હતાં. અમે જતાં ન હતાં, ઍર ઇંડિયાનું વિમાન અમને લઈ જતું હતો, છતાં કુટુંબકબીલો હારતોરા લઈને હાજર હતો.. કેમ જાણે

અમે અમેરિકા પર વિજય મેળવવા જતા ન હોઈએ ? આજથી ત્રીસબત્રીસ વર્ષો પહેલા, ૧૯૬૫મા આજના જેવો સિક્યુરિટીનો ત્રાગ ન હતો. પાસપોર્ટ વીઝા વગેરે ચેક કરવામા આવ્યુ જકાતની પણ તપાસ થઈ શિક્ષકની જમાત દાણચોરી કરે તો પૃથ્વી રસાતાળ જાય ને ? પણ સરકારી કાયદો અને એથી વધારે એ કાયદાનો અમલ કરનાર સરકારી કર્મચારી પોતાનો અધિકાર પુરવાર કરવા માટે પણ ઝીણવટથી તપાસ કરે ને ? પાસપોર્ટના અમારા ફોટોગ્રાફ સાથે અમારા ચહેરાની રેખાઓનો મેળ બરાબર બેસાડવામા આવ્યો વીઝાની છાપ યુ એસ કચેરીની જ છે તેની ખાતરી કરવામા આવી અને તે પછી અમારા સામાનથી અમને વિખૂટા પાડી વરસાદની ઝરમરમા નહાતા વિમાન ભણી અમને વાળવામા આવ્યા અમારા હૃદય અને આખોની સાથે સહાનુભૂતિમા અમારા કપડા પણ થોડા દ્રવવા લાગ્યા

અને સમગ્ર ભારતવર્ષના લોકોના લોચનો નિદ્રાઘેરા હતા સમસ્ત દેશે શર્વરી હતી અને મધરાતના અઘોર પહોર હતા ત્યારે એર ઇન્ડિયાનુ ચાર્ટર્ડ બોઈંગ વિમાન કાચનજઘા રાતના એકને ટકોરે અમારે ગુરુઓનો ભાર હોવા છતા હળવુફૂલ હોય એમ ઊડ્યુ અને ચકરાવો લઈ આથમણી દિશામા વળ્યુ થોડીક જ ક્ષણોમા મુબઈના દીવાઓ દેખાતા બધ થયા, અને અમારા કાચનજઘા વિમાનની નજીક અધકાર સિવાય કઈ ન રહ્યુ બધુ દૂર સુદૂર થઈ ગયુ અમે કોઈ આપત્તિમાં આવી પડ્યા ન હતા છતાય, ભગવાનને યાદ કર્યા ના, એ યાદ આવી ગયા અને અમે બનેએ હળવે સ્વરે પ્રાર્થના કરી ◻

**નિયતિ અને મુક્તિ**

*નથી જાણતો તુ*
*આ દેહ (તેની) અપરપાર મર્યાદાઓ ?*
*છતા તારા સાન્નિધ્યમા જ પામુ*
*શતોન્મુખી વિનિયોગ*
*અચબો પમાડે મને—*
*મારો જ દેહ*
*નિયતિ અને મુક્તિના બે સીમા પ્રપચો*
*ઉલ્લઘી ન શકાતી*
*અનહદ શક્યતાઓને પામુ*
*હુ મને તારા વડે*
*તુ મને મારા થકી.*
*આ ઐતિહાસિક સમયની રચનાની ભીતરે*
*તારી સગાથે ગાળેલી*
*તરબતર શાત*
*અનૈતિહાસિક સ્વકીય પળોને—*
*તાજા જ ખીલ્યા તા જે પ્રસૂન*
*વીણેલા શુભ્ર ગુલાબી*
*અતીવ કોમળ અસ્પર્શ્ય સિરીષ*
*ફૂલોની પ્રફુલ્લ મુદ્રાના સમૂહમાં*
*સાચવી લઉ ચાલ**

**માલતી પરીખ**

* નિયતિ અને મુક્તિની વાત માર્કસને વાચતા સૂઝી. તેની પોતીકી રીતમા સિદ્ધાતમા તત્ત્વજ્ઞાનની ને રોજિંદા જીવનની પણ આ મુખ્ય ઘટના.

**ગઝલ**

*વાત કરવા ના મને મોકો મળ્યો*
*ભેટ ધરવા ના મને મોકો મળ્યો*
*ભીડમા આગળ વધી હુ ના શક્યો*
*પાસ સરવા ના મને મોકો મળ્યો*
*એમણે ના સાચુ સરનામુ દીધુ*
*ઠામ ઠરવા ના મને મોકો મળ્યો*
*એમના પ્હેલા જ હુ ડૂબી ગયો*
*શ્વાસ ભરવા ના મને મોકો મળ્યો*
*રાત વાદળછાઈ વીતી, એટલે—*
*તારા ગણવા ના મને મોકો મળ્યો.*
*પેસતા વાવડ મને માઠા મળ્યા.*
*ક્યાય ફરવા ના મને મોકો મળ્યો.*
*ઘાવ ઉપર ઘાવ ઝીંકાતા રહ્યા*
*પ્રેમ કરવા ના મને મોકો મળ્યો*
*ના કશી સમજણ પડી, સમજણ વિના*
*કાઈ કરવા ના મને મોકો મળ્યો*

**ફિલિપ ક્લાર્ક**

# નૉટ ગિલ્ટી

પન્ના નાયક

એક શુક્રવારે બપોરે જિતેન્દ્ર પથારીમાં પડ્યો હતો. શરીર ખુલ્લું હતું. પગ પર અસ્તવ્યસ્ત ચાદર પડી હતી. એ ચિત્રાને જોતો હતો. ચિત્રા કપડાં પહેરતી હતી. લાગતુ હતું કે ચિત્રા એના મનથી ક્યારની અપાર્ટમેન્ટની બહાર નીકળી ગઈ છે. ચિત્રાએ સલવાર કુર્તું પહેરી લીધાં. જિતેન્દ્ર ઇચ્છતો હતો કે ચિત્રા રોકાઈ જાય.

"તું ઘેર જાય ત્યારે તને ગિલ્ટી ફીલ થાય ? અત્યારે મારી સાથે હોય ને થોડી વાર પછી નીલેશ, ઋતુ..."

"ના." ચિત્રાએ પર્સમાંથી બ્રશ કાઢી વાળ ઠીક કર્યા.

*

જિતેન્દ્રને ચિત્રાના પરિચયના દિવસો યાદ આવ્યા.

યુનિવર્સિટીની જિંદગી એને સદી ગઈ હતી. ઇકૉનોમિક્સ વિષય ભણાવવાનો. ઊગતી પેઢીને પ્રોત્સાહિત કરવાની. કલીગ્સ સાથે ચર્ચાવિચારણા કરવાની. મીટિંગ્સ. સેમિનાર્સ. પેપર પ્રેઝન્ટેશન. ઉનાળાની રજામાં બે મહિના રિસર્ચ. એક મહિનો માને પૂના મળી આવવાનું. પોતાનો બૅચલર માટેનો અપાર્ટમેન્ટ. બપોરે ફૅકલ્ટી ક્લબમાં જમવાનું. સાંજે ફળફળાદિ કે એકાદ વાનગી બનાવવાની. અમેરિકા આવ્યો ત્યારથી આ એનું રૂટીન હતું.

એક શુક્રવારે ફૅકલ્ટી ક્લબના કાફેટેરિયામાં બે અમેરિકન સ્ત્રીઓ સાથે બાજુના ટેબલ પર બેઠેલી ચિત્રાને જોઈ. ત્યારે નામ ખબર નહોતું. ચિત્રાએ રેશમી સાડી પહેરી હતી. બ્લાઉઝ કોણી સુધીનું હતું. વ્યવસ્થિત ઓળેલા ટૂંકા વાળ. આછો મેકઅપ. હસીને વાત કરતી હતી. અચાનક આંખો મળી. મોંમાં મૂકવા ઊંચકાયેલો કાંટો ઘડીભર હાથમાં થંભ્યો હતો. કશું જ ન બન્યું હોય એમ ચિત્રાએ કાંટા પરનો બટાકાનો કટકો મોંમાં મૂક્યો હતો. પાણી પીધું હતું. સાથેની સ્ત્રીઓ સાથે ફરી વાતે વળગી હતી.

પછીના શુક્રવારે પણ ચિત્રા ફૅકલ્ટી ક્લબમાં જમવા આવી હતી. એ એકલી નહોતી. સોશિયોલોજીની પ્રોફેસર ડૉક્ટર ફ્રેન્કલ સાથે હતી. એણે ને ચિત્રાએ એકમેકની હાજરી નોંધી હતી. એ જમવાનું પતાવીને બહાર નીકળતો હતો ત્યારે ડૉક્ટર ફ્રેન્કલે ઓળખાણ કરાવી હતી.

"ડૉક્ટર કાળે, આ ચિત્રા છે. 'જેન્ડર ઍન્ડ આઇડેન્ટિટી'ના મારા શુક્રવારના ક્લાસમાં છે."

"મળીને આનંદ થયો." જિતેન્દ્રે કહેલું.

જિતેન્દ્રના જીવનમાં ચાળીસ વરસે વસંત પ્રવેશી. ચિત્રાની આંખોમાં કાંઈક એવું તેજ હતું કે જિતેન્દ્ર અંજાઈ ગયો. અંજાઈ ગયેલી એની આંખો ધોળે દિવસેય બીજો કોઈ પ્રકાશ સહન નહોતી કરી શકતી. એણે ચિત્રાનાં સ્વપ્નો જોવાં માંડ્યાં હતાં.

એક શુક્રવારે ચિત્રા ફૅકલ્ટી ક્લબમાં એકલી જમતી હતી.

"હું બેસી શકું ?" જિતેન્દ્રે પૂછેલું.

"હા."

"આજે ડૉક્ટર ફ્રેન્કલ નથી ?"

"કેમ, મારી સાથે એકલા જમતાં ડર લાગે છે ? ડૉક્ટર ફ્રેન્કલ આવતાં જ હશે." ચિત્રા હસેલી.

ચિત્રાએ પોતાનો પરિચય આપેલો. કુટુંબમાં પતિ નીલેશ અને દસ વરસની દીકરી ઋતુ. સુખી છે એમ કહેલું. નોકરી નથી કરતી. સ્ત્રીઓ માટે 'સાહેલી' નામની સંસ્થા ચલાવે છે. દર પંદર દિવસે એને ઘેર સ્ત્રીઓ મળે છે. અમેરિકામાં સ્ત્રીઓના સામાજિક પ્રશ્નો વિશે ચર્ચાવિચારણા કરે છે. જરૂર હોય એવી સ્ત્રીઓને આર્થિક સહાય કરે છે અને પ્રોફેશનલ મદદ મેળવી આપે છે.

જિતેન્દ્રે એનો પરિચય આપ્યો હતો પ્રોફેસર છે બેચલર છે બેચલર છે એમ કહ્યુ ત્યારે ચિત્રાએ સહેજ પણ કુતૂહલ દર્શાવી પૂછ્યુ નહોતુ કે જિતેન્દ્રના જીવનમા ક્યારેય કોઈ સ્ત્રી હતી ખરી ? ચિત્રાએ આવો સ્ત્રીસહજ પ્રશ્ન નહોતો પૂછ્યો એથી જિતેન્દ્રને આશ્ચર્ય થયેલુ

જિતેન્દ્રને એની સાથે ભણાવતી એની ઉમરની અમેરિકન સ્ત્રીઓનો અને એને અહોભાવથી જોતી અમેરિકન વિદ્યાર્થિનીઓનો પરિચય હતો પણ એ કોઈથી આકર્ષાયો નહોતો. ચિત્રા માટેનુ એનુ આકર્ષણ વધતુ જતુ હતુ ચિત્રાને એકલા મળવા માટે એનુ મન ઝખતુ હતુ સાથે સાથે એ મનને મનાવતો હતો કે ચિત્રાને એનુ પોતાનુ સુખી વિશ્વ છે એ વિશ્વમા જિતેન્દ્ર ક્યારેય પ્રવેશી નહી શકે અને ચિત્રા, એક ભારતીય સ્ત્રી, શા માટે પોતાના સુખી વિશ્વના શાંત પાણીમાં અમસ્તીય કાકરી ફેકી વમળ જન્માવે ? એણે વાસ્તવિકતા સ્વીકારી ચિત્રા માટેની ખોટી ઝખના છોડી દેવી જોઈએ અને છતાય એ શુક્રવારની રાહ જોતો એક શુક્રવારે એને જોતાવેંત ચિત્રા બોલેલી

"જિતેન્દ્ર આજે ક્લાસ કેન્સલ થયો"

બન્ને જણ સાથે જમેલા જિતેન્દ્રનો જીવ જમવામા નહોતો ક્લાસના સમયમાં ચિત્રા એને ઘેર આવી શકે કે કેમ પૂછેલુ ચિત્રાએ હા પાડેલી એ એને ગમ્યુ હોવા છતા આશ્ચર્ય થયેલુ પોતે ઑકવર્ડ ફીલ કરતો હતો

ઘેર આવીને બન્ને જણ પહેલા રસોડામા અને પછી બેડરૂમમા ઊભા રહ્યા હતા બન્ને નર્વસ હતા જિતેન્દ્ર વધારે કોઈ સ્ત્રીની આટલી નજીક એ આવ્યો નહોતો. એ સતત સભાન હતો કે ચિત્રા ભારતીય છે પરિણીત છે

'તમારે સૂટ કાઢવાનો છે કે નહીં ? ચોળાઈ જશે" ચિત્રાએ કહેલુ

એ પહેલો શુક્રવાર હતો રાતના સૂતા પહેલા જિતેન્દ્રે કેલેન્ડરના એ શુક્રવાર પર '૧' લખી દીધુ હતુ પછીના શુક્રવારોએ જ્યારે જ્યારે શક્ય હતુ ત્યારે ચિત્રા જિતેન્દ્રને મળતી જિતેન્દ્રને કુતૂહલ હતુ કે ઘેર જતા મોડુ થાય ત્યારે ચિત્રા નીલેશને શુ કહેતી હશે ? ક્લાસ લાબો ચાલ્યો મોટી અસાઈનમેન્ટ હતી એટલે લાઇબ્રેરીમા જવુ પડ્યુ ગાડીની તકલીફ થઈ બહેનપણીઓ સિનેમા જોવા ખેંચી ગઈ 'સાહેલી'ના ગ્રૂપમાથી કોઈકને મદદ કરવાની હતી. ક્યુ બહાનુ ? કયુ કારણ ?

એક વાર યુનિવર્સિટીના એક ફંકશનમા ચિત્રા નીલેશ અને ઋતુ સાથે આવી હતી જિતેન્દ્ર પાછળ બેઠો હતો, પણ જોઈ શકતો હતો કે ચિત્રા ઘડીક વાર જમણી બાજુ બેઠેલા નીલેશ સાથે તો ઘડીક વાર ડાબી બાજુએ બેઠેલી ઋતુ સાથે વાત કરતી હતી ફંકશન પૂરુ થાય એ પહેલા જ જિતેન્દ્ર નીકળી ગયો હતો

*

'મને થયુ કે કદાચ તુ ગિલ્ટી ફીલ કરતી હોઈશ.

જિતેન્દ્ર ઇચ્છતો હતો કે ચિત્રા ગિલ્ટી ફીલ કરે એને એમ હતુ કે "નીલેશ મને સમજી જ શકતો નથી. વી હેવ નો કમ્યુનિકેશન – અમે ઋતુને કારણે સાથે રહેવાનુ નક્કી કર્યુ છે તને મળુ છુ એ બરાબર કરું છુ ? આઇ ફીલ ગિલ્ટી " જેવા ચવાયેલા વાક્યો ચિત્રા ઉચ્ચારે જો ચિત્રા ગિલ્ટી ફીલ કરતી હોય તો એ એને વાસે સાન્ત્વનથી હાથ ફેરવી કહી શકે કે એ ચિત્રાની મૂઝવણ સમજી શકે છે

"ના.' ચિત્રાએ અરીસામા જોઈ વાળ પર બ્રશ ફેરવવાનુ ચાલુ રાખ્યુ

જિતેન્દ્રને જાણવુ હતુ કે ચિત્રા નીલેશને પણ આમ ગાઢ પ્રેમ કરતી હશે ? ચિત્રા નીલેશની વાત ક્યારેય ન કરતી

'તુ નીલેશને ચાહે છે ?'

ચિત્રાએ અરીસામાથી જિતેન્દ્રને જોયો જિતેન્દ્રનુ શરીર ખુલ્લુ હતુ પગ પર અસ્તવ્યસ્ત ચાદર પડી હતી બન્નેની આખો મળી. જિતેન્દ્રને થયુ કે ચિત્રા કહેશે કે જિતેન્દ્રનો પ્રશ્ન અસ્થાને છે

'હા. તને આશ્ચર્ય થાય છે ?'

"થોડુ"

"કેમ ?'

"તારી મારે માટેની ભરપૂર લાગણી જોઈને. તારું વર્તન જ જો ને. તું મને પ્રેમ કરે છે. કરે છે ને ?" જિતેન્દ્રને સાંભળવું હતું કે ચિત્રા નીલેશને નહીં, જિતેન્દ્રને ચાહે છે.

"તું તો બહુ સવાલો પૂછે છે." ચિત્રા જિતેન્દ્રને વળગી પડી. જિતેન્દ્રની છાતી પર માથું મૂકી ચાદર ખેંચી. આંખો મીંચી.

જિતેન્દ્ર જાગતો પડી રહ્યો. એને થયું કે ચિત્રાને જિતેન્દ્રને થતું કુતૂહલ નહીં, એના સવાલો નહીં, દલીલો કરતું એનું મન નહીં, માત્ર દર શુક્રવારે મળતો ભરપૂર 'પ્રેમ' જોઈએ છે. એને એમ પણ થયું કે ચિત્રા એને ચાહતી જ નહીં હોય. જિતેન્દ્રને ચાહતી હોય તો ચિત્રાને જરૂર લાગે કે એ નીલેશને દગો દઈ રહી છે. જો એ જિતેન્દ્રને ચાહતી જ ન હોય તો ગમે ત્યારે છોડી પણ દઈ શકે. જો ચિત્રા એને છોડી દેવાની હોય તો પોતે જ ચિત્રાને શા માટે છોડી ન દે ?

ચિત્રા જિતેન્દ્રની છાતી પર માથું મૂકી સૂતી હતી, પણ એ થોડી જ વારમાં જશે એ વિચારે જિતેન્દ્ર ખિન્ન થયો. એ બારી બહાર જોતો હતો. બહારથી છોકરાંઓનો રમવાનો અવાજ આવતો હતો. જિતેન્દ્રને ઋતુ યાદ આવી. ઋતુ અત્યારે બેબીસિટરને ત્યાં હશે. નીલેશ ઑફિસથી આવતાં લેતો આવશે. જિતેન્દ્રને ચિત્રાને પૂછવાનું મન થયું કે અત્યારે એને ઋતુ કે નીલેશ યાદ આવે છે ? ખરેખર કદાચ એ પૂછે તો ચિત્રા સફાળી ઊઠી ઘડિયાળ જુએ એની એને બીક હતી. ચિત્રા જિતેન્દ્રની છાતી પર માથું મૂકી સૂતી છે અને જિતેન્દ્ર નીલેશને યાદ કરે છે એમ ચિત્રા નીલેશ સાથે સૂતી હશે ત્યારે જિતેન્દ્રને યાદ કરતી હશે ? ત્યારે ચિત્રાને શું થતું હશે ? ચિત્રાના મોં પરના ભાવ કેવા હશે ? બહાર કોઈની બારી તૂટવાનો અવાજ આવ્યો. જિતેન્દ્રને થયું કે આવતા શુક્રવારે જમતી વખતે એ ચિત્રાને કહી દેશે કે એમનો ઋણાનુબંધ પૂરો થયો છે.

*

સવારનું કામ પતાવી જિતેન્દ્રે કૅલેન્ડર સામે જોયું. આજના શુક્રવાર પર '૩૬' લખ્યું હતું. છત્રીસ શુક્રવાર. નવ મહિના. પછી એણે ઘડિયાળ સામે જોયું. બપોરના એક વાગવાની તૈયારી હતી. ચિત્રા આવવી જ જોઈએ.

❒ ❒ ❒

ફાલ્ગુનીએ વાર્તા ક્રિએટિવ રાઇટિંગના પ્રોફેસર ડૉ. જોષીને વાંચવા આપી. ડૉ. જોષીએ એમનાં અડધિયાં ચશ્માં ચડાવી વાર્તા વાંચવા માંડી. ફાલ્ગુની એના દુપટ્ટાના છેડાની ઘડીક ગાંઠ વાળતી, ઘડીક છોડતી સામે બેઠી.

"હં." પ્રોફેસર જોષીએ કહ્યું.

"ગમી ?"

"ઠીક છે. જુઓ, આ હજી વાર્તા નથી બનતી. માત્ર વિચાર જ રહે છે. એમાં સચ્ચાઈ ખૂટે છે. વાર્તા બનવા એમાં વળાંક આવવો જોઈએ."

કઈ જાતનો વળાંક લાવે તો વાર્તા બને એની ગડમથલ ફાલ્ગુનીની આંખમાં હતી.

"તમે ઑથેન્ટિસિટી માટે સ્વાનુભવમાંથી કાંઈ લાવો. જુદું પરિપ્રેક્ષ્ય... વૉટ આઇ મીન ઇઝ – સ્ત્રીની જગ્યાએ પુરુષપાત્રને મૂકી જુઓ. સ્ત્રી સિંગલ હોય અને પુરુષ પરિણીત..."

ફાલ્ગુની પરિણીત પુરુષના પ્રેમમાં છે એની ડૉ. જોષીને ખબર હોય એમ એમના શબ્દોમાં એક્સરે વિઝનનો ઑથેન્ટિક રણકાર સાંભળી ફાલ્ગુની ચમકી, ઊઠી, અને ટેબલ પર પડેલી વાર્તાનાં પાનાં ભેગાં કરવા માંડ્યાં.

❒

# મદદનીશ :
# પ્રત્યાયનની સમસ્યાનું વ્યંજનાત્મક રૂપાયન

**બાબુ દાવલપુરા**

આધુનિક યંત્રવૈજ્ઞાનિક યુગમા માનવજાતે એવી અપૂર્વ અને આશ્ચર્યજનક સદેશાવ્યવહાર, વાહન-વ્યવહાર અને દૂરસપર્કની વૈજ્ઞાનિક શોધ સુવિધાઓ વિકસાવેલી છે કે બે નગરો સાત સમદરની પારના દેશો, અતરિક્ષમા ઊડતા વિમાનો તેમ જ અવકાશયાનોમા ગમે તે પળે સબધિત વ્યક્તિઓ સાથે સપર્ક સાધી શકાય છે પરતુ વસ્તુસ્થિતિની વિષમતા એ છે કે આપણી આસપાસ નજીકના સ્થળે કે એક જ મકાનમા વસતા મનુષ્ય સાથે પ્રયત્નો કરવા છતાય સબધનો સેતુબધ રચી શકાતો નથી. હજારો-લાખો માણસોની વચ્ચે હરતોફરતો આધુનિક યુગનો માનવી એકલતાના અભિશાપથી મુક્ત થઈ જ ન શકે, ત્યારે તેને જે શબ્દાતીત મનોયાતના અને વિવશતા સહેવી પડે તેનુ રૂપાયન શ્રી કિશોર જાદવની નવલિકા ' મદદનીશ 'મા એ પ્રકારે સધાયુ છે કે કૃતિના હાર્દને અવગત કરવા માટે લેખકે સહેતુક અધ્યાહાર રાખેલી વ્યવહારજીવનની વિગતો અને વસ્તુસવિધાનની ખૂટતી કડીઓ ભાવકે જાતે જ પોતાની સૂઝ-બૂજ પ્રમાણે શોધવી પડે, પ્રત્યાયનની જે મૂઝવણથી આ નવલિકાનો નાયક – નામકરણની અપાત્રતા ધરાવતો નાયક 'એ' પીડાયા કરે છે તેવી જાતની મૂઝવણ ભાવકે પણ કદાચ અનુભવવી પડે આપણે સગવડ ખાતર 'એ'ને વિનાયક કહીશુ.

વિનાયક વાર્તાના આરભે જે મકાન આગળ આવીને તેના આગલા ખડમા 'વિચારહીન દશામા જાણે ઘોરતા હોય એમ' ટેબલની આસપાસ કોઈ કાર્યમગ્ન 'અજાણી વ્યક્તિ'ને વીંટળાઈને બેઠેલા મુલાકાતીઓને જુએ છે તે સ્થળવિશેષનો પરિવેશ રહસ્યમય છે 'કરોળિયાની જાળની જેમ પથરાયેલા પ્રકાશ તળે' વિચારશૂન્ય મનોદશામા, જાગ્રત અવસ્થામા પણ ચેતનરહિત ભાસતા મુલાકાતીઓના ટેબલ પરના નકશા તરફ 'જાણે લબડી રહ્યા' હોય એવા ચહેરાઓ અને તેમનાથી ઘેરાયેલ પેલી અજાણી વ્યક્તિ વસ્તુત વિનાયક જે કપનીનો પદાધિકારી છે તેના જ પૂર્વપરિચિત માણસો છે, પણ અપરિચિતતાનુ આવરણ અને તેમના પારસ્પરિક સબધોનુ અતર એવુ અકળ ને અપારદર્શક છે કે, જાણે કોઈ કોઈને ઓળખતા જ ન હોય ! આવી અકળતાગ્રસ્ત પરિસ્થિતિમા મુકાયેલ વિનાયકને પેલી અજાણી લાગતી વ્યક્તિનો 'કંઈ કેટલીય રાત્રીઓના અખડ ઉજાગરા અને થાકને લીધે' ફૂલી ગયેલી આખોવાળો ચહેરો જોયા પછી પાછળથી ખ્યાલ આવે છે કે આ પોતાના સ્થાને બેસી કાર્યભાર સભાળી રહેલ વ્યક્તિ તો કપની તરફથી પોતાને મદદ કરવા નિમાયેલો પૂર્વપરિચિત મદદનીશ છે વાર્તામા આ મદદનીશની ભૂમિકા કેવળ કપનીના કામકાજ પૂરતી સીમિત નથી સુપ્રિયા અને વિનાયક વચ્ચેનો સબધ સપર્ક ખોરવાઈ ગયો છે 'ચારે દિશાઓને રૂધીને પથરાયેલા બોદા પહાડોને લીધે યા તો કપનીના અસખ્ય નકશાઓને લીધે ' આવાતેવા કોઈ 'નજીવા કારણને લીધે' કથળી રહેલો સુપ્રિયા સાથેનો સબધ ફરીથી સ્થાપિત કરવા વિનાયક આ મદદનીશને અવારનવાર એ રહસ્યમયી પ્રેયસી પાસે દોડાવે છે, પણ સુપ્રિયા તેને મળવાનુ ટાળ્યા કરે છે શાથી ? મદદનીશનુ દૂતકાર્ય પાર પડતુ નથી મદદનીશ અને મુલાકાતીઓ વચ્ચે કઈ બાબતે શી મુશ્કેલી છે તે અગે લેખકે જાળવેલુ મૌન રહસ્યમયતાના આવરણને વધુ અપારદર્શક બનાવે છે અલબત્ત, એટલુ જાણવા મળે છે કે એમની કપનીએ 'ઊંચાઈએ વસેલા છૂટાછવાયા શહેરોને એકબીજા સાથે સાકળી લેવા' એક 'રેલવે લાઇન' નાખવાની કામગીરી આરભેલી છે, પરતુ બોદા પહાડો પરથી ધસી પડતી માટીની ભેખડોના અવરોધને કારણે એ

શહેરો વચ્ચેનો અવરજવરનો બધો વ્યવહાર વારંવાર ખોરવાઈ જાય છે. આ કારણે 'જાણે સમસ્ત જગતથી વિખૂટા પડી જઈને, ક્યાંક પેલા બોદા પહાડોની નિર્જનતામાં' પોતે અટવાઈ પડ્યો હોય એવી એકલતામૂલક વ્યગ્રતા અસહ્ય થઈ પડતાં વિનાયકની સુપ્રિયાને મળવાની હૃદયઝંખના અને તે માટેના પ્રયત્નોની વિફળતા તેને અસ્વસ્થ બનાવી મૂકે છે. વિનાયકની આ ચૈતસિક ગતિવિધિનો સાંકેતિક નિર્દેશ આ વાક્યમાં વાંચવા મળે છે : 'તાબડતોબ સુપ્રિયા પાસે વળી મદદનીશને એ દોડાવતો — જાણે પહાડોની ઊંચાઈ પર બે શહેરો વચ્ચેના તૂટી ગયેલા સંપર્કને સાધવા.' (યુગસભા, પ્ર. આ. ૧૯૯૬, પૃ. ૭૩). આ કૃતિગત બાહ્ય પરિવેશની વિષમતામાં વિનાયકની આંતરિક ભાવસંક્રમણની સમસ્યાની ભાળ મળે છે.

આ સમસ્યાથી કેવળ વિનાયક જ નહિ, મદદનીશ અને સુપ્રિયા પણ એવી જ અટળ વાચિક ભાવાભિવ્યક્તિની મૂંઝવણ-અકળામણ અને તજ્જન્ય વિવશતા અનુભવે છે. મદદનીશને પોતાના સ્થાને બેઠેલો જોઈને વિનાયકને એવું અજાણ્યાપણું ઘેરી વળે છે કે 'એક ક્ષણ ગમ ખાઈને' એ સ્તબ્ધ બની જાય છે. સ્થાનફેરને લીધે ઉદ્ભવેલી મનોભ્રમણાને કારણે એક મુલાકાતી મદદનીશને જ વિનાયક માની બેસે છે, પણ તેની એ ભ્રમણા દૂર કરવા પાછળ દોડી ગયેલા વિનાયકનો ફેરો ફોગટ જ નીવડે છે. પાછા ફર્યા પછી પ્રત્યાયનમૂલક વિવશતાના નિવારણ અર્થે એ મદદનીશને મળવા 'જાણે મદદની ધા નાખતો, કવેળાએ પેલા મદદનીશની જેમ' એના મકાનનાં 'અણધાર્યાં ભિડાઈ ગયેલાં' દ્વાર ખટખટાવે છે; જોરશોરથી અવાજ કર્યા પછી પણ એ બીડેલાં દ્વાર ખૂલતાં નથી. તેથી ગેષે ભરાઈને એ બંધ મકાનની આસપાસ ઘૂમ્યા કરે છે — 'નિદ્રામાં ઘેરાઈ ગયેલા સુરક્ષિત કિલ્લાની નીરવતા ફરતે આંટાફેરા લગાવતો હોય એમ.' ઘર નામને પાત્ર એવા નિવાસ-સ્થાનની, આપ્તજનોના હૃદયગત સંબંધોની ઉષ્માભરી અનુભૂતિનો જ્યાં સદંતર અભાવ પ્રવર્તે છે એવા આ મકાનનો કાફકાની અરૂઢ કોટિની જાણીતી નવલકથા 'ધ કૅસલ'નું વિદગ્ધ ભાવકોને સ્મરણ કરાવે તેવો રહસ્યમય પરિવેશ આપણને જાણે કોઈ સાવ અપરિચિત એવા મનઃપ્રદેશમાં ખેંચી જાય છે. પોતાને વાણીના માધ્યમથી વ્યક્ત કરવામાં પારાવાર મુશ્કેલી અનુભવતા વિનાયક, મદદનીશ અને નોકરચાકર આદિ મોટે ભાગે તો મૂક હલનચલન અને અંગચેષ્ટાઓ દ્વારા પોતાના મનોગતને વ્યક્ત કરવા મથે છે. મુલાકાતીઓને પ્રત્યુત્તરરૂપે 'કશું મહાપ્રયત્ને ઉચ્ચારવા જાણે ડચકાં ખાતો' મદદનીશ તેની મૂંઝવણ શબ્દોમાં પ્રગટ કરી શકતો નથી ત્યારે તેની આ અકળામણ અને માનસિક તંગદિલી ટેબલ પર વારંવાર પછડાતા તેના જમણા હાથની ચેષ્ટાઓમાં પ્રગટે છે : 'એ હાથનાં અક્કડ આંગળાં ફાટેલા બેબાકળા મોંની જેમ પહોળાં થતાં જાણે કશીક વાચા પામતાં હતાં...' તેનાં આંગળાંના આ મૂક વાર્તાલાપનો મર્મ પામી ગયેલા વિનાયકનું 'મન વહાલથી ભરાઈ આવ્યું. એ હાથનાં વાચાળ આંગળાં જાણે એનાં પોતાનાં હોય એમ લાગ્યું.' (પૃ. ૫૬). આ પ્રસંગે મદદનીશનાં આંગળાંના ઇંગિત દ્વારા જાણે પોતે જ વ્યક્ત થઈ રહ્યો હોય એવી રાહત અને હળવાશ એ અનુભવે છે. અભિવ્યક્તિની આ તિર્યક ગતિના આલેખનમાં તેમ જ વિષયવસ્તુને અનુરૂપ પ્રતીકાત્મક પરિવેશનિર્માણમાં તરી આવતી લેખકની ભાષિક સજ્જતા અને કળાકીય સભાનતા સવિશેષ ધ્યાનપાત્ર લેખાય તેવી છે.

અલબત્ત, કિશોર જાદવની બીજી અમુક વાર્તાઓની જેમ આ વાર્તામાં પણ તેમના પ્રિય વિષયવસ્તુ — Theme—નું પુનરાવર્તન સંદર્ભભેદે થયેલું જોઈ શકાશે. જેના મનઃસહચાર અને હૃદયસંબંધને પુરુષ નિરંતર ઝંખ્યા કરે છે, પણ જેના સુધી પહોંચવાનો સેતુબંધ લાખ પ્રયત્નેય પૂરો રચી શકાતો નથી, એવી કોઈ 'સુપ્રિયા' અર્થાત્ અલભ્ય એવી રહસ્યમયી નારીના મનોમય સંબંધ-સંપર્કવિચ્છેદની કૂટ સમસ્યા અને તજ્જન્ય અસ્તિત્વપરક એકલતાની વેદના-સંવેદનાના વિષયવસ્તુને લેખક આ વાર્તામાં પણ રૂપાયિત કરવા લક્ષે છે. પરંતુ તર્કબુદ્ધિથી સહેજે ન સમજી શકાય એવું ઘણું બધું આ વાર્તાવિશ્વમાં બન્યા

કરે છે અને મનુષ્યોના વલણ-વર્તન એવા અકળ હોય છે કે કૃતિના હાર્દ સુધી પહોંચવા માટે ભાવકે લેખક દ્વારા વચ્ચે વચ્ચે મુકાયેલા સકેતોને સહારે અવધાનપૂર્વક અવરોધોને ઓળંગી આગળ વધવુ પડે કપનીએ — વસ્તુત લેખકે — એવો પ્રબધ કરેલો છે કે રોજ સાજવેળાએ એક બુઢ્ઢો અહીં વાયોલિનવાદન અર્થે નિત્યક્રમ અનુસાર આવે પણ આજ કોણ જાણે કેમ, એનુ વાદ્યસગીત વિસવાદિતામૂલક વિષમતાના આક્રમણ સૂરોથી વિનાયકને હચમચાવી મૂકે છે બુઢ્ઢો એ રીતે સૂરોના ઘાવ પર ઘાવ કર્યે જતો હતો કે જાણે રૂધાઈ ગયેલા રસ્તાઓ પર ચાલતા ખોદકામમા વિનાયક ખુદ ખોદાતો હતો એ વાયોલિનવાદકનુ સગીત મદદનીશની આગળીના ઈશારે અટકે છે ત્યારે જ વિનાયક હાશ અનુભવે છે બીજા દિવસે પ્રભાતે, રૂધાઈ ગયેલા માર્ગો ખૂલી ગયાના સમાચાર મળે છે પણ વિનાયકની ભૂમિકા મદદનીશ સભાળી લે છે તેથી વિનાયક અનિશ્ચિતતા અરાજકતાની મનોદ્વિધામા અટવાતો રહે છે સાજે મકાનના શયનખડમા કશોક ફુસફુસાટ થતો સાભળીને વિનાયક ત્યા જઈને જુએ છે તો યોદ્ધાની જેમ પથારીમા પડેલા મરણોન્મુખ મદદનીશની ઉપર ઝૂકીને સુપ્રિયા કશુક ક્ષમાયાચક સ્વરે ઉચ્ચારે છે નિરુપાય છુ માફ કરશો. આ નાજુક ગભીર પ્રસગે તે જાણે ભૂલથી મદદનીશને બદલે વાર્તાનાયકનુ નામ વારવાર ઉચ્ચારે એ ઘટના સૂચક છે સન્મુખ હોવા છતા સુપ્રિયાને મળવાનુ પેલા અલાયદા એકલદંડિયા ઓરડાના ભેજથી ખરડાયેલો વિનાયક ટાળે છે સુપ્રિયા પણ તેની ઉપસ્થિતિની કશી નોંધ લીધા વિના જ ત્યાથી ત્વરિત વેગે વિદાય થાય છે આથી ભીતરમા ખળભળી ઊઠેલો વિનાયક બુઢ્ઢાના હાથમાથી વાયોલિન છીનવી લઈ દીવાલ પર પટકે છે વિનાયકની આ ઉગ્ર પ્રતિક્રિયામા તેની અટળ મનોવિચ્છેદની વેદનાનો સકેત પામવાનુ કેળવાયેલા ભાવક માટે બહુ મુશ્કેલ નથી. વાણીનુ વરદાન પામેલ માનવજાતની સકુલ સમસ્યાના વ્યજનાત્મક રૂપાયનમા આ કરુણગર્ભ વાર્તાનો કળાવિશેષ રહેલો છે

❒

**જીવનપ્રયાગરાજ**

*જીવન પ્રયાગરાજ સાધો*
*જીવન પ્રયાગરાજ*
*તન મન ગગા યમુના, સાથે*
*મળીને કરશે કાજ જીવન.*

*ફોગટ શાને વિચારતી તુ*
*નાહક ખુદને ડુબાવતો તુ*
*કાલની વાતો કાલ, ભલે કર*
*આજની વાતો આજ જીવન.*

*સુખદુ ખ સારસજોડ છે*
*એમા શાને ડૂબ્યો, સાઈ!*
*ભલે એ માળો બાધે પીંખે*
*તુ તો તરી જા, ભાઈ!*

*જામ મધુરો મસ્તીનો પી*
*એ જ છે નોખુ વ્યાજ જીવન.*
*તન – મન, ગગા-યમુના.*

**માધુરી દેશપાડે**

**લઘુકાવ્યો**

(૧) *ચદની શીતળતાથી*
*નભે ચાદનીઓ ખીલે છે*
*કે કેટલાય સ્વપ્નો*
*આમ તો, અમાસના દિલે છે*

(૨) *મુજ ઘરની બારીનો આધાર લઈ*
*પારિજાત મ્હોરતો રહ્યો*
*મને જાણ ન થાત, પણ*
*એનો પ્રવાસ મઘમઘતો રહ્યો*

(૩) *ગુલાબની સુગધથી*
*તરબતર થાઉ તે પહેલા*
*કોઈક બૂમ પાડીને કહે*
*કામ પતાવો વહેલા!*

(૪) *વૈશાખી બપોરે*
*અચાનક ઘટા છવાઈ*
*બાળ્યા હશે શુ કોઈકે*
*પત્રો સ્વજનના?*

**માધુરી દેશપાડે**

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાલા**

અમદાવાદનાં દૈનિકો સાહિત્યિક કે સાંસ્કૃતિક સમાચારની પણ જો આભડછેટ રાખતાં હોય તો વળી પુસ્તકોના અવલોકનની તો વાત જ ક્યાંથી કહી શકાય ? દૈનિકોના તંત્રીઓ માને છે કે પુસ્તકોનાં અવલોકન દૈનિકમાં લેવાય તો વગર પૈસે પ્રકાશનની જાહેરાત થઈ ગણાય, પ્રકાશકોને લાભ થયો કહેવાય. પોતાને કોઈ લાભ ન થતો હોય તો એવી પ્રવૃત્તિ કરવા તેઓ રાજી નથી. સાહિત્ય અને સંસ્કૃતિ અંગે આવી ગેરસમજથી કે પછી વાણિજ્યવૃત્તિથી ચાલનારા તંત્રીઓને એમના વગદાર કટારલેખકો પણ કશું કરી શકતા નથી, અને આર્થિક સોદામાં આ વાતને નભાવી રહ્યા છે. સદ્‌ભાગ્યે અંગ્રેજી દૈનિક 'ટાઇમ્સ ઑવ ઇન્ડિયા'માં ગુજરાતી પુસ્તકોના પ્રકાશનની ટૂંકી નોંધ શરૂ થઈ છે, અને 'જનસત્તા'માં અવલોકનનો ચોક્કસ વિભાગ ચાલુ છે, એ ગુજરાતના પત્રકારત્વના અંધાપામાં આછા ઉજાસ જેવું કાર્ય છે. બીજી બાજુ પ્રકાશકો પાસે પોતાનું કોઈ સાબદું પરામર્શનતંત્ર નથી. નામ પર અને બજાર પર આધારિત ગુણવત્તા વગરનાં ઘણાં બધાં પુસ્તકો તેઓ આર્થિક લાભ ખાતર ખડકી રહ્યા છે.

ગુજરાત પાસે એનું પોતાનું કહેવાય એવું એક પણ કેન્દ્રીય ગ્રન્થાલય નથી. સમસ્ત, ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં પુસ્તકોની સૂચિ તૈયાર થતી રહે એવું કોઈ કેન્દ્રસ્થ તંત્ર પણ નથી. ગૂજરાત વિદ્યાપીઠના કૉપીરાઇટ વિભાગને દરેક પ્રેસે ફરજિયાત નકલ મોકલવાની હોય છે એ નકલ પણ એને પહોંચે છે કે કેમ એ શોધનો વિષય છે. આ બધા વચ્ચે સાહિત્યિક સામયિકોમાં આવતાં અવલોકનોની અવદશા વિષાદ પ્રેરે તેવી છે. કેટલાક લેખકો અવલોકન લખાવવાથી માંડીને કોઈ તંત્રીને સિફારસ કરી એને છપાવવા સુધીની પેરવી કરવા માટે ભદ્દી કાળજી લઈ રહ્યા છે. મોટા ભાગનાં અવલોકનો ઉભડક, સૂઝ વગરનાં, પૂરા અભ્યાસ વગરનાં, નીરસ, યાંત્રિક અને તાલમેલ વગરનાં હોય છે. 'ગ્રંથ' સામયિક બંધ પડી ગયા પછી એકમાત્ર 'પ્રત્યક્ષ' એવું સામયિક છે જે અવલોકન અંગે ગંભીરપણે મથી રહ્યું છે, અને નવી શક્તિઓને કામે પણ લગાડી રહ્યું છે. પણ એકંદરે જૂથકાર્ય (Team Work)ને એમાં લાભ દેખાતો નથી.

ગ્રન્થાવલોકનની જાગૃતિ એ એકંદરે પ્રજાની રુચિની કસોટી છે. આ સંદર્ભમાં ૧૧ ડિસેમ્બર '૯૬ના 'ટાઇમ્સ ઑવ ઇન્ડિયા'માં દિવ્યા રૈનાએ લીધેલી બાર્બરા એપ્સ્ટાઇનની મુલાકાત સંભારવા જેવી છે. બાર્બરા એપ્સ્ટાઇન અમેરિકાના 'ધ ન્યૂયૉર્ક રિવ્યૂ ઑવ બુક્સ' સામયિકની સંપાદક છે. આ સામયિક વર્ષ દરમ્યાન પાંચ માસિક અને બાકીના પખવાડિક એમ કુલ ૨૦ અંક બહાર પાડે છે. એક સંસ્થા તરીકે કાર્યરત આ સામયિકનાં તેજસ્વી પૃષ્ઠો વર્તમાનની નિસબત અને સંસ્કારજગતની પરિવર્તનશીલ પરિપાટી પ્રતિબિંબિત કરે છે. ઉપરાંત વિચાર અને અભિપ્રાયોને ઘડવામાં પણ અસરકારક કામગીરી બજાવે છે.

૧૯૬૨માં 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'માં હડતાલ થઈ અને વાચકોમાં અભિપ્રાય ઊભો કરતો એનો અવલોકનવિભાગ બંધ રહ્યો એ ગાળામાં 'ધ ન્યૂયૉર્ક રિવ્યૂ ઑવ બુક્સ'નો જન્મ થયો. એ વખતે લેખકોએ પણ એને કીમતી સહાય કરી. ૧૯૬૩થી આ સામયિક સ્થિર ચાલે છે. આની સંપાદક બાર્બરા એપ્સ્ટાઇનને પહેલાં 'ધ પાર્ટિસન રિવ્યૂ'નો અનુભવ હતો. એનો સહસંપાદક રૉબર્ટ સિલ્વર્સ પણ 'હાર્પર્સ'નો સંપાદક હતો. બાર્બરાના ભૂતપૂર્વ પતિ જેયૂસન એપ્સ્ટાઇન પુસ્તક-પ્રકાશનના ધંધાના જાણકાર હતા અને જાણીતી પેઢી 'રૅન્ડમ હાઉસ' સાથે સંલગ્ન હતા. આ ઉપરાંત કવિ રૉબર્ટ લૉવેલ અને એની નવલકથાકાર પત્ની

ઇલિઝાબેથ હાર્ડવિક પણ બાર્બરા સાથે હતાં. આ સર્વનું બનેલું એક સ્થાપક જૂથ હતું.

બાર્બરા જણાવે છે કે ગુણવત્તાનું ધોરણ એ એક જ અમારું લક્ષ્ય હતું પહેલા અંકની શરૂઆતમાં ડબ્લ્યૂ એચ ઑડેન, ગોરે વાયૂડલ, એડમન્ડ વિલ્સન અને હન્નાહ એરન્ટ જેવાં લેખકોએ વિના પુરસ્કાર સહકાર આપ્યો. એમાં કેનેડી અને લૂથર કિંગની કરપીણ હત્યાથી માંડી વિયેટનામ યુદ્ધ અને ઠંડા યુદ્ધની વધતી સ્થિતિને પણ પૂરેપૂરી પુસ્તકો અને પુસ્તકોનાં અવલોકનોમાં પ્રગટ થતી જોઈ શકાય છે. બાર્બગ કહે છે કે આ સામયિક એક અવલોકનના સામયિકથી ઘણું વધારે છે. એમાં જગતની બદલાતી વિચારધારાઓ પણ ભાગ ભજવે છે માત્ર ન્યૂયૉર્કની નહીં, પણ અમેરિકાનાં વિવિધ સંસ્કારથાણાંઓની ગતિવિધિને એમાં આવરી લેવાય છે આ સામયિક કેવળ સાહિત્યિક સામયિક નથી. એમાં ૧૨થી ૧૩ લેખોમાંથી એકાદબે લેખ જ કથાસાહિત્યને સ્પર્શે છે 'ટાઇમ્સ લિટરરી સપ્લિમેન્ટ'ની જેમ એ ઉન્નતભ્રૂ વાચકોનું સામયિક નથી. એમાં મહત્ત્વની ઘટનાઓના અહેવાલ અપાય છે ઉપરાંત ફોટોગ્રાફ્સ, રેખાંકનો અને ચિત્રકલાના નમૂનાઓના રંગ સહિતના પુનર્મુદ્રણથી સામયિકની એકવિધતાને તોડવાનો પ્રયત્ન કરવામાં આવે છે આ સામયિક સાથે અમેરિકાનો પ્રખ્યાત ચિત્રકાર ડેવિડ લેવિન સંકળાયેલો છે.

બાર્બરાનું સ્પષ્ટ માનવું છે કે સંસ્કારલક્ષી વિવેચનનો કોઈ અર્થ નથી. 'આ મને સારું લાગે છે' એટલું કહીને રહી જતા લેખો નકામા છે. અવલોકનલેખો પૂરું વિશ્લેષણ અને સમજૂતી આપનારા હોય એ જરૂરી છે. જાતજાતના શૈલીવેડામાં અને જાતપ્રદર્શનમાં ઊતરી પડવા કરતાં વર્ણનવિવરણ આપતાં અવલોકનો જ આવકાર્ય છે.

આપણે ત્યા પણ આવું કોઈ સ્વપ્ન અવતરે એની રાહ જોઈએ.



**તારું – અમારું**

*તું કેટકેટલું આપે છે અમને '*
*પણ ખબર નથી પડતી*
*ક્યારે કેમ કઈ રીતે*
*તારું આપેલું અમારું બની જાય છે*
*તે પછી કેમેય અમારા હાથમાંથી છૂટતું નથી.*
*અમારું મન રાજી થતું નથી*
*તેને છોડવા*
*કોઈ સંજોગોમાં*
*એમ તો–*
*વૃક્ષને પણ તું પર્ણ, ફૂલ ને ફળ આપે છે*
*અને સમય આવ્યે લઈ લે છે*
પણ
*કુમળી કૂંપળો કે કળીઓને કાંઈ*
*એ રાજીખુશીથી ખેરવી ન કાઢતું હોય '*
*આમેય*
*આપીને છીનવી લેવાનું*
*કોઈનેય શોભા દઈ શકે ખરું ?*
*તેથી જ તો*
*તું તેમ કરે છે ત્યારે*
*આશ્ચર્ય નહીં,*
*આંચકો સુધ્ધાં લાગે છે.*
*અનાસક્તિયોગ*
*શીખવવાની*
*ભલા, આ તે કેવી રીત ?'*

**દક્ષા વ્યાસ**

આપના દ્વારા 'ઉદ્દેશ'માં મુકાતી 'પત્ર-પ્રસાદી'નું મૂલ્ય ઘણું ઊંચું છે. એ સાહિત્યવિદ્દની પત્રોર્મિ છે, સાહિત્યિક જીવનની ઝલક છે. ફેબ્રુ. '૯૭ના 'ઉદ્દેશ'માંના પત્રોમાં શ્રી વિજયરાય વૈદ્યની નિખાલસતા, આત્મીયતા તથા આપની ખેલદિલી ઊપસી આવી છે... પત્ર-પ્રસાદીનું આસ્વાદન સામીપ્યનો મોદ આપે છે. મકરન્દ દવે, યોગેશ જોષી, પન્ના નાયક, ગુલામ અબ્બાસ 'અબ્બાસ', મહેશ દવે, પ્રાણજીવન મહેતા - બધી જ રચનાઓ ગમી ગઈ. જયા મહેતાએ કરેલા કાવ્યાનુવાદોની રચનાઓ ઉત્તમ લાગી. વિશ્વના કવિઓ એકસૂત્રે બંધાયેલા લાગ્યા. ઉત્તમ રચનાઓના આવા આસ્વાદ્ય અનુવાદો 'ઉદ્દેશ'માં પ્રગટતા રહેશે તો સાહિત્યજીવનની ઉત્તમ સેવા થશે.

વડોદરા — **ભૂપેન્દ્ર વ્યાસ**
૨૮-૨-'૯૭

*

'ઉદ્દેશ'ના ફેબ્રુ. '૯૭નાં અંકમાં શ્રી મણિલાલ હ. પટેલે 'બાવળ વાવનાર...'ને લગતી તેમની સમીક્ષા અંગે જે કોઈએ તેમને 'લખ્યું કે કહ્યું છે' તેમના નામનિર્દેશ કર્યા છે, પરંતુ કોણે શું કહ્યું કે લખ્યું તેની ચોખવટ કરી નથી, આથી એક જ લખાણ બે સ્થળે છપાવવા અંગેના તેમના મતને સહુએ માન્ય રાખ્યો હશે તેવું સમજાય છે. 'આભ તૂટી પડવાનું' તો એવું છે કે હું અને શ્રી મણિલાલ હ. પટેલ લખવાનું બંધ કરી દઈએ તો પણ આભ તૂટી ન જ પડે. શરીફાબહેનનો જે પ્રશ્ન હતો તે પૂર્વગ્રહયુક્ત લખાણ બે વાર છપાવવા અંગે હતો. આપણા તંત્રીસંપાદકો ઘણી વાર પ્રત્યુત્તર પાઠવતા જ નથી તે પણ એક હકીકત છે. પરંતુ સમીક્ષક-લેખક એક જ લેખ અન્યત્ર મોકલે ત્યારે પ્રથમ જેને મોકલ્યો હોય તેને જાણ કરી શકે. મે-જૂન '૯૬ પછી નવે. '૯૬ સુધીમાં આવી જાણ કરી શકાઈ હોત. બાકી એક જ લેખ કે કૃતિ એકાધિક સામયિકોમાં પ્રગટ થાય તો તેનો વધારે વાચકોને લાભ મળે તેવી શ્રી મણિભાઈની વાત સામે વાંધો ન ઉઠાવી શકાય. જે પ્રશ્ન છે તે ઇરાદાઓનો છે. શ્રી મણિલાલના તા. ૧-૧૨-'૯૬ના પત્ર પર વિદ્યાનગરની પોસ્ટનો સિક્કો તા. ૨૪-૧૨-'૯૬નો છે. કદાચ તે પત્ર કોઈ દૂરની છેવાડી ટપાલપેટીમાં નાખ્યો હશે !

ગાંધીનગર
૨-૩-'૯૭ — **હરિકૃષ્ણ પાઠક**

*

ભરત મહેતાએ 'ઉદ્દેશ'-૭૮માં ચન્દ્રકાન્ત ટોપીવાળાના લેખના પ્રતિભાવને નામે સુમન શાહ સામે ફરિયાદ કરેલી કે એમણે પ્રમોદકુમાર પટેલના અવસાન નિમિત્તે અંજલિ ન લખી.

જોકે એ જ ફરિયાદ એ જ ભરત મહેતાએ અગાઉ 'પ્રત્યક્ષ'-૧૯માં છપાવી હતી. ત્યાં પ્રકાશિત થયા પછી 'ઉદ્દેશ'માં બીજી વાર શું કરવા કરી હશે ?

'પ્રત્યક્ષ'-૧૯માંની ભરત મહેતાની એ ફરિયાદનો યથાર્થ ખુલાસો સુમન શાહે 'ખેવના'-૫૪માં પ્રકાશિત કરેલો હતો. તે છતાં, તેને લેખામાં લીધા વિના, 'ઉદ્દેશ'ના તન્ત્રીએ એ-ની-એ ફરિયાદ પોતાને ત્યાં શું કામ છાપેલી ? 'પ્રત્યક્ષ'માં આવેલી ફરિયાદનો 'ખેવના'માં થયેલો ખુલાસો શું ન-ગણ્ય હતો તે પોતાને ત્યાં આખી બાબતનું પુનરાવર્તન કરેલું ?

આમ 'ઉદ્દેશ' સંદર્ભે પ્રતિભાવક ભરત મહેતા અને તન્ત્રી રમણલાલ જોશી, બંને, સુમન શાહને સમજાયેલા નહીં. જોકે એટલે એમણે એમને સમજવાનું માંડી વાળેલું.

પણ 'ઉદ્દેશ'-૯૭માં એ જ તન્ત્રીએ નરોત્તમ પલાણનો ભરત મહેતાના એવા પ્રતિભાવનોય પ્રતિભાવ છાપ્યો તેથી સુમન શાહને થયું કે માંડી વાળવા જેવું, નથી.

ભગત મહેતાની એ જ ફરિયાદને પરોક્ષ રૂપે પુષ્ટ કરતા, નરોત્તમ પલાણે 'અમુક હદ પછી સાહિત્ય અને શિક્ષણ માત્ર સાહિત્ય અને શિક્ષણ જ રહેવા જોઈએ' એમ સમજવાની સુમન શાહને જાહેર વિનતી કરી છે

જોકે વિનતીના લેબાશમા નરોત્તમ પલાણે સુમન શાહને સમજ નહીં, પણ સલાહ આપી છે સવાલ એ છે, કે કયા અધિકારથી ? પ્રમોદકુમારને અજલિ કેમ નહી તેનો સમુચિત ખુલાસો જાહેરમા ઉપલબ્ધ હોય, છતા તેની ધરાર ઉપેક્ષા કરવી તે કઈ વિદ્વત્તા છે ? 'ઉદ્દેશ'-તન્ત્રીએ પ્રકાશિત ફરિયાદનુ પુનરાવર્તન કરવાને, બેબે વાર, પ્રકાશિત ખુલાસાનો વિમર્શ કરવાનુ ટાળ્યુ હતુ તેમ નરોત્તમ પલાણે પણ આ આખી બાબતના ઇતિહાસના એ મુખ્ય ભાગ વિશે બેપરવાઈ દાખવી છે સામા પક્ષને લેખામા જ ન લેવો તે કયા સાહિત્ય અને ક્યા શિક્ષણજગતની કઈ રીતિ નીતિ છે તે સુમન શાહ સમજવા માગે છે

વધુમા સુમન શાહ નરોત્તમ પલાણ પાસેથી શીખવા-ભણવા માગે છે કે અમુક હદ પછી એટલે કઈ હદ પછી ? એ હદ નક્કી કોણ કરે છે ? ભગત મહેતા, અને નરોત્તમ પલાણ જે કઈ લખે કરે ત્યા લગી એ હદ બરાબર ને સુમન શાહ પાસેથી જ એ હદે 'માત્ર સાહિત્ય અને શિક્ષણ' માટેની બની રહેવાનુ ? એ તે શી સમજ ?

સાહિત્ય અને શિક્ષણના સ્વાસ્થ્યની ચિન્તા કરનારે એવી પક્ષિલતાનો કઈ સમીક્ષા-વિચાર આમેજ કર્યો છે ખરો ? સ્વાસ્થ્ય એટલે નથી કે આવુ પ્રકાર પ્રકારનુ પક્ષઘાત-જડત્વ જ આપણો મોટો રોગ છે ! અમુક હદ લગી ભળતુ નભે ને અમુક પછી તેણે માત્ર શુદ્ધ બની જવાનુ — પ્રકારનો વિચાર જ હીન વ્યવહારવાદમાથી જન્મેલો નથી ? અમુક હદ લગી ગટર વહે, ને અમુક પછી ગગા વહે એ શક્ય જ શી રીતે, ભાઈ ?

આખા મામલામા સુમન શાહ તો હતા જ નહીં પ્રમોદકુમારને અજલિના આ બધા આગ્રહીઓ છે, પણ તેમની પાસે વિવેક જેવુ કઈ ખરુ ? સુમન શાહે પોતાના સામયિકની રીતિ-નીતિ અનુસાર તેમને મૌનાજલિ આપેલી કે બીજુ ? એમની એ ગુનો છે ? 'જાહેર' 'જાહેર' કરીને તમે ખૂણામા બેસી કામ કરતી વ્યક્તિને ઢસડો છો કે કઈ બીજુ ? તેના ખુલાસા પછીય જપતા નથી તે શુ ? મરેલાને નિમિત્તે જીવતાને કારણ વગર ઝૂડવો તેને કયો ગુનો કહેવાય તે સુમન શાહ તમારા સૌ પાસેથી શીખવા ચાહે છે સુમન શાહને એ પણ જાણવુ છે કે મૌનાજલિથી સુમન શાહ સાહિત્ય અને શિક્ષણની કઈ હદ ઓળંગી ગયા ? બાકી એ તો બચારા મળસકાથી, સવારથી, બપોરે, સાંજે ને જરૂર પડ્યે રાતે સાહિત્ય અને શિક્ષણની જ હદમા મચેલા હોય છે તેમને ગ્રૂપ જરૂર છે, પણ તેમના ગ્રૂપમા બીજુ જણ તે સુમન શાહ જ છે ! કોઈ બીજુ નહીં ! નરોત્તમ પલાણ પાસે સુમન શાહ વિશે આથી જુદી માહિતી હોય, તો જાહેરને જરૂર જણાવે

'ઉદ્દેશ'-૭૮માં ભરત મહેતાએ મુખ્યત્વે ફરિયાદ તો ચન્દ્રકાન્ત ટોપીવાળા સામે જ કરેલી કે તેમના સમ્પાદન હેઠળ પ્રગટતા 'પરબ'મા પ્રમોદકુમારને માત્ર 'સાડા ત્રણ લીટીની અજલિ' કેમ – વિસ્તારથી કેમ નહીં ? નરોત્તમ પલાણ 'પરબ' સામેની ભરત મહેતાની એ ટીકા સિફતથી ગળી ગયા છે તે કેમ તે પણ સુમન શાહ જાણવા માગે છે નરોત્તમ પલાણે ભરત મહેતા આગળ 'ભાઈ', શરીફા વીજળીવાળા આગળ — 'બહેન' અને ચન્દ્રકાન્ત ટોપીવાળા આગળ 'શ્રી' લગાડ્યુ છે પણ સુમન શાહ આગળ ? કંઈ નહીં ! આ કશી માત્ર, શુદ્ધ, હદમા રહીને જ કર્યું છે ને ? કે પછી એય પેલા પક્ષઘાતજડત્વનો ઉન્મેષ છે ? આય સુમન શાહને સમજવુ છે

આપણે ત્યા પુસ્તકો સાદ્યન્ત વાચ્યા વિના અવલોકનો કરનારા છે, ઇનામો આપનારા છે મૂળમા ઊતર્યા વિના પત્રચર્ચા અને પ્રતિભાવ લખનારાય છે પણ નરોત્તમ પલાણના આ દાખલાથી સમજાય છે કે પ્રતિભાવોના પ્રતિભાવોય હવે વગર વાચ્યે જ થવા લાગ્યા છે સવાલોનો સવાલ એ છે કે આમા સાહિત્ય ચર્ચા શુ – ? આપણા દૈનિકો આપણા સાહિત્યકારના મરણનેય વિસાતમા નથી લેતા એ ટોપીવાળાની મૂળ

ફરિયાદને આ પ્રતિભાવકો, વિચારો, કે અભરાઈએ ક્યાં મેલી આવ્યા ? દૈનિકોને પડકારવાનું કૌવત નથી, ને માંહોમાંહ્ય ચૂંથવાની આવડત છે કે કંઈ બીજું ? 'ઉદ્દેશ'ના પ્રતિભાવકો પાસેથી સુમન શાહને એ પણ સમજવું છે...

અમદાવાદ
તા. ૨ માર્ચ ૧૯૯૭ **સુમન શાહ**

*

'ઉદ્દેશ' ફેબ્રુ. '૯૭ના અંકમાં મેં લખેલું કે 'હકીકતો જાણ્યા-મેળવ્યા વિના કે ચાતરીને' ખોટી પત્રચર્ચાઓ થાય છે. એનું વધુ એક ઉદાહરણ એ જ અંકમાં મળે છે. શ્રી નરોત્તમ પલાણે પણ હકીકતો મેળવ્યા-જાણ્યા વિના જ આક્ષેપોમાં ઊતરી પડવાનું ઉતાવળું સાહસ કર્યું છે. પ્રમોદકુમાર પટેલને શ્રદ્ધાંજલિવાળો મુદ્દો ભાઈ ભરત મહેતાએ 'પ્રત્યક્ષ-૧૯'ની એમની પત્રચર્ચામાં મૂકેલો તે જ મુદ્દો લઈને ફરીથી પત્રચર્ચા કયા આશયથી 'ઉદ્દેશ'માં કરી એ પ્રશ્ન પલાણસાહેબે પૂછવો જોઈએ. વળી 'પ્રત્યક્ષ'ની એ પત્રચર્ચાનો જવાબ 'ખેવના'-૫૪માં (પૃ. ૯/૧૦ ઉપર) વિગતે અપાઈ ચૂક્યો છે. શ્રી પલાણે 'ખેવના' વાંચવાની ખેવના ભલે ના કરી હોય, પણ 'પ્રત્યક્ષ' – ૧૯ પણ એમણે જોયું નથી ? પાછો રીડરશિપનો પ્રશ્ન અહીં આવે છે. શ્રી પલાણે એ પણ જાણવું જોઈએ કે ડૉ. પ્રમોદકુમાર પટેલ 'સન્નિધાન'નાં કાર્યશિબિરો તથા પ્રવૃત્તિઓમાં સાથે અને સક્રિય હતા. ભાષાભવનની વિદ્યાકીય પ્રવૃત્તિઓમાં પણ પ્રમોદકુમાર જોડાયેલા રહેલા. આમ, શ્રી પલાણનો 'ગ્રૂપિઝમ'વાળો આક્ષેપ એમનો અંગત અને નિરાધાર શંકાઓ ઉપરથી બંધાયેલો ખ્યાલ માત્ર બની રહે છે. હકીકતમાં શ્રી પલાણ ઉક્ત પત્રચર્ચાનો આધાર લઈને - જે 'ઉદ્દેશ'ના અંકમાં નથી એવી વાતને તાકવાના 'ઉદ્દેશ'થી — બળવંત જાની અને એમનાં સંપાદનોને છંછેડવા માગતા હતા એવી જ છાપ પડે છે.

વલ્લભવિદ્યાનગર
૩-૩-'૯૭ **મણિલાલ હ. પટેલ**

*

'ઉદ્દેશ'ના એક પછી એક અંક પોતાની આગવી મુદ્રા સાથે પ્રગટતા જાય છે. મજા આવે છે. પ્રતિભાવ વિભાગ સાચ્ચે જ ઉપયોગી સિદ્ધ થતો જાય છે. એક લેખકને બીજો લેખક અંતરિયાળ આંતરીને ધોકાવે છે, એ બાબત 'તીરે ઊભા' રહીને નીરખીએ બાપ,ને એમાંથીયે મારી જેવા મજો માણી લે.

ઢસા જંકશન **મનોહર ત્રિવેદી**
તા. ૧-૩-૯૭

*

ફેબ્રુઆરી-૯૭ના 'ઉદ્દેશ'માં શ્રી મણિલાલ પટેલે મારી વાર્તાઓ સંબંધે જે લખ્યું છે. તે સત્યથી વેગળું છે. ૧૯૯૧થી ૯૩ દરમ્યાન મારી જે વાર્તાઓ પ્રસિદ્ધ થયેલ તે વાર્તાઓનો 'રાફડો'માં સમાવેશ કરી. તા. ૧-૧૨-૯૩ના રોજ 'રાફડો'ની ફાઇલ પ્રેસમાં રવાના કરેલ અને મારી વાર્તાઓ અંગેના તેમના પ્રતિભાવો પણ ૧૯૯૩ની આખરમાં જ મળેલા. હકીકત આ છે.

જૂનાગઢ **બહાદુરભાઈ જ. વાંક**
૫-૩-૯૭

❑

# 'ગૂર્જર'નાં
# નવેમ્બર, 1996 પછીનાં તાજાં પ્રકાશનો

## 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી' નવા રૂપરંગમાં
**સંપાદક : શ્રી રમણલાલ જોશી**

### પ્રગટ થયેલા લઘુગ્રંથો

| | | |
|---|---|---|
| ધૂમકેતુ (ગુજરાતી ગ્રંથકાર શ્રેણી : ૪૧) | નીતિન વડગામા | ૨૨-૦૦ |
| ઝવેરચંદ મેઘાણી (ગુ. ગ્રં. શ્રેણી : ૪૨) | કનુભાઈ જાની | ૨૦-૦૦ |
| સુરેશ જોષી (ગુ. ગ્રં. શ્રેણી : ૪૩) | ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૪૦-૦૦ |
| પ્રહ્લાદ પારેખ (પુનર્મુદ્રણ) | પ્રસાદ બ્રહ્મભટ્ટ | ૩૦-૦૦ |

ગુજરાતી ગ્રંથકાર શ્રેણીના નવા લઘુગ્રંથો અને પુનર્મુદ્રણો પ્રગટ થઈ રહ્યાં છે.

### નવલકથા

| | | |
|---|---|---|
| તરફડાટ | દિલીપ રાણપુરા | ૧૭૫-૦૦ |
| આ કાંઠે તરસ | દિલીપ રાણપુરા | ૧૦૮-૦૦ |
| આંસુભીનો ઉજાસ | દિલીપ રાણપુરા | ૧૧૪-૦૦ |
| રાજગઢી | રામચંદ્ર પટેલ | ૯૦-૦૦ |
| અરણ્ય કાદમ્બરી | મુકુન્દ સાતા | ૭૮-૦૦ |
| નેતિ નેતિ | દિનકર પૂજારા | ૧૩૫-૦૦ |
| દાદાના દેશમાં | જોસેફ મેકવાન | ૬૦-૦૦ |
| ત્રણ વિદેશી લઘુનવલો | અનુ. વિજય શાસ્ત્રી | ૭૫-૦૦ |
| કાદંબરીની મા | ધીરુબહેન પટેલ | ૬૦-૦૦ |
| સમુદ્રાન્તિકે | ધ્રુવ ભટ્ટ | ૬૦-૦૦ |
| છાણના દેવ, કપાળિયાની આંખો | પ્રતિમા મોદી | ૧૫૦-૦૦ |
| રામકહાણી | ગુણવંતરાય આચાર્ય | ૧૨૫-૦૦ |

### વાર્તાઓ

| | | |
|---|---|---|
| વળાંક | મોહમ્મદ માંકડ | ૧૦૦-૦૦ |
| કાળે કોર્યાં નામ | દિલીપ રાણપુરા | ૧૭૫-૦૦ |
| સ્થળાંતર | રામચન્દ્ર પટેલ | ૬૫-૦૦ |
| માણસાઈના કાંઠે કાંઠે | નાનાભાઈ હ. જેબલિયા | ૧૫૦-૦૦ |
| વિષકન્યા | યશવન્ત મહેતા | ૧૦૮-૦૦ |
| સંસારનું દર્પણ | અરુણાબહેન દેસાઈ | ૬૩-૦૦ |
| યજુર્વેદ-સામવેદકથાઓ | આ. વિષ્ણુદેવ પંડિત | ૭૦-૦૦ |
| કથાસેતુ | સં. રમણભાઈ કડિયા, રમેશ ત્રિવેદી | ૬૦-૦૦ |
| સાચા સરનામે | મૂ.લે. સૂરજપ્રકાશ, અનુ. રાજેન્દ્ર જોષી | ૬૭-૦૦ |
| શેક્સપિયરની નાટ્યકથાઓ | મધુસૂદન પારેખ | ૧૨૫-૦૦ |

### કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| મહાનદ | સુન્દરમ્ | ૮૦-૦૦ |
| પલ્લવિતા | સુન્દરમ્ | ૧૬૦-૦૦ |
| કેટલાંક કાવ્યો-૧ | ન્હાનાલાલ કવિ | ૪૦-૦૦ |
| ન્હાના ન્હાના રાસ ૧-૨-૩ | ન્હાનાલાલ કવિ | ૧૨૦-૦૦ |
| ચિત્રદર્શનો | ન્હાનાલાલ કવિ | ૫૦-૦૦ |
| પ્રેમભક્તિ ભજનાવલિ | ન્હાનાલાલ કવિ | ૫૫-૦૦ |
| શેષનાં કાવ્યો | રા. વિ. પાઠક | ૭૦-૦૦ |

### નાટક

| | | |
|---|---|---|
| જયા જયન્ત | ન્હાનાલાલ કવિ | ૫૦ |
| વિશ્વગીતા | ન્હાનાલાલ કવિ | ૬૦-૦૦ |
| સાગરનાં છીયાં | અનુ. અશોક હર્ષ | ૭૨-૦૦ |

### જીવનચરિત્રો–સંસ્મરણો

| | | |
|---|---|---|
| સુભાષચન્દ્ર બોઝ | ગુણવંતરાય આચાર્ય | ૭૦-૦૦ |
| ભગિની નિવેદિતા | પ્રસાદ બ્રહ્મભટ્ટ | ૧૦૦-૦૦ |
| બે સાહિત્યસખા | દક્ષિણકુમાર જોશી | ૫૫-૦૦ |
| મેરે અનુભવ (હિન્દી) | સ્વામી સચ્ચિદાનંદ | ૧૫૦-૦૦ |
| સ્મરણક્યારાનાં સુમનો | દુષ્યન્ત પંડ્યા | ૯૦-૦૦ |
| ધરતીની ભીની સોડમ | મૂ. લે. ઇન્દિરાસંત, અનુ. હીરાલાલ શાહ | ૬૦-૦૦ |

### સામાજિક શાસ્ત્રો

| | | |
|---|---|---|
| અમદાવાદ કથા | ડૉ. માણેકલાલ પટેલ 'સેતુ' | ૧૩૫-૦૦ |
| વેદકાલીન સૌરાષ્ટ્ર | શાંતિભાઈ આંકડિયાકર | ૯૦-૦૦ |
| કચ્છના અંતરંગો | કુંદનલાલ ધોળકિયા | ૫૦-૦૦ |
| ગૃહિણીની ગીતા | ચંદ્રિકા થાનકી, હરસુખ થાનકી | ૧૧૧-૦૦ |
| લગ્નસાગર | ફાધર વાલેસ | ૧૦૦-૦૦ |
| ભારતનું ભાવિ વર્ગખંડમાં | જ્યોતિબેન ક્રિશ્ચિયન | ૧૭૫-૦૦ |
| નામ (બાળ નામાવલિ) | વિનસ ભટ્ટ | ૧૦-૦૦ |

### સંદર્ભગ્રંથ

| | | |
|---|---|---|
| મોટો કોશ | રતિલાલ સાં. નાયક | ૨૦૦-૦૦ |

### વિવેચન – સંશોધન

| | | |
|---|---|---|
| સાહિત્ય, પત્રકારત્વ, રંગભૂમિને ક્ષેત્રે પારસીઓનું પ્રદાન | રતન યુ. માર્શલ | ૧૩૦-૦૦ |
| સુભાષિતમંજરી | આચાર્ય વિષ્ણુદેવ પંડિત | ૮૫-૦૦ |
| નળાખ્યાન | સં. અનંતરાય રાવળ | ૧૨૫-૦૦ |
| સાહિત્યની વિકાસરેખા-૫ | ધીરુભાઈ ઠાકર | ૧૨૫-૦૦ |

### બાળકિશોર–સાહિત્ય

| | | |
|---|---|---|
| વાર્તા-ઉજાણી ૧-૫ | યશવન્ત મહેતા | ૧૫૦-૦૦ |
| પારસમણિ બાળવાર્તાવલિ પુ ૫ | રતિલાલ નાયક | ૧૫૦-૦૦ |
| બોલો ચતુર સુજાણ પુ. ૫ | રવીન્દ્ર અંધારિયા | ૧૫૦-૦૦ |
| ઇન્સ્પેક્ટર અર્જુનસિંહ | કિશોર પંડ્યા | ૫૧-૦૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**
**રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧**

# સ્વ. પ્રમોદકુમાર પટેલને

ભગીરથ બ્રહ્મભટ્ટ

સાવ અજાણ્યા
દખણાદા કો
ગામનો પુત્તર
કરતો હતો
ઊંડે ઊંડે
કરતો હતો
ખણ ને ખોતર
ખણ ને ખોતર
કરતાં કરતાં
મબલખ મ્હોર્યાં
કાનો માતર, કાનો માતર
લઈને દોડ્યો
લઈને દોડ્યો
મુંબઈ સમા
પરપોટામાં
પરપોટામાં
ઝીણીઝીણી
ભાત્યું પાડી
શબદુંની કૈં
વાત્યું માંડી

આમ જુઓ તો સીધો સાદો
ચોખ્ખા નભમાં ચમકે ચાંદો
અરથનો કોઈ ચીપિયો લૈને
બારડોલીના બાંકડા ઉપર
બેઠો અડગ બેઠો અડગ
જાણે ખડક !
દસકો બેઠો,
ખાસ્સું બેઠો...
પછી એના મનમાં ફૂટ્યા
તનમાં ફૂટ્યા
નેણે ફૂટ્યા
પાંખે ફૂટ્યા
મૂળિયાં સાથે ફૂલના ગોટા
ફૂલના ગોટા લઈને ઊડ્યો
ઊંચે ઊંડ્યો
વિદ્યાધામે, ઊંચી ડાળે
એકલો ઊભો
'વિભાવના'નો એકડો ઘૂંટી
'શબદલોક'નો સાથિયો પાડી
રસના રોપા રોપતો રોપતો
'સંકેત' સાથે મ્હેકવા લાગ્યો
મ્હેકવા લાગ્યો
કુળની 'કથા', મૂળની 'કથા'
એવી માંડી
સાંભળે ઘેલી, ગુર્જરી ગાંડી...
પન્નુભૈને પામી લીધા
શબ્દબંદા ઘટઘટ પીધા
મીરાં સાથે વિવા' કીધા
નર્મદ સાથે બાથ ભીડીને
પંડિતોની ગલીએ ગલીએ
ઘૂમી વળ્યો
ગાંધીજીનેય ચૂમી વળ્યો
રાજેન્દરની નાભિ નીચે
સુંદરતાની ખાણો ખોદી...
એટલું લીધું, એટલું પીધું...
પીધા કર્યું તરસ્યો એ તો
ગજબ તરસ્યો,
ગજબ તરસ્યો !
વળી પાછો ત્યાંથી ઊડ્યો...
વિવેચનનાં વસ્ત્રો લઈને
નિષ્ઠા કેવળ 'પ્રતીત' કરતો
પ્રતિષ્ઠાને એ પરહરતો
એક પછી એક ડગલાં માંડ્યાં...
દસમે ડગલે...
વડોદરાની જાતરા કરવા...
હમણાં પહોંચ્યો
એટલામાં તો હંસલો પાછો-
ક્યાં ! ખોવાયો ! !

Uddesh (A literary, cultural monthly) March 1997 ISSN 0971-6599
Licensed to post without prepayment, License No 188 R No GAMC/920

# વિદેશા

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ સાતમું : અંક નવમો

એપ્રિલ : ૧૯૯૭

તંત્રી

રમણલાલ જોશી

૮૧



ઉદ્દેશ

એપ્રિલ ૧૯૯૭

*સર્વભાષા સરસ્વતી*



## શ્રી અરવિંદનું શકવર્તી વ્યાખ્યાન

શ્રી અરવિંદનું શકવર્તી વ્યાખ્યાન 'Uttarapara speech' ગુજરાતીમાં સુલભ છે. શ્રી અરવિંદ અલીપુર બૉમ્બ કેસમાં પકડાયા ત્યારે જેલનિવાસ દરમ્યાન તેમને અનેક સાક્ષાત્કારો થયા હતા. આ સમયમાં શ્રી અરવિંદને વિવેકાનંદનો અવાજ સંભળાતો, તેમની હાજરી અનુભવાતી; પ્રાણની ભૂમિકા પરની સાધનાને કારણે તેમનું શરીર જમીનથી અધ્ધર રહેતું; સૂક્ષ્મ ભૂમિકા પરનાં દશ્યો દેખાતાં – વગેરે અનુભવો થતા હતા. પોતાની સાધનાની જવાબદારીમાંથી શ્રી લેલેને મુક્ત કર્યા પછી શ્રી અરવિંદ પૂર્ણપણે દિવ્ય શક્તિના હાથમાં ચાલી ગયા હતા. આ પરમ શક્તિ હૃદયમાં રહી શ્રી અરવિંદને યથાસમય માર્ગદર્શન કર્યા કરતી હતી. દિવ્ય શક્તિની યોજના અનુસાર સરકારનો આરોપ બિનપાયાદાર ઠર્યો અને ૧૯૦૯ના મેની છઠ્ઠી તારીખે તે મુક્ત થયા.

આ પ્રસિદ્ધ વ્યાખ્યાનમાં શ્રી અરવિંદે પોતાના સાક્ષાત્કારની કથા સ્વમુખે કહી છે. ઉપર ઉલ્લેખેલા સાક્ષાત્કારો કરતાં પણ ભવ્ય સાક્ષાત્કાર તો 'वासुदेवः सर्वम् इति'નો હતો. શ્રી અરવિંદના શબ્દોમાં : ''પછી નીચલી કોર્ટમાં અમારો મુકદમો શરૂ થયો અને અમોને મૅજિસ્ટ્રેટ પાસે લઈ જવામાં આવ્યા. ત્યાં પણ એ જ આંતર્દર્શન મારામાં ચાલી રહ્યું. પ્રભુએ મને કહ્યું, 'તને કેદ કરવામાં આવેલો ત્યારે તારું હૃદય ડગી ગયું હતું અને તું મને પોકારી ઊઠ્યો હતો કે ક્યાં છે તારું રક્ષણ, ખરું ને ? ત્યારે હવે પેલા મૅજિસ્ટ્રેટ ભણી જો, પેલા સરકારી વકીલ ભણી જો.' અને મેં જોયું. ત્યાં મને મૅજિસ્ટ્રેટ નહિ, પણ વાસુદેવ દેખાયા. ત્યાં ન્યાયાસન ઉપર નારાયણ પોતે બિરાજેલા હતા. મેં સરકારી વકીલ તરફ દૃષ્ટિ કરી અને ત્યાં મને સરકાર પક્ષનો વકીલ ન દેખાયો, ત્યાં શ્રીકૃષ્ણ બેઠા હતા, મારા પ્રિયતમ અને મિત્ર બેઠા હતા અને મંદ મંદ સ્મિત કરતા હતા. 'હવે તને ડર લાગે છે ?' – પ્રભુ કહેવા લાગ્યા : 'હું સર્વ મનુષ્યોમાં છું, અને તેમનાં વચન અને કર્મની ગતિ ઉપર મારી આણ પ્રવર્તે છે. તારે ભયનું લેશમાત્ર કારણ નથી. તારા ઉપર આ કેસ થયો છે, તેની ચિંતા તું મને સોંપી દે. એ કેસ તારે ખાતર ઊભો થયો નથી, હું તને અહીં તારા પર કેસ ચલાવવા માટે નથી લાવ્યો, તને અહીં લાવવાનો હેતુ એક બીજો જ છે. આ કેસ તો મારા કાર્યમાં એક સાધનરૂપે જ છે...' હું હંમેશાં અંતરાત્માના અવાજને આતુરતાથી સાંભળતો હતો. 'હું દોરી રહ્યો છું, માટે નિર્ભય રહેજે. તારા જે કાર્ય માટે હું તને જેલમાં લાવ્યો છું તે તરફ જ તારું ધ્યાન આપ. વળી તારે બહાર જવાનું થાય ત્યારે પણ તારે સ્મરણમાં રાખવું કે ભયનું કશું કારણ નથી. સંકોચનું કશું કારણ નથી. યાદ રાખજે કે આ બધાનો કર્તા હું છું. તું કે બીજું કોઈ નહિ. તેથી ભલે ગમે તેટલાં વાદળ ચડી આવે, ગમે તેટલાં ભય અને સંકટ આવી પડે, ગમે તેટલી મુશ્કેલીઓ કે અશક્યતાઓ ઊભી થાય, પરંતુ કશું અશક્ય નહિ રહે, કશું મુશ્કેલ નહિ રહે. આ પ્રજામાં હું છું, એની જાગૃતિમાં પણ હું છું, હું વાસુદેવ છું, નારાયણ છું. મેં ધાર્યું હશે તે જ બનવાનું છે, નહિ કે બીજાઓ ધારશે તે. મારે જે પરિણામ લાવવું હોય છે તેને કોઈ માનવશક્તિ અટકાવી શકતી નથી.'

આ સામાન્ય વાણી નથી, પ્રેરણાની પરાવાણી છે. એ વાણીનો આસ્વાદ પણ એક અનુભૂતિ થઈ રહે છે. શ્રી અરવિંદનું આ શકવર્તી વ્યાખ્યાન જીવનની નવરચનામાં પ્રેરક બની રહો.

**રમણલાલ જોશી**

તંત્રી

## સાહિત્યકારોનાં સન્માનો

જાણીતા લેખક શ્રી મનુભાઈ પચોળી 'દર્શક'ના મિત્રોએ તેમનુ સન્માન કરવાના આશયથી સ્થાપેલ દર્શક ફાઉન્ડેશને ૧૯૯૬ના એક લાખ રૂપિયાના ત્રણ એવૉર્ડ નવલકથાકાર શ્રી ભગવતીકુમાર શર્માને, શિક્ષણવિદ શ્રી રામલાલ પરીખને અને શ્રીમતી ઇલાબહેન ભટ્ટની સેવા સંસ્થાને આપવાની જાહેરાત કરી છે પ્રસિદ્ધ પ્રવાસવર્ણનકાર અને લલિત નિબધના સર્જક શ્રી ભોળાભાઈ પટેલને રણજિતરામ ચન્દ્રક અર્પણ થયો એ પ્રસગે તેમના 'પરબ' માસિકમા પ્રગટ થયેલા તંત્રીલેખોમાથી પસદગીપૂર્વકના લેખોનો સગ્રહ 'મળી માતૃભાષા મને ગુજરાતી' પ્રકાશિત થયો હતો. કવિશ્રી સુન્દરમ્‌ના જન્મદિન તા. ૨૨ માર્ચ ૯૭ના રોજ પેટલાદમા રેસકોર્સ હૉલમા શ્રી પલ્લવી ભટ્ટના પ્રથમ કાવ્યસગ્રહ 'કૃષ્ણમયી'ના વિમોચન માટે પેટલાદ જવાનુ થયેલુ શ્રી પલ્લવી બહેનના સ્નેહીજનોએ અને પેટલાદના સાહિત્યરસિકોએ તેમને ઉમળકાભેર શુભેચ્છાઓ પાઠવી હતી સૌને અભિનદન.

## રવિશંકર મહારાજ વ્યસન-નિષેધ પુરસ્કાર

સ્વ રવિશકર મહારાજ વ્યસનનિષેધ પુરસ્કાર સ્પર્ધા માટે કોઈ પણ જાતના વ્યસનને લગતી પ્રગટ થયેલ સાહિત્યકૃતિ અને આકાશવાણી વાર્તાલાપ, દૂરદર્શન વાર્તાલાપ, કેસેટ વ. સાહિત્યેતર કૃતિ ૩૦ જૂન ૯૭ સુધીમા નીચેના સરનામે મોકલી આપવાનુ જણાવાયુ છે ઉપરના બને પ્રકારોમાથી એક એક ઉત્તમ કૃતિને રૂ બે બે હજાર પુરસ્કાર આપવામા આવશે સરનામુ વૈદ્ય શોભન વસાણી આયુ સેન્ટર ૩૦૩ હરેકૃષ્ણ કૉમ્પ્લેક્સ, પ્રીતમનગર, અમદાવાદ

## ઝવેરચંદ મેઘાણીના લંડનપ્રવાસનો અહેવાલ

સ્વ ઝવેરચદ મેઘાણીના સુપુત્ર શ્રી વિનોદ મેઘાણી લખી જણાવે છે કે "અમારા પિતાશ્રી ઝવેરચદ મેઘાણી ૧૯૧૯મા ત્રણ માસ લડનમા હતા. એ સફર દરમ્યાન અથવા આવ્યા પછી એમણે આપ્તજનોના નાના મડળમા અહેવાલ આપવા સિલસિલાબંધ વર્ણન કરી રાખ્યુ હશે એમ શ્રી કપિલ ઠક્કર લિખિત જીવનકથામા છે એ સફરનુ વર્ણન કાઈક વિસ્તારથી લખીને લેખમાળા સ્વરૂપે વઢવાણના ફૂલચદ કસ્તુરચદ શાહના તત્રીપદે રાણપુરથી પ્રસિદ્ધ થયેલ ૧૯૨૩ના 'પુરુષાર્થ' સામયિકમા આપેલુ એનો એક ટુકડો 'કુમાર' (મે ૧૯૭૩, પૃ. ૧૫૫)મા શ્રી ત્રિભુવન વીરજી હેમાણીએ લખેલો પ્રગટ થયેલો' આ અગેની જે કાઈ માહિતી ઉપલબ્ધ થાય તે નીચેના સરનામે મોકલી આપવા વિનતી કરવામા આવી છે વિનોદ મેઘાણી 'સખ્ય', ૧૮ મણિબાગ અબામા વલસાડ ૩૯૬ ૦૦૭

## અવસાન-નોંધ

ઇન્ડિયન નેશનલ ટ્રસ્ટ ફૉર આર્ટ ઍન્ડ કલ્ચરલ હેરિટેજના પ્રમુખ શ્રીમતી પુપુલ જયકરનુ ગઈ ૨૮ માર્ચ ૧૯૯૭ના રોજ એક્યાશી વર્ષની વયે મુબઈમા અવસાન થયુ સ્વર્ગસ્થ પુપુલ જયકર 'કરણઘેલો' નવલકથાના લેખક નદશકરના પુત્ર વિનાયક મહેતા(જેમનુ 'નદશકર જીવનચિત્ર' પુસ્તક જાણીતુ છે)ના સુપુત્રી હતા અને નહેરુ કુટુબ સાથે ગાઢ સબધ ધરાવતા હતા ઉત્તરવયમા તે જે કૃષ્ણમૂર્તિથી પ્રભાવિત થયા હતા. તેમણે લખેલી કૃષ્ણમૂર્તિની જીવનકથા જાણીતી છે 'કુમાર'ના સપાદક શ્રી બિહારીલાલ ટાક (જ ૨૪ એપ્રિલ, ૧૯૩૧)નુ તા. ૨૭ ફેબ્રુ ૯૭ના રોજ અવસાન થયુ 'કુમાર' પ્રત્યે તેમને અપાર મમતા હતી અને ભાવનાપૂર્વક વર્ષો લગી તેમણે એને સેવાઓ સમર્પી હતી પ્રભુ આ બનેના આત્માને ચિરશાતિ અર્પે એ પ્રાર્થના.

## સુધારો

'ઉદ્દેશ'ના નવે '૯૬ના અકમા શ્રી પ્રબોધ ર જોશીનુ 'એક હતા બા' કાવ્ય પ્રગટ થયું છે એનો પ્રતિભાવ આપતા શ્રી મેઘનાદ ભટ્ટે જાન્યુ '૯૭ના અકમા લખેલુ કે "એક હતા બા" એ દૌહિત્ર દ્વારા લખાયેલ કાવ્ય છે એ પાછળથી સમજાયુ ઉપરના વાક્યમા 'દૌહિત્ર'ને બદલે 'પૌત્ર' જોઈએ. માર્ચ ૯૭ના અકમા શ્રી માલતી પરીખના કાવ્ય 'નિયતિ અને મુક્તિ'માં "તું મને મારા થકી" એ પક્તિમા 'મને'ને બદલે 'તને' જોઈએ. ક્ષતિ માટે ક્ષમાયાચના.

# પત્ર-પ્રસાદી

## ઉમાશંકર જોશીના થોડા વધુ પત્રો

સંપાદક : રમણલાલ જોશી

[શ્રી ઉમાશંકર જોશીના કેટલાક પત્રો ગયા અંકમાં આપ્યા હતા. બીજા થોડા પત્રો આ સાથે આપ્યા છે. – ર. જો.]

૧

પ્રિય ભાઈ રમણલાલ જોષી,

ત્યારે તમે સાચેસાચ રિસાયા નથી ! રિસાતાં પણ આવડવું જોઈએ ! એ એક કલા છે. દિવાળીના દિવસોમાં હતું કે તમને લખું કે દિવાળી બાકી ન ખેંચશો. પણ રહી ગયું. પ્રેમપત્રો લખવાની ફુરસદ રહેતી નથી. પત્રોમાં પ્રેમ પૂરો સમાતો પણ નથી. મળીએ એટલે ફેંસલો... તમારો લેખ સુંદર લખાયો છે. તમને, જે વિષયની વાત કરો છો તેની સૂઝ પણ લાગે છે. પણ જરીક સંપ્રદાયની – વીગતનો વિષય છે. શ્રદ્ધા માગી લે છે. એટલે એવા વિશેષજ્ઞ રસિકો પાસે મૂકો... આમાં તમારી લખાવટ વધુ ઘટ્ટ બની લાગે છે.

ક્યારેક જરૂર ધર્મજ તરફ જઈશું. આચાર્ય (ધર્મજ શાળા)ને લખી જ શકેલો નહિ. ગાંધીસપ્તાહમાં મને બોલાવેલો. મારી વતી ક્ષમા માગશો... હું પ્રમાણમાં ઠીકઠીક ફરું છું. મહિનામાં પાંચ-સાત દિવસથી વધુ રખડવું કામની દૃષ્ટિએ કેમ પોસાય ? હમણાં તો ટેબલ ઉપર પત્રવ્યવહારના ઢગ સામે બેઠો છું.

તમને જવાબ લખવામાં થયેલા વિલંબ માટે ક્ષમા માગીને મૂંઝવીશ નહિ. પણ એટલી સમજણ આપણી બે વચ્ચે હોવી–રહેવી જોઈએ કે કાગળ એ મોટી વાત નથી.

સંસ્કૃતિના અંક માટે સરનામું બદલાવો તો **મહિનાની આખર તારીખ પહેલાં** જ બદલાવવું સારું. એવું સાંભરે છે કે શરૂઆતના વરસનું તમારું (વરસ ઉપર થોડાક માસનું) લવાજમ મુંબઈના કોઈ બુકસેલરને તમારા મિત્રે ભરેલું, પણ તે બુકસેલર તરફથી પૈસા મળેલા નથી. તમને કાંઈ પત્તો છે ?

તબિયત સારી હશે. B. T.નું ચાલતું હોય તો બરોબર અભ્યાસમાં રત રહેશો. બીજી વસ્તુઓ પછી થશે.

શાન્તિભાઈ પટેલ તો અગાસ જ લાગે છે.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ.મા.

તા. ક. **વ્યોમસર**માં બહુ વાંધો લાગતો નથી.

૨૬-૧-'પર ઉ.

તા. ક. સંસ્કૃતિ તો વડનગર જ જાય ને ?

*

૨

અમદાવાદ-૬
૩-૧૧-'૫૬

પ્રિય ભાઈશ્રી રમણલાલ જોશી,

નવું વરસ તમને સર્વ રીતે આનંદદાયક નીવડો. સૌ કુટુમ્બીજનોને નવા વરસનાં અભિનંદન.

વડનગરનું સારું થયું જાણી આનંદ. કાંઈ બીજું કામ શ્રી પી – ભાઈએ તૈયાર કરી રાખ્યું છે.

ઉમાશંકર જોશી

*

૩

રતિરામ ક્વોર્ટર્સ
Mt. Abu
જૂન ૨, ૧૯૫૮

પ્રિય ભાઈશ્રી

કામકાજ બરોબર ચાલતું હશે. ટેક પણ આજે પતી જશે. મેં તરત જ શ્રી સન્મુખલાલ પંડ્યા (જલવિહાર, જુહુ, સાન્તાક્રુઝ, Bombay 23)ને લખ્યું હતું અને સીધું તમને લખવા પણ વિનંતી કરી હતી. અહીં ટપાલમાં વિલંબ થાય છે. કદાચ તમારી ઉપર કાગળ હશે. અહીં આવશે કે તરત જણાવીશ. તમે જૂનના આરંભમાં જરૂર અઠવાડિયું જઈ આવો અને તે સમાજનો પૂરો લાભ લો. સંકોચ રાખવાનો નથી. સજ્જનનું નિમંત્રણ છે.

પિતાજીને ઘટિત.

સૌ કુશળ હશો.

મારી તબિયત સુધરતી આવે છે.

ઉમાશંકર જોશીના સપ્રેમ

ઉતાવળમાં

*

૪

અ'વાદ-૬
૩૧-૧૦-'૫૮

પ્રિય ભાઈશ્રી,

તમારા બંને કાગળો મળ્યા હતા. પેપર્સનું ઠાળે પડ્યું જાણી આનંદ થયો હતો... આજે વડોદરાથી સવારે આવ્યો ને ૩૦-૧૦નું પોસ્ટકાર્ડ મળ્યું. તમે બધું પૂરું કરી બીજી બપોરે અથવા મોડામાં મોડા બીજીએ રાતે આવશો તે જાણ્યું. ઈશ્વરકૃપાએ સ્વસ્થતાપૂર્વક બાકીનું કામ તમે આ વરસમાં પૂરું

કરી શકશો. તબિયત સારી હશે.

મુંબઈ તો તમે અડધીનું લેખન પતાવી ટાઇપ કરવા આપીને પછી જાઓ એટલે ટિકિટ લેતો નથી. મુંબઈ તમે લખી શકો કે પહેલા અઠવાડિયાના અંતભાગમાં પહોંચશે.

ઘેર બધા મજામાં હશો. પૂ. પિતાજીને અને માતાજીને વંદન.

અહીં બધા મજામાં. ભાઈશ્રી અજારિયા કુટુંબ સાથે રહમીથી આવેલા હોઈ બધાનો આનંદમાં સમય જાય છે.

૫-૬ ભાવનગરનું ટાળવાનું મન છે પણ ખેંચ છે. ૭-૮ પોરબંદરનું આજે જાણવા મળે છે કે ઢીલમાં પડે.

તમે બીજીએ આવો છો. તંદુરસ્તી અને તાજગી સાથે.

ઉમાશંકર જોશીના સપ્રેમ વં. મા.

*

૫

નૈનીતાલ

મે ૨૯. ૧૯૫૮

પ્રિય ભાઈશ્રી,

૧૧-૩૦ વાગ્યે નીકળતી પહેલી ટપાલમાં કાગળ (પરબીડિયું) લખ્યો છે તે મળ્યો હશે. બપોરે તમારા બંને કાગળો મળ્યા અને બહુ આનંદ થયો. તમે નિર્ણય લીધો તે સારું કર્યું. પરમેશ્વર તમને સંપૂર્ણ રીતે સહાય થાઓ.

મેં લખ્યું છે તે કામ અઠવાડિયું લેશે. ૧૫મી જૂન સુધીમાં એ તૈયાર રાખશો. થીસિસ બરોબર મૂળ સાથે મેળવશો. ન હોય ત્યાં શંકા કરીને પણ જો ફરી સુધારશો. વિશેષનામો વગેરે બધું પેન્સિલથી કરજો. મૂળ હસ્તપ્રત અનુક્રમ પાનાંનંબર નાખી તૈયાર રાખશો.

ભાઈશ્રી શુક્લે* સદ્ભાવપૂર્વક બધું કર્યું તે એમને શોભે એવું છે. એમનો આભાર શી રીતે માનવો?

આચાર્ય શ્રી પંડિત જોશે કામ કરવામાં તમને આનંદ આવશે. અમે તો મળ્યા છીએ ત્યારે ઘણી વાર કાંઈ ને કાંઈ જ્ઞાનગોષ્ઠીનો લાભ મળ્યો છે. એ વકીલ થયા છે પણ છે સંસ્કૃત અને સંસ્કૃતિના માણસ.

ઘેર બધા કુશળ હશો.

રાજીનામું સહી કરીને મોકલાવું છું. રજા મળવામાં કશી તકલીફ આવવી ન જોઈએ. ૧૫મીથી તો હું ત્યાં પણ છું.

તમને ઓર્ડર મળી ગયો હશે. મળ્યાના સમાચાર તરત c/o ગાંધી આશ્રમ, Almora (U P) મોકલાવશો. પોસ્ટકાર્ડ નાખશો તો બસ છે. તાર કરવાની હવે જરૂર નથી. કોઈ પણ કારણે ઓર્ડર અંગે અવઢવ હોય અને અનિશ્ચિતતા હોય તો તરત પાકું કરાવશો.

ઉમાશંકર જોશીના સપ્રેમ વં. મા.

*

* શ્રી યશવંત શુક્લ – સંપાદક

૬*

ગુજરાતી ભાષા સાહિત્ય ભવન

ગુજરાત યુનિવર્સિટી

અમદાવાદ – ૯

૧૬ નવેમ્બર ૧ ૫

ભાઈશ્રી,

વરસાદને કારણે મુંબઈથી કલાકાર ઝવેરી બહેનો આવી ન શકવાથી ભવનનો શનિવારનો કાર્યક્રમ મુલતવી રહ્યો છે તેની નોંધ લેવા વિનંતી છે.

લિ.

આપનો વિશ્વાસુ

ઉમાશંકર જોશી

અધ્યક્ષ

*

૭

અ'વાદ ૬

૧૬-૧૦-૫૮

પ્રિય ભાઈશ્રી,

કાલથી આરામ પર છું. કાને જ થયું કે તમારા સમાચાર પુછાવું, ત્યાં તમારો કાગળ. કાગળથી આનંદ ન થયો. કેમ આમ ચાલે છે? કદાચ મનથી પરબારું થવું જોઈએ. હવે તમે નાનીમોટી યોજનાઓમાંથી બહાર નીકળતા આવો છો. જરીક મોકળાશથી હળવાશથી જીવવાનું બને તો વધુ સારું. તબિયત ખૂબખૂબ સાચવો. સુદર્શન કે એવું કાંઈક લો છો? તાવ વારંવાર ન આવવો જોઈએ. પેલી પ્રસ્તાવના ભલે કરો. પણ લેખનગ્રંથમાં છાપવા માટે તૈયાર થવી જોઈએ એ આપણો નિયમ છે.

મુ. માતપિતાને વંદન. બાળકો ને બધા મજામાં હશો.

ઉમાશંકર જોશીના સપ્રેમ વં. મા.

*

૮

શારદાગ્રામ

માંગરોળ (સૌરાષ્ટ્ર)

મે ૩૦, ૧૯૬૦

પ્રિય ભાઈશ્રી

તમારો અ'વાદનો કાગળ મળ્યો હતો. એ ઉપરથી તમારા મુંબઈ જવા વિશે અટકળ થઈ ન શકી. એ પ્રવાસ પડતો મુકાયો કે શું એવી શંકા પણ થઈ. પણ તમારા મુંબઈના કાગળથી ખૂબ આનંદ થયો. તમે બધા જઈ આવ્યા તે સારું થયું. થોડા સ્થાનફેરની જરૂર ખરેખર હોય છે. અમે બધા

* આ એક ઑફિશિયલ પત્ર છે. ગુજરાતી ભાષાસાહિત્ય ભવનના અધ્યક્ષ તરીકે સૌ અધ્યાપકોને તે આ રીતે જાતે પત્રો લખતા હતા. પત્રના અક્ષર બીજાના છે. સહી એમની છે. – ર.જો.

મજામાં છીએ. તા. ૭મી કે ૮મી જૂને મોડામાં મોડા અમદાવાદ પહોંચવા ધાર્યું છે. શ્રી રતિભાઈ જોશી સાથે છે. સવારે ઉપનિષદવાંચન કરીએ છીએ. અહીં શ્રી સવાણીભાઈ (તમારા પિલવાઈના શિક્ષક) મળ્યા. તમને ખૂબ સ્નેહપૂર્વક સંભારે છે. આ સ્થળ અતિરમણીય છે. સંસ્થામાં વસીને અને સંસ્થાના કાર્યકર્તાઓને મળીને મને તો ઘર જેવું લાગ્યું છે. બધાંને જ એવું લાગ્યું છે. ત્યાં પિતાજીને, બાને અને બધાંને વંદન. બાળકો મજામાં હશે.

કાંઈ ને કાંઈ વાંચન ચાલતું હશે. ગામપાધરના લીમડાઓને મળતા રહેતા હશો. ફરવાનો સમય ચાલુ સત્રમાં ઝાઝો મળતો નથી. મિત્રોને મળવાનો પણ. બંને કરતા હશો. તબિયત ખૂબ સરસ કરીને આવો.

ઉમાશંકર જોશીના સપ્રેમ વ. મા.

*

૯

'Sanskriti (संस्कृति)
Karyalaya
Ellis Bridge
AHMEDABAD - 6
૨૬-૧૦-'૬૫

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

નવા વરસનાં અભિનંદન. નવું વર્ષ તમને સવ રીતે ઉત્કર્ષકારી નીવડો. તમારો વિદ્યાયોગ વધુ ને વધુ તેજસ્વી બનો એ જ પ્રાર્થના. તમારી નિષ્ઠા અને સહૃદયતા તમારા જીવનનો ઇષ્ટ આકાર નિપજાવશે એવી હમેશ મારી શ્રદ્ધા રહી છે. તપસ્યા અને ભગવદનુગ્રહ વિકાસની ગતિને ત્વરિત કરો એ જ તમારે માટે – અને આપણે સૌને માટે આ દિવસોમાં પ્રાર્થના.

માતપિતાને વંદન. અ. સૌ. ભગવતીબેનને અને બાળકોને સાલમુબારક.

શુભાકાંક્ષી ઉમાશંકર જોશીના
સપ્રેમ સાલમુબારક

*

૧૦

નવી દિલ્હી,
૧૧-૧૨-'૭૭

પ્રિય ભાઈ રમણલાલ, મુ. માતુશ્રી. અને કુટુંબનાં સૌ,

મુ. કાકીશ્રીના અવસાનના સમાચાર તમારા પત્રથી જાણ્યા. મુ. માતુશ્રીએ તેમની સેવા કરી, વડનગર ચાલુ તેમની સાથે રહ્યાં, એથી બંનેને સંતોષ રહ્યો હશે. મુ. કાકીએ સેવાનું જીવન વિતાવ્યું. પ્રભુ એમના આત્માને પરમ શાંતિ અર્પશે જ.

ઉમાશંકર જોશીના વ. મા.

*

## સાભાર સ્વીકાર

### **આર આર. શેઠની કંપની** (અમદાવાદ - ૧, મુંબઈ - ૨)**નાં**

**રેતપંખી :** લે. વર્ષા અડાલજા, કિં. રૂ. ૬૬. **વાવડો :** રાજેશ અંતાણી, કિં. રૂ. ૬૫. **માવતર :** જોસેફ મેકવાન, કિં. રૂ. ૬૦. **૧૯૯૫ની શ્રેષ્ઠ વાર્તાઓ :** સંપા. મોહન પરમાર, કિં. રૂ. ૮૫. **દહેશત :** સારંગ બારોટ, કિં. રૂ. ૧૧૫. **હારજીત :** વિઠ્ઠલ પંડ્યા, કિં. રૂ. ૮૦. **તત્ત્વજ્ઞાનની પાંખે, વિજ્ઞાનની આંખે :** લે. લક્ષ્મીદાસ ખટાઉ, કિં. રૂ. ૬૦. **તમારી તંદુરસ્તી તમારી વિવેકબુદ્ધિમાં :** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૪૫. **દીવો કરતા પહેલાં :** જિતેન્દ્ર દેસાઈ, કિં. રૂ. ૫૫. **સાદ-પ્રતિસાદ :** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦. **એકાંતના આકાશમાં :** ગુણવંત શાહ, કિં. રૂ. ૧૦૦. **એંધાણી :** વર્ષા અડાલજા, કિં. રૂ. ૬૫. **શું ગમે તમને :** રંભાબેન ગાંધી, કિં. રૂ. ૩૦. **સાત જનમના દરવાજા :** વિઠ્ઠલ પંડ્યા, કિં. રૂ. ૧૪૫. **પાતાળપ્રવેશ :** મૂળ લેખક : જુલે વર્ન, સંક્ષિપ્ત કરનાર મૂળશંકર મો. ભટ્ટ, કિં. રૂ. ૭૫. **ધરતીના ચાંદ, ધરતીના સૂરજ :** ચન્દ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૭૫. **વિનાયક :** ચિનુ મોદી, કિં. રૂ. ૩૦. **વગડાઉ ફૂલો :** સુશીલા ઝવેરી, કિં. રૂ. ૫૦. **તમે જાતે કરી જુઓ :** ગટુભાઈ ચોકસી, કિં. રૂ. ૪૦. **ફેક્સ :** ગુણવંત શાહ, કિં. રૂ. ૨૫. **ટેલિગ્રામ :** ગુણવંત શાહ, કિં. રૂ. ૨૫. **ટેલેક્સ :** ગુણવંત શાહ, કિં. રૂ. ૨૫.

❖

### **ગુજરાત સાહિત્ય અકાદમી** (અભિષેક બિલ્ડિંગ, પ્રથમ માળ, સેક્ટર ૧૧, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭)**નાં**

**પૌરાણિક કાળગણનાનુસાર વંશાનુક્રમ :** મૂ. લે. ડૉલરરાય રં. માંકડ, અનુ. તરલિકા આચાર્ય, કિં. રૂ. ૧૬૦. **સંતવાણી તત્ત્વ અને તંત્ર :** સંપાદક : ડૉ. બળવંત જાની, કિં. રૂ. ૧૧૦. **સાહિત્ય એક સિદ્ધાંત :** લે. કૃષ્ણરાયન, અનુ. શાલિની ટોપીવાળા, કિં. રૂ. ૪૦. **સમકાલીન ઓડિયા કવિતા,** અનુ. પ્રશાન્તકુમાર મહાંતિ, કિં. રૂ. ૪૫. **સાહિત્યિક પરંપરાનો વિસ્તાર :** લે. ભોળાભાઈ પટેલ, કિં. રૂ. ૧૩૦. **સાહિત્યાલેખ :** લે. જશવંત શેખડીવાળા, કિં. રૂ. ૮૫. **ગુજરાતી ગામનામ સૂચિ :** સંપા. : ડૉ. ચંદ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૧૨૫.

# `આ અરથ વિનાનું સપનું'

રાધેશ્યામ શર્મા

સાંપ્રત કાવ્યસર્જન દુર્બોધ હોય છે, અર્થ - આપત્તિઓ ઊભી કરી ક્યારેક અબોધ જેવુ બની જાય છે — આવી અવબોધજનિત સમસ્યા, દિલીપ ઝવેરીનો ધ્યાનાર્હ કાવ્યસગ્રહ 'પાડુ કાવ્યો અને ઇતર' ૧૯૮૯મા પ્રકાશમા આવ્યો ત્યારે ખાસ ખડી થઈ રહેલી વિવેચકોએ જેટલો 'ઇતર' કૃતિઓમા રસ લૂટ્યો એટલો 'પાડુ કાવ્યો'મા લૂટ્યો હશે, પણ અત પુરમાથી બહાર આવી આસ્વાદકથા ના માડી ભાષાના અવયવોનો જાણે કે નવેસરથી સબધ બધાતો જોવાયો નાદની વિવિધ છટાઓનુ કાર્યરત વૃદ નોખા આસ્વાદની ભૂમિકા રચતુ કહેવાયુ પણ ક્યાય એકાદો આસ્વાદ પણ ના ઝળક્યો. આખા સગ્રહને મિષે સામાન્ય વ્યાપ્તિઓના વેષ્ટનમા થોડાક નિરીક્ષણો પરપરિત લઢણમા રમતા મેલાયા ગુર્જર કાવ્ય વિવેચનાનુ અથવા તો આસ્વાદલક્ષી અવલોકનનુ અહીં 'અચ્યુતમ્ કેશવમ્' સાભળી-ભાળી શકાય

મારા સદ્ભાગ્યે બે'ક વરસ પૂર્વે સ્વય કવિના મુખે સાગરસમ્રાટ પાડુ અને Proletariat —ફોગટની ફિશિયારી છેવટ કરુણ કરમકઠણાઈ સાભળવા મળી. કવિતા કાનથી કેમ વચાતી હશે એનો સાનદ એહસાસ ત્યારે થયેલો. કવિની તેમ જ મારી 'પાડુ કાવ્યો'ની અપરપાર વૈવિધ્ય સમાવતી શ્રેણીમાની તે પ્રિય કૃતિ છે

મારા કાન સારા નથી જેટલી આખ દૂરનુ સાભળવામા કાન સારા, પણ કાવ્યને પરિપૂર્ણપણે પામવામા વધુ નબરધારી નેત્રોનો ઉપયોગ લેવો પડે વર્ષો — કદાચ દસકા અગાઉ 'પોસેડન એડવેન્ચર' નામની દરિયાઈ ફિલ્મ જોવાઈ ગયેલી એના સ્મરણસસ્કાર પણ અહીં કામ કરી ગયા હોય પ્રસ્તુત કૃતિની એક પક્તિ પણ ઇસ્થેટિક એડવેન્ચર કરવા મને તાણી ગઈ હશે 'પછી પૂછળાથી પાણી ફેરશે જશે પોસેડન તૂને તાણી. '

કાવ્યનાયકે/અથવા કવિએ તો મોતિયા - 'ઝામર ઝરતુ ટપક્યુ નઈ તે ચકર ચકરતુ તોળાતુ આ અરથ વિનાનુ સપનુ ? એમ પ્રશ્ન પૂછીને ઉત્તર વાળી દીધો છે

હવે અરથ વિનાના સ્વપ્નમા કાવ્યાર્થ શોધવો, અર્થ નહિવત્ ત્યા અરથ ગોતીને કાવ્યરસ લવો તે એબ્સર્ડ ડ્રીમના ક્ષણિક ઉડાન ભરતા પતગને પુચ્છથી પકડવા જેવુ દુષ્કર નહિ ? અહીં એક નુવિધા છે નિરર્થક સ્વપ્નની ઓથે ભાવકે ગૂચાવાનું નહિ કે સાગર-સમ્રાટ લેખે સિંદબાદને માનવાનો છે કે મુબઈમા દા'ડીગેજ જોવા મળતા પાડુઘાટીને (પ્રોલેતરિયાને) સમજવાનો છે ? અર્થની કાનપટ્ટી પકડીને ક્લાસ બહાર કાઢેલી કૃતિમા સિંદબાદને પાડુની પરિસ્થિતિ અને પાડુને સિંદબાદના વિષમ સ્થિત્યતરોમા જોવાની એક લિજ્જત છે અહીં અમૂઝણ પણ આસ્વાદ્ય રૂપ લઈ શકે

સપૂર્ણ રચના પઢીસુણીને મારી જેમ કોઈ પણ કાવ્યરસિકને સદેહ નહિ ઊપડે કે 'ફોગટની ફિશિયારી છેવટે કરુણ કરમકઠણાઈ' કોની ? શબ્દ અર્થને ઠોકી ઠોકીને કહી શકાશે પાડુ અને સિંદબાદની, બનેની જાગતિક વિસવાદ અને વૈષમ્યગ્રસ્ત અભાવમાથી ન તો સિંદબાદો છટકી શકે ન તો પ્રોલેતરિયા પાડુ બન્ધુઓ કવિએ પોતાના દર્શન દોરામા અને 'હેઝ અને 'હેવ - નોટ્સ' ઉભયને પરોવી શબ્દાયન કર્યું છે મેનિફેસ્ટો, પ્રોપેગન્ડા પેમ્ફલેટ કે તત્ત્વરૂપણાના બોધનુ પરમ નિગરણ ભાષા-લયની નાદલીલાઓ વડે સધાયુ છે તે તો કાવ્યને 'સોચ્ચાર' વાચવાથી જ સમજાશે. પ્રથમ પક્તિમા પ્રવેશીએ—

*સિંદબાદને મળ્યા ચાચિયા*
*ચકલી કબૂતર તોતા હોલા કાબર મેના*
*સમા નહી.*

કૃતિની છેલ્લી પક્તિ હવે તુરત પઢો—

*ચકલી કબૂતર હોલા જેવા સિંદબાદને*
*કૌવા સમડી બગલા જેવા મળ્યા યકાયક.*

પ્રથમ અને છેલ્લી પંક્તિમાં થયેલો ફેરફાર નોંધો. પ્રથમમાં મેના સમા 'નહીં' છે, છેલ્લે 'જેવા સિંદબાદને' 'જેવા મળ્યા યકાયક' થઈ જાય છે. આરંભે ચાંચિયાને લાગુ પડતી પંખીઓની પલટન, છેલ્લી પંક્તિની પ્રયુક્તિમાં સિંદબાદની ઉપમામાં પરિણમે છે. અર્થભોગી પૂછી શકે : આવું શાથી ? તો સીધોસટ ઉત્તર દેવો પડે, અરથ વિનાના પ્રશ્નાર્થક સપનામાં સઘળું 'યકાયક' જ (ભોળા ભાવક ! 'એકાએક' નહીં હોં) પલકારામાં બની જા...ય છે.

એ રીતે પ્રથમ પરિચ્છેદમાં 'રે લાંબી સીધી અણીદાર જેની,' કાવ્યમધ્યે 'લાંબા સીધા અણીદાર જેના' અને અંતે પુનશ્ચ 'લાંબી સીધી અણીદાર જેની' પંક્તિઓ કોને કેમ લાગુ પડે છે — એનો સીધો અણીદાર કે લાં...બો જવાબ અરથ વગરના સપનામાં ખોળવાનો શો અર્થ ? કર્તા તો લખી ગોઠવીને ક્લીન મુસ્ટાકમાં મરકી શકે કે મૂરખાઓ... પણ આપણે બનવું નથી. માત્ર આટલું સમજજો. આરંભના 'ખંધા બકાસુર સુલતાન' તે અંતમાં 'ભૂંડા વૃકાસુર શયતાન' બની આવે છે. સુલતાનને શયતાન અને શયતાનને સુલતાન બનાવવા માટે એક કલમગોદો કાફી નથી શું ?

અધુના કવિતા કરનારા સામાજિક સભાનતા કે આર્થિક વિષમતાની સાંપ્રત ખીણમાં ડોકિયું કરતા નથી એમને આ રચનાની પંક્તિ સાદર કરીએ : 'ખોપડી ફડકે કાળે ઝંડે, વળગ્યા સિંદબાદને'... સદ્‌ગત દત્તા સામંતી કાળા ઝંડાધારી યુનિયનો મૂડીધારી સિંદબાદ સામે આવી નારા પોકારતાં ઠેઠ નાલાસોપારાથી આવી પૂગ્યાં રે લોલ...

અહીં કૃતિમાં બે વાર 'રિપીટ' થતી ત્રિશબ્દાકૃત ઉપમા દિલીપી ઝવેરાત સમાણી છે : વળગ્યા સિંદબાદને : 'જ્યમ વાળુ શેવાળ.' કાવ્યમધ્યે સિંદબાદને લીલયા 'ભીંડબાદ' બનાવી પંક્તિ ઘડી : ઘેરી વ'ગ્યા વ્હાણને સજ્જડ ચોંટી : 'જ્યમ વાળુ શેવાળ.' વાળુ અને શેવાળ અવિનાભાવી અપરિહાર્ય સંબંધથી જોતરાયેલાં છે આદિવારાનાં, એવી રીતે માલિક-મજદૂર, લેવાવાળા-દેવાવાળા છૂટ્ટા, મુક્ત રહી નહિ શકે. કૃતિમાં તો યુનિયનવાળા પણ શોષક પોષાકમાં સૂચવાયા છે : 'લાંચિયા કેમ ટોકરી આપું ? જેનાં મઘમઘતાં ફળ ગળી અરીસા જાય નોકરી કેમ કરી તે આપું ?' (રશિયાનો સામ્યવાદી અખતરો નાકામ નીવડ્યો એનું ગર્ભિત સૂચન અહીં ઝબૂક લઈ ઝમ્યું છે.)

હવે આપણે પરિઘ પરથી કેન્દ્રના મૂળાધાર તરફ ધીમેશથી આવી ગયા છીએ. વાળુને શેવાળ વળગે એમ ઝંડેખાનો (ચાંચિયા) સિંદબાદ પાસે ત્રણ માગણીઓ મૂકે છે.

*છોકરી આપ*
*નોકરી આપ*
*નંઈ તો તારી ટોકરી આપ.*

ગળે જંગલી ભૂખી બિલાડી બાઝીને બોલતી હોય એવાં ત્રણ ફરમાન, વામનની ત્રિ-પાદભિક્ષાનો પુનર્-રવ-ટંકાર સુણાવે એવાં નથી ?

માગણીના આદેશના ઉત્તરમાં સિંદબાદ નરસિંહ મહેતાના 'નાગદમન'ના ઢાળમાં પરભાતિયું ગાઈ કહે છે : 'ટકોરી માગો તો આપું ટણટણી, દઉં રે મારો ઉર એકાવર હાર...' વગેરે.

પછી ચાંચિયા કનૈયાના વેશમાં, આવેશમાં ગાય છે :

*નથી રે સિન્બાદ આમ્હીં બંદર ભૂલ્યા*
*કે નથિ થારા મુનીમે ભળાવિયા*
*મુંબાવનમાં વસતી કરવા*
*અમીં ગાંભુ ગામથિ આવિયા.*

મેગાસિટીની કૉસ્મોપૉલિટની સભ્યતામાં મરેઠા જ નહિ, મારવાડી ભાષામાં ભડૂસતા પાંડુ-રામાઓને અહીં તાદૃશ કરવાની સાથે કર્તાએ સિંદબાદને સ્થાને 'સિન્બાદ' શબ્દની રમત કરી મૂડીવાદીને Sin-bad પણ કરાવ્યો છે. 'પરધન મનમાં ન આણિયે'માં 'વૈષ્ણવજન' પદ અને —

*'સાત વીસું સમદર ચીરિયા*
*એમ બિનવાદ કે'છે*

ભજનઢાળમા જેસલ જગાના ચોરટાને ને લોકકથાની સતી તોરલને શબ્દપ્રત્યક્ષ કરી છે

પાખાળા કામગાર સધો તો ચીપક્યા સિંદબાદજીને હવે ?

નઢ ખોલીને Windબાદ શુ કરે ? ક્યાક માયાવી મેળે મોટરમા પેસી પાડેલા ફોટા જેવો સાચો ખોટો જિંદબાદ શુ કરે ?

મારી અત્યત પ્રિય કલ્પનમઢી પક્તિ વચ્ચે છે મેળામા મોટરે બેસી ફોટા પડાવી આવેલા માણસની ઇમેજ ગુજરાતી ગિરામા આવા સદર્ભે પ્રથમ વાર સહજે પ્રકટી આવી છે માત્ર કર્તાએ જિંદભર્યા જિંદબાદને 'સાચો ખોટો' કહ્યો તે સૂક્ષ્મ અ સયમ જરીક કઠી ગયો

સિંદબાદનુ પોતાનુ જ અસગત ખ્વાબ તો ત્યારબાદ આલેખાયુ છે પખાળા લિયોનાર્ડને સર્કસમા સાઇકલ ચલાવવાની નાચીજ નોકરી મળી છે ' એક જ પક્તિમા લેખિનીના આછા ઘસરકે ભૂખને 'તરાપ'નુ અપરૂપ અપાયુ છે હાલકડોલક સાઇકલ = ભૂખે લથડે જાણે તરાપ '

પેટ બાળતી નોકરીનુ મિથ્યાત્વ દર્પણમાથી દેખાતા આબાની ઊંચી ડાળને બાળક ચાદલાને આયને ઝાલવા આબવાની વ્યર્થ ચેષ્ટા સાથે સાકળી વિશદ કર્યુ છે

નોકરી-છોકરી ટોકરી કશુ જ આપવાની દશા સિંદબાદની નથી ઊંઘ હજી નવ ઊડી ' (પ્રમાદી ગર્ત્તની) સૂનમૂન છે બાગબાર લગર નાખી પડેલા બપોરબધા વ્હાણ 'કાજળ લકીર ઝીખી ખૂલશે ક્યાક કિનારી'નો આશાવાદ પણ કામ નથી આવતો. વાર જોઈ ઉદ્ધારકની લગર ઊંચક્યા તો — 'માર લીલ ચડેલા લગર લપસી જાય.'

તેવે નાયક પ્રોટેગોનિસ્ટ નૈરાશ્યગર્તામાથી (સ્વગતોક્તિ) બોલે છે હવે ના દિશા, ન અતર એક નહીં એંધાણ, ચાચિયા મળી નહીં તે કેમ છોકરી આપુ ? નોકરી નહિ તો છોકરી આપો માગણીઓ અમર તપો બાપોકારતા પાડુ બધુઓને કર્તા નાયકના સ્વાગમા હાથ ઊંચા કરી 'અને આ ઝીણી રૂડી ઘાટૂડી જેની તેની તો અમકી મિતવા ખબર નહીં હે' નકારી દે છે ચાલુ પાડુ તો એમ પણ પૂછી શકે કે કાવ્યકર્તા મૂડીવાદી માનસ ધરાવતો માનુષ તો નહિ હોય ને ?

કવિ દિલીપ ઝવેરીની પડખ ખડો રહી બ્રિટિશ કળાકાર ફ્રાન્સિસ બેકનના સુમુખે માઇક આપી બોલાવવુ ગમે આવુ

Existance, in a way, is so banal that you might as well make a kind of grandeur *of it rather than be nursed to oblivion*

વિસ્મૃતિના કળણમા ખૂપીગૂપી મરવા કરતા અસ્તિત્વને શબ્દની કળાના વૈભવથી શણગારવાની દિશામા કવિ દિલીપ ઝવેરીના 'પાડુ કાવ્યો' એમનુ સ્મરણીય યોગદાન છે

□

## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (૫૮/૨, બીજે માળે, દેરાસર સામે, ગાધી રોડ, અમદાવાદ ૧)નાં

ન હન્યતે લે મૈત્રેયીદેવી, અનુ. નગીનદાસ પારેખ, કિં રૂ ૧૨૬ **અષાઢ, તું આવ** સુવર્ણા, કિં રૂ ૧૦૮ **ઇથાકા અને જેરુસલેમ** ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિં રૂ ૭૦ **સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો** ઇન્દુબહેન મહેતા, કિં રૂ ૯૮ **મુકામ** વાસુદેવ સોઢા, કિં રૂ ૬૬ **માણસ હોવાની મને ચીડ** ચિનુ મોદી, કિં રૂ ૧૦૨ **પ્રપાત** લે સુભાષ શાહ, કિં રૂ ૪૫ **તરસ** પ્રો. વલ્લભદાસ દલસાણિયા, કિં રૂ ૧૦૦ **બાલવાર્તા શ્રેણી** પુસ્તિકા ૧થી૫, દગ્ગુ ધોબી લે. વિષ્ણુકુમાર બારોટ, કિં સેટના રૂ ૧૮૦ **વિજ્ઞાનનાં રમકડાં** ભાગ ૧થી ૭ લે સાકરચદ સાહેબ, કિં રૂ ૧૧૦ (સેટના)

❖

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** ('સસ્કૃત' બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઇકોર્ટ રોડ અમદાવાદ ૯)નાં

**પાંડુરંગ શાસ્ત્રી એક મુલાકાત** સુરેશ દલાલ, કિં રૂ ૧૫. **ઝલક – ચતુર્થી** લે ઉપર મુજબ, કિં રૂ ૫૦ **મકરન્દ દવે એક મુલાકાત** લે ઉપર મુજબ, કિં રૂ ૧૫

# નિત નવા વંટોળ

## રાષ્ટ્રીય ભાવનાથી સભર મહાકાવ્ય

**પ્રીતિ સેનગુપ્તા**

એક દેશ જ્યારે કોઈ ખંડ જેટલો મોટો હતો, અને એનાં અગિયારેક રાજ્યો પર એકચક્રી શાસન કરતો હતો ત્યારની વાત છે. એ દેશ ત્યારે સોવિયેત યુનિયન કહેવાતો હતો. સોવિયેત સરકાર રાજ્યોની વિભિન્ન પ્રજામાંની રાષ્ટ્રીયતાની કટ્ટર વિરોધી હતી, અને ત્યાં ત્યાંની ભાષાઓ, રીતિ-રિવાજો વગેરે પર બને તેટલું નિયંત્રણ મૂકવા પ્રયત્નશીલ રહી હતી. ૧૯૯૧માં એની સામ્યવાદી બાંધણી પડી ભાંગી. અને લગભગ રાતોરાત બધાં રાજ્યો સ્વતંત્ર દેશ બની ગયાં.

૧૯૩૦થી ૧૯૬૦ના સમય દરમ્યાન એ રાજ્યોનાં ઇતિહાસ તથા સંસ્કૃતિને ત્યાંની શાળાઓમાંના અભ્યાસક્રમમાંથી કાં તો કાઢી નાખવામાં આવેલાં, અથવા તો એમના કેટલાક સત્તાવાર અંશોનું જુદું અર્થ-ઘટન કરવામાં આવેલું. કિર્ગિઝસ્તાનમાં આવી જ હાલત થયેલી. રાષ્ટ્રીય ઐક્યની ભાવનાથી સભર એમની એક લોકકથાના જાહેર ઉલ્લેખ પર પણ પ્રતિબંધ રહેલો, અને એની રજૂઆત કરવા અંગેની વિનંતી સરકાર ક્યારેય માન્ય રાખતી ન હતી.

આ છતાં બન્યું એવું કે કિર્ગિઝ પ્રજામાં પોતાનો વારસો ટકી રહ્યો. એ લોકકથાનો પ્રચાર મૌખિક રીતે થતો જ રહ્યો : નાના નાના ઘરેલુ મેળાવડાઓમાં એમાંની વાર્તાઓ કહેવાતી રહી, લોકો એમાંનાં અનેક ગીતો શીખીને ગાતા રહ્યા. દરેક કિર્ગિઝ પ્રજાજન માટે એ જાણે રાષ્ટ્રીય જવાબદારી હતી કે આ લોક-વારસો પોતાનાં સંતાનો સુધી પહોંચતો જ રહે. ૧૨થી ૧૪મી સદીના મોંગોલ શાસન-કાળ દરમ્યાન પણ આમ જ, યાદ રખાઈ રખાઈને જ, જે બચી ગયેલી તે કિર્ગિઝ લોકકથા 'મનસનું મહા-કાવ્ય' તરીકે ઓળખાય છે. એની અંદરનો નાયક મનસ કેવળ એક પરાક્રમી પુરુષ જ નથી, પણ લોક-માનસમાં અમર થઈ ગયેલો વીર-નર છે. ખરેખર તો મનસ એક કાલ્પનિક પાત્ર છે, પણ એના શૌર્યની તથા એકતા માટેના એના પ્રયત્નોની કથાઓ પ્રજાના ચિત્તમાં પ્રમાણભૂત ઇતિહાસનું સ્વરૂપ લઈને વસી ગયેલી છે. કિર્ગિઝસ્તાન, સ્વતંત્ર દેશ બન્યું ત્યારથી તો "મનસ મહાકાવ્ય"નું મૂલ્ય ઘણું વધી ગયું છે, અને ખુલ્લંખુલ્લાં અત્યંત ગૌરવથી એનાં ગુણગાન ગવાય છે. રાષ્ટ્રપ્રમુખ અકાયેવે એને 'આપણી ઐતિહાસિક તવારીખ, સાંસ્કૃતિક વાસ્તવિકતા, આચાર-વિચારની આધારશિલા અને વિજ્ઞાની પાર્શ્વભૂમિકા' જેવા, પ્રજાના સંપૂર્ણ જીવન ને માનસને આવરી લેતા, ઉદ્ગારોથી બિરદાવ્યું.

સદીઓથી એ મહાકાવ્ય કિર્ગિઝ પ્રજાનાં ગૌરવ, મનોબળ અને આશાનું પ્રતીક રહ્યું છે. ત્યાં લઘુમતી ધરાવતી રશિયન પ્રજા માટે મનસ એક યાદગાર કલ્પિત-કથાનું પાત્ર છે, એથી વધારે કાંઈ નહીં; પરન્તુ ત્યાં બહુમતી ધરાવતી મુસ્લિમ કિર્ગિઝ પ્રજા મનસ સાથે ગાઢ આત્મીયતા અનુભવે છે. એ શા કારણે ? તો એટલા માટે કે એ મહા-કથાના વાચનથી એમને જાણ છે કે મનસ જન્મે મુસ્લિમ હતો, તથા મનસને લીધે જ ઇસ્લામ સર્વત્ર પ્રસર્યો હતો. કિર્ગિઝ સ્ત્રીઓને પણ આ મહા-કથા પ્રિય છે, કારણ કે એમાં એ પ્રદેશની સ્ત્રીઓ બુદ્ધિ ને ડહાપણવાળી, હિંમતવાળી અને મનોબળવાળી નિરૂપાઈ છે. ખાસ કરીને મનસની પ્રિય પત્ની કાનિકેય. અસંખ્ય પ્રજાજનો માટે મનસ ભૂમિ માટેના પ્રેમનું, મુક્તિનું, રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું અને વિભિન્ન કિર્ગિઝ લોક-જાતિઓના ઐક્યનું ઉજ્જ્વળ પ્રતીક તો છે જ. આ ઉપરાંત, અભ્યાસીઓ અને વિશ્વ-સાહિત્યના રસિયા આ 'મનસ મહાકાવ્ય'ને એ મેદાની પ્રદેશનો અનન્ય જ્ઞાનકોશ ગણે છે, જે ત્યાંનાં રીત-રિવાજ, પ્રથાઓ, સત્યો તેમ જ કલ્પનોથી ભરપૂર છે.

અભ્યાસીઓ એ વાતમાં તો સંમત છે કે આ

મહાકાવ્યમા સત્ય ઘટના અને લોકવાયકાનો સમન્વય થયેલો છે. પણ એ ખરેખર ક્યારે લખાયુ અને કઈ સાચી ઘિનાઓનુ પ્રતિબિંબ એ પાડે છે, તે નક્કી થઈ શક્યુ નથી એક વિચાર સરણી એમ તારવે છે કે એની અદર ત્રણ ઐતિહાસિક સ્તર છે એક જેમા નવમી ને દસમી સદીઓની ઘટનાઓ નિરૂપાઈ છે, બીજુ જેમા પદરથી સત્તરમી સદી દરમ્યાન ચાલેલી કિર્ગિઝ મૉન્ગોલ લડાઈઓ મુખ્યત્વે પ્રતિઘોષિત થઈ છે અને ત્રીજુ જે કથાને ઓગણીસમી સદી સુધી લઈ આવે છે

મેં આ મહા કાવ્ય હજી વાચ્યુ નથી વિશ્વના બીજા મહાકાવ્યોની જેમ આ હજી બહુ જાણીતુ નથી બન્યુ પણ એને વિષે વાચતા કૌતુકનો ભાવ સળવળી ઊઠ્યો છે કેટલાક અભ્યાસીઓએ એનુ મૂળ ઈ પૂ ની સદીઓમા મૂક્યુ છે જેમા મનુ' પ્રથમ માનવ તરીકે ઉપસ્થિત થાય છે તેવા, આર્યોના સૃષ્ટિ-સર્જનના પૌરાણિક કથાનક ઉપર "મનસ મહાકાવ્ય" આધારિત છે તેવો એમનો મત છે અલબત્ત, એની રજૂઆત સ્થાનિક તાણા-વાણાથી સજ્જ થયેલી છે એવુ મનાય છે કે આર્ય કથા (શક્ય છે કે ' મનુ સ્મૃતિ' અભિપ્રેત હોય ?)મા આવતા, સારા અને નરસા તત્ત્વોના સઘર્ષના રૂપકનો પડઘો 'મનસ મહા કાવ્ય'મા પાડવામા આવ્યો છે, મુસ્લિમોના 'કાફિર' કે અધ શ્રદ્ધાળુ/અન્યશ્રદ્ધાળુઓ સાથેની લડાઈઓના નિરૂપણમા

નવમી સદીમા લખાયેલા ચીની સદર્ભોમા વર્ણવ્યા પ્રમાણે કિર્ગિઝ લોકો લાલાશપડતા વાળ, શ્વેત વર્ણ અને નીલી આખો ધરાવતા હતા 'તુર્કિક' ખાસિયતો નહી. ઉપરાત, મહાકાવ્યમા પણ એમ વર્ણન આવતુ નોંધાયુ છે કે ' મનસની ભમ્મરો અને પાપણો સુવાળી હતી, તથા આખો તારા જેવી ચમકતી હતી " આમા પણ એશિયાની મુખાકૃતિનુ સૂચન મળે છે આવી સાવ સાધારણ માહિતીનો આધાર આર્ય કથામાથી થયેલા "મનસ મહાકાવ્ય' ના ઉદ્ભવની માન્યતા પામી શકી છે આમેય આ માન્યતા વજૂદ વગરની નથી લાગતી, તે એ કારણે કે જો 'આર્ય કહેવાતો લોક-ગણ છેક ઉત્તરેથી શરૂ કરીને દક્ષિણ સિંધુ નદી સુધી આવ્યો હોય તો એના પથમા એ પહાડી મેદાનોનો પ્રદેશ આવે જરૂર શક્ય છે કે સશોધન થઈ શકે તો બીજા પણ પુરાવા મળી આવે

'મનસ' નામ પણ 'મનુ' પરથી આવ્યુ હોય એમ પણ કદાચ શોધી શકાય પણ મહાકાવ્યમા એ કઈ રીતે પડ્યુ એનો ઉલ્લેખ છે તે જમાનામા દરેક જણનુ નામ સામૂહિક રીતે જાતિ જ પાડતી મનસ તો વળી ઘણો જ અગત્યનો એટલે એનુ નામ પણ વિશિષ્ટ રીતે જ પડાયુ હોય મહાકાવ્ય જણાવે છે કે એક વૃદ્ધ, ચિતક સાધુએ મનસના નામના અક્ષરો કાળજીપૂર્વક પસદ કરેલા એ પ્રમાણે મોહમ્મદના પવિત્ર નામ પરથી પહેલો અક્ષર લેવાયો પેગબર માટેનુ બીજુ એક નામ નબી છે જેના પરથી બીજો અક્ષર લેવામા આવ્યો અતે છે સિંહ' પરથી મેળવેલો અક્ષર અને એ રીતે નામ બન્યુ 'મનસ' મૂળ નામોના બધા ઉત્તમ તત્ત્વો આ સરળ લાગતા નામની અદર સૂચિત થાય છે

ઇલિયડ, ઓડિસી, ગિલ્ગામેશ, મહાભારત ઇત્યાદિની જેમ આ કિર્ગિઝ મહાકાવ્ય જગતભરમા ખ્યાતનામ નથી થયુ હજી સુધી કદાચ ધીરે ધીરે હવે થશે પણ જેમણે અભ્યાસ કર્યો છે તે એને બધા મહાકાવ્યોથી પુષ્ટ ગણે છે 'ઇલિયડ' અને 'ઓડિસી ને ભેગા કરો તોયે અઠ્ઠાવીસ હજાર જેટલી લાઇનો થાય છે 'મહાભારત'મા કુલ એક લાખ જેટલા શ્લોકો છે, જ્યારે 'મનસના મહાકાવ્ય'ની સપૂર્ણ લબાઈ દસ લાખથી પણ વધારે પક્તિઓની ગણાઈ છે એની અત્યારે સૌથી વધારે વચાતી કૃતિમા પણ પાચેક લાખથી વધુ પક્તિઓ છે વળી, હજાર વર્ષથી તો એ મૌખિક રીતે પ્રજામા પ્રસરતુ રહ્યુ છે છેવટે છેક ઓગણીસમી સદીમા તો એના મહત્ત્વના અશો પહેલ વહેલી વાર અક્ષરસ્થ થયા અને અત્યારે ? એના ત્રણ મુખ્ય વિભાગ – જેના શીર્ષક "મનસ", 'સેમેતી' (પુત્રનુ નામ) અને "સીતેક' (પૌત્રનુ નામ) છે તેની પાસઠેક જેટલી જુદી જુદી પ્રતો તૈયાર થયેલી છે, તથા 'ટેપ પર પણ થઈ છે બીજા નાના મોટા ગૌણ અશો પણ પચાસેક જુદા જુદા કથાકારો દ્વારા ટેપ' થયા છે જે મહાકાવ્યની પૂરક કથાઓ ગણાય છે

આ કથાકારો 'મનસ્કી' તરીકે ઓળખાય છે, અને મહાકાવ્યને જીવંત, લોકજીભ પર, અને લોક-પ્રિય રાખવા માટે સૌથી મહત્ત્વના છે. એમણે જ તો મનસનાં ગુણગાન તથા શૌર્યનાં ગાણાં ગાઈ ગાઈને કથામાં પ્રાણ પૂર્યા કર્યા. એમ કહેવાય છે કે આવા સૌપ્રથમ કથા-ગાયક, નામે 'યર્ચિ', મનસના ચાલીસ સહ-યોદ્ધાઓમાંના એક હતા. પોતાના વીર મિત્રના મૃત્યુનો શોક એ મનસ વિષેનાં ગીતો ગાઈ ગાઈને વ્યક્ત કરતા રહ્યા હતા. એ પછી તો પેઢીદરપેઢી એ વારસો અપાતો રહ્યો. વિખ્યાત ચારણ કથાકારો થતા રહ્યા, અને મહાકાવ્યને પોતપોતાનો આગવો સ્પર્શ, આગવું અર્થ-ઘટન અર્પતા રહ્યા. આ રીતે બહુવિધ રજૂઆતો, સમજૂતીઓ, કૃતિઓ સર્જાતી ગઈ.

આવાં 'મનસ્કી' સ્ત્રી-પુરુષો ફક્ત ગોખીને કથા નથી ગાતાં હોતાં. ખરેખર તો, મુખ્ય કથાને અકબંધ રાખીને જ, પણ નિજી રીતે એમાં વાર્તા ગૂંથતાં જાય છે. આપણા ભાટ-ચારણો અને માણભટ્ટોની જેમ ઉત્તમ કક્ષાનાં 'મનસ્કી'ઓ કથામાં વિગતો વણતાં, સમજાવતાં જાય છે, શ્રોતાઓના પ્રશ્નો પર ટિપ્પણી દેતાં જાય છે. એમના પણ પાછા શિષ્યો હોય, જે ગુરુને સાંભળી સાંભળીને એમની રીતિઓ શીખતા જાય, અને મહાકાવ્યને મોઢે કરતા જાય. જાણીતા કથાકારના નામથી જ શ્રોતાઓની ભીડ વધતી જાય, અને કલાકો સુધી એમની પ્રસ્તુતિ સાંભળ્યા કરે. 'મનસ્કી'ઓ માટે આ પ્રવૃત્તિ લગભગ આધ્યાત્મિક હોય છે. એક સ્ત્રી-કથાકારે કહ્યું છે કે આ વ્યવસાયમાં જોડાવાનું 'આમંત્રણ' એને સ્વપ્નમાં મળ્યું હતું ! પછી તો પોતાનું ગામ છોડીને એ નીકળી પડી. મનસ દ્વારા જાણીતાં સ્થાનો એણે જોયાં, અને અત્યારે એ બહુશ્રુત મનસ્કી છે. ગામડાંમાં જ નહીં, પણ શહેરોમાં ફરી ફરીને પણ મનસ્કીઓ કિર્ગિઝ પ્રજાને આ મહાકાવ્ય સંભળાવતાં જ રહે છે. મધ્ય-પૂર્વના દેશો તથા કિર્ગિઝસ્તાન, કાઝાખસ્તાન, ઉઝ્બેકિસ્તાન, આઝેર્બાઇજાન ને ટર્કી જેવા 'તુર્કિક' દેશોમાં આ પ્રથા આજે પણ પ્રચલિત છે, અને અત્યંત લોકપ્રિય રહેલી છે. નાટ્યાત્મક રજૂઆતોનો રિવાજ પણ છે જ. એમની અસરકારકતા તો એવી હોય છે કે પરાકાષ્ઠાના પ્રસંગો આવતાં પ્રેક્ષકો ભાવમય થઈને આંસુ સારવા લાગે છે.

મનસનું જીવનકાર્ય હતું આદિ-જાતિઓને લડતાં અટકાવવાનું, લોકોમાં એકતા અને આત્મીયતા લાવવાનું, અને એવી દુનિયા ઘડવાનું કે જેમાં દરેક વ્યક્તિનું ભવિષ્ય ઉજ્જ્વળ હોય. આ જ સંદેશો આજે કિર્ગિઝ પ્રજા "મનસના મહાકાવ્ય" દ્વારા વિશ્વમાં પહોંચાડવા માગે છે. ફક્ત ત્યાંની જ નહીં, પણ આખી પૃથ્વી પરની સર્વ જાતિઓમાં શાંતિ પ્રસરે, એવી ભાવના વ્યક્ત થઈ રહી છે.



**સાભાર સ્વીકાર**

**આયુ પ્રકાશન** (૩૦૩, હરેકૃષ્ણ કૉમ્પલેક્સ, પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ - ૬)**નાં**

**વાયુના રોગો** : લે. શોભન, કિં. રૂ. ૧૫. **તુલસી** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫. **કફના રોગો** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. **ઘરગથ્થુ તાત્કાલિક સારવાર** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. **પિત્તના રોગો** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. **વાંઝિયામહેણું ટાળો !** : લે. વૈદ્ય વત્સલ વસાણી, કિં. રૂ. ૧૨. **ઔષધિગાન** : લે. નરહરિભાઈ ભટ્ટ, કિં. રૂ. ૩૫. **અનુભવનું અમૃત** : લે. શોભન, કિં. રૂ. ૪૦. **દિવ્યૌષધિદર્શન** (સચિત્ર) : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦. **આરોગ્ય અને ઔષધ-૨** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૫.



**પાર્શ્વ પ્રકાશન** (નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)**નાં**

**તીરનો સનનનનાટ** : (એકાંકીસંગ્રહ) લે. હસમુખ બારાડી, કિં. રૂ. ૬૫. **અકસ્માતકાળ** : લે. કનુ સુણાવકર, કિં. રૂ. ૭૦. **પ્રાકૃત ભાષા** : લે. ડૉ. પ્રબોધ પંડિત, અનુ. ઊર્મિ દેસાઈ, કિં. રૂ. ૩૦. **હેલી** : લે. મણિલાલ હ. પટેલ, કિં. રૂ. ૫૦. **ડુંગર કોરી ઘર કર્યાં** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **વિભાષિણી** : લે. અજિત ઠાકોર, કિં. રૂ. ૩૦. **સ્થિત્યંતર** : લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **સલામ અમેરિકા ઉર્ફે મારી વિદ્યાયાત્રા** : લે. સુમન શાહ, કિં. રૂ. ૮૦. **ગુજરાતી ભાષાનું ઐતિહાસિક વ્યાકરણ** : લે. હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૧૯૫.

દુષ્યન્ત પંડ્યા

**૫ અમે લંડન પહોંચ્યા**

રેલગાડીમા થર્ડ ક્લાસની માફક વિમાન મુસાફરથી ઠાસોઠાસ ભરેલુ હોય તો પણ વિમાનના મુસાફરોનુ અતડાપણુ રેલગાડીના ફર્સ્ટ ક્લાસના મુસાફરો કરતા ચાર ચાદ ચડે છે કોઈનો ખોટવો ઊધો પાડી બે મુસાફરોના માથામા ટ્રકથી ઘોબા પાડી અને ત્રણ જણની ટાગ કચરીને ડબ્બામા ઘૂસ્યા હોઈએ તો પણ ગાડી ચાલે તે પછી થોડી જ પળોમા આખા ડબ્બામા નહી તો આખા ખાનાના મુસાફરો, આત્મીયતાની અતૂટ ગાઠે બધાઈ જાય છે અને બીડીની કે બજેટની પ્રવાસના ગતવ્ય સ્થાનોની અને બીજી અગત માહિતીની આપલે શરૂ થઈ જાય છે ફર્સ્ટ ક્લાસમા બાજુએ બેઠેલા કે સામી બર્થે બેઠેલા પ્રવાસી જોડે થેંક યુ સોરી જેવો વ્યવહાર કેટલીક વાર કરવો પડે છે ને એ રીતે આપણી સસ્કારિતા પ્રદર્શિત કરવી પડે છે ત્યારે વિમાનમા આપણી બાજુની બેઠકે બેઠેલો મુસાફર આપણે જે ઊચાઈએ ઊડતા હોઈએ તે જ ઊચાઈએ ઊડતો હોવા છતા પોતાની જાતને દોઢી ઊચાઈએ વિહાર કરતો માને છે કાચનજઘા મા આ સત્યની પ્રતીતિ અમને તુરત જ થઈ

તમે વિમાનમા પ્રવાસે નીકળો ત્યારે કલ્પના વિહારી ન બનો તેની કાળજી વિમાનચાલકો બરાબર રાખે છે એટલે જવુ કાચનજઘા ધરતીથી અધ્ધર થયુ કે તરત જ વિમાનને અકસ્માત થાય તો શુ કરવુ તે અમગળ વાતનો પાઠ અમને પઢાવવામા આવ્યો ધ્વનિવર્ધક પરથી કોઈ ગેબી અવાજ સૂચનાઓ આપી રહ્યો હતો અને સાથે એક સુદર વાયુ-યજમાનકન્યા – ઍરહોસ્ટેસ – નિદર્શન આપી રહી હતી હવાઈ જહાજોના અકસ્માત થાય છે ત્યારે બહુ જ થોડા લોકો બચી શકે છે તેનુ કારણ, મને લાગે છે કે આ પાઠ અપાતો હોય છે ત્યારે, શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ નુ ધ્યાન નિદર્શન પર નહીં પણ નિદર્શિકા પર જ કેન્દ્રિત થતુ હોય છે તે છે આ નિદર્શનસેવા પૂરતી કુબ્જાઓની ભરતી કરી હોય તો ઘણાના પ્રાણ બચવા સભવ છે

આ નિદર્શનથી અકસ્માત થવાનો જે ધ્રાસકો પડ્યો હતો તે દૂર કરવા માટે એક વાયુ-યજમાન કન્યા – ઍરહોસ્ટેસ – કાનમા નાખવાના રૂના પૂમડા પિપરમિંટ તથા, મને ગમે તેવા સુગધી સોપારીના પડીકાની લહાણી કરી ગઈ ઍર ઇંડિયાના સચાલકોને મારી સોપારીપ્રીતિની જાણ થઈ ગઈ શુ ? હુ સોપારી છોડવા માગતો હતો, સોપારીને મારાથી દૂર જવુ ન હતુ ? પછી ટાઇટ બૂટની જગ્યાએ મોજા ઉપર પહેરવા માટે પાપૂસિયાની જોડીની લહાણી કરવામા આવી

જરા આખ બધ કરવા પ્રયત્ન કર્યો ત્યા અગ્રેજીમા પ્રશ્ન સાભળ્યો શુ પીશો ? કડક કૉફી મે મારી પસદગી કહી આખો ખોલી પરિચારિકાની જીભે અને મારી નજરે મને કહ્યુ કે પીવામા કોઈ ફ્લેવર્સ છે પાઇનેપલ રસ લીધો એટલે પરિચારિકાએ બીજો પ્રશ્ન કર્યો નો વાઇન ઑર લિકર ? અમે ઉમર ખય્યામના વતન પાસે પહોંચ્યા કે શુ ? મને પ્રશ્ન થયો અને આપણે જેમને મારી નાખ્યા છે તે ગાધીજીના સસ્કારો મરી ગયા ન હોવાથી અમને આ પ્રશ્નથી આઘાત પણ થયો અમારી બનેની ના નો લાભ અમારા અફસરથી બગાળી યુવાને બરાબર લીધો ઍર હૉસ્ટેસે એને પિયે જા પિયે જા એમ કહ્યુ ન હતુ છતા એ દિવ્ય તુષાતુરની તૃષા સાતેક પ્યાલી સુધી તો વણછીપી જ રહી હતી શરાબના સહરામાથી અમે જઈ રહ્યા હતા સોનાર બાગલા મા શરાબબધી ન હતી.

એ બગાળી બાબુની તૃષા બહુવિધ હતી. અમે અતિથિઓ હતા ઍર ઇન્ડિયા ના મહારાજાના મહારાજાની મહેમાનગતિ રાજાશાહી ઢબે હોય. એટલે, આ શરાબ સુદરીની પાછળ બીજી એક સુદરી આવી.

સારી જાતની વિદેશી સિગરેટની ડબ્બીઓ ટ્રેમાં લઈને. વતનના અને સ્વજનોના વિરહની પીડાને વિસારવામાં આ પ્યાલી અને આ ધૂમ્રસેર સહાયરૂપ થતાં હશે, પણ અમારે વિસ્મરણ જોઈતું ન હતું. સિગરેટ પૅકેટો અમે ન લીધાં તે અમારા પડોશીએ લીધાં. જેની દુકાનમાં ખાતર પડ્યું હોય તે ધોબીની તટસ્થતાની ઍર હૉસ્ટેસ એ જોઈ રહી. ક્યાં બાપનો માલ હતો ?

પછી વળી જુદી વસ્તુઓની લહાણી અમને થઈ. મને – પુરુષયાત્રીઓને – દાઢી બોડ્યા પહેલાં અને બોડ્યા પછી મોઢે લગાડવાનાં સુગંધી લોશનોની ભેટ અપાઈ અને, પુષ્પાને તથા અન્ય સ્ત્રીયાત્રીઓને કોઈ ઊંચી જાતની ફ્રેંચ સુગંધીની બાટલી અપાઈ.

અને યાત્રીઓએ પ્યાલીઓ ગટગટાવી તે ભલે. 'મહારાજા' તરફથી અમને કોઈ ઊંચી જાતના દારૂની નાની નાની બાટલીઓ ભેટ આપવામાં આવી. અમે તે લેવાની પાડી તો પરિચારિકા કહે : 'તમે ભલે ન પીતા. પણ લઈ લો. કોઈને ભેટ આપજો. એ રાજીના રેડ થઈ જશે.' આમ કહી એ સાકીએ અમારા ખોળામાં બે જુદી જુદી જાતના દારૂની અક્કેક બાટલીઓ મૂકી દીધી.

મારી બાજુએ બેઠેલા બાબુ સુરાપાનમાં મસ્ત હતા. એ હવે ધૂમ્રપાન પણ કરવા લાગ્યા. ભીમશકુનિ ન્યાયે અમને પણ એ ધૂમ્રપાનનો લાભ મળવા લાગ્યો, ધુમાડારૂપે, ગંધરૂપે. આગગાડીમાં હોઈએ તો બારી ખોલી ચોખ્ખી હવા લઈ શકાય. અહીં બધું ઍરટાઇટ હતું. અમારા પડોશી બાબુના અને એવા બીજા 'બાબુઓના' ધુમાડા બોઇંગમાં ઘૂમરાઈ રહ્યા હતા.

હવે ભેટપ્રદાન બંધ થયું હતું. કેટલાક લોકો બત્તીઓ ઠારવા લાગ્યા હતા. અમારી આંખો નીંદરભરી ન હતી, છતાં અમે પોપચાં ઢાળવાનું પસંદ કર્યું. ત્રિશંકુની માફક ધરતી કે સ્વર્ગ પર ન હતા, અધ્ધર હતા, પણ ગતિમાન હતા; બહાર ઘોર અંધારું હતું, મન તદ્દન સ્વસ્થ ન હતું, છતાં હજાર ઘંટીઓના ઘોર રવ જેવા વિમાનના એકધારા રવે અમને નિદ્રાધીન કરી દીધાં. અમે કેવળ નિદ્રાધીન ન હતાં, 'કાંચનજંઘા'ના પાયલટને અધીન પણ હતાં. એ નિશાચર અંધકારના ડિબાંગમાં કલાકના પાંચ સૌ કરતાં વધારે માઇલની ઝડપે અમારા વિમાનને પશ્ચિમ તરફ લઈ જતો હતો. પંથ કપાતો જતો હતો, પણ અમારી રાત લંબાતી જતી હતી. અમારી કાચી ઊંઘમાંથી અમને જગાડ્યાં ત્યારે અમારી ઘડિયાળમાં ભારતીય સમય અનુસાર સવારના સાડા છ થયા હતા. પણ બૈરૂતમાં રાતના ત્રણ વાગ્યા હતા. આંખો ચોળતાં અમે વિમાનની બહાર આવી ધરતી પર પગ મૂક્યો ત્યારે વાતાવરણ જુદું ભાસતું હતું. મુંબઈના કાળા વાદળછાયા આકાશને સ્થાને આકાશની તારલિયાળી ચૂંદડી ચમકી રહી હતી. અભિજિત, સપ્તર્ષિ અને ઉત્તર ધ્રુવ થોડા નજીક આવ્યા લાગતા હતા. અને મુંબઈના બાફને બદલે ખુશનુમા પવન અડપલાં કરતો હતો.

ગરમ ગરમ કૉફીના કપ વડે અમારું સ્વાગત કરવામાં આવ્યું. પરોઢને ઠંડે પહોરે એ ગરમ કાવા કરતાં ઍરપોર્ટના ટેક્સ-ફ્રી બજારના ઝાકઝમાળે અમને જાગ્રત કરી દીધાં હતાં. સુવર્ણાલંકારોની ચમક, જાપાનીઝ, જર્મન અને અમેરિકન બનાવટના કૅમેરાઓ, સ્વિટ્ઝર્લૅન્ડી ઘડિયાળો, ફ્રેંચ સુગંધી દ્રવ્યો અને બીજી તરેહવારની ચીજો જે હોવી ભારતમાં ભાગ્યવંતનું લક્ષણ મનાય છે તે બધી અહીં વાજબી દામે વેચાતી હતી. ગોળ તરફ માખીઓ, અભિનેતા તરફ યુવાનો અને ભૂગર્ભ તેલ તરફ અમેરિકનો આકર્ષાય છે તે રીતે આ બજારથી ખેંચાઈ અમે સૌ એ તરફ ધસ્યાં. પણ માત્ર આંખોને ઠારી, વિંડો-શૉપિંગ કરી, કશું ખરીદ કર્યા વિના અમે સૌ પાછાં આવ્યાં. અમે સૌ ભારતથી જતાં હતાં એ જાણનાર એ બૈરૂત-બજારના આરબ અને યહૂદી સેલ્સમૅનો લગભગ સુષુપ્તાવસ્થામાં જ બેઠા રહ્યા. આવા દુન્યવી પદાર્થોથી લોભાઈ અમે અમારું પતન નોતરીએ નહીં તેની ખાસ કાળજી ભારત સરકારે લીધી હતી. એક કપ ચા લેતાં પણ વિચાર કરવો પડે એટલા ડૉલર અમને દરેકને સરકારે આપ્યા હતા. અમે દેશનાં રાજદૂતો હતાં. પણ તે અકિંચિનો. અમારા જેવાં માટે જો વધારે છૂટથી વિદેશી ચલણ મંજૂર થાય તો આપણા માનનીય મંત્રીઓ, તેમનાં કુટુંબીજનો, સરકારી અમલદારો, સિનેતારકો અને ક્રિકેટરો પોટલાંઓ બાંધી વિદેશી વસ્તુઓ ક્યાંથી આણી શકે ?

થોડી વારમા હેલો પડ્યો અને અમે સૌ પાછા સીડી ચડી 'કાચનજઘા'મા કેદ થઈ ગયા પટ્ટા બાધ્યા, ઘરઘરાટી થઈ, વિમાન ગતિમાન બન્યુ અને અધ્ધર થયુ ત્યારે ત્યાના સવારના પાચ વાગ્યા હતા.

અમારી દષ્ટિ પૂર્વ તરફ પડી લાલ રગની ટશરો પૂર્વાકાશમા ફૂટવા લાગી હતી જોતજોતામા એ રગ સુવર્ણનો બની ગયો થોડી વાર પછી રૂપેરી આભા દેખાવા લાગી નીચે વિશાળ સાગર પોતાના પરના અધકારનુ આવરણ દૂર કરી રહ્યો હતો ગિરનાર પરથી સૂર્યોદય જોયો છે દરિયામા વહાણના તૂતક પરથી પણ સૂર્યોદય જોયો છે કર્કવૃત્તની આટલે ઉત્તરેથી ને આટલી ઊચાઈએથી કરેલુ સૂર્યોદયનુ આ દર્શન પ્રથમ અને ચિરસ્મરણીય હતુ જાણે સત્ય ધર્મનુ દર્શન કરાવવાને પૂષન્ પ્રગટી રહ્યા હતા કેવડિયાની ફણસે ઊગતો સૂર્ય પોતાના રશ્મિઓ વડે જલધિના અણુએ અણુને સ્પર્શી રહ્યો હતો, એના તરગોના બુદ્બુદમા જાણે પ્રવેશી રહ્યો હતો દશ્ય અદ્ભુત હતુ વિરલ હતુ એ ભવ્ય મહેફિલ હતી

સનાતન આર્યધર્મનો સદોદિત યશ પૂર્ણ વિજય કરવાના પવિત્ર આશયથી અમે આર્યાવર્તમાથી પ્રયાણ આદર્યુ ન હતુ પ્રાત સ્નાનનુ આર્યકર્મ પણ અમે આટોપ્યુ ન હતુ સરિતા, સરોવર કે સમુદ્રના જળમા અમે ઊભા ન હતા છતા ભગવાન સવિતાનારાયણને અમારાથી અજલિ અપાઈ ગઈ ગાયત્રીમત્રનો પાઠ થઈ ગયો પૃથ્વી પરથી હોઈએ એના કરતા અહીં અમે દિનકરની વધારે નજીક હતા અમે સૂર્યના ઉપસ્થાનમા હતા નિસીમ અવકાશમા ઊડતા એક નાનકડા વિમાનમા બેઠેલા બે મનુષ્યોની ભક્તિભાવપૂર્વકની આ અજલિની ભગવાન સૂર્યનારાયણે શી નોંધ લીધી એ ખબર હજી સુધી નથી પડી. પણ અમે ભાનમા આવ્યા ત્યારે સૂર્ય રાશવા ઊચો ચડી ચૂક્યો હતો અને અમારુ વિમાન દિશા બદલી રહ્યુ હતુ નીચેનો સમુદ્ર ટાપુઓથી ઊભરાતો હતો

પરિચારિકાએ આપેલા નકશા પરથી અને પાયલટની જાહેરાતથી ખબર પડી કે અમે ગ્રીસની પુરાણી ભોમકા પરથી ઊડી રહ્યા છીએ. બિચારો ઓડિસ્યુસ જે પ્રવાસ બાર વર્ષે માડ કરી શક્યો હતો તે અમે, અમારી ઘડિયાળને હિસાબે, એક કલાકમા કરી નાખ્યો પરતુ હેલન અને હોમર બનેની ગેરહાજરીને લઈને અમારી આ ઓડિસી વણકવી, વણકથી જ રહી ગઈ જોકે અમારુ પરાક્રમ પણ ખુરશીમા બેસવા પૂરતુ જ હતુ

'ભાઈ'ના ચિત્તમા હેલન, હોમર, ટ્રોય, ઇથાકા, એથેન્સ પેરિક્લીઝ અને યુરિપાઇડીઝ ઘૂમતા હતા ત્યારે 'બાઈ' થાકથી, ઊઘ ડહોળાઈ જવાથી, આસનકેદથી અને, કદાચ, થોડા આટલી ઊચાઈના પ્રવાસથી અર્ધઘાયલ અવસ્થામા હતા ઇધર ઉધરની દોડધામ, પ્રવાસના કાર્યક્રમમા થયેલા ફેરફારો – એક અકારો ફેરફાર તો હજી હવે આવવાનો હતો –, એને અગે સામાનની અદલાબદલી, એકદમ ઓછા પરદેશી ચલણમા ઑગસ્ટ અને સપ્ટેમ્બર મહિના કાઢવાના, લડન અને વૉર્શિંગ્ટનમા પુષ્પાનો રહેવાજમવાનો ખર્ચ આપવાનો, બને નગરોમા ફરીને બેક દર્શનીય સ્થાનો જોવાનો ખર્ચ તથા ન કરે નારાયણ ને કોઈ બીજો ખર્ચ અચાનક આવી પડે તે કરવાનો આ બધી ચિંતાનો ભાર પુષ્પાને હતો. મારી ડાબી બાજુની બેઠકમા પુષ્પા આખો બીડીને બેઠી હતી ને જમણી બાજુની બેઠકમા બેઠેલા બગાળી બાબુ પણ સમાધિમય હતા પણ બનેની સમાધિના પ્રકાર જુદા હતા એકને આકઠ ચિંતા હતી બીજાને આકઠ મદિરા હતી

લાઉડસ્પીકર પર સિગ્નલ થયો અને સૂચના અપાઈ

'ઓવરકોટ તૈયાર રાખો. જિનીવા આવે છે વિમાનઘરનુ ઉષ્ણતામાન ૮° સે છે'

અમે યુરોપના કેટલા બધા દેશો પાર કરી ગયા હતા ? હેલન, હોમર, અરિસ્ટોફેનિસના વિચારોમાથી જાગ્રત થઈ વિમાનની લઘુકડી બારી બહાર જોયુ તો, વાદળ સાથે ગેલ કરતો ધવલગિરિ આલ્પ્સ. એની ઝાંખી નજરે પડી ન પડી ત્યા, વાદળીનો ઘૂમટો તાણી, ચકરાવો લગાવી, 'કાચનજઘા'ની કાખમા બેસી અમે ઊભા જિનીવાના વિમાનઘરે

ગરમ સૂટ અને, જેનો ખ્યાલ માત્ર મને મુબઈમા

શૂળની જેમ ભોંકાતો હતો તે ઢૂસા જેવા ગરમ ઓવરકોટનું મૂલ્ય મને તરત જ ગળે ઊતરી ગયું. વિમાનનો દરવાજો ખોલાતાં જ આલ્પાઇન ગિરિમાળાના હિમપ્રપાત જેવો શીળો વાયરો સુસવાટા બોલાવતો આવ્યો અને અંગેઅંગે બટકાં ભરવા લાગ્યો. ઓવરકોટ પહેરાઈ ગયા અને એનાં ગજવાંઓમાં હાથ આપોઆપ ઘૂસી ગયા. સારે નસીબે લાંબું ચાલવાનું ન હતું. વિમાનઘરનો હૂંફાળો લાઉન્જ સામે જ હતો. અમે સૌ દોડતાં તેની ગોદમાં લપાયાં. ભાંગ્યાતૂટ્યા અંગ્રેજીમાં બોલતા, કાવાઘરને થડે ઊભેલા સ્વિસ કૉફીવાળાને ભાંગ્યાતૂટ્યા ફ્રેંચમાં સમજાવ્યું કે અમારે બંનેને 'કેફે એ લેયૂ' — દૂધ સાથેની કૉફી – જોઈએ છે, નહીં તો એ અમને કાળો કાવો જ પીરસત.

ગરમ કૉફીના ઘૂંટ ભરતાં ભરતાં જ ઘડિયાળો પર નજર કરી. સ્વિસ કૌશલના એ અતીવ સુંદર નમૂનાઓથી આંખોને તૃપ્ત કરી. શું બૈરૂતમાં કે શું જિનીવામાં, કિંમત ડૉલરમાં જ કહેવાય. 'શું શાં પૈસા ચાર' જેવા રૂપિયાનો કોઈ ભાવ પૂછે ? પાયલટના ફરમાનને તાબે થઈ અમારું રાવળું પાછું વિમાનભેગું થયું. વિમાન ફૂદડી ફર્યું અને જિનીવા સરોવરનાં તથા શ્વેત શૃંગ મોં બ્લાં (માઉન્ટ બ્લૅંક)નાં દર્શન અમને કરાવતું વિમાન વાયવ્ય ભણી ઊડવા લાગ્યું.

અમને શિરામણ – બ્રેકફાસ્ટ – પીરસવામાં આવ્યું. પુષ્પાએ શબ્દના સાચા અર્થમાં જ આવકાર કર્યો. અમારા હાથ આમ રોકાયેલા હતા ત્યારે વિમાન ફ્રાન્સની ભૂમિ પરથી પસાર થઈ રહ્યું હતું. થોડી વારમાં દ'ગોલના નાક પરથી એ પસાર થયું. ચલકચલાણું કરતું વિમાન તુરત બ્રિટિશ ખાડી પરથી પસાર થયું. નીચા ઊડતા વિમાનમાંથી બ્રિટનનાં રૂપકડાં ખેતરો અને ગામડાંઓ દેખાતાં હતાં. થોડી વારમાં મહાનગર લંડન પર ઊડી વિમાન હીથ્રો વિમાનઘર પર નાંગર્યું.

જાણે ઇંગ્લંડને જીતવા જઈ રહ્યાં હોઈએ એવો ભાવ મનમાં છબછબિયાં કરવા લાગ્યો.

□

## 'ઉદ્દેશ'ના છેલ્લા બે માસના આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | ગુજરાત મ્યુ. ફાઇનાન્સ બોર્ડ | અમદાવાદ |
| ૨. | શ્રી વિનોદચન્દ્ર પી. ત્રિવેદી | અમદાવાદ |
| ૩. | દક્ષિણામૂર્તિ સાર્વજનિક પુસ્તકાલય | ભાવનગર |
| ૪. | શ્રી બલવંત પારેખ | મુંબઈ |
| ૫. | ડૉ. પ્રવીણ એલ. ભાલાણી | અમદાવાદ |
| ૬. | ડૉ. બિપિન આશર | રાજકોટ |
| ૭. | શ્રી કિશોર ગંગાદાસ મહેતા | મુંબઈ |
| ૮. | ડૉ. ઇલા બી. નાયક | અમદાવાદ |
| ૯. | ગર્લ્સ હાઇસ્કૂલ | ગોધરા |
| ૧૦. | ગુજરાત રાજ્ય પાઠ્યપુસ્તક સંશોધન તાલીમ કેન્દ્ર | અમદાવાદ |

# લોકવિદ્યાક્ષેત્રે ગુજરાતનું પ્રદાન*

બળવંત જાની

ઇન્ડિયન ફોકલોર કૉંગ્રેસ–ભારતીય લોકવિદ્યા પરિષદના પદરમા અધિવેશનના પ્રમુખશ્રી આદરણીય જવાહરલાલ હાંડુ મત્રીશ્રી ડૉ દલુલ ચૌધરી અને અધિવેશનના ઉદ્‌ઘાટક શ્રદ્ધેય ડૉ હરિવલ્લભ ભાયાણી ભારતના વિવિધ પ્રાતોમાથી પધારેલા લોકવિદ્યાના વિદ્વાન પ્રતિનિધિઓ ગુજરાતના વિદ્વાન લોકવિદ્યાવિદો અને સર્વે નિમત્રિતો

લોકવિદ્યાના આજીવન ઉપાસક સપાદક અને મીમાસક ઝવેરચદ મેઘાણીના જન્મશતાબ્દી વર્ષમા ગુજરાતમા, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્ય ભવનના નિમત્રણથી, ભારતીય લોકવિદ્યા પરિષદ નુ પદરમુ અધિવેશન યોજાઈ રહ્યુ છે એને હુ આ પ્રાતની એક મહત્ત્વની ઘટના ગણુ છુ આવા મહત્ત્વના પર્વમાં પ્રેમપૂર્વક સામેલ થયેલ આપ સૌનુ હું સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, ગુજરાતી વિભાગ અને ગુજરાત રાજ્ય વતી પૂરા ભાવથી સ્વાગત કરુ છુ

આ સ્વાગત પ્રસગે અહીની લોકવિદ્યાક્ષેત્ર અગેની, આજ સુધીની કામગીરીનુ ભારતીય લોકવિદ્યાના યજ્ઞકાર્યમા આપેલી આહુતિરૂપ વિગતોનુ – ગુજરાતના પ્રદાનનુ – આછુ ચિત્ર ટૂકમા આપ સમક્ષ રજૂ કરવાનુ ઉચિત સમજુ છુ

[૧]

ગુજરાત એક અલગ રાજ્ય તરીકે ભલે મોડુ અસ્તિત્વમાં આવ્યું હોય પરંતુ વિશિષ્ટ સાંસ્કૃતિક ગુજરાતનું તો લગભગ હજારેક વર્ષથી અસ્તિત્વ છે મધ્યકાલીન સાહિત્યનો સાગ્નો પ્રવર્તતો હતો ત્યારે પણ કંઠસ્થ પરંપરાના લોકસાહિત્યને લિખિતરૂપે જાળવવાની પ્રવૃત્તિ અહી શરૂ થઈ ગયેલી ભારતના બહુ ઓછા પ્રાતોમા ગુજરાત જેટલુ જૂનુ કઠસ્થ પરપરાનુ લોકસાહિત્ય લિખિતરૂપે જળવાયાના ઉદાહરણો જોવા મળે છે જેમ્સ ફૉર્બ્સ એમની યુવાનીના કાળમા ગુજરાતમા પદર સોળ વરસ રહેલા એમના અનુભવ નિરીક્ષણના લડનથી પ્રકાશિત સસ્મરણો ઓરિયેન્ટલ મેમ્વૉર્ઝ ના ચાર ગ્રથોમા સગૃહીત થયા છે તેના ત્રીજા ગ્રથમા ઊઘાડવા માટેની વાર્તાઓ શૌર્યપ્રેમની વાર્તાઓ, શિલ્પો લોકકળાઓ વગેરેનુ એમણે ઉમળકાપૂર્વક વિવેચન મૂલ્યાકન કર્યું છે આ કાર્ય ઈ સ. ૧૮૧૨ ૧૩મા થયેલુ પરતુ તેમા રજૂ થયેલી સામગ્રી તો ઈ સ ૧૭૮૪ પૂર્વેની છે એટલે એમ કહી શકાય કે ભારતીય લોકસાહિત્ય વિશે ચર્ચા વિચારણા કરનાર પ્રથમ વિદ્વાન જેમ્સ ફૉર્બ્સ હતા ઝવેરચદ મેઘાણીના જન્મશતાબ્દી વર્ષમા જેમ્સ ફૉર્બ્સના સસ્મરણોનો આ ત્રીજો ભાગ પુન પ્રકાશિત થાય તો તે ઇષ્ટ લેખાશે

ઈ સ ૧૮૪૬થી આરભથી માડી એક દાયકા સુધી ખૂબ નિષ્ઠા અને પરિશ્રમપૂર્વક કામ કરી ઍલેક્ઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સે રાસમાળા ના બે ભાગ તૈયાર કર્યા હતા ઈ સ ૧૮૫૬મા થયેલુ આ ગ્રથોનુ પ્રકાશન પણ ઘણુ મહત્ત્વનુ છે ફોકલોર શબ્દ ઈ સ ૧૮૪૬મા ટોમસે પ્રથમવાર યોજ્યો અને તે જ વર્ષથી અહી ફોકલોરનું સંપાદનકાર્ય કિનલૉક ફૉર્બ્સ દ્વારા શરૂ થઈ ગયેલું તેમની રાસમાળા નાં બીજા ભાગમાંના છેલ્લાં દશ પ્રકરણો ગુજરાતના ફોકલોરની તત્કાલીન સ્થિતિ સિદ્ધિના દ્યોતક છે શૌર્યમાના વ્રતોના ગીતો વિધિ વિધાનો મરશિયાઓ ઐતિહાસિક કથાઓના દુહાઓ ઉત્સવો વિવિધ જ્ઞાતિઓની ખાસિયતો પ્રચલિત વહેમો રીતરિવાજો શુકન-અપશુકનના ખ્યાલો–માન્યતાઓ–દંતકથાઓ વગેરેનું તેમાં સંકલન થયું છે ર ઉ દવેએ આ અંગ્રેજી ગ્રંથોનું

* સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષાસાહિત્ય ભવનમા તા ૨૯ ૧ ૯૬થી તા ૨ ૩ ૯૬ દરમ્યાન યોજાયેલ ઇન્ડિયન ફોકલોર કૉંગ્રેસ – ભારતીય લોકવિદ્યા પરિષદના પંદરમા અધિવેશનના ઉદ્‌ઘાટન પ્રસંગે કરેલું સ્વાગતવક્તવ્ય

ગુજરાતીમાં ભાષાંતર કર્યું હતું. આ ગુજરાતી ભાષાંતરના બે ગ્રંથોનું પુનઃપ્રકાશન પણ થવું જોઈએ.

દલપતરામે 'બુદ્ધિપ્રકાશ'માં, ૧૮૬૦ દરમ્યાન, કેટલીક કંઠસ્થ લોકવાર્તાઓ પ્રકાશિત કરેલી. આ કથાઓની સાથે ગુજરાતી પ્રજાની સાંસ્કૃતિક ખાસિયતો વિશે રસપ્રદ નોંધો પણ મુકાયેલી છે. એ વાર્તાઓ અને નોંધો ધ્યાનપાત્ર છે. દલપતરામના આ કાર્યનું ઐતિહાસિક રીતે પણ મૂલ્ય છે.

નર્મદકૃત 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત' ૧૮૭૦માં પ્રકાશિત થયેલ છે. પરંતુ તે લોકગીતનું શુદ્ધ સંપાદન નથી. તેમાં તેરચૌદ જેટલા મધ્યકાલીન કવિઓનાં નામ-છાપવાળી પચાસેક જેટલી રચનાઓ પણ સંગ્રહાઈ છે. નર્મદે સંપાદનના આરંભે લગ્નવિધિ-વિધાનો – હલક વગેરે વિશે વિગતે પરિચય આપતો લેખ મૂક્યો છે. આ પુસ્તકમાં સંપાદિત કેટલાંક લગ્નગીતો આજે પણ લગ્નપ્રસંગે ગવાય છે. કંઠસ્થ પરંપરાનો ઇતિહાસ એમાં એ રીતે સચવાયો છે. પછી તો આવાં લગ્નગીતોનાં સંપાદનોનાં અનેક પુસ્તકો ગુજરાતીમાં પ્રગટ થયાં હતાં.

'ઇન્ડિયન ઍન્ટિક્વેરી'ના ૨૫ ગ્રંથો ભારતીય લોકવિદ્યાસાહિત્યનો કીમતી ખજાનો છે. ૧૮૭૨ના પ્રથમ ગ્રંથમાં જ જેમ્સ બર્ગેસનો ભાવનગરમાં નાગપૂજાની પરંપરા વિષયક લેખ છે. આ ગ્રંથોમાં ગ્રિઅર્સન, મૉનિયર વિલિયમ્સ, તેસ્સીતોરી, ડૉ. બ્હુલર, જૉન ડબ્લ્યુ. વૉટસન, દલપતરામ, પ્રાણજીવન ખખ્ખર, સોરાબજી કાવસજી, શ્રીમતી પૂતળીબાઈ વગેરે દ્વારા મળેલી–સંગ્રહાયેલી લોકવિદ્યાવિષયક સામગ્રી મહત્ત્વની છે. તેમાં પૂતળીબાઈનું પ્રદાન જ્ઞાન, માહિતી અને એના મૂલ્યાંકન સંદર્ભે ખૂબ જ મહત્ત્વનું છે. વૉટસને તો તુલનાત્મક અભિગમથી ગુજરાતી લોકકથા, દંતકથા, ઇતિહાસ, સમાજ વગેરે અંગે ચર્ચા-વિચારણા કરી છે, જે ઘણી વિચારોત્તેજક છે.

૧૮૭૨ના સમય દરમ્યાન ફ. બ. જેવી ટૂંકી સંજ્ઞાથી સાહિત્ય અને પત્રકારત્વક્ષેત્રે વિપુલ પ્રદાન કરી જનારા ફરામજી બહેમનજી માસ્ટરના 'ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વારતા'ના ત્રણ ભાગો પ્રગટ થયા છે. એની બીજી આવૃત્તિ ૧૯૨૮માં થઈ ત્યારથી તે વધુ પ્રસિદ્ધ અને પ્રચલિત થયા છે. એમણે ૧૮૫૩માં 'જામે જમશેદ'માં અને તે પછી 'દોસ્તે હિંદ' અને 'ગુજરાતી રિવ્યૂ'માં ૧૮૭૦ સુધી તંત્રીવિભાગમાં કામ કરેલું. એમણે 'ઇન્ડિયન ક્રિટિક' નામનું એક સાપ્તાહિક પણ શરૂ કરેલું. તેઓ 'રાસ્ત ગોફ્તાર'માં પણ લખતા. એમણે સાંસ્કૃતિક-રાજકીય કથાઓ એકત્ર કરીને મૂકી છે, અને 'રિમાર્ક્સ'રૂપે અભ્યાસમંડિત તુલનાત્મક અભિગમથી તેમનું વિવેચન પણ કર્યું છે. એમણે ક્ષેત્રીય કાર્ય કરીને કંઠસ્થ પરંપરાની આ બધી સામગ્રી એકત્ર કરેલી. એમણે લોકકથાની બોલાતી ચેષ્ટાઓ-લઢણોની પણ વિગતે નોંધ લીધી છે.

મુંબઈના પારસી રુસ્તમ ખુરશેદ ઈરાની ફ. બ. પાસે જ તૈયાર થયેલ વિદ્વાન હતા. એમની 'ગોપીચંદકથા'ને ફ. બ.એ જ તૈયાર કરાવી મુદ્રિત કરેલી. આ રુસ્તમ ખુરશેદનો કંઠસ્થ વાર્તાઓનો ગ્રંથ 'લોકકથા' ૧૮૮૫માં પ્રકાશિત થયેલો. તેમાં એમણે કથાઓના માહિતીદાતાઓ વિશે પણ વિગતે માહિતી આપી છે. ૧૮૮૨માં હરજીવન પુરુષોત્તમ શુક્લે 'ભડલીવાક્ય' પ્રકાશિત કરેલું. એમાં પરંપરાથી ઊતરી આવેલ અને પ્રચલિત થયેલ ઋતુવિષયક વરતારાનો સંગ્રહ થયો છે. ખેડૂતો – પશુપાલકો માટે આ ઘણું ઉપયોગી પુસ્તક છે

૧૮૯૨માં પ્રકાશિત 'વાર્તાવિનોદ પ્રથમ દર્શન'ના સંપાદક કચ્છી કવિ જીવરામ અજરામર ગોરનું પણ લોકવિદ્યાક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન છે. એમની ઇતિહાસસામગ્રી, દુહાઓ, લોકસાહિત્ય એકત્ર કરવાની રીતો, મૂલવવાની પદ્ધતિ પણ તપાસવા જેવાં છે. આમ ૧૯મી સદીમાં લોકસાહિત્યક્ષેત્રે ગુજરાતનું પ્રદાન ઘણું છે. તેમાં હિન્દુ વિદ્વાનોની સાથે અંગ્રેજો અને પારસીઓનો ફાળો પણ મહત્ત્વનો છે.

[૨]

વીસમી શતાબ્દીના આરંભે ગુજરાતી સાહિત્ય પરિષદના અમદાવાદ અધિવેશનમાં, ઈ. સ. ૧૯૦૫માં, 'લોકગીત' વિશે રણજિતરામ વાવાભાઈએ અને 'લોકકથા' વિશે રામમોહનરામ જશવંતરામે નિબંધો

વાચેલા. એમા આ પ્રકારના લોકસાહિત્યના એકત્રીકરણની આવશ્યકતા પર ભાર મૂકીને, એમણે એકાદ મડળ સ્થાપવાનુ પણ સૂચન કરેલુ રણજિતરામે લોકગીતવિષયક નિબધ ઉપરાત લોકગીતોનુ પણ સપાદન કરેલુ જે પાછળથી પુસ્તકરૂપે પ્રકાશિત થયેલુ એમણે લોકગીતોની સામગ્રીનુ વિભાગીકરણ કરેલુ અને એના સ્વરૂપને પણ સમજાવેલુ એમણે તુલનાત્મક અભિગમથી ગોપીચદની કથાનો અભ્યાસ પણ રજૂ કર્યો હતો.

આ જ સમય દરમ્યાન ૧૯૦૫મા કિનકેઇડનુ 'આઉટલાઇન્ઝ ઑફ કાઠિયાવાડ' નામનુ પુસ્તક પ્રકાશિત થયુ હતુ એમાના એક પ્રકરણમા બહારવટિયા વિશેની દતકથાઓ, દુહાઓ, ગીતકથાઓ વગેરેનુ સકલન થયુ છે તેમ રાજકીય સામાજિક વિગતો વિશે પણ ચર્ચા થઈ છે

ઈ સ ૧૯૧૧ ૧૯૧૪મા ભટ્ટ કે વી નામથી જાણીતા થયેલ ખીમજી વસનજી ભટ્ટે દુહાઓના સપાદનના બે પુસ્તકો 'કાઠિયાવાડી જવાહિર' અને પચામૃત' પ્રકાશિત કર્યાં હતા. એમા કંઠસ્થ પરપરાની કથાના દુહાઓના અર્થો અર્થઘટનો, મૂલ્યાકનો પણ અપાયા છે એમની પાસે સાડા ત્રણ હજાર દુહાના બીજા છ સગ્રહ થાય એટલી સામગ્રી એકત્રિત થયેલી, પરતુ અતે તે લુપ્ત થઈ ગઈ

દુહા વિશેના બીજા મહત્ત્વના ગ્રથો ૧૯૧૦મા, ૧૯૨૩મા પ્રકાશિત થયેલ કાઠિયાવાડી સાહિત્ય' ભાગ ૧, ૨ છે રાજકોટના ક્ષત્રિય કલ્યાણસિંહ જ્યારે પોરબદરમા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ હતા, ત્યારે તેમણે ૧૮૮૫ ૧૮૯૫ દરમ્યાન દુહાઓ એકત્ર કરેલા. દુહાના આ સગ્રહો કવિ કહાનજી ધર્મસિંહે પુસ્તકરૂપમા પ્રકાશિત કરેલા તમા ચૂડ વિજોગણ, શેણી વિજાણદ વગેરે અનેક લોકપ્રચલિત પ્રેમકથાઓના દુહાઓ, અર્થો સહિત મુકાયા છે દુહાઓમા સોરઠિયાના દુહાઓ પણ સગ્રહાયા છે આ જ પરપરાના મહત્ત્વનુ ગણાય એવુ પ્રકાશન આચાર્ય ગિરજાશંકર વલ્લભજી કૃત હલામણ જેઠવો અને 'ઉપલબ્ધ દુહાઓ' (૧૯૧૨) છે

૧૯૧૪મા કેમ્પબેલનુ 'ગેઝેટિયર્સ ઑફ બૉમ્બે મા સગ્રહાયેલ 'ફોકલોર નોટ્સ ઑફ ગુજરાત મહત્ત્વનુ છે એમના 'ફોકલોર ઑફ બૉમ્બે'નુ હમણા પુન મુદ્રણ થયુ છે આપણે પણ 'ફોકલોર નોટ્સ ઑફ ગુજરાત'ને રિપ્રિન્ટ કરાવવા માટે મેઘાણી જન્મશતાબ્દી વર્ષમા સકલ્પ કરવો જોઈએ.

૧૯૧૫મા પ્રકાશિત શ્રી નાગજી મહેશ્વર પાઠકનો 'ભીલોના ગીત' અત્યત મહત્ત્વનો સગ્રહ છે કે હ ધ્રુવ જેવાના માર્ગદર્શનનો સપાદકને લાભ મળ્યો હોઈ સપાદન શાસ્ત્રીય દૃષ્ટિએ થયુ હોઈ એનુ મહત્ત્વ ઘણુ છે ઈ સ ૧૯૧૭ દરમિયાન કઠસ્થ સાહિત્યમા મહત્ત્વનુ પ્રદાન કરનાર છે ગિજુભાઈ બધેકા એમણે કઠોપકઠ રીતે જળવાયેલી બાળલોકવાર્તાઓ એકત્ર કરીને પ્રકાશિત કરી હતી ૧૯૨૩મા તેમણે 'વાર્તાનુ શાસ્ત્ર' જેવુ નૅરેટોલૉજી' વિષયક પુસ્તક પ્રગટ કરેલુ જે પશ્ચિમના નૅરેટોલૉજી ના અભ્યાસીઓને આજે પણ ઉપયોગી થઈ પડે તેવુ છે મધ્યકાલીન સમયથી કાર્યરત ભુજની રાઓ લખપત વ્રજભાષા કાવ્ય શાળાનુ પ્રદાન પણ ધ્યાનાર્હ છે

૧૯૨૨ ૧૯૨૩મા હરગોવિંદ પ્રેમશકર ત્રિવેદી દ્વારા પ્રકાશિત થયેલ 'કાઠિયાવાડની જૂની વાર્તાઓ'ના બે ગ્રથ મહત્ત્વના છે તેમણે નીતિમત્તા, મૂલ્યો, જીવનસઘર્ષોને આધારે આ બધી લોકવાર્તાઓની સમીક્ષા પરીક્ષા કરીને ઘણા પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે

[3]

અહીં લોકસાહિત્ય એક વિષય અને વિદ્યાશાખા તરીકે વિકાસ પામે છે એનો પ્રભાવ પણ વિસ્તરે છે એ ગાળા દરમ્યાન વિવાદ — સવિવાદ પણ થયેલા એ હકારાત્મક – નકારાત્મક વિધાનોને હુ 'પૉલિટિક્સ ઑફ ગુજરાતી ફોકલોર ગણુ છુ

આજથી પાસઠ વર્ષ પૂર્વે, લોકસાહિત્યના સાહિત્યતત્ત્વ સદર્ભે નરસિંહરાવ દિવેટિયાએ, ઈ ૧૯૩૦મા ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળામા, એવો પ્રશ્ન ઉપસ્થિત કરેલો કે અમુકઅમુક જાતિઓને ભાષા છે પણ સાહિત્ય નથી તેમની પાસે જે કૂજ કઠસ્થ સાહિત્ય છે, તે સાચા અર્થમા સાહિત્ય ગણાવાને પાત્ર નથી.

એમની સાથે મોટે ભાગે સંમત થતા ક. મા. મુનશીનો મત પાછળથી કંઈક અંશે બદલાયો હતો. 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર'માં તે જોઈ શકાય છે.

પરંતુ એ સમયે એમની સામે એવા પણ ઘણા પારસી વિદ્વાનો, અંગ્રેજ અભ્યાસીઓ અને ગુજરાતી ભાષા-સાહિત્યના અભ્યાસીઓ હતા, જે લોકસાહિત્યને સાહિત્યતત્ત્વની દૃષ્ટિએ પણ જોવા-માણવા-તપાસવાના મતના હતા. તેઓ લોકસાહિત્યનું અધ્યયન, અધ્યાપન અને સંશોધન થવું જોઈએ, તેવો મત ધરાવતા હતા. એમાંના મણિલાલ નભુભાઈ, બ. ક. ઠાકોર સાહેબ અને મેઘાણીનાં તદ્‌વિષયક વિધાનો અત્રે પ્રસ્તુત કરેલ છે.

'આપણા લોકોમાં ચાલતી નાની નાની અભણ કવિતાઓ જેમાં ઘણો મર્મ અને ઊંડો અનુભવ રહેલો હોય છે, ખેતી કરતાં, વાવતાં, રાંધતાં, ચાલતાં, પરણતાં, પ્રેમ કરતાં, અનેક પ્રસંગે ગામડાંના લોકો જે ગીત, રાસ, દુહા આદિ મોઢેથી બોલે છે, તેમાં આપણા દેશનો ઇતિહાસ, આપણાં લોકોનો અનુભવ ઘણી સારી રીતે જામી રહેલો હોય છે.' મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું આ વિધાન લોકસાહિત્યના અધ્યયન માટે દોરનારું છે.

બ. ક. ઠાકોરે લોકસાહિત્યને 'ઊર્મિબદ્ધ સૌંદર્યકણોનો ફુવારો' કે 'સૌંદર્યબિંદુઓનું અનિશ્ચિત પ્રવાહી મનસ્વી આકૃતિમય વાદળ' કહીને નવાજેલ છે. આ લોકવાણીમાં એમને 'ચિત્તવેધા' ઉપરાંત 'માનવજીવનને સાર્થક' કરી દેનારી ઉદાત્ત ભાવનાઓ રમણા રમતી હોય, એવી લીલા લાગેલ છે.

કાકાસાહેબે લોકગીતને સાહિત્યનું મૂળધન કહ્યું છે. લોકગીતો અને લોકકથાને સાહિત્યનાં માતાપિતા ગણાવ્યાં છે.

'લોકસાહિત્ય એ બોલાતી જનવાણીનો નિચોડ છે. સાહિત્યવાણીને વારંવાર એ લોકવાણીએ પોતાનાં મેઘજળ પિવાડીને વહેતી રાખી છે. મૃત્યુ એમણે કદી સ્વીકાર્યું નથી.' મેઘાણીનું આ વિધાન પણ મહત્ત્વનું છે.

આમ, કંઠસ્થ સાહિત્યવિષયક ચર્ચાઓ અહીં થતી રહી છે. પણ લોકસાહિત્યને વિદ્યાશાખા તરીકે ગુજરાતીમાં સ્થાપનાર, માન્યતા અપાવનાર તો મેઘાણી જ છે. એમનું ગુજરાતી પ્રદાન લોકસાહિત્યના ઇતિહાસમાં એક સ્વતંત્ર પ્રકરણ છે. એમની લોકવિદ્યાનું એકત્રીકરણ કરવાની પદ્ધતિ, સંપાદન-પદ્ધતિ, મૂલ્યાંકનપદ્ધતિ સમગ્ર ભારતને થયેલું ગુજરાતનું પ્રદાન છે. (વધુ વિગત માટે જુઓ આ લેખકનો લેખ 'તુલનાવાદી મીમાંસક મેઘાણી', શબ્દસૃષ્ટિ, નવેમ્બર, '૯૩. મેં એમાં મેઘાણીની ભારતીય ભાષાઓમાંથી અને વિદેશનાં ઉદાહરણો મેળવીને ગુજરાતી લોકવિદ્યાને મૂલવવાની તુલનાત્મક દૃષ્ટિનો પરિચય કરાવીને, ભારતીય તુલનાત્મક સાહિત્યના ઇતિહાસમાં એમને અગ્રજ તરીકે સ્થાપ્યા છે.)

[૪]

મેઘાણી પછી કેટલુંક મહત્ત્વનું કાર્ય દુલેરાય કારાણી, ગોકુળદાસ રાયચુરા, મનુભાઈ જોધાણી અને મંજુલાલ મજમુદારનું છે એમણે ગુજરાત પ્રાંતના વિવિધ પ્રદેશોની લોકકથાઓ એકત્ર કરીને, લોકમાન્યતાઓ વિષયક લેખો લખીને ગુજરાતી લોકવિદ્યાસાહિત્યને સમૃદ્ધ કર્યું છે. ગુજરાત સરકાર દ્વારા સ્થાપિત 'લોકસાહિત્ય સમિતિ'ની લોકગીતોની ગ્રંથમાળાનાં ચૌદ પુસ્તકોમાં પણ ગુજરાતીનું ઘણું કંઠસ્થ સાહિત્ય પ્રકાશિત થયું છે. 'શારદા', 'સ્ત્રીજીવન' અને અન્ય વિવિધ સામયિકો દ્વારા પણ લોકવિદ્યાની ઘણી સામગ્રી પ્રકાશિત થઈ છે.

મેઘાણી પછીના ગાળામાં લોકવિદ્યાક્ષેત્રે મહત્ત્વનું અર્પણ થયું છે, જયમલ્લ પરમાર, નિરંજન વર્મા અને ઈશ્વરલાલ દવેની મિત્રત્રિપુટી દ્વારા. તેમણે ૨૫ જેટલાં લોકસાહિત્યસંપાદનો, લોકવિદ્યાવિષયક પાંચ જેટલા મહત્ત્વના ગ્રંથો અને 'ઊર્મિ-નવરચના' નામનું સામયિક પ્રકાશિત કરીને લોકવિદ્યાક્ષેત્રે એકધારું વિરલ પ્રદાન કર્યું છે. તેમણે લોકવિદ્યાના વિવિધ કાર્યક્રમો માટે 'લોકસાહિત્ય પરિવાર', 'લોકનાટ્ય પરિષદ' જેવી સંસ્થાઓ સ્થાપીને આજથી ૨૫ વર્ષ પૂર્વે સતત કાર્યરત રહીને સેંકડો કેસેટ્સમાં આ બધું સંગૃહીત કર્યું છે. તેમણે અનેક અભ્યાસીઓને

આ ક્ષેત્રે કાર્યરત કર્યા છે મેરુભા ગઢવી અને પિંગળશીભાઈ ગઢવીનુ તથા દુલા કાગનુ પ્રદાન પણ આ ધારાને વહેતી રાખનારુ છે

એ સમયમા મહત્ત્વનુ પ્રદાન ડૉ હરિવલ્લભ ભાયાણીનુ પણ છે એમણે લોકકથાના મૂળ અને કુળ' જેવો લોકકથાના પ્રભાવવિષયક શાસ્ત્રીય ચર્ચા વિચારણા કરતો ગ્રથ આપ્યો છે સપાદન માટેની શાસ્ત્રીય ભૂમિકારૂપ પુસ્તિકા અને 'નોટેશન સાથે ટ્રેડિશનલ ઓરલ સૉંગ' પ્રકાશિત કર્યાં છે તથા સત સાહિત્યનુ અને 'ઓરલ એપિક્સ'નુ સપાદન વિવેચન કર્યુ છે તેમણે ડૉ હસુ યાજ્ઞિક ડૉ બળવત જાની વગેરે પાસે પણ એવુ કામ કરાવ્યુ છે

આ ઉપરાત, પુષ્કર ચદરવાકરનુ લોકવિદ્યાક્ષેત્રે થયેલુ કાર્ય પણ મહત્ત્વનુ છે એમણે લોકવાર્તાના અનેક ગ્રથો સપાદિત કર્યા છે અને લોકકથાનુ વિવેચન કરતુ પુસ્તક લખ્યુ છે લોકવાર્તાવિષયક દશ જેટલા ગ્રથો અને લોકગીતોના ત્રણ જેટલા સપાદનો તેમણે પ્રકાશિત કર્યાં છે ઉપરાત, એ કે રામાનુજનને 'ઇન્ડિયા ફોકટેલ્સ'ના સપાદનકાર્યમા તેઓ મદદરૂપ પણ થયા છે આ સમયગાળા દરમિયાન 'ગુજરાત લોકકળા પરિષદ'ના માધ્યમથી લેખન, ચિત્રાકન અને પ્રકાશન દ્વારા જોરાવરસિંહ જાદવ, રાજુલ દવે અને ખોડીદાસ પરમારે પણ ઉલ્લેખનીય કાર્ય કર્યુ છે શ્રી જેઠાલાલ ત્રિવેદી અને પ્રો જશવત શેખડીવાળાનુ લોકસાહિત્યવિષયક વિવેચન પણ ધ્યાનાર્હ છે કનુભાઈ જાની અને શાતિભાઈ આચાર્યે લોકસાહિત્ય અને લોકવિદ્યાનો અભ્યાસ વૈજ્ઞાનિક દૃષ્ટિએ થાય તેવી પ્રણાલી, પોતાના વિવેચનો દ્વારા સ્થાપી છે લોકવિદ્યાના અગ્રેજી ગ્રથોનુ વાચન, એને આધારે તળ ગુજરાતી સદર્ભમા સિદ્ધાતલક્ષી લેખો અને ગુજરાતમા લોકસાહિત્યક્ષેત્રે થયેલી કામગીરીનો ઇતિહાસ તથા પોસ્ટગ્રેજ્યુએશન સ્ટડીમા એને અભ્યાસક્રમમા મૂકીને અધ્યાપન, સશોધન ક્ષેત્રે કનુભાઈની સેવાઓ ચિરસ્મરણીય રહેવાની એમનો 'લોકવાઙ્મય' નામક ગ્રથ આ વિષયનુ મહત્ત્વનુ પ્રકાશન છે

શાતિભાઈ આચાર્ય મૂળ માહિતીદાતાની કથનના લહેકા સાથેની બોલીની ટેક્સ્ટ સાથે વાર્તાઓ શાસ્ત્રીય રીતે સપાદિત કરવનાર મોટા ગજાના અભ્યાસી છે એમના લોકકથાના સપાદનો ગુજરાતીમા તેમના વૈજ્ઞાનિક દૃષ્ટિએ થયેલ કામ માટે ધ્યાનપાત્ર બન્યા છે

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમા એના આરભથી જ એના આદ્યકુલપતિ શ્રી ડોલરરાય માકડે લોકસાહિત્યના અધ્યાપન અને સશોધનની સુવિધા કરેલી તેને પરિણામે છેલ્લા પચીસ વર્ષમા અહીં સૌરાષ્ટ્ર પ્રદેશના લોકસાહિત્ય, લોકસસ્કૃતિ વિષે પચાસ જેટલા સશોધનો થયા છે સૌરાષ્ટ્ર યુનિવર્સિટી પાસે ફોકલોરની અઢળક સામગ્રી છે બારોટ ચારણી સાહિત્યની વીસ હજાર જેટલી પ્રાચીન હસ્તપ્રતોનો અહી સગ્રહ છે વહીવચા અને બારોટોની તેમ જ સતસાહિત્યવિષયક પણ વિપુલ સામગ્રી છે એ રીતે લોકસાહિત્ય ઉપરાત બાર્ડિક લિટરેચર' સતસાહિત્ય અને બારોટી સાહિત્યનો પણ, કઠસ્થ સાહિત્યની સાથે, અહીં મોટો ભડાર છે ઝવેરચદ મેઘાણી ગ્રથમાળામા દશ જેટલા પ્રકાશનો થયા છે

ગુજરાત સાહિત્ય અકાદમીની લોકસાહિત્ય સમિતિ દ્વારા પુસ્તકપ્રકાશન તેમ જ સશોધન, પ્રકાશન અને પરિસવાદો દ્વારા સમગ્ર પ્રાતમા લોકવિદ્યાનુ વાતાવરણ નિર્માણ કરવામા સમિતિનો અને એના મહામાત્ર ડૉ હસુ યાજ્ઞિકનો મહત્ત્વનો ફાળો છે આ ઉપરાત ચારણી (બાર્ડિક) સાહિત્યક્ષેત્રે રતુદાન રોહડિયા અને સતસાહિત્યક્ષેત્રે મકરન્દ દવે, મોહનપુરી ગોસ્વામી અને ડૉ નિરજન રાજ્યગુરુ વનવાસી આદિવાસી ભીલપ્રજા વિષે ભગવાનદાસ પટેલ અને ચારણ, બારોટ તથા ધર્માતરિત પ્રજાના અને સતસાહિત્યના સાહિત્યને ક્ષેત્રે ડૉ બળવત જાનીના ઘણા પ્રકાશનો થયા છે તેમની પાસે વિપુલ માત્રામા ક્ષેત્રીય કાર્ય દ્વારા મેળવેલી સામગ્રી પણ છે આ ઉપરાત આઈ એન ટી દ્વારા મનુભાઈ જોષી અને નલિનીબહેન ઉપાધ્યાયે લોકનાટ્ય ભવાઈ સાગરકાઠાના લોકોના ગીતો વગેરે પણ કેસેટ્સ દ્વારા ધ્વનિમુદ્રિત કરેલા છે

સાંપ્રત અભ્યાસીઓમાં ડૉ. પ્ર. ગ. તેરૈયા, નરોત્તમ પલાણ, ડૉ. હસુ યાજ્ઞિકનું પ્રદાન ઘણું મહત્ત્વનું છે. એ ઉપરાંત ડૉ. નાગજી ભટ્ટી. હિમાંશુ ભટ્ટ, જયાનંદ જોશી, હરેન્દ્ર ભટ્ટ, આર. પી. પટેલ, શંકરભાઈ અને રેખાબહેન તડવી. સુધાબહેન, ચિનુભાઈ નાયક, સરૂપ ધ્રુવ. જયંતીલાલ સો. દવે, અમૃત પટેલ વગેરેનું કાર્ય પણ ધ્યાનાર્હ છે.

[૫]

ગુજરાતમાં જયમલ્લ પરમાર આદિ વર્ગના અભ્યાસીઓ, ક્ષેત્રકાર્યને આધારે, એ સંચિત કરેલી સામગ્રીનો અભ્યાસ કરીને એને લગતાં અર્થઘટનો, સિદ્ધાંતો આપે છે. બીજો એક વર્ગ પશ્ચિમના સિદ્ધાંતોને આધારે લોકવિદ્યા અંગે ઊહાપોહ અને સિદ્ધાન્ત – સ્થાપના કરે છે. ત્રીજો એક વર્ગ લોકકથાઓનું લોકસંસ્કૃતિના અભ્યાસ માટેની સામગ્રી તરીકે અધ્યયન કરે છે. થોડા અભ્યાસીઓનો એક નાનકડો વર્ગ શાસ્ત્રીય રીતે ક્ષેત્રીય કાર્ય, સંપાદન, મૂલ્યાંકન તરફ પણ પ્રવૃત્ત છે. ઝવેરચંદ મેઘાણીમાં આ બધાંનો સમન્વય હતો. અત્યારે એ ચારેય પ્રવૃત્તિઓ અલગ-અલગ રીતે વહેંચાઈ ગઈ છે. મેઘાણી જેવી મિશનરી ઝીલથી અધ્યયનરત, સંશોધનરત સંશોધકોની અમે એમના શતાબ્દીવર્ષે રાહ જોઈ રહ્યા છીએ. ઘણું બાકી છે. એકાદ 'લોકસાહિત્ય સ્વાધ્યાય પીઠ' હોય, કંઠસ્થ લોકસાહિત્યની સમગ્રલક્ષી સૂચિ પ્રકાશિત હોય, બધી સામગ્રી ઝેરોક્સ નકલો રૂપે ઉપલબ્ધ હોય, ઑડિયો-વિડિયો યુનિટ હોય, બીજાની સામગ્રીનું કન્ઝર્વેશન-પ્રિઝર્વેશન થતું હોય, એમાં વાર્ષિક અધિવેશનો, જ્ઞાનસત્રો યોજાતાં હોય, એવી અંતઃકરણની અપેક્ષા આ પ્રસંગે પધારેલા સહુકોઈ સમક્ષ પ્રસ્તુત કરીને વિરમું છું.

❒

## ષષ્ટિ પર દશક વીત્યે

*ઊભી ને સાંભળું નીરવ પદરવ હું તો ભર્યા ભર્યા ગેબી એકાંતમાં,*
*કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં.*

*ભૂમિના કણકણમાં શોધું શૈશવને ઓળવી દાખવે અજાણતા,*
*આંખમાં આકાશ હજુ સંચકેલું આજ લગ વાયુ રૂંવે સુરભિ પ્રસરાવતા.*
*પુરાણાં વૃક્ષોને પૂછું છું, સાંભરે જળથળમાં ઘૂમ્યા સંઘાતમાં ?*
*કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...*

*પગલામાં રેણુ ને રેણુમાં પગલાં તે પગલાં બસ જાય ક્યાં ગુમાઈ ?*
*ફૂલોના રંગોમાં હરિયાળી હેરતી નેણની પછીત સચવાઈ.*
*નિય્યત નગુણાની પારખી જો હોત તો સોંપીને સંપત્તિ જાત ના–*
*કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...*

*મુજ સહગોઠી — સહપાઠીના વાવડ તુજથી ન ક્યાંય શું મળે ?*
*રમ્યાં હતાં ચકૂભિલ્લુ સાતતાળી ખોખો શીળી તવ છાંયડી તળે.*
*વીખર્યા વૈભવને સંકેલી લઉં હતો અઢળક એમાં વિવાદ ના–*
*કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...*

*પ્રકાશવર્ષ ચાંદનીનાં અઘરું ગણિત ગણ્યાં ગણાય કેમ કટ્ટકે,*
*પરિભ્રમણ જળની લહેરોનું આગવું ક્યાંનું તે ક્યાં જઈ અટકે.*
*ચાંદની વીટેલું લહેરે ધોયેલું ધી, ભૂલું હું શૈશવસોગાત ના–*
*કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...*

**સુશીલા ઝવેરી**

## અલકમલકથી આવ્યુ રે

અલકમલકથી આવ્યુ રે કોઈ અલકમલકથી આવ્યુ રે
છલકછલક છલકાયુ રે છલકછલક છલકાયુ રે

હુ' નામના દરવાજાને લાગ્યુ મોટુ તાળુ
એકબીજામા ભળી જવાનુ સ્મિત ઊગ્યુ મરમાળુ
જનમ જનમથી એક સપનુ એવુ તો મનભાવ્યુ રે
અલકમલકથી આવ્યુ રે કોઈ અલકમલકથી આવ્યુ રે

અજવાળાનુ ઝળહળતુ એક ઝરણુ વ્હેતુ જાય
કાઠે બેસી સ્પર્શ કરુ તો કોણ ઊભું મલકાય ?
લાગણીઓની પોઠ ભરી કોઈ આગણે લાવ્યુ રે
છલકછલક છલકાયુ રે, કોઈ છલકછલક છલકાયુ રે

લાલજી કાનપરિયા

## માટમેડી

(વસંતતિલકા)

બારી હવે હજીય કો ક દી સાજવેળા
વાસેલ જે અધૂકડી, પવને અચિંતી.
સૂની પડી જીરણ આ અવ માઢમેડી,
ઊડી ગયો સકલ વૈભવ કાલગ્રસ્ત

તોયે હજી તૃષિત આ નયનો સમીપે
ધીરે ધીરે ઊઘડતી છબિ એક ઝાખી
વર્ષો પછી સમયના પડ સર્વ ભેદી
વ્યાપી રહે અતીતની ક્ષણ રમ્ય પાછી

બારી ખૂલે રણકતા કર કકણોથી
સોહી રહે વદન એક સ્મિતે મઢેલુ '
મડાય છે રસિક ગોઠડી લોચનોની.
સદેશની થતી પરસ્પર આપલે કે

કયા છે હવે વદન એ મૂક ગોઠડી કયા ?
ખાલી રહે ખખડતી અવ માઢમેડી '

લાલજી કાનપરિયા

## એક વિરોધાભાસી ગીત

હુ મૌન બનીને ઝીલુ છુ તુ વાચા થઈને બોલે છે
હુ સૂરજ થઈને સળગુ છુ તુ નાજુક ફૂલની તોલે છે

છાતી વચ્ચે લિસોટો એક ઝળહળ ઝળહળ ઊગ્યો તો
અવસર ભીનો લોહી સોંસરો ઝલમલ ઝલમલ પૂગ્યો તો
હુ સ્મરણો થઈને જાગુ છુ તુ સપનાઘરને ખોલે છે
હુ મૌન બનીને ઝીલુ છુ તુ વાચા થઈને બોલે છે

રેતનગરમા કકુપગલા સદીઓથી હુ શોધુ છુ
અલગ થયાના અકસ્માતની ઘટનાને હુ નોધુ છુ
હુ સગપણ જૂના સાધુ છુ તુ લાગણીઓને છોલે છે
હુ મૌન બનીને ઝીલુ છુ તુ વાચા થઈને બોલે છે

સળી ઉપાડી ચીતર્યું ભીતે તેજના નામે નામ ગુલાબી,
તે દિવસથી ભડભડ સળગે ઇચ્છાઓનુ ગામ ગુલાબી
હું હાશ કરીને બેઠો છું તુ ભીતરના ઘા ઠોલે છે
હુ મૌન બનીને ઝીલુ છું તુ વાચા થઈને બોલે છે

લાલજી કાનપરિયા

# એનો રાજમહેલ

પ્રવીણસિંહ ચાવડા

શંકર એના પિતાની આંગળી પકડીને ઊભો હતો અને થોડી થોડી વારે પૂછતો હતો, 'બાપુ, ગાડી આવી ? ગાડી આવી ?' સાત વરસનો થયો, પણ પિતાની સાથે બહાર જવાનું થાય એટલે તરત જ માગે 'આંગી ?' એને હવે તો આંગળી બોલતાં આવડતું હતું, પણ નાનો હતો ત્યારે એના પિતાએ શબ્દ આપ્યો હતો 'આંગી.' અંગૂઠા પાસેની પહેલી આંગળી નીચે એની તરફ લંબાવીને કહે, 'લે બેટા, આંગી !' એ આંગીને કરચલીઓ પડી હતી. આંગી ઘરડી થઈ ગઈ હતી. પણ શંકરને એ બરછટ સ્પર્શ હથેળીમાં ખૂબ જ ગમતો.

એ આંગી પકડીને ઊભો હતો ત્યાં એના પિતાએ કહ્યું, 'જો બેટા, આપણી ગાડી આવી.' અને એને ઊંચકીને ગાડીમાં બેઠા. પહેલા જ સ્ટેશને એમનું ગામ હતું.

ગાડીમાં તો બહુ બધા માણસો બેઠા હતા. શંકર એમના સામે જુએ અને પિતાની સામે, એમની ધોળી મૂછો સામે જુએ.

બીજા દિવસે જ બપોરે એના ભાઈબંધો સાથે રમતાં એણે કહ્યું, 'એં અમારે નવા બૂટ લાવ્યા. રમકડું લાવ્યા. અને એં, અમારે તો રેલગાડીયે છે.'

'રેલગાડી કોઈને હોતી હશે ?

'અમારે છે. એ સ્ટેશને પડી. મારા બાપુ કહેતા હતા.'

'તમારી ગાડી છે તો ઘેર કેમ નથી લાવતા ?'

સહેજ પણ અચકાયા વગર શંકરે જવાબ દીધો, 'પાટા નથી ને, એટલે.' ગઈ કાલે સ્ટેશનેથી ઊતરીને આવતાં પિતાના ખભા ઉપર ઊંઘ આવી ગઈ તે પહેલાં શંકરને આ સમસ્યાનો ઉકેલ મળી ગયો હતો.

આવું જ રાજમહેલનું પણ બન્યું. શહેરમાં એક રાજમહેલ હતો. ગામમાં સહુ એની વાતો કરે. તળાવની પાછળ આવેલી નાની ટેકરી ઉપરથી કે મહાદેવના મંદિરની ઓરડીના ધાબા ઉપરથી છોકરાં આંખો ખેંચીખેંચીને આથમણી દિશામાં જોઈ રહે. ક્ષિતિજ ઉપર એક ઝાંખું વાદળ જેવું કંઈક દેખાય. હાથ લાંબા કરી કરીને સહુ કહે, 'હે, રાજમહેલ, રાજમહેલ !' શંકર પણ મોં પહોળું કરીને જોઈ રહે. ધીમેધીમે બોલે – રાજમહેલ.

એક વાર પિતાની સાથે મંદિરે ગયો હતો. પંજરી લેવા. આગલા દિવસે જન્માષ્ટમી હતી. પિતાએ કોટ પહેરીને કહ્યું, 'બેટા શકુ...' એટલે નાહીને બા પાસે માથું ઓળાવતાં એ ઝાટકો મારીને નીકળી ગયો અને એક હાથે ચડ્ડી ઊંચે ચડાવતાં ચડાવતાં આંગી પકડી લીધી. પિતાને ટેવ. ભજનની કડી ગણગણતા ધીમેધીમે ચાલે. 'વ્હાલે ઉગાર્યો પ્રહ્લાદ...' પિતા અને પૂજારી મહારાજ સાથે બેસીને વાતો કરે અને શંકર જીભ થોડી થોડી બહાર કાઢીને હથેળીમાંની પંજરી ચાટતો ચાટતો દાડમડીના ઝાડ પાસે રમતો હતો. ત્યારે મંદિરમાં થોડુંક નવું ચણતર થતું હતું. ઊઠતાં ઊઠતાં પિતાએ એ જોયું. કંઈક પૂજારીજી સાથે વાત થઈ. પછી બંને પગથિયાં ચડીને ધાબે ગયા. શંકર પણ પાછળ પાછળ. ત્યાં પૂજારી મહારાજ સાથે વાતો કરતાં કરતાં એના પિતાએ એને તેડી લીધો અને જમણે ખભે બેસાડીને દૂર હાથ લંબાવતાં કહ્યું, 'જો, પેલી આપણી ઑફિસ દેખાય.'

શંકરે જોયું. ક્ષિતિજ ઉપર કાળોકાળો મહેલ દેખાતો હતો. એના માથામાં વીજળીના કડાકા જેવું થયું.

બીજા દિવસે રમતાં રમતાં એ ચાહીને ભાઈબંધોને તળાવ બાજુ લઈ ગયો. મંદિરના મેદાનમાં હાથી ઊભો હતો. બાવા લઈને આવ્યા હતા. બધા આજુબાજુ ઊભા રહીને જોઈ રહ્યા, પણ શંકરને અધીરાઈ થતી હતી. કહે, 'ચાલો ને. એક કજા બતાવું.'

મદિરની પાછળ તળાવમા ઊતરીને પાણીને કિનારે કિનારે ચાલતા બહુ તળાવનુ અડધુ ચક્કર મારીને ટેકરી ઉપર ચડ્યા ત્યા ગયા પછી કઈ કરવાની જરૂર નહોતી સહુ મો ફાડીને પશ્ચિમમા ક્ષિતિજ સામે જોવા ઊભા રહી ગયા

શકરે કહ્યુ આ રાજમહેલ છે ને, તે અમારો છે

હેડ ટેડ '

મારા બાપુ કહેતા હતા

રણજિત બહુ નકામો છોકરો હતો વારવાર શકરની મશ્કરી કરતો તે કહે, મહેલ તમારો છે તો એમા કેમ રહેતા નથી – એ કહો '

શકર થોડુક થોથવાયો પછી ઝટ લઈને કહ્યુ

- મારે અહીં ખેતી કરવાની ને એટલે '

બીજા છોકરાઓને કોઈને આની પડી નહોતી આવી વાતો તો આવીને હવામા ઊડી જતી. તળાવ હતુ પાણી હતુ પાછળ કોઈ પક્ષી બોલતુ હતુ વકતી તીતી ' વકતી તીતી ' એકાદ બે ચપ્પટ પથ્થરો ચપળ હાથોથી પાણીની સપાટી ઉપર ફેકાયા અને જાણે હરણનુ બચ્ચુ પાણીની સપાટી ઉપર દોડી હવામા ઓગળી ગયુ પછી ચડ્ડીઓ કાઢીને એકાદબે મોટા છોકરાઓના ધુબાકા

પણ પરીક્ષા થઈ ગઈ મેળા વખતે વર્ષમા એક વાર મેળો થતો અને એમા જવા બધા છોકરાને છૂટ ગામની પશ્ચિમમા ખાસ્સુ ચાલીને જવાનુ ત્યા એક મદિર ખાબોચિયા જેવુ તળાવ, થોડીક નાસ્તાની, રમકડાની લારીઓ. માએ શકરની હથેળી બે હાથમા લઈ એમા આઠઆની મૂકી મુઠ્ઠી બરાબર દબાવીને કહ્યુ હોય, જોજે હો સાચવજે એટલે આખા મેળામા એ મુઠ્ઠી ખીસ્સામા જ રાખીને ફર્યા કરે મેળો બપોર પછી ભૂલવા માડે ત્યારે છોકરાની ટોળી ગામમા પાછી આવવાને બદલે દોડે શહેર તરફ છોકરાને સાચી મજા અહીં જ હતી. આખોમા અજવાળુ અજવાળુ થઈ જતુ બીતા બીતા, દબાતા દબાતા મોટા રસ્તા, મોટી દુકાનો અને મોટા માણસો વચ્ચે છોકરા ફર્યા કરતા મોટા છોકરા કોઈ દુકાનો આગળ ભાવ પૂછતા કઈ ખબર ન પડે અને બીક લાગે એટલે શકરની આઠઆની ક્યારેક તો એના ખીસ્સામા જ રહી જતી. કોઈ છોકરા ભાડાની સાઈકલ લઈ શીખતા બાન તો દુડુડુ કરતા એક જગ્યાએથી બીજી જગ્યાએ શહેરના આશ્ચર્યો જોવાનુ ચાલતુ રેલવે સ્ટેશન, સિનેમા હાઉસ

અને રાજમહેલ '

આ વખતે શકરને મેળામા જવાય નહીં એવુ એના બેન કહેતા હતા એટલે આગલા દિવસથી એ રડતો હતો એટલીયે ખબર નથી પડતી ' બાપુ મરી ગયા છે ને મેળે જવાય ? શકર મૂઝાતો મૂઝાતો ફરતો હતો એ મોટેથી ભેકડા નહોતો તાણતો એમ તો એને ખબર હતી જ ને કે એના બેનની વાત સાચી હતી. બાપા મરી ગયા છે તે મેળે જવાતુ હશે ? પણ તોયે રડવુ તો આવતુ જ હતુ રડતા રડતા કહેતો હતો – નહીં જઈએ નથી જવાનુ બસ ? ત્યા સવારે એકદમ એની માને કોણ જાણે શુ થયુ તે કહે લે નવુ પહેરણ પહેરી લે. લાવ મોઢુ લૂછી દઉ એની હથેળીમા આઠઆની દાબતા બાની આખો ડબડબી ગઈ હતી અને એણે એકદમ શકરના કપાળમા બચ્ચી કરી લીધી હતી.

શકર બધાની પાછળ પાછળ ઘસડાતો હતો. ત્યા એક જગલી ચિત્કાર ઊઠ્યો, રાજમહેલ ' અને ટોળી રાજમહેલ ઉપર હુમલો લઈ ગઈ પણ પગથિયા ઉપર દોડતા ચડેલા પગ પહેલે માળે જ મોટામોટા કોટ પહેરેલા માણસોને જોઈને શાત થઈ ગયા પછી તો ઊચીઊચી પથ્થરોની દીવાલો વચ્ચે છોકરા ધીમેધીમે એક માળથી બીજે માળ અને એક ઑફિસથી બીજી ઑફિસ અરાબર, ભૂલા પડ્યા હોય એમ ફર્યે જતા હતા થોડીક બીક પણ લાગતી હતી. થતુ હતુ કે હમણા કોઈ પકડશે તો ? વઢશે તો ?

ત્યા એક બારણામાથી અવાજ આવ્યો, એ છોકરાઓ–

એક જાડો ચશ્માવાળો માણસ એમની સામે જોતો ઊભો હતો.

બધા છોકરા ઊભા રહી ગયા

ક્યા જાઓ છો ?

એકે થોથવાતાં થોથવાતાં કહ્યું, 'જોવા આવ્યા છીએ.'

'આમ કચેરીમાં અવાય ! પોલીસને બોલાવું ?' ચશ્માંની પાછળ એની આંખો ચમકી અને એણે પાછળ જોઈને હાક મારી, 'અલ્યા કાસમ, જા, પોલીસને બોલાવી લાવ.'

ત્યાં રણજિતે કહી દીધું, 'સાહેબ, અમે તો નો'તા આવતા, પણ આ કે' કે મહેલ એનો છે'.

બધાની નજર શંકર ઉપર ઠરી. એ સાથે જ બીજા છોકરા અળગા થઈ ગયા અને પેલા સાહેબ એની પાસે આવ્યા, 'એમ, મહેલ તારો છે ?'

શંકર ઊંચે જોઈ રહ્યો. એને બીક લાગતી હતી. પોતાની વાત કેટલી ખોટી હતી એ તો એને આ ઊંચીઊંચી દીવાલો અને ઝડપથી ચાલતા અજાણ્યા માણસોને જોઈને ક્યારનુંયે સ્પષ્ટ થઈ ગયું હતું. પણ સાથે જ એને એના બાપુનો ગંભીર ચહેરો અને ધોળી મૂછો યાદ આવતાં હતાં, અને એક ન સમજાય એવી વેદના થતી હતી. આ બધા સાથે મળીને જાણે એના મૃત પિતાનો ઉપહાસ કરતા હોય એમ એને લાગતું હતું.

પેલાનો ભારે હાથ શંકરના ખભે હતો. ચારેબાજુ બધું થંભી ગયું હતું.

ત્યાં શંકરે હિંમત કરીને કહી દીધું : 'મારા બાપુ અહીં નોકરી કરતા હતા.'

'એમ ? શું નામ ?'

એણે ચપૂ લઈને નામ દીધું.

પેલી માણસ થોડી વાર મૂંગો રહ્યો. એ શંકરના ચહેરા સામે જોઈ રહ્યો. પછી એના મોં ઉપર હાસ્ય પ્રસરી ગયું અને એ મોટેથી હસી પડ્યો. 'ઓહો. મોહનનો છોકરો છે ?' પછી સહેજ શંકરના માથે હાથ મૂક્યો અને બીજા છોકરાઓ તરફ ફરીને કહ્યું, 'એની વાત સાચી છે. આ મહેલ એનો છે. જાઓ, ફરો.'

અને એ માણસ પાટલૂનના ખીસામાં બે હાથ નાખીને ઝડપથી ચાલ્યો ગયો.

ઘેર આવતાં આખા રસ્તે શંકરને પેલા માણસનો દેવદૂત જેવો ચહેરો દેખાતો હતો. ભાઈબંધો ચૂપ થઈ ગયા હતા.

*

આજે નોકરીના પહેલા દિવસે નીકળ્યો ત્યારે માએ ઘણી શિખામણ આપી હતી, 'જુઓ, દીકરા, ડાહ્યા થઈને રહેજો અને બાપની જેમ નામ ઉજાળજો. નોકરી તો સહુ કરે છે. પણ તમારા બાપુ શું કહેતા ? નેકી. નેકી રાખવી. આપણો ધરમ ચૂકવો નહીં. જાઓ બેટા, ફત્તે કરો.'

પહેલા દિવસે શંકર સાહેબની ઘંટડી વાગે એટલે પાણી આપતો હતો કે ફાઇલ ઊંચકીને એ મોટા મહેલના એક ઓરડામાંથી બીજામાં જતો હતો ત્યારે ઊંચીઊંચી પથ્થરની છત નીચે મોટામોટા થાંભલાઓ વચ્ચે ચાલતાં એને થતું હતું કે એ પરણશે અને એને છોકરાં થશે ને એનો છોકરો ક્યારેક ભાઈબંધોને તળાવની પાર પેલી ટેકરી ઉપર લઈ જઈ ક્ષિતિજ તરફ આંગળી કરીને નહીં કહે કે જુઓ પેલો અમારો મહેલ ?

□

## સાભાર સ્વીકાર

**ગોટો કોશ :** સંપાદક રતિલાલ સાં. નાયક, પ્ર. આદર્શ પ્રકાશન, ૪૨૮, જેઠાભાઈની પોળ, ખાડિયા, અમદાવાદ - ૧, કિં. રૂ. ૨૦૦. **આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તામાં કપોલકલ્પનાનો વિનિયોગ :** લે. પ્ર. ઈલા નાયક, ૧૬, સંસ્કારભારતી સોસાયટી, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩. કિં. રૂ. ૧૩૦. **સનદ વગરનો આંબો :** અઝીઝ ટંકારવી, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૧, કિં. રૂ. ૭૫. **શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી :** લે. પ્રો. નવકુમાર મ. દેસાઈ, પ્ર. પ્રાચ્યવિદ્યામંદિર, મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા, કિં. રૂ. ૧૨૫. **અવલોષ :** લે. સુશીલાબહેન ઝવેરી, પ્ર. સાહિત્ય સંગમ, ગોપીપુરા, સૂરત, કિં. રૂ. ૮૦. **કથાગીતો – કાવ્યકાવ્યો :** લે. ઉપર મુજબ, વિક્રેતા : સુમન પ્રકાશન, ૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મરીન લાઇન્સ, મુંબઈ - ૪૦૦૦૦૨, કિં. રૂ. ૬૦. **રંગીન છીપલાં :** લે. વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂ. ૧૮. **સોનલના પાંદીકા :** લે. વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂ. ૬૦. **પૌત્રોનું પતંગ :** લે. વિક્રેતા કિં. ઉપર મુજબ. **બાદલ ગૈતો :** લે. વિક્રેતા કિં. ઉપર મુજબ. **ભવાઈ : સ્વરૂપ અને લક્ષણો :** લે. કૃષ્ણકાંત કડકિયા, પ્ર. પ્રાચ્યવિદ્યામંદિર, મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા - ૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૧૨૫

# 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ'ની કોળેલી કલમ*

રમેશ મ શુક્લ

ગાધીયુગનો વિશેષ (૧૯૫૨) શીર્ષકના એક લેખમા કાકાસાહેબ કાલેલકરે અવલોક્યુ હતુ – આજે પણ દેશસેવકો સાહિત્ય દ્વારા જેટલી પ્રજાસેવા કરે છે તેટલી કેવળ સાહિત્યસેવકો નથી કરતા સાહિત્ય તો હમેશ જીવનનુ એક અગ ગણાવુ જોઈએ

સાહિત્યસેવકના ધર્મ વિશેના આ વિધાન અગે મતભેદ હોઈ શકે પરતુ કેટલાક દેશસેવકોએ સાહિત્ય દ્વારા પ્રજાસેવા કરી છે તે તથ્ય વિશે મતભેદ ન હોઈ શકે પૂર્તિરૂપે એમ પણ કહી શકાય કે કેટલાક દેશસેવકોએ પ્રજાસેવા કરતા કરતા એ સેવાના એક આવિષ્કાર લેખે સાહિત્યસેવા કરી છે

આ તથ્ય સ્વ. મહાદેવભાઈ દેસાઈના વિષયમા સપૂર્ણ સાર્થકતાથી પ્રગટ થયુ છે તેમણે મહાત્મા ગાધીજીની સેવા કરતા કરતા દેશસેવા કરી તે નિમિત્તે તેમણે જે લેખન કર્યું તેનાથી ગુજરાતી વાડ્મય કેવળ સમૃદ્ધ નથી બન્યુ ધન્ય પણ બન્યુ છે તેમની આ સેવાને વેરિયર એલ્વિનના શબ્દોમા આ રીતે વર્ણવી શકાય

મહાદેવભાઈનુ કામ કરોડોને ગાધીજી પ્રત્યક્ષ કરી આપવાનુ હતુ એમણે ગાધીજીને જગતની કદાચ સૌથી પરિચિત અને નિ શક રીતે સર્વપ્રિય વ્યક્તિ બનાવ્યા (મહાદેવભાઈ પૃ ૧૮૨)

વિજયરાય વૈદ્યે મહાદેવભાઈની પ્રતિભા વિશે અવલોકતા નોંધ્યુ છે કે તેઓ સસ્કૃત લઈને એમ.એ. થવાના હતા. તેમ થયા હોત તો ગીર્વાણગિરામાનુ કેટલુક તેમણે માતૃભાષામા એમના લાક્ષણિક રસપાંડિત્યની દીપ્તિથી ઝીલી એને અધિક દીપાવી હોત (નીરમ અને પોખરાજ પૃ ૧૩૬)

મહાદેવભાઈની ભાષાતરકલાના સદર્ભમા આ અવલોકન થયુ છે તેમની ભાષાતરકલાના પરિપાકરૂપે તેમણે બગાળી સાહિત્યની રસસમૃદ્ધિથી ગુજરાતી ભાષા અને સાહિત્યને વિશેષ સમૃદ્ધ બનાવ્યા છે તેઓ ભલે સસ્કૃતની ઊચી ડિગ્રી ન રળ્યા, તેમનો ગીતા અને ઉપનિષદનો તથા સસ્કૃત લલિત વાડ્મયનો અભ્યાસ તેમના લોકસેવા, મહાત્માસેવા અને દેશસેવા નિમિત્તે થયેલા વાડ્મયમા પણ પ્રગટ થયો છે

ભાષાતરકલાના માધ્યમથી જ તેઓ રાષ્ટ્રીય સ્તરે સ્થાન પામ્યા હતા ઑન કૉમ્પ્રોમાઇઝ ના અનુવાદની રાષ્ટ્રીય કક્ષાએ થયેલી સ્પર્ધામા સૌપ્રથમ આવી તેઓ ગાધીજીની નજરમા વસ્યા, વિકસ્યા અને વિરમ્યા.

મહાદેવભાઈમા સર્જકનો આત્મા હતો. ઈતિહાસના એક ખડને તેમના ડાયરી સહિતના વાડ્મયે આવરી લીધો છે તેમા તથ્યનો વિકાર ન થવા દઈને પણ શૈલીની અભિરામતા અને સૌષ્ઠવ પ્રગટ્યા છે તેમા આ સર્જકતાને ઉપકારક કલ્પકતા છે

પરતુ આજે નર્મદ સુવર્ણચદ્રક અર્પણ થઈ રહ્યો છે તે મહાદેવભાઈને નહિ, તેમની કોઈ વાડ્મયકૃતિને નહિ, તેમના જીવનચરિત્ર અગ્નિકુડમા ઊગેલુ ગુલાબ ને અર્પણ થઈ રહ્યો છે પરતુ ચરિત્રનાયકનુ શીલ પરમ ઉદાત્ત ન હોય તો, ગમે તેવો ઉત્તમ લેખક પણ આવુ સત્ત્વક જીવનચરિત્ર ન લખી શકે આ ઉપહારની પાત્રતા કૃતિને તેના વિષયભૂત ચરિત્રનાયકે પણ સપડાવી છે એમ ચરિત્રલેખકની નિરૂપણકુશળતાને સિદ્ધાવવા સાથે કહીશુ

જે અવલોકન આ પહેલા મહાદેવભાઈ માટે થયુ તે આ જીવનકથાના લેખક શ્રી નારાયણ દેસાઈ માટે પણ સાચુ છે વસ્તુત આ જીવનકથા લખવાનુ કાર્ય તેમને માટે કપરું કસોટી કરનાર બને તેવુ હતુ એક

* શ્રી નારાયણ દેસાઈ લિખિત અગ્નિકુડમા ઊગેલુ ગુલાબ ને તા. ૨૮-૯-૮૬ના રોજ સુરતની નર્મદ સાહિત્ય સભા તરફથી નર્મદ સુવર્ણચદ્રક અર્પણ થતા ગ્રથપરિચય રૂપે આપેલુ વક્તવ્ય.

તરફ ચરિત્રનાયક લેખકના પિતા છે, બીજી તરફ ચરિત્રનાયકે પોતાનું જીવન જેમને સમર્પિત કર્યું હતું તે મહાત્મા ગાંધીજી છે અને ત્રીજી તરફ ભારતના તે ભાગ્યવિધાતા દ્વારા સરજાઈ રહેલો ઇતિહાસ છે. આ ત્રણ પાર્શ્વ છતાં તેને ખૂણા ત્રણ નથી, કહો કે એકેય ખૂણો નથી. માનવમનની, ચરિત્રની ભૂમિતિની આ એક આશ્ચર્યવત્ હકીકત છે. બીજા બેને ઉવેખીને પહેલાનું નિરૂપણ ન થઈ શકે, ત્રીજાને ઉવેખીને પહેલા બેની વાત ન થઈ શકે, તેમ બીજાને ઉવેખીને પહેલાત્રીજાને આગળ ન કરી શકાય. ગાંધીજી પોતે સરજાઈ રહેલા ઇતિહાસનું સત્ય હતા. મહાદેવભાઈ એ મહાત્માની માત્ર છાયા ન હતા, તેમનાં શ્વાસ, પ્રાણ, ચિત્ત, બુદ્ધિ, આચાર એ સર્વની ક્ષણેક્ષણના સાક્ષી અને સાથી હતા. ગાંધીજી એક શબ્દ બોલે કે તે પછીનો શબ્દ કયો હશે તે સચોટપણે કહી શકનાર, લખી લેનાર હૃદયં દ્વિતીયં હતા.

આવી વ્યક્તિનું ચરિત્ર, ગાંધીજીને ઉપેક્ષીને નહિ, સમગ્ર કથામાં તેમને કાલવીને જ લખી શકાય. ગાંધીજી તેમાં આવે એટલે તેમણે જેના સર્વાંગી ઉત્થાન માટે જીવન સમર્પ્યું તે સમાજ અને દેશનો પણ વિલોપ કેમ થઈ શકે ? એથી મહાદેવભાઈનું જીવનચરિત્ર એટલે મહાત્માજીનું ચરિત્ર એટલે તેટલા સમગ્ર ખંડનો સમાજ અને દેશનો ઇતિહાસ.

મહાદેવભાઈનું જીવનચરિત્ર લખવાના અગાઉ અનેક પ્રયોગો થયા છે. તે સફળ પણ રહ્યા છે. પરંતુ 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ' અનોખું છે. તેનો લેખક ચરિત્રનાયક પિતાનાં આંતરબાહ્ય સંવેદનોના તથા વિચારના સાક્ષી હતા, તેમ મહાત્માના વાત્સલ્યનું પતાસું લાભનારા પણ હતા. તેમણે પણ સમાજ અને દેશના ઇતિહાસની બદલાતી કરવટની ક્ષણેક્ષણ અવલોકી છે. તેમની અંગત સામેલગીરી, સંડોવણી આ કથાના આલેખન માટે એક મોટી અસ્કામત બની છે.

જીવનચરિત્ર ઇતિહાસનો એક પ્રકાર ગણાયું છે. ઇતિહાસ માટેની સામગ્રી જીવનચરિત્ર માટેનીય સામગ્રી છે. શ્રી નારાયણ દેસાઈએ ચરિત્રનાયકની પોતાની નોંધો, ડાયરી, પત્રવ્યવહાર, સંભાષણો, લેખો, સમકાલીનોનાં સંસ્મરણો આદિનો વિવેકપૂર્વક ઉપયોગ કર્યો છે. તેમનું કામ સરળ એટલા માટે બન્યું હતું કે ચરિત્રનાયકનાં શીલ, આચાર અને વિચાર સંપૂર્ણ પારદર્શી, અતિગ્રહો અને પૂર્વગ્રહોથી સર્વથા મુક્ત તથા એક ધ્યેય પ્રત્યે પૂર્ણતયા સમર્પિત, તેથી તેમની આત્મલક્ષી નોંધો પણ વસ્તુલક્ષી રીતે ઘટાવવામાં લેખકને કોઈ અવરોધ નડ્યો નથી.

પરન્તુ જીવનચરિત્ર ઇતિહાસથી વિશેષ પણ છે. ચરિત્રનાયક તેના કેન્દ્રમાં રહેતો હોય છે. આ કથાના ચરિત્રનાયકે તો પોતાની વ્યક્તિતા સંપૂર્ણપણે ગાંધીજીમાં એકરૂપ કરી દીધી હતી. તેને પુનઃ ઉપસાવવાનું, પેલી એકરૂપતા વરવી ન લાગે તે રીતે કંડારવાનું દુષ્કર કાર્ય આ ચરિત્રલેખકે કરવાનું હતું. આ ચરિત્રલેખનમાં મહાદેવભાઈનો 'હું' અથવા ચરિત્રલેખકનો તેમના પિતા માટેનો અહોરાગ ક્યાંય ડોકાતો નથી. છતાં સતત એ પ્રતીત થતું રહ્યું છે કે આ જીવનકથા ગાંધીજીના અંતેવાસીની, રહસ્યમંત્રીની છે, છતાં મહાદેવભાઈ વ્યક્તિની પણ છે. તેમનું ગાંધીજી વિશે શૂન્યવત્ હોવું લોપાયું નથી, છતાં તેમની વ્યક્તિતાની, ચારિત્ર્યની, સમર્પિતતાની, તેમનામાંના વિવેકપુરુષની, આચારપુરુષની ગુણસંપત્તિ અવિચ્છિન્નપણે સમુજ્જ્વલતાથી નિખાર પામી છે. આ સિદ્ધ થઈ શક્યું છે લેખકની ઘટનાવિવેકની દૃષ્ટિ, કથનકલાની સૂઝ અને શૈલીની કુશલતાની અન્વિતિથી.

જીવનકથાનું શીર્ષક સૂચક છે. 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ' એ મહાદેવભાઈની ઓળખાણનો કાવ્યકલ્પ વાક્યખંડ યોજ્યો હતો કવિ મેઘાણીએ. તેને આ ચરિત્રકથાના શીર્ષક તરીકે યોજવામાં નારાયણભાઈએ પણ ભાષાની વ્યંજનાશક્તિની ભારે સૂઝ દાખવી છે. અન્ય કોઈ લેખકે ચરિત્રનાયક વિશે પાવનતાની આભા ઊભી કરવા પહેલા શબ્દાર્થમાં ફેર કરી 'યજ્ઞકુંડમાં ઊગેલું ગુલાબ' એવું શીર્ષક આપી મૌલિકતાનો ઓડકાર ખાધો હોત. પરંતુ મેઘાણીભાઈએ યોજેલા વાક્યખંડમાં પાવનત્વના વ્યંગ કરતાં, પંચાગ્નિતાપ કરતાંય આકરી અગનજ્વાળા વચ્ચે ચેતનના અંકુરણનો, પ્રફુલ્લનનો વ્યંગ્યાર્થ

નિર્દિષ્ટ છે યજ્ઞનો અગ્નિ અધ્વર્યુની યદૃચ્છા અનુમાન મયત હોય છે જ્યારે મહાદેવભાઈ નામનુ ગુલાબ અકુર્યું કોળ્યુ ખીલ્યુ તે એવા અગ્નિકુડ વિશે કે જેની જ્વાલાઓ ઉપર મહાત્માનો પણ કોઈ અમલ ન હતો. ચરિત્રનાયકનુ આતરસત્ત્વ જ એવુ અપૂર્વ એને ખાતરપાણી આપનાર મહાત્માનુ ઋત એવુ દિવ્ય કે સતત ભભૂકતી અગનજ્વાલાઓ વચ્ચે પણ આ ગુલાબ મહોર્યું ખર્યું ત્યારે પણ વણકરમાયેલુ શીર્ષક આપવામા પણ આ રીતે નારાયણભાઈએ પોતાની કલ્પકતાનો પરિચય આપ્યો છે આ મુદ્દો સમજવા માટે 'અગ્નિકુડનુ ગુલાબ' શીર્ષકનુ પ્રકરણ જોવુ ઘટે

પુરીના જગન્નાથમદિરમા હરિજનોને પ્રવેશ ન મળે ત્યા સુધી દર્શને ન જવાનો ગાધીજીનો સકલ્પ હતો નજીકના ડેલાગમા એક સમેલન પ્રસગે ગાધીજીની મડળી ગઈ હતી ગાધીજીના આગ્રહે તેમની સાથે કસ્તૂરબા ઉપરાત મહાદેવભાઈના પત્ની દુર્ગાબહેન પણ સામેલ થયા હતા નજીકમા જ જગન્નાથમદિર જેવુ પરમાત્માનુ ધામ, એથી દર્શને જવાનુ પ્રલોભન ન રોકી શક્યા કસ્તૂરબા તેમ ન રોકી શક્યા દુર્ગાબહેન બાપુની ઉદારતામા વિશ્વાસ મૂકી તેઓ દર્શને ગયા આ જાણી બાપુને ભારે ઉદ્વેગ થયો તેમણે કસ્તૂરબા અને દુર્ગાબહેનને દર્શને જતા ન અટકાવવાની ફરજચૂક માટે મહાદેવભાઈને પાણીથી પાતળા કરી નાખ્યા કસ્તૂરબાએ તો ક્ષમા માગી આસુ વડે પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત્ત કર્યું નારાયણ દેસાઈ પણ તેઓ સાથે ગયા હતા પરંતુ મદિરમાં ન પ્રવેશતા દ્વાર ઉપર જ હરિજનોને પ્રવેશનો અધિકાર નકારતા પંડાઓ સાથે ઝઘડ્યા હતા ગાંધીજીની અપેક્ષા, મહાદેવભાઈએ પણ પંડાઓ સામે મોરચો માંડવો જોઈતો હતો. અને તેઓ ન માને તો કસ્તૂરબા અને દુર્ગાબહેનને મદિરમાં ન જવા સમજાવવાં જોઈતાં હતાં મહાદેવભાઈએ પ્રાર્થનાસભામાં આ ફરજચૂક વિશે પશ્ચાત્તાપ વ્યક્ત કર્યો હતો પરન્તુ તેથી તેમના મનનું સમાધાન થયું ન હતું ભારે મનોમંથન પછી આ [illegible] સમે [illegible] તો ગાધીજી વધુ વ્યથિત થયા દુર્ગાબહેન અને નારાયણભાઈ તેમના આ નિર્ણયમા ભાગીદાર થવા તૈયાર ન હતા મહાદેવભાઈને પણ સમજાયુ કે–

*જીવવુ દોહ્યલુ રે*

*સત નિકટ પૃથ્વી પર રહીને ।*

ફ્રેન્ચ જીવનચરિત્રકાર અને વિવેચક આન્દ્રે મોર્વાએ જીવનચરિત્રના લેખક પાસે અપેક્ષી છે તેવી નૈતિક તટસ્થતા તો આ ગ્રથમા સ્થળે સ્થળે છે મહાદેવભાઈનુ વ્યક્તિત્વ પ્રભાવશાળી કોઈ પણ સ્ત્રીની નજરમા વસી જાય તેવુ રૂપાળું મોહક પણ હતુ અનેક સ્ત્રીઓના તેઓ મનોમન પ્રીતિપાત્ર પણ હશે તે સદભમા નારાયણભાઈએ એક ઘટના નોંધી છે એક રાત્રે મહાદેવભાઈ કોઈક કામમા વ્યસ્ત હતા ત્યારે એક મહિલા તેમની શય્યામા સૂઈ ગઈ હતી. મહાદેવભાઈ આવ્યા ત્યારે તેણે તેમની પાસે અઘટિત માગણી કરી તે સમયે ભારે સયમથી સમજાવી તેને તેઓ યથાસ્થાન વળાવી આવ્યા પરતુ તે પછી આ ઘટના વિશે નરહરિભાઈ પરીખ અને દુર્ગાબહેનને કહેતા તેઓ ધ્રુસકે ધ્રુસકે રડ્યા હતા અહીં તેમની ગુણરૂપ પાપભીરુતા વ્યક્ત થઈ છે તેમ પોતે આ નૈતિક સ્ખલનની ઘાટી વટાવી શક્યા પોતાની અને તે સ્ત્રીની ચારિત્ર્યશુદ્ધિ જાળવી શકાઈ તેની સવેદનાનો ડૂમો પણ ઊભરાયો હતો 'બ્રહ્મચર્ય' શીર્ષકના પ્રકરણમા મહાદેવભાઈ અને દુર્ગાબહેને બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવાનો નિશ્ચય કર્યો હતો તેનુ નિરૂપણ છે દુર્ગાબહેન પોતે તો બ્રહ્મચર્ય પાળી શકશે તે વિશે નિ શક હતા પરતુ મોહક વ્યક્તિત્વને કારણે, સરોજિની નાયડુએ જેમને 'ગુલે ગુજરાત' કહ્યા હતા તે મહાદેવભાઈ માટે કેટલું દુષ્કર બનશે તે વિષે તેઓ સચિત હતાં આ વાત ચરિત્રનાયકના પુત્ર પૂર્ણ તટસ્થતાથી કશું છાવર્યા વિના કરી શક્યા છે અહીં ચરિત્રલેખનનો કેટલો ઊચો આદર્શ તેમણે સિદ્ધ કર્યો છે તેની પ્રતીતિ થાય છે

લેખકે ચરિત્રકથનનો આરંભ અંતથી કર્યો છે મહાદેવભાઈનું નિધન આગાખાન મહેલની જેલમાં થયું તે પહેલાં તા ૯મી ઑગસ્ટે તેઓ બીમાર પડી ગયા હતા તેઓ બેભાન થઈ ગયા ત્યારે ગાંધીજીએ

તેમનું મસ્તક પોતાના ખોળામાં લઈ સારવાર કરી હતી. મહાદેવભાઈ ભાનમાં આવતાં, પોતાનું મસ્તક બાપુના ખોળામાં જોઈ બોલ્યા હતા, તેમનું મૃત્યુ આ જ અવસ્થામાં આવે. મહાદેવભાઈનું મૃત્યુ થયું ત્યારે તેમનો નિશ્ચેષ્ટ દેહ જોઈ ગાંધીજી તેમને પોકારતાં કહે છે :

'મહાદેવ, ઊઠો, મહાદેવ.'

આ પછી સ્વસ્થતા મેળવી તેમણે મહાદેવભાઈને સ્નાન કરાવ્યું. જે ટુવાલથી તેમનો દેહ લૂછ્યો હતો તેનાથી પોતાનો દેહ લૂછી તેમણે તે ટુવાલ બાબલાને–નારાયણભાઈને આપવા અલગ સાચવી રાખવા સૂચના આપી. પરસ્પરના આત્મભાવની દ્યોતક એવી તેમની આ ચેષ્ટા હતી.

ત્રણ માસ પછી ડૉ. સુશીલા નય્યરે, 'ઊઠો, મહાદેવ, ઊઠો' એવા ઉદ્‌ગારમાં તેઓ વિહ્‌વળ, બાવરા બની ગયા હતા ને – એવો પ્રશ્ન ગાંધીજીને કર્યો ત્યારે તેમણે કહ્યું હતું કે તેમાં વિહ્‌વળતા ન હતી, શ્રદ્ધા હતા.

'મને એમ હતું કે જો મહાદેવ એક વાર આંખો ઉઘાડીને મારી તરફ જોશે તો હું તેમને કહીશ કે 'ઊભા થઈ જાઓ.' તેમણે આખી જિંદગી મારી આજ્ઞા ઉથાપી નહોતી. એ શબ્દો જો એમના કાને પડ્યા હોત તો મને શ્રદ્ધા હતી કે તેઓ મોતનો પણ સામનો કરીને ઊભા થઈ ગયા હોત.'

ગીતાને પચાવનાર ગાંધી પણ જો આમ, ઘડીભર માટે પણ માને તો એ વિહ્‌વળતા ભલે ન હોય, વિકળતા ભલે ન હોય, વ્યામોહ તો ખરો ને ? મૃત વ્યક્તિની પોતાને વિશેની નિષ્ઠાથી પ્રેરાયેલી આ શ્રદ્ધામાં ગીતાનો બોધ તત્કાલ પૂરતો સ્થગિત થઈ ગયો હતો. તેના પ્રત્યેની તેમની વત્સલતા સપરાણી નીવડી હતી. અહીં અર્જુનનો વિષાદયોગ અને તેમાંથી બહાર નીકળવાને કૃષ્ણનો પ્રબોધાયેલો જ્ઞાનયોગ – મહાદેવભાઈના પરિવારને લખાવાયેલા ટેલિગ્રામમાં, 'મહાદેવનું મરણ તો યોગી અને દેશભક્તનું હતું, એનો શોક ન થાય' એ શબ્દોમાં યુગપદ પ્રગટ થતો જણાય છે. અહીં મહાદેવભાઈ અને ગાંધીજીની પરસ્પરની નિષ્ઠા, શ્રદ્ધાની ભૂમિકા રચાઈ છે, જેના પર આ ઉદાત્ત જીવનકથાની માંડણી થઈ છે.

મહાદેવભાઈના અને ગાંધીજીના પત્રવ્યવહાર-માંથી, ડાયરીમાંથી, હરિજનપત્રોમાંથી અને વાર્તાલાપો તથા સંસ્મરણલેખોમાંથી વિસ્તૃત અવતરણો આ જીવનકથામાં અપાયાં છે, તેથી તેનું દસ્તાવેજી સ્વરૂપ સુપેરે જળવાયું છે. પરંતુ તે માત્ર દસ્તાવેજી બની નથી. આ સામગ્રીની સંકલનામાં અને તેના નિરૂપણમાં લેખકની કલ્પકતાનો પરિચય થાય છે. અહીં સંદર્ભ અનુસાર સંવાદ, વર્ણન, વ્યક્તિપરિચય એમ અનેક વિદ્યાઓનો સર્ગકલ્પ વિન્યાસ થયો છે.

આ જીવનચરિત્રનું સૌથી સબળ અંગ છે લેખકનું સમર્થ ગદ્ય. સમગ્ર ગ્રંથમાં તે વાંચી શકાય છે. તેનું એક જ દૃષ્ટાંત અહીં પર્યાપ્ત થશે. કેટલાકે એવું અવલોકન કર્યું હતું કે આવી ઉત્તમ પ્રતિભાને લીધે મહાદેવભાઈ જો ગાંધીજીને પૂર્ણ રૂપે સમર્પિત ન થયા હોત તો વ્યક્તિગત રૂપે તેઓ ક્યાંના ક્યાં હોત ! આ સંદર્ભમાં ચરિત્રલેખક 'ઘસાતું સુખડ' શીર્ષકના પ્રકરણમાં જણાવે છે કે ગાંધીજી સાથે શૂન્યવત્ થઈ જવામાં પણ મહાદેવભાઈએ કશું ગુમાવ્યું ન હતું, કે નહોતી ખોઈ પોતાની સ્વતંત્ર અસ્મિતા. શૂન્ય વડે ભાગવાથી જેમ સંખ્યાની કિંમત અનંતગણિત થાય છે, તેમ તેમનો અહમ્ ઓગળ્યો હતો, પણ અસ્મિતા અનંતગણી થઈ હતી. આ તથ્યનું નિરૂપણ કરતો ફકરો ગુજરાતી ગદ્યના ઉત્તમ નમૂનાઓમાંનો એક ગણી શકાય તેવું સૌષ્ઠવપૂર્ણ ગૌરવ દાખવે છે.

ગાંધી-મહાદેવનું અદ્વૈત જૉનસન–બૉઝવેલ, ગેટે-એકરમની, રામકૃષ્ણ–મહેન્દ્રનાથની જોડીઓ જેવું છતાં, તેમનાથી અનોખું પણ હતું. એ અનોખાપણું મહાદેવભાઈની ગાંધીજી વિશેની અવ્યભિચારિણી ભક્તિમાં, શૂન્યવત્ થઈ જવાની વૃત્તિ અને શક્તિમાં હતું તે ચરિત્રલેખકે સમગ્ર કૃતિમાં સતત દર્શાવ્યું છે.

'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ' ગુજરાતી સાહિત્યના જ નહિ, ભારતીય સાહિત્યના જ નહિ, વિશ્વસાહિત્યના ચરિત્રસાહિત્યમાં મહોરેલું અમૂલ્ય ગુલાબ છે. □

# `ચૌલાદેવી'નાં કેટલાંક આકર્ષક અંગો*

અરુણ કક્કડ

ધૂમકેતુ આપણા એક સિદ્ધહસ્ત નવલકથાકાર છે તેમની પાસેથી આપણને ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ પુષ્કળ પ્રમાણમા મળી છે તેમા પણ ઐતિહાસિક નવલકથાઓ મહત્ત્વની બની રહે છે કુલ ૨૫ જેટલી ઐતિહાસિક નવલકથાઓ તેમણે આપી છે ગુજરાતના ઇતિહાસના ચાલુક્યવશના અને ગુપ્તયુગના સમયને વર્તમાન સમયમા જીવત કરી બતાવ્યો છે તેમની આ ઐતિહાસિક નવલકથાઓમા ચૌલાદેવી એક જુદી જ ભાત પાડતી નવલકથા છે ઈસ ૧૯૪૦મા લખાયેલી તેમની આ રચના ચોલાના પાત્રને કેન્દ્રમા રાખીને રચાયેલી નાયિકાપ્રધાન નવલકથા છે ધૂમકેતુ ઇતિહાસની પ્રાપ્ય હકીકતોને શક્ય તેટલા વફાદાર રહીને ભૂતકાળના ખાતરમાથી વર્તમાન ભોંયને કસવાળી બનાવે છે 'ચૌલાદેવી' તેમની સૌથી મહત્ત્વની અને લોકપ્રિય નવલકથા છે ઇતિહાસતત્ત્વ, વસ્તુગ્રથન પાત્રાલેખન, કવિત્વશક્તિ અને કલાત્મક અત એ આ નવલકથાના આકર્ષક અગો છે

ધૂમકેતુની ઐતિહાસિક નવલકથાઓમા ઇતિહાસનુ વધારે અર્થઘટન થયુ છે એમ કહેવાયુ છે ગુજરાતના ઇતિહાસમા, ૧૧મી સદીના ઉત્તરાર્ધમા ભીમદેવ સોલકીના શાસનકાળમા ચૌલાદેવી ગણિકાને મહારાજા ભીમદેવે પોતાના અત.પુરમા રાખી હતી અને તે અગે પાટણની આતરિક સ્થિતિ તગ હતી તેટલો ઉલ્લેખ થયો છે આ નવલકથામા ચૌલાદેવી એક વારાગનાને બદલે દેવદાસી જેવી કલ્પી છે નર્તકી ચૌલાદેવી પર પાટણનો રાજા ભીમદેવ મુગ્ધ છે, અને તેને રાજરાણીનુ સ્થાન આપવા ઇચ્છે છે સામે પાટણના મુખ્યમત્રી વિમલ તથા મહારાણી ઉદયમતી તેનો વિરોધ કરે છે આ વિરોધપક્ષને દાબી દઈ દામોદર મહેતા ભીમદેવની ઇચ્છા પૂરી કરવામા સફળતા પ્રાપ્ત કરે છે આ કથાબીજને લેખકે પોતાની આગવી કલાસૂઝથી ઇતિહાસમા અકિત થયેલા પ્રસગોને વિકસાવીને યોગ્ય સંકલના કરી છે આ નવલકથા ભીમદેવના ઇતિહાસકાળની નાયિકા ચૌલાને કેન્દ્રમા રાખીને લખાયેલી એક ઐતિહાસિક નવલકથા છે વસ્તુગ્રથનની દષ્ટિએ આ નવલકથાનુ પહેલુ પ્રકરણ નિર્બળ છે, અને છેલ્લુ પ્રકરણ સુદર અને સુગ્રથિત છે

આ નવલકથાના મુખ્ય પાત્ર નાયિકા ચૌલાદેવી અને નાયક ભીમદેવ છે પણ કથામા સર્વત્ર સર્વ પાત્રોનુ પ્રતિનિધિત્વ કરતુ પાત્ર તો છે વિચક્ષણ બુદ્ધિશાળી દામોદર મહેતા આ નવલકથાના પાત્રોમા ભાવના અને આદર્શનુ તત્ત્વ વિશેષ જોવા મળે છે ધૂમકેતુ થોડી પક્તિમા જ પાત્રને જીવત બનાવી દે છે રાજકુમાર મૂળરાજદેવ આનુ સુદર ઉદાહરણ પુરુ પાડે છે તે નવલકથામા આવે છે થોડી વાર પૂરતુ પણ ભાવકના મન પર ચિરઅસર મૂકી જાય છે આ ઉપરાત કાપાલિક, લૂઢ રા'નવઘણ, બાલુકરાય, ભસ્માકદેવ વગેરે ગૌણ પાત્રો થોડી પક્તિઓમા જ પ્રત્યક્ષ થઈ જાય છે ભોળો, શૂરો, પ્રણયી, નિખાલસ, રણોત્સાહી, ન્યાયપ્રિય, દઢાગ્રહી અને એક ઘાએ બે કટકા કરવાના સ્વભાવવાળો રાજા ભીમદેવ, ઓછાબોલો, પ્રશાત, બુદ્ધિનો ચપળ, બધે જ હાજરી પુરાવતો, જાસૂસી માહિતીનો અઠગ ઉસ્તાદ દામોદર, રાજા કરતા પ્રજાહિતને વધુ હૈયે લઈને ફરતો પ્રજાવાદી, ધર્મરત, શૂરવીર પણ ઉતાવળિયો, પ્રતાપી, પોતાના વ્યક્તિત્વ વડે અન્યને આજી દેતો વિમલ મત્રી વીરતા વડે કાકની સ્મૃતિ તાજી કરાવતો કેસર મકવાણો, રાજખટપટમા ગળાડૂબ ખૂપેલી ઉદયમતી, સન્યાસ

* ચૌલાદેવી – ધૂમકેતુ, પ્રકા. ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, અમદાવાદ

ત્યજી મુત્સદ્દીગીરીમાં ઝંપલાવતો કાર્તિકસ્વામી; ભયાનક મંત્રવિદ્યા જાણનાર કાપાલિક – આ વૈવિધ્યભરી પાત્રસૃષ્ટિ નવલકથાના વાતાવરણને રમણીયતા અર્પે છે. ધૂમકેતુનાં સ્ત્રીપાત્રો પુરુષપાત્રો કરતાં અધિક તેજસ્વી બતાવાયાં છે. અહીં નાયિકા ચૌલા તથા સાઢાની પ્રિયતમા પ્રતાપદેવી આનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે. ક્યારેક લેખક એક પાત્રને ઉઠાવ આપવા બીજા પાત્રને ક્ષુલ્લક બનાવે છે. દામોદર મહેતા સામે વિમલ મંત્રીને, ચૌલાના પાત્રને ઉપસાવવા ઉદયમતીના પાત્રને ક્ષુલ્લકતાના સ્તરે લેખકે ઉતારી દીધું છે. લેખકનો ઉદ્દેશ દામોદરની સર્વોપરિતા દર્શાવવાનો બની રહેતો હોવાથી વિમલના પાત્રને ઘણું સહન કરવું પડ્યું છે. ઉદયમતીને ખલનાયિકા દર્શાવીને લેખકે એ પાત્રને પણ અન્યાય કર્યો છે. અન્ય પાત્રોની સરખામણીમાં ભીમદેવનું પાત્ર ઘણું નિ:સત્ત્વ બન્યું છે. તે આ નવલકથાનો નાયક હોવા છતાં ચૌલા, દામોદર, વિમલ વગેરેના તેજસ્વી વ્યક્તિત્વ આગળ ઝાંખો જણાય છે. દામોદરના પાત્રને અનુચિત મહત્ત્વ આપવાને કારણે નવલકથાનાં અન્ય પાત્રોને ઘણું સહન કરવું પડ્યું છે.

'ચૌલાદેવી'માં મહત્ત્વનાં પાત્રો ઐતિહાસિક છે અને આ સંબંધે તે ઇતિહાસની વિશેષ નિકટ લાગે છે. પરંતુ એ પાત્રોનું વ્યક્તિત્વ જે રીતે આકાર પામે છે અને વિકસે છે તે મહદ્અંશે કાલ્પનિક છે. ભીમદેવના પાત્રનિરૂપણમાં લેખકે ઐતિહાસિક સંગતિ જાળવી છે. પરન્તુ એ સિવાયનાં બધાં પાત્રો કલ્પિત વ્યક્તિત્વની રેખાઓથી અંકિત થયેલાં છે.

આ નવલકથાના સંવાદો પાત્ર, પ્રસંગ અને વાતાવરણને અનુકૂળ, સાહજિક તેમ જ સચોટ બન્યા છે. સંવાદો દ્વારા પાત્રોના ચરિત્રગત પ્રતાપ અને પ્રભાવની આભાનું તેજોવલય રચવામાં લેખક સફળ થયા છે. 'મંત્રીશ્વરની સત્તા' પ્રકરણમાં મંત્રીશ્વર વિમલ અને દ્રોણાચાર્યના સંવાદો આ સંદર્ભે જોવા જેવા છે. 'રણયોદ્ધો અને મુત્સદ્દી' પ્રકરણમાં વિમલ અને દામોદર વચ્ચેના સંવાદોમાં દામોદરની મુત્સદ્દીગીરી પ્રગટ થતી જોવા મળે છે. 'વિમલને ત્યાં' પ્રકરણમાં મહારાજ ભીમદેવ અને વિમલ વચ્ચેના સંવાદોમાં વીરતા, જોમ અને જુસ્સો જોવા મળે છે. 'ચૌલાદેવી' નામના પ્રકરણમાં ક્રોધ અને આક્રોશ સાથેના આગઝરતા સંવાદો નવલકથાને વેગ અને ગતિ આપે છે. ક્યારેક લેખક ટૂંકા ટૂંકા સંવાદો દ્વારા પોતાની કૃતિમાં વ્યંગ્ય, કટાક્ષ અને નાટ્યાત્મકતા લાવવાની ધ્યેયસિદ્ધિ હાંસલ કરે છે. આ સંદર્ભે 'આ શી રીતે બન્યું ' પ્રકરણમાંના દામોદર અને સિંહનાદ વચ્ચેના સંવાદો જોવા જેવા છે. ક્યારેક હાસ્યરસિક સંવાદો પણ જોવા મળે છે. જેમ કે કાર્તિકસ્વામી અને લૂંઢ વચ્ચેના સંવાદો. સંવાદોમાં લેખકે ક્યારેક કહેવતો, લોકોક્તિઓ ચિંતનકણિકાઓ પણ વણી લીધી છે. ક્યારેક પાત્રોની મનોદશા પ્રગટ કરવા લેખક સ્વગતોક્તિઓનો પણ સહારો લે છે.

'ચૌલાદેવી' નવલકથાનાં વર્ણનો સરળ, પ્રાસાદિક વાણીમાં થયેલાં જોવા મળે છે. નવલકથાની શરૂઆતમાં પાટણ બહારના સરસ્વતી નદીના ઉપરવાસભાગમાં આવેલ શિવાલય અને ભસ્માંકદેવના આવાસનું વર્ણન, 'દામોદરની શક્તિ' પ્રકરણમાં કરેલું દુર્લભ સરોવરનું વર્ણન, પાટણના સ્મશાનનું વર્ણન, વિમલના પ્રાસાદનું વર્ણન, રાજદરબારનું વર્ણન, સિદ્ધપુરની વાવનું વર્ણન, ભોંયરાનું વર્ણન, રાજસભામાં મૃદંગવાદનનું વર્ણન વગેરે લેખકની વર્ણનાત્મક શક્તિનાં દ્યોતક બની રહે છે અને ઐતિહાસિક નવલકથાના વાતાવરણની ભૂમિકા પૂરી પાડે છે. પ્રસંગો અને સ્થળોનાં વર્ણનો ઉપરાંત પાત્રગત વર્ણનો પણ અહીં છે. ચૌલા, દામોદર, કેસર મકવાણો, કાપાલિક, પ્રતાપદેવી વગેરેનાં વર્ણનો ઉલ્લેખનીય બન્યાં છે. એકાદબે લીટીમાં પાત્રનું બાહ્ય આલેખન સુપેરે કંડારી આપે છે. કાપાલિકનો વધ, ચૌલાનું અપહરણ, વિમલની ધનુર્વિદ્યા, ચૌલાનું મૃદંગવાદન વગેરે પ્રસંગોનાં વર્ણનો પણ ધ્યાનપાત્ર છે. ચૌલા ભીમદેવ અને દામોદરને પોતાના અક્ષત કૌમાર્યનું અને પાવિત્ર્યનું દર્શન કરાવે છે તે અંતિમ પ્રસંગ કાવ્યમય બન્યો છે.

ઐતિહાસિક નવલકથામાં ભૂતકાળનું વાતાવરણ

સજીવ બનવુ જોઈએ. વસ્તુને અનુકૂળ વાતાવરણ સર્જવાની કળા ધૂમકેતુની નવલકથાઓમા સારા પ્રમાણમા પ્રાપ્ત થાય છે ભૂતકાળની સમૃદ્ધિનુ તે સમયના યુદ્ધ અને પરાક્રમોનુ તેમ જ રાજકીય ખટપટો અને કાવાદાવાઓનુ ચિત્રણ તે સમયના ગુજરાતને સજીવ કરે છે અહીં લેખકે વર્ણવેલા ઘટનાસ્થળો નવલકથાના વાતાવરણને સજાવામા મદદ કરે છે જેમ કે સરસ્વતી નદીને સામે કિનારે જૂનુપુરાણુ શિવાલય, ભીમદેવનો રાજદરબાર પાટણના ગઢના કાગરા દુર્લભ સરોવર ઉદ્યાન, ભસ્માકદેવની વાટિકા, સ્મશાન, રુદ્રમહાલય ભોંયરુ વગેરે આ ઉપરાત તે સમયની કેટલીક પ્રણાલિકાઓ પણ વાતાવરણ ખડુ કરે છે જેમ કે ગાથા લઈને આવેલ ગધર્વવૃદ મૃદગવાદન ધનુર્વિદ્યાપ્રયોગ રાજકુમારની ઘોડેસવારી પ્રયોગ વગેરે તો યુગને અનુરૂપ વાતાવરણ સર્જી આપે છે

ચૌલાદેવી નવલકથામા ધૂમકેતુએ કથનાત્મક અને વર્ણનાત્મક તેમ જ જરૂર પડ્યે સવાદાત્મક શૈલી દ્વારા પોતાનુ ધ્યેય પ્રાપ્ત કયુ છે ચૌહાણરાજનો સદેશ દામોદરને મળેલ મોતી પાટણને પથે પ્રતાપદેવીએ શુ કર્યું વગેરે મોટા ભાગના પ્રકરણોમા લેખકે કથનાત્મકશૈલી પ્રયોજી છે તો દામોદરની શક્તિ ચૌલાની શોધ મહારાજ ભીમદેવનો દરબાર વગેરે પ્રકરણોમા લેખકે વર્ણનાત્મક શૈલી પ્રયોજી છે આ ઉપરાત ભાષામા એકવિધતા ન આવી જાય એટલા માટે લેખકે ટૂકા ટૂકા સવાદો પ્રયોજીને તો ક્યારેક લાબા સવાદો પ્રયોજીને સવાદાત્મક શૈલીનો સુદર પ્રયોગ કર્યો છે

અહી દરેક પાત્રને પોતાની આગવી ભાષા છે જ વાક્ચાતુર્ય દામોદરમા છે તે વિમલમા નથી જ આછકલાઈ સૈનિકની ભાષામા છે તે અન્ય ઉચ્ચ કારભારી વર્ગમા નથી આ ઉપરાત રા નવઘણની ભાષામા શુદ્ધ સોરઠી બોલીનો રણકો સભળાય છે વીરરસના આલેખનમા તેમની ભાષા ઓજપૂર્ણ બની રહે છે ચૌલાદેવી પ્રકરણ ગદ્યદેહી ખડકાવ્ય જેવુ બન્યુ છે ગુજરાતી ગદ્યનો હૃદયસ્પર્શી ઉન્મેષ આ પ્રકરણમા પ્રગટ થાય છે

ભાષાને વેધક અને સચોટ બનાવવા લેખકે અલકારો અને કહેવતોનો ઉપયોગ પણ કર્યો છે જેમ કે પદ્મિની જેવી ચૌલા રુદ્રના ત્રીજા નયન જેવી એમા અગ્નિજ્વાળા હતી પાટણમા જાણે અલકાનગરી ખડી થતી વગેરે અલકારો અને પાણી પહેલા પાળ બાધવી પારે પાડા લડે ને વચ્ચે ઝાડનો ખો અહીં તો વાડ ચીભડા ગળે છે જેવી કહેવતો અને ચિંતનકણિકાઓ લેખકની શૈલીને બળવાન બનાવે છે

ઐતિહાસિક તથ્યોને કાળજીપૂર્વક ભેગા કરવાની ચીવટ ધૂમકેતુમા જોવા મળે છે ઇતિહાસની પ્રાપ્ય હકીકતોને શક્ય તેટલા પ્રમાણમા વફાદાર રહીને ઐતિહાસિક નવલકથાઓ લખવાનુ ધૂમકેતુનુ વલણ છે ભૂતકાળના પ્રતાપી અને ભવ્ય તેમ જ ઉદાત્ત પાત્રોનો પરિચય આપવાનો ઉદ્દેશ ઐતિહાસિક નવલકથાકારનો હોય છે ધૂમકેતુ ભાવનાશાળી સર્જક હોવાથી તેમની આ ભાવનાશીલતા તેમના પાત્રોમા પણ જોવા મળે છે તેઓ આદર્શની ઉચ્ચ ભાવના લઈને આવે છે ચૌલાદેવી નવલકથાના ઇતિહાસતત્ત્વ, સુદર પ્રસગચિત્રો પાત્રાલેખન, ભાવનાને અનુરૂપ વાતાવરણ અને કલાત્મક અત વગેરે કેટલાક અગોને કારણે આપણને તેનુ આકર્ષણ રહે છે ☐

## સાભાર સ્વીકાર

**વિશ્વની પલટાતી અર્થવ્યવસ્થા** (પરિચયપુસ્તિકા ૮૧૦) લે. દેવરાજ ચૌહાણ પ્ર પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રો., ચર્ની રોડ, મુબઈ ૪૦૦ ૦૦૨ કિં રૂ ૫. **આઝાદ હિંદ ફોજ** (પરિચયપુસ્તિકા ૮૧૧) લે. જયકુમાર ર શુક્લ, પ્ર કિં ઉપર મુજબ. **મહાદેવભાઈની ડાયરીઓ** (પરિચયપુસ્તિકા ૮૧૨) લે મહેન્દ્ર વા. દેસાઈ પ્ર. કિં ઉપર મુજબ. **મદિરા** લે. રુસ્વા મઝલૂમી, પ્ર. અયાઝખાન બાબી આફ પાજોદ કર આફ રાજકુમાર કલેજ રાજકોટ ૩૬૦ ૦૦૧ કિં રૂ ૬૦ **જૈનગૂર્જર કવિઓ ભાગ ૮** સપા. જયત કોઠારી, પ્ર શ્રી મહાવીર જૈન વિદ્યાલય, આગસ્ટ ક્રાંતિ માર્ગ, મુબઈ ૪૦૦ ૦૩૬, કિં રૂ ૧૬૦ **જૈન ગૂર્જર કવિઓ ભાગ-૯** સપા. પ્ર ઉપર મુજબ, કિં રૂ ૧૬૦ **જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧૦** સપા. પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૧૨૦ **અમરેલીની આરસી** લે ગોરધનદાસ સોરઠિયા. પ્ર. અમરેલીની આરસી (સાપ્તાહિક) કાર્યાલય, નગરપાલિકા કચેરી સામે, અમરેલી. કિં રૂ ૧૫૦

ઉષા ઉપાધ્યાય

**વેદનાના ઋતમાંથી પ્રગટતું દર્શન**

'જળના પડઘા' આઠમા દાયકાના અગ્રણી કવિ શ્રી હરિકૃષ્ણ પાઠકનો 'સૂરજ કદાચ ઊગે' તથા 'અડવાપચીસી' પછીનો ત્રીજો કાવ્યસંગ્રહ છે. પ્રથમ કાવ્યસંગ્રહથી જ એમની કાવ્યબાનીની પ્રૌઢિ, અર્થઘનતા અને જીવન તથા જગત પ્રત્યેના તત્ત્વદર્શી અભિગમે ભાવભાવકોમાં કવિનું આગવું સ્થાન ઊભું કર્યું છે. ઓછું પણ સત્ત્વશીલ લખનારા આ કવિની કલમ 'જળના પડઘા' સંગ્રહમાં કાવ્યત્વનાં વધુ ઉજ્જ્વળ શિખરો સુધી પહોંચતી જણાય છે. ઊંડી સંવેદનશીલતા, નીતર્યા નીર જેવી પારદર્શી અભિવ્યક્તિરીતિ તથા મૃદુ-મંજુલ લયાન્વિતતા આ સંગ્રહની અને તેના કવિની એક આગવી ઓળખને વધુ દૃઢ બનાવે છે.

ગીત, ગઝલ, છાંદસ અને અછાંદસના ચતુષ્પરિમાણમાં વિસ્તરેલી આ સંગ્રહની કાવ્યસૃષ્ટિમાં વાસ્તવના કઠોર સત્ય અને વેદનાના ઋતમાંથી પ્રગટતા દર્શનનો મર્મભેદક સંસ્પર્શ સતત અનુભવાતો રહે છે. કવિ પાસે જીવન વિશેની એક સ્વસ્થ સમજ છે — "ડહોળાં હો કે નીતરાં નીર લ્હેરે." આમ છતાં ક્યારેક તેઓ

*"આખુંયે આ આયખું શી બલા છે,*
*કૂડી કંઈ કારીગરી કે કલા છે ?*
*કાશીની છે કરવતી કરબલા છે ?*
*પાણી છે કે ઝાંઝવાં ઝલમલા છે ?"*

જેવી પંક્તિઓમાં નિરુત્તર જ રહેવા સર્જાયેલા પ્રશ્નાર્થના તીરથી વીંધાયાની વેદનાને લઈને આવે છે. સિસિફસની જેમ સિદ્ધિની આશામાં અવિરત મથામણો કરતા રહેતા માનવીની એ કરુણતા છે કે આયુષ્યને અંતે નિતાંત અર્થપૂર્ણ કહી શકાય એવું કશું તેના હાથમાં ભાગ્યે જ હોય છે. માનવનિયતિની આ વિષમતાને કવિએ "કાશીની કરવતી", "કરબલા" તથા "ઝાંઝવાં"નાં પ્રતીકોથી વેધક રીતે પ્રત્યક્ષ કરી આપી છે. વેદનાના આવા મર્માન્તક સંસ્પર્શ છતાં કવિની વિશેષતા એ છે કે વ્યથાનું આવું પ્રાબલ્ય પણ એમને રુદનદિપા તરફ લઈ જતું નથી. બલકે સમભાવભર્યા દર્શન તરફ લઈ જાય છે. તેથી જ "આમ તો માત્ર લીલા છે" કાવ્યમાં પરિવર્તનશીલ માનવઆયુની વિવિધરંગી ઝાંખીને અંતે કવિ આવો સ્વસ્થ સહજ ઉદ્ગાર મૂકી શક્યા છે–

*"આમ તો માત્ર પીડા છે. અર્થના મોહપાશની,*
*ને વળી આમ ક્રીડા છે રંગ ભાવાનુભાસની."*

અહીં "પીડા" અને "ક્રીડા" શબ્દો માત્ર પ્રાસાનુપ્રાસ જ નથી બની રહેતા, પરંતુ જીવનના આ દ્વિરૂપને સાહજિકતાથી સ્વીકારવાની કવિની ઊંડી સ્વસ્થતા અને દાર્શનિક અભિગમનો સબળ પરિચય કરાવનાર પણ બની રહે છે.

"હજીય લાગે" કાવ્યમાં વેદનાની ટીસ વધુ સૂક્ષ્મ અને વધુ મર્માન્તક બનીને આવી છે. સૃષ્ટિનો એ એક સામાન્ય ક્રમ છે કે વય વધવાની સાથે માનવની ભીતરમાં રહેલું કોઈ ઋજુ, મુલાયમ, ચિરઉલ્લસિત તત્ત્વ અળપાતું જાય છે; ધીરે ધીરે તેના હૃદયનાં મુગ્ધ સંવેદનો શમી જાય છે અને કોઈ નક્શે હુકમ ઇમારત જેવો તે એક ચોક્કસ ફ્રેઇમમાં બંધાઈ જાય છે. આમ છતાં, ક્યારેક રસ્તાના વળાંકે કોઈની પ્રતીક્ષા કરતા, મળતા, હેતથી વાતો કરતા માનવીને જોઈને પોતાના અતીતકાલીન મુગ્ધ, ઉલ્લસિત અને જીવંત દિવસોનું સ્મરણ તેના હૃદયમાં જાગી ઊઠે છે. ક્યારેક આ જ રસ્તા પર, આ જ વળાંકે, આમ જ કોઈની રાહ જોઈ હતી; આમ જ કોઈની સાથે વાતો કરી હતી અને ત્યારે હમણાં ઊઠ્યા હતા એવા જ તરંગો મનના સરોવરમાં ઊઠીને શમ્યા હતા. મનવૃક્ષની ટોચે ઉલ્લાસની એક

નવી, ઝળહળતી કૂપળ ફૂટી હતી આજે આ સ્થળ, ઘટના, નવેદના બધુ એનુ એ જ છે, પરન્તુ–

"એ સમે જે જણ ત્યા હતો તે
આજે હવે તો અહીંયા નથી કે
નથી નથી ક્યાય કદાચ "

અહીં ' નથી" શબ્દના પુનરાવર્તન દ્વારા કાવ્યનાયકનો પોતાના મૂળ રૂપને પામવા માટેનો તલસાટ તીવ્રતમ અભિવ્યક્તિ પામ્યો છે જડ ચોકઠામા બધાઈ ગયેલા માનવની પોતાના અસલ રૂપને ગુમાવ્યાની વેદનાને કવિ આ રચનામા સફળતાપૂર્વક સવેદ્ય કાવ્યરૂપ આપી શક્યા છે આ જ સવેદના જરા જુદા પરિપ્રેક્ષ્યમા "અત લગી' કાવ્યમા આ રીતે વ્યક્ત થઈ છે–

'અત લગી વહેવુ'તુ
પણ આ ખટક ક્યાક આવી રે
ને બસ અટકી ઊભા."

અટકી ઊભાની સ્થગિતતાની આ વેદના જે ઊડો અવસાદ જગાડે છે તે એટલો તીવ્રતમ છે કે તેને કારણે એવુ લાગે છે જાણે લોહી–

'નસોમા વહેતુ કેવળ વહેવા ખાતર
શ્વાસ ચાલતો કહેવા ખાતર'

હતાશા, વ્યર્થતાની આવી જ તીવ્રતર સવેદના ચલો, થાક્યા માગ ચરણ"મા પણ પડઘાતી રહી છે અમારે ક્યા કોઈ ઘરવતન છે, કોઈ હૃદયના ખૂણે ક્યા વાસો મળ્યો છે ? નસીબે જે પથ નિર્મ્યો છે તે તો એ જ કળતરભર્યો અથરો ને ખડખડ જતો પથ છે – એમ કહીને કવિ જીવનના આવા સુક્કા, વિષમ પથનુ એક સૂનકારભર્યુ દઝાડતુ ચિત્ર ખડુ કરે છે આ વર્ણનને અતે જ્યારે "હવે હાર્યુ થાક્યુ તન રહી રહીને પજવતુ' પક્તિ આવે છે ત્યારે એવુ લાગે છે કે જાણે બધુ જ ગતાનુગતિક બની રહ્યુ છે આમા કાવ્ય ક્યા ? પરતુ પછીની પક્તિઓમા ચમત્કાર થાય છે–

"ચલો, થાક્યા માગ ચરણ, નવ ક્યારે અટકવુ
બધુ વેઠી લેવુ – મનમગન થૈને ભટકવુ !'

સ્વ'ને સબોધતા આ 'ચાલો" શબ્દનો લલકાર, વિષમ પથની વિકટ યાત્રાને અતે દેહ થાક્યો છે ત્યારે પણ અણનમ રહેલા આતરમનની બધુ વેઠી લેવાની ને મનમગન થૈને ભટકવાની ખુમારીના મૂળમા રહેલુ છે વેદનાના ઋતમાથી પ્રગટતુ કવિનુ દર્શન, જે ભાવકની ભાવનયાત્રાને આનદલોક સુધી લઈ જવાનુ સામર્થ્ય ધરાવે છે વિષમતા વચ્ચે પણ ધૈર્ય દાખવતા કવિની સમત્વદૃષ્ટિનો આવો હૃદ્ય પરિચય આ સગ્રહની એકાધિક પક્તિઓમા સાપડતો રહે છે

'ભીમનાથના દર્શને' કાવ્યમા કવિહૃદયનો ભક્તિરાગ શાત રસની ચર્વણા સુધી લઈ જાય છે

"આકાશથી ઝરમર થોડી થોડી
જાણે પ્રભુની કરુણા જ વર્ષી"

એ પક્તિઓમા કવિની ઈશ્વરશ્રદ્ધાનો ઉત્કટ અને કાવ્યમય અનુભવ સાપડે છે "ભીતર ભગવો ભર્યો પડ્યો"ની અનુભૂતિ કરનારા આ કવિ માનવમા રહેલા શુભતત્ત્વ પ્રત્યે ઊડી આસ્થા ધરાવે છે પરિણામે સાપ્રતની વિષમતામાથી જન્મતા ઊડા વિષાદના આલેખન છતા બહુધા એમની કવિતા સત્ય અને શુભ પરત્વેની શ્રદ્ધાના સમ ઉપર આવીને વિરમે છે

માનવહૃદયના સૂક્ષ્મ ભાવસઘર્ષોને ઓળખવાની અને તેને કાવ્યરૂપ આપવાની આ કવિની ક્ષમતા ધ્યાનાકર્ષક છે 'ટાપુ કાવ્ય આનુ સુદર દૃષ્ટાત છે ઉલ્લાસમય પળોની ભરતી પછી એકાએક એકાકી બની જતા માનવની ઘેરી ઉદાસીનુ કાવ્યમય આલેખન આ રચનામા થયુ છે

'ચોપાસ દૂર દરિયો પથરાટ ખારો,
હુ એકલો અરવ ઉજ્જડ કોક ટાપુ"

એ પક્તિમા કવિએ ઓટના દરિયા વચ્ચે ઊભેલા નીરવ ઉજ્જડ ટાપુના દૃશ્યકલ્પન દ્વારા અકથ્ય વેદનાને એક સાથે સમરેખ અને તિર્યક્ ગતિએ આલેખીને અર્થસૌદર્ય તથા ભાવસૌદર્યને વિશેષ ઘનીભૂત બનાવ્યુ છે ઓટને કારણે ખુલ્લો થયેલો પથરાળ કિનારો, કિનારાથી દૂર સરી ગયેલો દરિયો અને ઉજ્જડ ટાપુ એ બધી સ્થૂળ વિગતો ચાક્ષુષ અનુભવના સ્તર પર ગતિ કરીને કવિને અભિપ્રેત અર્થનુ એક સમરેખ રૂપ બાધે છે તો એ જ વખતે ઉક્ત વર્ણન દ્વારા ટાપુની ઉજ્જડતા, ખાલી કિનારાની બરછટતા અને આ બધાને કારણે જન્મતી એક ઉદાસીનતાભરી શૂન્યતાનો ભાવબોધ કવિને અભિપ્રેત

અર્થની ટીસને તિર્યક્ ગતિએ વધુ પ્રબળ અને વેધક બનાવે છે. કવિ હરિકૃષ્ણ પાઠકના કવિકર્મના બળવાન ઉન્મેષ લેખે ઉપર્યુક્ત પંક્તિઓ હંમેશાં સ્મરણીય રહેશે.

તીવ્ર સંવેદનશીલતા ધરાવતા આ કવિ સાંપ્રત સમયની સમસ્યાઓ અને ખાસ કરીને અળપાતાં જતાં માનવીય મૂલ્યોની ઊંડી ચિંતા ધરાવે છે. "જનગણમન ને જીવણ" તથા "માણસ એવા મળી ગયા" એ બન્ને કાવ્યોમાં એમણે સાંપ્રત પરિસ્થિતિ સામે તીવ્ર પ્રત્યાઘાત દર્શાવ્યો છે. મૃદુમંજુલ વાણીમાં માનવીના હૈયાની નાજુક સંવેદનાઓની વાત કરનારા આ કવિ જ્યારે દંભ અને અન્યાય સામે અંગુલિનિર્દેશ કરે છે ત્યારે એમની વાણીમાં આક્રોશ અને ઓજસ પ્રવેશે છે. કેટલાંક ઉદાહરણો જોઈએ–

*"સાચ રઝળતું ઊભે રસ્તે*
*જૂઠ બધે ઝળહળે,*
*સુક્કાં ઠૂંઠાં શણગારેલાં*
*લીલાં વૃક્ષો બળે."*

તથા

*"ડાબું જમણું કોને કહીએ ?*
*એકમેકમાં ભળે,*
*જતન કરીને મોલ ઉછેર્યો,*
*ઢોર હરાયાં ચરે."*

સાંપ્રત સમયની કરુણાજનક વિષમતાનો નિર્દેશ કરતી ઉપર્યુક્ત પંક્તિ તો અખાનું સ્મરણ જગાવે તેવી છે. અલબત્ત, ક્યારેક આ આક્રોશ સીધા કથનરૂપે અભિધાના સ્તરે મુકાય છે ત્યારે કાવ્ય જોખમાય છે. ઉ. ત. "ક્યાંક તિખારો જળે" કાવ્યની નીચેની પંક્તિઓ જુઓ–

*"પાંચ પચાસ ધરાઈ બેઠા,*
*બાકી સહુ ટળવળે."*

જોકે આવા અપવાદો 'જળના પડઘા'માં જૂજ છે.

'જળના પડઘા'માં પ્રસંગવિશેષ કે વ્યક્તિવિશેષ વિશેની એકાધિક રચનાઓનો પણ સમાવેશ થયો છે. "અસ્થિવિસર્જનની ક્ષણે", "સ્મૃતિવેદના", "આવું છેલ્લું છેલ્લું છેલ્લું" એ દિવંગત પિતાની સ્મૃતિને શબ્દમાં કંડારતી હૃદ્ય રચનાઓ છે. એ જ રીતે કવિ સુન્દરમ્, ઉમાશંકર, મુકુન્દરાય પારાશર્ય તથા જયપ્રકાશ નારાયણને સ્મરણાંજલિ અર્પતાં કાવ્યો પણ અહીં છે. વ્યક્તિવિશેષવિષયક આ રચનાઓ તે વ્યક્તિ વિશેના કવિના આદર અને સ્મૃતિસંવેદનની પશ્ચાદ્ભૂમાં રચાઈ છે. આ કાવ્યોમાં ક્યાંક એ વ્યક્તિવિશેષોનાં વ્યક્તિત્વની કાવ્યમય ઝાંખી કરાવતી કેટલીક સુંદર પંક્તિઓ પ્રાપ્ત થઈ છે. ઉ.ત. "સદ્ગત મુકુન્દભાઈ પારાશર્યને" કાવ્યમાં–

*"જળ રે ઊંડાં ને પાછાં નીતરાં,*
*એવાં નવલાં નવાણ."*

અથવા "અમદાવાદ તો ગયો છું, અનેક વાર" કાવ્યમાં કવિ ઉમાશંકર માટે યોજાયેલી આ પંક્તિઓ–

*"એ રણકતો અવાજ, એ શીળી તેજસ્વિતા*
*મારી ભાષાનું એ નૂર*
*મારી ધરતીનું લૂણ."*

માં કવિના હૃદયસરોવરમાં ઝિલાયેલી છવિનાં ગરવાં દર્શન થાય છે.

આ સંગ્રહનાં અંજલિકાવ્યોમાં જેને વિશે અલગ વાત કરવી પડે એવી બે રચનાઓ છે – "જળના પડઘા પડ્યા કરે" અને "પૂર્ણાહુતિ". આ બન્ને કાવ્યો સ્વર્ગસ્થ પુત્રી માધવીને સ્મરણાંજલિ અર્પતાં કાવ્યો છે. પ્રથમ કાવ્યમાં નમણી મધુવેલ સમી, રમતાં રમતાં ખીલી ઊઠેલી અને હરતીફરતી કલાધરી- જેવી હૈયું ઠારતી પ્રિય પુત્રીના આકસ્મિક અવસાનથી વ્યથિત પિતૃહૃદયમાં જન્મેલો મૂક ચિત્કાર "ન'તી, ભાગ્ય મહીં લખી ન'તી" જેવી પંક્તિમાં હૃદયદ્રાવક રીતે પ્રગટ્યો છે. "ન'તી" શબ્દ પછી આવતું અલ્પવિરામ બે શબ્દ વચ્ચેની જગ્યામાં વિષાદમય શૂન્યાવકાશનો જે તીવ્રતમ અનુભવ કરાવી જાય છે તે કામ કદાચ શબ્દોથી પણ સિદ્ધ થયું ન હોત. "ન'તી" શબ્દના પુનરાવર્તનથી વિષાદનો આ ભાવ બેવડાઈને વધુ ઘનીભૂત થઈને આવ્યો છે. અસહ્ય વેદના અને હતાશાનો આ અનુભવ "પૂર્ણાહુતિ" કાવ્યમાં ક્રમશઃ તીવ્રતર બનતો જઈ ભાવકના હૃદયને ઘેરા કરુણમાં ડુબાડી દે છે. ફરી ફરીને જ્યારે પણ આ કાવ્ય વાંચ્યું છે ત્યારે હૈયું ઠારતી કોઈ નિધિ અકારણ ઝૂંટવાઈ

ગયાનો શૂન્યમનસ્ક કરી દેતો અનુભવ થયો છે એક અતલીન વિષાદના અનુભવથી ટચમચી જવાયુ છે ને અવશપણે આખો છલકી ઊઠી છે પિતૃહૃદયની ઊંડી વત્સલતા મૃત્યુ નામેની વિવશતા અને સ્વર્ગસ્થ પુત્રીની સ્મૃતિથી જાગતો વલવલાટ આ કાવ્યમા એ કોટિએ નિરૂપાયા છે કે કવિના વૈયક્તિક અનુભવને તે સર્વાનુભવ સુધી પહોંચાડે છે

*

સામાન્ય રીતે ભાવાનુસારી સહજ સરળ પ્રવાહી શૈલીમા નિરૂપણ કરનાર આ કવિ ક્યારેક અનાયાસ જ સુદર કલ્પનો લઈ આવે છે ઉ ત મને મિત્રો ગમે છે કાવ્યમા કવિ મિત્રોના ભાતીગળ વ્યક્તિત્વોની પિછાન કરાવતા સુદર દશ્ય શ્રાવ્ય કલ્પન યોજ છે

*કોઈ છે વહેતી હવા શી, કો ખળકતા નીર જવો*
*કોઈએ ધારણ કરી છે રુક્ષતા રણની*
*અને કો છમ્મ લીલો*

અહીં વહેતી હવા ખળકતા નીર રણની રુક્ષતા અને છમ્મ લીલો વગેરે ઉપમાઓ દ્વારા સર્જાતુ દશ્ય શ્રાવ્ય કલ્પન મિત્રોના ઋજુ મૃદુ કે રુક્ષ વ્યક્તિત્વોને પ્રભાવક રીતે પ્રત્યક્ષ કરી આપે છે એક અન્ય ક્રિયાપ્રધાન દશ્યકલ્પન પણ નોધપાત્ર છે –

*ઢલવાતો*
*ઢરવાતો પર્વત*
*થીજેલા દરિયાને તળિયે ડૂબે*

પર્વત પરથી ધસમસતી વહેતી નદી સાથે પહાડના પથ્થરો ઘસાઈને કણ કણ થઈને દરિયામા રેતી રૂપે પહોંચતા રહે છે એ ઘટનાને કવિએ ઉપર્યુક્ત પક્તિમા કેવા બળવાન કલ્પનરૂપે નિરૂપી છે પર્વત જે અચલ છે તેને ઢલવાતો ક્રિયાપદથી કવિએ ગતિશીલ રૂપ આપ્યુ છે તો સામે પક્ષે જ નિરંતર ઊછળતા મોજાની ગતિશીલતા ધારણ કરે છે તે દરિયાને થીજેલો કહીને તેનુ એક સ્થગિત રૂપ આલેખ્યુ છે આ પ્રકારના ગુણવ્યત્યયથી સધાતી ચમત્કૃતિ આ ક્રિયાપ્રધાન કલ્પનને સવિશેષ પ્રભાવક બનાવે છે જેના પરિણામે સમગ્ર પક્તિખડ સઘન કાવ્યસૌદર્યનો અનુભવ કરાવે છે

વગડો કાવ્યમા પણ એક સમર્થ કલ્પન યોજાયેલુ છે

*આખોયે કાબરચીતરો થઈને પડ્યા છુ*
*જાણે કોઈ આજાર અશક્ત કોઢિયો હબસી*

વગડાની સ્વગતોક્તિ રૂપે મુકાયેલી ઉપર્યુક્ત પક્તિમા બહુ ઓછા શબ્દોમા ઉત્પ્રેક્ષા દ્વારા એક પ્રભાવક ચાક્ષુષ કલ્પન સર્જાયુ છે પાખા તથા લગભગ સુક્કા થઈ ગયેલા અને તેથી કાબરચીતરા લાગતા વગડાને કોઢિયો હબસી કહીને વર્ણવતી કવિની કલમ વગડાના વિરાટ નક્કર રૂપને ચાક્ષુષ કરાવી જાણે ઉદાત્તના સીમાડાનો સ્પર્શ કરાવે છે વગડાનુ આવુ માનવીય સારૂપ્ય સાથે થયેલુ નાવીન્યપૂર્ણ વર્ણન કવિ હરિકૃષ્ણ પાઠકની કારયિત્રી પ્રતિભાનો પ્રબળ ઉન્મેષ દર્શાવે છે તેઓ ભલે નમ્ર ભાવે એમ કહેતા હોય કે–

*દીવા સાખે આ પ્રસાદી ધરી છે*
*થોડીઝાઝી વૈખરી વાપરી છે*

પરતુ જળના પડઘા કાવ્યસગ્રહ એની વૈખરીના સામર્થ્યના આવા એકાધિક દષ્ટાંતોથી સમૃદ્ધ છે

[જળના પડઘા – હરિકૃષ્ણ પાઠક પ્ર રંગદ્વાર પ્રકાશન સ્નેહ પૂર્ણેશ્વર ગુલબાઈ ટેકરા, અમદાવાદ ૩૮૦ ૦૧૫ મૂલ્ય રૂ ૫૦]

□

## સાભાર સ્વીકાર

**વાલજીભાઈની વાતો ભા. ૧ અને ૨** વાલજીભાઈ પટેલ પ્રાપ્તિસ્થાન હરિભાઈ પટેલ હરિનિવાસ બળેવ લક્ષ્મીપીઠ, પથ્થર ગેટ વડોદરા ૩ ૦ ૦૦૧ કિં નથી **મનનિકા** લે અરુણ જોષી, પ્ર પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ રિલીફ રોડ અમદાવાદ ૧ કિં રૂ ૨૦ **સકલ પુરુષ** લે, ગોવિંદભાઈ રાવલ, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ આશ્રમ રોડ અમદાવાદ ૩૮૦ ૦૧૪ કિં રૂ ૧૩ **પંચમ** લે. પ્રવીણ દરજી પ્ર ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે ગાધી માર્ગ, અમદાવાદ ૧ કિં રૂ ૬૦ **ઊર્ધ્વપાણિ** લે. પ્ર કિં ઉપર મુજબ **ઉશનસ્ સમસ્ત કવિતા** પ્ર કવિશ્રી ઉશનસ્ અમૃત મહોત્સવ સન્માન સમિતિ, મત્રી શ્રી જગુભાઈ બી. પટેલ, ભગિની સમાજ સામે, હાલર રોડ વલસાડ – ૩ ૬ ૦૦૧ કિં રૂ ૪૦૦ **ઉશનસ્ અધ્યયનગ્રથ** સપા. ડૉ. લલ્લુભાઈ બી. પટેલ, ડૉ બચુભાઈ ડી. આચાર્ય, શ્રી મનોજ દરુ વ પ્ર ઉપર મુજબ, કિં રૂ ૧૫૦

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

પ્રથમ વિશ્વયુદ્ધ પછી કુર્દિસ્તાનનું વિભાજન ઈરાન, ઇરાક, સિરિયા અને તુર્કીમાં કરી નાખવામાં આવ્યું. એટલું જ નહીં, ૧૯૯૨ સુધી ૮૦ લાખ કુર્દીઓને કુર્દી ભાષા પણ બોલવા દેવામાં આવી નહીં. એમને એમની ભાષામાં શિક્ષણની પણ પરવાનગી નહોતી. બરાબર એ જ રીતે ૧૨૦થી વધુ વિવિધ નૃવંશજાતિઓને સમાવતી અને દશ હજાર વર્ષ જૂની સંસ્કૃતિ ધરાવતા તુર્કિસ્તાનનો ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં રશિયાના ઝારે કબજો લીધો. ૧૯૧૭માં આ વિસ્તાર બોલ્શેવિકોના હાથમાં આવવા છતાં અહીંના લોકોને મુક્તિ મળી નહીં. ઊલટું, આગળથી ચાલી આવેલાં સંસ્થાનવાદી વલણોને વધુ દૃઢ કર્યાં, તુર્કિસ્તાનનું વધુ ને વધુ રૂસીકરણ કર્યું, એની કુદરતી સંપત્તિને ખાલી કરી અને પ્રજાને નિષ્પ્રાણ થવા દીધી. ૧૯૨૪માં તુર્કિસ્તાનનું પૂરેપૂરું વિભાજન કરી એને ઉઝબેકિસ્તાન, કઝાકસ્તાન, કિર્ઘિઝસ્તાન, તુર્કમેનિસ્તાન, તાજિકિસ્તાન અને આઝરબિઝાન જેવા ભાગોમાં વહેંચી નાખ્યું. 'તુર્કિસ્તાન' અને 'તુર્ક' શબ્દો વપરાશમાંથી નાબૂદ કર્યા. આમ તુર્કી પ્રજાના ઇતિહાસને સોવિયેટ વિચારધારાના તોતિંગ યંત્ર હેઠળ કચડી નાખવામાં આવ્યો. એક ભારત, એક ચીન, એક રશિયાની જેમ એક તુર્કિસ્તાનનો જાણીતો વિસ્તાર નાના દેશોને નામે અત્યાચાર પામ્યો.

આ દેશો ખપ પૂરતાં કહેવાનાં જ પ્રજાસત્તાક રાજ્યો હતાં. અંદરખાનેથી એનો સમાજ બે વર્ગમાં વહેંચાઈ ગયો હતો. એક વર્ગ તે મૉસ્કોની વિચારધારાના સોદાબાજોનો હતો અને બીજો વર્ગ તે સાધારણ આમજનતાનો હતો. આમજનતાને ચોક્કસ વિચારધારાથી દમિત રાખવામાં આવી. સ્થાનિક સોદાબાજો મૉસ્કોની ભાષામાં, સત્તાની ભાષામાં બોલતા. અને પ્રત્યાયનનાં બધાં જ સાધનો પર સોવિયેટ રશિયાનું કઠોર નિયંત્રણ હતું. વાણી અને વિચાર પરનું નિયંત્રણ એ સર્વસામાન્ય ઘટના હતી. 'પછાત' ગણાતા આ દેશો પર રશિયાનું રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક વર્ચસ્ હતું. 'દેશો વચ્ચે સમાનતા' અને 'પ્રજાઓની મૈત્રી' જેવાં રૂપાળાં નામ હેઠળ રશિયાનો રાક્ષસી પંજો વિવિધ સંસ્કૃતિઓ અને ભાષાઓને ગ્રસી ગયો.

વારંવારના લશ્કરી હુમલાઓ, સંસ્થાનવાદી વૃત્તિઓ, બળપૂર્વકનાં સ્થળાન્તરો અને અત્યંત નિર્દયતાથી વિચારધારા વિરુદ્ધની વિચારધારાને કચડી નાખતી જાસૂસી – આ બધામાં અસંખ્ય નિર્દોષોના બલિ ચઢ્યા. સ્ટાલિન અને તે પછીના શાસકોના અમલમાં વર્ષો સુધી આ સ્થિતિ ચાલુ રહી.

પરંતુ ગોર્બાચૉવના પેરેસ્ત્રોઇકા અને ગ્લાસનોસ્તના પુનર્રચના અને ખુલ્લાપણાના અભિગમે નવી હવા ઊભી કરી. રશિયાશાસિત આ પ્રજાસત્તાકોમાં નવો પ્રાણસંચાર થયો. માથાં ઊંચકાયાં, માથાં હોમાયાં. ને છેવટે વીસમી સદીના દશમા દાયકાના આરંભમાં આ પ્રજાસત્તાકો સાચા અર્થમાં પ્રજાસત્તાક જાહેર થયાં.

પણ, રશિયાનું મોટું તોતિંગ છત્ર ચાલી જતાં આ પ્રજાઓ ડઘાઈ ગઈ છે. કેટલાક તો આ સ્વતંત્રતાને સાચી માનવા તૈયાર નથી. ઉઝબેકિસ્તાનના પ્રમુખ ઇસ્લામ કારિમોવે ૧૯૯૧માં સંસદસભામાં સ્વતંત્રતાની જાહેરાત કરી તો અવાજ સરખો ના થયો. પ્રમુખે કહ્યું, 'કેમ, તમે આ પ્રસંગને વધાવતા નથી ?' અને ત્યારે તાળીઓ પડી. પ્રજાઓના માનસને સંસ્થાનવાદે કેટલી હદે ઇજા પહોંચાડી હશે એનું આ જીવતુંજાગતું ઉદાહરણ છે. આ પ્રજાઓ હવે અંધકારમાંથી બહાર આવવા અને એમની ઓળખને પાછી મેળવવા મથી રહી છે.

મૉસ્કોના ગોદાબાજ લેખકઅવાજોનુ કોઈ મૂલ્ય નથી રહ્યુ તો બીજી બાજુ ભૂગર્ભપ્રવૃત્ત સર્જકઅવાજોએ નિયત્રણ હેઠળ પણ ઠઠ્ઠાચિત્રથી માડી રૂપકોની ભગમારો દ્વારા વિદ્રોહી પ્રવૃત્તિ ચાલુ રાખી અને સાબિત કર્યુ કે જીવન અને ઘટનાઓ માત્ર ભાષાને સર્જતી નથી, પણ એનાથી ઊલટુ ભાષા પણ જીવન અને ઘટનાઓને સર્જી શકે છે શબ્દની કે ભાષાની કરોકટી ઓળખની કટોકટી સુધી પહોંચાડે છે સાથે સાથે પોતાને નિમા યુશિજ તરીકે ઓળખાવનાર અલી એલ્ફાન્દિયારી (૧૮૯૫ ૧૯૬૦)નો સાહિત્યસિદ્ધાન્ત પણ અહી સભારવા જેવો છે નિમાનો સિદ્ધાન્ત છે કે સાહિત્ય જે સમાજમા જન્મે છે એ સમાજને પ્રતિબિંબિત કરે છે એ કરતા એ સમાજનુ અગભૂત હોય છે એ પોતે એક સામાજિક રૂપ હોય છે એક બાજુ આ લેખકો માટે રશિયન ભાષાની ફરાવેલી જોહુકમી, નિયત્રણમુક્ત અભિવ્યક્તિ, પૂર્વનિર્ણીત વિચારધારાથી છુટકારો અને સમાજવાદી વાસ્તવની ફરજિયાત ધૂસરીમાથી ઉગાર આવી પડ્યા છે, તો બીજી બાજુ બધ થઈ ગયેલી સરકારી સહાય અને મુક્ત બજારની વચ્ચે રહીને પોતાની ભાષાને અપનાવવા સાથે પોતાની સસ્કૃતિને પુનર્જીવિત કરવાનો અને પોતાના મૂળિયા સુધી પહોંચવાનો પડકાર આવી પડ્યો છે આ પ્રજાસત્તાકોનુ સાહિત્ય હવે કેવુ સામાજિક રૂપ ધારણ કરે છે એ જોવાનુ રહે છે

મધ્ય એશિયાના મુક્ત થયેલા આ છએક પ્રજાસત્તાકોનુ સાહિત્ય સમાજવાદી વાસ્તવિકતાના કેન્દ્રમાથી ખસી આ રીતે જ નિજી વાસ્તવિકતાના અસલી નિરૂપણ તરફ ફટાઈ રહ્યુ છે તે કોઈ પણ વિશ્વસાહિત્યના વાચક માટે અત્યારે કુતૂહલનો વિષય બની શકે તેમ છે

---

સદર્ભ World Literature today Summer ૧૯૯૬
World Literature today Autumn ૧૯૯૬

## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતીપત્રક
### [ફૉર્મ ૪ (નિયમ આઠ મુજબ)]

૧ પ્રકાશનસ્થળ — અમદાવાદ

૨ પ્રકાશનની સામયિકતા — માસિક

૩ મુદ્રક — રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા — ભારતીય
સરનામુ ૨, અચલાયતન સોસાયટી, નવરગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

૪ પ્રકાશકનુ નામ — રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા — ભારતીય
સરનામુ ૨ અચલાયતન સોસાયટી નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

૫. તત્રી — રમણલાલ જોશી
રાષ્ટ્રીયતા — ભારતીય
સરનામુ ૨ અચલાયતન સોસાયટી, નવરગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

૬ માલિકનુ નામ/સરનામુ — ઉપર મુજબ

હુ રમણલાલ જોશી, આથી જાહેર કરુ છુ કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે

તા ૧ ૪ ૧૯૯૭ — રમણલાલ જોશી

# ગુજરાતની સમૃદ્ધ લોકસંસ્કૃતિ

ગુજરાતની ધરતીને કુદરતે છૂટે હાથે સૌંદર્ય બક્ષ્યું છે. પૂર્વમાં સહ્યાદ્રિ અને સાતપુડાના પર્વતોની હારમાળા, પશ્ચિમમાં કચ્છનું રણ, ઉત્તરે ગિરિરાજ આબુની ડુંગરમાળા અને દક્ષિણે દમણગંગાનું નૈસર્ગિક સૌંદર્ય ધરાવતા ગુજરાતના ગૌરવવંતા લોકજીવનના વિસ્તારપટ પર નજર કરીશું તો સમૃદ્ધ એવો કળા, સંસ્કાર અને સંસ્કૃતિનો મૂલ્યવાન વારસો ધબકતો નજરે પડે છે. અહીં આપણે લોકકળા અને લોકસંસ્કૃતિનો સંદર્ભ રાખ્યો છે.

## ગુજરાતની સંસ્કૃતિનું ઊગમસ્થળ

ગુજરાતની લોકસંસ્કૃતિના ઊગમ વિશે કહેવું હોય તો એમ કહી શકાય કે. સાબરમતીના તીરે કૂબા બાંધીને રહેતા આદિમાનવના હાથે સૌ પ્રથમવાર એનું પારણું બંધાયું હશે. જ્યારે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનું પારણું નેસડાઓમાં રહીને પશુપાલન કરતી અરણ્યવાસી જાતિઓના હાથે બંધાયું હશે. ડૉ. હસમુખ સાંકળિયાએ કરેલું સાબરમતી ખીણનું સંશોધન આ વાતને સમર્થન આપે છે કે, મોહેં-જો-દડો અને હડપ્પાની નગરસંસ્કૃતિઓ વિકાસ પામી તેના પહેલાં પણ વિચરતી જાતિઓની લોકસંસ્કૃતિ અસ્તિત્વમાં હતી જ. આ સંસ્કૃતિના સ્પષ્ટ અવશેષો આજેય ગુજરાતના આદિવાસીઓનાં ઓજારો. દેવદેવલાંઓ, ભૂવા, જંતરમંતર અને પશુપ્રાણીઓ તથા વૃક્ષપૂજામાંથી પ્રાપ્ત થાય છે.

ગુજરાતની ભૂમિ પ્રાચીન સંસ્કૃતિનો વૈભવ-વારસો ધરાવતી માનવવસવાટવાળી ધરતી છે. આ ધરતી પરથી લોકજીવનના પ્રાચીન અવશેષો પણ ભરપટે મળી આવ્યા છે. ભારતમાંથી હડપ્પા સંસ્કૃતિના સંખ્યાબંધ પુરાવાઓ પ્રાપ્ત થયા છે. ગુજરાતમાં થયેલાં પુરાતત્ત્વીય ઉત્ખનનો દ્વારા લોથલ અને કચ્છમાં ધોળાવીરા ખાતેથી મળી આવેલા અવશેષો સાડા ચાર હજાર વર્ષ પહેલાંના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે અને સૈકાઓ પહેલાં વિકાસ પામેલી માનવસંસ્કૃતિનું સુપેરે દર્શન કરાવે છે.

## ગુજરાતમાં ગોપસંસ્કૃતિનો ઉદય

ગુજરાતની અફાટ ધરતીને અડીને આવેલો છે એનો ૧૬૦૦ કિ.મી. લાંબો સાગરકાંઠો. પ્રાચીન કાળથી માનવવસવાટને કારણે સાગરસંસ્કૃતિનો ઉદય થયેલો જોઈ શકાય છે. નળકાંઠાના પઢારોમાં સાગરસંસ્કૃતિના અવશેષો સ્પષ્ટપણે જોઈ શકાય છે.

આજથી આઠેક હજાર વર્ષ પૂર્વે દેવદેવીની ઉપાસના કરનાર અને માછીમાર તરીકેનું જીવન ગુજારતી નિષાદ પ્રજાએ ગુજરાતની ધરતી પર પગરણ માંડ્યાં. કોળી, ખારવા, વાઘેર અને મિયાણા આ જાતિના વારસદારો ગણાય છે. ઈ. સ. પૂર્વે પાંચમા શતકમાં આયોનિયન, બેક અને યોન ગ્રીક પ્રજાઓ આપણે ત્યાં આવી અને લાકડાનાં દેવદેવીઓની પૂજા ગુજરાતમાં લાવી. બરડાના મેર લોકોમાં આજે પણ આ ગ્રીક પ્રજાઓના અવશેષો ઉપલબ્ધ થાય છે. આશરે ચારેક હજાર વર્ષ પૂર્વે ગુજરાતની ભૂમિ પર ભ્રમણશીલ પ્રજાઓમાંથી ગોપસંસ્કૃતિનો ઉદય થયો. મથુરા-વૃંદાવનમાંથી આવેલા યાદવો અને આહીરો પોતાની સાથે ત્યાંની રાસલીલા લાવ્યા. શોણિતપુરના રાજવી બાણાસુરની પુત્રી ઉષાનું લગ્ન શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ સાથે થયું. ઉષા (ઓખા)એ પાર્વતીજી પાસેથી શીખેલું લાસ્યનૃત્ય દ્વારિકાની ગોપીઓને શીખવ્યું. ત્યાંથી સૌરાષ્ટ્રમાં એ પ્રચાર પામ્યું. આજના રાસડાની પરંપરા એ ગોપસંસ્કૃતિની દેન છે. આમ ગોપસંસ્કૃતિએ ગુજરાતને અનેરા ઉત્સવો આપ્યા. માનવહૈયાંને હેલે ચડાવતા મેળાઓ આપ્યા. આદર, આતિથ્ય અને ઔદાર્યના ઉમદા સંસ્કારો આપ્યા.

## લોકજાતિઓનું સંગમતીર્થ બનતું ગુજરાત

સૌરાષ્ટ્ર ભૂમિ જૂના કાળથી ફળદ્રુપ હોવાથી જળ અને સ્થળમાર્ગેથી અસંખ્ય લોકજાતિઓ બહારથી આવીને અહીં સ્થિર થઈ છે, એમ નૃવંશશાસ્ત્રીઓ માને છે. ઉત્તરમાંથી આર્યો, રાજપૂતો અને ગુર્જરો આવ્યા. દક્ષિણમાંથી કણબી આવ્યા. દરિયાઈ માર્ગેથી સીદી અને આરબો આવ્યા. કચ્છનું રણ વીંધીને બલુચો ને લોહાણા આવ્યા. આ ઉપરાંત કાળાંતરે કાઠિયાવાડની રઢિયાળી ભૂમિ પર ઓડ, અતીત, સતવારા, સરાણિયા, સલાટ, સીદી, જત, મહિયા, ઢાડી, ચામઠા, બલોચ, બાબર, લંઘા, ખરક, વણજારા, રાવળ, પુરબિયા, તરગાળા, થોરી, ખોજા, કુંભાર,

સથવારા, સુમરા, સગવણ, ભંગી, ભોયા, ભોઈ લુહારિયા લીંબડિયા, મુમના, મોચી વગેરે લગભગ એક સો ને નિત્તેર કરતાયે વધુ જાતિઓએ આવીને વસવાટ કર્યો છે મધ્યયુગમાયે ઇસ્લામની અનરે ક્ષત્રિય જાતિઓ અને પોતાની જાતને કાઠિયાવરણ તરીકે ઓળખાવતી જાતિઓનુ લડાયક ખમીર ખીલી ઊઠ્યુ આ લડાયક ખમીરની અસર સૌરાષ્ટ્રની અન્ય જાતિઓના ઘડતર પર પણ પડી. એને પરિણામે લોકજીવનમા ઘોડેસવારી, તલવારનૃત્ય અને શસ્ત્રો વાપરવાની વિદ્યાનો વિકાસ થયો રખાવટ અને શૌર્યભાવનાનો સસ્કાર સમાજમા મહેકતા બન્યો

## આદાનપ્રદાનમાંથી સર્જાયેલાં લોકસસ્કૃતિનાં વિશિષ્ટ સ્વરૂપો

ગુજરાતને આગણે પ્રાચીન કાળથી ઊતરી આવેલી આ બધી જાતિઓ સાથે એમના પરપરાગત એવા રૂડારૂપાળા પહેરવેશ, પોતાના ઇષ્ટ દેવદેવીઓ કળા સગીત સાહિત્ય, નૃત્ય, લોકરિવાજો, માન્યતાઓ, નીતિરીતિના ખ્યાલો, રહેણીકરણી અને ખાનપાન પણ આવ્યા સ્થાનિક અને બહારથી આવેલી જાતિઓના સહવસવાટ અને ભાતીગળ સસ્કૃતિના આદાનપ્રદાન દ્વારા સમૃદ્ધ બનેલા લોકસસ્કૃતિના વહેણનો આછોપાતળો પ્રવાહ જાણે કે હિલોળા મારતો ભરપેટ વહેવા માડ્યો આમ લોકસસ્કૃતિ એ કોઈ એકલદોકલ માનવી કે માનવસમૂહનુ સર્જન નથી, પણ ઘણી નદીઓમાથી જેમ મહાનદ ઊભો થાય તેમ અનેક લોકજાતિઓના સમન્વય કે સમિશ્રણમાથી ગુજરાતની લોકસસ્કૃતિના વિશિષ્ટ સ્વરૂપો સર્જાયા છે આ સ્વરૂપો વડે જ લોકસસ્કૃતિનુ કાઠુ બધાયુ છે

## લોકજાતિઓના વસવાટના પરંપરાગત પ્રદેશો

ગુજરાતની લોકસસ્કૃતિને સમજવા માટે એના વિવિધ પથકોનો પરિચય જરૂરી બને છે ભૌગોલિક દૃષ્ટિએ ગુજરાતના પરપરાગત એવા આભીરદેશ (કચ્છ)ના વાગડ ગરડો પાવર, માકવટ, મેઆણી, અબડાસો, મોડાસો, કાઠી, પ્રાયડ કાઠિયાવાડના આખામડળ, હાલાર, મચ્છુકાંઠો, ઝરમરિયો ઝાલાવાડ પાચાળ, બાબરી, નાઘેર, સીમર, બાબરિયાવાડ વાળાક વાગડ, ઉત્તર ગુજરાતના ચોરાડ જતવાડો, નહેર, વઢિયાર, ડાકર, છપ્પન, પાટણવાડો, દઢાવ્ય, દક્ષિણ ગુજરાત તરફ જતા ખભાતબારુ વાકળ, સખેડા, મહુવાલ, કહાળ, નિમાડ ખાનદેશ, મેવાડ રાજ મઠોર, સગ, બાગલાણ તથા અમદાવાદભાલ કનેર સનળકાઠા પથકોમા વસતી વિવિધ લોકજાતિઓએ પ્રાદેશિક સસ્કૃતિની અનેક તેજરેખાઓ ઉપસાવી છે

## લોકજીવનનાં વસ્ત્રાલંકારો

લોકસસ્કૃતિનો સાચો પરિચય પામવા માટે લોકજીવનનો અભ્યાસ અતિ આવશ્યક બની રહે છે ગુજરાતના લોકજીવનમા રગબેરગી કળામય પોષાકના અસખ્ય પ્રકારો સાપડે છે જાતિએ જાતિએ જુદાજુદા પહેરવેશ, મરદાનગીને ઓપ આપે અને નારીની મરજાદ સાચવે એવા એના અદ્ભુત રગો અને ભાતીગળ ભરત શરીરનો શણગાર બની રહ્યા. પરપરિત પહેરવેશની સાથે અણવટવીંછિયા, કડલા, કાબીયુ ઝૂમણા, દૂણિયા, ત્રોટિયા વગેરે અવનવા ઘાટના ઘરેણા નરનારીઓના અગને અરઘાવતા રહ્યા ઉલ્લાસ અને ઉત્સવપ્રિય લોકજીવનમા મેંદી, છૂંદણા ને અળતાનો સસ્કાર પણ આવ્યો. જરૂરિયાતમાથી કળામય જોગ પણ અસ્તિત્વમા આવ્યા

## ઘરશણગારનો સંસ્કાર

આમ રૂપસૌદર્યનો સસ્કાર શરીરશણગાર પૂરતો મર્યાદિત ન રહ્યો લોકનારીએ એના ઓરડા ને ઓસરીયુ ને ગારગોરમટી, ખડી અને ઓકળીથી ઓપાવ્યા. વારતહેવારે ભીંતડાને ચીતર અને ભાતીગળ ભરતથી શોભાવ્યા માળી માડ પટારા, મજૂસ, કોઠી, કોઠલા વડે ઓરડાની શોભાસજ્જા વધારી. પડ્યના લાડકડા દીકરા દીકરિયુની જેમ માનીતા પશુ પ્રાણીઓ માટે પણ ભાતીગળ ભરત ભરીને લોકકળાના પરંપરાના પ્રવાહને લોકસસ્કૃતિના સાગર ભણી વહેતો મૂકયો.

## લોકસાહિત્યથી સમૃદ્ધ લોકજીવન

ગુજરાતના લોકજીવનમા પ્રચલિત કઠસ્થ લોકસાહિત્યમા પણ લોકસસ્કૃતિની લહેરખીઓ લહેરાતી જોવા મળે છે લોકસાહિત્યનુ મુખ્ય અગ મનાતી લોકકથાઓમાય પ્રેમકથાઓ, વીરતા ને બલિદાનની શૌર્યકથાઓ, નાગકથાઓ ઓરતા, વ્રતકથાઓ, કહેવતકથાઓ, વૃક્ષકથાઓ, ઠગ અને ચતુરાઈની કથાઓ, નગરવરકથાઓ, ભૂતપ્રેતની કથાઓ અને અશ્વકથાઓ, તેમજ લોકગીતોમા રાસડા, ગરબી જેવા અસખ્ય પ્રકારો મળે છે



[માહિતી]

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ સાતમું : અંક દસમો　　　　મે . ૧૯૯૭

તંત્રી
રમણલાલ જોશી

૮૨



ઉદ્દેશ

મે ૧૯૯૭

सर्वभाषा सरस्वती



## 'હાય, કમબખ્ત તૂ ને પી હી નહીં ?'

'સંસ્કૃતિ'નો ૨૦૦મો અંક (ઑગસ્ટ ૧૯૬૩નો) વિવેચન અંક તરીકે પ્રગટ કરતાં ઉમાશંકર જોશીએ જે ભૂમિકા લખી એમાં બીજા મુદ્દાઓની સાથે વિવેચનની કેટલીક શૈલીઓ પણ તેમણે ગણાવી છે. થાબડભાણા શૈલી, છેદ ઉડાડવા શૈલી, મગમરી અનિર્ણય શૈલી, શુક શૈલી, 'સાહિત્યિક' શૈલી, ગુલાલ ગબારા શૈલી, ગુણપક્ષ-દોષપક્ષ શૈલી, ઉપરહાથ શૈલી. આ ભૂમિકા-લેખમાં અંતે તેમણે લખ્યું છે : 'વિવેચક, તું પ્રશંસા કરી શકે છે ? તારે ત્યાં ન હોય તો બીજે ક્યાંકના સાહિત્યની, સમકાલીન નહિ તો વારસે મળેલા સાહિત્યની એકાદ કૃતિની પણ મન મૂકીને પ્રશંસા કરી શકે છે ? અ-કાવ્ય, કુ-કાવ્યને વખોડવા માટે સાહિત્યિક રુચિનું ધોરણ અંતે કોઈ સુ-કાવ્યના અનુભવ ઉપરથી તેં ઘડ્યું છે કે ? કોઈ સુ-કાવ્યની પ્રશંસા તારે મુખે કદીય સ્ફુરતી ન હોય તો...તો... 'હાય, કમબખ્ત, તૂ ને પી હી નહીં' ?'

લગભગ સાડા ત્રણ દાયકા પહેલાં લખાયેલા ઉપરના શબ્દો આજે પણ દિશાસૂચક નીવડે એવા છે. વિવેચનને તો એ અનુલક્ષે છે જ, પરંતુ આજના સાહિત્યિક પત્રકારત્વને પણ એ ચીમકીરૂપ છે. આજે સાહિત્યની પોતાને ગમેલી બે વાતો રજૂ કરવાને બદલે અંગત રાગદ્વેષથી પ્રેરાઈને કોઈને ઉતારી પાડવો તો કોઈનો ટાંટિયો ખેંચવો, કોઈને સર્ટિફિકેટોની નવાજેશ કરવી-તો કોઈને વિશે બિનપાયાદાર આક્ષેપો કરવા – આ રીતે પૂર્વગ્રહોને છૂટો દોર આપવો – આપણી પાસે કલમ છે અને કૉલમ છે, પછી ભય શાનો ? — આવા વલણથી જે કાંઈ લખાય છે, એને વિવેચન સાથે કશો સંબંધ નથી. પોતાના અહંકારમાં ગ્રસ્ત આવા લોકો વ્યક્તિલક્ષી લખાણો દ્વારા પોતાના અંગત હિસાબ સેટલ કરવા નીકળ્યા છે.

થોડાં વર્ષો પહેલાં શ્રી જયંતિ દલાલે કેટલાક લેખકોને પોતાને ત્યાં નિમંત્ર્યા હતા. પ્રસંગોપાત્ત થોડા મિત્રોને બોલાવવા, તેમને ખવડાવવું-પિવડાવવું એ એમનો ઉમળકાભર્યો શોખ. રંજનબેનનું આતિથ્ય. પછી પૂછવું જ શું ? અમે કેટલાક થોડા વહેલા ગયેલા. અને એક ભાઈએ તો એક મૂર્ધન્ય લેખક વિશે બોલવાનું શરૂ કર્યું. આમ તો રાબેતા મુજબ જ કહેવાય ! જયંતિભાઈએ કહ્યું : 'પેલા... આવે એ પહેલાં એને બોલવું હોય તેટલું બોલી નાખે એટલે એક કામ પૂરું થાય !' આ ભાઈને સાહિત્યના ટોચના માણસો વિશે આવું ફાટ્યું ફાટ્યું બોલવાની ટેવ. કદાચ આત્મસ્થાપના માટે એ જરૂરી હશે. એક વાર લૉ કૉલેજને રસ્તે મળી ગયા. મેં માન્યું કે હવે તો આવી બન્યું સમજો. તેમણે રાબેતા મુજબ આપણા એક સંમાન્ય સારસ્વત વિશે રસ્તામાં જ વ્યાખ્યાન આપવા માંડ્યું. હું કંટાળી ગયો. મેં કહ્યું : આવું બધું નથી સાંભળવું. તમે મને હવે છોડો !... તે જ રાત્રે અચાનક મારે પેલા સારસ્વતને ત્યાં જવાનો પ્રસંગ ઊભો થયો. ત્યાં પહોંચ્યો ને જે મેં જોયું એનાથી હેબતાઈ ગયો ! પેલું આક્રોશપૂર્વક, વિવેકભાન વગર બોલનાર વ્યક્તિ ત્યાં બેઠી હતી અને જેમને વિશે તેમણે બે કલાક પહેલાં જ મને ભાષણ આપ્યું હતું, એમની આગળ કરબદ્ધ મુદ્રામાં અને મુખથી માત્ર 'હાજી... જીહાં'નું ઉચ્ચારણ !...

એ દિવસે મને ન્યૂસન્સ વૅલ્યૂનો પ્રથમ સાક્ષાત્કાર થયો. આ 'વૅલ્યૂ' અવનવા રૂપે પ્રગટ થતી દેખાય છે. એમાં તમારે ખાસ કશી મહેનત કરવાની નથી. સાહિત્યના કે અન્ય જાહેર સમારંભોમાં પહોંચી જવું. સમારંભ પૂરો થયા પછી બધા વિખેરાતા હોય ત્યારે વક્તા કે વક્તાઓ વિશે વગરમાગ્યો અભિપ્રાય આપવો કે આ લોકો કશું સારું બોલતા નથી, ફલાણાને ચઢાવી મૂકે છે અને અમુક તમુકને ઉતારી પાડે છે. સાહિત્યમાં એમને સમજ જ ક્યાં પડે છે ? આવા વલણને સ્વ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી સર્વતુચ્છવાદ કહેતા. 'ન્યૂસન્સ વૅલ્યૂ'ના આ બંદાઓ સૌપહેલાં તો સર્વમાન્ય ઠરેલા સર્જકો વિશે પોતાનાં વાગ્બાણ છોડે છે. દા.ત. ગોવર્ધનરામ.

ગોવર્ધનરામના 'સરસ્વતીચન્દ્ર'મા કશી કલા નથી, એમા તો કાલગ્રસ્ત થયેલી જૂની વિચારણાનુ પીંજણ અને તત્ત્વજ્ઞાન છે એમ કહ્યા કરે છે પણ આમ બોલી બોલીને તો કેટલાને વાત પહોંચાડી શકાય ? એટલે એમનુ જે મોટામા મોટુ સાધન-બ્રહ્માસ્ત્ર – એનો આશ્રય લે છે — ચર્ચાપત્ર ।

પ્રામાણિક વૈચારિક મતભેદ અવશ્ય દર્શાવવો જોઈએ એક વાર ઉમાશકર જોશીએ યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમા યુરોપીય સાહિત્યમીમાસકો વિશે સુરેશ જોષીના ત્રણ વ્યાખ્યાનો યોજ્યા હતા એક વ્યાખ્યાનમા સુરેશ જોષીએ ઇટાલિયન કલામીમાસક ક્રોચે વિશે યથાતથ રજૂઆત ન કરી અધ્યક્ષસ્થાનેથી ઉમાશકર જોશીએ અસદિગ્ધ ભાષામા પોતાનો અભિપ્રાય આપ્યો વ્યાખ્યાન પછી ઉમાશકર સુરેશ જોષી અને હુ ફરવા ગયેલા ત્યા પણ ક્રોચે વિશે જ વાત થઈ એ છતા આ બને વિશે વ્યક્તિગત સબધ તો એનો એ જ મધુર રહેલો. 'સસ્કૃતિ'મા સુરેશ સાથેનો વૈચારિક મતભેદ તે સ્વાભાવિક રીતે પ્રગટ કરતા ૧૯૮૨મા ઉમાશકરે પોતાનો વિવેચનસગ્રહ શબ્દની શક્તિ સુરેશ જોષીને અર્પણ કર્યો ત્યારે એક જ પક્તિ લખી ' વાત આપણી ' ઉમાશકર અને સુરેશ જોષીના પ્રશસકો આ વાત ક્યાથી સમજે ?

આરભમા આપેલા ઉમાશકરના અવતરણમા જે શેર છે તે ગાલિબનો છે ગાલિબ કહે છે

*લુત્ફે મય તુઝ સે ક્યા કહૂ ઝાહિદ*
*હાય કમબખ્ત ! તૂ ને પી હી નહી !*

*હે ઉપદેશક તે એ મદિરાનો સ્વાદ ચાખ્યો જ નથી તો તારી સમક્ષ એનુ વર્ણન કરવુ શા કામનુ ?* સાહિત્ય આદિ કલાઓ પૃથ્વી પરની દિવ્ય વસ્તુઓ છે આ મૃત જગતમા અ મૃત છે એનો આનદ લૂટવો અને અન્યને એ આનદ લેવામા સહાયભૂત થવુ એમા જ વિવેચનની સાર્થકતા છે

**રમણલાલ જોશી**

**'ઉદ્દેશ' અંગે**

'ઉદ્દેશ'ના સપાદન, વ્યવસ્થા અને લવાજમ અગે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવા વિનતી છે


રમણલાલ જોશી
મેનેજીગ ટ્રસ્ટી

**ઉદ્દેશ ફાઉન્ડેશન**

૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરગપુરા,
અમદાવાદ ૩૮૦ ૦૦૯
ટે. નં 745 6277, 745 2027

# પત્ર-પ્રસાદી

## વિજયરાય વૈદ્યના પત્રો

**સંપાદક : રમણલાલ જોશી**

[સ્વ. વિજયરાય વૈદ્યના થોડા પત્રો 'ઉદ્દેશ'ના ફેબ્રુ. '૯૭ના અંકમાં પ્રગટ કર્યા હતા. બાકીના પત્રો આ અંકમાં આપ્યા છે. ર.જો.]

૧

માનસી ૧૫૮૨, કૃષ્ણનગર
તંત્રી : વિજયરાય ક. વૈદ્ય ભાવનગર
તા. ૫-૧૧-'૫૩

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

ગઈ કાલે બપોરે એક જ ટપાલમાં 'જીવનપ્રકાશ'નો અંક ને તમારું પરબનું પત્તું બન્ને સાથે મળ્યાં. અંક હજી તો જોઈ શક્યો જ છું. તમે સર્જનચિન્તનની રચનાઓનું યોગ્ય પ્રમાણથી મળ્યું છે એ જોઈ સન્તોષ થયો. ઉભયના વિષયોની પસંદગી પણ સમુચિત છે. વળી નવાં શક્તિમાન લેખકોને પણ પૂરતું સ્થાન આપ્યું. એ વિશેષતા પણ ધ્યાન ખેંચે છે. તમે તેમ જ તંત્રી મારાં અભિનંદન સ્વીકારશો. સમીક્ષાનાં સૂચિત પાનાં જોતાં, ખાતરી થઈ કે તમે કહો છો તેવું જ છે. ભ્રમનિરાસ જરૂરી. 'કા.' પર લખો તો તમે જ કરશો ને ? તમને, કુટુંબને નવા વર્ષની શુભેચ્છાઓ સાથે...

વિજયરાયના નમસ્કાર

*

૨

૧૫૮૨, કૃષ્ણનગર
'માનસી' ભાવનગર
તંત્રી : વિજયરાય ક. વૈદ્ય તા. ૧૬-૨-'૫૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ. લખવાનું કે कवचपंचकम् તથા ૧૩/૨નું પત્તું કાલે મળતાં ખુશી થઈ. ૨૮/૧નું પણ મળેલ. પુસ્તક જોઈ ગયો. પ્રવેશક તો વાંચ્યો પણ ખરો. ભાષાન્તર સાન્વય છે એ તો વધુ સારું. આખી જ કૃતિ મને ઘણી ગમી. એની પર, સ્થગિતવત્ 'માનસી'નું કાર્ય આગળ ચાલ્યે જરૂર અવલોકનનોંધ લખીશ.

તમારી ચિન્તા અમુક અંશે સકારણ છે એમ કહેવું જોઈએ. મારી તથા પત્નીની હમણાં લથડેલી તબિયત ઉપરાંત, મુદ્રકની આર્થિક કારણે વધેલી શિથિલતાને લીધે, અંક ચાર ફૉર્મથી અટક્યો છે ! કાંઈક રસ્તો વહેલોમોડો કાઢવો પડશે.

"મિશનરી ઉત્સાહ..." વગેરે તમ સરખાં સ્નેહીનાં સદ્‌ભાવી વચનોથી વ્યગ્રતા કાબૂમાં રહે છે. એમ.એ.ની પરીક્ષા શ્રી માતાજીની કૃપાથી ઊંચે નંબરે પસાર કરો એમ ઇચ્છું છું.

વિ. ના નમસ્કાર

*

૩

૧૫૮૨, કૃષ્ણનગર
'માનસી' ભાવનગર
તંત્રી : વિજયરાય ક. વૈદ્ય તા. ૧૯-૫-'૫૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

તમારો તા. ૧૧મીનો વિગતવાર, સ્નેહાળ પત્ર વળતે દિવસે જ મળેલો. એનો જવાબ મારે આખોય પ્રશ્ન નિરાંતે વિચારીને તો આપવાનો હોય જ, પણ, (થોડે અંશે આજથી શરૂ થયેલ) છાપખાનાવાળાના સંપર્ક પછી અપાય તેમ હતું. તેની સાથે વાતચીત, હમણાં તો ઉધાર છાપવાની મુદત લંબાવે એ બાબત ચાલે છે. પરિણામ આવતાં હજી અઠવાડિયું નીકળી જશે. તમે જે સાચદિલ ઉત્સાહ ને દીર્ઘદર્શિતાથી 'માનસી' માટે કાર્ય કરવા ઇચ્છા બતાવી છે તે બીજા સ્નેહીઓમાં પણ પ્રગટે એમ ઇચ્છવું મારે માટે સ્વાભાવિક. એવો સાથ પૂરતા પ્રમાણમાં હવે પછી મળે તેના પર ભવિષ્યનો આધાર. મારી શરીરશક્તિઓ પણ ટકી રહીને કાર્યરત થાઉં એવી મનોવૃત્તિ જગાડવાની બલકે બઢાવવાની જરૂર છે. એ સુધારાવધારા માટે જે પ્રયત્ન ચાલે છે તેને પૈસાની હૂંફ પણ જોઈશે. એ બાબતમાં મળતી અધૂરી અસફળતાનું તો શું થાય ?

વિ.

*

૪

૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર
તા. ૨૯-૧૦-'૫૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

ટૉલ્સટૉય જયંતી દિને લખાયેલું તમારું પત્તું મળેલું. ગઈ તા. ૨૦મીનું, હમણાં ૮ દિ' પર. હવે તમને મળેલા અંકોમાંથી જોયું હશે કે પાનાં ઓછાં, તેથી કેવી મૂંઝવણ મને થાય છે. મનમાન્યું કામ જ થતું નથી. બીજાં તેમ મારાં લખાણો આગળ ખેંચ્યાં કરવાં પડે છે. આવક માટે, મળવા માંડી છે તે વધુ જા.ખ.ના પ્રયાસો કરું તો છું જ. ગ્રાહકવૃદ્ધિ માટે મારે ફરવું જોઈએ, પણ એના ખર્ચના પ્રમાણમાં મળતર કેટલું એ સમજાતું નથી. ભા. વિ. ભવનના વ્યા. નું પણ હમણાં તો થતું નથી. કુશળ હશો. અહીં સૌ ખુશીમાં છીએ.

વિજયરાયના નમસ્કાર

*

૫

૧૫૮૨ કૃષ્ણનગર
ભાવનગર
તા. ૧૮ ૮ ૫૫

સ્નેહી ભાઈશ્રી રમણલાલ

તા. ૧૭મીનું તમારુ પત્તુ કાલે મળ્યુ અકાદમીને મેં જ ફાર્મ તથા ટાઈપ નોંધની નકલ, તમને રજિ કર્યું તેવામા પરબારી દિલ્લી મોકલી છે એ ને તમે વ નગરથી મોકલેલ બને પરથી યોગ્ય તે એ લોકો કરશે [સે ૫૪ના અકમાનુ મારુ લખાણ પૂરુ થાય છે ત્યા જ અક પૂરો કરવો એમ મારો વિચાર હતો તેથી એટલા પાનામાના લેખકોના નામ પૂઠા પર જૂન અધવચ છાપવાનુ કહી, ઠીક લાબા આરામ માટે એ જ વખતે દખ્ખણ હૈદરાબાદ એક મિત્રને ત્યા ગયેલો અહીં જુલાઈના ત્રીજા અઠવાડિયામા આવ્યો ત્યારે એટલા જ પાનાનો અક બહુ નાનો એમ આગ્રહપૂર્વક કહી નિકષથી અન્ત લગીના પાના વ્યવસ્થાપકે ઉમેરાવ્યા આ સજોગવ ાત જ ૨જ નુ ને તમારુ નામ પૂઠા પર ન છપાયાનુ એકમાત્ર મારુ કારણ ખુલાસો તમને સતોષશે એવો વિશ્વાસ છે અત્ર કુશલ તત્રાસ્તુ

વિ ના ન

*

૬

વિજયરાય ક વૈદ્ય
૧૫૮૨ કૃષ્ણનગર
ભાવનગર (સૌરાષ્ટ્ર)
૧૭ નવે ૧૯૫૫

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

લેખનુ રજિ કાલે મળી ગયુ, મેનો હવેનો અક જાન્યુ માર્ચ ૫૬નો, એ તો ધ્યાનમા હશે એથી મો ો એ લેખ છાપવો નથી. બરાબર બે વર્ષ મેં રાખ્યો ને હજી બીજા ૩ા માસ પછી. આવું લખ્યુ એ ખટકે છે તો બહુ, પણ નિરુપાય

पञ्जी परिषत् એટલે કોણ ? પ્રયાગથી એ લોકો પણ ગ્રન્થસૂચી કરતા લાગે છે એનો પત્ર ત્યા કોઈ પર છે ? સવા મહિના પર મને મળેલ પત્રનો જવાબ હજી જાણીને નથી લખ્યો કારણમા એટલુ કે ૫ વર્ષ પર પજાબ યુનિમાથી ા પ્રેમનાથે મગાવેલી માહિતી નકામી ગઈ તેવુ આ બાબતમા પણ બને તો ? ના અકા ની ગ્રથસૂચિમા ૩૦૦૦૦ નામો એવુ રેડિયો પર સાભળેલ. આવતે વર્ષે એ તૈયાર ? એની નામશ્રી માટેના આપણા મુખ્ય આધાર ગ્ર ગ્ર મા સ્વા તની ભૂલો છે એ ખબર હશે હમણા જોયેલ એક વધુ દાખલો નોંધુ કૃષ્ણરાવ દિવેટિયાનો જન્મ ૧૮૩૬મા એમ છપાયુ છે હકીકતે ૧૮૬૩ જોઈએ થાનુ સામા સ્વ ગ.વિ.પા મુખ્ય વિષય. એ રીતે કેટલુક કાયમી અગત્યનુ મળ્યુ એથી સતોષ.

કુશળ હશો

વિજયરાયના નમસ્કાર

*

૭

વિજયરાય ક વૈદ્ય
૧૫૮૨ કૃષ્ણનગર
ભાવનગર (સૌરાષ્ટ્ર)
તા. ૬ નવે ૧૯૫૭

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

મેં ભાઈશ્રી ઉમાશકરને ૨૮/૧૦ને રોજ લખેલા પત્તામાની બાબતો વિષેનો જવાબ (તેમને ફુરસદ નહિ તેથી) તમારી મારફત મેળવવા આ લખુ છુ

ગુજ યુનિ એ લેવાના અકો સાથે તેમને આપવાના માગ પત્તામા, હમણા મોકલવાના હતા ને મોકલ્યા તે અકોની સખ્યા ૧૭ નહિ ૧૮ ગણો એમ કહેશો કારણમા એટલુ કે છપાયો પણ પ્રગટ્યો નથી એ સપ્ટેમ્બર ૧૯૫૬ ઉમેર્યો છે હવે રકમ કુલ્લે રૂ ૧૪૦ થાય છે

અકાદમી વાળા નિબન્ધનગ્રન્થની હાલ યાદી જ (છ નકલો) મોકલવી ને ?

કુશળ હ ો

વિજયરાયના નમસ્કાર

*

૮

માનતી સહતત્રી ૧૫૮૨ કૃષ્ણનગર
તત્રી પ્રભાકર મહેતા ભાવનગર (સૌરાષ્ટ્ર)
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય તા. ૧૭ ૧૨ ૧૯૫૮

સ્નેહી ભાઈશ્રી રમણલાલ

વિ લખવાનુ કે આ ાલુ પત્તુ મળેલુ ૧૨મીનુ કાલે એટલે મો઼ુ મળ્યુ છે તમારે માટે તકલીફ જવુ થો઼ુ કામ જ નીકળે છે (અહીંના અધકચરા વ્યવસ્થાતત્રના પ્રતાપે) તે નિભાવી લેશો

૧ ગૂજર ગ્ર ર મા મા ના બને અકોની થોડી નકલો છે

૨ એમાથી તમને નહિ મળેલ બને કે બીજા (પીળી પટીના) અકની તમારી નકલ ત્યા આ પત્તુ વચાવા મોકલી, મંગાવી લેશો

૩ ત્યા ભાઈશ્રી રાજુલાલને વીનનગરના નર્વ વિદ્યાલયનુ પૂરુ સરનામુ આપી, એ જ અક આક્ટો-નવે ૫૮ ત્યા તુરત મોકલવા સૂચવશો (ટખ માનની ખાતે ઉધારે)

૨૧ કલ્યાણભાઈએ ૮/૧૨ના પત્રથી ૧લા અકની પહોંચ સ્વીકારી છે રૂ ૪ મોકલ્યા છે છ શાળાઓનાં નામઠામ પણ મોકલ્યા છે આ છને અકો મોકલવા વ્યવસ્થાપક વને લેખી સૂચના અઠ પર આપી આવ્યો છુ

વિ

*

૯

વિજયરાય ક. વૈદ્ય
૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર (સૌરાષ્ટ્ર)
તા. ૩-૨-'૫૯

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

૨૫-૧૧-'૫૮ના તમારા પત્રનો જવાબ છેક આજે! વચ્ચે ત્યાં આવી ગયો, પણ માંદો પડવા. અહીં આવ્યા પછીયે શરીરે હંમેશ કરતાંય વધુ કચરપચર ચાલે છે. આજે થોડો સુધારો એટલે ટપાલ તો લખી શકાય છે. રા. કલ્યાણભાઈએ મોકલેલાં નામોમાંથી લવાજમો આવવા માંડ્યાં છે. તમે મેળવેલ એ સહકારથી ખુશી થઈ. ગો. પરનું પૂરું કર્યું જાણીને ખુશ. 'સંસ્કૃતિ' ને 'માનસી'માં તેનો યથાસમય ઉપયોગ કરવો. તમને નહિ મળેલ અંકો સુરત-વડોદરાના આડતિયા પાસેથી મંગાવ્યા છે. આવ્યેથી આપીશ. ભાઈશ્રી ઉમાશંકરે નમસ્કાર સાથે જાણવું કે અંબુભાઈના લેખ અંગે નિર્ણય જવાબીમાં સત્વરે મને લખી આભારી કરશો.

વિ.

*

૧૦

વિજયરાય ક. વૈદ્ય
૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર
૧૯ સપ્ટે. ૧૯૬૪

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ. લખવાનું કે તમારો ૨૮/૮નો પત્ર અહીં આવી વાંચતાં ખુશી થઈ.

'માનસી'ની ખોટ તો આપણને સૌને જ સાલે. પણ મનુષ્યની જેમ વસ્તુ પણ (જોકે કાર્યકરોના ભાગ્યાનુસાર) તેના પ્રારબ્ધ પ્રમાણે જન્મે ને જાય છે, એમ સમજી મન વાળીએ. 'પત્રસંચય' (અમ. પુ.નો) હજી અહીં આવ્યો નથી. દશેરા પછી ત્યાં આવવા ધારું છું. ત્યારે તમારી પાસે જોઈશ. પ્રેમાનંદ વગેરે પણની ૩ પુસ્તિકાની વાત આપણે થયેલી, તેની રાહ જોઉં છું. અઠવાડિયામાં આવી જાય તો ઉપયોગમાં લેવાય. અહીં કાલથી વરસાદ છે. એ કારણે તબિયત કાંઈક નબળી ખરી. ચંદ્રકપ્રદાન નિમિત્તે સદ્ભાવથી આટલું લખાયું તે ઊભરો જ નીવડશે? કે પ્રકાશનનિધિ માટે મિત્રો કંઈક સંગીન કરવા સત્વર, સક્રિય બનવાના ખરા? રામ જાણે.

કુશળ હશો

વિજયરાયના નમસ્કાર

*

૧૧

વિજયરાય ક. વૈદ્ય
રોહિણી પ્રતિષ્ઠાન
૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર
તા. ૧૧-૧૧-૧૯૬૫

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

૮/૧૧ના તમારા પત્તાનો વધતા કાર્યભારને કારણે હમણાં તો ટૂંકો જવાબ ઉતાવળે આટલો જ લખું છું કે–

(૧) મારે ત્યાં આવવાના પક્ષે તમે જે લખ્યું છે એ વિચારતાં, ત્યાં આવવાનો વિચાર અઠવાડિયા બાદ ૨૦-૨૧-એ રાજકોટ આપવાનું છે એ સન્માન માથે ચડાવી પછી થવા માંડ્યો છે. એનો ઘડો ઊતરે છે કે ગાગર, એ તો જોવાનું રહ્યું. પુસ્તકોમાંથી થોડું અહીંની શાળા-કૉલેજમાંથી, હીરાબહેનનું, કુદરતી રીતે જ, મહિલા કૉલેજમાંથી મળવાની આશા બંધાઈ છે.

(૩) વ્યાખ્યાનમુદ્રણ માટે સુરતને લખી દઈશ કે મોડું, પણ સંભવત: મુદ્રિત જ મોકલીશ કે લેતો આવીશ.

ઉપર જે કાર્ય-ભાર વિષે લખ્યું તે સાહિત્યકોષનું. મને ગુજ. સા. સભાએ એ બાબતમાં દીધેલા છેહના ઊંડા ઘામાંથી લોહી વહ્યે જ જાય છે. એ ત્રાસનો માર્યો સ્થાનિક લેખકોને લખવાનું સોંપ્યે જોઉં છું. તમારે ભાગે પણ તત્પરત્વે ઘણું યથાસમય આવવાનું છે એવી સ્પષ્ટ નિવિદા આ લખતાં (?) આપું છું એ જાણશો.

તા.ક. રક્તવહન કાંઈક ઓછું થાય છે. યાને આવવાની હશે તો રૂઝ એ રીતે જ આવશે.

વિજયરાયના નમસ્કાર

*

૧૨

વિજયરાય ક. વૈદ્ય
રોહિણી પ્રતિષ્ઠાન
૧૫૮૨, કૃષ્ણનગર
ભાવનગર
તા. ૨૧-૧-૧૯૬૬

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ. લખવાનું કે દસેક દિવસ પર અહીં પહોંચ્યો, પણ તમને લખી આજે જ શકું છું, પણ તમે તો કામો પતાવી જવાબ આ મળ્યે ૨,૩ દિ'એ જ લખો એમ ઇચ્છું છું.

૧. ભાઈશ્રી નગીનદાસ પારેખને મારા નમસ્કાર સાથે કહેશો કે તા. ૪-૪-'૬૫ને રોજની સા. કોષ વિષયક બેઠકમાં નક્કી થયા પ્રમાણે, બંગાળી સાહિત્યનું દિગ્દર્શન આદિથી અદ્યાપિ પર્યન્તનું આ તેમના ભાગે આવેલું કામ યથાવકાશ શરૂ કરી દે.

૨. તમારું ગો. વિષેનું ચાલતું હશે. જગદીશભાઈએ ને તમે મળીને ' ' નું તો આટોપ્યું પણ હશે. તેમણે ગુજ. નાટક

અને રંગભૂમિનુ પણ કરવાનુ છે જ ને ? ન પહોંચી શકે ધારી મુદતમા, તો એ બીજાને, જોકે અનિચ્છાએ, સોંપુ ? જવાબ લખશો

૩ અહીં જયેન્દ્રભાઈ સાથે વિચારણા કરી ઠરાવેલ કાર્ય વહેંચણીની તપસીલ બધાની, અઠમા સૌને મળશે

૪ ઠક્કરે કપિલભાઈ રમુભાઈ અનન્તરાય પરના લેખો કાલે આવી ગયા છે

૫ ભાઈશ્રી રતિલાલ જોષીની પાસે નદયુગનુ ઘણુ તૈયાર તેમને મારા યથાઘટિત સાથે કામ ચાલુ કરવાનુ યાદ આપશો

વિજયરાયના નમસ્કાર

*

૧૩

રોહિણી પ્રતિષ્ઠાન ૧૫૮૨ કૃષ્ણનગર
સચાલક ભાવનગર
વિજયરાય ક વૈદ્ય તા ૩-૭-૧૯૬૬

સ્નેહી ભાઈશ્રી રમણલાલ,

વિ લખવાનુ કે તમને અને તમસ્થ મિત્રો ત્રિ શ્રી ઉ જોશી, ન પારેખ જ દવેને સાહિત્યકોષીય કાર્ય માટે લખી મોકલેના છાપેલા પત્તા મળ્યા તો હશે તેમનો કોઈનો કે તમારો જવાબ ચાલુ વ્યવસાયોના કારણે જ નહિ લખાયો હોય સૌને યાદ આપશો તમારું ગો મા. ત્રિ વિષેનું સા. કોષ માટે તો, જે ગ્રન્થ તૈયાર છે તેના પરથી જ કરવાનુ એટલે એ મને બેથી ૩ અઠમાં જરૂર પહોચાડશો રૂપરેખાનો બીજો ભાગ થો ı દિવસમા કપોઝ થવા માટે એવી વકી છે એ પેજપ્રૂફનુ સશોધન તમે નહિ કરો ? આશા છે કે આ વિનતી સ્વીકારશો તમારા પર બીજો ભાર ઠીક પ્રમાણમા છે એ જાણતો હોવાથી, આગોતરી ક્ષમા યાચીને આ કામ તમારે માથે નાખવુ પડે છે એ સહી લેશો. ખુશીમા હશો. મને હમેશ જવુ સાધારણ ઠીકઅઠીક ભેગુ ચાલે છે

વિ

*

૧૪

મુબઈ
૨૯ ૧૦ ૬૬

સ્નેહી ભાઈશ્રી રમણલાલ

વિ લખવાનુ કે આ તમને શુક્ર સુધીમા બરાબર મળે એવી આશાથી લખુ છુ કે સુરતના સાહિત્ય સમેલનનો અહેવાલ ને નિબધસંગ્રહ એની એક પ્રત ના. પરિ ના દફ્તરેથી લાવીને કે મગાવીને, જેમને નીચે લખ્યુ છે વચાવવાનુ તે ચિ. ભદ્રમુખભાઈને ત્યા આપશો કુશળ હશો

વિજયરાય

ચિ ભાઈશ્રી ભદ્રમુખ. કાલે સાંજ વાગ્યે નામાન ત્યાથી લઈને શુક્રવારે સાંજ તમારી પાસે આવીશ. શનિ સવારે ભાવનગર જવાનો છુ

સૌ ખુશીમા હશો વિજુભાઈના શુભ આશીર્વાદ

વિજયરાય ક વૈદ્ય

*

૧૫

૧૫૮૨ કૃષ્ણનગર
ભાવનગર
તા ૨૮ ૧૧ ૬૯

સ્નેહી ભાઈશ્રી,

પત્ર મળેલુ આ ઉતાવળે એક જરૂરી કામે લખુ છુ ત્યા સરકારી માહિતીખાતામા પૂછશો કે ગયા થો ı અઠવાડિયા દરમ્યાન ગુજ સરકાર તરફના પુસ્તક ઇનામની ખબર ટાઈમ્સ મા ૧૯૬૮મા પ્રકાશિત માટે હતી. ને ગયે કે આગલે અઠવાડિયે જન્મભૂમિ મા ૧૯૬૮ના માટે આવી. આ બને ખરી કે બેમાથી એક ? જો એક જ ખરી હોય તો કઈ જ જવાબ મળે તે તુરત જ સોમ કે મગળે ત્રિપાઠી કુ ને લખી દેશો. ત્યા મારી વિનાયકની આત્મકથા પર સાલ છાપવા એ લોકોને આ માહિતી તુરત પહોંચાડવાની. તેથી તમારા ઘણા કામમા આ એક વધુ કેમ કે ખાતાને દસેક દિવસ પર લખેલુ તેનો જવાબ નથી યશવતભાઈ આવ્યા લાગતા નથી મને કાલપરમ કરતા ઠીક છે તમે ખુશીમાં હશો

વિજયરાયના નમસ્કાર

*

## સાભાર સ્વીકાર

**પંડિત વીરવિજયજી સ્વાધ્યાયગ્રંથ** સપા. કાન્તિભાઈ બી. શાહ પ્ર શ્રી શ્રુતજ્ઞાન પ્રસારક સભા, બી/૫, ગૌતમ ફ્લૅટ માણેકનગર પાસે, સરખેજ રોડ પાલડી અમદાવાદ ૭ કિં રૂ ૧૦૦ **પ્રાર્થના પરબ** સપા. પ્ર. મનસુખલાલ ઉપાધ્યાય, ૧૩એ, આશીર્વાદ સાઈબાબા મદિરની સામે વલ્લભબાગ લેન ઘાટકોપર (પૂર્વ), મુબઈ ૪૦૦ ૦૭૭ કિં નથી. **રોગમુક્ત જીવન** વૈદ્ય વજુભાઈ વ્યાસ, પ્ર શ્રી એમ.પી પટેલ ફાઉન્ડેશન, ૩-૪ વિઠ્ઠલભાઈ ભવન, સરદાર પટેલ કાલોની રેલવે ક્રૉસિંગ પાસે, અમદાવાદ ૩૮૦ ૦૧૩ કિં નથી. **ચમકતો ચહેરો, રણકતો અવાજ** વિજયદત્ત સ્મૃતિગ્રંથ, સપાદક જયંતિ એમ. દલાલ, જશવત મહેતા, બકુલ રાવલ. પ્ર. કલાગુર્જરી (સ્થાપક સસ્થા) ૧૧૮ એવોન આર્કે. ડી જે રોડ વિલેપાર્લે (પશ્ચિમ). મુબઈ ૪૦૦ ૦૫૬, કિં રૂ ૧૫૦

# શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનો એક પત્ર

સં. જયન્ત પાઠક

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

મૈત્રી, આદર્શ સોસાયટી
સુરત-૩૯૫ ૦૦૧
તા. ૧૪-૬-૧૯૮૨

પ્રિય ભાઈશ્રી જયંતભાઈ,

ગઈ કાલે ચર્ચામાં હું જરા ઉગ્ર થયો તેને માટે ક્ષમાપન ચાહું છું. જે કંઈક ઉગ્રતા હતી તે મારી શ્રદ્ધાની હતી અને તમારી જે ઉત્તમ ચૈતસિક પ્રવૃત્તિ છે તેના પાયામાં રહેલી, તેના સાક્ષી તરીકે રહેલી (यतः प्रवृत्तिर्भूतानां, प्रतिबोध – विदितम्) સત્તા, સંવિત્ Self – conscious creative power) એ વિશે તમે કેમ આશંકા સેવો છો તેને અંગે હતી, એટલે ખરું જોતાં, એ આવેગ વ્યક્તિગત નહિ, પણ તત્ત્વગત હતો. જે હોય તે, એટલું ખમી લેજો.

સાર્ત્રની દિશા ઊંધી છે. પગ ઉપર રાખીને માથે ચાલવાની એ ફિલસૂફી છે. Essence જ પહેલું છે, "Existence" (જે અર્થમાં સાર્ત્ર વાપરે છે) તે પછી છે. એ જ અર્થમાં હું પણ અસ્તિત્વવાદી છું. The ultimate warrant for any truth is my inner self. आत्मनि विन्दति। પૂર્ણ જ પહેલું છે; તેમાંથી આવિર્ભૂત તત્ત્વતઃ પૂર્ણ છે. પૂર્ણમાંથી કાંઈ બાદબાકી કે તેમાં કાંઈ સરવાળો નથી. પણ આ હકીકત સમજાતી નથી તે અવશ્ય એક ભેદ છે, જે બ્રહ્મનિર્વાણ થશે ત્યારે જ મને કે તમને સમજાશે. એને માયા કહીએ, અવિદ્યા કહીએ, પ્રભુનો શાપ કહીએ, 'એલિયેનેશન' કહીએ, એકાકીપણું કહીએ, જે કહેવું હોય તે કહો, પણ એ ભેદ (Mystery) છે; પણ તેમ છતાં પેલી પૂર્ણતાના સંકેત મળે છે. જીવનના વાસ્તવિક સંસ્પર્શમાં, પ્રેમ, કરુણા, સૌમનસ્ય, પ્રસન્નતા, ઉદારતા, શ્રદ્ધા, અભીપ્ટ ઝંખના, ભદ્રબોધ, કર્તવ્યમાં સદસદ્વિવેક (જે કંઈક હોય તે), સૌન્દર્યજિજ્ઞાસા, સત્યબોધ, સૌન્દર્યતૃપા, સૌન્દર્યપ્રબોધ, સંગતિ-અસંગતિદર્શન – આ બધામાં એ પૂર્ણતાના સંકેત મળે છે. આપણી મનુષ્ય તરીકે મર્યાદા પાર વિનાની છે. ઐતિહાસિક માનવે હિમાલય ખડકાય એટલાં અનિષ્ટ અને પાપ કર્યાં છે. છતાં પેલા સૂર્યનું મુખ છે, પેલામાં છે, પેલામાં છે. તે જ હું છું એ વાત ખોટી નથી. એ મુખના દર્શનને બાધક જે હોય તે સંકેલાય, વિખેરાય તો સવિતારૂપ થવાય, હરિરૂપ થવાય, બ્રહ્મનિર્વાણ (Absolute freedom and perfection) સધાય.

સૌન્દર્યબોધ કે સૌન્દર્યપ્રબોધ કે રમણીયતા વિષયક બુદ્ધિ (aesthetic sense)ની વાત જવા દઈએ. (વાસ્તવિક જગત તથા સંસારના પદાર્થોનાં સામંજસ્ય, સંવાદિતા, લાવણ્ય, ચારુતા આદિ તત્ત્વોનો મુદાજનક પ્રત્યય એ એક મોટી, અવશ્ય ગણતરીમાંમાં લેવા જેવી બાબત છે,) પણ કેવળ યુક્તિ અને તર્કની વાત કરીએ. વિશ્વની હકીકતો (facts) અને માનવબુદ્ધિનો તર્ક એ બે વચ્ચે શો સંબંધ છે ? વસ્તુજગતના કોઈ પદાર્થ કે પદાર્થોના ગુણધર્મો વિશે અથવા તેના વિવર્ત કે વિકાર વિશે ઘણી વાર વિચારકો અને વૈજ્ઞાનિકો શુદ્ધ તર્કથી (Rational Thinkingથી) અનુમાન કરે છે અને તે મુજબ પદાર્થોના ગુણધર્મ નીકળે છે. અલબત્ત આનો આધાર તર્કની શુદ્ધિ ઉપર છે જ, પણ અનુમાનો શુદ્ધ તર્ક અને બાહ્ય જગતના પદાર્થો સાથે કોઈ આંતર સંબંધ ધરાવે છે. એનો અર્થ એ કે પ્રજ્ઞાની ઉત્તમ અવસ્થા પરમ સત્ય કે પરમ સત્તારૂપ છે; અથવા તેને સહજ રીતે ઓળખે છે. તાત્પર્ય કે બુદ્ધિ, કેવળ બુદ્ધિનો વ્યાપાર પણ પરમ સત્યનો, પરમ સત્તાનો સંકેત આપે છે. આમ યુક્તિ કે તર્ક ભદ્રકર્મની શોધવૃત્તિ, સૌન્દર્યબોધ, લીલારૂપ કર્મ, ને બધાની પાર રહેલા, પણ તેના અધિષ્ઠાનરૂપ પરમ સત્ત્વની વાત કરે છે. There is an Absolute Logic, total logic embracing Reason, Moral Judgement and Aesthetic Awakening. So long as they do not meet in one single movement or realization, they should not be mixed up, but like organs of sense such as eye, ear etc. should be regarded as separate organs of knowledge. An aesthetic impact or Judgement or awakening should not be opposed to rational inference. True beauty is beauty inclusive of its theme, message or moral purport and issue. The assent in aesthetic experience is an aesthetic assent; keep it apart brom rational assent.

તમારી સૌની કુશળતા ચાહું છું. રમણભાઈ મળે ત્યારે મારા નમસ્કાર કહેજો.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સપ્રેમ નમસ્કાર

❐

## મુંબઈના દરિયા-કિનારે

(છન્દ વનવેલી)

રાજેન્દ્ર શાહ

હે નિરવધિ અમ્ભોધિ.
પશ્ચિમ દિગન્તે લહરિત તવ નીર પર
ઝૂકી રહ્યો છે શ્રમિત સૂર્ય–
તેજ એનુ જોઉ છુ હુ ઝલવાયુ ધવલ પાણ્ડુર
જોઈ રહુ અમીટ ત્યા સહસા જ
ભીની હવા જાણે કોઈ કુહેલિકા આખ એક ધરી આવરણ
હરી જાય મન મુજ કહી દૂર એવા કોઈ આલોકે અવર

હુઞ્રાળ લઘુ એક છીપ
ચોમેર કિનારા પર નીલમણિ દુર્ગ સમ સોહી રહી નારિકેલ કુઞ્જ
ખડ છવાયેલ ભૂમિ પર
વડ ઉદમ્બર સાગ શાલ્મલી સમાન કેક કાલવૃદ્ધ તરુ–
વેલાનુ પ્રાચુર્ય
કહી કહી તળેટીમા વિશાળ તળાવ
વિહઙ્ગ કૂજને આન્દોલિત વાયુ સહ એના તરઙ્ગ ઉલ્લોલ છલકાય.

એ જ રીતે વિચિમય અસમ ભૂમિના અન્તરાયે
અહીં તહીં તૃણછાયી કુટીરોમા
વસે વન – કણ્ઠારની પ્રજા નિધિની સન્નિધિ થકી પુષ્ટ
એક માત્ર કટિઢઙ્ક અઙ્ગરખા વડે નિત્ય તુષ્ટ
સ્થળ દેવતાની કને મુક્તમને
દિનાન્તે કરન્ત ગાન, આનન્દનર્તન – નૃત્ત કેલી
ભરતી હો હો નિખાર ગહન ગભીર નાદ તણી તહીં અવિરત હેલી.

ધ્વનિ પ્રતિધ્વનિ, વળી
સામૂહિક વનૌષધિ તણીયે સુગન્ધ
કુટીર ઘર નિસૃત કાષ્ઠ-ધૂમ્ર સહ
ગગન સોપાન – પન્થ ગ્રહે
તેજવિકમ્પને જાણે ઉડુગણ દીધ આવકારે

'જાણે સ્વપ્નભઙ્ગ' – કોઈ સર્યું આવરણ '

હે અમ્ભોધિ,
શ્રમિત સૂર્યનુ તવ જલ મહીં જ્યહીં નિમજ્જન.

તારલ-અઙ્કિત શ્યામલ અઞ્ચલ ધરિણીનું ત્યહીં જ સવેળ પ્રગટન :
પણ તે ન મનોનયને લહેલ વનિલ કણ્ઠારે...
અહીં તો છે નભચુમ્બી સદનની જટિલ ગૂંથણી થકી રચાયું નગર,
નિજી રોશનીને કર ચારુ યામિનીનાં ચીર તણું જે કરન્ત નિવારણ.

અહીં નહીં રાત-દિન ભેદ...
અહીં કોઈ ગજ ? કોઈ ગ્રાહ ?
અહીં કહીં રે હે નિધિ, તવ શિખી-કણ્ઠ-શી નીલિમા !
વિલોલિત ઉત્પલ-દલ સમાન સુરમ્ય તરઙ્ગ ! તદપિ છે અહીં
કમનીય કોઈ જલ-યોષિતનું ચિત્તહર ચુમ્બક – કર્ષણ, કામધેનુ !
અહીં યન્ત્રવિહગ-આરૂઢ એવા સહસ્રબાહુ-દૃગની કંઈ યાતાયાત !
ઋતુચક્ર જેમ જ તે ફૂલે ફળે પાનખરે જનપદ–જીવનના સહુ ફેરફાર.

નિરવધિ હે અમ્બોધિ ! ભરતી હો, હો નિખાર, રહું સુણી.
સન્તત ગભીર તવ વાણીને ગોરમ્ભ કોઈ મન્ત્ર જાણે તું રહેલ ભણી.

## ઝૂકતી ડાળી

રાજેન્દ્ર શાહ

ઝૂલતી ઝૂકે ફળની ડાળી, ટહુકો તાણે પક્ષી;
કોઈ તો આવે યાત્રી અહીં
રસ રૂડેરો ઝક્ષી.

રતના ઝીલ્યા વાયરા,
ઝીલ્યા આકરા એવા તાપ;
કાયનાં કામણ રૂપ તે એનાં
પ્રગટ્યાં આપોઆપ;
ઊડતી એની ફોરમ કોના
કાળજે રહે ડક્ષી...

મોસમ જેવી હોય ને એવો
આવતો એનો ફાલ,
વચલા પ્હોરની વાત અનેરી,
આતુર તુરી ચાલ;
વ્હાલનો આવે વેગ, ન ત્યારે
કોઈની નડે અક્ષી.

અક્ષી, આંખી : આંખની આડ, આંખની શરમ.

## ત્રણ હાઇકુ

રાજેન્દ્ર શાહ

પર્ણ-પાંદડે
હવા-હીંચ મર્મરે
નશો વાસન્તી.

નીલ નિકુઞ્જે
અદીઠ ટ્હૌકી કોઈ
કર્ષતું કોને ?

લહું પલાશે
પ્રગટ લાલ... ત્યમ
અઙ્ગ-રોમાઞ્ચ.

હરિશ્ચન્દ્ર ભટ્ટ
સંપા મેઘનાદ ભટ્ટ

આપણે દીવસમા ત્રણવાર સધ્યા કરવાની હોય છે તેમ મુસલમાનોને દીવસમા છ વાર નિમાઝ પઢવાની હોય છ અને એ નિમાજના વખતની ખબર કરવા માટે મુલ્લા લોકોને બોલાવવા મસીદના મીનારા પર ચઢીને મોટેથી કુરાનમાથી એક કલમો (શ્લોક) બોલે છે એને અમીન કહે છે

---

આ શહેરના કામકાજની ધમાલમા બપોરની નિમાઝ માટે એ અમીન પોકારે છે એનો અવાજ સાભળી શ્રદ્ધાળુ લોકો આવીને પ્રાર્થના કરી જશે (આપણા હીદુ દેવળોમા જે બુમાબુમ અને દોડાદોડ હોય છે તેવુ અહીં કશુજ હોતુ નથી. ઘણી વાર હજારો માણસો નિમાઝ પઢતા હોય છે અને તે વખતે એટલી શાતી હોય છે સોય પડે તોપણ અવાજ કાને આવે) એમ શાતીથી પ્રાર્થી એ લોકો ઘડીકમા છૂટા થશે

હવે એ અમીન પોકારે છે ત્યારે એનુ હૃદય પણ લોકોમા વિશ્વાસથી ભરેલુ છે એને મનમા ખાત્રીજ હોય છે કે મારો પોકાર ખાલી નહીં જાય. એ સાભળીને કોઈ પ્રાર્થના કરવા ન આવે તો એનો એ અવાજ હવામા મળી જવાનો અને શુ એણે એકલાએ જ પ્રાર્થના કરવી ?

તેમ મને પણ ખાત્રી છે કે મારો અવાજ ખાલી નહિ જાય દેવી મને જવાબ આપશે જ અમે પણ શ્રદ્ધાથી પ્રભુને ભજીને એ નિમાઝ પઢનારની જેમ સોંપી કોઈ જાણે નહિ એમ ભજીશુ એ લોકો હવે છટા પડે છે

તેમ અમારા બેમાથી કોઈ એકનુ મૃત્યુ પહેલા થાય તો અમને ખાત્રી છે કે અમે એકલા લાબો વખત રહી શકીએ એમ નથી તેથી જ એ એકલતા ક્ષણીક લખી છે એક બીજામા અમે એટલા એકાત્મ છીએ અમારામા શરીર જુદા છે એ શીવાય જુદાપણુ નથી તેથી અમે જુદા બહુ જીવી શકીએ નહિ. અને તેથી જલ્દીથી પ્રભુના ચરણ ભેગા થઈ હમેંશા સાથે રહીશુ

(૧૯૨૮)

[હરિશ્ચન્દ્ર ભટ્ટના, એમના પત્ની હરવિલાસને ઓલપાડ લખેલ ૧૯૨૮ના પત્રનુ એક પાન મળ્યુ છે જોડણી એ જ રહેવા દીધી છે

અમુક અક્ષરો ઊકલતા નથી – મેઘનાદ]

□

# હવેલી સંગીત

લાભશંકર પુરોહિત

'હવેલી સંગીત'ની સંજ્ઞા તળે આપણે જે ગાનપદ્ધતિને ઓળખીએ છીએ તે તત્ત્વતઃ, પુષ્ટિસંપ્રદાયનાં વૈષ્ણવ મંદિરોમાં પ્રચલિત કીર્તનપરંપરા છે. લગભગ છએક દશકા પહેલાં, શ્રી કે. કા. શાસ્ત્રીએ આ કીર્તનપદ્ધતિને 'હવેલી સંગીત' શીર્ષકથી ઓળખાવી. 'બુદ્ધિપ્રકાશ'માં લેખરૂપે પરિચિત કરાવી હતી. લગભગ એ જ અરસામાં એ વખતના 'ઑલ ઇન્ડિયા રેડિયો'ના મુંબઈ કેન્દ્ર સાથે સંકળાયેલા શ્રી ચંદ્રવદન મહેતાએ આ કીર્તનશૈલીને રેડિયો પરથી પ્રસારિત કરાવતી વેળા એની ઓળખ પણ, 'હવેલી સંગીત' તરીકે આપી હતી. એટલે, આપણે ત્યાં અને ગુજરાત બહાર પણ આ કીર્તનપદ્ધતિ ત્યારથી વ્યાપક ને બહુમાન્ય ધોરણે 'હવેલી સંગીત' તરીકે ઓળખાવા લાગી.

'હવેલી સંગીત' જેવી કૃત્રિમ સંજ્ઞા સ્થિર થવાનાં બે કારણો ગણી શકાય. પ્રથમ કારણ એ હોઈ શકે કે પૂર્ણતઃ સ્વરપ્રધાન શબ્દનિરપેક્ષ શાસ્ત્રીય સંગીતની 'ખ્યાલ' કે 'ધ્રુપદ' ગાયકીથી એ અલગ તરી આવે છે; તેમ જ સ્થાનીય વા ઉત્તર ભારતીય લોકસંગીતથી પણ એ નોખી પડી આવે છે. ધ્રુપદ-ધમારની ગાનપરંપરા પર એનું મંડાણ ખરું, પરંતુ આરંભિક તબક્કા પછી, આલાપચારીની બાબતમાં 'ખ્યાલ' ગાયકીનો થોડોક પ્રભાવ એ ઝીલતી થઈ; તો બીજી તરફથી હોરી, ધમાર, હિંડોળાનાં પદોની ગાયકીમાં વ્રજપ્રદેશના લોકસંગીતનો રંગ પણ ઉમેરાયો. આપણે ત્યાં ગુજરાતમાં તો 'ઝીલણિયાં' તરીકે ઓળખાતાં ગુજરાતી પદો, ધોળ ઉપરાંત હીંચ, હમચી, ગરબી જેવી નર્તનનિષ્ઠ કૃતિઓ પણ, ખાસ કરીને દયારામની રચનાઓ દ્વારા એમાં સામેલ થતાં ગુજરાતના સ્થાનીય સંગીતનો સૂર પણ એમાં ભળ્યો. આમ, પ્રચલિત સંગીતપ્રકારોને મુકાબલે, આ કીર્તનપદ્ધતિ, ધ્રુપદ-ધમારની ગાનશૈલીમાં અવાંતર સંગીતદ્રવ્યોને પણ આછાંપાતળાં ઘૂંટીને પ્રસ્તુત કરે છે. બીજું મહત્ત્વનું કારણ એ હોઈ શકે કે આ આખીયે કીર્તનશૈલીનું મૂળ અને મુખ્ય કેન્દ્ર 'હવેલી' તરીકે ઓળખાતાં પુષ્ટિમાર્ગીય કૃષ્ણમંદિરો જ રહ્યાં છે. આ મંદિરોની બાંધણી, અન્ય સાંપ્રદાયિક મંદિરો જેવી, શિખરબંધ નથી હોતી; પરંતુ રાજઘરાના કે અતિસંપન્ન શ્રેષ્ઠીઓનાં વિશાળ નિવાસસ્થાન જેવી 'પ્રાસાદ'-શૈલીની વાસ્તુરચના ધરાવતી હોય છે. સલ્તનતકાળના ફારસી પ્રભાવે ઉત્તર ભારતમાં તેમ જ આપણે ત્યાં આવાં ગૃહસંકુલો 'હવેલી' તરીકે જ ઓળખાતાં. વાસ્તવમાં તો આવા સુવિધાયુક્ત ગૃહનિવાસોના ઉપલા માળના ખંડોમાં, મંદિરના અધિપતિ વલ્લભવંશીય આચાર્યનો પરિવાર-નિવાસ હોય. અને નીચેના ભાગે, પ્રાંગણ, ચોક, પરસાળયુક્ત વિશાળ ખંડોમાં સેવ્ય ઠાકુરસ્વરૂપના નિત્યસેવાપ્રકારની વ્યવસ્થા હોય છે. ઠાકુરસેવાના નિતાન્ત આવશ્યક સેવાક્રમ તરીકે, આ કીર્તનપ્રવૃત્તિ પણ, આવી હવેલીઓમાં જ ચાલતી રહે છે. એટલું જ નહિ, આચાર્યો પોતે પણ ગાન અને વાદનની કુશળતા દાખવીને આ પ્રવૃત્તિમાં સક્રિયપણે સંકળાતા રહે છે. સંગીતની ઊંડી જાણકારી,પદગત મર્મોને ગાયકી દ્વારા સાકારિત કરવાની સૂઝ ઉપરાંત હાર્દિક ભાવાભિનિવેશને લીધે પણ હવેલીસ્થિત આચાર્યો દ્વારા આ કીર્તનશૈલીને પ્રેરણા અને પોષણ મળતાં રહ્યાં છે. આમ, એક બાજુથી શાસ્ત્રીય સંગીતની પદ્ધતિઓથી આ કીર્તનશૈલી નોખી પડી આવે છે. બીજી બાજુથી, પદોની ગાનાત્મક રજૂઆતમાં ભજન, ઇતર ભક્તિકવિતા કે સુગમ સંગીતને મુકાબલે સ્વરબાંધણી ને હલકમાં એ પોતીકો મિજાજ ધરાવે છે. બીજી બાજુથી 'હવેલી' સાથે પ્રયોગ (performance)

ને પ્રવૃત્તિની બાબતમા એનો કાયમી નાતો રહ્યો છે આ બધી દષ્ટિએ 'હવેલી સગીત' તરીકેની એની ઓળખ અન્વર્થક લાગશે

*

એ વાત આપણે ખાસ યાદ રાખવી જોઈએ કે, 'હવેલી સગીત' અગત શોખને સાચવતી મનોરજનલક્ષી કળાપ્રવૃત્તિ નથી જ એ તો છે ભાવુક વૈષ્ણવની ભીતરી ચેતનામાથી સ્પદિત થતી પ્રેમસપૃક્ત ભક્તિનો સકીર્તનાત્મક હૃદયોદ્‌ગાર સાપ્રદાયિક કૃષ્ણભક્તિના પ્રસાર પૂર્વે પણ સકીર્તનનો મહિમા તો નવધા ભક્તિમા 'શ્રવણ પછીના તરતના ક્રમે કીર્તન રૂપે સ્થાપિત હતો પરતુ વૈષ્ણવ સપ્રદાયોએ નામસકીર્તનની સાથે પદસકીર્તનને પણ અધિક સ્થાન આપ્યુ પુષ્ટિમાર્ગીય કીર્તનપદ્ધતિ પૂર્વે પણ નારદીય' અને 'વારકરી' એ બે મુખ્ય કીર્તનપ્રણાલીઓ પ્રચલિત હતી રામોપાસનાને ઉપલક્ષતી નારદીય કીર્તનપદ્ધતિમા પૂર્વરગમા નમન અને ઉત્તરરંગમા ભાવગાનને સાકળતો દ્વિ સ્તરીય કીર્તનક્રમ હતો જ્યારે વિઠ્ઠલ' (કૃષ્ણ) પાડુરગને ઉપલક્ષતી વારકરી કીર્તનપદ્ધતિ મહારાષ્ટ્રમા પ્રચલિત હતી આ પદ્ધતિમા મુખ્ય ગાયકના આરભિક ગાન અને અગગાયકો દ્વારા ઊભા ઊભા થતુ એનુ તદનુવર્તી સાંઘિક આવર્તન એવો ક્રમ હોય છે તબૂર, કરતાલ ઝાઝ, મૃદગ જેવા વાદ્યોની સગત પણ ખરી પુષ્ટિમાર્ગીય કીર્તનપરપરાનો આરભ, ગાયકી પરત્વે ધ્રુપદ ધમાર શૈલીનુ અનુસધાન સ્વીકારે છે એ ખરુ પરતુ એની પ્રસ્તુતિ અને સસ્થાગત ઘટના (organization)ની બાબતમા વારકરી કીર્તનપદ્ધતિનો પ્રભાવ એમા વરતાઈ આવે છે પઢરપુરની વિઠ્ઠલોપાસનાથી શ્રીવલ્લભ પ્રથમથી જ પ્રભાવિત રહ્યા છે પાડુરગ વિઠ્ઠલના દૈવી આદેશથી એ ગૃહસ્થાશ્રમ સ્વીકારે છે, પોતાના દ્વિતીય પુત્રનુ નામાભિધાન પણ વિઠ્ઠલપ્રેરણાથી જ વિઠ્ઠલનાથ' રાખે છે એ જ રીતે, ગોવર્ધનસ્થિત શ્રીનાથજીના નવનિર્મિત મદિરની સેવાપ્રણાલીમા કીર્તનસેવાને આરભથી જ સ્થાન આપવાનુ વલણ પઢરપુરીય પ્રભાવ દર્શાવે છે મુખ્યગાયક/ અગગાયકોની આવર્તનાત્મક કીર્તનશૈલી, પ્રથમ કુભનદાસ અને પછી સુરદાસાદિ કીર્તનકારોનો સેવાપ્રબધ કીર્તનક્રમના ઓસર' (સમય) જેવી બાબતો પણ વારકરીપ્રભાવના નિદર્શનરૂપ ગણાય

*

પુષ્ટિસપ્રદાયે 'કૃષ્ણસેવા સદા કાર્યા' ગણી છે આ કૃષ્ણ એટલે 'વ્રજાધિપ' આ 'વ્રજાધિપ' જ 'સર્વદા અને 'સર્વભાવેન' ભજનીય' છે આ 'ભજનીયતા' – ભક્તિની દઢતા માટે 'શ્રવણ' અને 'કીર્તન'ને અધિક મહત્ત્વ આપ્યુ છે ભગવદાનદ પ્રકટ થયા વિના 'કીર્તન થઈ શકે નહિ આવુ 'કીર્તન' 'સુખદ સદા હોય એટલે કૃષ્ણના વ્રજનિવાસ પર્યન્તની બાલલીલા' ને પ્રૌઢલીલા' (કિશોરલીલા)ના રૂપાત્મક અને ગુણાત્મક ક્રીડાવિલાસોને 'સદાનદપરે ગેયા' ગણ્યા છે અને આવુ લીલાગાન ભક્તને અલૌકિક સુખપ્રાપ્તિનો અનુભવ કરાવે છે પુષ્ટિમાર્ગમા કીર્તનસેવા અગેની વલ્લભપ્રતિપાદિત આ સિદ્ધાતપીઠિકાને લક્ષમા રાખીને જ એ કીર્તનશૈલીની વિષયગત ભાવગત, સ્વરૂપગત અને સગીતાત્મક લાક્ષણિકતાઓને સમુચિતપણે સમજી શકાય

*

પુષ્ટિમાર્ગીય કૃષ્ણોપાસના પૂજોપચારને અગીકારતી સાધનાપદ્ધતિ નથી, પણ સેવાત્મક ભક્તિપ્રણાલી છે સપ્રદાયના આરભકાળે જ ગોવર્ધનસ્થિત શ્રીનાથજી મદિરમા મગળાથી શયનપર્યન્તનો અષ્ટયામીય નિત્યક્રમ અને વર્ષોત્સવના મહત્ત્વના ઉપક્રમોની ભૂમિકા તો શ્રીવલ્લભે બાધી આપી હતી એમના ઉત્તરાધિકારી શ્રી વિઠ્ઠલનાથજીએ આખીયે સેવાપદ્ધતિને વિસ્તૃત ફલક પર મૂકીને એને રસાત્મક ને ભાવાત્મક પરિમાણો આપ્યા મગલા, શૃગાર ગ્વાલ, રાજભોગ એ ચાર મધ્યાહ્નપૂર્વ અને ઉત્થાપન ભોગ, સધ્યા આરતી, શયન એ ચાર મધ્યાહ્નોત્તર નિત્યક્રમમા ભાગવતની દશમસ્કધમા નિરૂપિત બાળલીલાની દૈનિકી શિશુચર્યાના ભક્તિ સકેતો ઇષ્ટ છે વર્ષોત્સવમા સમગ્ર વર્ષ દરમ્યાન આવતા પૌરાણિક, પ્રાકૃતિક ને આનુષગિક પર્વો, કૃષ્ણ, વામન, રામ, નૃસિંહ એ ચાર અવતારજયતી તથા

સંપ્રદાયપ્રવર્તક આચાર્યો શ્રીવલ્લભ ને શ્રી વિઠ્ઠલના પ્રાકટ્યદિનના ઉત્સવોને અનુરૂપ સેવાપ્રકારોની સંકલના છે. નિત્યોત્સવ ને વર્ષોત્સવના આ વિવિધતાસભર સેવાક્રમની વિશિષ્ટતા એ છે કે પ્રત્યેક ક્રમના અનુષંગે ઠાકુરપ્રીત્યર્થે તદનુરૂપ શૃંગાર અને ઉત્સવસંગત ભોગની સવિગત નિર્દેશાત્મક વ્યવસ્થા પણ સેવાપદ્ધતિમાં સૂચિત છે. કીર્તનશૈલીનો વિચાર કરવાની બાબતમાં આપણે માટે અહીં રસપ્રદ મુદ્દો એ છે કે આ વ્યાપક, વિપુલ ને વૈવિધ્યપૂર્ણ સેવાક્રમના શૃંગાર અને ભોગની સજાવટમાં ઠાકુરની રૂપલીલાના અપ્રતિમ વિલાસોને સાંકળતાં ને અંતર્ગત ભાવભક્તિને સ્વર અને શબ્દના મધુરાદ્વૈત દ્વારા વ્યંજિત કરે તેવાં, સમય સમયની પ્રકૃતિછટાઓને કેવળ રાગ દ્વારા સાકારિત કરનારાં અસંખ્ય પદો, સંપ્રદાયની અતુલિત વિરાસતરૂપે સાંપડ્યાં છે.

*

એટલે, પુષ્ટિમાર્ગીય પરંપરા, રાગ, ભોગ અને શૃંગારની પરસ્પરાનુભાવિત ત્રિપુટાત્મક સેવાપદ્ધતિ છે. એમાંયે રાગાત્મિકા કીર્તનસેવાનો મહિમા તો એટલો અદકો રહ્યો છે કે પ્રભુ રાગે જાગે, રાગે આરોગે ને રાગે પોઢે ! આ કારણે, ભગવદ્-લીલાનાં બહુવિધ ભાવસ્ફુરણોનું ગાન, કીર્તનોમાં વિપુલ માત્રામાં સાંપડે છે. 'સમા સમા'નાં આવાં પદોની ઉપરછલ્લી ટીપ પરથી જ આ કીર્તનપ્રકારની સત્ત્વશીલતા, સૌન્દર્યરસિકતા ને સાંખ્યસમૃદ્ધિનો અંદાજ માંડવાનું મુશ્કેલ નહિ બને – જગાડવાનાં પદ ઉપરાંત મુખદર્શન, ખંડિતા ને મંગલા આરતી, શૃંગારમાં ઉત્સવોચિત અલંકરણોથી ખચિત સ્વરૂપસૌન્દર્યની છટાઓ, ગ્વાલમાં કલેઉ, માખણલીલા, ગોપબાલો સાથે ભોગ; 'રાજભોગ'માં બોલાવવાનાં પદો, ભોજન, આચમન, બીરી ઉપરાંત વનભોજનની 'છાકલીલા'; મધ્યાહ્નકાલીન વિશ્રાંતિના સમય દરમ્યાન 'અનોસર'માં ગોપબાલો સાથેની ક્રીડાઓ પતંગ, ચગડોળ, ગેડીદડો વ.ને લગતાં પદો; 'ઉત્થાપન'માં ગોચારણ પછી ઘરે પાછા ફરતી વેળાનાં 'આવની'નાં પદો, 'સંધ્યાર્તિ'માં ગોધૂલિથી ધૂસરિત ઠાકુરના રૂપ-સૌન્દર્યની અવનવી ભાવભંગીને લગતાં પદો; 'શયન'માં પોઢાડવાનાં પદો ઉપરાંત વ્યારુ, બીરી ને દૂધનાં પદો, અને અંતે આશ્રયનું પદ. આ તો થયો નિત્યોત્સવના અષ્ટયામીય કીર્તનપ્રકારોનો અછડતો નિર્દેશ માત્ર ! જ્યારે વર્ષોત્સવમાં જન્માષ્ટમી ઉપરાંત વલ્લભ-વિઠ્ઠલના પ્રાકટ્ય ઉત્સવને લગતાં અઢળક 'વધાઈ' પદો એમાંના રાગવૈવિધ્ય, ભાવની સ્વકીયતા અને કર્તૃત્વની એકાધિકતાને કારણે ધ્યાન ખેંચે છે. નંદમહોત્સવ, પલના, નાલછેદન, છઠ્ઠી, અન્નપ્રાશન, કર્ણછેદન, નામકરણ આ સંસ્કારવિધિને લગતાં પદો ઉપરાંત મૃત્તિકાભક્ષણ, શકટલીલા, દામોદરલીલા, ગોવર્ધનલીલા, દાનલીલા, માનલીલા, પનઘટલીલા, રાસલીલા કૃષ્ણની બાળલીલાની પારાવાર ભાવમુદ્રાઓને ઉપસાવતું અનેકપરિમાણાત્મક કાવ્યવિશ્વ અહીં ખડું થાય છે ! તો વળી, ઋતુપરિવર્તે વર્ષા, શરદ, શીતકાલ, વસંત, ઉષ્ણકાલના સંદર્ભે હિંડોળા, સાંઝી, રાસ, સંક્રાંતિ, હોરી, ફૂલમંડલી, નૌકાવિહાર, ખસખાનાનાં પર્વોના લીલાક્રમોને પણ સ્થાન મળ્યું. નવવિલાસ, દશેરા દીપાવલિ, હટડી, ગોવર્ધનપૂજા, અન્નકૂટ, ભાઈબીજ, વિવાહ, વસંતપંચમી, ખેલ, ગણગૌર, અક્ષયતૃતીયા, ગંગાદશેરા, રથયાત્રા, પવિત્રાં એકાદશી, રક્ષાબંધનના ઉત્સવો ઉપરાંત વ્રતચર્યા, 'હીલગ', મલ્હાર, શ્યામઘટા : વિધવિધ પ્રાકૃતિક પરિસરમાં ઊભરતા ભાવરંગોને ઝીલતાં પદોનાં વૈવિધ્ય ને વિપુલતા પણ ખાસ્સી માત્રામાં. યુગલપ્રીતિ ઉપરાંત ગોપી, મુરલીનાં પદો પણ ખરાં. તો વળી, યમુના, વ્રજમંડલ. વૃંદાવન, ગોવર્ધન, ગોકુલ, સત્સંગ, ગુરુ, વૈષ્ણવતા આ સૌનો મહિમા વર્ણવતાં પદો ઉપરાંત દીનતા, શરણાગતિ, આશ્રયને પ્રાંજલ ભાવે ગાતાં પદોય પુષ્કળ, કેવું સાનંદ વિસ્મય પ્રેરે છે આ કીર્તનપરંપરાનો મનોહારી ભાવપ્રસ્તાર !

*

મધુરા પ્રેમભક્તિનું આવું વિલસતું ભાવવિશ્વ જે કીર્તનોમાં પ્રત્યક્ષ થાય છે, એનું સામર્થ્ય પડ્યું છે એની ભાવપૂત સંગીતાત્મકતામાં. સાંપ્રદાયિક



દેશ

ભક્તિકવિતામા સગીતનો સમજભર્યો ને માર્મિક અનુબધ ક્યાય સમુચિતપણે જળવાયો હોય તો તે છે આ પુષ્ટિમાર્ગીય કીર્તનપરપરામા ગાયન, વાદન અને નર્તન 'સગીત'ના ત્રણેય અગોનો સમવેત સમાદર અહીં પ્રતીત થાય છે, કેમ કે સપ્રદાય પ્રવર્તક આચાર્યો પોતે જ સગીતના જબરા પુરસ્કર્તા હતા વળી, વૃદાવનસ્થિત સ્વામી હરિદાસની ભક્તિપૂત ધ્રુપદગાયકીનો ચૈતન્યસ્પર્શ સમગ્ર વ્રજમડલમા વ્યાપ્ત હતો 'અષ્ટછાપ' કવિઓ માત્ર શબ્દકાર જ નહિ સ્વરકાર પણ ખરા, આ 'વાગ્ગેય'કાર કીર્તનકોની કીર્તનસેવા લગભગ એક સૈકા પર્યન્ત શ્રીનાથજી સન્મુખ થતી રહી. આ કવિઓ મૂલત પ્રપન્ન વૈષ્ણવજન હતા, એટલે એમની સર્ગશક્તિ લીલાનુવાદ, અને સગીતકળા લીલાગાન દ્વારા પ્રભુને રીઝવવા માટે જ વિનિયુક્ત થતી રહેતી ધ્રુપદગાયકીના એ સૌ જાણકાર ને મર્મજ્ઞ શ્રી ગોવિંદસ્વામી તો દીક્ષા પૂર્વે પણ ઊચી કોટિના સગીતજ્ઞ તરીકે ખુદ તાનસેન જેવા પ્રતિષ્ઠિત સગીતકારને પણ જેમની પાસેથી સાગીતિક ખૂબીઓ જાણવાની ઉત્સુકતા રહે એવા સુપ્રસિદ્ધ હતા આ કારણે આ કીર્તનપરપરાનો પાયો જ સગીતની રસપ્રવણ શાસ્ત્રીય બેસણી ઉપર મડાયો સ્થાયી, અતરા, સચારી ને આભોગ ધ્રુપદશૈલીના ચારેય અગોને સાચવતી બહુસખ્ય ચતુષ્પાદ પદરચનાઓ એની સાખ પૂરશે

શાત ને સ્થિર સ્વરમડલને કારણે ધ્રુપદગાનમા રાગનુ સ્વરૂપ ઘણુ સ્પષ્ટ રહે એટલે ભક્તિપ્રધાન ગભીર ભાવોની અભિવ્યક્તિ માટે એ વધારે અનુકૂળ નીવડે વળી, મૃદગની સગત ને ઝાઝની ઝકૃતિ ગાનને ઓપ આપી રહે ઉપરાત વસત ને હોરીના ઊછળતા ભાવો માટે ચચલ ને ત્વરિત ગતિ દાખવતો ધમાર તાલ વધુ સહયોગી નીવડે આમ કીર્તનશૈલીના આરભિક તબક્કે જ ધ્રુપદ ધમારની ગાનશૈલી દૃઢમૂલ થઈ અષ્ટ છાપ કીર્તનિકોએ પ્રચલિત કરેલી સગીતપદ્ધતિથી અનુકાલીન કીર્તનપરપરા પણ નિયન્ત્રિત થતી રહી. જોકે, ક્વચિત્ ખ્યાલ ગાયકીના ઈષત્ સ્પર્શ ઉપરાત વ્રજપ્રદેશના લોકસગીતની પાતળી તરજો પણ, પાછળના ક્રમે એમા મળતી રહી છતા કાન્હરો ગોરી, વસત જેવા રાગોના પ્રાચીન પ્રકારો પણ હવેલી સગીતમા આજ લગી ટકી રહ્યા છે સાગીતિક સાતત્યનો દોર અષ્ટછાપેતર કીર્તનકારોએ પણ સાચવી રાખ્યો સગીતસમ્રાટ તાનસેન તો આ પગતમા ખરા જ ઉપરાત જેમની કીર્તનગાયકીની ભાવાર્દ્રતાથી પ્રસન્ન થઈને ગો શ્રી ગિરિધરજીએ એ જ ક્ષણે, સોનાનુ કડુ હાથ પરથી ઉતારીને જેમને બક્ષિસ કર્યુ હતુ અને 'ઘોડિયા મલ્હાર'નો ઉપપ્રકાર જેમણે પ્રચલિત કર્યો તે સગીતજ્ઞ મુસ્લિમ કવિ ધોંધી, પખાવજવાદનનુ કૌશલ ધરાવતા શ્યામદાસ કુમ્હાર ને અલીખાન પઠાન જેવા કીર્તનકારો, જેની સાડા બાર ધમાર આજે પણ ખેલ ના દિવસોમા પુષ્ટિમાર્ગીય મદિરોમા ગાવાનો રિવાજ છે તે સ્ત્રીકવિ તાજબેગમ આ સૌ એ ગાળાના ઉલ્લેખનીય સગીતપ્રવણ કીર્તનિકો છે

નિત્યોત્સવ ને વર્ષોત્સવને લગતા કીર્તનોની ગાનપદ્ધતિમા ઋતુપરક ને દૈનિક સમયપરક ભાવસકેતક સ્વરબદ્દિશ ધરાવતા રાગોનો અનુબધ પણ આ કીર્તનશૈલીનો આગવો વિશેષ રહ્યો છે પ્રાત કાળથી મધ્યાહ્ન પર્યન્ત સેવાક્રમોમા ક્રમશ ભૈરવ, બિભાસ રામકલી, બિલાવલ ટોડી, આશાવરી ને સારગ તો મધ્યાહ્નોપરાત સેવાક્રમોમા પૂર્વી ગૌરી, નટ સોરઠ, કાન્હરો કેદાર, અડાણો હમીર મારુ ને સમાપનના પદોમા બિહાગ – આવો રાગક્રમ સામાન્યત વરતાશે ઋતુ પરત્વે, વર્ષામા મલ્હાર, વૃદાવની સારગ શીતકાલમા આશાવરી, ટોડી, ધનાશ્રી, ને ઉષ્ણકાલમા સારગની પ્રધાનતા રહે 'વધાઈ'ના પદો મહદશે દેવગધાર, ધનાશ્રી, સારગ કાન્હરો, બિલાવલ, નટ, હમીરની બાદિશમા, તો 'સાઝી'ના પદો ગૌરી, માલવ, જગલો, 'કરખા'ના પદો મારુ હિંડોળામા મલ્હાર માલવ રાયસો કાફી નવવિલાસમા માલવ, તો વસતના પદોમા વસત, હોરીની ધમાર કાફી, સારગ, નટમા, અને દીનતા વિનતિ કે આશ્રયના પદો મોટે ભાગે બિહાગમા ઢળતા રહે છે

કીર્તન મૂલત સગીતાનુસધિત જ હતુ એટલે રાગને કીર્તનનો પ્રાણ ગણ્યો છે વૈષ્ણવ કવિઓને લીલાનુભવના સાંપડેલા આતરદર્શનનો અણસાર

શબ્દની સીમિત શ્રુતિમાં નિબદ્ધ તો થયો; પણ એ આંતરમર્મને સ્વરલહરીના અમૂર્ત ને અવાચ્ય ધ્વનનબળે ભાવપુષ્ટ કીર્તનકાર, કીર્તનની ક્ષણે પુન: ઝંકૃત કરતો હોય છે એ આ કીર્તનપ્રવૃત્તિનો સિદ્ધિ-વિશેષ ગણવો ઘટે.

*

લગભગ પાંચ સો વર્ષનો ઇતિહાસ ધરાવતી આ કીર્તનશૈલી આરંભના સૈકામાં જ પારાવાર સર્જકતા અને સાંદ્ર સાંગીતિકતાના ઉભયાન્વયી શુકાદ્વૈતથી એટલી પુષ્ટ થતી રહી કે અનુકાલીન પરંપરાને સતત ગતિશીલ રાખવામાં એનું પોષણ મળતું રહ્યું. ગોવર્ધનસ્થિત શ્રીનાથજી મંદિરમાં જે સેવાક્રમ શરૂ થયો એમાં કીર્તનસેવાનો યોગ, પ્રથમત: કુંભનદાસ, પછી સુરદાસ, કૃષ્ણદાસ, પરમાનંદદાસને સાંપડ્યો. શ્રીવલ્લભના ઉત્તરાધિકારી શ્રી વિઠ્ઠલનાથજીના પ્રપન્ન સેવક વર્ગમાંથી નંદદાસ, ચતુર્ભુજદાસ, ગોવિંદસ્વામી, છીતસ્વામી પણ એમાં ઉત્તર કાળે સંકળાયા. આ આઠેય કીર્તનિકોની સાત્ત્વિક પ્રપન્નતા, અંત:પ્રેરિત કવિતાની ભક્તિસંપદા અને સંગીત- માધુરીથી નીતરતાં ભાવપૂત લીલાગાનથી પ્રસન્ન થઈને શ્રી વિઠ્ઠલનાથજીએ સંવત ૧૬૦૨માં એમને 'અષ્ટછાપ' તરીકે સમ્માનિત કર્યા. આ આઠેય કવિઓએ આત્માનંદમાં લીન રહીને, દશમસ્કંધઅંતર્ગત બાલલીલાની નિરવધિ ભાવમુદ્રાઓનાં વાત્સલ્ય, સખ્ય, દાસ્ય અને માધુર્યથી યુક્ત જે અસંખ્ય પદો રચ્યાં ગાયાં, એ ભારતીય કવિતાની અતુલિત સંપત્તિ છે. અપત્યપ્રીતિનાં હૃદયસ્પર્શી વિરહસ્પંદનો; વ્રજભૂમિના વૃંદાવન, ગોકુલ, યમુના, ગોવર્ધનના પ્રાકૃતિક પરિસરનાં ભાવરંગ્યાં ચિત્રો, ગોપ/ગોપીજનોની અદોષરમણીય પ્રેમાસક્તિનાં પારદર્શી પ્રતિબિંબો –આવી અતિવિપુલ રસસામગ્રી આ કવિઓની પદરચનાઓમાં છલકાતી જોવા મળે છે. ભક્તિભાવની આર્દ્રતા ને ગહરાઈ, કાવ્યત્વની વ્યાપકતા ને સર્જનબહુલતાને કારણે, સુર અને પરમાનંદદાસને તો સ્વયં શ્રી વલ્લભે ને શ્રી વિઠ્ઠલે 'સાગર' તરીકે પ્રમાણ્યા છે. કવિઓનાં પદોમાંનો ઉત્કટ ભક્તિઉદ્રેક, લીલાનુભવની તદાકારતા વિના સંભવે જ નહિ એવી, અંત:પ્રતીતિથી પ્રેરાઈને સંપ્રદાયાનુયાયીઓએ તો એમને શ્રીકૃષ્ણની નિત્યલીલામાં સહચારી ગણીને 'અષ્ટસખા' તરીકે જ થાપ્યા ! અષ્ટસખાની 'વાણી'માંનાં વ્રજભાષીય પદો સંપ્રદાયની કીર્તનપદ્ધતિમાં પ્રામાણ્ય અને અતિપ્રભાવકતા ધરાવતાં હોવાથી, આ સમૂળગી કીર્તનસંસ્થા જ, 'અષ્ટછાપીય કીર્તનસંગીત' તરીકે પણ ઓળખાતી થઈ !

પદ અને ગાયકીની બાબતમાં આ કવિઓનો અતિગાઢ પ્રભાવ રહ્યો છે એ સ્વીકારીએ તો પણ એ અરસાના અન્ય પુષ્ટિમાર્ગીય કવિઓના કીર્તનપ્રદાનને વીસરી ન શકાય. સંખ્યા પરત્વે એમની પદરચનાઓ અતિશયિત ભલે ન હોય, પરંતુ એમાં પ્રત્યક્ષ થતી નિ:શેષ પ્રપત્તિ, ઊંડી પ્રેમભક્તિ, ભાવની સ્નિગ્ધતા, તરંગાયિત પદાવલિ ને ગાનૈકલક્ષિતાને કારણે એ આગવા માનના અધિકારી ઠરે છે. આવા અષ્ટછાપેતર કીર્તનિકોમાં વલ્લભ દીક્ષિત મુકુન્દદાસ, વિષ્ણુદાસ છીપા, 'દાસ ગોપાલા'ની નામછાપ ધરાવતા ગોપાલદાસ ચોપડા, પદ્મનાભદાસ, જીવનદાસ ક્ષત્રી, અવધૂતદાસ, ગદાધરદાસ, ત્રિપુરદાસ અને કવયિત્રી કૃષ્ણા દાસી એટલાં મુખ્ય છે. જ્યારે વિઠ્ઠલદીક્ષિત કવિઓમાં ચતુરબિહારી, માણિકચંદ, સગુનદાસ, રાજા આશકરણ, ગદાધર મિશ્ર, મેહા ધીમર, યાદવેન્દ્રદાસ, હૃષીકેશ, ગોવિન્દદાસ ખવાસ, રામરાયહિત અને 'શ્રી વિઠ્ઠલગિરિધરન'ની નામછાપ ધરાવતાં પદોની કવયિત્રી ગંગાબાઈ ક્ષત્રાણી ઉલ્લેખપાત્ર છે. સંગીતરત્ન તાનસેન ઉપરાંત, રસખાન, અલીખાન પઠાન, ધોંધી ને તાજબેગમ એ ચાર મુસ્લિમ કીર્તનકવિઓની નોંધ વગર આ યાદી ઊણી ગણાય. આ ઉપરાંત, ઉત્તરકાળે જેમની પદરચનાઓ સ્વીકૃતિ પામતી થઈ એમાં રૂપમુરારિદાસ, જનભગવાન ઉપરાંત માધવદાસ ને મથુરાદાસ જેવા ગુજરાતી સેવકોની વ્રજભાષીય રચનાઓનો પણ સમાવેશ થાય છે.

આ કીર્તનપરંપરામાં વલ્લભીય આચાર્યોના સ્વકીય ને સક્રિય પ્રદાનની વાત પણ નોંધવી જોઈએ. શ્રી વિઠ્ઠલનાથજી પોતે વીણાવાદનનું કૌશલ તો ધરાવતા હતા, એમની સંસ્કૃત પદરચનાઓ 'પ્રેંખ

પર્યંકશયન એ પલનાનુ પદ અને મગલ મગલ વ્રજભુવિમગલમ્ એ મગલાદર્શનનુ પદ આજેય સમ્મુખ કીર્તનમા આદરપૂર્વક ગવાય છે એમના પુત્રો ગોકુલનાથજી રઘુનાથજી ને ઘનશ્યામજી કીર્તનસેવામા ગાન-વાદન સર્જનનુ ભાવકૌશલ દાખવતા હતા ગોકુલનાથજીએ તો વલ્લભ ઉપનામથી ગુજરાતી પદો પણ લખ્યા છે ઉત્તરકાલીન આચાર્યોમા દ્વારકેશજી કલ્યાણરાયજી અને વ્રજભૂષણજીની કીર્તનરચનાઓ મળે છે પરતુ આચાર્યપરપરામા કીર્તનક્ષેત્રે માતબર પ્રદાન રહ્યુ છે વિઠ્ઠલનાથજીના પ્રપૌત્ર શ્રી હરિરાયજીનુ રસિક રસિકપ્રીતમ રસિકદાસ અને હરિદાસ એવા ચતુર્વિધ ઉપનામે એમણે વ્રજભાષામા ને ગુજરાતીમા પણ પદો લખ્યા છે વિરહની ખટક તલસાટ વલ્લભપ્રીતિની પ્રાજલતા ઉપરાત વૈષ્ણવી દીનતાની ઋજુતા એમની પદરચનાઓના હૃદ્ય અશો છે સપ્રદાયેતર વૈષ્ણવી આચાર્યો પૈકી સ્વામી હરિદાસજી હિતહરિવશજીની પદરચનાઓ પણ કીર્તનશૈલીમા સમાદર પામી છે તો જયદેવના ગીતગોવિંદ માથી વસતવર્ણન વસતમા અને દશાવતારની સ્તુતિ નિયત ઉત્સવક્રમમા માલવરાગમા ગાવાનો ચાલ પણ છે સમગ્રતયા અષ્ટસખા અને પ્રત્યેકના આઠ-આઠ ઉપસખા મળીને બોંતેર જેટલા કવિઓની વ્રજભાષીય રચનાઓ વલ્લભીય ગૃહપરપરામા કીર્તનસેવામા પ્રસ્તુત કરવાની પ્રણાલિકા આજે પણ રહી છે

*

આ કીર્તનપરપરામા ઊતરેલા ગુજરાતી રગને પણ અવગણવો ન ઘટે. આરભકાળથી જ ગુજરાત સૌરાષ્ટ્ર સપ્રદાયના ગાઢ પ્રભાવ તળે રહ્યા છે વલ્લભ અને વિઠ્ઠલનાથજીના ગુજરાતના એકાધિક પ્રવાસો પછીય શ્રી ગોકુલનાથજી અને શ્રી હરિરાયજી જેવા પ્રભાવક આચાર્યોએ વારેવારે ગુજરાતવાસ સેવ્યો હતો. વિઠ્ઠલદીક્ષિત ગોપાલદાસનુ નવાખ્યાન તો સપ્રદાયમા નિત્યપાઠનો ઊંચો દરજ્જો ધરાવે છે તદુપરાત ભાગવતનો આબો પુષ્ટિ આબો જમુનાજીની આરતી વાંકે અબોડે વ ધોળપદોના રચનાકાર માધવદાસ, વલ્લભ ઉપનામી ગોકુલનાથજી ને રસિક ઉપનામી હરિરામજીના ધોળ પદ સત્સગમા ગાવાનો ચાલ વ્યાપક છે પરતુ સપ્રદાયપરક પદો ગરબીઓ ને ધોળ રચનાઓથી કીર્તન સાહિત્યને અતિ રઢિયાળો ઘાટ તો આપ્યો છે કવિ દયારામે. નિશ્ચેના મહેલમા રાધાવરનો આશરો જેવી ભાવદ્રુતિનો તીવ્ર સચાર કરતી રચનાઓ સિવાય ખાસ તો ગોપીભાવના અવનવા ઊર્મિતરગોને વણી લેતી એમની અસખ્ય ગરબી ને પદો ગુજરાતના સાપ્રદાયિક સત્સગક્રમમા તેમ જ કીર્તન મનોરથ વખતે ઝીલણિયા પદો તરીકે ખૂબ પ્રચલિત છે

*

હવેલી સગીત તળે આપણે મોટે ભાગે પુષ્ટિ-માર્ગીય મદિરોમા ઠાકુર સમક્ષ પ્રસ્તુત થતી કીર્તનસસ્થાનો ખ્યાલ બાધીએ છીએ. પરતુ આ સન્મુખ કીર્તન ઉપરાત, વૈષ્ણવી મનોરથ (ઉત્સવ) વેળા મદિરના પ્રાગણમા વા અન્ય સ્થળે યોજાતા કીર્તનાત્મક ઉપક્રમોમા ઢાઢીલીલા અને જોગીલીલા નો ગાન-નર્તનનો મિશ્ર કીર્તનપ્રકાર પણ વિશેષત સૌરાષ્ટ્ર-ગુજરાતમા પ્રયોજાતો રહે છે આ કીર્તનપદ્ધતિના ઉદ્ભવકેન્દ્ર વ્રજપ્રદેશમા તો આવા લીલાક્રમનુ ચલણ નથી (જોકે ત્યા રાસલીલા નો ગાન-નર્તનનિષ્ઠ પ્રકાર છે સભવત ગૌડીય વા રાધાવલ્લભીય ભક્તિપરપરાનો એ પ્રભાવ હશે ?) પરતુ આપણે ત્યા આ બન્ને કીર્તનલીલાના ક્રમો પ્રચલિત છે કૃષ્ણના પ્રાકટ્યની વધાઈ અને હરખ વ્યક્ત કરવા, નદરાયનો યાચક ઢાઢી પત્ની સાથે નદગૃહે જાય છે કૃષ્ણજન્મના ભાવોલ્લાસને ગાતા કીર્તનગાન સાથે ઢાઢીઢાઢણ નૃત્ય કરે છે આરભમા વલ્લભ વશનો મહિમા ને વદના વ્યક્ત કરતી સાખી નુ ગાન થાય, પછી ઢાઢી અને ઢાઢણ પોતાની ઓળખ ને યજમાનકુળમાં પુત્રજન્મની ખુશાલી, ભેટયાચનાને નિરૂપતા પદોનુ નૃત્યાત્મક ગાન કરે છે જોગીલીલા મા નવજાત બાલકૃષ્ણના મુખદર્શનની ઉત્સુકતા દાખવતા ભગવાન શકર જોગી નો વેશ ધારણ કરીને આવે છે ઢાઢીલીલા અને જોગીલીલા આ બન્નેના પદો તો

કલા તો અખિલ ભારતીય કક્ષાએ પુરસ્કૃતિ પામતી રહી છે વીતેલા સમયના અગ્રણી કીર્તનિયામા અમદાવાદના મગળદાસ ગાધર્વ, ઝીણાભાઈ, ગોરધનદાસ ગાધવ છબીલદાસ નાયક, મગનલાલ નાયક મુબઈના તુલજાશકર ગિરનારા, ત્રીકમદાસજી પોરબદરના કરશનદાસ મલિયા વલ્લભદાસ બાપોદરા, ધ્રાગધ્રાના ભગવતીપ્રસાદ ભટ્ટ, વીરમગામના નટવરપ્રસાદ ખેડાના વ્રજવલ્લભ શાસ્ત્રી સુપેડીના ભાનુભાઈ વ્યાસ — આ સૌની કીર્તનસેવા ઉલ્લેખનીય રહી છે

છેલ્લા સાતેક દાયકા દરમ્યાન, આ કીર્તનપદ્ધતિના વ્યાપ અને પ્રસાર માટેની સુવિધાઓ ઊભી થતી રહી છે કશી ઔપચારિક તાલીમના સ્પર્શ વિના પણ, પ્રપન્ન ને રુચિસપન્ન સપ્રદાયનિષ્ઠ કીર્તનિકો પરપરા સાથેના પ્રત્યક્ષ અનુસંધાનને બળે, આ ગાયકીને આત્મસાત્ કરતા રહ્યા પરતુ એ સિવાય, કીર્તનના પદસચયો અને સ્વરાકનની પ્રવૃત્તિએ પણ એને પોષણ આપ્યુ છે નિત્યોત્સવ /વર્ષોત્સવને લગતા કીર્તનપદોના પ્રકીર્ણ સચયો ઉપરાત સપ્રદાયપરક પદોનુ સામટુ પ્રતિનિધિત્વ દાખવતા સગ્રહો જુદીજુદી સસ્થાઓ દ્વારા પ્રકાશિત થતા રહ્યા છે આ ક્ષેત્રે સૌથી મહત્ત્વનુ યોગદાન રહ્યુ છે સુકીર્તિત સગીતજ્ઞ શ્રી ચપકલાલ છ નાયકનુ 'અષ્ટછાપ સગીત કલાકેન્દ્ર'ના સચાલન ઉપરાત એમણે અષ્ટછાપીય ભક્તિસગીત ઉદ્ભવ ઔર વિકાસ' ગ્રથ ૧ ૨ દ્વારા આ કીર્તનપદ્ધતિનો ઐતિહાસિક ને સ્વરૂપગત એમ બન્ને દૃષ્ટિએ સમ્યક્ પરિચય કરાવ્યો હજારેક કીર્તનોને સમાવતા નિત્યસેવા, વર્ષોત્સવ વસત ધમાર, જન્માષ્ટમીને લગતા અલગ અલગ કીર્તનસચયો પણ એમણે તૈયાર કરી આપ્યા તો વળી સો જેટલા પ્રચલિત કીર્તનોના સ્વરાકન પણ માડી આપ્યા એ સિવાય, નડિયાદના આ. શ્રી શરદ મહેતાએ પણ કેટલાક અપ્રગિથિત પદોને સામેલ કરીને, નાથદ્વારાની કીર્તનપદ્ધતિને અનુસરતા હજાર ઉપરાતના કીર્તનોનો સગ્રહ સુલભ કરી આપ્યો

*

સમૂહ માધ્યમોની સુલભતા અને પ્રભાવક્ષમતાએ આ કીર્તનપદ્ધતિ પ્રત્યે શિષ્ટજના ને સપ્રદાય બહારના સગીતરસિયાઓમા પણ ઉત્સુક્તા ને રુચિ જાગ્રત કર્યાં છે 'આકાશવાણી અને 'દૂરદર્શન ના ગુજરાતસ્થિત કેન્દ્રો પણ સમયાતરે, અધિકૃત કીર્તનિકો દ્વારા કીર્તનગાનના કાર્યક્રમો પ્રસારિત કરે છે આ ઉપરાત શ્રાવ્ય કેસેટોની અતિસુલભતાને કારણે હવેલી સગીત'ની પદ્ધતિસરની ગાયકીને ઠેઠ ગામડાઓ લગી પૂગવાની શક્યતાઓ સાપડી રહી પડિત જશરાજ જેવા વિશ્વખ્યાત સગીતકારે આ કીર્તનપદ્ધતિને આગવો સ્પર્શ આપી એના નવા રસાત્મક પરિમાણો ખોલી આપ્યા તો ઘરઆગણે શ્રી વિઠ્ઠલદાસ બાપોદરા જુદે જુદે સ્થળે કીર્તનગાનની તાલીમશિબિરો યોજતા રહી આ સગીતપદ્ધતિના વ્યવસ્થિત ગાનની સૂઝ અને સમજ વિકસાવવા માટે પ્રયત્નશીલ રહ્યા છે પરતુ 'હવેલી સગીત'ની આ કીર્તનપરપરા ગાનશૈલી કે રાગકૌશલ માત્ર નથી, પણ પદગત ભાવસનિવેશને કીર્તનકાર ઊડી તન્મયતા તીવ્ર ભાવાનુસધાન ને ભક્ત્યાવેશની તદ્રૂપતાથી સાકારિત કરે છે, એટલે કે, કીર્તનીય, કીર્તન અને કીર્તનકાર એ ત્રણેનુ ચેતનાત્મક સમીકરણ જેટલે અશે સધાતુ હોય એટલે અશે એની સાર્થકતા *

* આકાશવાણી, રાજકોટ કેન્દ્ર પરથી તા ૧૩મી માર્ચ ૧૯૯૭ની રાત્રે સવા નવ વાગ્યે પ્રસારિત વાર્તાલાપ – શુદ્ધિ વૃદ્ધિ સાથે

## સાભાર સ્વીકાર

**બીજમારગી ગુપ્ત પાટઉપાસના અને મહાપંથી સંતોની ભજનવાણી** લે ડૉ નિરજન રાજ્યગુરુ, પ્રકાશક મહામાત્ર ગુજરાત સાહિત્ય અકાદમી, ગાધીનગર ૩૮૨ ૦૧૭ કિં રૂ ૫૦ **અમારી લાખેણી જાત્રા** ગંગાદાસ પ્રાગજી મહેતા, પ્ર કુસુમ પ્રકાશન, ૬૧ એ, નારાયણનગર સોસાયટી, પાલડી, અમદાવાદ ૩૮૦ ૦૦૭ કિં રૂ ૬૦ **પડછાયો** પ્રવીણ ગઢવી, પ્ર પૂર્વી પુસ્તક ભડાર, ૩૦ અપર સમુદ્ર હોટલ ગોલ્ડ ક્લાસિક પાસે, એલિસ બ્રિજ અમદાવાદ ૩૮૦ ૦૦૬ કિં રૂ ૩૦ **પ્રેમ ત્યાં પરમેશ્વર** રમણલાલ સોની, સપાદક-પ્રકાશક સૌ. પ્રતિમા હેમન્તકુમાર મોદી, ૫૦૨ મકવાણા બિલ્ડિંગ, પાચમો માળ, સર ફીરોજશા મહેતા રો. વિલેપાર્લે (ઇસ્ટ) મુબઈ ૪૦૦ ૦૫૭ કિં રૂ ૬૦

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

## ૬. લંડનમાં લાંગર્યા

ઠીકઠીક પહોળા અને ઠીકઠીક લાંબા દોડપથ પર મિલ્ખાસિંહ સમા એકલ દોડવીરની અદાથી દોડતું અમારું હવાઈ જહાજ 'કાંચનજંઘા' પોતાનો વેગ ઘટાડતું, આસ્તે આસ્તે આગેકદમ કરતું, એક ખિચકારા સાથે ઊભું રહ્યું. ઇંગ્લંડની ધરતી પર પગ મૂકવા અમે બ્રાઉન સાહેબો તૈયાર થઈ ગયા. અમારી સાથેનાં સન્નારીઓ ભારતીય સાડીમાં જ સજ્જ હતાં.

અંગ્રેજ પ્રજા આપણી માફક ઉમળકાથી ઊભરાતી પ્રજા નથી. એ પ્રજામાનસની પ્રતીતિના સમાચાર, અમારા વિમાનના નાખુદાએ અગાઉથી આપી અમને સાબદાં કરી દીધાં હતાં. "લંડનનું ઉષ્ણતામાન છ અંશ સેલ્સિયસ છે અને પવનની ઝડપ કલાકે પચાસ માઇલની છે. ઊતરતાં બરાબર સંભાળજો."

પોતાના સામ્રાજ્યનો મુકુટમણિ ઇંગ્લંડે ગુમાવ્યો તેના અપરાધી કેમ જાણે અમે જ હોઈએ એમ માની ઇંગ્લંડ અમને આટલો ઠંડો આવકાર અને તેય ઑગસ્ટના ઉનાળામાં આપી રહ્યું હતું ? સીમંત પ્રસંગે પોતાની સ્પેશિયલ વહેલમાંથી નરસિંહ મહેતા ઊનાની ભાગોળે ઊતર્યા ત્યારે જે ભાવથી એમના વહેવાઈએ એમનું સ્વાગત કર્યું હતું, દ્વારિકાવાસીઓએ જે ઉમળકાથી સુદામાને વધાવ્યા હતા, લંકામાંની પોતાની પર્ણકુટિએ આવતા રાવણના સ્વાગત માટે જે હેતના સાથિયા સીતા પૂરતાં હતાં, તે ભાવ હૈયે ધારણ કરી બેઠેલા ઇંગ્લંડના હૈયાની ઉષ્માનો ખ્યાલ આ છ અંશ સેલ્સિયસનું ઉષ્ણતામાન અને, ઉડાડીને ભારત ભેગા તો નહીં, પણ ડોવરની સામુદ્રધુનીને સામે કાંઠે ફેંકી દે એવો જોરદાર પવન આપતાં હતાં. વિમાનના દરવાજામાંથી બહાર આવી સીડી ઊતરતાં હતાં ત્યાં જ બાજુમાં ઊભેલા મહાકાય ટૉમીઓ અમને પકડી પકડી ત્યાં ઊભેલી બસમાં અમારો ઘા કરવા લાગ્યા. અમદાવાદના સ્ટેશનનો હમાલ સામાન પ્રત્યે વધારે આદર દાખવતો હોય છે. બસ અમને વિમાનઘરમાં લઈ ગઈ.

વિમાનઘરમાં પ્રવેશ કર્યો ત્યારે, ભગવાનના જેવી સર્વવ્યાપક અમેરિકન એક્સ્પ્રેસના અને કાઉન્સિલ ઓવ સ્ટુડંટ ટ્રાવેલ્સના પ્રતિનિધિઓએ અમારું સ્વાગત કર્યું. અહીં અમે એ કાઉન્સિલને હવાલે હતાં. કાઉન્સિલના જવાન સભ્યો હસતે ચહેરે અને ઉત્સાહથી વાતો કરતા હતા. એમનાં દોર્યાં અમે આગળ ચાલ્યાં. અમે ઇંગ્લંડમાં રોકાવાનાં નથી, પણ કેવળ પોરો ખાવાનાં છીએ એની પાકી ખાતરી અમારી ટિકિટ અને અમારા પાસપૉર્ટ-વીઝા પરથી કરી અમારાં ગાંસડાંપોટલાં ત્યાંના સત્તાવાળાઓએ વીંખ્યાં નહીં. પછી બસમાં બેસી દ્વારિકામાં પ્રવેશતા સુદામાની જેમ આશ્ચર્યચકિત થતાં અમે એ મહાનગરીને વિશે પ્રવેશ કર્યો. પહોળા અને પાનની પિચકારી વગરના ચોખ્ખાચટ માર્ગો, વ્યવસ્થિત વાહનવ્યવહાર અને જામનગરમાં રસ્તે કૂતરાં ને ગાયબકરાં ઊભરાય તેનો સદંતર અભાવ અમને ખટકતો હતો.

સમય સવારના અગિયારનો. પ્રવૃત્તિના બેઅઢી પ્રહરો – ત્યાં સૂર્યોદય ઘણો વહેલો થાય છે એટલે – પૂરા થઈ ગયા હતા. રસ્તે આવતાં ચોકચૌટાં વટાવી, સિગ્નલોને પૂરો આદર આપી, ભોં ભોં કર્યા વગર અમારી બસ અમને ક્રૉમવેલ રોડ પરની હોટેલ યુરોપમાં લાવી ત્યારે ત્યાં મધ્યાહ્નના બારનો સમય થયો હતો. ભારતીય સમય અનુસાર સાંજના સાડા પાંચ વાગ્યા હતા. અમે આગલી સાંજે જમ્યાં હતાં તેને લગભગ વીસ કલાક વીતી ગયા હતા અને, આ લાંબા પ્રવાસની ચિંતામાં તેમ જ એ પ્રવાસ પાછો હવાઈ હોઈ ક્યાંક ફેર ચડે એ બીકે, જમ્યાં હતાં પણ ઓછું. સવારે વિમાનમાં નાસ્તો કરતી વખતે, હમણાં લંડન પહોંચી, સ્વસ્થ થઈ, નિરાંતે નાહીધોઈ પેટપૂજા કરશું એવો

ખ્યાલ હતો એટલે નાસ્તો પણ હળવો કર્યો હતો એટલે જઠરાગ્નિ એવો જાગ્યો હતો કે બ્રિટિશ સામ્રાજ્ય અકબંધ ઊભુ હોત તો એને ખાક કરી નાખત પણ

પણ ગામ હતુ લડન અને ધામ હતુ હોટેલ યુરોપ છતા એણે ભારતની યાદ તાજી કરાવી યાત્રાના સ્થળે જઈએ અને ગોતતા ગોતતા કોઈ ધર્મશાળામા પહોંચીએ તો ત્યાના મહેતાજી જેટલી વાર લગાડે એટલી જ વાર અહી રૂમ આપતા લાગતી હતી હોટેલનો સ્વાગતકક્ષ ગામની દેરીના ગર્ભાગાર જેવડો અને અમે ભક્તો એક સો દસ કરતા વધારે પાછી દરેકને ઉતાવળ ભારતની વિવિધ પ્રાદેશિક લઢણોવાળા ભારતીય અગ્રેજીમા અમારી રીડિયારમણ અને કોકની ઉચ્ચારણમા ઠડે કલેજે બોલતા સ્વાગતકક્ષાધ્યક્ષ માણેકચોક ભૂલેશ્વર અને બિલિંગ્ઝ ગેટના ઘોઘાટનો ત્રિવેણીસગમ હતો રૂમમા ધસી જઈ સ્વસ્થ થવા માગતા અમને ઠડે કલેજે જવાબ મળ્યો રૂમો સાફ થાય છે બહારના ઉષ્ણતામાન કરતા પણ આ જવાબ વધારે ઠડો હતો પૂરા એક કલાકને અતે સૌપ્રથમ અમારો નબર લાગ્યો – મારી સાથે પુષ્પા હોવાને કારણે સજોડે જવાથી કેવો લાભ મળે છે ?

અમને મળેલી રૂમ હોટેલને પાચમે માળે હતી ઉપર જવા માટે લિફ્ટ હતી પણ એ *કીડીવેગેચ્ચડઊતર* કરતી હતી તે અમારી પ્રત્યેના આદરથી કોઈ અદશ્ય ભયથી કે ત્યાની ચોરબજારમાથી ખરીદેલી હોવાને કારણે તે ખબર નથી પણ બેઉ પગે સધિવાથી પીડાતો માણસ પણ એ લિફ્ટ કરતા પાચમે માળે વહેલો જ પહોંચી ગયો હોત આખરે અમે પાંચમે માળે પહોંચ્યા રૂમ શોધી તેમા દાખલ થયા અને હાશ કરી પથારીમા પડ્યા થોડી વારમા, અમારો સામાન આવ્યાના સમાચાર અમને મળ્યા ઢગલો કરેલા સામાનમાથી અમારી બેગો શોધી એને અમારા રૂમ ભેગી કરી સ્નાનગૃહની તપાસ આદરી તો સ્નાનના સમાચાર મળ્યા કે અમારા મજલાની ચૌદ રૂમો વચ્ચે બાથરૂમ એક જ છે ઇંગ્લડની પ્રજા બિલાડીની માફક પાણીથી દૂર રહેતી લાગે છે અમારામાથી કોઈ પ્રહરે પ્રહરે સ્નાન કરનાર મરજાદી હોત તો આફતમા મુકાઈ જાત. સમય અને સજોગો જોતા અમે પણ પ્રોક્ષણથી પતાવ્યુ

તે દિવસ પૂરતા અમારા બપોરના ભોજનની વ્યવસ્થા અમારા યજમાન કાઉન્સિલ ઑવ સ્ટુડટ ટ્રાવેલે એ જ હોટેલમા કરી હતી ભોજનખડમા દાખલ થતા જ અમને લાગ્યુ કે ભોજન પૂરતી કઠણાઈ બેસી ચૂકી છે ચુસ્ત શાકાહારીઓ માટે ત્યા બધી હોટેલોમા સગવડ હોતી નથી શેરીને નાકે જેનો છમકારો સભળાય એવી વઘારવાની ક્રિયા પશ્ચિમના પાકશાસ્ત્રમા પ્રવેશી નથી પચામૃતમાના એક અગત્યના પદાર્થ ઘીથી પશ્ચિમ તદ્દન અજાણ છે અને તળવા માટે વપરાતો તૈલી પદાર્થ પ્રાણિજ ચરબીમાથી નથી કાઢ્યો તેની આપણને ખબર હોતી નથી તેથી, છતે અનાજે ખાદ્યપદાર્થોની રેલમછેલ છતા આપણી દશા સુદામાના સ્ત્રીબાળકો જેવી થાય છે

બીજા લોકોને બેકન ખાતા જોઈને ચુસ્ત શાકાહારીને સૂગ પણ ચડે એ સૂગને દબાવી દઈને ત્યા જે થોડુ શાકાહારી ખાણુ મળ્યુ એનાથી જઠરાગ્નિ શાત થયો એમ કહેવુ સત્યથી વેગળુ થશે સતોષ માનવાની સ્થિતપ્રજ્ઞ દશા કેળવવાના યત્નમા કેટલી ફતેહ મળી તે કોણ કહી શકે ? હોટેલ યુરોપ કેટલા તારકવાળી હતી એ ખબર નથી પણ તત્ક્ષણ તો એમ લાગ્યુ કે અહીના કરતા આપણે ત્યાની રેકડીહોટેલો ક્યાય ચડિયાતી હુ જાગ્રત હતો તોયે મને જામનગરના પેડાગાઠિયાના સુરતના ઘારીભૂસાના અને ચોપાટીના ભેળપૂરીના સ્વપ્નો દેખાવા લાગ્યા પાઉ માખણ ને ચીઝનો ચપકો તળેલા બટેટા અને કાચા શાકભાજીના સૅલડ વધારામા પુડિંગ આઇસ્ક્રીમ અને ફ્રૂટસૅલડ કે ફળ અને ફળના રસ, આવી વાનગીઓની આસપાસ આપણા શિરામણ રોંઢો ને વાળુ ઘૂમતા રહે

નમતે પહોરે અમારે અમેરિકન એક્સ્પ્રેસની કચેરીએ જવાનુ હતુ અર્લ કોર્ટના ભૂમિગર્ભ અડરગ્રાઉન્ડ સ્ટેશન સુધી ચાલતા જવાનુ હતુ ત્યા પહોંચી ટિકિટબારી પર ટિકિટ માગી

ટુ પિકાડિલી પ્લીઝ

મોહમયીની મૂલ્યપત્રિકા જેવુ ન હતુ છતા પેલો ટિકિટવિતરક એ સમજ્યો નહીં સ્વરભાર

વગરની સપાટ વાણીને એના કાન ટેવાયેલા ન હતા. હું ફરીથી 'પિ' પર ભાર મૂકી બોલ્યો :

"ટુ પી – કાડિલી, પ્લીઝ."

"પા...ર્ડન ?" એણે કહ્યું. જાણે વાઘની વિવેકભરી ગર્જના.

મારા ઉચ્ચારને સુધારવાનો મેં ફરી પ્રયાસ કર્યો. હું બોલ્યો :

"ટુ પિકાડિલી, પ્લીઝ." મેં કા ઉપર ભાર દીધો હતો.

"ટુ...ટુ... ?" કાને હાથ મૂકી, મોઢું બગાડી એ બોલ્યો.

મારે બે ટિકિટ જોઈએ છે એટલું તે સમજ્યો. એ મેં કહેલું ગંતવ્યસ્થાન ન સમજ્યો તેનું કારણ મેં એમ માન્યું કે, અકબરના ફુવા બહેરામખાનની જેમ એ પણ બહેરો હશે. એટલે,

"પી...કે...ડિ...લી," એમ મોટેથી હું બોલ્યો. તેના પડઘાથી એ ભૂગર્ભ સ્ટેશન ગાજી ઊઠ્યું. પણ, મારા દુર્ભાગ્યે, અર્વાચીન કવિતાની માફક, મારા શબ્દના અર્થનો એને બોધ ન થયો.

આખરે કંટાળીને તથા મારી પાછળ લંબાતી જતી ટિકિટવાંછુઓની લંબાતી લાઈનને લક્ષમાં લઈ ગજવામાંથી કાગળ કાઢી તેના પર, અંગ્રેજી કૅપિટલ અક્ષરોમાં મેં ચીતર્યું : PICADILI.

"ઓ...ઉ ! યુ મીન પિકાન્યેડલી" એમ કહી એણે બે ટિકિટ આપી. એના 'ક'માં હ શ્રુતિનો અંશ હતો અને ય શ્રુતિના થોડા ઉમેરણ સાથે એણે બીજી શ્રુતિ પર જે ભાર દીધો હતો તેથી મારા કાનના પડદા ધ્રૂજી ઊઠ્યા હતા. અને આપણી બાળપોથીઓમાં આપણે 'લ–લખોટાનો લ' કહીએ છીએ તે લખોટા, એ બોલતો હતો ત્યારે એના લકાર સાથે દડતા લાગ્યા. અમેરિકામાં અંગ્રેજી શીખવવા જતા પહેલાં મારે ઘણું અંગ્રેજી શીખવું પડવાનું.

પિકાડિલી જઈ, અમેરિકન એક્સ્પ્રેસની ઑફિસેથી અમારો કાર્યક્રમ જાણી, લંડનદર્શનનું આશ્ચર્ય અનુભવતાં અમે પાછાં આવી ગયાં. અમારો જીવ લંડનનાં અચરજોમાં ભમી શકે એમ ન હતું. કારણ, ઉદરમાંની ભૂખ એને ત્યાં જ જકડી રાખતી હતી. પાછાં ફરતાં સસ્તા ભોજનાલયની શોધ આદરી. લંડનમાં ચણામમરાવાળા ફરતા નથી, ભેળપૂરીની રેંકડીઓ દેખાતી નથી તેમ જ ગંડેરીવાળા કે ચણીબોરવાળા રસ્તે ફરતા નથી તે બાબતને લક્ષમાં લેતાં, રાહદારીઓની સગવડ પૂરતું મને લંડન આપણાં શહેરો કરતાં ઊતરતું લાગ્યું. તુલનાઓથી વિવેચકોનાં પેટ ભરાતાં હશે, અમારા પેટનો ખાલીપો વધારે તીવ્ર બન્યો જણાયો.

હોટેલ યુરોપની નજીક એક ચર્ચ હતું. કદાચ રવિવારેય એ ખૂલતું નહીં હોય એમ એના દીદાર જોતાં લાગતું હતું. એની પડખેના નાના ખાંચામાં એક 'દેલિકતાસાં'નું પાટિયું જોયું અને એ શું હશે તે જાણવાનું કુતૂહલ, ત્યાં લોકોને ઊભે ઊભે ખાતાં જોઈને શમ્યું. નસીબ પાધરાં તો ત્યાં કશુંક શાકાહારી ખાવાનું સાંપડે. લંડનની વસ્તી જેટલી લાખો નિરાશામાં છુપાયેલી અમર આશા અમને ત્યાં લઈ ગઈ. ત્યાં જઈ, વાનગીઓ પર નજર કરી. ત્યાં કંઈ મગની દાળનાં વડાં, ઇડલી, ઢોકળાં, ગાંઠિયા, મેસૂબ કે મોહનથાળ થોડાં હતાં કે જોતાવેંત આપણને ખબર પડી જાય ? એટલે, રેંકડી જેવડી હાટડીમાં ઊભેલી યુવતીને શુદ્ધ શાકાહારી વાનગી વિશે પૂછ્યું. એ ઇટૅલિયન યુવતી મૂળમાંય અંગ્રેજી થોડું સમજે તેમાં મારું પાછું ભારતીય બ્રાંડનું. પણ એ સમજી ગઈ હોય તેમ જણાયું, કારણ, એણે હા પાડી. વેપલો કરવા બેઠી હતી તે કંઈ ઘરાક ગુમાવવા પાલવે ? અમને કહે, 'બીફ' (ગોમાંસ) છે.

તાત્ત્વિક દૃષ્ટિએ બીફ પણ વનસ્પતિ ખોરાક જ છે – એક ડિગ્રી છેટેરો. ગાયે – ગોધાએ ખાધેલી વનસ્પતિનું જ એ રૂપાંતર છે ને ? પણ અમારે રૌરવ નરકના અધિકારી થવું ન હતું. જામનગર છોડતા પહેલાં, ગાંધીજીની માફક મારી માતાએ મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી ન હતી તે ભલે. એટલે નજીક જઈ, એના કાઉંટર પર પડેલી વાનગીઓ સામે આંગળી ચીંધી, ત્યાં પડેલી હરેક વાનગી શેની બનેલી છે તે તેને પૂછવા લાગ્યો. આખરે બટેટાંનો છૂંદો અને સૅલડ મળ્યાં.

એ ખાઈ, પાણી પી શ્રાવણી સોમવારનુ એકટાણુ કર્યાનો સતોષ માન્યો આમ અનાયાસ પુણ્ય કમાઈ અમારી હોટેલની રૂમભેગા થઈ ગયા પથારી અને ઊંઘે અમારો કબજો તરત જ લઈ લીધો

ઈંગ્લડમા સ્ત્રી રાણીનુ રાજ અને ત્યાનુ હવામાન સ્ત્રીના જેવુ જ ચચળ સવારે જાગ્યા તો બધુ ખુશનુમા સૂરજ ઊગી ચૂકેલો અને, રાત આખી કજિયે ચડેલુ શિશુ સવારે શાત થઈને ઘોંટી જાય એમ પવન સાવ શાત થઈ ગયેલો જલદીથી જવા માટે જલદીથી તૈયાર થવુ જરૂરનુ હતુ અમે છેલ્લા ક્યારે નાહ્યા હતા તે પણ ભૂલી ગયા હતા એટલે પ્રાત સ્નાન જરૂરનુ હતુ અમારા મજલાની ચૌદ રૂમોમા રહેતા અઠ્યાવીસ શરીરો માટે બાથરૂમ એક જ હતો અને લગભગ દરેકને કઈંક ને કઈંક કપડુ ધોવાનુ હતુ મારા ધોતિયાને મેં હમણા રજા આપી હતી એ સારુ હતુ નહી તો દ્વારકાધીશની છપ્પન ગજની ધજા જેવા મારા ધોતિયાને ક્યા સૂકવવુ એ પણ પ્રશ્ન હતો અમે થોડા વહેલા ઊઠ્યા હતા એટલે નિરાતથી નાહી શકાયુ હતુ કાલની વાત કાલ જાણે કાઉન્સિલ ઑવ સ્ટુડટ ટ્રાવેલના પેલા બે તરવરિયા તોખાર લડનના પર્યટને અમને લઈ જવા માટે બે બસ લઈને આવ્યા હતા

આપણે ત્યા એક કામ માટે ત્રણ માણસો હોય છે એટલે કશુ કામ સરખુ થતુ નથી મુબઈમાની પર્યટક બસમા ડ્રાઇવર કડક્ટર અને ભોમિયો એમ ગગા, જમના અને સરસ્વતી ત્રણ જોવા મળે ત્યારે લડનની આ બસમા પ્રયાગ પછીની ગગા જેવો એકલો ડ્રાઇવર બધુ કરે ગાડી એ ચલાવે, પોતાની સાથેને દરવાજેથી ચડતાઊતરતા પ્રવાસીઓ પર અકુશ રાખે અને, બસ ચલાવતા ચલાવતા જ મોઢા સામેના માઇકમાથી લડનના અનેક યાદગાર સ્થળોમાથી થોડાનુ માહાત્મ્ય એ અમને કહી સભળાવે

"આ હાઇડ પાર્ક કૉર્નર" એણે પોતાનો જમણો હાથ બારી બહાર કાઢી અમને બતાવ્યુ

'આવી ખુલ્લી જગ્યામા છોકરાઓ સતાકૂકડી કેવી રીતે રમી શકે ?' ડ્રાઇવરની બરાબર પાછળ જ બેઠેલા એક ઉત્તર ભારતીય બહેન બોલ્યા. ધીમી ચાલતી બસને ડ્રાઇવરથી જોરદાર બ્રેક મરાઈ ગઈ પેલા બહેન એની મશ્કરી નથી કરતા એની ખાતરી બહેનનુ મોઢુ જોતાવેત એને થઈ બ્રેક પરથી પગ ઉપાડતા એણે કહ્યુ

'ના, મૅડમ આ બચ્ચાઓને ખેલવાનુ સ્થાન નથી આ ખૂણે ઊભો રહી ગમે તે માણસ ગમે તે વિષય પર ગમે તે બોલે છે આ કૉર્નર વાણીસ્વાતત્ર્યનુ સ્મારક છે' એણે થોડા ગર્વ સાથે સમજાવતા કહ્યુ

'બેટમજી, અમારો આખો દેશ હાઇડ પાર્ક કૉર્નર છે ચોરે ને ચૌટે, વાટે ને ઘાટે, હાટે ને બજારે ગલીઓમા અને સડકો પર રેલગાડીના અને કૉલેજોના જાજરૂઓની ભીંતો પર અમે અમારી બધી શક્તિ આ વાણીસ્વાતત્ર્ય પાછળ જ વાપરીએ છીએ" એમ મે અમારા સાથીને કહ્યુ પણ મનમા જ

બીજુ અગત્યનુ સ્થાન અમને બતાવવામા આવ્યુ તે વેસ્ટમિન્સ્ટર દેવળ અમે અદર જઈ 'દર્શન' કર્યાં પણ આપણા મદિરોમાના ઘોઘાટની ગેરહાજરીને કારણે મજા ન આવી ટ્રફાલ્ગર ચોક અને નેલ્સન સ્તભ પાસે પછી અમે ગયા. સ્તભ આગળ બે સિંહોની પ્રતિમા હતી અને સ્તભ ઉપર લૉર્ડ નેલ્સનની પ્રતિમા હતી એ પ્રતિમા પર અને સિંહો પર અનેક કબૂતર બેઠા હતા શુક્રાચાર્યની માફક નેલ્સન એકચક્ષુ હતા એટલે શિર પર બેઠેલા કબૂતર પ્રત્યે આખ મીંચવામા એમની તકલીફ અર્ધી થઈ જતી હતી

ત્યાથી બકિંગહેમ મહેલ નજીક જ હતો મહેલના દરવાજા પાસે આવી ડ્રાઇવરે અમને ઊતરવા સૂચના આપી મને થયુ રાણી અમને મળવા માગતા લાગે છે' રાણી ચાપાણી તો પાશે જ એમ પણ નેલ્સન સ્તભ જેટલી ઊચી આશા બધાઈ ગઈ ડ્રાઇવરે જે ઉત્તરધ્રુવીય વરસાદ જેવું ટાઢુ પાણી રેડ્યુ તેથી, અમારો આશાસ્તભ કડડભૂસ થઈ ગયો અમારે મહેલની બહાર ઊભા રહી બેરખ બદલાય તે ચૅંજિંગ ઑવ ગાર્ડ્ઝ જોવાનુ હતુ જોયુ તો કૅમેરા સાથે પ્રવાસીઓના ઝુડ ઊભા હતા

જરીપુરાણો પહેરવેશ પહેરેલા પહેરેગીરોની એક બેરખ જાય અને બીજી આવે તેમા આટલો તાસીરો શાને એ મને નહીં સમજાયુ દરબારગઢની દોઢીએ કેવુ સરસ નગારખાનુ વાગતુ ? છોગાળા

કેસરી સાફાવાળા લૅન્સરોની ટુકડી જોનારને આમાં શું નવીન લાગવાનું હતું? પણ મારી આ વાત. ભારતવાસીઓનો જૂનો બ્રિટનદ્વેષ કોઈ સમજે એમ માની અને, એ સ્થળ હાઇડ પાર્ક ન હોવાથી, હું મૂંગો રહ્યો. વળી રાણીના મહેમાન – કેદી – બનવાની મારી તૈયારી ન હતી. એટલે મને એ બેરખબદલીના દશ્ય કરતાં એ નિહાળનાર માનવમેદનીને નિહાળવું વધારે ગમ્યું. એમાં વળી અચાનક, મહેલની ઉપરના મજલાની બારીમાંથી એક બાળમુખડું દેખાયું. 'પ્રિન્સ, પ્રિન્સ, પ્રિન્સ'ના પોકાર ચોમેરથી ઊઠ્યા. જાણે કનૈયો દેખાણો. હૅટ, રૂમાલ, પર્સ, છત્રી, હાથ, ડોક હલવા લાગ્યાં. એ બાળકુંવરે પોતાના બાળહાથ વડે લોકોની એ ભાવાંજલિ ઝીલી. અસંખ્ય કૅમેરાઓ 'ક્લિક' થયા અને બારીમાંથી અદશ્ય થતા પહેલાં અગણિત કૅમેરાઓમાં એ ઝિલાઈ ગયો.

ઇંગ્લંડના ઉનાળામાંયે આપણી શિશિર જેવો મીઠો તડકો અને એ તડકાને માણતાં ઇધરઉધર ઘાસમાં આળોટતાં અસંખ્ય નરનારીઓ આ 'ભવ્ય' દશ્યની પરવા પણ કરતાં ન હતાં તે મને ગમ્યાં. આખરે બેરખબદલીનો કાર્યક્રમ પૂરો થયો. મહાલક્ષ્મીના ઘોડદોડના મેદાન પરની દોડ પૂરી થયા પછી માણસો છૂટે, શાળા પૂરી થયે વછેરાંની જેમ દોડતાં છોકરાંઓ છૂટે, દબાણ હટાવ ખાતાનું વાહન ભાળીને જેમ રસ્તા પરના ફેરિયાઓ નાસે તેમ, બકિંગહૅમ મહેલ પાસેથી લોક વેરવિખેર થવા લાગ્યું.

હોટેલ યુરોપ પર પાછાં ફરી અમારી સ્વદેશપ્રીતિએ કે, સ્વભોજનપ્રીતિએ, શોધી કાઢેલ હોટેલની એક બાજુને અડીને જતા રસ્તા પર આવેલા ઇંડોપાક રેસ્ટોરાંમાં અમે બંને ભોજન લેવા ગયાં. ત્યાંના વેટરો કદાવર પઠાણ કે પંજાબીઓ ન હતા. એ હતા પૂર્વ બંગાળના નરમ માણસો. અમને ત્યાં જતાં જોઈ, ભાર્ગવ દંપતી પોતાના નાના બાબા સાથે આવ્યાં. એ બાલભાર્ગવે અમારી માફક ઓરિએન્ટેશન લીધું ન હતું તેથી કે, એ રેસ્ટોરાંના વાતાવરણમાં એને સ્વદેશની ગંધ આવી હશે એટલે, એણે રોકકળ અને ધમાલ કરી મૂકી. પરિણામે, ખાણાનો સ્વાદ પૂરો ભારતીય બની ગયો.



**મેઘનાદ ભટ્ટનું દુઃખદ અવસાન**

ગઈ ૨૧મીએ સવારે શ્રી મહેશ દવેએ ફોન ઉપર મેઘનાદ ભટ્ટના અવસાનના દુઃખદ સમાચાર આપ્યા. તરત મુંબઈ શ્રી દુર્ગાબહેનને ફોન કર્યો. વીગતો જાણી. મેઘનાદ ભટ્ટે કવિતા અને લઘુનવલમાં સરસ કામ કર્યું છે. વિવિધ વિષયો ઉપર માહિતીપ્રદ અને વિચારપ્રેરક નિબંધો લખ્યા છે. નિવૃત્તિમાં પણ તે સતત પ્રવૃત્ત રહેતા અને ગમતા વિષયો ઉપર કામ કરતા. સમાજના કચડાયેલા વર્ગ પ્રત્યે તેમને ઊંડી સહાનુકંપા હતી અને વિધેયાત્મક પ્રવૃત્તિમાં તે સંક્રાન્ત થતી. મેઘનાદ ભટ્ટ આપણા સંમાન્ય કવિ હરિશ્ચન્દ્ર ભટ્ટના પુત્ર હતા. મેઘનાદને માટે સાહિત્ય જીવનની એક પ્રતિબદ્ધતા હતી.

તેમના પ્રથમ કાવ્યસંગ્રહ 'છીપલાં'માં શૈશવની સ્મૃતિનાં કેટલાંક કલાત્મક ચિત્રો કંડારાયાં છે. તેમણે 'મલાજો' ૧૯૮૭માં પ્રગટ કર્યો હતો. તેમણે એ પછી 'અમથાભરણ' સંગ્રહ પણ બેત્રણ વર્ષ પહેલાં પ્રગટ કર્યો હતો. તેમણે પ્રયોગશીલ લઘુનવલ 'અમથાનુભવ' અને 'સ્પાઇડર મૅન' નામે શોકાન્તિકા આપી છે. તાજેતરમાં તેમની લઘુનવલ 'વિસંગતિ' 'સમકાલીન' દૈનિકમાં ધારાવાહિક પ્રગટ થઈ છે.

તેમને મફતલાલ ગ્રૂપમાં ટ્રેડ યુનિયન પ્રવૃત્તિના પ્રણેતા કહી શકાય. ત્રીસેક વર્ષ એની હેડ ઑફિસમાં ઍકાઉન્ટ્સ વિભાગમાં કાર્ય કર્યા બાદ મુંબઈમાં નિવૃત્ત જીવન ગાળતા હતા અને સાહિત્ય વ. વિશે સામયિકોમાં લખતા હતા. તેમની સાથે સતત પત્રવ્યવહાર થતો. કાંઈક ગણનાપાત્ર લખાય તો તે 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધિ માટે મોકલતા. તેમની ટૂંકી વાર્તા વ. હવે પછી આપીશું. ગયા ફેબ્રુઆરીમાં મુંબઈ ગયેલો ત્યારે ૧૧મી ને મંગળવારે બપોરે તે મુંબઈના મારા યજમાન શ્રી ભગવાનજી રૈયાણીને ત્યાં મળવા આવેલા. પ્રેમપૂર્વક ઘણી વાતો કરી. આ મુલાકાત છેલ્લી નીવડી.

આવા સંવેદનશીલ સર્જકના અવસાનથી ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. પ્રભુ ભાઈ મેઘનાદના આત્માને ચિરશાંતિ અર્પે અને શ્રી દુર્ગાબહેન અને પરિવારને આ આઘાત સહન કરવાનું બળ આપે એ પ્રાર્થના.

— તંત્રી

## એક અમેરિકી આધાર

પ્રીતિ સેનગુપ્તા

એક બે મહિના માટે અમેરિકા ફરવા આવેલા બધા ઘણુ જોઈને જાણીને નવાઈ પામતા મજાક કરતા પાછા જાય છે ને એક આખા દેશ માટે બધુ કે ઘણુ બધુ સમજી ગયા હોય એમ વાત કરવા માડે છે હા, એમનો ઉત્સાહ સમજી શકાય, પણ એમની સર્વજ્ઞતાનો ભાવ જાણે વાજબી નથી લાગતો એનુ કારણ એ કે અમેરિકાની ક્ષતિઓ અને નબળાઈઓ એ જાણવા માગતા હોય છે એટલુ જ નહીં પણ જાણીને ખુશી થવા માગતા હોય છે એ બાબત કહ્યા કરે છે મને થાય કે એમને શુ એવો ખ્યાલ નહીં આવતો હોય કે સામે પક્ષે અમેરિકાની પ્રજા ભારતની ક્ષતિઓ અને નબળાઈઓ જાણવા પણ માગતી હોય એવુ જરૂર બને ? ને જો કોઈ આપણી ત્રુટિઓ પર હસવા માગે કે ખુશી થતુ લાગે તો શુ આપણને ગમે ?

હુ એમ માનુ કે કોઈના મકાન પર પથરો શા માટે ફેંકવો જ્યારે આપણુ પોતાનુ મકાન કાચનુ બનેલુ હોય ? એક આખા સમાજને એક આખા દેશને પૂરેપૂરો સમજી જવો અત્યત અઘરો છે એની જ અદર આપણે રહેતા હોઈએ તે છતા બે ત્રણ મહિના તો શુ પચીસ વર્ષે પણ આ દેશ અમેરિકા નવાઈ આનદ આદર પમાડતો રહે છે જટિલ કઠિન, કરુણ વાસ્તવિકતા જીરવવાનુ બળ મળતુ રહે તે માટે પણ જે સુદર છે પ્રશસ્ય છે તેનો આધાર લેવો આવશ્યક બને છે

એવો એક આધાર મળે છે આ દેશના પુસ્તકાલયો પાસેથી અનેક કે અસખ્ય પુસ્તકોને પાટિયા અને ઘોડાઓ ઉપર ગોઠવી રાખનાર જગ્યા જ એ કેવળ હોતી નથી, પરન્તુ આખા સમાજને અનેક રીતે મદદરૂપ થતી ઉદાર જીવત સાર્વજનિક સસ્થા હોય છે ઉપરાત, બેસીને છાપા ચોપાનિયા વાચવાની તથા મન થાય તો પુસ્તકો ઉધાર લઈ જવાની સગવડ જ ત્યા મળતી નથી, પણ દરેક દિવસે કલાકો ત્યા ગાળી શકાય તેવા રસપ્રદ માહિતી સભર બહુવિધ કાર્યક્રમો પણ ત્યા યોજાતા રહે છે એમને પુસ્તકાલય જ શુ કહેવા ? ખરેખર તો એમને જ્ઞાનાલય જ કહેવા જોઈએ.

જ્ઞાન સાથે ગમ્મત હોય ને ગમ્મત સાથે જાણકારી મળે, એવા બહોળા ખ્યાલ પ્રમાણે શ્રમપૂર્વક કાર્યક્રમો ગોઠવાય છે કેટલાયે વિષયોને આવરી લેતા તેમ જ દરેક વયને સમાવી લેતા. માડ ચાલતા થયેલા બાળકોને મઝા પડે અને શીખવા મળે તેવા રમકડાથી સજ્જ ખડ લગભગ દરેક લાયબ્રેરીમા હોય જરા મોટા થયેલા બાળકો માટે કાર્ટૂનફિલ્મો, વાર્તા સભળાવવાનો સમય, ચિત્રકામ કાતરકામ વગેરે ગોઠવાય સ્કૂલે જતા છોકરા માટે એમને લાયક કાર્યક્રમો તથા કમ્પ્યુટર વાપરવાની સગવડ કિશોર-વયીઓ માટે તો જાણે શુ નહી ! સાહિત્ય સગીત, ચિત્રના પ્રદર્શન નાટ્ય રજૂઆતો લેખકો સાથે મુલાકાતો હસ્તકળાના વર્કશોપ વગેરે ચાલુ જ હોય

પુખ્ત વયની વ્યક્તિઓ માટેના કાર્યક્રમોની યાદી તો સૌથી લાબી હોય નિ શુલ્ક વ્યાખ્યાનો, નાટકો, ન્યારી ફિલ્મો, સગીતના અનુષ્ઠાનો, પ્રદર્શનો, પુસ્તક-ચર્ચાઓ, લેખક મિલન અને વાચન સ્વાસ્થ્ય અને સામાજિક પ્રશ્નોની છણાવટ આર્થિક સમસ્યાઓ માટે સલાહ સૂચન, વાચતા ને લખતા શીખવવા માટેના વર્ગો ઇત્યાદિ મુખ્ય પુસ્તકાલયોમા નોકરી વગરના, નોકરી શોધનાર માટે માહિતી કેન્દ્રો હોય અધ-જનો માટે બ્રેઇલમાની તથા રેકાર્ડ કરાયેલી ચોપડીઓનો વિપુલ સગ્રહ હોય, જે અપગ હોય, વ્હીલ-ચેરમા હોય તેવા લોકો લાયબ્રેરીમા બધે પહોંચી શકે તેવી સગવડ હોય અને જે ઘરની બહાર જ ના નીકળી શકતા હોય તેવા લોકો ટપાલ દ્વારા પુસ્તકો મેળવે તેવી વ્યવસ્થા પણ ખરી.

આ પુસ્તકાલયોમાંથી ફક્ત પુસ્તકો જ ઉધાર નથી મળતા પણ સગીતની રેકોર્ડ ટેપ્સ સી ડી નાટકો ને નવલકથાઓની રેકોર્ડેડ કેસેટો, લોકપ્રિય ને કળા વિષયક ને દસ્તાવેજી ફિલ્મોની વિડિયો કેસેટો વગેરે

પણ 'ઉધાર' લઈ શકાય. ભાષા-પુસ્તકાલયોમાં પચાસ પચાસ ભાષાનાં પુસ્તકો તથા સામયિકો સંગૃહીત થયાં હોય. કળા-પુસ્તકાલયમાં વિવિધ કળા પરનાં પુસ્તકોનું બાહુલ્ય હોય, તથા ચાલીસપચાસ લાખ છાપેલાં ચિત્રો અને સવિગત યાદી મળી આવે. ભજવણી-કળાઓના કેન્દ્રમાં સંગીત, નૃત્ય, નાટ્ય, તેમ જ ફિલ્મ પરનાં દશ્ય તથા શ્રાવ્ય વિડિયો વગેરેનો આધારભૂત સંગ્રહ પ્રાપ્ત થાય. વિજ્ઞાન, ઉદ્યોગ, વેપારના કેન્દ્રાલયમાં તે તે વિષયોને અનુરૂપ સામગ્રી હાજર હોય. વળી, જ્ઞાત અને પદવી પામેલા ગ્રંથપાલોની ઉપસ્થિતિ તો સર્વત્ર ખરી જ.

દરેક શહેરમાં પુસ્તકાલયો શું એકાદ-બે જ હોવાનાં ? અરે, હોય કાંઈ ? ન્યૂયૉર્ક શહેરનો જ દાખલો આપું. એનો મુખ્ય ભાગ તે મૅનહૅટન એ તેર માઇલ લાંબો, ને વધારેમાં વધારે સવા બે માઇલ પહોળો એવો ટાપુ છે. એની વચ્ચે પાછો એક સો એકરનો, 'સેન્ટ્રલ પાર્ક' કહેવાતો એક કુદરતી વિભાગ. પણ આ મૅનહૅટનમાં જ ઓગણચાલીસ તો લાયબ્રેરી છે. જો આખા ન્યૂયૉર્કના પાંચેય ભાગોમાંથી લાયબ્રેરીની સંખ્યાનો સરવાળો કરીએ તો એક સો-ઓગણચાલીસથી પણ વધારે થાય, તે નક્કી છે.

સભ્યપદ પાછું વિના મૂલ્યે. કેન્દ્ર-સરકાર, રાજ્ય-સરકાર ને નગરપાલિકામાંથી મળતી ગ્રાન્ટ દ્વારા બધું ચલાવવાનું. અત્યંત વિસ્તરેલું, અને હંમેશાં વિસ્તરતું જતું ફલક. ખર્ચો વધતો જ જાય. પુસ્તકાલયોને સતત ધા નાખતાં જ રહેવી પડે. મોટી મોટી કંપનીઓ ને કૉર્પોરેશનોની સહાયની આશા તો રખાતી જ હોય, પણ સામાન્ય નાગરિક પણ યથાશક્તિ મદદ કરી શકે. નાની-મોટી રકમ આપે તો વેરામાંથી મજરે મળી જાય. ને જો સ્વયંસેવક બનવા માગે તો ઘણી પ્રવૃત્તિઓમાં સમય આપી શકે. લાખો ડૉલરનું દાન કરનારી જ્ઞાનપ્રેમી ઉદાર ને પરગજુ વ્યક્તિઓ પણ છે જ. એમનો જ તો ખરો આધાર હોય છે આવી સાર્વજનિક સંસ્થાઓને. એમનાં નામો તો હંમેશ માટે સંસ્થાઓ સાથે જોડાઈ જતાં હોય છે, અને પરસ્પરનો મોભો વધારે છે.

ન્યૂયૉર્ક શહેરમાં જોવા જેવી ઐતિહાસિક તેમ જ આધુનિક ઘણી ઇમારતો છે. એમાંની સૌથી સુંદરમાંની એક છે 'ન્યૂયૉર્ક પબ્લિક લાયબ્રેરી.' હવે એ 'સેન્ટ્રલ રિસર્ચ લાયબ્રેરી' કહેવાય છે, કારણ કે મુખ્ય પુસ્તકાલયની બધી કાર્યવાહી નજીકના છ માળ ઊંચા મકાનમાં ખસેડાઈ છે. શહેરની વચ્ચે જ્યાં આ ભવ્ય સ્થાપત્ય ઊભું છે ત્યાં એક સમયે શહેરને માટેની પાણીની "ટાંકી" હતી. ૩૯૦ ફીટ લાંબું અને ૨૭૦ ફીટ પહોળું એવું એ મહા-સંસ્થાન બાંધતાં નવ વર્ષ થયેલાં. ૧૯૧૧માં એ જનતા માટે ખુલ્લું મુકાયું. એ જમાનાના વિખ્યાત સ્થપતિઓએ સાથે મળીને એની રચના કરેલી. 'અમેરિકન રેનેસાં' કહેવાતો એ કાળ હતો. આ સ્થાપત્યશૈલી 'હાઇ ક્લાસિકલ' તરીકે ઓળખાય છે. આટઆટલાં વર્ષો પછી પણ આ ઇમારતનું ગૌરવ ઘટ્યું નથી, બલકે એની અગત્ય વધતી ગઈ. છેલ્લાં ત્રીસ વર્ષથી એ 'રાષ્ટ્રીય ઐતિહાસિક ઇમારતો'માંની એક ગણાય છે.

ફિફ્થ ઍવન્યૂ પર મોખરાને સ્થાને પડતાં પહોળાં પગથિયાંની બે બાજુ રહેલાં વિખ્યાત સિંહ-શિલ્પોની વચ્ચે થઈને પ્રવેશદ્વાર તરફ જવાનું. અંદર જતાની સાથે જ એ પ્રવેશ-ભવનની વિશાળતા ને દર્શનીયતા આવરી લેશે. સફેદ આરસની ફર્શ, દીવાલો; અરે, ઊંચે ઊઠતો ઘુમ્મટ પણ આરસનો. આ મહા-પરિમાણ, તથા 'ક્લાસિકલ' સ્થાપત્ય-શૈલીને ઉચિત અંગો આખી ઇમારતમાં સર્વત્ર જોવા મળતાં રહે છે. આવું સુસંગઠિત છે એનું આખું વિરચન.

પ્રવેશ-ભવનમાં બે તરફ સોપાન-શ્રેણી છે, જેમાં ડિઝાઇનનું સમતુલન જોઈ શકાય છે. ઉપર આરસની કમાનો, દીવાલો અને ચોવીસ સ્તંભથી યુક્ત પ્રદર્શન-ભવન છે. દર વર્ષે ત્યાં ત્રણ અગત્યનાં પ્રદર્શન ભરાય. બીજાં શહેરો તેમ જ દેશોની વિશિષ્ટ સંસ્થાઓ પણ એમાં ભાગ લે, કે સાથ આપે. જોકે આ 'મુખ્ય પુસ્તકાલય'નો પોતાનો જ સંગ્રહ એટલો અદ્વિતીય અને અખૂટ છે કે એનું જ પ્રદર્શન કરતાં રહેવાય. દા.ત. બસો-ચાર સો વર્ષ જૂની હસ્તલિખિત પ્રતો. અંગ્રેજી ને અમેરિકન કવિઓ, લેખકો, ફિલસૂફો, ધર્મચિંતકો વગેરેનાં ઘણાં નામો આપણે જાણતાં હોઈએ, પણ એથીયે વધારેથી અજ્ઞાત હોઈએ. આગ્રહપૂર્વક, અત્યંત

આદર સાથે ટી એસ. એલિયટની, તેમ જ અન્ય હસ્તપ્રતો જોવા જનાર ફક્ત એક નિરંજન ભગતને મે જોયા છે અત્યાર સુધી ભારતથી આવનારામા

ઇમારતમા ઉત્તરે અને દક્ષિણે પડતા બે લાબા ભવન છે બનેમા સામયિક વાચન ખડ છે દીવાલો પર લાકડાની કોતરણી કરેલી પૅનલો લગાડેલી છે પ્લાસ્ટર ઑફ પૅરિસની છતને પણ એવો જ રગ આપવામા આવ્યો છે કે જેથી ખડનો દેખાવ, ને ત્યાનુ વાતાવરણ કોઈ યુરોપી ગર્ભશ્રીમતના નિવાસમાના વાચન ખડ જેવા લાગે તો પછી મુખ્ય વાચન ખડનુ શુ ? એ તો ઇમારતના શિરોમણિ જેવો છે ૨૯૭ ફીટ લાબો ૭૮ ફીટ પહોળો, ઉપર ત્રીજા માળે, આરસની દીવાલોમા પ્રકાશને માટે ઊચી કમાનદાર બારીઓ સુદર સુશોભિત વિશાળ છત ઉપરાત, વાચવા બેસવા માટેના ટેબલ, ખુરશીઓ તેમ જ તાબા કલાઈમિશ્રિત લૅમ્પ વગેરે ખાસ એ ખડને માટે જ બનાવાયેલા વાચન અને અભ્યાસ માટે પૂરતા પ્રકાશ સાથે પર્યાપ્ત શાતિ પણ મળે એ ઉદ્દેશથી આ મહાખડ મુખ્ય ગ્રથાગાર — કે જેની અદર અઠ્યાશી માઇલ જેટલા કબાટો ને ઘોડાઓ પર પુસ્તકો ગોઠવાયેલા છે તે—ની ઉપર યોજવામા આવ્યો. એની જોડ કદાચ અમેરિકામા પણ ના મળે

વિશ્વના જાણીતા ચિત્રકારોની કૃતિઓથી સજ્જ ગ્રીક મદિર જેવો દેખાતો એક મહાખડ પણ ત્રીજે માળે છે એની સામેનો ભાગ એક મહા ઘુમ્મટ થઈને વિસ્તરી જાય છે બધે જ દીવાલો ને છત પર ચિત્રાકન કે કોતરણી તો ખરા જ છેક નીચલા માળ પર આવેલા ભવનમા એક કાર્યક્રમ સાભળવા જવાનુ થયુ એનુ રૂપાતર જોઈને તો છક જ થઈ જવાયુ વર્ષો પહેલા ત્યા પુસ્તકોના ઘોડા રહેતા ને ત્યાથી જ પુસ્તકો બહાર લઈ જવાતા — પાછા લવાતા ત્યારે તો બધુ મેલુ ને અવ્યવસ્થિત લાગતુ ને એના રૂપ પરિમાણ તરફ ક્યારેય ધ્યાન પણ ન હતુ ખેચાયુ હવે તો જાણે એ ભવનનો પુનર્જન્મ થયો છે

૬ ૪૦૦ ચોરસ ફીટનો એનો વિસ્તાર ત્રીસ ફીટ ઊચે ઊઠતો ગુબજ સુદર સ્તભો પર ટેકવાયેલો ઇટાલીના આછા પીળા સગેમરમરની દીવાલો, અને ફરતે ફૂલવેલની કારીગીરી ત્યા ઉપસ્થિત હોવાનુ જ એટલુ ગમ્યુ કે ત્રણ મૃત રશિયન કવિઓની કૃતિઓના વાચનમા પણ બહુ ધ્યાન ના રહ્યુ ! મૂળ સ્વરૂપે, નવા અવતારમા વધારે જીવત થઈને રહેલો આ ખડ હવે લાયબ્રેરીના પબ્લિક એજ્યુકેશન પ્રોગ્રામનુ કેન્દ્ર બન્યો છે અને બહુવિધ વ્યાખ્યાન વાચન, સગીત તથા ફિલ્મના અનુષ્ઠાન માટે વપરાય છે

સતત વિકસતા રહેવાની ને નવી નવી રીતે ફરી ફરી સજીવન થતા રહેવાની આ દેશની જે પદ્ધતિ છે, જે વિચારસરણી છે તે નિ શક પ્રશસ્ય છે મનમા એમ થયા કરે છે કે આવા અમેરિકી અભિગમનુ અનુકરણ કરતા કે એને સમજતા પણ, આપણે થઈ શકીએ તો આપણુ આભિજાત્ય ગૌરવથી પ્રદર્શિત કરી શકીએ

□

## સાભાર સ્વીકાર

**ગુલાબી દૃષ્ટાન્તકથાઓ** સપાદક રમણલાલ સોની, પ્ર શ્રીમતી નયના પ્રફુલ્લભાઈ વોરા, ૪ મેઘદૂત નૉર્થ–સાઉથ, પાચમો રસ્તો, જૂહુ સ્કીમ, વિલે પાર્લે (પશ્ચિમ) મુબઈ ૪૦૦ ૦૫૬ કિં રૂ ૬૫ **શેષ બલવન્તરાય** પ્રો જે. હર્ષદ મ. ત્રિવેદી, પ્ર ડા. લવકુમાર મ દેસાઈ અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, મ સ વિશ્વવિદ્યાલય, વડોદરા કિં રૂ ૮૬ **ઋતુસંહાર** અનુવાદક ચન્દ્રકાન્ત ભટ્ટ પ્રકાશક પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ રિલીફ રોડ અમદાવાદ ૩૮૦ ૦૦૧ કિં રૂ ૩૦ **જ્ઞાનગંગોત્રી ગ્રંથ ૩૦ લલિતકળા દર્શન "દૃશ્યકળા"** સપાદક ગુલામમોહમ્મદ શેખ, સહસપાદક શિરીષ પચાલ, પ્રકાશક સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર કિં રૂ ૨૦૦ **ખીલતી કળી** લે પ્ર પ્રો જે પી મહેતા, પરયા શેરી, મહુવા – ૩૬૪ ૨૯૦ કિં રૂ ૨૦ **જોડણી વિશે** લે. બેચરદાસ દોશી, સપાદક રામજીભાઈ પટેલ, પ્ર ગુજરાતી ભાષાશુદ્ધિ અભિયાન, ઘીકાટા, વડનગર – ૩૮૪ ૩૫૫ અને ૫૩ ગુરુનગર, વરાછા રોડ સુરત ૩૯૫ ૦૦૬, કિં રૂ ૬ **પાંગરતી ભાષાચેતના અને સૂચિત લિપિ પરિવર્તન** લે. ચીનુભાઈ ગી. શાહ, પ્રાપ્તિસ્થાન સ્વસ્થ માનવ, સી/૧૪ રમણકલા, નારણપુરા અમદાવાદ ૧૩ કિં રૂ ૬

# હવેલી અને હોટેલની વચ્ચે

મહેશ દવે

મધુરા ઊછરી તો હતી મુંબઈમાં, પણ તેનું મુંબઈ દામોદરનાથજીની હવેલીમાં શરૂ થતું અને એ હવેલીમાં જ પૂરું થતું. હવેલીની બહાર તેણે કદી પગ મૂક્યો ન હતો. જરૂર પણ શી ? હવેલીમાં બધું જ તો હતું. અને હવેલી કંઈ નાની-સૂની થોડી હતી ? તેનો આગળનો દરવાજો ગુલાલગલીમાં ખૂલતો અને પાછળનો દરવાજો પાનબજારમાં બંધ થતો. ગુલાલગલીથી બહાર ફરીને પાનબજાર જવું હોય તો અડધો કલાક લાગે. અને પાનબજારથી સામેની બીજી તરફ ફરી ગુલાલગલી જાવ તો પોણો કલાક લાગે. ગુલાલગલીથી પાનબજાર જવું હોય તો લોકો હવેલીમાં થઈને જતા. એ રસ્તો સાવ ઢૂંકડો પડે. પંદર મિનિટમાં ગુલાલગલીથી પાનબજાર !

હવેલીના મસમોટા તોતિંગ દરવાજા પાસે ઘણીય વાર મધુરા ઊભી રહી જતી. તે વિસ્મયથી દરવાજાને જોઈ રહેતી. દરવાજો ખખડધજ હતો. તેની મજબૂત ડેલીઓનું કાળું, જાડું સીસમ ડરામણું લાગતું. ડેલીઓ પર પિત્તળના પટ્ટા જડેલા હતા. છ-બાર મહિને ઘસવામાં આવે ત્યારે પટ્ટા ચમકતા. પટ્ટા ડેલીઓ પર ચોખંડા રચતા. એ ચોરસોની વચ્ચે ભાલાની નોક જેવા ખીલા ખોડ્યા હતા. આમ તો દરવાજો બંધ જ રહેતો. ક્યારેક મોટું વાહન આવે અથવા મહારાજશ્રીની બહાર આવન-જાવન થાય ત્યારે જ તે ખૂલતો. બે-ત્રણ પહેરેગીરો દમ લગાવે ત્યારે દરવાજો ખોલી શકાતો. બંધ હોય તે વખતે દરવાજાની નાનકડી ખડકી ખુલ્લી રહેતી. પગ ઊંચો કરી, માથું નમાવી તે મોટી બારી જેવી ખડકીમાંથી મનેખ આવીજઈ શકતું. ભાવિકો તેમ જ ગુલાલગલી, પાનબજાર જતું-આવતું બીજું લોક એ મારગનો જ ઉપયોગ કરતું. ડેલીની નાનકડી ખડકીમાંથી મધુરા અચરજ સાથે બહારની દુનિયા જોઈ રહેતી. અવરજવર કરતાં માણસો, વાહનો તેને દેખાતાં. મધુરા થોડી વાર બહારનો માહોલ જોઈ પછી મુઠ્ઠીઓ વાળી ઘેર દોડી જતી.

હવેલીની પાછળની બાજુએ સેવકોને રહેવા માટેની લાંબી ચાલ હતી. ચાલમાં હવેલીના સેવકો, ચાકરો, અનુચરો રહેતા. તે સમુદાયમાં સફાઈ કરનારા, ગૌશાળાની દેખરેખ રાખનારા, રસોડાના માણસો, ગાયકો, સાજિંદાઓ, શણગાર-સજાવટવાળા, ઝાપટિયા, નાના મુખિયા એવા બધા પ્રકારના કર્મચારીઓનો સમાવેશ થતો હતો. તેમનાં ઊંચાં-નીચાં સ્થાન પ્રમાણે સેવકોને સારાં-નરસાં ઘર ફાળવ્યાં હતાં. એ ચાલમાં જ મધુરાનું ઘર હતું. ઘર શાનું ? નાનું, અંધારિયું ઘમોચલું જ કહો ને ! પણ મધુરાને તો ઘર માની સોડ જેવું હૂંફાળું લાગતું. તેણે કદી બહારનાં હવા-ઉજાસવાળાં ફ્લૅટ, ઘર કે બંગલા જોયાં ન હતાં. પોતે અહીંયાં ક્યારથી રહે છે તેનું મધુરાને કોઈ સાંભરણ નહોતું. પણ શૈશવનાં ચારેક વર્ષની ઉમરનાં સ્મરણો ક્યારેક મધુરાના ચિત્તમાંથી પસાર થઈ જતાં. દીપ-ધૂપના સુગંધી ધુમાડા જેવી યાદ હતી એ. તેના ધુમ્મસ-ધૂંધળા અજવાળામાં ગામડાગામનું પથ્થરિયું મકાન, મોટા ઓરડા, અકળાવતો તડકો, ગામની ધૂળ, આંગણા બહારની બાવડી, ઘેઘૂર લીંબડો દેખાતાં, દેખાતાં ને અલોપ થઈ જતાં.

જોકે મધુરાની મા રત્નપ્રભાને ભિડોર ગામની સ્મૃતિઓ તાદશ હતી. તેનાં સ્મરણો તેને કનડતાં રહેતાં. મુંબઈની હવેલીની પાછલી બાજુની ચાલમાં રત્નપ્રભાનો જીવ ગૂંગળાતો. મધુરાની માનો જન્મ મુખિયા કુટુંબમાં થયેલો. મધુરાના નાનાજીએ તેનું નામ રત્નપ્રભા પાડેલું. પણ એ રતન અને એની પ્રભા ઘરમાં અને હવેલીમાં જ ગોંધાઈ રહ્યાં. ચીંથરે વીંટ્યું રતન હોય તેમ મોટા ઘૂમટાના ઓઝલ-પડદામાં રત્નપ્રભા ઊછરી. ઘણી વાર મા મધુરાને નાનાજીની વાતો કહેતી. નાનાજી બડા વિદ્વાન હતા. મોટા મુખિયા હતા. શ્રીનાથજીમાં તેમનું ઘણું માન હતું. પણ વિદ્વત્તા માટેનાં માન-ગૌરવ ધીમે ધીમે ઘસાતાં

ગયા. તેમની દીકરી માટે મુબઈની હવેલીમા કામ કરતો બીજવર ખોળવો પડ્યો મધુરાના નાનાજી રત્નપ્રભાના બાબા આમ તો સાગર હતા પણ એ બોલે આછુ તેમનો કડપ વધારે તેમના ધોળા દાઢી મૂછ અને મોટી આખો ડાગે બેસાડે તેવા હતા

રત્નપ્રભાને મુબઈ ગમતુ નહીં હવેલીના ચાલીના ઘરમા તેને મૂઝારો થતો તેને તો રાધા અને ગોપીઓની જેમ વૃદાવનમા ઘૂમવુ હતુ પણ એ જમાના ગયા સુધરેલા સમાજમા તો ખાવિંદ રાખે તેમ જોરુએ રહેવાનુ બાબાએ રત્નપ્રભાને ભણાવેલી નહીં બહાર અવરજવર પણ નહિવત્ પણ રત્નપ્રભાને બાબાએ ઉત્સવો માટે તૈયાર કરેલી ખરી રત્નપ્રભાના પગમા થનગનાટ હતો હાથમા લય લાસ્યનુ લાવણ્ય હતુ આખમા વીજળી હતી પણ મુબઈ આવ્યા પછી એ બધી કળા અધારી ઓરડીમા બધિયાર બદીવાન થઈને રહી ગઈ નટવર નાગર સમક્ષ પણ એ કળા પ્રગટ કરવાની તેને મનાઈ હતી તેના પતિનુ નામ તો હતુ રસખાન પણ બધા તેને રસિયા કહીને જ બોલાવતા રસિયા રત્નપ્રભા માટે તો શકિયા હતો આધેડ બીજવરને કુમળી કળી જેવી દુલહન માટે શકા રહેતી રત્નપ્રભાને કદી બહાર નીકળવા મળ્યુ જ નહીં મધુરાની સુવાવડ વખતે અને તે પછી ચાર વર્ષે ભૈયાના લગ્ન વખતે પિયેર ગયેલી એટલુ જ બાકી હવેલી પાછળની ચાલીમા અને માત્ર નિજી ઘમોચલામા જ રત્નપ્રભા ઝખવાતી ગઈ

રસખાન રસિયાને સગીત વારસામા મળ્યુ હતુ તેના વડવાઓ પરાપૂર્વથી શ્રીનાથજી સમક્ષ સગીત રેલાવતા આવ્યા હતા. તેમના સૂરે જ શ્રીનાથજી જાગતા, તેમની સાજ સગતે જ લાલજી શણગાર સજતા, તેમના તાલે ગોપાલ ગૌ ચરાવવા જતા તેમના સગીતના સહચારે મનમોહન કોળિયો ભરતા, તેમના મધુર ગાનથી ઉથાપન થતુ તેમની રુમઝૂમે આરતીના ડકા ઝાલર બજતા અને તેમની સૂરગગાની લહરીથી જ શ્રીનાથજી શયન કરતા. તેમના સગીતના સથવારે ગોપીઓ રાસ રચતી, કૃષ્ણ રાસલીલા રમતા, ખડિતા ફરિયાદ કરતી. પણ પેઢીદરપેઢી વારસો વધતા ગયા બધાનો સમાસ શ્રીનાથજીની સેવામા નાથદ્વારામા થાય તેમ ન રહ્યુ જુદે જુદે સ્થળે ગાદીઓ સ્થપાઈ સેવક પરિવારો પણ નવી નવી ગાદીએ ખસ્યા રસિયાનો સમાસ મુબઈની દામોદરનાથજીની બેઠકમા થયો

રસિયાના લોહીમા સગીત વહેતુ હતુ તેને ચાર સો પદ મોઢે હતા પણ તેને લખતાવાચતા સદતર આવડતુ નહોતુ મગળાનો ભૈરવ, બિલાવલ કે બિભાસ હોય શૃગારનો રામકલી હોય કે રાજભોગનો સારગ હોય સધ્યા આરતીનો કાન્હડો કે બિહાગ હોય, શયનનો કલ્યાણ, અડાણા કે કેદાર હોય – રસિયાના સૂર, તાલ ને મીઠાશમા કદી કઈ કહેવાપણુ ન હોય. એ સિવાયની દુનિયાની રસિયાને ઝાઝી ગતાગમ નહોતી.

મધુરા બાપુનુ સગીત સાભળતા સાભળતા મોટી થઈ હતી ઘરનો બાપુનો રિયાઝ તે પીતી રહેતી મદિરમા સાજ સાથેનુ ગાન તેનામા ઊતરી ગયુ હતુ મધુરાને સ્કૂલમા મોકલવાનુ રસિયા કે રત્નપ્રભાને ક્યારેય સૂઝ્યુ નહોતુ પણ મધુરા હવેલીની પરપરામા વિકસતી ગઈ સગીતનો લય તેના દેહને વહાવતો તેનો તાલ તેના પગમા નર્તન જગવતો. મા રત્નપ્રભા બપોરે બપોરે પખવાજના બોલ બોલી મધુરાને પલોટતી ઉત્સવપ્રસગે મધુરા બાપુના સગીત સાથે મુરલી મનોહર સમક્ષ મન મૂકીને નાચતી સગીત નૃત્ય, લય-લાસ્ય બધુ એકાકાર થઈ જતુ મધુરા જાણે મુરલી મનોહરમા સમાઈ જતી નૃત્યાગનાને ઓગાળી નૃત્ય તેને નાચ નટવરમા ભેળવી દેતુ મધુરા ખુશ રહેતી, સુખી હતી તેનુ નૃત્ય જોવા રત્નપ્રભા જીદ કરીને આવતી. ઑઝલને પડદેથી તે મધુરાને નિહાળતી. રત્નપ્રભા મધુરામા જીવતી હતી રસિયા નૃત્યથી અલિપ્ત હતો તેને નૃત્ય, નૃત્યાગના કે તેની માની ખુશીથી કોઈ ફેર નહોતો પડતો

સમય સમય બળવાન. હવેલીમા આવનારની સખ્યા ઘટી હતી મુબઈમા ભાટિયા લોહાણા ઘટાઈ ચાલ્યા. તે જ્ઞાતિના ભાવિક કલા રસિકો મુબઈમાથી ભૂસાતા ગયા નવા ભાવિકોમા નૃત્ય, શણગાર સગીતનો રસ અલ્પ હતો મહારાજશ્રીનુ સેવા, ઉત્સવમા ઝાઝુ ધ્યાન નહોતુ તેમના ઇતર ખર્ચા વધ્યા હતા તેમના કુવરો વળી ઓર કિસમના શોખ કરતા.

ધીમે ધીમે મહારાજશ્રીએ સેવકો ઓછા કરવા માંડ્યા હતા. ગાવામાંથી રસિયાની મજા ઊઠી ગઈ હતી. મેદની ઘટી હતી. કોઈ દાદ આપનાર નહોતું. નાથજીની કાંતિ પણ જાણે ઓઝપાઈ હતી. સાજિંદા વેઠ ઉતારતા હતા. રસિયાનો જીવ ચચરતો હતો.

મહારાજશ્રીને હવે રસિયાની જરૂર જણાતી નહોતી. બીજાઓથી કામ નભે તેમ હતું. અંતે છૂટા કરવામાં રસિયાનો વારો આવ્યો. રસિયાને બીજું કશું આવડતું નહોતું. પંચાવન વર્ષની ઉંમરે તે સિત્તેર જેવો લાગતો હતો. ગિરધારી લાલા સિવાય તેનું કોઈ સંબંધી નહોતું. નોકરી સાથે ઘર પણ સોંપી દેવાનું હતું. પાંત્રીસ વર્ષની પત્ની રત્નપ્રભા અને ચૌદ વર્ષની પુત્રી મધુરા સાથે રસિયા માટે મોહમયી મુંબઈમાં નીચે ધરતી ને ઉપર આભ હતું.

*

મુંબઈની ચાલીઓમાં ખૂણાની ડબલરૂમ અને ફરતી ગૅલેરીઓને બાંધી કેટલાંક લોકો ફ્લૅટમાં રહેતાં હોવાની શેખી મારે છે. પ્રોફેસર જનાર્દન પાધ્યે એમાંના એક હતા. પ્રોફેસરસાહેબ જવાહર મૅન્શનના ત્રીજે માળે વસતા હતા. ભાગ્યયોગે સાહેબને ખૂણા પરની, પ્રમાણમાં થોડીક મોટી ઓરડીવાળી ડબલરૂમ જૂના વખતથી મળી ગયેલી. જવાહર મૅન્શન આમ તો હતો માળો જ, ચાલી જ. પણ પ્રોફેસર સાહેબ હંમેશાં તેને 'મૅન્શન' કહીને જ ઓળખાવતા. કહેતા, 'મારા મૅન્શન પર જરા આવી જજો ને !'

પ્રોફેસરસાહેબની ડબલરૂમની બંને ઓરડીઓને બહારની બાજુ ગૅલેરીઓ હતી. ખૂણા પર હોવાને કારણે ગૅલેરીઓ અર્ધગોળાકારમાં સળંગ જોડાયેલી હતી. બંને ઓરડીઓને વીંટળાઈ વળેલી ગૅલેરી ખાસ્સી પહોળી અને લાંબી હતી. ગૅલેરીનો એક છેડો રંગારા ગલીમાં પડતો, બીજો છેડો સુભાષ મેઇન રોડ પર પડતો. સાહેબે ગૅલેરીઓને પાટિયાંઓથી કવર કરી, વચ્ચે હવા-ઉજાસ માટે બારીઓ મૂકી, બે અલાયદા ખંડનો ઓપ આપ્યો હતો.

પ્રોફેસરને ત્યાં કોઈ નવી વ્યક્તિ આવે કે તરત આગન્તુકને સાહેબ 'ફ્લૅટ'ની ગાઇડેડ ટૂર પર અચૂક લઈ જતા 'આ આપણો ડ્રૉઇંગરૂમ'. ગાદલું બિછાવેલી, બૉમ્બે ડાયિંગની ચાદરથી ઢાંકેલી, લાકડાની પાટને સાહેબ 'દીવાન' તરીકે વર્ણવતા. ભીંતને અડીને કેઇનનો સોફા-સેટ અને વચ્ચે કેઇનની જ ટિપૉય પડ્યાં રહેતાં. દર ત્રણ વર્ષે સાહેબ સોફાને રંગતા.

ડ્રૉઇંગરૂમ પછી નવા આગંતુકને સાહેબ જેને 'કિચન' કહેતા તે પાછલી રૂમમાં લઈ જતા. 'આ અમારું કિચન... હમણાં બે વર્ષ પહેલાં જ ઊભું રસોડું કરાવ્યું... સાલ્લી સગવડ તો ખરી.' સાહેબ વટકે સાથ કહેતા. તે પછી સાહેબ ચારખુરશિયા ડાઇનિંગ ટેબલ તરફ વળી તેનું વર્ણન ઠપકારતા. સાહેબને ત્યાં ઊભું રસોડું થયું તે પહેલાં રસોઈ કરવા માટે ચોકડી હતી. ચોકડીને છેડે પાણિયારું હતું. પાણિયારાની એક તરફ રાંધવાની ચોકડી અને બીજી બાજુ નાહવાની મોરી. પણ સાહેબે સમય પ્રમાણેના બંબૈયા ફેરફાર કર્યા હતા.

ઊભું રસોડું કર્યું ત્યારે કેડ સુધી આવતા પાણિયારા ઉપર પ્લાયવુડનું પાટિયું ખેંચાવેલું. મોરીની ગૅલેરીમાં પડતી દીવાલ તોડાવી નાખેલી. મોરીને ગૅલેરીમાં 'એક્સ્ટેન્ડ' કરી હતી. 'એક્સ્ટેન્ડેડ' મોરી ફરતે પ્લાયવુડના પાટિયાનાં પાર્ટિશન કર્યાં હતાં. પાટિયાનું જ તકલાદી બારણું પણ મુકાવ્યું હતું. આગળ વધી બાથરૂમમાં 'કમોડ' જડાવેલું. 'મૅન્શનના કૉમન લેટ્રિનમાં જવાનું તો ટળ્યું'. પોતાની ડબલરૂમને 'ફ્લૅટ' તરીકે ઓળખાવવામાં પ્રોફેસર જનાર્દન સાવ ખોટા નહોતા. શરૂઆતમાં 'કમોડ' અને નાહવાનું સાથે, એ વ્યવસ્થા પ્રોફેસરાણીને ખૂંચેલી. પણ હવે એ ટેવાઈ ગયાં હતાં.

ગૅલેરીમાં મોરીના એક્સ્ટેન્શનથી અર્ધગોળાકાર લાંબી સળંગ ગૅલેરી, બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી. ગૅલેરીનો પછીતનો રંગારા ગલીમાં પડતો ભાગ પ્રોફેસર-પુત્રી, નામે કામિનીનો સ્ટડીરૂમ-કમ-બેડરૂમ હતો. ગૅલેરીનો આગળનો સુભાષ મેઇન રોડ પર પડતો ભાગ પ્રોફેસરસાહેબનો લાયબ્રેરી (?) – કમ-સ્ટડીરૂમ ગણાતો. કિચન, કામિનીનો રૂમ અને પોતાનો સ્ટડીરૂમ બતાવી, પ્રોફેસર નવાગંતુકને પાછા ડ્રૉઇંગરૂમમાં લાવતા. હાશ કરીને સોફા પર ફસડાતા. એ ડ્રૉઇંગરૂમ રાતે સાહેબનો બેડરૂમ બની જતો તે કહેવાનું સાહેબ ટાળતા. કોઈ

મહેમાન હોય તો સાહેબ કિચનમા શિફ્ટ થતા

પ્રોફેસર જનાર્દન પોતાને બહુ સુખી માનતા પ્રોફેસરાણી પતિના સુખમા પોતાનુ સુખ મનાવતા પણ તેમની પુત્રી કામિની સાવ નોખી માટીની નીકળી કામિનીને તેના મમ્મી લાડમા કમુ કહેતા તે કામિનીને જરાય ગમતુ નહોતુ પ્રોફેસર પપ્પાએ તેને હુલામણુ નામ આપ્યુ હતુ ચીકુ એ નામ સામે કામિનીને ખાસ વાધો નહોતો પ્રોફેસર તેને હમેશા ચીકુ કહેતા મમ્મી ક્યારેક કમુ અને મોટે ભાગે તેને ચીકુ કહી બોલાવતા

પ્રોફેસરાણી માળાના રસોઈ શાક ભાજી સત્યનારાયણની કથાઓ અને ભજન કીર્તન મદિરના વાતાવરણમા પૂરેપૂરા ગળાડૂબ હતા પ્રોફેસર પુસ્તકિયા અને વેદિયા હતા પણ મુબઈના માળામા ફ્લેટ ની સગવડે ઊછરેલી કામિની જુદા જ રગે રગાઈ હતી સ્કૂલમાથી જુનિયર કૉલેજમા આવતા તો તેનામા ગજબ પરિવર્તન આવી ગયુ ગુજ્જુ મણીબહેન મટી તે બિનધાસ્ત માડ બનવા તરફ આગળ વધી હતી. કૉલેજમા આવતા સુધીમા તે સારા કપડા-લત્તા સારી હોટેલો મસાલેદાર વાનગીના ચટાકા દેશી પરદેશી ફિલ્મ્સ હરવા-ફરવા અને પિકનિકની ભારે શોખીન થઈ ગઈ હતી પપ્પા મમ્મીની મધ્યમવર્ગીય મેન્ટાલિટી તરફ એને ભયકર સૂગ હતી કાલેજમા આવતા સુધીમા તો તેના પર વિમેન્સ લિબ નો વાયરો પણ વાયો હતો પ્રોફેસર કહેતા ચીકુને જમાનાની હવા લાગી છે પણ આશ્વાસન લેતા અતે તો આપણુ ફરજદ છે ના ? ઘરના ગળથૂથીના સસ્કાર કઈ થોડા જતા રહેવાના ? પરણશે સસાર માડશે એટલે આપોઆપ પલોટાશે

પ્રોફેસર જનાર્દને પોતાની કૉલેજમા આર્ટ્સમા દાખલ થવા ચીકુને ઘણી સમજાવેલી તેના પર જરા નજર રહે પણ ચીકુએ તો હઠ લીધી મારે કૉમર્સ જ લેવુ છે છોકરાઓને તેમની રસ રુચિ પ્રમાણે લાઇન પસદ કરવા દેવી જોઈએ, એવી સુફિયાણી વાત અવારનવાર કરનારા પ્રોફેસર જનાર્દન ચીકુને કામર્સ કોલેજમા જતા રોકી ન શક્યા અને ચીકુની મમ્મીના કહેવા પ્રમાણે કમુ હાથથી ગઈ

કામિની કાલેજમા સખીઓ અને મિત્રો સાથે બિનધાસ્ત હરતી ફરતી અગ્રેજીમા સડસડાટ ગોટપિટ કરતી હિન્દી ભણાવતા પ્રો જનાર્દન અવાચક થઈ જોઈ રહેતા સાભળી રહેતા પ્રો જનાર્દન ચીકુ માટે મોઘા કપડા શૂઝ પ્રસાધનો લઈ શકે તેવી હેસિયતવાળા નહોતા પણ ચીકુ પર ખર્ચ કરવાવાળા તેને કીમતી ભેટો આપનારાનો તોટો નહોતો પોતે પાર્ટ ટાઇમ જૉબ કરે છે તેમાથી બધો ખર્ચ નીકળે છે તે માટે વહેલા મોડા આવવુ પડે આવા બધા ખુલાસા ચીકુને મોંઢગા હતા હોઠ સાજા તો ઉત્તર ઝાઝા પ્રોફેસર અને પ્રોફેસરાણીને ગળે આવા ખુલાસા તરત ઊતરી જતા. એટલુ જ નહી ચીકુની હોશિયારીના, આવડતના, ટેસ્ટના તેઓ વખાણ કરતા પણ થઈ ગયા હતા

કામિની દેખાવે કાઢી નાખવા જેવી નહોતી તેના હાઇટ-બાડી સપ્રમાણ હતા દેહયષ્ટિ કમનીય હતી તેની સહેજ શ્યામ ચામડીમા ચીકણી સુરખી હતી નાક નકશો નમણો હતો આખો મદિરા જેવી માદક હતી તે ફેશિયલ કરાવી મોઢુ મુલાયમ અને ચમકતુ રાખતી આઇ બ્રોઝ બાણ કમાન જેવી સુરેખ શાર્પ દેખાતી તેના હોઠ પર સ્મિત જડેલુ રહેતુ તેનુ વસ્ત્રપરિધાન ઢાકેલુ ઢાકેલુ ને તોય ઉઘાડું લાગતુ

કામિની ભોળી કે મૂરખ નહોતી ઇન્ટેલિજન્ટ હતી, ચતુર હતી તે તેના મમ્મી પપ્પાની જેમ સાકડા કૂવામા ડૂબી મરવા નહોતી માગતી જિંદગીને પૂરેપૂરી માણવા તે કટિબદ્ધ હતી સાથે જ સાવધાન હતી કોને ક્યા સુધીની છૂટ આપવીલેવી તેનો તેની પાસે વિવેક હતો કોઈને લોભાવવાનો, બહેલાવવાનો, ફ્લર્ટિંગ પ્રેમિંગનો તેને છોછ નહોતો પણ એટલેથી જ બસ. તેની નેમ હતી કોઈ માલેતુજારને ફસાવવાની કોઈક ધનાઢ્ય ઘરમા લગ્ન થઈ જાય પછી આખી જિંદગીની નિરાત કામિનીની ચાલ કલક્યુલેટેડ હતી

મધ્યમવર્ગના મુબઈગરાની જેમ કામિનીની આખો ઊચા આસમાન પર મડાયેલી હતી. હમણા જ છાપામા વાચેલી એક ધારાવાહિક નવલકથામા આવતુ વાક્ય કામિનીના મગજમા કડારાઈ ગયુ હતુ

'નિશાન-ચૂક માફ, ન માફ નીચું નિશાન.' પણ કૉલેજકાળ પૂરો થતા થતામાં કામિનીને સમજાયું, 'ધનાઢ્ય છોકરા અને રસ્તા પરની છોકરીનાં પ્રેમ અને લગ્ન સિનેમામાં જ શક્ય છે.' કૉલેજમાં કોઈ માલેતુજારને ફાંસવાના કામિનીના પ્રયત્નો નિષ્ફળ ગયા. એ બધા નબીરાઓ મોજ કરવા માગતા હતા, પણ ખીલે બંધાવા માગતા ન હતા. લગ્ન માટે તો તેમને પણ તેમના જેવાં ધનાઢ્ય ઘર જોઈતાં હતાં. લગ્ન એમને માટે પ્રેમ, સહજીવન કે સેક્સનો પણ પ્રશ્ન નહોતો. લગ્ન એમને માટે 'સ્ટેટસ'નો સવાલ હતો, 'સ્ટેટસનું સિમ્બોલ' હતું.

કામિનીનું ધ્યેય ધનવાન સાથેનું લગ્ન નહોતું. લગ્ન તો માત્ર સાધન હતું. સાધ્ય હતું મોજશોખનું જીવન : 'સારા વિસ્તારમાં લક્ઝુરિયસ ફ્લૅટ કે બંગલો, નવીનકોર ગાડી કે ગાડીઓ, ફાઇવ-સ્ટાર હોટલો, દેશ-પરદેશની સફરો. આ બધાં કામિનીનાં સપનાં હતાં. આવું જીવન પામવા માટે કામિનીએ બીજા સાધનની શોધ ચલાવી. કામિનીનો 'ચૉઇસ' 'કૅરિઅર' પર ઢળ્યો. કૅરિઅર વુમન' સારા પૈસા બનાવી શકે. કારકુન કે માસ્તરાણી એ 'કૅરિઅર' નહોતી. 'મૉડેલ' કે કોઈ ઇન્ડસ્ટ્રિયાલિસ્ટ, વહીવટકર્તા કે મોટા માણસની સૅક્રેટરી – કામિનીએ વિકલ્પો તપાસ્યા. પર્સનલ સૅક્રેટરી થવાનું આકર્ષણ કામિની માટે સહજ હતું. તેનું અંગ્રેજી સારું અને સ્ટાઇલિશ હતું. સ્ટેનો-ટાઇપિંગ, પાર્ટી મૅનર્સ, રિસેપ્શન મૅનર્સ એ બધું તેને અડધું-પડધું ફાવતું હતું. તેની તાલીમ લઈ તેમાં પૂર્ણ થઈ શકાય. બૉસ સાથે સુંવાળા સંબંધો બંધાય તેનો કામિનીને વાંધો નહોતો. દરમ્યાન પ્રો. જનાર્દન અને પ્રોફેસરાણી તેમની 'ચીકુ'ને વરાવવા માટે દોડાદોડ કરતાં હતાં. પણ 'કામિની જસ્ટ ઇગ્નોર્ડ ધેમ'

સૅક્રેટરી બનવા કામિની પ્રવીણ તો થઈ ગઈ. પણ એને બીજું કડવું સત્ય સમજાયું : ઘૂસ વગર, રેફરન્સ વગર 'ટૉપ ક્લાસ'માં વિશ્વાસની જગા–જૉબ ન મળે. વાડ વગર વેલો ન ચડે. પ્રોફેસર પપ્પાએ વાડ બાંધી નહોતી. ઝાડ વાવ્યાં નહોતાં. તાડ જેવી વિદ્વત્તાની ઊંચાઈ નકામી હતી. કામિની થાકી ગઈ.

શાંતિથી બેસી વિચાર કરવાની જરૂર હતી. પપ્પા-મમ્મી સાથે ઘરમાં ઝઘડા વધી ગયા હતા. તેને લગ્ન કે કારકુનીમાં ફસાવવા પપ્પા સફળ થવાની અણી પર હતા. જૂના મિત્રો હવે કામિનીને બહુ દાદ આપતા નહોતા. કામિનીની લક્ષ્મણરેખા તેમને સમજાઈ ગઈ હતી. મોજ-મજાહના જીવનમાં કામિનીને હવે તકલીફ પડવા માંડી હતી. કામિનીએ નક્કી કર્યું, શાંતિથી ક્યાંક બેસી સ્ટ્રૅટેજી વિચારવી પડશે.

કામિની 'હોટેલ શાલીમાર'માં દાખલ થઈ. બારમાં જવું કે રેસ્ટોરાંમાં, તેની કામિનીને પળ બે પળ દ્વિધા થઈ. વિચાર કરવા માટે લાંબો સમય બેસવું હોય તો 'બાર' 'આઇડિયલ' ગણાય. પણ બારમાં એકલી અટૂલી કોઈ યૌવના 'ડ્રિન્ક્સ' લેતી હોય તો પુરુષોને 'રૉંગ સિગ્નલ' આપી બેસે તેવો ભય હતો. ત્યાં જ કે.પી.એ પાછળથી ધબ્બો લગાવ્યો. 'વેઇટિંગ ફૉર મી, આઇ હોપ ?' કે.પી.એ આંખ મારી. કામિનીના મુખ પર તરત જ સ્મિતનો તૈયાર બુરખો ખેંચાઈ ગયો. 'ઓહ, કે.પી.' વિચારોની ટ્રેન ચાલુ થઈ ગઈ 'કે. પી. – કનુ પંડિત. કૉલેજમાં હતો ત્યારે તેણે કે.પીને કદી કોઠું આપ્યું નહોતું. છોકરો સરસ, પણ મધ્યમ વર્ગનો, કદાચ મિડલ ક્લાસ મેન્ટાલિટીનો પણ. સાંભળ્યું હતું કે કે.પી.એ હવે હાયર બ્રૅકેટમાં ઘૂસ મારી હતી. એ ટૂર્સ-ટ્રાવેલ્સ ઑર્ગેનાઇઝ કરતો. કૉલેજની ઓળખાણો કામે લગાડતો. દેશ-પરદેશની ગ્રૂપ-ટૂર્સ ગોઠવતો. ટૂરિંગ કંપનીવાળા સારું કમિશન આપતા. સારી સારી પાર્ટી અને ત્રણ-તારક, પંચ-તારક હોટેલના કૉન્ટેક્ટ્સ પણ સારા બંધાયા હતા. સંપર્કો ખૂબ ફળ્યા હતા એવું હવામાં હતું.' કે. પી. સાથે કામિની બારમાં ખેંચાઈ.

કામિની જે વિચારવા આવી હતી, તે વાત ભૂલી ગઈ. એક-બે પેગ સુધી ગપ-સપ ચાલી. 'તું ક્યાં છે ? શું કરે છે ?' ચાલ્યું. પણ ત્રીજા પેગની અસર હોય કે કે.પી.ની ઉષ્મા હોય કે પોતાની હતાશા હોય, ગમે તે કારણ હોય કે પછી તે બધાં કારણ હોય, ત્રીજા પેગ પછી કામિની ઊઘડી. તેણે હૈયું ખોલી નાખ્યું. બોલી નાખ્યું, પોતાની મુશ્કેલીઓ જણાવી બોજની ગઠરી હળવી કરી નાખી. છેલ્લે હતાશાથી એક જાણીતા

ગીતની કડી ગણગણી  મારુ તો ઘર છોડ્યુ લાગી જડતી નથી હવેલી

કે પી વેદનાભર્યુ હસ્યો વ્હિસ્કી સ્ટરરથી રમવા માડ્યો પછી એણેય નિસાસો મૂક્યો  કામિની, મુશ્કેલીઓમા મુકાયેલીઓની વહારે ધાવાનુ મારે લમણે લખાયેલુ લાગે છે  ચોથા પેગ સાથે કે પી એ ધીમે ધીમે રમિયા, રત્નપ્રભા અને મધુરાનો કિસ્સો કહ્યો  રમિયા કે પી નો દૂરનો માસિયાઈ ભાઈ થતો હતો ચોથા પેગે બૉટમ્સ અપ કરતા કે પી એ કહ્યુ  કામિની વન હૅઝ ટુ બી રિયાલિસ્ટ વાસ્તવિકતા પહેચાનવી જોઈએ  રમિયા કુટુબની સમસ્યા પોતે હોટેલ પ્રેસિડેન્ટમા ગોઠવણ કરી કેવી રીતે ઉકેલી તેની કે પી એ વાત કરી  પ્રેસિડેન્ટ સાથે કે પી ને સારો ઘરોબો હતો કામિની કે પી ની વાત સાભળી રહી તે પણ વાસ્તવિક બનવા તૈયાર હતી.

*

પ્રેસિડેન્ટની રેસ્ટોરા  ગુલઝાર મા ધીમે ધીમે માણસો આવતા જતા હતા. ડાઇનિંગ હૉલ ભરાતો જતા હતો. ટેબલો ઑક્યુપાઇ થતા જતા હતા સફાઈદાર અને સોફિસ્ટિકેટેડ લેમન-ગ્રીન સાડી અને રાણી કલરના બ્લાઉઝમા સજ્જ પરિચારિકાઓ કામિની, પરવીન અને બેરી આવનાર મહેમાનોને હસી હસીને આવકારતી હતી ટેબલો તરફ દોરી જતી હતી. મેનુ કાર્ડ આપી સ્મિત સાથે પૃચ્છા કરતી હતી, ડ્રિન્ક્સ, સર ? વાતાવરણ જામતુ જતુ હતુ બરાબર સાડા સાતના ટકોરે કંઈક અચરજ કંઈક ભય, કંઈક શરમથી લાલ લાલ થતી મધુરા સ્ટેજ પર ચઢી લીલા ચણિયા પર લાલ ઓઢણી, મહીં ચમકતા આભલા અને ચમકતો શણગાર ।

રમિયાએ આલાપ લીધો. વાદકે પખાવજ પર થાપ આપી રત્નપ્રભાએ તોડાના બોલ કાઢ્યા. તે પ્રમાણે તબલા અને પખાવજ તાક ધૂમ થયા મધુરાએ મધુર મનોહર નૃત્ય છેડ્યુ તેનુ નૃત્ય બારેક મિનિટ ચાલ્યુ ગ્રાહકો ડ્રિન્ક્સની ચુસકીઓ લેતા રહ્યા સિગરેટના ધૂમ્રવલયો ઊડતા રહ્યા ક્યાક હાહા હી હી થતુ હતુ કોઈક કોઈક ખાખલા ખીખલી કૂટતુ હતુ ક્યાક સૂપ સિપ થતો હતો ક્યાક હડ્ડીઓ ચુસાઈ ચુસાઈ વેઇસ્ટ ડિશ મા જમા થતી હતી મધુરા સ્ટેજ પરથી ઊતરી. હવે ગઝલ ગાનાર સ્ટેજ પર સ્થાન લેવાનો હતો

મધુરા માટે આજનો અનુભવ નવો, જુદો જ હતો મુરલી મનોહરને બદલે માણસો સમક્ષ એ નાચી હતી. આગળ મધુરા પાછળ રત્નપ્રભા અને તેની પાછળ નિસ્તેજ વદને રમિયા આવતો હતો ત્રણે કિચન તરફના અદરના દરવાજા ભણી આગળ વધ્યા

કિચનમા કઈક સૂચના આપી સામેથી કામિની આવતી  કામિનીની ચાલ પહોળી સાકડી-છુટ્ટી હતી તેના મોં પર લજ્જાવિહોણુ હાસ્ય હતુ એક ક્ષણ કામિની અને મધુરાની આખો સામસામી એક થઈ મધુરા લજવાઈ ગઈ તે કામિનીની આખો ઉકેલી ન શકી કામિનીની આખમા પહેલા વેદના, પછી નફફરાઈ અને છેલ્લે ખધાઈ ડોકાયા. જાણે મધુરાને કહેતી ન હોય  આ તો પહેલીવારનુ છે એટલે આટલી લજ્જા બાકી તુ પણ મારી જેમ ટેવાઈ જઈશ. એકની આખમા હવેલી હતી, બીજાની આખમા હોટેલ

**સાભાર સ્વીકાર**

**કન્ફ્યૂશિયસનો નીતિધર્મ** ડા રમણલાલ ચી. શાહ, પ્ર. સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર – ૩૮૮ ૧૨૦ કિં રૂ ૫૦ ભરતનુ **નાટ્યશાસ્ત્ર** (પરિચયપુસ્તિકા ન ૮૧૪) લે તરલા મહેતા, પ્ર. પરિચય ટ્રસ્ટ મહાત્મા ગાધી મેમોરિયલ બિલ્ડિંગ નેતાજી સુભાષ રો ચર્ની રો મુબઈ ૪૦૦ ૦૦૨ કિં રૂ ૫ **કૃષ્ણમૂર્તિ શું કહી ગયા ?** (પરિચયપુસ્તિકા નંબર ૮૧૫) લે બી. એસ. નિમાવત, પ્ર. ઉપર મુજબ, કિં રૂ ઉપર મુજબ **અદાલતોની સક્રિયતા** (પરિચયપુસ્તિકા નંબર ૮૧૩), લે. નગીનદાસ સઘવી, પ્ર કિં ઉપર મુજબ. **શ્રીમદ્ ભાગવત સપ્તાહ કથાબોધ** સપાદક હરિભગવાન સૂરજરામ જોષી, પ્ર શારદાબહેન હરિભગવાન જોષી શારદાનિવાસ, મુ ખેડબ્રહ્મા, જિ સાબરકાઠા (ગુજરાત) અને 33 Estcourt Road, Watford Herts U K. wd. 12py કિં રૂ નથી. **ચૈતન્યનો સ્પર્શ** લે મા ધર્મજ્યોતિ, પ્ર. રાબિયા પ્રકાશન પ્રા લિ. ૫-બી, પારસ ચેમ્બર્સ, મિલન સિનેમા સામે, સુરેન્દ્રનગર ૩૬૩ ૦૦૧ કિં રૂ ૫૦ **પતિત પુરોહિત રાજનેતા** લે. ઓશો, પ્ર. ઓશો બોધિતરુ ધ્યાન કેન્દ્ર ૨૧ સસ્કાર સોસાયટી, સુરેન્દ્રનગર ૩૬૩ ૦૦૧ કિં રૂ ૪૦ **એવૉર્ડ** નાગજીભાઈ દેસાઈ પ્ર. રાબિયા પ્રકાશન પ્રા. લિ ૫-બી, પારસ ચેમ્બર્સ, મિલન સિનેમા સામે, સુરેન્દ્રનગર ૩૬૩ ૦૦૧ કિં રૂ ૪૦

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ભારતના ભાણ્ડમાં રાજકીય ક્ષેત્રે અનેક ભ્રષ્ટાચાર અને કૌભાંડો ખદખદતાં હોય ત્યારે ૧૯૯૭ના આરંભમાં 'રાજકારણ એ જૂઠાણા અને કપટનું વિશેષાધિકૃત ક્ષેત્ર છે' એવું સ્પષ્ટ રીતે કહી 'જૂઠાણાની સ્થિતિ અને રાજ્યનું જૂઠાણું'નું પૃથક્કરણ કરી આપનાર ફ્રેન્ચ તત્ત્વચિંતક ઝાક દેરિદાની ભારત ખાતેની મોજૂદગી એક મહત્ત્વની ઘટના છે. આપણે આપણાં પ્રત્યાયનનાં સાધનો અને માધ્યમો ઘડીએ છીએ એના કરતાં આ સાધનો અને માધ્યમો દ્વારા આપણે ઘડાતા આવીએ છીએ એના તરફ આંગળી ચીંધી સમૂહમાધ્યમો વાસ્તવનું પ્રતિનિધાન કરવાને બદલે વાસ્તવની અવેજી રચી કઈ રીતે વાસ્તવને નષ્ટ કરે છે એની કરુણ સ્થિતિ દેરિદાએ આપણી સમક્ષ મૂકી આપી છે. પ્રત્યાયનના સાધન તરીકે ભાષામાં રહેલી અર્થની અનિર્ણીતતા અને અર્થઘટનની અચોક્કસતા ઉપર તો આ તત્ત્વવિચારકે ક્યારનું ધ્યાન ખેંચ્યું છે. આપણે જે કહીએ છીએ અને આપણે જે કહેવા માગીએ છીએ એ બે વચ્ચે રહેલી વિષમતા આપણી ભાષાનિયતિ છે. આથી અર્થ સતત બદલાતો રહે છે. આથી આપણા જીવનવિશ્વને ઘડનારાં પ્રતીકાત્મક વાસ્તવો — સાહિત્યકૃતિઓ, નિયમો, સિદ્ધાંતો, વિચારધારાઓ – આ બધાંથી આપણે ચેતવું જોઈએ, એમાં વિશ્વાસ ન કરવો જોઈએ.

દેરિદાનો આ વિચારસંદર્ભ લઈને 'બિબ્લિયો' (૧૯૯૭ જાન્યુ.-ફેબ્રુ.)માં નિખિલ પાડગાંવકરે દેરિદાની જે મુલાકાત લીધી છે એમાં દેરિદાને પૂછવામાં આવ્યું છે કે જો ભાષા નવા સંદર્ભમાં અને નવી પરિસ્થિતિઓમાં પોતાને નવેસરથી જન્માવતી હોય, નવાં અર્થઘટન તરફ જવા પ્રેરતી હોય, ભાષા જે શક્ય અર્થ જન્માવે છે એની સીમા નક્કી કરવી અશક્ય હોય, તો કોઈ પણ લેખકના પુસ્તકની નિયતિ અંગે લેખકને કેટલે અંશે જવાબદાર ગણી શકાય ? લેખકના પુસ્તક અંગે આ કે તે જે પ્રકારે અર્થઘટન થવા માંડે છે તે અંગે લેખકને કેટલે અંશે કારણભૂત ગણી શકાય ? બીજી રીતે કહીએ તો લેખક પાસે એવો કોઈ રસ્તો છે કે શક્ય અર્થઘટનક્ષેત્રને એ પહેલેથી નિયંત્રિત કરી શકે ?

આ પ્રશ્નના ઉત્તરમાં દેરિદાએ જણાવ્યું છે કે લેખક જે લખે છે એ અંગે શક્ય એટલા એને જવાબદાર રહેવું જોઈએ. ઉદાહરણ તરીકે કોઈ પણ લેખકે રાજકારણની બાબતમાં સાવધ રહેવું જોઈએ. અને નિયંત્રણ રાખવાનો લેખક વધુ પ્રયત્ન ન કરે તો પણ એ જે કાંઈ લખે છે, એમાંથી બીજાઓ કયા અર્થ ખેંચી કાઢવાના પ્રયત્ન કરશે એની પૂર્વધારણા એની પાસે હોવી જોઈએ. પણ આ શક્ય નથી. તમે બધું તો નિયંત્રિત કરી શકતા નથી. કારણ, એક વાર તમારી કૃતિ, તમારું વાક્ય કે તમારા ચોક્કસ પરિચ્છેદો પ્રકાશિત થયાં કે એ તમારા હાથ બહારનાં, તમારા નિયંત્રણ બહારનાં બની જાય છે અને વિવિધ સંદર્ભોમાં એનો પછી દુરુપયોગ થઈ શકે છે, એને વિસ્થાપિત કરી શકાય છે અને તમે જે કહેવા માગતા હતા એની જે કોઈ સીમા હોય એની બહાર પણ લઈ જઈ શકાય છે.

દેરિદાએ આ વાત સમજાવતાં ફિલસૂફ નિત્શેનું ઉદાહરણ આપ્યું છે. નાત્સીઓએ નિત્શેનો અનુચિત લાભ ઉઠાવ્યો, એમાં બે મત નથી કે નિત્શેને એ મંજૂર નહોતું. પણ તેમ છતાં આપણે એ હકીકતને કઈ રીતે નકારીશું કે નિત્શે એકમાત્ર એવો ફિલસૂફ કે ચિંતક હતો, જેને નાત્સીઓએ પોતાના પુરોગામી તરીકે ઓળખાવ્યો ? આનો અર્થ એ થયો કે નિત્શેના લખાણમાં એવું કશુંક હતું, જેમાં નાત્સીઓને પોતાનું મનગમતું મળી રહ્યું. નિત્શે પોતે નાત્સી હતો કે નિત્શેમાં જે કાંઈ બધું હતું તે નાત્સીઓને માફક આવે એવું હતું, એવા કોઈ તારણ પર આવ્યા વિના આપણે એનું પૃથક્કરણ કરીને એનો કોઈ ચાલી આવતો દોર જરૂર બતાવી શકીએ.

આનો અર્થ એ થયો કે આપણે બધા આ પ્રકારે જુદા અર્થઘટનનો ભોગ બની શકીએ આપણે એને અટકાવવા ગમે એટલો પ્રયત્ન કરીએ પણ આપણે જાણીએ છીએ કે આપણે એના પર પૂરુ નિયત્રણ રાખી શકવાના નથી લોકો તમારુ કોઈ પણ વાક્ય ઉપાડશે અને એનો ઉપયોગ કરશે

હકીકત છે કે તમે બધુ જ નિયત્રિત કરી શકતા નથી તો એનો અર્થ એમ નથી કે તમે સીમિત વ્યક્તિ છો આનો સદર્ભ સ્વરૂપ સાથે છે તમે તમારી કૃતિના ભવિષ્યને સપૂર્ણ રીતે નિયત્રિત કરી શકતા નથી. દેરિદા મુલાકાત લેનાર નિખિલ પાડગાવકારને જ કહે છે કે તમે આ મુલાકાત રેકોર્ડ કરી રહ્યા છો પછી તમે એને કાગળ પર ઉતારશો મઠારશો નવો સદર્ભ આપશો અને કદાચ નવા સદર્ભમા મારુ વાક્ય સાવ જુદુ જ લાગે

યુરોપીય તત્ત્વવિચારણામા અને આગ્લઅમેરિકન સાહિત્યવિચારણામા અગ્રણી ચિંતક દેરિદાએ ભાષાની તરલ અને છટકણી બાજુ પરત્વે સૌથી વધુ ધ્યાન ખેંચ્યુ છે દેરિદાએ અહી પણ ચર્ચામા સ્પષ્ટ કર્યુ છે કે અર્થ પલાયન થતો રહે છે અર્થ મૂળભૂત રીતે અસ્થિર છે અને એને પકડીને કોઈ સ્પષ્ટતા માટે નિશ્ચિત કરવો અશક્ય છે વિવિધ સદર્ભો અને પરિસ્થિતિઓ લેખકની કલ્પનામા ન હોય એવા અર્થઘટનોમા કૃતિને ખેચી જઈ શકે એવી કોઈ પણ કૃતિ સાથે જોડાયેલી એની અફર નિયતિ હોય છે



**આવી હોળી !**

*હોળી ઘરઘરથી ઊભરાતી ઘેરૈયાની ટોળી,*
*હોળી રગે ભીજાયેલી કોઈ ચપોચપ ચોળી*
*હોળી કામણ કાકરીએ કો નદવાયલી ગોળી*
*હોળી ફાગી આગ પ્રસ્તારે તણખાની રગોળી*
*હોળી ઘીમા બોળી ઊની ઊની પૂરણપોળી*
*(પણ) હોળી નહોય આવડી ભોળી*
*કો વિધવાની શ્વેત નાડીને ક્યા રગમા રોળી ?*
*રક બાળની ભૂખી આખો*
*ઉત્સવ કેરા ઇન્દ્રધનુનો*
*કયો રગ રહી ખોળી ?*
*કજળેલા એ કાળજ ામા કેસૂડા શી કઈ કામના કાળી ?*
*કવિ કીટે કોરી ખાયેલા કોશ મહીં હુ શબ્દ રહ્યો ખખોળી !*
*તેજ વિનાની*
*તાપ વિનાની*
*રગ વિનાની હૈયે હૈયે હોળી !*
*આવી હોળી ?*

**નવનિધ શુક્લ**

**લગ્નોત્સુક કન્યાનુ ગીત**

રગારો રગે રે ઘર
*નીચી તે નજરુથી જોઉ રે સૈ !*
*મારો ઘોડલે પલાણીને આવે છે વર*

*લૂમે ને ઝૂમે હવા લીલેરા આગણે*
*ટેરવામા વાગે શરણાઈ શા કારણે ?*
*પળપળમા વિસ્તરતી હોઉ રે સૈ !*
*મારા હૈયામા હીચકાતો મખમલિયો ડર*

*સોણલાઓ મન મૂકી ગ્હેકે અણસારમા*
*ગતીચટ્ટાક ચૂવે આખો અધારમા*
*ઓચિંતી સાનભાન ખોઉ રે સૈ*
*મારી ભીતરના ભેદ મને પૂછ્યા ના કર*

**સૌલિડ મહેતા**

**સાભાર સ્વીકાર**

**પરિવારનિયોજન અને વસતીવિસ્ફોટ** લે ઓશો, પ્ર ઉપર મુજબ, કિં રૂ ૧૦ **રાજયરાના** લે કનૈયાલાલ જોશી, પ્ર આદર્શ પ્રકાશન ગાધી રોડ બાલાહનુમાન સામે અમદાવાદ ૩૮૦ ૦૦૧ કિં રૂ ૮૭ **સસ્કાર** લે આર અનંતમૂર્તિ, અનુ. હસમુખ દવે, પ્ર. ઉપર મુજબ, કિં રૂ ૭૨ **ધ્વનિ** (નવી આવૃત્તિ) લે. ગજેન્દ્ર શાહ, પ્ર આદર્શ પ્રકાશન, જુમ્મામસ્જિદ સામે, ગાધી રો અમદાવાદ ૩૮૦ ૦૦૧ કિં રૂ ૫૫ **રાવજી પટેલ જીવન અને સર્જન** મોહમદ ઇસ્હાક શેખ, પ્ર પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રો અમદાવાદ ૧ કિં રૂ ૬૦

હર્ષિદા પંડિત

## હ્યુ પ્રેથરનું સરનામું ખરું, પણ ભેળસેળવાળું

હ્યુ પ્રેથરના 'Notes to Myself' પુસ્તકનું અર્થઘટન અને રસાસ્વાદ ગુજરાતી પ્રજાને કરાવનાર ભાઈશ્રી રમેશ પુરોહિતને લેખક વિષેની જે માહિતી છે તે માત્ર બે લીટીની જ છે – 'હ્યુ પ્રેથર લાખો કરોડો લોકો દ્વારા વંચાતા અમેરિકન લેખક છે અને હ્યુ પ્રેથર મોટા ગજાના ચિંતક છે.' મૂળ પુસ્તકનાં પાછલાં દોઢ પાનાં વાંચવાની તસદી લીધી હોત તો કદાચ આમ ન લખવું પડત. એમના લાભાર્થે અને અન્ય વાચકોના લાભાર્થે અહીં મૂળ લેખક વિષે પહેલાં થોડું જાણીએ.

હ્યુ પ્રેથર ૨૩ જાન્યુઆરી ૧૯૩૮માં અમેરિકાના ટેક્સાસ રાજ્યના ડલાસ શહેરમાં જન્મેલા. એમના પિતાશ્રી હ્યુ એડમન્ડસન રિયલ એસ્ટેટ ડેવલપર હતા અને માતુશ્રી વર્જિનિયા શિલ્પી, ચિત્રકાર અને લેખક હતાં. શાળા-કૉલેજ-યુનિવર્સિટી શિક્ષણ એમણે પ્રિન્સિપિયા તથા ન્યૂયૉર્કસ્થિત કોલંબિયા યુનિવર્સિટીમાં લીધું. ૧૯૬૫માં લેખિકા ગેયલ પ્લેન્ટે સાથે લગ્ન કર્યાં. ૧૯૬૬માં સ્નાતક થયા બાદ અનુસ્નાતક અભ્યાસ માટે ટેક્સાસ યુનિવર્સિટીમાં પ્રવેશ મેળવ્યો. ૧૯૬૭માં એમ.એ.ની ઉપાધિ મેળવી. લેખક તરીકેની કારકિર્દી અપનાવવી કે નહીં એ દુવિધા મનમાં હતી. કલમને ખોળે રહેવામાં જોખમ તો ખરું જ, એટલે પત્નીને પૂછ્યું કે એના શિક્ષિકાના પગારમાંથી બંનેનું પૂરું કરી શકે તો એ પોતે પૂર્ણ સમયના લેખક બનીને રહે. ગેયલ સંમત થયાં, પણ એમણે બે વર્ષ દરમ્યાન જે લખ્યું તેમાં પ્રકાશકોએ દાદ ન આપી. હસ્તપ્રતો પાછી વળતી રહી. છેવટે પત્નીના સૂચનથી અંગત વાસરિકા અજાણ્યા પ્રકાશકને મોકલી અને એના સંપાદકે થાકેલા શરીરે હસ્તપ્રત વાંચવાની શરૂઆત કરી. વાંચતાં વાંચતાં થાક અને ઊંઘ બંને ગાયબ, મન તો તરોતાજા બની ગયું. પ્રકાશન માટે સ્વીકાર્યું. પછી પણ અનેક વાર વાંચ્યું. વાચકની આંતરખોજમાં ઉપકારક બની રહે એવું સ્વાનુભવે લાગ્યું. ૧૯૭૦માં પ્રથમ આવૃત્તિ બહાર પડી ત્યારપછી અનેક વાર ફરી છપાયું છે. મારી પાસે ૧૯૮૧ની આવૃત્તિ છે એમાં ૧૦મી વાર છપાયાની નોંધ છે.

રમેશભાઈની જાણ ખાતર નોંધું કે 'વિચારવલોણું' પરિવારે પણ આ પુસ્તકનો માવજી કે. સાવલાએ કરેલો સારાનુવાદ 'મારી જાત સાથેની વાત' નામથી પ્રગટ કર્યો છે અને એમાં મૂળને વળગી રહેવાની વફાદારી નોંધપાત્ર છે. લેખકે પુસ્તક કાર્લ રૉજર્સને અર્પણ કર્યું છે તે ઉપરથી એવું અનુમાન બાંધી શકાય કે પ્રેથર મનોવિજ્ઞાનના અદ્યતન પ્રવાહો એટલે કે હ્યુમેનિસ્ટિક સાયકૉલોજી અને હ્યુમન પોટેન્શિયલ મૂવમેન્ટથી વાકેફ છે અને પ્રભાવિત પણ છે. મેસલો, એરિક ફ્રૉમ વગેરેને ટાંક્યા વગર એમણે સ્વવિકાસ માટેનું તત્ત્વજ્ઞાન તથા સ્વ-આવિષ્કાર (self-actualization) માટેની ચાવી સામાન્ય માનવીને આપવાનો પ્રયાસ કર્યો છે. જીવનનો મૂળ હેતુ સ્વ-આવિષ્કાર, આપણી સંભવિત કે સુપુપ્ત શક્તિઓનું પ્રકટીકરણ અને બિનશરતી સ્વમાનવૃત્તિ કેળવવાનો છે. આ હેતુઓની પૂર્તિ માટે જાત સાથે વાત કરવી પડે છે. આમ પણ બહુ ઓછા લોકોને જાત સાથે વાત કરવાની ટેવ હોય છે. કારણ કે એમાં પોતાના આચારવિચારને એમના મૂળ સ્વરૂપે પામવાના હોય છે. આપણું વ્યક્તિત્વ અને અસ્તિત્વ જેવું છે, તેવું અથવા એની અપૂર્ણતાઓ સાથે સ્વીકારવું પડે છે. આપણું વાસ્તવિક 'હોવું' અને આપણા સ્વને વિકસાવવા માટે આપણી સમક્ષ એક 'આદર્શ સ્વ'નું હોવું અને આ બંને વચ્ચેની વિસંગતિ દૂર કરવાનો પ્રયાસ કરીએ તો જ આપણા વ્યક્તિત્વમાં પરિવર્તન આણીને પૂર્ણતા તરફ ફરવાનું શક્ય બનાવી શકાય. મોટા ભાગના લોકો આવો પ્રયાસ પણ ટાળવાનું જ પસંદ કરે છે, કારણ કે અસલી સ્વરૂપ આડંબરોની માયાજાળમાં કે મહોરાંમાં ફસાયેલું છે. એ કારણે એમાંથી નિ:સ્વાર્થ, નિર્દોષતા, સંનિષ્ઠા કે સહૃદયીની પ્રામાણિકતા ડોકાતી નથી. જાતનો સામનો કરવાનું કામ કઠણ છે,

અઘરુ છે જે મૂળ લેખકે કર્યું છે એમ કબૂલવુ પડે પુસ્તકને અંતે ખુદ લેખકે પોતાની કેફિયત આપી છે જેમા એમણે પોતાના લખાણ અંગે કેટલીક શકાઓ ઉઠાવી છે જેનુ વિવેચન કરવાનો અહીં આશય નથી પણ રસિકજનો એ વાચે એવો ઇશારો અહી કરી લઉ છુ પણ આ માટે મૂળ પુસ્તક જોવુ રહ્યુ

રમેશભાઈએ મૂળ લેખકની નોંધોનો અનુવાદ સરળ શૈલીમા કર્યો છે આમ છતા મૂળ લખાણ હૈયા સોસરુ ઊતરી જાય છે તેવુ અહી અનુભવાતુ નથી મૂળની ચચોટતા નિરર્થક લબાણને કારણે જળવાઈ નથી ક્યાક ક્યાક પોતાનુ ઘરનુ ઉમેર્યું છે અર્થઘટનમા તો હુ પ્રેથરના વિચારોને ભગવાન (!) રજનીશ ભર્તૃહરિ કૃષ્ણમૂર્તિ ટાગોર આયન રેન્ડ વગેરે રૂપી કાઠઘોડીઓ આપી દીધી છે કાવ્યપક્તિઓ અને શાયરીઓના શેર ટાકીને મૂળ લખાણને લોકભોગ્ય બનાવવાનો યત્ન કર્યો છે જનાથી મૂળ લેખકના લખાણને અન્યાય થવાની સભાવના પણ છે જ છાપાળવા લખાણોની આ મર્યાદા હમેશા રહે જ છે ગઝલ શાયરી માટેની રસાસ્વાદકની પ્રીતિના કારણે અફીણી કેફ મોજાઓની તલાતુમ ધુમ્મસિયો નશો ખુદપ્રિતાઈ જનાજા ખુદસિતાઈના ખોંખાર મોહતાજ બેબુનિયાદ વગેરે શબ્દપ્રયોગો અહી ઘૂસી ગયા છે એનાથી અલબત્ત વાક્યો અબરાકિયા બન્યા છે દ્વાપર યુગના દૃષ્ટાતો તથા કૃષ્ણ, ગોપીના ઉદાહરણોનો તો ઢગલો ખડકાયો છે જે મૂળ પુસ્તકના હાર્દ સુધી પહોચવામા વાસ્તવમા અતરાયરૂપ બને છે

અમુક વાક્યોના અનુવાદમા લીધેલી છૂટછાટ મૂળ લેખકને અન્યાય કરનારી છે દા ત God revealed his name to Moses and it was – I am what I amનો અનુવાદ ખુદ ઈશ્વરે પણ પોતાના વિષે કહ્યુ છે કે એ સત્ય તો હુ જે છુ એ છું જ' (પા ૬) What do I want to do in life ?નો મારે જીવનમા થવુ છે શુ ? (પા ૧૦) Time is changeનો માણસ પાસે પૂરતો સમય હોવો જોઈએ (પા ૧૩) assume a knowledge of result that cannot have excitement dejection and boredomનો જેને હુ ધારણ કરી શકતો નથી એવા પરિણામના જ્ઞાન ઉપર ઉત્સાહ હતાશા અને ચીડિયાપણુ આધાર રાખે છે (પા ૧૦) Do I want to actualize myself ? નો હુ હકીકતનો સામનો કરવા ઇચ્છુ છુ ખરો (પા ૮૭) I avoid eye contactનો આખ ઊઘડી ગયા પછી મારામા હતી (પા ૧૩૭) world of Individualsનો કાળા માથાના માનવીઓમા સર્વોત્તમ જેવુ કશુ હોતુ નથી (પા. ૧૪૧) વગેરે વગેરે હજુ આ યાદી ઘણી લાબી થઈ શકે તેમ છે પણ કરતી નથી કેટલાક પારિભાષિક શબ્દોના અર્થની બાબતમા પણ આવી જ ફરિયાદ કરવી પડે તેમ છે વાસ્તવમા આ મનોવિજ્ઞાનનુ પુસ્તક છે Conceptનુ કલ્પના Couclusionsનુ નિર્ણયો defence mechanismsનુ સ્વબચાવના સાધન theoryનુ અનુમાન *negative feelings*નુ લાગણીઓ સ્વાર્થી બીકણ અને ક્રૂર હતી *anxieties*નુ ચિંતાઓ idealisticનુ અફલાતૂન, Feelનુ વિચાર idealનુ આદેશ Fantasiesનુ કલ્પના, Imageનુ કલ્પના, *redundant*નુ હાસ્યાસ્પદ *refrigerator*નુ ભરેલી થાળી, precognitionનુ પૂર્વગ્રહ principleનુ સાર partakeનુ આત્મસાત્ bluntનુ અતડી Rankleનુ ઠેસ, Feedbackનુ સ્પદનો વગેરે છાપામા છપાય ત્યારે કદાચ ચલાવી લેવાય કારણ કે સાજે એ પસ્તીમા પલટાઈ જાય છે પણ પુસ્તક છપાય ત્યારે વધુ ચોકસાઈ રાખવી જોઈએ આ બાબતમા રસાસ્વાદક અને અર્થઘટન કરાવનાર તથા પ્રકાશકને હું સરખા ગુનેગાર ગણુ એક હકીકતદોષ તરફ ધ્યાન દોરુ – પ્રભુ મોરે અવગુણ ચિત ન ધરો એ પક્તિ (પા ૧૩૩) કબીરની નથી સુરદાસની છે

રસાસ્વાદ અને અર્થઘટન કરાવનારના લાભાર્થે હુ પ્રેથરના અન્ય પુસ્તકોની યાદી પણ અહી આપી દઉ

(1) I touch the Earth and Earth Touches Me (1972)

(2) Notes on Love and Courage (1977)

(3) There is a Place where you are not

alone (૧૯૮૦).

(4) A Book of Games : A course in Spiritual Play (1987).

(5) Quiet Answer (1982).

(6) Notes on How to Live in the World (and Still Be Happy) (1986).

(7) Wipe your Face (1987).

(8) You Just Swallowed My Soul.

અને (9) પત્ની ગેયલ સાથે A Book of Couples (1988).

(10) Dreams Left Burning (?).

આમ મૂળ કૃતિના લાઘવનું તો અહીં ખૂન થયું જ છે. તદુપરાંત વાચકને સાચુકલા માનવ બનવામાં પણ ખલેલરૂપ નીવડશે. મૂળ લેખકની વિભાવના અને એના ગુજરાતીકરણમાં આ વિસંગતિ ખટકે છે. માનવીય મનોવિજ્ઞાન માનવીના અંતરતમ ઊંડાણના સતને (માંહ્યલાને) સ્પર્શીને એમાં પરિવર્તન આણવાની ક્ષમતા ધરાવનારું વિજ્ઞાન છે. એમાં સ્વર્ગ, પુરાણકથાઓ, શાયરીઓ, મોક્ષ વગેરેનો મસાલો ભરવાની વૃત્તિ ઉપકારક નથી નીવડતી. એટલે આ પુસ્તક વાચકોએ ધ્યાનથી વાંચવું, મૂળ પુસ્તકને સાથે રાખીને વાંચવું એવી વણમાગી સલાહ છે. પૂઠું આકર્ષક છે, પણ સૌંદર્ય ચામડી ઉપરનું જણાય છે.

---

[હું મારું સરનામું છું, લેખક હ્યુ પ્રેથર, અર્થઘટન અને આસ્વાદક રમેશ પુરોહિત, પ્રકાશક ઇમેજ પબ્લિકેશન્સ, 'સંસ્કૃત' બિલ્ડિંગ, ત્રીજે માળે, ગુજરાત હાઇકોર્ટ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૧૫૦]

*

**એકવીસમી સદીની નવી સંવેદના ઉપર...**

*વિયેનાના અવિસ્મરણીય પ્રભાત જેમ તને યાદ કરતો હતો ત્યાં જ*
*તારો પત્ર આવ્યો – પારેવાંનાં ઉડ્ડયનોથી ચોળાયેલી પાર્લાની મધ્યાહ્ન સમો–*

*ઇન્ગ્રિડ, તું પણ ઉદાસ અને ચિંતિત છે પશ્ચિમની સ્ટાર-સંસ્કૃતિથી ?*
*શરીરનાં માદક અંગો પર ઇન્ટિમેટ છાંટેલી પારિ(સ)ની રાત્રિઓથી ?*
*ફ્રૅંકફર્ટની સેક્સ-ઇન પાસેથી પસાર થતી રાત્રિને જોઈને તું સ્તબ્ધ બની ગઈ છે ?*

*એક પૉપ-સિંગર એનાં સ્તનો ઉછાળતી અફળાયા કરે છે ન્યૂયૉર્કના અરીસા ઉપર...!*
*ને એક હાર્લટ વેચે છે એના હોઠને, શરીરને, લથડતી સાંજને, પિકાડેલીમાં...*

*બરાબર પિકાડેલીની સામે 'નૅશનલ ગૅલરી'માં વેલાઝ્ક્વેઝની નિર્વસ્ત્ર વીનસ તને યાદ છે ?*
*બાલ-કામદેવ દર્પણ ધરીને ઊભો છે ને વીનસ ઝાંખા પ્રકાશમાં ચહેરો જુએ છે ! ?*
*ધીરેધીરે એક વિસ્મયપૂર્ણ પ્રકાશ ફેલાતો જાય છે એના શરીરનાં અંગો ઉપર–*
*કદાચ સત્તરમી સદીનો એ અવિસ્મરણીય પ્રકાશ હતો.*

*બસ ! એવો જ ઍથેન્સની વસંતનો અને ગંગાસાગરનો અનિર્વચનીય પ્રકાશ–*
*ફેલાતો જશે નિર્વસ્ત્ર શરીર ઉપર, ઇજિયન સમુદ્ર સમાં નેત્રો ઉપર,*
*વિયેનાની વહેલી પરોઢ ઉપર, એકવીસમી સદીની નવી સંવેદના ઉપર...*

*કૂદીકૂદીને આંગળીથી પ્રકાશ પકડવાનું મન થાય એવા 'ખુલ્લા' આકાશ તળે*
*કોણ તારી હથેળી પકડીને ચાલી રહ્યું છે વિયેનાની હઠીલી સવાર જેમ ?*

*તારા અર્ધ-પારદર્શક પરબીડિયામાં અર્ધી ઊભી છે તું, અર્ધી ઊભી છે શાશ્વતી !*
*ને સ્ટૅમ્પ છે — પરમાત્માના નવા ચહેરા પર કમ્પ્યુટર-શતાબ્દીની નિર્વસ્ત્ર ભાષાની... !*

યશવંત ત્રિવેદી

# બે ગીત

મનોહર ત્રિવેદી

## એક

બધ પરબીડિયુ હોય તોય વાચુ  વાચુ રે કાઈ વાચુ જી રે
પછી પાપણની જેમ સખિ નાચુ  નાચુ રે કાઈ નાચુ જી રે
કાગળ ખોલુ તો હશે ભીના બે હોઠ
અને આછેરી આછેરી ચૂમી રે લોલ
વચાતાવેંત મધુમાલતીના ફૂલ
જશે મારામા બાઈ લૂમીઝૂમી રે લોલ
હુ તો વાયરામા મ્હેક મ્હેક રાચુ  રાચુ રે કાઈ રાચુ જી રે
વાચુ તો થતી જાઉ આરસની પૂતળી
ન વાચુ તો જાત જાઉ ભૂલી રે લોલ
વાચુ તો સૈયરુની ફળિયે બોલાશ
નહી વાચુ તો ખડકી અટૂલી રે લોલ
હવે તુ જ કહે સુખ કિયુ સાચુ  સાચુ રે કાઈ સાચુ જી રે
અક્ષર કહેવા કે એને ઝળહળતા કોડિયા
કમખાના ટોડલિયે મેલુ રે લોલ
કોઈ વાર જોઉ હુ તો કુજડીની હાર
હાર ઊડે ઊડે ને ઉકેલુ રે લોલ
નર્યું શેરીનુ સરનામુ કાચુ  કાચુ રે કાઈ કાચુ જી રે
બધ પરબીડિયુ હોય તોય વાચુ  વાચુ રે કાઈ વાચુ જી રે

## બે

કે રાતી ચણોઠડી ઝૂલી
ને ઝૂલ્યુ પાછળ આખ્ખુ ગામ હો રામા,
એક જોણુ થઈને ખૂલી,
ખૂલ્યુ પાછળ આખ્ખુ ગામ હો રામા.

ઝગ્ઝમુજી આખોના ડીગાઓ ગાડા જોડે રે
પાદરના ઓટા પર રેઢા પગ મૂકીને દોડે રે
વણજોયા કોઈ મુકામે
ઠામે પાછળ આખ્ખુ ગામ હો રામા,
કે રાતી ચણોઠડીના નામે
નામે પાછળ આખ્ખુ ગામ હો રામા,

ખેતર આવ્યા શેઢે મૂકી હળ જોતર ને નાડા રે
વાભ ભૂલતા ગોચર છૂટ્યા, થાતા ઢાળ ઉઘાડા રે
રે રેબઝેબ થૈ ભટકે
ભટકે પાછળ આખ્ખુ ગામ હો રામા
કે રાતી ચણોઠડી જ્યા અટકે
અટકે પાછળ આખ્ખુ ગામ હો રામા

એક જુવાનિયાની છાતી ઉપર ઝબ્બ દઈને બેઠી રે
ભોઠપસોતુ ટોળુ લઈને ડમરી ઊતરે હેઠી રે
કાઈ અલ્લક છ-લક જોયુ
જોયુ પાછળ આખ્ખુ ગામ હો રામા,
મન ચણોઠડીનુ મો યુ
મો યુ પાછળ આખ્ખુ ગામ હો રામા

## કાવ્યોત્સવ : દ્વિતાલ

### જ્યોતિષ જાની

(૧)

સકળ બ્રહ્માંડમાં બિંદુનાય બિંદુ સમી
ઘટનામાંથી જન્મેલા આ વિશ્વના
એક ચોક્કસ અક્ષાંશ-રેખાંશ ઉપર આવેલી
મારી અગાશી ઉપર ઝૂલતા બદામના વૃક્ષને
એક પીંછી લઈ હું સતત ચીતર્યા કરું છું–
એવી અણકથી આશાએ કે
વસંતની ફૂંક લાગતાં જ
ચીતરેલા બદામના વૃક્ષ ઉપર
નવપલ્લવિત પર્ણો ફૂટશે !

આ બેંતાળીશ શબ્દો લખતાં જે સમય
ચૂપચાપ સરકી ગયો, તે સમયમાં મારી
જાણેલી, અનુભવેલી અને કલ્પેલી-ન કલ્પેલી
અસંખ્ય, અપરિમેય ઘટનાઓ બની ચૂકી !

ઘટનાઓનું બનવું હું રોકી શકતો નથી
ઘટનાઓનું વિખેરાઈ જવું હું જોઈ શકતો નથી
ઘટનાઓનું ઓગળી જવું હું પામી શકતો નથી.

છતાં ઘટનાઓને નિરંતર વળગી રહેવાનું
કેવું દુ:સાહસ આજ સુધી હું કરતો રહ્યો !
જાણે બરફના ટુકડાઓને ચૂસવામાં
હું એવો તો તલ્લીન બની ગયો કે
કોણ કોને ચૂસી ગયું અને
કોણ ઓગળી ગયું, એની જ-ખબર ના રહી !

જળ સાથે જળક્રીડા કરવા
મેં શું શું ના કર્યું ?
મત્સ્ય અને મગરમચ્છનો અવતાર લઈ
જળને જ મેં અંતિમ સત્ય માન્યું.

અને બે હોઠ હલાવી એ સત્યની
ઘોષણા કરવા ગયો ત્યાં
જોવા મળ્યું : જળને સ્થાને સ્થળ !

જળ, સ્થળ, જીવન અને ઘટનાઓનાં
રહસ્યોને ઉકેલવા કોઈ કળ કે કીમિયો
કામ લાગતો નથી, બન્ધુઓ !

અજમાવી જુઓ–

ઘૂઘવતા સાગરમાં નાવ હંકારી હશે
તમેય
મારી જેમ
અને સઢની જેમ ફૂલ્યા નહિ સમાતા હો,
તમેય
મારી જેમ–

છતાં જળના એક બિંદુમાં ઘૂઘવતા
એક મહાસત્યની ઝાંખી કરવાનું ગજું
મારું નથી.
તમારું છે ?
છે કોઈનુંય ?

(૨)

-શ્વેતકેશી માથા ઉપર કે
મનના કોઈ અગોચર ખૂણામાં કે હૃદયગુહામાં
કઈ ક્ષણે
પતંગિયું બેસશે કે પહાડ
એની જાણ મને નથી.

પતંગિયું પહાડ જેવું કેમ લાગે છે ક્યારેક
અને ક્યારેક પહાડ શે બનતો હશે પતંગિયું
એની જાણ તમને નથી.

છતાં આપણે તો સતત વિસ્તારવી રહી
જ્ઞાન-વિજ્ઞાનની શાખા ને પ્રશાખા–

અન્ધકારનો તાગ મેળવ્યા વિના
પ્રકાશનો તાગ મેળવવા જો મથતી હોય
આ માનવજાત
તો કોણ એને રોકશે ?

ઉદ્દેશ

જૂન ૧૯૯૭

*સર્વભાષા સરસ્વતી*



## સાક્ષરતા

સાક્ષરતા એટલે લખવાવાંચવાની આવડત અથવા તો અક્ષરજ્ઞાન. નિષ્ણાતો એમાં એકમત નથી. પસંદગીની વાત છે. સંવેદનક્ષમતા કહો કે સૌંદર્ય પારખવાની શક્તિ, સૌંદર્યબુદ્ધિ કે હૃદયની કોમલતાવાળી એ વાત હોઈ શકે. કોઈ પણ લખાણ કે લેખનકલાની યોગ્યતા–અયોગ્યતા અથવા ખરા કે ખોટાપણાની ભાવના પૃથક્ પૃથક્ હોઈ શકે. આખરે લોકો શું વાંચે છે અને તે વાંચવાનો તેમને મન શું હરખ કે શોક છે તે સાક્ષરતામાં આવી જાય. આ અર્થમાં ગોવર્ધનરામ સાક્ષર હતા. અને તેમનો યુગ સાક્ષરયુગ કહેવાય છે. સાક્ષરતાનો સંબંધ શબ્દસામર્થ્ય સાથે છે. શબ્દબ્રહ્મને પારખે તે સાક્ષરતા. 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' કે 'તે દિવસે મેં ઈશ્વરને નજરોનજર જોયો' ('આઇ સૉ ઇટરનિટી ધી અધર ડે,' હર્બર્ટ સ્પેન્સર) આ પ્રકારના ઉદ્‌ગારને સમજવાની-સમજાવવાની શક્તિ તેનું નામ શબ્દબ્રહ્મને પામવાની આવડત. પરંતુ કેટલાકને મન સાક્ષરતાનો એટલો જ અર્થ હોય છે કે વાંચવાની અને લખવાની આવડત. આમાં કસબ, કલાકૌશલ્ય કે કલાત્મક વસ્તુ નિર્માણ કરવાની રીત કે પ્રક્રિયાની વાત છે. લખવા-વાંચવાની આવડતનું આમ તો એક આગવું તંત્ર છે. આમાં રુચિ, અભિરુચિ, રસજ્ઞતા, કલાભિજ્ઞતાની વાત આવતી નથી. લખાણ રસિક છે કે ફિક્કું છે, સ્વાદિષ્ટ છે કે બેસ્વાદ એની પરખનો સવાલ જ પેદા થતો નથી. અક્ષરજ્ઞાનની ચર્ચાઓ લખાણની સામાજિક કિંમત કેટલી તે અંકે કરી આપે છે. કોઈ સંસ્કૃતિ લખાણનો સથિયારો કેવો લે છે અને તેની ભાષામાં યોજેલા મૂળાક્ષરોનો મરોડ ક્યાં અને કેવી રીતે જાળવે છે તે તેના અક્ષરજ્ઞાનની પારાશીશી છે. અક્ષરજ્ઞાનની વાત આવે છે ત્યાં માનવવંશશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ, કેળવણીકારો અને સાહિત્યિક વિવેચકોની ધૂમ ગિરદી મચે છે. ભિન્ન-ભિન્ન સાંસ્કૃતિક, આર્થિક અને જ્ઞાનપ્રક્રિયાની બાબતોને લગતાં પરિણામો અને તર્કશુદ્ધ વિચારણા અને જાતની ઓળખના મૂળમાં અક્ષરજ્ઞાન છે.

કેટલીક ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિકાની પછવાડે અને અક્ષરજ્ઞાનની વિસ્તીર્ણ સીમાના સંદર્ભમાં સમાજશાસ્ત્રીઓને લેવાદેવા છે. જુદા જુદા સમયે લોકોની વસ્તીનો કેટલો ભાગ વાંચીલખી શકતો હતો તે અંગે તેઓ સંશોધનકાર્ય કરે છે. લેખનવાચનની કળા સમાજના કયા કયા ધંધાર્થીઓમાં કેટલી હતી તેનાં લેખાંજોખાં સમાજશાસ્ત્રીઓ કરે છે. કયા કયા સ્તરે અક્ષરજ્ઞાન કેટલું હતું, અક્ષરજ્ઞાન સુધી નહિ પહોંચેલા પણ તેની તદ્દન આસપાસના લોકોની લખવાવાંચવાની ક્ષમતા કેટલી હતી અને અક્ષરજ્ઞાનની સામાજિક સપાટી કેવી રીતે બદલાતી જતી હતી તે તમામ બાબતો અંગે પ્રશ્નો ઉપસ્થિત થયા છે. અક્ષરજ્ઞાનનો અર્થ અને વાસ્તવિક રીતે અક્ષરજ્ઞાન અંગેનું પ્રજાકીય માપ શું હોવું ઘટે તેની જાણકારી આવશ્યક છે. અક્ષરજ્ઞાનનો ફેલાવો કેટલો અને કઈ કઈ ઝડપે થયો તે જાણવું પણ જરૂરી છે. અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવા માટે કયા કયા હેતુઓ રાખવામાં આવ્યા હતા તેનું પણ સંશોધન થવું ઘટે. સામાજિક સંદર્ભોમાં અક્ષરજ્ઞાનનું મૂલ્ય શું છે અને સંસ્કૃતિના લખાણ અને બોલચાલની ભાષા વચ્ચે કેવો કેવો પ્રતિભાવ થાય છે તે સંશોધનના વિષયો છે.

[ડેવિડ કેસીના ચિંતનને આધારે]

વિનોદ પ્ર. ત્રિવેદી

તંત્રી

## ચંદરયા ચેરિટેબલ ફાઉન્ડેશન તરફથી સાહિત્ય પુરસ્કાર

શ્રી ચદરયા ચેરિટેબલ ફાઉન્ડેશન તરફથી 'ઉદ્દેશ'મા પ્રગટ થયેલ વિકાસોન્મુખ લેખકની કૃતિને અનુલક્ષીને જે તે લેખકને ૧૯૯૭થી ૨૦૦૧ સુધી પ્રત્યેક વર્ષે રૂ ૫૦૦૦/ પાચ હજારના બૉન્ડ આપવામા આવશે બૉન્ડ ચદરયા ચેરિટેબલ ફાઉન્ડેશન તરફથી સબધિત લેખકને મોકલવામા આવશે ને લેખકની પસદગી 'ઉદ્દેશ'ના તત્રીશ્રી કરશે ૧૯૯૭નો પ્રથમ પુરસ્કાર ૧૯૯૮ના આરભમા અપાશે અને તેની જાહેરાત 'ઉદ્દેશ'મા કરવામા આવશે

## કવિશ્રી જયન્ત પાઠક સન્માન સમારોહ

આપણા સુપ્રસિદ્ધ કવિશ્રી જયન્ત પાઠક (જ ૨૦ ઓક્ટોબર, ૧૯૨૦)ને પચોતેર વર્ષ થયા એ પ્રસગે તેમનુ જાહેર સન્માન કરવા માટે રચાયેલી સન્માન સમિતિના ઉપક્રમે તા. ૭, ૮ જૂન '૯૭ના રોજ સૂરત ખાતે સન્માન સમારભ યોજાયો હતો તા. ૭ જૂનના રોજ કવિ-સમેલન હતુ અને તા ૮ જૂનના રોજ સવારે રગભવન, જીવન ભારતીમા આચાર્યશ્રી યશવત શુક્લના પ્રમુખપદે સમારભ થયો તેમણે જયન્ત પાઠકના વિવેચનલેખોના સગ્રહ 'અર્થાત્'નુ વિમોચન કર્યુ ડૉ રમેશ શુક્લે 'અર્થાત્'નો પરિચય આપ્યો કવિશ્રી ઉશનસે જયન્તભાઈની કવિતા વિશે, આ લખનારે તેમના વિવેચનકાર્ય વિશે અને ડૉ ગુણવત શાહે ખાસ કરીને 'વનાચલ' વિશે, અને ગદ્યકાર તરીકે પ્રવચનો આપ્યા આ પ્રસગે શ્રી નયના ભટ્ટ અને સાથીદારોએ જયન્ત પાઠકના ગીતો રજૂ કર્યાં સ્વાગત પ્રવચન, સમિતિના પ્રમુખ ડૉ રતન રુસ્તમ માર્શલે કર્યુ હતુ શ્રી ભગવતીકુમાર શર્માએ સન્માનસમારભની ભૂમિકા સમજાવી વક્તાઓનો પરિચય કરાવ્યો અને જયન્ત પાઠકના સાહિત્યિક પ્રદાનને ભાવાજલિ અર્પી આભારદર્શન શ્રી જનક નાયકે કર્યુ હતુ સમારભ ખરેખર સારો થયો અનેક સસ્થાઓએ અને વ્યક્તિઓએ ફૂલહારથી જયન્તભાઈનુ અને એમના સહધર્મચારિણી ભાનુબહેનનુ સ્વાગત કર્યુ કાર્યક્રમના અતે ફૂલહારનો જે મોટો ઢગલો ખડકાયેલો એ ઉપરથી સૂરતની પ્રજાનો કવિઓ અને કળાકારો પ્રત્યેનો હૃદયનો ઉમળકો જોવા મળ્યો શ્રી જયન્ત પાઠકને ખૂબ ખૂબ શુભેચ્છાઓ.

## શ્રી ભાનુભાઈ શુક્લનું સુરેન્દ્રનગરમાં સન્માન

તાજેતરમા ગુજરાત સરકારે પત્રકારત્વમા 'શ્રેષ્ઠ ગ્રામવિકાસ આલેખન'નો ૧૯૯૫ ૯૬ના વર્ષનો ઍવૉર્ડ 'સમય'ના તત્રી શ્રી ભાનુભાઈ શુક્લને અર્પણ કર્યો એ સદર્ભમા રચાયેલી ભાનુભાઈ શુક્લ સન્માન સમિતિના ઉપક્રમે તા ૩૧ મે '૯૭ અને તા. ૧ જૂન '૯૭ના રોજ સુરેન્દ્રનગરના શ્રીમતી રભાબહેન ટાઉનહૉલમા કાર્યક્રમો યોજાયા હતા તા ૩૧ મે '૯૭ના રોજ રાત્રે ભાનુભાઈના કાવ્યસગ્રહ 'મૃગજળ ઝરણા'નુ આ લખનારે વિમોચન કર્યુ ચિત્રસપુટ 'Vision'નુ શ્રી પીરજી સાગરાએ વિમોચન કર્યુ અને પ્રસગોચિત વક્તવ્યો આપ્યા સમારભના પ્રમુખ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના સીનિયર નિવાસી તત્રી શ્રી તુષાર ભટ્ટ હતા એ પછી 'કવિતા સાથે એક સાજ'નો કાર્યક્રમ થયો. આ કવિ સમેલનના અતિથિવિશેષ શ્રી રઘુવીર ચૌધરી હતા કવિસમેલનમા શ્રી રાજેન્દ્ર શુક્લ, માધવ રામાનુજ, જલન માતરી, લાભશકર રાવળ 'શાયર', એમ. એમ. રાહી વગેરે કવિઓ ઉપસ્થિત રહ્યા હતા બીજે દિવસે શ્રી ભાનુભાઈનુ જાહેર સન્માન થયુ આ પ્રસગે પત્રકાર અને કવિ શ્રી ભાનુભાઈ શુક્લને હાર્દિક શુભેચ્છાઓ.

## શ્રી યશવન્ત મહેતાને બાલસાહિત્યનો એવૉર્ડ

જાણીતા લેખક અને બાલસાહિત્ય અકાદમીના કન્વીનર શ્રી યશવન્ત મહેતાને રાષ્ટ્રીય શૈક્ષણિક સશોધન તાલીમ સસ્થા એન.સી.ઈ.આર.ટી.ની ૨૯મી

બાલસાહિત્ય સ્પર્ધામાં 'ગાંધી-જીવનગાથા' પુસ્તક માટે એવૉર્ડ એનાયત થયો છે. અભિનંદન.

### જસ્ટિસ એન.એચ. ભટ્ટનું દુઃખદ અવસાન

પ્રસિદ્ધ ન્યાયમૂર્તિ શ્રી એન.એચ. ભટ્ટ (જ. ૧૯ ડિસે'૧૯૨૩)નું તા. ૨૬ મે '૯૭ના રોજ અમદાવાદ ખાતે અવસાન થતાં ગુજરાતના સંસ્કાર જીવનને ન પુરાય એવી ખોટ પડી છે. તે અમારા ઉત્તર ગુજરાતના (મુ. માણસા, તા. વિજાપુર)ના વતની હતા. સ્વ. ભટ્ટ સાહેબના નિકટ પરિચયમાં આવવાની તક મળી હતી. અવારનવાર ફોન ઉપર વાત થતી. 'ઉદ્દેશ' પ્રત્યે, તેમને અથાગ પ્રીતિ હતી અને એ એના ઉમળકાભેર આજીવન સભ્ય થયા હતા. તેમના 'ઉદ્દેશ' પ્રત્યેના પ્રતિભાવ-પત્રો યથાસમયે પ્રગટ કર્યા હતા. ૧૯૯૫માં 'ઉદ્દેશ'ના તંત્રીલેખોનો સંગ્રહ 'આદિવચન' નામે પ્રગટ કર્યો ત્યારે 'ઉદ્દેશના હિતસ્વી એવા' છ મહાનુભાવોને એ અર્પણ કરેલો એમાં ભટ્ટ સાહેબનું નામ પણ હતું. સ્વભાવગત વિનમ્રતા અને સુજનતાને કારણે એમણે મારા આ કાર્ય અંગે થોડો સંકોચ પ્રગટ કરેલો પણ પછી એ પુસ્તક પ્રેમપૂર્વક ઘરે આવી લઈ ગયેલા. તો અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના ઊંડા અભ્યાસી હતા અને મેં સંસ્કૃત અંગે કાંઈ લખ્યું હોય તો નુકતેચીની પણ કરતા. સંસ્કૃત સાહિત્ય અંગે તે મારી જેમ અનેકોનું પૂછવાનું ઠેકાણું હતા. તેમના જેવા સન્મિત્રના અવસાનથી અંગત રીતે પણ મને ખોટ પડી છે. પ્રભુ આ સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે અને તેમનાં પત્ની શ્રી આનંદી બહેનને, પુત્ર ડૉ. પ્રશાંત ભટ્ટને, સુપુત્રી યોગિની બહેનને અને સમગ્ર પરિવારને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

### કવિશ્રી ચન્દ્રશંકર ભટ્ટ, 'શશિશિવમ્'નું દુઃખદ અવસાન

'નિર્મિતિ', 'રૂપરોમાંચ', 'આનંદહેલી' વ. કાવ્યસંગ્રહો અને 'સમભાવ' વ. વિવેચનસંગ્રહો અને સંપાદનો આપનાર કવિ-વિવેચક ચન્દ્રશંકર ભટ્ટ, 'શશિશિવમ્'નું ગઈ ૨૬ મે '૯૭ના રોજ અમદાવાદ ખાતે દુઃખદ અવસાન થયું છે. તે પ્રશિષ્ટ રીતિના કવિ હતા અને છેલ્લાં વર્ષોમાં નવી શૈલીનાં સુંદર પ્રભાતિયાં લખતા હતા. આવા એક સંનિષ્ઠ અને સંવેદનશીલ સર્જક-વિવેચકના અવસાનથી સાહિત્યક્ષેત્રને મોટી ખોટ પડી છે. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની તેમનાં પત્ની શ્રી પૂર્ણિમાબહેનને અને પરિવારને પ્રભુ શક્તિ અર્પે અને સદ્દ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

### સમગ્ર મેઘાણી-સાહિત્ય

મેઘાણી જન્મશતાબ્દી નિમિત્તે ઝવેરચંદ મેઘાણીનું સંપૂર્ણ સાહિત્ય ઉત્કૃષ્ટ નિર્માણવાળા પચીસેક ગ્રંથોમાં ૧૯૯૭-૧૯૯૮નાં બે વરસ દરમિયાન બહાર પાડવાનો કાર્યક્રમ મેઘાણી-કુટુંબ તરફથી આરંભાયો છે. આ બિનધંધાદારી પ્રકાશન-યોજના હેઠળ મેઘાણી-સાહિત્ય અત્યંત ઓછી કિંમતે સુલભ બનશે. યોજનાના આરંભરૂપે આ ચાર ગ્રંથો અત્યારે બહાર પડ્યા છે : (૧) સોના-નાવડી : સમગ્ર કવિતા (રૂ. ૧૧૦), (૨) મેઘાણીનાં નાટકો (રૂ. ૯૦), (૩) સૌરાષ્ટ્રની રસધાર (રૂ. ૧૧૦), (૪) સોરઠી બહારવટિયા (રૂ. ૮૦). આ ગ્રંથો જાણીતા પુસ્તકવિક્રેતાઓ પાસેથી ન મળે તો પ્રકાશક પાસેથી મેળવી શકાશે. ટપાલખર્ચ (એક ગ્રંથ રૂ. ૧૩, બે ગ્રંથ રૂ. ૧૮, ત્રણ ગ્રંથ રૂ. ૨૨) ઉમેરીને રકમ મોકલવાનું સરનામું : પ્રસાર, ૧૮૮૮, આતાભાઈ એવન્યુ, ભાવનગર – ૩૬૪૦૦૨.

*

# 'મારી હકીકત' અને 'ધર્મતંત્ર'માં થયેલું અવળસવળ

રમેશ મ શુક્લ

'કવિ નર્મદ યુગાવર્ત ટ્રસ્ટ, સુરત' તરફથી સમગ્ર નર્મદસાહિત્યના પ્રકાશનની યોજના વિચારાઈ અને મને તેના સપાદનની જવાબદારી સોંપાઈ ત્યારે કેટલાક મુગ્ધબુદ્ધિ સજ્જનોને એવો જ ખ્યાલ હતો કે આમા સપાદન શુ કરવાનુ છે ? એ તો માત્ર પુનર્મુદ્રણો જ થશે નર્મદસાહિત્યના ચાર દાયકાના સશોધન અને પરિશીલનને પરિણામે હુ તારવી શક્યો હતો કે તેમા ક્યા, કેટલો લોપવિલોપ થયો છે નર્મદસાહિત્યનો કૉપીરાઈટ અંકે કરનાર 'ગુજરાતી પ્રેસ'ના અધિપતિઓએ તેના મૂળ પુરુષ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈની નર્મદનિષ્ઠા છતા, તેની મૂળ વાચનાની શુદ્ધિ વિશે ગભીર બેદરકારી દાખવી હતી, એટલુ જ નહિ તેની ભાષા સુધારવાની, તેના પાઠ બદલવાની તેનો સમયસદર્ભ ઉલટાવવાની ચેષ્ટા પણ કરી હતી જ્યારે પ્રકાશક સસ્થા પાસે કવિની પ્રગટ કરેલી પ્રત હોય અથવા કવિની હસ્તપ્રત હોય અને તેનુ માત્ર પુનર્મુદ્રણ કે મુદ્રણ જ કરવાનુ હોય ત્યારે તેમાથી શબ્દો ખરી પડે વાક્યો અવળસવળ થઈ જાય અથવા પડતા મુકાય, સુબોધ માટે શબ્દો અને વાક્યખડો બદલાય ત્યારે તેને કેવળ બેદરકારી તરીકે કેમ ઘટાવાય ? 'ગુજરાતી પ્રેસ'નુ 'મારી હકીકત'નુ સપાદન કેટલુ ક્ષતિપૂર્ણ છે તે તો તેમાના અનેક વાક્યોના દુરાકૃષ્ટ અન્વય અને અર્થબોધમા થતા અવરોધને કારણે વારવાર પ્રતીત થતુ રહ્યુ હતુ પરતુ મૂળ પ્રતની અનુપલબ્ધિમા તેની અશુદ્ધિઓનુ તારણ અને નિવારણ શક્ય બન્યુ ન હતુ સમગ્ર નર્મદસાહિત્યના સપાદન નિમિત્તે મે ખૂટતા અકોડા મેળવવા માડ્યા ત્યારે, 'ગુજરાતી પ્રેસ'ના માલિકોએ સઘરેલી નર્મદના જ હસ્તાક્ષરે સુધારાયેલી 'મારી હકીકત'ની મૂળ પ્રકાશિત પ્રત (૧૮૬૬) હાથ લાગી તેને આધારે મૂળ વાચનાનુ પ્રતિસ્થાપન થઈ શક્યુ એ જ રીતે 'ધર્મતત્ર' વિશેની કવિના હસ્તાક્ષરમા લખાયેલી નોંધ પણ તે સાથે જ જડી, જેને આધારે ઉત્તર નર્મદચરિત્ર'મા પ્રકાશિત અશુદ્ધ પાઠને સ્થાને મૂળ વાચના પ્રસ્તુત કરી શકાઈ આ વિશે 'મારી હકીકત'ના મારા સપાદન (૧૯૯૪)ની પ્રસ્તાવનામા કેટલાક દૃષ્ટાતો આપી ચર્ચા કરી છે ક્યા ક્યા, કેવુ કેવુ અવળસવળ થયુ છે તે દરેકની નોંધ લેવાનુ ત્યા પ્રસ્તુત ન હતુ એ દૃષ્ટાન્તોને આધારે જિજ્ઞાસુ બને વાચનાઓની તુલના કરી તથ્ય તારવશે એમ અભિપ્રેત હતુ પરતુ ત્યા દર્શાવેલ દૃષ્ટાતો પૂરતો જ લોપવિલોપ છે, અન્યથા 'ગુજરાતી પ્રેસ'ની વાચના બરાબર છે એવી એક માન્યતા હજુય પ્રવર્તે છે અહીં બને વાચનાઓ સાથે રાખીને તુલવવાનો પ્રમાદ માની શકાય પરતુ મારા સપાદન પછી શાલેય હેતુથી જે પ્રકાશન – પુન પ્રકાશન સમેત–થયા તેમા 'ગુજરાતી પ્રેસ'ની મૂળ ક્ષતિપૂર્ણ વાચનાનુ સીધુ પુનર્મુદ્રણ થયુ છે મારા સપાદનની વાચનાનુ સીધુ પુનર્મુદ્રણ ન થયુ, ન થઈ શક્યુ તેનો આનદ વ્યક્ત કરવો કે ખેદ કરવો ? જો મારુ સપાદન શ્રદ્ધેય ન હોય અને 'ગુજરાતી પ્રેસ'ની વાચના જ સાચી છે એમ નિષ્કર્ષ નીકળતો હોય તો તે વિશે ચર્ચા થઈ શકી હોત અને તો વિદ્યાકીય હેતુ સિદ્ધ થયો હોત મારા સપાદનની વાચના વિશે કોઈ સાધકબાધક ચર્ચાના અભાવે, વિદ્યાર્થીઓને અશુદ્ધ વાચનાનું અધ્યાપન કરાવાયુ એ હકીકત ચિંતાજનક છે

અહીં 'મારી હકીકત' અને 'ધર્મતત્ર'ની ઉપલબ્ધ મૂળ પ્રતો સાથે 'ગુજરાતી પ્રેસ'ની પ્રસિદ્ધ વાચના મૂકી ક્યા, કેટલુ કેવુ અવળસવળ થયુ છે તે દર્શાવ્યુ છે અનુવર્તી પુનર્મુદ્રણોની નોંધ લેવી અહીં જરૂરી જણાઈ નથી

**મારી હકીકત**

વાચનાસકેત

ક : ગુજરાતી પ્રેસની વાચના

ખ : નર્મદપ્રકાશિત પ્રત

પાઠક્રમાંક પંદરનો પહેલો અંક વિરામક્રમાંક, બીજો અંક પૃષ્ઠાંક, ત્રીજો અંક ફકરાનો ક્રમાંક અને ચોથો અંક પંક્તિક્રમાંક સૂચવે છે. આ ક્રમાંક 'ગુજરાતી પ્રેસ'ની પ્રત અનુસારના છે.

અહીં માત્ર છપાયેલી પ્રતોને આધારે જ પાઠફેર નોંધ્યા છે. ૧૮૬૬ પોતાની મૂળ પ્રતમાં નર્મદે પોતાના હસ્તાક્ષરથી જે સુધારા કર્યા હતા તેની નોંધ અહીં લીધી નથી. તે વિશે મારા સંપાદનની પ્રસ્તાવનામાં વિગતે ચર્ચા કરી છે.

૧ : ૧.૩.૧.૨૮-૨૯

ક. .... સંધ્યાકાળ પછી તો રાન જેવું જ **ભયંકર** લાગતું.

ખ. .... જેવું જ **ભયંકર** લાગતું.

૨ : ૧.૯.૬. ૧૬-૧૭

ક. .... જે લોક પોતાના અગ્નિહોત્રાદિક કર્મ રાખી રહ્યા તે ભિક્ષુક કહેવાયા.

ખ. .... અગ્નિહોત્રાદિક કર્મ રાખી રહ્યા **અને પેલા ગૃહસ્થોના અને પરસ્પર ગોર થઈ** રહ્યા તે ભિક્ષુક કહેવાયા.

૩ : ૧.૯.૬. ૨૦-૨૧

ક. ... પણ એ કારણ માટે સુરતમાં એ વર્ગ જે કુંકણાને નામે ઓળખાય છે...

ખ. ... સુરતમાં એ વર્ગ **ઢાંકડાને નામે ઓળખાય છે. શુદ્ધ** વર્ગ જે કુંકણાને નામે ઓળખાય છે...

૪ : ૨.૧૫. – ૬-૭

ક. ... સને ૧૮૬૪ની ૧૮મી જાનેવારીએ ૫૬ વરસની ઉંમર **પુરી કરીને** બીજે દહાડે મુક્ત થયા.

ખ. ... ઉંમર **પુરીને...**

૫ : ૨.૧૮. – ૯

ક. ... પોતે પણ સાથે ગાતા...

ખ. ... પોતે પણ **સાજ** સાથે ગાતા...

૬ : ૩. ૨૨. ૯.૮

ક. મને ગુજરાતી અભ્યાસ **કરાવવાનું** માન બાળગોવિંદ મહેતાજીને જ છે.

ખ. ... અભ્યાસ **કરાવ્યાનું** માન **બાળગોવંદ** મહેતાજીને જ છે.

(ત્રીજા વિરામમાં જ્યાં જ્યાં 'બાળગોવિંદ' છે ત્યાં ત્યાં મૂળ પ્રતમાં (૧૮૬૬) 'બાળગોવંદ' છે.)

૭. ૩. ૨૨. ૧૧. ૨૬-૨૭

ક. ... કાંટાના ઝાડ વાંચતાં, કુલીનપણું વાંચતાં...

ખ. ... કાંટાના ઝાડ વાંચતાં, **દાણા વિણનારી છોકરીની ઘરડી માનું** કુલીનપણું વાંચતાં...

૮ : ૩.૨૨.૧૨.૩૧

ક. .... તેમ ઘેર વેદ અને બીજી **ચોપડીઓ** પણ ભણતો.

ખ. ... બીજી **પોથીઓ....**

૯ : ૩. ૨૨. ૧૩. ૩૫

ક. પરશુરામ...

ખ. પરભુરામ...

૧૦ : ૩. ૨૩. ૧૩. ૪

ક **પરશુરામ**ના બાપે **બાળગોવિંદ**ને....

ખ **પરભુરામના** બાપે **બાળગોવંદને....**

૧૧ : ૩. ૨૩. ૧૪. ૯-૧૦

ક. .... ત્યાં જઈને પાસિફિક મહાસાગરમાં સૅન્ડવિચ એ બે ટાપુઓ છે....

ખ. ... મહાસાગરમાં સેન્ડવિચ **અને સોસાયટી** એ બે....

૧૨ : ૩. ૨૪. ૧૭. ૫

ક. : જાણવાને કે શાથી થાય છે....

ખ. ....જાણવાને કે **એ** શાથી થાય છે....

૧૩ : ૩.૨૪.૧૭.૨૬

ક. ... **મ્હોટે** હું સહવારે....

ખ. ... **પ્હોર** હું સહવારે...

૧૪. ૩.૨૫.૧૭.૪

ક. ... કોઈ કોઈ વખત પણ તે દહેશતનાં નહિ....

ખ. કોઈ કોઈ વખત **સપનાં થાય છે** પણ તે દહેશતનાં....

૧૫ : ૩. ૨૫. ૧૮. ૯-૧૦

ક. .... હમને વ્હાણ સદતું નહીં માટે **ચાલવાનું જ પસંદ કરતાં અને ગાડીમાં બેસતાં.**

ખ. માટે **ચાલતાનું** જ તેમા બેસતા

૧૬ ૩ ૨૫. ૧૮ ૧૩

ક ઘણીક વાર હમારા **સમાગમમાં** જે બીજા હતા

ખ હમારા **સંગાથમા** જે બીજા હતા

૧૭ ૩૨૬૧૯૪૫

ક હાલમા (૧૮૬૬) સોકટાની

ખ. હાલમા સોકટાની

૧૮ ૪૨૭૧૨

ક હુ હિસાબ પેહેલેથી અગ્રેજી બોલી લખીને જ **શીખતો** છેક અપૂર્ણાંક સુધી આવ્યો હતો ..

ખ. અગ્રેજી બોલી લખીને જ **શિખતો શિખતો** છેક

૧૯ ૪ ૨૭ ૩ ૩૦

ક અગ્રેજી સ્કુલમા હુ સેકડરીડિંગ શીખતો **ત્યાંથી** મારા સ્નેહી હતા

ખ શિખતો **ત્યારથી** મારા..

૨૦ ૪ ૨૮ ૪૫

ક જેમ કેટલાકને હિસાબમા **સુજ** પડતી નથી.

ખ. હિસાબમા **સુજ્જ** પડતી નથી

૨૧ ૫૪૦૧૦૧૫

ક એ વાત મને **સેહેલેથી** સાભરે છે

ખ. મને **પેહેલેથી** સાભરે છે

૨૨ ૬૪૫૧૫.૬

ક મિત્રશિરોમણિ **કવ્યોપનામક**

ખ. **કવ્યોપનામક**

૨૩ ૬૪૬ ૧૭ ૨૨

ક .. પણ બાપે એક સાથે મારો વિવાહ

ખ. .. પણ **મારા** બાપે

૨૪ ૬ ૪૭૧૯૩૦

ક કોલેજમા હતો ત્યારે કચ્છના **રાહનો.**

ખ. કચ્છના **રહાનો.**

૨૫ ૭ ૫૧ ૭ ૨૨

ક મેં સને ૧૮૫૮ની ૨૬મી જાનેવારીએ એલફિન્સ્ટન **ઇન્સ્ટિટ્યુશન** સેંટ્રલ સ્કુલમા.

ખ. એલફિન્સ્ટન **ઇન્સ્ટિટ્યુશનની...**

૨૬ ૭ ૬૫ ૩૨ ૧૨ ૧૩

ક ખરેખર હુ **નિરઅપરાધિ** છઉ.

ખ. .. હુ **નિરદોષ** છઉ

૨૭ ૯૮૨ ૨૯૨૩

ક કડાકડીની **તાહાડ**

ખ કડાકડીની **ટાહાડ ..**

૨૮ ૧૦ ૮૮૨૫

ક મારી જેટલી ઇચ્છા હિન્દુસ્તાનમા ફરવાની છે તેટલી ઇંગ્લડ જવાની નથી — ને મનમા એવુ પણ ખરૂ કે હિન્દુસ્તાન જોયા વના સૃષ્ટિસૌદર્ય જોવાનો, લોકોની રીતભાત જાણવાનો અને ત્યાના વિદ્વાનોનો સમાગમ કરવાનો છે

ખ હિન્દુસ્તાન જોયા વના **ઇંગ્લંડ જવું** નહી– **વળી જે પ્રમાણે કેટલાક મિત્રો ઇંગ્લંડનો બહારનો દબદબો જોવાની ઇચ્છા રાખે છે તેમ હું ઇચ્છતો નથી — ઇંગ્લંડ જવાનો મારો હેતુ** સૃષ્ટિસૌદર્ય જોવાનો

**ધર્મતંત્ર**

વાચનાસકેત

ક ઉત્તર નર્મદ ચરિત્ર, ગુજરાતી પ્રેસની વાચના

ખ નર્મદના હસ્તાક્ષરની પ્રત

પાઠક્રમાક પછીનો પહેલો અક ઉ ન ચ નો પૃષ્ઠાક અને બીજો અક પક્તિક્રમાક સૂચવે છે પૃષ્ઠાક આદિ ઉ ન ચ. અનુસારના છે

૧ ૧૧૨ ૧૮ ૧૯

ક .. શર્મ **વર્મ** આગસ્ટ ૨૪ મીએ

ખ શર્મ **શર્મ.**

૨ ૧૧૨ ૨૦-૨૧

ક જન્મ (ઈ સ. ૧૮૩૩ના)

ખ. .. જન્મ (ઈસ. ૧૮૩૩ના **આગસ્ટ ૨૪મીએ)**

૩ ૧૧૨ ૨૫ ૨૬

ક ૧૯૦૯ આશો શુદ ૩
૧૯૦૭ કારતક વદ ૪

ખ. ૧૯૦૭ કારતક વદ ૪
૧૯૦૯ આશો શુદ ૩

૪ : ૧૧૨. ૨૭

ક. ... (૧૮૫૬ **એપ્રિલ**)

ખ. ... (૧૮૫૬ **અપરેલ**)

૫ : ૧૧૩.૫

ક. ... ગદ્યપદ્યગ્રંથ લખવાનો ઉદ્યોગ રાખ્યો (સને ૧૮૫૯ના માર્ચની ૨૦મી પછી.)

ખ. ... (સને ૧૮૫૯ના માર્ચની ૨૦ પછી) **સ્ત્રી વિષયમાં વ્યભિચારી હતો. (એ મોહ માના મરણ પછી.)**

૬ : ૧૧૩. ૧૧

ક. હું ઘણીક વાતે પ્રાર્થનાસમાજના મતનો હતો.

ખ. ... મતનો હતો. **(તે વેળાના વિચાર ગ્રંથોમાં છે ને તે 'ગુજરાતી') પત્રમાં છપાયા છે.**

૭ : ૧૧૩. ૧૬-૧૭

ક. એ સમા ઉપર સ્વામી દયાનંદ **સ્ફુરી** આવેલા

ખ. દયાનંદ **સુરત** આવેલા

૮. ૧૧૪. ૨૨

ક. ૧૯૩૮ ભગવદ્ગીતાનું ભાષાંતર કીધું.

ખ. ... ભાષાંતર કીધું. **નભુભાઈએ છપાવી પ્રસિદ્ધ કીધું.**

૯ : ૧૧૫.૭

ક : સાંબસ્મરણ કરી ફલાહાર કીધો...

ખ. ... **પછી** સાંબસ્મરણ કરી...

૧૦ : ૧૧૫.૧૪

ક. [જે ટેકરી પર બેસી સૌંદર્યના, પ્રેમવૈરાગ્યના વિચાર કરેલા...]

ખ. [જે ટેકરી પર બેસી **સૃષ્ટિ**સૌંદર્યના...]

૧૧ : ૧૧૫.૧૮

ક. ૧૯૩૫ દશેમ—

ખ. ૧૯૩૫ **જેઠ સુદ** દશેમ—

૧૨ : ૧૧૫. ૨૧-૨૨

ક. તું મારી ત્રણે **સ્ત્રી**ઓનાં અંત:કરણ પવિત્ર કરી તેમને સત્ત્વલક્ષ્મીએ અનુકૂલ કરી તેઓ દ્વારા આર્ય **સ્ત્રી**ઓને સુબોધ મળે તેવું કરજે.

ખ. ... ત્રણે **સ્ત્રિ**ઓને.... આર્ય સ્ત્રિઓને...

૧૩ : ૧૧૫. ૨૯

ક. સ્થાપેલી મૂર્તિના દર્શનનો અનાદર કરવો નહિ.

ખ. ... અનાદર કરવો નહિ. **(૩) મદ્ય, માંસ ને વ્યભિચારના નિષેધના નિશ્ચય કીધા.**

૧૪ : ૧૧૫.૩૩

ક. ... એ મંત્રે ત્રણ માળા તેમાં વૈખરીએ ને એક ધારણાએ.

ખ. ... તેમાં **બે** વૈખરીએ...

૧૫ : ૧૧૮. ૨૪

ક. **ઇચ્છારામે** હોરીઓ સંભળાવી...

ખ. **લચ્છીરામે...**

૧૬ : ૧૧૯. ૪

ક. વળી પર્વણીને પિતૃતિથિએ નહિ.

ખ. ... પિતૃતિથિએ નહિ.

**સ્ત્રીસમાગમ રાત્રિયે જ રાખવો. કેટલા દિવસ વર્જ કરવાના છે તે જાણી લેવા.**

૧૭ : ૧૧૯.૫

ક. ... મુંબઈમાં **કાર્તિક શુદ** નોમ બપોરે સ્વપ્ન-દેવીનું દર્શન.

ખ. ... મુંબઈમાં **કા. શુ.** નોમ.

૧૮ : ૧૧૯.૧૯

ક. **માર્ગશીર્ષ** શુ. ૧૦—

ખ. **મા. શુ.** ૧૦

૧૯ : ૧૨૩-૧

ક. હું કુદરતી શક્તિને માનતો, પણ અમણાં જ્ઞાન**કલા** પ્રવૃત્તિનિવૃત્તિનો આધાર જગતની નિર્ગુણસગુણ શક્તિ દેવીને માનું છું—

ખ. ... પણ અમણાં જ્ઞાન **કરતાં....**

ઉપર દર્શાવેલાં પાઠાન્તરો ઉપરથી સમજાય છે કે 'ગુજરાતી પ્રેસ'ની વાચનામાંથી કેટલાક વાક્યખંડો ખરી પડ્યા છે, તેમ કેટલાય શબ્દો બદલાયા છે. 'મારી હકીકત'ના સંદર્ભમાં તો મુદ્રિત પ્રત ઉપરથી જ તેનું સંપાદન થયું હતું. તેમાંય મુદ્રણશોધનનો પ્રમાદ છે તેમ કેટલાક મનસ્વી સુધારાય છે. 'ધર્મતંત્ર'માં તો કેટલાંક

એવા વાક્યો પડતા મુકાયા છે, જે નર્મદના ચરિત્રની નકારાત્મક બાજુ પ્રગટ કરે છે નર્મદના ચરિત્રને આ રીતે ઊજળુ બનાવવાના પ્રયત્નમા એ ભુલાઈ ગયું કે તેણે પોતે જ તેના ગ્રથોની પાદટીપોમા કેટલીક એવી નોંધો કરી છે, જે તેના ચરિત્રની વાસ્તવિકતા પ્રગટ કરે તેનુ વ્યક્તિત્વ જ એવુ સબળ હતુ કે સ્ત્રીઓના વિષયમા તેનો સ્વેચ્છાચાર, મદ્યમાસનુ સેવન આદિના ઉલ્લેખથી તે ઝખવાઈ જવાનુ ન હતુ 'ગુજરાતી પ્રેસ' સિવાયની વાચના પ્રગટ થયા પછી તે વાસ્તવિક વાચનાને નજરઅદાજ કરવામા નથી થતી વિદ્યાની ઉપાસના કે નથી થતુ સત્યનુ ઉપસ્થાન સત્યથી સકોચ અનુભવવામા કયુ કારણ હશે તે વિશે અનુમાન જરૂર થઈ શકે પરતુ તેની ચર્ચા હવે નિર્હેતુક અને નિષ્પરિણામી બને આ ઘટના માટે માત્ર 'સહાનુભૂતિ' જ વ્યક્ત કરવાની રહે સત્ય તો ક્યારેય ઝખવાતુ નથી, ક્યારેક 'સુવર્ણ'થી ઢકાય છે ખરું !

૨૩ ૩ ૮૭



### શબદને સથવારે

લાલજી કાનપરિયા

*સાયાજી મોરા, શબદને સથવારે સામા આવજો હોજી*
*સાયાજી મોરા, પાપણને પલકારે પાછા આવજો હો જી*
*સાયાજી મોરા, આઘેરા મલકથી ગીત એક આવતુ હો જી*
*સાયાજી મોરા, માલીપા મો'લે કો' બોલાવતુ હો જી*
*સાયાજી મોરા, સૂરની સિતારીને બજાવજો હો જી*
*સાયાજી મોરા, શબદને સથવારે સામા આવજો હો જી*
*સાયાજી મોરા, તણખો પડ્યો છે તારા નામનો હો જી*
*સાયાજી મોરા, ઊઘડ્યો મારગ ઝળહળ ધામનો હો જી*
*સાયાજી મોરા, અજવાળે અજવાળે મુને દોરજો હો જી*
*સાયાજી મોરા, શબદને સથવારે સામા આવજો હો જી*
*સાયાજી મોરા, લે'રુ રે લાગી છે આઠે પ્હોરની હો જી*
*સાયાજી મોરા, પ્રીત્યુ છે આ ચાદ ને ચકોરની હો જી*
*સાયાજી મોરા, નેણાથી રે નેણાને મિલાવજો હો જી*
*સાયાજી મોરા પાપણને પલકારે પાછા આવજો હો જી*

# માગશરની સાંજભળી રાતે

રાધેશ્યામ શર્મા

પેલા તીરની વનરાજિમાંથી ક્રૌંચનો સૂર, આર્ત્ત
માગશરની સાંજ ઢળતાની સાથે જ ઊતરતા અન્ધારમાં
અચલ જણાતું બગ સહસા કોઈ મીનને ગળી જઈ
અચલ જ રહે તેમ–
વિશાળ આકાશનો એક ગ્રાસ... આકાશનું મૌન.
—ક્યાંય એનો પડઘો ઝિલાયો નહીં.
આ તીરે સ્મશાન, શાન્તિ,
અને એક હું — વીંધાયેલું વિહગ.
મર્મમાં સરેલું શલ્ય મર્મમાં જ;
બહાર કાઢું તો લોહીની ધારાએ રંગાઈ જાય
વેત્રવતીનાં નિર્મલ જલ; હું ચાહું છું એને.
નક્ષત્રોનું આગમન થતું હતું ગભીર જલમાં;
ગગનની શ્યામલતામાં જણાય એના કરતાં
વધુ સુન્દર લાગતાં હતાં
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં;
જોયા કરું છું...
ક્યારનો ઊભો છું હું આ તીરે ?
અનારૂઢ અશ્વની સંગ જલે સ્થલે સર્વત્ર યાત્રા કરીને
વારંવાર આવીને ઊભો છું હું આ તીરે.
ખેરનાથના પ્રાંગણમાં, સત્યકામની સાક્ષીએ,
કેટલા યજ્ઞમાં કેટલી આહુતિ આપી છે મ્હેં...
ભસ્મનો આ પુંજ !
એના શ્વેત સ્પર્શે અંકિત કરેલું લલાટ
હજી કોરું છે — કોરું રહેશે
વેદિની લેલિહ્યમાન જ્વાળા સમા ઉષ્ણ લોહીમાં
શલ્ય નિ:શેષ ન થાય ત્યાં સુધી.
વેત્રવતી જઈને મળી છે સાગરને;
મળી છે ને તોય હજી અખંડ છે એનો અભિસાર.
–મળ્યા પછીયે મિલનની ઝંખના... લેશ ઓછી નથી.
વેત્રવતીને તીર, સ્મશાને ઊભો છું હું.
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં
જોયા કરું છું... અપલક નયને.
('આરણ્યક,' પૃ. ૧૨-૧૩)

**રાજેન્દ્ર શાહ**

કવિતાકળાના ઇતિહાસમા વિવિધ સર્જકોની ભિન્ન ભિન્ન શૈલીઓ, બાનીઓ અને અભિગમોના વાગફેગ, ઉપગતળે થયા જ કગ્તા ગ્હે છે અધુનાતન કાવ્યપ્રવાહોની મધ્યે ગસિકો ક્યારેક વિમાસ્યા કરે કે પેલી પ્રતિષ્ઠિત પગ્પગની દિશામા સિદ્ધિઆક ચીંધી-ગયેલી કવિતા ક્યા ગઈ ? ક્યારેક ક્યાક એવી કૃતિ ડોકિયુ કરે છે ને એની સનાતન અપીલના કાગ્ણે ભાવકો આશ્ચર્ય આશ્વસ્ત થાય છે

હમણા આગ્ણ્યક'ની એક કૃતિ સ્મૃતિમા આસન જમાવી બેઠી શીર્ષક માગશરની સાજભળી ગતે' સમયસૂચક છે સધ્યાનો નિશા સાથે સકર થયો છે કૃતિગત ઉપમા આપુ ? જાણે કે વેત્રવતી ભળી મળી છે સાગર સાથે પણ મળ્યા પછીયે મિલનની ઝખના લેશ ઓછી નથી એવી ' કવિચેતના તાદાત્મ્યભાવે વેત્રવતી શી બની છે અને છતા કેવલ સાક્ષીરૂપે સમગ્ર ધાગવાહી નાટ્યને જોયા કરે છે અપલક નયને

માગશર નામ પડતા જ ગીતાનો શ્લોક માસોમા માર્ગશીર્ષ હુ' યાદ આવે શ્રીકૃષ્ણ કલ્પનાગોચર થાય ત્યા તો 'ક્રૌચનો સૂર પ્રથમ પક્તિમા ઉમેગતા શ્રીગમના ગમાયણના ક્રૌચવધનુ દશ્ય ભજવાવા માટે પેલા તીગ્ની વનગજિમાથી' — ભાવકચેતનામા આવા સકુલ સયોજનો (complex collages) ના ગ્ચાય તો કાવ્યકળાની સૂક્ષ્મતા, ધ્વનિવ્યજકતાનો મહિમા ક્યા ગાવો ?

પ્રથમ પક્તિમા 'પેલા તીગ્ ની વાત છે એ તો વેત્રવતીતટનુ જ સૂચન કરે છે, પણ ક્રૌચના પુગણસિદ્ધ સૂર સાથે આગળ ઉપગ્ વીંધાયેલા વિહગ'ની કથા સયુક્ત થતા તીર'નો ધ્વનિવ્યાપ વધીને ધનુષ્યબાણના પ્રખર પ્રહાગ પર્યંત પહોંચી જાય છે

કાવ્યનાયકનુ મહાકાવ્યપરક ક્રૌચવધ સાથેનુ તાદ્રૂપ્ય અને પુન પુન 'જોયા કરુ છુ વાળુ તાટસ્થ્ય સમગ્ર કૃતિને કરુણથી પ્રશાન્ત ગભીર ગ્સમા વહી જતી પુગણ પ્રશિષ્ટ સુગ્ભિ (mytho classical aura)થી સભરી દે છે

સઘન શ્લોક શી પ્રથમ પાચ પક્તિમા અત્યત સયમપૂર્વક, મેલોડ્રામેટિક મોમેન્ટ્સને અંડોળી કર્તા મહાકાવ્ય ગમાયણના પ્રાગ્ભિક કરુણાતિક નાટ્યનો પુનःસાક્ષાત્કાર ભજવે છે । 'ધ્વનિ'સમયથી ગજેન્દ્રને 'ઊતગ્તા અન્ધાગ નુ પ્રબલ આકર્ષણ છે જે 'આગ્ણ્યક' સુધી સઘરી ગખી ટકાવ્યુ છે એવા ઊતગ્તા અન્ધાગ્મા આર્ત્ત માર્ગશીર્ષ ગત્રિએ ઋજુ નાયકને આકાશના મીઠા મૌનનો મુકાબલો કગ્વાનો આવે છે

ઉપમાગીતિ નોંધપાત્ર છે 'અચલ જણાતુ બગ સહસા કોઈ મીનને ગળી જઈ અચલ જ ગ્હે તેમ – વિશાળ આકાશનો એક ગ્રાસ આકાશનુ મૌન ' વિશાળ આકાશને માછલુ ગળી જઈ અચલ બની જતા મીઠા સકીર્ણ, સાકડા બગલા સાથે સાકળવામા કોન્ટ્રાસ્ટ'ની ખૂબી પણ છે 'અચલ' શબ્દનો બબ્બે વાર ભાગ્સૂચક ઉપયોગ કઠતો નથી, ઉપગત આગળ ઉપર ગ્પિીટ થતી અન્ય પક્તિમા 'અચલ'ની દશાનો નિશ્ચલ ની સ્થિતિ સાથેનો સબધ પણ સૂચિત થયો છે કૃતિની બગબગ્ મધ્યે અને અન્તે એ પક્તિ નાયકના સાક્ષીચૈતન્યનેય ઉજાગગ કગી ગ્ટે છે

*–આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીગ્મા*
*જોયા કરુ છુ*

ક્રૌચવધ ધ્વનિથી જ સૂચવાઈ ગયો વિશાળ આકાશ હેઠળની 'ટ્રેજેડિ' ભજવાઈ ગઈ ઊર્ધ્વ આકાશનું મૌન સકીર્ણ બગલા જેવુ જોવાઈ ગયુ ત્યા બીજા સ્તબકના પ્રાગ્ભે સવેદનપટુ નાયકનો આર્ત્ત પ્રતિનાદ પ્રસ્તુત થયો છે, 'ક્યાય એનો પડઘો ઝિલાયો નહીં '

પેલા તીગ્થી હવે 'આ તીગ'ની કથા 'આ તીગ્ સ્મશાન, શાન્તિ ' સ્મશાનશાન્તિ શબ્દ યોજી શકાય પણ વચમા અલ્પવિરામ મૂકીને શાન્તિની સ્થિતિને સ્મશાનવત્ બનાવવાનો કુશળ કસબ અહી છે

સ્મશાનમા બે જ જણ એક નાયક અને બીજુ વીંધાયેલુ વિહગ ઉપગ્ બગ શુ આકાશ. શલ્ય મર્મમા જ ખૂપી ગયુ છે, જો બહાગ કાઢે તીગ્ને તો વેત્રવતીના નિર્મલ જલ ગ્ક્તગજિત થઈ જાય, જે વેત્રવતીને નાયક અત્યત ચાહે છે શલ્ય કાઢું કે ના કાઢુની નાયકદ્વિધા હેમ્લેટી વત્તા ઋજુ અર્જુનની પણ વગ્તાય છે

અનુગામી સ્તબકમાં રાજેન્દ્રને સિદ્ધ રીતિમાં નક્ષત્રોનું આગમન ગભીર જલમાં દર્શાવ્યું છે એમ માનતા પૂર્વે કવિતારસિક ગગનની 'શ્યામલતા' (બ્લૅક્નેસ)ની નોંધ લીધા વિના નહિ જંપે. ક્રૌંચના સૂરનો પડઘો ના ઝીલતા ગગનની શુક્લ શુભ્રતાનો નહીં, પણ બક-શી-શ્યામલતાનો અનુભવ જ અહીં અગ્રસૂચિત (foregrounding) છે.

ગદ્યાળુ લાગે એવો પ્રશ્ન પેદા થાય કે વેત્રવતીને નાયક એવો તે કેવો ચાહે છે, કેટલો ચાહે છે કે વીંધાયેલા વિહગના મર્મમાંથી શલ્ય કાઢતાં સંકુચિત બની જાય છે ? વેત્રવતી 'નિર્મલ' છે માટે ? (આકાશ છે સ-મલ માટે ?) 'ન જાને' કહેવાનું શૈલીસુખ લેવાય એવું નથી રાખ્યું.

ચતુર્થ સ્તબકનો આરંભ જાણે યોગવાસિષ્ઠમાં આવતા કોઈ પૂર્વજન્મ વ્યાખ્યાનનો પ્રારંભ : 'ક્યારનો ઊભો છું હું આ તીરે ?' અહીં 'ક્યારનો' શબ્દ શાશ્વતી (સમય)નો પર્યાય બની જાય. અશ્વ છે, પણ 'અનારૂઢ' ('અશ્વ' શાશ્વતનું પ્રતીક લાગે કેમ કે વ્યષ્ટિને આરૂઢ થવા દે એવો આ અશ્વ જ નહિ) ! નાયક, જલે સ્થલે સર્વત્ર યાત્રા કરીને વેત્રવતીતીરે વારંવાર આવી ઊભો છે. મહાદેવ ખેરનાથ, જાબાલિ–સત્યકામનાં સાક્ષીભૂત સાહચર્ય સંગાથે અસંખ્યાત યજ્ઞોમાં આહુતિ આપી છે. (અહીં અંતે આવતો 'મેં' નહિ, પણ 'મ્હેં' દઢીભૂત નહિ, પણ વિગલિત અહંકારનો વાચક છે.)

કાલાતીત યાત્રા બાદ પ્રાણીદયા જેવા જાગતિક ભાવો પણ 'અહં'ને પ્રસ્થાપિત કરતા હોય તો એવા અહં–કારને શ્રીફળ લેખી, નાયકે જાતે હોતા બની હોમમાં પધરાવી દીધાનું સૂક્ષ્મ તાત્પર્ય વ્યંજિત થાય. સાથોસાથે વેદિજ્વાળામાં વિહગમર્મે સરેલું શલ્ય આત્મચેતનામાં આરોપી લલાટને ભસ્માંકિત કરવાનો વ્યાપક કરુણાભાવ પણ ઉપ-સ્થિત છે.

*ભસ્મનો આ પૂંજ !*
*એના શ્વેત સ્પર્શે અંક્તિ કરેલું લલાટ*
*હજી કોરું છે – કોરું રહેશે*
*વેદિની લેલિહ્યમાન જ્વાળા સમા ઉષ્ણ*
*લોહીમાં શલ્ય નિઃશેષ ન થાય ત્યાં સુધી.*

મારી આ પ્રિય પંક્તિઓ છે. વેદિની જ્વાળાને ઉષ્ણ લોહી સાથે ઉપમાસંકલિત કરતાં 'લેલિહ્યમાન' શબ્દપ્રયોગ સ્મરણીય ગણાય. અહીં જિહ્વાથી અવકાશ ચાટવાની જોડાજોડ સર્પગતિનું ગતિશીલ કલ્પન સંદર્ભસમૃદ્ધ બન્યું. શુભંકર શંકર 'ભાલ ભસ્મ ચિતાના કરતા'ના વીતરાગસૂચક સંસ્કારના કોરાપણાને, શલ્ય વિનષ્ટ ના થાય ત્યાં સુધીની હદ બાંધી કવિએ અનુકમ્પાની સરહદને ઝંકૃત કરી દીધી.

મળ્યા પછીયે સ્વેચ્છાએ અતૃપ્ત, મિલનની અભીપ્સા સાચવતી વેત્રવતીનો સાગર સાથેનો અભિસાર જેમ 'અખણ્ડ' તેમ કવિ રાજેન્દ્ર શાહની સાક્ષીસ્થિત સર્જકચેતનાનો કવિતા-વેત્રવતી સાથેનો અભિસાર પણ અખંડ અને હજુ અક્ષુણ્ણ ઓપે છે...અનારૂઢ અશ્વસંગે ખેરનાથપ્રાંગણે સત્યકામ-સાક્ષીએ હજુ કેટલીયે કાવ્યયાત્રાઓ પ્રતીક્ષા કરતી ઊભી છે.*

અમદાવાદ, ૧૦ એપ્રિલ ૧૯૯૭

---

* 'આરણ્યક' : લેખક-પ્રકાશક રાજેન્દ્ર શાહ, ૮, સૌજન્ય રો હાઉસિઝ, સર્વપલ્લી રાધાકૃષ્ણન્ માર્ગ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૧૪, પૃષ્ઠસંખ્યા ૩૬, મૂલ્ય રૂ. ૩૦.

*

# 'વસન્તવિજય' વૃત્તિવિજયનું કાવ્ય*

**દર્શના ધોળકિયા**

કવિ કાન્તના પરિપક્વ ભાવજગતને સ્પર્શતા ખળભળાવતા ખડકાવ્યોની સૃષ્ટિમા ડોકિયુ કરતા દેખાય છે કાન્તનો મનુષ્ય પ્રત્યેનો સદ્ભાવ ને સમભાવ જીવન માટે આવશ્યક એવી નૈસર્ગિક ઇચ્છાઓ આકાક્ષાઓ ને વૃત્તિઓને જીવવાને બદલે ઉપભોગવાને બદલે એ વૃત્તિઓને કારણે મનુષ્યને જે વેઠવુ પડે છે તે જોઈને ઋજુ કોમળ કવિ કાન્ત મથામણમા મુકાયા છે

એમ તો આપણે ત્યા મહાકવિ ને આદિકવિ વાલ્મીકિના ચિત્તમા પણ કામમોહિત એવા ક્રૌચયુગલમાના એકને મારતા પારધીને જોઈને જબરદસ્ત સક્ષોભ પેદા થયો ને આપણુ પ્રથમ મહા ને મહાન કાવ્ય જન્મ્યુ પણ વાલ્મીકિનો સક્ષોભ અન્યને માટે હતો જીવનથી વિરક્ત થયેલા સન્યાસીનો હતો તેથી એમા દ્રષ્ટાભાવ રહેલો હતો વાલ્મીકિનુ રુદન કરુણામાથી પ્રગટ્યુ એમ કહી શકાય જ્યારે કાન્તની વેદનામા કેટલોક સ્વાનુભવ પણ ભળ્યો હોઈ કાન્ત કરુણાના નહીં પણ કરુણના કવિ બન્યા વિશેષત ખડકાવ્યોમા આથી, કાન્તનાં કાવ્યોમા ગાભીર્ય છે માધુર્ય પણ છે પણ તેમની વેદના તેમને મુદિતાના કવિ બનાવી શકી નથી વસતવિજય આ વાતનુ પ્રસ્થાપન કરે છે

કાન્તના અન્ય જાણીતા ખડકાવ્યો ચક્રવાકમિથુન અતિજ્ઞાન વગેરેની જેમ વસતવિજય મા પણ વેદનાનો જીવનની વિષમતાનો મનુષ્યે અનુભવવો પડતો ભાર ને પ્રભાવ એક ઓછાયો થઈને ઝળુબે છે માનવજીવનને ટકાવનારી અનિવાર્ય આવશ્યકતાઓમાની કોઈને જ્યારે મનુષ્ય પાસેથી અકારણ છીનવી લેવામા આવે છે ત્યારે માનવી છિન્નભિન્ન બને છે જીવનને પામવા મથતી એવી, જીવનની જાણતલ વ્યક્તિ પણ બીજા મનુષ્યના જીવનમા બનતી આવી ઘટનાને લઈને છિન્નભિન્ન બને છે કાન્તે મનુષ્યજીવનના જાણતલ તરીકે જીવનની આવી એક ક્ષણને પકડી છે આ ક્ષણ તે વસતના વિજયની, મનુષ્ય પર થતા પ્રકૃતિના વિજયની ક્ષણ. અલબત્ત કાન્તે ધીમે ધીમે સ્ફુટ કર્યું છે તેમ એની પાછળ સક્રિય તો છે વૃત્તિનો વિજય નહીં કે વસતનો

વસતવિજય નો નાયક છે વીરવર રાજન્દ્ર પાડુ એની ઓળખ આપવાની સ્વાભાવિક રીતે જ જરૂર ન હોય. તેમાયે આ તો ખડકાવ્ય આથી પાડુના જીવનની એક અગત ક્ષણને લઈને કાવ્ય આ રીતે આરભાય છે

*નહીં નાથ ! નહીં નાથ ! ન જાણો કે સ્હવાર છે*
*આ બધુ ઘોર અધારુ હજી તો બહુ વાર છે*

આ ઉક્તિ પાડુની બીજી પત્ની માદ્રીની છે પહેલી જ ક્ષણે માદ્રી ને પાડુની સહોપસ્થિતિથી કાવ્ય ઊઘડે છે આરભે જ ભૂતકાળ ને વર્તમાન સધાય છે ને ભવિષ્યને ચીધે છે હજુ પૂરેપૂરી સવાર પડી નથી, એટલુ જ નહીં પણ હજુ તો સવાર પડવાને ઘણી વાર છે એવી રાત્રી વેળાએ જ ઊઠી જતા – જાગી જતા નહીં — એવા પર્ણકુટિના વાસી, વાનપ્રસ્થી જીવતા પાડુને ઊઠવાની ના પાડતી માદ્રી પણ જાગતી જ પડી હશે ને ? આખાય કાવ્યમા આ બને માટે વપરાયેલો દંપતી શબ્દ અહીંથી જ સૂચક રીતે સાર્થક થાય છે પાડુની આજની અસ્વસ્થતાનુ કારણ છે પ્રશાત નિદ્રા ન આવવી તે. પ્રશાન્ત નિદ્રા ન આવવાના મૂળમા છે દુ સ્વપ્નો આથી ઊઠી જઈને એ બહાર નીકળે છે ને ત્યારે જ તેના કાને પડે છે માદ્રીની આ ચેતવણી, જેમા પાડુની આતરિક સ્થિતિનો, ચેતનાની રાત્રિનો નિર્દેશ પણ અજાણ્યે જ થઈ જાય છે માદ્રી જાણે લવી ઊઠી છે તેની આ ઉક્તિ દ્વારા જાણે એની પોતાની સ્થિતિ પણ પાડુ જેવી જ છે એવુ પણ અનુમાન કરવાનુ મન થાય

* તા. ૮ ૮ માર્ચ દરમ્યાન વ્યારા ખાતે યોજાયેલ અધ્યાપક સઘના અધિવેશનનમા અપાયેલુ વક્તવ્ય.

માદ્રીને ઉત્તર આપતો પાંડુ જુએ છે તો માદ્રી ફરી નિદ્રાધીન થઈ ગઈ છે. તેની જાગૃતિ ક્ષણિક જ હતી એ સારું જ થયું એવું પાંડુને લાગે છે, કેમ કે નહીંતર પાંડુને સાચી વાત કરવી પડત. સાચી વાત કવિએ અહીં ગોપવી છે. એ છે વૃત્તિનો ઉદય, પાંડુમાં જાગેલો રતિભાવ.

બહાર નીકળેલા પાંડુને જે પ્રકૃતિ પીડે છે એ વસંતની નથી. એ તો દરેક સવારે ખીલે છે એવી જ, હંમેશની છે. શાંત ઠંડો વાયુ, અંધારું, નીરવ શાંતિ ને સરોવરનું સાંનિધ્ય. આવું સાદું વાતાવરણ પણ પાંડુના ચિત્તમાં સંક્ષોભ ઊભો કરે છે. આથી લાગે છે કે એ ક્ષુભિત જ છે. એનો સંક્ષોભ વિભાવ મળતાં ઉદ્દીપ્ત થાય છે એટલું જ. મનુષ્યને ચલિત કરનારું તત્ત્વ અનિદ્રા ને એ કારણે જન્મેલા શ્રમથી થાકેલા પાંડુના ચિત્તમાં એ સાથે ભળ્યાં છે પૂર્વસ્મરણો. વનમાં રહેવા છતાં પાંડુના ચિત્તમાંથી ભૂતકાળ વિસ્મૃત થયો નથી. કવિ ક્રમિક રીતે સૂચવે છે તેમ, પાંડુ હજુ વિરાગી થયો નથી, એને એ રીતે રહેવું પડ્યું છે. એનો રાગ છૂટ્યો નથી, તૂટ્યો છે, એનું આ પરિણામ છે.

રાત્રિ પૂરી થતાં સળવળી ઊઠેલી સૃષ્ટિમાં બધું જ સ્પષ્ટ થાય છે તેમ વૃત્તિ પણ સ્પષ્ટ થઈને મુખર બને છે :

*'નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને !*
*અરેરે ! શેની શી અનુભવ કરું છું અસર એ !'*

હવે જે દેખાય છે એ વસંતશ્રી છે. આ વસંતશ્રી પ્રસરી તો છે મનોજગતમાં; બાહ્ય જગતની સમાંતર મનોજગતમાં. બાહ્યઘટનાનો પ્રભાવ એના વિરાગમાં છિદ્ર પાડે છે એ વસ્તુ બતાવે છે તેમ પાંડુનું આંતરજગત સ્થિર નથી. એના વિરાગની પીઠિકા ઉપરછલ્લી છે. ને તેથી જ કવિ એનું 'યોગાંધત્વ' ગયું નથી એમ સૂચવે છે. આ ક્ષણથી જ વસંત ઝેરની જેમ પાંડુમાં વ્યાપી વળે છે.

વૃત્તિના આ આક્રમણને પહેલે તબક્કે પાંડુ આવકારતો નથી. એનું કારણ માત્ર મૃત્યુનો ભય જ નથી, પણ અત્યાર સુધી ન દેખાયેલી વૃત્તિનું સળવળવું એનામાં આશ્ચર્ય જગવે છે. આનો, અર્થ એમ પણ છે કે પોતે સ્વીકારેલા વિરાગનું કદાચ પાંડુને દુ:ખ ન પણ હોય. આથી જ આ ક્ષણે પાંડુ બચી જાય છે :

*સ્નાનથી થઈને શાંત પડ્યો એ નિત્યકર્મમાં,*
*જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમાં.*

ધર્મમાં એટલે સ્વધર્મમાં, પાળવા ધારેલા વ્રતમાં. પણ ધીમે ધીમે સ્પષ્ટ થાય છે કે પાંડુના આ સંકલ્પમાં તેને મનનો સાથ નથી. એ અવઢવમાં છે :

*પૂરું કરી તરત તે સ્થલને તજે છે,*
*ઇચ્છા વિરુદ્ધ દૃઢ આગ્રહને સજે છે :*
*'શાને થવું પતિત આશ્રમધર્મનાથી ?*
*સૌંદર્ય-શું ? જગત શું ? તપ એ જ સાથી.'*

પાંડુની આ રટણા હાર્દિક જણાતી નથી કેમ કે એ 'ઇચ્છા વિરુદ્ધ' થયેલી છે.

જમીને નિદ્રા લીધા પછી, સાત્ત્વિક વૃત્તિના ઉદયથી ઊઠેલો પાંડુ, દેખાય છે માટે વનશ્રી જુએ છે. આ વનશ્રી તે કંઈ પહેલી વાર જોતો હોય તેવું જણાતું નથી. કેમ કે વનમાં તો એ ઘણા સમયથી છે એવું કવિનું કહેવું છે. આજે જે ઘટના ઘટી છે એ છે વૃત્તિના ઉદયની. એ ઘટનાએ કરીને વસંત પોતાનો પ્રભાવ પાંડુ પર પાથરી શકી છે. અગત્ય વસંતની નથી, વૃત્તિની છે. ગીતામાં કૃષ્ણે ખળભળેલા ચિત્તવાળા મનુષ્યના લક્ષણને બતાવતાં કહ્યું છે તેમ ઇન્દ્રિયોના વિષયમાં મનના પ્રવેશથી થયેલો સંક્ષોભ પાંડુએ અનુભવ્યો છે. આથી જ માદ્રી પાસે જતો પાંડુ તાપસ મટીને ક્ષણાર્ધમાં ભર્તા બની ગયો છે.

આ ક્ષણે કાન્તે પણ પાંડુને દ્રષ્ટાભાવે જોયો છે એવી ધારણા કરવાને અવકાશ મળે છે. કેમ કે આરંભે કાન્તે પાંડુ માટે 'નરેન્દ્ર' શબ્દ વાપર્યો છે, મધ્યમાં 'નરવર' શબ્દ વપરાયો છે. જ્યાં સુધી એ તપસ્વી છે, વાનપ્રસ્થી છે ત્યાં સુધી એ જાણે આદરપાત્ર છે, પણ જે ક્ષણે પાંડુ પર વસંત સવાર થઈ છે તે ક્ષણે કાન્તે એના માટે એકવચન વાપરવું શરૂ કરી દીધું છે. આથી પ્રશ્ન થાય કે શું કાન્તની નિષ્ઠા પણ વાનપ્રસ્થી પાંડુ ભણી હશે ? કામના આક્રમણથી ઘવાયેલો પાંડુ કાન્તનો સમભાવ પણ ગુમાવી બેઠો હશે ? કાન્ત આથી જ જાણે કહી બેસે છે :

*પ્રસગ બદલાતા એ સિદ્ધાત વીસરી ગયો.*

પાડુ શાપની વાત વીસર્યો છે પણ કાન્તે સમભાવ ગુમાવ્યો નથી માત્ર વિષાદ અનુભવ્યો છે તેમણે આ ઘટનામા વિધિનુ વિધાન નિહાળ્યુ છે જે માદ્રી પતિને અધકારમા સ્નાન કરવાનો નકાર કરી શકી તે જ માદ્રી પાડુનો કામ જાગવાની ક્ષણ લાચાર થઈ ગઈ છે

જો આ ઘટનાને ટ્રેજેડી કહીએ તો ઍરિસ્ટોટલ જેને સ્ખલન કહે છે તેવુ સ્ખલન પાડુનુ કયુ છે ? તો કાન્તનો ઉત્તર છે

*ઊછળ્યુ લોહી તેથી એ સાવધાન થયો નહી*

પાડુ પર વૃત્તિનો આ હુમલો થયો છે તેનો કાન્તને વાધો નથી, પણ એ વૃત્તિને પાડુએ ગણકારી નથી, એમ નોધ કવિએ લીધી છે વસત તો સતત પડદા પાછળ જ રહી છે એ ફરીથી સ્પષ્ટ કરવુ રહ્યુ

પાડુ પર તોળાતુ દુખ ક્રમશ પ્રવેશ કરે છે પાડુનુ માદ્રી પાસે જવુ યોગાનુયોગ એ ક્ષણે કુન્તીની અનુપસ્થિતિ, માદ્રી સાથે વિહાર વસતનુ સામ્રાજ્ય ને એ પળોમા માદ્રીનુ ગાયન આ બધુ ભેગુ થઈને પાડુને ઘાયલ કરે છે પાડુની વિવશતાની માત્રા વધતી જાય છે ત્યારે પણ એ આવનારી પરિસ્થિતિ પ્રત્યે જાગ્રત નથી એવુ તો કહી શકાય તેમ નથી આથી જ શાપના ભયથી થથરતી માદ્રીને એ કહે છે

*ઘટે છે શુ દેવી ! હૃદય પર આ નિર્દય થવુ ?*
*અરેરે ! આ આવુ પ્રબલ દુખ ! મારે ક્યહિં જવુ ?*

ને ઉમેરે છે

*જાણુ બધુ પણ દીસે સ્થિતિ આ નવીન.*

પાડુ માટે આ વૃત્તિનો આ પ્રકારનો ઉદય અણકલ્પ્યો છે કાલિદાસના યક્ષ કરતા જુદી રીતે એ સ્વાધિકારથી પ્રમત્ત થઈ ગયો છે ને જ્યારે વૃત્તિ જાગી છે ત્યારે આવનારા ભવિષ્યને અવગણીને એ કહી બેસે છે

*દેવી ! વિચાર કરવા સઘળા તજી દે*
*રે હાય ! સ્પર્શસુખ, પ્રાણસખી ! હજી દે !*

અત્યાર સુધી મળેલા સ્પર્શસુખથી સતોષ ન થતા પાડુ માગી બેસે છે વધુ ને વધુ સ્પર્શ. પતિના દુખને ન જોઈ શકતી હોય તેમ માદ્રી વિચાર કરવાનો સમય ન રહેતા પાડુની ભુજામા ને એ કારણે વૈધવ્યના જડબામા ઝપલાવી દે છે એ ક્ષણ બનેના એકત્વની સાથોસાથ પાડુના મૃત્યુની પણ નીવડે છે

કાન્તનો બહુ ચર્ચાયેલ કરુણ આ કાવ્યનુ પુનર્મૂલ્યાકન કરતા કેટલાક નવા વિચારો પણ પ્રેરે તેમ છે સ્થૂળ દૃષ્ટિએ પાડુ કરુણનુ ભાજન બનતો જણાય. પણ અહીં વસતને બદલે વૃત્તિનો વિજય જોવામા આવ્યો હોત તો આ કાવ્ય કરુણનુ નહીં, પણ કરુણાનુ બની શક્યુ હોત, જે વાલ્મીકિએ, વ્યાસે ને કાલિદાસે અનુભવી છે આ મહાકવિઓ પાસે અખિલાઈભર્યુ દર્શન હોવાથી તેમના નાયકોને સમભાવની જરૂર પડી નથી અલબત્ત કાન્તનુ જીવનદર્શન પણ કઈ અસ્વીકાર્ય કે અયથાર્થ છે એમ તો નહીં કહી શકાય અર્જુનના વિષાદની સ્થિતિને જેમ કૃષ્ણે વ્યક્તમધ્ય ની કહી છે તેવુ જ કાન્તના દર્શન વિશે કહી શકાય. ઉપરછલ્લી રીતે જોતા જેમ અર્જુનનો વિષાદ સાચો જણાય છે તેમ કાન્તનો પણ છે આથી જ પાડુના જીવનમા ઘટતી આ વિષમ ઘટનામા તેમણે નિયતિનુ પ્રાબલ્ય જોયુ છે વસતની એ સવારે ક્રમશ ઘટતી ઘટનાઓ બહુ જ સ્વાભાવિક રીતે પ્રતીતિકર જણાય છે અહીં ઊઠતો કરુણ અનેક રીતે તપાસતા નીચેના મુદ્દાઓ ઊપસી આવે છે

(૧) પાડુને દામ્પત્યસુખ માણી ન શકવાનો મળેલો શાપ ટ્રેજેડી છે

(૨) બે રાણીઓ સાથે કાળક્ષય કરી રહેલા વનવાસી પાડુ વાનપ્રસ્થી કેળવી ન શક્યા એને પણ ટ્રેજેડી ગણી શકાય.

(૩) શાપની ઘટનાથી જાગ્રત એવા પાડુ પ્રકૃતિથી વિવશ બન્યા એ ઘટના ટ્રેજેડીનુ કારણ બની ગણાવી શકાય

(૪) પાડુની સાથે નિર્દોષ એવી માદ્રી આખીય ઘટનામા નિમિત્ત બની એ ઘટનામા પણ ટ્રેજેડી રહેલી ગણાય

(૫) પ્રણયની તૃપ્તિ ન થવી ને પ્રણયસુખ પ્રાપ્ત કરતા એ તૃપ્તિ થશે એવી અભિલાષા સેવ્યે જવી એ ખ્યાલમા પણ ટ્રેજેડી છે

પાંડુની પરિસ્થિતિ જોતાં જણાય છે કે પાંડુને જાગેલી રતિભાવની વૃત્તિમાં કરુણ નથી; એ વૃત્તિ પર તેનો કાબૂ નથી એ પણ પાંડુનો દોષ નથી. પોતાની વૃત્તિ પર એ કાબૂ ગુમાવી બેઠો છે, એ જાણવા છતાં એ જાગ્રત થતો નથી ત્યાં પણ કરુણ જન્મતો નથી. કરુણ તો ત્યાં છે કે કામ ભોગવવાનો માનવસહજ અધિકાર એ ગુમાવી બેઠો છે. એના કરતાંયે દુઃખદ પરિસ્થિતિ એ છે કે શાપ મળ્યા પછી વાનપ્રસ્થી પાળતો, મન પર અધિકાર જમાવી શકેલો પાંડુ — એટલો અધિકાર કે રતિની વૃત્તિને આશ્ચર્યથી જોઈ શકે એટલી હદે રતિથી તટસ્થ થયેલો પાંડુ — અચાનક બ્રહ્મર્ષિમાંથી રાજર્ષિની હદમાં સરકી પડે છે એવું કશુંક તેને થઈ જાય છે. તેના હાથમાંથી છટકી ગયેલું તેનું મન એને જાગ્રત થવાની પણ તક રહેવા દેતું નથી ને ક્ષણમાં તેને તપોભંગ બનાવી દે છે. કાન્તને દુઃખ એ વાતનું છે કે આ ઘટના હજારો વર્ષ પહેલાંની છે; એને હજારો વર્ષ વીતી ગયાં, પણ આજેય આ વાત ત્યાં ને ત્યાં ઊભી છે — જુદાં જુદાં પાંડુમાદ્રીને લઈને. માનવી ઉપર મનનો આ અધિકાર આ કૃતિને કરુણ ઠેરવે છે. આનંદશંકર જેને પશુવૃત્તિ કહે છે તે આ હશે ?

આ પ્રકારના કરુણને ઘૂંટવા માટે જ પ્રકૃતિનો અહીં કાન્તે ઉપયોગ કર્યો છે. આથી જ અહીં પ્રકૃતિ પાંડુના ભાવજગતની પડછે ચૂપચાપ વહ્યા કરે છે. અ... ... નિમિત્ત બનેલી પ્રકૃતિ, કાન્તે વાપરેલા અલંકારો, માદ્રી, કુંતી – સઘળું કંઈ પાંડુની વૃત્તિના ઉછાળના વજનમાં જાણે કે દૂર પડ્યું રહે છે. કાન્તની કવિતાનો આ વિજય છે. વૃત્તિને વશ થતા પાંડુના નિરૂપણમાં પણ ક્યાંય માનવગૌરવનો ભંગ થતો નથી. રાજાને છાજે તેવું પાંડુનું આભિજાત્ય, છેક સુધી જળવાયું છે. તેના મૃત્યુની લકીર પણ આછેરી દોરીને કાન્ત ખસી ગયા છે.

પાંડુ સાથે, પાંડુની વૃત્તિ સાથે કાન્તે અનુભવેલું સમસંવેદન એલિયટની ઉક્તિની યાદ અપાવે છે : 'Everyone talks of poetry, but no one offers a poem.' કાન્તે મિતભાષી બનીને છવાઈ જવાનો યશ 'વસંતવિજય'માં ચોક્કસપણે મેળવ્યો છે. એ જીવનની ગહનતાને પામવાની કાન્તની મથામણમાં જ એમની કવિતાનો વિજય છે.



**'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | શ્રી વીરેન્દ્ર ઈનામદાર | મુંબઈ |
| ૨. | શ્રી ભરતભાઈ પરમાર | મુંબઈ |
| ૩. | શ્રી જયંતી પરીખ | થાણે |
| ૪. | પ્રિ. કે.એન. સાંખલા | હિંમતનગર |
| ૫. | શ્રીમતી સુશીલા ઝવેરી | મુંબઈ |
| ૬. | ડૉ દર્શના ધોળકિયા | ભુજ (કચ્છ) |
| ૭ | શ્રી સુવર્ણા ભટ્ટ | અમદાવાદ |

# બે નિબંધો

લાભશંકર ઠાકર

**૧. કાગળની પૂંછડી**

મારો પુત્ર નાનો હતો, બાળક, ત્યારે મારે એને રોજ વાર્તા કહેવી પડતી. તત્ક્ષણ વાર્તા રચાતી જતી. એ જે 'પદાર્થ' વિષે કહે તે પદાર્થ વિષે હુ વાર્તા રચતો જતો અને કહેતો જતો પોપટ, કાગડો, સિંહ, ચકલી, ઘોડો વગેરેની કે પરીની વાર્તા પણ હોય અને ટેબલ, ચશ્મા, ખુરશી, થાળી, ચમચી, ચોપડી વગેરેની વાર્તાઓ પણ હોય મારે માટે એ અઘરુ ન હતુ દરેક વાર્તામા ખરેખર તો રૂઢ કથાશો (motifs) જ રિપીટ થતા હોય. ક્યારેક કોઈ પ્રસિદ્ધ બાળવાર્તા કહેતો એવી એક બાળવાર્તા 'ઊંદર સાત પૂછડિયો' કહ્યા પછી એનો દુ ખાન્ત મને અને બાલશ્રોતાને ગમતો નહીં. આવુ હુ અતિમ ક્ષણ આવતા જ પામી જતો અને વાર્તા આગળ લબાવતો

ઊંદર બાડો થઈ જાય છે શાળામા છોકરાઓ 'ઊંદર બાડો બાડો ' કહીને ચીડવે છે ઊંદર મા પાસે આવીને રડે છે હવે કોઈ ઇલાજ નથી હુ વાર્તા લબાવતો એમા મા ઊંદરને પડોશમા રહેતા વિસ્મય (વાર્તાના બાલશ્રોતાનુ નામ) પાસે લઈ જાય છે વાર્તાસૃષ્ટિમા પોતાનો પ્રવેશ થતા વિસ્મય આશ્ચર્યચકિત થઈ જતો વિસ્મય બાડા ઊંદરની સમસ્યા ઉકેલે છે એ કાગળની પૂછડી બનાવે છે અને ફેવિકોલથી ઊંદરના શરીર પર ચોંટાડી દે છે ઊંદર રાજી રાજી થઈ જાય છે વાર્તા પૂરી ખાધુ પીધુ ને રાજ કર્યું

વાર્તા તો હુ કહેતો, સુખાન્તમા પૂરી કરતો બાળકમા રહેલી સહજ કરુણાને પ્રકટ કરતો પણ મારી સમસ્યાનો સુખાન્ત નથી આવ્યો. કાગળની પૂછડી (સર્વ કલાઓ) માણસની સમસ્યા દૂર કરી શકે ? જો હા એવો જવાબ હોય તો અસખ્ય સર્જકોના કલાસર્જનો પછી પણ માનવીય સમસ્યાઓનો ક્યા અત આવ્યો છે ? બલકે એ તો વધુ ને વધુ વકરતી જાય છે ગૂઢ અને સકુલ થતી જાય છે વળી સાપ્રત સમયમા તો માણસ કલાત્મક સર્જનોથી વધારે ને વધારે વિમુખ થતો જાય છે હુ ખરેખર મૂઢ દશામા, મૂઝવણમા ગોથા ખાઉ છુ મારી પાસે સ્પષ્ટ જવાબ નથી. આથી કળાના પ્રયોજન વિશે હુ કોઈ નિશ્ચય પર આવી શકતો નથી. મારા મૂઝવણભર્યા આતરિકને શબ્દની કલા દ્વારા બરાબર પામવા હુ અટવાયા કરુ છુ મારી તો આવી અનિશ્ચિત દશા છે ચોંટાડેલી કાગળની પૂછડી ઊખડી ગઈ છે અને–

**૨. છૂ થઈ જાય છૂ**

(સુરક્ષા સલામતી વિશે ત્વરિત ગેસ્ટલેમ પર્યેષણ)

સુરક્ષા, સલામતી (security) શબ્દ સાથે મારા ભેજામા અસ્પષ્ટ, ગૂચવાયેલા ભાવ અને અર્થના જાળા ચીટકેલા છે અને અદર ને અદર ફરફરતા હોય છે તેને હું ત્વરાથી ઉકેલીને જોઈ લેવા માગુ છુ આ ક્ષણે અટકી જાય તર્ક અધવચ્ચે એક કરતા વધારે વખત કે કટકી કટકી થઈને વેરાઈ જાય અર્થ તો તેને આ મારી ત્વરિત પ્રક્રિયાના ભાગરૂપ જ હુ ગણીશ આ પ્રક્રિયામા કશુ વ્યર્થ નથી

મારા એકકોષી આદ્ય જીવને જ વળગ્યો છે અરક્ષાનો ભય ? અરક્ષાની સામે સુરક્ષિત રહેવા જ એ અનેકકોષી, અસખ્યકોષી (multi cellular) જીવ, નામે માણસ, સુવિકસિત મગજતત્રવાળો માણસ બની બેઠો છે ? સજીવ, બાયોલૉજિકલ, સેલ્યુલર, ભલે અ ભાન, એની આ રૂપાતરપ્રક્રિયા માણસના નામે અટકી છે આ તબક્કે, પણ આ અ રક્ષાએ સુરક્ષાની તરગ કલ્પનામા, ફેન્ટસીમા માણસના મનમા જન્માવ્યો છે હજાર હાથવાળો. હાથવાળો તે માણસ, બાથવાળો તે માણસ એ ભીમને કચડવાય બાથ ભરે અને પ્યાર – પઝેશનના અજ્ઞાત ગોટાળામા કોઈ અગનાને કહો કે

કોઈ ઢીંગલીને પણ બાથ ભરે. માણસના હાથ અને બાથમાં અરક્ષાનો સંચાર છે.

હાથમાં હથિયાર પકડીને ઊભેલાની આંગળીઓમાં અરક્ષા કોકડું વળીને બેઠી હોય છે. સાવધ. પંખીના માળામાં અરક્ષાનું સ્થાપત્યકર્મ છે; પણ માળામાં તો સમજ્યા, પણ તાળામાં–કૂંચીમાં–કમાડમાં તિજોરીમાં–મકાનમાં–મહેલોમાં–જેલોમાં–કિલ્લાઓમાં–જિલ્લાઓમાં કૉર્ટ કચેરીઓમાં – જજ અને એના જજમેન્ટમાં, પ્યાર અને પનિશમેન્ટમાં, વાડ-વાડામાં અને વસ્ત્રના નાડામાં માણસની અ-રક્ષાની મૅલિગ્નન્ટ ટ્યુમરનો વ્યાપવિસ્તાર છે. આ ક્ષણે મારી પોએટિક લૅબમાં માણસની સિવિલિઝેશન અને કલ્ચરનાં આડેધડ ઊંચકેલાં સૅમ્પલ્સને હું જોઉં છું, રસપૂર્વક, ધ્યાનપૂર્વક, પોએટિક દૃષ્ટિથી એટલે કે બિનંગત દૃષ્ટિથી, એટલે કે અંગત નથી કશું એવી દૃષ્ટિથી, એટલે કે પસંદગી નથી કોઈ–

No Choice–

જોઉં છું તો ભૌતિક સંસ્કૃતિ અને મૂલ્ય-સંસ્કૃતિમાં, એના કોષકેન્દ્રમાં માણસની અ-રક્ષા ધબકી રહી છે. શૉટગનમાંથી ગોળી છોરે છે માણસની આંગળી આ ક્ષણે અને ગાય છે માણસનો કંઠ અરક્ષિત ભાવદશામાં બીજી કોઈ ક્ષણે : મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજો રે. ફિઝિકલ સિક્યુરિટી પણ માણસને જોઈએ છે અને મેટાફિઝિકલ સિક્યુરિટી પણ માણસને જોઈએ છે. માણસની સાયકોલૉજિકલ ઇનસિક્યુરિટી ગૂંચવાઈને ગબડતી ગબડતી મેટાફિઝિકલ ગાંઠો બનીને ઊભી છે મંદિરોમાં–મસ્જિદોમાં–દેવળોમાં. એ મંદિરોમાં મૂલ્યવાન ગ્રહો–પરિગ્રહો–સંગ્રહો છે. તેથી મંદિર એટલે મકાન એટલે કરોડો–અબજો રૂપિયાની ઇમારતો છે. એને તોતિંગ દરવાજા છે. અસંખ્ય બારી છે, બારણાં છે. તોતિંગ તાળાંઓ છે આ મંદિરોનાં કમાડ પર લટકતાં. કૂંચીઓ ગણો રે કૂંચીઓ, મંદિરોની મહેલાતોમાં ખખડતી, માણસની અરક્ષાના કાંસાના લમણામાં બોદું બોદું અથડાતી મે-ટા-ફિ-ઝિ-ક-લ. કૂંચીઓ માણસના લમણાની પાછળ, અંદર મગજમાં છે.

પણ મંદિરની બહાર. મસ્જિદની બહાર, દેવળથી દૂર, તાળાકૂંચીની પાર, અરક્ષાની-સુરક્ષાની ગૂંચો–ગાંઠોથી પર, મુક્ત માણસ હોઈ શકે ?

હોઈ શકે સંત; જે પ્રેમના તંતુમાં અનંતને 'રસ'-રૂપે જોતો હોય. ન રાગ, ન દ્વેષ. ન ભય, ન સુરક્ષાનાં તાળાકૂંચીનો ખખડાટ, પ્રેમ છે ત્યાં આ કશું નથી. અને કશું વંચિત નથી પ્રેમથી. સલામતી–સુરક્ષા થકી પણ પ્રેમ ખીલી શકે ? બિચારા માણસના હાસ્યાસ્પદ અને કરુણ તાર્કિક આભાસો ! સુરક્ષા અરક્ષાનો પડછાયો છે, જેમાં રાગ અને દ્વેષ નિત્યસંબંધથી ગૂંચવાયેલા છે. પ્રેમનો પ્રાદુર્ભાવ થતાની સાથે અરક્ષાસુરક્ષા, રાગ-દ્વેષ-ભય-તાળાં-કૂંચી-મંદિરનાં બંધ બારણાં–ન્યાયાલય-જજ-જજમેન્ટ-પનિશમેન્ટ-પ્રશસ્તિપત્ર બધું બધું જાળ–ગાળ ફાળ-ગ્રંથ-ગ્રંથિ–ગાંઠ છૂ થઈ જાય, છૂ.

પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે.

[પ્રકટ થનાર નિબંધસંગ્રહ 'કાગળની પૂંછડી'માંથી]



વૃત્તિઓને રૂંધવામા આવતી હોય. વ્યક્તિના નિર્બંધ વિકાસ પર બાળપણથી જ કાપ મુકાતો હોય છે કારણ કે સમાજને રસ એમા હોય છે કે એના સદસ્યોના વિચાર ને વર્તન સામૂહિક રીતમા તથા ગતિમા જ સયત રહે કશુ જુદું બનવા ઇચ્છનાર દરેક વ્યક્તિને એકલી પાડી દેવામા આવતી હોય છે અનોખી સિદ્ધિઓ મેળવી લીધા પછી પણ એ વ્યક્તિને સમાજ તરફથી આધાર મળતો નથી

ઇબ્ન બતૂતા પોતે અભૂતપૂર્વ પ્રવાસો કર્યા પછી, અતિ વિસ્મયકારી સાહસોમાથી પાર ઊતર્યા પછી તોંતેર વર્ષની ઉમરે ભુલાયેલી અવસ્થામા ઘરમા ને ઘરમા મૃત્યુ પામ્યા સદ્ભાગ્યે, મોરોક્કોના સુલતાને લહિયા દ્વારા બતૂતાની અદ્ભુત પ્રવાસ-ગાથાઓ લખાવી લીધેલી. ના તો એ પુસ્તક ત્યારે ઘણાએ વાચ્યુ કે ના તો એ પોતે અત્યારે ઘણા વિખ્યાત રહ્યા છે આખી પૃથ્વી પર પરિભ્રમણ કરવાની એમની મહેચ્છા હતી એ બાબતમા એમણે બીજી કોઈ પણ વ્યક્તિથી વધારે સિદ્ધિ મેળવી, એ બદલ એમણે પોતે અતે મનમા ને મનમા સતોષ માન્યા કર્યો

◻

**દોહરા – સ્વ દાહના**

*લટકાવી ખીંટી પરે દી આખાનો ખેલ*
*વિચારુ ઊંઘ આવશે (ને) સપન સજાવુ વેલ,*

*સાફો છે સોહામણો (ને) માથે કલગી છેક*
*ભમણા બેઠી વેલમા રચતી રગ અનેક*

*સાજન બેઠું સામટુ હરખે ગાયે ગીત*
*સૂની અમથી આખથી અમથુ સરે અતીત.*

*અતીત કે વાગોળતા નાભિ નીગળે ડકાર*
*હાડે ચડતી હેડકી (હુ) દઉ મને હોકાર*

*વિપદ વચન ને વારતા સુણુ કશુ કે કેમ,*
*ઝલમલ જળની જાતરા, હલબલ થાયે વહેમ.*

*લો આમ જહી જીવવુ પડના પાડી ખડ*
*પ્રપચ રચવો પિંડમા ખડમા ખોડી પડ*

*ઓરુ દાણા ચાસમા ઊગે સુક્કુ ઘાસ*
*શૂળે વીંધી પાસળી – લેવા ઊડા શ્વાસ.*

*હળમા જોતર વાતને, ખોતર પછી તુ જાત*
*ધડ માટી ને ધૂળમા ફણગા કાઢે ઘાત*

*લૂલી વાચા વામણી ગૂગી ગાળે ગાત,*
*લે લેખણ ને લખ અ-લખ લટકામા આઘાત*

**પ્રાણજીવન મહેતા**

દુષ્યન્ત પંડ્યા

### ૭. લંડનમાં ગુજરાત

લંડનદર્શનનો કાર્યક્રમ હજી પૂરો થયો ન હતો – એ અઠવાડિયે પણ પૂરો ન જ થાય એવડું મોટું ને એટલું પ્રાચીન એ નગર છે. એટલે લંચ પછી પાછાં એ જ બસમાં બેસી ડ્રાઇવરદોર્યાં અમે ફરવા માંડ્યાં ટેમ્સ નદીને દક્ષિણ કાંઠે બસ દોડતી હતી. નદીને ઉત્તર કાંઠે આવેલાં કારખાનાંઓનાં ભૂંગળાંઓ અને દુનિયા આખીની બજારોમાંથી આવતા ભાતીગળ માલનાં ગોદામોથી પ્રતિબિંબિત જળપ્રવાહ ઉપર ભકભક કરતી બોટો તરી રહી હતી – દુનિયાના હાટડાંદારોની પ્રજાનું હૃદય જાણે ધબકતું હોય. આ અંગ્રેજો રામનામના વહેવારિયા નથી જ નથી, પણ હાટડી માંડવા ઉપરાંત બીજું ઘણું એમના વેપલામાં આવે છે.

આવા વિચાર કરતો હતો ત્યાં ડ્રાઇવર ભોમિયાએ બસ થોભાવી. સેન્ટ પૉલ કથીડ્રલ (દેવળ) ! એ કેટલો ઇતિહાસ સંઘરીને બેઠું છે ? લંડનના અગત્યના એક સીમાચિહ્ન જેવું એ છે. અમે પૉલને, પીટરને અને ઈસુ ખ્રિસ્તને અંજલિ આપી આગળ વધ્યાં — દેવળમાં દાખલ થયા વિના જ.

જરા આગળ વધી પુલ ઓળંગી ટાવર ઑવ લંડન જોવા ગયાં. સૌરાષ્ટ્રના કોઈ જૂના સામાન્ય રજવાડાના દરબારગઢ જેવડો નાનકડો, જરીપુરાણો એ કિલ્લો. એની યાત્રા કરનારને કૈલાસ મળશે કે વૈકુંઠ એ એના માહાત્મ્યમાં લખ્યું જાણ્યું નથી. છતાં ત્યાં આટલી ભીડ ? તિરુપતિના કે વિશ્વનાથના દર્શન માટે, ફિલ્મના અભિનેતાના દર્શન માટે કે, કૉર્ટમાં હાજર થવા જતા રાજકારણના નેતાના દર્શન માટે જોવા મળે એટલી મોટી માનવમેદની ત્યાં હતી. અને જોવાનું શું ? ફલાણાની તલવાર, ઢીંકણાની ઢાલ અને લોંકડાનો તમંચો. આવી સામગ્રીનો ઢગલો હતો. ના, ઢગલો નહીં. બધું સુવ્યવસ્થિત ઢબે ગોઠવેલું અને તે દરેક વસ્તુને લગતી વિગતો સરળતાથી વાંચી શકાય તે રીતે ત્યાં મૂકેલી હતી. એડવર્ડ ત્રીજાને અહીં પૂરેલો, આઠમા હેન્રીની ત્રીજી રાણીને પેલા ઓરડામાં કેદી તરીકે રાખેલી, મેરી ક્વીન ઑવ સ્કૉટ્સને ત્યાં ગોંધેલી... આમ અનેક વસ્તુઓ અને વ્યક્તિઓ અને વ્યક્તિઓના ઉલ્લેખો ઇંગ્લંડના ઇતિહાસને તાદૃશ કરે છે.

આપણા કરતાં આ તદ્દન ઊંધું છે. પાટણની અને બીજું અનેક શહેરોની શેરીઓમાં આપણે ઇતિહાસને દાટી દીધો છે. જૂના ઐતિહાસિક કિલ્લાના પથરાઓથી કેટલાં બધાં નવાં ઘર બંધાયાં છે ? આવા તમંચાઓ, મૂર્તિઓ, હસ્તલિખિત પ્રતો સંઘરવાની જગ્યા ક્યાં છે ? અને એમને સંઘરી રાખવાની જરૂર પણ શી છે ? એને વેચીને આપણે કેટલું બધું મૂલ્યવાન પરદેશી ચલણ કમાયા છીએ અને કમાઈ રહ્યા છીએ ? આજે જે કોઈ પ્રાચીન ઇમારતો ઊભી છે તેની પ્રાચીનતા કરતાં, તેમના પરનાં અર્વાચીન લખાણો કેટલાં 'આકર્ષક' છે ? લંડનનું આ ટાવર જોતાં મને વસવસો એ થયો કે અહીં કોલસો કે ચૉક લઈને કોઈ આવતું નથી, પોતાનાં નામ, પોતાને ગમતાં સિનેગીતની પંક્તિ, કોઈને ગાળ, વાંછિત પ્રિયતમાનું નામ કે એનાં ગુહ્યાંગોના ઉલ્લેખો મને ક્યાંય જોવા ન મળ્યા. આવાં લખાણોથી આપણે આપણી સંસ્કૃતિનો જે અર્વાચીન ઇતિહાસ અંકિત કરીએ છીએ તે ઐતિહાસિક દૃષ્ટિનો આ અંગ્રેજોમાં પૂરો અભાવ છે.

અમને પાછાં પોતાના વિશાળ પેટમાં બેસાડી અમારી બસ આગળ ચાલી.

જમણે હાથે, નદીના કાંઠા પાસે એક વહાણ નાંગરેલું પડ્યું હતું. દરિયાનાં મોજાંના માર ઉપરાંત એણે હિમનો–બરફનો-માર પણ ખૂબ ખાધો જણાતો હતો. હરાયા ઢોરની હતાશા એ વહાણના આગલાપાછલા મોરા વચ્ચેના ખોખાના પ્રત્યેક પાટિયામાંથી ચૂતી હતી. એ વહાણ હતું કપ્તાન સ્કૉટનું

ડિસ્કવરી બચાડુ ગયુ તુ દક્ષિણ ધ્રુવની શોધમા બરફના હીમચાના દરિયામા ફસાઈ ગયુ એ કે એના સાથીઓ દક્ષિણ ધ્રુવ બિન્દુએ પહોંચે તે પહેલા નોર્વેનો આમડસન ત્યા પહોંચી ગયેલો એ નિરાશા હતી તેમા આ બરફમા ફસાઈ જવાનુ ભાગ્ય આપડ્યુ પોતાની ગવરીમા બેસી કેટલાય દિવસના અપવાસી સ્કોટે પોતાની જિંદગીની આખરી પળ સુધીની નોંધ પોતાની ડાયરીમા કરી હતી આઠદસ મહિના પછી એ પ્રાપ્ત થઈ જેની શોધ કરવા ગયુ હતુ તે દ ધ્રુવની શોધ ર્યા વગર એના માલમ વગર એ માલમના ચુનદા સાથીઓ વગર આવેલા આ શોધ — ડિસ્કવરી — જહાજને પણ અગ્રેજ પ્રજાએ સાચવી રાખ્યુ છે નામોશીની સાક્ષીની પણ એ પ્રજા જાળવણ કરે છે આપણી જેમ એને નાનમ લાગતી નથી

હતાશામાયે વીરતાથી મોતને ભેટનાર સ્કોટના એ સ્મારક પાસેથી અમારો સારથિ અમને કોઈ સાકડી શેરીને નાકે લઈ ગયો – જાણે વહાણ કોઈ સાકડી નેળમા પ્રવેશતુ હોય ત્યા ખૂણે એક જર્જરીપુરાણા મકાનને ભોંયતળિયે એક ક્લબ ચાલતી હતી – આજથી સવા બસો વર્ષ પૂર્વે એ ક્લબના રાજા હતા ડૉ. જૉનસન

અમારો સારથી ભોમિયો કહે આ ડૉ જૉનસનનુ પ્રખ્યાત કાફી હાઉસ એ જે ખુરશી પર બેસતા તે ખુરશી ત્યા પડી છે કોઈને એ ખુરશી પર બેસી કૉફી પીવી છે ? ચાર્જ અઢી શિલિંગ થશે (ત્યારે ઇંગ્લડના દશાશ ચલણ ન હતુ અઢી સો વર્ષ જૂની ખુરશી આપણી સરકારના પીડબ્લ્યુડી ખાતાએ બનાવી નહીં હોઈ એ ખુરશીમા બેસવામા કશો ખતરો ન હતો બધુ જ જાળવી રાખવાના શોખીન આ અગ્રેજોએ ડૉક્ટર જૉનસન જે કપમા કે મગમા કાફી પીતા તે પણ સાચવી રાખ્યો હોય અને એના દર્શનનો ચાર્જ એક પાઉન્ડ તેમ જ એમા કૉફી પીવાનો ચાર્જ દસ પાઉન્ડ રાખ્યો હોય તે પણ સભવ છે આ લાલચથી લલચાઈ આપણે જઈએ અને આપણુ ખીસુ ખાલી કરીએ પણ ખરા. પણ આપણા બૉઝવેલ વગર બધુ નકામુ આપણે ચમચા થવાની આવડત ખૂબ કમાવી છે બૉઝવેલની આવડત નથી વિકસાવી.

મનમા ઉકાળેલી કૉફીના મનમા જ ઘૂટ ભરાતા હતા ત્યા, લાલ ઈંટના એક પુરાણા મકાનની બારી અમારા ભોમિયાએ બતાવી બીજા જર્જરીપુરાણા મકાનો જેવુ એ મકાન અને એવી જ ખખડધજ એની બારી તેમા શુ જોવા જેવુ છે ?

એ બારી પાછળના મેજ પર ચાર્લ્સ લૅમ બેસતા આ મકાન એમની ઑફિસનુ ડ્રાઇવરે માહિતી આપી બસમા બેઠેલા અમે સૌ ભારતવાસી હતા એટલે, અમારુ મનદુ ખ ન કરવાના આશયથી એણે ઑફિસનુ નામ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની ઑફિસ કહ્યુ નહીં કેવી એની સમજદારી ! ઘા મારવાની તક જતી કરવા માટે ઘા મારવા માટે જોઈએ છે તેથી વધારે મનોબળની જરૂર પડે છે એ અગ્રેજ બચ્ચો ખરો સયમી અને એનામા સાહિત્ય પ્રત્યે આદર ન હોત તો, અમને સાહિત્ય કારોની સ્મૃતિ સાચવી રાખતા સ્થાનો શા માટે બતાવત ? આમ ફરતાહરતા સાજે હોટેલ યુરોપા પર પાછા આવ્યા ત્યારે સાડા આઠ વાગી ગયા હતા. પણ દિવસ હજી આથમ્યો ન હતો માર્ક ટ્વેનના કથન અનુસાર ભગવાન હજી પણ અગ્રેજો પર અધારામા વિશ્વાસ મૂકતો ન હતો કે શુ ?

બીજા દિવસની સવાર પડી ગઈ કાલ સુધી અમે કાઉન્સિલ ઑવ સ્ટુડટ ટ્રાવેલના અતિથિઓ હતા આજથી પાચ દહાડા સુધી હવે એન ઘેન ડાહીના ઘોડા જેવા સ્વતત્ર હતા સૌ સૌના ધણી કોઈકને ઑક્સફર્ડનુ આકર્ષણ હતુ – ત્યા રજા હતી તોયે ભલે એમને અભ્યાસ માટે ઑક્સફર્ડે પ્રવેશ આપ્યો ન હતો પણ ત્યા જઈ આવ્યા પછી, ઑલ સોલ્ઝ કૉલેજ વિશે કે બૉડલિયન પુસ્તકાલય વિશે વાત તો કરી શકાશે ને ? પોતે ઑક્સફર્ડ રિટર્ન્ડ તો કહેવાશે ને ? બીજા કોઈકને સ્ટ્રેટફર્ડ ઑન એવનની જાત્રાએ જવુ હતુ અને શેક્સપિયરની સ્મૃતિ સાથે સકળાયેલા સ્થાનો જોઈ પોતાની વાતોથી સ્ફિયર (દુનિયા)ને શેઇક કરવી (હલાવવી) હતી

પણ, અમારી જવાબદારીઓ જોતા, અમને હલાવવા માટે અમારી પાસે એટલા રુપિયા ન હતા વળી એ અનાર્ય ભૂમિમા આપણા આર્યાવર્તની માફક

સાધુઓને કે ખુદાબક્ષોને મફત મુસાફરી કરવા દેવામાં આવતી નથી. એટલે, ઓછામાં ઓછે ખર્ચે, વધારેમાં વધારે લાભ આપી શકે એવું સ્થાન લંડનમાં જ શોધવું રહ્યું. અને અમને એ મળ્યું પણ ખરું. બ્રિટિશ મ્યુઝિયમ. પણ ત્યાં જવું કેવી રીતે ?

હોટેલ સામેની એક હાટડીમાંથી લંડન શહેરની ગાઇડ ખરીદી. પુરુષોત્તમ મહિનાની કથામાં સ્વર્ગે જવાનો નકશો છે તેમ એ ગાઇડમાં લંડન શહેરનો નકશો છે. ક્રોમવેલ રોડથી મ્યુઝિયમ જવા માટેના રસ્તાની શોધ આદરી. ઉંદરની જેમ ભૂગર્ભમાં ચાલતી ટ્યૂબમાં જવાની મજા નથી. એમાં બારી બહાર નજર કરો તો અંધારા સિવાય કશું દેખાય નહીં અને અંદર કાન માંડો તો ગડગડાટ સિવાય કશું સંભળાય નહીં. અમદાવાદની કે મુંબઈની, સુરતની કે વડોદરાની બસમાં બેઠાં હોઈએ તો કેટલું બધું જોવાસાંભળવા મળે ?

અમે ખૂબ ચોકસાઈ કરી બસમાં બેઠાં. પિકેડિલીનો અનુભવ કાનમાં ગુંજતો જ હતો એટલે અનન્ય કાળજીથી ટિકિટ માગી. બસનાં કંડક્ટર એક બાનુ હતાં – બાનુઓ જ બધું કંડક્ટ કરે છે ને ? – એ હસ્યાં અને એમણે અમને ટિકિટ આપી તે પરથી લાગ્યું કે કશી સંવાદખાઈ – કમ્યુનિકેશન ગૅપ – નથી. પણ, એમની કૃપાથી કે અમારી સમજફેરથી, ઑક્સફર્ડ સર્કસને બદલે અમે ઑક્સફર્ડ સ્ટ્રીટ પર ઊતરી પડ્યાં. ત્યાંની વાહનોની અવરજવર તથા ત્યાંના મોટા મોટા ભંડારો જોઈ અમને થયું કે અંગ્રેજો આને સ્ટ્રીટ-શેરી કહે છે તો રોડ-રસ્તો – કોને કહેતા હશે ? આ બાબત આશ્ચર્ય અનુભવતાં કોઈને પૂછી, બીજી બસ પકડી અમે આખરે મ્યુઝિયમભેગાં થયાં તો ખરાં. બસમાં ચડતા પહેલાં, બદલતી વખતે અને ઊતર્યા પછી અમારે જે ચાલવાનો વ્યાયામ કરવો પડ્યો હતો, તેથી, મંદિરમાં દર્શન કરી ઓટલે બેસીએ છીએ તેમ, અમે એ જ્ઞાનમંદિરમાં જતા પહેલાં જ પોરો ખાવાને જરા બેઠાં.

મ્યુઝિયમ એટલે જૂનીપુરાણી વસ્તુઓનો સંગ્રહ. ચોરબજારનું કે ગુજરી બજારનું સુધારેલું સ્વરૂપ. આવી બધી ફેંકી દેવા જેવી વસ્તુઓ માટે આવું ભવ્ય ને આટલું મોટું મકાન બાંધનાર અંગ્રેજો પાગલ ન ગણાય ? આવા વિચારો મારા મનમાં ચાલતા હતા ત્યારે અમે પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં, નીચે જમણે હાથે પુસ્તકોનો અને હસ્તપ્રતોનો વિભાગ દેખાયો. મિસરનાં પ્રાચીન મમ્મીમાં, મોહેં-જો-દડો કે મેસોપોટેમિયાનાં માટીનાં જૂનાં વાસણોમાં કે ચિનાઈ માટીની બરણીઓમાં છે તેના કરતાં વધારે રસ મને આ વિભાગમાં હતો. વળી એમાં થોડુંક સમજાય એવું નીકળવાનો સંભવ પણ હતો. એટલે, મારા પગ એની ભણી વળ્યા અને મારી સાથે પુષ્પાને પણ વળવું પડ્યું.

ત્યાં દાખલ થતાં, ચૅપમૅને કરેલો હોમરનો અનુવાદ વાંચી કવિ કીટ્સને થયું હતું એવું જ મને થયું. અંતર આનંદજ્યોતથી ઝળહળી ઊઠ્યું. હસ્તપ્રતોનો આટલો મોટો અને આટલો સમૃદ્ધ સંગ્રહ ! હીરાની ખાણમાં હાથ નાખ્યા જેવું લાગતું હતું.

સૌપ્રથમ નજરે પડી બાઈબલની લૅટિન હસ્તપ્રતો. કોઈ સાત સો વર્ષ જૂની તો કોઈ સત્તર સો વર્ષ પુરાણી. દરેક પ્રત નીચે એ કઈ સાલની છે, કોની લખેલી છે, ક્યાંથી પ્રાપ્ત થઈ છે, તે બધી વિગતો.

આગળ ચાલતાં અંગ્રેજી હસ્તપ્રતો આવી. સ્પેન્સર, બેકન, બેન જૉન્સન, મિલ્ટન, ડન, ડ્રાયડન, ડૉ. જૉન્સન, પોપ... જાણે સમગ્ર અંગ્રેજ સાહિત્યની ભાગીરથીમાં નાહી રહ્યાં. ગ્રેની પ્રખ્યાત 'એલિજી' એના હસ્તાક્ષરોમાં વાંચી. સ્પેન્સરનું પણ 'ફેરી ક્વીન'નું એક પાનું જોયું. કોઈનાં કાવ્યો, કોઈના નિબંધો – ચાર્લ્સ લૅમના — કોઈના પત્રો, કોઈની ડાયરી... આ બધું જોતાં મન તૃપ્તિ અનુભવે અને પગ આગળ લઈ જાય અને કશુંક નવલું જોતાં વળી પાછું એ કુતૂહલથી, કૌતુકથી ભરાય.

ત્યાં એક આશ્ચર્યકારક પત્ર જોયો. વિદ્યાર્થીઓ નિશાળમાં વાપરે છે તેવી એક્સરસાઇઝ બુકમાંથી ફાડેલા એક પાના પર એ લખાયેલો. પેન્સિલથી લખેલો પત્ર. પાંચસાત લીટીના એ પત્રમાં બેએક ભૂલો પણ ખરી. એ પત્ર ચર્ચિલે પોતાની માતાને લખેલો. સાત વર્ષના વિન્સ્ટનને હેરોની પબ્લિક સ્કૂલમાં બેસાડેલો. ઘરથી દૂર, બોર્ડિંગમાં રહેવાનું અને આખો દહાડો એ કેદખાના જેવી શાળામાં વિતાવવાનો. "મા, મને અહીં જરાય

ગમતુ નથી,' એ સૂરનો, ૧૮૮૧ના અત પહેલાનો એ પત્ર જે પ્રજા જાળવી રાખે તે ઇતિહાસનુ મૂલ્ય સમજતી હશે, પસ્તીનુ નહીં અમે તો ગમે તેનો પત્ર આવે, ને જવાબ લખ્યા ભેગો, અને કેટલીક વાર, જવાબ લખ્યા પહેલા જ ફાડી તેની ચીંદરડીઓ હવામા ઉડાડીએ છીએ અને નોટબુકો ? પરીક્ષાનુ પરિણામ આવ્યા ભેગી તે ચણામમરાવાળાને વેચી શુક્રવારિયા ખાઈએ છીએ કાલ નિરવધિ હશે, પણ અમારી પૃથ્વી વિપુલ નથી અને એનો ખૂણેખૂણો અમે અમારા વશજોથી ભરી દેવાના કાર્યમા એવા તો મચેલા છીએ કે નરસિંહ મીરાના પતાકડા ક્યા સાચવીએ ? હેમચન્દ્રાચાર્યના હસ્તાક્ષર કરતા હેમ વધારે મૂલ્યવાન નથી શુ ? પ્રેમાનદના પોથાનો પટારો નથી સાચવ્યો તેમ ઉમાશકરની હસ્તપ્રતો પણ છો ને ઉકરડા ભેગી થતી ?

અહીં માત્ર અગ્રેજી હસ્તપ્રતો છે એવુ નથી ભારતમાથી, તિબ્બતમાથી લકામાથી, બ્રહ્મદેશમાથી, મિસરમાથી એમ જગતને કેટલેય ખૂણેથી આણેલી હસ્તપ્રતો અહીં છે મને આ અગ્રેજ વેપારીઓ — અને એ વેપારની હૂડીના રક્ષણ માટે જઈ ત્યા બની બેઠેલા રાજકર્તાઓ — મૂરખ લાગ્યા સદીઓથી આપણા ગુજરાતી પૂર્વજો જાવા જતા પણ તે પરિયા પરિયા ખાય' તેટલુ ધન લાવવાને ઘોઘાનો લાડકડો લકા જતો તે ત્યાથી સોનુ અને બહુ તો લાડી લાવવાને, આક્યાબ ને રગૂન જતા તે ત્યાથી અઢળક સમૃદ્ધિ આણવાને, આ મૂર્ખ અગ્રેજોની માફક ત્યાના જૂનાપુરાણા થોથા ત્યાની મૂર્તિઓ ત્યાના શિલ્પો, ચિત્રો જેવી નિરર્થક વસ્તુઓ ઢસડી લાવવા માટે કઈ થોડા ગયા હતા ? જોડાસાકોની ધારે આવેલુ રવીન્દ્રનાથનુ બાપીકુ ઘર જોવા શી રીતે જવાય એમ પૂછતા, પૂરા પિસ્તાળીસ વર્ષથી કલકત્તામા રહેતા મારા ગુજરાતી સ્નેહીએ આશ્ચર્ય અનુભવ્યુ હતુ આ જ તો સાચા ગુજરાતીનુ લક્ષણ. ત્રણ સો-સાડાત્રણ સો વર્ષ જૂની રામાયણ'ની અચિત્ર હસ્તપ્રત જોતા મનમા વિચારવાનરો આમ કૂદાકૂદ કરતા હતા

'મૅગ્ના કાર્ટા' – રાજા જૉને પ્રજાના અધિકાર સ્વીકારતા સહી કરી આપેલી તે ખરીતા – ને હજાર વરસ પૂરા થવાના હતા તેના માનમા એ મૅગ્ના કાર્ટા પણ પ્રદર્શિત કરાયો હતો રાજા જૉને કલ્પી નહીં હોય એવી પ્રગતિ આપણી પાટલીબદલશાહીએ અને વિધાનસભાઓમા વીરત્વ દાખવતા શૂરવીર આયારામ-ગયારામોએ કરી છે

જોતા પ્રસન્નતાથી અને વાચતા કઈ ને કઈ સ્મરણોથી દિલ ભરાય જ નહીં ત્યાથી, અમે આખરે ખમ્યા અઢી કલાક આ વિભાગમા પદયાત્રા કરેલી કે ઊભા રહીને તપ કરેલુ તેથી, બીજા વિભાગોમા ફરવાજોવાની બહુ ઇચ્છા રહી નહીં એટલે પૂછતા પાટણ તો નહીં, પણ મ્યુઝિયમના ટી સેટરમા જઈ ચા પીધી કોને ખબર, એ પણ કદાચ મોહેં જો દડો યુગની હોય ' સાચા અર્થમા ઐતિહાસિક ચરણામૃતના એ પાન પછી થોડી વાર બેસી થાક ખખેરી, ભગવાનને અને એની ભક્તિને વહેતી મેલતા દર્શનાર્થીની હળવાશથી, જ્ઞાનભારને ફગાવી, અમે બહાર આવ્યા અને ચાલવા લાગ્યા

ઇધરઉધર ભટક્યા જે કઈ ખાવાનુ મળ્યુ તે ખાધુ ગૉલન્ઝની પુસ્તકોની દુકાન જોઈ ક્રાતિકારી પુસ્તકોના એ પ્રકાશક મીઠાઈની દુકાને ઊભા રહી ખરીદી ન કરી શકનાર ગરીબ માણસ પર એ મીઠાઈવાળાએ મીઠાઈની સુગધ માણવાના પૈસા માગ્યા હતા તેમ, એ દુકાનને થડે બેઠેલા શેઠ પુસ્તકો જોવાનો, એમને ઉથલાવવાનો અને એમના ફ્લેપ પરના કોઈક લખાણ વાચવાનો ચાર્જ માગે તે પહેલા અમે ત્યાથી બહાર સરકી ગયા

વિક્ટોરિયા — રાણી કે એની પ્રતિમા નહીં, પણ એ નામનુ બ્રિટિશ રેલ્વેઝનુ સ્ટેશન — જોયુ જેના નામમા ફેરફાર કરી આપણે જેને શિવાજીનુ નામ આપ્યુ તે મુબઈના વિક્ટોરિયા ટર્મિનસનુ સ્થાપત્યસૌન્દર્ય આ સ્ટેશનમા નથી, પણ એક બીજો મોટો ફરક પણ નજરે પડ્યો આપણા બી.ટી. — ભૂલ્યો, એસ.ટી. — પરના અનેક ખૂણે બાઝેલા ધૂળના પોપડા પરથી કોઈ સાકળિયા જે ઐતિહાસિક માહિતી આપી શકે તેવા ધૂળના પોપડાનો, પાનની પિચકારીઓનો, ફળોની છાલનો, પડીકાઓના

કાગળોનો અને વેરણછેરણ પડેલા ખાદ્ય પદાર્થો પર નભતાં કાબરકાગડાઓનો અહીં સદંતર અભાવ હતો.

આમ કવિ રાજેન્દ્ર શાહની જેમ નિરુદ્દેશે પરિભ્રમણ કરી લંડનના માર્ગો જોતાં અને એ માર્ગો પર ચાલતી ભાતીગળ પ્રજા જોતાં વખત વીતી ગયો અને ફિન્ચલી પહોંચવા માટે ટ્યૂબ પકડવાનો સમય આવી ગયો. કોઈ નજીકના ભૂગર્ભ સ્ટેશને ઊતરી તપાસ કરતાં જાણ્યું કે ત્યાંથી અમે સીધાં જ ફિન્ચલી જઈ શકીશું. અમે એ રીતે ગયાં.

ત્યાં, સિંધિયા સ્ટીમ નૅવિગેશન કંપનીની લંડનની ઑફિસના મૅનેજર શ્રી ત્રિવેદીસાહેબનું તથા તેમનાં પત્ની સૌ. સરિતાબહેનનું આતિથ્ય અમારે માણવાનું હતું. એ લાભ માટે મુંબઈની સિંધિયા કંપનીની ઑફિસના એક વરિષ્ઠ અધિકારી શ્રી રામભાઈ બક્ષીના ભાણેજ શ્રી મહાસુખભાઈનાં અમે ઋણી હતાં. એમનું ઘર શોધતાં ઝાઝી વાર લાગી નહીં. ત્યાં પહોંચતાં બીજું એક આશ્ચર્ય અનુભવ્યું. જીવન વીમા નિગમની લંડનની કચેરીના વડા, પારલાવાસી બાળકભાઈ બક્ષી સ-કુટુંબ મળ્યા. તેમ જ, જેમને અમારા લંડન જવાના ખબર પોતાનાં બહેન મારફત મળી ચૂક્યા હતા તે કમુબહેન વસાવડા પણ ત્યાં મળી ગયાં. ફિન્ચલીની એ ભૂમિ 'સદાકાળ ગુજરાત' બની ગઈ. અને, જ્ઞાતિવાદી બનીને કહું તો, લંડનમાં જાણે નાગરમંડળ મળ્યું !
જય હાટકેશ !



**ગઝલ**

*શ્વાસ પણ પ્રાપ્ત થાયે પડકારે,*
*જિંદગી કંઈ રમત નથી, પ્યારે.*

*બહુ થયું, હાથપગ સલામત છે,*
*નાવ ડૂબી ગઈ ભલે આરે.*

*કોઈ સાચી દિશા મને ચીંધો,*
*ક્યાં લગી ચાલું માત્ર અણસારે.*

*એ જ આશાએ ડગ ભર્યાં મેં પણ,*
*કોઈ આગળ વધી મને તારે.*

*લોક શંકાની દૃષ્ટિએ જોશે,*
*બંધ દ્વારોને કોઈ શણગારે.*

*ભય હતો જેનો એ થયું 'અબ્બાસ',*
*આંધળી થઈ ગઈ દિશા ચારે.*

**ગુલામ અબ્બાસ 'અબ્બાસી'**

**કોના હોઠે**

*ધીરાં ધીરાં*
*દૂર દૂર ક્યાં ગળતી રાતે વાગે છે મંજીરાં ?*
*મ્હેક મ્હેકનાં થળ થળ થાનક*
*ઉઘડ્યાં સૂરનાં પારિજાતક*
*ક્યાંથી ઉઘડી અદીઠ પાછી હલકભરેલી પીરા ?*
*કોઈ ખાલી કોઈ અધૂરાં*
*ક્યાં મેવાડ, ક્યાં ગોકુલ-મથુરા ?*
*પગલાં પાછળ પગલાં રઝળે અણથક અને અધીરાં*
*જાત ભૂલીને નીકળ્યાં પોતે*
*કોણ અહીંયાં કોને ગોતે ?*
*કોના હોઠે: માધવ માધવ: કોના હોઠે: મીરાં :?*

**મનોહર ત્રિવેદી**

ગમતુ નથી, એ સૂરનો, ૧૮૮૧ના અત પહેલાનો એ પત્ર જે પ્રજા જાળવી રાખે તે ઇતિહાસનુ મૂલ્ય સમજતી હશે પસ્તીનુ નહી અમે તો ગમે તેનો પત્ર આવે, ને જવાબ લખ્યા ભેગો અને કેટલીક વાર જવાબ લખ્યા પહેલા જ ફાડી તેની ચીંદરડીઓ હવામા ઉડાડીએ છીએ. અને નોટબુકો ? પરીક્ષાનુ પરિણામ આવ્યા ભેગી તે ચણામમરાવાળાને વેચી શુકરવારિયા ખાઈએ છીએ કાલ નિરવધિ હશે, પણ અમારી પૃથ્વી વિપુલ નથી અને એનો ખૂણેખૂણો અમે અમારા વગજોથી ભરી દેવાના કાર્યમા એવા તો મચેલા છીએ કે નરસિહ મીરાના પતાકડા ક્યા સાચવીએ ? હેમચન્દ્રાચાર્યના હસ્તાક્ષર કરતા હેમ વધારે મૂલ્યવાન નથી શુ ? પ્રેમાનદના પોથાનો પટારો નથી સાચવ્યો તેમ ઉમાશકરની હસ્તપ્રતો પણ છો ને ઉકરડા ભેગી થતી ?

અહીં માત્ર અગ્રેજી હસ્તપ્રતો છે એવુ નથી ભારતમાથી તિબ્બતમાથી લકામાથી બ્રહ્મદેશમાથી, મિસરમાથી એમ જગતને કેટલેય ખૂણેથી આણેલી હસ્તપ્રતો અહીં છે મને આ અગ્રેજ વેપારીઓ — અને એ વેપારની હૂડીના રક્ષણ માટે જઈ ત્યા બની બેઠેલા રાજકર્તાઓ — મૂરખ લાગ્યા સદીઓથી આપણા ગુજરાતી પૂર્વજો જાવા જતા પણ તે પરિયા પરિયા ખાય તેટલુ ધન લાવવાને ઘોઘાનો લાડકડો લકા જતો તે ત્યાથી સોનુ અને બહુ તો લાડી લાવવાને આક્યાબ ને રગૂન જતા તે ત્યાથી અઢળક સમૃદ્ધિ આણવાને આ મૂર્ખ અગ્રેજોની માફક ત્યાના જૂનાપુરાણા થોથા, ત્યાની મૂર્તિઓ, ત્યાના શિલ્પો ચિત્રો જેવી નિરર્થક વસ્તુઓ ઢસડી લાવવા માટે કઈ થોડા ગયા હતા ? જોડાસાકોની ધારે આવેલુ રવીન્દ્રનાથનુ બાપીકુ ઘર જોવા શી રીતે જવાય એમ પૂછતા પૂરા પિસ્તાળીસ વર્ષથી કલકત્તામા રહેતા મારા ગુજરાતી સ્નેહીએ આશ્ચર્ય અનુભવ્યુ હતુ આ જ તો સાચા ગુજરાતીનુ લક્ષણ ત્રણ સો–સાડાત્રણ સો વર્ષ જૂની રામાયણ ની અચિત્ર હસ્તપ્રત જોતા મનમા વિચારવાનરો આમ કૂદાકૂદ કરતા હતા

મૅગ્ના કાર્ટા – રાજા જૉને પ્રજાના અધિકાર સ્વીકારતા સહી કરી આપેલી તે ખરીતા – ને હજાર વરસ પૂરા થવાના હતા તેના માનમા એ મૅગ્ના કાર્ટા પણ પ્રદર્શિત કરાયો હતો રાજા જૉને કલ્પી નહીં હોય એવી પ્રગતિ આપણી પાટલીબદલશાહીએ અને વિધાનસભાઓમા વીરત્વ દાખવતા શૂરવીર આયારામ-ગયારામોએ કરી છે

જોતા પ્રસન્નતાથી અને વાચતા કઈ ને કઈ સ્મરણોથી દિલ ભરાય જ નહીં ત્યાથી, અમે આખરે ખસ્યા અઢી કલાક આ વિભાગમા પદયાત્રા કરેલી કે ઊભા રહીને તપ કરેલુ તેથી, બીજા વિભાગોમા ફરવાજોવાની બહુ ઇચ્છા રહી નહીં એટલે પૂછતા પાટણ તો નહીં, પણ મ્યુઝિયમના ટી સેંટરમા જઈ ચા પીધી કોને ખબર એ પણ કદાચ મોહે જો દડો યુગની હોય સાચા અર્થમા ઐતિહાસિક ચરણામૃતના એ પાન પછી થોડી વાર બેસી થાક ખખેરી, ભગવાનને અને એની ભક્તિને વહેતી મેલતા દર્શનાર્થીની હળવાશથી જ્ઞાનભારને ફગાવી, અમે બહાર આવ્યા અને ચાલવા લાગ્યા

ઇધરઉધર ભટક્યા, જે કઈ ખાવાનુ મળ્યુ તે ખાધુ ગાલન્ઝની પુસ્તકોની દુકાન જોઈ ક્રાતિકારી પુસ્તકોના એ પ્રકાશક મીઠાઈની દુકાને ઊભા રહી ખરીદી ન કરી શકનાર ગરીબ માણસ પર એ મીઠાઈવાળાએ મીઠાઈની સુગધ માણવાના પૈસા માગ્યા હતા તેમ એ દુકાનને થડે બેઠેલા શેઠ પુસ્તકો જોવાનો એમને ઉથલાવવાનો અને એમના ફ્લૅપ પરના કોઈક લખાણ વાચવાનો ચાર્જ માગે તે પહેલા અમે ત્યાથી બહાર સરકી ગયા

વિક્ટોરિયા — રાણી કે એની પ્રતિમા નહી, પણ એ નામનુ બ્રિટિશ રેલવેઝનુ સ્ટેશન — જોયુ જેના નામમા ફેરફાર કરી આપણે જેને શિવાજીનુ નામ આપ્યુ તે મુબઈના વિક્ટોરિયા ટર્મિનસનુ સ્થાપત્યસૌન્દર્ય આ સ્ટેશનમા નથી, પણ એક બીજો મોટો ફરક પણ નજરે પડ્યો આપણા બી ટી — ભૂલ્યો, એસ ટી — પરના અનેક ખૂણે બાઝેલા ધૂળના પોપડા પરથી કોઈ સાકળિયા જે ઐતિહાસિક માહિતી આપી શકે તેવા ધૂળના પોપડાનો, પાનની પિચકારીઓનો, ફળોની છાલનો, પડીકાઓના

# સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતામાં રાષ્ટ્રભક્તિ

જયંત ગાડીત

રાષ્ટ્ર કે રાષ્ટ્રભક્તિના ખ્યાલ ગુજરાત કે સમગ્ર ભારતમા અગ્રેજોના સપર્કથી આવ્યા. એક ભૌગોલિક ને સાસ્કૃતિક એકમ તરીકે ભારતનુ અલગ વ્યક્તિત્વ ન હતુ એમ નહીં પરંતુ અનેક - રાજ્યોમા વહેંચાયેલા આ દેશમા સમગ્ર રાષ્ટ્રની ભાવના ન હતી અલબત્ત રા વિ પાઠકે કહ્યુ છે તેમ, રાષ્ટ્રની ભાવના કે તેના પ્રત્યેની લાગણી ભલે ન હોય પરતુ રાજભક્તિ તો અવશ્ય હતી એમ કહી શકાય કે રાષ્ટ્રભક્તિ રાજ્યભક્તિની ભાવનાનો વિસ્તાર છે જોકે રાષ્ટ્રભક્તિનુ સ્વરૂપ રાજભક્તિ કરતા વધારે સૂક્ષ્મ ને સકુલ છે

એટલે રાષ્ટ્રપ્રેમની કવિતા આપણને અર્વાચીન કાવ્યમા એટલે કે ૧૮૫૦ પછી મળે છે પ્રારમ્ભકાળની સુધારકયુગની ગુજરાતી કવિતામા દલપતરામ અને નર્મદ બન્નેમા સ્વદેશપ્રેમના કાવ્યો મળે છે દલપતરામમા અગ્રેજ શાસનના આગમનને હર્ષભેર સ્વીકારવાનુ વલણ એટલે કે રાજભક્તિ વિશેષ છે નર્મદમા પરાધીનતાની વેદના છે નર્મદમા પ્રાતપ્રેમ ને સ્વદેશપ્રેમ વધારે ઉત્કટ છે એમા ઉત્સાહ ને થનગનાટ પણ છે પડિતયુગના પ્રમુખ કવિઓમા ન્હાનાલાલ અને ખબરદારના અપવાદે રાષ્ટ્રપ્રેમની કવિતા રચવા તરફ વલણ ઓછુ છે નરસિંહરાવ સ્વદેશાભિમાનની લાગણીને સકુચિત માનતા એ ખ્યાલનો પ્રભાવ હોય પણ વધારે સાચુ તો એ લાગે છે કે પડિતયુગના સર્જકોમા અગ્રેજ શાસન તરફ આદર વિશેષ હતો એટલે અગ્રેજવિરોધી રાષ્ટ્રીય ચળવળો ને આદોલનો પ્રત્યે એમનુ મન ઉદાસીન હતુ અલબત્ત ન્હાનાલાલ, હરિ હર્ષદ ધ્રુવ, ખબરદાર પાસેથી સ્વદેશપ્રેમની કવિતા મળે છે એમા ભારત-ગૌરવ ભારતપ્રશસ્તિ બળવાન છે એમા પરાધીનતાનો રજ નહિવત છે જોકે સ્વીકારવુ પડે કે પડિતયુગમા સ્વદેશભક્તિ બળવાન બનતી દેખાય છે, પરતુ રાજભક્તિની વિરોધી બનીને નહી ગાધીજીના આગમન પછી ગાધીયુગમા સ્વદેશપ્રીતિ સ્વાતત્ર્યપ્રીતિનુ રૂપ લે છે અગ્રેજ શાસન સામે વિરોધ, ગુલામીની વેદના, સ્વાતત્ર્યની ઝખના, અહિંસક આદોલનનો મહિમા ઇત્યાદિ ભાવો ભળવાને લીધે પડિતયુગની સ્વદેશપ્રીતિ કરતા એનુ સ્વરૂપ બદલાય છે રાષ્ટ્રપ્રીતિની સમાતરે ગુજરાતપ્રીતિના કાવ્યો પણ મળે છે કારણ કે પ્રાંતપ્રીતિ એ રાષ્ટ્રભક્તિ સુધી પહોંચવાનુ એક સોપાન છે એ માન્યતા ગાધીયુગમા દૃઢ છે સ્વદેશપ્રીતિ વ્યક્તિને વધારે સમાજનિષ્ઠ બનાવે છે એટલે રા. વિ પાઠકે ઉચિત રીતે કહ્યુ છે કે દેશભાવનાના ઉત્સાહને લીધે આપણી સમસ્ત જીવનફિલસૂફી વધારે ઉત્સાહી, કાર્યોન્મુખ અને પુરુષાર્થી બને છે

સ્વાતત્ર્યોત્તર ગુજરાતી કવિતા આધુનિકતા વાદના ઘેરા પ્રભાવ નીચે આવી તેને લીધે પ્રમુખ ગુજરાતી કવિઓ ફરી સામાજિક વાસ્તવિકતાથી વિમુખ બન્યા કળા અને જીવન તરફ જોવાના બદલાયેલા દૃષ્ટિકોણને પરિણામે રાષ્ટ્રભક્તિની કવિતા પ્રમુખ આધુનિક કવિઓમા લગભગ નથી એમ કહેવામા અતિશયોક્તિ નથી

પરતુ આધુનિકતાવાદથી વિશેષ પ્રભાવિત ન હોય, ગાધીયુગીન ભાવનાથી ને મૂલ્યોથી પ્રભાવિત હોય કે અન્ય કારણે પણ આધુનિકતાવાદી સવેદનાઓ ને મૂલ્યો જેમને સ્પર્શ્યા ન હોય એવા કવિઓનુ કાવ્યસર્જન પણ સ્વાતત્ર્યોત્તર કાળમા ચાલુ રહ્યુ છે આ કવિઓની કવિતા આધુનિકતાવાદના પૂરમા પ્રયોગશીલ ન ગણાઈને ઢકાઈ ગઈ હોય એવુ પણ બન્યુ છે કાવ્યના સૌદર્ય વિશે જન્મેલી નવી અભિજ્ઞતા ને એ કાવ્યોને ઝાઝો મેળ ન હોય એને કારણે પણ એમ બન્યુ હોય પરતુ એ હકીકત છે કે સ્વાતત્ર્યોત્તર ગુજરાતી કવિતામા સ્વદેશપ્રેમની કવિતા સાવ લુપ્ત નથી થઈ ગાધીયુગીન સ્વદેશપ્રેમની કવિતા કરતા

એનો મિજાજ કેટલીક બાબતમાં જુદો છે.

સ્વાતંત્ર્યોત્તર કવિતામાં સ્વદેશપ્રેમની કવિતા સૌથી વિશેષ પ્રમાણમાં ઉમાશંકર જોશી પાસેથી મળે છે. ઉમાશંકર સતત વિકસતા રહેલા કવિ છે. છતાં ગાંધીયુગીન ભાવનાઓના સંસ્કાર એમની કવિતા પર સતત છવાયેલા છે. સ્વદેશભાવનાના ગાંધીયુગીન વિચાર પણ એમની કવિતામાં સચવાય છે. 'હું ગુર્જર ભારતવાસી' કે ગુજરાતનું નવું રાજ્ય અસ્તિત્વમાં આવ્યું ત્યારે રચાયેલું 'ધન્ય ભૂમિ ગુજરાત' કાવ્યો પ્રાંતભક્તિનાં, નર્મદના 'જય જય ગરવી ગુજરાત'ની યાદ અપાવે એ કોટિનાં છે. આ પ્રકારનાં પ્રાંત કે દેશની પ્રશસ્તિનું ગાન કરતાં અન્ય ગીતો — 'પુણ્ય ભારતભૂમિ' રાજેન્દ્ર શાહ પાસેથી મળે છે, 'અમ આ ભારતદેશ' ઉશનસ્, 'હરખ હવે તું હિંદુસ્તાન' નાથાલાલ દવે પાસેથી મળે છે.

દેશને સ્વાતંત્ર્ય મળે છે એને ઉમાશંકર, બાલમુકુન્દ દવે, નાથાલાલ દવે વગેરે કવિઓ ઉમળકાભેર વધાવે છે. '૧૫મી ઑગસ્ટ ૧૯૪૭' કાવ્યમાં ઉમાશંકર કહે છે :

*'જે દિવસની અમે રાહ જોતા હતા તે તું છે ?'*
*આવ.*
*જેની ઉષાનો પાલવ દૂધમલ શહીદો તણા*
*પવિત્ર રક્તથી થયો રંજિત તે તું છે ? આવ.'*

નાથાલાલ દવે, '૧૫મી ઑગસ્ટનું પ્રભાત'માં કહે છે :

*'સ્વાધીનતાના તરુણ અરુણ !*
*આવો ઉદયાચલભાલે.*
*ભારત વંદે, અભિનંદે નવકુસુમે અબીલગુલાલે.'*

પરંતુ આ આનંદના સૂર સાથે તરત શંકા ને વિષાદના સૂર ભળવા માંડે છે. દેશના ભાગલા, કોમી રમખાણો, રાજકારણીઓની સત્તા માટેની ખેંચાખેંચ, ગાંધીજીની હત્યા, સામાજિક જીવનમાં વકરેલો ભ્રષ્ટાચાર થોડા વખતમાં જ મુક્તિના આનંદને વિસરાવે છે. નિરંજન ભગત 'સંસ્મૃતિ'માં ભાગલા થયા પછીની દેશની હાલત જોઈ વિષાદ અનુભવે છે.

*'આવ હે મુક્તિદિન !*
*આજ તું જોઈ લે ભગ્ન અમ સ્વપ્નબીન !*
*જોઈ લે, બીનના તાર સૌ છિન્ન છે.*
*સાત સ્વરનો ધ્વનિ આજ તો લુપ્ત છે.'*

ઉમાશંકર દેશની ધુરા સંભાળનારા જાહેર જીવનના મનુષ્યોના વ્યક્તિત્વની દરિદ્રતા જોઈ અકળાઈ ઊઠે છે.

*'મને મુર્દાની વાસ આવે !*
*સભામાં સમિતિમાં ઘણાં પંચમાં, જ્યાં*
*નવા નિર્માણની વાતો કરે જુનવાણી જડબાં*
*નિહાળી ભાવિને ખાતાં બગાસાં,*
*દઈ ભરડો મડાનો સત્યને ગૂંગળાવવા કરતાં*
*મને નિશદિન બુઝાયેલાં દિલોની વાસ આવે !'*

એમાં ગાંધીજીની હત્યા કવિચિત્ત પર ઊંડો આઘાત મૂકી જાય છે. ઉમાશંકર કહે છે :

*'અમે ન રડીએ, પિતા ! મરણ આપનું પાવન,*
*કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન.'*

નિરંજન ભગત કહે છે :

*'મરણ સન્મુખ મૌન જગે ધર્યું,*
*ડૂસકુંયે નહિ જ્યાં પવને ભર્યું.*
*સમસમી સૂનકાર હવે ભીંસે*
*નિખિલ શોકનિમગ્ન જહીં દીસે.'*

ગાંધીજીની હત્યા પછી બીજો આઘાત ગાંધીજીની ભાવનાઓના વિસ્મરણનો છે. કવિચિત્ત સતત એની નોંધ કરે છે. ગુજરાતનું અલગ રાજ્ય થયું ત્યારે ઉમાશંકર આ શંકાને વ્યક્ત કરે છે.

*'ગાંધીને પગલેપગલે તું ચાલીશ ને, ગુજરાત ?'*

હરીન્દ્ર દવેનું 'બાપુનો જનમદિન' એક કટાક્ષસભર વેદનાનું કાવ્ય છે.

*'આજે બાપુનો જન્મદિન*
*જ્યારથી સરકાર પાળે છે રજા*
*ત્યારથી કેમેય ભુલાતો નથી.*
*આ રજાનો દિન.*
*હશે આકાશવાણી પર વધારે કાર્યક્રમ.*
*વ્યાખ્યાન કોઈ રાજનેતાનું–*
*જવા દો.*
*ગ્રામ પર મૂકો નવી રેકૉર્ડ.'*

ઉન્મુખ પાઠકનુ રાજ્યારને જોઈને આ જાણીતુ મુક્તક—

*આટલાં ફૂલો નીચે ને આટલો લાબો સમય*
*ગાધી કદી સૂતો ન તો*

રઘુવીર ચોધરીનુ ગાધીની મુઠ્ઠી આવુ વેદનાસભર કાવ્ય છે ઉમાશકરનુ ગાવીજયતી દિને કે ઉશનસ્નુ ગાધીજી કાવ્ય પણ જનજીવનમા ગાધી ભુલાયા છે તેની વેદનાને પ્રગટ કરે છે આ કાવ્યોમા ગાધીપ્રશસ્તિ નથી ગાધીજી માનવમૂલ્યોના પ્રતીક બને છે અને એ મૂલ્યોનો સમાજજીવનમા જોવા મળતો હ્રાસ કવિને વ્યથિત કરે છે રાષ્ટ્રભક્તિના બીજા બે સૂર નવોદિત કવિઓમા ધ્યાનાર્હ છે ગુજરાતમા પરદેશગમન ખૂબ વ્યાપક છે પરદેશ જતા વતન છોડવાનો વિષાદ પરદેશમા રહી વતન માટેની ઝખના કેટલાક કવિઓમા જોવા મળે છે પન્ના નાયકનુ કોણ કહે છે ? કાવ્ય ન્યૂયોર્ક ટાઇમ્સ વાચતી વખતે કવયિત્રીની મનોદશાને વ્યક્ત કરે છે

*અને પછી*
*અમેરિકાના*
*અને બીજા આતરરાષ્ટ્રીય સમાચારમાથી જાણે*
*શોધુ છુ કેવળ ભારતને*
*કોણ કહે છે*
*મે વર્ષોથી ભારત છોડી દીધુ છે ?*

પરદેશમા જન્મેલા ને ઊછરેલા ભારતીયોના મનોભાવો વિપિન પરીખના એક કાવ્યમા વ્યક્ત થયા છે

*માત્ર ગદકી !*
*કોણ બોલે છે આ ?*
*મારા જ ભાઈ ? ભાઈના દીકરા દીકરી ?*

નવમા દાયકામા બળવાન બનેલો દલિત સર્જકોનો સૂર રાષ્ટ્રને સમાજને જુદી રીતે નિહાળે છે એમા શોષણની વેદના છે રાજકીય તત્ર સામે, ભદ્રવર્ગ સામે રોષ છે નરેશ પરણીની ભારત લોકશાહી દેશ છે ની આ પક્તિઓ જુઓ

*સળગી ઊઠેલા ઝૂપડાઓ જોઈને*
*ઓ દલિત ! તુ ઉશ્કેરાઈ ન જા*
*ભલા માણસ,*
*તને કઈ ખબર પડતી નથી ?*
*આપણી મા બેન ને બૈરીઓ તો*
*ઈશ્વર જ સર્જે છે*
*સવર્ણોના બળાત્કાર માટે*
*ઝડપી સભોગના આસનોનુ*
*તો એ પ્રયોગપાત્ર છે*
*કારણ કે*
*ભારત લોકશાહી દેશ છે*

કાવ્યત્વની ખેવના કરનારા આવા કાવ્યો તરફ નાકનુ ટીચકુ ચડાવશે પણ આય ગુજરાતી કવિતાનો સ્વદેશપ્રીતિનો એક મિજાજ છે એની ઉપેક્ષા કર્યે કેમ પાલવશે ?*

---

* આકાશવાણી, વડોદરા પરથી પ્રસારિત વક્તવ્ય આકાશવાણીના સૌજન્યથી.

□

## સાભાર સ્વીકાર

**નાભિકમળ** રમેશ ત્રિવેદી, પ્ર નવયુગ સાહિત્ય સઘ વતી અરવિંદભાઈ ત્રિવેદી, થરા – ૩૮૫ ૫૫૫ (બનાસકાંઠા), કિં રૂ ૧૦ **કૃષ્ણમયી** (કાવ્યસગ્રહ) લે પ્ર. પલ્લવી ભટ્ટ અભીપ્સા ૨૨ ગોકુલ સોસાયટી, સાઈનાથ રો., પેટલાદ, કિં રૂ ૧૨૫ **જિલ્લા સમાચાર** (અસ્મિતા વિશેષાક) સપા. હરી ૮ મગલમ્ તત્રી પ્રકાશક રાજેન્દ્ર રાવલ, વૈશાલીનગર કો ઓ સોસાયટી, ખત્રીકૂવા રો., વિજાપુર (ઉ ગુ) **કલકત્તાના સમસ્ત ગુજરાતીઓનું મહાવસ્તીપત્રક** ગ્રથ ૧ અને ૨ સંપાદક ભાવેશ શેઠ સજય શાહ, શ્યામ આશર પ્ર મહાનગર કલકત્તા હલચલ, સભવ પ્રકાશન પ્રા લિ ૧૮ બી, ચકબેરિયા રો. (સાઉથ) કલકત્તા ૭૦૦ ૦૨૫, કિં રૂ નથી. **પ્રભુપદ** લે સુન્દરમ્, પ્ર માગલ્ય પ્રકાશન, શ્રી અરવિંદકૃપા ટ્રસ્ટ, માતૃભવન ૮૭ સ્વસ્તિક સોસાયટી, નવરગપુરા, અમદાવાદ ૮ કિં રૂ ૨૨૫ **હાસ્યકલિકા** પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, સરદારનગર ભાવનગર ૧ કિં રૂ ૧૫. **મધુરું માંગલ્ય** લે. દામોદર બોટાદકર, સંપાદક મહેન્દ્ર મેઘાણી, પ્ર ઉપર મુજબ, કિં રૂ ૧૫

# સૌરાષ્ટ્રના પંતપ્રધાન ઉછરંગરાય ઢેબર અને હું

મનુ રાવળ

આગલે દિવસે મળેલા વજુભાઈ શાહના તારસંદેશાના જવાબમાં ચિંતાતુર ચિત્તે છતાં હરખાતે હૈયે ૧૯૪૮ના માર્ચની ૧૬મી તારીખે સવારે આઠ વાગ્યે મુંબઈ રાજ્યના ગૃહમંત્રી મોરારજી દેસાઈના રિજ રોડના નિવાસસ્થાને સૌરાષ્ટ્રના નવોદિત મુખ્યમંત્રી ઉછરંગરાય નવલશંકર ઢેબરને હું મળ્યો ત્યારે મારાં ભણતર, ગણતર કે અનુભવ વિષે પૂછપૂરછ કરવાને બદલે રાજ્યના મુખ્ય સચિવ એમ. ડી. ભટ્ટ, વરલીને રસ્તે અરબી સમુદ્રસ્થિત હાજીપીરની દરગાહ સામે સૂર્યાસ્તદર્શન માટે ડુંગરની ટૂક પર ચઢેલા ગ્વાલિયર મહાલયમાં ઊતરેલા હિંદી રાજ્ય મંત્રાલયના સચિવ વી.પી. મેનન અને ઉપપ્રધાનમંત્રી સરદાર પટેલના નિજી સચિવ વેણીશંકર વગેરે અધિકારીઓની મુલાકાતો ગોઠવવાનું અને જરૂર પ્રમાણે જે તે વિષય ઉપર અંગ્રેજીમાં ટૂંકા કાગળો લખવાનું કામ સોંપ્યું. આ ઉપરાંત સંદેશા અને દસ્તાવેજો લાવવા-લઈ જવાનું કામ પણ આપ્યું.

ત્રણ દિવસના આ અભિક્રમમાં ઢેબરની બધી મુલાકાતોમાં મોટરગાડીની પાછલી બેઠકમાં તેમની સાથે જ બેસી રોજના આઠદસ કલાક જેટલો સમય તેમના પ્રશ્નોના જવાબો અથવા સૂચનાઓનો અમલ કરવાની તત્પરતા બતાવવા સિવાય મૌનવ્રતધારી અનુચર અને મિલનસ્થળે પહોંચ્યા પછી બહારના ખંડમાં વિવેકપૂર્વક બેસી રહેવા સિવાય બીજું કંઈ વધારે અગત્યનું કામ કરવાનું ન બન્યું; પણ એ ત્રણ દિવસમાં તેમના વ્યક્તિત્વને સમજવાની બુદ્ધિશક્તિ મારામાં હતી કે નહિ, પણ તેઓ મારી કામ કરવાની રીત, અંગ્રેજી ભાષામાં પત્રવ્યવહાર કરવાની સુગમતા, ટેલિફોન પર વિનયયુક્ત વાર્તાલાપ દ્વારા મોટા માણસો સાથે મુલાકાતો ગોઠવવાની આવડત, કોઈ પણ વ્યક્તિ કે બનાવ અંગે એક પણ પ્રશ્ન નહિ પૂછવાનો સંયમ. સોંપેલા કામનો ચીવટ અને ખંતપૂર્વક નિકાલ કરવાની પ્રથા, કુતૂહલનિદર્શનની સંપૂર્ણ ગેરહાજરી જેવી ખાસિયતોનો તેઓ અભ્યાસ કરી રહ્યા છે તેનું મને ભાન પણ ન હતું.

૧૮મી માર્ચની રાત્રિના આઠેક વાગ્યે મરીન ડ્રાઇવ પરની 'રાણીની કંઠી'ના એક મકાન સામે ગાડી ઊભી રહી. "સારું, ત્યારે," ઢેબર બોલ્યા, "હું કાલે રાજકોટ જવાનો છું એટલે તમારે સવારે મોરારજીભાઈને બંગલે આવવાની જરૂર નથી. તમારા જેવા યુવાનની સેવાઓથી સૌરાષ્ટ્ર વંચિત રહી શકે નહિ. હું તમને બોલાવીશ." આ સાંભળી હરખાતે હૈયે મેં ઔપચારિક વિદાય લીધી.

*

૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧૫મી તારીખે ભારતના ભડવીર સરદાર વલ્લભભાઈ પટેલે હજારોની માનવમેદની વચ્ચે જામનગર મુકામે 'સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્ય'ની સ્થાપના કરી ને પુરાણા કાઠિયાવાડનું ટૂંકાક્ષરી 'સૌરાષ્ટ્ર' નામ આપ્યું. નવાનગરના જામસાહેબ દિગ્વિજયસિંહે રાજપ્રમુખપદ ગ્રહણ કર્યું. લોકજ્ઞ રાજપુરુષ ઉછરંગરાય ઢેબરે મુખ્યમંત્રીપદેથી સન્નિષ્ઠ લોકસેવકોનું મંત્રીમંડળ રચ્યું. ગાંધીયુગના પ્રથમ ફલસ્વરૂપ આજન્મ સેવાવ્રતધારી બળવંતરાય મહેતા, બુનિયાદી શિક્ષણપદ્ધતિના ભેખધારી શિક્ષણગુરુ નાનાભાઈ ભટ્ટ, વીરતા, પ્રામાણિકતા અને આજ્ઞાંકિતતાના નમૂનારૂપ રસિકલાલ પરીખ, અટપટી રાજનીતિના તિમિરમાર્ગોના પથપ્રદર્શક બુદ્ધિધન જગજીવનદાસ પરીખ અને નૂતન રાહના જ્યોતિર્ધર મનુભાઈ શાહ પ્રધાનમંડળના સહકાર્યકરો બન્યા. આવા નિષ્ઠાવાન, આદર્શમય, કર્મરત અને અઠંગ લોકસેવકોએ કાઠિયાવાડની સંપૂર્ણ સામંતશાહીમાં લોકશાહીનાં ડગ માંડ્યાં.

ઉછરંગરાય ઢેબર અને મો·

ગાંધીયુગના અરુણોદયજૂનો નાતો. કાઠિયાવાડ રાજકીય પરિષદને પ્રાંતીય કૉંગ્રેસના માળખામાં ઢાળી ગુજરાત પ્રાન્ત કૉંગ્રેસ સમિતિ સાથે સંકલન કરવા ઉપરાંત મુંબઈ રાજ્યના ગૃહમંત્રી તરીકે નવસ્થાપિત રાજ્યના કારભારમાં સલાહસૂચન આપવાનું અને જરૂર પડ્યે અનુભવી માનવશક્તિ પૂરી પાડવામાં મદદગાર થતા. રાજ્યરચનાના થોડા જ દિવસોમાં ડી.એસ બખલે નામના એક આઈ.સી.એસ. અધિકારી સૌરાષ્ટ્રના મુખ્ય સચિવ તરીકે ઉછીની સેવા પર આવ્યા. બ્રિટિશ રાજની તુમાખીથી તરડાયેલા અને 'ગુલામી પ્રજા અને સત્તાધારીઓ માલિક'ના સિદ્ધાંતથી ખરડાયેલા આ 'જાહેર સેવક'ના માનસનો કૉંગ્રેસી પોતડીદાસો શું રાજ્ય ચલાવશે ? એ વિચારે ભરડો લીધો હતો. ટૂંકા ગાળાના અનુભવમાં બખલેને ઢેબરનું પ્રધાનમંડળ અવાસ્તવિક આદર્શોથી રંગાયેલા વિદ્યાર્થીવૃંદ જેવુ લાગ્યું. તેમણે 'Angels without Wings,' 'બિનપંખ દેવદૂતો' નામક એકાંકી લખી મંત્રીમંડળના છયે મહાનુભાવોનું સુરેખ છતાં વરવું પાત્રનિરૂપણ કર્યું. ઠેકડી ઉડાડવા લખાયેલી આ કટાક્ષિકામાં નરી 'બાપુશાહી'માંથી પ્રથમ લોકશાહીમાં પગલાં ભરવાની તમન્ના, હજારો વર્ષોની ગુલામી પછી મુક્ત થતી પ્રજાનાં અરમાનો પોષવાની મહેચ્છા, સરકારી સત્તાથી જનતાને રંજાડવાને બદલે તેમનાં સંકટોમાં રાહત પહોંચાડવાની સંવેદનશીલતાના ગુણોથી વિભૂષિત પ્રધાનમંડળના સભ્યો સત્તાના અભરખા અને ધનની અદમ્ય લોલુપતવાળા આજના રાજકારણીઓની સરખામણીમાં સાચા 'બિનપંખ દેવદૂતો' હતા એ વાતનો બખલે–સાહેબને તે વખતે અણસાર પણ ન હતો.

*

૧૯૪૮ના એપ્રિલની ૧લી તારીખે ગોંડળ રાજ્યનો કબજો લેવાના પ્રવાસમાં ઢેબરના અંતરંગ સેવામંડળના ભાગ તરીકે જોડાવાનું બન્યું ત્યારે લોકોત્સાહ, પુષ્પવર્ષા, અબીલગુલાલનાં છાંટણાં અને લોકનાયક ઢેબરની જાહેર સભાની ધીમી છતાં વજનદાર સંબોધનશૈલી પ્રથમ વાર જોવા મળી. તેમની સાથે રોજિંદા કામમાં જોડાયા પછી કાળક્રમે ખબર પડી કે તેમની સાથેની મુંબઈના રિજ રોડ પરની મુલાકાતમાં કુશળતાના ધોરણે પસંદ કરાયેલા યુવાનને તેઓ કેમ અંગત સચિવનું સ્થાન આપી શકે તેમ ન હતા.

સૌરાષ્ટ્રની રચનાની પ્રથમ ક્ષણો પસાર નહિ થઈ હોય ત્યાં તો મુંબઈના દૈનિક 'વંદે માતરમ્' અને રાજકોટના દૈનિક 'જયહિંદ'માં ઢેબરના નવજાત મંત્રીમંડળ પર પ્રત્યાઘાતી વિરોધનાં પરિબળો તૂટી પડ્યાં હતાં. સૌરાષ્ટ્રનાં ૨૨૨ રજવાડાં અને બ્રિટિશ હકૂમતની રાજકોટસ્થિત એજન્સીમાં દીવાનથી માંડી પટાવાળા સુધી નાગરો જ ઊભરાતા હતા. 'જયહિંદ'ના પ્રથમ પાના પર સૌરાષ્ટ્રના રાજદરબારના પ્રવેશદ્વારમાં હાથી, ઘોડા, મંકોડી, માંકડ, મચ્છર જેવાં પશુઓ અને જંતુઓની લંગર જામી હતી. એમાં વળી એક વધારે નાગર તેમના અંગત કાર્યાલયમાં જોડાય તો તેમને વધારે ટીકા સાંભળવી પડશે એવી મૂંઝવણ તેમણે મોરારજી દેસાઈ અને ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસના પ્રમુખ કનૈયાલાલ દેસાઈ સામે વ્યક્ત કરી. મોરારજીભાઈએ તેમની લાક્ષણિક શૈલીમાં જવાબ આપ્યો કે "પસંદ કરેલો યુવાન નાગર હોય કે હરિજન, તમામ કામમાં ઉપયોગી થાય એવો કુશળ હોય તો લોકાપવાદના ભયે તેને અન્યાય ન કરી શકાય." આ મતને કાનજીભાઈએ પુષ્ટિ આપી. તેથી તો મરીનડ્રાઇવના દરિયાકિનારે છૂટા પડતા પહેલાં બોલાવી લેવાની વાત ઉચ્ચારી હતી.

*

૧૯૫૦ના ડિસેમ્બરનો ઉત્તરાર્ધ આથમી રહ્યો છે. ગયા ચોમાસામાં પડેલા દુષ્કાળના ઓળા આખાયે સૌરાષ્ટ્રની ધરતી પર ધીમેધીમે વિસ્તરી રહ્યા છે. માણસો અને પશુપંખીને માટે શિયાળો ઊતર્યે કપરા કાળનાં એંધાણ વર્તાઈ રહ્યાં છે. ત્યારે મુખ્યમંત્રીની કચેરીમાં પહોળા કાઠાના, મજબૂત બાંધાના પરંતુ નીચા કદના નામદાર આગાખાન અને તેમનાં ઊંચાં, ઘાટીલાં, સ્વરૂપવાન ફ્રેન્ચ પત્ની ઢેબર સાથે ઔપચારિક વાર્તાલાપ અને દુષ્કાળરાહતની યોજનાઓ ચર્ચી રહ્યાં છે. તે વખતે અચાનક સુરેન્દ્રનગરની સરકારી કચેરીનો તારસંદેશો આવ્યો કે

ઇલા નાયક, મેઘનાદ ભટ્ટ

**વગડાઉ કામનું અતિ બોલકું નિરૂપણ**

નવલકથા કથાપ્રધાન સાહિત્યસ્વરૂપ છે અને એમા વ્યવહારજીવનની ઘટનાઓ કલ્પનોત્થ રૂપાન્તરની ભૂમિકાએ કથાવસ્તુરૂપે રજૂ થતી હોવા છતા એને સાહિત્યેતર પ્રયોજનો પહેલેથી જ સકળાયેલા રહ્યા છે એક કાલ્પનિક સૃષ્ટિ દ્વારા સમાજને કશુક બોધાત્મક આપવાનો હેતુ પણ નવલકથા સાથે જોડાયેલો રહ્યો છે આ પરિસ્થિતિને કારણે નવલકથાનુ સ્વરૂપ પ્રમાણમા શિથિલ રહ્યુ છે આપણે ત્યા છઠ્ઠા દાયકામા નવલકથા ઝનૂનપૂર્વક સાહિત્યેતર વળગણોથી મુક્ત થઈ અને શુદ્ધ કલા તરફ વળી આ રીતે કથાતત્ત્વનુ નિયમન થતા એ લઘુ સ્વરૂપે ઉદ્ભવી આથી છઠ્ઠા સાતમા દાયકામા અત્યત પાખા કથાતત્ત્વવાળી આત્યતિક પ્રયોગોયુક્ત લઘુનવલો લખાઈ ત્યારબાદ એના અનેક રૂપો પ્રગટ થયા નવલકથાનુ સ્વરૂપ જ એવુ છે કે જીવનથી એનુ દૂરત્વ એને હ્રાસ તરફ ધકેલે આધુનિકતાના ઓસરતા કાળમા આજે લઘુનવલ ફરીને જીવનની નજીક જવા પ્રયત્નશીલ છે અને એમા મુખ્ય પાત્રોનો સઘર્ષ, સવેદન વગેરે કેન્દ્રમા આવ્યા છે

આવા સમયે ઉશનસ્‌ની 'વગડો' લઘુનવલ પ્રગટ થઈ છે આમેય ઉશનસ્‌નો પ્રિય વિષય અરણ્ય રહ્યો છે અને અહીં પણ એમણે વન્ય આવેગોવાળી પ્રીતની કથા કલ્પી છે આ કૃતિ લખવા પાછળ લેખકના મનમા સ્પષ્ટ ઉદ્દેશ છે 'કોઈ સામાજિક મૂલ્યોવાળો ગાધીયુગ પ્રભાવિત નાયક વનમા રહેવા જાય ને આદિવાસી યુવતી સાથે સપર્કમા આવે તો શુ થાય એ દ્વિધામય સઘર્ષ આ નવલકથાના કેન્દ્રમા રહેલો હેતુ છે' આ માટે લેખકે એકાવનમા વર્ષે વનમા જતો નાયક કલ્પ્યો અને કાન્તના વસતવિજય'નો આધાર લીધો પાડુનો અનુભવ અને કથાનાયક પ્રકાશ મહેતાનો અનુભવ કઈ રીતે જુદા પડે છે તે ભેદ પણ લેખકને દર્શાવવો છે ગમે તે ઉમરે મનુષ્યની કામવૃત્તિ ચચળ થઈ ઊઠતા તે પતનને નોતરી બેસે છે એ લેખકને અભિપ્રેત છે

એકનુ એક સવેદન કે વિચાર કે દર્શન સર્જકની કલ્પનાશીલતાના પરિણામરૂપ કૃતિરૂપે આવિષ્કૃત થાય એ આનદની ઘટના બની રહે પણ એમ ન થાય તો વિચારદ્રવ્યનો ગઠ્ઠો જ હાથમા આવે કાન્તની 'વસતવિજય' કાવ્યકૃતિ અને ઉશનસ્‌ની 'વગડો' લઘુનવલ આ બન્નેમા વસતનો વિજય છે, પણ સર્જકમુદ્રા અલગ અલગ છે કેવી રીતે અને ક્યા તે તપાસીએ વનપ્રેમી અને ગાધીમૂલ્યોમા શ્રદ્ધા ધરાવતો પ્રોફેસર પ્રકાશ મહેતા એકાવનમા વર્ષે સ્વૈચ્છિક નિવૃત્તિ લઈ જગલઅધિકારી મિત્ર જાડેજાને ત્યા આહ્વા પત્ની કમળા સાથે જાય છે જાડેજાને ત્યા ઘરકામ કરતી વીસેક વર્ષની લલિતા નામની એક આદિવાસી કન્યા પ્રતિ નાયક વસતવનમા તીવ્ર આવેગ અનુભવે છે અને એકાત પ્રાપ્ત થતા તે સ્ખલન કરી બેસે છે આમ કથાનાયક પ્રકાશ મહેતા અદમ્ય કામાવેગ અને ગાધીજીના આદર્શ વચ્ચે સઘર્ષ અનુભવે છે 'વસતવિજય'નો પાડુ કિંદવમુનિના શાપને કારણે ગૃહસ્થાશ્રમ છોડી, વનમા કુન્તી અને માદ્રી સાથે તાપસજીવન ગાળવા જાય છે તે વનમા બે પર્ણકુટી બાધી, પત્નીઓથી અલગ રહે છે અને વસતવનની અદ્ભુત અસર નીચે તે અસ્વસ્થ થાય છે સૌદર્યમા ખેંચાતો પાડુ 'સૌદર્ય શુ ? જગત શુ ? તપ એ જ સાથી' એમ દઢતા કેળવવાનો પ્રયત્ન કરે છે અસ્વસ્થતા દૂર કરવાના પાડુના મરણિયા પ્રયાસો અને વસતની ઉન્માદક અસરથી વૃત્તિઓ પરથી દાબ જવો — સઘર્ષ 'વસતવિજય'મા નિરૂપાયો છે અતે વસતનો વિજય થઈને રહે છે અને પત્ની માદ્રી સાથેનુ મિલન પાડુને આનદાનુભવ અને મૃત્યુફળ આપે છે પાડુએ શાપના

ભયને કારણે તાપસજીવન સ્વીકાર્યું છે. જ્યારે 'વગડો'નો નાયક એકાવનમે વર્ષે સ્વૈચ્છિક નિવૃત્તિ સ્વીકારી દરિદ્રનારાયણની સેવાના ઉદ્દેશથી પત્ની સાથે વનમાં જાય છે. પાંડુએ ગૃહસ્થાશ્રમ ઇચ્છાવિરુદ્ધ અને અકાળે ત્યજ્યો છે. તેથી વૃત્તિ પરથી દાબ જવો સહજ બને છે અને મન:સંઘર્ષની તીવ્રતા પણ અનુભવાય છે. અહીં કથાનાયક કહે છે : 'એકાવનમાં પ્રવેશ કર્યો છે. એટલે કે મેં હવે વનપ્રવેશ કર્યો છે, જૂની પરિભાષામાં કહું તો હું હવે વાનપ્રસ્થ થયો છું' (પૃ. ૨૧). અહીં 'વાનપ્રસ્થ' શબ્દ વયસૂચક જ જણાય છે. ગાંધીપ્રભાવે નાયકે બ્રહ્મચર્યજીવન સ્વીકાર્યું હતું એવાં ઇંગિત કથામાં પ્રાપ્ત થતાં નથી. જાડેજા નાયકને એક સ્થળે કહે છે : 'વસંતમાં તો વગડો આક્રમક બની જાય છે આક્રમક, જોકે તારા માટે એવો ભય નથી. તું તો સાચા પરિપક્વ વનપ્રવેશે અહીં આવ્યો છે, પેલો પાંડુ તો અકાળે જ અકુદરતી વાનપ્રસ્થાશ્રમમાં કાચી વયમાં જ વનમાં ગયો હતો ને પાછો કુન્તી – માદ્રીને સાથે લઈને ગયો હતો' (પૃ. ૩૫). આ પછી 'વસંતવિલાસ'નો ઉલ્લેખ કરી જાડેજા કહે છે : 'તું તો પાછો ગાંધીનો ચેલો રહ્યો. ગાંધીના ચેલાને વળી કાળજાં જ ક્યાંથી હોય કે ખેંચી કાઢે કેસૂડાં !' (પૃ. ૩૫). આમ પ્રકાશ મહેતાની 'પરિપક્વ વય' અને એના પર પડેલા 'ગાંધીપ્રભાવ' પર લેખકે ભાર મૂક્યો છે. પરિપક્વ વયે, ગાંધી–પ્રભાવિત નાયક સપત્નીક વનમાં જાય છે એવી ભૂમિકા સાથે કથાનો આરંભ થાય છે. કથાનાયક ગાંધીજીના કયા વિચારોથી પ્રભાવિત હતો ? કથામાં તો દરિદ્રનારાયણની સેવાની જ વાત છે. ગાંધીજીના બ્રહ્મચર્યના વિચારોના પ્રભાવની કોઈ ભૂમિકા અહીં નથી. સેવાવ્રતને વરેલો નાયક વસંતવનના ઉન્માદક વાતાવરણમાં સંયમ ગુમાવી સ્ખલન ન કરી બેસે એમ કહી ન શકાય. કથામાં બોલકો બનેલો ગાંધીપ્રવેશ નાયકના દ્વિધાસંઘર્ષની કૃતકતા જ દર્શાવે છે. સેવા અને કામાવેગની ભેળસેળ કૃતિના પાયાને જ દોદળો બનાવે છે.

પાંડુના સંઘર્ષનું નિરૂપણ અને પ્રકાશ મહેતાના સંઘર્ષનું નિરૂપણ બે અંતિમે છે. પાંડુનો વૃત્તિ પરથી દાબ જાય છે, પતન થતું નથી. પ્રકાશ મહેતા પત્ની સાથે વનમાં ગયો છે છતાં વયમાં ઘણી નાની, વીસેક વર્ષની આદિવાસી કન્યા તરફ કામાવેગ અનુભવે છે અને તેનું પતન થાય છે. એના આ અનુભવમાં માત્ર શરીર જ કેન્દ્રમાં છે. પાંડુનો સંઘર્ષ અને પરિણામ સહજ, સુંદર અને ઊંડાણયુક્ત છે. પ્રકાશ મહેતાનું દ્વંદ્વ બાહ્ય સપાટી પર જ રહી જવા પામ્યું છે. પાંડુનો અનુભવ વસંતવનના સૌંદર્યનો અનુભવ છે, પ્રકાશ મહેતાનો વગડાઉ અનુભવ છે. પાંડુનું માદ્રીમિલન મનોદૈહિક છે, પ્રકાશ મહેતાનું નાયિકા સાથેનું મિલન માત્ર દૈહિક છે. વસંતની ઉન્માદક અસર નીચે પત્ની સિવાયની સ્ત્રી તરફનું દેહાકર્ષણ નિરંકુશ બનતાં જે પરિણામ આવે તેનું જ નિદર્શન પ્રકાશ મહેતાના અનુભવમાં રહેલું છે. પાંડુનો અનુભવ માધુર્યપૂર્ણ અને સૌંદર્યમય કાવ્યસ્તરોને ઉદ્‌ભાસિત કરનાર છે. જ્યારે પ્રકાશ મહેતાનો અનુભવ અનિરોધ્ય કામાવેગની પાણિસદૃશ અભિવ્યક્તિ છે. ચૈત્રી અમાસની રાતનું જંગલ અહીં જે રીતે વર્ણવાયું છે તેમાં પ્રકાશ મહેતાનો આવેગ એને ગ્રસી જ જવાનો છે એના સ્પષ્ટ સંકેતો છે. આ વનવર્ણનમાં બેકાબૂ બનતો જતો આવેગ અસંદિગ્ધ રીતે મૂર્તતાને પામ્યો છે. એમાં રહેલી ખરબચડી આક્રમતા અનિચ્છનીય પરિણામની ઉચિત ભૂમિકા રચે છે. કામાવેગ એક નક્કર વસ્તુ હોય એ રીતે નિરૂપાયો છે. અને ભાષા શિષ્ટતાની સરહદને ઓળંગતી નથી. આ નિરૂપણ લેખકની ઊંચી સર્ગશક્તિનું પરિચાયક છે. કથામાં આવતાં અન્ય વનવર્ણનો પણ લેખકની કવિપ્રતિભાને વ્યક્ત કરે છે.

અહીં કથાનક આદિથી અંત સુધી એકસૂત્રતા પામી લઘુનવલના કલારૂપને પામતું નથી. નવલકથા એ કેવળ વિચાર નથી, કેવળ ઘટના નથી, કેવળ પાત્રો નથી, કેવળ રચનાતરીકો નથી અને આ બધાંનો સરવાળો પણ નથી. આ બધાં તત્ત્વો વચ્ચે અનુબંધ રચાઈ એક સંવાદિતા સિદ્ધ થાય તો જ એકત્વ પામેલી કલાકૃતિનો અનુભવ થાય. બધું એકરસાયન થયું હોય તો જ કૃતિ બુદ્ધિ-હૃદયને સંતર્પે. પણ ભાવક–હૃદયને આંદોલિત થવામાં અહીં ઘણા અવરોધો નડે છે.

એક તો નાયકના ગાંધીવાદી હોવાની કલ્પના

ઇલા નાયક, મેઘનાદ ભટ્ટ

**વગડાઉ કામનું અતિ બોલકું નિરૂપણ**

નવલકથા કથાપ્રધાન સાહિત્યસ્વરૂપ છે અને એમા વ્યવહારજીવનની ઘટનાઓ કલ્પનોત્થ રૂપાન્તરની ભૂમિકાએ કથાવસ્તુરૂપે રજૂ થતી હોવા છતા એને સાહિત્યેતર પ્રયોજનો પહેલેથી જ સકળાયેલા રહ્યા છે એક કાલ્પનિક સૃષ્ટિ દ્વારા સમાજને કશુક બોધાત્મક આપવાનો હેતુ પણ નવલકથા સાથે જોડાયેલો રહ્યો છે આ પરિસ્થિતિને કારણે નવલકથાનુ સ્વરૂપ પ્રમાણમા શિથિલ રહ્યુ છે આપણે ત્યા છઠ્ઠા દાયકામા નવલકથા ઝનૂનપૂર્વક સાહિત્યેતર વળગણોથી મુક્ત થઈ અને શુદ્ધ કલા તરફ વળી આ રીતે કથાતત્ત્વનુ નિયમન થતા એ લઘુ સ્વરૂપે ઉદ્ભવી આથી છઠ્ઠા સાતમા દાયકામાં અત્યત પાખા કથાતત્ત્વવાળી આત્યતિક પ્રયોગોયુક્ત લઘુનવલો લખાઈ ત્યારબાદ એના અનેક રૂપો પ્રગટ થયા નવલકથાનુ સ્વરૂપ જ એવુ છે કે જીવનથી એનુ દૂરત્વ એને હ્રાસ તરફ ધકેલે આધુનિકતાના ઓસરતા કાળમા આજે લઘુનવલ ફરીને જીવનની નજીક જવા પ્રયત્નશીલ છે અને એમા મુખ્ય પાત્રોનો સઘર્ષ, મવેદન વગેરે કેન્દ્રમા આવ્યા છે

આવા સમયે ઉશનસ્‌ની 'વગડો' લઘુનવલ પ્રગટ થઈ છે આમેય ઉશનસ્‌નો પ્રિય વિષય અરણ્ય રહ્યો છે અને અહીં પણ એમણે વન્ય આવેગોવાળી પ્રીતની કથા કલ્પી છે આ કૃતિ લખવા પાછળ લેખકના મનમા સ્પષ્ટ ઉદ્દેશ છે 'કોઈ સામાજિક મૂલ્યોવાળો ગાધીયુગ પ્રભાવિત નાયક વનમા રહેવા જાય ને આદિવાસી યુવતી સાથે સપર્કમા આવે તો શુ થાય એ દ્વિધામય સઘર્ષ આ નવલકથાના કેન્દ્રમા રહેલો હેતુ છે' આ માટે લેખકે એકાવનમા વર્ષે વનમા જતો નાયક કલ્પ્યો અને કાન્તના 'વસતવિજય'નો આધાર લીધો પાડુનો અનુભવ અને કથાનાયક પ્રકાશ મહેતાનો અનુભવ કઈ રીતે જુદા પડે છે તે ભેદ પણ લેખકને દર્શાવવો છે ગમે તે ઉમરે મનુષ્યની કામવૃત્તિ ચચળ થઈ ઊઠતા તે પતનને નોતરી બેસે છે એ લેખકને અભિપ્રેત છે

એકનુ એક મવેદન કે વિચાર કે દર્શન સર્જકની કલ્પનાશીલતાના પરિણામરૂપ કૃતિરૂપે આવિષ્કૃત થાય એ આનદની ઘટના બની રહે પણ એમ ન થાય તો વિચારદ્રવ્યનો ગઠ્ઠો જ હાથમા આવે કાન્તની 'વમતવિજય' કાવ્યકૃતિ અને ઉશનસ્‌ની 'વગડો' લઘુનવલ આ બન્નેમા વસતનો વિજય છે, પણ સર્જકમુદ્રા અલગ અલગ છે કેવી રીતે અને ક્યા તે તપાસીએ. વનપ્રેમી અને ગાધીમૂલ્યોમા શ્રદ્ધા ધરાવતો પ્રોફેસર પ્રકાશ મહેતા એકાવનમા વર્ષે સ્વૈચ્છિક નિવૃત્તિ લઈ, જગલઅધિકારી મિત્ર જાડેજાને ત્યા આહ્વા પત્ની કમળા સાથે જાય છે જાડેજાને ત્યાં ઘરકામ કરતી વીસેક વર્ષની લલિતા નામની એક આદિવાસી કન્યા પ્રતિ નાયક વસતવનમા તીવ્ર આવેગ અનુભવે છે અને એકાત પ્રાપ્ત થતા તે સ્ખલન કરી બેસે છે આમ કથાનાયક પ્રકાશ મહેતા અદમ્ય કામાવેગ અને ગાધીજીના આદર્શ વચ્ચે સઘર્ષ અનુભવે છે 'વસતવિજય'નો પાડુ કિંદવમુનિના શાપને કારણે ગૃહસ્થાશ્રમ છોડી, વનમા કુન્તી અને માદ્રી સાથે તાપસજીવન ગાળવા જાય છે તે વનમા બે પર્ણકુટી બાધી પત્નીઓથી અલગ રહે છે અને વસતવનની અદ્ભુત અસર નીચે તે અસ્વસ્થ થાય છે સૌંદર્યમા ખેંચાતો પાડુ 'સોદર્ય શુ ? જગત શુ ? તપ એ જ સાથી એમ દઢતા કેળવવાનો પ્રયત્ન કરે છે અસ્વસ્થતા દૂર કરવાના પાડુના મરણિયા પ્રયાસો અને વસતની ઉન્માદક અસરથી વૃત્તિઓ પરથી દાબ જવો — સઘર્ષ 'વસતવિજય'મા નિરૂપાયો છે અતે વસતનો વિજય થઈને રહે છે અને પત્ની માદ્રી સાથેનુ મિલન પાડુને આનદાનુભવ અને મૃત્યુફળ આપે છે પાડુએ શાપના

ભયને કારણે તાપસજીવન સ્વીકાર્યું છે. જ્યારે 'વગડો'નો નાયક એકાવનમે વર્ષે સ્વૈચ્છિક નિવૃત્તિ સ્વીકારી દરિદ્રનારાયણની સેવાના ઉદ્દેશથી પત્ની સાથે વનમાં જાય છે. પાંડુએ ગૃહસ્થાશ્રમ ઇચ્છાવિરુદ્ધ અને અકાળે ત્યજ્યો છે. તેથી વૃત્તિ પરથી દાબ જવો સહજ બને છે અને મનઃસંઘર્ષની તીવ્રતા પણ અનુભવાય છે. અહીં કથાનાયક કહે છે : 'એકાવનમાં પ્રવેશ કર્યો છે. એટલે કે મેં હવે વનપ્રવેશ કર્યો છે, જૂની પરિભાષામાં કહું તો હું હવે વાનપ્રસ્થ થયો છું' (પૃ. ૨૧). અહીં 'વાનપ્રસ્થ' શબ્દ વયસૂચક જ જણાય છે. ગાંધીપ્રભાવે નાયકે બ્રહ્મચર્યજીવન સ્વીકાર્યું હતું એવાં ઇંગિત કથામાં પ્રાપ્ત થતાં નથી. જાડેજા નાયકને એક સ્થળે કહે છે : 'વસંતમાં તો વગડો આક્રમક બની જાય છે આક્રમક, જોકે તારા માટે એવો ભય નથી. તું તો સાચા પરિપક્વ વનપ્રવેશે અહીં આવ્યો છે, પેલો પાંડુ તો અકાળે જ અકુદરતી વાનપ્રસ્થાશ્રમમાં કાચી વયમાં જ વનમાં ગયો હતો ને પાછો કુન્તી – માદ્રીને સાથે લઈને ગયો હતો' (પૃ. ૩૫). આ પછી 'વસંતવિલાસ'નો ઉલ્લેખ કરી જાડેજા કહે છે : 'તું તો પાછો ગાંધીનો ચેલો રહ્યો. ગાંધીના ચેલાને વળી કાળજાં જ ક્યાંથી હોય કે ખેંચી કાઢે કેસૂડાં !' (પૃ. ૩૫). આમ પ્રકાશ મહેતાની 'પરિપક્વ વય' અને એના પર પડેલા 'ગાંધીપ્રભાવ' પર લેખકે ભાર મૂક્યો છે. પરિપક્વ વયે, ગાંધી–પ્રભાવિત નાયક સપત્નીક વનમાં જાય છે એવી ભૂમિકા સાથે કથાનો આરંભ થાય છે. કથાનાયક ગાંધીજીના કયા વિચારોથી પ્રભાવિત હતો ? કથામાં તો દરિદ્રનારાયણની સેવાની જ વાત છે. ગાંધીજીના બ્રહ્મચર્યના વિચારોના પ્રભાવની કોઈ ભૂમિકા અહીં નથી. સેવાવ્રતને વરેલો નાયક વસંતવનના ઉન્માદક વાતાવરણમાં સંયમ ગુમાવી સ્ખલન ન કરી બેસે એમ કહી ન શકાય. કથામાં બોલકો બનેલો ગાંધીપ્રવેશ નાયકના દ્વિધાસંઘર્ષની કૃતકતા જ દર્શાવે છે. સેવા અને કામાવેગની ભેળસેળ કૃતિના પાયાને જ દોદળો બનાવે છે.

પાંડુના સંઘર્ષનું નિરૂપણ અને પ્રકાશ મહેતાના સંઘર્ષનું નિરૂપણ બે અંતિમે છે. પાંડુનો વૃત્તિ પરથી દાબ જાય છે, પતન થતું નથી. પ્રકાશ મહેતા પત્ની સાથે વનમાં ગયો છે છતાં વયમાં ઘણી નાની, વીસેક વર્ષની આદિવાસી કન્યા તરફ કામાવેગ અનુભવે છે અને તેનું પતન થાય છે. એના આ અનુભવમાં માત્ર શરીર જ કેન્દ્રમાં છે. પાંડુનો સંઘર્ષ અને પરિણામ સહજ, સુંદર અને ઊંડાણયુક્ત છે. પ્રકાશ મહેતાનું દ્વંદ્વ બાહ્ય સપાટી પર જ રહી જવા પામ્યું છે. પાંડુનો અનુભવ વસંતવનના સૌંદર્યનો અનુભવ છે, પ્રકાશ મહેતાનો વગડાઉ અનુભવ છે. પાંડુનું માદ્રીમિલન મનોદૈહિક છે, પ્રકાશ મહેતાનું નાયિકા સાથેનું મિલન માત્ર દૈહિક છે. વસંતની ઉન્માદક અસર નીચે પત્ની સિવાયની સ્ત્રી તરફનું દેહાકર્ષણ નિરંકુશ બનતાં જે પરિણામ આવે તેનું જ નિદર્શન પ્રકાશ મહેતાના અનુભવમાં રહેલું છે. પાંડુનો અનુભવ માધુર્યપૂર્ણ અને સૌંદર્યમય કાવ્યસ્તરોને ઉદ્‌ભાસિત કરનાર છે. જ્યારે પ્રકાશ મહેતાનો અનુભવ અનિરોધ્ય કામાવેગની પાણિસદશ અભિવ્યક્તિ છે. ચૈત્રી અમાસની રાતનું જંગલ અહીં જે રીતે વર્ણવાયું છે તેમાં પ્રકાશ મહેતાનો આવેગ એને ગ્રસી જ જવાનો છે એના સ્પષ્ટ સંકેતો છે. આ વનવર્ણનમાં બેકાબૂ બનતો જતો આવેગ અસંદિગ્ધ રીતે મૂર્તતાને પામ્યો છે. એમાં રહેલી ખરબચડી આક્રમતા અનિચ્છનીય પરિણામની ઉચિત ભૂમિકા રચે છે. કામાવેગ એક નક્કર વસ્તુ હોય એ રીતે નિરૂપાયો છે. અને ભાષા શિષ્ટતાની સરહદને ઓળંગતી નથી. આ નિરૂપણ લેખકની ઊંચી સર્ગશક્તિનું પરિચાયક છે. કથામાં આવતાં અન્ય વનવર્ણનો પણ લેખકની કવિપ્રતિભાને વ્યક્ત કરે છે.

અહીં કથાનક આદિથી અંત સુધી એકસૂત્રતા પામી લઘુનવલના કલારૂપને પામતું નથી. નવલકથા એ કેવળ વિચાર નથી, કેવળ ઘટના નથી, કેવળ પાત્રો નથી, કેવળ રચનાતરીકો નથી અને આ બધાંનો સરવાળો પણ નથી. આ બધાં તત્ત્વો વચ્ચે અનુબંધ રચાઈ એક સંવાદિતા સિદ્ધ થાય તો જ એકત્વ પામેલી કલાકૃતિનો અનુભવ થાય. બધું એકરસાયન થયું હોય તો જ કૃતિ બુદ્ધિ-હૃદયને સંતર્પે. પણ ભાવક–હૃદયને આંદોલિત થવામાં અહીં ઘણા અવરોધો નડે

એક તો નાયકના ગાંધીવાદી હોવાની

કશો નક્કર આધાર આપતી નથી આવા નાયકનો મનસઘર્ષ ભાષાકક્ષાએ જ રહ્યો છે કામાવેગ અનુભવતો નાયક ગાધીસ્મરણ કર્યા કરે છે ત્યારે અત્યત હાસ્યાસ્પદ જણાય છે

બીજુ ચૈત્રીમાતાના મેળામા કોઈ પણ કારણ વિના માત્ર કમુભાભીને જ લઈ જાય અને પ્રકાશ મહેતાને લઈ જવાની ના પાડે છે એ તકલાદી અને તાલમેલિયુ નિરૂપણ છે નાયક-નાયિકાને એકલા પાડવા માટેની ગોઠવણી માત્ર છે

આ ઉપરાત સીધા વિધાનો અને પુનરાવર્તનો અહીં ઘણા છે નાયક ગાધીવાદી હોવાનુ પુનરાવર્તન કેટલુ થયુ છે તે જુઓ

૧ તુ તો ગાધીયુગી ક્રાન્તિનો એક સક્રિય એવો કવિજીવ પણ છે પૃ ૨૪

૨ 'એ તો પાછા મહાત્મા ગાધીના ચેલા છે' પૃ ૩૦

૩ 'તુ તો કવિજીવ ને પાછો ગાધીઘેલો' પૃ ૩૬

૪ 'આ તમારા ભાઈબધ તો મૂળે જ આવા છે, પાછા ગાધીમા ભળેલા છે પૃ ૪૨

૫ 'હુ પાછો મહાત્મા ગાધીમા ભળેલો છુ પૃ ૫૯

૬ 'આ ભાઈ મહેતા અમદાવાદથી જગલો જોવા અહીં આવ્યા છે, પાછા ગાધીવાળા છે' પૃ. ૭૫

૭ તુ ગાધીઘેલો ખરો ને મહેતા ? પૃ ૭૭

આ ઉપરાત અન્ય પુનરાવર્તનો પણ કઠે છે લલિતા માટે રૂપાળી અને ઘાટીલી' વિશેષણો વારવાર પ્રયોજાયા છે કેટલીક અસગતિઓ પણ સૌદર્યનિર્મિતિમા બાધક બને છે લલિતા કથાનાયકને 'પપ્પા' સબોધન કરે છે, પણ એના હૃદયમા નાયક પ્રતિ પિતૃભાવ હોય એવી પ્રતીતિ થતી નથી પાચમા પ્રકરણમા લલિતા કથાનાયકને પૂછે છે 'કેમ આજે આમ કરો છો પપ્પા ? આજ સવારથી જ આમ આઘા આઘા રહો છો તે મે તમારુ શુ બગાડ્યુ છે ? ત્યારે કથાનાયક કહે છે 'ખરેખર તુ બહુ રૂપાળી છે હોં એટલે જ મને તારો ડર લાગે છે, લલિતા ' મને મારામા વિશ્વાસ નથી એક દહાડો તારુ નાક જ ખાઈ જઈશ હા ' ત્યારે લલિતા જવાબ આપે છે 'નાક શુ ખાઈ જ જાઓ ને મને આખી ને આખી ' આ પછી છઠ્ઠા પ્રકરણમા લલિતા કહે છે 'પપ્પા, એ મને જગલમા ખેચી જવા માગતો હતો, ને પેલો વિલિયમ વસાવો પણ મને ક્યાક ખેંચી જવા માગતો હતો હુ ખેંચાઈને અહીં આવી છુ તમારી પાસે. મારે તો નાચવુ છે, કૂદવુ છે આ ચિત્રાડા'ની જેમ ' દસમા પ્રકરણમા લલિતા અને કથાનાયક એકલા જ હોય છે ત્યારે લલિતા દર્પણ આગળ ઊભી રહી શૃગાર સજે છે અને ચા પીવા બોલાવવા આવેલી લલિતાને નાયક આશ્લેષમા લઈ લે છે ત્યારે પણ તે 'પપ્પા' પપ્પા' બબડે છે અને કહે છે 'હવે મને બચાવશો નહીં, ખાઈ જ જાઓ આખી ને આખી ભર્યું ભાણુ તમારા માટે જ અબોટ રાખ્યુ છે '' લલિતાની આ ઉક્તિઓ અને વર્તન એક પ્રગલ્ભ નાયિકાના છે આથી જ તેનુ 'પપ્પા' સબોધન અનુચિત લાગે છે

સ્વેચ્છાથી સમર્પિત થતી લલિતા બીજા દિવસે ઘર છોડી જતી રહે છે તે પણ અસગત છે લલિતા ઉપર બળાત્કાર થાય છે, તે મૃત્યુ પામે છે વગેરે પ્રસગો ફિલ્મી જ લાગે છે અતે કથાનાયક મિત્રની વિદાય લઈ પાછો અમદાવાદ આવે છે અને જગલના અનુભવો વિશે લખવા ધારે છે અને લલિતા માટે ચિંતા કરે છે જગલના જુવાનિયાને 'જગલી' અને 'વાઘવરુ જેવા' કહે છે તેમા મનુષ્ય વિશેના ઉપર છલ્લા તારણોનુ જ દર્શન થાય છે આમ પાત્રભાવનાની અને ઉક્તિઓની, વિચારોની વિસગતિઓને લીધે રસાસ્વાદમા બાધા આવે છે

આ બધામા જાડેજાનુ પાત્ર કઈક વધુ જીવત અને સાચુકલુ લાગે છે જાડેજા દારૂના નશામા લલિતાની છેડતી કરે છે એ પ્રસગ કથાનાયકના સ્ખલન કરતા વધુ સાહજિક છે

ટૂકમા, આ લઘુનવલ કલાકૃતિ તરીકે અનુભવાતી નથી શબ્દપ્રતીકો એકાધિક સ્તરોને વ્યજિત કરતા હોય એવી આતરિક સઘટનાનો અહીં અભાવ છે વાચ્યસ્તરે રહીને પણ અખડ અને સવાદી સ્વરૂપ પ્રગટ્યુ હોવાનો અનુભવ ભાગ્યે જ થાય છે પ્રકાશ મહેતાના બે પત્રો વચ્ચે પ્રસરેલી આ કૃતિ એક

પૂર્વનિર્ણીત વિચારની શાબ્દી અભિવ્યક્તિ માત્ર છે. વચ્ચેવચ્ચે આવતા કાવ્યગંધી ગદ્યખંડો પણ કશું સૂચક નથી બન્યા. પાત્રભાષા વ્યવહારભાષાને અતિક્રમીને રૂપાંતરિત થઈ નથી. આમ કામસંવેદનની સંકુલતાઓ કે જીવનની માર્મિક ક્ષણો કે કથનરીતિવિશેષનો અનુભવ કરાવવા અસમર્થ એવી આ કૃતિ પ્રકાશ મહેતાના વગડાઉ કામનું અતિ બોલકું નિરૂપણ માત્ર બની રહે છે.

**· ઇલા નાયક**

વગડો (લઘુનવલ) – ઉશનસ્, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦.



## ગૂપત રસનો આ ખેલ છે અટપટો

'ઇતિહાસ જેની નોંધ લે છે એને નિર્જીવ અમરત્વ મળે છે. કવિતા જેની નોંધ લે છે એ સજીવ શાશ્વતીમાં મુકાઈ જાય છે.' – હરીન્દ્ર દવે ('કૃષ્ણકવિતા'ની પ્રસ્તાવના).

માત્ર એક જ વાર મુંબઈમાં એની.સી.પી.સે.માં મળવાનું થયું છે. કોઈને પણ આંજી નાંખવાની આક્રમકતા વિનાની વિનમ્ર સાદાઈ, પણ પોતે જે પામ્યા છે, અને જેને 'ગુપ્ત' રાખવાનો વણલખ્યો નિયમ છે એ 'સજીવ શાશ્વતી'માં મુકાઈ ગયેલ સાહિત્યના વૈભવને જિજ્ઞાસુઓ વચ્ચે મોકળે હાથે લૂંટાવવાની ધગશ છૂપી નહોતી રહેતી.. આર્કિમીડીઝનો ઉત્સાહ ખરો, પણ આર્કિમીડીઝની અસ્વસ્થતા નહીં. નામ ડૉ. નિરંજન રાજ્યગુરુ. ભજનસાહિત્યની વાતો, વિગતો અને વાણીથી સૌ સહૃદય ભાવકોને તરબોળ કરી દીધા. ફરી મળવાનું થયું પરોક્ષ ભાવે. નિમિત્ત થયા ગુજરાતના વિદ્યાગુરુ ડૉ. હરિવલ્લભ ભાયાણી, સૌના પ્રિય ભાયાણીસાહેબ. વધતી જતી વય, સમય અને શક્તિની મર્યાદા, ઘણું ઘણું કરવાની ધખના અને છતાં ઘણું ન કરી શકવાની અસહાયતા છતાં ભાયાણીસાહેબ જે પાયાનું કામ કરે છે તે સંશોધકોને પ્રોત્સાહન અને માર્ગદર્શનનું. મહાપંથી સંતોની ભજનવાણી તરફ મારી સતત વિદ્યાર્થી સિસૃક્ષાને અંગુલિનિર્દેશ કર્યો. સૂક્ષ્મતમ અનુભૂતિના સંવેદનતંતુને સર્વાંગે ઝીલી પરંપરામાં ઝબકોળાવવાનો જે અનુભવ થયો તેની થોડી પરિચયાત્મક ભાવક સમીક્ષા.

એમના સંશોધનકાર્યની ભૂમિકા સમજાવતાં ડૉ. રાજ્યગુરુ લખે છે : "લિખિત પ્રકાશિત રૂપમાં જેવી અત્યંત અલ્પ સામગ્રી મળે છે એવું, કંઠોપકંઠ ઊતરી આવેલું આ સાહિત્ય કાળના પ્રવાહમાં લુપ્ત થતું રહ્યું છે. જુદી જુદી સંતપરંપરાઓ, એનાં વિધિવિધાનો, એની સાધનાપદ્ધતિઓ અને એનાં વાણીસાહિત્ય વિશે પૂર્ણ પ્રમાણભૂત કહી શકાય એવું સાહિત્ય ગુજરાતીમાં ઉપલબ્ધ નથી. કેટલુંક સાહિત્ય તો પુરાણી જગ્યાઓ-મંદિરો-મઠો અને સાંપ્રદાયિક અનુયાયીઓને ત્યાં હસ્તપ્રતો રૂપે છુપાયેલું પડ્યું છે." આ અપૌરુષેય શાસ્ત્ર, લિખિત પરંપરાને અભાવે, ગુપ્ત રહ્યું છે. આ પ્રાકૃત સાધનાધારા વિશે ટીકાત્મક રૂપમાં ઘણું લખાયું હોવા છતાં એના મૂળ સુધી પહોંચી એનો ભીતરી પરિચય અલ્પ-પ્રાપ્ય છે. આમાં સાંપ્રદાયિકતા છુપાવવાનું વલણ હોય. કદાચ એનું ક્ષેત્ર જ ગૂઢ અને રહસ્યભર્યું હોય. ડૉ. રાજ્યગુરુ યોગ્ય રીતે જ બળાપો કાઢે છે કે "તાંત્રિકોમાં તો એવી પણ માન્યતા પ્રવર્તે છે કે ધન આપી દેવું, પોતાની સ્ત્રી આપી દેવી. અરે ! પોતાનો પ્રાણ પણ આપી દેવો. પરંતુ દીક્ષિત વ્યક્તિ સિવાય કોઈ સામે પોતાની સાધનાનું ગુપ્ત રહસ્ય પ્રગટ કરવું નહીં. અને આ માન્યતાને કારણે જ આપણે ઘણું બધું સાહિત્ય અને એની પાછળ છુપાયેલી સાધનાને ગુમાવી બેઠા છીએ."

આ ગ્રંથમાં મહાપંથી બીજમારગી ગૂઢ ક્રિયાઓ, એ વિધિવિધાનો પાછળ સુવિશાળ સાધનાપરંપરા તથા ગુપ્ત મંત્રોના અર્થઘટનના ઊંડાણમાં જવાને બદલે અહીં મૂળ મંત્રો, વાણી અને ભજનોનું સંકલન આપવામાં આવ્યું છે. વીસરાતી વાણીને પ્રકાશમાં લાવવા પૂરા એક વર્ષ સુધી સૌરાષ્ટ્રના જુદા જુદા વિસ્તારોનાં ગામડાંમાં ફરીને, ભજનમંડળીઓ, ભજનિકો, સાધુ-સંતો, ગાદીપતિ મહંતો, સાધકો, જતિ-સતી–સેવકો, પાટઉપાસનામાં આચાર્યપદે બેસનાર સાધુ પુરોહિત વગેરેની મુલાકાતો લઈ, ધ્વનિમુદ્રિત કરી ડૉ. રાજ્યગુરુએ આ મહાગ્રંથ તૈયાર કર્યો છે. તળ ધરતીના

સાધક-ઉપાસકો તથા ભજનિકો સુધી પહોંચીને, એમના જેવા જ થઈને, એમની વચાળે ધૂણી ધખાવીને, રાતોની રાતો ભજનમંડળીઓ, મેળા-મંડપો વચ્ચે ઉજાગરા કરીને, ભજનો લલકારીને એમના હૈયામાં સંઘરાયેલી આ ગુપ્ત વાણીને બહાર કાઢવાનું અતિ વિકટ અને દુષ્કર કાર્ય કરી જે ગ્રંથ ઉપલબ્ધ થાય છે એમાં ૧૩૦ જેટલા પરંપરિત કંઠસ્થ ગુપ્ત મંત્રો છે, પાંચ પ્રકારની વિવિધ પાટની આકૃતિ, એનાં વિધિવિધાનો, સાધના અને સિદ્ધાંતો છે. ૪૨ જેટલા સંતકવિઓની મહાપંથવિષયક ૧૧૭ સંપાદિત ભજન-રચનાઓ છે. સાથે છે સંત કવિઓનો જીવનપરિચય, આદિવાસી સમાજમાં પાટપૂજા, ખોજાજ્ઞાતિમાં થતી ઘટપાટ ઉપાસના અને રાજસ્થાની ગુપ્ત સંપ્રદાયો. તે ઉપરાંત ૫૫ જેટલા સંદર્ભગ્રંથોની સૂચિ અને સંશોધનાત્મક વિવેચન છે. આવું સંશોધનશ્રમનું વરદાન પામેલ પુસ્તક ફ્રાન્સની મેલબૉર્ન યુનિવર્સિટીના સંશોધક ડૉ. માલિઝો, ડૉ. હસુ યાજ્ઞિક, મકરન્દભાઈ, મોરારીદાસ હરિયાણી, હાથીજણના સંત લાલબાપુ અને ડૉ. હરિવલ્લભ ભાયાણીએ મુક્ત કંઠે વખાણ્યું છે. ગુજરાત સાહિત્ય અકાદમીએ લોકોની પરંપરામાં ધબકતા લોકસાહિત્યને આ રીતે સંમાર્જિત કરાવી પ્રકાશિત કરાવ્યું એય અભિનંદનીય વાત છે

આ ગ્રંથ બે ભાગમાં વિભાજિત છે. પ્રથમ ખંડમાં મહાપંથની સાધના અને સિદ્ધાંતો વિશે વાતો છે. હકીકતમાં આ વિશાળ લોકધર્મની વાત છે. ભારતીય સંસ્કૃતિમાં વૈદિક સંસ્કારોની સાથોસાથ શૈવ, વૈષ્ણવ, શાક્ત, બૌદ્ધ, જૈન, ઇસ્લામ અને નાનામોટા-નામી-અનામી લોકધર્મોનો સમાવેશ થાય છે. આ બધી પરંપરાઓ એકબીજાથી સમાંતરે ક્યાંક ક્યાંક સંમિલિત બનીને પણ લોકજીવનમાં જીવંત પ્રવાહ તરીકે સચવાતી આવી છે. બીજમાર્ગી સાધનાપદ્ધતિનો 'માનવમાત્ર સમાન' સિદ્ધાંત ભેદભાવ ભૂલીને, સૃષ્ટિના મૂળ તત્ત્વ સુધી પહોંચવાનો માર્ગ કંડારે છે.

'નીરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો /તે જ હું તે જ હું શબ્દ બોલે' એ નરસિંહ મહેતાએ ગાયેલ મનુષ્યના અંતરમાં રહેલા ચિદાકાશ અને એમાં જ 'સોહં, સોહં તે જ હું, તે જ હું' એમ પુકારતા આત્મતત્ત્વની ઝંખના આપણા નિરક્ષર ભજનિક સંતોની વાણીમાં અને બીજમાર્ગી સાધકોની સાધનામાં વ્યક્ત થઈ છે.

બીજમારગી ગુપ્ત પાટઉપાસનામાં જુદા જુદા પાટની આકૃતિઓ, ગૂઢ રહસ્યોન્મુખ ક્રિયાઓ, ગુપ્ત મંત્રો, વાયક, બીજનું મહત્ત્વ, જામૈયો, કાંકણ, માળા, તિલક, ચોકી, ધરતીપૂજન, શ્રીફળસ્થાપન, પાટ-સ્થાપન, ગણેશસ્થાપન, કળશ-સ્થાપન, અક્ષ-સ્થાપન, જ્યોતિસ્થાપન, ધૂપ, ગુરુગાદી, શંખાબોલ, પીર શંખાવલી, ગર્ભગાયત્રી, મહામંત્ર, અવિનાશી ગાયત્રી, બીજમંત્રો, નમનમંત્રો — પીરગાદી, વીરગાદી, જોગણીગાદી, સાખિયાગાદી, ભંડારી, કોટવાળ, કોળી, પાવળ, પડદો, ગતી, સતી-સ્થાપન, પડદા-પ્રવેશ, ભગમંત્ર, સતીપૂજન, ગાયત્રી બીજમંત્ર, મિલન, જ્યોતબુઝાવન, પાટ-ઉથાપન, દેવાયત પંડિત કૃત મંત્રો, મરણોત્તર ક્રિયામંત્રો વગેરે વિશે વિગતે રોચક રીતે વાતો થઈ છે.

આ ઉપરાંત આદિવાસી સમાજમાં પાટપૂજા, પીરાણા પંથની ઘાટપાટઉપાસના તથા રાજસ્થાનના ગુપ્ત સંપ્રદાયની વાતો છે. મહાપંથની આતિથ્યભાવનાની સોદાહરણ વાતો પણ અત્યંત રોમાંચક છે. મહાપંથી ભજનવાણીનો પરિચય અને બીજા ખંડમાં છે ૪૨ સંતકવિઓની અમર ભજનવાણી.

મહાપંથની ઉપાસના બીજને દિવસે રાખવામાં આવે છે એવી સાંકેતિક વાત મકરન્દભાઈએ 'સત કેરી વાણી'માં કરી છે. "દર મહિને અંધકારમાંથી બહાર નીકળતી બીજ નવજીવનના પ્રતીક સમી છે. મહાધર્મમાં વાસના ને વાસનાઓની મૂળ જડ સમા 'માંયલા'ને, 'અહં'ને મારી નવો જન્મ મેળવવાનું વિશેષ મહત્ત્વ છે. અને તેથી જ એ બીજધર્મ કહેવાય છે."

વિવિધ મંત્રોમાંથી કળશ-સ્થાપનમંત્રમાં સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ દર્શાવાયો છે તે જોતાં આ મંત્ર-સાહિત્ય, એની સાધના અને ભીતરી વ્યાપનો ખ્યાલ આવે : 'ૐ ગુરુજી ઓહમ્ સોહમ્ શબ્દ હવા, જલસે સ્થલ, સ્થલ છે કચ્છ, કચ્છસે મચ્છ, મચ્છ સે નીલ, નીલ સે અનિલ, અનિલસે કૂર્મ, કૂર્મસે કુંભ, કુંભસે શેષ,

શેષનાગકે શિર પર રાય, રાય સે સતગુરુ અલખને ધરતી ઠેરાય, શેષ ધરતી ઉપર મેરુ, ચન્દ્ર, સૂરજ સન્મુખ શાખ, ત્યાં અલખ નિરંજને સ્થાપના સ્થાપી, બ્રહ્મા, વિષ્ણુ, અલખ નિરંજન જ્યોતિ જગાઈ, ચન્દ્ર સૂરજ મશાલ મગાઈ, જલ જમુનાકા નીર, સ્થાપના સ્થાપી. અલખ માઈ કે પાસ, તેત્રીશ કોટિ દેવલોકને ધર્યા અલખ પુરુષકા ધ્યાન, તબ ઉમિયાજીને કલશ ઉપજાયા, કલશકી છાયા, કલશકી માયા, કલશમેં સાત દ્વીપ સમાયા, કલશમેં નવખંડ ધરતી પાયા, સતકા મારગ, સંતકી માયા, સંતકે પિયા સો ઉતરે ભવપાર, કપટસે પિયા સો અધવચ રિયા, આપ આપકી કમાઈ, જેસા જિસકા બીજ, સતકી પાવડી સતી-સતિયા મિલ, કલશ સ્થાપને કા મંત્ર જાય સંપૂરણ ભયા અનંત કોટિ સિદ્ધોંમેં બૈઠ ઈશ્વર મહાદેવજી પારવતીકું સુનાયા, ગુરુ દત્તાત્રેય સ્વામીને કહા...'

કોઈ પણ ક્ષેત્રમાં સંશોધનાત્મક કાર્ય થાય ત્યારે ક્ષેત્રનાં વિવિધ કેન્દ્રબિંદુ સહજ રીતે જ જોવાય. એમાંય જે પ્રક્રિયાના મૂળમાં ગુપ્તતા, રહસ્ય અને ક્યારેક (અંધ)શ્રદ્ધામૂલક ક્રિયાકાંડો હોય ત્યારે અમુક પ્રકારની લાલ બત્તી અનિવાર્ય બને. મકરન્દભાઈ (મકરન્દભાઈ એટલા નિકટના લાગ્યા છે કે મકરન્દ દવે કહેવાતું જ નથી !)એ 'સંતકેરી વાણી'ની પ્રસ્તાવનામાં લખ્યું છે : "આજે તો મહામાર્ગનું નામ લેતાં જ જુગુપ્સા ઊપજે એવું છે. હરામી અને ભેટભરા ગુરુઓએ આ માર્ગને અનુસરનારાં ભોળાં લોકોને અનાચારના ખાડામાં ઉતારી દીધાં છે. શક્તિસંપ્રદાયનું શુદ્ધ અને વૈજ્ઞાનિક સ્વરૂપ બતાવી આર્થર એનેલેને (સર જૉન વુડ્રૉફે) જેમ આપણી આંખો ઉઘાડી દીધી એમ આ મહામાર્ગનું પણ કોઈ મૂળ સંશોધન કરે તો એનાં તેજ ને તાકાત ઝગારા મારી ઊઠે તેમ છે.... પણ આવાં સંશોધન સામે મુશ્કેલી એ છે કે મહામાર્ગનું કોઈ પ્રમાણબદ્ધ સાહિત્ય નથી. ગુરુમુખ સિવાય એના રહસ્યની ચાવી મળે એમ નથી. વળી આવું રહસ્ય બીજા કોઈને કહેવાની પહેલેથી જ મના ફરમાવવામાં આવી છે."

આપણે સદ્‌ભાગ્યે ડૉ. નિરંજન રાજ્યગુરુ (સંત-સાહિત્ય સંશોધન કેન્દ્ર, 'આનંદ આશ્રમ', ઘોઘાવદર – દાસી જીવણનું, તા ગોંડલ, જિ. રાજકોટ પિન – ૩૬૦૩૧૧, ફોન ૦૨૮૨૫/૭૧૪૦૯/૨૧૯૦૯) આ ભગીરથ કાર્યમાં સંકળાયા. ગુજરાત સાહિત્ય અકાદમી સાથે સંલગ્ન સૌકોઈએ સંપૂર્ણ સાથ-સહકાર આપ્યો. પરિણામે સંતસાહિત્ય વિશે એક ઉત્તમ ગ્રંથની પ્રાપ્તિ થાય છે.

સમીક્ષાના શીર્ષકમાં આ જ ગ્રંથમાંના ગંગા સતીના ભજનની એક પંક્તિ (અધૂરી) ટાંકી હતી. ડૉ. નિરંજન રાજ્યગુરુના પરિશ્રમને કારણે એને હવે સંપૂર્ણ ટાંકી શકાય :

*"ગૂપત રસનો આ ખેલ છે અટપટો, ને*
*આંટી મેલો તો પૂરણ સમજાય."*

[બીજમારગી ગુપ્ત પાટઉપાસના અને મહાપંથી સંતોની ભજનવાણી, ડૉ. નિરંજન રાજ્યગુરુ, પ્રકાશક ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પ્રથમ આવૃત્તિ ૧૯૯૫, મૂલ્ય ૫૦ રૂપિયા.]

**મેઘનાદ ભટ્ટ**



# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

વાચતા આવડ્યુ એટલે બધુ જ વાચી શકાય એવુ માનવુ એના જેવુ ભોળપણ બીજુ એકે નથી હાથમા આવેલો પૅથોલૉજિકલ રિપોર્ટનો જ દાખલો લો એનુ મોં-માથુ હાથ નથી આવતુ ડૉક્ટર પાસે જવા સિવાય છૂટકો નથી હોતો વાચવુ એક વાત છે અને સમજદારીપૂર્વક વાચવુ સકેતોને પૂરેપૂરા ગ્રહણ કરવા અને સકેતોના સવેદનને સપૂર્ણ અકે કરવુ એ બીજી વાત છે સાહિત્યકૃતિ અગે પણ આમ જ કહી શકાય કોઈ પણ સાહિત્યકૃતિનુ અવલોકન વાચીએ ત્યારે ખબર પડે કે અવલોકનકારે કેટલુ વાચ્યુ છે એટલુ જ નહીં એણે કેટલુ સમજદારીપૂર્વક અને સવેદનપૂર્વક વાચ્યુ છે અવલોકનકારે કેવુ અને કેટલુ વાચ્યુ છે એ વાચવા માટે આપણી પાસે પણ એટલી જ સમજદારી અને સવેદનની અપેક્ષા છે

આ રીતે જોતા વાચનપ્રક્રિયા એ દેખાય છે એટલી સાદી કે સમજાય છે એટલી સીધી પ્રક્રિયા નથી વાચનતત્રની પરિષ્કૃતતા અગે સાહિત્યસિદ્ધાતોએ સાહિત્યના અભ્યાસીઓને ઠીક ઠીક સજાગ કર્યા છે

અલબત્ત, વીસમી સદીના મધ્યભાગમા સાહિત્યસિદ્ધાતો અગે ઉત્સાહ હતો તે આજે વીસમી સદીના અતિમ ચરણમા લગભગ ઉદાસીનતામા કે ઉપેક્ષામા ફેરવાઈ ગયો છે સાહિત્યસિદ્ધાતોનાં લેખાજોખા કે એના લાભાલાભમા આજે ન ઊતરીએ તો પણ એક વાત સ્વીકારવી પડશે કે સાહિત્યસિદ્ધાતોએ સાહિત્યને જોવાની પ્રક્રિયાને વધારે ને વધારે ચોકસાઈભરી, સૂક્ષ્મ અને વિદગ્ધ બનાવી છે આથી સાહિત્યને વાચવાની ઘટના ઉપરઉપરથી લાગે છે એટલી સરલ કે સાદી નથી રહી પ્રત્યેક સાહિત્યકૃતિના વાચન સાથે સકેતગ્રહણના અનેક સ્તરો સકળાયેલા છે સાહિત્યક્ષેત્રે સકેતોની નીપજ અને સકેતોના પરિવર્તનનો પરિપ્રેક્ષ્ય જો દૃષ્ટિ બહાર હોય તો સાહિત્યકૃતિનુ મૂલ્યાકન એના ઉચિત પરિમાણમા કરવુ અશક્ય બને છે સાહિત્યના ઇતિહાસકારે તો વળી સકેતોના પરિવર્તનોનો સમગ્ર ઉત્ક્રાતિકારક આલેખ લક્ષમાં લેવાનો હોય છે

ડુવે ડબ્લ્યૂ ફોક્કેમાએ ( Literary History Modernism and Post-modernism by Douwe W Fokkema The Hawana University 1983) સાહિત્યનો ઇતિહાસ, આધુનિકતા અને અનુઆધુનિકતાનો સદર્ભ તપાસતા કોઈ પણ સાહિત્યકૃતિમા પાચ પ્રકારના સકેતો કાર્યરત હોય છે એની વિશેષ રીતે નોંધ લીધી છે ફોક્કેમા દર્શાવે છે કે ભાષાસકેત, સાહિત્યસકેત પ્રકારસકેત, યુગસકેત અને વ્યક્તિસકેત લક્ષમા લેવાવા જોઈએ.

ભાષાસકેત વાચનપ્રક્રિયા વખતે આપણને સ્પષ્ટ કરે છે કે તમે ગુજરાતી કે અગ્રેજી કે ફ્રેન્ચ ભાષામા વાચી રહ્યા છો અને એ ભાષાની પ્રણાલીને અનુસરી રહ્યા છો. સાહિત્યસકેત તમને સભાન કરે છે કે તમે સાહિત્યિક કૃતિ વાચી રહ્યા છો જેમા અન્ય કોઈ પણ ભાષારચના કરતા જુદા પ્રકારનુ અને ઊચા પ્રકારનુ સામજસ્ય રહેલુ હોય છે પ્રકારસકેત તમને સાવધ કરે છે કે તમે ગદ્ય વાચો છો કે પદ્ય વાંચો છો તમે નવલકથા વાચો છો કે સૉનેટ વાચો છો દરેક પ્રકારની પોતાની આતરવ્યવસ્થા તમને જુદી રીતે કૃતિ સાથે સાકળી આપે છે આ પછી યુગસકેતો તમે જે સાહિત્યકૃતિ વાચી રહ્યા છો તે કયા સમયની છે કયા યુગની છે એમા કયા યુગલક્ષણો છે વગેરે સલગ્ન કરે છે તમને યુગસદર્ભ એની પ્રણાલી, એની વિશિષ્ટ શૈલી આ બધાનો પરિચય હોવો ઘટે અને છેલ્લે વ્યક્તિસકેત તમે કનૈયાલાલ મુનશીની નવલકથા વાચો છો કે ઉમાશકર જોશીના કાવ્યો વાચો છો આ — બનેની કૃતિમા એમની ચોક્કસ પ્રગટતી વ્યક્તિઓળખ પહેલી છે જે એમને અન્ય લેખકોથી જુદા પાડે છે

આ પાચ સકેતગ્રહણની ભૂમિકા કોઈ પણ ભાષાની સાહિત્યકૃતિનુ મૂલ્યાકન કરનાર અવલોકનકાર પાસે મૂળભૂત રીતે હોવી આવશ્યક છે

❑

શ્રી ઉમાશંકરભાઈના વધુ પત્રો 'ઉદ્દેશ'ના એપ્રિલ અંકમાં વાંચીને આનંદ થયો. 'જળના પડઘા' 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ' અને 'ચૌલાદેવી' એમ ત્રણ પુસ્તકોના આસ્વાદલેખો રસથી વાંચ્યા. 'લોકવિદ્યા ક્ષેત્રે ગુજરાતનું પ્રદાન'માં એક ખોબામાં કેટલી બધી જાણકારી સામટી આપી દીધી છે ! બીજાં લખાણો ઉમેરતાં લગભગ આખો અંક સુવાચ્ય બન્યો છે. તે માટે તમને અભિનંદન.

શ્રી પ્રીતિ સેનગુપ્તાના લેખમાં (પાન ૩૩૧) 'મધ્યપૂર્વના દેશો'ને બદલે 'પશ્ચિમ એશિયાના' અને 'અઠ્ઠાવીસ હજાર જેટલી લાઈનો'ને બદલે 'પંક્તિઓ' (પાન ૩૩૦) વાપરીએ તો સારું.

અમદાવાદ — **મહેન્દ્ર મેઘાણી**
તા. ૧૭-૪-'૯૭

*

મુ. ઉમાશંકરભાઈનો તમારી સાથેનો પત્રવ્યવહાર સુંદર છે. કેટલા કાળજીવાળા વડીલ એ હતા ? આવી પત્રસૃષ્ટિમાં તમે સતત ડોકિયું કરાવતા રહો છો — સુન્દરમ્‌ના અને તેની પહેલાં મુ. વિષ્ણુભાઈના પત્રો પણ છાપ્યા હતા. તેનું મૂલ્ય તે લખનારના ચારિત્ર્યની અભિવ્યક્તિની દૃષ્ટિએ તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું જ છે. આ પત્રતન્તુ ચાલુ જ રાખશો તેવી વિનંતી છે.

'ઉદ્દેશ'માં ભાઈશ્રી બાબુભાઈનો લેખ ખૂબ સુંદર છે. તે ઊંડી અભ્યાસુ વૃત્તિના માણસ છે. એમની પાસેથી વધારે મળવું જોઈએ.

જામનગર — **દુષ્યન્ત પંડ્યા**
તા. ૨૮-૩-'૯૭
તા. ૨૧-૫-'૯૭

*

માર્ચ '૯૭નો 'ઉદ્દેશ'નો અંક વાંચ્યો. ત્યારથી આપને પત્ર લખવાની ઇચ્છા થઈ હતી. પણ ફરીફરીને અંક બે-ત્રણ વાર જોઈ ગયો. આમ તો 'ઉદ્દેશ'ના બધા જ અંકો જોઉં છું. સાહિત્યની દૃષ્ટિએ ઉત્તમ સામગ્રી તેમાંથી મળે છે. 'સંસ્કૃતિ' બંધ થયા પછી આ તેનો પર્યાય હોય તેવું હંમેશાં અનુભવાય છે. આ અંકમાં પત્રપ્રસાદીના મથાળા નીચે આપે ઉમાશંકરના આપને લખાયેલા પત્રો સંપાદિત કર્યા છે તે ગમ્યા. ઉમાશંકરના પત્રો એ તો ગુજરાતી સાહિત્યનું ઘરેણું કહેવાય. તેમના પત્રો મેળવવાની દિશામાં પ્રયત્ન થવો જોઈએ. આ પ્રયત્ન આપના તરફથી થાય તો તે યોગ્ય અને ઉચિત લેખાશે એમ માનું છું.

અમદાવાદ — **જી. જે. ઠાકોર**
તા. ૨૫-૩-'૯૭

*

આ માસના 'ઉદ્દેશ'ના અંકમા હવેલી સંગીત વિષયક લેખ ખૂબ જ સરસ છે. લેખક શ્રી લાભશંકર પુરોહિતને આ પ્રકારના સંગીત વિશે સંપૂર્ણ જાણકારી આપતા આવા ઉત્કૃષ્ટ લેખ માટે અભિનંદન પાઠવું છું.

ભાવનગર — **અરુણ જોશી**
તા. ૨૧-૫-'૯૭

*

મે '૯૭ના 'ઉદ્દેશ'માં 'અમીન' શીર્ષક હેઠળ કવિશ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનો ૧૯૨૮માં લખાયેલ પત્ર પ્રગટ થયો છે. એમાં એમની દાંપત્યભાવના સરસ રીતે વ્યક્ત થાય છે, પણ એમાં કેટલાક વિગતદોષો છે જે તરફ આપનું ધ્યાન ખેંચું છું.

૧. 'મુસલમાનોએ દિવસમાં છ વાર નહિ, પણ પાંચ વખત ફરજિયાત નમાજ પઢવાની હોય છે.

૨. 'નમાજના વખતની મુલ્લાંઓને નહિ, પણ નમાજ પઢનારા નમાજીઓને જાણ થાય એ માટે 'બાંગ' કે 'અઝાન' પોકારવામાં આવે છે. એટલે એને માટે યોજેલો 'અમીન' શબ્દ ખોટો છે. નમાજ પઢાવનારને 'મુલ્લા' કે 'ઇમામ' કહેવામાં આવે છે.

૩ બાગ પોકારનાર બાગ દ્વારા નમાજ પઢવા આવવા માટેનુ નિમત્રણ પાઠવે છે 'બાગ' કે અઝાન ના આ શબ્દો કુરાને શરીફમા નથી એ શબ્દો માટે 'કલમો' શબ્દ વાપરી શકાય નહિ 'અઝાન' શબ્દ જ વાપરી શકાય વાચકોમા ખોટી માહિતી ન પ્રસરે અને સાચી સમજ પ્રગટે એ માટે આટલો અગુલિનિર્દેશ કરવો જરૂરી લાગ્યો છે

પ્રાતિજ — મોહંમદ ઇસ્હાક શેખ

તા ૨૪ ૫ ૮૭

*

ઉદ્દેશ' મે ૯૭ અકમાના અમીન' શીર્ષક હેઠળ પ્રગટ કરેલ હરિશ્ચન્દ્ર ભટ્ટના પત્રમાના એક હકીકત દોષ તરફ ધ્યાન દોરુ નમાઝ મુસ્લીમોએ દિવસમા છ વાર નહીં પરતુ પાચવાર પઢવાની હોય છે આ પાચ નમાઝના નામ અને સમય નીચે મુજબ છે

| | | |
|---|---|---|
| ફજર | સવારે | ૬ ૦૦ વાગ્યે |
| જોહર | બપોરે | ૧-૩૦ વાગ્યે |
| અસર | બપોર પછી | ૫ ૩૦ વાગ્યે |
| મગરીબ | સાજે | ૭-૪૫ વાગ્યે |
| ઈશા | રાત્રે | ૯ ૧૫ વાગ્યે |

મે ૯૭ અકમાની વાર્તા 'હવેલી અને હોટલની વચ્ચે' (લે મહેશ દવે) ખરેજ લાજવાબ હર્ષિદા પડિતનો સમીક્ષા લેખ સ્તભના શબ્દો 'સ્વાધ્યાય અને 'સમીક્ષા' બને ને સાર્થક કરે છે

ગાધીધામ (કચ્છ) — માવજી કે સાવલા

તા ૪ ૬ ૯૭

*

સગીતની ભાષામા જેને ચીજ' કહેવાય એવી ઊચી ઊચી ચીજો ઉદ્દેશ' લાવે છે અને પ્રસન્નકર બની રહે છે ' મે' ૯૭ અકમા લાભશકર પુરોહિતને 'હવેલી સંગીત' વિશે વાચીને ધન્યતા અનુભવી છે ગુજરાતી ભાષા પાસે ઊર્મિગીતોની આટલી સમૃદ્ધ પરપરા હોવા છતાય એના સગીત વિશે એક પણ લેખ નથી ' કોઈએ લાભશકર પુરોહિત પાસે ગીતકવિતાના રાગઢાળ વિશે કામ કરાવવુ જોઈએ '

ગુજરાતી સાહિત્ય પરિષદના કલકત્તા અધિવેશનમા ભૂપેન હજારિકાનો અવાજ સાભળવા મળ્યો હતો, ત્યારે પ્રમુખશ્રી ગજેન્દ્ર શાહે જાહેરમા કહેલુ કે 'ગુજરાત પાસે સગીત તો છે, પણ તમારા જેવો અવાજ નથી' આ પ્રસગે સૌરાષ્ટ્રના ચારણબારોટોના કસાયેલા કઠની વાત મેં કરેલી. આજે જ્યારે લાભશકરભાઈ હવેલી સગીતની રાગ'ીના સદર્ભમા પોરબદરનો ઉલ્લેખ કરે છે ત્યારે જૂનાગઢ હવેલીના દલસુખભાઈ નાયક યાદ આવ્યા વિના રહેતા નથી ' પાશ્ચાત્ય સગીતના એક મહાન ગાયિકા ડેમ ફ્લોરાબેટ અને દલસુખભાઈ પોરબદરમા ભેગા થયેલા તેનો રોચક ઇતિહાસ પોરબદર પાસે છે ફ્લોરાબેટ આમ તો જામનગર આવેલા અને વિધાન કરેલુ કે 'તમારી પાસે સગીત છે, પણ અવાજ નથી' પોરબદરના છેલ્લા રાજવી સગીતજ્ઞ નટવરસિંહજી આ સભામા હાજર હતા તેમણે ફ્લોરાબેટને પોરબદર આવવા આમત્રણ આપ્યુ અને જૂનાગઢથી દલસુખભાઈને બોલાવ્યા એ રાત, પોરબદરના દરિયા સાથે, દલસુખભાઈના અવાજની રાત હતી ' ફ્લોરાબેટે એકરાર કરેલો કે ભારતમા આ અવાજ એને પહેલી વાર સાભળવા મળ્યો છે આ જ સમયમા રવીન્દ્રનાથ પોરબદર આવેલા અને દલસુખભાઈને શાતિનિકેતનના સગીત વિદ્યાલયના અધ્યક્ષ તરીકે આવવા નિમત્રણ આપેલુ

લાભશકરભાઈના પ્રિય શબ્દનો પ્રયોગ કરી કહી શકાય કે હવેલી અને ચારણ કામણગારા કઠની વિરાસત છે ' આજે ગીતગઝલ લખનારા ઢગલાબંધ છે, ત્યારે 'ગાનાર' તૈયાર કરવા ઉપર આપણે ધ્યાન આપવુ જોઈએ લાભશકરભાઈ પોતે પણ ધ્રુજાવી દે એવો કઠ ધરાવે છે

પોરબદર — નરોત્તમ પલાણ

તા ૨૨ ૫ ૮૭

□

# વસંતના વાયરા

(સૉનેટ યુગ્મક)

(હરિણી)

**ઉશનસ્**

પવન નીકળ્યો (સારું છે કે રૂડો મધુ માસ છે)
નિરખી શકું છું આંખો સામે રતુંબડ એટલે;
પરિમલથકી થોડો જાડો મદાલસ સુસ્ખલે;
પવન ભજું ના માત્ર સ્પર્શે, ભરું ભરી શ્વાસ તે;

પવન પ્રવિશ્યો તે મેં જોયો ઘરે મુજ, એહને
અનુસરું પૂંઠે પૂંઠે, એનાં બધાં જ પરાક્રમ
નિરખી રહું છું મૂંગા હર્ષે — ભલે ન રહ્યો ક્રમ -
ટીખળ સઘળાં એનાં ખમ્મા, ક્ષમા બધી સ્નેહને:

નિરખી રહું છું: એ છે આગે અને હું પૂંઠેપૂંઠે:
પ્રથમ ટીખળી સ્પર્શે એણે ઉડાડી બધાં દીધાં
વળગણી ઢળ્યાં વસ્ત્રો, પર્દા બધા ઊંચકી લીધા
મનસદનના ઝીણા (ભાણે બધા જ, નકો રૂઠે.)

પવન નીકળ્યો અંતર્બાહ્યે બધું જ ફુલાવતો:
સમય, નભનો ગોળો, તારા સઢસ્તન વીંઝતો.

(પૃથ્વી સૉનેટ)

નિહાળી રહું વાયરો ખુદ ચઢી ગયો વાયરે:
પ્રવેશ કરતાં જ ઘેર જરી ઊડી ધૂલિ ભળી;
પરાગમહીં ફૂલના લહરી લાવી જે સંભરી
વનેથી, પછી ભીંત-ચોડ મહીં સ્હેજ ગૂંચાય રે;

ભીંતે તરત કો પતંગુ થઈ રંગ્યું, કેલેન્ડરે
હતું કુસુમચિત્ર તે ઉપર સ્હેજ બેઠો પ્રિયે
પ્રસારી નિજ પાંખ - આંખ મહીં ઘેન છે વિભ્રમા,
પછી તરત મારી ગોથું ત્યહીંથી ઊડે ભીતરે

નિહાળી રહું હું ગુલાંટસમ ગોથું એ વિસ્મયે:
અહો, કશા ઉતાવળે ફરકી એ જતો સંભ્રમે
અને સમય તેય સંગ સરકી જતો કૈં ક્રમે:
વસંત નિરખી રહું નજીકમાં જ સર્ગાશયે:

પડ્યા તણખલાકને અટકી સ્હેજ સૂંઘ્યું, કહી,
"ખમો, નીડની ઋતુયે નજીક છે, જુઓ ઓ રહી.."

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ સાતમું : અંક બારમો

જુલાઈ : ૧૯૯૭

તંત્રી
રમણલાલ જોશી

## વાર્તા-વિશેષાંક

## ૮૪



ઉદ્દેશ

જુલાઈ ૧૯૯૭

सर्वभाषा सरस्वती



## ઉઠ જાગ મુસાફિર

ઉઠ જાગ મુસાફિર, ભોર ભઈ,
અબ રૈન કહાઁ જો સોવત હૈ.
જો સોવત હૈ સો ખોવત હૈ,
જો જાગત હૈ સો પાવત હૈ....

ટુક નીંદ સે અખિયાં ખોલ જરા,
ઓ ગાફિલ, રબ સે ધ્યાન લગા,
યહ પ્રીત કરન કી રીત નહીં,
રબ જાગત હૈ તૂ સોવત હૈ....

અય જાન, ભુગત કરની અપની,
ઓ પાપી, પાપ મેં ચૈન કહાં ?
જબ પાપ કી ગઠરી સીસ ધરી,
ફિર સીસ પકડ ક્યોં રોવત હૈ ?...

જો કાલ કરે સો આજ કર લે,
જો આજ કરે સો અબ કર લે,
જબ ચિડિયન ખેતી ચુગિ ડાલી,
ફિર પછતાયે ક્યા હોવત હૈ ?....

**રૈહાના તૈયબજી**

[શ્રી ન. કે. પરીખ સંપાદિત 'પ્રાર્થનાઓ: એક ઝાંખી' પુસ્તિકામાંથી. તેની બે કેસેટો પણ પ્રગટ થઈ છે.]

તંત્રી

### આ અંક

'ઉદ્દેશ'નો જાન્યુ '૯૫નો અક જે રીતે વાર્તા વિશેષાક તરીકે પ્રગટ કર્યો હતો એ રીતે જુલાઈ '૯૬ અને ઑગસ્ટ '૯૬ના અકો પણ વાર્તા વિશેષાક ૧,૨ રૂપે પ્રગટ કર્યા હતા સાતમા વર્ષનો આ છેલ્લો અક પણ વાર્તા — વિશેષાક તરીકે પ્રગટ થાય છે 'ઉદ્દેશ' માટે મળેલી સામગ્રીમાથી વાર્તાઓ એકઠી કરી અનાયાસ વાર્તા વિશેષાક કર્યો છે કોઈ આયોજનપૂર્વક વાર્તાકારોને નિમત્રણ પાઠવી અક કર્યો નથી આપણી અત્યારની ટૂકી વાર્તાની ગતિવિધિનો કાઈક ખ્યાલ આવશે

### શ્રી રામસિંહજી રાઠોડનું દુઃખદ અવસાન

કચ્છના સસ્કૃતિચિંતક શ્રી રામસિંહજી રાઠોડનુ ભુજ ખાતે તા ૨૫ જૂન '૯૭ના રોજ દુ ખદ અવસાન થતા ગુજરાતના સાસ્કૃતિક જીવનને મોટી ખોટ પડી છે શ્રી રામસિંહજીભાઈના ગ્રથ 'કચ્છનું સસ્કૃતિદર્શન'ને ૧૯૬૧મા દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળ્યો હતો અને રાષ્ટ્રપતિનુ પારિતોષિક પણ મળ્યુ હતુ દ્વિભાષી મુબઈ રાજ્યે ૧૯૬૦મા તેને પ્રથમ પારિતોષિક આપેલુ અને ૧૯૬૨મા ગુજરાત સાહિત્ય સભાએ એમને રણજિતરામ ચન્દ્રક એનાયત કરી તેમનુ બહુમાન કર્યું હતુ એ પછી તેઓ સતત કચ્છની સસ્કૃતિ વિશે સશોધન કરતા રહ્યા છે કચ્છની કલાકારીગરીના નમૂનાઓ એકઠા કરવા, એની કલાની ખૂબીઓ સમજાવવી એ વિશે લખાણો કરવાં એ એમનુ જીવનકાર્ય થઈ ગયુ હતું તેમણે પ્રગટ કરેલ 'કચ્છ ઍન્ડ રામરાધ' ગ્રથ લોકનાટ્યકલાનો મહત્ત્વનો ગ્રથ છે એમા કચ્છી કમારગરી કલમની, લોકકલા અને લોકસાહિત્યની ખૂબીઓ દર્શાવાઈ છે શ્રી રામસિંહજી રાઠોડની વર્ષોની કલાસાધનાનો એ વિશિષ્ટ આવિષ્કાર છે લોકકલાને સમર્પિત આવા વિદ્વાનો આપણી પાસે ઝાઝા નથી ત્યા એકાએક એમના અવસાનના સમાચારથી આઘાત થયો ઉદ્દેશ' પ્રત્યે એમને મમત્વ હતુ અને આરભથી તે એના આજીવન પ્રોત્સાહક સભ્ય બન્યા હતા અવારનવાર પત્ર-વ્યવહાર કરતા તેમણે ભુજમા એક મ્યુઝિયમ સ્થાપ્યુ છે અને ભારતીય સસ્કૃતિ ફાઉન્ડેશન નામે સસ્થા પણ ઊભી કરી છે તેમના કાર્યને આગળ ધપાવવુ એ જ એમને સાચી અજલિ છે શ્રી રામસિંહજી રાઠોડના પત્ની શ્રી ભારતીબહેનને તેમના અવસાનનુ દુ ખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને આ ધ્યેયનિષ્ઠ સારસ્વતના આત્માને ચિરશાતિ અર્પે એ પ્રાર્થના

### શ્રી બબાભાઈ પટેલનું દુઃખદ અવસાન

એક પીઢ અધ્યાપક, અધ્યાપકોના પ્રશ્નોમા જીવત રસ લેનાર શ્રી બબાભાઈ પટેલનુ તા ૧૪ જૂન '૯૭ના રોજ અવસાન થતા શિક્ષણ અને સમાજસેવાના ક્ષેત્રે એક સનિષ્ઠ સેવાભાવી કાર્યકર ગુમાવ્યા છે શ્રી બબાભાઈને જે કૃષ્ણમૂર્તિના સાહિત્યમા ખાસ રસ હતો અને તેમના પુસ્તકોને અનુવાદ રૂપે અને સારદોહન રૂપે ગુજરાતી ભાષામા તેમણે ઉતાર્યા હતા પ્રભુ શ્રી બબાભાઈ પટેલના આત્માને ચિરશાતિ અર્પો

### સાસુવહુની લડાઈ'

મહીપતરામ રૂપરામ નીલકંઠની નવલકથા 'સાસુવહુની લડાઈ' ગુજરાત સાહિત્ય અકાદમી પુનર્મુદ્રિત કરવા માગે છે આ પુસ્તક અત્યારે અલભ્ય છે, જે નકલ છે, તે જીર્ણાવસ્થામા છે કોઈની પાસે તે હોય અથવા કોઈ ગ્રથાલયમા તે હોય તો તે અગે શ્રી ભોળાભાઈ પટેલ, ૩૨, પ્રોફેસર્સ કૉલોની, અમદાવાદ – ૩૮૦૦૦૯ને વહેલી તકે જાણ કરવા વિનતી છે

•

### ભૂલસુધાર

ઉદ્દેશ ના જૂન '૯૭ના અકમા 'પ્રતિભાવ' વિભાગમા પ્રગટ થયેલ શ્રી દુષ્યન્ત પડ્યાના પત્રમા (પાનાન ૪૩૮) ' ભાઈશ્રી બાબુભાઈનો લેખ ખૂબ સુદર છે ' એને બદલે "શ્રી લાભુભાઈનો (શ્રી લાભશકર પુરોહિતનો) લેખ ખૂબ સુંદર છે' એમ વાચવુ મુદ્રણક્ષતિ માટે ક્ષમાયાચના.

**ઇન્દ્રાણી ઘર**
**અનુવાદ : ચન્દ્રકાન્ત મહેતા**

"એ સાંભળો છો ? ઓળખાણ પણ થઈ ને વાતચીત પણ થઈ." બહુ ખુશ થઈને એ વાત કહેતી લાડઘેલી દીકરીની જેમ સુલેખા નિખિલને બાઝી પડી.

નિખિલ ખૂબ ધ્યાનથી એક છબી દીવાલ પર ટાંગવાની મથામણ કરતો હતો. ફક્ત બે દિવસની જ રજા હતી. એટલા સમયમાં જ બધું કામ પતાવવાનું હતું.

"કોની જોડે ?"

—એક હાથમાં હથોડી ને બીજા હાથમાં ખીલી એવી દશામાં નિખિલે જાણે પૂછવા ખાતર પૂછતો હોય તેમ પૂછ્યું.

"આ પાસેના ફ્લૅટની પડોશણ જોડે વળી. બહુ વાતોડિયણ છે." હવે નિખિલને પૂરી વાત સમજવાનો ઉત્સાહ રહ્યો નહિ. ઘર ખોળવાનું શરૂ કર્યું ત્યારથી જ સુલેખા દલાલને એક વાત વારંવાર યાદ દેવડાવ્યાં કરતી. "આજુબાજુ પાડોશી કેવાં છે તેની બરાબર તપાસ કરજો."

દલાલે થોડી વાર આશ્ચર્યથી સુલેખાની સામે જોયા કર્યું. ને જાણે કશું સમજવા પ્રયત્ન કરતો હોય એમ લાગ્યું. પછી કહ્યું, "એ વિષે જરાય ચિંતા ના કરતાં. પાડોશી બધાં મધ્યમવર્ગનાં સજ્જન છે. બધા ફ્લેટ અળગા અળગા છે. કોઈ કોઈની બાબતમાં માથું મારતું નથી. તમારાં પાડોશી જે છે તે જરાય ઉપદ્રવ કરે એવાં નથી. છોકરાંછૈયાં નથી. ફક્ત ધણિધણિયાણી બે જ જણ છે. તમને તો ખબર — છે" સુલેખાએ દલાલના મોઢા સામે જોઈને એને શું કહેવું હતું તે સમજી લીધું.

"ઉંમર કેટલી ?"

પાડોશીની અંગત વાતો જાણવાની સુલેખાની ઇચ્છા જોઈને દલાલ અકળાયો.

નિખિલે હસવાનું ખાળવાનો પ્રયત્ન કરતાં છાપાની અંદર મોઢું ઢાંક્યું.

"તમારા જેટલી જ ઉંમર હશે. પણ માણસો બહુ સારાં છે. તે હું ખાતરીપૂર્વક કહું છું."

"સમજ્યા ? દલાલ સાચું જ કહેતો હતો. મને એ બહુ જ સારી લાગી.' સુલેખાએ ફરીથી દલાલે જે કહ્યું તેની પુનરાવૃત્તિ કરી.

"પહેલી મુલાકાતે જ તને એની માયા લાગી ગઈ ?" નિખિલે સ્ટૂલ પરથી ઊતરીને હાથ ઝાડતાં પૂછ્યું. છબી ભીંત પર બરાબર ટીંગાડાઈ હતી. ઘર બદલે એટલે પહેલાં મા અને બાપની છબીઓ શયનખંડનાં બારણાં પર ટાંગવાનો ગૃહપ્રવેશ પછી પહેલો કાર્યક્રમ રાખતો, કારણ કે નહિ તો સુલેખાના હાથમાં છબી ક્યાં અટવાઈ જાય તેનો ભરોસો નહિ.

"એ કહેતી હતી કે ચા બનાવીને મોકલું. આજકાલ કોણ અજાણ્યાં પાડોશી આવો વિચાર કરે ? રિન્કુને એણે ખૂબ વહાલ કર્યું."

સુલેખાની આંખો આહ્લાદથી ચમકતી હતી. ને એની તરફ જોયા વગર પણ નિખિલ એ ચમક અનુભવતો હતો.

"કામની વાત પણ એટલામાં જ પતાવી દીધી ?" નિખિલના પ્રશ્નમાં જબરો શ્લેષ હતો. એને ન જણાવતાં સુલેખાએ કહ્યું, "તમે કેવી વાત કરો છો ?' આટલી જલદી એવી વાત થાય ખરી ?"

કામની વાત એટલે સુલેખાની એક સમસ્યા. ફક્ત સુલેખાની જ નહિ, પણ સુલેખા તથા નિખિલ બન્નેની એ સમસ્યા હતી. નવા ઘરમાં જરા ગોઠવાયાં ત્યાં જ એમની કામવાળી બાઈ કમલાને એને ગામ જવાનું હતું, તેથી એણે રજા લીધી હતી. ઘણા વખતની જૂની કામવાળી હતી. એ વાયદો આપીને ગઈ તે ઘણા વખતથી પાછી આવી નહોતી. એટલે રિન્કુનો પ્રશ્ન બન્નેને મૂઝવતો હતો. રિન્કુ નિશાળમાંથી ત્રણ વાગ્યે છૂટી જતી અને એનાં માબાપ ઑફિસમાંથી છ વાગ્યે પાછાં ઘેર આવતાં. કમલા ચાલી ગઈ, પછી એ ત્રણ કલાક પાંચ વર્ષની રિન્કુને ક્યાં રાખવી ને કોની પાસે રાખવી એમને જબરી મૂંઝવણ હતી. નવા ઘરમાં તત્કાળ તો કોઈ વિશ્વાસુ કામવાળીની વ્યવસ્થા થઈ શકે એમ હતું નહિ. પહેલાં આવી સમસ્યા ઊભી થતી ત્યારે બન્ને

જણ વારાફરતી ઑફિસમાથી રજા લેતા, અથવા કોઈ બહાને વહેલા ઘેર આવી જતા આ વખતે ઘર બદલવાની દોડાદોડમા નિખિલની બધી રજાઓ ખલાસ થઈ ગઈ હતી એથી સુલેખાને જ રજા લેવી પડે એમ હતુ પણ એને પણ રજાની ખેચ હતી આવતે મહિને એની માસીની દીકરીના લગ્ન હતા એટલે એ માટે પણ રજા લેવાની જરૂર હતી એ સિવાય રિન્કુનુ શરીર બગડે તો રજા લેવાની સમસ્યા તો ઊભી જ હતી. એથી બહુ સારા પાડોશી મળી જાય તો એમનો મનનો ભાર હળવો થાય તેમ છતા નિખિલ માનતો હતો કે સુલેખા સસાર ચલાવવામા સહાયભૂત થાય તે માટે નહિ પણ પોતાનુ અહમ્ પોષવા જ નોકરી કરે છે વળી એને માટે આખો દિવસ ઘરમા ગોંધાઈ રહેવાનુ અશક્ય હતુ અકલ્પનીય હતુ રિન્કુના જન્મ પછી નોકરી છોડી દેવા નિખિલ વારંવાર એને કહ્યા કરતો, ' પણ એ તો હુ બધુ સભાળી શકીશ, તમે અકળાઓ નહિ" કહી સુલેખા એ વાતને ટાળતી અત્યારે એ વિષે વિચારી જોતા એમ લાગતુ હતુ કે એ નોકરી કરતી હતી તે ઠીક જ હતુ કારણ આવી મોંઘવારીમા એક જણની કમાણીમાથી સસાર ચલાવવાનું મુશ્કેલ હતુ

બીજે દિવસે સવારે સુલેખા એના હજાર કામો પડતા મૂકી બજારમાથી જાતજાતનુ ખાવાનુ લઈ આવી ને થાળીમા સજાવી, થાળી હાથમા લઈ, પડોશીના ફ્લૅટની ઘટડી મારી ને શ્રીમતી બોઝને કહ્યુ "આ તમારે માટે લાવી છુ હુ પહેલવહેલી આવુ તે ખાલી હાથે થોડુ અવાય ?"

શ્રીમતી ઘોષ તો હરખઘેલી થઈ ગઈ એણે કહ્યુ ' અમે બહુ ભાગ્યશાળી કે તમારા જેવા પાડોશી અમને મળ્યા

"ના ના" શી વાત કરો છો અમે નસીબદાર કે તમારા જેવા પરગજુ–" શી રીતે વખાણ કરવા તે ન સમજાતા એનુ વાક્ય અધૂરુ રહી ગયુ

થોડા સમયમા જ પ્રાથમિક પરિચય ઘનિષ્ઠ આતરિકતામા પરિણમ્યો. શ્રીમતી બોઝનુ નામ વદના હતુ તેની ખબર પડી લગ્ન થયા પછી બાર વર્ષો વીત્યા છોકરા થવાની શક્યતા નહોતી ડૉક્ટર, વૈદ માદળિયા બાધા, બધા પ્રયોગો કરી જોયા. હવે બન્ને જણ ભાગ્યના પ્રહારથી ટેવાઈ ગયા હતા

' આજકાલ ટેસ્ટટ્યુબ બેબીવાળુ ખૂબ ચાલ્યુ છે ' એમની વાત આગળ ચાલી.

' મારા પતિને એ પસદ નથી એ તો કહે છે કે કઈ નહિ તો અનાથાશ્રમમાથી એકાદ સારુ જોઈને બાળક દત્તક લઈ લેશુ ને આપણે દેશનો વસ્તીવધારો ન કરીએ તોયે શુ ખોટુ છે ? '

'ને બાળક–" સુલેખાએ વાત લબાવી — "હોય તો ઝઝટ કેટલી ? તમારે સારુ છે મન ફાવે ત્યારે મન ફાવે ત્યા જઈ શકાય ઘરની ચિંતા નહિ જુઓ નો અમારી દશા આવી નાની અમસ્તી છોકરીને રેઢી મૂકીને ઑફિસ જવુ પડે આખો વખત ચિંતા રહ્યા કરે તેમા વળી બળતામા ઘી રેડાયુ અમારી કામવાળી હમણા જ રજા લઈને દેશમા ગઈ એટલે મુસીબતનો પાર નથી "

'ઓ મા ' તમારી મૂઝવણ હુ સમજી શકુ છુ તમે જરાય ચિન્તા ન કરશો બેન ' હુ નવરી જ છુ આખો દિવસ હું તો ઘરમા જ હોઉ છુ જરૂર પડે ત્યારે મને કહેતા જરાય સકોચ રાખશો નહિ "

આટલી સહેલાઈથી પ્રશ્ન ઊકલી જશે એમ સુલેખાએ ધારેલુ નહિ એટલે એ તો રાજીરાજી થઈ ગઈ

' ના–ના તમને ક્યા હેરાન કરું ? '

"ના ના હેરાનગતિ શાની ? જરાય નહિ તમારી ફૂલ જેવી છોકરી છે ગમે ત્યારે અહીં મોકલી દેશો જરાય મૂઝાશો નહિ મને તો બાળકો બહુ ગમે છે "

પહેલે દિવસે જ આટલી સહેલાઈથી સમસ્યા ઘેલી ઊકલી જવાની શક્યતા જોઈ સુલેખા બહુ જ ખુશ થઈને ઘેર આવી પછી તો બહુ જ થોડા સમયમા સુલેખા અને વન્દનાના બહેનપણા એવા સજ્જડ થઈ ગયા કે આસપાસના ફ્લૅટના લોકોને ચર્ચાનો વિષય મળી ગયો.

તે પછી તો દૈનદિન કાર્યક્રમ ગોઠવાઈ ગયો સુલેખાની કામવાળી કમલા રાબેતા મુજબ એક અઠવાડિયાની રજા લઈને ગઈ હતી પણ એક મહિનો વીત્યો તોયે આવી નહોતી રિન્કુ નિશાળેથી પાછી આવે પછી વન્દનાને ત્યા જ રહેતી. ઑફિસે જતા પહેલા સુલેખા રિન્કુને નિશાળેથી પાછા આવીને પહેરવાના કપડા, નાસ્તો એ બધુ વન્દનાને સમજાવીને જતી વન્દના હસતા રમતા નાસ્તા વગેરેની ના પાડે ને પોતે જ તાજો નાસ્તો બનાવી આપવાનુ કહે એ આગ્રહ કરીને કહે, છોકરી જરા અમસ્તુ ખાય, તે સવારના

પરોઢમાં ઑફિસ જવાની ઉતાવળ ને બીજાં ઘરકામ પતાવવાનાં હોય, તે તૈયાર કરવાની માથાકૂટ શા માટે કરો છો ? વળી હું એમને માટે નાસ્તામાં કંઈ ને કંઈ બનાવતી જ હોઉં છું. એટલે એમાંથી એને ખવડાવી દઉં. એમાં મારે કંઈ વધારાનું કામ કરવું પડતું નથી."

સુલેખા ઉપકારના ભાર નીચે દબાતી જ જતી હતી. આટલી સહેલાઈથી ને સાહજિકતાથી રિન્કુની જાળવણીની ચિંતા ટળી જશે એવું તો એણે સ્વપ્નામાં પણ ધારેલું નહિ. એ અકૃતજ્ઞ તો થઈ શકે નહિ. એને એમ લાગતું કે વન્દનાની ભલમનસાઈનો એ ગેરલાભ લે છે. નિખિલ વારેવારે એને ચીઢવવા એને કુશળ કાવતરું કરનાર કહેતો. સુલેખા આજકાલ લગભગ રોજ એને કશું ને કશું ખરીદીને ભેટ આપતી. સવારે નાટક કે સિનેમાની મોંઘી ટિકિટ ખરીદી લાવતી. ક્યારેક ઘર-સજાવટની ચીજો લઈ આવતી. નિખિલ મજાક કરતો કે છોકરીને સાચવવાની તું લાંચ આપે છે. સુલેખા ચિડાતી નહિ, પણ કહેતી, "કોઈ નિઃસ્વાર્થભાવે આપણો બોજો ઉપાડી લેતું હોય તો આપણાથી બને એટલો બદલો વાળવામાં માણસાઈ છે." નિખિલ કશું બોલતો નહિ. કારણ, સુલેખાએ વન્દના જોડે જે ગાઢો સંબંધ બાંધ્યો હતો, તેનાથી એને ઘણી રાહત રહેતી. એને એક દિવસ પણ રજા લેવી પડી નહોતી. પંદરવીસ દિવસ પછી કમલાએ વધારે રજા માટે કાગળ લખ્યો હતો. વંદનાની સલાહથી સુલેખાએ કમલાને કાગળ લખીને જણાવ્યું હતું કે એની એ લોકોને જરૂર નથી, માટે ન આવે. વન્દનાએ જ એને છૂટક કામવાળી શોધી આપી હતી, ને જણાવ્યું હતું કે આખા દિવસની કામવાળી રાખીને પૈસા વેડફવાની જરૂર નથી. વંદનાએ કહ્યું હતું, કે રિન્કુની જવાબદારી મારી, તમારે જરા જેટલી પણ ચિંતા કરવી નહિ.

હવે વંદનાનો સમય સારી રીતે વીતતો હતો. રિન્કુ બે વાગ્યે નિશાળેથી પાછી આવે. વન્દના એનાં હાથમોઢું ધોતી., કપડાં બદલાવતી, જમાડતી. ને નીચેના પાર્કમાં એને ફરવા લઈ જાય. એથી આસપાસનાં કૂથલીખોર લોકોને તો નિંદાનો મોકો મળી ગયો. એ લોકો કહે, "કાગડીના માળામાં કોયલનું ઇંડું મૂક્યું છે." એથી સુલેખાને ઘણી અકળામણ થતી. એને થતું કે વન્દના બહુ વધારેપડતી રિન્કુની કાળજી રાખે છે અને એનું બધું ધ્યાન એમાં જ પરોવે છે. એને થતું કે વન્દનાને કાને એ બધી નિંદા જાય ને વન્દનાનું મન ભાંગી જાય તો શું થાય ? એટલે સાવધાન રહેવું સારું. એટલે એણે વન્દનાને કહ્યું કે એ ઑફિસમાંથી ઘેર આવે ત્યાં સુધી રિન્કુને ઘરમાં જ બેસાડી રાખવી. બહાર ન લઈ જવી.

આ નવી ગોઠવણથી બધાં કરતાં વધારે ખુશ હતી રિન્કુ. વંદનાનાં લાડકોડ, પ્રેમ, ને વહાલસોયા વર્તનથી ખુશખુશાલ રહેતી. એ આખો વખત વંદના– માસીની જ વાતો કરતી હોય. વન્દનામાસી આમ કહેતાં હતાં, આમ કરતાં હતાં, તને ખબર છે મા, વંદનામાસી બહુ સારાં છે, એ મને રોજ સરસ સરસ વાર્તા કહે છે. વન્દનામાસી મારે માટે એક સરસ સ્વેટર ગૂંથે છે લાલ ઊનનું. સુલેખાને આખો વખત રિન્કુની વન્દના-પ્રશસ્તિ સાંભળવી પડતી. એ સાંભળવું હંમેશાં એને ગમતું એવું નહોતું. છોકરી ભલીભોળી છે, એટલે જરા કોઈ વહાલ કરે એટલે તેને ચીપકેલી રહે, ને બીજાં બધાંને ભૂલી જાય. એને મા કરતાં માસીનું વધારે વળગણ છે. એક આખા દિવસની કામવાળી શોધવાની જરૂર છે. એણે એ વિષે પાકો નિર્ણય લઈ લીધો.

એક દિવસ રાત્રે પથારીમાં સૂતાં સૂતાં એણે નિખિલને કહ્યું, "રિન્કુ જોઈ જોઈને પેલી વંદનાને જ જુએ છે. એ કહે છે કે રાતે હું વંદનામાસીની જોડે સૂઈશ. વન્દનામાસી સરસ સરસ વાર્તા કહે છે, ને સરસ હાલરડાં પણ ગાય છે. સાંભળતાં સાંભળતાં સરસ ઊંઘ આવી જાય. ખરી છે વંદના. પારકી છોકરીને આટલી માયા લગાડવાની હોય ?" નિખિલે વંદનાબહેનને બદલે વંદના એવું જે સુલેખાએ એનો ઉલ્લેખ કરતાં રૂપાંતર કર્યું તેથી એક આંચકો અનુભવ્યો. એને લાગ્યું કે પાછી કંઈ વિપદ આવી પડવાની. એવામાં ખબર પડી કે કમલા બીજે ક્યાંક કામે વળગી છે. હવે જો સુલેખા પાછી કંઈ ઉતાવળિયું પગલું લે તો આફત આવી પડે. બીજી કામવાળી કંઈ થોડી તરત જ મળી જાય ? બધું સારી રીતે તો નભતું હતું.

"શા માટે તું ગમે એમ ધારી લે છે ને ફાવે એમ બોલ્યાં કરે છે ? ફટ કરતી એને કંઈ ગમે એમ કહેતી નહિ. અમારી ઑફિસેથી બે દિવસ માટે પર્યટન જવાનું

હતુ વન્દના પાસે ગિન્કુને ગખી શકાય તો તુ પણ આવી શકે

આ વાત સુલેખાને ગમી એને ફરવાનુ ઘણુ ગમતુ હતુ ઑફિસમાથી પર્યટનમા પણ પહેલા બેત્રણ વાર એ જઈ શકે ની નહિ કારણ ગિન્કુને ક્યા ગખે ? એના પિયર કે સાસરામા ગિન્કુ હળેલી નહિ તેથી ગખી શકાન એમ નહોતુ એનો એક મોટો ભાઈ કલકત્તામા હતો પણ ભાભી એવી કર્કશા હતી કે એને ગિન્કુને સોપી જવાની વાત કરે તો ભડકો થાય તેમ હતુ એથી આ વખતે એ પર્યટનમા જઈ શકે તો બહુ મઝાનુ એટલે એક નાની બાળકીની જેમ એ કિલકિલાટ કરવા મડી.

આ વખતે પર્યટન પર ક્યા જવાના છો ? સુલેખાએ ખુશ થઈને પૂછ્યુ

પુરી જવાની વાત છે

સહુ સરસ. હુ બહુ નાની હતી ત્યારે ગઈ હતી હવે કશુ યાદ નથી કેટલાય વખતથી સમુદ્ર જોયો નથી સમુદ્ર જ શા માટે કેટલાય વખતથી કલકત્તાની બહાર જ ગઈ નથી

ગિન્કુના જન્મ પછી કેટલાય શોખ છોડી દેવા પડ્યા છે ફક્ત જાતજાતની વિપદોની સામે ટક્કર ઝીલતા ઝીલતા નોકરી જાળવી ગખી છે નિખિલે જેટલી વાર એને નોકરી છોડવા કહ્યુ છે ત્યારે સુલેખાએ કશી ને કશી ગોઠવણ કરીને નોકરી અને ઘરકામ બન્નેનો મેળ ખવડાવ્યો છે મૂળ તો ચાર દીવાલમા આખો દિવસ ગોંધાઈ રહેવાની વાતથી જ એને કમકમા આવે છે નોકરીનુ એને માટે ફક્ત આર્થિક પાસુ સબળુ બને એટલા માટે જ મહત્ત્વ નહોતુ પરન્તુ એ એને મુક્તિનો સ્વાદ પણ પૂરો પાડતી હતી. એ બધી વ્યક્તિગત સુખ તથા માનસિક સ્વાસ્થ્યની વાત એ નિખિલને જણાવતી નહિ નિખિલને જે સમજવુ હોય તે એ સમજે એવા બધા વિચારો કરતા કરતા એ સમુદ્રના સ્વપ્નામા ગરકાવ થઈ ગઈ એને ઊંઘનુ ઘેન ચઢ્યુ

પૂરી જવાના સમાચાર વદનાને આપવાની જરૂર રહી નહિ છોકરી એવી પાકી હતી કે માબાપની પર્યટન વિષેની વાત છાનીમાની સાભળી એણે વદનાને ખબર પહોચાડી દીધી હતી. વન્દના તો ખૂબ રાજી થઈ ગઈ ઓ મા ! તમે ઑફિસ તરફથી પુરી જવાના છો ? ગિન્કુને મારી પાસે મૂકી જજો શા માટે એ બિચારીને બે દિવસ માટે અથડાવવી ? માદી બાદી પડે તો તમારે આનદને બદલે વ્યાધિ થાય

સુલેખાએ પણ પોતાનો આનદ દબાવતા એટલુ જ કહ્યુ હુ પણ એમ વિચારતી હતી એને અહીં તમારી પાસે ગખી જાઉ તો અમનેય ચિંતા નહિ ને એને પણ રખડપટ્ટી નહિ એને શરદીબરદી થઈ ગઈ તો અમારો તો ફેરો ફોગટ જાય.

તમે જરાય ચિન્તા કરશો નહિ. ગિન્કુ એની માસીની સાથે મોજથી રહેશે

એ તમારે કહેવાની જરૂર નથી હુ સમજુ છુ તમે છો એટલે મને કેટલી નિરાત છે ગિન્કુની જરાય ચિંતા નથી અમારુ સદ્ભાગ્ય કે ગિન્કુને તમારા જેવા માસી મળ્યા

સુલેખા અત્યત પ્રસન્નચિત્તે નિખિલ જોડે પર્યટનમા ગઈ બધા જોડે આનદપ્રમોદમા સમય વિતાવતા વિતાવતા પણ વારેવારે એનુ મન ગિન્કુની પાછળ દોડી જતુ જિંદગીમા પહેલી વાર ગિન્કુ વિના એણે બે દિવસ વિતાવ્યા હતા જોતજોતામા બે દિવસ વીત્યા અને એ બન્ને હેમખેમ ઘેર પાછા આવ્યા ગિન્કુને મળવા એટલી અધીરી બની ગઈ કે બારણામા બૅગબિસ્તરો મૂકીને એ સીધી વન્દનાના ઘર તરફ દોડી. બહારનુ બારણુ બધ હોવા છતા એણે ઘટડી ન મારી. અદરથી ગિન્કુનો કિલકિલાટ સભળાતો હતો એ માસી જોડે વાતે વળગી હતી ગિન્કુ કહેતી હતી, તમે રોજ મને કહો છો, ગિન્કુ તુ મારી દીકરી શા માટે ન થઈ ? પણ હુ તો તમારી જ દીકરી છુ તમારીય દીકરી ને માની પણ દીકરી મારે બે સરસ મા છે   હા હા હા   તો મને તુ એક વાર પણ મા કહીને કેમ બોલાવતી નથી ?

બોલાવીશ. જરૂર બોલાવીશ જુઓ એક દિવસ જ્યારે કોઈ નહિ હોય ત્યારે તમને મા કહીને બોલાવીશ

હમણા શા માટે મને મા કહેતી નથી ? હમણા તો અહીં કોઈ નથી.

તો કહુ છુ જુઓ મારી મા તમે મારી મા ઓ મા ? બસ, થયુ ને ? ગિન્કુ ખિલખિલાટ હસવા લાગી સાથે સાથે જ ચુબનોનો અવાજ સુલેખાના આખા શરીરમા એક હિમશીતલ સ્રોત વહેવા માડ્યો એ એક ક્ષણ પણ ત્યા ઊભી રહી નહિ લથડતી લથડતી પોતાને ત્યા ગઈ માડમાડ રુદન ખાળીને એણે નિખિલને ગિન્કુને

વંદનાને ઘેરથી લઈ આવવા કહ્યું. પણ એની જરૂર રહી નહિ. વન્દના પોતે જ રિન્કુને કેડમાં લઈને બારણા પાછળ ઊભી હતી. "ઓ મા ! ક્યારે આવ્યાં ? મને તો ખબર જ ન પડી. કેમ, પુરીમાં ખૂબ મઝા આવી ? રિન્કુની ચિંતા થયાં કરતી હશે. ખરું ? પણ તમારી દીકરી તો સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે. એક વાર પણ માને માટે રોકકળ કરી નથી."

સુલેખાએ ઝાપટ મારીને વન્દનાની કેડ પરથી રિન્કુને ખેંચી લીધી. ને એકાએક એને તમાચા પર તમાચા માર્યા. એને ધીબી નાંખી. આથી વન્દના હેબતાઈ ગઈ, ને એણે રડમસ અવાજે કહ્યું, "એકદમ તમને શું થઈ ગયું ? બિચારી કુમળી છોકરી પર તૂટી પડ્યાં."

"મારીશ. હજી મારીશ. બે દિવસમાં એક વાર પણ જે છોકરીને મા યાદ ન આવે, તેને તો ડફણાં મારવાનાં જ હોય." સુલેખાનું રુદ્રસ્વરૂપ જોઈને અને માર ખાતી ખાતી રિન્કુએ ચીસ પાડી. વન્દના તો હબક ખાઈ ગઈ. પાસેના ઓરડામાંથી નિખિલ દોડતો આવ્યો, અને રિન્કુને સુલેખા પાસેથી છીનવી લીધી. પછી વન્દનાની મનોવેદના હળવી કરવા એણે કહ્યું," "દરિયામાં નાહી નાહીને આવ્યા પછી કલકત્તાની ગરમીથી એનું માથું ગરમ થઈ ગયું છે. તમે ચા પીને જ જજો. આ બે દિવસ રિન્કુએ તમને બહુ હેરાન કર્યાં હશે."

"ના. રહેવા દો, ભાઈ. હું તો જાઉં છું." મોઢું ચઢાવી ધમધમ કરતી વન્દના ચાલી ગઈ — પછી સુલેખા શયનખંડમાં ગઈ. અને તકિયામાં મોઢું ઘાલી છાતીફાટ રડી. સુલેખાના આવા બેહૂદા વર્તનનું કશું કારણ નિખિલને સમજાયું નહિ.

બીજે દિવસે ઊંઘમાંથી ઊઠીને સુલેખાએ કહ્યું કે એ ઑફિસમાં નહિ જાય. એના મોઢા પર ઉશ્કેરાટ જોતાં, કેમ એમ પૂછવાની હિંમત નિખિલ કરી શક્યો નહિ. રિન્કુને નિશાળમાં મોકલી, પછી નિખિલને લઈને એ પેલા દલાલને ત્યાં ગઈ. દલાલ સવારના પહોરમાં પતિપત્નીને ઘેર આવેલાં જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. એ કશું કહે તે પહેલાં સુલેખાએ એને ગંભીરતાથી કહ્યું, 'જેટલું જલદી થઈ શકે અમારે માટે ભાડાનું ઘર શોધી કાઢો તરત જ."

"શું થયું, બહેન ! આ ઘર પસંદ ન પડ્યું ? એમાં શો વાંધો છે ?"

એના સવાલનો જવાબ ન આપતાં સુલેખાએ કહ્યું, "એ ધ્યાનમાં રાખજો, કે ઘરની આસપાસ કોઈ..."

"સારાં પાડોશી જોઈએ છે ને ? સજ્જન. લપ્પનછપ્પન ન કરે એવા, ભલા માણસ." એણે સુલેખાને જે કહેવું હતું, તે કહી બતાવ્યું.

"ના. જરાય નહિ." ભારે મોઢે સુલેખાએ કહ્યું : "મારે હવે કોઈ પણ જાતના પાડોશી ન જોઈએ. મરુભૂમિમાં ઘર હશે તો પણ ચાલશે. પાડોશી તો જોઈએ જ નહિ." સુલેખાના આ નવા સિદ્ધાંતનો અર્થ નિખિલને જરા પણ ન સમજાયો. એ દલાલની સામે ચૂપચાપ ઊભો રહ્યો. દલાલે સમજવા પ્રયત્ન કરતાં કહ્યું, "થોડા વખતમાં તમને જોઈએ એવું ઘર તમને અપાવીશ..."

દલાલને ત્યાંથી પાછા ફરતાં અકળાયેલા મૂંઝાયેલા મેનિખિલે બરાડો નાંખ્યો." એકદમ આ ગાંડપણ ક્યાંથી આવ્યું ? આમ બધું ઠેકાણે પડ્યું હતું. સારી રીતે ગોઠવાઈ ગયાં હતાં. ત્યાં ઘર બદલવાની ધૂન શી રીતે સવાર થઈ ગઈ ?"

"બધી વાત તમારે શા માટે જાણવી જોઈએ ? ને જાણશો તોયે તમે સમજશો નહિ."

"થોડું તો સમજ્યો છું. તને વંદનાની ઇર્ષા આવે છે. પણ તારે રિન્કુનો વિચાર કરવો જોઈએ. આમ છોકરવાદી કરે તો મામલો વધારે ગૂંચવાશે."

"તમને ભલે છોકરવાદી લાગતી હોય. પણ માને મામલો ઘણો ગંભીર લાગે છે. વળી તમારે રિન્કુની ચિંતા કરવાની જરૂર નથી. આખા દિવસની કામવાળી શોધું છું."

"શોધે એટલે તરત મળી જાય એવું થોડું છે ? મળે છે ક્યાં ?"

"ન મળે તો રજા લઈને હું ઘરમાં રહીશ. જરૂર પડે તો હું લાંબી રજા લઈશ, ને એવું હોય તો નોકરી છોડી દઈશ. પણ આ ઘરમાં હવે એક પળ પણ રહેવું નથી." સુલેખાના મોઢાની તંગ રેખાઓ જોઈને નિખિલ સમજી ગયો કે હવે કંઈ કહેવાનો અર્થ નથી. સુલેખા એના સિદ્ધાંતમાં અટળ છે. નિખિલને હંમેશાં સગવડ શોધનારી સુલેખાનો આ ચહેરો તદ્દન અજાણ્યો લાગ્યો.

□

# 'તમે બે ને હું એક'

**સુવર્ણા**

*નિહારિકાએ હસીને મારા સામુ જોયુ*
*પલગ પર આવી જા ને '*

મને લાગ્યુ એ મનથી જ કહે છે, પણ એ મશ્કરી કરતી હોય તેમ હસીને હુ પડખુ ફરી ગઈ

છેલ્લા થો ડક વર્ષોથી હુ નિયમિતપણે દર વર્ષે અહીં આવુ છુ અહીં એટલે નિહારિકા અને ચયન પાસે અમે થોડોક વાઇન પીધો હતો બધા તબિયતની ચિંતા કરનારા એટલે એક જ સિગરેટમાથી ત્રણેએ વારાફરતી પફ લીધી પરમ આત્મીયતા, એકમેક માટે પરમ આદર આ બેની સાથે હોઉ ત્યારે હુ ત્રીજી વ્યક્તિ રહેતી નથી આ સબધને હુ તમે બે ને હુ એક એવુ નામ આપુ છુ

પણ મારે માટે આ નવુ નથી જાણે આ એક પરપરા છે પરિપાટી છે વણકહ્યો નિયમ છે જ પાળવા માટે મને હમેશ સાનુકૂળ સજોગો આવી મળ્યા છે દા ત

ક્યાથી શરૂઆત કરુ ?

*વીરાગનાથી ?* ચાલો એમ વીરાગનાને પહેલી વાર–ચાલો મારી એક વિચારપ્રક્રિયાની વાત કરુ કોઈ પણ નજીકની વ્યક્તિ વિશે કઈ પણ વિચારુ ત્યારે મને પહેલો પ્રશ્ન એ થાય કે એને પહેલી વાર ક્યા મળી ક્યારે મળી અમારા વચ્ચે શુ વાતો થઈ કોણે અમારો પરિચય કરાવ્યો વગેરે કેટલાક સબધો પૂરતુ એ શબ્દશ આબેહૂબ સચિત્ર યાદ રહી ગયુ હોય છે જ્યારે બીજા થોડાક સબધોમા પહેલી મુલાકાત ધૂધળી થઈ ક્યાક સતાઈ ગઈ હોય છે વીરાગના બાબત કઈક એવુ જ છે એ સપ્રુહાઉસમા આવતી, પણ ક્યારથી તે યાદ નથી આવતુ એ લગભગ પુરુષમિત્રોથી વીંટળાયેલી રહેતી એની આખમા આવી જાય એવી ખાસિયત એ હતી કે એ કઈ પણ પહેરે મસ્તીથી પહેરે પછી એ લુગી ને ઝભ્ભો હોય, સાડી હોય જીન્સ ને ટીશર્ટ હોય કે પજામી ડ્રેસ હોય. એને જાણે કોઈ જ વાતનો ભાર જ નહોતો. એ મિત્રો સાથે સપ્રુહાઉસમા આવતી, ક્યારેક એકલીય આવતી, પણ મને એનામા ખાસ રસ નહોતો પડ્યો મારુ મિત્રોનુ ગ્રૂપ જુદુ જ હતુ વીરાગના નૅશનલ સ્કૂલ આફ ડ્રામાની વિદ્યાર્થિની હતી ને ખુદ નાટકો લખતી. એના નાટકો ક્યારેક ક્યારેક ભજવાતા પણ ખરા ક્યારેક દેશવિદેશના માઇમ આર્ટિસ્ટો આવતા તો તે તેમના પર રિવ્યૂ પણ લખતી આમ એ કલાકાર ને વિવેચક બને હતી એટલો મને ખ્યાલ હતો

અમારા ગ્રૂપમા આલમ કરીને એક વિદ્યાર્થી હતો છેલછબીલો હસતો હસાવતો પણ હતો ચુસ્ત શિસ્તવાળો એને એક પ્રેમિકા હતી સહેલી સહેલી હિન્દુ હતી ને આલમ મુસ્લિમ એટલે એમના લગ્ન ન થયા સપ્રુહાઉસની લાન પર અમે બધા બેઠા હોઈએ ને સહેલી આવતી. ચુસ્ત પાયજામો ને ચુસ્ત કમીજ ને ઉપર લહેરાતો દુપટ્ટો ઊચી એડીવાળા સૅન્ડલ ને મોં પર બધે જ યથાસ્થાન મેકઅપ ખાસ ઢબે હોળેલા વાળ. અમારામા એ ભળી જતી એ ને આલમ એકબીજા સાથે લળીઢળીને વાતો કરતા સહેલી એક ગીત વારવાર ગાતી જૂની પેઢીનુ પેલુ સદાબહાર ગીત મહલ નુ ને રાજકુમારીએ ગાયેલુ હુસ્નલાલ ભગતરામના સગીતે મઢાયેલુ

*ઘબરાકે જો હમ સર કો*
*ટકરાયે તો અચ્છા હો*
*આસૂ મેરી આખો મેં*
*ભર આયેં તો અચ્છા હો*
*ઇસ જીને મે સૌ દુખ હૈ*
*મર જાયેં તો અચ્છા હો.*

ગાતા ગાતા ક્યારેક એ એમ જ અટકી જતી, ચૂપ થઈ જતી ને સદા હસતા ને હસાવતા આલમના

ચહેરા પર પણ થોડીક ઉદાસી ઊપસી આવતી. એવે સમયે એ હાથેથી ધીમે ધીમે વાળ સંવારતો. સહેલીનું આ ગીત કાન દઈને હું સાંભળતી ને મનોમન લૉન પર આળોટવા માંડતી, ગીતનાં લય-તર્જથી અભિભૂત થઈને. લૉન ખાલી હોય તો ક્યારેક ખરેખર આળગોટિયું પણ ખાઈ લેતી ને બધાં તાળીઓ પાડવા માંડતાં. બસ, એમ જ થોડો વખત ગયો. સહેલી આ ગીત ગાતી રહી ને બંને પ્રેમી પંખીડાં છૂટાં પડી ગયાં. સહેલીની ઇચ્છા વિરુદ્ધ એનાં લગ્ન કોઈ ધનાઢ્ય સિંધી વેપારી સાથે થઈ ગયાં. સપ્રુહાઉસની એની મુલાકાતો બંધ થઈ ગઈ. થોડા દિવસ આલમ એના વાળ સંવારતો રહ્યો ને પછી ફરી હસતો-હસાવતો થઈ ગયો. પછી શું, કેવી રીતે થયું તેની ખાસ ખબર નથી, પણ એ ને વીરાંગના મિત્રો બની ગયાં. મિત્રોમાંથી પ્રેમી-પ્રેમિકા ને છેવટે પતિ-પત્ની. જે હિંમત સહેલી ન કરી શકી તે વીરાંગનાએ કરી બતાવી.

પછીની વાત શું કરું ? અમારું મિત્રવર્તુળ છિન્નભિન્ન થઈ ગયું. એક મિત્ર મલેશિયા ચાલ્યા ગયા, એક બેનપણી ફ્રાન્સ ચાલી ગઈ, એક બીજા મિત્ર નેપાળ ચાલ્યા ગયા, કોઈ વળી જર્મની તો કોઈ બ્રિટન. હું એકલીઅટૂલી ને મારી સાથે સપ્રુહાઉસની લૉન રહી ગઈ. લૉન પર બેસવાની, ધીમે ધીમે ઘાસ તોડતાં તોડતાં ઊંડા વિચારમાં પડી જવાની, મનોમન લૉન પર દોડવાની તો ક્યારેક આળોટવાની ટેવ ન ગઈ. સપ્રુહાઉસની લૉન વિશે એક ચિત્રકાર મિત્રે ખાસ વાક્ય લખ્યું હતું : 'સપ્રુહાઉસની લૉન સારી છે. એને જોવા માટે બે આંખો ઓછી પડે. એ પછી મનેય થતું, મારી પાસે અનેક આંખો હોત તો કેટલું સારું થાત ! બસ, લાયબ્રેરીમાં થાક લાગે ને ચાર પગથિયાં ઊતરી સીધી લૉન પર જઈ બેસી જાઉં, ઘાસ તોડતી રહું.

એ પછી ખબર નહીં ક્યારે, શું કેવી રીતે થયું, પણ વીરાંગના, આલમ ને હું લગભગ ઇન્સેપરેબલ ત્રિપુટી બની ગયાં. કંઈ પણ કરે આલમ, મને પોતાના ને વીરાંગનાના કાર્યક્રમમાં શામેલ કરે જ કરે. હું ઉદાસ હોઉં તો મને પૂછ્યા વગર જ ફિલ્મની ત્રણ ટિકિટ લઈ આવે. વીરાંગના, આલમ ને હું, અમે 'દેવદાસ' – 'હેન્રી ફોર્થ', 'બેકેટ' જેવી ઘણી ફિલ્મો સાથે જોઈ નાખી. વીરાંગના આગ્રહ રાખતી કે આલમ વચમાં બેસે. હું ને આલમ ખૂબ નજીક હોવા છતાં એકબીજાં માટે સેક્સલેસ હતાં ને મને એ ખૂબ ગમતું. મનોમન આલમ તરફ આદરથી માથું ઝૂકી જતું. ક્યારેક આલમ ને વીરાંગનાની પટૌડીહાઉસની કૉટેજમાં એ લોકો મને બિયર પીવા બોલાવતાં. અમે ત્રણ સાથે થોડું પીતાં. આલમ ગાતો ખૂબ સરસ... એની એક પ્રિય ગઝલ હતી, 'શામે ફિરાક અબ ન છેડ, આઇ કિ આકે ટલ ગઈ... દિલ થા કિ ફિર બહેલ ગયા, જાં થી કિ ફિર મચલ ગઈ...' ક્યારેક હુંય ગાતી, જોકે ખૂબ ઓછું.

પછી વચ્ચે વચ્ચે વીરાંગના કે આલમ કે ક્યારેક બંને મને કહેતાં,

'હવે તુંય પ્રેમમાં પડ... તો આપણે ત્રિપુટીમાંથી ચોપુટી બનીએ.'

હું કહેતી, 'હું પ્રેમમાં તો છું જ, ને !'

'કોના ?'

'તમારા બેના...' ને બધાં હસી પડતાં. વીરાંગના ચિડાતી, 'બચ્ચા જેવી વાત ન કર. અમે કયા પ્રેમની વાત કરીએ છીએ તે તું નથી જાણતી ?'

'ના, એવા પ્રેમમાં તમે પડ્યાં છો એ બહુ છે, મારે નથી પડવું.' કહી હું ઊભી થઈ જતી. 'એય પગલી,' કહી વીરાંગના હાથ પકડી મને નીચે બેસાડવા કરતી. હું તોફાની બની હાથ છોડાવી લેતી ને ત્યાંથી રૂમ તરફ ચાલવા માંડતી. મારા મનમાં ને ચાલમાં મદમસ્ત મસ્તી આવી જતી, 'હું હજુ સુધી કોઈનાય પ્રેમમાં નથી પડી... કેટલી મજાની વાત છે !...' મને એકલાં કેટલી મજા આવે છે... ને તે કરતાંય વધુ તો વીરાંગના–આલમ સાથે. ને આવા તો કેટલા બધા સંબંધો છે... પછી મને કોની જરૂર ? પછી એમ જ ચાલ્યા કરત અમારી ત્રિપુટી, ને મારાં બાકીનાં વર્ષો સુપેરે વીતી જાત. પણ એક દિવસ–

એમ જ હું સહેજ ઉદાસ થઈ ગઈ. નિહારિકા હજુય પલંગને ટેકે અડધી આડી પડેલી હતી. એ તરફ જોયા વગર હું ઊભી થઈ ગઈ, પાણી પીધું, બાથરૂમ ગઈ ને ત્યાં કમોડ પર બેઠાં બેઠાં જ વિચારે ચડી ગઈ.

જાણે કોઈને મારી વાત કહી રહી હોઉ કોઈને રા માટે ? કોઈને કે સોને ?

વીરાગના–આલમ સાથે હતો તે જ અરસામા સપ્રુહાઉસમા જ મારે તમે બે ને હુ એક વાળો બીજો પણ એક સબધ હતો મીતા ને ડૉ કુમાર એ બને પણ પ્રેમીઓ હતા મીતા ત્રિપુરાથી આવી હતી લગભગ જ્યુલી ક્રિસ્ટી જેવુ નમણુ નાક ને મીઠા હોઠ ખૂબ જ ચબરાક વાતે વાતે હસવુ ને હસાવવુ એ એનો ધર્મ ડૉ કુમાર ચાલીસેક વર્ષના હતા ને મીતા બાવીસ વળી ડૉ કુમારને બે પત્નીઓ હતી ને બે બાળકો એક પત્ની મેરઠમા ને તેનાથી એક બાળક ને બીજી પત્ની તાશકદ–રશિયામા–ને એનાથી એક બાળકી આટલી જટિલતા વચ્ચે મીતા ડૉ કુમારના ગળાડૂબ પ્રેમમા હતી પ્રેમ સાથે પોતાના કામ માટે પણ મીતા ખૂબ સચેત હતી એ ગમે તેટલી દુખી હોય પણ પોતાના અભ્યાસને બિલકુલ ન અવગણતી એને પોતાના રાજ્ય ત્રિપુરા માટેય ખૂબ લાગી આવતુ 'અમારુ રાજ્ય છેવાડાનુ છે એટલે વિકાસ માટે અવગણાય છે એ કેટલા દુખની વાત છે મારે માટે તે હુ કહી શકતી નથી ખરેખર તો ડૉ કુમાર સાથે મીતાનો પરિચય આને લગતા એક ઝઘડામાથી જ થયો હતો ' મીતા ત્રિપુરાની છે તે જાણ્યા પછી ડૉ કુમાર ડાઇનિંગ ટેબલ પર મીતા સાથે એક જ ટેબલ પર આવી ગયા હોય તો ત્રિપુરા વિષે ખૂબ અષ્ટમ્–પષ્ટમ્ બોલતા છેવાડાના રાજ્યો તે કંઈ વિકસતા હશે ? વળી એમને કેન્દ્ર સરકાર લાખ મદદ કરે એ આળસુ આળસી શકતા જ નથી ક્યાંથી આવે ? જાતમહેનત વગર ચાલે ? એક રાતે ડૉ કુમારને જમતા જમતા આમ બોલતા સાભળી મીતાનો પારો ચડી ગયો તમે પોતાને શુ સમજો છો, ડૉ કુમાર ? તમે પોતાને મોટા સ્કૉલર સમજતા હશો, પણ મારા રાજ્ય વિશે તમને કોડીનુય જ્ઞાન નથી શેઇમ ઑન યુ –' કહી એ ડાઇનિંગ હૉલ છોડીને ચાલી ગયેલી આજુબાજુવાળા બધા છક્ક થઈ ગયા હતા મીતાના આખાબોલાપણાથી ડૉ કુમાર ખૂબ પ્રભાવિત થઈ ગયા મીતાને નીચે બોલાવી ખાસ સૉરી કહ્યુ સાથે ચા પીધા ધીમે ધીમે નજીક આવ્યા ને પછી પ્રેમી પ્રેમિકા બની ગયા

મીતા ને હુ બને હૉસ્ટેલમા રહેતા હુ બૅંગકૉકથી પાછી આવી ત્યારે મીતા અમારા જૂના ગ્રૂપમા ભળી ગઈ હતી પછી ઉપર કહ્યુ તેમ બધા પોતપોતાના વિસ્તારમા ક્ષેત્રકાર્ય કરવા ઊપડી ગયા હતા ને હૉસ્ટેલમા હુ ને મીતા રહી ગયા હતા અમે સાથે જમવા જતા ને એ દરમિયાન મીતા ને ડૉ કુમાર નજીક આવી ગયા હતા

આ યુગલે પણ મને ક્યારેય આઉટસાઇડરની ફીલિંગ નથી આપી ડૉ કુમાર મધ્યપ્રદેશની સાગર યુનિવર્સિટીમા પ્રોફેસર હતા ને પછી સપ્રુહાઉસમા રશિયન સ્ટડીઝમા પ્રાધ્યાપક બન્યા હતા હુ યમુના કૉલેજમા ભણાવતી હતી બપોર પછી ભણાવીને પાછી ફરતી પછી મીતા, ડૉ કુમાર ને હું સાથે કૅન્ટીનમા ચા પીવા જતા રાત્રે મોડે સુધી હુ ને મીતા વાતો કરતા રહેતા એ રોજ સવારે વાચવા માટે વહેલી ઊઠતી ને મને કૉલેજ જવા માટે લગભગ છ વાગ્યે ઉઠાડવા મારુ બારણુ ખખડાવી જતી અમારી રાતની વાતોમા કા તો એ ત્રિપુરાના વિકાસની ચિંતા કરતી, કા તો ડૉ કુમારની વાતો કરતી શુ થાય તો મને ડૉ કુમાર મળે ? આઈ લવ હિમ સો ડેસ્પરેટલી ' કહી એક દિવસ એ બોલેલી પહેલી વાર હુ ને ડૉ કુમાર એકલા પડ્યા ત્યાર પહેલા મેં પ્રેમનો એકરાર નહોતો કર્યો મારી હિંમત જ ન ચાલતી પાછા એ તો બે જગ્યાએ ઇન્વૉલ્વ્ડ હતા, એટલે એ તો પ્રેમનો એકરાર કરે જ નહીં પણ હુ એમને ભેટી પડી ને મે એમને કિસ કરી એટલી પૅશનેટલી કે એ સમજી ગયા કે હુ ગળાડૂબ એમના પ્રેમમા છુ

મારા ને મીતાના સબધમા હુ પેશન્ટ લિસનર હતી ને મીતા અવિરત વાચા વહેવડાવતી અમે ત્રણ ક્યારેક ફિલ્મ જોવા જતા ક્યારેક બહાર જમવા મેરા નામ જોકર જેવી ફિલ્મના પ્રેમિયરમા ડૉ કુમારને આમત્રણ હોય તો એ મીતા સાથે મનેય આમત્રણ આપતા મને ક્યાંય એવુ ન લાગતુ કે હુ ઇન્ટ્રુડર છુ એક બાજુ વીરાગના ને આલમ ને બીજી બાજુ મીતા

ને ડૉ. કુમાર-જો આ બંને યુગલો લૉન પર જુદી જુદી જગ્યાએ વિરાજેલાં હોય ને હું ત્યાંથી પસાર થતી હોઉં તો મને મીઠી મૂંઝવણ થઈ જાય કે કોની પાસે જઈને બેસું ? આવે વખતે દૂરથી ચાર હાથ મને આવકારતા દેખાય ને મને ધર્મસંકટ થાય કે ક્યાં જઈને પથરાઉં. પછી જે નજીક હોય તેમની પાસે જઈ લંબાવી દઉં. ક્યારેક આલમ-વીરાંગના ઊભાં થઈ મને પકડી લેતાં ને ચા પીવા કેન્ટીનમાં લઈ જતાં. તેવે વખતે મીતા –ડૉ. કુમારને હાથથી ઈશારો કરી હું કહેતી જાઉં, 'મારી રાહ જોજો, હમણાં જ પાછી આવું છું.' મીતાનો હસતો ચહેરો મારા મનમાં રમ્યા કરતો હોય ને હું આલમ-વીરાંગના સાથે હસતાં હસતા કેન્ટીનમાં પહોંચી જાઉં, જ્યાં આલમની મજાકોના ફુવારા ઊડવા માંડે.

મેં ફ્લશ ચાલુ કર્યું ત્યારે ખ્યાલ આવ્યો કે હું એમ જ કમોડ પર બેસી રહી હતી. થયું, નિહારિકા-ચયન રોમાન્સ કર્યા પછી ઊંઘી ગયાં હોય તો સારું. હું બહાર નીકળી. બંને જાગતાં હતાં ! મને સહેજ થડકાર પેઠો. ખૂબ અંધારું હતું તેથી આંખ ન મળી, માત્ર બંનેનો થોડો અવાજ જ સંભળાયો. હું પાછી મારી નીચેની પથારીમાં આડી પડી. થતું હતું, લાંબી ઊંઘ તાણું, પણ મન વિચારે ચડી જતું હતું. નિહારિકાએ નાઇટલૅમ્પનું બટન દબાવ્યું, 'જાણી જોઈને વાર કરી, ને ! ચાલ, હવે ઉપર આવી જ જા...' હું ફરી ખડખડાટ હસી પડી ને ફરી નિહારિકા મશ્કરી જ કરે છે તેવું માની પડખું ફરી ગઈ...

નિહારિકા ને ચયન ! નિહારિકા, ચયન ને હું ! નિહારિકાને ખબર છે, એના પ્રસ્તાવનો શો અર્થ થાય છે ?

ચયન – નિહારિકા ફર્સ્ટ કઝિન હતાં, પણ ખૂબ પ્રેમમાં હતાં. ચયન બહારગામ રહેતો ને નિહારિકાને મળવા ક્યારેક દિલ્હી આવતો. નિહારિકા મારી હૉસ્ટેલમાં રાત રહેવા આવતી ને ત્યાંથી ચયન સાથે ચાલી જતી. નિહારિકા મારી હૉસ્ટેલ પર આવે તે પહેલાં ક્યારેક ચયન આવી જતો. અમે બે બંગાળી માર્કેટ કે કનાટ-પ્લેસની કોઈ રેસ્ટોરાંમાં ચા પીવા જતાં. બંનેના લગ્નમાં કેવાં વિકરાળ વિઘ્નો છે તેની વિગતે વાત ચયન મને કરતો. પછી નિહારિકાના આવવાના સમયે અમે પાછાં હૉસ્ટેલ પર આવી જતાં.' નિહારિકાની સમસ્યાઓ મને મારી જ સમસ્યાઓ લાગે એટલી અમારા વચ્ચે આત્મીયતા હતી. એ ચયન સાથે કોઈ હોટલમાં રાત ગાળવા જતી ત્યારે મને આખી રાત ફડકો રહેતો કે અચાનક કોઈ ઇમરજન્સી આવી ગઈ ને નિહારિકાને ઘેરથી કોઈ એને મળવા કે લેવા મારી હૉસ્ટેલ પર આવી ચડશે તો ? બીજે દિવસે સવારે નિહારિકા હૉસ્ટેલ પર પાછી આવી, ચાનાસ્તો કરી પોતાને ઘેર પાછી ચાલી જતી. ચયન મુંબઈ પાછો ચાલ્યો જતો. ત્યાંથી મારે જ સરનામે કાગળ લખતો ને પોતાના દિલ્હી આવવાના સમાચાર મને જ ફોન પર આપતો.

આ ને આવાં બીજા થોડાંક યુગલોના પરસ્પરના પ્રેમને હું હંમેશ યાદ કરતી રહું છું. એ મારા જીવનનું અમૂલ્ય પાથેય છે. આ દરેક યુગલમાં દૂધમાં ખાંડ ભળી જાય તે રીતે હું ભળી ગઈ હતી. તે વિચારીને હજુ આજે પણ દિલની ધડકન વધી જાય છે, ફરી અતીતમાં સંતાઈ જવાનું મન થાય છે.

મારા 'તમે બે ને હું એક'વાળા મોટા ભાગના સંબંધો અડધે રસ્તે અટવાઈ ગયા, લગ્નમાં પરિણમ્યો તે સંબંધ ચયન-નિહારિકાનો. સૌથી દુ:ખદ અંત આવ્યો વીરાંગના ને આલમનો. અમે ત્રણ સાથે હતાં એ દરમિયાન જ એ બે વચ્ચે થોડા ઝઘડા શરૂ થઈ ગયા. મારી ભૂમિકા બંનેને ભેગાં કે જુદાં જુદાં સાંભળીને એમના ઝઘડા પતાવવાની રહી. બેઉ એકબીજાની ફરિયાદ લઈને મારી પાસે આવતાં. મને ક્યારેક વીરાંગના સાચી લાગતી તો ક્યારેક આલમ. પછી વાત એ હદે પહોંચી ગઈ કે વીરાંગના એનાં મમ્મી-પાપાને ઘેર મુંબઈ ચાલી ગઈ. એ લોકોએ રીતસર ડિવૉર્સ નહોતા લીધા. મુંબઈમાં વીરાંગના કોઈ ફિલ્મમેકરના સંપર્કમાં આવી. એક રાત્રે બંને દરિયાકિનારે વાતો કરતાં બેઠાં હતાં. વીરાંગના એની સાથે કેટલું નજીક હતી મને કંઈ જ ખબર નથી. હું દિલ્હી હતી ને બીજે દિવસે છાપામાં સમાચાર હતા

કે વીરાગના ગુલાટી ને અવતાર અરોરાનુ અકસ્માતમા મૃત્યુ બનેના મૃતદેહ દરિયામાથી બહાર કાઢવામા આવેલા એ ખરેખર અકસ્માત હતો કે આત્મહત્યા તેનુ રહસ્ય આજ સુધી ઊકલ્યુ નથી

મને તો વીરાગના ને આલમ છૂટા પડ્યા તેથી જ આઇડેન્ટિટી ક્રાઇસિસ જેવુ થઈ ગયુ હતુ કુદરતની કૃપાથી એ કપરા કાળમ મીતા ને ડૉ કુમાર મારી સાથે જ હતા તેથી મારો તરફડાટ અસહ્ય ન બન્યો

પણ પછી સબધનુ અટપટુ શાસ્ત્ર મારા આ બીજા યુગલનેય ભરખી ગયુ ડૉ કુમારની રશિયન પત્ની બેબીને લઈને ભારત આવી ચડી એના અતિઆગ્રહને વશ થઈને ડૉ કુમારે એની સાથે દિલ્હીમા ઘર રાખીને રહેવાનુ સ્વીકાર્યું મીતા માટે આ આઘાત ભયકર હતો પણ ક્યારેક પ્રેમનો ઊડો આઘાત ન જીરવાય ત્યારે એને સહ્ય બનાવવા આપણે તરત બીજા કોઈના પ્રેમમા પડી જઈએ કે કોઈ બીજો ગાઢ સબધ બાધી નાખીએ તેવુ જ મીતાની બાબતમાય બન્યુ જે દિવસથી ડૉ કુમાર શ્વેતલાના સાથે રહેતા થયા તેને બીજે જ અઠવાડિયે મીતા પણ ડૉ કુમારના જ કોઈ મિત્ર સી એમ સાથે લગ્નગ્રથિથી જોડાઈ ગઈ ! ખરેખર તો એને ભણ્યા પછી ત્રિપુરા પાછા જઈ પોતાના પ્રાન્તના વિકાસ માટે કઈક કરી છૂટવુ હતુ પણ એના એ સપનાનુ શુ થયુ તે પૂછવા જેટલા હોશકોશ મને જ નહોતા ! થોડા થોડા સમયના અતરે તમે બે ને હુ એક વાળા મારા બે સબધો જમીનદોસ્ત થઈ ગયા હતા ને મને એક-જ દમ અનાથ થઈ ગયાની લાગણીએ ઘેરી લીધી હતી

પણ આ વખતેય મા કુદરતની મારા પર કૃપા હતી. નિહારિકા ને ચયન મારા હતા જ હતા એટલુ ખરુ કે નિહારિકા હૉસ્ટેલમા નહોતી રહેતી ને ચયન દિલ્હી નહીં મુબઈમાં હતો તેથી અમે ત્રણ સાથે હોઈએ એવો વખત ખૂબ ઓછો રહેતો

ચયન ને નિહારિકા ! મારા પરિચયમા છે એ બધા જ લગ્નોમાથી સર્વોત્કૃષ્ટ લગ્ન એટલે ચયન ને નિહારિકાનુ એ લોકોના લગ્નમા પણ ઘણા વિઘ્નો આવ્યા. સૌથી પહેલા તો ઉપર કહ્યુ તેમ એ લોકો મામા ફઈના ભાઈ-બેન હોવાથી બનેના ઘરમાંથી જ સખત વિરોધ હતો પણ પછી બનેની વર્ષોની ધીરજ સ્થિરતા, પરસ્પરની વફાદારી ને નિર્ણયની અડગતા જોઈ એક પછી એક એમ બધા વડીલો પીગળ્યા ને છેવટે તો પૂરી ધામધૂમથી એમના લગ્ન થયા લગ્ન પછી ચયન ને નિહારિકા હનીમૂન માટે કાશ્મીર ગયા હતા ત્યા ચયન અચાનક માદો પડી ગયો ને તેઓ તરત પાછા આવી ગયા એ પછી નિહારિકાની રાતદિવસની ચાકરીએ ચયનને પાછો સાજો ને તાજોમાજો કરી દીધો હુ આ બધુ દૂરદૂરથી અધ્ધર જીવે જોયા કરતી, કેમ કે હુ હમેશા એમના જીવનનો અભિન્ન ભાગ રહી હતી દર વર્ષે થોડા દિવસ એમને ત્યા આવવુ એ મારે માટે અનિવાર્ય છે ચયન નિહારિકા માટે પણ આ વર્ષે તો નિહારિકા ચયનની આત્મીયતાના ઘોડાપૂર વહી રહ્યા છે ! શી ખબર કેમ ?

મારા મનમા નિહારિકાના શબ્દો પડઘાયા કર્યા આવી જા ને પલગ પર જોડાઈ જા ને અમારી સાથે ! કેવી આત્મીયતા ! કેવી ઉદારતા ! મારે માટે કેટલો પ્રેમ ને કેટલો આદર ! બધા વહાલા યુગલમિત્રો કહે છે તુ અમારી સાથે હોય ત્યારે અમારા બે વચ્ચે ત્રીજુ કોઈ હોય એવો ભાર બિલકુલ લાગતો નથી નિહારિકા તો વળી આ વખતે ત્યા સુધી બોલી ઘણી વાર તો તને યાદ કરવાથી અમે પરસ્પર વધુ આત્મીયતા માણીએ છીએ ને સાચુ માનજે ક્યારેક તો તારી ગેરહાજરી ખૂબ સાલે છે

પણ મારે તો પડખુ ફરીને જ સૂવુ છે ને મને એ જ ગમે છે એમ મનમા બોલી હુ ફરી મારા યુગલ-સબધો વિશે મનોમથનમા પડી ગઈ મારી જિંદગી હવે આમ જ વીતશે. દોસ્તો, એ કેટલી મજાની વાત છે ! તો પછી મેં બાધેલી લક્ષ્મણરેખા નિહારિકા કેમ તોડવા માગે છે ? એટલા માટે કે એ તને સર્વોત્કૃષ્ટ સુખ શુ છે તે સમજાવવા માગે છે પણ મને તો સર્વોત્કૃષ્ટ સુખ મળી જ ગયુ છે તો પછી ? ખરેખર મળી ગયુ છે કે તેં માની લીધુ છે કે મળી ગયુ છે ? કેમ માની લીધુ છે ? યુગલમિત્રો સાથે અભૌમ આત્મીયતા માણી રહી છે અત્યારેય ને હમણા હમણા યત્રતત્રસર્વત્ર એ

મળવા માંડી છે તે ઓછું છે ? તે માત્ર માની લીધેલું છે ? બિલકુલ નહીં.

કેટલી જિંદગી વીતી ગઈ ! દુનિયામાં ને યુગલમિત્રોની પોતપોતાની દુનિયાઓમાં પણ કેટલા ફેરફાર થયા, પણ મારા પૂરતું 'તમે બે ને હું એક' વાળી પરંપરા અતૂટ ચાલતી આવી છે. મને હતું, એક ઉંમર પછી ખૂબ આત્મીયતા લાગે તેવા સંબંધો બનતા અટકી જાય છે. લાખ પ્રયત્ન કરો, પણ ચડતી જુવાનીનાં જોમખુમારીમાં ઊગેલાં આત્મીયતાનાં વૃક્ષો આગળ જતાં નવી જમીનમાં ઊગી શકતાં નથી, કદાચ હોય તેય સુકાઈ જાય. પણ મારા જીવનમાં એવું ન બન્યું. નવા ઘણા સંબંધો બંધાયા, ક્યાંક જૂનાય તાજા થયા, હા, પણ આ બધાને અંતે આકૃતિ તો એક જ રહી, 'તમે બે ને હું એક – તમે બે એક ને હું તમારાં બંનેમાં એકાકાર ! માત્ર એકમાં નહીં, માત્ર બીજામાં નહીં, બંનેમાં એકીસમયે, એકીસાથે ને પૂર્ણપણે !

પણ હું મેં દોરેલી લક્ષ્મણરેખા ક્યારેય ઓળંગવા નહોતી માગતી. નિહારિકાએ પરમોચ્ચ આત્મીયતાની અભિવ્યક્તિ માટે આ સૂચન કર્યું તેથી હું સહેજ ચોંકી ઊઠી. મારામાં ખૂબ બધા ભાવો એકી-સાથે જાગી ઊઠ્યા. સૌથી વિશેષ તો એ ભાવ કે જાતીય વૃત્તિની તૃપ્તિ ખરેખર આટલી બધી જરૂરી છે ? તે માટે કોઈને પ્રેમ કરી એની નજીક જવું જ જોઈએ ? ને તેમ ન થાય તો આમ નિહારિકા-ચયન સાથે તો તેમ, પણ જોડાઈ જવું જોઈએ એવું ? એમાંય વાંધો નહીં એટલી જાતીય વૃત્તિની તૃપ્તિ જરૂરી છે ? મને સહેજ આંચકો લાગ્યો કે મારા અંતરતમના આવેગો પૂરા કરવા માટે પણ હું એક આખા યુગલ પર આધારિત થઈ ગઈ છું ? ખરેખર એવું છે ? શું મારામાં એ શોધીને સ્વીકારી શકવાની નૈતિક હિંમત કે સ્પષ્ટતા નહોતી ? એય નિહારિકા મને સમજાવે ત્યારે જ હું સમજી શકું તેમ છું ? પણ મેં તો ન-સેક્સનો ગુજારેલો એકેએક લમ્હો મદમસ્તીથી વિતાવ્યો છે એનું શું ? મને ક્યારેય કોઈ અભાવ આ લોકોએ જ લાગવા દીધો નથી એનું શું ? અભાવ ? ખરેખર અભાવ લાગ્યો જ નથી મને ? અભાવ હોવા છતાં ન અનુભવવો એય અધૂરા વ્યક્તિત્વની નિશાની નથી ? જેને હું પ્રેમમાં ન પડવાની મસ્તી ગણું છું તેય એક પ્રકારની નિર્વીર્યતા ન હોઈ શકે ? કયા પ્રકારની નિર્વીર્યતા ? કદાચ મારામાં સ્ત્રી તરીકે કંઈક ખૂટે છે. કદાચ મારામાં હૉર્મોનનું અસંતુલન છે. કદાચ હું ફીમેલ યુનક છું ! કે પછી ટ્રાન્સસેક્સ્યુ-અલ ? હું સહેજ ધ્રૂજી ગઈ. છોકરી, આ બધા શબ્દો જાણ્યા-વાંચ્યા છે એટલે એમનો આમ છૂટા દોરે ઉપયોગ કરવાનો ? પણ... નિહારિકા, વહાલી નિહારિકા, તને ખબર છે, તું મને કયા વિશ્વમાં ખેંચી જઈ રહી છે ? હવે હું પલંગ પર ન આવું તોય મારી અંદર તો તેં ઝંઝાવાત ઊભો કરી જ દીધો ! આજે હું પહેલી વાર આ નવી દિશામાં આત્મનિરીક્ષણ કરવા બદ્ધ થઈ છું ને પોતાને પૂછી રહી છું કે 'હું અત્યાર સુધી પ્રેમમાં કેમ ન પડી ? એટલા માટે કે હું નાનપણથી પોતાને કહેતી કે મારે લગ્ન નથી કરવાં. ને લગ્ન ન કરવાં હોય તો પ્રેમ પણ ન કરાય. મારે અખંડ બ્રહ્મચર્ય પાળવું હતું. મારે અનાઘ્રાત પુષ્પ રહીને જીવવું હતું ને અસ્પૃષ્ટ ચંદ્રિકા બનીને મરવું હતું ! મને વિક્ટોરિયન ને પ્યુરિટન હોવાનું ગુમાન હતું. હતું ? શું બોલે છે ? હતું ? હવે નથી ?

હું તો ખરેખર માનતી રહી કે 'તમે બે ને હું એક'માં મારી જિંદગી સુપેરે વીતી જશે. આજે એય સવાલ જાગી રહ્યો છે કે હું આવા સંબંધોમાં શું શોધતી હતી ? માતાપિતા ? શું ? હા, હૂંફાળાં માતા-પિતા, જે મને જેવી હોઉં તેવી સ્વીકારી લે... ખરેખર ? કે પછી ક્યારેય જાતીય આવેગ ન અનુભવી શકનાર હું કોઈ રક્ષણાત્મક કવચ ઓઢી લેતી હઈશ એમની છત્રછાયામાં ?

સાચું માનજો, મને હજુ સુધી શારીરિક ખેંચાણ શું હોય, જાતીય આવેગ વખતે તન-મનમાં શા ફેરફાર થાય તેની બિલકુલ ખબર જ નથી. એવું કેમ ? હું ખરેખર જેને ફ્રિજિડ કહે છે તે હઈશ ? પાછી શબ્દોની જાળ...? જે હોય તે, મને જાતીય વૃત્તિના સંતોષનો ક્યારેય અભાવ નથી લાગ્યો. માનશો ? જ્યારે કોઈ યુગલને જોઉં ત્યારે મને ક્યારેય એવું નથી થયું કે

નિહારિકાને ચયન છે વીરાગનાને આલમ છે નિમિત્તાને પરિમિત છે તરુણિકાને યૂસુફભાઈ છે તો મારેય કોઈ હોય મને તો શિલ્પાનુ એ બેમા ભળી જવાની વૃત્તિ થઈ આવે મને તો એવુ વિચારવુ ખૂબ ગમે કે હુ બનેની છુ ને બને મારા છે ' સાચુ કહુ છુ હુ ખરેખર અબુધ છુ અજ્ઞાની છુ મને ખબર જ નથી કે આ સિવાયના સવેદનો કેવા હોય મને ખબર નથી કે સ્ત્રીને પુરુષનો સ્પર્શ થાય ત્યારે કેવી ઝણઝણાટી થાય મને ભ્રાતાના હૂફાળા સ્પર્શની ખબર છે માતાના નિર્મળ સ્પર્શનીય ખબર છે બેનના આત્મીય સ્પર્શનીય ખબર છે જ પણ પુરુષના ઉત્તેજક સ્પર્શની મને ખબર જ નથી મને સાચુકલો સવાલ થાય છે કે એ શુ હશે ? એક પ્રકારનુ કુતૂહલ કુતૂહલ કે ઇચ્છા ? ખબર નહીં પણ આજે કદાચ નિહારિકાના સૂચનથી જાગી જવાને કારણે — થાય છે કે મારેય કોઈ હોય, કોઈ એટલે કે કોઈ એક પુરુષ, અમે બેમાથી એક બનીએ તે માટે જાતીય વૃત્તિનો પુલ બાધીએ, તો ? તો શુ થાય ? બે હૃદયો મળે ને બે શરીરો મળે ત્યારે શુ થાય ? જુઓ મારુ અજ્ઞાન ' મારુ બિનઅનુભવીપણુ ' બિનઅનુભવ ? ને જો અમે બે એકત્વનો અહેસાસ કરી શકીએ તો ? સાચુ કહુ છુ પ્રેમ ને જાતીય વૃત્તિ મારે માટે કલ્પનાનો વિષય છે કુતૂહલનો વિષય છે પણ હવે એ ઇચ્છાનો વિષય બની રહ્યો છે ? ખબર નથી, પણ મારે નિહારિકા પાસે નથી જવુ એની — એમની નજીક જઈને શુ ? નિહારિકા મને શિખવાડશે કે જાતીય વૃત્તિનો સર્વોચ્ચ આહ્લાદ શુ છે ? કે ચયન કે બને ? બાપ રે મારે ખરેખર એ શીખવુ જ છે ? ના, ના ત્યારે તો શિલ્પાનો મારામાનો દકિયાનૂસી સુફિયાણો જીવ જાગી ઊઠે છે એક ઘર તો ચુડેલ પણ છોડી દે છે તો હુ ભર્યાભાદર્યા યુગલની વચ્ચે પડુ ? પણ હુ ક્યા પડુ છુ ? નિહારિકા સામેથી મને પડાવવા માગે છે ' એ કદાચ ખરેખર માને છે કે એક વાર મને જાતીય વૃત્તિથી મળતા સુખનો જાત અનુભવ થઈ જશે તો પ્રેમની, પુરુષની ઝખના આપોઆપ જાગી જ ઊઠશે ને પછી કોઈ ને કોઈ સુપાત્ર પર કળશ ઢોળાઈને જ રહેશે નિહારિકા ખરેખર આટલુ લાબુ વિચારે છે ? રસ્તો. બાકી ચયન નિહારિકાનુ લગ્નજીવન પ્રેમજીવન, જાતીય જીવન કેટલુ સભર છે ' એમા એ લોકોને વળી મારી જરૂર શી પડે ? તો પછી મને જાતીય વૃત્તિના પાઠ શીખવવા માટે એની કક્કાબારાખડી બતાવવા માટે નિહારિકા પોતાની પાસે બોલાવે છે ? તો એક શિષ્યા તરીકે જોડાઈ જાઉ એમ ? ના એમ કરતા મન અચકાય છે કેમ અચકાય છે ? નિહારિકા સપૂર્ણ આદર સાથે મને આમત્રી રહી છે ને તોય મારો મનમોરલો નાચતો નથી. એક મન કહે છે નથિંગ ઇઝ રૉંગ ઇન ઇટ ને છતા એ જ મન કહે છે કે સમથિંગ ઇઝ નૉટ રાઇટ સમથિંગ શુ છે ? એ સમથિંગ સમજાય તો મને મારી અત્યાર સુધીની કોરી-કોરી ? આટલી મસ્તીથી જિવાયેલી બ્રહ્મચર્યની જિંદગી હવે એકાએક તને કોરી લાગવા માડી ? જિંદગી સમજાય જીવવાનો અર્થ સમજાય સબધનો મર્મ સમજાય પણ એ સમથિંગ સમજાય તો જ એ સમથિંગ ખરેખર શુ છે ? મારુ ઇનરમોસ્ટ બીઇંગ ? તો મારુ ઇનરમોસ્ટ બીઇંગ શુ છે ?

આ પ્રકારના સબધોમા ખરેખર મારુ ઇનરમોસ્ટ બીઇંગ વ્યક્ત થાય છે ? હુ ખરેખર આવા સબધો માટે જ નિર્માઈ છુ ? કોઈ એક વ્યક્તિની પુરુષની પૂરેપૂરી જવાબદારી લઈ એને નિકટ આવવા દેતા મને કશુ રોકે છે ? તો શુ ? મારામા સામાન્ય સ્ત્રી તરીકેના ગુણોનો અભાવ હશે ? એવા સેલ્ફ-ડાઉટ મને થવા લાગ્યા.

મારી આખ ઘેરાવા માડી હતી ચયન-નિહારિકા ધીમે ધીમે ગુસપુસ કરતા હતા બેમાથી એકે સૂવાનુ નામ લેતુ નહોતુ મને હસવુય આવતુ હતુ થોડીક ભીતિય લાગતી હતી ને મારો પૂર્ણ સ્વીકાર થઈ રહ્યો છે એ પ્રતીતિથી સેલ્ફ એસ્ટીમ ઊચેય જતો હતો ' આખોમા ઘેન વધતુ જતુ હતુ ને

મને પૃથ્વીનો આખો ગોળો દેખાયો એ ગોળા પર મોટુ ખીલેલુ કમળ હતુ જેની પાખડીઓ વચ્ચે પીળુ પીતાબર પહેરેલા, માથે મુગટવાળા વિષ્ણુભગવાન હતા તેમની બાજુમા જરીના વસ્ત્રો ધારણ કરેલા ને આખે શરીરે આભૂષણોથી લદાયેલા

લક્ષ્મીદેવી હતાં. મારી જિહ્વા સહેજ સળવળી : 'તે બે ને હું એક' ખરેખર ? પૃથ્વીનો ગોળો પછી મહેકના ઉપવનમાં ફેરવાઈ ગયો. ઉપવનના એકએક વૃક્ષ પર પંખીની જોડી, ડાળીએ ડાળીએ પંખી-પંખિણીનું જોડું, ને પેલી તરફ પર્વતે પર્વતે ને જંગલે જંગલે વૃક્ષોની જોડીઓ એકમેકમાં લપાવા કરતી હતી.. ત્યાં દૂરથી ફોનની ઘંટડી સંભળાઈ. એક લાઇન પર નિમિત્તા છે ને આ તરફ હું, 'હલો, નિમિત્તા... પરિમિત સાથે એક મિનિટ વાત, કરું ?' 'એક શું કામ ? દસ મિનિટ... આપું, હોં !' કહી નિમિત્તા પરિમિતને ફોન આપે છે. હું ને પરિમિત દુનિયાભરની વાતો કરી પેટ પકડીને હસીએ છીએ... ને પેલી તરફ નિશ્ચલ ને સુરીલી... સુરીલી ને નિશ્ચલ દર મહિને મને એક કાગળ લખે, લખે ને લખે જ, જેનો સાર આમ હોય, 'તારા પત્રો અમે એક સાથે, એકી-બેઠકે વાંચી જઈએ છીએ. કેટલાં પ્રફુલ્લિત થઈએ છીએ, તું શું જાણે ? તારા દરેક પત્ર પછી અમે વધુ ને વધુ નજીક આવીએ છીએ... પણ તારો આભાર નહીં માનીએ, હોં !' હું ફરી ફરી એમના કાગળ વાંચું છું. ખુશીથી ફૂલી નથી સમાતી. નિશ્ચલ, સુરીલી ને હું..., પરિમિત, નિમિત્તા ને હું. છેલ્લાં વર્ષોમાં આ દોર ખૂબ ચાલ્યો... હજુય જાણવું છે ? પ્રથમેશ, ચિત્રા ને હું, હર્ષવર્ધનભાઈ, બાંસીબેન ને હું...

આંખોની સામે રંગબેરંગી વૃક્ષો પથરાઈ જાય છે... એકેએક ઝાડ પર, એકેએક હરિયાળી લૉન પર, એકેએક રસ્તા પર, એકેએક કિનારે, સમસ્ત પૃથ્વીના પટ પર...જે કંઈ છે તે બબ્બેની જોડીમાં ગોઠવાઈ ગયું છે.... એમાંના એકેએક પંખી સાથે, એકેએક પંખિણી સાથે, એકેએક નદી સાથે, એકેએક સાગર સાથે... સાગર ને સરિતા બંને સાથે... કોઈક અદષ્ટ તારથી જોડાઈ ગઈ છું... યુગલ... યુગ્મ... પછી એ આકાશમાં રમતાં વાદળ ને વાદળી હોય કે છૂટાં પડી ગયેલાં વીરાંગના ને આલમ હોય... મીતા ને ડૉ. કુમાર હોય કે જીવનને મધુરતમ બનાવી દેતા લગ્નમાં બંધાયેલાં ચયન ને નિહારિકા હોય... આટલું ઓછું હોય તેમ વાદળોથી પેલે પારના આકાશમાંય જોઉં છું તો... બધેબધા તારા બબ્બેની જોડમાં ગોઠવાઈને મારી આંખમાં ઝગારા મારી રહ્યા છે... એકીસાથે આખેઆખી પૃથ્વી ને આખેઆખું નભોમંડળ મારી નજર સામે તરવરી રહ્યાં છે... એકેએક જડ – ચેતન પદાર્થ કોઈ ને કોઈના સાથમાં યુગ્મ બનીને વિરાજી રહ્યો છે ને આમાંનું દરેકે દરેક યુગ્મ મને પોતામાં સમાવી લેવા ઉત્સુક છે... મારા વિના એમને ક્યાંક ઊણપ વર્તાય છે. એમના વગર મનેય અધૂરપ લાગે છે... ને છતાં મને સવાલ થાય છે કે આટઆટલાં ખર્વ-નિખર્વ યુગ્મો વચ્ચે ક્યાંક હુંય કોઈ સાથે જોડીમાં ગોઠવાયેલી કેમ નથી ? પ્રકૃતિએ મને બધાંથી જુદી ઘડી છે ? જેનાથી આખું બ્રહ્માંડ ચાલી રહ્યું છે તે તત્ત્વનો જ મારામાં અભાવ છે ? પાછી એ જ વાત ? ના, પણ તો પછી હું જ કેમ સાવ એકલી ? અરે, પણ હું ખરેખર એકલી છું ?

નિહારિકા પાછી ધીમેકથી મારું નામ બોલે છે. એ કેમ પોતાની વાતમાં આટલી દઢ છે, આટલી સ્પષ્ટ છે ! ખરેખર નિહારિકા સૂચવી રહી છે એ જ મારી મુક્તિનો માર્ગ છે ? મુક્તિ.. શરીર-મનના પૂર્વગ્રહોમાંથી મુક્તિ... નિહારિકા-ચયન મને જાતીય વૃત્તિના પરિતોષનું દ્વાર ખોલી આપે, પહેલી વાર...હું ઇનિશિયેટ થાઉં... પછી કોઈની ખોજ કરું, કોઈ મળે... એ આખી પ્રક્રિયા જરૂરી છે ? એક મન કહે છે, હા, આ જરૂરી હોવું જ જોઈએ... મારે એ બંનેમાં પૂરેપૂરાં સમાઈ જવું જોઈએ... ને તરત બીજું મન કહે છે, હું જ્યાં છું ત્યાં જ ઠીક છું... મારામાંનો મદમસ્ત પ્યુરિટન કહે છે, આવા સંબંધ તો એકની સાથે જ હોય ને એ પણ એવું કોઈ એક જેને હંમેશને માટે બધું સમર્પી દેવાનું હોય... અત્યારે હું નિહારિકા-ચયન સાથે અટવાઈ જઉં... એમને સંપૂર્ણ સમર્પણ કરી બેસું... પછી ? પછી હું કોઈ એકની પાસે ગર્વભેર ઊભી રહી શકીશ ? પણ સૃષ્ટિનો ક્રમ શો છે ? બેનો કે ત્રણનો ? 'તમે બે ને હું એક'વાળા સંબંધોમાં મેં સૃષ્ટિનો ક્રમ જાળવ્યો છે કે તોડ્યો છે ? પણ સૃષ્ટિનો ક્રમ એટલે... મારી સામે હમણા થયું એ પ્રગટીકરણ જ સાચું ? કેમ મને બધે યુગ્મ જ દેખાય છે ? એ જ સત્ય છે ? કદાચ હા. મનેય રહી રહીને આટલે વખતે થાય છે કે હુંય

એકમાથી બે બનુ કદાચ હવે જ હુ પૂર્ણ બની ગઈ છુ કદાચ પહેલી વાર હું સાચા અર્થમાં મારે વિશે મારા અંત તત્ત્વ વિશે વિચારતી થઈ છુ ' હુય સૌ જેવી થવા માગુ છુ થાય છે કોઈ હોય મારા માથા પર હાથ ફેરવે, મારી ખૂબ નજીક આવે, એ કોઈની છાતીમા હુ માથુ છુપાવુ ને અમે બે મળીને એક થઈ જઈએ પોતાની આવી વૃક્ષ ગી એષણા સમજવા માટે જાતીય વૃત્તિનો આધાર લેવો જ પડે ? તેથી જ નિહારિકાના આ ગીતના સૂચને મને ઢઢોળીને જગાડી દીધી ? એ જે હોય તે હુ પલગ પર નહીં જ જઉ ને ત્યા ન જવાથી મારી મસ્તી જ ખોવાઈ રહી છે તેન ત્યક્તેન ભુજીથા. મારી મનભર શિસ્ત મને પોંખી ગઈ છે મારો પ્યુરિટન આત્મા મિજબાની માણી રહ્યો છે ને પહેલી વાર સ્પષ્ટપણે પ્રતીતિ થાય છે કે ના હુ કોઈ માટે થોભીશ પણ કોને માટે ? એ તો ખબર જ નથી. તોય થાય છે.. તમે બે ને હુ એક ની પરપરા બહુ ચાલી, હવે અમે બે ને તુ એક – થાય તો કેવુ સારુ ' આવી આશા સેવવી એ બહુ મોટી માગણી છે ? આવી લાગણીની તૃપ્તિ એ જ મારી મુક્તિ નથી ? પણ એ પામતા પહેલા મારે થોડો ઊબડખાબડ રસ્તોય ચાલવો પડશે ? ખરેખર ? નિહારિકા ચયન એ દિશા તરફનુ પહેલુ પગથિયુ છે ? એ વળી શું ? ખરેખર મને જ સમજાતુ નથી મનમા જે વિચાર આવે તે સહજપણે આવવા દઉ વિચારી હુ સ્થિર આડી પડી છુ ત્યા ધીમે રહીને નિહારિકા મારુ નામ બોલી આમ કરે છે ? આવી જા ને મને એમા મારો પૂર્ણ સ્વીકાર પણ લાગ્યો ને અસ્વીકાર પણ નિહારિકાએ મૃદુતાથી એનો હાથ મારા તરફ લબાવ્યો એની આખમા શુદ્ધ પ્રેમનો દરિયો વહેતો હતો હું નિશ્ચેષ્ટ બેઠી છુ ખબર નથી પડતી એ નિહારિકાનો સાદર સસ્નેહ લબાવાયેલો હાથ પકડી લેવો એ બધન તરફનુ પહેલુ પગથિયુ છે કે મુક્તિ તરફનુ ?

□

મુકુન્દ પરીખ

"ભઈ....!"

"શું છે...બા... આવો ને !"

ડ્રૉઇંગ રૂમમાં હું, સરલા, હર્ષ, ઈરા અને આનંદ ટીવી ઉપર આવતા સમાચાર સાંભળતાં હતાં. બા આવ્યાં. ખૂણાના સોફા ઉપર શાંતિથી બેઠાં. સમાચાર પૂરા થયા. ટીવી બંધ કરી હું ઊભો થયો.

"ચાલો, જમી લઈએ ?"

"બેસો...!" બા બોલ્યાં.

"શું છે બા..., કેમ બોલાવતાં હતાં..."

"ભઈ... મને ડાકોર જવાની ઇચ્છા થઈ છે..."

"એમ...ક્યારે જવું છે ?"

"કાલે...!"

"કેમ..એકદમ...! રવિવારે સવારે જઈએ તો...?"

"ના...ના..., કાલે જ જઈ આવીએ...એંશી વરસે મારે બહાર શું જવાનું ? પણ આ તો... સવારથી જ આંખો આગળથી રણછોડજી ખસતા નથી....!"

"સારું... બા, કાલે હું અને તું..."

"ના...ના... તમારે બધાંએ આવવાનું...."

"પણ બા...., મારે કે આનંદે કોઈકે તો કોર્ટમાં જવું પડે ને !"

"હું કહું છું ને...! બધાંએ આવવાનું છે... (ધીમેશથી) કોરટ... કોરટ... આ રણછોડિયાની કોરટ-થી કઈ કોરટ મોટી છે...!"

મેં બધાંની સામે જોયું. બાને નારાજ કરવાની કોઈની આંખમાં તૈયારી ના દેખાઈ.

"ઓ કે... ઓ કે... મા... તમે કહો તેમ... બધાં સાથે જઈશું.... પણ તમને શેમાં ફાવશે ? બસમાં કે ટ્રેનમાં ?"

"તારી તા....તા....માં.... હરસ... બે....ટા ! દાદાની મોટરનું શું નામ... તા.... તા...મરશે... મને તો બોલતાંય નથી આવડતું..."

"ગુલી બા... મારું નામ હરસ નહીં પણ હર્ષ છે અને દાદાની કારનું નામ તા...તા... નહીં, પણ ટાટા એસ્ટેટ છે. આટલાં મોટાં છો તોય નામ બોલતાં નથી આવડતું !"

"ક્યાંથી આવડે, બેટા... હું તારી માફક નિશાળે ક્યાં ભણી છું !"

"કંઈ નહીં... પણ ગુલી બા... એ તો કહે કે ડાકોરમાં મને શું અપાવીશ ?"

"ઢીંગલા ઢીંગલી અપાવજો... નાનો કીકલો છે ને...!" ઈરાએ કહ્યું. "હા....હા... તમને બધાંયને ઢીંગલા ઢીંગલી જ અપાવવાનાં છે...! બધાંય નાના કીકલાં જ છો ને... !' બા ખુશખુશાલ ભાવે બોલ્યાં.

બધાં મોટેથી હસતાં હસતાં સોફામાંથી ઊભાં થયાં. રસોડામાં ગયાં. જમતાં જમતાં ઈરાએ તેની ઑફિસમાં અને હર્ષની નિશાળમાં રજા મૂકવાની વાત કરી. બાએ ભજનોની કેસેટ યાદ કરીને સાથે લેવાની વાત કરી. સરલાએ સવારના નાસ્તાની વાત કરી. બધાં જમીને ઊભાં થયાં. રસોડાની બહાર આવ્યાં.

"ભઈ....!" બા કંઈક યાદ કરતાં બોલ્યાં.

"શું છે... કહો !"

"વેવાઈ — વેવાણ પણ સાથે આવે તો...!"

"જરૂર.... જરૂર... મને કંઈ વાંધો નથી. એમ હશે તો આનંદ તેની કાર લેતો આવશે.."

ના ના પપ્પા તેઓ તો ગઈ પૂનમે જ ડાકોર જઈ આવ્યા છે

ના. પણ પછી એમને ખરાબ તો નહી લાગે ને ।

ના ના મમ્મી મારા સાસુસસરાને એવુ કઈ નથી

સારુ તમને જ ઠીક લાગે તે સવારે વહેલા આવી જજો

હા બા આઠેક વાગ્યે આવી જઈશુ હર્ષ અને ઈરા મોડા ઊઠે છે ને । એકબીજાને જયશ્રીકૃષ્ણ કહી વીખરાયા આનદ ઈરા અને હર્ષ તેમના ઘરે જવા નીકળ્યા બા તેમના સૂવાના ઓરડામા ગયા. સરલા રસોડામા પાછી ગઈ હુ બેડરૂમમા જઈ સીધો પલગમા સૂતો

કાલના કેસો જરા ફરીથી જોઈ લઉ આનદે કાઢી આપેલા સાઈટેશન્સ રિફર કરી લઉ ના ના આજ કઈ જોવુ નથી. વાચવુ નથી. કાલે સવારે ડાકોર જવાનુ છે હવે બહુ થાક લાગે છે એકસઠ થયા આનદ સભાળી લે તો હુ મુક્ત થઈ જાઉ હવે ક્યા સુધી કોર્ટ કેસ અને ક્લાયટ કર્યા કરીશુ ? શુ સાથે આવવાનુ છે ? નામ. ।નામ થયુ થોડો પૈસો મળ્યો લોકો પણ ખૂબ પ્રેમ અને આદર કરે છે પણ (બગાસુ ખાઈને) હવે છોડી દેવુ છે આ બધુ જેને જે કરવુ હોય તે કરે મારે તો બા સાથે વાતો કરવી છે તેની પાસે બેસીને ભાગવતજી વાચવા છે બેઠકજીની વાતો કરવી છે શ્રી મહાપ્રભુજીની કથા વારતા વાચવી છે બા બિચારા. એકલા એકલા જીવ્યા હુ ચોથુ પાસ કરીને પાચમામા આવ્યો, દર વર્ષની જેમ ઉનાળાની રજાઓમા બા સાથે મોસાળ ગયો કેવુ મજાનુ નાનકડુ ગામડું સોએક ઘર હશે. મોસાળમા ખૂબ મજા આવે બાને કોઈ કામ કરવા ના દે મોસાળમા બાને આરામ લોકો અમને ખૂબ પ્રેમ કરે. મામા, મામી નાના મામા, માસીઓ ને મોટીબા ભાણાભઈ ભાણાભઈ કરીને આગળ પાછળ ફરે વાડકો ભરીને દૂધ આપે. થાળી ભરીને સુખડી આપે. દા દા દાદા બિચારા અફીણના બધાણી મગના દાણા જવી કાળી કાળી ગોળીઓ ચાદીની ડબીમાથી કાઢે ને મોંમા મૂકે બેત્રણ કટકા સુખડી ખાય સુખડીનો એકાદ કટકો મને પણ આગ્રહથી ખવડાવે હુ કાળીકાળી ગોળીઓની ડબી તરફ તાકી રહેતો દાદા બિચારા ઢીલા થઈને નીચુ જોઈ જતા ભાણાભાઈ આની સામે જોતા નહી આ તો કાળો દૈત્ય છે મુવા દુશ્મનને પણ ભગવાન આવી કુટેવ ના પાડે । આ તો હળાહળ કાળુ ઝેર છે ઝેર પણ હુ શુ કરુ એના વિના ટાટિયા જ ચાલતા નથી. ઘણી વાર નદીએ જઈ ડબીઓ નાખી આવ્યો છુ પણ આ છૂટતુ જ નથી હવે તો મસાણમા જઈશ ત્યારે જ છૂટશે જવી શ્રીજીબાવાની ઈચ્છા દા. દા ગળગળા થઈ જતા દાદા મારા પાચ મામી ને બે મામાના મોટા કુટુમ્બના વડલા જેવા શાત પ્રેમાળ દયાળુ અને બાળક જેવા વ્હાલા વ્હાલા. દાદા. દાદા દા દા તમારી લાલ પાઘડી ને સફેદ ખેસમા સોનાના તારકસબનુ ભરત ઓસરીની પાટ ઉપર બેઠા બેઠા હૂકો ગગડાવતા તમે જાણે માલિક આખા મલકના ગામ આખાની જીભે ગાજ ગાથા ગૌરવ તમારા ને બેચાર દિવસ પછી એક બપોરે ઘોડે બેસીને અમારા પિતરાઈ ભાઈ આવ્યા દાદાને ઘેર બધા ભેગા થઈ ગયા તે તે સમાચાર લાવ્યા હતા. કાકાની હા હા કાકાની એટલે કે મારા પિતાની તબિયત ખૂબ જ બગડી ગઈ છે દાદાએ થોડી વારમા જ ગાડુ જોડાવ્યુ પિતરાઈ ભાઈ ઘોડા પર બેસીને ગયા ને હુ બા મારો નાનો ભાઈ પ્રવીણ ને નાના મામા ગાડામા બેસીને અમારે ગામ આવ્યા રાત પડી ગઈ હતી ઘરમા ઘણા માણસો બેઠા હતા કાકા બપોરે ગુજરી ગયા હતા ને હમણા જ બધા તેમના અગ્નિસસ્કાર કરીને સ્મશાનેથી આવ્યા હતા. બાએ રડવા માડ્યુ ને રડતા રડતા તે બેભાન થઈ ગઈ કાકી અને દાદી અમને બીજા ઓરડામા લઈ

ગયાં... તેઓ રડતાં હતાં... અમને પંપાળી પંપાળી તેમના ખોળામાં સુવાડી દીધા. ને સવારે બહારગામથી અમારાં ફોઈફુવા વગેરે વગેરે આવ્યાં... ને એક સવાર પછી બીજી, ત્રીજી ને એમ કેટલીય સવારો પડી, પણ...! કાકા અમને મળ્યા વગર ગયા છે તે એક દિવસ પાછા આવશે.... જરૂરથી આવશે... આજે નહીં તો કાલે આવશે એમ મેં મનમાં ને મનમાં માનેલું... ઘણા દિવસો સુધી તેમના આવવાની રાહ જોઈ... પણ કંઈ બન્યું નહીં... કાકા... ના આવ્યા તે ના જ આવ્યા.... નાની નાની બા એકલી એકલી અથડાતી કુટાતી મોટી થઈ ગઈ... તેને બિચારીને કંઈ આવડે નહીં... ના વારતા કહેતાં આવડે કે ના ભણાવતાં આવડે... એકલી એકલી મૂંઝાય.. ઘણી વાર અમારા ઉપર ગુસ્સે થાય.. ઘણી વાર અમને મારે ને પછી પોતે રડે... ને એમ ને એમ એકલી એકલી સુકાઈને સોટા જેવી થઈ ગઈ... દિવસો, મહિનાઓ અને વરસો વહી ગયાં... બા બિચારી દિવસે દિવસે ધીર, ગંભીર અને શાંત થતી ગઈ.... કોઈને કંઈ કહેવાનું નહીં... કોઈની પાસે કંઈ માંગવાનું નહીં... જે હતું તેનાથી જેમ ચાલ્યું તેમ ચલાવ્યું. ઘરેણાં વેચી બાએ અમને પાળ્યા, પોષ્યા અને ભણાવ્યા... બાને જીવનમાં શું મળ્યું... જે હશે તે... પણ અમારા માટે બાએ સર્વસ્વનો ત્યાગ કર્યો તેનો હું સાક્ષી... બાની આંખમાં પ્રેમ.... બાની આંખમાં કરુણા.... બા.... બા.... બાની ખુશીમાં અમારી ખુશી.... ને અમે અમારા વ્યવસાયમાં સ્થિર થયા... બાની સાથે રહીએ છીએ... બાની સાથે સારી રીતે જીવીએ છીએ... એક વાર બાએ કહેલું કે કાકા હોત તો તેમને ખૂબ આનંદ થાત.... કાકા તને ખૂબ વહાલ કરતા હતા... ઘરે આવતાની સાથે જ તને ઊંચકી લેતા... તને બહુ રમાડતા, લાડ કરતા અને મારી સામે જોઈને મરક મરક મરકતા... મારો ભઈ મોટો થશે. ભણીગણીને ખૂબ કમાશે... શહેરમાં રહેશે... આપણે તેની સાથે શહેરમાં રહેવાં જઈશું. દુ:ખના દહાડા વહી જશે ને સુખનો સૂરજ ઊગશે... ભઈ આપણું કુળ અજવાળશે. પણ... નસીબમાં હોય તે થાય.... ગામડે ફોઈનું ઘર બનતું હતું... ફોઇફુવા આવીને કાકાને ગામડે લઈ ગયાં... બેત્રણ મહિના કાકા ગામડે રહ્યા... ને કડિયાસુથારો સાથે ગાંજાની લતે ચઢ્યા. એમને આદત પડી ગઈ.... ને એ એમનો જીવ લઈને ગઈ.... કાકાને આંતરડામાં ચાંદાં પડી ગયાં... દવાઓ કરી.. આણંદ જઈને કુક દાક્તરને બતાવ્યું... કંઈ ફેર પડ્યો નહીં... પ્રવીણના જનમ પછી બે ત્રણ વરસ ધાન ખાધું નહીં... ઘઉંના લોટમાં ઘીગોળ નાંખી રાબ કરી આપતી... દિવસે દિવસે એમની તબિયત લથડતી ગઈ.... ને જે થવાનું હતું તે થયું... કાકા બિચારા ભોળા અને ભલા...ભઈ... તું એમને ખૂબ વહાલો... પણ પણ.... ધ...ડા...ક.... બારણું વાસવાનો અવાજ સંભળાયો... હું ઝબકી ગયો... બા...બા....બા....

સરલા બેડરૂમમાં આવી. લાઈટ કરી.

"હજી ઊંઘ્યા નથી !"

"હું તો ક્યારનો સૂઈ ગયો છું."

"શું કહો છો ! તમે ઊંઘી ગયા છો... ના... રે...ના... તમે તો ક્યારના બબડો છો...?"

"હું બબડું છું...! શું બબડું છું ?"

"તે તમે જાણો. ક્યારના બા....બા....બા... બોલો છો. તમારી તબિયત તો સારી છે ને !"

"તને ભ્રમ થયો છે. હું તો ક્યારનો સૂઈ ગયો છું. તું આવી એટલે આંખ ખૂલી ગઈ... ચાલ, હવે સૂઈ જઈએ. કાલે વહેલાં ઊઠવાનું છે..."

"હા... મને ખબર છે. નાસ્તો બનાવી લીધો છે. ઊભા રહો, હું જરા અલાર્મ મૂકી દઉં."

"મૂક જલદી... મને ઊંઘ આવે છે. લાઇટ બંધ કરજે."

"હા, કરું છું..."

અલાર્મ મૂકી સરલાએ લાઇટ બંધ કરી. અમે સૂઈ ગયાં.

અલાર્મની ઘટડી રણકી ઊઠી મેં ઊઠીને લાઇટ કરી સરલાએ ઊઠીને જયશ્રીકૃષ્ણ કહ્યા

"હજી તો સાડા પાચ થયા છે ! આટલા વહેલા ઊઠીને શુ કરીશુ ? સાડા છએ ઊઠીશુ "

"ના ના તમને તૈયાર થતા બહુ વાર લાગે છે ચાલો, હવે સૂવાનુ નથી "

તુ બાને ઉઠાડે પછી મને ઉઠાડજે ત્યા સુધી મને સૂવા દે લાઇટ બધ કરજે ?

' સારુ '

સરલા લાઇટ બધ કરી રસોડામા ગઈ હુ પાછો પલગ પર સૂઈ ગયો

" બા બાને પાછા વળતા ગામ લઈ જઈશુ કાકાકાકીને આનદ થશે બધાને મળાશે કાકી બાને હવેલીએ દર્શન કરવા લઈ જશે આજે તો હુ પણ તેમની સાથે જઈશ બાને મનોરથ કરવાની ઇચ્છા છે ભાગવતજીનુ સપ્તાહ આયોજન થાય તો બાને બહુ ગમશે ગામવાળાને હરખ થશે સરલા પોથીજી લેશે આનદ ઈશાને હર્ષ નવાં નવા વસ્ત્રો પહેરી સાતેય દિવસ કથામા બેસશે શ્રીજીસ્મરણનો લહાવો બધાને મળશે મુખિયાજીને મળીને આજે જ પાકા પાયે નક્કી કરવુ છે બાની ઇચ્છા હા. હા. બાની ઇચ્છા હવે તો પૂરી કરીએ. બા જોજે ને ! બધુ રગે ચગે કરીશુ "

"ઊઠો જલદી ઊઠો !" બેડરૂમમા પ્રવેશીને સરલાએ લાઇટ કરતા કરતા ધ્રૂજતા અવાજે બૂમ પાડી

"શુ છે ? સાડા છ થઈ ગયા !"

"ના ના પણ પણ જલદી ઊઠો. બા ઊઠતા નથી. મેં જાતે ઉઠાડ્યા પણ નથી બોલતા કે નથી હાલતા "

"કેમ. કેમ, શુ થયુ છે ?"

' મને કઈ ખબર પડતી નથી. ડૉક્ટરને બોલાવો ઊઠો જલદી ફોન કરો '

"પણ છે શુ ?

' મને અમગળ વરતાય છે !" સરલા રડી પડી.

"હેં ! શુ કહે છે ?"

' તમે જ જઈને જુવો ને !"

હુ એકદમ ઊભો થયો સરલા સાથે બાના ઓરડામા ગયો બા તેમના પલગ પર સૂતા છે જમણા પડખે તેમની તુલસીની માળા પડેલી છે તેમના મુખ ઉપર દિવ્ય શાતિની આભા પથરાયેલી છે તેમનો જમણો હાથ દીવાલે ટાગેલી શ્રીજીબાવાની છવિજી તરફ લબાયેલો છે જાણે કે તેઓ શ્રીજીબાવાનો હાથ પકડીને તેમની સગાથે યાત્રાએ ચાલી નીકળ્યા છે અમને એકલા મૂકીને મારા મુખમાથી વેદનાસભર શબ્દો સરી પડ્યા

' બા. બા. બા. !"

□

# બારી પાસેનો દરદી

પ્રવીણસિંહ ચાવડા

કોણ કોને અનુસરે છે, કલા જીવનને કે જીવન કલાને, એ પ્રશ્નનો વિચાર કરું છું ત્યારે મને હંમેશાં પેલી વાર્તા યાદ આવે છે. જે હઠથી એ વાર્તા એક કરતાં વધારે વખત મારા જીવનમાં જુદીજુદી રીતે આવી છે તેણે મને જીવન અને કલાના સંબંધો વિશે વિચારતો કરી મૂક્યો છે.

'બારી પાસેનો દરદી' એ વાર્તા તો બહુ પ્રખ્યાત છે અને મોટા ભાગના સાહિત્યરસિકો એનાથી અપરિચિત નહીં હોય. આ કોઈ પરદેશી લેખકની વાર્તા આ પ્રમાણે છે :

વાર્તાનો નાયક માંદો થતાં એક દવાખાનામાં દાખલ થાય છે. ત્યાં એના ઓરડામાં એક બીજો પણ દરદી છે. તે બીજો દરદી ખૂબ આનંદી છે. તેનો ખાટલો બારી પાસે છે. આખો દિવસ બારી બહાર જોઈ એ ખૂબ ઉત્સાહ અને આનંદથી બહારનાં દશ્યોનું વર્ણન કર્યે જાય છે. બગીચો, ફૂલોના રંગ, તડકો, નિશાળે જતી કિશોરીઓ, નાના બાળકને તેડીને જતી મા, બત્તીના થાંભલા નીચે શરમાતાં શરમાતાં, વાતો કરતાં બે કિશોર વયનાં પ્રેમીઓ... કથાના નાયકને જીવનનો આ ઉત્સાહ અસહ્ય લાગે છે.

બારી પાસેના દરદીને વિવિધ પ્રકારનો રોગ છે. ક્યારેક તે અચાનક બેભાન થઈ જાય છે, અને તેનું શરીર ખેંચાવા લાગે છે, ત્યારે ઘંટડીનું બટન દબાવી દાક્તરને બોલાવવા જરૂરી હોય છે. નાયક આ રીતે કેટલીક વાર દાક્તરને બોલાવે છે. પણ એક રાત્રે આવું બને છે ત્યારે તે આંખો મીંચીને પડ્યો રહે છે.

બીજી સવારે પેલાના મૃતદેહને લઈ ગયા પછી નાયકનો ખાટલો બારી પાસે ખસેડવામાં આવે છે. તે બારી બહાર નજર કરે છે તો ત્યાં નથી કોઈ બગીચો નથી કોઈ બાળકો. ત્યાં તો છે કબ્રસ્તાન.

વાર્તા સારી છે. વિશ્વસાહિત્યની કેટલીક અમર ટૂંકી વાર્તાઓમાંની એક છે. મને વાર્તા ખૂબ ગમી હતી. પણ ત્યારે મને ખબર નહોતી કે આ વાર્તા જુદીજુદી રીતે મને વળગી રહેશે.

હું કૉલેજમાં ભણતો હતો ત્યારે એક જાણીતા સાહિત્યિક માસિકમાં એક વાર્તા વાંચવામાં આવી. વાર્તાનું નામ 'બારી પાસેનો દરદી.' લેખક ગુજરાતના એક ઠીકઠીક જાણીતા વાર્તાકાર અને વાર્તા પેલી પ્રખ્યાત વાર્તાનો ગુજરાતી નામો અને વાતાવરણ સાથે બેઠો ઉતારો. મૂળ વાર્તા કે લેખકનો ક્યાંય ઉલ્લેખ નહીં !

છાપાં કે સામયિકોના તંત્રીઓને પત્રો લખવા એ મારું કામ નથી. પણ તે ઉંમરે આક્રોશ પત્રરૂપે પ્રગટ થયો. તે ઉંમર ધ્યાનમાં લઈ મારો આક્રોશ અને તે વ્યક્ત કરવા માટેની ભાષા ક્ષમ્ય ગણાવાં જોઈએ. પત્રમાં ગુજરાત સાહિત્યના દારિદ્રય ઉપર દુઃખ પ્રગટ કરી આ લેખક મહાશયને ચોરીનાં અન્ય પ્રણાલિકાગત ક્ષેત્રોમાં હાથ અજમાવવાની સલાહ આપવામાં આવી હતી.

બે મહિને એક પોસ્ટકાર્ડ આવ્યું, જેમાં લેખક મહાશયે પેલી પ્રખ્યાત દલીલનો આશરો લીધો હતો— એક જ વિચાર વિશ્વમાં બે જુદીજુદી વ્યક્તિઓને આવી શકે.

પણ આ જ મહાન વિચાર એક ત્રીજી વ્યક્તિને પણ થોડાંક વર્ષો પછી આવ્યો એ કેવો યોગાનુયોગ !

હું ભણવાનું પૂરું કરી એક કૉલેજમાં ભણાવતો હતો. સાહિત્ય સાથેના મારા નાજુક સંબંધોને ધ્યાનમાં લઈ નોકરીના બીજા-ત્રીજા વર્ષે કૉલેજના વાર્ષિક અંક માટે સાહિત્ય વિભાગના સંપાદનની જવાબદારી મને

સોપવામા આવી હતી તે માટે કૉલેજના છોકરા છોકરીઓ તરફથી જે લખાણો મળ્યા — ગઝલો વિરહગીતો પ્રકૃતિકાવ્યો ન્હાનાલાલની કવિતા, વિશ્વસાહિત્યમા સરસ્વતીચદ્ર નુ સ્થાન વગેરે એમાની એક કૃતિનુ નામ હતુ 'બારી પાસેનો દરદી

વિદેશી સાહિત્યની એક વાર્તાની આ રીતે ગુજરાતીમા મૌલિક કૃતિ તરીકે અવતરવાની આ ૨ દે મને મૂઢ બનાવી દીધો '

રચનાર તરીક મૂકેલુ નામ વધારે આઘાત આપે એવુ હતુ – આનદ ઠાકોરભાઈ જરીવાલા આનદ ખૂબ ભલો, સીધો આજ્ઞાકિત છોકરો હતો મારા વર્ગોમા પહેલી પાટલી ઉપર બેસી હુ જે બકવાસ કરુ તેને ગભીરતાથી કાગળ ઉપર ટપકાવી લેતો આગળી ઊચી કરી સ્ટેજ ધ્રૂજતા ધ્રૂજતા જવાબો આપતો અને લાબીમા કે બજારમા પણ સામો મળે તો બાજુમા ટટ્ટાર ઊભો રહી જતો હુ પોતે ચોરી કરતા પકડાયો હોઉ એવો ક્ષોભ મને થતો એને ખુલ્લો પાડવાનુ તો હુ વિચારી પણ શકુ તેમ નહોતુ ત્યારે જ હિંમતભરી મૌલિકતાથી મેં રસ્તો કાઢ્યો તે યાદ કરીને આજે પણ હુ મારી જાતને દાદ આપ્યા વગર રહી શકતો નથી મારા જૂના લખાણોમા પડી રહેલી એક અપ્રગટ વાર્તા જે અસાધારણ તો નહોતી જ કાઢીને મે આનદને બતાવી

મે કહ્યુ આનદ એમ કરીએ પેલી વાર્તા રહેવા દઈએ આ વાર્તા છાપીએ બરાબર છે ને ?

આનદ તો આજ્ઞાકિત વિદ્યાર્થી હતો જોરથી માથુ હલાવીને કહે બરાબર

વાર્તા છપાઈ એટલે મે આનદને કહ્યુ ખુશ ?

એ કહે, ખુશ

આમ બધુ સરસ રીતે ચાલતુ હતુ જીવન અને સાહિત્ય એકબીજા સાથે નિષ્કપટ થોડાક રમૂજી આટાપાટા રમતા હતા

ત્યા હુ વાસ્તવિકતાના એક કઠોર પ્રદેશમા પછડાયો જેના અતે મારી માદગી આવી આ પ્રદેશનુ વર્ણન કરવાનુ આ સ્થાન નથી પણ ટૂકમા એટલુ કહી શકાય કે બધુ ઉપરનીચે કરી નાખે એવા વર્ટિગોનાએ જ્યા મને ફેક્યો ત્યા રાત દિવસ છે અને દિવસ રાત છે એ પછડાટથી એવા તમ્મર આવી ગયા કે કોઈ બોલે તો મને સમજાય નહીં અને હુ બોલુ તે કોઈને સમજાય નહીં આ કાર્યક્ષેત્ર તો હૃદયનુ પણ એ નાજુક અવયવ શરીર કરતા વધારે મજબૂત સાબિત થયો બાજરગામ રહેતા એક મિત્રને જાણ થઈ તે તરત જ દોડી આવ્યા મારી પથારી પાસે વેરાયેલ ચોપડીઓ આઘી ફેકી દીધી અને મને રિક્ષામા નાખીને દવાખાના ભેગો કર્યો એ ધધાવાળા અને ઘરસસારવાળા માણસ હતા એટલે બે ત્રણ દિવસ પછી દાક્તરોને ભલામણ કરી અને મને દાત પીસતા અનેક ધમકીઓ આપી એ વિદાય થયા

દવાખાનાની ચોથા માળની ઓરડીમા મારો ખાટલો હતો

મારી ખબર કાઢવા જે થોડાક મિત્રો અને કૉલેજના છોકરા છોકરીઓ આવતા એમા ખાસ હતો આનદ જરીવાલા રોજ બપોર પછી થર્મોસમા મોસબીનો રસ ભરીને આવે બેસવાનુ પાચ વાર કહુ ત્યારે બેસે સહુ ચાલ્યા જાય ત્યારે એ સામે ખુરસી ઉપર બેસી રહે ક્યારેક મારી આખ મળી જાય અને પછી જાગુ તો આનદ ધીમુધીમુ હસતો બેઠો હોય

પણ આ મહુના આગમનથી જીવનની કિનારી ઉપર સ્પદનો થતા એ જ બાકી દાક્તરો આવ્યે જતા હતા, દવાઓનો મારો ચાલુ હતો હુ બધ આખે પડી રહેતો અને આખો ઊઘડે ત્યારે ખાલી દીવાલ સામે તાકી રહેતો આત્માની આ કારાગારિમા કોઈ દવા કોઈ ઉપચાર કારગત નીવડે તેમ નહોતા માટે કઈ કરવાનુ નહોતુ પડ્યા રહેવાનુ હતુ અને રાહ જોવાની હતી

પણ એક દિવસ ચમત્કાર થયો

ત્યારે હુ એકલો હતો પાસે કોઈ નહોતુ નર્સ

દવા આપીને ચાલી ગઈ હતી. ત્યાં પાસું ફેરવતાં મારી નજર બારી ઉપર પડી અને હું જોઈ રહ્યો.

એક કૂણું પાંદડું બારીમાંથી મારી સામે જોઈ રહ્યું હતું.

પીપળાનું એક જ પાંદડું. આંખ ઉઘાડવા મથતા પંખીના નાના બચ્ચા જેવું શ્યામગુલાબી, કોમળ, કંઈક અસ્થિર, કંઈક અનિશ્ચિત, પણ અપાર શક્યતાઓ સાથે વિસ્મયથી જોતું, બોખુંબોખું હસતું...

હું જોઈ રહ્યો.

મને શું થયું તે સમજાવી શકાય તેમ નથી. પણ એ પાંદડા સામે જોતાં મગજના કોશોમાં કંઈક ગજબનો નવો સંચાર થયો, પ્રાણ બેઠા થયા, કંઈ કેટલુંય નહોતું સમજાતું તે સમજાઈ ગયું, કેટલાંયે ચોમાસાં અને ખુલ્લાં મેદાનો દેખાઈ ગયાં. ઢીંચણને સ્પર્શીને વહેતાં નદીનાં પાણી અને અનેક ખડખડ હાસ્યો સંભળાઈ ગયાં.

પથ્થરમાંથી વાંસ ફૂટે એમ નિર્ણય થયો — જીવવું છે.

બીજા દિવસે તો એ પાંદડું ત્યાં નહોતું. પણ ત્યારે હું લગભગ સાજો થઈ ગયો હતો.

ત્યારે મગજમાં પ્રકાશ થયો. બારીએ થઈને મારી માંદાની ઓરડીમાં સાહિત્ય ડોકિયું કરી ગયું હતું !

પણ આ વખતે વાર્તા 'બારી પાસેનો દરદી' નહોતી. ઓ'હેન્રીની 'ધ લાસ્ટ લીફ' (છેલ્લું પાંદડું) વાર્તાથી સાહિત્યરસિકો મારા કરતાં વધારે પરિચિત હશે એટલે એની વિગતો મારે અહીં આપવી નથી.

ચોથા દિવસે મને રજા આપવામાં આવી ત્યારે મારાં એક જોડી ધોયેલાં ઇસ્ત્રી કરેલાં કપડાં સાથે આનંદ જરીવાલા હાજર હતો. દાઢી કરી, કપડાં બદલી હું આનંદના ખભે હાથ મૂકી ધીમેધીમે ઓરડીની બહાર નીકળી ગયો.

એક વાત કહું. મેં એ બારીની બહાર ડોકિયું કરીને જોયું નહોતું. ત્યાં શું હતું — બગીચો, કબ્રસ્તાન કે બીજું કંઈ તે મારે જાણવું નહોતું.

નીચે પીપળાનું ઝાડ હતું કે નહીં તે પણ નહીં.

□

**'ઉદ્દેશ'ના આ માસના આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧ | શ્રી ભરત પડીઆ | અમદાવાદ |
| ૨ | શેઠ ત્રિભોવનદાસ માવજીભાઈ લાયબ્રેરી | જાફરાબાદ |
| ૩ | શ્રી રવીન્દ્ર ઠાકોર | અમદાવાદ |

# કુમારી

ચિન્મય જાની

ખટમંડુથી પોખરા તરફ ધસ્યે જતી બસમાં જમણી બાજુની બારી પાસે બેઠેલી બિંદુની વ્યાકુળ નજર ગનમાર્ગની સમાન્તરે વહી જતી અનેક ઝરણાથી સમૃદ્ધ થયેલી બાગમતી નદીના જળમાં પગેવાઈ ગઈ હતી લાગણીઓના સંઘર્ષથી ઘવાયેલી અને ડહોળાયેલી ચિત્તવૃત્તિને બાજુમાં કોણ બેઠું છે એનુ પણ ભાન નહોતુ

ખળખળ વહેતી બાગમતી નદીના શુદ્ધ જળને એ ઇર્ષાથી જોઈ રહી કારણ એ જળની ગતિ માટે ચોક્કસ દિશા હતી, પણ એની પોતાની ગતિ માટે કોઈ દિશા નહોતી

આજે જીવનના નવવસંતકાળમાં એ ત્રિભેટે ઊભી છે સમગ્ર સૃષ્ટિ માટે જે ઉલ્લાસકાળ છે એ એના માટે વિષાદયોગ બની રહ્યો છે અન્ય જીવોના રમણીય જીવનમાર્ગ એના માટે બંધ થઈ ગયા છે ગઈ કાલ સુધી સુખસમૃદ્ધિમાં આળોટેલી અને દેવી તરીકે પૂજાતી કન્યકા યોવનપ્રવેશના એક વિક્ષોભક અનુભવ પછી એક અસ્પર્શ્ય મૂર્તિ બની ગઈ છે

*

હવે તો આટલા વર્ષે બચપણની એ રમ્ય ક્ષણો અને ઘડી ઘડીની નિર્દોષ રમતો પણ યાદ નથી આવતી જીવનની એક નિર્ણાયક પળે બિંદુના માતાપિતા એને ધર્મગુરુ પાસે લઈ આવ્યા ત્યારે એ પૂરા ચાર વર્ષની પણ નહોતી થઈ માતાના જેવી જ એ ગોરી અને સુરેખ ચહેરાવાળી હતી મોટેરા એની ચબરાકીનુ કૌતુક કરતા આંખો ગોળ અને ઝીણી, પણ ચકોર હતી શરીર ગુલાબી અને તંદુરસ્ત હતુ એની માતાએ એક કિશોરકન્યા આગળ એને પગે લગાડી ત્યારે નમન કરવાની એની મનહર છટા જોઈ અન્ય સ્ત્રીએ એને ઉમળકાભેર ઊંચકી લીધી અને હૈયા સાથે દબાવી દીધી પણ એને પોતાને એ વહાલનો આવિષ્કાર બહુ ન ગમ્યો એને તો પેલી ગાદી પર બેઠેલી કિશોરકન્યાની અદેખાઈ આવતી હતી જે એના જેટલી રૂપાળી કે ચકોર નહોતી ત્યાં આવેલા અન્ય ભક્ત સ્ત્રીપુરુષો કિશોરીને પગે લાગતા ગયા અને ભેટો મૂકતા ગયા પાસે બેઠેલી કિશોરીની માતા એ ભેગી કરીને એક ખૂણામાં મૂકતી ગઈ એ વખતે જ ધર્મમંત્રો બોલતા પુરુષે એને મહાશિવરાત્રિની કસોટીમાં આ ચાર વર્ષની કન્યાને મોકલવાનુ સૂચન કરી દીધુ

અગાઉ બિંદુ માતાપિતા જોડે નેપાળી પ્રદેશોમાં ફરી પણ હતી નાનામોટા પાડાઓથી ઘેરાયેલા દેવાધિદેવ પશુપતિનાથના મંદિરમાં જલરાશિ વચ્ચે બિરાજતા સુંદર શેષશાયી ચતુર્ભુજ નીલકંઠ વિષ્ણુના મંદિરમાં ચોફેર નજર નાખતા મહાબુદ્ધના ચૈત્યમાં એ માતાપિતા સાથે દર્શન કરવા ગઈ હતી અરે થોડાક ગાઉ છેટે આવેલા લલિતપુરપાટણ નગરના મનોહર મુખાકૃતિવાળા કૃષ્ણના દર્શન કરવા મંદિરના સાંકડા પગથિયા ચડી હતી અને દરબારચોકમાં ફરી હતી અને એની ઇચ્છા પ્રમાણે એની માતાએ પાટણમાંથી અને ભક્તપુરમાંથી નાની નાની માળાઓ અને બંગડીઓ લઈ આપી હતી, ત્યારે એ ત્રણ વર્ષની ઢીંગલી હતી ઘણે દૂર આવેલા દક્ષિણકાલીના મંદિરે દર્શન કરવા એની માતા એને લઈ ગયેલી, અને બાધાઓ પણ માની હતી પણ દેશમાં સર્વત્ર પ્રચલિત એવા પશુબલિદાનના ઉત્સવમાં એને હાજર નહોતી રાખી તેથી ખટમંડુના દરબારચોકમાં આવેલા કુમારીમંદિરમાં એ ગાદી પર બિરાજતી કિશોરીને પગે લાગી ત્યારે એને પણ એવી દુર્ગા બનીને ગાદી પર બેસવાની એષણા જાગી

એ મંદિર નેપાળનુ અનોખુ મંદિર હતુ વિશ્વમાં ઠેર ઠેર જુદા જુદા સંપ્રદાયો હતો અન્ય મંદિરોમાં અને

મઠોમાં જ્ઞાનબળે, વારસાઈથી, સંમોહનથી કે સંગઠનબળે ગાદીપતિ બનેલા અનેક ધર્મગુરુઓ હતા. ત્યાં ધનની વર્ષા થતી. ત્યાં ગુરુઓના પગ આગળ મુમુક્ષુઓ સત્તાલોલુપો, ધનલોભીઓ અને આર્ત ભક્તો આળોટતા, અને કાલીઘેલી ભાષામાં પોતાનું હૈયું ખોલી દેતા, ત્યારે પેલા ગુરુઓ એમની નાડ પારખીને એમને વરદાન આપ્યે જતા. કારણ, યોગક્ષેમનું વહન કરનારો પેલો સર્વશક્તિમાન ઈશ્વર તો નજરે દેખાતો નહોતો, માત્ર એના સદેહ પ્રતિનિધિ હોવાનો દાવો કરતા ગુરુઓ જ નજરે પડતા હતા. એ વ્યાખ્યાનો આપતા, ભવિષ્યવાણી ભાખતા, ભૂવા ધુણાવતા, પોતાની પધરામણી કરાવતા, અને સત્તા કે સંપત્તિના કેન્દ્રમાં ચોંટી જતા.

પણ આ કુમારીમંદિરમાં આરૂઢ થવા એવી કોઈ શક્તિની કે સંમોહનની જરૂર નહોતી. એની ગાદી પર બેસનાર કોઈ વેરાગી સાધુ, કોઈ અભ્યાસજરઠ મહંત, કોઈ ભોગપુષ્ટ સ્વામી-આચાર્ય કે કોઈ જ્ઞાનપ્રદીપ્ત વક્તા નહોતો; એક નિર્દોષ, બિનઅનુભવી કન્યા હતી, જેની દુર્ગા માનીને પૂજા કરવામાં આવતી. એક આકરી કસોટીમાંથી એ બત્રીસલક્ષણી કન્યા પસાર થતી ત્યારે એને કુમારીદેવી તરીકે બેસાડવામાં આવતી. આવી વરણી દસ-બાર વર્ષે કરવામાં આવતી.

*

તેથી બિંદુનાં બત્રીસ લક્ષણોની ખાતરી કરી એને મહાશિવરાત્રિના દિવસે એક મંદિરમાં બોલાવવામાં આવી અને એને અંધારા ઓરડામાં બેસાડી ત્યારે એના નાના શા હૈયાએ એક કંપ અનુભવ્યો. પણ એના અનુભવથી તો દુર્ગા બનવા માટેની એની યોગ્યતા ઘટી જાય એમ હતી. તેથી એણે ઊંડો શ્વાસ લીધો. થોડીક ક્ષણોમાં એક દીપક પ્રગટાવવામાં આવ્યો. ઓરડો મોટો હતો. દૂર એક દેવીની મૂર્તિ હતી કાલિકા હશે ? બે પુરુષો બહારથી બે પશુને લઈ આવ્યા. ભયગ્રસ્ત હોવા છતાં આવા દૈવી અંધારામાં આવતાં એ બે પ્રાણી કદાચ અવાજ કરવાનું ભૂલી ગયાં હતાં. હા, આવા જ નાના-મોટા પાડા બિંદુએ પશુપતિનાથના મંદિરના ચોગાનમાં ફરતા જોયા હતા, અને તે વખતે કુતૂહલથી હાથ ફેરવવા અને પંપાળવા પ્રયત્ન કરેલો ત્યારે એમની ચામડી થરકતી હતી. અહીં બંને પ્રાણી મૌન ધારણ કરી બેઠાં હતાં. બે ઘાતકો તીક્ષ્ણ ધારદાર તલવાર ધારણ કરી ત્યાં આવ્યા ત્યારે બિંદુને એની માની સૂચના યાદ આવી કે પશુનું બલિદાન આપવામાં આવે ત્યારે હૈયે હિંમત રાખીને મુખમાંથી ચિત્કાર ન નીકળી જાય એની કાળજી રાખવાની હતી. તેથી બિંદુએ ફરી ઊંડો શ્વાસ લીધો, અને દેવીને મનોમન પ્રાર્થના કરી — હું તારી દુર્ગા બનવાની છું. મને પોચી ન પડવા દેતી.

એક બીજો દીપક પ્રગટાવવામાં આવ્યો. અગરબત્તી અને ચંદનની સુવાસ ફેલાઈ ગઈ હતી. અજવાળું વધ્યું. બંને પશુને એક પછી એક કંકુના ચાંલ્લા કરવામાં આવ્યા. જોતજોતામાં તો એક ઘાતકે તલવાર ઉગામી બકરાના ગળા પર ઝીંકી દીધી. માથું ઊછળીને દેવીના ચરણે જઈ પડ્યું. લોહીની છોળ ઊડી અને ચરમ વેદનાની ક્ષણે ધડ તરફડિયાં મારતું નીચે પડ્યું. બિંદુને થયું, હૃદય બંધ તો નહિ પડે ને ? વહી રહેલું લોહી અદીઠું કરવા એણે આંખો મીંચી દીધી. પણ જોડે ઊભેલા પાડાની આંખો બંધ નહોતી; બકરાના સંહારથી એનો જીવ ખળભળી ઊઠ્યો, અને એના ગળામાંથી ભય અને વેદનાની ચીસ નીકળી ગઈ. એ સાંભળી બિંદુએ આંખો ખોલી. બીજા ઘાતકે પોતાનું તીક્ષ્ણ ધારદાર શસ્ત્ર ઉઠાવ્યું, અને સંપૂર્ણ બળ સાથે પાડાના ગળા પર માર્યું. એનું કંપાયેલું માથું ઊછળીને દેવીની મહાકાય મૂર્તિ પાસે જઈ પડ્યું. ધોધમાર લોહી વહી ગયું. પગ નમી પડ્યા, અને ધડ તરફડિયાં મારવા માંડ્યું.

બિંદુના મગજમાં ઘમસાણ મચ્યું હતું. જાણે એના પોતાના ગળા પર શસ્ત્રનો ઘા થયો હતો. એ ધારત તો બૂમ પાડીને આ બલિદાન અટકાવી શકત ! પણ એમ કરવા જતાં એ પોતાની કસોટીમાં નિષ્ફળ જાત અને દુર્ગા ન બની શકત. એણે ચિત્કાર અટકાવી દીધો અને નાના રૂમાલથી આંસુ લૂછી નાખ્યાં.

પછી તો બીજા પરીક્ષકોનું ટોળું ત્યાં આવ્યું.

વધારે દીપક પ્રગટાવવામા આવ્યા. બિંદુને ઉઠાડી મૂર્તિ સમક્ષ લાવીને પગે લગાડવામા આવી અને કપાળે રક્તચાલ્લો કરવામા આવ્યો ત્યારે એના નાના નાજુક પગ રક્તની પગલી પાડતા હતા બિંદુ કસોટીમાથી પાર ઊતરેલી જાહેર થઈ અને એને ઘરે લઈ જવાને બદલે સીધી કુમારીમદિરના મેડા પર લઈ જવામા આવી

ત્યા એના માબાપ પણ આવી ગયા બીજા દિવસે મેળાવડો થયો અને ઉત્સવ કરવામા આવ્યો દેવી સમક્ષ કતલ કરવામા આવેલા અબોલ પશુઓના રક્તમાસનો નૈવેદ્ય પીરસવામા આવ્યો સગાવહાલાપડોશી આવ્યા બિંદુની બે સખીઓ આવી નગરના શ્રદ્ધાળુજનો આવ્યા અને ભરચક્ક મેદનીમા બિંદુની દુર્ગાના અવતાર તરીકે કુમારીમદિરમા પ્રતિષ્ઠા કરવામા આવી વાજિંત્રો વાગ્યા પ્રસાદ વહેંચાયો ભક્તો એક પછી એક આવતા ગયા, કુમારીને પગે લાગતા ગયા અને ભેટ મૂકતા ગયા જે એની માતાએ લઈને બાજુએ મૂકી દીધી બિંદુ ગભીર બની ગઈ જાણે એક જ દિવસમા એ ચાર વરસની મટીને ચૌદ વર્ષની થઈ ગઈ હતી સૌ એની ઇચ્છાને માથે ચડાવતા હતા એની બેનપણીઓને રોજ મદિરે લાવવામા આવતી નોકર નોકરાણીની નાની દીકરીઓ એની સાથે રમતી અને એને એને ખુશ રાખવા પ્રયત્ન કરતી સર્વ પ્રકારના ભોજ્ય પદાર્થો ખાવા મળતા સાદા પણ નવીન નવીન પોષાક પહેરવા મળતા. રેશમી અને મખમલી તળાઈઓમા સૂવા મળતુ આખો દિવસ વસતી રહેતી એની માતા મેડાની બારીએથી નીચે નજર નાખતી રોગ વિદેશી સહેલાણીઓ મદિરની કોતરણી જોતા અને મેડાની બારી તરફ કુતૂહલથી નજર નાખતા કારણ, હિંદુઓ સિવાય અન્ય કોઈ પ્રવાસીને મદિરમા પ્રવેશ મળતો નહિ માતા સૂચવતી ત્યારે બિંદુ બારીએ ડોકિયુ કરી વિદેશી પ્રવાસીઓને દર્શન આપતી

*

આવી સમૃદ્ધિ અને સત્તામા એને માથાબોળ રબાડી એની શારીરિક ગતિવિધિઓ રૂધી નાખવામા આવી મેડેથી ઊતરીને કુમારીમદિરના બહિયાર ચોકમા પણ રમવા જવાની એને છૂટ નહોતી. વર્ષમા એક જ વખત એની નગરયાત્રા કાઢવામા આવતી ત્યારે સૌ એના દૂરથી દર્શન કરી જયજયકાર કરતા બાકીના ત્રણ સો ચોસઠ દિવસ એ મદિરના મેડે બદિની બની બેઠી હતી છ વર્ષની થઈ ત્યારે પણ એને શાળામા દાખલ કરવામા ન આવી એ તો રાજી થઈ કે બીજી છોકરીઓની માફક એને નિશાળે જવુ નહિ પડે થોડાક દિવસ સુધી તો ભૂતકાળમા પોતે અન્ય છોકરીઓની માફક વડીલો સાથે ભરચક બજારમા ફરવા જતી કે પ્રવાસે જતી, બુઢ્ઢા નીલકઠની પૂજા કરવા માટે પાણીમા ઊતરેલી નેપાળના શિરતાજ સાથી ગૌરીશકર —અન્નપૂર્ણા — એવરેસ્ટના હિમાચ્છાદિત શિખરો નિહાળવા માતાપિતા સાથે બસમા નગરકોટ ગયેલી બાગમતી નદીને મુગ્ધભાવે નિહાળેલી — એવી બધી સ્મૃતિઓ જાગૃત થયે રી પણ ધીરેધીરે એ ભુલાવા માડ્યુ એક નવુ સુવર્ણમદિર રચાયુ હતુ એમા એ રાજકુમારી નહિ દેવકુમારી હતી અને સૌ શ્રદ્ધાળુ ભક્તોની આરાધ્યા દેવી તરીકે ગભીર થવા પ્રયત્ન કરતી હતી

વર્ષો વીતતા ગયા એની સાથે કામ વિના સતત બેસી રહેવાથી એની માતા શરીરે જાડી થઈ ગઈ હતી બિંદુ દસેક વર્ષની થઈ ત્યારે એને સાનમા સમજાવી દીધી કે એ માસિક ધર્મમા આવશે તે દિવસે એને રાજગાદી પરથી ઉતારવામા આવશે અને પછી કોઈ નવી કન્યકાને એના સ્થાને બેસાડવામા આવશે પછી પોતાના માબાપ સાથે એ જૂના ઘરે રહેવા જશે પછી એ દુર્ગા નહિ રહે અને શ્રદ્ધાળુઓ પગે લાગતા કે ભેટ આપતા બધ થઈ જશે જોકે નાનકડી બિંદુને એવી કોઈ ચિંતા સતાવતી નહોતી એને ધર્મગાદી સદી ગઈ હતી. સૌ એને ઝૂકીને પ્રણામ કરતા એ એને ગમતુ હતુ એવા પ્રણામ સ્વીકારવા એ એની ટેવ બની ગઈ હતી અને ભાવિની ચિંતા કરીને એ પોતાનો મૂડ બગાડવા તૈયાર ન હતી

એ દિવસોમા એક ચૌદ વર્ષનો છોકરો પણ મદિરમા આવીને એને પગે લાગતો એને જોઈને એના

ચિત્તમાં પ્રચંડ આકર્ષણનો ઝંઝાવાત ઊભો થઈ ગયો. એ શ્રદ્ધાળુ છોકરો એનાં માબાપ સાથે આવતો અને કુમારીને પગે લાગી એક બાજુ બેસતો. કુમારીએ એની મુખાકૃતિમાં કનૈયાનાં દર્શન કર્યાં. મુખડાની માયા લાગી. એની વાચા બંધ થઈ ગઈ. આવું તો આટલાં તેર વર્ષમાં કદી નહોતું થયું. રાત્રે અવાચક બનીને એ સૂઈ ગઈ ત્યારે નિદ્રાએ એને પોતાની ગોદમાં લેવાની ના પાડી. અને સવારે એની કાયામાં થોડો જ્વર હતો.

માતાને ચિંતા થઈ. વૈદરાજને કહી ઓસડિયાં મંગાવ્યાં. માતાની બીજી ચિંતા પણ વધતી જતી હતી, કારણ કે બિંદુ તેરમા વર્ષમાં પ્રવેશી ચૂકી હતી. અને શરીરે તંદુરસ્ત હોવાથી કદી એને તાવ પણ નહોતો આવ્યો. બીજા દિવસે કુમારી ગંભીર મુખમુદ્રા સાથે બારીએ બેસી જાણે કોઈની વાટ જોતી હતી. અને એના ચિત્તમાં અનેક રંગનાં મેઘધનુષ ખીલ્યાં હતાં ત્યારે જ્વર ઊતર્યો ન હતો. મુખ ફિક્કું પડી ગયું હતું. પોતે ચાર વર્ષની હતી ત્યારે પગે લાગતા ભક્તોને નિર્લેપભાવે જોઈ રહેતી. પછી સહેજ મોટી થતાં કેટલાક વખતથી એ ભક્તોને આશિષ આપવા પોતાનો જમણો હાથ ઊંચો કરી આશીર્વાદની મુદ્રામાં રાખતી, અને પોતાના પગે માથું ટેકતી નારીઓના માથે પોતાનો હાથ મૂકી આશિષ આપતી. આજે હંમેશના સમયે બીજા ભક્તોની સાથે એનો કનૈયો દેખાયો અને એના ચરણે પોતાનું માથું ટેકવ્યું ત્યારે અનાયાસ એનાથી પોતાનો હાથ એના શિર પર મુકાઈ ગયો અને બંને હાથે એનું મુખકમળ ઉપાડી મનભર દર્શન કરી લીધાં.

કનૈયો ખસી ગયો. પણ બિંદુની કાયા ઉત્તપ્ત થઈ ગઈ હતી. એના ફિક્કા ચહેરા પર લાલી ધસી આવી હતી. આ ફેરફાર એની માતાના ધ્યાન પર આવી ગયો. એને મંદિરના વહીવટદારોની બીક હતી. એણે ઊભા થઈ એ છોકરાનાં માબાપને એક ખૂણામાં લઈ જઈ થોડીક વાત કરી. પછી બીજા ભક્તોની લાઈન લાગી. કુમારી અન્યમનસ્ક ચિત્તે આશિષ આપતી રહી. અને એની માતા ભક્તોની ભેટો લેતી રહી.

બીજા દિવસે બિંદુ વાટ જોતી રહી, પણ એનો કનૈયો ન આવ્યો ત્રીજા દિવસેય ન આવ્યો. પછીયે ન આવ્યો. પ્રજળી રહેતી ચિરંતન ઝંખનાએ બિંદુના ચિત્તની શાંતિ હરી લીધી. પોતે કેટલી વિવશ છે એનું એને ભાન થયું. મંદિરના મેડેથી ઊતરી એ કનૈયા સાથે સહેજ વાત કરવાની પણ પોતાને સ્વતંત્રતા નથી એનો અહેસાસ થયો. તમામ બંધન તોડીફોડી ગાદી પરથી ઊતરી જવાનું એને મન થયું.

પણ બુદ્ધિ ના પાડતી હતી. એમ કરવા જતાં એની અને મંદિરની હાંસી થવાની હતી. મનોમન ક્લેશ કરતી એ બેસી રહી; એક પાષાણમૂર્તિ સમાન બની ગઈ; અને યૌવનપ્રવેશની રાહ જોવા માંડી. એ મનહૂસ ઘડી આવી ત્યારે એની માતાએ નિસાસો નાખ્યો. અને પોતાની રાજગાદી સમેટવા માંડી. બીજી બાજુ શારીરિક વેદનામાંથી પસાર થતી બિંદુ મુક્ત પંખી બનીને ઊડવાની માનસિક તૈયાર કરવા માંડી.

કુમારી મંદિરનાં પગથિયાં ઊતરી ગઈ ત્યારે લોકો ટોળે વળ્યા હતા. જે વિદેશી સહેલાણીઓને મંદિરના મેડે જવાની રજા નહોતી એ પણ કુતૂહલથી આ કળીમાંથી ઊઘડતા પુષ્પને જોઈ રહ્યા. હવે તો એ ભુવનમોહિની બની ગઈ હતી. રિક્ષામાં બેસીને દસ વર્ષે પિતૃગૃહમાં પ્રવેશી ત્યારે ક્ષુબ્ધ કરનારી મિશ્ર લાગણીઓમાં એ ડૂબકી ખાઈ રહી હતી. એકઠી થયેલી પડોશણો અને બેનપણીઓ સમક્ષ એ લજ્જામાં ડૂબી રહી હતી.

એ સંક્રમણકાળ વીતી ગયો, પણ મનને ગોઠતું નહોતું. અહીં સમૃદ્ધિ કે સત્તા નહોતી. દાસદાસી નહોતાં. એના માટે નાહવાનું પાણી કાઢી આપવા કે અંઘોળ કરાવવા કોઈ ભક્તકન્યા નહોતી. તરસ લાગતી ત્યારે જાતે માટલામાંથી પાણી લેવું પડતું અને નાનાં ભાઈબહેનને રમાડવાં પડતાં. થોડા દિવસ માતાપિતાએ એમની દુર્ગા પર કામનો બોજ નાખ્યો નહિ, પણ પછી સામાન્ય બનેલી એ કન્યાને માતાને મદદ કરવા ઘરકામનો બોજો ઉપાડવો પડ્યો. અને બે વખત રસોઈ કરવાની ટેવ પાડવી પડી. જીવનનું આ પરિવર્તન કેટલું આકરું છે એ મને કે તમને તો સમજાવાનું નથી.

એ કુમારી' મટી ગઈ, 'દુર્ગા' રહી નહિ છતા અસખ્ય ભક્તજનો એને જોતા ત્યારે એની પાછળ રહેતી દુર્ગાની છાયા વીસરી શકતા નહોતા. એના ચિત્તને ખળભળાવી મૂકનાર કનેયો એક વખત પશુપતિનાથના મદિરે મળ્યો ત્યારે એ મનથી ૨ગઘેલી રાધાને સ્વીકારવા તૈયાર નહોતો બિંદુ એની દુર્ગામાતા હતી અને હવે એનુ નવપલ્લવિત સ્વરૂપ એના મનમા પ્રતિષ્ઠિત થયેલી પૂજનીય મૂર્તિને ખસેડી શકે એમ નહોતુ એની હાજરીમા બિંદુની જીભે પણ નવનવ મણના તાળા વસાઈ જતા હતા એના કુમારીસ્વરૂપને વદન કરવા ધસી જનાર સેકડો ભક્તજનો એના માતાપિતાના મારગને સ્વીકારવા તૈયાર ન હતા, અને આ નવપુષ્પિત કળી જીવનભર કુમારી જ રહેશે કે શુ એવી ભીષણ શક્યતા ઊભી કરતા હતા

*

હૈયાને જુદી જુદી દિશાઓમા ખેંચતી મનોવૃત્તિઓ વચ્ચેનો આવો સઘર્ષ બિંદુ માટે અસહ્ય બનતો જતો હતો દસ વર્ષમા માતાએ ખાસી સપત્તિ ભેગી કરી હતી બિંદુ લાડથી માગણી કરતી ત્યારે પ્રેમવશ થઈ ચોકલેટની માફક કરન્સી નોટો એને આપતી એક સવારે માતાને જણાવ્યા વિના એ ચાલતી ચાલતી મોટા બસસ્ટૅન્ડે ગઈ અને પોખરાની બસ પકડી લીધી એને કોઈ આરાધ્ય અસ્પર્શ્ય દેવીની માફક નહિ પણ એ જેવી છે એવી પ્રકૃતિકન્યા તરીકે, જે સ્વીકારે એવા ભોળા પરાક્રમી નવયુવાનની ઝખના થઈ હતી. એવો કોઈ યુવાન નગરમા મળે એમ નહોતો સો એક ગાઉ દૂર આવેલ પ્રવાસીધામ પોખરામા કદાચ મળી આવે ! તેથી માતાપિતા નગરમા એના માટે શોધખોળ કરી શકે ત્યા સુધીમા તો એ દૂર નીકળી ગઈ હતી બસમા કયા પ્રવાસી બેઠા હતા એની એને જાણ નહોતી, કારણ એ દરેકનો દૃષ્ટિક્ષેપ ટાળતી હતી બસમા બેઠી બેઠી એ માર્ગની સમાન્તરે પશ્ચિમ તરફ વહી જતી બાગમતી નદીને નીરખી રહી

ઉત્તરે એ જ દિશામા દૂર હિમાલયના હિમાચ્છાદિત શિખરો પણ ચમકતા હતા તકદીર એને એવા શુદ્ધ વાયુમડળથી પવિત્ર બનેલા જીવનશિખરો પર લઈ જશે, કે નીચે વહી જતી નદીની માફક પોખરાના અસખ્ય પ્રવાસીઓના લીલાવિહારમા રદી કરી નાખશે એવો કારમો પ્રશ્ન અનેક વર્ષો પહેલા પેલા અધારિયા ઓરડામા અબોલ પશુના ગળા પર ઉગામવામા આવેલા ધારદાર શસ્ત્રની માફક એના ચિત્તપ્રદેશને વીધી રહ્યો

વલોવાઈ જતી દોલાયમાન ચિત્તવૃત્તિને પડોશમા બેઠેલી વૃદ્ધ પ્રવાસીએ હળવેથી ટપારી દીકરી, આ અધોમુખ બાગમતી સામે શુ જોઈ રહી છે ? આપણે તો આ સુવર્ણોજ્જ્વલ ગૌરીશકરના શિખરે ચડવાનુ છે ' એના કરચલિયાળા હાથમા રુદ્રાક્ષની માળા ઝૂલી રહી હતી. બિંદુની આખોમાથી અશ્રુધાર વહેવા માડી એના હૈયાનો દુર્ગ તૂટી પડ્યો પડોશીના ખોળામા એ અવશ બની ઢળી પડી "મને શરણે લઈ લો એ બબડી પડોશીના મત્રસમા શબ્દો સાભળી રહી — બુદ્ધ સરણ ગચ્છામિ સઘના શરણે જઈશ, દીકરી ?"

બસના ઘરઘરાટમા બિંદુનો નીરવ ઉત્તર શમી ગયો હતો

□

# (અ)મારા એ ડૉક્ટર

મેઘનાદ ભટ્ટ

તમે પૂછો તોય અમારા એ ડૉક્ટરનું નામ તો હું ન જ કહું. હા, હજી પંદરેક દિવસ પહેલાં પૂછત તો એમનું નામ તો શું, પણ સરનામું પણ આપત. અરે, એમ પણ કહેત કે એક સ-ર-સ મઝાના આદમી છે. એટલું જ નહીં, પણ એ પરણેલા છે અને એમની પત્ની પણ ડૉક્ટર છે. ડૉક્ટર છે એટલું જ હં, બાકી બાઈમાં કાંઈ ભલીવાર નહીં. નામ એનું મેના. દેખાવ તો જાણે સમજ્યાં, પણ આમે મારા ભૈ, 'લસ્ટરનું' તો નામ જ ન મળે. ટૂંકમાં કહું તો વાતમાં કાંઈ ખાસ મઝા નહીં. રોજ સવારે એ બાઈ દવાખાનામાં આવે — ખાસ તો સ્ત્રીઓને તપાસવા. સ્ત્રીઓની એ નિષ્ણાત ખરી ને ! ઘણી સ્ત્રીઓને પુરુષ ડૉક્ટર પાસે તપાસાવવાનું ન ગમે. મૂરખ, સાચ્ચે મૂરખ ! એકાદ વાર પણ જો અમારા એ ડૉક્ટર પાસે તપાસાવે તો બીજા પાસે જવાનું મન પણ થાય ખરું ? આ મેનાબાઈ આમ નસીબદાર ઘણાં. અમારા ડૉક્ટર એમનેય એવો પ્રેમ કરે ને કે... (મને તો ગળા સુધી ખાતરી છે કે ડૉક્ટરનું એ નાટક જ છે !)

હું તો છેલ્લા પંદર દિવસથી રોજ રાત્રે ડૉક્ટર પાસે જાઉં છું. સવારે તો મને સમય જ ન મળે. એમ.એ.નું વર્ષ એટલે આખો દિવસ લાઇબ્રેરીમાં વાંચવામાં જ જાય. રાત્રે લગભગ નવેક વાગ્યે હું દવાખાને જાઉં. ખાસ ગિરદી પણ ન હોય એટલે ડૉક્ટર સાથે નિરાંતે વાતો થાય. આ શરદી પણ એવું ઘર કરી ગઈ છે ને ! પંદર પંદર દિવસ થયા પણ કાંઈ ફરક જ ન પડે. એ તો સારું છે કે ડૉક્ટર જોડે ઘર જેવો સંબંધ થઈ ગયો છે. બિચારા કેટલી તો કાળજીથી તપાસે ! રાત્રે ખાસ દરદીઓની ભીડ નથી હોતી. એટલે વાતો પણ કેવી સુંદર કરે. આખા દિવસના કંટાળા પછી મારા ડૉક્ટરને મળવાનું એવું તો મન થઈ જાય ને. જોયું ને ? કહેવા ગઈ અમારા, પણ કહેવાઈ ગયું મારા. ના, પણ એમાં મારો કશોય વાંક નથી. તમે અમારા એ ડૉક્ટરને એકાદ વાર પણ જુઓ ને તો તમેય કબૂલ કરો. કેવું મોહક એમનું વ્યક્તિત્વ! મેધાવી પ્રતિભાના પ્રતીકરૂપ મોટું કપાળ, ગોરો વાન, વાંકડિયા વાળ અને મેરુ જેવી મહત્ત્વાકાંક્ષા સમાવતો નાકનો મરોડ. વસ્ત્રો પાછાં તદ્દન સાદાં. અરે, સાદાં શું, સફેદ બુશકોટ અને સફેદ પાટલૂન, પણ આવાં સફેદ વસ્ત્રોમાંય કેવા શોભી ઊઠે છે અમારા ડૉક્ટર ? તેમાં વળી જ્યારે કાનમાં 'સ્ટેથોસ્કોપ' નાંખી જ્યારે એ દરદીની છાતીના ધબકારા તપાસે ત્યારે એમના સફેદ બુશકોટ પર લટકી રહેતી 'સ્ટેથોસ્કોપ'ની કાળી ટ્યૂબ-શ્વેત આકાશમાં શ્યામ વિહંગોની પાંખોની લકીર જેવી એમની શોભામાં સાચ્ચે જ અભિવૃદ્ધિ કરે છે. અને આ ડૉક્ટર સાહેબ જ્યારે વાતે વળગે ત્યારે તો પછી નહીં એમને સમયનું ભાન કે નહીં શ્રોતાનું (કાનમાં કહું તો પોતાનુંય નહીં). બે દિવસ પર એમના જીવનની એક ગજબ અનુભવગાથાની વાત કરી એમણે.

એક દી એક આધેડ વયની બાઈ એમની પાસે આવી. કહે, "ડૉક્ટર, મને તપાસો."

ડૉક્ટરે પોતાની લાક્ષણિક મીઠાસથી પૂછ્યું. "શું તકલીફ છે આપને, માજી ?"

"મારા રોયા, 'માજી' કહેતાં લાજતો નથી ? હું તો મારી તબિયત બતાવવા આવી છું. મને પેટમાં કંઈ સળવળ સળવળ થાય છે. ભઈલા, જરા જોઈ આલ ને, કાંઈ સારા સમાચાર હોય તો."

ડૉક્ટર તો બચ્ચાડા જીવ શરમાઈ જ ગયા. એમને ખાતરી કે બાઈ ઘેલી થાય છે. એ જે ઝંખતી હતી તે એ ઉંમરે શક્ય જ નહોતું. પણ બાઈએ તો લીધી જીદ. ડૉક્ટર એને તપાસવા લઈ ગયા. બાપડા

ગિયાવિયા થતા થતા બાઈની પાસે ગયા જુએ તો બાઈના કપડામા એક નહી બે નહીં પણ માકડોની વણજારની વણજાર ચાલે

પણ તોય માનશો ? ડૉક્ટરે એ માજીને નાસીપાસ તો ન જ કર્યા કેમ કરાય ? માજીને એમણે કહ્યુ બહેન, તમારા જેવુ રૂપ હોય તો ગમે તે ઉમરેય તમારા જેવી અપેક્ષા કોઈનેય રહે માજી તો ખુશ ખુશ

ડૉક્ટરે આ વાત મને કહી ત્યારે મેં એમને કહ્યુય ખરુ ડૉક્ટર હી હુ ટ્રાઇઝ ટુ પ્લીઝ એવરીબડી પ્લીઝિઝ નોબડી. (જે બધાને ખુશ કરવા પ્રયત્ન કરે તે કોઈનેય ખુશ નહી કરી શકે)

નો ડિયર આઈ ડોન્ટ પ્લીઝ એની વન ધે આર ઑલ પ્લીઝ્ડ બાઈ મી (ના વહાલી, હુ કોઈનેય ખુશ કરતો નથી એ બધા મારાથી ખુશ થાય છે)

આવી તો અનેક વાતો એઓ મને કરે કહેતાય પાર ન આવે

કાલે તો હુ જાણી જોઈને જ જરા મોડી ગઈ લગભગ સાડા નવેક થયા હશે આગલા દિવસે જ ડૉક્ટરે મને કહ્યુ હતુ તમે જરા મોડા આવો તો નિરાતે વાતો થાય તમારા જેવી સ્માર્ટ સ્ત્રી સાથે ગપ્પા મારવામા સાચ્ચે જ મજા આવે

ઘરેથી નીકળી ત્યારે મારી નાની બહેને કહ્યુય ખરુ દવાખાને જવાનુ એમા આટઆટલો ઠસ્સો શુ કામ કરે છે ?

સાચ્ચે જ હુ સુદર વસ્ત્રોમા સુસજ્જ હતી પજાબી કુરતુ ઉપર સરસ શાલ અને ફિરેફિર સુરવાલ. મનમા અનેક મનોરથો સાથે હુ દવાખાને પહોંચી દવાખાનાની લાઇટનો પ્રકાશ બહાર સુધી ફેલાતો હતો તેના પ્રસરી રહેલા વિસ્તારમા ફરતા પખાનો પડછાયો ગોળગોળ ફરી રહ્યો હતો મારે નસીબે દવાખાનામા એક પણ દર્દી દેખાયો નહીં. હુ તો સીધી ડૉક્ટરના એક્ઝામિનિંગ રૂમ તરફ વળી

બારણાની તિરાડમાથી જે દૃશ્ય જોયુ તે તમને ન કહુ એમ થાય છે ના પણ નહી કહુ તો તમને ખ્યાલ પણ કેમ આવે ? દર્દીના ટેબલ પર મેનાબહેન સૂતા હતા એમની છાતી પર માથુ નાખી ડૉક્ટર પડ્યા હતા. મે તરત મારી નજર ફેરવી લીધી પણ એક ઉષ્માભર્યું ચુમન લેવાનુ હોય એવો અવાજ સભળાયો પછી તરત જ ડૉક્ટરનો ચિરપરિચિત સાદ સભળાયો એ જ મીઠો કઠ પણ એ શબ્દો નહોતા મધુર કે નહોતા કર્ણપ્રિય મારા કેવા નસીબ કે મેં એ શબ્દો સાભળ્યા હજી એનો અર્થ મને સમજાયો નથી — તમને કદાચ સમજાય અને મને સમજાવી શકો તો તમને એ શબ્દો કહુ કહેતા મારો જીવ રહેંસાઈ જાય છે પણ એ શબ્દો ડૉક્ટરના જ શબ્દો હતા ' મેના, આજે પેલી ચાપલી આવે તેને તુ જ પતાવી દેજે મારો નકામો જીવ ખાશે મને તો આવા માથાદુખિયા દર્દીથી સાચ્ચે જ કટાળો આવે છે સવારના તારી પાસે તપાસાવવા આવતા એને શુ ચૂક આવતી હશે ? '

---

* સ્વ. મેઘનાદ ભટ્ટની એક અપ્રકટ રચના

# સ્ત્રી, પુરુષ, હું અને આપણે બધાં —

**જનક નાયક**

સ્ત્રી અને પુરુષ કમરામાં બેઠાં છે. આમ તો, રૂમ કંઈ બહુ મોટો નથી. સ્ત્રી છે, પુરુષ છે, એકાદ કબાટ છે, કબાટમાં એક અરીસો છે. સ્ત્રીને અરીસામાં વારંવાર જોવાની આદત છે. એક નાનું સરખું ટેબલ છે. એક ભીંત પર કૅલેન્ડર લટકે છે, જ્યારે એક ભીંત પર વર્ષો પહેલાંનાં સ્ત્રી-પુરુષનાં લગ્નનો ફોટો છે. બીજી ભીંતો ખાલી છે. ડબલ બેડ નથી, પરંતુ સિંગલ બેડ છે. પરંતુ રખે એમ માની લેતા કે સ્ત્રી અને પુરુષ વચ્ચે અનહદ પ્રેમ છે. હા, એ વાત અલગ છે કે શરૂઆતમાં હિન્દી ફિલ્મોની જેમ હું તને ચાહું છું, ને તું જો કહે તો તારા માટે આકાશના તારા પણ તોડી લાવું, એવા ડાયલૉગ બોલાયા હતા ખરા. અને મેં કોઈક પિટ ક્લાસના પ્રેક્ષકની જેમ તાળીઓ પણ ખૂબ પાડી હતી.

તો એ પણ સોળ આની સાચું છે કે આજે જો સ્ત્રી કે પુરુષ બેમાંથી કોઈક આવું બોલ્યું હોત તો તરત જ તેનો વિરોધ થાત. એનો અર્થ એવો નથી કે સ્ત્રી કે પુરુષ બંનેને એકમેક વચ્ચે પ્રેમ નથી. તારણ એટલું જ કે સિંગલ બેડ હોય એટલે તેઓ વચ્ચે અનહદ પ્રેમ છે એવું નથી, તો વિરોધનો વાવંટોળ જાગે એટલો તેઓ વચ્ચે પ્રેમ ન હોય એવુંય નથી. જો એવું હોત તો સ્ત્રી અને પુરુષ એક કમરામાં ન હોત. બાકી ઘર હોય એટલે વાસણો તો ખખડવાનાં જ.

પણ હેં, તમે બધા અહીં શું કરો છો ? ચાલો, ભાગો અહીંથી. અહીં શું કોઈ તમાશો થાય છે ? શરમ નથી આવતી તમને લોકોને ? તમને લોકોને કોઈ કામ-ધંધો નથી કે અહીં અડિંગો જમાવી બેઠા છો ? આખો મહોલ્લો કોઈ જોરદાર ધમાકાની રાહ જોઈ રહ્યો છે. પરંતુ પાપી આત્માઓ, કશું જ બનવાનું નથી. સાલા પંચાતિયાઓ...

સ્ત્રી અને પુરુષ હજુય કમરામાં બેઠાં છે. પુરુષ કશુંક લખે છે. સ્ત્રી કશુંક ગૂંથે છે. પુરુષનો પડછાયો સ્ત્રી પર પડે છે, ને સ્ત્રીને લાગે છે, તે પુરુષનો પડછાયો ગૂંથી રહી છે. સ્ત્રીને થાય છે, સોય ભોંકાયાની વેદના પુરુષને નથી થતી કે શું ? તે તીરછી નજરે પુરુષ તરફ જુએ છે. પરંતુ પુરુષનું એ તરફ ધ્યાન નથી. તે લખવામાં તલ્લીન છે. તેના ચહેરા પર કંટાળો છે. કશોક તાળો બેસતો નથી. મહિનાની આખર તારીખો છે. બૅલેન્સ માંડ બસોએક રૂપિયાનું છે. અને હજુ પાંચ દિવસ કાઢવાના છે. સાલો ! બૉસ ! આ વખતે પણ બે દિવસનો પગાર કાપી લેશે. માંદા પડવાનું કંઈ મન થાય છે ? માંદા પડીએ તેમાં અમે શું કરીએ ? ખાનગી નોકરી એટલે ખાનગી નોકરી. સરકારી નોકરીનાં અમારાં નસીબ ક્યાંથી ? હવામાં પણ ભ્રષ્ટાચાર ભળી ગયો છે. સાઠ હજાર રૂપિયા ક્યાંથી લાવું ? બૈરીને છસો રૂપિયાની સાડી અપાતી નથી ને—

પુરુષની આંખમાં ઝાંખપ ફેલાઈ ગઈ.

સ્ત્રીએ ફરી તીરછી નજરે પુરુષ તરફ જોયું. આજે પણ તે સાડી ન લાવ્યો. નવી સાડી પહેરવાની મને કેટલી હોંશ છે ! લગ્ન પહેલાં આકાશના તારા તોડી લાવવાની વાત કરતો હતો, ને આજે લગ્નને પૂરાં પાંચ વર્ષ થયાં છે. છતાં હજુય હું મારા ઘરની સાડી પહેરું છું. રોજ એકની એક સાડી પહેરવાનોય કંટાળો આવે છે. સ્ત્રીને શું જોઈએ તેની જ તેને ખબર નથી. ઑફિસેથી આવ્યાને પાંચ કલાક થયા છે, છતાં તે મારી પાસે આવ્યો નથી. રોજ આવું જ થાય છે. કહે છે, થાકી જાઉં છું. ઑફિસમાં શું ધાડ મારે છે ? એક સાડીના પૈસા તો કમાઈ શકાતા નથી. હવે તો જીવવાનો જ કંટાળો આવે છે....

સ્ત્રીની આંખમાં ઝાંખપ ફેલાઈ ગઈ. એ ઝડપથી ઊન ગૂંથવા માંડી.

અરે, તમે લોકો હજુ ગયા નથી ? તમારા કાનમાં કીડા પડે ! તમારે શું સાંભળવું છે ? તમારા ઘરમાં આવું કંઈ બનતું નથી શું ? તમે તમારા ઘરમાં જ જુઓ ને ! આખો દિવસ તો તમે અહીંતહીં પડછાયાની જેમ ફરો છો ! પુરુષ ઑફિસે ક્યારે ગયો ? ત્યારે તેના હાથમાં શું હતું ? ઑફિસે જતી વખતે પુરુષ સ્ત્રી તરફ

હચ્યો હતો કે નહિ ? સ્ત્રીએ કેવી સાડી પહેરી હતી ? સ્ત્રી ક્યારે ઘરની બહાર ગઈ ? ક્યા ગઈ ? પાછી ક્યારે આવી ? આવી ત્યારે તેના હાથમા શુ હતુ ? પુરુષ ઑફિસેથી ક્યારે આવ્યો ? રસોઈમા સ્ત્રીએ શુ બનાવ્યુ હતુ ? બસ પ્રશ્નો જ પ્રશ્નો. સાલાઓ ? મને નથી ખબર કે પ્રશ્નો તમે જ ઊભા કરો છો, ને જવાબ પણ તમે જ આપી દો છો ? સ્ત્રી સુદર, અતિ સુદર છે તેથી તમને તેનામા રસ છે નહિ ? પણ એક વાત ચોક્કસ તમતમારે વાર્તાઓ ભલે રચ્યા કરો અહીં કશુ જ બનવાનુ નથી બૉમ્બ ફૂટશે તો જ ધડાકો થશે ને–

પુરુષે સ્ત્રી તરફ જોયુ તેને લાગ્યુ સ્ત્રી પણ તેની તરફ જ જોઈ રહી છે પરતુ બીજી જ ક્ષણે તેને થયુ કદાચ એવુ નથી સ્ત્રી તેના તરફ જોતી નહોતી. તે તો સ્વેટર ગૂથવામા તલ્લીન હતી રૂમમા ઉકળાટ હતો ઉનાળામા તાપ નહિ લાગે તો બીજુ શુ થવાનુ ? દર મહિને પખો ખરીદવાનુ આયોજન થતુ પરતુ કોઈ ને કોઈ ખર્ચ એવો આવી જતો કે પખો ખરીદવાનો વિચાર મનમા જ દફનાઈ જતો પુરુષને સ્ત્રીને સ્પર્શવાની જ ઇચ્છા થતી નથી ક્યારેક રાતના અધકારમા સ્ત્રીના વક્ષસ્થળ પર તેનો હાથ અજાણતા પડી જતો ત્યારે તરત જ સ્ત્રી તેને હડસેલીને કહેતી, આટલા તાપમા વળગવાનુ મન થાય છે ? આઘા ખસો પુરુષ વિચારે આવતા મહિને ચોક્કસ પખો લઈ આવીશ એવો વિચાર કરી સૂઈ જતો અલબત્ત, તેને ઊંઘ આવતી નહિ કદાચ એથી જ પુરુષને ઉનાળો ગમતો નહિ તે શિયાળાની કાગડોળે પ્રતીક્ષા કરતો આકાશમા કાળા વાદળ દેખાય એટલે તેના હોઠ પર હાસ્ય ફરતુ

ને અતે એક ઘટના બની હુ ખોટો પડ્યો સાલાઓ ! મારા કરતા તમે વધુ અનુભવી નીકળ્યા કોઈકે એકાદના કાનમા કહ્યુ સ્ત્રીને મહિના છે પછી તો જગલના દવથી જેમ વાત ફેલાઈ ગઈ કેટલાક આ માનવા તૈયાર નહોતા એક સ્ત્રીએ કહ્યુ ના સાચી વાત છે તેં તેનુ પેટ જોયુ ? થોડુક મોટું લાગે છે જોકે હવે મને સ્ત્રીના સ્વેટર ગૂથવાની વાત સમજાય છે

એક દિવસ મેં પુરુષને બોલતા સાભળ્યો હતો મણા આપણને બાળકની જરૂર નથી. કઢાવી નાખ ' સ્ત્રી ધ્રુસકે ધ્રુસકે રડી પડી હતી ના, એ કદી નહિ બને પુરુષે તેને સમજાવી હતી પણ સ્ત્રી એકની બે થઈ નહોતી પુરુષને ગુસ્સો આવ્યો હતો ખરો પરતુ તે મનમા સમસમીને રહી ગયો હતો મને હતુ કે હમણા પુરુષનો એક તમાચો સ્ત્રીના ગાલ પર પડશે ને વિસ્ફોટ થશે પરતુ ના, એવુ કઈ જ બન્યુ નહોતુ

સાલાઓ ! તમને ફરી કહુ છુ કશુ જ બન્યુ નહોતુ

આજે પણ તે દિવસની જેમ જ સ્ત્રી અને પુરુષ કમરામા બેઠા છે પુરુષ કશુક લખે છે ને સ્ત્રી સ્વેટર ગૂથે છે અચાનક પુરુષ લખતા અટકી ગયો તેણે સ્ત્રી તરફ જોયુ પછી તેણે સ્ત્રીને પોતાની તરફ બોલાવી સ્ત્રી પહેલા તો ઊઠી નહિ પરતુ પછી તે ઊઠીને પુરુષ પાસે આવીને બેઠી અમારા બધાના કાન એ તરફ મડાયા પુરુષે સ્ત્રીનો હાથ પકડ્યો. થોડીક ક્ષણ એમ જ પકડી રાખ્યો પછી ધીમે ધીમે કહ્યુ તને ફરી સમજાવુ છુ બાળકને જન્મ આપવાનો આપણને કોઈ અધિકાર નથી આપણે આપણુ જ પૂરુ કરી શકતા નથી અત્યારે કદાચ તને બાળકની અનુભૂતિ સુખદ લાગે છે પછી આ જ બાળક બોજારૂપ લાગશે તુ મારી વાત સમજ એના કરતા તુ એબૉર્શન કરાવી નાખ

સ્ત્રી નિષ્પલક પુરુષને જોઈ રહી હતી

સાથે સાથે ઑપરેશન પણ કરાવી નાખ.

સ્ત્રી હજુ પણ કશુ બોલી નહિ

સરકાર એના પૈસા આપશે એ પૈસામાથી આપણે એક પખો લઈ આવીશુ

ને સ્ત્રીની આખમા ચમક આવી

આ ઉનાળો આપણાથી સહન થતો નથી

બીજી જ ક્ષણે સ્ત્રીની આખમાથી દડદડ આસુ વહેવા માડ્યા. પુરુષ ઊભો થયો ને સ્ત્રીને પોતાની બાહોમા લીધી. સ્ત્રી પુરુષને વીંટળાઈ વળી ને રડતા રડતા કહ્યુ હા, કાલે હુ ઑપરેશન કરાવી આવીશ.

ને પુરુષ એટલો તો હર્ષિત થઈ ઊઠ્યો કે તેણે સ્ત્રીને ઊંચકી લીધી ને ગોળ ગોળ ફેરવવા લાગ્યો

સ્ત્રી ખડખડાટ હસી રહી હતી.

એ સાથે જ કમરામાથી અનેક પડછાયાઓ ઝડપથી ભાગવા માડ્યા હુ પણ તેમની પાછળ દોડ્યો.

હવે રૂમમા સ્ત્રી અને પુરુષ એકલા જ હતા

# સત્તર છક બિલનતેરસો

દિનેશ કોઠારી

ટન્ ટન્ ટન્ ટન્ ટન પાંચ ટકોરા પડ્યા. માત્ર શાસ્ત્રી જ હાજર હતા. તે સિવાય સ્ટાફરૂમ ખાલી હતો. શાસ્ત્રી શાળાના નિયમોનું જડબેસલાક પાલન કરતા. પાંચ એટલે ચાર ઉપર સાઠ મિનિટ. જરા પણ વહેલા ન નીકળે. તેમણે લાકડી લીધી. આમે તો તેમની ઉંમર હશે ચાલીસની આસપાસ, પણ લાકડી, કહો કે, તેમની આદત હતી. વરસાદમાં છત્રી, બાકી લાકડી. તેમનું ઘર શાળાથી ખાસ દૂર ન હતું તેથી તે બસમાં બેસવાને બદલે ચાલતા જ ઘેર જતા.

તેમણે ઘર તરફ ચાલવા માંડ્યું. કોઈ ઊંડા ચિંતનમાં ડૂબી ગયા હોય તેમ તેમનું મોં ગંભીર હતું. તેમના રસ્તે વચમાં અડવાનું ઘર આવતું. તેમની પીઠ પાછળ અડવાએ જોડકણું લલકાર્યું :

*ઢીલું ઢીલું ધોતિયું ને વીલું વીલું મોં,*
*રખે ને ભાઈ, તમે માસ્તર હો !*

શાસ્ત્રીએ તે સાંભળ્યું, પણ ગિન્નાયા નહીં. અડવો નટખટ, પણ હોશિયાર વિદ્યાર્થી હતો. આજની જ વાત લ્યો ને ! તે સત્તરનો ઘડિયો ભણાવતા હતા.

*સત્તર એક સત્તર*
*સત્તર દુ ચોત્રીસ*
*સત્તર છક બિલનતેર સો*

અડવાએ જમણો હાથ ઊંચો કર્યો અને ટચલી આંગળી ઊંચી કરી. તેમણે હાથ નીચો લઈ લેવા ઇશારો કર્યો, "હવે બેલ વાગવાની તૈયારી જ છે, પછીથી જજે." અડવાએ ટચલી વાળી દીધી અને તર્જની ઊંચી કરી, "સાહેબ, મારે એક સવાલ પૂછવો છે."

"શું છે ? પૂછ."

"સાહેબ, બિલનતેર સો એટલે ?'

"બિલનતેર સોનો અર્થ થાય એક સો ને બે."

"બિલનતેર સો એટલે એક સો ને બે કેવી રીતે થાય ?"

શાસ્ત્રી પોતે જ ગૂંચવાયા. એકાદ પળ તો ગાલ પર બે તમાચા ચોડી દેવાનું મન થયું, અલબત્ત, પોતાના ગાલ પર. અડવાને તો તેમણે હળવો ઠપકો જ આપ્યો, "બહુ ચિબાવલો નહીં તો !" અડવાએ હાથ નીચે લઈ લીધો અને મરમાળું મરકવા લાગ્યો.

શાસ્ત્રીના મનમાં અત્યારે તે જ ઘમ્મરવલોણું ઘૂમતું હતું. "સત્તર છક બિલનતેર સો. હવે બિલનનો અર્થ બે અથવા તો બિલનતેર નો અર્થ બે અથવા તો તેર સોનો અર્થ સો કેવી રીતે થાય ? આ ઘડિયાને બાદ કરતાં બીજે ક્યાંય એક સો બેને માટે બિલનતેર સો શબ્દ વપરાતો જાણ્યો નથી. આ તે કેવું બખડજંતર !"

વિચારમાં ને વિચારમાં તે ઘેર પહોંચી ગયા. શકરીબહેન પાણીનો પ્યાલો લઈને આવ્યાં. એમણે તેમને લાગલો જ પ્રશ્ન પૂછ્યો, "શકરીબા (કેટલાક સમયથી તે બચુડિયાના વાદે લાડમાં શકરીબહેનને શકરીબા કહીને બોલાવતા હતા), તમને સત્તરનો ઘડિયો તો આવડે છે ને ?" શકરીબહેન અચંબાથી જોઈ રહ્યાં. "વાહ, તમારાં પડખાં સેવ્યાં છે ને એટલું નહીં આવડતું હોય !" તે બોલતાં તો શું બોલી ગયાં, પણ તેનો મર્મ સમજાતાં શરમાઈ ગયાં. શાસ્ત્રીનું તો તે તરફ ધ્યાન જ ન હતું. તેમણે પૂછ્યું. "સત્તર છક ?"

"બિલનતેર સો, વળી."

"બિલનતેર સો એટલે ?"

"એક સો ને બે."

"બિલનતેર સો એટલે એક સો ને બે કેવી રીતે થાય ?"

શકરીબહેન શો જવાબ આપે ! અલબત્ત, જવાબની અપેક્ષા પણ ક્યાં હતી ? તે સીધા જ ટેબલ તરફ ગયા અને શબ્દકોશ ઉથલાવ્યો. શબ્દકોશમાં પણ બિલન કે બિલનતેર સો શબ્દો જ ન હતા, પછી અર્થની તો વાત જ શી કરવી ? તે શબ્દકોશ સામે તાકી રહ્યા. શબ્દકોશનાં પાનાં પરથી પાનખરનાં પર્ણની જેમ શબ્દો એક પછી એક ખરવા લાગ્યા. તે વિષાદમાં ડૂબી ગયા. ગાત્રો ગળવા લાગ્યાં.

ગળામાં શોષ પડ્યો.
શરીર થરથર કંપ્યું
રૂંવાડાં ખડાં થયા.
શબ્દકોશ સરી પડ્યો.
પગ પાણી પાણી થયા

ત્વચા તતડી.
ચિત્ત ચકરાયું.

તે ધબ થઈને ખુરશીમાં બેસી પડ્યા, "અરે રામ, અત્યાર સુધી પોતે આ શું ભણાવતા આવ્યા હતા !"

થોડી વાર ગુમસૂમ બેસી રહ્યા પછી તેમણે પોતે રચી રહેલા કાવ્ય "સત્યમ્ શિવમ્ સુંદરમ્ શતક"ની નોટ હાથમાં લીધી. અને રસોડામાં જઈને દેવતામાં નાખી આવ્યા તેમના દેદાર જોઈને શકરીબહેન કશું પૂછવાની હિંમત ન કરી શક્યા. રાત્રે જમવાની ના પાડી તો ખાસ આગ્રહ પણ ન કર્યો. તે ખાધાપીધા વિના જ આડે પડખે થયા પાસાં ઘસતા રહ્યા. છેક મોડી રાતે આંખો મીંચાઈ. ઊંઘમા તેમને એક ઉટપટાંગ સ્વપ્ન આવ્યું

—અફાટ રણવિસ્તાર છે. બપોરી વેળાના સૂર્યના તડકામાં સોનેરી રેત તગતગે છે તગતગતી રેતીમાં બિલોરી કાચ જેવું સરોવર છે. આકાશમાંથી સરોવરકાંઠે મેઘધનુષ્ય ઝૂક્યું છે તે રંગબેરંગી સેતુ પર થઈને એક સાંઢણી સરોવરને કાંઠે ઊતરે છે. સાઢણીના પગમાં ઝાંઝર છે. ગળામાં ફૂલની માળા છે. માથે નવરંગ ઘડોબેડું છે સરોવરના જળમાં પોતાનું પ્રતિબિંબ જોઈને ગોરવાઈ જાય છે. 'વાહ, કેવું અધધધ રૂપ છે. આવું રૂપ વિધિએ કોના ભાગ્યમાં લખ્યું હશે ?" તે તાનમા આવી જાય છે. ઢોલ ઢમક ઢમક ઢમકે છે. ઘૂઘરા ઘમક ઘમક ઘમકે છે તે ઠમક ઠમક નાચે છે. નાચે છે ને ગાય છે. "પનઘટનું જાવાના કોડ મારા રાજ મને" સાંઢણીનું અલબેલું નૃત્ય જોવાને માટે દેશદેશાવરનાં પ્રાણીઓનો જમેલો જામે છે વાઘ આવે છે ને વરુ આવે છે. હાથી આવે છે ને હિપો આવે છે ઘોડો આવે છે ને ગેંડો આવે છે. જિરાફ આવે છે ને ઝીબ્રા આવે છે. રાઈનોસરસ આવે છે ને રેઇનડિયર આવે છે. કાંગારુય તે આવે છે.

સાંઢણી ઠમક ઠમક ઠમકો કરીને ઊભી રહે છે. બધાં પ્રાણીઓ ઊંચાંનીચાં થાય છે. વરમાળા પહેરવા માટે ડોકી લંબાવે છે. સાંઢણી બધા તરફ નજર ફેરવીને, તેમને વટાવીને, આગળ વધે છે. શાસ્ત્રીના ગળામાં વરમાળા આરોપવા માટે તે મલકાતી મલકાતી તેમની પાસે આવે છે.

શાસ્ત્રી જાગી ગયા. તેમના ચહેરા પર સતત ઝળુંબતી ગંભીરતાની વાદળી વીખરાઈ ગઈ હતી અને ત્યાં એક તિર્યક્ સ્મિતરેખા ઝબકતી હતી. તે પોતાના નાના ભાઈના રૂમમાં ગયા. તેનું પૅન્ટ પહેર્યું. પૅન્ટ કમરમાં તો ફિટ આવ્યું, પણ લંબાઈમાં એકાદ ઈંચ ટૂંકું પડ્યું. ચાલશે. પૅન્ટ પર વકીલશાઈ કોટ પહેર્યો. અરીસા સામે ઊભા રહીને જેમ તેમ ટાઈની ગાંઠ વાળી. શકરીબહેન તો તેમના આ વર્તનથી ડઘાઈ જ ગયાં હતાં તે સાવ ધીમેથી બબડ્યાં, "કોણ જાણે અત્યારના પહોરમાં આ શું માંડ્યું છે ?" શાસ્ત્રી તે સાંભળી ગયા, ઘૂરક્યા, "હવે તુ મૂંગી રહે. મારી શકરી બકરી બેં."

*

શાસ્ત્રીનિવાસમાં આજે એક નાનકડી મીટિંગ મળી હતી. શકરીબહેન તો હોય જ. તેમનો વકીલ ભાઈ, નાની બહેન ને બનેવી, શાળાના આચાર્ય અને હેડક્લાર્ક પણ હતા છેલ્લા ત્રણ દિવસથી તેમને સમજાવી પટાવીને ફેમિલી ડૉક્ટરની સલાહ મુજબ ઘેનની ગોળી આપતા હતા. ઊંઘી તો જાય, પણ જાગે ત્યારે અગડમ્ બગડમ્ વર્તન કરે અને વાતો કરે તે પણ ગુજરાતી, હિન્દી, સંસ્કૃત, અને અંગ્રેજીની ભેળસેળવાળી ખીચડી ભાષામાં. લાંબી ચર્ચાવિચારણાને અંતે એમ નક્કી કરવામાં આવ્યું કે માનસિક રોગોના નિષ્ણાત ડૉક્ટર હકીમની સલાહ લેવી. પ્રશ્ન એ હતો કે તે માટે તેમને રાજી કોણ કરે. છેવટે લાડકી નાની બહેનને માથે દાવ આવ્યો. બહેનની વાત સાંભળતાં જ તે ખડખડાટ હસી પડ્યા, "હકીમ એટલે તો પેલો ગાંડાનો ડૉક્ટર છે એ જ ને ? વાહ ક્યા બાત હૈ ' બતાવીએ ત્યારે." બધાંનાં હૈયાં હેઠાં બેઠાં.

ડૉક્ટરની ચેમ્બરમાં જઈને તેમણે તો તેમનો રીતસર ઇન્ટરવ્યુ લેવાની જ શરૂઆત કરી, "ડૉક્ટર-સાહેબ, તમે પાણિનિનું નામ સાંભળ્યું છે ?" ડૉક્ટર ગૂંચવાયા, "પાણિનિ ? બાય પાણિનિ યુ મીન.." શાસ્ત્રી વચમાં જ બોલી ઊઠ્યા, "રહેવા દો, ડૉક્ટરસાહેબ, તમે તેને નહીં ઓળખો. પાણિનિ નામે સંસ્કૃત ભાષાના એક મહાન વ્યાકરણાચાર્ય થઈ ગયા.

એક દિવસ તેમના આશ્રમમાં પંડિતોની જ્ઞાનગોષ્ઠી જામી હતી. એટલામાં વાઘની ઘુરઘુરાટી સંભળાઈ. બધા પંડિતો એય ને જાય ભાગ્યા. માત્ર પાણિનિ પલાંઠી વાળીને બેસી રહ્યા અને 'વ્યાઘ્ર' શબ્દની રૂપરચના તપાસવા લાગ્યા. દરમિયાન વાઘ તરાપ મારીને તેમને હડપ કરી ગયો. એ પાણિનિ તો ગાંડો હતો. ડોક્ટરસાહેબ. હું કંઈ ગાંડો-બાંડો નથી." આટલું કહીને તે ચેમ્બરનું ડૉર ધબકારીને, "દુનિયાને ઊંધાં ચશ્માં, ડાહ્યા દીવાના લાગે" ગાતા ગણગણતા સડસડાટ દાદરો ઊતરી ગયા.

શાસ્ત્રીની ચિત્રવિચિત્ર ચાલચલગતથી અકળાઈને બધાં જ, શકરીબહેન સુધ્ધાં, તેમનાથી બને તેટલાં દૂર રહેવા લાગ્યાં. તેમની સાથે ગોઠી ગયું હતું માત્ર તેમના ભાણા બાબલાને. બાબલાને વાર્તા સાંભળવાનો ભારે ચસકો. મોસાળ આવે ત્યારે મામાનો જીવ ખાઈ જાય, મામા, વાર્તા કહો, કહો ને કહો.

"બોલ દે, આજે તારે કઈ વાર્તા સાંભળવી છે ?"

"પેલી દેડકા ને હાથીની, દુંદાળા ને સૂંઢાળાવાળી."

"વેલ, આજે હું તને દુંદાળા ને સૂંઢાળાની એક અજીબ કિસમની વાર્તા કહીશ. સુન, બેટે. વગડા વચ્ચે એક તળાવ છે. તળાવને કાંઠે એક દેકડો ને દેડકી રહે. દેડકો ડ્રાઉં ડ્રાઉં સાદ પાડે છે, 'રાણી, ઓ મારાં રઢિયાળાં રાણી, તમે સાંભળો છો કે ? દેડકી જવાબ વાળે છે, 'મને બોલાવી ? મારા દુંદાળા રાજા ! કહો, શું છે ?' દેડકો કહે છે, 'એ તો અમારું પરાક્રમ જોવા માટે તમને બોલાવ્યાં છે.' એમ કહીને દેડકાએ કૂદકો માર્યો, તે પહોંચી ગયો છેક ઇન્દ્રલોકમાં. પતિદેવનું પરાક્રમ જોઈને તો દેડકીની છાતી ગજગજ ફૂલે.

ઇન્દ્રલોકમાં આજે ગજરાજ ઐરાવતની બર્થ-ડે પાર્ટી હતી. બધા હાથીઓ આગલા બે પગ ઊંચા કરીને તાળીઓ પાડીને ગજરાજને 'વિશ' કરે છે. પછી, 'HAPPY BIRTHDAY TO YOU, HAPPY BIRTHDAY TO AIRAVAT.' દેડકો તો હાથીઓની નજર ચુકાવીને તેમના પગની વચ્ચે થઈને કેક પાસે પહોંચી જાય છે. કેક આરોગવા લાગે છે. નીચેથી દેડકી પૂછે છે, 'આ ખડબચ ખડબચ શાનો અવાજ અવાજ આવે છે ?'

'રાણીજી, એ તો સૂંઢાળાની બર્થ-ડે કેક દુંદાળા ખડબચ ખડબચ ખાય છે.' ઐરાવત તે સાંભળી જાય છે. સૂપડા જેવા કાન ફફડાવે છે. ચૂંચળી આંખો પહોળી કરે છે. સાત સૂંઢ હવામાં ઉલાળે છે. દેડકાનો કચ્ચરઘાણ કાઢવા માટે પગ પછાડવા જાય છે ત્યાં દેડકો કચકચાવીને લાત લગાવે છે. ઐરાવત પૃથ્વીલોક તરફ ગબડે છે. ગડબડ ગડબડ ગબડતો ગબડતો ગબડતો ખજૂરના એક વૃક્ષ પર પટકાય છે. વૃક્ષ પર વીંટળાયેલી નમણી નાગરવેલમાં તેની સાતેય સૂંઢો અટવાઈ જાય છે. ને તે છૂટવા માટે ફાંફાં મારે છે. ને નાગરવેલને હીંચકે ઝલમલ ઝોલાં ખાય છે. ઇંદ્રલોકમાં દેડકો હસે છે : હી...હી...હી...હી.... પૃથ્વીલોક પર દેડકી હસે છે : ખી...ખી... ખી....ખી."

નવી નવાઈની વાત સાંભળીને બાબલો તો રાજી રાજી. તાળીઓ પાડતો, કૂદતો, ઊછળતો દોડી ગયો. શકરીબહેન, કંઈક વાત કરવા માટે શાસ્ત્રી એકલા પડે તેની, અને વળી ખુશમિજાજમાં હોય તેની, રાહ જોતાં હતાં. ત્યાં આ તક યોગ્ય લાગતાં તેમણે બીતાં બીતાં વાત મૂકી, "આપણે ગઈ સાલ હરદ્વાર ગયાં હતાં ખરું ને !"

"હા, કેમ ? તેનું અત્યારે શું છે ?"

"એ હરદ્વારવાળા ગુરુજી આપણા શહેરમાં આવ્યા છે. ગુરુજીને તમને મળવાનું મન છે. આપણે કાલે સવારે તેમને મળવા જઈએ તો ?"

"સારું, હું ગુરુજીને કાલે સવારે મળી આવીશ. તારે સાથે આવવાની શી જરૂર છે ?"

શકરીબહેનને આ ગમ્યું તો નહીં, પણ મન મનાવ્યું કે "ચાલો, એમ તો એમ. ગુરુજીને મળવા જવા તૈયાર તો થયા. અને ગુરુજીને કાને વાત તો નાંખી જ છે."

બીજે દિવસે સવારે તે સૂટ-બૂટના વાઘા સજીને બહાર નીકળી ગયા. અડવાના ઘર સામે જઈને ઊભા રહ્યા અને બે હાથ જોડીને મનોમન બબડવા લાગ્યા :

*"સ્કૉલર મુજને કીધો, હતો વૈશાખનંદન,*
*ગુરુજી, આપને મારાં હો સિન્સિયર વંદન."*

□

ગળામા શોષ પડ્યો
શરીર થરથર કપ્યુ
રૂવાડા ખડા થયા
શબ્દકોશ સરી પડ્યો
પગ પાણી પાણી થયા

ત્વચા તતડી
ચિત્ત ચકરાયુ

તે ધબ થઈને ખુરશીમા બેસી પડ્યા અરે રામ અત્યાર સુધી પોતે આ શુ ભણાવતા આવ્યા હતા '

થોડી વાર ગુમસૂમ બેસી રહ્યા પછી તેમણે પોતે રચી રહેલા કાવ્ય સત્યમ્ શિવમ્ સુદરમ્ શતક ની નોટ હાથમા લીધી અને રસોડામા જઈને દેવતામા નાખી આવ્યા તેમના દેદાર જોઈને શકરીબહેન કશુ પૂછવાની હિંમત ન કરી શક્યા રાત્રે જમવાની ના પાડી તો ખાસ આગ્રહ પણ ન કર્યો તે ખાધાપીધા વિના જ આડે પડખે થયા પાસા ઘસતા રહ્યા છેક મોડી રાતે આખો મીંચાઈ ઊઘમા તેમને એક ઉટપટાગ સ્વપ્ન આવ્યુ

—અફાટ રણવિસ્તાર છે બપોરી વેળાના સૂર્યના તડકામા સોનેરી રેત તગતગે છે તગતગતી રેતીમા બિલોરી કાચ જેવુ સરોવર છે આકાશમાથી સરોવરકાઠે મેઘધનુષ્ય ઝૂક્યુ છે તે રગબેરગી સેતુ પર થઈને એક સાઢણી સરોવરને કાઠે ઊતરે છે સાઢણીના પગમા ઝાઝર છે ગળામા ફૂલની માળા છે માથે નવરગ ઘડો મેડુ છે સરોવરના જળમા પોતાનુ પ્રતિબિંબ જોઈને ગોરવાઈ જાય છે વાહ કેવુ અધધધ રૂપ છે આવુ રૂપ વિધિએ કોના ભાગ્યમા લખ્યુ હશે ? તે તાનમા આવી જાય છે ઢોલ ઢમક ઢમક ઢમકે છે ઘૂઘરા ઘમક ઘમક ઘમકે છે તે ઠમક ઠમક નાચે છે નાચે છે ને ગાય છે પનઘટનુ જાવાના કોડ માગ રાજ મને સાઢણીનુ અલબેલુ નૃત્ય જોવાને માટે દેશદેશાવરના પ્રાણીઓનો જમેલો જામે છે વાઘ આવે છે ને વરુ આવે છે હાથી આવે છે ને હિપો આવે છે ઘોડો આવે છે ને ગેડો આવે છે જિરાફ આવે છે ને ઝીબ્રા આવે છે રાઈનોસરસ આવે છે ને રેઇનડિયર આવે છે કાગારુય તે આવે છે

સાઢણી ઠમક ઠમક ઠમકો કરીને ઊભી રહે છે બધા પ્રાણીઓ ઊચાનીચા થાય છે વરમાળા પહેરવા માટે ડોકી લબાવે છે સાઢણી બધા તરફ નજર ફેરવીને તેમને વટાવીને આગળ વધે છે શાસ્ત્રીના ગળામા વરમાળા આરોપવા માટે તે મલકાતી મલકાતી તેમની પાસે આવે છે

શાસ્ત્રી જાગી ગયા તેમના ચહેરા પર સતત ઝળુબતી ગભીરતાની વાદળી વીખરાઈ ગઈ હતી અને ત્યા એક તિર્યક્ સ્મિતરેખા ઝળકતી હતી તે પોતાના નાના ભાઈના રૂમમા ગયા તેનુ પૅન્ટ પહેર્યુ પૅન્ટ કમરમા તો ફિટ આવ્યુ પણ લબાઈમા એકાદ ઇચ ટૂકુ પડ્યુ ચાલશે પૅન્ટ પર વકીલશાઈ કોટ પહેર્યો અરીસા સામે ઊભા રહીને જેમ તેમ ટાઈની ગાઠ વાળી શકરીબહેન તો તેમના આ વર્તનથી ડઘાઈ જ ગયા હતા તે સાવ ધીમેથી બબડ્યા કોણ જાણે અત્યારના પહોરમા આ શુ માડ્યુ છે ? શાસ્ત્રી તે સાભળી ગયા, ઘૂરક્યા, હવે તુ મૂગી રહે મારી શકરી બકરી બે

*

શાસ્ત્રીનિવાસમા આજે એક નાનકડી મીટિંગ મળી હતી શકરીબહેન તો હોય જ તેમનો વકીલ ભાઈ નાની બહેન ને બનેવી શાળાના આચાર્ય અને હેડક્લાર્ક પણ હતા છેલ્લા ત્રણ દિવસથી તેમને સમજાવી પટાવીને ફૅમિલી ડૉક્ટરની સલાહ મુજબ ઘેનની ગોળી આપતા હતા ઊઘી તો જાય પણ જાગે ત્યારે અગડમ્ બગડમ્ વર્તન કરે અને વાતો કરે તે પણ ગુજરાતી હિન્દી સસ્કૃત અને અગ્રેજીની ભેળસેળવાળી ખીચડી ભાષામા લાબી ચર્ચાવિચારણાને અતે એમ નક્કી કરવામા આવ્યુ કે માનસિક રોગોના નિષ્ણાત ડૉક્ટર હકીમની સલાહ લેવી પ્રશ્ન એ હતો કે તે માટે તેમને રાજી કોણ કરે છેવટે લાડકી નાની બહેનને માથે દાવ આવ્યો બહેનની વાત સાભળતા જ તે ખડખડાટ હસી પડ્યા, હકીમ એટલે તો પેલો ગાડાનો ડૉક્ટર છે એ જ ને ? વાહ ક્યા બાત હૈ ' બતાવીએ ત્યારે બધાના હૈયા હેઠા બેઠા.

ડૉક્ટરની ચેમ્બરમા જઈને તેમણે તો તેમનો રીતસર ઇન્ટરવ્યુ લેવાની જ શરૂઆત કરી, ડૉક્ટર સાહેબ તમે પાણિનિનુ નામ સાભળ્યુ છે ? ડૉક્ટર મૂઝવાયા પાણિનિ ? બાય પાણિનિ યુ મીન શાસ્ત્રી વચમા જ બોલી ઊઠ્યા રહેવા દો, ડૉક્ટરસાહેબ, તમે તેને નહી ઓળખો પાણિનિ નામે સસ્કૃત ભાષાના એક મહાન વ્યાકરણાચાર્ય થઈ ગયા

એક દિવસ તેમના આશ્રમમાં પંડિતોની જ્ઞાનગોષ્ઠી જામી હતી. એટલામાં વાઘની ઘુરઘુરાટી સંભળાઈ. બધા પંડિતો એય ને જાય ભાગ્યા. માત્ર પાણિનિ પલાંઠી વાળીને બેસી રહ્યા અને 'વ્યાઘ્ર' શબ્દની રૂપરચના તપાસવા લાગ્યા. દરમિયાન વાઘ તરાપ મારીને તેમને હડપ કરી ગયો. એ પાણિનિ તો ગાંડો હતો, ડોક્ટરસાહેબ. હું કંઈ ગાંડો-બાંડો નથી." આટલું કહીને તે ચેમ્બરનું ડૉર ધબકારીને, "દુનિયાને ઊંધાં ચશમાં, ડાહ્યા દીવાના લાગે" ગાતા ગણગણતા સડસડાટ દાદરો ઊતરી ગયા.

શાસ્ત્રીની ચિત્રવિચિત્ર ચાલચલગતથી અકળાઈને બધાં જ, શકરીબહેન સુધ્ધાં, તેમનાથી બને તેટલાં દૂર રહેવા લાગ્યાં. તેમની સાથે ગોઠી ગયું હતું માત્ર તેમના ભાણા બાબલાને. બાબલાને વાર્તા સાંભળવાનો ભારે ચસકો. મોસાળ આવે ત્યારે મામાનો જીવ ખાઈ જાય, મામા, વાર્તા કહો, કહો ને કહો.

"બોલ દે, આજે તારે કઈ વાર્તા સાંભળવી છે ?"

"પેલી દેડકા ને હાથીની, દુંદાળા ને સૂંઢાળાવાળી."

"વેલ, આજે હું તને દુંદાળા ને સૂંઢાળાની એક અજીબ કિસમની વાર્તા કહીશ. સુન, બેટે. વગડા વચ્ચે એક તળાવ છે. તળાવને કાંઠે એક દેકડો ને દેડકી રહે. દેડકો ડ્રાઉં ડ્રાઉં સાદ પાડે છે, 'રાણી, ઓ મારાં રઢિયાળાં રાણી, તમે સાંભળો છો કે ? દેડકી જવાબ વાળે છે, 'મને બોલાવી ? મારા દુંદાળા રાજા ! કહો, શું છે ?' દેડકો કહે છે, 'એ તો અમારું પરાક્રમ જોવા માટે તમને બોલાવ્યાં છે.' એમ કહીને દેડકાએ કૂદકો માર્યો. તે પહોંચી ગયો છેક ઇન્દ્રલોકમાં. પતિદેવનું પરાક્રમ જોઈને તો દેડકીની છાતી ગજગજ ફૂલે.

ઇન્દ્રલોકમાં આજે ગજરાજ ઐરાવતની બર્થ-ડે પાર્ટી હતી. બધા હાથીઓ આગલા બે પગ ઊંચા કરીને તાળીઓ પાડીને ગજરાજને 'વિશ' કરે છે. પછી, 'HAPPY BIRTHDAY TO YOU, HAPPY BIRTHDAY TO AIRAVAT.' દેડકો તો હાથીઓની નજર ચુકાવીને તેમના પગની વચ્ચે થઈને કેક પાસે પહોંચી જાય છે. કેક આરોગવા લાગે છે. નીચેથી દેડકી પૂછે છે,, 'આ ખડબચ ખડબચ શાનો અવાજ અવાજ આવે છે ?'

'રાણીજી, એ તો સૂંઢાળાની બર્થ-ડે કેક દુંદાળા ખડબચ ખડબચ ખાય છે.' ઐરાવત તે સાંભળી જાય છે. સૂપડા જેવા કાન ફફડાવે છે. ચૂંચળી આંખો પહોળી કરે છે. સાત સૂંઢ હવામાં ઉલાળે છે. દેડકાનો કચ્ચરઘાણ કાઢવા માટે પગ પછાડવા જાય છે ત્યાં દેડકો કચકચાવીને લાત લગાવે છે. ઐરાવત પૃથ્વીલોક તરફ ગબડે છે. ગડબડ ગડબડ ગબડતો ગબડતો ગબડતો ખજૂરના એક વૃક્ષ પર પટકાય છે. વૃક્ષ પર વીંટળાયેલી નમણી નાગરવેલમાં તેની સાતેય સૂંઢો અટવાઈ જાય છે. ને તે છૂટવા માટે ફાંફાં મારે છે. ને નાગરવેલને હીંચકે ઝલમલ ઝોલાં ખાય છે. ઇંદ્રલોકમાં દેડકો હસે છે : હી...હી...હી...હી.... પૃથ્વીલોક પર દેડકી હસે છે : ખી...ખી... ખી....ખી."

નવી નવાઈની વાત સાંભળીને બાબલો તો રાજી રાજી. તાળીઓ પાડતો, કૂદતો, ઊછળતો દોડી ગયો. શકરીબહેન, કંઈક વાત કરવા માટે શાસ્ત્રી એકલા પડે તેની, અને વળી ખુશમિજાજમાં હોય તેની, રાહ જોતાં હતાં. ત્યાં આ તક યોગ્ય લાગતાં તેમણે બીતાં બીતાં વાત મૂકી, "આપણે ગઈ સાલ હરદ્વાર ગયાં હતાં ખરું ને !"

"હા, કેમ ? તેનું અત્યારે શું છે ?"

"એ હરદ્વારવાળા ગુરુજી આપણા શહેરમાં આવ્યા છે. ગુરુજીને તમને મળવાનું મન છે. આપણે કાલે સવારે તેમને મળવા જઈએ તો ?"

"સારું, હું ગુરુજીને કાલે સવારે મળી આવીશ. તારે સાથે આવવાની શી જરૂર છે ?"

શકરીબહેનને આ ગમ્યું તો નહીં, પણ મન મનાવ્યું કે "ચાલો, એમ તો એમ. ગુરુજીને મળવા જવા તૈયાર તો થયા. અને ગુરુજીને કાને વાત તો નાંખી જ છે."

બીજે દિવસે સવારે તે સૂટ-બૂટના વાઘા સજીને બહાર નીકળી ગયા. અડવાના ઘર સામે જઈને ઊભા રહ્યા અને બે હાથ જોડીને મનોમન બબડવા લાગ્યા :

*"સ્કૉલર મુજને કીધો, હતો વૈશાખનંદન,*
*ગુરુજી, આપને મારાં હો સિન્સિયર વંદન."*

□

**શૈલેશ ટેવાણી**

ફાઉન્ટન લેનની એક સુપર માર્કેટના ભોંયતળિયામા સદૈજ બહાર તરફ તે બેઠો છે કયા ચોઘડિયે માતાએ તેનુ નામ મોન્ટુ રાખ્યુ હશે ખબર નથી. હજુ હમણા પાચ વાગ્યે આ માર્કેટના શટર ખેચાયા. દિવસભર મુસ્લિમોની દુકાનોમા ખરીદીએ આવતા કાળા લોકો વચ્ચે ગોરા-ગોરી ચામડીના-ચમકારા જોતો પોતાના કાળાપણાને કેટલાક હિંદુઓની દયા પર સભાળી રાખતો મોન્ટુ સાજે બધ થતી બજારો બહાર દારૂ વેચે છે તેને મદદ કરે છે સ્થૂળકાય પાત્રીસ ચાલીસની મારિયા મારિયાએ ઘર માડ્યુ તુ યુસુફનુ યુસુફ અલ્લાહને યાદ કરે મારિયા જીસસને યાદ કરે સાજે સપીને દારૂ વેચે યુસુફે હલકો દારૂ વેચ્યો રોજ વધે તે પી જવાની આદતે તેને હલકુ મોત આપ્યુ મારિયાજી મોન્ટુનુ ઘર એટલે કે આ સુપર માર્કેટનુ ભોંયતળિયુ માડીને બેઠા મોન્ટુએ શરૂઆતમા આ બધીય દુકાનોમા છૂટક મજૂરી કરી. આફ્રિકનમા રેના રેના રેના ની બૂમો મારી અબ્દુલ, ઇસાક કે યુનુસના એઠા ખાધા તેમના ટિફિન ધોઈ આપ્યા તેમની દુકાનો અને મોટરો સાફ કરી મોન્ટુ નાનેથી કઈ આશરો પામેલો નહિ એટલે તેને આ હફતે હફતે મળતુ કોઈ દુકાનનુ સુખ ગમ્યુ નહિ એકાદ મોટી ચોરી કરી પોલીસના હાથનો માર ખાઈ પાત્રીસ દિવસ જેલની હવા ખાઈ ફરી આ સુપર માર્કેટના તળિયામા આશરો મેળવી લીધો તેવામા આ મારિયાબાઈને રડાપો આવ્યો એટલે આવ ભાઈ રાખા આપણે બેય સરખા જેવુ બને સાથે રહેવા લાગ્યા સાજે જેલાગા અને પોસ્ટ છાપાની થપ્પીઓ શોધી શોધીને તેના ટુકડાઓ પાથરી બેસે તેનુ ઓશીકુ કરી સૂએ અને તેના ટુકડા બોટલોમા વીંટી દારૂની બોટલોને શણગારી પોલીસની નજર છુપાવી વેચે

સવારથી સાજે પાચ ત્રીસ સુધી કશુ ન થઈ શકે સાજે લગભગ છ વાગ્યે બધી બજારો બધ થઈ જાયા પછી ફેક્ટરી શૉપ ના માણસો ફેક્ટરીના કામદારો બધા મળીને જાય કોઈ ચોથા વર્ગનો કર્મચારી એકાદ ઘૂટડો ભરે તેથી વધુ કમાય તો વળી અર્ધી બૉટલ ખરીદે માથાથી તળિયા સુધી ગધાતી બૉટલમા આ બધા સતુષ્ટ રાત્રે વળી કઈ ખાવાનુ મળી શકે તો ઠીક છે ન મળે તો બૉટલ અમ્મા પ્યારા કરી થોડી વાર કોઈ જગતના ઉતાર સાથે એ મા ...મા એ મા કરી ઢગધડા વગરનુ નાચી લેવાનુ

આસપાસના લોકો કહે છે મોન્ટુ અહીં વસતા ભારતીયોને કદી નડ્યો નથી કદી કોઈના ઘરમા દીઠ્યો નથી કદી કોઈ હિંદુ કે મુસ્લિમ યુવતી સાથે વૃદ્ધા સાથે છોકરાઓ સાથે કે મોટેરાઓ દુકાને આવે કે નોકરી પરથી આવે ત્યારે તેણે મઝાકમશ્કરી કર્યાં નથી. પોતાની ભાષામા કઈ બોલીને હસ્યો નથી આડો ફર્યો નથી. આ લોકો જે કઈ વધઘટ આપે તે ખાઈ લે ન આપે તો ક્યારેય કઈ માગે નહીં સાજે તેના બૂટ કાઢી, બૂટ પોતાના માથા નીચે મૂકી ઊંઘી જાય યુસુફ મર્યા પછી મારિયાએ મોન્ટુનુ ઘર માડ્યુ એ જ બાકી બનેનુ ફૂટપાથ પર બ્રહ્મચર્ય રહ્યુ મોન્ટુ લાખ ચૂહા મારકે સીધો થયો હતો એટલે તેને કઈ ખેવના નહોતી. વૃત્તિઓ બહેકે તેની ખબર ઊંધમૂધ ઢીંચીને પડ્યા રહેતા મોન્ટુને નહોતી મારિયાને કદી કશુ ન કહે, બસ ચાહે

અહીં ક્યાય રસ્તા પર ગાય ભેંસ કે કૂતરા ન જોવા મળે. પ્રિટોરિયામા એક રાતે કોઈનુ પાળીતુ કૂતરુ ફૂટપાથ પર જ બટકુ ભરીને ચાલતુ થયુ હતુ કેટલાક લોકો ઝુલુમા વાત કરતા હૉસ્પિટલ લઈ ગયા હતા લોહી ખૂબ વહી ગયુ હતુ પોતે લગભગ બેભાન જેવો હતો કઈ યાદ નથી. પ્રમાણમા ડર્બનની ફૂટપાથ વધુ સેઈફ હતી. ઇસ્ટરના દિવસો નજીક હતા ભારતીય મુસ્લિમો અને હવે સાઉથ આફ્રિકન કહેવાય તેવા ત્રણ ચાર પેઢીથી અહીં વસતા મુસ્લિમો દુકાનોની બહાર ઇસ્ટર સેલ ના બોર્ડ મારીને બેઠા હતા. કેટલાક અહીંના થઈ ગયેલા કેટલાક નવા હિંદુઓ પણ સૅન્ડવિચ મશીનો, કિચન વેર્સ કે ઑડિયો કેસેટ્સની જાહેરાત આપી ધધાની ત્રેવડ ભેગી કરતા હતા. ભારતીયોમા ફરસાણની વાનગીઓ અને અહીં MAAS ના લેબલવાળા આવતા દહીંના પૅકિંગોની જાહેરાત વધુ જોવા મળે. હલવો, મેસૂબ કે બુંદીના લાડુના પાટિયા વળી ગુજરાતીઓની વિશેષતા રૂપે

અહીં પણ દેખાય. મોન્ટુને આ બધું ભાવતું. પોતાના શેઠિયાઓ માટે 'એ બાય ગેના'ની બૂમ મારી ગ્રાહકોને આકર્ષતો. ભારતમાં બૉમ્બેની ફૂટપાથો પર જેમ સ્ટોરની મુલાકાત લેવા કે માલની કિંમત બોલી ફેરિયાઓ બૂમો પાડે છે તેમ મોન્ટુ પણ શેઠિયાઓ માટે આટલું કરતો. બપોર ઢળતામાં કોઈ પાસેથી થોડું ખાવાનું મળી જતું. કોઈના માલનાં ખોખાં ટ્રકમાંથી ઉતારીને દુકાનની અંદર મૂકી આપવા માટે સિગારેટ મળી જતી.

આજે મારિયા સવારથી ઉદાસ હતી. આખી રાત વરસાદ પડ્યો હતો. ફૂટપાથ ટૂંકી પડી હતી સૂવા માટે. વચ્ચે જોસેફ ખૂબ ઢીંચી, તોફાન કરી, નીંદર હરામ કરી ગયો હતો. વૃદ્ધ એલિલા ફૂટી ગયેલી દારૂની બૉટલ માટે ક્યાંય સુધી રડ્યા કરતી હતી. મારિયાને ઠંડી ચડી હતી. સવારમાં આ દુકાનવાળા પડી ન રહેવા દે. એક ખૂણામાં જઈને બેઠી. આખું શરીર કંપતું હતું. હજુ છાંટા પડતા હતા. પૂર્વનાં દેશોમાં ચા જેટલી આસાનીથી મળે એમ અહીં દારૂ દેહને હૂંફાવવા આવાં કડકાં લોકો માટે ચોવીસ કલાક પ્રાપ્ય નહોતો. એક જોરદાર છીંક આવી એવામાં મારિયા લથડી પડી. મોન્ટુ ઇબ્રાહીમચાચાની દુકાનેથી આ જોઈ દોડ્યો. મારિયાને બાથ ભરી ઊભી કરવા જાય ત્યાં ઢગલો થઈ ગઈ. આખી રાતની ઠંડીને કારણે કે ભૂખને કારણે એ જીસસને પ્રિય થઈ ગઈ !

આસપાસના દુકાનવાળા, કેટલાક રખડુ ગણાતા લોકો, કેટલાક દારૂના નિયમિત ગ્રાહકો અને કેપટાઉનથી આવેલા ગુડ્ઝ–ટ્રકના ડ્રાઇવર – ક્લીનરે અને ટ્રાફિકના – અહીં 'ટ્રાફિક પોલીસ' નહીં, પણ 'ટ્રાફિક વૉર્ડન' ગણાતા લોકોએ મારિયાના નિશ્ચેતન દેહને શબપેટીમાં મૂક્યો. મોન્ટુનો રાતદિવસનો આ સહારો ગયો. કંઈ નહીં તોય ખભે માથું મૂકી, ખૂબ ઢીંચી, રોવા માટેય મોન્ટુ પાસે કોઈ નહોતું. આને લગ્નજીવન કહેવાય ? શું આપ્યું મોન્ટુએ મારિયાને ? યુસુફ હતો ત્યાં સુધી તો ઠીક. યુસુફ અલ્લાહને દરબાર પહોંચ્યો પછી ક્યારેક તો બબ્બે દિવસ મારિયાને ખાવા નહોતું મળ્યું. આ પાંચ-સાત વર્ષના ફાઉન્ટન લેનની ફૂટપાથ પરના જીવનમાં મારિયાને મોન્ટુએ એક વખત એક ફ્રૉક લઈ દીધું હતું. એ પણ દિવસભર એક હિન્દુ શેઠની દુકાનમાં સાફસૂફી કરી, ખોખાં ઊંચાંનીચાં મૂકી, લોથપોથ થયો પછી ભેટ મળ્યું હતું — જૂનું પુરાણું. મોન્ટુ તે દિવસ એ હિન્દુ શેઠને પચાસ વખત લળી લળી 'થેંક્યું' બોલ્યો હતો. પ્રેમપૂર્વક મારિયા તેના ખોળામાં આખી રાત પડી રહેલા બેભાન–શરાબમાં મસ્ત મોન્ટુને 'આઇ ડોન્ટ વૉન્ટ યુ', 'આઇ ડોન્ટ વૉન્ટ યુ' કહેતી રહી હતી.

મોન્ટુ શબપેટીને 'ઇમરજન્સી વાન'માં મુકાતી જોઈ રહ્યો હતો. એક વૃદ્ધ શરાબી તેના ખભે હાથ દબાવી તેને આશ્વાસન આપતો હતો. ગાડી સ્ટાર્ટ થઈ...એ...ગઈ. મોન્ટુ ધબ્બ થઈ ફસડાયો. દીવાલ નજીક બેઠો. ત્યાં ઘણા માણસો એકઠા થઈ ગયા હતા. મોન્ટુ ગયા વર્ષના ઇસ્ટરની પ્રથમ રાતે મારિયાએ પોતાના અરધા બ્રેડના ટુકડામાંથી અર્ધભાનમાં રોતા મોન્ટુને હેતપૂર્વક ખવડાવેલા બ્રેડના ટુકડાનું અને હસતી મારિયાનું છેલ્લું દૃશ્ય સંભારી આંખોમાં આંસુ ભરી બેભાન થઈ ગયો.

*

ફાઉન્ટન લેનની ફૂટપાથ પર સૌ રાતે નવ વાગ્યા આસપાસ મોન્ટુ પાસે શોક વ્યક્ત કરવા આવ્યાં હતાં. તેમાં જોસેફ, એલિલા, ક્રુઝો, હેપ્પી અને ઑન્ટોવિયો મુખ્ય હતા. બધાં મોન્ટુ માટે અરધી અરધી બૉટલ દારૂ ઉઘરાવી લાવ્યાં હતાં. કોઈએ તેને એક જોડી કપડાં આપ્યાં. કોઈ હિંદુનાં ઘરમાં કામ કરી, બે ભજિયાં પડીકામાં લખેલું તે એક મોટું ભજિયું અને કોઈએ પકોડું આપ્યાં. એલિલા ચીઝ અને બ્રેડના બે ટુકડા લાવી હતી. જોસેફે થોડો ઢીંચી એ જ બૉટલ મોન્ટુને આપી. અર્ધબેભાન દશામાં સૌએ 'God bless Mariya' એવી પ્રાર્થના રોતાં રોતાં અને ગાતાં ગાતાં કરી.

મોન્ટુ શૂન્યમનસ્ક બધું જોઈ, થોડું ખાઈ, થોડું ઢીંચી અને સાવ એકલાં, કશું બોલ્યા વિના ફૂટપાથ પર સૂતો. મારિયા નહોતી. વરસાદ નહોતો. સૂની ફાઉન્ટન લેન પરથી તેનાં હમસફર સૌ ક્યારે વીખરાયાં તેની તેને ખબર નહોતી.*

---

તા. ૮-૩-'૯૭થી તા. ૨૧-૫-'૯૭ દરમિયાન લેખકે સાઉથ આફ્રિકાનો પ્રવાસ કર્યો. આ પ્રવાસ દરમિયાન એમનું ઍડ્રેસ 'ફાઉન્ટન લેન' હતું. 'ફાઉન્ટન લેન'ની ફૂટપાથ પર હલકા પ્રકારનું પીણું વેચનાર ઍમુસ-એમુસ નામના પાત્રનું નિરીક્ષણ કરતાં રચાયેલી કાલ્પનિક કથા. ઍનુસ એ વસાહતનો સરેરાશ–ભલો માણસ. આજે પણ ત્યાં જ વસે છે.

# હીંચકો

મીનાક્ષી દીક્ષિત

કીર્તિદા આમ તો પહેલેથી જ હીંચકાઘેલી હતી. જ્યારે જયસુખલાલ સાથે એનો વિવાહ થયો ત્યારે સાસરાનાં ઘરમાં પણ હીંચકો છે તે જાણીને એ ખુશખુશ થઈ ગઈ હતી, પણ સાસરે આવ્યા પછી જ ખબર પડી કે હીંચકો તો સંપૂર્ણપણે સાસુજીના કબજામાં હતો. સવારે ચા પીવાથી માંડીને રાત્રે માળા ફેરવવા સુધીની એમની લગભગ બધી જ પ્રવૃત્તિઓ હીંચકા પર જ થતી. કીર્તિદાને અલપઝલપ પાંચપંદર મિનિટ હીંચકે બેસવાનું મળતું એ જ. સંયુક્ત કુટુંબનાં કામકાજમાંથી એને ફુરસદ પણ ઓછી મળતી

શરૂઆતનાં વર્ષોમાં એક વાર એણે બાની હીંચકા સાથેની જુગલબંધીનું એક જોડકણું બનાવ્યું હતું, પણ જ્યારે એણે એ જોડકણું ખાનગીમાં હસતે હસતે જયસુખલાલને કહી સંભળાવ્યું ત્યારે જયસુખલાલે આંખો કાઢીને કહ્યું હતું કે ફરીથી આવી અક્કલ વગરની વાતો મારી આગળ કરીશ નહીં. અને ત્યારથી કીર્તિદાએ આ બાબતમાં કશુંય બોલવાનું બંધ કરી દીધું હતું, પણ 'હીંચકો' અને બા માટે એના મનમાં જાતજાતના તુક્કા ઊઠતા. ક્યારેક એકલી એકલી હસીને તો ક્યારેક કોઈ જુએ નહીં તેમ હોઠ મરડીને એ બધું મનમાં જ દબાવી રાખતી.

પછી તો વર્ષો વીતતા ગયાં અને સાસુજી પરલોક સિધાવ્યાં, દિયર-દેરાણી પરદેશ પહોંચી ગયાં અને બંને દીકરીઓ પરણીને પારકે ઘેર ગઈ.

કીર્તિદાને હવે ખૂબ ફુરસદ મળતી. આજ સુધી કીર્તિદાને આ હીંચકો મારો છે એમ માનીને હીંચકે બેસવાની સ્વતંત્રતા મળી જ નહોતી. 'ઘડપણમાં ગોવિંદ ગાશું ને બદલે 'ઘડપણમાં હીંચકા ખાશું' એમ ગાઈ ગાઈને કીર્તિદાએ મનને મનાવ્યા કર્યું હતું હવે તો હીંચકા પર પોતે આરામથી ઝૂલી શકશે એ વિચારે એ ખૂબ ખુશ હતી.

'આ જૂના હીંચકાનાં રૂપરંગ બદલાય તો ઠીક લાગે' એમ વિચારીને એણે હીંચકાના પાટિયાને રંધો મરાવી, પૉલિશ કરાવીને નવા જેવું બનાવડાવી દીધું. હીંચકાની સાંકળોને પણ બાસો ઘસીઘસીને ચકચકિત કરી દીધી.

હવે વાત એમ બની કે જયસુખલાલ પણ આ દિવસોમાં જ રિટાયર થયા હતા. હીંચકાનું નવું સ્વરૂપ જોઈને એ પણ મોહપામી ગયા. અને "આખી જિંદગી ઘોડાની જેમ દોડદોડ કર્યું છે, હાશ હવે હીંચકા પર બેસવાની નિરાંત મળી છે" એમ કહીને એમણે હીંચકા પર જમાવી દીધું

"તમે આખી જિંદગી ઘોડાની જેમ દોડ્યા છો ને ! તો મેંય મશીનની જેમ કામ કર્યું છે. મનેય હવે જ હીંચકે બેસવાની નવરાશ મળી છે તે ખબર છે ને ?" જયસુખલાલને બરાબર સમજાય એવી રીતે શબ્દેશબ્દ પર ભાર મૂકીને કીર્તિદાએ કહ્યું.

"તે કોણ ના પાડે છે ? આવ, અહીં જગ્યા કરી આપું. લે, બેસ." કહીને જયસુખલાલ જરા બાજુ પર ખસ્યા, પણ કીર્તિદાને એવી રીતે બેસવું નહોતું. એને તો બસ, એકલાં જ બેસવું હતું અને તેય મન ફાવે ત્યારે અને મન ફાવે તેટલો વખત હીંચકાની બાબતમાં એને કોઈનીયે ભાગીદારી ખપતી નહોતી.

જયસુખલાલ હવે હીચકો છોડે એમ નહોતા. સવારે છાપું વાંચવાથી માંડીને રાત્રે રેડિયોના બધા જ કાર્યક્રમો પૂરા થાય ત્યાં સુધી એ હીંચકા પર ચીટકી રહેતા.

"આ માણસને હવે હીંચકેથી કોણ ઉઠાડી શકશે ? એય હવે બાની જેમ ઉપર જશે ત્યારે જ હીંચકો છોડશે, પણ કદાચ એ પહેલાં તો હું જ 'ઉપર' પહોંચી જઈશ." એવો વિચાર કરતે કરતે એક દિવસ બપોરે એ જરા પલંગમાં આડી પડી અને ઘડીકવારમાં

એક ઝોકું આવી ગયું. એણે સ્વપ્નામાં જોયું કે ડાઘુઓ પોતાને ઠાઠડી પર બાંધીને ઘર બહાર લઈ ગયા, પણ શરીરમાંથી નીકળી ગયેલો એનો જીવ તો ઘરમાં જ રહી ગયો. એ તો શરીરમાંથી છૂટ્યો તેવો આંખના પલકારામાં છતમાં લટકાવેલા હીંચકાનાં કડાંમાં ભરાઈને બેસી ગયો.

પછી જયસુખલાલ જ્યારે એકલા પડ્યા ત્યારે હીંચકે બેઠા. પગની ઠેશ મારીને હીંચકો હલાવવો શરૂ કર્યો ત્યાં જ કડામાંથી એકદમ 'કિ...ચૂ...ડ કટ્', 'કિચૂ...ડ કટ્' અવાજ આવવો શરૂ થયો. એમને નવાઈ લાગી કે એકાએક આવો અવાજ કેમ આવવા માંડ્યો ? ઊભા થઈને એમણે કડાં તરફ જોયું. ત્યાં કંઈ દેખાયું નહીં, એટલે એ ફરીથી હીંચકે બેઠા અને ધીરે રહીને ફરીથી હડસેલો માર્યો. ફરીથી 'કિચૂ...ડ કટ્', 'કિચૂ...ડ કટ્' શરૂ થયું. થોડી વારમાં અવાજ એની મેળે બંધ થઈ જશે એવા વિચારથી એ હીંચકા પર બેસી રહ્યા અને છાપું વાંચવામાં જીવ પરોવવાનો પ્રયત્ન કર્યો, પણ પેલો કર્કશ અવાજ બંધ થયો નહીં.

હવે આ એકધારા અણગમતા અવાજથી જયસુખલાલ અકળાયા. છેવટે થાકીને એમણે પાડોશીના દીકરા રમેશને બોલાવ્યો અને બંને જણાએ ભેગા મળીને, થોડી માથાકૂટ કરીને, થોડું દિવેલ ઢોળીને, થોડાં કપડાં બગાડીને હીંચકાનાં કડાં ઊંજ્યાં.

હવે અવાજ આવે છે કે નહીં તેની ચકાસણી કરવા રમેશ હીંચકા પર બેઠો. કશા જ અવાજ વગર હીંચકો હાલ્યો. "કાકા, હવે બેસો નિરાંતે ! કશી ગરબડ નથી" એમ કહીને રમેશ ઘેર ગયો. થોડી વાર પછી જયસુખલાલ હીંચકા પર બેઠા અને હીંચકો હાલ્યો કે તરત જ પેલો અવાજ શરૂ થયો. ફરીથી તે હીંચકા પરથી ઊઠ્યા અને બૅલેન્સ જળવાય એ રીતે ધીરેથી હીંચકાની વચ્ચોવચ્ચ બેઠા, પણ તોય પેલો અણગમતો અવાજ તો આવ્યો જ.

થોડી વાર તો જયસુખલાલ જેમતેમ કરીને હીંચકે બેસી રહ્યા, પણ પછી કંટાળીને ત્યાંથી ઊઠીને અંદર જઈને પલંગમાં આડા પડ્યા, પણ અદશ્ય કીર્તિદા તો એમની સાથે સાથે જ પલંગ પાસે પહોંચી ગઈ હતી. જયસુખલાલ પલંગ પર સૂતા અને પડખું ફેરવવા ગયા ત્યાં જ પલંગમાંથી અવાજ આવ્યો, 'ચર્ર્ર્ર્.... ચીંઈં.' એ સૂતે સૂતે જ જરા આઘા ખસ્યા અને બીજે પડખે થયા ત્યાં ફરીથી અવાજ આવ્યો, 'ચર્ર્ર્ર્ ચીંઈંઈં.'

જયસુખલાલ પલંગ પરથી નીચે ઊતર્યા. પલંગ જરા હલાવ્યો. ગાદલું ઊંચુંનીચું કર્યું, ગાદલા પર હાથ વડે બેચાર ધબ્બા માર્યા, ચાદર સરખી કરી અને ફરીથી સૂતા. સૂતા તેવો જ અવાજ આવ્યો, 'ચર્ર્ર્ર્... ચીંઈંઈં.' સૂવાની દિશા બદલીને એમણે ફરીથી એક વાર સૂવાનો પ્રયત્ન કરી જોયો, પણ દર વખતે પેલો અવાજ તો આવ્યો જ આવ્યો.

"આમાં તો કંઈ સુવાય એવું લાગતું નથી" એમ વિચારીને એ ઊભા થયા અને પાસે પડેલી ખુરશી પર બેઠા, પણ જેવા બેઠા તેવો જ ખુરશીનો ચોથો પાયો જાણે ટૂંકો થઈ ગયો હોય એમ ખુરશી હાલી ઊઠી. કીર્તિદા પાયો પકડીને બેસી ગઈ હતી.

જયસુખલાલે ખુરશીના ચારે પાયા તપાસ્યા અને ખુરશીના બંને હાથા પકડીને ધીરેથી એના પર બેઠા, પણ જેવા બેઠા તેવી જ ઠક્ દઈને ખુરશી વાંકી થઈ ગઈ. "હવે આ ખુરશી માળિયે ચઢાવી દેવાની" એવો વિચાર કરીને એ બીજી ખુરશી પર બેઠા, પણ જેવા બેઠા તેવી એય ખુરશી ઠક્ 'ઠક્" કરતી હાલી ઊઠી.

ટપલી મારીને ભેરુને બેસાડી દેવાની રમત તો કીર્તિદા નાનપણમાં રમી હતી, પણ જયસુખલાલ જ્યાં બેસે ત્યાંથી એમને ઉઠાડી મૂકવાની આ રમત રમવામાં તો એને મજા આવી ગઈ.

હવે જયસુખલાલ ખરેખરા અકળાયા. બીજો કોઈ ઉપાય સૂઝ્યો નહીં એટલે એ જમીન પર શેતરંજી પાથરીને સૂતા. કીર્તિદાએ એમને ત્યાંથી ઉઠાડ્યા નહીં. થોડી વારમાં જ જયસુખલાલનાં નસકોરાં બોલતાં સંભળાયાં.

નસકોરાં બોલવાના અવાજથી કીર્તિદા જાગી ગઈ. એણે જોયું તો જયસુખલાલ હીંચકા પર ટૂંટિયું વાળીને પણ આરામથી ઊંઘતા હતા.

કીર્તિદાને પોતે જોયેલા સ્વપ્નાથી બહુ ગમ્મત આવી ગઈ

પછી બીજ દિવસે વાતવાતમા એણે જયસુખલાલને કહ્યુ કે જુઓ, ખાસ યાદ રાખજો હો ! હુ મરી જાઉ પછી મારી પાછળ કંઈ ક્રિયાકાડ કરશો નહીં બારમુ તેરમુ શ્રાદ્ધ સમચરી કઈ જ નહીં

ઉત્તરક્રિયા નહીં પામો તો ભૂત થશો ભૂત જયસુખલાલે કીર્તિદાની સામે જોયા વગર જ ચા પીતે પીતે કહ્યુ

જવાબમા કીર્તિદા જયસુખલાલને સભળાય નહીં તેમ ધીરેથી બોલી, એસ્તો જોઈએ છે તો જ કડામા ભરાઈને બેસાશે ને !

હવે કીર્તિદાને ધોળે દિવસે સૂતે સૂતે નવા નવા સ્વપ્ના જોવાની અને રોજેરોજ નવીનવી રીતે જયસુખલાલને પજવવાની મજા આવવા માડી જેની સતત ઝખના કરી હતી તે હીંચકો પડાવીને બેસી ગયેલા જિદ્દી રિટાયર્ડ સરકારી અમલદાર પાસેથી ભૂત થઈને હીંચકો છીનવવાના વિચારે જ કીર્તિદાને આનદ આનદ થઈ ગયો

પછી તો દિવસો મહિનાઓ અને વર્ષો પસાર થતા ગયા તે દરમિયાન જયસુખલાલ હીંચકા પર અને કીર્તિદા ખાટલા ખુરશી પર બરાબર ગોઠવાઈ ગયા હતા

ત્યા તો એક દિવસ જયસુખલાલને હીંચકે બેઠે બેઠે જ ઝોકુ આવી ગયુ અને એ અવસ્થામા જ ગબડીને જમીન પર પડ્યા એમના માથામા સજ્જડ માર લાગ્યો ડાક્ટર, દવા, એમ્બ્યુલન્સ, હાસ્પિટલ આપરેશન વગેરે બધુ જ બધુ થયુ પણ છેવટે જયસુખલાલ બચ્યા નહીં

પછી તો દીકરીઓ, જમાઈઓ સગાવહાલા સહુ આવ્યા અને જયસુખલાલના ક્રિયાકારજ પણ સારી રીતે થઈ ગયા. આ દિવસો દરમિયાન હીંચકો અદરના ઓરડામા મુકાઈ ગયો હતો

ખરખરે આવેલા સહુ સગાવહાલા વિદાય થયા પછી એક દિવસ નાની દીકરીએ કહ્યુ મા, હવે હીંચકો પાછો બાધી દઈએ ને ?

હા હા હીંચકે બેસશે તો માને સારુ લાગશે જમાઈએ કહ્યુ અને હીંચકો એની જગ્યાએ પાછો બધાયો જયસુખલાલના મૃત્યુ પછી લગભગ અવાચક થઈ ગયેલી કીર્તિદાને કોઈએ હાથ પકડીને ખુરશી પરથી ઉપાડીને હીંચકે બેસાડી

કીર્તિદા હીંચકે બેઠી એટલે હીંચકો હાલ્યો અને ત્યા જ કડામાથી અવાજ આવ્યો, કિચૂ ડ કટ્ કિચૂ ડ કટ્ કિચૂ ડ કટ્ કીર્તિદાએ ચમકીને ઊચુ જોયુ ક્ષણ બે ક્ષણ એ હીંચકાના કડા તરફ તાકીને જોઈ રહી અને પછી ચીસ પાડીને બોલી ઊઠી હવે તો હીંચકો છોડો તમે તો આખી જિંદગી ધરાઈને હીંચકે બેઠા છો મને તો કોક દિવસ બેસવા દો ભૈસા બ બોલતે બોલતે જ હીચકાની સાકળ પકડીને કીર્તિદા ધ્રુસકે ધ્રુસકે રડી પડી જયસુખલાલને છેલ્લી વખતે ઘરની બહાર કાઢી ગયા ત્યારેય તે આટલુ રડી નહોતી.

કીર્તિદાના આ કલ્પાતનુ કારણ ત્યા ઊભેલા કોઈનેય સમજાય તેમ નહોતુ

□

# ઉદ્દેશ

## વર્ષ સાતમું

ઑગસ્ટ ૧૯૯૬થી જુલાઈ ૧૯૯૭

# વાર્ષિક સૂચિ

તૈયાર કરનાર

**નમતા દવે**

[આ સૂચિમાં 'પ્રતિભાવ'નો સમાવેશ કરાયો નથી]

### કવિતા





ઉદ્દેશ

## વાર્તા-નાટક



## પત્રપ્રસાદી



## સ્વાધ્યાય અને સમીક્ષા

## સાંપ્રત પ્રવાહો

[આ વિભાગમાં નામનો ઉલ્લેખ ન કર્યો હોય ત્યાં નોંધો તંત્રીની સમજવી. લેખકસૂચિમાં 'તંત્રી']નો ઉલ્લેખ કર્યો નથી.



## લેખ

## લેખક સૂચિ

## ગુજરાત રાજ્ય, ભાષા નિયામક કચેરી દ્વારા તૈયાર કરવામાં આવેલ કેટલાંક ખરીદી કરી વસાવવા માટેનાં મહત્ત્વનાં પ્રકાશનો

| | | કિંમત રૂ. પૈસા |
|---|---|---|
| ૧. | ત્રિભાષી વહીવટી શબ્દકોશ (પાકું બાઇન્ડ) (૧૯૮૬) | ૧૨૫-૦૦ |
| | (કાચું બાઇન્ડ) (૧૯૮૯) | ૬૪-૦૦ |
| | (૨૫૦૦૦ શબ્દો) | |
| ૨. | ધ મૉડર્ન ગુજરાતી-અંગ્રેજી ડિક્ષનેરી ગ્રંથ ૧ અને ૨ (મહેતા-મહેતા) (૧૯૮૯) (બીજી આવૃત્તિ) (૫૦,૦૦૦ શબ્દો) | ૧૫૦-૦૦ |
| ૩. | બૃહદ અંગ્રેજી-ગુજરાતી શબ્દકોશ (૧૯૮૯) | ૨૬-૦૦ |
| ૪. | ગુજરાતી લઘુલિપિ (વિદ્યાર્થી આવૃત્તિ) (૧૯૯૨) (લઘુલિપિના અભ્યાસુઓના મહાવરા માટે ખૂબ જ ઉપયોગી પ્રકાશન) | ૫૫-૦૦ |
| ૫. | ગુજરાતી ભાષા પરિચય (અંગ્રેજી દ્વારા) (બિનગુજરાતી માટે માર્ગદર્શક) (સંવર્ધિત આવૃત્તિ) (૧૯૯૦) | ૨૮-૦૦ |
| ૬. | ગુજરાતી ભાષાની જોડણી—નિયમો અને શબ્દાવલી (૧૯૯૨) | ૧૨-૦૦ |
| ૭. | રૂઢિપ્રયોગ અને કહેવત સંગ્રહ (૧૯૯૨) (જેને દેશનું સંસ્કારધન કહેવાય છે) | ૩૬-૦૦ |
| ૮. | ભાષાવિવેક (૧૯૯૩) | ૨૪-૦૦ |
| *૯. | વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશ (૧૯૯૫) (૫૦,૦૦૦ શબ્દો) | ૮૮-૦૦ |
| ૧૦. | સરકારી લેખનપદ્ધતિ (સુયોજિત - ચોથી આવૃત્તિ) (૧૯૯૬) | |

* વ્યવહારોપયોગી ગુજરાતી-ગુજરાતી શબ્દકોશ શાળા/કૉલેજો/સંસ્થાઓ તેમજ વિદ્યાર્થીઓને ૨૫ ટકા વળતરથી મળી શકશે. આ બધાં જ પ્રકાશનો આપ આપના નજીકના અમદાવાદ-વડોદરા-રાજકોટ-ભાવનગર ખાતેના સરકારી પુસ્તક ભંડારમાંથી મેળવી શકશો.

ગુજરાત રાજ્યની રાજભાષાનું મુખપત્ર ``રાજભાષા" ત્રૈમાસિકનું લવાજમ રૂપિયા ૫-૦૦ છે, જે મ.ઓ. અથવા ભાષાનિયામકશ્રી, ડૉ. જીવરાજ મહેતા ભવન, બ્લૉક નં. ૬/૧, ગાંધીનગર-૩૮૨૦૧૦ ખાતે આવેલ કચેરીમાં રૂબરૂ પણ ભરી શકાશે. [જા x ખ]

# ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર

## ગુજરાતી ભાષાની યોજનાઓના આવેદન ભરવા અંગેની જાહેરખબર

આથી ગુજરાતી ભાષાના સર્વ લેખકો તથા પ્રકાશકોને જાણ કરવાની કે ગુજરાત સાહિત્ય અકાદમી ગાંધીનગરની નીચે દર્શાવેલી વિવિધ યોજનાઓના આવેદનો અકાદમીમાંથી પત્ર દ્વારા કે રૂબરૂ મેળવી મહામાત્ર ગુજરાત સાહિત્ય અકાદમી અભિષેક બિલ્ડિંગ પ્રથમ માળ સેક્ટર ૨ ૧૧ ગાંધીનગર ૩૮૨૦૧૭ એ સરનામે સંબંધિત યોજનાના આવેદનો હસ્તપ્રત પુસ્તકો તા ૩૧ ૮ ૯૭ સુધીમાં મોકલી આપવા નિયત સમય બાદ મળેલા કે અધૂરા કે અસ્પષ્ટ વિગતવાળા આવેદનો સ્વીકારવામાં આવશે નહિ

(૧) ગુજરાતી ભાષાના સર્વ લેખકો અને પ્રકાશકોને જાણ કરવામાં આવે છે કે પ્રૌઢો માટેના અને બાળકો માટેના ગુજરાતી ભાષાના તા ૧ ૧ ૧૯૯૬થી તા. ૩૧ ૧૨ ૧૯૯૬ સુધીમાં જ પ્રગટ થયેલા મૌલિક પુસ્તકો માટેના ઉત્તમ ગુણવત્તા ધરાવતા શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક યોજનામાં આવેદનો મંગાવવામાં આવે છે આ યોજનામાં આવેદન સાથે પુસ્તકની બે નકલ વિનામૂલ્યે મોકલવી

(૨) ઇતિહાસ તત્ત્વજ્ઞાન વિજ્ઞાન કલા, ભાષા સાહિત્ય, શાસ્ત્રીય સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને તે પ્રકારના અભ્યાસાત્મક લેખોના સંગ્રહો જેવી શિષ્ટમાન્ય કૃતિઓના પ્રકાશન માટે રૂ ૭૫૦૦/ની સહાયક ગ્રાન્ટ યોજના

(૩) અગાઉ જેમની કોઈ પણ સાહિત્યિક કૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ ન હોય તેવા ગુજરાતી સાહિત્યના નવોદિત લેખકોને નીચે દર્શાવેલ સાહિત્યપ્રકારમાંની પોતાની પ્રથમ મૌલિક કૃતિ (૧) નવલકથા (લઘુનવલ સહિત) (૨) નવલિકા (૩) નાટક એકાંકી નાટકો અને રેડિયો ટેલિવિઝન રૂપકો સહિત (૪) સાહિત્યિક નિબંધો અને (૫) કાવ્યસંગ્રહ – જેવી લલિત સાહિત્યની મૌલિક કૃતિઓના પ્રથમ પ્રકાશન માટે રૂ ૭૫૦૦ની સહાયક ગ્રાન્ટ યોજના

(૪) હિન્દી અંગ્રેજી સિંધી તથા ઉર્દૂ ભાષા સિવાયની અન્ય અર્વાચીન ભારતીય ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ થયેલી હસ્તપ્રતોના પ્રકાશન માટે રૂ ૭૫૦૦ની આર્થિક સહાય યોજના

(૫) ઉત્તમ મૌલિક બાળસાહિત્યના નિર્માણ પ્રકાશનના પ્રોત્સાહન માટે રૂ ૫૦૦૦ની પ્રકાશન અર્થે આર્થિક સહાયની યોજના.

| | | |
|---|---|---|
| રઘુવીર ઓઝા (?) | યશવંત શુક્લ | મનુભાઈ પંચોળી 'દર્શક' |
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |